"તું ચીનના પાદશાહને ચોઠાઇ આપે એ વાત આપણી દીનને સારી દિસે નહી. આપણા રેવાજ અને દીનને એ રીત ઘટતી ગણાય નહી વળી આપણા પાદશાહોમાંથી કોઇએ પણ કદીમ જમાનામા તુરકીઓને ખંડણી અને ચોઠાઈ આપી નથી તેથી હું એ વાતને મલતો થનો નથી. ઇરાનની સામે થવાનું તુરકીઓમાં કાંઇપણ તાકાત કે જોર નથી." ગુસ્તાસ્પે તેનુ કહેવું કબુલ કીધું અને બોલ્યો કે, "હવે પછી હુ તેને કાઇપણ ચિજ ચોઠાઇ તરીકે આપવા ફરમાવશ નહી." ૧

## ગુસ્તાસ્પે જરથોશ્તી દીન કબુલ કીધી તેની ખબર અરજાસ્પને મલવાથી તેણે તેના ઉપર નામું લખ્યું તે વિષે. ૨

હવે એ બાબદથી પેલો નરદેવ (હારેમન) વાકેફ થવાથી તેણે તુરતજ ચીનના પાદશાહ આગળ જઇને કહયુ કે, "ઓ જેહાનના પાદશાહ ! જેહાનના તમામ મોટી અને નાની પડવીના લોકો તારો હોકમ બજા લાવતા હતા અને તારા તીરની અણીની સામે થવાની કોઇની પણ તાકાટ હતી નહી પણ લોહરાસ્પનો બેટો પાદશાહ ગુસ્તાસ્પ કાલે લશકર લેઇને તુરકીઓની સામે આવે છે. તેણે ખુલ્લી દુશમનાઇ દેખાડીને તારા જેવા પાદશાહ સાથે હારેમનનો ખવાશ દેખાડયો છે મારી પાસે એક લાખ કરતાં વધારે સ્વારો છે માટે જો તું તે સઘલા સ્વારો માંગશે તો હુ તેઓને તારી આગળ હાજર કરશ. માટે

---

૧ આપણે આગળ જોયું તેમ કએખસરૂએ તુરાનને છેલ્લો ફટકો મારી અફ્રાસીયાબને મારી નાખ્યા બાદ તુરાનનો મુલક ઈરાનના તાબેદાર બન્યો હતો અને તુરાની પાદશાહો ઈરાનને ચોઠાઈ આપતા બન્યા હતા છતા દકીકી અતરે ભુલ કરી ઈરાનને તુરાનના પાદશાહને ચોઠાઈ આપતું ગણાવ્યુ છે મીરખુદનું કહેવુ એ છે કે ગુશ્તાસ્પે જરથોશ્તની સલાહ ઉપરથી અરજાસ્પ ઉપર એલચી મોકલાવી તેને નવો મજહબ કબુલવાનો આગ્રહ કીધો જેથી અરજાસ્પ રીસે ભરાયો હતો અને તેનાથી સ્વતંત્ર બની લડવાને તૈયાર થયો હતો

૨ ફીરદોસી અતરે નવા સરૂ થતા બાબથી જેલખાન કરે છે તે પેહેલવી "અઈયાદગારે જરીરાન" માથી ઉતારો કીધો હોય એમ માલમ પડે છે શાહનામામા ફીરદોસીએ લીધેલું સઘલું લખાન એ કેતાબમાં જેમ મલે છે તેમ વીગતવારે ઉતારેલું છે. એ લખાનમા ફીરદોસીએ સેહેજ ફેરફાર અને વધઘટ કીધી હોય તેમ જણાય છે. પણ આ ધર્મને માટે થયલી પેહેલી લડાઈનું બ્યાન સેવટ સુધી બંધે ચોપડીમાં સરખુંજ ઉતરે છે

ચાલ કે અ પણે તેની સામે લડવાને જઇએ. તું સંભાળ રાખજે અને તેની સાથે લડવાને બીહતો ના."

તુરકી પાદશાહ અરજાસ્પ તે દેવનું એવું કેહેવું સમજતાંજ તખત ઉપરથી નિચે ઉતર્યો. તે એ માટેના ગમથી બીમાર અને સુસ્ત બન્યો અને તે જેહાનના પાદશાહ માટે ગમ કરવા લાગ્યો. ત્યાર બાદ તેણે તમામ વજીરોને બોલાવી મંગાવી તેઓ આગળ તેણે જે કાંઇ વાત સમજી હતી તે કહી અને બોલ્યો કે, "તમો જાણો કે ઇરાન જમીન ઉપરથી પાકદીન સાથે ઇજદી ખોરેહ જતુ રહયું છે. એક બુઢો શખ્સ સરદારોનો સરદાર બની નિકળી આવ્યો છે અને તેણે ઇરાનમા પેગમબરી દાવો કીધો છે. તે કહે છે કે, 'હું આસમાન ઉપરથી ઉતરી આવ્યો છુ અને તે જેહાનના પરવરદેગાર નજદિકથી આવ્યો છું. મેં પરવરદેગારને બેહેસ્તમાં દિઠો છે અને આ જે ઝંદ અવસ્તા છે તે સઘલા તેના લખેલા છે. મેં હારેમનને પણ દોજખમાં જોયો છે પણ હું તેની આગળ જઇ શકયો નથી. પરવરદેગારે મને તું જમીનના પાદશાહ આગળ દીન શીખવવા માટે મોકલી આપ્યો છે. આથી તે ઇરાની લશકરનો નામદાર સરદાર કે જે લોહરાસ્પ પાદશાહનો મોટા દરજજાનો બેટો થાય છે અને જેને હીબરૂ લોકો ગુસ્તાસ્પને નામે ઓલખે છે, તેણે પોતાની કંમરે એક કુસ્તી બાંધી છે. વળી તેનો ભાઇ જે બાધુર સ્વાર અને ઇરાનનો સપેહસાલાર ગણાય છે તથા જેનુ નામ જરીર છે તેના જેવાઓ પણ તેની આગળ તેની દીન માટેની સોધ ખોલ કરતા ગયા છે અને તે જાદુગર બુઢાથી ડરી ગયા છે. એ સઘલાઓએ તેની દીન કબુલવાથી તેની દીન અને રાહરીતીથી જેહાન ભરેલી બની છે. ઇરાનમાં આવો પેગમબરી દાવો કરતો રહીને તે એવી બેહુંદી બકવા કરનારો ત્યાંના લોકોની પુજવાની મુર્તી તરીકે બન્યો છે અને તે સરદારોનો સરદાર ગણાય છે. માટે હવે આપણુને તેના ઉપર એક નામું લખવું ઘટે છે. એ મારૂ ફરમાન લેઇને આનજદેહ નામનો સરદાર બાહાર પડશે. તે નહી ઇચ્છાવા જોગ રસ્તે ગયલાને પુશકલ સામન આપવો ઘટે છે, કે જેથી તે ભલો શખ્સ બને. તું તેને કહે જે કે, 'એવા બુરા માર્ગ ઉપરથી તું પાછો ફર અને બેહસ્તમાના ખોદાનો ડર કર. પેલા નાપાક બુઢાને તું હાકી કાઢ અને હમારી દીન પાળી તું મોજ ભોગવ.' જો તે આપણી શિખામણને કબુલ કરશે તો આપણા બંધીવાન તરીકે તેના પગો બાંધવા પડશે નહી. પણ જો તે આપણા સખુનો માનશે નહી અને તે દીનને તથા જુના કીનાને તાજો બનાવશે તો આપણે આપણા વિખેરાઇ ગયલાં લશકરને પાછું એકઠું કરીશું અને તેની સામે એક સારૂ લશકર લેઇ જઇશું. પછી આપણે તેની સાથે લડવાને ઇરાન

જઇશું અને તે મુલકમાં તેની નિશાણુ પણ રેહેવા દેઇશું નહી. આપણે તેની સામે હુમલો લેઇ જઇને તેને ખુવાર કરીશું અને તેને બાંધીને જીવતો સુલીએ ચઢાવશું."

પછી સઘલાઓએ તે જમાનાના અને જમીનના પાદશાહની તારીફ ગાઇ અને દરેકે પાદશાહ અરજાસ્પને કહયું કે "પાદશાહ ગુસ્તાસ્પ તો આડે માર્ગે ગયો છે." ચીનના પેહેલવાનો પણ તેનાજ ટેકામાં ઉભા અને તેઓમાંથી બે શખ્સને ચુટી કાઢવામાં આવ્યા. એકનું નામ બુજોર્ગી ધરાવનાર બીદરફશ હતું કે જે જોરાવર અને ગજબુટ છાતીનો બુઢો જાદુગર હતો અને બીજા જાદુગરનું નામ નામખાસ્ત હતુ. તેનુ દિલ નાશ કરવા સિવાય બીજુ કાંઇ ઇચ્છતું હતું નહી. પછી તે દીન કબુલ રાખનાર નામદારી ભર્યા પાદશાહ ગુસ્તાસ્પ ઉપર એક સુંદર અને સોભઇતુ નામું લખવામાં આવ્યું. તે નામાની સરવાત પરવરદેગાર કે જે જાહેર અને છુપુ જાણનારો છે તેના નામથી કરવામાં આવી. પછી લખ્યુ કે "જેમ એક પાદશાહને ઘટે તેવું પાદશાહને લાયકનુ આ નામું હું તું તારીફને અને તખતનેજ લાયકના પેહેલવાન જેવા જમીનના પાદશાહ ગુસ્તાસ્પ ઉપર લખું છુ. આ નામુ ચીનનો પેહેલવાનોનો સરદાર અરજાસ્પ કે જે જેહાનને જીતનારો સ્વાર અને નામીચો પેહેલવાન છે તેણે પાદશાહ લોહરાસ્પના વડો અને પ્યારો દીકરો ગુસ્તાસ્પ જે જેહાનનો માલેક અને તખતનો પાસબાન છે તેના ઉપર લખ્યું છે." પછી તે પાદશાહી નામામાં તારતરી ભાષામાં તેણે એક ભલી દુવા લખી કે "ઓ જેહાનના પાદશાહના નામદાર બેટા! શાહનશાહોના તખતને તુંજ દિપાવનારો છે. માટે તારૂ મગજ તાજું રહે જો અને તારૂ શરીર જીવ સાથે સલામત રહેજો. તારી કેઆનીકમર ઢીલી બનતી ના. ઉચું આસમાન તારી ઇચ્છા મુજબ ચાલજો અને બુરાઓની બુરી નજરથી તુને નુકસાન પુગતું ના. મેં એવું સમજયું છે કે, તે એક નાસકારક માર્ગ ધર્યો છે અને તેમ કરી તારા પોતાના રોશન દિવસને કાલો બનાવ્યો છે. એક ફરેબ આપનાર બુઢા શખ્સે આવીને તારાં દિલને ધાસ્તી અને ફીકર ભર્યું બનાવી દિધુ છે. તેણે તુંને બેહેસ્ત અને દોજખ વિષેની વાતો કહીને તારાં દિલમાં મુરખાંઇનું બી રોપ્યું છે. તેં તેને પેગમબર તરીકે કબુલ રાખી તેની દીન કબુલી છે અને તેની રાહરીતી પાળવાની તૈયારીઓ કરવા માંડી છે. તે તારા પોતાના વડીલ પાદશાહો કે જેઓ આગળા જેહાનના બુજોર્ગો ગણાતા હતા તેઓના રેવાજોને તજી દિધા છે અને પેલા પેહેલવાનોથી પલાતા ધર્મનો નાશ કીધો છે. એમ કરતાં તેં આગળ પાછલ કાય નહી જોયું? તું તેજ પાદશાહ (લોહરાસ્પ) નું ફરજંદ છે કે જેને લશકર વચ્ચે તાજની બક્ષેશ કરવામાં

આવી હતી તે લોહરાસ્પ આસમાન અને જમીનને સંગાર આપનારા સર્વેથી ચઢતા હોરમજદની હસ્તી કબુલનારો હતો. તેણે પોતાના માનીતા બેટાઓમાંથી તુંનેજ ચુટી કાઢી તુનેજ જમશેદના કુટુંબીઓથી પણ વધતો ગણ્યો હતો. કેઆનીઓ વચે કીનો સોધનારા કએખસરૂ માફક તું વધારે માન, મોટાઈ, પાદશાહી, કેઆની મુબારકપણું, જોર, ખોરેહ અને લાયકાતપણું ધરાવે છે, તથા તારી પાસે જુનાગો, સંગારેલા હાથીઓ, પુશકલ લશકર, અને તમામ ચિજોથી ભરપુર ખજાનો છે. ઓ નામદાર પાદશાહ! એ સઘલું તારૂ થયું છે અને તમામ મોટી પડવીના લોકો તારા દોસ્ત બન્યા છે. જેમ અરદીબેહેસ્ત મહીનાનો સુરજ મેષ રાશીમાંથી પ્રકાશે તેમ જાણે તું તમામ જેહાન ઉપર પ્રકાશી રહયો છે. પરવરદેગારે તુંને જેહાનમા પાદશાહી આપી છે અને તારા દરબારીઓ તારી આગળ ખરે પગે ઉભા રહે છે. પણ તુ તે જેહાનના માલેકનો ઉપકારી બનતો નથી અને દીનની પરવરશી કરવાના માર્ગની કદર પીછાણતો નથી જયારે પરવરદેગારે તુને પાદશાહ નેમ્યો ત્યારે એક જાદુગર બુઢાએ તુંને આડે માર્ગે ભમાવ્યો છે. જયારે એ ખબર મને આવી મલી ત્યારે જાણે ધોલે દિવસે મને તારાઓ દેખાતા હોય એમ જણાયું. તેથી હુ તારી ઉપર આ એક દોસ્તી ભર્યું નામુ લખુ છું કારણ કે જેમ હુ તારો દોસ્ત છું તેમ હું તારૂ ભલુ ઇચ્છનારો પણ છુ. માટે આ નામુ વાચતાજ તુ તારૂ બદન માંથાં વેરથી ધોઈ નાખજે અને વળી પેલા ઠગારાને તું તારો ચેહેરો પણ દેખાડતો ના. તું તારા નોકરોને પણ અધવચેથીજ એ દીન પાળતા પાછા વાળજે અને નવેસરથી ખુશાલી પાળી રોશન શરાબ પીવા સરૂ કરજે. તારી આગળના પાદશાહો કે જેઓ આગળા જેહાનના બુજોર્ગો ગણાતા હતા તેઓની રસમોને તુ તર્ક કરતો ના. જો તું મારી એ નેક શિખામણ કબુલ રાખશે તો તારા જીવને તુરકીઓથી નુકસાન પુગશે નહી તથા કશાની, તુરકી અને ચીનના મુલકો જાણે તારી આગળ ઇરાન જમીનના મુલકો હોય તેમ રેહેશે. વળી હુ તુને હદ વગરનો ખજાનો આપશ તથા મેં જે કાંઇ એકઠું કીધુ છે તેમાથી તું મારી પાસે જે ગમે તે માંગજે હુ સુના રૂપા સાથે જવહેરોથી જડી લિધેલી લગામ સાથના સારા રંગના ઘોડાઓ તથા બીજા સામન સાથે ગોલામો અને કરચલીવાલા બાલોથી સંગાર પાંમેલી ઓરતો પણ મોકલી આપશ. પણ જો તું એ મારી શિખામણો કબુલશે નહી તો તુ મારા એક બંધીવાન તરીકે ભારી બેડી પેહેરશે. હું એ મારાં નામાની પુઠે એક બે મહીનામાં ત્યાં આવી લાગીને તારા તમામ મુલકોનો નાશ કરશ. હું તુરકીઓ અને ચીનાઓનું એક એવું લશકર લાવશ કે જેઓને જોતાંજ જમીન પણ ફરતી અટકી જશે. જીહુન નદીને હું

કસ્તુરીથી ભરી નાખશ (યાને કાલી બનાવશ) અને દરીઆના પાણીને પણ તે કસ્તુરી (ધુલ) વડે સુકવી નાખશ. તારા સંગારેલા મેહેલને હું બાલી નાખશ અને તારી વસ્તીવારીને જડમૂળથી ઉખેડી નાખશ. વળી હુ તારા તમામ મુલકોને આગ લગાડશ અને તમામ લોકોના શરીરને સુઇઆ વડે સીવાડશ ઇરાનીઓ વચે જે કોઈ બુઢા શખ્સો હશે તે સઘલાઓને હુ સાંજ કેદ કરશ. મને તેઓથી કાંઇ કીંમત ઉપજશે નહી તેથી હું તે સઘલાઓના ડોકા શરીરથી જુદા કરાવશ. અને ઓરતો તથા બાળકોને સાથી લેઈ જઈ તે સઘલાંઓને મારા શેહેરમાં ગોલામ બનાવશ. તારા તમામ મુલકોને હું વેરાન બનાવશ અને ઝાડોને તેઓના થડમાંથી ઉખેડાવી કાઢશ. જે કાંઇ મારે તુંને કેહેવુ હતું તે મેં કહેવાડયુ છે. માટે તુ એ નામામાં દિધેલી શિખામણો ઉપર ઉંડા વિચાર કરજે ''

જયારે પાદશાહનો વજીર એ નામુ લખી પરવાર્યો ત્યારે પાદશાહના તમામ શરદારોની રૂબરૂમાં તેની ઘડી વાલવામાં આવી તથા તે ઉપર સહી કીધા પછી તે નામદારે તે નામું પેલા જાદુનો ફેલાવો કરનારા બુઢાઓ નામખાશ તથા બીદરફશને આપવા બોલાવીને તેઓને કહયું કે "તું તે લોહરાસ્પના બેટા ગુશ્તારપને કહે જે કે તુ તારી આબરૂ એ પ્રમાણે કાંય વેરે છે? માટે તું મારૂ એ કેહેન તમામ સમજ અને પેલા બુરી દીનવાલા બુઢા શખ્સ તરફ ના ઢલ. તેને તું તારી આગળ બોલાવીને બાલી નખાવ અને તારા અસલ ધર્મનેજ એકવાર ફરી તાજો બનાવ. જો તે હારેમન હોય અને નહી ઘટતાં કામો કરનારો હોય તો તેને તું હોકમ કરી મારી આગળ મોકલ. તું તારા તમામ મોબેદોને તથા સરદારોને બોલાવી મગાવી તેઓને આગલા રેવાજ પ્રમાણે ખાણું આપ્યા પછી તેઓની આગળ આ મારૂ દિલપસદ નામું વાચી સમજાવવાને તુ તારા મુનશીને ફરમાવજે અને તેનો જવાબ હું અરજાસ્પ ઉપર લખવાને તું તુરતજ જરથોસ્તને કહેજે. તું તેને તેની દીનની સત્તાઓ સાથેજ અત્રે મેકલી આપજે કે જેથી હુ તેને મારા કીનામાં મારી નખાઉ. જો તેની પાસે હું કાંઇ સાબેટીઓ જોવશ તો હુ પણ તેના તરફ ઘલશ. પણ જો તેનું કહેવું બેહુન્દું હશે તો તે હુ સમજશ નહી. તે તુંને જે કાંઇ જુઠું ભમાવે તેની તું તપાસમાં રહેજે કારણ કે તેથી તારા દિલને રોશની મલશે નહી. આ મારા નેક અને સાચા સખુનો તું સમજજે અને એક પાદશાહ ઉપર તું પાદશાહી કરવા માંગતો ના. સંભાળજે, તુ તેને કાંઈ સાચો ગણુતો ના. કારણ કે એમ કરવામાં હું કાંઇ આબરૂ જોતો નથી. તે પોતાની મુઠીમાં ધન સિવાય બીજું કાંઇપણ રાખવા માંગતો હશે નહી. હું જરથોસ્ત છું એમ તેનું કહેવુંજ બસ છે. માટે તેની વાત બીજા કોઇપણ આગળ કીધા વગર તું તેને ઉંધો લટકાવીને જીવતોજ સુલીએ ચઢાવજે."

પછી તેણે તે કાસદોને જડપથી રસ્તો કાપવા કહયું અને બોલ્યો કે "તમો ધુમાડાની માફક ઉટાવલે જજો." માર્ગ માટે તેણે તેઓની સાથે ત્રણ હજાર તલવારબાજ લડાયક સ્વારો આપ્યા. તેણે તેઓને ફરમાવ્યું કે "તમો અકકલથી વર્તજો અને તેઓની સાથે તમો પણ તેના મેહેલમાં જજો. જેવા તમો તેને તખત ઉપર બેઠેલો જુઓ કે તુરતજ તમો તેની આગળ વાંકા વલજો અને તેના તખતની આ કે પેલીગમ જોયા વગર પાદશાહોની રસમ મુજબ તમો તેને નમન કરજો. જયારે તે બધે કાસદો તેની આગળ બેસે ત્યારે તમો તમારા ચેહરા તેના પ્રકાશીત તાજ તરફજ ઠેડવી રાખજો. પછી તમો તેને તેનો મુબારક પેગામ પુગાડજો અને તે જે જવાબ દે તે ઉપર કાન ઠેડવીને સમજજો. જયારે તમો તેનો તમામ જવાબ સમજી રહો ત્યારે તમો જમીનને બોસો લેઈ બાહાર પડજો."

આથી કીનો લેનારો બીદરહશ તેની આગળથી બાહાર પડયો અને પોતાના જુન્ડા સાથે બલખ તરફ જવા લાગ્યો. સઘલા નામદારોને ઢાકી નાખનારો મુરખ સરદાર નામખાસ્ત પણ તેની મદદે ગયો તેઓ તુરાનથી બલખમાં આવી લાગતાંજ તેની દરબાર આગળ ઘોડા ઉપરથી નિચે ઉતર્યા અને તે પાદશાહ આગળ ચાલતા જઇને ત્યાનાં તખતના ઉબર ઉપર પોતાની નજર ઠેડવી. જયારે તેઓએ ચંદ્ર જેવાં તખત ઉપર તેનો સુરજ જેવો ચેહરો જોયો ત્યારે તેઓએ મુબારક લોકોના તે કેઆની પાદશાહ આગળ ગોલામો માફક તારીફ કીધી. પછી તેઓએ તેને તુરકી ભાષામાં લખાયલું તે પાદશાહી નામુ આપ્યું. તે નામું ખોલતાંજ તે જેહાનનો પાદશાહ ગુસ્સે થયો. તેણે તુરતજ પોતાના સલાહકાર [1] જામાસ્પને તથા ઇરાનના ચુનંનદા લોકોને, સપેહસાલારોને મોટા દરજજાના અનુભવી શખ્સોને અને મોબેદોને બોલાવી મગાવ્યા. એ સઘલા મોબેદોને

---

૧ આ જામાસ્પ કે જેને જામાસ્પ હકીમને નામે ઓલખવામાં આવે છે તે એક ઘણોજ કાબેલ દાનાવ અને નજુમથી પુર વાકેફ ધર્મગુરૂ હતો. પાદશાહ ગુસ્તાસ્પનો તે એક દાનાવ વજીર હોવા ઉપરાત એક મોટો લડવૈયો પણ હતો અને જરથોસ્તના મજહબના બચાવમા દએવયસ્નાનો સામે ઘણી વેલા લડયો હતો. એવી એક લડાઈ બાબે અવસ્તામાંથી પણ ઈસારો મલે છે. આબા યશ્ત (ફ. ૧૭-૧૮) મા એ જામાસ્પ બાબે લખે છે કે, "લડાઈની સફમા દુષ્ટ દેવયસ્નોના લશકરને દુરથી આવતાં જોઈ તેણીને જામાસ્પે સો ઘોડા હજાર બલદ અને દશ હજાર નાના ગોસ્પંદોથી આરાધી. ત્યારે તેણીથી માગ્યુ કે ઓ ખુબીવાલી, ઘણોજ ફાયદો કરનારી નિર્મલ અરદ્વીસુર! મને આ મુરાદ બક્ષ, તે એ કે બીજા તમામ ઈરાનીઓ જેટલી ફતેહ હું મેલવું."

પોતાની પાસે બોલાવ્યા બાદ તેણે પોતાની આગળ અવસ્તાની કેટાબ લાવી મુકી. વળી તેણે પોતાના પેગંબરને, તથા વજીરને અને પોતાના માનીતા સપેહસાલાર જરીરને પણ બોલાવી મંગાવ્યા. એ સપેહસાલાર જરીર તેનો ભાઈ થતો હતો કે જેને પેહેલવાનોના લશકરનો સરદાર બનાવવામાં આવ્યો હતો. જરીર તે જમાનાનો જેહાન પેહેલવાન ગણાતો હતો કારણ કે સ્વાર અસફંદીયાર હજી બાળક હતો. લશકરનો સપેહસાલાર જરીર લડાઇની દેખરેખ રાખનાર, જેહાનની પનાહી કરનાર અને સ્વારોને મજબુટી આપનાર ગણાતો હતો. તે જેહાનને બુરા લોકોથી પાક બનાવનાર હતો અને લડાઈમાં તે ભાલા રાખનારો ગણાતો હતો.

પછી ગુસ્તાસ્પે તે મોટા દરજજાના લોકોને, ઇરાનના બુજોરગોને અને બાહુરોને એ પ્રમાણે કહયું કે, "તુરાન અને ચીનના સરદાર અરજાસ્પે ચીનની જમીનમાંથી એક નામુ લખ્યુ છે." ત્યાર બાદ તેણે તે તુરાની પાદશાહે જે બુરી વાત તેના ઉપર લખી હતી તે તેઓને કહી અને બોલ્યો કે, "એમા તમો શું ધારો છો ? એ બાબે તમો શુ કેહેવા માગો છે ? એ કામનું શું સેવટ આવશે ? એક શખ્સ કે જે દાનાઇનો ખજાનો વધારે ધરાવતો નહી હોય તેની દોસ્તી કરવી કેટલી અનગમતી છે. હુ તો તે પાકજાદ અઇરજની તોખમનો છું અને તે તો જાદુગર (તુર) ની તોખમનો બેટો થાય છે. ત્યારે તે બે વચ્ચે સુલેહ રેહેજ કયાથી ? તોપણ મને તે બાબે વિચાર તો કરવો જોઇએ. જે કોઈનુ નામ પુશકલ નેકનામી ભર્યું હોય તેણે પોતાની વાત દરેક શખ્સ આગળ કરવી ઘટે છે." પાદશાહના એમ બોલી રેહેતાજ સપેહસાલાર જરીરે અને અસફંદીયારે પોતાની તલવાર બહાર કાઢી કહયું કે, "તમામ જેહાનમાંથી જો કોઈ એવો શખ્સ હોય કે જેને એ પેગમબરી પસદ પડતી નહી હોય અને જે પોતાનું માથું તેનો હોકમ બજાવવાને નમાવતો નહી હોય અને જે તું મુબારક પાદશાહની દરબારમાં આવતો નહી હોય તથા તારા ભપકા ભર્યા તખત આગળ હોકમ બજાવવાને પોતાની કંમર બાંધતો નહી હોય અને તે તેની ભલી દીનનો માર્ગ ધરતો નહી હોય તથા એ ભલી દીનનો તે નોકર બનતો નહી હોય, તો હમે આ તલવારથી તેનો જીવ બાહાર કાઢીશું અને તેના માથાંને ઉંચી સુલી ઉપર ચઢાવી દેઇશુ "

## ગુશ્તાસ્પે અરજાસ્પના નાંમનો જવાબ કેહેવાડયો તે વિષે.

પછી તે ફાડીખાનારા સિંહ જેવા, લડાયક અને બાહાદુર જરીર નામના ધરાની સપેહેસાલારે જેહાનના પાદશાહને કહયું કે, "એ નામદાર! જો તું પાદશાહ મને હોકમ આપે તો હું તે જાદુગર અરજાસ્પને જવાબ આપું." શાહ ગુશ્તાસ્પને એ વાત પસંદ પડયાથી તે બોલ્યો કે, "ચાલ, ઉઠ અને તેનો જવાબ આપ અને તેને શિક્ષા તરીકે ખલ્લુખ[1] શેહરની એક બાયદી બનાવ. આથી જરીર, મોટા દરજ્જાનો અસ્ફંદીયાર, અને મુબારક કામોનો બજાવનાર દસ્તુર જામાસ્પ એ ત્રણે ચેહરા ઉપર કરચલી ચઢાવી, ગમગીન દિલે તેની આગળથી તે માટે સામટા ગયા અને તેઓએ તે બીહામના અરજાસ્પ ઉપર તેને ઘટતું અને લાયક એક નામું લખ્યું. પછી સપેહસાલાર જરીરે તે બંધ કીધા વગર હાથમા ખોલ્લુ ધરીને તે પાદશાહ આગળ આવી તેને તે વાંચી સંભલાવ્યું, જેથી જેહાનનો પાદશાહ ગુશ્તાસ્પ તે દાનાવ સપેહસાલાર જરીર, જામાસ્પ અને પોતાના બેટા અસંફંદીયાર માટે અચરત બન્યો. પછી તે નામાની ઘરી વાલી તેના ઉપર પોતાની સહી કીધા બાદ તેણે તે કાસદોને પોતાની આગળ બોલાવી મંગાવીને કહયુ કે, "આ લેવો અને તે તેને પોહોંચાડો. હવે પછી તમો મારી આગળ આવવાનો રસ્તો પકડતા ના. જો અવરતા ઝંદમાં એમ (કરવાનો અટકાવ) હતે નહી તો તમો કાસદોને (હાલે) એના બદલામાં નુકસાંન પુગ્યું હતે. હું તમો સઘલાઓને ઉંઘમાંથી જાગૃત કરતાંજ જીવતા સુલીએ લટકાવતે, કે જેથી તે નાપાક જાણી શકતે કે પાદશાહ સામે એમ ગરદન ઉચકાય નહી."

પછી તે નામું તેઓ ઉપર ફેકતાં બોલ્યો કે, "લેઓ આ ધરો, અને તે પેલા તુરકી જાદુગર આગળ લેઇ જાઓ. તમો તેને કેહે જો કે, તારૂ મોત નજદિક આવી લાગ્યુ છે અને તુને લોહી અને ધુલ વચે પડવાની ઇચ્છા થઇ છે. તારી ગરદન મરાજો અને તું ઘાહેલ થયલાં રવાનનો રેહેજો. તારાં હાડકાં ધુલમાં વિખેરાઈ પડજો. ખોદાની ઇચ્છા હશે તો આ દેહ મહીનામાંજ હું પેલું બુજોર્ગી ભર્યું બખતર પેહેરી અને તુરાન જમીન ઉપર લશકર લાવીને કરકસારના મુલકનો નાસ કરશ.'"

---

૧ ખલ્લુખ એ તુરકસ્તાનના એક શેહેરનું નામ છે.

એ વાતનો અંત આવતાજ તે જમીનના પાદશાહે પોતાના સપેહસાલારને બોલાવીને તેની તારીફ કરીને કહયું કે, "આ લોકો ઈરાનની સરહદ છોડી જાય ત્યા સુધી તું તેઓની તપાસ રાખજે." આથી ચીનના પાદશાહના બધે કાસદો તે જમીનના પાદશાહ ગુસ્તારપ આગળથી કમીના બનીને ચાલી ગયા. ૧ પાદશાહ ગુસ્તાસ્પે તેમને હીનસપતી સાથે ત્યાથી હાંકી કાઢયા તેઓ મુબારક. ઈરાનમાંથી ખલ્લુખમાં આવ્યા પણ તે ખલ્લુખ શેહેર તેમને મુબારક થયુ નહી તેઓ તે પાદશાહના મેહેલના મીનારા ઉપર કાલો વાવટો ચઢેલો જોતાંજ દોડતા ઘોડા ઉપરથી નિચે ઉતર્યા અને તુટેલે દિલે અને આંસુથી આંધલી થતી આંખો સાથે પગે ચાલતા તેની આગળ ગયા. તેઓએ કાલા બનેલાં રવાન સાથે ફીકક્કે ચેહેરે પેલુ પાદશાહ ગુશ્તાસ્પનુ નામું કે જે જવાબ સ્વાર જરીરે લખ્યો હતો તે તેને આપ્યું. તેણે તે તુરાનના જવાનો અને બુઢાઓની આગળ વાંચી સમજાવવા મુનશીને ફરમાવ્યુ અને કહયું કે, "પેહેલે એ નામુ તુ મારી આગળ બરોબર વાંચી જા" આથી તેના મુનશીએ તે નામું ખોલી તે તુરાની તોખમના પાદશાહ આગળ વાંચી સભલાવ્યુ. તે નામાની સરૂવાતમાં તે જેહાનના માલેક અને તખ્તની પાસબાની કરનારા લોહરાસ્પના બેટા ગુસ્તાસ્પે લખ્યું હતુ કે, ૨ "તારૂં નિચ લખાન જે તે હું એક પાદશાહ જેવા ઉપર લખ્યું તે મને પુગ્યું છે. તેમાં જે કાઇ વાત તેં લખી તે મેં સમજી અને જાણી છે. પણ તુને તેમ કહેવાડવું લાજમ હતું નહી. તે વાત સમજવાને લાયકની કે કોઇને દેખાડવાને લાયકની હતીજ નહી. તે સાંભળવાને લાયકની નહી પણ ફેંકી દેવાને લાયકની હતી. તે એમ કહેવાડયું કે, 'હુ તારા ખુશનુમા મુલક ઇરાન ઉપર લશકર લેઇ ચઢી આવશ. પણ તેને માટે મને તો એ કે ચાર મહીના પણ જોઇતા નથી. કારણ કે હમો પોતેજ લડાયક સિહાને લેઇને ત્યાં આવનાર છીએ. માટે તું એટલી બધી મેહેનત લેતો ના કારણ કે હમોએ પોતેજ હમારા ખજાનાના બારણા ખુલ્લાં કીધા છે. હમો હમારા લખો પેહેલવાનો કે જે

---

૧ તુરાની એલચીઓના જવા બાદ "અઈયાદગારે જરીરાન"માં જણાવ્યા મુજબ પાદશાહ પોતાના ભાઈ જરીરને એવો હોકમ કરે છે કે, "મોટા પાહાડોમાં ઉંચા પાહાડ ઉપર આતશ સલગાવવા ફરમાવ. શેહેરને ખબર કર અને સારા સ્વારોને ખબર કર કે મગોઈ મરદ (એટલે માજી અથવા મોબેદો) જેઓ પાણી અને આતશ બેહરામની એક પુજારી માફક આરાધના કરે છે અને તપાસ કરે છે તેઓ સિવાય ૧૦ વર્ષથી ૮૦ વર્ષ સુધીના કોઈપણ શખ્સે પોતાના ઘરમાં રહેવું નહી.

૨ એ ખતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

સઘલાઓ લડાઇના અનુભવીઓ અને નામદારો છે તેઓને લેઇને આવીશ. એ સઘલા અફરજની તોખમના પેહેલવાનો છે અને કાંઈ તુરકી કે અફરાસીયાબની તોખમના નથી. તેઓ પાદશાહી ચેહેરાના અને ચંદ્રના જેવા દેખાવના છે. તેઓ સીધા અને ઉચા તેમજ સાચું બોલનારા છે. તે સઘલા પાદશાહી અને તખતને લાયકના તેમજ ખજાનો, તાજ અને લશકરને લાયકના છે. તેઓ નેજા રાખનારા અને તલવાર મારનારા તથા લશકરને સંગાર આપનારા અને લશકરને તોડનારા છે તે સઘલાઓના હાથમાં નેજા અને ઘોડા ઉપર જીન બાંધેલાં રહે છે. તેઓની વીતી ઉપર મારૂજ નામ કોતરાયલું છે. તે સઘલાઓ આ દીન કબુલનારા અને હુંશીયાર છે સઘલાઓ હાર અને કાનમા લુલક પેહેરે છે. મે હાથીઓ ઉપર ઢોલ બંધાવ્યાની વાત તેઓ જાણતાજ તેમના ઘોડાની ખરીઓથી પાહાડ પણ કુટાઈ જશે. તેઓ કાંઇ લોભ માટે જેહાનને ઇજા દેનારા નથી પણ એ સઘલાઓ સિંહને પકડનારા અને લડાયક છે. જયારે લડાઇ વખતે તેઓ હથીયાર સજે છે ત્યારે તેઓ સાંથી ઉચા આસમાન સુધી ધુલ ઉડતી કરે છે. તેઓ જીન ઉપર સખત પાહાડ માફક બેસનારા છે અને તેઓને લિધે પાહાડની ટોંચના પણ ટુકડે ટુકડા થઇ જાય છે તેઓ વચે બે નામીચા સ્વાર પેહેલવાનો સપેહસાલાર જરીર અને અસફંદીયાર છે, જેઓ લોઢાંનુ બખતર પેહેરતાંજ સુરજ અને ચંદ્રને પણ પગ નિચે લાવી નાખે છે. જયારે તેઓ ગરદન ઉપરથી ફુડનારો ગુરજ ઉઠાવે છે ત્યારે તેઓના બોરેહને લિધે બીજાઓનો દોરદમામ છુપી રહે છે માટે તેઓના લશકર સાથે આવી ઉભા રેહેતાંજ તુને (પેહેલાં) તેઓ તરફ નજર કરવી પડશે. તાજ તખત સાથે તો તેઓ સુરજ જેવાજ લાગે છે અને તેઓના બોરેહને લિધે તેઓનો દમામ અને નસીબ જલકાટ મારે છે તે સપેહસાલારો મારા આવા પેહેલવાનો છે તેઓ મારા માનીતા અને પસંદ પડતા મોબેદો જેવા છે. માટે તું જીહુન નદીને કસ્તુરીથી (યાને ધુલારાંથી) દોહોવવાની મેહેનત કરતો ના કારણ કે મે મારા જુના ખજાનાના બારણા ખોલ્યાં છે માટે જો જીહુન નદીમાં મારી તલવારનો ચલકાત પડશે અથવા તો મારા ગુરજના ગુમાવવાથી ઉડેલો પવન જંગલમાં પુગશે તો તે જંગલમાના હાથીઓ રૂદન કરવા પડશે અને જીહુન નદીમાના પાણીઓ ઉકલવા માંડશે જો ખોદાનુ ચાહાવુ હશે તો તે લડાઇમાં હું લડતી વખતે તારૂ ડોકુ ભોંયે ફેકશ."

## અરજાસ્પ લશકર લેઇને ગુશ્તાસ્પ સાથે લડવા ગયો તે વિષે.

જયારે તે સરદારે એ નામુ વાંચ્યુ ત્યારે તે દુખી થઇને તખત ઉપરથી નિચે ઉતર્યો. તેણે પોતાના સપેહસાલારને કહયું કે, "સહવારના પરોઢીઆમાં તુ મારી પાદશાહ હેઠેલની સઘલી જગ્યામાંથી લશકર બોલાવી મંગાવજે" આથી ચોતરફથી ચીનના લશકરના નામીચા બાધુરો તુરાન જમીનમાં આવવા લાગ્યા. અરજાસ્પના હારેમન જેવા બે ભાઇઓ હતા. તેમાના એકનું નામ ગોહરમ અને બીજાનુ નામ અંદરઈમાન હતુ.[1] તેણે તેઓને હાથી તથા રાતા, પીલા અને જાંબુરા રંગથી સંગારેલો ઝુન્ડા તથા ત્રણ લાખ નામીચા પેહેલવાનો અને લડાયક સ્વારો આપ્યા પછી તેણે ખજાનાના દરવાજા ખુલ્લા કરી તેઓનો પગાર આપ્યા બાદ પીતલના રનશીગડા વજડાવી લશકરનો સામન ચઢાવ્યો. તેણે જલદીથી પોતાના ભાઇ ગોહરમને બોલાવી મંગાવી એક બાજુનુ લશકર તેને સોપીયુ બીજા હાથનુ લશકર અંદરઇમાનને આપ્યુ અને પોતે કમર બાંધી વચમા રહયો ત્યા એક ગોરગસાર નામનો જમાના ખાધેલો તુરકી હતો, તેને તેણે લશકર સોંપીને સપેહસાલાર પણું આપ્યું. તું કેહેશે કે તે બુરાઇ સિવાય બીજુ કાંઈ જાણતો નથી. તે બુરી કરણીના હારેમનથી પણ વધારે બુરો હતો અને હથીયાર તરીકે પોતાના હાથમાં કોડાલીજ રાખ્તો હતો. તેનુ કામ રાત અને દિસ આગ લગાડવાનુ હોવાથી તેને વેરવાળનાર એવું નામ પણ આપવામા આવ્યું હતું. તેનો બીદરફશ નામનો ભાઈ હતો, તેને અરજાસ્પે વરૂની આકૃતીવાલો વાવટો સોંપ્યો. ખશાશ નામનો એક બાધુર શખ્સ જે પગે ચાલીને નરસિંહો સામે જતો હતો તેને તેણે લશકરની ચોકી કરનારો અને સરદાર બનાવ્યો, તેથી તેઓ તેનો વાવટો ધરી તે પેહેલવાન આગળ ચાલવા લાગ્યા. હુશદેવ નામના એક તુરકીને તે તુરકી પાદશાહે લશકરની દાવી બાજુએ મોકલતાં કહયું કે "તું લશકર પુઠે ઉભો રેહેજે અને આપણા લશકરમાથી જે કોઇ પાછા હટે તેની સંભાળ રાખજે, અને જેને પણ તું એમ જરા પણ કરતાં જોય તો તેને ત્યાંજ મારી નાખજે. સંભાળજે કે તે તારી હુશીયારીને ચોરી જાય નહી. વળી તેણે તપેહ નામના એક બીજા તુરકીને લશકરનો મધ્ય ભાગ સંભાલવા ફરમાવ્યું. પછી તે ત્યાથી એ રીતે ઉકલતા દિલે અને આંસુ ભરી આંખો સાથે ઉશકેરાયલો આગળ વધ્યો અને માર્ગમાં તે નાશ કરતો,

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

મેહેલોને બાલતો અને ઝાડોને જડ મૂળથી ઉખેડી કાઢવા લાગ્યો. તે કાફરોના પાદશાહે ઇરાન જમીનના લશકર સાથે લડવા માટે પોતાનુ દિલ કીનાથીજ ભરી મુક્યું.

## ગુશ્તાસ્પે અરજાસ્પ સાથે લડાઇ કરવાને લશકર ભેગું કીધું તે વિષે.

જયારે પાદશાહ ગુસ્તાસ્પને એ ખબર મલી કે, "તુરકસ્તાન અને ચીનનો પાદશાહ લશકર સાથે કુછ કરવાની તૈયારી કરે છે," ત્યારે તેણે પોતાના બાધુર ખશાશને પોતાની આગળ બોલાવી મંગાવીને કહયુ કે "તું આવતી કાલે બામદાદે હાથીઓને તૈયાર રાખજે અને લશકરને લાવી રાખજે." પછી તેણે પોતાના આઠ જાગીરદારો કે જેઓ જુદાં જુદાં ગામોના સખી પાદશાહો હતા તેઓ ઉપર નામા લખાવ્યાં તેમાં તેણે લખાવ્યું કે, "તમો સઘલા મારી દરબારમાં આવો કે જેથી મારૂ બુરૂં ઇચ્છનારાઓ મારો મુલક છોડી જાય" જયારે તે જેહાનને સોધનારા દુશમન (અરજાસ્પ) ના આવી લાગવાની ખબરના નામાં તે સખી શખ્સોને પુગ્યા ત્યારે તે પાદશાહની દરબારમાં તેઓનું એટલું બધું લશકર આવી લાગ્યું કે તેટલુ ઘાસ પણ જમીન ઉપર ઉગતુ હશે નહી. તે જેહાનના કેઆની પાદશાહ માટે લડવાને જેહાનના પેહેલવાનોએ પોતાની કમર બાંધી અને તેના હોકમ મુજબ તમામ જાગીરદારોએ તે પાદશાહની દરબાર તરફ ચાલવા માંડયું. થોડા વખતમાં તો હજારો હજાર સીપાઇઓ તેની દરબારમાં આવી લાગ્યા અને તે સઘલાઓ તે નામદારી ભર્યા નેકખાહ પાદશાહને માટે ત્યાં ભેગા મલ્યા. પાદશાહે લશકરગાહમાં જઇ તે લશકરની તપાસ લિધી અને તેમાથી જે કોઇ ઘણા લાયક હતા તેઓને ચુટી કાઢયા. તેમને જોઇ તે મુબારક પાદશાહ ખુશી થઈ ગયો અને આટલું બધુ લશકર. જોઈ તેનુ દિલ અચરત બન્યું.

બીજે દિવસે ગુસ્તાસ્પે પોતાના મોબેદો, સરદારો, બુજોર્ગો અને સપેહસાલારો સાથે બેસીને તમામ બાબદો ઉપર વિચાર ચલાવ્યો અને દરેક સરદાર માટે એક એકી જગ્યા નેમી આપી પછી પેલા જમશેદે ભરી મુકેલા ખજાનાના બારણા ખોલવામાં આવ્યા અને તે લશકરને બે વર્ષ સુધીના પૈસા આંગ ઉપર આપ્યા. પગાર અપાઇ રેહેતાજ તેણે તેઓને હથીયારો આપવા માંડયા અને પછી પરગમ અને રણશીગડાં વજડાવી લશકરનો અસબાબ ચઢાવવા માંડયો તેણે સબકતા અને મુબારક પાદશાહી ઝુન્ડાને તે લશકર કે જેવુ કોઇએ કદી પણ જોયું હતું નહી તેની હરોલમાં ચલાવવાનો હોકમ કીધો અને અરજાસ્પ

સાથે લડવાને લશકરને કુચ કરાવી. ઉડી રહેલી ધુલથી થયલાં અંધારાંને લિધે તથા ઘોડાઓના પુસકલ ખંખારો અને લોકોના બુમરાનને લિધે ઢોલ વાગવાના અવાજ પણ કાનોથી સમજી શકતા હતા નહી ઉચે પકડેલા પુશકલ વાવટેઓ અને વાદલને લાગેલી ભાલાઓની અણીઓથી જાણે પાહાડી જગ્યામા ખીચો ખીચ ઝાડો ઉગ્યા હોય અથવાતો વસતની મોસમમાં સેરદીની ઝાડી બની હોય તેમ લાગતુ હતુ. એ પ્રમાણે તે લશકર પાદશાહ ગુસ્તાસ્પના હોકમથી એક પછી બીજો મુલક પસાર કરવા લાગ્યું.

## ગુશ્તાસ્પે એ લડાઇનું સેવટ સેતારાઓની ચાલે કેવું આવશે તે બાબે જામાસ્પને પુછયું તે વિષે.

જયારે તે લશકર નામીચા બલખમાંથી જીહુન નદી આગળ આવી લાગ્યું ત્યારે લશકરના સપેહસાલારે તે લશકરને માટે ત્યાં છાવણી નખાવી. ત્યા આવતાંજ પાદશાહ લશકરની વચે ઘોડા ઉપરથી નિચે ઉતરીને તખત ઉપર બેઠો. પછી જામાસ્પ કે જે ગુસ્તાસ્પનો સલાહકાર હતો તેનો તુરતજ પાદશાહે બોલાવી મંગાવ્યો તે જામાસ્પ મોબેદોના સરદાર, સરદારોના પાદશાહ, અને બુજોર્ગો તથા બાધુરોના ચેરાગ જેવો હતો. તે એટલો તો પાક દીનનો અને પવિત્ર રવાનનો હતો કે તેથી તેને સઘલું જાહેર તેમજ છુપું માલમ પડતું હતું. ૧ તે એક મોટો નજુમી હતો અને તેની દાનાઈ આગળ કોઈ પણ

૧ જરથોશ્ત બેહેરામના પાજંદ જરથોશ્ત નામામા કેહેવામા આવ્યું છે કે પાદશાહ ગુસ્તાસ્પે જરથોશ્ત પાસેથી એવી ચાર માગણી કીધી કે તે ૧ જીવતા જીવત પોતાનું મીનોઈ બેહેશ્ત જોય, ૨ તે ઘણોજ જોરેમંદ અને હરીફ વગરનો બને, ૩ તે ભુત અને ભવિશય બંધે સારી રીતે જાણી શકે અને ૪ તે કયામત સુધી અમર્ગ રહે. જરથોશ્તે જવાબ દિધો કે એમ બને તે માટે હું પરવરદેગારની બંદગી કરીશ. પણ એ ચારે હાજતો તુંનેજ ફળી શકશે નહી. માટે તું એ ચારમાથી જે તે એક પસંદ કર અને બાકીની ત્રણ માંગણી બીજાઓને માટે રેહેવા દે. એમ કરવાને ગુસ્તાસ્પે કબુલ્યાથી જરથોશ્તે પોતાને ઘરે જઈ તે આખી રાત બંદગી કીધી તેથી બીજે દીવસે એક મોજેજા જેવો બનાવ બન્યો તે દિવસે ગુસ્તાસ્પની દરબારમાં હોરમજદે ચાર ફરેશ્તાઓ જેમા બે અમશાસ્પંદો હતા તેઓને મોકલી આપ્યા, જેઓએ ગુશ્તાસ્પને જરથોશ્તી દીન કબુલવા અને જરથોશ્તનો હોકમ બજા લાવવાને ફરમાવ્યું અને ગુસ્તાસ્પે તેમ કરવાનું કબુલ્યાથી તેઓ ત્યાથી પાછા ફર્યા. પછી જરથોશ્તે બાજ ઇજવાની તૈયારી કીધી અને તે માટે દુધ, ફુલ, દારૂ અને દારમ એ ચાર ચીજો હાજર કીધી. બાજ ઈજયા પછી તે બાજમાનો દારૂ જરથોશ્તે ગુશ્તાસ્પને પાયો જેથી તે ભર ઉંઘમા પડયો અને તેમા

બીસાડ ધરાવતુ હતું નહી ગુશ્તાસપે તેને પુછ્યું કે "પરવરદેગારે તુને તે ભલી દીન સાથે પાકીજેહ વિચારો આપ્યા છે. જેહાનમાં તારા જેવો કોઇ શખ્સ નથી. પરવરદેગારે બસ જાણે તું નેજ અકકલ બક્ષી દિધી છે. માટે તું તારાઓની ગણત્રી કરી મને એ લડાઇ માટેની સઘલી ખબર કેહ કે એ લડાઇની સરૂવાત અને અંત કેવો આવશે? આ જગ્યાએ કોણને હાર મલશે?" બુઢા જનમાસપને એ ખુશ નહી લાગ્યાથી તેણે ગુસ્તાસપને ગમગીન ચેહેરે કહયુ કે "અરે! હુ ઇચ્છુ છુ કે તે ઇનશાફી પરવરદેગારે મને આવી અકકલ અને હુનર બક્ષ્યોજ હોતે નહી જો હુ અકકલ ધરાવતે નહી તો જે બનવાનું છે તે તુ પાદશાહ મને પુછતે પણ નહી હવે મને એ કેહેવું પડે છે જો હું તુ પાદશાહને તે કહુ નહી તો તુ પાદશાહોનો પાદશાહ મારો નાશ કરે. તો પણ ઇનશાફને ખાતર તારે મને વચણ આપવું પડશે કે જેથી તુ મારૂ બુરૂ કરે નહી અથવા તો તેમ કરવાનો હોકમ કરે નહી" આથી તે પાદશાહે તેને જવાબ દિધો કે "ખોદાના નામથી તથા આ દીન લાવનારા પાક વિચારના પેગમબરના નામથી તથા પેલા બાધુર સ્વાર જરીરના જીવના કસમથી તથા મારા વાહલા બેટા અસફંદીયારના જીવના સોગંદથી હુ કહુ છુ કે હુ તુને કદીપણ કોઇ કોઇ હાહાડે મારો દુશમન ગણશ નહી. હુ પોતે તારૂ બુરૂ કરશ નહી તથા તેમ કરવાને હોકમ પણ કરશ નહી માટે તુ એ બાબે જે કાંઇ જાણતો હોય તે મને કેહ. કારણ કે તું ઉપાયનો જાણનાર છે અને હુ ઉપાયનો સાધનાર છુ." તે અકકલમંદે તેને જવાબ દિધો કે, "ઓ મોટા દરજજાના પાદશાહ! તારૂં તાજ હમેશાં તારી ઉપર તાજું રેહેજો. ઓ નામદારી સોધનારા બાધુર પાદશાહ! તુ જાણ કે જયારે સામા સામી મોઢાં કરી લડાઇ કરવામાં આવશે ત્યારે તે વખતે એવી બાંગો અને પોકારો કરવામાં આવશે કે તુ કહેશે કે જાણે તેઓ તમામ પાહાડનેજ ઉખેડી કાઢવા માંગે છે. મરદાને મરદો હરોલમાં આવી ઉભા રેહેશે અને લડાઇ વખતે ઉડતી ધુલથી હવા કાલી થઈ જશે. તે વખતે તુ જેહાનને બલુ થઈ ગયલી તથા જમીનને આતશથી ભરેલી અને હવાને ધુમાડાથી ભરાયલી જોશે પેલા ભારી ગુરજોના ફટકા લુહાડના લોહાના હથોડા માફક પડશે.

---

તેણે પોતાના બેહેશ્ત મલવાનો સ્વપનો જોયા અને એ રીતે ગુશ્તાસ્પે પોતાની ખાહેશ પુરી પાડી. જરથોશ્તે તેમાનુ દુધ પેસુતનને પાયું જેથી તે અમર બન્યો, તેણે જનમાસપને ફુલ સુઘાડયું જેથી તે ભુત અને ભવિશ્ય જાણુનાર બન્યો અને દારમની ચાશની તેણે અસફંદીયારને કરાવી જેથી તેની દેહ તાંબા જેવી બની અને તે અજીત કેહેવાવા લાગ્યો. એ રીતે પેગામબર સાહેબ જરથોશ્તે ગુશ્તાસ્પની એ ચાર માગણી પુરી પાડી હતી.

તીરોને કમાનમાંથી ફેંકવાના અવાજો ઉપર અવાજો મગજને આવી અડકશે અને સફેદ ઘોડાઓના ખંખારો હવામા ઉપર ચઢશે તેથી ફરતું આસમાન પણ તુટી જશે અને વાવતાઓ લોહીથી ખરડાઇ જશે તુ ઘણા એક બેટાઓને બાપ વગરના અને ઘણા એક બાપોને બેટા વગરના બનેલા જોશે તુ પાદશાહનો પેલો બાધુર બેટો નામદારી ભર્યો કેઆની અરદેશર પોતાના અરબી ઘોડાને પેહેલવેહેલો હરોલમા દોડાવશે અને જે કોઇ સામો મલશે તેઓને ધુલમાં ફેંકશે તે તુરકીઓના એટલા બધા તો સ્વારોને ઘોડા વગરના બનાવશે કે જેની ગણત્રી સેતારાઓની ચાલ ઉપરથી થઇ શકતી પણ નથી તોપણ આખરે તે માર્યો જશે અને માર્યા ગયલાઓ વચે તેનું નામ લખાયલુ રેહેશે. પછી તુ પાદશાહનો બાધુર બેટો શીદસ્પ તેના કીનામા પોતાના કાલા ઘોડાને તેજી બનાવશે તે દલગીર બનીને પોતાની તલવાર બાહાર ખેંચશે અને પોતાના ઘોડાને પુશકલ દોડાવીને તુરકીઓના માણસોને મારી નાખશે. પણ આખરે તેને પણ તેનુ નસીબ ખાકમા નાખશે અને તેનુ તાજવાલુ માથુ તાજ વગરનું બનશે ત્યાર બાદ મારો બેટો કમરે મારોજ કમરપતો બાંધીને પાદશાહના બેટા શીદસ્પનો કીનો લવાને ત્યા રૂસતમની માફક તે લશકર વચે આવી લાગશે તે સિહના જેવો પેહેલવાન લડાઇમા પુશકલ કોશેષ કરીને ઘણા એક નામદારોને અને ચીનના પેહેલવાનોને ભોય પટકશે હુ તો તેને પાદશાહ ખસરૂની માફકનોજ બાધુર ગણ્ છું. ઇરાનીઓના હાથમાંથી પેલો દીપી ગેહેતો કાવ્યાની ઝુન્ડો હેઠો પડશે જેવો તે પ્યારો બેટો તે મુબારક ઝુન્ડાને ઘોડા ઉપરથી ધુલ અને લોહીમા પડી ખરડાયલો જોશે તેવોજ તે પોતાના ઘોડાની પીઠ ઉપરથી નિચે ઉતરી પડીને બાધુરી સાથે તે ઝુન્ડાને પાછો ઉચકશે અને એક હાથમાં તલવાર અને બીજા હાથમાં જાબુરો ઝુન્ડો પકડી રેહેશે. તેના ઉપર ઘણા એક દુશમનો ઉલટી પડવા છતાં તે તે હારેમનોના જીવ લેશે તેવામાં એક દુશમન બાધુરીથી પોતાની તિક્ષણ તલવાર વડે તેનો એક હાથ કાપી નાખશે તો પણ તે વાહાલો બેટો તે ઝુન્ડાને પોતાના દાતો વચે ધરી રાખશે અને તે જાબુરા ઝુન્ડાને દાંતો વડે પણ ઉચો પકડી રાખશે. દુશમનોએ તેના એક હાથને અનદીઠ કરી નાખ્યા છતા તેનું આવુ અજાયબી ભરેલુ કામ કોઇએ પણ જોયુ હશે નહી. પણ તેવામા એક તુરકીએ તેના માથાં ઉપર તીર માર્યાથી તેનું માથુ અને તાજ ધુલમાં ગબડશે ત્યારબાદ જરીરનો બાધુર બેટો નસ્તુર પોતાના નરસિંહ જેવા ઘોડાને હરોલમાં દોડાવશે. આખરે જ્યારે તે પોતાના દુશમનો ઉપર હાથ લબાવીને ત્યાથી ફતેહમંદ બની પાછો ફરશે ત્યારે તે નામીચા સ્વારની પુઠે જેહાનના પાદશાહનો બેટો નીવજાર ત્યાં આવી લાગશે.

દુશમનોની વચેથી સાઠ માણસોને મારી નાખીને તે પોતાના પેહેલવાની હાથની રમત દેખાડી આપશે. પણ આખરે તુરકીઓ તેને તીરથી મારી નાખશે અને તેના હાથી જેવા શરીરને ધુલમાં લોટતું બનાવશે. તે નરસિંહ જેવા બાહદુરની પાછલ પેલો લડાયક સ્વાર જરીર આવી લાગશે. તે હાથમાં કમદ પકડીને તથા આસમાની રંગના ઘોડા ઉપર બેસીને ચંદ્રની માફક પ્રકાશતાં સુનેરી બખતર સાથે હરોલમાં આવશે. તેને જોઇ તુરકી સીપાઇઓના અંતકરણ દુખી બનશે તુરકી લશકરના હજાર પેહેલવાનોને તે કેદ પકડશે અને તેઓને બાંધીને પાદશાહ આગળ મોકલી આપશે જયાં જયાં પણ તું પાદશાહ નજર કરશે ત્યાં ત્યા તુંને તે બદખાહોના લોહીની નદી વેહેતી દેખાશે તારા તે પેહેલવાન સામે કેઇ પણ ટકી શકશે નહી અને તે જોઇ તુ પાદશાહ તારા તંબુમાં ઘણો અચરત બનશે ત્યાર પછી જેવો જરીર તે બુજેર્ગીવાલા અરદેશીરને મુવેલો પડેલો અને તેનો ચેહેરો અને શરીર કાલુ થઈ ગયલું જોશે તેવોજ તે તેને માટે જાર જાર રડશે અને દલગીર થઈ જઇને પછી પેલા આસમાની રંગના અરબી ઘોડાને [1] ઉશકેરીને દોડાવશે. તે ઘણાજ ગુસ્સા સાથે ખાકાનની તરફ દોડવા માંડશે અને ત્યારે તુ કેહેશે કે એવો સરદાર મેં કદી પણ જોયો નથી. જેવો તે અરજાસ્પને લશકરની વચે જોશે તેવોજ તે પાદશાહ ગુસ્તાસ્પની તારીફ ગાઇને તે દુશમનોના સફને તમામ તોડી કાઢશે અને તે જેહાનમાના કોઇ પણ શખ્સ તરફ જોવાને થોભ્યા વગર વારંવાર પોતાની પીઠ પરવરદેગાર તરફ નમાવી જરથોસ્તના ઝંદ અવસ્તા ભણશે. પણ તેનુ નસીબ પણ આખરે કાલું બનશે અને તે નામીચું ઝાડ (જરીર) પણ કપાઇ જશે. એક બીદરફશ નામનો તુરકી કે જે પોતાના નેજા સાથે એક બલુ રંગનો વાવતો ધરાવે છે તે ત્યા આવી લાગશે. પણ તે નામીચા પેહેલવાન સામે જવાની તે બીદરફશ તાકાંટ ધરાવશે નહી. તેથી તે તેના માર્ગમાં છુપાઈ બેસશે અને પોતાના હાથમાં ઝેહરનુ પાણી પાયલી તલવાર ધરીને એક મસ્ત હાથીની માફક તેનો માર્ગ ઘેરી લેશે જ્યારે જેહાનનો પાદશાહ જરીર લડાઇમાંથી પાછો ફરશે ત્યારે તું કેહેશે કે, તે જાણે

[1] જરીર એક ઘણો નામીચો ઘોડો ધરાવતો હતો જે પેહેલવી અઈયાદગારે જરીરાનમાં જણાવવા પ્રમાણે કાલા રંગનો અને લોખંડ જેવી ખરીનો હતો. જરીરને આવાં ચસતમા "અસ્પાયબોધ" એટલે ઘોડા ઉપર લડાઈ કરનાર કહયો છે. એ ઘોડો એવો નામીચો હતો કે તેના ખંખારવાના અવાજ ઉપરથી ગુસ્તાસ્પ જરીર આવે છે એમ જાણી લેતો હતો. એ ઘોડો લડાઈમા નામીચો હોવાને લીધે બીદરફશ જરીરને મારી નાખીને પોતાના પાદશાહ આગળ તેણે એક ભેટ દાખલ લઈ જાય છે તથા પાછલથી અસફંદીયાર એ બીદરફશને મારી જરીરનો દુશમનોને હાથ ગયલો ઘોડો પાછો હાથ કરે છે.

મજાહ ભોગવીનેજ બાહાર આવ્યો છે. તુરતજ તે તુરકી તેની સામે જાહેરમાં નહી આવી શકાવાને લિધે તેના ઉપર તીર ફેંકશે તેથી તે બાધુરેનો શાહજાદો જરીર તે પલીદ બીદરફશને હાથે માર્યો જશે અને તે તેનો ઘોડો તથા જીન જરીર ઉપર ફીનો લેવા માંગતા તુરકીઓ આગળ લેઈ જશે. પછી આ (ઇરાની) નામદારોનું બનેલું ભારી લશકર દુશમનો ઉપર સિંહો અને વરૂઓ માફક તુટી પડીને એક મેકને ફટકા લગાવવા માંડશે. જેથી જમીન બાધુરેના લોહીથી રાતી બની જશે. સઘલા પેહેલવાનોના ચેહેરા ફીકકા થઈ જશે અને તેઓ ધ્રુજતા ધ્રુજતા તે મરદાને મરદો સાથે લડવાને તુટી પડશે આથી સુરજ સુધી કાલું ધુલારૂ ઉડી રેહેશે અને તે ધુલારાંને લીધે કોઇ પણ સુરજ કે ચંદ્ર જોઇ શકશે નહી. વાદલ વચેથી તારાઓ ચમકે તેમ નેજાની અણીના તથા તીર અને તલવારના ચમકારા (ધુલારામાથી) ચમકવા લાગશે. પછી પેલો જોરાવર પલીદ બીદરફશ ફાડીખાનારાં વરૂ માફક હરોલમાં આવશે. તે હાથમાં ઝેહરનું પાણી પાયલી તલવાર ધરીને પોતાના ઘોડાને એક મસ્ત હાથી માફક દોડાવશે, તેથી પુશકલ સેપાહોનો અને પાદશાહના નમીચા શખસોનો તેને હાથે નાશ થશે. ત્યાર બાદ પેલો મુબારક અસફંદીયાર પોતાની પુઠે લશકર લેઇને તથા પરવરદેગારની મદદ મેલવીને ત્યાં આવી લાગશે. તે બીદરફશ ઉપર રસ્તાખેજ વરસાવશે. અને તેનાથી તેનો પોશાક લોહીથી ભરેલો અને જીવ કજીયા ભર્યો બનશે. અશફંદીયાર તેને હીન્દી તલવારનો એક ફટકો લગાવશે અને તેના અરધાં શરીરને જીન ઉપરથી નિચે નાંખશે. પછી તે પોતાના હાથમાં લોટાંનો ગુરજ ધરીને પોતાના દમામ અને ઉચા કદને પ્રકાશતું બનાવશે. તે તેઓની સફને એકજ હુમલામાં તોડી નાખશે અને જયારે તેઓ હાર પાંમશે ત્યારે તેઓથી જમીન ઉપર વિખેરાઈ જવાશે પણ નહી. તે તેઓને નેજાની અણીથી વિધી નાખશે અને તેઓનો તમામ નાશ કરીને વિખેરી નાખશે આખરે ચીનનો પાદશાહ તે તારીફને લાયક અસફંદીયારને લિધે નાહાસવા માંડશે. તે નાહાસ્તા પોતાનો ચેહેરો તુટેલા દિલ સાથે અને આંખોમાં આંસુ સાથે તુરાન તરફ ફેરવશે. તે થોડાં લશકર સાથે બ્યાબાનો પસાર કરશે. એ મુજબ તું પાદશાહ ફતેહમંદ થશે અને દુશમનોનો નાશ થશે. માટે ઓ પાદશાહોના નામીચા સરદાર ! તું જાણ કે, મેં તુંને જે કાંઇ કહયુ છે તેથી ઉલટું કાંઇ બનશે નહી. મારી વાતમાં એક પણ વધારે કે ઓછા સખુનનો ફેર પડશે નહી. માટે હવે પછી તુ મારા ઉપર તારા ચેહરાને કરદો બનાવતો ના. ઓ ફતેહમંદ પાદશાહ ' મેં તુંને જે કાંઈ કહયું છે તેનો તારો હોકમ હતે નહી તો કેહેતે પણ નહી. હવે પછી પણ તું મુબારક પાદશાહ પેલા તકદીરના ઉડા દરીઆ વિષે કે અંધારા ખાડા વિશે

મને જે કાંઈ પુછશે તો તે માટે હુ તુ પાદશાહથી કાંઇ પણ છુપાવશ એમ જોઇ શકતો નથી. નહી તો હું તુંને આ ભરમ પણ શા માટે કેહેતે ?"

જ્યારે તે જેહાનના પાદશાહે આ ભરમ સમજ્યો ત્યારે તે સુધબુધ ખોઇ દેઇ ને તખતના ખુણામા ઢલી પડયો તેના હાથમાંથી સુનાનો રાજદંડ પડી ગયો. તું કેહેશે કે "જાણે તેનો સઘલો દોરદમામજ જતો રહયો" પછી તે અબરૂ પડીને બેસુધ થઇ ગયો. તોપણ તેણે જામાસ્પને કાંઇ પણ સખુન કહયો નહી અને મુગોજ રહયો. જ્યારે તે શેહેનશાહોનો શેહેનશાહ સુધીમાં આવ્યો ત્યારે તે તખત ઉપરથી નિચે ઉતરીને જાર જાર રડવા લાગ્યો. તે બોલ્યો કે, "જ્યારે મારા વખત આવો કાલોજ બનવાનો છે તો આ પાદશાહી અને આ મારૂ તખ્ત, શા કામનું ? જ્યારે મારા મોટા દરજ્જાના સરદારો. બાહુરો, સ્વારો અને પાદશાહો માર્યાજ જવાના છે તો આ પાદશાહી અને આ તખ્ત તથા જોર, લશકર અને તાજ રાજ મને ખપનુ શું ? કારણ કે મારી આગળ તેઓજ વધારે પ્યારા છે તેઓજ લશકરના નામીચાઓ અને નામદારી ભોગવનારા છે. જ્યારે તેઓજ મારી આગળથી ચાલી જવાના છે ત્યારે તો મારૂ ઘાહેલ થયલુ અતકરણ પણ તેઓને લિધે મારા શરીરમાંથી બાહાર નિકળી પડશે."

પછી તેણે જામાસ્પને કહયું કે, "જો એ કામ એમજ બનવાનું હોય તો લડાઇ ઉપર જતી વખતે હું મારા બાહુર ભાઇને બોલાવશજ નહી અને તેમ કરી હું મારી બુઢી માયના દિલને બાલી નાખશ નહી વળી હું તેને લડાઇમાં જતો અટકાવશ અને હુ મારૂં લશકર મુબારક ગુરજમને હાથ સોંપશ. કેઆની તોખમના લોકોને તથા મારા જવાનો કે જેઓમાના દરેક મારા શરીર અને જીવ જેવા વાહાલા છે તે સઘલાઓને હુ મારી આગળ બોલાવી મગાવશ અને તેઓને બખતર પેહરવા દેવશજ નહી પણ તેઓને હુ મારી આગળજ બેસાડી રાખશ. ત્યારબાદ આસમાન સુધી પુગેલા પાહાડો અને ખડકો સુધી ખંડગ તીરની અણી કયાથી પોહોંચી શકશે ?"[1] ત્યારે તે દાનાવે જમીનના પાદશાહને કહયુ કે, "ઓ તારીફને લાયકના નેક પાદશાહ ! અગરજો એ લોકો માથાં ઉપર લોઢાંની કોલાહ પેહેરીને લશકરની હરોલમાં રેહેશે નહી

---

૧ એ જામાસ્પની આગાહી ખોટી પાડવા પાદશાહ અઇયાદગારે જરીરાન મુજબ ત્રાબા અને લોઢાનો એક કોત બનાવી તેમા પોતાના ભાઈઓ અને છોકરાઓને સલામત સાચવી રાખવાનો બીચાર કરે છે કે જેથી તેઓ ઉપર દુશમનથી તેવી જફા પડે નહી.

તો પછી તે ચીનના પેહેલવાનોની સામે જવાની અને તે પાકદીન અને તેના ખોરેહને પાછું લેઈ આવવાની કોણુની મકદુર રેહેશે? માટે તુ આ ખાકમાંથી ઉઠ અને તખત ઉપર જેઈ બેસ. તુ તારા પાદશાહી ખોરેહનો નાશ ના કર. જ્યાં પરવરદેગારનો ભરમ હોય ત્યાં તેનો ઉપાય રેહેતો નથી. જેહાનનો પરવરદેગાર કાંઇ જુલમગાર નથી. માટે એ બાબેનો ગમ કરવો તુને લાયક નથી. એ કામ તો જેમ બનવાનું હશે તેમજ બનશે. માટે તું તારાં દિલને એથી વધારે ગમગીન ના કર. તુ બસ પરવરદેગારનો ઇનશાફ પસંદ કર" એ એ મુજબ તેણે તેને પુશકલ શિખામનો આપી જે તે પાદશાહે સમજ્યા કીધી.

## ગુરતાસ્પ અને અરજાસ્પે એકમેક સાથે લડવાને લશકર તૈયાર કીધું તે વિષે.

જ્યારે સુરજનો રંગ ફેલાઇ રહયો અને સહવાર પડવા માડયું, ત્યારે જેહાનનો શોધનાર ગોલાબ જેવો પાદશાહ લડાઇ કરવા ઉપર પોતાનું દિલ લગાડીને તખત ઉપર બેઠો તેના દિલના એ વિચારોને લિધે તેને ઉંઘ આવી નહી અને તેથી તે તેની સાથે લડાઇ કરવાનીજ ઉટાવલમાં પડયો તેથી જ્યારે બામદાદનો પ્રકાશ નિકળવા બાબે અને તારાઓને ચમકાત બે માલુમ થવા બાબે તેને જામાસ્પે આવીને કહ્યું ત્યારે તે ત્યાથી ભપકા સાથે લડવાની જગ્યાએ આવ્યો અને તે નામીચા લશકર માટે ઉતારો કીધો. જેવો બામદાદનો પવન ફુકવા માડયો અને ગોલાબનો પમરાત બાગમાંથી મેહેલમાં પઠરાવા લાગ્યો તેવાજ તે પાદશાહના રેવાજ મુજબ ચોકીબાનોને ચોકી કરવાને ચોબાજુએ મોકલી આપવામા આવ્યા. તેવામાં એક સ્વારે આવીને પાદશાહને કહયુ કે, "ઓ જેહાનના પાદશાહ! દુશમનનુ લશકર નજદિક આવતું જાય છે તે એવું લશકર છે, કે જેવુ તુરકી અને ચીનાઇ લશકર કદી પણુ આપણી આગળ આવ્યુ નથી. તેઓએ પાહાડો, ખીનો અને મેદાનોમાં તંબુઓ ઠોકયા છે અને તેઓના સપેહસાલારે ચોકીબાનોને ચુટી કાઢીને તેઓને ઠેકાણે ઠેકાણે તપાસ કરવા પણુ મોકલી આપ્યા છે." આથી ડાહાપણુવાલા બાધુર પાદશાહ ગુસ્તાસ્પે પોતાના સપેહસાલાર મુબારક જરીરને બોલાવી મંગાવી તેને તે ઝુંન્ડો સોંપતાં કહયું કે, "તુ દોડ અને હાથીઓ તથા લશકરને તૈયાર કર.'

આથી તે સપેહસાલારે ત્યાથી જઈને પોતાનું લશકર બરોબર ગોઠવ્યું. બસ તેણે ચીનના સરદાર સાથેજ લડાઇ કરવાને ઇચ્છયું. જેહાનના પાદશાહે અસફંદીયારને પચાસ હજાર નામીચા સ્વારો સોંપ્યા અને તે અસફંદીયાર

જે સિંહ જેવાં દિલનો અને હાથી જેવી છાતીનો હતો તેને લશકરની એક બાજુ સોંપવામાં આવી. વળી તેણે એજ રીતે લશકરની બીજી બાજુ માટે સારા અને નામીચા સીપાહો તૈયાર કરીને તે લશકર પોતાના ફાડીખાનારા સિંહ જેવા અને પાદશાહની બરોબરી કરનારા બીજા વાહાલા બેટાને સોંપ્યું. તે નામીચા, બાહુર અને મુબારક પગલાના બેટાને તે પાદશાહ શીદસ્પને નામે બોલાવતો હતો. પોતાના મુબારક સપેહસાલાર જરીરને તેણે પચાસ હજાર જેટલા બાહુર સ્વારો સોંપ્યા અને તેને પોતાના લશકરની હજુરમાં રાખ્યો કારણ કે તે ફાડીખાનારા સિંહ જેવો અને પાદશાહની બરોબરી કરનારો હતો. નસ્તુર કે જે મુબારક તોખમના સપેહસાલાર જરીરનો ચેરાગ (બેટો) હતો તેને પુઠેનું લશકર સોંપવામા આવ્યુ. તે લશકર ગોઠવાઇ રેહેતાંજ ગુશ્તાસ્પ દુખથી ગમગીન બનીને અને માર્યા જનારાઓને માટે દલગીર થઇને એક ઉચી જગ્યા ઉપર ચઢયો અને એક પ્રકાશતા સુંદર તખત ઉપર બેસીને ત્યાંથી લશકરની તપાસ લિધી.

ચીનના સ્વારોના પાદશાહ અરજાસ્પે પણ એજ રીતે પોતાનું લશકર ગોઠવ્યું. તેણે એક લાખ ખુલખના રેહેવાસીઓ કે જેઓ જેહાનની અજમાયશ પાંમેલા અને લડાયક સ્વારો હતા તેઓને પોતાથી છુટા પાડીને તેઓને બીદરફશ કે જે ઢાલો અને સુનેરી ઝુન્ડો ધરાવનાર હતો અને જેની આગળ એક બાહુર સિંહ પણ આવવાની હીંમત કરતો હતો નહી તેની આગળ મોકલી આપી તે લશકરનો ભાગ તેને સોંપ્યો. તેણે લશકરની બીજી પાંખ કરકસારને સોંપી અને તેને એક લાખ નામીચા સ્વારો આપ્યા. વળી તેણે લશકરના મધ્ય ભાગ માટે પણ એક સારૂ અને નામીચું લશકર ચુટી કાઢી તે તેની મુરાદ બરલાવનાર એક જાદુગર કે જેનું નામ તેના બાહુરો વચે નામખાસ્ત હતું તેને સોંપ્યું. એ નામખાસ્તે તથા તેના એક લાખ નામીચા સ્વારોએ પોતાનો કીનાનો હાથ તમામ જેહાનમાં અજમાવ્યો હતો. તે પાદશાહ પોતે લશકરની પુઠે રહી ત્યાંથી તે ચોબાજુથી લશકર ઉપર દેખરેખ રાખવા લાગ્યો વળી તે મોટા દરજાના શખ્સનો એક બેટો હતો કે જે જેહાનનો અનુભવ પાંમેલો અને લડાઇમાં નામીચો હતો. તે મોટા દરજાના સ્વારનું નામ ગોહરંમ હતું અને તેના માથાં ઉપર પુશકલ લીલીસુકી પડી હતી. તેણે પોતાના તે બેટાને તપાસ રાખનારો અને તૈયાર કીધેલાં લશકરનો સરદાર નેમ્યો. જ્યારે રાત વહી ગઇ અને દિવસ રોશન થયો અને જેહાનને દિપાવનારો સુરજ તપવા લાગ્યો, ત્યારે બંધે તરફના લશકરો ઘોડા ઉપર બેઠાં અને એ સઘળું પાદશાહ ગુશ્તાસ્પ પાહાડ ઉપરથી જોવા લાગ્યો. જેવો

તે તારીફને લાયક પાદશાહે પાહાડ ઉપરથી પેહેલવાનોને ઘોડા ઉપર બેઠેલા જોયા તેવોજ તેણે કાલા રંગના બેહજાદ ૧ ઘોડાને પોતાની આગળ મંગાવ્યો. તે ઘોડા માટે તું કેહેશે કે, "તે જાણે સીધો બીસ્તુન પાહાડ પોતે છે." તેના ઉપર બખતર નાખવામાં આવ્યા પછી બાહુર પેહેલવાન ગુસ્તાસ્પ તેના ઉપર સ્વાર થયો.

## ઇરાની સરદારો અરદેશીર, શીરૂ, શીદસ્પ, ગેરામી, નીવજાર, અને જરીર માર્યા ગયા તે વિષે.

જ્યારે પેહેલવાનોને સફ સમારીને ઉભા રાખ્યા ત્યારે બાહુરોએ પોતાના હરીફોને બોલાવવા માડયા. પેહેલાં તેઓએ તીરોનો વરસાદ છોડયો કે જે જાણે વસંતની મોસમના સખત કરા માફક લાગનો હોવાથી સુરજ જાણે જેહાનમાંથી ગુમ થઇ ગયો દરેક શખ્સ એમજ ધારતો કે તેણે આવી અજાયબી જોઇ નથી. સુરજનો ઝરો ઢંકાઈ ગયો અને વાનતાઓની અણીથી જાણે પાણી હીલતાં હોય તેમ જણાતુ. તુ કેહેશે કે, "જાણે હવામાં પણ વાદલાં બંધાયા અને તે વાદલમાથી પોલાદનો વરસાદ વરસવા લાગ્યો." ગુરજવાલાઓ અને નેજા ધરાવનારાઓ એકમેક ઉપર હુમલા કરવા લાગ્યાથી જેહાનની હવાએ રાત જેવો રંગ પકડયો અને તમામ જમીન લોહીથી ભરાઈ ગઇ. પેહેલે પેલો તારીફને લાયક સ્વાર અરદેશીર જેહાનના પાદશાહ ગુસ્તાસ્પની પુઠેથી બાહાર પડયો અને એક મસ્ત હાથી માફક મેદાનમાં ઉતર્યો. તું કેહેશે કે, "તે જાણે સપેહસાલાર તુસ પોતેજ છે." જ્યારે તે એ પ્રમાણે લશકર સામે ફરતો હતો ત્યારે તેને સુરજ અને ચંદ્ર કેવી બક્ષેશ કરવાના છે તેનાથી તે વાકેફ હતો નહી. તેટલામાં તેને એક તીર આવીને લાગ્યાથી તેનું પવિત્ર શરીર લોહીથી ખરડાઇ ગયુ તેના ચદ્ર માફક પ્રકાશતા નેક ચેહરાને માટે અફશોસ છુટે છે કારણ કે અક્કલમદ પાદશાહ તેને હવે ફરીથી જોનાર નથી. ત્યારબાદ પેહેલવાન જેવો બાહુર શીરૂ લોહીથી ઉકલતાં દિલ અને ફીકકા થઈ ગયલા ચેહેરા સાથે ત્યાં આવી લાગ્યો. પોતાના હાથમાં ઝેરી પાણી પાયલી તલવાર ધરીને તેણે હરોલમાં આવીને એક સિંહ માફક પોકાર મારી પુશકલ દુશમનોને ગોરખરની માફક ભોંયે ફેંકવા માંડયા. તેણે તે શાહજાદા સ્વાર અરદેશીરના કીનામાં દુશમનોના એક હજાર સ્વારોને મારી નાખ્યા અને લડાઇમાંથી પાછા ફરવાનો વખત થાય (યાને રાત પડે) તેટલામાં તેણે જમીનની સપાટીને રંગબેરંગી બનાવી દિધી. તેટલામાં તેને પીઠેથી એક તીર આવી લાગ્યાથી તે શાહજાદો ઉભેલો પડી ગયો. તે મોટા દરજ્જાના

૧ એ બેહજાદ ઘોડો કએખસરૂ સીયાવક્ષથી વારસામા પાંમ્યો હતો તે હોનો જોઇએ યાતો તેની ઓલાદનો હોવો જોઇએ.

લડાયક પેહેલવાન માટે અફશોસ છુટે છે. કારણ કે તે શખ્સને હવે તેનો બાપ પાછો જોનાર નથી.

હવે તેની પુઠે ચંદ્રના જેવો લાગતો પાદશાહી ખાનદાનનો શાહજાદો શીદસ્પ નાઇલ નદીના જેવી જડપવાલા ઘોડા ઉપર સ્વાર થઇને ત્યાં આવી લાગ્યો. તે ઘોડો દોડવામાં હરણ જેવો અને શરીરે હાથી જેવો હતો. તેણે મેદાનમાં આવીને નેજો ફેંકી દિધો અને પછી થોડો વખત ફરીને નેજો પાછો ધરતાં તે બોલ્યો કે, "પેલો વાઘ અને વરૂ જેવો ચેહેરો ધરાવનાર બાહાદુર ગોહરમ કયાં છે" આથી ત્યાં એક દેવ જેવા શખ્સે આવીને કહયું કે, "તે હું છું. હું ભુખ્યા સિંહને પણ દાપુ ભરૂં છું" પછી તે બંને પવનની જડપે નેજાથી લડવા લાગ્યા. શાહજાદા જોરરપે તે તુરકીને નેજાનો એક ફટકો માર્યો અને પછી નિચે ઉતરી પડીને તેનું માથું કાપી લિધું અને તેનો સુનેરી કમરબંધ ખુલવચે કે કયો. પછી તે ઘોડા ઉપર બેસીને એક પાહડની માફક ચીનના પેહેલવાનો આગળ ફરવા લાગ્યો. આવો સુંદર શખ્સ કોઇએ જોયો પણ હશે નહી. તેની સુંદરતાએ સઘલી નજર ખેંચી રાખી હતી પણ તેવામાં એક તુરકીએ તેના ઉપર તીર ફેંકયાથી આ પાદશાહ જેવા શાહજાદાનો નાશ થયો. તે લાડથી પરવરશ થયલા શાહજાદા માટે અફસોસ છુટે છે. હવે તેનો બાપ તેનો ચેહેરો પાછો જોવાથી બેનસીબ રહયો છે. પછી લશકરના સરદારો વચેથી નહી સરખામની થાય એવા પાદશાહના વજીર જામાસ્પનો બેટો ગેરામી નામનો એક લડાયક સ્વાર સામના દસ્તાનના બેટા રૂસતમ માફક એક સારી ચાલના અને એબ વગરના આસમાની ઘોડા ઉપર બેસીને ત્યાં આવી લાગ્યો. તેણે ચીનાઇ લશકરની સફ સામે આવીને ઇનશાફી ખોદાની યાદ કરવા પછી તેઓને પુછયું કે "તમારી વચે મારા જીવ લેન નેજા સામે આવે એવો સિંહ જેવા દિલનો શખ્સ કોણ છે? પેલો હજારાનનો આપ મટલબ્યો નામ ખાસ્ત નામનો જાદુગર બેટો કયાં છે?" તેજ ઘડીએ નામ ખાસ્ત કે જેને માટે તું કેહેશે કે, "ખરેખર તે એક ઘોડા ઉપર બેઠેલો પાહાડ છે તે તેની સામે આવ્યો. તે ગેરાંમી અને પેલો બાહાદુર સ્વાર બંધે ગુરજ, નેજા, તલવાર અને તીરો વડે લડયા પણ તેમાં ગેરામી સિંહ જેવા જોરનો નિવડયો. આથી લડાયક નામ ખાસ્તે ગેરામી આગળથી તેનું કઆની જોર અને તેની કાપનારી તલવાર જોઈ લેઇને નાહાસવા માંડયું, પણ ગેરામીનું દિલ પોતાના માર્યા ગયલાઓ માટે ઉશકેરાયલું હોવાથી તે ગુસ્સા સાથે આગળ વધ્યો અને પોતાના દુશમનોની સફ વચે જઇ પડયો. આથી પાહાડની કઠન પછવાડેથી ધુલારૂ ઉડવા માડયું. બંધે બાજુના લશકર એકમેક ઉપર તુટી

પડયાથી પણ ત્યાં એક કાલું ધુલારૂ ઉંચે ઉડી રહયું. આથી લશકર વચ્ચે ઉડી રહેલી બુમો, તલવારના જખમો અને કાલા ધુલારાંને લિધે ઇરાનીઓના હાથમાંથી પ્રકાસતો કાવ્યાની ઝુંન્ડો હેઠે પડી ગયો. ગેરામીએ તે લીલા ઝુન્ડાને હાથીની પીઠ ઉપરથી પડતો જેયાથી તેણે નિચે ઉતરી તે ધુલમાંથી ઉચકી લિધો અને તે ઉપરની ધુલ પખોડી નાખીને તેને પાછો પોહલો કીધો. ચીનના પેહેલવાનોએ તેને તેમ કરતો જેતાંજ તેઓએ તે નામીચા નામદારનો નેજો ભોંય ઉપરથી ઉચકી લિધો અને તે તેની પાસેથી જુટવી લેઈ તે બાહુર પેહેલવાનો તેની આસપાસ ફરી વલ્યા. તેઓ તેના ઉપર ચારે બાજુથી હુમલો કરતા ફરી વલ્યા અને તેનો એક હાથ તલવારથી ઉડારી નાંખ્યો. આથી તેણે તે ફરીદુનવાલો ઝુન્ડા પોતાના દાંતો વચ્ચે ધરી રાખ્યો અને બીજે હાથે અજબ જેવી રીતે તેઓને ગુરજથી મારવા લાગ્યો પણ તેના આવાં કામ છતા આખરે તેઓએ તેને મારી નાખ્યો અને તેને ગરમ ધુલ ઉપર ખુવારે હાલ નાંખ્યો. અફસોસ તે બાહુર લડાયક સ્વારને માટે, કે જેના લાડ પેલા અક્કલમંદ બુઢાએ વધુ જેયા નહી.

તુરતજ કેઆની ખાનદાનના લડાયક જરીરનો બેટો સિંહ જેવો નસ્તુરે ત્યાં આવી લાગીને દુશમનોમાના અગાણીતોને મારી નાખ્યા. એમ તેને તેના બાપેજ લડતાં શિખવ્યો હતો આખરે તે ત્યાથી ફતેહમંદ અને ખુશાલ બનીને પોતાના બાપ આગળ પાછો જઇ ઉભો. ત્યારબાદ જેહાનના પાદશાહના બેટો પેલો નામીચો સ્વાર નીવજાર એક જડપ ચાલનો ઘોડો કે જેની માફક હજારે એક દોડતો હશે, તેના ઉપર સ્વાર થઇને ત્યાં આવી લાગ્યો. અંધકાર ફેલાઈ રહેલાં મેદાનમાં આવી તે મોટે સાદે બોલ્યો કે, "એ નામીચા સીપાઇઓ ! તમારામાં જેહાનનો અનુભવ પાંમેલો અને નેજો વાપડનારો નામદાર પેહેલવાન કોણ છે ? તેણે હાથમાં નેજા સાથે મારી સામે જલદીથી આવવુ, કારણ કે તમારી સામે મરદાને મરદ આવ્યો છે." આથી ચીનના સ્વારોએ તેની આગળ ઘોડા દોડાવતા આવીને તેને ભોંયે ફેંકવાની કોશેષ કીધી. જેહાનના સ્વાર બાહુર નીવજાર પણ એક છેડાએલા હાથી યા ફાડીખાનારા સિંહ માફક તે ચીનના પેહેલવાનો સાથે લડવા લાગ્યો. તું કહેશે કે, "જાણે તે જમીન ઉપર સેહેલ કરે છે." તે જેહાન પેહેલવાને સાઠ માણસો કે જે સઘલાઓ લડાઇ માટે ઉછેરાયલા હતા તેઓને મારી નાખ્યા તેવામાં તે જગ્યાએ એક મોટો તીર કમાનમાંથી છુટીને એવી રીતે આવી પડયો કે જેથી તેનો સુંદર રંગનો જડપ ચાલનો ઘોડો નિચે પડયો અને માર્યો ગયો અને આખેરે તે મારા મારીમાં તે પથરના થાંભ જેવો નીવજાર પણ માર્યો

ગયો. તે મોટી પડવીનો સિંહ જેવો સ્વાર કે જે ટુકડા થઇને માર્યો ગયો તેને માટે અફ્શોસ છુટે છે તે તેના બાપનેજ મલનો આવતો હતો. તેના ખુબસુરત ચેહેરો અને મજબુટ કદને માટે અફ્શોસ લાગે છે.

તે ખુબ સુરત સ્વારના માર્યા જતાજ હજારો હજાર પેહેલવાનોએ તેની આસપાસ ફરી વલી દરેક ખુણેથી લડવા તુટી પડીને, જમીનની સપાટી ઉપર ધુલાર ઉડારવા માંડયું. મુવેલાઓથી અને ઘાહેલ થયલાઓથી જમીન ભરાઇ ગઇ અને તંબુઓ પણ ઉખેડાઇ ગયા તમામ ખેતરો અને મેદાનો રાતાં બની ગયાં અને મેદાન તથા જંગલમાં લોહીના રેલા વેહેવા લાગ્યા. એ લડાઇ ચાલ્યાને બે અઠવાડીઆં વહી જવા છતાં દરપળે તે વધતીજ જતી રહી. હવે બાધુર જરીર એક મોટા ઘોડા ઉપર બેસી બાહાર પડયો અને જેમ ઘાસ વચે તિક્ષણ આતશ અને પવન આવી પડે તેમ તે દુશમનોના લશકરગાહમાં આવી પડયો. તે તેઓ સાથે લડતો અને લડવાને બોલાવતો, પણ જે કોઇ તેને જોતા તેઓ તેની આગળ ઉભા રેહેતા હતા નહી જયારે તે શાહજાદાએ ઘણા એક નામદારોનો નાશ કીધેલો અરજાસ્પે જાણયો ત્યારે તેણે પોતાના લશકરને મોટે અવાજે કહયુ કે, “શું તમો ખુલુખ શેહેરનો નાશ કરવા ચાહો છો? આ કામમાં બે અઠવાડયાની ઢીલ થવા છતાં એ લડાઇનું મંવટ આવેલું મેં જોયું નથી. વળી પાદશાહ ગુસ્તાસ્પના પેહેલવાનોએ આપણા લશકરના ઘણાક નામદારોનો નાશ કીધો છે હવે વળી જરીર એક છેડાયલા વરૂ અને ફાડીખાનારા સિંહ માફક તમારી વચે આવી લાગ્યો છે. તેણે મારા તમામ બાધુરો, નામીચા તુરકીઓ અને મારા પેહેલવાનોને મારી નાખ્યા છે. માટે હવે કાંઈ ઉપાય કરવાનો વિચાર કરવો જોઇએ છે. નહી તો કે તે તુરકીઓનો માર્ગજ ભુસરી નાખશે. કારણ કે એજ પ્રમાણે જો થોડો વખત ચાલશે તો આયાશ,[1] ખુલુખ અને ચીનના મુલકો રેહેશે નહી. માટે તમારી વચે નામદારી મેલવવા ઇચ્છનારા મરદાને મરદો કોણ છે? તેઓ લશકરની વચેથી બાહાર આવે. જો એક મરદાનગી ભર્યો શખ્સ હરોલમાં આવીને પોતાના નામને જેહાનમાં આશકારા કરશે તો હું તેને મારી બેટી નેકામાં આપીશ અને મારૂ લશકર તેને સ્વાધીન કરીશ.” પણ તે રાણી ડુક્કર જેવા જરીરથી તેનું લશકર ધાસ્તી ખાઇ ગયલું હોવાથી તેના સીપાઇઓને જવાબ આપવાનું કાંઈ સુજયું નહી. સપેહસાલાર જરીર તેઓ સાથે ઘણાજ મસ્ત હાથી માફક લડતો અને તેઓને ભોંયે ફેંકતો હતો. તે પેહેલવાનોનો

૧ એ આયાશ માટે જુઓ પુસ્તક ૧ લાની સફે ૪૦૬ અને ૪૫૧–૪૫૩ ની નોટ તથા સફે ૪[illegible]–૪૬૨ સુધીનો અહેવાલ.

સાહેબ અને ઇરાનીઓનો સપેહસાલાર જરીર તેઓને મારીને ઘોડેકાણે પગતલે કચડાતા બનાવનો હતો.

એ પ્રમાણે જોતાંજ અરજાસ્પ દુખી થયો અને તેનો પ્રકાશતો દાહાડો કાલો બન્યો એમ ધારવા લાગ્યો આથી તેણે તેઓને બીજી વખત કહયું કે "ઓ ચીનના બુજોર્ગો, નગીનાઓ, પાદશાહો અને પેહેલવાનો! તમો તમારા સગાવાહાલાઓને હવે જોશો નહી, તેમજ ઘાહેલ થયલાઓને રૂડન કરતા પણ જોશો નહી. તમારા પગ હેઠલ એવો આતશ પડેલો છે કે જેનો ગુરજ સામાના જેવો છે અને તીર આરશના ૧ જેવો છે તેના તાપથી મારૂ લશકર બલી જાય છે અને હવે તે મારા મુલકોને આગ લગાડશે માટે તમારા વચે એવો કોણ જોરાવર હાથનો મરદાને મરદ છે, કે જે તે મસ્ત હાથી જેવા જરીર સામે બાહાર પડે? જે કોઇ તે પેહેલવાન સામે હાથ લંબાવશે અને તેને ઘોડા ઉપરથી નિચે ફેંકશે તેને હું સુનાથી ભરપુર ખજાનો બક્ષીશ અને તેની પેહેલવાની તોપીને આસમાન સાથે લગાડીશ." તોએ કોઇપણ શખ્સે તેને જવાબ દિધો નહી આથી તે ગભરાઇ ગયો અને તેનો ચેહેરો ફીકકા રંગનો બન્યો. તેણે ત્રીજી વખત એવીજ વાત તેઓને કહી, પણ જ્યારે તેને કાંઇજ જવાબ મલ્યો નહી ત્યારે તે મુગો રહયો.

પણ તેટલામાં પેલો બાહુર બીદરફશ કે જે પલીદ જાદુગર કુતરો અને એક બુઢા વરૂ જેવો હતો, તેણે અરજાસ્પને કહયું કે, "ઓ બુજોર્ગી ભર્યા આફતાબ! તું આફ્રાસીયાબનીજ તોખમ ધરાવનાર છે, તેથી હુ આ મારો પોતાનો જીવ તારી આગળ મુકુ છું અને તારી સામે મારા વાહાલા જીવને દાલ બનાઉ છું. તે છેડાઈ રહેલા મસ્ત હાથી સામે હું જવશ અને જો તે હાથી ઉપર મારો હાથ ફાવશે તો તેને તું પાદશાહ આગળ લાવી ધુલમાં નાખશ પછી તું મને આ તારૂ ભારી લશકર સોંપ્જે." આથી તે પાદશાહ તેનાથી ખુશી થયો અને તેણે તેની તારીફ કરીને તેને પોતાનો ઘોડો, જીન તથા ઝેરહનું પાણી પાયલો ધારદાર જંબ્યો જે વડે લોઢાંના પાહાડને પણ કાપી શકાતો હતો તે આપ્યો. પછી તે નાપાક શરીરનો બદસુરત જાદુગર અંજુમનના સરદાર જરીર આગળ આવ્યો, પણ તેણે દુરથીજ તેનો દમામ અને ગુસ્સો જોતાજ તથા તેની દાઢી તથા આંખોને ધુલે ભરાઈ ગયલી તથા તેના હાથમાં એક નાના પાહાડ જેવો લાગતો સામ પેહેલવાનના જેવો ગુરજ જોતાંજ તેણે તેના ચેહેરા સામે જવાની હીંમત કીધી નહી પણ તેના ઉપર દુરથી ફરતો હુમલો કરવા માંડયો. તેણે છુપો રહીને

---

૧ એ આરશ માટે જુઓ પુસ્તક ૧ લાની સફે ૪૦૬ અને ૪૫૨-૪૫૩ ની નોટ તથા સફે ૪૪૩-૪૬૨ સુધીનો અહેવાલ.

તે સ્વાર શાહજાદા ઉપર પેલો ઝેહેરનું પાણી પાયલો જંબ્યો ફેંકયો. તે જંબ્યો તેના પાદશાહી બખતરમાં પેવસ્ત થવાથી તેનું પાદશાહી શરીર લોહીથી ભીંજાઇ ગયું અને તે શાહજાદો ઘોડા ઉપરથી નિચે પડયો. તે જવાન શાહજાદા સ્વાર માટે અફ્શોસ હોજો પલીદ બીદરફશ ઘોડા ઉપરથી નિચે ઉતરી તેના તમામ હથીયારો કાઢી લિધાં અને તેનો ઘોડો, કંમરબંધ, સુંદર વાવતો અને જવેહરાતથી જડેલું તાજ એ સરવે તે પાદશાહ અરજાસ્પ આગળ લેઇ ગયો. આથી અરજાસ્પના તમામ લશકરે ખુશાલીના પોકારો કીધા અને તેઓએ તે વાવતાને હાથી ઉપરથી ઉંચે ધર્યો.

જ્યારે ગુસ્તાસ્પે પાહાડને મઠાલેથી નજર કીધી ત્યારે તે ફરતા ચંદ્ર જરીરને તેણે પોતાની આસપાસ નહી જોવાથી તે બોલ્યો કે, “મને શક જાય છે કે પેલો ચંદ્ર જેવો પેહેલવાન કે જેનાથી લશકર હંમેશાં રોશન રેહેતું હતું તે ફાડીખાનારા સિંહોને ભોંયે પટકનાર મારો લડાયક ભાઇ મુબારક જરીર ઘોડા ઉપરથી નિચે પડેલો લાગે છે અને તેથીજ પેહેલવાનો હુમલો કરવાથી અને મારવાથી અટકી ગયા છે. હવે તે મોટા દરજ્જાના શખ્સની બુમો સંભળાતી નહી હોવાથી તે બાધુરોનો પાદશાહ કદાચને માર્યો ગયો હોય એમ મને લાગે છે.” આથી તેણે એક ઉંટ સ્વારને તે કાલા ધુરાની ઝુન્ડા આગળ લડવાની જગ્યાએ મોકલ્યો અને તેને કહયું કે, “જો કે તે મારા શાહજાદાને શું થયું છે? કારણકે મારૂ દિલ તેના ગમથી લોહી ભર્યું બન્યું છે.” તે જેહાનનો પાદશાહ એવા વિચારમાં હતો તેટલામાં એક શખ્સે આંખોમાં આંસુ સાથે ત્યાં આવીને તેને કહયુ કે, “તારા માહાતાબ અને તારા તાજ તથા લશકરની સંભાળ કરનારા જેહાન પેહેલવાન સ્વાર જરીરને તુરકી સ્વારોએ ખુવારેહાલ મારી નાખ્યો છે. તેને પેલા જેહાનના જાદુગરોના સરદાર બીદરફશે મારી નાખીને તેનો ઝુન્ડો છીનવી લિધો છે”

તેના માર્યા ગયાની એ ખબર સમજતાંજ તે જેહાનના પાદશાહને મોત નજદિક આવેલું લાગ્યુ. તે પગ સુધીનો તમામ પોશાક ફારી કાઢી અને મુબારક તાજ ઉપર ધુલ છાંટીને બોલ્યો કે, “મને ભવીશય જાણનાર જામાસ્પે એમજ કહયું હતું. હવે હું પાદશાહ લોહરાસ્પને શું કેહેવાડું? હું તેની દરબારમાં હું કાસદને કેમ મોકલું? તે બુઢા થઈ ગયલા બાપને શું કેહેઉ? તારાં ચીત્રને હું શું કરૂ? કારણકે તુંને તો પેલો લડાયક સ્વાર (બીદરફશ) લેઇ ગયો છે. તે પેહેલવાન શાહજાદાને માટે અફશોસ હોજો. તે તો હવે પ્રકાશતા ચંદ્રમાફક વાદલમાં ભરાઇ ગયો છે. હવે તમો લોહરાસ્પનો ગોલાબી ઘોડો લેઈ આવો અને તેના ઉપર ગુસ્તાસ્પનું જીન બાંધો.”

એમ બોલી તેણે જરીરનો કીનો લેવાની અને દીન તથા રેવાજ માટે

લડવાની તૈયારી કીધી. પણ જેહાનના અનુભવી દસ્તુર જામાસ્પે ઉભો થઇ તેને કહયું કે, "તારે કીનો લેવા જવું ઘટતું નથી." આથી તે ભરમના જાણનારા દસ્તુરના હોકમ મુજબ તે પાછો ઘોડા ઉપરથી નિચે ઉતરી તખત ઉપર જઇ બેઠો. પછી તેણે લશકરને કહયું કે, "એવો સિંહ કોણ છે, જે મુબારક જરીરનો કીનો લે અને તે કીના માટે પોતાનો ઘોડો હરોલમાં દોડાવે તથા તેમ કરી જરીરનો ઘોડો અને જીન ત્યાંથી પાછું લેઇ આવે? હું મોટા દરજ્જાના સાચા લોકોની રસમ મુજબ જેહાનના ખોદાના નામથી કબુલ કરૂ છું કે જે કોઇ આપણી વચેથી એ કામ માટે આગળ પગલું ભરશે તેને હું મારી મુબારક બેટી નેકામાં આપીશ." ૧ પણ તે લશકર વચેથી કોઇએ પણ પોતાનો પગ બાહાર કાઢયો નહી અને કોઈપણ પોતાની જગ્યાએથી હાલ્યુ નહી.

## અસફંદીયારે બીદરફશને મારી નાખ્યો અને અરજાસ્પનું લશકર નાહાસી ગયું તે વિષે.

ત્યારબાદ એ ખબર અસફંદીયારને પુગી કે "પેલો શાહજાદો સ્વાર જરીર માર્યો ગયો છે અને તેના ગમથી તેનો બાપ ગુસ્તાસ્પ તવાઇ જાય છે અને તે હવે તેનો કીનો લેવા ચાહે છે," ત્યારે તે નામદાર પેહેલવાન પોતાના હાથ સાથે હાથ અફાલવા લાગ્યો અને બોલ્યો કે "નસીબ આવો બુરો વખત કેમ અટકાંવે? મેં તો એ લડાઇનુ આવુંજ પરીણામ ધાર્યું હતું અને આવા વખતને માટેજ હું હમેશાં બીહતો હતો. ઓ પેહેલવાન! ઓ સરદાર! અફશોસ કે તારાં નસીબે તારાં માથાં ઉપરથી તાજને જુદુ કીધું છે. તે જોરાવર હાથી જેવા શાહજાદાને કોણે મારી નાખ્યો? કોણે તે લોઢાંના પાહાડને જમીનમાંથી ઉખેડી કાઢયો?" પછી તેણે પોતાનો ઝુન્ડો, લશકર અને પોતાની જગ્યા પોતાના ભાઇને સોંપીને તે પોતે આગળ વધ્યો અને લશકરના મધ્ય ભાગમાં આવી તેણે પોતાની કંમર (લડવાને) બાંધી તથા પેલો મુબારક કાવ્યાની ઝુન્ડો પોતાની હાથમાં ધર્યો. તેના તખતને લાયકના પાંચ ભાઇઓ હતા કે જે સઘલાઓ નામદારી ભર્યા અને પાદશાહની સાથે બરોબરી કરનારા હતા, તે સઘલાઓ તેની આગળ આવી ઉભા. કારણકે લશકરને હરાવવાનું કામ તેનુંજ હતુ. અસફંદીયારે લશકરની પુઠેથી તે નામીચા શખ્સોને કહયું કે, "ઓ નામદારો અને શાહજાદાઓ! હું તમોને

૧ અઈયાદગારે જરીરાનમા આ બેટી તે હોમાય નામની જણાવી છે. એ બેટી આપવાની કબુલાત ઉપરાંત એજ કેટાબમાં ગુશતાસ્પ જરીરનો કીનો લેનાર શખ્સને જરીરના ઘરનું મકાન તથા ઈરાનની સરદારી પણ આપવા કહે છે.

જે કહું તે સારી રીતે સમજજો અને જેહાનના પરવરદેગારની દીન મુજબ તમો ચાલજો. આ પાદશાહો ! તમો જાણો કે આજનો તે દિવસ છે કે જે દિને બુરી દીન અને પાક દીન કહી તે જાહેર થશે. તમો સંભાળજો અને મોતથી કે કાંઈ પણ ચીજથી બીહીતા ના. કારણ કે કોઈપણ વળી કમોતે મરતું નથી. જો જમાનો મારી નાખવાજ ચાહાતો હોય તો લડાઇમાંજ મોત આવેલું ભલું ? હવે તમો તે માર્યા ગયલાઓ તરફ જોતા ના, તેમજ ફરીયાદ કરવા ચાહાતા ના અને સરદારોની ગણત્રી પણ કરતા ના. તમો સંભાળજો અને નાહાસવાનું પણ પસંદ કરતા ના તથા લડવાને બીહીતા ના. તમો તમારા નેજાની અણી લડાઇ કરવાને લંબાવેલી રાખજો અને થોડો વખત કોશેષ કરી મરદાનગી દેખાડજો. જો તમો મારા હોકમ મુજબ કામ કરશો તો આ મારા કાલબુદમાંનો જીવ સલામત રેહેશે અને વળી જેહાનમાં તમારૂ નામ બુજોર્ગીએ પુગશે અને તે બુદ્ધા વરૂ અરજાસપનું તમામ લશકર માર્યું જશે."

જ્યારે અસફંદીયાર આવી કોશેષમાં હતો તેટલામાં તે પહાડ ઉપરથી તેના બાપનો મોટો અવાજ સમજાયો કે, " ઓ મારા નામદાર પેહેલવાનો ! મારે મનથી તમો સઘલાઓ મારાં શરીર અને જીવ જેવા છો. માટે તમો નેજા, તીર અને તલવારથી બીહીતા ના, કારણ કે આપને પ્રાલે નાહાસી જવાની બક્ષેશ હોતી નથી. હું ખોદાઇ દીનના, અસફંદીયારના અને પેલા વાહાલા સ્વાર જરીરનો જીવ કે જે જીવ હાલે બેહેસ્તમાં જઇ ઉતર્યો હશે તેના સોગંદ લેઇને કહું છું કે મેં લાહેરાસ્પ ઉપર એક નામુ લખ્યું છે અને તે બુધા પાદશાહને મે કબુલાત આપી છે કે જો મને ભલું નસીબ મદદ કરશે તો જેવો હું લડાઇથી પાછો ફરશ તેવોજ હુ મારા બેટા અસફંદીયારને મારૂ તાજ અને તખત આપી દેવશ. હું મારૂ તમામ લશકર પેસુતનને [1] સોંફશ. જો કે હું મારા માથા ઉપર પાદશાહી તાજ રાખશ તો પણ મારા બાપે જે પ્રમાણે મને પાદશાહી આપી હતી તેજ પ્રમાણે હું તેને મારૂ શાહનશાહી તાજ બક્ષશ."

જ્યારે તખતનો વારેશ જોરાવર શરીરના પીલતન પેહેલવાન અસંફદીયારે પેલા પાહાડ ઉપરથી પોતાના બાપને એ પ્રમાણે મોટેથી બોલતાં સમજ્યો, ત્યારે તે પોતાના હાથમાં નેજો પકડીને બાપને લાગતી શરમથી પોતાનું માથું નિચુ નમાવીને રૂદન કરતો આગળ વધ્યો અને બંધીખાનેથી છુટેલા દેવની માફક એક જડપ ચાલના ઉંચ તોખમના ઘોડા ઉપર બેસીને જે પ્રમાણે ગોલાબના પાદડાંઓ વચે સખત પવન જઇ લાગે તેમ તે દુશમનના લશકર ઉપર જઇ

1 ગુશ્તાસ્પનો બેટો અને અસફંદીયારનો ભાઈ.

પડયો. તે તેઓને એવી રીતે મારી નાખતો અને તેમના માથા કાપી નાંખતો કે જેથી જે કોઈ તેને જોતું તે તેની ધાસતીથીજ મરવા પડતું હતું

બીજી તરફથી સ્વાર જરીરનો બેટો નસ્તુર પણ તંબુમાથી ભપકા સાથે બાહાર પડયો અને પોતાનો આસુદો, જડપ ચાલનો પાહાડ માફક કુદકા મારતો અને સંપુરણ લાયકાત ધરાવનારો ઘોડો લાવવાને ઘોડાવાલાને હોકમ કીધો. તેણે તે ઘોડો મંગાવતાંજ તે હાજર કરવામાં આવ્યો અને તેના ઉપર એક સુનેરી જીન નાખવામાં આવ્યું. ૧ તે તૈયાર થતાંજ તેણે તેના ઉપર બખતર નાખ્યુ અને પેલી કેઆની કમંદ જીન સાથે બાધી. પછી તે હથીયારો પેહેરી ઘોડા ઉપર બેઠો અને હાથમા નેજો ધરીને મેદાન તરફ ભપકાથી ગયો. ને તે બાજુએથી લડાઇની જગ્યા સુધી ભપકા સાથે ગયો અને ત્યાંથી પોતાના માર્યા ગયલા બાપની જગ્યા સોધી કાઢવા માટે તેણે ઘોડાને તેજ બનાવી હુમલો કીધો અને મરદાને મરદો ઉપર કીનો લેઈ તેમને મારી નાખવા લાગ્યો. માર્ગમાં તેને જે કોઈ મોટા દરજ્જાના ઇરાનીઓ મલતા તેઓને તે લશકરના નામદાર ( જરીર ) માટે પુછનો કે, "મારો બાહુર બાપ લડાયક સ્વાર જરીર કયા પડેલો છે ?" એક શખ્સ કે જે પેહેલવાનોને પકડનાર મોટા દરજ્જાનો સ્વાર હતો અને જેનુ નામ અરદેશીર હતુ તેને તે જરીરના નાના બેટાએ માર્ગ પુછતાં તે પેહેલવાને તેને તે માર્યા ગયલા બાપની જગ્યા દેખાડી અને બોલ્યો કે, "લશકરની વચ્ચેના પેલા કાલા વાવતા નજદિક તે માર્યો ગયો છે. માટે જે જગ્યાએ તે માર્યો ગયલો પડયો છે ત્યાં તુ ઉટાવલે જા કે જેથી કદાચને તું તેનો ચેહેરો જોવાને સામાર્થવાન થાય."

આથી તે શાહજાદાએ બુમો પાડતાં અને દુશમનોને મારતાં પોતાના ઘોડાને દોડાવ્યો અને ત્યાં જઈ પુગ્યો ત્યા સુધી તે એમ હુમલો કરતો દોડયો. જેવો તેણે જરીરને ધુલ ઉપર માર્યો ગયલો પડેલો જોયો તેવોજ તેણે નજદિક જઇ તેનો ચેહેરો જોયો. પણ તે જોતાંજ તેની આગળ જેહાન બારીક થઈ પડેલી જણાઈ. ૧ તેના દિલમાંથી હુશીઆરી જતી રહી અને તે પોતે ઘોડા ઉપરથી કુડી પોતાના બાપની લાશ ઉપર પડીને બોલવા લાગ્યો કે "ઓ મારા પ્રકાસ્તા ચંદ્ર ! તું મારા દિલનો ચેરાગ અને મારી આંખ અને જીવ જેવો હતો. તેં રંજ અને સખતી વેઠી મને પાલીપોસી મોટો કીધો છે એને હવે તું ચાલી જઇને ધાસ ઉપર પડયો છે. જ્યારથી પાદશાહ લોહરાસ્પે ગુસ્તાસ્પને તાજ તખત સોપી તુને લશકર સોંફયું ત્યારથી તું લશકરને તથા મુલકોને

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

દિપાવતો રહયો હતો. તુ લડાઈની ઇચ્છા ઘણીજ આરજુ સાથે કરતો હતો. તેં તારી તે ઇચ્છા મુજબ તારાં નામને જેહાનમાં ઉચું ચઢાવ્યું છે, પણ તુ તારી મુરાદ પાર પાડયા વગર માર્યો ગયો છે હુ તારા પેલા પાદશાહ ભાઈ મુબારક ગુસ્તાસ્પ આગળ જઇને તેને કેહેવશ કે, 'તુ તારા તખત ઉપરથી નિચે ઉતર, કારણકે તારા તરફની આવી બુરાઇ તેને ઘટતી હતી નહી માટે તુંજ જઇને તેના દુશમનો ઉપર કીનો લે''' તે થોડો વાર બેસી એમ બોલીને પાછો સ્વાર થયો અને ત્યાંથી દોડનો સુંદર તખત ઉપર બેઠેલા પાદશાહ આગળ બુમો પાડતો આવ્યો. તે પાદશાહોનો પાદશાહ બોલ્યો કે, "ઓ તારા બાપના જીવ જેવા બેટા! તેં શા માટે તારી આંખોને આંસુથી ભરી નાખી છે?" તે કેઆની જાદાએ જવાબ દિધો કે, "ઓ જેહાનના પાદશાહ! તુ જા અને મારા બાપનો કીનો લે. કારણકે તે મારો પાદશાહ બાપ કે જેની કાલી દાઢીને તેણે કસ્તુરી માફક ઉગાડી હતી તે સુકી ધુલ ઉપર પડયો છે" જ્યારે પાદશાહે તે છોકરાથી એવી વાત સમજી ત્યારે તેનો રોશન દિવસ ઘણોજ કાલો બન્યો. તે જેહાનના પાદશાહ ઉપર જેહાન અંધકારવાલી બની અને તેનું હાથી જેવું શરીર જહરી ગયુ તે બોલ્યો કે "મારા કાલો ઘોડો, લડાઇનો પોશાક અને મારી તોપી લાવો. કારણકે આજ રોજે હું તેનો કીનો લેવા મંડશ અને ઘણાએક પેહેલવાનોના લોહીની નદી વેહેતી કરશ. જેહાનમાં હું એવી એક આગ લગાડશ કે જેનો ધુમાડો અત્રેથી સનીશ્ચર સેતારા સુધી પુગશે."

જ્યારે પેહેલવાનોએ તે લડાઈની જગ્યાએથી અને અંધકાર ફેલાઈ રહેલા લશકરના મેદાનમાંથી એમ પાદશાહને પોતાનેજ તૈયારી કરતાં અને કીનો લેવા જવા ઇચ્છતાં જોયું, ત્યારે તેઓ બોલ્યા કે, "હમો એ વાતમાં તારી સાથે મલતા થતા નથી. કારણકે જેહાનનો માલેક અને શાહાનશાહ જેવો લડાઈના મેદાનમાં કીનો લેવા ઉતરે તો પછી આ લશકર તૈયાર કરવાની અગતયજ શું હતી?" વળી મોટી પદવીના વજીર જામાસ્પે પણ પાદશાહને કહયું કે "તારાથી તે કીનાની જગ્યામાં જવાઇ શકાય નહી. માટે તું તારો ખાશ ઘોડો નસતુરનેજ આપી તેનેજ દુશમન સાથે લડવા મોકલ. જેથી એણે પોતાના બાપનો કીનો લિધાથી જાણે તેંજ સારી રીતે કીનો લિધેલો ગણાશે." આથી પાદશાહે પોતાનો બેહજાદ ઘોડો, કાલું બખતર અને પોલાદી તોપી તેને આપી. તે શાહજાદો પોતાની કંમર બાંધી કાલા રંગના બેહજાદ ઘોડા ઉપર સ્વાર થયો અને ત્યાંથી તે લશકર વચે ભપકાથી ગયો. તે કાલા રંગના સુંદર ઘોડા ઉપર બેસીને જીગરમાંથી હાય મારતો દુશમનોની સફ વચે જઈ ઉભો. ત્યાં તે બોલ્યો કે, "હું જરીરનો બેટો

નસ્તુર છું અને એક નરસિંહ પણ મારી સામે થઇ શકશે નહી. પેલો બીદરફશ જાદુગર કે જે કાવ્યાની ઝુન્ડો લેઇ બેઠો છે તે કયાં છે?" તે બાધુરને કોઇએ જવાબ નહી આપ્યાથી તેણે પોતાના કાલા બેહજાદ ઘોડાને ઉશકેરી લશકરના પુશકલ બાધુરોને મારી નાંખ્યા, પણ તેની સામે કોઇ થયું નહી.

બીજી બાજુએથી એક બીજો પૈહેલવાન અસફંદીયાર તે તુરાનીઓમાના પુશકલ અને સુમાર વગરના માણસોને મારી નાખવા લાગ્યો કોઇપણ તે પેહેલવાનની સામે ટકી શકતું હતું નહી તેની આગળ એક, બે કે હજાર શખ્સો સરખાજ હતા તે એખલાએજ પુશકલ ડોકાંઓને પોતાના ઘોડા નિચે ફેંકયા જયારે ચીનના સરદાર અરજાસ્પે કેઆની તોખમના પેહેલવાન જાદા નસ્તુરને જોયો, ત્યારે તેણે લશકરને કહયુ કે, " એમ બનવું જોઇએ કે એને પણ એજ પ્રમાણે તેજાથી મારી નાખવો ઘટે છે તેણે મારા બાધુરોમાંથી અગણીતને મારી નાખ્યા છે જેમ જરીરે પેહલવેહેલાં મારી આગળ આવીને જે પ્રમાણે પોતાના ઘોડાને દોડાવ્યો હતો તેજ પ્રમાણે જાણે સ્વાર જરીર ફરીથી જીવતો થયલો લાગે છે પેલો નામીચો બીદરફશ કયા છે? તેને ઉઠાવલે મારી આગળ બોલાવી મગાવો." તુરતજ બીદરફશ તેની આગળ આવ્યો. તેણે પેલો જાંબુરા રંગનો કાવ્યાની ઝુન્ડો પોતાના હાથમાં ધર્યો હતો અને જરીરનાજ પાદશાહી ઘોડા ઉપર સ્વાર થઇ તેનુજ પેહેલવાની બખતર પેહેર્યું હતુ. પછી બીદરફશ શાહજાદો નસ્તુર કે જે તમામ લશકરના ચેરાગ જેવો અને પાદશાહજાદો હતો તેની આગળ જે ઝેહેરનું પાણી પાયલી તલવાર વડે તેણે સ્વાર જરીરને મારી નાખ્યો હતો તેજ હાથમાં પકડીને ભકકાથી આવ્યો. તે તુરકી જાદુગર સરદાર તેમજ જરીરનો બેટો બધે તલવાર અને તીરથી લડવા લાગ્યા

હવે લોકોએ પાદશાહ ગુસ્તાસ્પના બેટા અસફંદીયારને ( નસ્તુર અને બીદરફશ વચેની ) એ લડાઇની ખબર આપ્યાથી તેને તે જગ્યાએ પુગવાને પોતાના ઘોડાને ત્યાથી દોડાવી મુકયો. તે જાદુગર સરદાર બીદરફશે અસફંદીયારને તે લડાઈ વચે પોતાનો ઘોડો જોહોંકાવતાં જોતાંજ અને તે મરદાનગીવાલો સરદાર પણ તેના ઉપર તુટી પડે છે એમ જાણતાંજ તેણે પોતાની અસફંદીયારનો ચેહેરો કાલો બનાવવાને પોતાની ઝેહર પાલી તલવાર તેના તરફ ફેંકી, પણ તે તલવાર તેને લાગી નહી. આથી તે સ્વાર શાહજાદાએ પણ પોતાની તલવાર પકડી અને તે તેના જીગર ઉપર એવી રીતે મારી કે તેની અણી બીજી બાજુએથી બાહાર નિકલી આવી. બીદરફશ ઘોડા ઉપરથી ઉંધે મસતક નિચે પડી મરી ગયો અને કેઆનીજાદા નસ્તુરે તેનો લડાયક કીનાનો હાથ જોયો. પછી અસફંદીયારે ઘોડા ઉપરથી નિચે ઉતરી તે ખુદા

જાદુગરના શરીર ઉપરથી નામદાર પેહેલવાન જરીનું પેલું બખતર બાહાર કાઢયું અને તેના માથાને કાપી કાઢી તેના શરીરના બે ટુકડા કીધા, અને પોતાની સાથે જરીરનો સુંદર રંગનો ઘોડો, ઝુન્ડો તથા હુનર વગરના બીદરફ્શનુ ડોકું લેઇને ત્યાંથી પાછો ફર્યો આથી કેઆની લશકરે ખુશાલીના પોકારો કીધા જે પોકારો આસમાનથી પણ ઉંચે જવા લાગ્યા તેઓ બોલ્યા કે, "પાદશાહની ફતેહ થઇ છે અને દુશમનો ઉંધા પડયા છે અસફંદીયાર જઇને તે સુંદર ઘોડો પણ પાછો લાવ્યો છે" બાહુર શાહજાદા સ્વાર અસફંદીયારે જરીરના ઘોડાને પાદશાહ આગલ લાવીને ત્યાં તે બુઢા જાદુગરનું ડોકું પાદશાહ આગળ મુકયુ તથા તે જાદુગરને મારનાર અસફંદીયાર બોલ્યો કે, "તારો ધર્મ અને રેવાજ એવીજ રીતનો રેહેજો."

જ્યારે મોટી પડવીનો અસફંદીયાર જરીરનો કીનો લેઇ રહયો ત્યારે તેણે જરીરના ઘોડા ઉપર નવેસરથી જીન બાંધ્યું અને ભપકાથી લડાઇના મેદાન તરફ પાછો ગયો તેણે તે કેઆની લશકરના ત્રણ ભાગ કરી તેમાંનો એક ભાગ તેણે લશકરને દિપાવનારા મુબારક તોખમના પેહેલવાન નસ્તુરને આપ્યો. બીજો એક ભાગ જેમાં ઇરાની બુજોર્ગો અને મરદાને મરદ પેહેલવાનોનું લશકર હતું તે પોતાના ભાઇને સોંપ્યો અને ત્રીજો ભાગ જેમાં ગરજના કરતાં વાદલ જેવો પોકાર કરનારૂ લશકર હતું તે પોતાને માટે રાખ્યો. પછી પવિત્ર શરીરના બાહુર નસ્તુરે તથા પેલા લડાઈના જીતનાર નુશઆજરે [૧] એ બાબે એવો કરાર કીધો કે "જો દુશમનોની તલવાર જમીનને પણ ચીરી કાઢે તોએ આપણે તે લડાઈમાંથી (હારેલા) જીવતા પાછા ફરવું નહી અને તે બુરૂ કરનારાઓને છટકવા દેવા નહી." એવો કરાર કીધા બાદ તેઓએ ઘોડા ઉપર જીનોને તંગ અને મજબુટ બાધ્યાં અને લડાઇમાં જોહોંકાવ્યું. તેઓએ પોતાના ઘોડાને ઇરાની પેહેલવાનો અને જવાનો વચેથી હંકારતાજ તે સઘલાઓ પણ પોતાની જગ્યાએથી ઉઠી જેહાનને બખતરથી સંગારી મુકી. તેઓએ તુરાનીઓના એટલા બધા તો સ્વારોને મારી નાખ્યા કે તેથી તે મેદાનની જગ્યા પણ તંગ બની. તે પાહાડ અને મેદાનોમાંથી એતલું તો લોહી વેહેવા લાગ્યું કે તે લોહીથી ગોરનીઓ પણ ચાલી શકે. અરજાસ્પે તેઓને પોતાના નામદારો અને બાહુરો સાથે નજદિક આવી લાગેલા જોયા. તેટલામાં પેહેલવાન અસફંદીયાર પણ પેહેલવાનોને મારતો તારનાર ખાનદાનના નરદેવોને આગળ આવી લાગ્યો. ને તેઓના સીનાને પીઠ સુધી વિંધી

---

૧ નુશ આજર એ પેહેલવાન આસફંદીયારના બેટાનું તેમજ પારસના એક આતશકદેહનું નામ છે.

કાઢતો હતો. એ રીતે તેણે ઘણા એક પેહેલવાનોને મારી નાખ્યા. જ્યારે ખાકાને જાણ્યુ કે ઘણાક શખ્સો ઠાકી ગયા છે અને તેની સામે જવાની કોઇ પણ હીમત કરતું નથી, તથા તેનું લશકર નાસભાગમાં પડી પાસું હટે છે ત્યારે તે દાહાડો વહી જાય ત્યા સુધી નાહાસવા માટે થોભી રહયો અને પછી તેણે બ્યાબાન તરફ પોતાનો ચેહેરો ફેરવ્યો. ઇરાનીઓએ તે સંખ્યાબંધ ચીનાઇ લશકરની પુઠ પકડી અને ચોબાજુએથી તેઓમાના ઘણાકોને મારી નાખ્યા અને કોઇની ઉપર તેઓની પડવી જોઇને દયા પણ કીધી નહી.

જ્યારે તુરકીઓએ અરજાસ્પને નાહાસી ગયલો અને તેઓ ઉપર ચોબાજુએથી તલવારનો મારો પડતો જોયો, ત્યારે તમામ નામદારો ઘોડા ઉપરથી નિચે ઉતરી પોતાની તુરકી કમાનો ફેંકી દેઇ તથા લડાઇના બખતરો કાઢી નાખીને પેહેલવાન અસફંદીયાર આગળ ચાલતા આવ્યા અને રૂડન કરતા બોલ્યા કે, “જો તું પાદશાહ હમો ગોલામોના જીવને માફી બક્ષશે તો હમો સઘલાઓ તારી દીનમાં દાખલ થઇને બંદગી કરનાર અને આતશ આગળ પ્રસ્તેશ કરનાર બનીશુ” પણ તે બાહુરોએ કાંઇપણ કરતા તેઓની એ વાત માની નહી અને તેમાના ઘણાએક નામદારોને તેઓએ મારી નાંખ્યા અને તેઓના કોઇપણ વડાઓને જીવટા રેહેવા દિધા નહી. તેઓએ તેમનું એટલું બધુ લશકર મારી નાંખ્યું કે તેથી પાદશાહ ગુસ્તાસ્પને પણ તેમની દયા આવી. આથી જ્યારે તેણે તેઓના રૂડન કરવાના પોકારો સમજ્યા ત્યારે તેણે તેઓના શરીર અને જીવને જીવતદાન બક્ષ્યું.

તેણે તે મુબારક લશકરને તથા હાથી જેવા શરીરના પાદશાહી ખાનદાનના પેહેલવાનોને પોકાર મારીને કહયુ કે, “ઓ ઇરાની નામદારો! હવે તમોએ ચીનાઇ લશકર આગળથી પાછા ફરો. હવે જ્યારે એ દુશમનોનું લશકર હેઠું પડયું છે ત્યારે તેઓને મારવાથી તમો તમારા હાથ ખાંચો. તમો તમારી ચાચી કમાનને તેની કોઠલીમાં મુકી તમારી તલવારને મ્યાન કરો. [૧] કારણ કે ઘણાઓ રૂડન કરતા નિચે પડેલા અને નાચાર બન્યા છે. માટે હવે એ કુતરાઓને તમો જીવતદાન બક્ષો. હવે તમો તમારા હાથને તેઓને ધરવાથી અટકાવો. હવે તમો કોઇને બાંધતા યા કોઇનું લોહી રેડતા ના. હવે તમો હુમલા કરતા ના અને મુવેલાઓને કચડતા ના. તમો હવે પાછા ફરીને ઘાહેલ થયલાઓની ગણત્રી કરો. હવે તમો તેઓને જરીરના જીવના બદલામાં ધરતા ના તથા હવે લડાયક ઘોડા ઉપર પણ જાજો વાર બેઠેલા રેહેતા ના.”

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

જ્યારે લશકરે તેનો અવાજ સમજ્યો ત્યારે તેઓ ખુશીથી ઘાહેલ થયલાઓ આગળ ગયા તેઓ પોતાની છાવણીમાં જઈ ઉતર્યા અને ફતેહના વાજાં વજાડયાં. તેઓ મજાહ કરતાં આખી રાત સુતા નહી કારણકે તેઓએ રૂસતમના જેવી ફતેહ મેલવી હતી. અંધારી રાત વહી ગઈ તે છતાં તે મેદાન અને જંગલમાંથી લોહી વેહેયા કીધુ. પછી તે નામદાર પેહેલવાન પોતાના લશકરના સરદારો સાથે તે લડાઇના મેદાનમાં તપાસ કરવા ગયો. તેઓએ એક મોટી આતશની ચેહ સલગાવી તેમાં દુશમનોની લાશને કીના ભર્યા દિલે બાલી નાખી. પછી તેઓ (ઇરાની) લાશોની સોધમાં આસપાસ ફર્યા અને જે કોઇ (ઓલખીતા)ને તેઓ મુવેલા જોતા તેઓ માટે રૂડન કરી આગળ વધતા. તેણે પોતાનો ભાઇ કે જે લડાઈના મેદાનમાં માર્યો જઈ ભોંય ઉપર પડયો હતો તેને સોધી કાઢયો. અને તેને એમ હલકે મોતે મુવેલો જોતાંજ પોતાનો તમામ પાદશાહી લેબાશ ફાડી કાઢીને પોતાના ખુબસુરત સોવામના ઘોડા ઉપરથી નિચે ઉતરીને બે હાથે છાતી કુટતો એ પ્રમાણે બોલ્યો કે, "ઓ બલખના પેહેલવાનોના શાહજાદા! તારે લિધે હમારી તમામ જીંદગી કડવી બની છે અફશોસ ઓ ખુબસુરત! ઓ માહ્રાતાબ! ઓ શાહજાદા! ઓ લડાયક સ્વાર! ઓ નામીચા પેહેલવાન! મારે માટે તું એક ટંભ જેવો અને જેહાનને માટે એક પરડા જેવો હતો. તું કેઆનીઓના ચેરાગ અને લશકરના તાજ જેવો હતો" પછી તેણે તેની આગળ જઇને તેને ધુલમાંથી ઉચકી તેનુ મોહું સાફ કીધુ અને એક સુનેરી કફનમાં તેને મુકયો. તું કેહેશે કે, "જાણે જરીર પોતાના ખાનદાનમાં જનમ્યો હતોજ નહી." તે નામીચા પેહેલવાનને માર્યા ગયલા જવાનોની સાથે કફનમાં નાખીને હરોલમાં મુકવામાં આવ્યો. પછી તેણે માર્યા ગયલાઓની ગણત્રી કરવા અને જે કોઇ ઘાહેલ થયા હોય તેઓને બાહાર કાઢવા ફરમાવ્યાથી ઇરાનીઓ તે લડાઇના મેદાન આસપાસ મેદાનો, પાહાડો, બ્યાબાનો અને રસ્તાઓમાં ફરવા લાગ્યા. ઇરાનીઓના એકત્રીસ હજાર એકસોને છાસઠ નામદારો માર્યા ગયા હતા તથા એક હજાર ને ચાલીસ નામદારો ઘાહેલ થયા હતા અથવા તો હાથીઓના પગતલે કચડાયા છતાં બચી ગયા હતા. દુશમનોના એક લાખ માણુસો માર્યા ગયાં હતાં જેમાં આંઠસો નામદારો અને બાહુરો હતા. વળી બીજા ત્રણ હજાર અને બસો ઘાહેલ થયા હતા. તું જેમ બને તેમ આવી ખુરી જગ્યામાં થોભ ના. ૧

---

૧ અત્રે અઈયાદગારે જરીરની કેટાબ મુજબ શાહનામાનું આ બ્યાન પુરૂ થાય છે. એ લડાઇની સેવટે અઈયાદગારે જરીરાનમાં જણાવ્યા મુજબ અરજાસ્પ પણ અસફંદીયારના હાથમાં કેદ પકડાયો હતો અને પેહેલવાન અસફંદી-

## ગુશ્તાસ્પ બલખમાં પાછો ફર્યો અને તેણે જેહાનની આસપાસ જરથોશતી દીનનો ફેલાવો કરવા માટે અસફંદીયારને મોકલ્યો તે વિષે.

તે નામદાર મુબારક કેઆની પાદશાહ હવે લડાઇમાંથી પોતાના પાયતખત શેહેરમાં પાછો ફર્યો અને તેણે નસ્તુરને કહયુ કે, "તુ કાલે બામદાદ થતાં લશકરને નામીચા ઇરાનના મુલકમાં લાવજે." આથી તે નામીચા સપેહસાલારે બામદાદથીજ પરગમ વજડાવ્યાં અને સરસામન લાઢવા માંડયો. પછી તે સઘલાઓએ બાહાદુર દિલના અને લડાયક બનીને ઇરાન જમીન તરફ ચેહેરા ફેરવવા માંડયા વળી તેઓ સાથે ઘાહેલ થયલાઓને પણ લેઇ જવાથી ત્યાં કોઈપણ ઘાહેલા થયલા કે મુવેલા ઇરાની રહયા નહી. ઘાહેલ થયલાઓને ઇરાન જમીનમાં પાછા લેઇ જઇને દાનાવ તબીબોને હાથ સોંફવામાં આવ્યા. તે જેહાનના પાદશાહે પોતાને મઠકે પાછા ફરતાજ પોતાના વડા બેટાને હોમાય પક્ષી જેવું મુબારક તાજ આપ્યું અને મુબારક નસતુરને ઇરાનના રેવાજ અને કાયદા મુજબ લશકર સોંફયું. તેણે તેને જેહાન જીતનારા સ્વારો અને નેજા વાપડનારા બાહાદુરોનુ દસ હજાર માણસોનું લશકર સોપીને ફરમાવ્યુ કે "ઓ નેજો રાખનારા પેહેલવાન! હવે તુ તુરકીઓના પાદશાહ તરફ દોડ અને અર્ઇયાસ તથા ખુલુખના મુલકોમાં જઇ ત્યાંથી જે કોઈ તુંને મલે તેને તારા બાપના કીનામા મારી નાખ." વળી તેણે તેને ત્યાં કામ લાગે એવી પુશકલ અને સંખ્યાબંધ ચિજો આપી.

તુરતજ નસતુર તે લશકર લેઈ ત્યાંથી ગયો જ્યારે જેહાનમાં પાદશાહ ગુસ્તાસ્બ પોતાના તખત ઉપરજ બેઠેલો રહયો. તેણે માથે તાજ પેહેરીને તમામ લશકર ઉપર નવાજેશ કીધી. તેણે ખજાનાના બારણા ખોલીને તમામ લશકરને તેમાના સામનથી સંગાર્યું. વળી તેણે સઘલા સરદારો ઉપર શેહેરોની બક્ષેશ કીધી. તેથી ત્યાં કોઈપણ શખ્સ એવી કાંઇપણ ચિજ મેલવ્યા વગરનો રહયો નહી. જે શખ્સને પાદશાહી ઘટતી હતી તેને તેણે પાદશાહી બક્ષી અને જેઓને પડવી ઘટતી હતી તેઓ ઉપર પડવીની નવાજેશ કીધી. એ રીતે તેઓના કામ મુજબ તેણે તેઓને માલ બક્ષીને તેઓને ઘરેબારે મોકલ્યા. પછી તે ભપકા સાથે દરબારમાં શાહાનશાહી તખત ઉપર બેસતો

---

ચારે, તેને શિક્ષા દાખલ તેનો એક હાથ પગ અને કાન કાપી નાખી તથા તેની એક આંખ ફોડી નાખી તેને કાપેલી પુછડીના એક ગધેડા ઉપર બેસાડી તુરાનીઓ આગળ લડાઈની એ વાત કરવા માટે તેને તુરાન મોકલી આપ્યો હતો.

રહયો. ત્યારબાદ તેણે આતશનો કેબલો સલગાવી બરપા કરવા અને તેના ઉપર હીન્દી અગર બાલવા ફરમાવ્યું ત્યાંની જમીન ચોખા સુનાની બનાવવામાં આવી. તે આતશના કેબલા ઉપર તમામ અગરનીજ કાઠી બલતી હતી અને તેની ભશમ અમબરનીજ બનાવવામાં આવી હતી. તે કેબાલાનું સઘલું કામ તમામ બજાવ્યા પછી તે મકાનનું નામ "ગુસ્તાસ્પનું મકાન" એમ રાખવામાં આવ્યું તેણે જામાસ્બને તે કેબલાના ગુમબજમાંના મોબેદ તરીકે મુકરર કરવા ફરમાવ્યું. પછી તેણે પોતાના લડાઈના અનુભવી સરદારો ઉપર નામાં લખાવ્યા કે "હમે કાંઇ અમસથુ બોલીને રેહેનારા પાદશાહ નથી હમોએ તો કાલી અંધારી રાતોને પણ ઉજાશવાલા દાહાડા જેવી બનાવી છે. કારણકે હમે હમારી તમામ ખાહેશમાં ફતેહમંદ નિવડયા છીએ અરજાસ્પ લ્યાનતી બન્યો છે અને હમો તારીફને લાયક થડીઆ છીએ એ બાબે પરવરદેગાર સિવાય કોઇ જાણી શકતું નથી માટે તમો તમારા પાદશાહની ફતેહની ખબર સમજતાંજ આતશની પ્રસ્તેશ કરવા તરફ તમારી પસંદગી ઉતારજો"

જયારે પેલો રૂમનો શાહ કયસર પાદશાહ ગુસ્તાસ્પના ફતેહમંદ બન્યાની અને અરજાસ્પ સુમ નસીબનો બનવા માટેની ખબરથી વાકેફ બન્યો ત્યારે તેણે અસબાબ, ગોલામો અને સંગાર સાથના ઘોડાઓ આપીને તેની આગળ એક કાસદને મોકલી આપ્યો. વળી બરબરસ્તાન, હીન્દુસ્તાન અને સિંધના પાદશાહોએ પણ તેના ઉપર ખંડણી મોકલી આપી. એક વખતે તે કીર્તીવંત નામદાર પેહેલવાન પોતાના નામીચાં પાદશાહી તખત ઉપર બેસીને પોતાના મુલકના નામીચા શખ્સો, બુજોર્ગો અને મોટી પડવીના શાહજાદાઓને તેમની મેહેનતના ફળો આપતો હતો ત્યારે પેહેલવાન અસફંદીયાર ગાયની સુરતનો ગુરજ હાથમાં પકડીને તથા માથે કેઆની કોલાહ પેહેરીને તે તોપી નિચેથી ચંદ્ર માફક પ્રકાશતા ચેહેરા સાથે તેની આગળ આવ્યો અને ગુસ્તાસ્પ આગળ જઈ એક ગોલામ માફક માથુ નમાવીને તથા અદબ વાલીને ઉભો. તે જેહાનનો પાદશાહ તેના ચેહેરાને પોતાના મુલક અને જીવ કરતાં પણ વધારે ચાહાવા લાગ્યો હતો. તે હસ્તાં બોલ્યો કે, "ઓ પેહેલવાન અસફંદીયાર ! શુ તુને લડાઈ કરવાની ઇચ્છા થતી નથી ?" તે તલવારબાજ પેહેલવાને તેને જવાબ દિધો કે, "તુ જેમ ફરમાવે તેમ. કારણ કે તુજ પાદશાહ છે અને તમામ જેહાન તારી છે." પછી ગુસ્તાસ્પે તેને એક નામીચું સુનેરી તાજ આપ્યું અને તેને માટે ખજાનાના બારણા ખુલ્લાં કીધાં તથા તે એક પેહેલવાન અને લડાયક હોવાથી તેને તમામ ઇરાનનો કારભાર સોંપી દિધો. તેણે તેને ઝુન્ડો, લશકર અને ખજાનો આપતાં કહયું કે, "હજી સુધી તારો તખત મેલવવાનો

વખત આવ્યો નથી. માટે તુ ઘોડા ઉપર સ્વાર થા અને તમામ મુળકોને જરથોસ્તી દીન પાલતા કર જે કોઇ મુલકોમા મુર્ત્તી પુજકો હોય તેઓને તુ મારી નાખજે અને પછી ત્યાં આપના રેવાજ અને સમજ મુજબના આતશકદેહો સ્થાપજે."

આથી તે પેહેલવાનોને મારનાર તલવાર બાજ શાહજાદો ત્યાથી લશકર લેઇને તમામ મુલકો આસપાસ ફરી વલ્યો તે રૂમ અને હીંદુસ્તાનમા ફરી વલ્યો અને તેમ કરતાં તેણે દરીઆઓ અને અઘારા માર્ગો પસાર કીધા. આથી રૂમ, હીંદુસ્તાન અને યમનના સઘલા પાદશાહોએ તે પીલતન ઉપર નામાંઓ લખી વાલ્યા અને તેઓએ પોતાની દીન છોડીને તે ભલી (મજદયસ્ની) દીન કબુલવાને ઇચ્છયુ આથી અસફંદીયારે પરવરદેગાર યજદાનના હોકમ મુજબ તેઓને તે દીનમા દાખલ કીધા તેઓએ તેની ભલી દીન શિખી રહયા પછી અસફંદીયાર મારફતે તે દીનની રસ્હરીતી એખત્યાર કીધી તેઓએ તખતે બેસાડલી મુર્ત્તીઓને બાલી નાખી તેમની જગ્યાએ આતશ રોશન કીધા પછી સર્વેએ પાદશાહ ગુસ્તાસ્બ ઉપર નામા લખ્યાં કે, "હમોએ અસફંદીયાર મારફતે જરથોસ્તી દીન કબુલ કીધી છે. તે નામીચા પેહેલવાને હમુને તે દીન કબુલાવી મુર્ત્તી પુજાના માર્ગને બાળી તોડી ઉખેડી કાઢયો છે. હવે હમો તુને યાદ કરીએ છીએ અને તારી પાસે ઝંદ અવસ્તાની માંગણી કરયે છીએ. માટે એ મોટા મરતબાના પાદશાહ! તું હમારે સારૂ એ અવસ્તા મોકલી આપ કારણ કે હમો કુસ્તી બાંધીને ભલી રાહના બન્યા છીએ. તેથી હવે તારે હમારી પાસેથી ખંડણી લેવી જોઇતી નથી. હવે હમે સાચા બન્યા છીએ અને એકજ દીન પાળનાર થયા છીએ. માટે હવે તું હમારે માટે જરથોસ્તના ઝંદ અવસ્તા મોકલ."

જ્યારે ગુસ્તાસ્પે તે પાદશાહોના આવા નામાં વાચ્યા ત્યારે તેણે તખતે બેસીને પોતાના ઉમરાવોને ત્યાં બોલાવી મગાવ્યા. તેણે દરેક મુલકના નામદારો અને સરદારો ઉપર ઝંદ અવસ્તા મોકલી આપ્યા અને પછી નામદાર પેહેલવાન અસફંદીયારને જેહાનમાં ચોબાગુએ ફરી વલવાનો હોકમ આપ્યો. જ્યાં જ્યાં તે શાહજાદો મોઢુ ફેરવતો ત્યાથી કોઇપણ તેની સામે લડવા આવતુ હતુ નહી પણ સઘલા તેનો હોકમ બજાવવાને આવતા હતા. આથી તમામ જેહાનમાંથી બુરાઓ ગુમ થઈ ગયા. જ્યારે તમામ દુન્યા તેના બાપ સાથે સીધી રીતે વર્તતી થઇ ત્યારે તેણે પોતાની કમરેથી સુનેરી કંમરબંધ છોડી નાખ્યો અને પાદશાહ માફક તખતે બેસતો થઇને પોતાના લશકર ભેગી થોડો વખત આસાયશ લિધી. તેણે પોતાના ભાઈ ફરશીદવર્દને બોલાવી મગાવીને તેની સાથે લશકરને અને

બાધુરોને બાહાર પાડયા. તેણે તેને પુશકલ દીરમ અને દીનાર બક્ષી તથા ખોરાશાનનો મુલક તેને સ્વાધીન કરીને ત્યાંથી વિદાય કીધો. જ્યારે એ બાબદને થોડો વખત વહી ગયો અને જેહાન પવિત્ર અને ભલી દીનવાલી બની ત્યારે તેણે પોતાના બાપ આગળ એક કાસદને મોકલી કેહેવાડયું કે, "ઓ નામદાર ફતેહભર્યા પાદશાહ ! મે ખોદાઇ ખોરેહથી તમામ દુન્યાને પવિત્ર બનાવી છે, અને દુન્યા ઉપર હોમાય પક્ષીનો છાયો ફેલાવ્યો છે. હવે લોકોને એકમેકથી બીહવાનું રહયું નથી. દુન્યામાં કોઇપણ સુનુ રૂપુ ધરાવતું નહી હોય એમ નથી. જેહાન બેહેસ્ત માફક દિપી રહી છે અને ઠેકાણે ઠેકાણે ખેતીવાડી થયલી હોવાથી તે આબાદ જણાય છે ખેડુતોએ પાક રોપ્યા છે અને સ્તારો જેહાનની સભાલ કરે છે." ૧

## ગરજમની બદગોઈથી ગુશ્તાસ્પ અસફંદીયાર તરફ શકમંદ બન્યો અને તેણે તેને બંધીખાને પુર્યો તે વિષે.

થોડો વખત સુધી જેહાન એ રીતે ફરતી રહી અને બુરાઈ પણ જેહાનમાંથી છુપાઇ ગઇ એક દાહાડો તે પેહેલવાન જેવો પાદશાહ ગુશ્તાસ્પ પોતાના કેટલાક દોસ્ત ભેગો બેસી મજાહ કરતો હતો. ત્યારે ત્યાં તેનો એક ગરજમ નામનો મગરૂર દોસ્ત પણ હતો. જે લડાઇમાં કુશલ અને નામદારીભર્યો પેહેલવાન હતો. તે અસફંદીયાર માટે પોતાના દિલમાં કાંઇકિ કીનો રાખતો હતો. પણ તે કીનાની સરૂવાત સાથી થઇ તે હું જાણુતો નથી તે ગરજમ ગુસ્તાસ્પનો સગો હતો અને તે તેના બેટા અસફંદીયાર માટે બુરી ઇચ્છા ધરાવતો હતો એમ હું જાણું છું તેથી જ્યા પણ તે અસફંયારની તારીફના સખુનો સમજતો ત્યાં તેને માટે ગીબત કરતો અને બુરૂ બોલતો

૧ જરથોસ્તી દીનના ફેલાયાથી કેવું પરીણામ નિપજ્યુ તે અતરે અસફંદીયાર ગોયા દર્શાવતો હોય તેમ લાગે છે એ દીન અશોઈના તરીકાતવાલી હોયાથી તેના ફેલાવાથી સઘલે પવિત્રાઇનો ફેલાવો પણ થવો જોઇએ એ દીન સુલેહ શાતીનું ફરમાન આપનારી હોવાથી તેના ફેલાવાથી ચોરી લુટફાટ ઘટીને શાતી ફેલાવી જોઈએ અને તેથી લોકોની ફીકર ચીંતાનો ઘટાડો પણ થવો જોઈએ. એ દીનમાં ઉધ્યોગી બનવાનું ફરમાન હોવાથી લોકોએ ઉધ્યોગમાં ગુટાઈ પૈસા તકા મેલવવા જોઈએ અને હરામ રીતે નાણું મેલવવું તજી દેવું જોઈએ. એ દીનમાં ખેતીવાદી કરવાનું પુશકલ ઉતેજન હોયાથી તેના ફેલાવાથી લોકોએ ભટકતી જીંદગી તજી દિધેલી હોવી જોઈએ અને ઠરીઠામ જીંદગી ગુજારવી પસંદ કરી ખેતીવાદીથી જમીનને ફળદરૂપ બનાવી આબાદ કરેલી હોવી જોઈએ.

હતો. જ્યારે એક દિવસે તે નામદાર પાદશાહ સહવારે મોજ ભોગવવાને ખુશીની મીજલશ ભરી બેઠો અને તેણે લશકરના ચુનંદા શખ્સો તથા બુજોર્ગો અને મોટા ખાનદાનના શાહજાદાઓ માટે દરબાર ભરી, ત્યારે તે વખતે તે ગરજમ પણ મુબારક પાદશાહ આગળ બેઠો હતો. તેનો ચેહેરો (કીનાના) દુ ખથી ફીકકો બન્યો હતો તેવામાં ત્યાં અસફંદીયારની તારીફના સખુનો નિકળવા લાગ્યા. આ ઉપરથી તે બુરી ખાશીયતના શખ્સે ત્યાં કેવુ બી ગેખ્યુ તે તુ જો તે તુરતજ પોતાના હાથ સાથ હાથ અફાલીને બોલ્યો કે, "જ્યારે એક બુરો બેટો દુશમનની જગ્યા રાખતો હોય તો તેને ઉચાઇએ ચઢાવવો ઘટતો નથી. સાચી દીનના મોબેદનુ એ પ્રમાણેનું કેહવુ છે કે, 'જ્યારે એક વિખ્યાતી પામેલો બેટો મોટાઇએ પુગે છે ત્યારે તેનાથી તેના બાપનો વધારે બુરો વખત આવી પડે છે. જે નોકર પોતાના શેઠ કરના વધારે ચઢતો થવા જાય તો તેનુ માથુ ચોકસ હદે કાપી કાઢવું ઘટે છે' જ્યારે મે એનો ભરમ જાણનારથી એ વાત પેહેલી સમજી ત્યારે મને એ વિષે મજબુટ શક ઉપજવા લાગ્યો" ૧ આથી જેહાનના પાદશાહે તેને કહ્યુ કે, "એ ભરમ શુ છે? અને ભરમનો જાણનાર કોણ છે? તે મારે સોધી કાઢવુ જોઇએ" ૨ ત્યારે જુદા ગરજમે જેહાનના પાદશાહને કહ્યુ કે, 'હાલે એ ભરમ કેહેવો લાયક નથી.' આથી પાદશાહોના તે પાદશાહે તે જગ્યા લોકોથી ખાલી કીધી અને પછી તે ભમાવનારને કહ્યું કે "હવે તુ મારી આગળ આવ અને મને એ સઘલુ કેહ. શા માટે મારૂ બુરૂ ચાહાનારનો ભરમ મારીથી છુપો રેહેવો જોઇએ?" ૧ ત્યારે તે બુરી ખસલતના ગરજમે તેને ચાલાકી સાથે કહ્યુ કે, "જે કાંઇ ઘટતું હોય તેથી ઉલટું બનવું જોઇતું નથી તું પાદશાહે મને જેહાનમાં સ્વતંત્ર બનાવેલો હોવાથી મારે તારીથી એ ભરમ છુપાવવો ઘટતો નથી. હવે જ્યારે તું તે સમજવા માગે છે તો હુ એ ભરમ તુંને કહું છુ. પણ એ ભરમ તારાં દિલને નચિંત રાખે એવો નથી, તોપણ મારે મારા પાદશાહને સલાહ આપવાથી અટકવું જોઇતું નથી. જો કે એ તુંને પસંદ તો પડશેજ નહી તોપણ હું એ ભરમ તું પાદશાહથી કોઇપણ રીતે છુપાવવા માંગતો નથી પછી તે તું સમજવા નહી માંગે તો શું થયુ. એ ભરમ તુંને ખુલેખુલો કહી દિધા પછી જો તું તે ઉપર ધ્યાન નહી પણ આપશે તોપણ એ વાત હું તારાથી છુપાઉ તેના કરતાં તો તે સારૂ ગણાશે. ઓ જેહાનના પાદશાહ! તું જાણ કે અસફંદીયાર સઘલી લડાઇ કરવાની તૈયારીમાં છે. ઘણુંએક લશકર તેની

---

૧ એ બેટ લખેલી નકલમાં વધારે છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

નજદિક આવી લાગ્યું છે અને સઘળાઓએ પોતાના ચેહેરા તેના તરફ ફેરવ્યા છે તે હમણાજ તુને બંધીવાન કરવાની ઇચ્છા રાખે છે તેને મનથી તું પાદશાહી ભોગવે છે તે બુરૂ લાગે છે. જો તે તુને પોતાના કબજામાં લેવા પામશે અને તુને બંધીવાન કરશે તો તે તમામ જેહાનને તાબે કરી શકશે. તુ તો જાણે છે કે અસફંદીયાર એવો શખ્સ છે કે જેનો લડાઇમાં કોઇપણ જોડીઓ નથી તે પોતાની કમંદ વાલીને એવો ફાંસો બનાવે છે કે જેની સામે સુરજ પણ જવાની હીંમત કરી શકતો નથી. હવે મે તો તુંને જે કાંઇ સમજ્યુ છે તે ખરેખરૂ કહી દિધુ છે અને તુ તેથી સારી રીતે વાકફ હોવાથી તારા જે વિચાર અને હોકમ હોય તે બજા લાવજે "

જ્યારે ગરજમે ઇરાનના પાદશાહ આગળ આવી વાત કીધી ત્યારે તે નામદાર પેહેલવાન ઘણોજ અચરત થયો અને બોલ્યો કે, "કોઇએ પણ એવી અજાયબી જોઈ હશે નહી" પછી તે ગમગીન બન્યો અને પોતાના બેટા સાથે કાંના ધર્યો તેણે નહી દારૂ પીધો કે નહી ખુશાલી ભોગવી, પણ તે મજાહ ભોગવ્યા વગર થંડી હાએ મારતો બેઠો. એ વિચારથી તેને તે રાતે ઉંઘ આવી નહી અને તે અસફંદીયાર ઉપર ઉશકેરાયલો રહયો જેવી પાહાડો પછવાડેથી સફેદી પ્રકાશવા લાગી અને તારાઓનો ચમકાટ નાબુદ થઈ ગયો તેવોજ તેણે જેહાનના અનુભવવાલા જામસ્પ કે જે શાહાનશાહ ગુસ્તાસ્પનો વજીર હતો તેને બોલાવી મંગાવ્યો અને તેને તેણે કહયુ કે, "તુ અસફંદીયાર આગળ જઇને તેને મારી આગળ જલદી બોલાવી લાવ તેને તું મારી આગળ ચાલ્યો આવવા કેહેજે અને મારૂ નામુ વાચી રેહેતા તેને જરા પણ ઢીલ કરવા દેતોના [1] કારણ કે હાલે એક ભારી કામ આવી પડયુ છે માટે તું 'તેને કેહેજે કે' ઓ જેહાનના બુજોર્ગ શખ્સ ! તુ અત્રે આવી લાગ, કારણ કે હવે એ સઘલું બજાવું તુંને ઘટે છે મારૂ એ કામ તારા વગર પાર પડશે નહી'" પછી તેણે તેના ઉપર એક લલચાવનારૂ નામુ લખ્યુ કે, "ઓ નામદારી ભર્યા મુબારક અસફંદીયાર ! મે તારી આગળ લોહરાસ્પને પણ બખિશ કેહેનારા બુઢા જામાસ્પને મોકલી આપ્યો છે તેને તુ જોતાંજ અત્રે અવવાને તારી કંમર બાંધજે અને એ પેગામચીના ઉંટ ઉપરજ સાથે બેસીને આવજે. જો તું સુટેલો હેયા તો એકદમ ઉઠી ઉભો થજે અને જો તુ અત્રેજ આવતો હોય તો એક પળ પણ થોભતો ના" આથી તે અકકલભર્યો જામાસ્પ પાદશાહનો કાસદ બનીને પાહાડો તથા બ્યાબાનો પસાર કરવા લાગ્યો.

તે દીવસે અસફંદીયાર શેકાર કરવાને જંગલમાં ગયો હતો તેટલામાં

1. એ બેત લખેલી નકલમા વધારે છે.

તે મેદનમાંથી તેને એક મોટો પોકાર સમજાયો કે, " પાદશાહે જામા-સ્પને અત્રે મોકલી આપ્યો છે " એવો પોકાર સમજતાજ તેને અજબ લાગ્યુ અને તે હસ્તાં હસ્તાં ત્યાંથી પાછો ફર્યો. અસફંદીયારના ચાર નામીચા બેટાઓ હતા જે સઘલા ખુબસુરત અને લડાયક સ્વારો હતા. એકનું નામ ' બેહેમન, ' બીજાનું ' મેહેરનુસ ' ત્રીજાનું તુસ શેહેરનો ' આજર અફ્રૂજ ' અને ચોથો કે જેણે એક આતશ કદેહનો ગુમબજ બંધાવ્યો હતો તેનુ નામ ' નુશ આજર ' હતુ. જેહાનના પાદશાહ અસફંદીયારને તેના બેહમન નામના બેટાએ કહયુ કે, " તારૂ મગજ જાવેદાન સુધી તાજગી ભર્યું રેહેજો પણ તું પાદશાહ અમસ્થો હસીઆ કરતો હોવાથી હું જરા પણ સમજી શકતો નથી. હમણા તું શા માટે હસે છે ? તું હમારા હોટોને ત્યારે શા માટે હસ્તા અટકાવે છે ? " તેણે તેને જવાબ દિધો કે, " ઓ મારા બેટા ! હમણા કોઈ મારી આગળ પાદશાહ તરફથી આવ્યુ છે મારા ઉપર પાદશાહ કાંઈ ગુસ્સે થયલો છે અને તેના દિલ ઉપર તેના નોકર માટે કાંઈક ભાર થયલો લાગે છે " ત્યારે તે મોટી પડવીના બેટાએ પુછ્યુ કે, " શાને માટે ? તમોએ તે જેહાનના પાદશાહ સાથે શુ કીધું છે ? " તે પાદશાહોના પાદશાહે જવાબ દિધો કે, ' ઓ મારા બેટા ! મેં બાપ તરફ શુ ગુનાહ કીધો છે તે હુ પોતે જાણુતો નથી સિવાય કે મે બીજાઓને ભલી દીન પાલતાં શિખવ્યા છે અને જેહાનમાં આતશકદેહો રોશન કીધા છે. મે મારી કાપતી તલવારથી જેહાનને પવિત્ર બનાવી છે તે છતાં પાદશાહ ગુસ્તાસ્પ મારી સાથે શાનો કપટ ધરાવતો હશે ? મને તો લાગે છે કે તેના દિલને દેવે ફરેબ આપ્યો હશે અને તેથી તેને મને બંધીવાન કરવાનું ઘેળાપણું લાગ્યું છે. "

તે શાહજાદો જ્યારે એવા વિચાર ચલાવતો હતો તેટલામાં તો દુરથી લશ-કરથી ઉડતું ધુલાડ દેખાવા લાગ્યું. તે દુરની પાહાડી જગ્યામાંથી ધુલ ઊડી રહેલી જોતાંજ સમજી ગયો કે કોઈ કાસદ આવતો હશે. આથી તે શાહ-જાદો પોતે તેને સામે લેવા ગયો. તેઓ એકમેકને માર્ગમાંથી જોતાંજ પોતાના તેજી ઘોડા ઉપરથી ઉતરી પડયા અને પેહેલવાન અસફંદીયાર તથા બુઢા જામાસ્પ એકમેક સામે પગે ચાલતા આવ્યા. મુબારક નસીબના અસફંદીયારે તેને પુછ્યું કે, " પાદશાહ અને બીજા નામદારો કેમ છે ?" જામાસ્પે જવાબ દિધો કે " તેઓ સારી તનદરોસ્તીમાં અને ખુશાલ છે, " પછી તેણે તેના કપાલ ઉપર બોસો લેઇ તેને તે નામુ આપીને તમામ કામથી સારી રીતે વાકેફ કરી કહયુ કે, " પાદશાહને તો દેવે ભમાવેલો લાગે છે. " અસફંદીયારે તે દાનાવને પુછ્યું કે, " આ વખતે તું મારે માટે શું ( ભવિશ્ય ) જોય છે ? જો હું તારી સાથે દરબારમાં આવું છું તો મારી સાથે મારો બાપ સારી

વર્તણુક ચલાવશે કે નહી ? વળી મારો શું ગુનાહ થયો છે તેથી પણ હું જાણીતો નથી. માટે ઓ સલાહના આપનારા બુઢા ! એ બાબે તું શું કહે છે ? જો હું તેનો હોકમ માનીને તેના નોકર સાથે આવતો નથી તો હું તેનો વફાદાર નોકર તરીકે ગણાતો નથી. માટે ઓ દાનાવ બુઢા ! તું કાંઈ ઉપાય કર અને મને વગર ફોકટનો દુઃખી થવા ના દે " તે દાનાવે તેને જવાબ દિધો કે, " ઓ પેહેલવાન શાહજાદા ! તુ અકકલે બુઢો અને શરીરે જવાન છે. તું જાણતો હશે કે એક બાપ પોતાના બેટા ઉપર ગુસ્સે થાય તેના કરતા એક બેટાની બાપ તરફ સારી માયા હોય તે બેહેતર ગણાય. માટે હું તો તુ મારી સાથે આવે એજ પસંદ કરૂં છુ. કારણ કે તે પાદશાહ છે અને તે ગમે તે કરશે. "

એ રીતે તે કાસદ જામાસ્પ અને બાધુર શાહજાદો ત્યા વાત કરતા ઉભા. પછી ત્યાથી તેઓ પાછા ફર્યા. જામાસ્પ માટે એક સારી જગ્યા તૈયાર કરી ત્યાં તેને ઉતારો આપ્યો અને ત્યા તે બધે દારૂ પીવા બેઠા તથા તેઓએ ત્યાં આતશ ઉપર અગર બાલ્યું. તુ કેહેશે કે જાણે તેઓએ મજાહ મેલવવાજ તે આતશ સલગાવ્યો હતો. બીજે દીવસે અસફંદીયારે તખત ઉપર બેસી પોતાના દૈવોના જેવાં લશકરને પોતાની આગલ બોલાવીને તે બહમનને સોંપ્યું અને પોતે પોતાના થોડાક પેહેલવાનો સાથે ત્યાથી જવાને નિકલ્યો. અસફંદીયાર કંમર બાંધી તથા માથે કોલાહ પેહેરીને બાધુર પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં આવી લાગ્યો.

જ્યારે પાદશાહ પોતાના બેટાને પાદશાહી તાજ પેહેરીને આવ્યાની ખબરથી વાકેફ થયો ત્યારે તેણે તમામ અદના અને આલાઓને પોતાની આગળ બોલાવ્યા અને ત્યાં તમામ ઝંદ અવસ્તા મંગાવીને મુકયા. તેણે તમામ મોબેદોને ખુરસીએ બેસાડયા પછી તે તલવારબાજ શાહજાદાને પોતાની આગળ બોલાવ્યો આથી તે પેહેલવાન લંબાવેલા હાથો સાથે ત્યા આવ્યો અને નજદિક આવી લાગતાં તે તેને નમન કરી એક ગોલામ માફક પોતાનુ માથુ નમાવી અદબવાલી ઉભો. પછી તે પાદશાહોના પાદશાહે તે મોબેદોને, પવિત્ર શખ્સોને અને બાધુરોને આ પ્રમાણે કહેવું સરૂ કીધુ કે, " એક બાધુર શખ્સ પોતાના બેટાને સખ્તી વેઠીને ઉધારે, તેના દુધ ધાવવાને વખતે તે તેને દાઇઓને સોંપે અને તેના માથા ઉપર સુનેરી તાજ પેહેરાવે તથા જ્યાં સુધી તે જોરાવર બને ત્યાં સુધી તેને એમ ઉછેરી તેને તમામ રાહરીતીઓ શિખવે અને પુશકલ મેહેનત વેઠી તેને એક કસાયલો લડાયક સ્વાર બનાવે. પછી જ્યારે તે શાહજાદો મરદાનગીએ પુગે અને તે અકકલ અને જોર

ધરાવે, ૧ ત્યારે લડાયકો સાથે લડાઈ કરતાં તેની તારીફ કરનારાઓ તેને તારીફમાં પેહેલો ગણાવે. એ રીતે તે એક ભલો સ્વાર બની અને લડાઇમાં ફતેહમંદ બની લડાઈ અને કુસ્તીમાં તે અંનજુમનનો સરદાર ગણાય. પછી જ્યાંરે તે પોતાની ગરદન અને હાથોને રગડી ફતેમંદ બની તમામ દુન્યાને પોતાના પગ નિચે લાવીને પોતે તખત તથા પાદશાહી ભોગવવાને લાયક બને છે ત્યારે તેનો બાપ બુઢો બની પોતાની પાસે ફકટ એક તાજ અને તખત રાખવા સિવાય અને પોતાની મીલકતની સભાળ કરવા સિવાય બીજું કાંઇ કીધા વગર મેહેલમાં બેસ્તો હોય પણ તે બેટોજ તમામ જેહાન, ઝુન્ડો અને લશકર ધરાવતો હોય તે છતાં પોતાનો બાપ ફકટ એક સુનેરી તાજ અને તખતજ રાખે તેની પણ અદેખાઇ કરે એવી વાત તમો કોઇએ સમજી હોય તો તે મને કહો. છતાં તે બેટો તે તાજ અને તખતને માટે પોતાના બાપનું ડોકુ શરીરથી જુદુ કરવા ચાહે અને પોતાના લશકર સાથે તેના ઉપર હુમલો કરવા ઇચ્છે અને તેજીથી તેની સાથે લડવા ઉપર પોતાનું દિલ લગાડે તો ઓ બુઢાઓ ! તમો તે માટે શું કહો ? શું તે બેટાની પોતાના બાપ સાથની આવી વર્તણુક તમો ભલી ધારો ? "

તે નામીચા શખ્સોએ તેને જવાબ દિધો કે, " ઓ પાદશાહ ! એક બાપ જીવતો હોવા છતાં દીકરો ગાદી મેલવવા ચાહે એવું તો કદી પણ ધારી શકાયજ નહી. એવું કાચુ કામ થયલું કોઇ જોવા ઈચ્છે પણ નહી. વળી તે બેટો કે જે પોતાના બાપના જીવ ઉપર ટાંપેલો રહે તેને માટે જેહાનને શરમાવાનું થાય. " જ્યારે તે બુઢા પાદશાહે અક્કલમંદોનું એવું કેહેવું સમજ્યું ત્યારે તેણે તે બાહુર નામદારોને કહયું કે, " તેવો શખ્સ તે આ મારો બેટો છે, કે જે પોતાના બાપના જીવ ઉપર ટાંપેલો રહે છે. ૧ હવે પછી હુ તેને બંધીખાને પુરાવશ અને તમામ દિવસો સુધી તેની પાસે પસ્તાવો કરાવશ. તે બધીખાનુ કે જ્યા બીજાઓને નાખવામાં આવે છે ત્યાં હું તેને ઘટતી રીતે બંધીવાન કરાવશ. " તે બેટાએ તેને કહયું કે, " ઓ ઉંચી પડવીના પાદશાહ ! તારાં મોતની ઇચ્છા હું કેવી રીતે કરી શંકુ ? ઓ પાદશાહ ! મારી તમામ જીંદગીમાં મે તારી સામે એવો કોઇ પણ ગુનાહ કીધો હોય તે હું જાણતો પણ નથી. ઓ ફતેમદ પાદશાહ ! હું તારો જીવ લેવાનો વિચાર મારા દિલમાં કરૂં એમ બનીજ કેમ શકે ? તો પણ તું પાદશાહ છે. માટે જેવો તારો હોકમ. હુ પણ તારોજ છું અને બધીખાનુ ફરમાવવું એ પણ તારોજ હોકમ છે. માટે તારી મરજી પડે તેમ તું મને બંધીખાને નાખવાનો યા મારી નાખવાનો હોકમ ફરમાવ. મારૂ દિલ સાંચુ અને મગજ ધીરજવાલું છે. "

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તે પાદશાહોના પાદશાહે હોકમ કીધો કે, " તમો એને બંધીવાન કરો, તથા તેને કેદ કરી રાખી ત્યાંથી એને નાહાસ્વા દેતા ના." આથી તેની આગળ લુહાડોને તેડી લાવવામાં આવ્યા અને તેને માટે ખીલા અને સાંકલો બનાવવામાં અવી. પછી સઘલા સરદારોએ તેની આસપસ ફરી વલીને તેને લુહાડોની માફક સાકલથી બાંધી લિધો. જેહાનના માલેક ગુસ્તાસ્પ સનમુખજ તેના હાથપગો બાંધી લેવામાં આવ્યા. તેના પગોને એવા મજબુટ બાંધી લેવામાં આવ્યા કે તેને જે કોઈ જોતુ તે જારજાર રડવા પડતું હતું. તેની ગરદનમાં સાંકલ ઉતારવામાં આવતાંજ તેને એવી બાંધેલી હાલતમાં પાદશાહે ત્યાંથી લેઇ જવા ફરમાવ્યું. તે બોલ્યો કે, " તમો પાંખવાલાં એક પક્ષી માફક દોડીને એક નર હાથીને અત્રે લાવો. " આથી ત્યાં નાઈલના જેવી જડપવાલા એક હાથીને લાવવામાં આવ્યો અને તેની પીઠ ઉપર તેને બેસાડી તથા તેના માથાંને ધુલથી ભરી નાખીને તેના મુબારક બાપ આગળથી ગુમબજવાલા કીલ્લા તરફ લેઇ જવામાં આવ્યો. તેઓ તેને પેલા પાહાડ ઉપરના કીલ્લામાં લેઈ ગયા. ૧ પછી લોખંડના ચાર ઠાંભલા લાવી તે લાંબા ઠાંભલા ત્યાં ઉભા કરી તેમના મઠાલાં હવામાં રાખ્યાં અને તેમની આણી જમીનમાં ઉતારી. પછી તેને તે જગ્યાએ ઠાભલાઓ સાથે મજબુટ બાંધી લેવામાં આવ્યો. એ રીતે તેને તખત ઉપરથી તોડી પાડીને ઉંધા નસીબનો બનાવ્યો. તેની ચોકી કરવાને કેટલાંક માણસો રોકવામાં આવ્યાં અને તે બાધુર પેહેલવાનજાદો ત્યા દુઃખ અને બલાપા સાથે રેહેવા લગ્યો. તે એવી તગ હાલતમાં જીવીને વખતો વખત જારજાર રૂદન કરવા લાગ્યો. એ મુજબ એ બનાવ બન્યાને એક લાંબો વખત વહી ગયો. ત્યારબાદ પાદશાહ ઝદ અવસ્તાનો ફેલાવો કરવા અને મોબેદો પાસેથી તે બાબેનું શિક્ષણ આપવવાને સીસ્તાન તરફ ગયો. ૨

---

૧ આ કીલ્લાને મીરખુદ " ગીર્દકુહ "ને નામે ઓલખાવે છે અને તે રૂદબારના પ્રાંતમા આવેલો જણાવે છે. એ કીલ્લો એક છુટા પાહાડ ઉપર બાંધેલો હતો જે પાહાડ ગોલ પરવતને નામે ઓલખાતો હોવાથી તે નામે એ કીલ્લો પણ ઓલખાતો હતો. એ કીલ્લાને " જર ગુમ્બદાન " યાને સુનેરી ગુમબજવાલો પણ કહેતા હતા.

૨ લોહરાસ્પને કએખસરૂએ રાજગાદી આપી તે સામે રૂસતમ તથા જાલે વિરૂધ વિચાર જણાવ્યાથી એ જાબુલી પેહેલવાનો અને ઈરાની પાદશાહો વચે વેર વસ્યું હતું જેનું પરીણામ પાછલથી ઘણુ બુરૂં આવ્યુ હતું. પાદશાહ ગુસ્તાસ્પની મકશદ જાબુલ જઈ ત્યા લડાઈ જગાડવાનીજ હતી પણ જાબુલી સરદારોની દુરઅંદેશીથી તે અટકી હતી.

# જરથોશ્તી દીનનો ફેલાવો કરવાને ગુશ્તાસ્પ જાબુલસ્તાન ગયો તે વિષે.

જ્યારે તે મોટા દરજાનો પાદશાહ ત્યાં જઈ પુગ્યો ત્યારે લશકરનો પેહેલવાન રૂસતમ ત્યાં તેને સામો લેવાને આવ્યો. નીમરોજનો તે વખતનો પાદશાહ જે જેહાનનો અનુભવી સરદાર અને સામનો જોડીઓ હતો, તેનું નામ રૂસતમ હતું. તેની સાથે તેનો બુઢો બાપ દસ્તાન તથા તેની દરબારના મોટા સરદારો અને નામીચા લોકો પણ તેને સામે લેવાને આવ્યા અને સાથે વાજીત્રોથી સજ થયલી ગવૈયાઓની એક ટોલકીને પણ લેતા ગયા તેઓએ માર્ગમાં તેની ખુશાલી સાથે મુલાકાત કીધાથી તે મુબારક પાદશાહ પણ ખુશ થયો. તેઓ પાદશાહને પોતાનો મેહેમાન બનાવી જાબુલ લેઈ ગયા અને ત્યા સઘલાઓ તેની આગળ ગોલામ માફક ઉભા. તેની પાસેથી તેઓ ઝંદ અવસ્તા શિખ્યા અને ત્યાં તેની હાજરીમાં એક આતશકદેહ સ્થાપ્યું એ મેહમાનદારી ભોગવવામા બે વરસ વહી ગયાં અને ગુસ્તાસ્પ ત્યા જાલના સાથે ખાણી પીણીઓ કરવા લાગ્યો.

જ્યારે જુદા જુદા મુલકોના પાદશાહો ગુસ્તાસ્પ માટે એમ વાકેફ બન્યા કે, "તેણે જેહાન પેહેલવાન અસફંદીયારને બંધીવાન કીધો છે અને તે પેહેલવાનના શરીરને લોઢાથી સોહરાતુ કીધુ છે તથા તે પેગમબરની દીનનો ફેલાવો કરવાને અને આતશના કેબલાથી ત્યાં મુર્તી પુજા ઉપર શ્રાપ વરસાવવાને જાબુલ તરફ ગયો છે વિગેરે," ત્યારે તે સઘલા પાદશાહોએ તેના હોકમથી ઉલટા ચાલી નાફરમાની કરવા માડી અને તેને આપેલો વચણ તોડી નાખ્યો. વળી જયારે બેહમનને એ ખબર મલી કે "પાદશાહે તેના નીંદોશ બાપને વગર વાંકે બંધીવાન કીધો છે, ત્યારે તેના તમામ લશકરે પણ (પાદશાહ તરફથી) લડવાને હાથ ખાંચ્યો અને તેઓ ત્યાંથી દુર દરાજ નિકળી ગયા. અસફંદીયારના નામીચા લડવૈયાઓ ગમગીન બનીને ત્યાથી ચાલી ગયા અને તેઓ તથા કેઆની જાદા (અસફંદીયારના બેટા) ઓ જારી અને રૂડન કરતા પેહેલવાન અશફંદીયાર આગળ આવ્યા ત્યા તેઓ અસફંદીયારને ખુશ કરવાની તજવીજ કરવા લાગ્યા અને તેને તેના બંધીખાનામાં એકલો રેહેવા દેતા નહી.

## અસફંદીયારના બંધીવાન થવાની અને ગુશ્તાસ્પના જાબુલ જવાની ખબર અરજાસ્પને થવાથી તેણે લડવા માટે લશકર એકઠું કીધું તે વિષે

પછી ચીનના પાદશાહને એ ખબર પુગી કે "ચંદ્ર કમાનનો આકાર પકડી છુપ્યો થઇ ગયો છે અને પાદશાહ ગુસ્તાસ્પે અસફ્દીયાર ઉપર ગુસ્સે થઇને તેને ખુવાર કરી પેલા કીલ્લાના ગુમબજમાં પુર્યો છે તથા તે પોતે બલખ અને રએથી જાબુલસ્તાન જઇને દસ્તાનના બેટા રૂસતમની મેહમાનદારી ભોગવે છે તે જાબુલમાં જાલનો મેહમાન તરીકે જઇ રહયો છે અને ત્યાં તેણે બે વર્ષનો લાંબો ગાલો ગુજાર્યો છે. બલખમાં પાદશાહ લોહરાસ્પ સિવાય કોઈ પણ ઇરાની સરદાર કે લશકર રહયુ નથી ફકટ સાતસો આતશ પ્રસ્ત શખ્સો આતશના કેબલા આગળ બંદગીમાં ગુટાયલા રહયા છે તેઓ સિવાય બલખમાં બીજુ કોઇ નથી. ફકટ તેઓજ અને મુબારક મેહેલના ચોકીબાનોજ ત્યાં હથીયાર વાપડનાર તરીકે રહયા છે વિગેરે."

આથી તે અરજાસ્પ બોલી ઉઠયો કે, "ચાલ ઉટાવલે ઉઠ અને એટલી બધી ઢીલ ના કર." પછી તે ચગલના પાદશાહે પોતાના સરદારોને બોલાવી મંગાવ્યા અને તેણે લોહરાસ્પના કુટુંબીઓ સાથે લડાઈ કરવા ઉપર દિલ લગાડયું. તે બોલ્યો કે, "તમો જાણો કે હાલે પાદશાહ ગુસ્તાસ્પ પોતે પોતાના લશકર સાથે સીસ્તાન તરફ ગયો છે. તે લશકર સાથે જાબુલમાં રહી પડયો છે અને તેના તમામ મુલકમાં એક પણ સ્વાર રહયો નથી. તેથી કીનો લેવાનો આજ વખત છે. માટે આપણુને તમામ તૈયારીઓ કરવી ઘટે છે. હાલે તેનો પેલો મોટા દરજજાનો બેટો પણ ભારી બેડીમાં સીકરાઈ પડયો છે. માટે હવે પેલો છુપી ભાલ કાઢનારો શખ્સ કયાં છે કે જે એ લાંબો રસ્તો જડપથી કાપી જાય." એક સેતુહ નામનો જાદુગર તેનો સલાહકાર અને છુપા ભેદ જાણનારો હતો. તે બોલયો કે "હુ ધીરો તેમજ માર્ગ જાણનારો છું. માટે મારે શું કરવું જોઇએ ? તુંને જે કાંઈ જોઈતું હોય તે મને કેહે." ચીનના પાદશાહે કહયુ કે "તું ઈરાન જા અને સાં દરેક ઠેકાણે ભટકી અકકલથી ધ્યાન પુગાડ."

આથી તેના જાશુસે તે તરફનો માર્ગ ધર્યો અને નામીચાં બલખ તરફ અને સાથી પાદશાહના મેહેલ તરફ ગયો. તેણે મેહેલમાં પાદશાહ ગુસ્તાસ્પને જોયો નહી પણ લોહારસ્પને બંદગીમાં બેઠેલો જોયો. વળી તેણે બલખને પેહેલવાન અસફ્ંદીયાર વગરતું ખાલી જોયાથી તેનો ચેહેરો ખુશાલીથી વસંત માફક ખીલી રહયો. પછી તેણે તુરત ખાકાન આગળ આવી તેને

નમન કરીને કહયું કે, "ખરેખર ગુસ્તાસ્પ અને તેનું લશકર ( જાબુલ ) ગયું છે અને ત્યાનો તમામ મુલક માણસોથી ખાલી છે. હું બલખમાં ઘણો ફર્યો પણ મેં ત્યાં આતશની પ્રસ્તેસ કરવાવાલાઓ સિવાય બીજા કોઇને જોયા નથી." તેણે એ સઘલું જેમ છુપુ જોઇ કાઢયું હતું તેમ પોતાના સરદાર આગળ કહયું.

એ વાતથી વાકેફ થતાંજ અરજાસ્પ ખુશી થયો અને લાંબા વખતના ગમથી મોકલો થયો. તેણે પોતાના તમામ સરદારોને બોલાવીને કહયું કે, "જાઓ અને વિખેરાયલાં લશકરને પાછુ એકઠું કરો." આથી લશકરના સઘલા પેહેલવાનોએ પાહાડો, બ્યાબાનો અને ઘેટાંઓ ચરવાની જગ્યાએ જઇને અરજાસ્પના તમામ લશકરને તથા તેના મુલકના નામીચા સ્વારોને તેની આગળ મોકલી આપ્યા જ્યારે એકલાખ માણસો, નામીચા સ્વારો અને નેજા વાપડનારાઓ તેની આગળ ખુલુખમાં ભેગા થયા ત્યારે તેઓએ પાદશાહનો હોકમ સમજવા ઉપર ધ્યાન લગાડયું અને સઘલાઓએ પોતાની હુશીયારી અને જોર તેને અર્પણ કીધાં.

## દકીકીની વાત પુરી થઇ અને ફીરદુસીએ પોતાનું લખાન પાદશાહ મહમુદની તારીફથી સરૂ કીધું અને તેણે દકીકીની વાતને ધીક્કારી કાઢી તે વિષે

હવે એ વાત કેહેનારા ચાલાક શખ્સ! તું તારી પોતાનીજ વાત ઉપર પાછો ફર. અત્રે દકીકીની વાતનો તો છેડો આવ્યો છે અને જમાનાએ તેની જીંદગીનો પણ અંત લાવી મુકયો છે. જ્યારે દકીકી એટલું લખવામાં પુશકલ ગુટાયો હતો ત્યારે જમ તેના રવાનને આ ત્રણ પાંચ દિવસની દુન્યામાંથી ઘસડી ગયો. આ દમ વગરની વાત સિવાય જેહાનમાં તેની કાંઇ યાદગારી રહી નથી. તે એ નામાંનો અંત લાવવા પાંમ્યો નથી તેમજ એ તમામ લખી કાઢવાને કલમ પણ ચલાવી શકયો નથી. હવે તું ફીરદોસીનીજ વાતો અને તેના દિલને ગમત આપનારા પવિત્ર સબ્દો યાદ રાખતો રેહેજે. જ્યારે આ (દકીકીનું) નામુ મારા હાથમાં આવી ગયુ ત્યારે મારી જાલ મછીઓથી ભારી બની. જેવી એ કવિતા મને મલી તેવીજ તે તપાસતાં મને તેમાની ઘણીક બેતો સાબુટ માલમ પડી નહી. તોપણ મેં તેનો ઉતારો કરી લિધો છે કે જેથી પાદશાહ તે કાફરના સખુનોથી પણ વાકેફ થાય. એમા બે મોતી તેમજ બે મોતી વેચનારા છે અને હવે પાદશાહ પોતે એ લખાનની પરીક્ષા કરશે. તોપણ એવી રીતની વાતો તુને કરવી પડે તો તે

તું કરતો ના અને શરમ સાથે જોડાવાની મેહેનત લેતો ના. જો તું તારા રવાનને બુરૂ જોય અને શરીર ઉપર જાડ્ડા પડતી જોય તો જે ખાનમાથી જવેહર નહી મલતા હોય તેને તું વધારે ખોડતો ના જ્યારે તું વેહેતા ઝરા જેવી ખુદરતી ખાશીયત ધરાવતો નહી હોય તો તું પાદાશાહોના આવા નામાં તરફ હાથ લંબાવતો ના. જો ખાવાની ચિજોથી મોઢુ ખાલી હોય તો તેમાં નહી ખાવા લાયક ચિજો મુકે તેના કરતાં ખાલી હોયલુજ સારૂ.

મે પુરમનશનીના સાચા લોકોથી લખાયલુ દાસ્તાનોથી ભરપુર એક નામું જોયું. તે એક જુની પણ છુટી છવાઇ તવારીખ હતી તેથી તેના સબધ સાથની અસર તુટી જતી હતી. કોઇપણ તેનો સબધ લાવવાનો વિચાર કરી શકતે નહી. પણ મારૂજ ખુશાલ દિલ એ બાબે વિચારવંત બન્યું. એ હેવાલ બન્યાને બે હજાર વર્ષો વહી ગયાં હતાં. તે એવી રીતે કે તેની ગણત્રી પણ સારી રીતે થઇ શકતી હતી નહી. મે તેના લખનાર ઉપર આફ્રીન કીધી કારણ કે તેણે મને આ નામા સાથનો સબંધ જોડવાનો રસ્તો કરી આપ્યો હતો. જોકે થોડા ઘણા સબધ સિવાય તેમાં બીજું કાંઇ હતુ નહી તેમા ખુશીની અને લડાઇની વાતો હજારમા એક હશે. તોપણ તે તવારીખ લખનારની રાહબરી કરે એમ હતુ. કારણ કે તેમાં એક પાદશાહને ગાદીએ બેઠેલો ચીતારવામાં આવ્યો હતો તેણે સરદારો પાસેથી ખજાનો અને મીલકત મેલવી હતી અને તેને પોતાની બુરી ખાશીયતને માટેનુ દુખ હતું. તે પાદશાહોને જીતનાર અને નામદારોના તાજની તારીફ ગાનાર હતો એ વાતની નકલ ઉતારતાંજ તે ( અસલ ) વાત સુસ્ત થતી ગઈ તોપણ તેનાથી જુનો તખત પાછો તાજો બન્યો મેં એ મુબારક નામાને સગનવંતું ગણી લિધુ અને તેની પાછલ પુશકલ વર્ષો સુધી મેહેનત લિધી. કેઆની તખત ઉપર કોઈ બક્ષેશના કરનાર નામદારને મેં દિપતો જોયો નહી વળી મારા દિલને માટે એ વાત કાંઈ નચિંતાઈવાલી જણાઇ નહી. તેથી મુગુ બેસવા સિવાય બીજો કાંઈ ઉપાય રહયો નહી. નેક બખ્તોને માટે બેસવા સારૂ મેં એક ઝાડોથી ભર્યો બાગ જોયો પણ તેમા દાખલ થવાનો દરવાજો જણાનો હતો નહી ફકટ પાદશાહના નામ સિવાય તેમા તેનું તાજ હતું નહી. હું પોતે એ બાગમાં ઉતરવા ચાહતો હતો અને જો તેમ થયું હતે તો સારૂ થતે. એ ખજાનાને લાયક કોણ છે તે જોઈ કાઢવાને મેં એ વાત ઉપર વીસ વર્ષ સુધી નજર પુગાડી. હવે મારે તે મોતીની જગ્યા અને ખજાનાની કુંચી સોધી કાઢવી જોઇએ. ૧

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

જેહાનનો પાદશાહ મહમુદ કે જેની ચંદ્ર અને સની પણ તારીફ ગાય છે તે ખોરેહવાલો છે અબુલ કાસમ જેહાનનો એવો પાદશાહ છે કે જેનાથી શેહેનશાહોનું તાજ તાજુ થયુ છે. તે આવીને ઇનસાફ કરવાના તખત ઉપર બેઠો છે. તેના જેવો જેહાનનો પાદશાહ કોઇ હોય તેવું મને યાદ આવતું નથી. આ નામને મઠાલે તેનું નામ એક તાજ જેવું બન્યું છે અને તેના દમામથી કાલુ દિલ પણ હાથીદાંત જેવુ સફેદ બને છે. ઇનસાફ, અકકલ, વિચાર અને હુનરમાં તેના કરતાં કોઈપણ વધારે લાયક તાજદારો હતા નહી. આગળા વખતના પાદશાહો ઉપર પણ તે એ'ીજ સરસાઇ ભોગવે છે તેનો આત્મા આ હેવાલને ખરાબ ગણુતો નથી. તેની નજર આગળ પૈસા ધુલ બરોબર છે, અને મોજમજાહ કરવાની કે લડાઇ કરવાની તેને જરાએ બીહીક નથી. મોજમજાહ વખતે સુનુ અને લડાઇ વખતે તલવાર એ બંધે મેલવવા માગનારને તે બક્ષવામાં જરાએ દલગીર થતો નથી. તેનું તખત હમેશાં આબાદ રેહેજો અને તેનાથી મોટા દરજ્જાના લોકોના જીવ ખુશાલ બનજો.

## અરજાસ્પે પોતાના લશકરને બલખ તરફ કુચ કરાવી અને ત્યાં લોહરાસ્પ માર્યો ગયો તે વિષે.

હવે આપણે અરજાસ્પ સાથની લડાઇની નવેસરથી સરૂવાત કર્યે અને કાટ ખાઈ ગયલા રવાનના બાગને એબ વગરનો બનાવ્યે. જ્યારે અરજાસ્પ પાદશાહ ગુસ્તાસ્પના પોતાના લશકર સાથે સીસ્તાન તરફ જવાના કામથી વાકેફ બન્યો, ત્યારે તેણે તલવારબાજ ગોહરમને પોતાની આગળ લશકર હાજર કરવાનો હોકમ કીધો. એ ગોહરમ અરજાસ્પનો વડો બેટો થતો હતો, જેણે નામદારી મેલવીને પોતાનું માથું સુરજ સુધી પુગાડયું હતું. તેણે તેને કહયું કે, "તું લશકરમાંથી સ્વારો તથા લડાયક પેહેલવાનોમાંથી પેહેલવાનો ચુટી લેઇને અત્રેથી આપણા વખતને અંધકારવાલો અને કડવો ,બનાવનારાં બલખ તરફ ઘોડો દોડાવતો જા. ત્યાં તું સંભાલજે, અને જે કોઇ દુશમનો, આતશ પ્રસ્તો અને હારેમનોને તુ પકડે તેઓના ડોકા કાપી નાખજે, તેમના ઘરો બાલી નાખજે અને તેઓ ઉપર પ્રકાશ્તા દિવસની રાત લાવી નાખજે. ગુસ્તાસ્પના મેહલને ધુમાડા વચેથી ઉચા આસમાન સુધી પુગતાં મોટા બલતાઓથી સલગાવજે. જો તુ અસફંદીયારના પગમાં બેડી નાંખેલી જોય તો તેની જીંદગીનો પણ છેડો લાવી નાંખજે. તું તેનું ડોકુ તુરતજ શરીરથી જુદું કરજે અને તેમ કરી તારા નામને મસહુર બનાવજે. પછી તમામ પાદશાહો તારી ઇચ્છા મુજબ ચાલશે. તુ તલવાર બનશે અને દુશમનો તારી મ્યાન બનશે. હવે હું પણ ખુલખમાં થોભશ નહી પણ તારી પુઠે જડ-

પથી આવી લાગશ. હું તમામ વિખેરાયલા લશકરને પાછું બોલાવીને આ મારો સંગ્રેલો ખજાનો તેઓ વચ્ચે રેડી મુકશ." ગોહરમે તેને જવાબ દિધો કે "તારી જેવી આજ્ઞા. હું તારા કેહેવા મુજબ મારો જીવ પણ કુરબાન કરશ"

જ્યારે સુરજે પોતાની તલવાર મ્યાનમાંથી બાહાર કાઢી અને તેથી કાલી રાતે તેની આગળથી પોતાના પોશાકનો છેડો ખેચી લિધો, ત્યારે તેણે તલવારબાજ નામીચા એકલાખ ખુલુખી સ્વારો એકઠા કીધા. તે લશકર લેઇ ગોહરમ ઇરાન તરફ જવાથી ત્યાંની જમીન હબસીના કાલાં મોઢાં જેવી બની તેણે તે મુલકમાં જઈ લાગતાંજ પોતાના હાથ લડવાને ખુલ્લા કીધા અને ત્યાં જે કોઇને જોતો તેમને મારી નાખવા લાગ્યો. સઘલાઓએ કીનો લેવાનેજ પોતાના દિલ તૈયાર રાખેલાં હોવાથી ત્યાં તેઓ નાશ કરવા અને મારી નાખવામાંજ રોકાઇ ગયા. તુરકીઓએ બલખમાં આવી લાગતાજ ગાળો ભાડવા માંડી ગોહરમ માટે વાકેફ બનતાજ લોહરાસ્પ દલગીર અને દુઃખનો સાથી બન્યો. તેથી તે પરવરદેગારને અરજ કરવા લાગ્યો કે, "ઓ પરવરદેગાર! તું જમાનાની ગીરદેશથી પણ વધુ ચઢતો તેમજ શકિતવાન, અકકલમંદ અને બક્ષનાર છે. તુંજ પ્રકાશતા સુરજનો માલેક હોવાથી મારી દીન, મારાં શરીર અને શકિતની તથા વળી મારા દાનાવ દિલ અને મારી હુશીયારીની સભાળ કરજે કે જેથી હું તારો બંદો તેઓને હાથ માર્યો જાઉં નહી. મારા નામને તું જેહાનમાંથી ગુમ કરતો ના અને મારો ખજર વડે અંત આવી જવા દેતો ના."

બલખમાં કોઇપણ નામદાર કે ગુરજ ધરાવનાર સ્વારોમાનો કોઈપણ સ્વાર નહી હોવાથી ત્યાંના બજારમાંથી એક હજાર શખ્સો લડવા નિકળ્યા પણ તેઓ લડવાને જરાએ લાયક હતા નહી તે તુરાની લશકરના ઘણા નજદિક આવી લાગતાંજ લોહરાસ્પ લડાઈનું બખતર અને કેઆની કોલાહ પેહરીને બંદગીની જગ્યામાંથી લડાઈના મેદાનમાં ગયો. બુઢો હોયા છતાં તેણે ગાયની સુરતનો ગુરજ હાથમાં પકડીને મસ્ત હાથીની માફક બરાડ મારી તે ભારી ગુરજ વડે દર હુમલે તે જાદુગરોના ડોકાં ભોય ઉપર નાખવા લાગ્યો. તેથી સઘલા બોલવા લાગ્યા કે "એ નામદાર તો અસફંદીયારના જેવા ફટકા સિવાય બીજી રીતના ફટકા મારતો નથી." જ્યાં જ્યાં પણ તે પોતાના ઘોડાને ઉશકેરી દોડાવતો ત્યાની ધુલને તે લોહી સાથે કાલવી નાખતો. તેનો અવાજ જે કોઇ સમજતું તેના શરીરનું જોર ચિરાઇને બાહાર નિકળી પડતું.

આથી ગોહરમે તુરકીઓને કહયું કે "તમો તેની સાથે લડવાને ભેગા હાથ લંબાવો ના, પણ કાંઇ કોષેશથી તેને વચમાં ઘેરીને તે પોકાર મારતા

વાઘને ઇજા પુગાડો." તેણે જેમ તેઓને ફરમાવ્યું અને રસ્તો દેખાડયો તેમ તેઓએ કીધું. કુહાડીઓ ચકાચક અડડવા લાગી અને લડાયક સ્વારો પોકાર કરવા લાગ્યા. આથી બુઢાપાથી તથા સુરજનો તાપ પડતો હોવાથી લોહરાસ્પ દલગીર થયો અને તેના નસીબે ઉંઘમાં પડવા માંડયુ. જેહાનનો અનુભવી લોહરાસ્પ તુરકીઓના તીરથી વિંધાઇ ગયો અને એ યજદાંન પ્રસ્ત ત્યાંજ ઉંધો પડયો તથા તે તાજદાર પાદશાહનું માથું ધુલમાં પડયુ. પુશકળ સ્વારો તેની આગળ એકઠા થયા અને તેઓએ તુરતજ તેનું બખતર ચીરી કાઢીને તલવારથી તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા. તુરકીઓ તો તેને એક જવાન સ્વાર સમજતા હતા પણ તેઓએ તે પાદશાહના મોઢાં ઉપરની ટોપી ઉચકતાંજ તેનો ગોલાબી ગાલોવાલો અને કપુર જેવા ઉજલા બાલવાલો બેહેસ્ત જેવો ચેહેરો જોયાથી તેને જોઇ સઘલા અચરત થઇ બોલ્યા કે, "આવો બુઢો શખ્સ આ તલવારને ઉચકીજ કેમ શકયો હશે? જો અસફંદીયાર આપણી સાથે લડવાને અત્રે આ મેદાનમાં આવ્યો હતે તો આપણી નાની સખ્યા કેમ ચાલી શકતે? અને આપણે એમ કીલ્લામાં કેમ વધી આવતે?"

પછી ગોહરમે પોતાના સાથીઓને એ પ્રમાણે કહયું કે, "સારૂ થયું કે આપણને એટલુજ લડવાનુ અને રજ ભોગવવાનું થયુ કારણ કે એ તો જેહાનના પાદશાહ ગુસ્તાસ્પનો બાપ તાજદાર પાદશાહ લોહરાસ્પ છે. એ શેહેનશાહે ઇજદી ખોરેહ મેલવ્યુ હતું અને તેનુ કામ મોજમજાહ અને લડાવાનું હતું, પણ બુઢો થવાથી તે તાજ તખત ઉપરથી દિલ ઉઠાવી નાખી બંદગીમાં રોકાયો હતો. હવે તેનુ તખ્ત ખાલી બનેલુ હોવાથી તેના શેહેનશાહી તાજ માટે ગુસ્તાસ્પ દુખી થશે" પછી તે લશકર બલખમાં દાખલ થયું અને ત્યા નાશ અને ખુના મરકી ચાલ્યાથી તે મુલકનો નાશ થવા લાગ્યો. તેઓએ હવે આતશકદેહો તરફ જવાનો માર્ગ ધર્યો. તે મકાનો અને ત્યાના સુનેરી દીવાનખાનાઓ તેઓને ખાલી માલમ પડયાથી તેઓએ ત્યાના તમામ ઝંદ અવસતાના પુસ્તકોને બાલી નાખ્યા[૧] અને તે મકાન તથા

---

૧ જરથોશ્તી દીનને લગતાં પુસ્તકોને દીન દુશમનોથી ત્રણથી ચાર મરટબે નુકસાન પુગેલું તવારીખ ઉપરથી માલમ પડે છે આ ધર્મ સંબંધી પેહેલી લડાઈમા પેહેલું અરજાસ્પે ધર્મ પુસ્તકોને નુકસાન પુચાડેલુ જણાય છે. વળી એજ લડાઈથી તે વખતના જરથોશ્તીઓને મોટી આફત ખમવી પડી હતી જે આફત તેઓના માહાન પુજ્ય પેગમબર જરથોસ્તનો નાશ હતો. જ્યારે દીન દુશમનો બલખમા ધસી આવી ત્યા નાસ કરવા લાગ્યા ત્યારે એજ વખતે એક તુરાની સરદાર નામે તુરબરાતુર ત્યા પેગમબર જરથોશતની સોધ કરવા લાગ્યો હતો અને તેણે તેવણને એક આતશકદેહમાથી સોધી કાઢીને કરપીનપણે તેવણનો

દીવાનખાનાઓને આગ લગાડી. તે આતશકદેહની સંભાળ અર્થે ત્યાં હેંસી એરવદો હતા જેઓની જબાન પરવરદેગારની યાદમાં મસગુલ હતી તે સઘલાને પણ તેઓએ સાના આતશના કેબળા આગળજ મારી નાખ્યા અને ગબરોની રાહરીતી ઉખેડી કાઢી. તેના લાગતા વલગતાઓ સાથે જરથોસ્તનો પેલો આતશ ૨ પણ બુજાઇ ગયો. હુ જાણતો નથી કે તેણે (આતશે) પોતાની જાળવણી કરનારા હેરબદોને કેમ મરવા દિધા?

## ગુશ્તાસ્પની એક શણીએ જાબુલસ્તાન જઇને ગુશ્તાસ્પને લોહરાસ્પના માર્યા જવાની ખબર પુગાડી તે વિષે.

ગુશ્તાસ્પની એક ઘણીજ હુશીયાર, અકકલમંદ, દાનાવ અને ચઢતા વિચારો ધરાવનારી ઓરત હતી. તેણી જડપથી તુરકી પોસાક પેહેરી, કંમર બાધીને તબેલામાં જઇ ઘોડેસ્વાર થઇ અને એ સઘલા બનેલા બનાવથી તેણીએ ગાભરી બનીને મેહેલમાંથી સીસ્તાંન તરફનો માર્ગ ધર્યો. મંજલે મંજલ ઠાક લિધા વગર તેણી બે દિવસનો માર્ગ એક દિવસમાં કાપવા લાગી. એ પ્રમાણે લોહરાસ્પ માટેની એ દુખભરી ખબર સાથે તેણીએ ગુસ્તાસ્પ આગળ આવીને કહયું કે "તું અત્રે એટલો બધો વાર શા માટે થોભી રહયો છે અને શા માટે નામીચું બલખ તજી આવ્યો છે? હાલે બલખમાં એક તુરાની લશકર ચઢી આવ્યાથી સાના લોકોનો વખત ઘણો કડવો થઈ પડયો છે. તમામ બલખ નાશ પામ્યું છે અને મુવેલી લાશોથી તે ભરાઈ ગયુ છે. તેથી તારે અત્રેથી પાછું ફરવું ઘટે છે." ગુસ્તાસ્પે તેને પુછયું કે "તું શાને માટે એમ ગમ કરે છે અને આવા એક હુમલાથી એમ દુઃખી થવાનું અને માહેતમ કરવાનું શું કારણ છે? જો હું મારા લશકર સાથે હમણા કુચ કરશ તો ચીનના તમામ

---

બાન લિધો હતો. અશો જરથોશ્ત ગુજર પામ્યા ત્યારે તેવણની ઉમર સીતોતેર વર્ષની હતી એમ કેહેવામાં આવે છે. એ માહાન પેગમબર દેહ મહીનાના ખોરશેદ રોજે (પ્રો૦ જેકશન મુજબ અરદીબેહેસ્ત મહીનાના ખોરશેદ રોજે યાને ઈ૦ પુ૦ ૫૮૩ તા૦ ૧ લી મેએ) ગુજર્યા હતા.

૨ પેગમબર જરથોશ્ત જ્યારે દીન લાવ્યા હતા ત્યારે તેવણ પોતાની સાથે એક મેહેરબુરજીન નામનો ચમતકારીક આતશ પણ લાવ્યા હતા જે આતશ બલતન વગર રોશન રેહેતો હતો. આ આતશનો ગુશ્તાસ્પે બલખમા કેબલો કીધો હતો. ફીરદોસીએ અતરે જે આતશ બુજવવાની વાત લખે છે તે તેજ આતશ હોવો જોઈએ.

મુલકોથી મારી સામે ટકી શકાવાનું નથી." તેણીએ તેને જવાબ દિધો કે, "તું આવી ખોટી બકબકના કર. કારણ કે હાલે એક મોટું કામ નીકળી આવ્યુ છે તેઓએ બલખમાં શેહેનશાહ લોહરાસ્પને મારી નાખ્યો છે અને આપણી જીદગીને કડવી અને અધંકારવાલી બનાવી છે વળી તેઓએ ત્યા નુશઆજરના આતશકદેહમાં દાખલ થઈને ત્યાના સઘલા સરદારો અને હેરબદોને પણ ગરદન માર્યા છે. ત્યાનો બલતો આતશ પણ પોતાના પુજારીઓ સાથ બુજાઈ ગયો છે. માટે તેઓની આવી બુરી કરણીઓને તારે હલકી સમજવી ઘટતી નથી વળી તેઓ તારી બેટીઓને કેદ પકડી લેઇ ગયા છે. માટે આવા મુશકેલ કામોને તારે સહેલે સમજવા લાયક નથી. અગર જો તારી બેટી હોમાયની નામોશી સિવાય બીજુ કાંઈ બન્યુ હતે તો તેથી પણ અક્કલમદનુ મગજ ઠેકાણે રેહેતે નહી. વળી તારી બીજી બેટી બેહઆફ્રીદ કે જેણીને હવામા હીલતા પવને પણ કદી જોઈ નથી તેને પણ તેઓ સુનેરી તખત ઉપરથી ઉઠાવી ગયા છે અને તેના ઉપર હાર કે તાજ કાંઇ રેહેવા દિધુ નથી."

એમ સમજતાંજ ગુશ્તાસ્પે દુખી થઇને આંખોમાંથી પીલાં આંસુ પાડવા માંડયાં. પછી તેણે ઇરાની બુજોર્ગોને બોલાવી તેઓ આગળ જે કાંઇ સમજ્યુ હતું તે સઘલુ કહયુ. આથી તેઓ પણ જારી અને રૂડન કરવા લાગ્યા અને આતશ ઉપર ભુજાય તેમ બલવા લાગ્યા. સઘલાઓ બોલ્યા કે, "પાદશાહ લોહરાસ્પે તુરકીઓ સામે મરદાનગી દેખાડીને પોતાનું તખત ખાલી કીધુ છે. માટે તેની મટતી ઉપર હજારો આફ્રીન હોજો અને તેનું પવિત્ર શરીર મીનોઇ હાલતમાં પણ સોભી રેહેજો." પછી પાદશાહે પોતાનું તાજ ફેંકી દેઈ તખત ઉપરથી ઉતરીને મુનશીને બોલાવી મગાવ્યો અને એક પછી એક નામુ લખાવીને તેણે ચોબાજુએ સ્વારોને દોડાવી મુકયા. તેણે તે નામામાં લખાવ્યું કે, "તમોમાના કોઇનું પણ માથુ કાદવથી ખરડાયલુ હોય તો તે ધોવા પણ તમો થોભતા ના. નહી તો કે તમો પડતી-માંથી પાછા ચઢતી મેલવવા પાંમશો નહી. તમો સર્વે જલડીથી બખતર, ગુરજ અને રૂમી કોહલા સાથે આ દરબાર તરફ આવી લાગજો." આવી રીતના નામા જેજે મુલકના મેહેલવાનો પાદશાહી ભોગવતા હતા ત્યાં પુગાડવામાં આવ્યાં.

# ગુશ્તાસ્પે પોતાના લશકરને જાબુલથી બલખ તરફ કુચ કરાવી અને તેણે અરજાસ્પ સાથે લડાઈ કીધી તે વિષે.

તેના મુલકોમાંથી લશકર આવી એકઠું થતાંજ તથા તેના લશકરના લડાયક સ્વારો આવી લાગતાંજ તેણે તેઓને પૈસા આપ્યા અને પછી સીસ્તાનથી ઉઠાંગીરી કરીને નામીચા બલખ તરફનો માર્ગ પકડયો. તેહમતન દુખ સાથે તેને એક દાહાડાની મજલ સુધી માર્ગમાં વલાવવાને ગયો પછી તે બોલ્યો કે “ઓ જમીનના પાદશાહ! જેહાનમાંથી આવાંજ પરીણામો નિપજે છે. જેહાનમાં એક ફરજંદ કે બાપ કોઈ રહી શકતું નથી માટે તારે તારા બાપના સોગમાં એમ ગમ કરવો ઘટતો નથી. તારી જીંદગી સુધી તારી પાદશાહી અને મારી નોકરી કબુલાયલી રેહેજો” તેના એમ કેહેતાંજ પાદશાહે તેના ચેહેરા ઉપર બોસો લીધો. પછી રૂસતમ ત્યાંજ થોભ્યો અને તે પાદશાહ લડાઈ કરવાને આગળ વધ્યો. જ્યારે ઈરાની લશકરના અને જેહાનના પાદશાહ ગુશ્તાસ્પના પોતાના તખત તાજ સાથે આવી લાગ્યાની ખબર અરજાસ્પને થઈ ત્યારે તેણે પણ તુરાનથી એટલું બધું લશકર એકઠું કીધું કે જેથી સુરજ અને ચંદ્રના ચેહેરા ઉપર અંધકાર ફેલાઈ ગયો. તેનું લશકર દરીઆને એક નાકેથી તે બીજે નાકે સુધી પથરાઈ ગયાથી તે લશકરને લિધે મેદાનની સપાટી પણ દેખાતી હતી નહી. લશકરથી ધુલ ઉપર ધુલ ઉડી રહયાથી જમીન કાળી અને હવા ઝાંખી બની. બંધે બાજુના લશકરે હાથમાં નેજા, તલવાર અને જંમમ્યા સાથે સફ સમારી ફાડી ખાનારાં સિંહો સાથે લડનારો શાહજાદો ફરશીદવરદ જમના હાથ ઉપર અને સપેહસાલાર જરીરનો બેટો પેહેલવાન નસતુર ડાબા હાથ ઉપર ઉભો. એ પ્રમાણે તેઓએ લશકરને સંગારીને નેકી પોહોંચાડનાર દાદારની મદદ માંગી. જેહાનનો પાદશાહ ગુશ્તાસ્પ લશકરના વચલા ભાગમાં લશકર ઉપર ચોમેર નજર કરતો ઉભો. સામી બાજુના લશકરમાં જમની બાજુએ ગંદર રહયો. તેની પુઠે પાયદલ લશકર પોતાના અસબાબ સાથે ઉભું. તલવારબાજ ગોહરમ ડાબી બાજુએ રહયો અને અરજાસ્પ પોતાના લશકર સાથે વચમાં ઉભો.

પછી બંધે બાજુના લશકરમાંથી રણશીંગડાં અને પરગમ થોકાયાંથી જમીન લોઢાંની અને હવા સીસમી બની. તું કેહેશે કે, “જાણે આસમાન ઉડી જાય છે અને જમીન એક નાકેથી ચીરાઈ જાય છે. ઘોડાઓના ખંખારથી અને કોહડાલીના ફટકાના અવાજથી સખત પથરના તમામ પાહાડોએ પોતાના માથાં નમાવી દિધાં. તમામ મેદાનમાં શરીર વગરના ડોકાંઓ

ધુલમાં પડવા લાગ્યાં અને ભારી ગુરજોથી માથાંઓ છુડાવા લાગ્યાં તલવારોના ચમકારા, તીરોના વરસાદ અને બાધુરોની ધરપકડના અવાજોથી તારાઓ પણ દૂરનો રસ્તો પકડવા લાગ્યા સીપાહોને પોતાના જીવ માટે જરાએ ગમ હતો નહી. ધુલ વચેથી તીરો બરફ માફક આવી પડતા હોવાથી તમામ મેદાનમાથી બસ ઘાહેલ થયલાઓના પોકારો સમજાતા ઘોડાની નાળ નિચે ઘણાઓ છુડાવા લાગ્યા. સિંહોના સીના ડોકાં વગરના શરીરો અને શરીર વગરના ડોકાંઓના કફન બનતા અને લોહી તેમના કપડાં બનતા હતા. સ્વારો પોતાના હાથોને હાથી માફક લંબાવતા અને તેવા વખતમાં બાપને બેટા તરફ માયા દેખાડવાનો પણ વખત મલતો નહી. આમ ફરતુ આસમાન ફરવા લાગ્યુ અને એ રીતે તેઓ ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી કીનાભર્યા, લડતા વઢડતા અને પોકાર કરતા રહયા. એકથી બીજા છેડા સુધીનુ મેદાન એવુ બન્યું કે ત્યાંના જોશબંધ વેહેતા લોહીથી ચંદ્રનો ચેહેરો પણ રાતો બન્યો. હવે સિંહ જેવો ફરશીદવરદ તે લડાઇમાં તલવારબાજ ગોહરમ સાથે લડવા વલગ્યો. પણ ગોહરમને હાથે તેનુ શરીર એટલુ તો ઘવહેલ થયુ કે તે સિંહ જેવાના શરીરમાંથી જીવ પણ નિકળી જવાની અણી ઉપર આવ્યો. લડાયક ઇરાની સ્વારો પણ તેની સરદારી હેઠેલ એવા ઘાહેલ થવા લાગ્યા કે તેમનામાના ઘણાએક માર્યા ગયા અને તે પેહેલવાનોના લોહીથી મેદાન રંગાઈ જવા લાગ્યુ

## ગુશ્તાસ્પે પાહાડમાં આસરો લીધો અને તેણે જામાસ્પ પાસે અસફંદીયારને પોતાને મદદ કરવાને બોલાવી મંગાવ્યો તે વિષે.

ગુસ્તાસ્પના પાહાડી બાધુરો અને મેદાનના સ્વારો જેવા આત્રીશ બેટાઓ હતા, જે સઘલાઓ આ લડાઇમાં માર્યા ગયાથી પાદશાહનું નસીબ એહી વખતે કંગાલ બન્યું. પોતાના એ સઘલા બેટાઓના વિચારમાં પાદશાહનુ શરીર સુસ્ત અને તેનું દિલ ઘાહેલ બન્યુ. તેના બાપના માર્યા જવા સાથે વળી આટલાબધા બેટાઓ પણ માર્યા ગયાથી તેનું મગજ દુઃખ અને ગમથી હેરાન બન્યું અને તેનો હાથ તેમજ તલવાર કાંમ કરતા અટકી ગયા તથા તેના દિલને જેહાન તથા પાદશાહી વગરફોકટની જણાઇ. એ રીતે ગુસ્તાસ્પનો વખત તંગ થતાંજ આખરે તેને પીઠ ફેરવવી પડી. બે મંજલ સુધી તુરકીઓએ તેની પુઠ પકડી અને તેને પકડવાની તજવીજ કીધી. માર્ગમાં તેને ઘાસથી ભરાયલો એક પાહાડ મલ્યો જેમાં પાણીનો ઝરો અને

પવન ચક્કી હતી. તે પહાડની અતરાફમાં એક રસ્તો હતો જેનાથી ઈરાનનો પાદશાહ ગુસ્તાસ્પ વાકેફ હોવાથી તે તે પાહાડ ઉપર ચઢી જઇ ત્યાં તુરકીઓ સાથની લડાઇથી નચિંત બન્યો તે પોતાના લશકર સાથે દુખી દિલે પાહાડ ઉપર જઇને ત્યાં કેટલોક વખત પેહેલવાનો સાથે થોભ્યો

જ્યારે અરજાસ્પ પોતાના લશકર સાથે ત્યાં આવી લાગ્યો ત્યારે તે પાહાડ આસપાસ તમામ ફરી વલવા છતાં તેને તે પાહાડ ઉપર ચઢવાનો માર્ગ મલ્યો નહી આથી તુરકીઓએ તે પાહાડને ચારે બાજુથી ઘેરી લિધો. ઉંચ ખ્વાશના પાદશાહ ગુસ્તાસ્પે નાચાર થઇને તે પાહાડ ઉપર આતશ સલગાવી તે પથરવાલી જગ્યામાંથી કાંતા કચરા બાલી નાખ્યા. તેના સરદારોને ત્યાં પોતાના ઘોડા મારી ખાવા પડયા અને નાચારી સાથે તેઓને પોતાના દિલની ઇચ્છાઓ તજી દેવી પડી. જ્યારે તે લશકર આવી ગીરદેશમાંથી પસાર થવા લાગ્યું ત્યારે તે પુર મનશનીનો પાદશાહ માથે હાથ ટેકવી વિચારમા બેઠો અને તેણે અનુભવી જામાસ્પને તેડાવીને તેને સેતારાઓની ચાલ માટે કેટલીક પુછપરછ કીધી. તે બોલ્યો કે "તું કાંઈપણ સ્વાલ માટે થોભ્યા વગર આસમાનની ગીરદેશ માટે જે કાંઈ જાણતો હોય તે મને કેહ. આ બુરા વખતમાં કોણ મારો મદદગાર થશે? એ સઘલુ તારી મરજી ઉપરાંત મને કેહેવું પડશે."

એમ સમજતાંજ જામાસ્પ ઉભો થઇને બોલ્યો કે "ઓ ઇનશાફી અને સાચા પાદશાહ! જ્યારે તું મારૂ કેહેવું સમજવા માંગે છે અને તારાઓની ચાલ મુજબ વર્તવા માંગે છે તો તું મારૂ કેહેવું સાચુ માનશે તોજ હું જે કાંઈ જાણુતો હોઇશ તે તુંને કહીશ." પાદશાહ બોલ્યો કે "તું એમ વાત લંબાવ્યા વગર જે કાંઈ ભરમ જાણુતો હોય તે મને કહી દે જો તેથી મારા મનનું સમાધાન થશે તો હું આસમાનની ચાલની બાહાર જઇશ નહી." જામાસ્પે તેને જવાબ દિધો કે "ઓ પાદશાહ! આ મારી વાત તુ સમજી ધ્યાનમા રાખ. તારાજ હોકમથી અસફંદીયાર પોત્તાના બુરા વખતને લિધે સાંકળના બાર તળે કચડાયો છે. પણ જો તું તેને બંધીખાનામાંથી છુટો કરશે તો તુંને એમ આ ઉચા પાહાડ ઉપર રેહેવું પડશે નહી. માટે અસફંદીયારને બંધીખાનામાંથી છોડવાથીજ તું એ લશકર ઉપર ફતેહ પાંમશે."

તેની આવી વાત સમજતાંજ પાદશાહનો ચેહેરો વસંતના ગોલાબ માફક ખીલી રહયો. પછી તે બોલ્યો કે "ઓ મારા સાચા સલાહકાર! જેમ તું સાચો તેમ ઉપાય કરનારો પણ છે. મેં ઉટાવલો બની તેને લોઢાના ખીલા સાથે બાંધી બંધીખાને પુર્યા પછી તેમ કરવા માટે હું પસ્તાયો હતો અને મારૂ દિલ દુખાયાથી આવોજ કાંઇ ઉપાય કરવા હું માંગતો હતો. કાર-

ણુકે મેં તેના બદખ્વાહની શિખામણથીજ તેને તે વખતે દરબાર વચે નિર્દોશ બંધીવાન કરાવ્યો હતો. હવે જો હુ તેને આ વખતે કીનામાં ઉતરેલો જોવશ તો તેને આ તાજ, તખત અને સત્તા બક્ષી દેવશ. માટે હવે કોણ તે વાહાલા બેટા આગળ જઈ તે નિર્દોશને બંધીખાનામાંથી છોડવી લાવશે ?"

જામાસ્પે જવાબ દિધો કે, " ઓ પાદશાહ ! હુજ ત્યાં જવશ. કારણ કે એ વાત કાંઇ નાહાની નથી " ગુસ્તાસ્પ બોલ્યો કે " ઓ અકકલ ભર્યા શખ્સ ! તારા હુનરથી મારો જીવ ખુશખુશ થાય છે, માટે તુ જઇને તેને મારા તરફથી ઘણી દુવા પુગાડ આજ રાતેજ તું અત્રેથી જડપ નિકળી જા અને તેને કેહેજે કે 'જે શખ્સે તુને ગેરઇનશાફ અપાવ્યો હતો તે તો આ જેહાનમાંથી દુખી દિલે ગુજરી ગયો છે. બીજુ એ કે જેના કેહેવા મુજબ હું ચાલ્યો તે કાંઇ અક્કલનો મોટો હીસ્સો ધરાવતો હતો નહી હવે હુ તુને ગેરઇનશાફ કરવા માટે દલગીર થાઉંછુ અને તેનો ભલો બદલો વાલવાની તૈયારીમાં છું માટે જો તું તારા દિલને કીનાથી પાક બનાવશે તોજ દુશમનોના ડંકા ધુલમાં પડશે. નહી તો આ પાદશાહી અને તખત જતુ રહેશે અને આ કેઆની ઝાડ તેના જડમુળથી ઉખડાઇ જશે. માટે જો તું મારી મદદે આવશે તો હું તુને તાજ, ખજાનો અને મુશકેલી સાથે મેલવેલી તમામ ચિજો સોંપી દેવશ. પછી મારૂં કામ મારા બાપ જેહાનના પાદશાહ લોહરાસ્પ માફક બંદગી કરવાનું બનશે. તુને હુ જે કાંઈ કેહેવાડૂ છું તેનો પરવરદેગાર તેમજ મારી રેહેનુમાઇ કરનારો જામાસ્પ શાક્ષી છે.' "

એમ સમજતાંજ જામાસ્પે તુરકી પોશાક પેહેર્યો અને બે ભ્યાને સાથે લિધા વગર તે તે પાહાડ ઉપરથી નિચે ઉતર્યો. તેણે તુરકી રેવાજ મુજબ માથે બે પડવાલી કોલાહ પેહેરી અને કમર બાંધી. પછી તેને માટે એક તુરકી ઘોડો જે પોતાની હદ્દી પણ ઉચો હતો તે લાવી હાજર કીધો તે ઉપર બેસીને સિંહ નરને છાજે એવો જામાસ્પ તે પાહાડ ઉપરથી નિચે ઉતર્યો તેને જોઇ માર્ગમાં તુરાની લશકરમાંથી જે કોઈ સવાલ કરતો તેને તે તુરકી ભાષામાંજ જવાબ આપતો. તેના હુશીયારી સાથે તુરકી ભાષામાં એમ વાત કર્યાથી તેઓ તેની મકશદ શું છે તે જાણી શકયા નહી. એમ કરતા જ્યારે તે હુશીયાર શખ્સ મેદાનમા આવી લાગ્યો ત્યારે તેણે તે લશકરથી દુર રહીનેજ આખી રાત પસાર કીધી. જ્યારે તે શુમબજવાલા કીલ્લાની ઘણો નજદિક આવ્યો ત્યારેજ તે પોતાને બુરા વખતથી અને બુરાઓના હાથથી છુટો થયલો સમજ્યો.

અસફંદીયારનો એક નુશ આજર નામનો બેટો ત્યાં બીજા શખ્સોની ગેરહાજરીને લિધે માર્ગમાં આંખ ડેડનીને ઇરાની લશકર તરફથી કોણ આવે છે તે જોવાને અને તે આવતાને જોઇ બાપને વાકેફ કરવાને કીલ્લાની અગાશી

ઉપરથી જોતો ઉભો હતો જ્યારે તેણે માર્ગમાંથી જામાસ્પને આવતાં જોયો અને તેને માથે સુંદર તુરાની કોલાહ પહેરેલી જોઇ ત્યારે તે મન સાથે બોલવા લાગ્યો કે, "અત્રે કોઈ તુરાની સ્વાર આવતો લાગે છે માટે હું ઉતાવલે જઇ અસફંદીયારને એ કહું." પછી તેણે કીલ્લાના કંગુરા ઉપરથી દોડતો નિચે ઉતરી અસફંદીયારને જઈને કહયું કે, "આ નામદાર પેહેલવાન! મેં માર્ગમાં દુરથી એક સ્વારને આવતા જોયો છે, જેણે માથે કાલી કાલોહ પેહેરી છે માટે તે ગુસ્તાસ્પ તરફનો છે કે કીનાખોર અરજાસ્પ તરફનો કોઈ છે તે હું જઇને જોઉં છું. જો તે કોઇ તુરકી હશે તો હું તેનું ડોકું ઉડારી નાખશ અને તેની વિષ્ટા વગરની છાતીને ધુલમાં નાખશ."

મોટી પડવીના અસફંદીયારે તેને જવાબ દિધો કે "એ કોઇ સાથી વગરનો સ્વાર હલકી પડવીનો હોવો જોઈએ. કદાચને તે કોઇ ઇરાની લશકરનો સીપાઇ હશે અને આપણને કાંઇ પેગામ પોહોંચાડવા આવતો હશે અને મારા બાપે તુરાની બાહાદુરો અને લડાયકોની બીહીકથી તેને તેવી કોલાહ પેહેરાવી હશે." જ્યારે પેહેલવાન નુશઆજરે એ પ્રમાણે સમજ્યું ત્યારે તે પાછો દોડતો કીલ્લાના મીનારા ઉપર ગયો. હવે જામાસ્પ ઘણો નજદિક આવેલો હોવાથી તેને તે શાહજાદાએ તુરત ઓલખ્યો અને તેણે જઇને પોતાના મુબારક બાપને વાકેફ કીધો કે "દરવાજા આગળ જામાસ્પ આવી લાગ્યો છે" આથી દરવાજો ખોલવાનો હોકમ કરવામાં આવ્યો અને અક્કલમંદ જામાસ્પે ત્યાં આવીને તેને નમન કીધું. પછી તેણે નજદિક આવી તેને તેના બાપના પેગામનો બોલે બોલ કહયો.

## અસફંદીયાર અને જામાસ્પ વચ્ચે બોલાચાલી થઇ તે વિષે.

અસફંદીયારે તેને એવો જવાબ દિધો કે "ઓ જેહાનના નામીચા પેહેલવાનોના પેહેલવાન! તું અક્કલમંદ, બાહાદુર અને નામદાર હોવા છતાં એક બંધીવાનને એમ શા માટે નમન કરે છે? જેના હાથ પગે બેડી હોય તે કાંઈ માણસની બુન્યાદનો નહી પણ હારેમન ગણાય છે મને તું ઇરાનના શેહેનશાહ તરફની દુઆ પુગાડે છે, પણ એ માટેની ખબરથી તારૂં દાનાઇ દિલ વાકેફ હશે નહી. એવી ખબર અરજાસ્પ કે જેણે ઇરાનીઓના લોહીથી મેદાન ભરી નાખ્યું છે તેને લિધે હોવી જોઇએ. મને નાહક બંધીવાન કરવામાં આવ્યો છે અને હું એક શાહજાદો છતે આવે લડાઇને વખતે એમ બંધાઇને પડયો છું. પરવરદેગાર મારો શાહેદ છે કારણ કે ગુસ્તાસ્પે મને ગેરઇનશાફ કીધો છે. ગરજમની શિખવનીથી હારેમનનું ખુશી થવું થયું છે. મારી મેહેનતોનો તો મને આવો

બદલો મલ્યો છે અને મને સંગારવાને તેણે લોઢનો ખજાનો બંક્ષીયો છે. મારાથી તેની એ બુરાઈ વીસરાવાની નથી તેમજ તારી વાતથી મારી અકકલ ગુમ થાય એમ બનાવાનું નથી."

જામાસ્પે તેને જવાબ દિધો કે "ઓ જેહાનને જીતનરા, સિહો મારનારા અને નામદારી પાંપનારા સાચા શખ્સ! જો તારૂં દિલ તારા બાપથી એટલું બધું ધરાઈ ગયું હોય તો તેથી શું શેકેનશાહી તખત પણ ઉંધું વળવું જોઇએ? પેલા અશો પાદશાહ લોહરાસ્પને તુરકીઓએ લડાઇમા મારી નાખ્યો છે તથા વળી પેલા યજદાં પ્રસ્ત હેરબદો જેઓ ઝંદ અવસ્તા પકડીને ભણતા બેઠા હતા અને જેઓ પહરેજગાર અને પાક દિલના અકકલમંદો હતા તેઓમાના હેંશી મોબેદોને પણ તેઓએ મારી નાખ્યા છે તેથી તે મકાનનો આતશ પણ તેમના લોહીથી બુઝાઈ ગયો છે. માટે તારે એ બુરાં કામોને નજીવા ગણવાં જોઇતા નથી તારા બપાવાને ખાતર તું તારા દિલને દુખી બનાવ અને ગાભરો બની તારા ગાલને ફીકકા કર. જો તું તારા બપાવાનો કીનો લેવાને પણ અત્રેથી ચાલશે નહી તો તે કામ પસંદ કરવા જોગ અને પાક વિચારનું ગણાશે નહી"

ત્યારે અસફંદીયારે તેને જવાબ દિધો કે "ઓ ઉંચ નસીબના અને તારી મુરાદ બર લાવનારા નેકનામ પેહેલવાન! વિચાર કર કે પેલા બંદગીમાં રોકાયલા બુઢા લોહરાસ્પને તથા મારા બાપ ગુસ્તાસ્પને મારા દુ:ખનો કાંઇ પણ વિચાર હતો? તેણે જરાપણ દયાને પોતાનો ધંધો બનાવ્યો હતો? હવે જ્યારે તેના ઉપર દુશમનોએ જીત મેલવવા માંડી છે ત્યારે એ કીનો લેવાને તે મને શા માટે ઉટાવલે બોલાવતો હશે? હવે તો જે બેટાએ તેના બાપનું તખત અને તેની રાહ રીતી મેલવી હોય તેને માટેજ કીનો લેવો ભલો ગણાય." ત્યારે જામાસ્પ બોલ્યો કે, "જો તું તારા બપાવાનો કીનો લેવા માંગતો નહી હોય અને દિલમા તેની કાંઇ તદબીર કરવા ચાહાતો નહી હોય તો પેલી અકકલમંદ હોમાય અને બેહઆફ્રીદ કે જેમના ચેહેરા પવને પણ જોયા નથી તેઓને તે બદખાહ બાધુર હારેમનો ઉગાડાં માથાની બનાવી મેહેલમાંથી લેઈ ગયા છે તેઓ માટે તું કાંઇ કર. હાલે તેઓ બલતા જીવે તુરાનીઓને હાથ બંધીવાન થઇ અને તેઓ તે ફીકકા ચેહેરાની ઓરતોને રસ્તામાંથી દોડાવી લેઇ ગયા છે."

ત્યારે તે દાનાવે તેને એવો જવાબ દિધો કે, "જ્યારનો હું આ બંધીખાને પડયો છું ત્યારનું તેઓમાનું કોઇપણ મારી આગળ આવ્યું નથી, ત્યારે હું શા માટે તેમને સારૂ દલગીર થાઉં? બીજું એકે મોટા દરજ્જાની બેહઆફ્રીદ કે જેની વાત તું કરે છે તેણીએ તો મને જેહાનમાં જોયો પણ નથી, જ્યારે તેઓમાનું કોઇપણ મારી આગળ આવ્યું નહી તો હું તેઓને સારૂ શા

માટે દુખી બનું ? મારા બાપને ઘટે છે કે તે પોતાની બેટીઓ માટે પોતેજ ઉ ા ઃરી લે. તે બાપજ તમામ કામો સારી રીતે કરી શકશે" જામાસ્પ બોલ્યો કે, "ઓ પેહેલવાન ! હાલે તારો જેહાનનો પાદશાહ બાપ પોતે દુખી રવાનનો બ ી ે તા ા સરદારો સાથે એક પાહાડ વચ્ચે જઇ પડયો છે. જ્યાં તેની આંખા આસુ ભરી અને હેટો ખોરાક ચાખ્યા વગરના રહે છે. તેનું લશકર તુરકીઓ વચ્ચે ઘેરાયલુ હોવાથી તુ હવે તેનુ માથુ કે તાજ જોવા પામશે નહી વળી જો તુ દુન્યાની અને દીનની રાહથી તારૂ મગજ ફેરવશે તો તે વાત પરવરદેગારને પણ પસંદ પડશે નહી. માટે તું કયાં સુધી બાપ સાથે કીનો રાખી દુઃખી થશે ? તુ દયા ધર અને કીનો લેવાથી પાછો ફર શુ તારૂ દિલ તારી બે બેહેનો માટે દુઃખથી દાઝતુ નથી ? કોઇએ પણ આવો કીનો ધર્યો હોય એમ મને યાદ નથી સખત પથર જેવા દિલ પણ તેઓ માટે દાઝે છે, માટે એથી તો તારાં બુજોર્ગી ભર્યા નામને પણ એબ લાગશે. એ પાદશાહની બેટીઓ હોવાથી આવા વખત માટે દરેક જણ શુ બોલશે ? માટે વિચાર કર અને તારાં પોતાના નામની યાદ ધરીને એ કામમાં અકકલને તારો ઉસ્તાદ બનાવ. વળી પાહાડી વાઘો જેવા અને જંગલી સિંહો જેવા તારા આડત્રીસ ભાઇઓ હતા તેઓના તખ્તાઆ બીજાના પણ ધુલમાં થયાં છે, કારણ કે દુશમનોએ તેઓમાના કોઇને જવા દિધા નથી"

અસફંદીયારે તેને જવાબ દિધો કે, "મારા આ ્લા બધા નામદારી ભર્યા ભાઇઓ હોવા છતાં તે સઘલા ખુશાલી અને મોજમાં ચકચુર રહયા હતા અને હું બંધીખાને પુરાયલો છતા તેઓએ મારી જરાએ ગમથી યાદ કીધી નથી. તેઓમાના એકે પણ બાપને એમ કહયુ નથી કે 'ઓ પાદશાહ ! અસફંદીયારે શું કીધું છે ? અને તેને બેડીમાં શાનો રાખ્યો છે ? તેને બંધીખાન કર્યાથી શું તુંને દુખ થતું નથી ?' તેથી તેઓ માટે હવે હુ લડવાની તૈયારી પણ કરૂ તો શુ કામની ? કારણ કે બદખાહોએ તો તેમનો નાશ પણ કીધો છે." જ્યારે જામાસ્પે તેનો આવો જવાબ સમજ્યો અને તે બંધીવાનનું દિલ આવું દુખી જોયું ત્યારે તે ગુસ્સા ભર્યો બની ત્યા દુખી ઉભો. તોપણ આંખોમાં આંસુ હોવા છતાં તેનુ દિલ ઉલટ ભર્યુ રહયુ. તેણે તેને કહયુ કે, "ઓ જેહાનના પેહેલવાન ! જો તારૂ દિલ અને રવાન એમ ગમગીન બન્યાં હોય તો હવે તુ ફરશીદવર્દ બાબે શું કેહેવા માગે છે ? કારણ કે તે તો હમેશાં તારે માટે દુખી હતો. અને બલાપો કરતો હતો મોજમજાહ વખતે કે લડાઇ વખતે તે જ્યાં પણ હોય ત્યાં તે દુઃખ સાથે ગરજમ ઉપર આપ વરસાવતો હતો. હાલે તે ફરશીદવર્દનુ શરીર પણ શમશેરના ઘાહથી ભરાઇ ગયું છે અને તેનું બખતર તથા લોહાની તોપી ચીરાઈ ગઈ છે, અને તેનો જીવ તારેજ માટે

દલગીર થતો ઉડી જવાની તૈયારી ઉપર છે માટે તું તેની રડતી આંખો ઉપર દયા લાવ અને તે લડાઇના મેદાનમાં પોતાનો જીવ મુકે તે અગાઉ તારા તે ખેરખાહના જીવ ઉપર દયા કર. તે ઘાહેલ હાલતમા હોવા છતાં એમ બોલે છે કે, 'ઓ પરવરદેગાર' તું પેતા બધીવાન અસફંદીયાર ઉપર દયા કર હુ જવ અસફંદીયારને જોઉ ત્યા સુધી થોડો વખત તુ મારો જીવ ખુચવી લેનો ના "

અસપંદીયારને ફરશીદવર્દના એ બોલો કહી સમજાવતાંજ તેનો ચેહેરો આંસુ ભર્યો તથા દિલ દુખી બન્યુ અને તે બોલ્યો કે, "ઓ ખુવાર થયલા બાધુર પેહેલવાન ! ઓ સિંહ જેવા દિલના બાધુર ! ઓ સરદાર ! ઓ પાદશાહ ! તારા ઘાહેલ થવાથી તો હુ પોતે ઘાહેલ જેવો બન્યો છુ. અને હું મારા જીગરના લોહીના આંસુથી મારા ગાલો ધોઉછુ તુ મારો ખરો દિલથી મેહેરબાન હતો તો હુ પણ તારો કીનો લેવાને મારી કમર બાધશ" એટલું કેહેતાંજ તેના દિલની હુશીયારી જતી રહી અને તે પડી જઇ ઉસકેરનીથી બુમો પાડવા લાગ્યો તણે પાછા શુધ્ધીમા આવતાંજ જામાસ્પને કહયુ કે, "એજ બાબદ છુપાવવાની તારી મકશદ શુ ? નહી તો કે હુ તે ઘાહેલ થયના ઉપર તુરત દયા લાવીને તુને એ સઘલી મેહેનતમા મુકતે નહી. જા તુ થોડાક લુહારોને બોલાવવા ફરમાવ અને હમણાની હમણા મારા પગોમાંથી બેડી કઢાવી નખાવ." આથી જામાસ્પ લુહારોને લાવ્યો અને તેઓએ પોતાની સાથે ભારી હથોડા અને પોનાડી કાનસ લાવીને તે સાકલ, ખીલા તથા કડીઓને તથા હાથીના જેવી ભારી રૂમી બેડીને ઘસી કાઢી. તે બધાને ઘસતાં વાર લાગ્યાથી અને ઢીલ થવાથી તે બધીવાનનુ દિલ ઉચાવલુ બન્યુ. તેથી તેણે લુહારને કહયુ કે "ઓ શુભ હાથના શખ્સ ! તેજ મને બાધ્યો હતો પણ હવે તે બાધેલાને છોડી કેમ શકતો નથી ?" એટલુ કહી તેણે પોતાનો હાથ જુટવી લિધો અને ઉઠી ઉભો થયો. પછી દુખ સાથે પોતાની બેડી સામે જોર કરીને ટીંગાયો અને પગો પોહલા કરી હાથોને વાલ્યા, જેથી તે કડીઓ, બેડી અને ખીલા સામતા તુટી ગયા. તે બેડી તોડતા તે અશકત થવાથી પોતાને થયલા દુખથી બેહોશ તુટી પડયો પણ નજુમી જામાસ્પે આવી અજાયબી જોઈ તે નામદારની તારીફ કીધી.

તે જોરાવર પેહેલવાન પાછો હુશીયાર થતાંજ તે સાંકલોને પોતાની આગળથી ખીસાડી મુકીને બોલ્યો કે, "હવે આ ગરજમ તરફનો હદીઓ તમો કાપ્યા કરો. મારે તો હવે મોજમજાહ અને લડાઈ કરવી છે." પછી સાંકલ અને બેડીમાં બધાઇને ખુણે પડેલો તે શખસ તે કીલ્લાના મીનારા ઉપરથી ઉતરી મેદાન તરફ દોડતા બોલ્યો કે, "જો કે પાદશાહે મારા જીવ ઉપર આ કડી સાથની ભારી બેડી તથા આ અણીદાર લોઢાઓના

ખીલાઓથી જકડી પાડી હતી તો પણ હું પરવરદેગાર આગળ તેના દોસ્ત (ગરજમ) માટેજ ફર્યાદ કરતો રહયો હતો હું તો એ પરવરદેગારનો હોકમ સમજી (એમ બંધાયલો) બેઠો હતો. હું કાંઇ આવી બેડીમાં બંધાયલો પડી રેહેને નહી. પણ જરથોસ્તે અવસ્તા ઝંદમાં મેહૃ દિલ તથા દર્દના દેખાડવા ફરમાવેલી હોવાથી તથા જે કોઈ બાપના હોકમ અને શિખામણથી દુર જાય તેને ત્યાં જાદુગર બેટા થાય છે. તેથી જો એક બાપ પોતાના બેટાને બંધી-ખાને પણ પુરે તો દુશમને તેના ઉપર કાંદવ છાંટયો હોય તેના કરતા તે ભલું ગણાય, એમ ફરમાવેલું હોવાથીજ હું તેના હોકમની વિરૂધ ગયો નથી અને એક પણ સખુન બોલ્યો નથી જે કોઇ ખુદાઇનુ બી વાવે છે તેજ પસ્તાય છે."

પછી તે ત્યાંથી કેટલાક ચાકરો અને મદદગારો લેઇ દુખી દિલે નાહવાને ગયો. તેના તમામ શરીરે સાંકલોના રંગ પડેલો હોવાથી પોતાના શરીર ઉપરનો તે રંગ કાઢીને તે લડવા જવા માગતો હતો તેથી તેણે પોતાનો પાદશાહી પોશાક અને તમામ પેહેલવાની હથીયારો ત્યાંજ મગાવ્યા, તથા તેણે એક જડપ ચાલનો ઘોડો તથા લોઢાની ટોપી અને તલવાર પણ ત્યાં લાવવા ફરમા-વ્યાથી એ સઘલુ તેના માંગવા મુજબ જનમારપે લાવી હાજર કીધું તે સઘલું પેહેરી અસફંદીયાર ઉઠી ઉભો થયો અને પોતાના ઘોડા ઉપર તેની નજર પડતાંજ તે નેકી પોહોચાડનારા યજદાંનની યાદ કરીને બોલ્યો કે, "જો મેં કાંઈ ગુનાહ કીધો હતો તો તેને માટે મેં બંધીખાને દુખ વેઠયુ પણ બાર-બરીના આ જડપ ચાલના ઘોડાએ શુ કીધું કે તેની ગરદન આમ ભુખમરાથી નખાઈ ગઇ છે? માટે તમો દોડો અને તેને પાછો એબ વગરનો બનાવો. તેને ખાવાનુ આપી શરીરે મજબુટ બનાવો" પછી તેણે પોતાની આગળ ઉભેલા શખ્સોમાંથી એકને લુહાડ પાસે મોકલ્યો અને લુહાડોએ આવીને તેના બખ-તરને મજબુટ કીધું તથા તેના તમામ હથીયારો સમારી આપ્યાં.

## અસફંદીયાર જામાસ્પ સાથે ગુસ્તાસ્પ આગળ આવ્યો તે વિષે.

જ્યારે કીનાખોર હારેમન જેવી રાત પડી અને દરબારમાંથી ઘાંટ વાગ્યા, તથા તે નામદારી ભર્યા પાદશાહ આગળ કેટલાક સ્વારો એકઠા થયા ત્યારે અંધારી રાતને વખતે અસફંદીયારે પોતાના હથીયાર પેહેર્યા અને પોતાના કામ ઉપર મંડયો તે હાથમાં હીન્દી તલવાર પકડી પેલા પાદશાહી ઘોડા ઉપર બેઠો અને પોતાના બેટા બેહેમન અને નામદારી ભર્યા નુશઆજર સાથે તે લાંબો માર્ગ કાપી જવાને ઘોડા દોડાવી મુકયા અને ગુસ્તાસ્પનો મુબારક વજીર જામાસ્પ તેમને માર્ગ દેખાડવાને આગળ આગળ ચાલ્યો.

જ્યારે તેઓ તે કીલ્લામાંથી બાહાર પડીને જંગી ગ્વારો માફક મેદાન તરફ દોડયા ત્યારે સપેહસાલાર અસફંદીયાર પોતાનો ચેહેરો આસમાન તરફ ફેરવીને બોલ્યો કે "ઓ સાચા અને ઇનશાફી સાહેબ! તુ પોતે ફતેહમંદ પેદાના કરનારો અને અસફંદીયારના જીવને દિપાવનારો છે. જો એવું બને કે એ લડાઇમાં હું ફતેહમંદ બનુ અને અરજાસ્પ ઉપર જેહાનને તંગ બનાવુ તથા તેના ઉપર પદશાહ લોહરાસ્પનો, તથા કેટલાક બેગુનાહ લોકોનો તથા મારા આડત્રીશ અનુભવી ભાઇઓ કે જેમના લોહીથી મેદાનની ધુલ લાલ બની છે તેઓના હું કીનો લેવા પામું તો હું તું ઇનશાફી સાહેબ આગળ કબુલ કરૂં છું કે મારા બાપે મને બંધીખાને પુર્યાનો હુ કીનો લેવશ નહી હું જેહાનમા સો નવા આતશકદેહા સ્થાપશ અને જેહાનને જુલમગારોથી એમ વગરની બનાવશ તેટલા કોઇ પણ માગ પગને બીછાણા ઉપર જોશે નહી. હું જંગલોમા સો મુસાફરખાના બંધાવશ કે જેના ઉપરથી ગીધો માહામેહેનતે પણ ઉડી શકશે નહી અને ત્યાં ગોરખરો તથા શેકારી જાનવરો પણ પોતાના પગલા લાવી શકશે નહી. હુ ત્યાની જગ્યામાં દશ હજાર પાણીના કુવાઓ ખોદાવશ અને તે કુવાઓ આગળ ઝાડો રોપાવશ. હુ દરવીશોને તથા જે કોઇ ભીખારીઓ હશે તેઓને એક લાખ દીરમ જેટલો ખજાનો બક્ષશ. સઘલા માર્ગ ભુલેલાઓને હુ દીનમાં દાખલ કરશ અને જાદુગરોના ડોકાઓને હું જમીન ઉપર નાખશ. પછી હુ તું પરવરદેગાર આગળ ખરે પગે ઉભો રહીને બંદગી કરશ તેટલા મને કોઇ પણ આરામવાળી જગ્યામા જોશે નહી."

એટલું બોલી તેણે ત્યાથી પોતાના ઘોડાને દોડાવ્યો અને ફરશીદવંદ આગળ જઈ પોહોચ્યો. ત્યાં તેણે તેને ધુલમા દુખ સાથે સુટેલો જોયો અને તે સુટેલાનું શરીર જખમોથી દુખી થતું જણાયુ. તે આંખોમાંથી પુશકલ આસુ પડતો હોવાથી કુસલ તબીબો પણ દુખી થઇ ઉપાય વગર અટકી ઉભા હતા. અસફંદીયારે તેને પુછ્યું કે, "ઓ લડાયક સિંહ! તારા ઉપર કોણથી એ દુખ આવી પડયુ છે? તે જંગી સિંહ કે મગર હશે તો પણ લડાઇમાં હુ તેના ઉપર તારો કીનો લેવશ." તેણે તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! હું ગુસ્તાસ્પને લિધે નામદારી મેલવનારા રવાનનો બન્યો હતો. એ સઘળું મારા ઉપર હુનર વગરના શખ્સ ગુસ્તાસ્પથી અને આ ચકચારથી આવી પડયું છે. જો તેણે તારા પગોને બેડીમાં બાંધ્યા હતે નહી તો એ સઘલુ નુકસાન ચીનના તુરકીઓથી મને તેમજ બુટા પાદશાહ લોહરાસ્પને પુગતે નહી. એ ગુસ્તાસ્પને લિધેજ તમામ બલખ તારાજ થયુ છે. એ સઘળું ગરજમની શિખવણીથીજ આપણા ઉપર આવી પદેલું ગણાય. એવી બુરાઇ કોઇએ પણ જોઇ યા સમજી નથી. હવે તું રડતો ના, પણ જે કાંઇ

બન્યું છે તે માટે ખુશી થઇને જેહાનમાં તું ફળદાર ઝાડ થઇ પડજે. હું તો હવે બીજી જેહાનમાં જાઉછું પણ તુંને તો આ જગ્યાએજ રેહેવાનું છે. મારા ગુજરી જવા પછી તુ મને યાદ કરજે અને મારા ઉપર એવી બક્ષેશ કરી મારાં રવાનને ખુશ બનાવજે. જો કે મારા ઘાહેલ થયાથી તુને ગમ નાગનો હશે પણ એ મારો નાશ ગરજમે કીધો છે હવે ઓ જેહાનના પેહેલવાન ' તું વિદાય થા તુ રોશન રવાન સાથે કાયમ છવજે."

એટલુ કહેતાંજ તેના ગાલો કુમલાઇ ગયા અને તે નામદારી ભર્યો સિંહ ફરશીદવર્દ ગુજર પામ્યો આથી અસફંદીયારે પોતાના બખતર ઉપર હાથ નાખીને પોતાના શરીર ઉપરના રેસમી કપડાં ફાડી કાઢયાં અને તે બોલ્યો કે, "ઓ ઉચા દરજાના પવિત્ર ખોદા ! તુ મારો જેહાનમાં મદદગાર થજે કે જેથી હું ફરશીદવર્દનો કીનો લેઈ શકું અને પથર તથા પાણીમાંથી ધુલને ઉઠતી કરૂ તથા અરજાસ્પના દિલનુ લોહી રેડીને લોહરાસ્પના રવાનને શાંતી બક્ષું" પછી તેણે પોતાના મુવેલા ભાઇને ઉચકી જીન ઉપર મુકયો અને કીના-ભર્યા દિલ અને પવનભર્યા મગજ સાથે પોતાના ભાઇને તે કાના ઘોડા ઉપર બાંધીને મેદાનમાંથીઉચા પાહાડ ઉપર લેઇ જતાં બોલ્યો કે, "હવે હું તારૂ શું કરશ ? તારે માટે હુ કેવી રીતે દખમુ બનાવી શકશ ? મારી પાસે સુનુ રૂપુ કે જવેહરાતનથી કે નથી મારી પાસે ઇંતરડી, પાણી અને દીવાલ બાંધનાર કડીઆ. ઓ નામદાર ! વલી કોઈ એવી છાયડા વાલી જગ્યા પણ નથી કે જ્યાં હું તુને સુવાડી શકુ."

પછી તેણે તેનાં શરીર ઉપરથી લડાઇના હથીયાર ઉતારી એકઠાં કીધાં અને તેને માટે પોતાની પાઘડી અને પેહેરણનું કફન બનાવ્યુ ત્યારબાદ તે ત્યાંથી જ્યા (દીનનો) ખરો માર્ગ ભુલેલો ગુસ્તાસ્પ હતો તે તરફ ગયો તેણે ત્યાં પુશકલ ઈરાનીઓને માર્યા ગયલા અને જમીનની ધુલ અને પથરા તેઓથી ઢકાઇ ગયલા જોયા તેથી તે ત્યાં માર્યા ગયલાઓ માટે અને ઉઘા વલેલાં નસીબનાઓ માટે જારજાર રડવા લાગ્યો. જ્યા સખત લડાઈ ચાલી હતી ત્યાં મારયા ગયલા ગરજમનો ચેહેરો તેની નજરે પડયો. તેનો ઘોડો પણ ત્યાં નજદિકમાંજ પડયો હતો અને તેના ઉપર કેટલુક ગટોડું પ ઠરાયું હતું. આથી તે મુવેલાને જોઇ અસફંદીયાર બોલ્યો કે, "ઓ બુરા દાહાડાના નાદાન શખ્સ ! ઈરાનના પેલા દાનાવ શખ્સે પોતાનો ભરમ ખુલતા શું કહયુ હતુ, તે ઉપર તું નેગાહ પોહોચાડ. તેનુ કેહેવુ એ હતું કે ' એક દાનાવ દુશમન (નાદાન) દોસ્ત કરતા વધારે સારો ગણાય. દુશમન કે દોસ્ત હોય પણ તેનામાં દાનાઇ હોયલી વધારે સારી. દાનાવ શખ્સ જે કાંઈ કામ કરવાને તે શક્તિવાન હોય તેનોજ વિચાર કરે છે અને જે કાંઈ કરવાને તે શક્તિવાન નહી

હોય તે મેલવવાને પોતાના રવાનને મેહેનતમાં મુકતો નથી.' તેં મેહેલમાં મારી જગ્યા મેલવવા ચાહી અને તેને માટે તેં દુન્યામાં કાવાદાવા કીધા. તેં મારી પાદશાહીનો દમામ છીનવી લેવાને આવા ઉપાયો રચ્યા અને જુઠું બોલ્યો. પણ જેટલું લોહી આ મેદાનમાં રેડાયુ હોય તેનું પાપ તારા ઉપર પેલી દુન્યામાં લટકેલુ રેહેશે."

પછી તે રડતો રડતો મેદાનમાંથી આગળ વધ્યો અને તુરાની લશકરના અસબાબ આગળ આવી પુગ્યો. તેણે મેદાનમા સાત ફરસગના વીસ્તર સુધી તે લશકર ફેલાયલું જોયુ જેને લિધે આસમાન પણ જાણે ગાભરૂ પડી ગયુ હતું. તે લશકર આસપાસ એક ચર ખોદેલી હતી જેની પોહોલાઇ એક તીરના ઉડીને પડે તે કરતા પણ વધારે હતી. તેણે તે ચર સેકડો ઉપાયથી પસાર કીધી અને પછી લગામ તંગ કરી મેદાન તરફ ગયો. ત્યાં તુરકીઓનું હેંસી માણુસોનું ચોકીબાન લશકર લડાઇના મેદાન આસપાસ ફરતુ રહેલું હતુ. તે તુરકીઓ વિખેરાયલી હાલતમા તેની આગળ પુછપરછ કરવા તથા તપાસ ચલાવવાને બુમો પાડતા આવ્યા અને તેને પુછવા લાગ્યા કે, "ઓ સિંહ જેવા શખ્સ! આ લડાઈના મેદાનમાં તુ શું માગે છે?" તેણે તેઓને જવાબ દિધો કે "તમો સઘલાઓ તો લડાઈના મેદાનમાં મોજમજાહ કરવાની અને ઉધાવાની ઇચ્છા કરતા હશો. પણ જ્યારની ગોહરમને મેદાનમાંથી ખબર મળી છે કે, 'તમારી આગળથી અસફંદીયાર પસાર થનાર છે,' ત્યારથી તેણે મને કહયું છે, કે, 'તુ તિક્ષણ તલવાર હાથમા ધરી તેમના જીવ ઉપર એક રસ્તાખેજ વરસાવજે'" એમ બોલીને તેણે શમશેર ઉગામી અને લડાઇ કરવાને ગુસ્તાસ્પનું નામ બોલી તેઓ ઉપર તુટી પડયો તેણે તેઓમાના ઘણાકોને ત્યાંજ મારી નાખ્યા અને પછી તે ત્યાથી ગુસ્તાસ્પ આગળ ગયે.

અસફંદીયાર ત સખત પ'હાડ ચઢી ગયો અને પોતાના બાપનો ચેહેરો જોતાંજ તેણે તેને નમન કીધું ગમથી બલતાં દિલના તે બાપે ઉઠી ઉભો થઇને તેને બોસો લિધો અને હાથવંડ તેના ગાલ પસવારતાં તે બોલ્યો કે 'ઓ જવાન! ખોદાના શુકરાના કે હુ તુને રોશન રવાનનો ખુશાલ જોઉ છું. હવે તુ તારા દિલમાં મારે માટે દુખ અને ગુસ્સો રાખતો ના અને કીનો લેવાની તજવીજ કરતો ના. પેલા બુરા વિચારના અને બુરી ખાશીયતના ગરજમે મારા ફરજંદ માટે મારા દિલને વેહેમાવ્યુ હતું. પણ તેના બુરૂ બોલવાથી તેના ઉપરજ બુરાઈ પુગી છે. બુરાને તેના બુરાં કામ માટે બુરાઈજ પુગે છે. જાહેર અને છુપો ભરમ જાણનાર જેહાનના પરવરદેગાર આગળ હું આ કબુલ કરૂં છું કે જો હું ખુશાલી સાથે ફતેહમંદ નિવડશ તો મારો મુલક, તાજ અને તખત હું તુંનેજ આપશ. પછી હું તો આ જેહાનમાં બંદગી કરવા રોકાવશ

અને મારી તમામ છુપાવેલી ચિન્તે હું તુનેજ સોંફશ. " અસફંદીયારે તેને જવાબ દિધો કે " તુ પાદશાહ મારાથી ખુશાળ રેહેજે. તારા ગોલમ ઉપર તું ખુશ રહે તેજ મારે મનથી તખત, તાજ અને ખજાનો ગણાશે. ખોદા સાહેદ છે કે લડાઇના મેદાનમાં માર્યા ગયલા ગરજમનો ચેહેરો જોતાજ હુ તે બદગોઈ કરનાર માટે રડયો હતો અને તું પાદશાહના દુખાયલાં દિલ માટે મેં બલાપો કીધો હતો. હવે બની તે તો બની માટે જે કાઇ બની ગયુ તે તો મારે મનશે પવનમાં પીગળી ગયા બરોબર છે હવેથી હુ જ્યારે પણ કીનાની તલવાર બાહાર કાઢશ અને આ ઉચા પાહાડની ટોચ ઉપરથી હેઠે ઉતરશ ત્યારે હું અરજાસ્પને કે તેના ચીન અને ઇશ્નસ શેહેરોને તથા ગોહરમને કે ખુલુખ તથા તુરાન જમીનને હું સલામત રાખશ નહી. "

જ્યારે લશકરને અસફંદીયારનો સખત કેદખાનેથી અને તેના બુરા નસીબથી છુટકારો થવાની ખબર થઇ ત્યારે તેઓ ટોલાબંધ તે પાહાડ ઉપર ગયા અને તેની આગળ આવીને સરદારોએ, તથા તેના કુટુંબીઓએ તેમજ પારકાઓએ પોતાના માથાં જમીન સુધી નમાવ્યાં. તમામ શખ્સોએ તેની તારીફ કરી તેને " કીનો લેનારા પાદશાહ "નો ખેતાબ આપ્યો ભાગ્યશાલી અસફંદીયારે તેઓને કહયું કે " ઓ ખંજર વાપડનારા નામદારો ! તમો સર્વે ઝેહેર પાયળી તલવારોને બાહાર ખેચો અને કીનાખોર બની તે તુરકીઓને માર મારો. " બુજોર્ગોએ તેની તારીફ કરતાં કહયું કે " તુંજ હમારે મનથી તાજ અને કીનાની તલવાર બરોબર છે. હમો સર્વે તારી આગળ હમારા જાન કુરબાન કરીશું અને તારા દિદાર થયાથી હમારા જીવને ખુશાલી બક્ષશું " પછી તેઓએ આખીરાત લશકર ગોઠવવામાં કાઢી અને તમામ હથીયાર તથા નેજાઓ ઘસી તૈયાર કીધા. વળી તે બાપે મુબારક અસફંદીયાર સાથે ફરીથી બુરા વખત માટેની વાતો કીધી અને પોતાના લડાયક જવાન બેટાઓના ખુન લેવા માટે આંખોમાથી પોતાના ગાલો ઉપર આંસુઓની નદી વેહેવારવા માંડી. કારણ કે તે બેટાઓ તેજ લડાઇમાં માર્યા ગયા હતા અને તે તાજદારોના માથા ઉપર લોહીની ટોપીઓ પેહેરાઇ હતી. જ્યારે અરજાસ્પને રાતોરાત એ ખબર પુગી કે, " ગુસ્તાસ્પનો બેટો અસફંદીયાર ગુસ્તાસ્પ આગળ જઇ લાગ્યો છે અને તેણે માર્ગમાંથી પસાર થતાં પુશકલ ચોકી બાનોને મારી નાખ્યા છે અને જેઓ બચ્યા તેઓ પીઠ ફેરવીને નાહાસી ગયા છે " ઇત્યાદી. ત્યારે તેણે દલગીર થઇને દરબારીઓને બોલાવ્યા. તેણે ગોહરમ સાથે મસલત કરતાં કહયું કે, " જ્યારે લશકર તુરાનથી ઉપડયું ત્યારે આપણને એ લડાઇ માટે બીજી રીતના વિચારો આવ્યા હતા હું ત્યારે બોલ્યોજ હતો કે ' એ દેવને પંધીવાન હાલતમાં આપણે હાથ કરીશું તોજ જેહાન નચિંત બનશે. તથા

આપણે હાથ ઇરાન જમીનનું તખત આવ્યાથી દરેક મુલકના લોકો આપણીજ તારીફ કરશે.' પણ જ્યારે તે દેવ જાદો છુટો થયો છે ત્યારે તો આપણે હાથ હવે ગમ રહયો છે અને આપણને થંડી હાએ મારની પડે છે. તુરકીઓમાં તેની બરાબરીઓ કોઇ નથી કે જે આ લડાઈમાં તેની જગ્યા લે માટે હવે તો ખુશાલ દિલે અને ફતેહમદ નસીબ સાથે અપણે તાજ તખત સાથે તુરાનનો માર્ગ પકડીએ."

પછી તેણે જે કાંઇ સામન, ખજાનો, સગારેલા ઘોડાઓ કીનખાબના તાકાઓ, સુનુરપુ, દીનારો, યાકુતો, તાજો અને કમરબંધો તથા જેજે ચિજો નામીચા બલખમાંથી મેલવવામાં આવી હોય તે સઘલું લાવી ગોહરમને સોંપી દેવાનો હોકમ કીધો. અરજાસ્પના વળી ગોહરમથી નાના ચાર બેટાઓ હતા તેઓએ તે સરસામન બાંધી લિધો અને ઢોરો ઉપર લાદયો પછી દરેક બાજુએથી સોસો ઉટો એકએક બોમ્યા સાથે ત્યાથી જવાને નિકળ્યા. અરજાસ્પનુ દિલ ધાસ્તી ભર્યું અને મગજ ઉશકેરાયલુ બન્યાથી તેની ભુખ, આરામ અને ઉંઘ ઉડી ગઇ. આથી એક કર્કસાર નામના તુરકીએ લશકરમાંથી પાદશાહ આગળ આવીને કહયુ કે, "ઓ ચીન અને તુરકસ્તાનના પાદશાહ! તુ તારી નામદારીને એક શખ્સને ખાતર જમીન સાથે ના અફાળ. દુશમનોનુ તમામ લશકર તો ઘાહેલ થયલુ અને ભાંગી પડેલું છે અને તે નાહાસ્તું ભાગતું અને દુંખી નસીબનું બન્યું છે. તે પાદશાહના બેટાઓ માર્યા જવાથી તે પાદશાહ પણ ગમથી બલી મરે છે તો તેની મદદે અસફંદીયાર સિવાય બીજું કોણ છે? એ રીતે તો તુ તારાં લશકરનું દિલ તોડી નાખે છે અને તેમના દિલને એવી એવી વાતોથી લડાઇ કર્યા વગરજ ઘાહેલ કરે છે ધાસ્તી ચિંતા રાખનાર પાદશાહ કાંઇ દાનાવ ગણાય નહી. એવા બીધેલા પાદશાહથી તો લશકરની હલાકી થાય છે. હજી તો એક પણ તુરકી ઉપર ગુરજનો ફટકો પડયો નથી અને મેદાનમાંના ઘોડાના બખતરમા એક પણ તીર પેવશ થયો નથી. જો અસફંદીયાર આવશે તો તેને હરીફ હું છુ. હુ તે લડાયકના શરીરને ધુલમાં ફેંકશ"

જ્યારે અરજાસ્પે તેનું કેહેવું સમજયુ અને તેનું બાહાદુર દિલ તથા હુશીયાર વિચારો જોયા ત્યારે તેણે તેને કહયું કે, "ઓ લડાયક પેહેલવાન! તું નામદારી ધરાવનાર, ઉંચ ખાનદાનનો તથા બુન્યાદવાલો છે જેમ તું બોલે છે તેમ જો તું બજા લાવશે અને તારો હુનર બોલ્યા મુજબની રેહેનુમાઇ કરશે તો હું તુને ઇરાન જમીનના ખજાના ઉપરાંત ખરગાહથી તે ચીનના દરીઆ સુધીનો ભાગ બક્ષેશ કરશ. તુજ મારાં આ લશકરનો સપેહસાલાર ગણાશે અને તારો હોકમ બજાવવાને હું એક પળ પણ હટીશ નહી. પણ જો તે વાઘ જેવા સામે તુ ટકશે નહી એમ સમજતો હોય તો તારે પણ લડવા માટે લોઢાંની

ટોપી પેહેરવી જોઇતી નથી નહી. તો આપણે આપણો ખજાનો અને સામન પણ તારાજ કરીશું અને જાણે આપણે ઇરાનમાં આવ્યા હતાજ નહી એમ બનશે. માટે આપણે ખુશીભર્યા રૂઇનમા દાખલ થઇ જઇએ અને ત્યાં નચિંત બેસીને તે ચંદ્ર જેવી (ગુસ્તાસ્પની બેટી) ઓ સાથે મજાહ ભોગવ્યે. કારણ કે પેહેલવાન અસ્ફંદીયાર જો પોતાની પાંખો પોહોલી કરશે (યાને આપણી પુઠે લાગશે) તો પછી આપણે જ્યા જવા માગ્યે છીએ ત્યા જઇ શકીશુ નહી પેલુ શગાલ નામનું જાનવર કે જેણે પોતાના એક દોસ્ત બુઢા વરૂ આગળ જે વાત કહી હતી તે તે સમજી હશે નહી. તે એ કે 'કુતરાને પોતાના ઘરમાજ બાધુરી સુજે છે પણ જ્યારે તે પારકી જગ્યાએ હોય ત્યારે તેનું ભસવુ ગુમ થઇ જાય છે.'" આથી કરકસારે તેને એવો જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તુ મને કાલે જોશે. જ્યારે લશકરો એકમેકની સામે આવશે ત્યારે જેમ દડો ઘાસને દાબી નાખે તેમ હું તેને દાબી નાખશ." આથી અરજાસ્પે તુરતજ તેનો લશકર સોંપ્યું અને તે જેહાનનો મોટો ભાગ મેલવશે એમ સમજ્યો પછી તેણે દરબારના પેહેલવાનોને બોલાવી મંગાવી તમામ રાત લશકર ગોઠવવામા ગુજારી

## અસફંદીયારે અરજાસ્પ સાથે લડાઇ કીધી તેમાં તે ફતેહ પાંમ્યો અને અરજાસ્પ નાહાસી ગયો તે વિષે.

જ્યારે સુરજે પોતાની ઢાલ ઉચે ચઢાવી અને તેને સિધે રાતે પોતાના હાથ માથાં ઉપર કરીને પોતાના કસ્તુરી રંગના કાલા પેહેરણને ફેંકી દિધાથી જેહાનના ચેહેરાનો રંગ યાકુત જેવો બન્યો, ત્યારે અસફંદીયારની સરદારી હેઠેલ તે પાહાડ ઉપરથી એક ભારી લશકર નિચે ઉતર્યું. પછી તે લશકરને અસફંદીયારે ગોઠવવા માંડયાથી તમામ જેહાન ઉડતી ધુલથી દામરના દરીઆ જેવી બની જરીરનો બેટો નસ્તુર કે જેને જોઇ સિંહ નરો પણ જંગલ છોડી ચાલી જતા તેણે લશકરના જમના હાથ ઉપર પોતાની જગ્યા લીધી તે પણ લશકર ગોઠવનારા એક સપેહસાલાર જેવો હતો લડાયક ગરફુઈ ગેપ રાખીના સુરજ માફક લશકરની ડાવી બાજુએ જઈ ઉભો. અસફંદીયાર પોતાના જીનમાં ગાયની સુરતનો ગુરજ ખોસીને લશકરની હરોલમાં ઉભો પાદશાહ ગુસ્તાસ્પ કે જેનુ રવાન અરજાસ્પ માટે કીનાભર્યું હતું તે લશકરના વચલા ભાગમાં રહયો.

પેલી તરફ અરજાસ્પે પણ સફ સમારી અને પુશકલ નેજાઓ, બહુ રંગની તલવારો તથા વાવતાઓના કપડાંઓથી હવા ભરાઇ જવાથી તે મેદાનની સપાટી પણ તારાઓથી જોઇ શકાતી હતી નહી અરજાસ્પ (ગુસ્સાથી) સીસમ જેવો કાલો બનીને લશકરના મધ્ય ભાગમાં ગયો. ગોહરમ તેના જમના હાથ ઉપર પરચમ અને રણસીગડાં સાથે ઉભો અને પાદશાહ ચગલ કે જે સિંહ જેવું દિલ

ધરાવનારાઓને પોતાની સાથે લડવા તેડનારો હતો તે લશકરના દાવા હાથ ઉપર જઈ ઉભો પછી બધે લશકરમા ધરપકડના અવાજ ઉઠયા અને પેહેલવાન અસફંદીયાર હરોલમાં આવી ઉભો અરજાસ્પે તે નામીચા સ્વારો અને તેજ ધરાવનારાઓનુ એક ભારી લશકર જોતાજ પોતાને માટે એક ઉચી ટેકડી જોઈ કાઢીને ત્યાંથી તે લશકરની ચોબાજુથી તપાસ કીધી તેણે કદી પણ એટલુબધું લશકર જોયલું નહી હોવાથી ગમ સાથે થડી હાએ મારી તેના દિલમાં તે લશકર જોતાજ ધાસ્તી પેઠી અને તેની નજરે તમામ જેહાન કાલી દેખાઇ. પછી તેણે ઉટોની સભાળ કરનાર સારવાનને ફરમાવ્યુ કે "પેલાં સો ઉટોનો કાફલો મેદાનમાં લાવી રાખે." તેણે વળી ખાનગી રીતે નામદારોને પણ કહી રાખ્યુ કે "જ્યારે આપણે માટે એ કામ મુશકેલ થઈ પડે અને ફતેહની કે પ્રકાશ પામવાની કે દિલને દિપતા બનાવવાની કાઇ નિશાન જણાય નહી, ત્યારે તમો પોતે બાહાદુરોની સાથે એ જડપ ચાલના ઉટોને લઇને અત્રેથી આગળ રસ્તો પકડજો"

પેલી તરફ જ્યારે અસફંદીયાર ફાડી ખાનારા સિંહ માફક હોટે ફીન ચઢાવીને અને હાથમા ગાયના માથાનો ગુરજ પકડીને લશકરની બે સફ વચે ફરતા આસમાન માફક ફરવા લાગ્યો ત્યારે તુ કેહેશે કે, "જાણે તમામ મેદાન તેનો ઘોડો બન્યું હતુ અને તેનુ રવાન તેનામા માયુ સમાયુ રહેતુ હતુ નહી" પછી સરનાઇના પોકારો અને અવાજ વચ્ચે પેહેલવાનોએ હીલચાલ કરવા માડયાથી તુ કહેશે કે, "જાણે તે મેદાન લોહીનો દરીઓ બન્યુ છે, અને હવા તલવારોથી સરઇઆ તારા માફક ચલકતી બની છે." પછી અસફંદીયારે ઘોડાની લગામ તાણીને તંગ બનાવી અને ગાયની સુરતનો ગુરજ હાથમા પકડી પોકાર મારીને તે પોલાદી ગુરજ સાથના હાથે તેણે તુરકી લશકરના મધ્ય ભાગમાથી ત્રણસો સીપાઇઓને મારી નાખ્યા અને બોલ્યો કે, "હુ ફરશીદવર્દનો કીનો લેતાં આજે દરીઆમાથી ધુલને પણ ઉડતી કરીશ" ત્યારબાદ તેણે પોતાના જડપ ચાલના ઘોડાને લગામ સોંપી દિધી અને લશકરના જમના ભાગ ઉપર હુમલો કરી ત્યાંથી એકસો સાઠ બાહાદુર તુરકીઓને મારી નાખ્યા એમ જોતાજ ગોહરમે ત્યાંથી પીઠ ફેરવવા માડી. અસફંદીયાર બોલ્યા કે "મારા બાવા કે જેને લિધે પાદશાહ ગુસ્તાસ્પનું દિલ દલગીર છે તેના ખુનનો એ કીનો છે" પછી તેણે દાવી બાજુએ ઘોડાની લગામ ફેરવી ત્યાની જમીનને લોહીના દરીઆ જેવી બનાવી દિધી. તેણે ત્યાંથી પણ એકસો પાંસઠ બાહાદુરો કે જે સઘલા તાજ અને ખજાનાવાલા નામદારો હતા તેઓને મારી નાખ્યા અને બોલ્યા કે "આ મારા માર્યા ગયલા પેલા આડત્રીશ ભાઇઓનો કીનો છે."

એમ જોતાંજ અરજાસ્પે કર્કસારને કહયું કે, "આ બેશુમાર લશકર તમામ માર્યું જાય છે અને લશકરની હરોલમાં કોઈપણ બાહાદુર થોભી શકતો

નથી. હું સમજતો નથી કે તું મુગો કેમ ઉભો છે? ત્યારે તેં પછી શાને માટે ફોકટના તાહેલાં કીધાં?" તેના એમ કહયાથી કર્કસારે ઉશકેરાઇને હાથમાં કેઆની કમાન અને પોલાદની અણીવાલો ખડંગ લાકડાનો તીર ધર્યો અને લશકરની હરોલમાં અસફંદીયાર નજદિક જઈ તેણે તે તાણેલી કમાનમાંથી તીર છોડયો જે તે પેહેલવાનની છાતીને જઇ લાગ્યો. આથી અસફંદીયાર જીન ઉપર લટકતો થઈ ગયો કે જેથી તે કર્કસાર એવુ ધારે કે, "પેલો તીર તેનું શરીર વિંધી અંદર દાખલ થયો છે અને તેનુ કેઆની શરીર ઘાહેલ બન્યું છે." એમ જોતાંજ કરકસારે તેનું ડોકુ શરીરથી જુદું કરવાની ઇચ્છાથી પોતાની પોલાદી તલવાર બાહાર ખેંચી. પણ અસફંદીયારે નુકસાન થયાની ધાસ્તી રાખ્યા વગર પોતાની કમંદને જીન ઉપરથી ખોલી કરીને પરવરદેગારનું નામ દેઇ કર્કસારની ગરદનમાં ઓલવી દિધી. જેથી તેનું માથુ અને ગરદન તેના ફાંડામાં આવી ગયાં અને તે ધ્રુજતાં શરીરે ધુલમાં પડયો. બાહાદુર અસફંદીયારે ઘોડા ઉપરથી નિચે ઉતરી પડી તેના ઉપર બાહાદુર સિંહ માફક પોતાના પંજો લંબાવ્યો અને તેના બે હાથો પીઠ પાછલ મજબુટ બાંધી લેઇને પછી ગાઠ મારી ગરદનમાં ફાંસો ઓલવ્યો. ત્યારબાદ હોદ ઉપર ફીન ચઢાવી તે તેને લશકરની સફ વચેથી ખેંચતો છાવણીમાં લેઈ ગયો અને તે બદખાહને એક સુનેરી કોલાહ પેહેડેલા શખ્સ પાસે પાદશાહ આગળ મોકલી આપતાં કેહેવાડયુ કે "એને મારી નાખવાનો જરાએ વિચાર કરતો ના પણ તંબુમાજ કેદ રખાવજે. હવે તો જમાનો કોણુને ફળ આપે છે અને કોણુ લડાઈમા ફતેહમંદ નિવડે છે તે જોવાનુ છે."

પછી તેણે લડવાની જગ્યાએ જઇ તમામ લશકરને લડાઇમાં ઉતાર્યું જેથી ત્યાં લડાઈની આગ સલગી અને સ્વારોથી ઉડતી ધુલે હવામાં કાલાશ ફેલાયો. જ્યારે અરજાસ્પે લડાઇનુ પરીણામ આવું જોયુ ત્યારે તે ગમથી સુસ્ત બન્યો અને તેનું દિલ તપવા લાગ્યું. તેણે લડનારાઓને પુછયુ કે "ગોહરમ કયા છે? કારણ કે તેનો વાવટો જમના હાથ ઉપર દેખાતો નથી. વળી પેલો સિંહો પકડનાર, તલવારબાજ અને પાહાડની ઉંચાઇ સુધી નેજો ફેંકનારો કર્કસાર પણ કયાં છે?" તેઓએ જવાબ દિધો કે "અસફંદીયાર સાથે લડાઇમાં ઉતરતાં તે નર સિંહના જેવો કર્કસાર તે બાહાદુરના હાથમાં કેદ પકડાયો છે વળી હવા બાહાદુરોની તલવારથી જાંબુરી બનેલી હોયાથી પેલો વરૂની આકૃતિવાલો ઝુંડો પણ માલમ પડતો નથી.' આ અજબ વાતથી અરજાસ્પનુ દિલ ગમગીન બન્યું અને તેણે પેલા ઉંટ મંગાવીને જંગલનો રસ્તો ધર્યો. તે પોતાના વફાદાર સરદારો સાથે ઉંટો ઉપર સ્વાર થઇ અને ઘોડાઓની લગામ હાથમાં ધરીને ત્યાંથી નાહાસી ગયો. એ રીતે તેણે પોતાનાં લશકરને તે મેદાનમાંજ તજીને સરદારો સાથે ખુલુખ તરફનો રસ્તો ધર્યો.

અસફંદીયારે પહાડો ધ્રુજી રહે એવા અવાજે પોકાર માર્યો કે "તમો લડવાની તલવારને વગર ફોકટની હાથમાં ધરી રાખો ના પણ તે દુશમનોના દિલ અને લોહીમાં મ્યાન કરો અને મુરદાંઓના ઢગથી જમીનને કારનના પાહાડ જેવી બનાવો." આથી તે ફોજનો લેનારૂ લશકર એકમેક સામે લડવાને પોતાના પગ પોહોલા કરી ઉભું. મેદાનની ધુળ, પથરા અને ઘાસ લોહીથી ભીજાઇ ગયાં. જો ત્યાં એક ચક્કી હતે તો તે પણ લોહીથી ફરવા માડતે. તમામ મેદાનમાં પગો, ડોકાઓ, ધડો, અને તલવાર ધરેલા હાથો પડેલા જણાતા હતા. એ મુજબ જંગી સ્વારો હુમલા કરીને લડાઇનો અસ્બાબ હાથ કરતાં પરવારયા નહી.

જ્યારે અરજાસ્પના નાહાસી જવાની ખબર તુરકીઓને મલી ત્યારે તેના દુખથી તેઓની ચામડી ફાટી જવા લાગી જેઓ પાસે ઘોડા હતા તેઓએ ત્યાંથી નાહાસવા માંડયું જ્યારે બીજાઓ પોતાની ટોપી અને બખતર ફેંકી દેઇને રૂદન કરતા અને આંખોમાથી નોહાની રેલ માફકનો વરસાદ વરસાવતા અસફંદીયાર આગળ આવ્યા જોરાવર અસફંદીયારે તેઓના ગુનાહ માફ કીધાથી તેઓએ કોઇને પણ મારી નાખ્યા નહી. તેણે પોતાના બપાવાના થયલાં ખુનનું દુખ દિલમાંથી કાઢી નાખ્યુ અને તેઓને એક સરદારની દેખરેખ હેઠેલ સોંપીને પોતે લશકર સાથે પાદશાહ આગળ ગયો તેની તલવાર અને રૂમી કોલાહ લોહીથી ખરડાયલી હતી અને હાથમાં પકડેલું ખંજર લોહીથી ચીટકી ગયું હતું તથા બખતરને લિધે તેની છાટી અને ખભાંમાં દુખ થતું હતું. પછી તેના હાથો અને તલવારને દુધથી ધોઈ કાઢવામાં આવ્યા અને તેના બખતરમાં દાખલ થયલા તીરોને બાહાર ખેંચી કાઢવામાં આવ્યા ત્યાર બાદ તે જેહાન જીતનાર ખુશ દિલના તનદરોસ્ત પેહેલવાને પાણીમાં ઉતરી પોતાનુ માથાથી પગ વેરનુ શરીર ધોયુ અને પહરેજગારોનો પોશાક મંગાવીને સીધો ઇનશાફી ખોદાની હજુરમાં બંદગી કરવા ગયો. તે એક અઠવાડયું પરવરદેગારની બંદગીમાં ગુટાયો. ગુસ્તાસ્પ પણ ધાસ્તી ફીકરથી નચિંત બની બંદગીમાં રોકાયો અને પોતાના બેટાની સાથેજ ઇનશાફી પેદા કરનારની બંદગી કીધી. આઠમે દાહાડે અસફંદીયાર પોતાને મકાને જતાંજ તેની આગલ કર્કસારને લાવવામાં આવ્યો. તેનુ દિલ તેના પ્યારા જીવ માટે નાઉમેદ બન્યાથી ધાસ્તીથી નેતરના ઝાડ માફક ધ્રુજતું હતુ. પુશકળ ધાસ્તીને સબબે ફીક્કા થયલા ચેહેરા સાથે તેણે તેના તખત આગળ આવીને જમીનને બોશો લિધો અને બોલ્યો કે, "ઓ પાદશાહ! મારૂ ખુન કર્યાથી તું કાંઇ દરેક મીજલશમાં તારીફ પાંમવાનો નથી હું તારો ગોલામ બની ઉભો રેહેવશ અને હંમેશાં તુંને ભલો માર્ગ દેખાડશ તથા આવતી બુરાઇઓને હું હટાડી કાઢશ અને રૂઇન દેઝ સુધી હું તારો ભોમ્યો બનશ." આથી અસફંદીયારે તેને હાથ પગમાં બેડી સાથે ત્યાંથી પાછો તંબુમાં લેઈ જવા ફરમાવ્યું.

## ગુશ્તાસ્પે અસફંદીયાને તખત તાજ આપવાનું વચણ આપી અરજાસ્પ સામે લડાઈ કરવા ઉશકેર્યો તે વિષે.

પછી જ્યાં અરજાસ્પની છાવણી હતી અને જ્યા લોહરાસ્પનું લોહી રેડાયું હતુ ત્યાં જઈને અસફંદીયારે તે મેદાનના સામાન સર્વેને વેચા આપ્યો. જેથી સ્વાર તેમજ પાયદલ લશકર તવંગર બન્યુ તેને ભાગે જે કાંઇ આવ્યુ તે પણ તેણે સરદારોને બક્ષ્યું તથા જેઓએ તેના લશકરને દુ ખ દિધુ હતુ તેમને તેણે મારી નખાવ્યા પછી તે પોતાની છાવણી તરફ આવીને પાદશાહ ગુશ્તાસ્પની સાથે અરજાસ્પની તથા ફરશીદવર્દના કીનાની તથા લડાઇમાં બાહાદુરી દેખાડનારાઓ વિષેની તરેહવાર વાતો કીધી અને બોલ્યો કે "જ્યારે મને લોહરાસ્પનો કીનો લેવા વિષે કેહેવાડયું ત્યારે મને તુ બાપ તરફથી તાજ મલવાની આશા અપાઈ હતી" તેની આવી વાતથી તે બાપને પોતાના બેટા ઉપર રીસ ચઢી તોપણ તે બોલ્યો કે, "ઓ જોરાવર બેટા! તુ તો ખુશાલ દિલનો બન્યો છે પણ તારી બેહેનો કેદમાં છે તેનુ કેમ? તેમના ડોકા તુરકીઓને હાથે શરમીદગી સાથે કપાય તેના કરતાં તારી ખરી બાહાદુરી તેજ ગણાય કે કીનાના મેદાનમાં (તેમને છોડવતા) તું મારર્યો જાય. આપણને (કારારે) તખત બેઠેલા જોઇને તે ગુલામડાઓ આપણને માટે શું બોલશે? જ્યા સુધી હુ જીવશ ત્યાં સુધી મને એ એબ લાગશે અને મારા મગજમાં ઉશકેરણીનો આતશ ભેલાયલો રેહેશે. અલબટે હું તે મોટા પરવરદેગારના નામથી બંધાઉ છું કે જો તું તુરાન જમીનમાંથી ફતેહભર્યો સલામત આવશે અને તે તુરકીઓને હાથથી તું તારી બેહેનોને છોડવશે તો આ શેહેનશાહી તાજ, મેહેનત વગર મેલવેલો ખજાનો અને બુજોર્ગોનું તખત હુ તુને સોફશ. મારે માટે પછી બંદગી બસ થશે કારણ કે આ મારો ખજાનો તો બીજા માટેજ છે."

અસફંદીયારે તેને જવાબ દિધો કે "કોઈ પણ શખ્સ તારી ગેરહાજરીનો વખત જોવા પાંમતો ના. ઓ બાપ! હું તારો નોકર છું અને હું તારી પાદશાહી માગતો નથી. મેં તુંને મારૂ શરીર અને જીવ અર્પણ કીધાં છે અને હું કાંઈ તખત કે સત્તા મેલવવા ચાહાતો પણ નથી. હું જઈને અરજાસ્પ ઉપર કીનો લેવશ અને તેને માટે તુરાનનો મુલક રેહેવા દેવશ નહી. હું મારી કેદ પડેલી બેહેનોને તું મોટા ફરજાના પાદશાહ આગળ લાવીને તખત ઉપર બેસાડશ" આથી ગુસ્તાસ્પ તેની તારીફ કરતાં બોલ્યો કે "હમેશાં તારી સાથે અક્કલ જોડાયલી રેહેજો. ત્યાં જઇ લાગતાંજ તારા તુંને પરવરદેગારની મદદ મલજો અને ત્યાંથી પાછા ફરતાંજ આ તાજ તખત તારૂ બનજો." પછી તુરતજ

જ્યાં જ્યાં મોબેદો અને જોરાવર શખ્સો રાજ્ય ભોગવતા હતા ત્યાં ત્યાંથી તેણે ચોબાજુથી લશકર બોલાવી મંગાવ્યુ. તેઓમાંથી તેણે બાર હજાર સ્વારો અને નામદારોને ચુટી કાઢયા અને તેઓ પાછળ તેણે ખજાનો અને દીરમો ખાલી કીધા અને તે બક્ષેશ કરતાં તેણે કોઇને પણ દલગીર કીધા નહી વળી તેણે અસંફ્દીયારને પણ એક તખત તથા જવેરાતથી જડેલું પાદશાહી તાજ બક્ષ્યુ અને માર્ગને માટે ભાર બરદારી સો સો ઉટો ઉપર લડાઇને લગતો અને મોજમજાહને લગતો સામન લાદી તેઓને બે માર્ગે મોકલી આપ્યા. પછી પાદશાહી દરબારમાંથી બાંગીએ પોકાર માર્યો કે, " નામદારી ભરયા પાદશાહો માટે ઘોડા મંગાવો તથા હોમાય પક્ષીની આકૃતિવાલા ઝુન્ડા સાથે છાવણી મેદાનમાં લેઈ જાઓ " આથી તુરતજ લશકરે કુચ કરવા માંડી જેથી ઉડી રહેલી ધુલથી પ્રકાસ્તો સુરજ કાલો બન્યો. અસફંદીયારે મહેલેમાંથી મેદાન તરફ જતાંજ ત્યાં એક લડાયક લશકર જોયુ.

ત્યાં કર્કસારને પણ બાંધેલી હાલતમાં સોગ કરતો અને દુખી હાજર કરવામાં આવ્યો. મુબારક વિચારના વજીર પેશુતનને તેનો સલાહકાર નેમવામા આવ્યો અને તેની સાથે ખોરાકી અને પૈસાથી લદેલાં ત્રણ હજાર ઉટો રાખ્યાં. કારણ કે તે ( જે રસ્તે જનાર હતો તે ) રસ્તો ઘણોજ મુશકેલી અને સખતીવાલો લબાન હોવાથી તે માર્ગે ઈરાનથી તુરાન જવુ કોઇ પણ પસંદ કરતુ હતુ નહી પછી પાદશાહની રજા લેઇ ત્યાથી વિદાય થવાને જેહાન પેહેલવાન અસફ્દીયાર ઘોડા ઉપરથી નિચે ઉતર્યો. તે બાપે બેટાને બગલગીરી કરતાં નશીયત દિધી કે, " તુ તારાં તાજ અને તખત સાથે ખુશાલ અને ફતેહ ભર્યો જીવજે. ફતેહમદ નગીબનો પરવરદેગાર તારો મદદગાર થજો જો હું તુંને તનદરોસ્તી સાથે પાછો ફરેલો જોવશ તો પછી તમામ ખજાનો, તાજ અને તખત એ સઘલુ તારૂજ ગણાશે " આથી તેણે પોતાના બાપનાં હાથને પ્યાર સાથે બોસો લેઇને ત્યાથી જવા માટે પોતાનો પ્રકાશીત ચેહેરો ફેરવ્યો. પછી મહેલ તરફ જઇને ત્યાં જનાનખાનામાં તે પોતાની માયને મલ્યો. તેણી કેટલીક વાતચિત કીધા બાદ તેને દુવા દેતાં બોલી કે " સઘલું મોબેદોથી સમજ્યા મુજબજ બનજો "

# મહમુદની તારીફમાં—તથા અસફંદીયારના હફતેખાનોની શરૂવાત વિષે.



હવે તુંને હુ હફતેખાનો તરફ લેઈ જાઉ અને તે બાએની સુદર નવી નવી વાતો કહું (તે આગમચ) પાદશાહ મહમુદની મદદ વિષે, તેના ઇમામ અને પાદશાહી તાજ વિષે, તેના કીના અને ઇનિશાફ વિષે, તેની લડાઈ અને મોજમજાહ વિષે, તેના કામકાજો અને ડાહાપણ વિષે તથા તેની રાહરીતી અને અક્કલ વિષે હું બોલશ. જો મારૂ નસીબ મને એકવગું મદદ કરે અને મારા આ કામમાં ફતેહ બક્ષે તો હજી પણ અજબ વાતો હું તેને કેહેવશ કે જે સમજી દાનવ શખ્સો પણ અજબ થશે. જેહાનનો પાદશાહ (મહમુદ) જાવેદાન જીવજો અને જેહાનના બુર્જોર્ગો તેના ગોલામ બનજો તે તપતા સુરજ માફક પોતાનો ચેહેરો દેખાડનાર છે અને જમીનની સપાતી ઉપર પોતાનો પ્રકાશ પાંઠરે છે. તેણે પેહેલું તાજ પેહેર્યું ત્યારે સુરજ મેષ રાશીમાં હતો અને તેનાથી પુર્વ પશ્ચિમના લોકો ખુશાલ બન્યાં હતાં. જે વસંતને વખતે પાહાડી જગ્યાઓ વેહેતા ઝરાઓથી અને નદી કીનારાઓ નરગેશ અને ગુલલાલાના પુલોથી ભરાઇ જાય છે (તે પુલોમા) ગુલલાલાથી ધીરજ, નરગેશથી ફરેબ, સમબુલથી ધારતી અને ગુલનારથી ખુબસુરતી મળે છે. વાદલનુ દિલ આતશ (વીજલી) ભર્યું અને તેની આંખો પાણી (વરસાદ) ભરી રહે છે. જેથી ગવૈયાઓના ગીત (ગરજના) સંભળાય છે અને વીજલી ગુસ્સા સાથે કુદવું કરે છે. આતશ યાને વીજલી પડતાજ તેને પાણી યા વરસાદ દાબી નાખે છે અને તે વરસાદના અવાજથી (જમીનનું) ઉધમાં પડેલુ મગજ જાગૃત થાય છે. તેના જેહાનને ખીદાર બનાવ્યાથી જાણે ત્યાં રેશમી કપડુ પંઠરાયુ હોય અથવા તો ચીનાઇ ગળાચો પાંઠર્યો હોય તેમ જણાય છે. પછી સુરજના જેહાનને પ્રકાશીત બનાવ્યાથી નરગેશ અને લાલાના પુલો પાણીથી ભરાયલા દેખાય છે અને તેઓ હસીને બોલે છે કે " ઓ શોખ નજરના ! હું કાઇ દુખ કે ગુસ્સાથી રડતુ નથી પણ તારા એશક બાબે રડું છું."

જ્યા સુધી હવા ફેલાતી (યાને ભીનાશ ફેલાવતી) નથી ત્યાં સુધી જમીન હસી રેહેતી નથી. છતાં હું કાંઇ હવાને પાદશાહની (સખાવત કરનારી) હેઠેલી ગણુતો નથી. કારણ કે તેનો વરસાદ તો વસંતમાંજ વરશે છે પણ પાદશાહની બક્ષેશ કાંઇ તેવી ગણાતી નથી. પાદશાનો હાથ તો સુરજ સુધી

પુગે છે અને તેનું તાજ મેષ રાષીના સુરજ માફક ખીલી રહે છે. જો સુકી ખાકમાંથી ખજાનો નિકળી આવે અને દરીઆના પાણી મોતી અને કસ્તુરીમાં ફેરવાય તો તેમની રોશણી દરવીશોથી કે નામીચા પાદશાહોથી છુપી રેહેતી નથી. પેલા અબુલ કાસમની આવીજ પાકીજગી અને પવિત્રાઇ વાલી હટેલી છે. બક્ષેશ કર્યાથી તેને કાંઈ પણ ગમ થતો નથી અને લડવાની તૈયારી વખતે તે આરામ લેતો નથી લડાઇ નિકળતાંજ તે લડાઈમાં હરોલમા દેખાય છે અને પાદશાહોના માથાને કેદ પકડે છે તેની ચાકરીમાં ગરદન મુકનાર શખ્સને ખજાનાથી નવાજે છે અને તે પોતાની મેહેનતનો વિચાર કરતો નથી. માટે જેહાનનો પાદશાહ મહમુદજ જેહાનનો માલેક રેહેજો અને તેની બક્ષેશ અને ઇનશાફ આશકારા થજો. કારણ કે જો જમશેદ, કએખસરૂ અને કએકોબાદ તથા કેઆની તોખમનો ફરીદુન અને સીકંદર પોતાના તાજ સાથના માથાં બાહાર કાઢે અને જેહાનને ગેરઇનશાફથી પાક કરવા માંગે તો તેઓ પણ મહમુદથી દરેક રીતે પાછલ પડે કારણ કે પરવરદેગારજ બસ તેનો મદદ ગાર છે. જયારે તે નામદારી ભર્યા શાહનશાહના નામથી હુ એ નામા ઉપર મારો હાથ લબાઉ છુ ત્યારે તેમાં મારી નામદારી સચવાય તે સિવાય બીજુ હું કાંઇ માંગતો નથી. કે જેથી મારી યાદગારી કાયમ રેહેવા સાથે મારી ઇચ્છા પણ પાર પડે. મેં આ કીસ્સામાં તમામ પેહેલવાનો અને નામદારોના નામો આપ્યાં છે તેઓ તો લાંબા જમાનાઓ થયા મરી ગયા છે પણ તેઓના નામ મારા આ નામાંથી ફરીથી જીવતાં થયાં છે. હું તે ઇસા ( જીજસ ) બન્યો છું કે જે પેલાં ગુજરેલાં રવાનોની હાલે મીનોઇ દુન્યામાં રેહેનુમાઇ કરે છે જ્યાં સુધી આસમાન ઠરી ઠાંભ રહે ત્યાં સુધી આ મારી મુબારક કથા પણ કાયમ રેહેજો.

## હફતેખાન પેહેલું—અસફંદીયારે બે વરૂઓને મારી નાખ્યાં તે વિષે.

હવે પેલો જેહાનનો અનુભવી બુઢો ( દેહેકાન ) રૂઇનદેઝ માટે શું કહે છે તે તું જો અને યાદ રાખ. તે વાતના કેહેનારા દેહેકાને ખાણુ લાવી મુકયુ અને તેમાં હફતેખાનની વાતો પરીશવા માંડી, તે એ પ્રમાણે કહે છે કે, "જયારે અસફંદીયાર બલખમાં આવ્યો ત્યારે તેની જબાન અને જીવ કડવી વાતોથી ભરેલાં હતાં. તોપણ અસફંદીયારે પોતાના બાપ આગળથી કર્કસાર સાથે તુરાનનો માર્ગ પકડયો. તેણે બે રસ્તા સામા મલ્યા ત્યાં સુધી મુસાફરી કર્યા કીધી અને પછી તંબુઓની છાવણી ઉભી કરી લશકર સાથે આશાયશ લિધી. ત્યાં તેણે ખાણું તઇયાર કરવા તથા દારૂ રામશગરો અને વાજીત્ર હાજર કરવાનો હોકમ કીધાથી લશકરના તમામ પહેલવાનો ત્યાં આવીને તે પાદશાહ સાથે ખાણા

ઉપર બેઠા. ત્યારબાદ તેણે દુખી દીલના કર્કસરને ત્યાં લાવવાનો હોકમ કીધો અને તેને એક પછી એક ચાર સુનેરી જામ ભરી દારૂ અપાવ્યા પછી તેને કહયું કે, "ઓ કાલાં નસીબના શખ્સ! તુંને જે કાંઇ પુછુ તેનો જો તુ સાચો જવાબ દેશે તો હુ તુને તાજ અને તખત બક્ષેશ કરશ અને તુરકસ્તાનનો તમામ મુલક તારો ગણાશે ત્યાં ફતેહ મેલવ્યાબાદ તો હું તુને સોંકસ અને તુને પ્રકાસ્તા સુરજ સુધીની ઉચાઇએ ચઢાવશ તથા ત્યાં તારા જે કોઇ સગાંવાહાલાં અને ખેશીઓ તથા ફરજંદો હશે તેમને હું દુખ દેવશ નહી. પણ જો તું જરાએ જુઠાઇની આસ-પાસ ભમશે તો તારૂ તે જુઠાનુ મારી આગળ પ્રકાશ પામશે નહી. હું તલવા-રથી તારી કંમરના બે ટુકડા કરશ કે જેથી ત્યાની રઇયતના દીલમાં તારા એ હાલથી ડર પેદા થાય."

કર્કસારે તેને એવો જવાબ દિધો કે, "ઓ નામદારી ભર્યા મુબારક અસફંદીયાર! તું પાદશાહ મારાથી સચાઇ સિવાય બીજુ કાંઇ સમજશે નહી. તું પાદશાહોની સજાવાર રીત પ્રમાણે વર્તજે." ત્યારે અસફંદીયારે તેને પુછયું કે હાલનો રૂઇન દેઝ કે જે મુલક ઇરાનથી જુદો છે તે કયા આવ્યો છે? તે તરફ જવાના કેટલા રસ્તા છે! અને તે કેટલા ફરસંગ દુર છે? ત્યા જવાનો કયો રસ્તો ધાસ્તી વગરનો છે? તે કીલ્લામાં કેટલું લશકર છે? અને તે કીલ્લાની ઉચાઇ કેટલી છે? એ માટે તુ જે કાંઇ જાણતો હોય તે મને કહે." કર્કસારે જવાબ દિધો કે, "ઓ ભલા દિલનાં મુબારક અસફંદીયાર! તે દરબાર કે જયાં અરજાસપ લડાઇ વખતે જાય છે તે તરફ જવાના ત્રણ માર્ગ છે. તે તરફ લશકરને કુચ કરાવી જવાનો એક માર્ગ ત્રણ મહીનાનો અને બીજો બે મહીનાનો છે. પેહેલો પાણીવાલો અને શેહેરો તથા તંબુઓથી ભરેલો છે જયાં તુરાનના બુજોર્ગો પણ થોડો વખત રહે છે. બીજો માર્ગ જે બે મહીને પસાર કરાય છે ત્યાના માર્ગમાં લશકરને ખોરાકની તંગી પડશે. ત્યાં ઢોરો માટે ઘાસ કે પાણી મલતુ નથી અને વળી ત્યાં વીસામો લેવાની પણ કાંઇ જગ્યા નથી. વળી એક ત્રીજો માર્ગ એક અઠવાડયામાં પસાર કરાય છે અને ત્યાંથી આઠમે દિવસે તો લશકર રૂઇન દેઝમાં જઇ શકે છે. પણ તે માર્ગ સિંહો, વરૂઓ અને નરઅઝદાહોથી ભરેલો છે કે જેમના પંજામાંથી કોઇપણ છુટી શકતું નથી. વળી વરૂઓ, સિંહો અને બાહુર અઝદાહો કરતાં ત્યાં ફરેબ દેનારી જાદુગર ઓરતો વધારે છે. ત્યાંથી જનાર માટે તે માર્ગ ખોરાકથી ગોરખરો અને હરણોથી પણ ભરપુર છે. ત્યાંની જાદુગર ઓરતો જાદુગર મરદોથી પણ ચઢતી છે અને કોઇથી પણ તેમના જાદુ અને ફંદફરેબની ગણત્રી થઇ શકતી નથી. તેઓ એકને દરીઆમાંથી ચંદ્ર સુધી પુગાડે છે તો બીજાને તેઓ

ઉંડાખાડામાં ઉંચે મસતક નાખે છે. ત્યાં બ્યાબાનો, સીમુર્ગો અને સખત થંડી છે અને જયારે ત્યાં પવન નિકળી આવે છે ત્યારે તે ઝાડોને પણ ઉખેડી કાઢે છે. ત્યાર્થી જયારે રૂઇનદેઝ દેખાવા માડે છે ત્યારે તે કીલ્લાના જેવો દેખાવ કોઇએ પણ જોયો હશે નહી અને તે માટે સમજયુ પણ હશે નહી. તે કીલ્લાની ટોંચ કાલા વાદલોથી પણ ઉચે છે અને તેમા પુશકલ લશકર તમજ હથીયાર છે તેની આસપાસ ચર અને વંહેતી નદી છે જે જોતાજ જીવને તાજગી લાગે છે પાદશાહ અરજાસ્પ જયારે ત્યાના જંગલમાં શેકાર કરવાને આવે છે ત્યારે તે વાહાનમા બેસીને એ નદી પસાર કરે છે. જો તેને એ કીલ્લામા સો વર્ષો સુધી રેહેવુ પડે તોપણ તેને ખેતરમા ઉગતી કાંઇ પણ ચિજનો ખપ પડતો નથી તે કીલ્લામાંજ પાક અને ઘાસ પેદા થાય છે અને તેમાંજ વળી ફળોના ઝાડા અને પાણીના ધોધો છે."

અસફંદીયાર એવી વાત સમજતાંજ થોડો વખત વિચારવંત બની હાથ મારવા લાગ્યો. પછી તે બોલ્યો કે "આપણુને એ રસ્તો લેવા સિવાય છુટકો નથી. એ ટુક માર્ગ સિવાય બીજો સરસ મારગ જેહાનમાં કોઇ નહી." આર્થી કર્કસારે તેને કહયુ કે, "ઓ પાદશાહ! જે કોઇ પોતાના શરીરથી ધરાઇ ગયા હોય તેના સિવાય કોઈ પણ શખસ છતાં જોરે અને દુખ ખમીને પણ તે હફ્તેખાનનો માર્ગ કદી પસાર કરી શકતો નથી" તે નામદાર બોલયો કે "મારી સામે કોણ થનાર છે? શુ તેં મારૂ હારેમન જેવુ જોર અને દિલ જોયુ નથી? હવે મને તુ કહે કે પેહેલુ શુ મલશે અને મને કોણુની સામે લડવુ પડશે?" કર્કસારે જવાબ દિધો કે, "ઓ બેપીકરા નામદાર! તુંને પેહેલા નર અને માદા બે વરૂઓ મલશે જે દરેક જોરમા હાથી જેવા છે તેઓના માથા ઉપર સાબર જેવા સીગડાં છે અને તેઓ સિહો સાથે લડવા માંગે છે વળી તેઓને જોરાવર હાથી માફક બે દાંત છે અને તેઓની છાતી અને ગરદન ફરબે તથા કમર ઘણીજ પટલી છે."

પછી તેણે કરકસારને બાંધેલીજ હાલતમા ગમ અને જારી કરતો રહેવા માટે ત્યાથી પાછો તબુમાં લેઇ જવા ફરમાવ્યું. ત્યારબાદ તેણે માથે તાજ પેહેરીને પોતાની દરબારને ખુશનુમા રીતે સંગારી તેણે તે પાક જગ્યામાં જે હફ્તેખાનની વાતો સમજી હતી તે માટે તેને કાંઇ પણ ફીકર રાખી નહી. જયારે ઉચાઇએથી સુરજનુ તાજ દેખાયું અને હવાએ પોતાનો ભરમ જમીન ઉપરથી ખોલી નાખ્યો ત્યારે તેની દરગાહમાંથી ઢોલોના અવાજ નિકલ્યા અને જમીન લોઢાં જેવી તથા આસમાન સીસમ જેવુ કાલુ બનયું. તેણે પોતાના લશકર સાથે આબાદી અને ખુશાલી સાથે એ હફ્તેખાનને માર્ગે તુરાન તરફ ચાલવા માંડયું. એમ કરતાં જયારે તે પેહેલી મંજલ આગળ આવી લાગ્યો ત્યારે તેણે એક જેહાનના અનુ-

ભવી શખ્સને લશકરમાંથી ચુટી કાઢયો જે લશકરની નેગેહેબાની કરનારો ચાલાક શખ્સ પેસુતન હતો. અસફંદીયારે તેને કહયુ કે "તુ કાયદા મુજબ લશકરને સંભાળજે હું તો કર્કસારના કહેવા મુજબ જાઉ છુ. જો હું લશકરના સરદારને કાંઇ નુકસાંન પુગે તો તું મારા આ નોકરોને કાંઈ પણ ઇજા થવા દેતો ના પછી તેણે જાહને લડાઇનું બખતર પેહેર્યું અને પોતાના કાલા ઘોડાને અસબાબ પેહેરાવી તંગ બનાવ્યો. ત્યારબાદ તે સપેહસાલાર ઘોડા ઉપર બેઠો, જેથી તું કહેશે કે, "જાણે આસમાન પણ પોતાની જગ્યાએથી ખીસી ગયું"

તે સપેહેસલારે વરૂઓ આગળ આવી લાગતાજ પોતાના પગોને પોહોલા કીધા. તેની છાતી અને ગરદન તથા તેની કંમર, પેહેલવાની પંજા અને ગુરજ જોતાંજ તે બધે હાથી જેવા અને લડાયક વરૂઓ જંગલમાથી તેની આગળ આવ્યાં. આથી તે લડાયક શખ્સે ફાડીખાનારા સિંહ માફક ગરજના કીધી અને કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવીને તે હારેમનો ઉપર તીરોનો વરસાદ છોડયો અને સ્વારો માફક જડપથી છુપાઇ ગયો. તે તીરોની આણીથી તેઓ સુસ્ત બની ગયાં અને તેઓમાંનું એક પણ તેની સામે તંનદરોસ્ત હાલતમાં રહયું નહી. રોશન દિલના અસફંદીયારે તેઓને એમ લાંબો વખત સુધી સુસ્ત પડેલાં જોતાંજ ઝેહેરનુ પાણી પાએલી તલવાર બાહાર કાઢી અને લગામ તાણી પોતાનું માથુ નિચું નમાવીને તે તલવારથી તેમના માથાં કાપી કાઢયા ; જેથી તેઓના લોહીથી ધુલમાં કીચલ થયુ. પછી તેણે તે નામીચા ઘોડા ઉપરથી નિચે ઉતરીને પરવદેગાર આગળ પોતાનુ કમીનાપણું દેખાડયું. તેણે પોતાના હથીયાર અને શરીરને લાગેલુ લોહી ધોઈ કાઢયા પછી તે જમીન ઉપરની એક પવિત્ર જગ્યા સોધી કાઢીને ત્યાની રેતી ઉપર બેસીને પોતનુ માથું સુરજ તરફ ઉચે કરીને દુખી દિલે અને ધુલથી ભર્યા મોઢાંએ બોલ્યો કે "ઓ પેદા કરનાર ઇનશાફી સાહેબ ! તુજ મને જોર, ખોરેહ અને હુનર બક્ષનાર છે. તેંજ આ હેવાનોને ધુલમાં પડેલાં કીઢાં છે અને એજ મુજબ તુ મારા દરેક કામમાં રેહેનુમાઇ કરજે."

જયારે પેસુતનને સોફેલું લશકર ત્યાં આવી લાગ્યુ ત્યારે તેઓએ તે પેહેલવાનને નેમાજ કરતો જોયો. તેના એ કામથી પેહેલવાનો અજબ થયા અને તમામ લશકર વિચારવા લાગ્યું કે "એ જાનવરને વરૂ કે મસ્ત હાથી કહીએ અસફંદીયારનુ દિલ, તલવાર અને હાથ કાયમ રેહેજો. તેને પાદશાહી ખોરેહ, પાદશાહી તખત, તાજ, બુર્જોર્ગી અને ઇનશાફ સિવાય બીજું કાંઇ ઘટતું નથી. પછી મુબારક પેહેલવાનોએ ત્યાં આવી તેની નજદિક છાવણી થોકી. કર્કસારને તો તે જંગલી વરૂઓ અને અસફંદીયારથી ગમનોજ ફાલો મલ્યો. પછી ત્યાં તેઓએ સુનેરી ખુમચાઓમાં ખાનું ખાધું અને ત્યારબાદ દારૂ મંગાવ્યો. અસફંદીયારે તે બંદી-

વાનને પોતાની આગળ લાવવાનો હોકમ કીધાથી તે આંસુભર્યા ચેહેરા સાથે ધ્રુજતો થથરતો ત્યાં હાજર થયો તેણે તેને ત્રણ દારૂની જામો અપાવીને પછી સ્વાલ પુછયો કે "હવે તું મને કેહે કે હુ બીજી અજાયબી શુ જોવશ?" કર્કસારે જવાબ દીધો કે, "ઓ નામદાર, સિંહ જેવા દિલના પાદશાહ! બીજી મંજલે તારી સામે લડવાને એક સિહ, કે જેની સામે એક મગર પણ લડવાની તાકાદ ધરાવતુ નથી તે આવશે. ઘણા બાધુર ગણાતાં ગીધ પક્ષીઓ પણ એ સિહના માર્ગમાંથી ઉડી શકતાં નથી." રોશન દિલનો અસફંદીયાર હસીને બોલ્યો કે, "ઓ અઘટીત કામ કરનારા તુરકી! એજ બાધુર શખ્સ (અસફંદીયાર) પોતાની તરવાલ વડે તે નર સિહના પણ કેવા હાલ કરશે તે તું જોજે" પછી રાતે અંધારૂ થતા પાદશાહે તે જગ્યાએથી આગળ વધવાનો હોકમ કીધાથી તે લશકરે લોહીથી તશતશતી આખ અને કીના ભર્યા દિલે તે અંધારી રાતે આગળ વધવા માંડયુ

## હફ્તેખાન બીજું—અસફંદીયારે સિંહો માર્યા તે વિષે.

જ્યારે અંધાની રાતની ચાદર પછવાડેથી સુરજ બાહાર નિકલ્યો અને સુનેરી લેબાશ પેહેર્યો, ત્યારે તે સપેહસાલાર તે જગલમા સિહો સાથે લડવાને તે બાધુરોની જગ્યામા આવી લાગ્યો તેણે પેસુતનને પોતાની આગળ બોલાવીને પુશકલ શિખામણો દેતા કહયુ કે, "હું આ નામદારી ભર્યું લશકર તુંને સોંપીને લડાઇ કરવા જાઉ છુ" પછી ત્યાંથી તે સિહો આગળ આવતાંજ તે સિહોના દિલ ઉપર જેહાન કાળી બની. તે સિંહોમાં એક નર અને એક માદા હતી તેઓ બાધુરી સાથે લડવાને આવ્યા. તે નરના તેની આગળ આવી લાગતાંજ તેણે તેને તલવારનો ફટકો માર્યો, જેથી તેનો ચેહેરો લોહીથી રાતો બન્યો. તેના માથાથી કમર સુધીના બે ટુકડા થઇ ગયાથી માદા સિહનું દિલ પણ ધાસ્તી ભર્યું બન્યુ પછી તે માદા પણ છેડાઇને તેની નજદિક આવી લાગતાંજ તે નામદારે તેના માથા ઉપર તલવારનો ફટકો માર્યો જેથી તેનું ડોકુ ધુલમાં પડી ગબ્ડવા લાગ્યું અને તેના હાથો તથા છાટી લોહીથી રગાઇ ગયા. આથી તેણે પાણીમાં ઉતરીને પોતાનું શરીર માથા વેરથી ધોયું અને પછી સભાળ કરનારા પાક યજદાંન સિવાય તે કોઇ બીજાની સોધમાં રહયો નહી. તે બોલ્યો કે "ઓ પાક ઇનશાફી સાહેબ! તારાથીજ આ હેવાનો મારે હાથે માર્યા ગયાં છે."

તેટલામાં તે લશકર પણ ત્યાં આવી લાગ્યું અને પેસુતનને જઈ તે સિંહોની, ગરદન તથા છાતી તપાસી અને, દરેકે અસફંદીયારની હદ ઉપરાંત

તારીફ કીધી. ત્યારબાદ તે રેહેનુમાઈ કરનારો પેહેલવાન છાવણીમાંના પોતાના તંબુમા ગયાથી તે પાકીજેહ મગજના શાહનશાહ આગળ સુદર વાનીઓ સાથનુ ખાનું લાવી હાજર કરવામા આવ્યુ પછી તેણે તે બુરી મણુસનીના અને બુરા મગજના કર્કસારને ત્યા હાજર કરવા ફરમાવ્યું. તેણે તેને માણેકના રંગના દરૂની ત્રણ જામો અપાવી અને જ્યારે તે હારેમન કર્કસાર દારૂથી ખુશ બન્યો ત્યારે તેણે તેને સ્વાલ કીધો કે "ઓ કમીના બદબખ્ત શખ્સ! મને કહેકે તુ કાલને માટે તારી નજરમાં શું રાખે છે?" તે બોલ્યો કે, "ઓ ઉચી મનશનીના પાદશાહ! તારાથી બુરી કરણીના શખ્સોની બુરાઈ દુર રેહેજો. જ્યારે તું લડાઇમા આતશ માફક ધસે છે ત્યારે તુ આવી બલાઓથી પણ ઉપરવારો થાય છે પણ કાલે તારી સામે શું આવશે તે તું જાણતો નથી પરવરદેગાર તારા ચાલાક નસીબ ઉપર મેહેરબાન રેહેજો, કારણ કે આવતી કાલે જ્યારે તું ત્રીજી મનઝલે પુગશે ત્યારે તારી સામે આથી પણ વધારે ચઢતુ કામ આવી ઉભું રેહેશે. તુને ત્યાં એક બીહામનો અઝદાહ મલશે જે એક ફુફારામા દરીઆમાની મછીઓને ઉપર ખેંચી કાઢે છે તેના મોહમાંથી આતશના શોલા નિકળે છે અને તેનું શરીર કાલા પથરના સખત પાહડ જેવુ છે. તેથી જો તું એ માર્ગેથી પાછો ફરે તો સારૂં. મારૂ રવાન મારા બોલવાનો ગવાહ છે. શું તુને તારે માટે અને આવા ભેગાં લશકર માટે અફસોશ છુટતો નથી?"

અસફંદીયાર બોલ્યો કે "ઓ બુરી ઓલાદના શખ્સ! હું તુને પણ ત્યાં બાંધેલોજ ઘસડી લેઇ જવા માંગુ છુ કે જેથી તુ પણ તે તિક્ષણ પજાનો અઝદાહ મારી તલવારથી કેમ છુટકો પામતો નથી તે જોય પછી તેણે તે જંગલને નાંકે એક લાંબુ ભારી લાકડુ લાવવા ફરમાવ્યું અને તેમાંથી તેણે એક સુદર ગાડું બનાવ્યા પછી તેની આસપાસ તલવારો જડી લિધી અને તેના ઉપર એક સુંદર પેટી મુકી. આ સઘલી તૈયારી એક પાક મગજના સુથારે કરી આપી. પછી તે તાજનો સોપનાર અસફંદીયાર તે પેટીમાં બેઠા અને તે ગાદાંને મોઘી કીમતના બે ઘોડા જોડયા. તે ઘોડાઓને હાંકી જવાને તે પાદશાહવાલી પેટી ઉપર એક અનુભવી શખ્સ બેઠો. તે શખ્સે પણ બખતર અને માથે પેહેલવાની ટોપી પેહેરી તથા સાથે એક કાબુલી ખંજર રાખ્યું. તે જેહાનનો સોધનાર પાદશાહ અઝદાહ સાથની લડાઇની તૈયારીઓ કરવાની મેહેનતમાંથી પરવાર્યો તેટલામાં તમામ દુન્યા રીંધીના ચેહેરા જેવી કાલી બન્યાથી મેષ રાષીમાંથી ચંદ્રએ પોતાનું તાજ દેખાડયું. આથી અસફંદીયારે તે કાલા ઘોડા ઉપર સ્વાર થઇને પુઠે નામદારોના લશકર સાથે આગળ વધવા માંડયું.

## હફતેખાન ત્રીજું-અસફંદીયારે અઝદાહને મારી નાખ્યો તે વિષે.

બીજે દાહાડે જ્યારે કાલી રાતનો ઝુન્ડો છુપાઇ જઇને જેહાન રોશન બની ત્યારે તે જેહાન પેહેલવાને બખતર પેહેર્યું અને મુબારક પેસુતનને લશકર સોંપ્યુ તે નામદાર આગળ પેસુતન બુજોર્ગો અને કુટુંબીઓ સાથે આવ્યા પછી સિંહ જેવો બાહુર પાદશાહ અસફંદીયાર તે પેટી સાથનું ગાદુ મંગાવીને તેમાં બેઠો અને તેમાં બે મોંઘી કીમતના ઘોડાઓ જોડીને પછી અઝદાહ તરફ જવાને નિકલ્યો. તે અઝદાહ દૂરથી હવા સાથે ચાલતા લડાયક ઘોડાઓ જોડેલુ તે ગાદુ જોતાંજ એક કાલા પાહાડ માફક પોતાની જગ્યામાંથી બાહાર આવ્યો જેથી "તુ કેહેશે કે જાણે સુરજ અને ચંદ્ર કાલા થઇ ગયા." તેની બે આંખો લોહીના બે પુલ્યા માફક ચલકતી હતી અને તેના મોઢામાંથી આતશ બાહાર નિકળતો હતો. તેણે તેના તરફ જોઈ પોતાનું અંધારાગાર જેવું મોઢું ઉગાડી બુમો પાડી અસફંદીયારે આવી અજાયબી જોતાંજ ઉચે દમે પરવરદેગારની મદદ ચાહી. ઘોડાઓએ તેની ઈજામાંથી બચવાને કુદાકુદ કરવા માંડી. પણ તે અઝદાહે ફુફારો મારીને તે ઘોડાઓને પોતાના મોઢાંમા ખેંચી લિધાથી ઘોડાઓ ભેગુ તે ગાદુ પણ તેમાં ઘસડાઈ ગયુ અને તે લડાયક શખ્સ પેતીમાં ગભરાઈ ગયો જ્યારે તે અઝદાહના મોઢાંમા તલવારો જઇને ખુટવા લાગી ત્યારે તેણે પોતાના મોઢામાંથી લીલા દરીઆ માફક ઝેહેર ઓકવા માંડ્યું. પણ તે પોતાના મોઢાંમાથી ગાદાંને પાછુ બાહાર કાડી શકયો નહી. તે તલવારો જેમ મ્યાનમાં ઉતરે તેમ તેના મોઢાંમાં મ્યાન થઈ ગયાથી અઝદાહ તે ગાદાંથી તેમજ તલવારોથી ગાભરો બન્યો અને તેનુ જોર ઘટવા લાગ્યુ. તે જોઇને તે સિંહ જેવો પેહેલવાન તલવાર પકડીને પેટીમાંથી બાહાર નિકલ્યો અને તે શમશેર વડે તેનુ મગજ ચીરી કાઢ્યું જેથી તેનું ઝેહેર ધુમાડા માફક ધુલમાં પડવા લાગ્યું. તે ઝેહેર અને ધુમાડાથી ગુગલાઈ જવાથી અસફંદીયાર પણ બેસુધ થઇને પાહાડ માફક નિચે પડયો. તેટલામાં પેશુતન ભારી લશકર સાથે ત્યાં આવી લાગ્યો. તેને કાંઇ નુકસાંન પુગ્યું હશે એમ ધાસ્તી ખાધાથી તેનો ચેહેરો આંસુભર્યો અને દિલ લોહીભર્યું બન્યુ. તમામ સીપાઇઓ પણ પોતાના ઘોડા તજી રૂદન કરવા લાગ્યા. તે ભેગું લશકર જારી અને રૂદન કરવા લાગ્યું અને આતશ ઉપર ભુજાય તેમ બલવા લાગ્યું.

પછી પેસુતને જડપથી આવીને તેના તાલક ઉપર ગોલાબ છાંટયો, જેથી તે જેહાન જીટ પેહેલવાને પોતાની આંખો ઉગાડી તે બાહુર પેહેલવાનોને મોટેથી કહ્યું કે, "મને કાંઈ તે અઝદાહે જખમી કીધો નથી મણ હું તો તેના

ઝેહરના ધુમાથી બેસુધ થયો હતો." પછી તે ધુલમાંથી ઉઠયો અને ઉંઘમાંથી ઉઠેલા એક છાકટ માફક પાણીના ઝરા આગલ ગયો ત્યાથી તેણે પોતાના ખજાનચીન પાસેથી એક નવો પોશાક મંગાવ્યો અને પછી પાણીમા ઉતરી માથાંવેરથી શરીરને ધોઇ કાઢયુ. પછી તે ત્યાંથી પરવરદેગારની બંદગી કરવા જઇ ધુલમાં તરફડયા ખાતો પડીને બોલ્યો કે, "આ અઝદાહને મારવા પરવરદેગારની મદદ હોતે નહી તો તે મારી પણ શકાતે નહી" તેના લશકરે પણ ધુલમાં માંથા મુકી પરવરદેગારની બંદગી અને તારીફ કીધી. પણ કર્કસાર એ કામ માટે દુખી બનીને બોલ્યો કે "અસફંદીયાર મુવેલો કેવી રીતે જીવતો થઇ શકયો હશે ?"

પછી પાદશાહે નદી કીનારે છાવણી કીધી અને સઘલા લશકરે તેની આસપાસ તંબુ ઠોકાયા. ત્યારબાદ ખાના સાથે દારૂ હાજર કરવામાં આવ્યો તથા દારૂ પીનારાઓને બોલાવવામાં આવ્યા. તેઓએ ઉઠી ઉભા થઇને જેહાનના પાદશાહની સલામતી લીધા પછી કર્કસારને રૂદન કરતી હાલતમાં ત્યા હાજર કરવા તેણે ફરમાવ્યું. તેને પાદશાહી દારૂની ત્રણ જામ અપાવ્યા પછી અસફંદીયાર હસ્તાં હસ્તાં તેની આગળ અઝદાહની વાત કરતાં બોલ્યો કે, "એ કમીના શખ્સ ! તું આ પુકારાથી ખેંચી લેતા અઝદાહને જો. હવે પછીની મજલે મને શું મલશે ? અને કેવી મેહેનત અને ગમ કરવો પડશે ?" કર્કસારે તેને જવાબ દિધો કે, "એ ફતેહમંદ પાદશાહ ! તું એ પ્રમાણેનુ ફળ તારાં નેક નસીબથી પામ્યો છે. આવતી કાલે જયારે તુ બીજી મનજલે જઇ લાગશે ત્યારે તુંને એક જાદુંગરે ઓરત અને એક નદી સામી મલશે તે ઓરતે એથી પણ વધારે લશકરો જોયાં છે પણ કોઇથી તેણીનું રવાન દુખી બન્યું નથી તે જો ચાહે છે તો જંગલને દરીઆમા ફેરવી નાખે છે અને નમતા સુરજને ભર બપોરમાં ફેરવી દે છે એ પાદશાહ ! તેણીને લોકો ગઉલને નામે ઓલખે છે. માટે તું તારી ભર જવાનીમાં તેના ફાંદાંમા જઇ ના પદ. એ અઝદાહ ઉપરજ ફતેહ મેલવીને હવે તું પાછો ફર. હવે તારે તારા નામને ધુલમાં નાખ્વુ ઘટતું નથી." તે જેહાન જીટે તેને જવાબ દિધો કે, "એ સોખ ચેહેરાના બુરા શખ્સ ! કાલે તું મારૂ કામ જોઇને બોલજે, કારણ કે હુ તે જાદુગરના એવા બુરા હાલ કરશ કે તેની કંમર અને પીઠજ ભાંગી જશે. તે જાદુગરના માંથાને પણ હું ઇનિશાઇરી ખોદા તરફથી ફતેહથી મારા પગ નિચે કચડશ."

# હફતેખાન ચોહુ—અસફંદીયારે જાદુગર ઓરતને મારી નાંખી તે વિષે.

જ્યારે દાહાડાએ ફીક્કા રંગનું પેહેરણ પેહેર્યુ (યાને સાંજ પડી) અને જેહાનને દિપાવનાર સુરજ પશ્ચિમ તરફ ગયો ત્યારે તેણે નેકી પોહોચાડનાર યજદાનની યાદ કરીને ત્યાંથી સામન લાઢી લશકરને ઉઠાંગીરી કરાવી. પાદશાહે આખી અંધારી રાત લશકરને કુચ કરાવી અને જ્યાંરે સુરજે પોતાનુ સુનેરી તાજ ઉચે ચઢાવ્યુ અને આસમાનની સપાટી યાકુતી રંગની બનાવીને તમામ જમીનનો ચેહેરો હસ્તો કીધો ત્યારે તેણે પેસુતનને તમામ લશકર સોપ્યું. પછી તેણે પોતા સાથે દારૂથી ભરેલી એક સુનેરી જામ અને એક કીમતી તમ્બુરો લિધો અને લડવાનો વખત નજદિક છતાં તેણે મજાહ કરવા માંડી. પેહેલવાન અસફંદીયાર ધાટકી સિંહ જંગલમાં જાય, તેમ ત્યા ગયો, જ્યા તેણે એક બેહેસ્ત જેવુ જંગલ જોયું. તું કેહેશે કે "આસમાને જાણે ત્યાં ગુલલાલા રોપી દિધા છે" ઝાડોની ધટાને લિધે ત્યાંથી સુરજ પણ દેખાતો હતો નહી. દરેક બાજુથી ગોલાબ જલ જેવા ઝહરાઓ વેહેતા હતા આથી જેમ ધટતુ હતુ તેમ તે ત્યાં ધોડા ઉપરથી નિચે ઉતર્યો અને તે જંગલમાથી બેસવા લાયક એક ઝરાનો કીનારો જોઇ કાઢયો પછી તેણે સુનેરી જામ હાથમાં લેઇ તેમાના દારૂથી દિલને ખુશ કરવા માંડયુ. વળી તેણે તુરતજ તમ્બુરો પણ છાટીએ અઢડાવીને પોતાને મન પસંદના ગીતો ગાવા માડયાં. પેહેલવાન અસફંદીયાર એખલો એખલો ગાવા લાગ્યો કે "મેં કદીપણ એવો દારૂ કે મારા જેવા દારૂનો શોખીન કોઇને જોયો નથી હું સિંહો અને નરઅઝદાહો સિવાય બીજા કોઇને જોતો નથી. મારા પંજામાંથી બલાઓ છુટકો પાંમી શકતી નથી. પણ આ જેહાનમાં હું કોઈ પરીસુરત ઓરતને જોવાને નસીબવાન થયો નથી. માટે જો કોઇ દિલજીત ચેહેરાની ઓરત મને મલી જાય તો મારી ઉમેદ પરવરદેગારથી પાર પડેલી ગણાય"

જ્યારે તે જાદુગર ઓરતે અસફંદીયારને એમ બોલતા સમજ્યો ત્યારે તે વસંતના ગોલાબ જેવી બનીને બોલવા લાગી કે "એક વાધ પોતાના પોશાક, વાજીત્ર અને દારૂની જામ સાથ મારા પંજામા સપડાયો છે" તેણી કરચલી વલેલા ચેહેરાની, બુરી રાહ રીતીની, અને બદસુરત ઓરત હતી તે છતાં ત્યાંના અંધકાર વચે તેણીએ કાંઇ જાદુઇ લખવાથી તેણી એક તુરકી ઓરતના જેવી ખુબસુરત બની ગઇ તેણીના ગાલો ચીનાઈ મખમલ જેવા બન્યા અને તેણી કસ્તુરી માફક પમડવા લાગી તેણી સરોવર જેવી ઉચાઇની અને સુરજ જેવા ચેહેરાની બની અને પગ સુધીના કસ્તુરી જેવા સુગંધી બાલ

લટકવા લ.ગ્યા. પછી તેણી અર ફ દીયાર આગળ ગઈ. તેના ગાલો બાગ જેવા લાગતા હતા અને નાકેથી ગોલાબ માફક દેખાતા હતા. જેહાનને સોધનાર અસફ્દીયારે તેનો ચેહેરો જોઈ વાજીંત્ર અને ગાયનનો સાદ વધારે મોટા કરી બોલવા લાગ્યો કે "ઓ ઇનગારી ખોદા! તુજ પાહાડો અને જંગલોમાં મારી રાહનુમાઈ કરનાર છે. હમણાજ હુ કોઈ પરીસુરત ઓરત માગતો હતો કે તે કોઈ નામીચા શરીરની ઓરતની મને બક્ષેશ થાય તેમ તુ પેદા કરનાર દાદારે મને તેવી બક્ષેશ કીધી છે. માટે હવે મારો પવિત્ર જીવ તેનીજ પ્રશ્તેશ કરશે. જંગલ વચે આવી જગ્યા, આવી પરીચેહેર ઓરત અને આવો બાગ તું સાહેબેજ મને બક્ષેલો લાગે છે."

પછી તેણે તે ચંદ્ર જેવી ઓરતને પોતાની આગળ બોલાવી. જેથી તેણી તુરતજ તેની આગળ આવી. તેણે કસ્તુરી જેવા સોડમના દારૂથી એક જામ ભરીને તેને આપી કે જેથી તેનો ચેહેરો લાલ બને તેણે જોઈ લિધુ કે તેણી તેજ ઝાની, બુરા વિચારની બુરી ખાશીયતની અને બુરા શરીરની જાદુગર છે. તેથી અસફંદીયારે પોતાની પાસે જે સુદર પોલાદની એક સાંકલ ૧ હતી તે તેણે તે ચબરાક જાદુગરથી છુપાવેલીજ રાખી તે સાંકલ કે જે જરથોસ્ત બેહેસ્તમાથી ગુસ્તાસ્પ માટે લાવ્યો હતો તે તેની બાજુએ બાંધવામાં આવી હતી. ત સાંકલ તેણે તેણીની ગરદનમાં ઓલવી દિધાથી તેના શરીરનુ જોર જતુ રહયુ આથી તે જાદુગર પોતાના જીવથી ઘરાઇ ગઈ. જેહાન જીટ અસફંદીયારે તલવાર ખેંચવાનો વિચાર કરતાં તેને કહયુ કે "જો તું મારી સામે હવે એક ઉંચો લોઢાંનો પાહાડ ઉભો કરશે તોપણ તારાથી મને નુકસાન પુગવાનું નથી. તારો જે અસલ ચેહેરો હતો તે પાછો કર, નહી તો કે તુંને આ તલવારને જવાબ દેવો પડશે" તે ગંધીલી બુઢીયાનો તે સાંકલથી નાશ થયો અને તેણીના માથાના બાલ સફેદ બરફ જેવા અને ચેહેરો કાલો બન્યો. તે ફતેહભર્યા પાદશાહે એમ જોતાજ શેકારી સિંહ માફક પોકાર મારીને પોતાના તિક્ષણ ખંજરનો ફટકો તેના માથાં ઉપર માર્યો જેથી તેનુ ડોકુ અને શરીર ધુલમાં ગબડયું. તે જાદુગર ઓરતના મરી જતાંજ આસમાન કાલુ થઇ ગયુ અને એવું અંધારૂ થયું કે જેથી આંખ પણ હેરાન બની. પવન સાથે ત્યાં એક કાલી વાદલી ચઢી આવીને સુરજ અને ચદ્રને ઢાકી નાખ્યા. આથી જેહાન જીત અસફંદીયારે એક ઉંચી જગ્યાએ જઇને ત્યાંથી વાદલના ગડગડાત જેવો એક પોકાર કીધો. જેથી પેસુતન લશકર ભેગો તુરતજ ત્યાં આવી લાગ્યો અને

૧ ફીરદોસીએ અતરે અવસ્તા "અઈવયાઓંઘેહેન"નો અર્થ સાકલ કીધેલો લાગે છે, પણ તે સાંકલ નહી પણ કસ્તીનો અર્થ થવો જોઇએ.

બોલવા લાગ્યો કે, "ઓ નામદાર શાહ! તારા જખમ સામે એક મગર, કે જાદુગર, કે સિંહ કે વરૂ કે વાઘ કોઇ ટકી શકતા નથી. તુ નામદાર એવીજ હાલતમાં જીવજે અને જેહાન તારી મોહોબત જીતવાને હમેશાં આતુર રેહેજો."

પણ અસફંદીયારની આવી જીટોથી કર્કસારના તાલકમાંથી ( અદેખાઇનો ) આતશ નિકળવા લાગ્યો જેહાન જીટ અસફંદીયારે કેટલોક વખત સુધી પોતાનો ચેહરો પેદા કરનાર આગળ જમીન ઉપર ઘસડયો કારણ કે તેનાથીજ તેને ફતેહ અને મુબારકબાદીજ મલી હતી તેમજ તેનાથીજ તેને નામદારી, દિલની ખુશાલી અને ઇચ્છાઓનું પાર પડવુ મલ્યું હતુ. તે પાક દીનના જેહાન પેહેલવાન શાહજાદાએ બંદગીથી પરવારતાંજ તે જંગલમાં તંબુઓ ઠોકાવ્યા અને ત્યાં ઘટતી રીતે ખાનુ લાવી હાજર કરવામાં આવ્યું. પછી અસફંદીયારે પેલા બદબખતને બેડી સાથેજ ત્યા હાજર કરવા ફરમાવ્યાથી તેને ત્યાં હાજર કરવામાં આવ્યો. તેને જોતાંજ અસફંદીયારે તેને પાદશાહી દારૂની ત્રણ જામો અપાવી અને લાલ દારૂથી તે ખુશાલ બનતાજ તેણે તેને પુછ્યું કે, "ઓ ઉધાં નસીબના તુરકી ! તું તો બોલતો હતોની કે તેણી મેદાનને દરીઓ બનાવી દે છે અને પોતાનું માથુ સરઇઆ સેતારા સુધી પુગાડે છે પણ પેલી બુઢયા જાદુગરનું ડોકુ ઝાડે લટકેલુ છે તે તુ જો. હવેની મંજલે મને બીજુ અજાયબી શું મલશે ? શુ આ જાદુગરથી પણ વધારે અંદાજે મને સાચવવો પડવાનો છે ?" કર્કસારે જવાબ દિધો કે, "ઓ લડાઇના વખતના લડાયક હાથી ! આવતી મજલે તારી સામે હવે વધારે મુશકેલ કામ આવનાર છે. માટે તું વધારે ચોપ સાથે સાવચેટ રેહેજે. ત્યાં તું હવામા પુગેલી ટોંચ સાથનો એક પાહાડ જોશે. તેના ઉપર એક પક્ષી કે જેને લડાયકો સીમુર્ગને નામે ઓલખે છે તે હકુમત ચલાવે છે. જ્યારે તે ઉડે છે ત્યારે તે લડાઈ કરનાર પાહાડ જેવું લાગે છે. જો તે એક હાથીને કે દરીઆના મગરને કે જમીન ઉપરના વાઘને જોય છે તો તેઓને પણ તે પોતાના પંજામાં ઉચકી લેઇ જાય છે અને તેમને ઉઠાવી જવામાં તેને જરાએ અડચણ પડતી નથી તું કાંઇ તેને પેલુ વરૂ કે જાદુગર સમજતો ના. એ પાહાડની ટોંચ ઉપર તે પોતાના બે બચ્ચાંઓ કે જેમના વિચાર તેને મલતાજ છે તેઓ સાથે રહે છે. તેની પાંખ પોહોલી કરીને હવામા ઉડવા માડતાંજ જમીનમાં તાકાટ કે સુરજનો પ્રકાશ રેહેતો નથી. માટે જો તું પેલા સીમુર્ગવાલા ઉચા પાહાડ તરફ ન જતાં અત્રેથી પાછો ફરશે તો સારૂં." તેહેમતન હસીને બોલ્યો કે, 'ઓ અજાબ જેવા શખ્સ ! હું તેની બે પાંખોને મારા તીરની અણીથી વિંધી નાખશ અને તેની છાટીને હીન્દી તલવારથી કાપી કાઢી તેના ડોકાંને તેની ઉચાઇએથી ધુલમાં નાંખશ."

# હફતેખાન પાંચમું-અસફંદીયારે સીમુર્ગને માર્યું તે વિષે.

જ્યારે પ્રકાશતા સુરજે પોતાની પીઠ ફેરવી અને તેના પીઠ ફેરવ્યાથી પશ્ચિમનું દિલ બીહામનુ બન્યુ ત્યારે તે લડાયકોના સરદારે સીમુર્ગની વાતનો વિચાર કરતાં લશકરને આગળ કુચ કરાવી. તેણે લશકર સાથે આખી રાત મુસાફરી કીધી અને પાહાડ વચેથી પ્રકાશતો સુરજ બાહાર નિકળી તે જમાનાના ચેરાગે જમીનને તાજી બનાવતાંજ અને ખેતર તથા જંગલ વચેનો તફાવત જાહેર થતાંજ તેણે લશકરને સરદાર પેસુતનને સોંપી દિધુ, અને પેલાં પેટીવાલા ગાદાંને ઘોડા જોડી સાથે લિધુ. પછી હોકમના કરનાર અસફંદીયારે પવનવેગે ત્યાં આવતાંજ હવાને લાગેલાં મહાલા સાથનો એક પાહાડ જોયો. તેણે ઘોડા જોડેલાં ગાદાંને છાયડા હેઠેલ રાખ્યુ અને પછી પોતાના રવાનને વિચારમાં ચકચુર બનાવ્યું. જ્યારે સીમુર્ગે પાહાડ ઉપરથી તે પેટીને જોઈ અને તેની પછવાડેથી ઢોલ અને રનસીંગડાના અવાજ નિકળતા સમજ્યા ત્યારે તે એક કાલાં વાદલ માફક પાહાડ ઉપરથી નિચે ઉતર્યું, જેથી પ્રકાસ્તો સુરજ કે ચદ્ર કાંઈ દેખાયું નહી જેમ એક વાઘ પોતાના શેકારને પંજામા પકડે તેમ સીમુર્ગે તે ગાદાંને પોતાના પંજામા પકડવા ચાહયુ, પણ તેમાની તલવારો તેની પાંખ અને પગોમાં ભોકાઇ જવાથી તે સીમુર્ગનુ જોર કે દમામ કાંઇ રહયુ નહી. કેટલો વખત સુધી તેણે પોતાની ચાંચ અને પંજાથી તે ઉપર જોર અજમાવ્યુ પણ જ્યારે જોર ઘટી ગયુ ત્યારે તે શાંત પડી રહયુ. તેના બચ્ચાંઓ સીમુર્ગને એ પ્રમાણે જોતાંજ આંખોમાંથી આંસુ પાડી રડવા લાગ્યા અને પછી તેઓ ત્યાંથી એવી રીતે ઉચે ઉડયાં કે તેઓના પડતા છાયડાને લિધે આંખોને ચીતરી આવવા લાગી. તે સીમુર્ગ પોતાને થયલા જખમોથી સુસ્ત બનતુ ગયું અને ઘોડાઓ, પેટી અને ગાદુ તેના લોહીથી રંગાવા લાગ્યાં. પછી અસફંદીયારે લડાઇના હથીયારો સાથે પેતીમાથી બાહાર નિકળીને એક પોકાર માર્યો અને તેના ટુકડે ટુકડા થયા ત્યાં સુધી તેને તલવારથી ફટકા માર્યા કીધા. એ રીતના ઉપાયથી તેણે તે પક્ષીને નાચાર બનાવ્યું.

પછી તે તમામ ભલા ભુડાં કામોમાં મદદ આપનારા અને દાદાખાહી કરનારા પરવરદેગાર આગળ જઇને એ પ્રમાણે બંદગી કરવા લાગ્યો કે, "ઓ બક્ષેશ કરનારા દનિશાપી સાહેબ! તેંજ મને જોર, હુશીયારી તથા યુકિત બક્ષી છે જાદુગરનો જીવ લેનાર પણ તુંજ હતો અને તુંજ મારી દરેક ભલાઇમાં રાહાનુમાઇ કરનારો છે." તેટલામાં સરનાઇના અવાજ સમજાયા અને પેશુતન ત્યાં લશકરને દોરવી લાવ્યો. તે પક્ષી પડેલું હોવાને લિધે ત્યાં કોઇને પણ જમીન

દેખાઇ નહી, પણ તેઓએ તેનું લોહીથી તરબોડ થયલું શરીર અને તેના પંજા સિવાય બીજું કાંઇ જોયું નહી પાહાડને આ નાકેથી તે બીજે નાકે સુધીની જમીન ઉપર લોહી સિવાય બીજુ કાઇ દેખાયુ નહી તું કહેશે કે "તેની પાંખોની નિચે જંગલ પણ ગુમ થયું છે." તેઓએ તે પાદશાહનુ શરીર લોહીથી ભીંજાયલુ જોયુ. ચંદ્ર પણ ગાભરો પડે એવો તે દેખાવ હતો તમામ સરદારોએ, લડાયક સ્વારોએ અને બાહાદુરોએ તેની તારીફ કીધી કે, "ઓ અક્કલમંદ, ચાલાક અને રોશન રવાનના જેહાન પેહેલવાન! તું જાવેદાન જીવજે."

તે નામદાર પેહેલવાનના ફતેહમંદ બન્યાની વાત તુરત કર્કસારને પુગ્યાથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું અને તેનો ચેહેરો ઉતરી ગયો તથા તે દુખી દિલે રડતો આગળ વધ્યો પછી જેહાનના પાદશાહે છાવણી ઠોકાવી અને તેની આસપાસ રોશનરવાનના બાહાદુરો રહયા. તેઓએ જમીન ઉપર ગાલીચા પાંઠરી ત્યાં જમવાનુ અને દારૂ મંગાવીને બેઠા. પછી કર્કસારને એક પછી એક ત્રણ દારૂની જામ પીવાને આપી જેથી તેનો ચેહેરો સમબુલ ફુલ માફક ખીલી રહયો. ત્યારબાદ તેને પુછયુ કે, "ઓ બુરાં શરીરના અને બુરી રીતના શખ્સ! તું આ ફરતી જેહાનના કામ ઉપર ધ્યાન પુગાડ પેદાનો કરનાર ઇનશાફી સાહેબ કે જે આપણા વિચારથી પણ ચઢતો છે તેનાથીજ મને તમામ દમામ મલ્યો છે. ૧ હવે સીમુર્ગ, સિંહ કે વરૂ કે પેલો તિક્ષણ પંજાનો જોરાવર અઝદાહ, કે પેલી બુઢી જાદુગર ઓરત કે પેલુ વાદલ અને તેની ગરજના કે પેલો પાહાડ કે બ્યાબાન કે દેવ કાંઈ રહયું નથી. ૧ જે જે મઠેકા ઉપર તેઓ પોતાનો દોર ચલાવી રહયા હતા ત્યા હવે મોજ કરવાની તથા પાણીથી ભરેલી ઢોરોના ઘાસ ચારાની જગ્યા બનશે." ૧ કર્કસારે તેને મોટેથી કહયુ કે, "ઓ નામદાર મુબારક અસફંદીયાર! નેક બખ્ત યજદાન તારો મદદગાર બન્યાથી તારૂ પાદશાહી ઝાડ ફલવંત બન્યું છે. આવતી કાલે તારી સામે એક એવુ કામ આવી લાગશે કે જે માટે લડાઈ વખતે કોઇપણ વકી રાખી શકતું નથી તે વખતે ગુરજ, કમાન કે તલવારનું પણ ભાન રેહેશે નહી અને લડાઇમાં ઉતરવાનો દરવાજો કે નહાસવાનો માર્ગ પણ તુંને જણાશે નહી. તુને ચઢાન ચઢતાં એક તેજાપુર બરફ બંધાયલુ મલશે જેથી જમાનો તારા ચેહેરાને કરમાવી નાખશે. ઓ મુબારક અસફંદીયાર! તું તે બરફમાં તારા નામીચાં લશકર સાથે ડટાયલો પડશે, માટે તું અત્રેથી પાછો ફરશે તો તેમાં અજબ જેવુ ગણાશે નહી. તું મારા બોલ્યાનો ગુસ્સો કરતો ના. તારાંજ લશકરના લોહીથી નાહાવા બરોબરના ગુના

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કર્યાથી તું પાક થા અને બીજે માર્ગે જવાની કોશેષ કર. મને તો એજ દરૂસ્ત લાગે છે કારણ કે ત્યાંનાં સખત પવનથી જમીન પણ ચીરાઇ જાય છે અને ઝાડો હવામાં ઉચે ઉડતાં થાય છે. તે બ્યાબાનમાં જયા પછી તુંને એકત્રીસ ફરસંગનો માર્ગ મલશે પણ ત્યાં સઘલે ધુલ, સખત જમીન અને તપતી રેતીજ મલશે, જેના ઉપરથી કીડીથી, પક્ષીથી કે તીરોથી પસાર થવાતું નથી ને જગ્યામા તુંને એક ટીપુ પાણી મલશે નહી પણ તુંને સુરજથી તપેલી જમીન જણાશે ત્યાંની રેતી ઉપરથી એક સિહથી પણ પસાર થવાતું નથી અને જડપથી ઉડનાર ગીધ પણ ત્યાંની હવામાં ઉડી શકતુ નથી. ત્યાંની સખત રેતાલ જમીન ઉપર ઘાસ પણ ઉગતુ નથી પણ ધુલારૂજ ઉડયા કરે છે. એવી રીતના તુને ચાલીશ ફરસગ કાપવા પડવાના હોવાથી માંણસોમાં જીવ કે ઘોડાઓમાં દિલ પણ રેહેશે નહી. એ મુજબ ત્યાથી તે લશકર રૂઇનદેઝ તરફ આવી લાગશે ત્યારે ત્યાં તું એક કીમતી જગ્યા જોશે ત્યાની જમીન મનપસદ લાગે છે તે કીલ્લાની ટોચ સુરજ સાથે છુપી વાતમા ગુંટાયલી રહે છે. ત્યાંના ઢોરોને બાહારનો ચારો ખાવા ગમતો નથી, તેમજ લશકરનો એક સ્વાર પણ બાહાર રેહેતો નથી જો ઇરાન અને તુરાનના લખો ખજર વાપડનાર પેહેલવાનો આવીને તે કીલ્લાને સો વર્ષ સુધી ઘેરો ઘાલી બેશે અને તેના ઉપર તીરોનો મારો ચલાવે તોપણ તે વધતા યા ઓછાં લશકરનું કાંઇ ચાલી શકવાતું નથી પણ તેઓ તે દરવાજા ઠોકતાજ રેહેશે."

ઇરાનીઓ કરકસારની એ વાત સમજતાંજ દુખના સાથી બન્યા અને બોલ્યા કે, "ઓ છુટાપણુ ભોગવનારા શખ્સોના પાદશાહ! તુ જેમ બને તેમ બલા અસપાસ ભમવા ના ઇચ્છ જો કરકસાર જેમ કહે છે તેમ બને કે, જે વાત ભરમમાં રેહેવાની નથી તો આ જગ્યાએ આપણે તુરકીઓને કચડી નાખવાને બદલે મરવાનેજ આવેલા ગણાઇ શુ. તે આવા મુશકેલ માર્ગો પસાર કરાવી ત્યાના જગલી હેવાનોની ખરાબી દુર કીધી છે. નામદારો અને પાદશાહો વચેથી કોઇ પણ પેહેલવાન આવી મુશકેલીઓ ઉઠાવી લેવા ચાહે નહી. તારી આગમચ આ હફતેખાનને માર્ગે કોણ ગયું છે? માટે તુ અટલાજ માટે પરવરદેગારનો ઉપકાર માન. હવે એ માર્ગેથી તું ફતેમદી સાથે પાછો ફરશે તોજ ખુશાલ દિલે પાદશાહ આગળ જઈ શકશે. જો તું બીજેજ માર્ગે કીનો લેવા ગયો હતે તો તુરાનના તમામ મુલકો તુંને પગે પડતે. માટે કંકસાર કહે છે તેમ તું તારા શરીરને નકામું ના સમજ અને તું તારાં આ લશકરનાજ લોહીમાં નાહાવા ના ઇચ્છ. કારણ કે બુઢ્ઢુ આસમાન તો એમ નવી નવી બાજીઓ રમ્યાજ કરશે. તેથી આપણે ખુશાલ અને ફતેહમંદ બન્યા પછી આપણા ડોકાંઓ એમ બરબાદ કરવા ઘટતાં નથી."

જ્યારે તે જવાને તેમનું કેહેવુ સમજ્યુ ત્યારે તે બાધુર પેહેલવાને લશકરને જવાબ દિધો કે, "તમારા પોતાને માટે બારતીના દરવાજા ખુલ્લા કરીને મને એમ બીધરાવવાની શું અગત્ય છે? તમો બુલંદી ભર્યું નામ મેલવવાને આવેલા લાગતા નથી પણ ઇરાનથી મને શિખામણ આપવાનેજ આવ્યા હોવો એમ તમારા બોલવાથી લાગે છે. જો તમો એમજ કેહેતા હોવો તો આ રસ્તે મારી સાથે આવવાની તમોએ કમર કાય બાંધી? આ ઉંધા નસીબના તુરકીના એમ બોલવા ઉપર તમો એમ ઝાડ માફક ધ્રુજવા શાના પડી ગયા છો? હવે પાદશાહની શિખામણ, તેણે બક્ષેલા ખેલાતો, સુનેરી કમરબંધો, તાજ અને તખ્તો સઉ શા ખપનુ? તમારા નસીબના સુધારા માટે પરવરદેગારને નામે આપેલાં વચનો, સોગંદો અને વાયદાઓ કયાં રહયા? શું તમારા વિચારો નાહાસ્વાના હોવાથી હવે તમારાં પગલાં એમ સુસ્ત બન્યાં છે? જોઇએ તો તમો એમ ફતેહમંદ થયલા ખુશાલ બની પાછા ફરો પણ મારૂં કામ લડાઈ સીવાય બીજુ કાંઈ નથી જેહાનના પેદા કરનાર ફતેહમંદ સાહેબ મારો મદદગાર થશે અને મારૂં નસીબ મારી બાહમાં પકડાયલુ રેહેશે. મરદાનગીમાં કોઇપણ મારો બરોબરીઓ થયો નથી જો હું તેમના જાન લેવા નહી તો પણ હુ મારો જીવ આપશ પણ જે કાંઇ હુનરો હુ ધરાઉં છુ તે મરદાનગીથી, ફતેહથી અને મારા હાથના જોરથી મારા દુશમનોને દેખાડશ બેશક જેહાન અને સુરજના પેદા કરનારના નામથી મે મારી મરદાનગી અને જોરવડે એ કીલ્લાના કેવા હાલ કીધા છે તે બાબેના મારા પાદશાહી દમામની તેઓને ખબર તો પડશે."

તે ઇરાનીઓની આંખો ઉઘડતાજ તેઓએ તેની ગુસ્સા ભરી આંખો જોવાથી તે પાદશાહ આગળ જઈ માફી માગતા કહયુ કે, "ઓ પાદશાહ! એમાં જો તું કાંઈ હમારા ગુનાહ જોતો હોય તો હમોને માફ કર. હમે હમારા શરીર અને જીવ તુજનેજ ફીદા કર્યાં છે અને જ્યાં સુધી આપણા વચેના કરારો ચાલુ રેહેશે ત્યાં સુધી હમો એ પ્રમાણેજ વર્તીશું. ઓ પાદશાહ! હમો કોશેશ કરવામાં અને લડાઇ કરવામાં નાચાર હોઇએ તે માટે નહી પણ તારા પોતાને માટે એમ દલગીર બન્યા હતા જ્યાં સુધી હમારી સાથે એક પણ નામદાર જીવતો હશે ત્યાં સુધી હમારામાંથી એક પણ લડાઇમાંથી પીઠ ફેરવશે નહી. તારી આગળ હમારાં ડોકાં વેરાયલાં બનજો અને તારા હોકમ અને વિચાર આગળ જેહાન તારી ગોલામ બનજો." જ્યારે સપેહસાલારે તેઓની આવી વાત સમજી ત્યારે તે પોતાના અસલ ઠેકાણેથી પાછો ફર્યો અને તેણે ઇરાનીઓની તારીફ કરતાં કહયુ કે, "હુનર કદી પણ છુપાયલો રેહેતો નથી. જો આપણે ફતેહ મેલવવા પામીશું તો તેથી વેઠેલી મેહેનતનું ફલ

મલેલું ગણાશે તમો મેહનત વેઠશો તે કાંઈ મારૂં દિલ વીસરવાનું નથી પણ ખરેખર તમારો ખજાનો પણ ખાલી રેહેશે નહી" જ્યાં સુધી અંધારૂ થયું ત્યાં સુધી તેઓએ આવા વિચારો ચલાવ્યા અને તે પાહાડની ટોંચ ઉપર જવાની ગણત્રી કીધી પછી દરગાહમાંથી સરનાઇ અને રનસીગડા ફુકાવાથી તમામ લશકરે હીલચાલ કરવા માંડી અને પરહેઝગારની યાદ સાથે તેઓએ આતશની જડપે કુચ કરવા માંડી.

## હફ્તેખાન છઠું-અસફંદીયાર બરફ પસાર કરી ગયો તે વિષે.

જ્યારે પાહાડ પછવાડેથી સફેદી નિકળી અને રાતે પોતાને માથે કાલા વાળની ચાદર ઓઢીને પ્રકાસ્તા સુરજ આગળથી ચેહેરો દુર કીધો તથા તે રાતની પુઠેથી સુરજ આવી લાગ્યો ત્યારે તમામ ગુરજો અને બખતરો સાથનું ભારી લશકર તે મંજલ આગળ આવી લાગ્યું. તે એક સુંદર, દિલને ખુશ કરનારો અને જેહાનને દિપાવનારો વસંતનો દિવસ હતો તેથી પાદશાહે ત્યાં છાવણીઓ ઠોકવા અને તંબુઓ નાખવા તથા ખાણુ અને દારૂ હાજર કરવા ફરમાવ્યું. તેટલામાં તે પાહાડ ઉપરથી ઘણો સખત પવન નિકળી આવ્યાથી નામદાર અસફંદીયાર ગભરાતમાં પડયો તમામ જેહાન કાગડાની પાખ જેવી કાલી બન્યાથી ત્યાં મેદાન છે કે ખીન છે તે કાંઇ ઓલખી શકાયુ નહી કાલા વાદલમાથી બરફ વરસવા માંડયાથી જમીન બરફથી ઢંકાઇ ગઇ અને ત્યાં સખત પવન ફુકવા લાગ્યો. ત્રણ દિવસ અને રાત તે જંગલમાં એજ પ્રમાણે રહયુ અને પવનનું ફુકવુ તો હદ ઉપરાંત વધી ગયુ. હવા અને બરફ તાણાવાણાની માફક વણઇ જવાથી તે સપેહસાલાર કાંઇપણ તદબીર કરવાને નાચાર થઇ પડયો. તેથી તેણે મોટેથી પેશુતનને કહયુ કે "આપણા એ કામમા દુખ ભેલાયું છે. હુ અઝદાહના ફુફારા સામે મરદાનગીથી ગયો હતો પણ હાલે તે જોર અને મરદાનગી કીમત વગરનાં થઇ પડયા છે માટે તમો સર્વે યજદાન સનમુખ બંદગી કરો અને તેની તારીફ ગાઇ મદદ માગો, જેથી આપણા ઉપ-રથી એ બલાઓ વહી જાય, નહી તો કે આપણી હસ્તી રેહેશે નહી." આથી પેશુતન તે ભલી રાહનુમાઇ કરનારા ખોદાની બંદગી કરવાને ગયો. તમામ લશ-કરે પણ એકી વખતે બંદગીમાં હાથ ઉચા કીધા અને તેઓએ ઘણો વખત બંદગી કીધી જેથી ત્યાં ખુશનુમાં પવન નિકળી આવીને તે વાદલોને ઘસડી લેઇ ગયો અને હવાને ખુશનુમાં બનાવી દિધી. જ્યારે ઇરાનીઓના દિલ નચિંત બન્યા ત્યારે તેઓ પાછા પરવરદેગારની બંદગી કરવા ઉભા. તમામ મોટા નાના તંબુઓ ભીંજાઇ ગયલા હોવાથી તથા થંડીને લિધે કોઇનામાં પણ તાકાત નહી

હોવાથી તે પેહેલવાનો ત્યાંજ ત્રણ દિવસ સુધી થોભ્યા. ચોથે દાહાડે જેહાન દિપાવનાર સુરજે જેહાનને દિપાવતાજ તે સપેહસાલારે મોટા દરજ્જાના શખસોને બોલાવી મંગાવ્યા અને તેઓ સાથે કેટલીક નેક વાતો કીધી. તે બોલ્યો કે, "તમારો સામન તમો અત્રેજ રાખો. તમારે લડાઇના સામન સિવાય બીજું કાંઈ રાખવુ નહી. મોટી પદવીના દરેક શખ્સે સો ભારબરદારી જાનવરોને જથા-માંથી ફકટ પચાસ ઉપરજ દાનોપાની અને ખોરાકીનો બીજો સામન લાદવો અને બીજો વધુ સામન અત્રેજ રાખવો કારણ કે પરવરદેગારે આપણુને આગળ વધવાના દરવાજા તો ખુલી આપેલા હોવાથી જે કોઈ યજદાંનથી નાઉમેદ બને તેને વધુ નેકબખ્તી પોહોંચે નહી હવે પરવરદેગારથી મલેલા જોરે કરીને તે બુરા બુત પ્રસ્તો ઉપર આપણે જીત મેલવીશું. તે કીલ્લો જીત્યા પછી તમારા-માનો એકેએક તવંગર બનશે અને સઘલાઓ ખજાનો અને તાજ ધરા-વનારા થશે"

## હફ્તેખાન સાતમું-અસફંદીયાર નદી પસાર કરી ગયો અને તેણે કર્કસારને મારી નાખ્યો તે વિષે.

જયારે સુરજે સાંજની પીલી ચાદર માંથા ઉપર ખેચી અને તે સમખુલ ફુલ માફકનો બની પશ્ચિમે ગયો, ત્યારે તમામ પેહેલવાનોએ સામન લાદ્યો અને તે લશકર પાદશાહ સાથે આગળ વધ્યુ. અંધારી રાતનો થોડો વખત પસાર થતાંજ આસમાન ઉપરથી એક બગલાંનો અવાજ સમજાયો. તે અવાજ સમજતાંજ અસફંદીયારે ચીરડાઇને કર્કસારને ત્યાં બોલાવી મંગાવીને કહયુ કે, "તે મને એમ કહયુ હતું કે, 'આ મનજલે કાંઇપણ નદી તેમજ આરામ કરવા અને ઉઘાવાની જગ્યા નથી. પણ હમણાજ હમે એક બગલાનો અવાજ સમજયો ત્યારે તે હમારાં દિલને એ નદીથી અજાણાં કેમ રાખ્યાં?" તેણે જવાબ દિધો કે, "ત્યાં ઢોરો માટેના ખારાં પાણીના નાંળા સિવાય બીજું કાઇ પાણી મલવાનુ નથી. એક બીજો પણ પાણીનો કુવો આવશે, પણ તેમાં કડવા ઝેહેર જેવાં પાંણી છે, જે પક્ષીઓ અને ઢોરોનેજ ચાલી શકે.'' સપેહસાલાર બોલ્યો કે, "મે તો ત્યારે કર્કસાર જેવા કીનાખોર આદમીને મારો ભોમ્યો બનાવ્યો છે." તો પણ તેણે નેકીના પોહોંચાડનારા પરવરદેગારની યાદ કરીને તેના કેહેવા ઉપર લશકરને જડપથી કુચ કરાવી.

જ્યારે અંધારી રાતનો એક ભાગ વહી ગયો ત્યારે તે જંગલની સામેથી મોટા પોકારો જેવા અવાજ સમજાયા. આથી સ્વાર થયલો તે પાદશાહ હસ્તો હસ્તો લશકરના મધ્ય ભાગમાંથી હરોલમાં ગયો. પણ ત્યાં આવી લાગતાંજ

તેણે એક છેડા વગરનો દરીઆ જોયો. આથી કાફલામાં જે કાંઇ ઉંટો હતાં તેના ઉંટોના સારવાનને તણે તેઓને આગળ ચલાવા ફરમાવ્યાથી હરોલમાનુ ઉંટ પાણીમાં ડુબવા લાગ્યુ. તેથી તે સપેહસાલારે જડપથી તેને પોતાના હાથોથી ખેંચી લેઇ તેને કાદવની બાહાર કાઢયુ. આથી પેલો ચગલ શેહેરનો બદખાહ તુરકી ધ્રુજવા પડયો. અસફંદીયારના હોકમથી પેલા બીહામના કર્કસારને બેડી પાયલો લાવી હાજર કરવામા આવ્યો. પછી તે બોલ્યો કે, "ઓ કમીના ગધીલા શખ્સ! તેં સાપની માફક જુઠાઇનો ઉપ્યોગ કાંય કીધો? શુ તેં કહયું હતુ નહી કે, 'અત્રે પાણી મલશેજ નહી પણ સુરજની ગરમી તુંને બાલી નાખશે.' પણ ઓ બુરા શરીરના શખ્સ! તે એ પાણીને ધુલ કાય કહી? અને તેં મારા તમામ લશકરને હેરાન કાંય કીધુ?" તેણે જવાબ દિધો કે, "તારા લશકરના નાશથી મને સુરજ અને ચંદના જેવી રોશણી મલતે તારાથી મેં મારા પગમાં બેડી સિવાય બીજું કાંઇ જોયલુ નહી હોવાથી હું પણ તારા ઉપર નુકસાંન અને બલા આવી પડે એવુજ ઇચ્છતો હતો" આથી તેની નજર ઉઘડતાજ તે સપેહસાલર હસી પડયો. તે તુરકી માટે તે અજબ થયો પણ ગુસ્સો કીધા વગર બોલ્યો કે "ઓ કમ અક્કલના કર્કસાર! જયારે હુ લડાઇમાં ફતેહમંદ બનતે ત્યારે તુંનેજ રૂઇનદેઝનો સપેહસાલર બનાવતે અને તારૂં કદી પણ હુ બુરૂ કરતે નહી. માટે જો તું સાચુજ બોલતે તો તમામ પાદશાહી તારીજ ગણાતે. તારાં જે કાંઇ ફરજંદો અને સગાઓ હતે તેમને પણ હું દુખ દેતે નહી" એમ સમજતાંજ કર્કસાર પોતાના જીવ માટે પાદશાહથી ઉમેદ ભર્યો બન્યો અને તેની આવી વાતથી અજબ થઇને જમીનને બોસા લઈ તેની માફી ચાહાવા લાગ્યો. પાદશાહે તેને કહ્યુ કે, "તું જે કાંઇ મારી આગળ બોલ્યો હતો તે પસાર થઇ ગયુ છે. તારા જુઠું બોલવાથી હવે એ દરીઓ મેદાન બનવાનું નથી તેથી એ દરીઆ પસાર કરી જવાનો માર્ગ કયાંથી છે તે તુ હમુને સાચી રીતે દેખાડ."

તેણે જવાબ દિધો કે, "એ દરીઓ લોટાના હથીયારો સાથે તથા પીછવાલા અણીવાળા તીરો સાથે કાંઇ પસાર થવાનો નથી. તેથી જો તું મારા પગમાથી બેડીને છુટી કરશે તોજ તુ આ પાણીના દરીઓ પસાર કરવાની યુકિત પાંમી શકશે" આથી તેહેમતને અજાયબીથી તેને બેડીમાંથી છુટો કરવા ફરમાવ્યુ. પછી એક ઉટની લગામ પકડીને કર્કસાર દરીઆના પાણીમાં ઉતર્યો અને જયાંથી પસાર થવાતું હતુ ત્યાંથી તેણે પસાર થવા માંડયું અને તેની પુઠે એક પછી એક લશકરે પણ ચાલવા માંડયું સપેહસાલારે ઉટાવલે તુમડીઓ બાહાર કાઢવા અને તેઓને પાણી ઉપર તરતી રાખવા તથા ઢોરોની પીઠે પણ

બાંધી લેવા ફરમાવ્યુ અને પછી તમામ લશકર તેની પુઠે ચાલવા લાગ્યું. તેથી તે લશકર અને સરસામન સામી બાજુએ આવી લાગ્યો અને પછી લશકરે જમની તથા ડાબી બાજુ પાછી સમારી. હવે રૂઈનદેઝ આગળ જઈ લાગવાનો, ફક્ટ દસ ફરસગનો રસ્તો રેહેવાથી લડાયક સરદારો જમવાને બેઠા અને નોકરો તેઓ આગળ દારૂની જામ લાવ્યા. પછી તે વાઘ જેવા અસફંદીયારે પોતાની આગળ બખતર, લોહાની ટોપી, ઢાળ તથા તલવાર લાવી હાજર કરવા ફરમાવ્યુ. પછી કર્કસારને અસફંદીયાર આગળ હાજર કરવાનો જાહેર હોકમ કરવામાં આવ્યો. ત્યાં અસફંદીયારે તેને કહ્યું કે, "હવે તું તારા બુરા હાલમાંથી છુટી ગયલો હોવાથી તારે તો સચાઇ અને ખુબી સાથે બોલવું ઘટે છે. હુ અરજાસપનું ડોકું તેના શરીર ઉપરથી કાપી કાઢીને લોહરાસ્પના રવાનને ખુશનુદ બનાવવા માંગું છું તથા જેમ ગોહરમે ફરશીદર્વદનુ લોહી રેડીને મારા લશકરના દિલને લોહીથી ઉકલતું અને દુખી બનાવ્યું હતુ અને વળી પેલો અંદરઇમાન કે જેણે ફનેહમદ બનીને હમારા આડત્રીસ બુજોર્ગોને મારી નાખ્યા હતા, તેઓનાં પણ ડોકાં હું કાંઇ યુક્તિ રચીને મારા બપાવાના કીનામા કાપી કાઢવા માંગુ છું. ઈરાની બાધુરોની મરજી મુવાફેક વર્તીને હુ તેમની ઘોર સિંહોના ડાચામાં બનાવશ તથા તેઓના જીગર તીરથી સીવીને તેમની ઓરતો તથા બચ્ચાં છોકરાંઓને બંધીવાન બનાવશ. તેથી એ માટે જો તું દલગીર થતો હોય તો પણ હુ તુંને ખુશાલજ ગણીને તારા દિલમાં જે વધતો ઓછો ભરમ હોય તે જાહેર કરવા ફરમાઉ છુ." કર્કસારનું દિલ અંદરથી તંગ બનવા લાગ્યું અને તેની જીભ અને જીવ વચ્ચે મારામારી ચાલી રહી. પછી તેણે જવાબ દિધો કે, "તું આવી વાત કયાં સુધી કર્યા કરશે? તારે માટે તારા ઈનશાફની તારીફ હોતી ના. તારા જીવ ઉપર તમામ બુરા સેતારાઓ તલપેલા રેહેજો અને તારી કમર બજરે કપાઇ જજો. તારૂં લોહીથી સબડતું શરીર ધુલમાં પડજો અને તારી ઉપર જમીન બોરતું પેહેરન પાંઠરજો."

પાદશાહ તેની આવી વાત સમજી ઉશકેરાઈ ગયો અને તેણે તે કપટી સરદાર કર્કસાર ઉપર ગુસ્સે થઇ તેના માથાં ઉપર તલવારનો ફટકો માર્યો જેથી તેના તાલકથી તે છાટી સુધીના બે ટુકડા થઇ ગયા. પછી તુરતજ તેણે તેને દરીઆમાં ફેંકાવ્યો કે જેથી તે કપટીનું શરીર મછીઓનો ખોરાક બને. ત્યારબાદ પોતાનો પેહેલવાની કંમરબંધ જડપથી બાંધી તે એક ઘોડા ઉપર બેઠો અને એક ઉચી જગ્યા ઉપર ચઢી ત્યાંથી તે કીલ્લાની તપાસ લેતાં કીંમતી અસબાબ સાથનો લોઢાંનો કીલ્લો તેને દુરથી જણાયો. તે એવું રક્ષણ કરનારો લોઢાંનો કીલ્લો હતો કે જેની બરોબરનો બીજો કીલ્લો તેણે જોયો

યા સમજ્યો હતો નહી. તેની ઉંચાઇ ત્રણ ફરશંગની અને પોહલાઇ ચાલીશ ફરસંગની હતી પણ તેણી નજદિકમા પાણી યા પુલોવાલી જગ્યા તેને જણાઇ નહી. ત્યાંની દિવારની પોહલાઈ એવી હતી કે તેના ઉપરથી ચાર સ્વારો જોરમાં સાથે દોડી શકે. જ્યારે અસફંદીયારે આવી અજાયબી જોઈ ત્યારે તે ડુંગરથી થડી હાએ મારીને બોલ્યો કે, "એ કીલ્લો કાંઇ જીતી શકાવાનો નથી. મારા બુરાં કામોને લિધે મારા ઉપર બુરાઇજ પુગવાની. આ સઘલી મેહેનત અને કીધેલી લડાઇઓ માટે મને અફસોશ છુટે છે. હવે મારે સારૂ હમેશ માટેનો પસ્તાવો આવી પડયો છે."

પછી તે બ્યાબાન આસપાસ નજર કરતાં તેણે તે જંગલમાથી બે તુરકીઓને ચાલી જતા જોયા તેમની સાથે ચાર કુતરાઓ દોડીને શેકાર પકડી લાવવા માટે ચાલતા હતા. આથી અસફંદીયાર હાથમાં લડવાનો નેજો પકડીને ઉચેથી નિચે ઉતર્યો અને તેઓને નેજા વડે ઘોડા ઉપરથી તોડી પાડી તે મેદાનમાથી પાછા ઉચી જગ્યાએ લેઈ જઇ ત્યા તેઓને સ્વાલો પુછવા માડયા કે, "આ નામદારી ભર્યો કીલ્લો કયો છે? અને તેમાં કેટલા સ્વારો છે?" આથી તેઓએ તેની આગળ અરજાસ્પની કેટલીક વાતો કીધી અને તે કીલ્લા માટેની દફતરો ભરીને વિગત આપતાં બોલ્યા કે, "તું એ કીલ્લાની ઉંચાઇ અને વિસ્તાર જો. તેનો એક દરવાજો ઇરાન તરફ તો બીજો ચીન તરફ છે. તેમાં તલવારથી લડનાર એક લાખ માણસનુ લશકર છે જે બાહાદુર અને નામદારી ભર્યા સ્વારોનુ છે. તેઓ અરજાસ્પના ગોલામ જેવા છે અને તેનો હોકમ અને વિચાર બજા લાવવાને પોતાના માથાં નમાવેલાં રાખે છે. તેમાં હદ વગરનો ખોરાક ભરેલો છે. જો કે તે તાજો નથી તો શું થયું? તેથી જો કોઇ પાદશાહ એ કીલ્લાના બારણા દસ વરસ સુધી બંધ રખાવે તો પણ તેમાં એટલો બધો તો ખોરાક છે કે તે વડે લશકરનો નિભાવ થયો જશે વળી જો અરજાસ્પ ચીન અને માચીનથી સ્વારો મંગાવે તો બીજા એક લાખ નામદારો તેની આગળ આવી લાગે. તેમાંના કોઈ પણ શખ્સને કાંઇ પણ ચિજની ગરજ રેહેતી નથી કારણ કે તેમાં ખોરાક છે તેમ મદદગાર લશકર પણ છે." તેઓ એમ બોલી રેહેતાંજ તેણે પોતાના હાથમાની તલવારથી તે બે ભોલાં દિલના નામદારોને મારી નાખ્યા.

## અસફંદીયાર વેપારી વેશે રૂઇનદેઝમાં દાખલ થયો તે વિષે.

પછી તેણે પોતાની છાવણીમાં જઇને તે જગ્યાને પારકાઓથી ખાલી કીધી અને પેશુતન અસફંદીયાર આગળ આવતાંજ તેઓ વચે લડાઈ માટેની

હરતરેહની વાતો ચાલી લડાયક અસફંદીયાર બોલ્યો કે, "લડાઇ કર્યાથી કાંઇ એ કીલ્લો વરસો સુધી જીતી શકાવાનો નથી સિવાય કે હું મારા શરીરને કમીનુ ગણીને તે દુશમનો માટે કાંઈ યુક્તિ રચું. અત્રે તુ ગત અને દીવસ સંભાલમાં રેહેજે અને લશકરને દુશમનોથી સભાળજે. જો હુ લડાઇમા દુશમનોની મોટી સખ્યાથી અને પાહોડી વાઘો કે પાણીના મગરોથી ડરી નહી જાઉ તોજ મારૂ શરીર ચાહાવા લાયક તથા બુલંદીવાલુ પાદશાહી તખત ભોગવવા લાયક ગણાશે. કેઠે ફડફરેબ તો કેડે ધાસ્તી અને ઘડીકમાં ચઢતી તો ઘડીકમાં પડતી પણ હોય છે. તેથી જો હુ વેપારીને વેશે કીલ્લામાં દાખલ થાઉ તો કીલ્લામાનું કોઈ એમ નહી જાણશે કે હુ એક પેહેલવાન છુ. હુ દરવાજે દરવાજે કાંઈ કાંઇ યુક્તિ રચશ અને અક્કલની વાતો કરી દફતર ભરીને તેમને શિખામણની વાતો કહી સમજાવશ. માટે તુ ચોકીબાનોની ટુકડી વગર રહેતો ના અને કોઇપણ રીતે સુસ્ત બનતો ના. જો તારા ચોકીબાનો દિવસે ધુમાડા જોય અથવા રાતે જેહાનને દિપાવનારા સુરજ જેવા આતશ સલગેલો જોય તો તે કામ મારા હરીફોની યુક્તિથી નહી પણ મારાથી થયલુ છે એમ તુ જાણજે. તેથી તુ બખતર, લોઢાની ટોપી અને ગુરજો સાથનુ લશકર તૈયાર કરીને અત્રેથી કુચ કરજે. તારી જગ્યા તુ લશકરના મધ્મ ભાગમાં કરજે અને ત્યાં મારા ઝુન્ડાને ઉડતો કરજે. તુ અત્રેથી કાબ્યાની ગુરજ સાથે એવી રીતે કુચ કરજે કે તેઓ તુંનેજ અસફંદીયાર સમજે" પછી તેણે ઉટોના સારવાનને બોલાવી મંગાવી પેસુતન આગળ તેના ઉટને ગુઠન મરડીને બેસાડી તેને કહયુ કે "તુ તરેહવાર ભાર ઉચકવાને લાયક લાલ બાલના સો ભાર બરડારી ઉટો અત્રે લેઇ આવ."

તેણે તેમાના દશ ઉપર પૈસા, પાંચ ઉપર ચીનાઈ કાપડ, બીજા પાંચ ઉપર તરેહવાર જવેરાત તથા એક ઉપર સુનેરી તાજ અને તખત લાદયા પછી છુપી કલસાથની રીત્યાસી પેટીઓ લાવી તથા પેહેલવાનો વચેથી ભરમ જાહેર નહી કરે એવા એક સો સાઠ માણસોને ચુટી કાઢી તેમને તે પેતીમાં છુપાવ્યાં અને તે પેટીઓ ઉપર બીજો સામાન નાખીને તે ઉટોને ત્યાંથી કુચ કરાવી. વળી તેણે નામદારો વચેથી બાધુર અને ખજર વાપડનારા વીસ મોટી પડવીના શખ્સોને ઉટના ચોકીબાનો તરીકે કાફલાની હરોલમા રેહેવા ફરમાવ્યું. ત્યારબાદ તે સપેહસાલારે પગમાં જોડા પેહેરી તથા દિલે સાધુ જેવો દગલો ઓલવી પોતાના સામન તરીકે જવેહરાત અને સુનુ રૂપુ સાથે લેઇને જડપથી કીલ્લા તરફનો રસ્તો પકડયો અને ત્યાં વેપારી માફક આવી લાગ્યો પોતાના કાફલામાં નામદારો હોવા ઉપરાંત ઉટોના નેગેહબાન તરીકે પણ નામીચા પેહેલવાનજ રહયા. જ્યારે તે કીલ્લા આગળ આવી લાગ્યો ત્યારે તે

દિલમાં ચોંપ રાખી આગળ વધ્યો. તે કાફલામાંથી ઘંટોના અવાજ નિકળવા સાથે ઉંટોના ચોકીબાનો હરોલમાં ચાલતા દેખાતાંજ તે ખબર કીલ્લામાના નામદારોને થવાથી ત્યાં પુશકલ ચકચાર થવા લાગી અને તેઓ દોડધામ કરવા લાગ્યા તેઓ બોલ્યા કે "કોઇ વેપારી આવી લાગ્યો છે જે દીરમોને દીનારને મુલે વેચશે."

આથી તે કીલ્લાના બુજોર્ગો અને નામદારો તેની આગળ ખરીદદાર તરીકે આવી લાગ્યા દરેક શખ્સ તે વેપારીને પુછતા કે, "એ તારા સામનમાં ખપજોગી ચિજો શું શું છે?" ત્યારે તેણે જવાબ દિધો કે, "હું તો પેહેલા તમારા પાદશાહના શરીરના દર્શન કરી તેની આગળ મારી સઘલી ચિજો દેખાડવા માંગું છું. જો તે હોકમ આપશે તો હું તમારી નજરે મારો માલ પાડશ." એ રીતે તે ઉંટ ઉપરજ સામન રેહેવા દેઇને પોતાનું બજાર તેજી કેમ બની શકે તે જોવાને તે આગળ વધ્યો. પછી તેણે પાદશાહોને લાયકના જવેરાતથી મઢેલા એક પ્યાલાને કસ્તુરી અને અંબરથી ભરીને તે ઉપર એક રેસમી કપડું ઢાકયું તથા સાથે નેસાર કરવા માટે ઘોડા, દીનાર, માણેક તથા ફીરોજાના કેટલાંક નગો લિધાં તથા એક ઘોડો તથા ચીનાઇ ગાદી સાથના દસ તખતો લેઇને તથા તેઓને જાત જાતના રેસમી કપડાંઓથી સંગારીને તેણે અરજાસ્પ આગળ જવાનો માર્ગ ધર્યો તેણે તેના તખત આગળ આવી લાગતાંજ જમીનને બોસો લેઈ તેને નમન કીધું અને અરજાસ્પને જોતાજ તે દીનાર તેની આગળ વેરીને બોલ્યો કે "પાદશાહ સાથે અક્કલ જોડાયલી રેહેજો. ઓ પાદશાહ! હુ એક વેપારી છુ. હું એક તુરકી છું પણ મારી માય બાધુર તોખમની ઇરાની છે હું તુરાનમાંથી ખરીદી કરીને ઇરાન તથા બાધુરોના મેદાનમાં વેચવાને લેઇ જાઉ છું. મારી સાથે પેહેરવાના પોશાકો તથા ગલીચાઓથી લાદેલાં ઉંટોની એક વંજાર છે તેમજ વળી જાત જાતના જવેહેરો અને તાજો પણ છે. હું એક વેપારી હોવાથી ખરીદદારોની સોધમાં છું. મારો સામન કીલ્લાની બહાર છે અને તમામ જેહાનને હું તારી પનાહ હેઠેલ ગણું છું. માટે જો તું હોકમ આપે તો મારાં ઉંટ હાકનારાઓ એ વંજારને કીલ્લામાં દાખલ કરે. તારા નસીબે હું (એ કીલ્લમાં) તમામ બુરાઈથી નચિંત બનશ અને તારા દયાવંત આસરાથી હું કરાર પકડશ."

અરજાસ્પે જવાબ દિધો કે "તારાં દિલને ખુશ કર અને તારાં મનને તમામ બદીઓની ધાસ્તીથી મોકલું કર. તુંને તુરાનમાં તથા ચીન કે માચીન જશે ત્યાં પણ કોઈ દુખ દેશે નહી. પછી તેણે તે કીલ્લામાંના મેહેલ સામેના એક ઘરમાં તેઓ માટે એક મોટું મુસાફરખાનું કરી આપવાનો, તથા તેને

રૂઇન દેઝમાં જગ્યા કરી આપીને તેનો સામન મેદાનમાંથી કીલ્લામાં લાવી મુક- વાનો તથા તે ઘેરમાં બજાર ખોલાવી તેને આસરો આપવાનો હોકમ કીધો. આથી તેઓ ત્યાંથી જઇ તે પેતીઓ ખાંધે ઉઠાવીને તથા ઉટોની લગામ ધરીને તેઓને ઉપર લેઇ આવ્યા એક અક્કલમદ શખ્સે તેને પુછ્યું કે "એ પેતીઓમાં શુ શુ ભર્યું છે?" પેતીઓ ઉચકનારા બોલ્યા કે "હમારી સુધ્ધી બુધ્ધી છતા હમો એ પેતીઓ નાચારીથી ગરદન ઉપર ઉઠાવી શકયે છીયે."

પછી અસફંદીયારે ત્યા એક દુકાન બનાવી અને તેને વસતની મોસમના ગોલાબ માફક સ ગારી. ચોબાજુએથી પુશકલ ખરીડદારો ત્યાં આવવા લાગ્યા અને તેથી તેની દુકાનમાં એક તેજીભર્યું બજાર ભરાયુ. એ પ્રમાણે નેકબખ્ત અસફંદીયાર આખી રાત રોકાઇને સહવારે પરોઢયું થતાં મેહેલના પાદશાહ આગળ દીનાર, કસ્તુરી, પેહેરવાના પોશાકો તથા ત્રણ તખતો લેઇ આવ્યા અને ત્યાં આવી લાગતાજ જમીનને બોસો લઇને તેણે અરજાસ્પને કેટલીક દુવા દેતા કહયુ કે "મે આ સામન સાથની વજારને મારા ઉટબાનો પાસે એટલા માટે ઉઠાવજો હકરાવી કે તેમાં તુ નામદાર પાદશાહને લાયકના હારો અને તાજો છે માટે તુ તારા ખજાનચીનને મારી દુકાન ઉપરનો તમામ માલ જોઇ જવાને ફરમાવ અને જો તેમાથી કાંઇ તારા ખજાનાને લાયકનું જણાય તો તે ત્યાંથી મ ગાવી લે કારણ કે તેમ કરવાથી મને સતોષ પેદા થશે. માટે ઓ પાદશાહ ! તુ આ વેપારીની દુવા મારી સાથે કબુલ કર"

આથી અરજાસ્પે હસીને તેને માંનથી નવાજ્યો અને તેને બેસવા માટે ઉચી પડનીના જગ્યા આપી પછી તેણે તેને પુછ્યુ કે "તારૂં નામ શુ ?" તે બોલ્યો કે "મારૂ નામ ખરરાદ છે' આથી તેણે ખરરાદને કહયુ કે "ઓ બાધુરોના સરદાર ! તું મારી ચાહયા વગર કાંઇ બીજી કોશેષ કર. દરબારમાં દાખલ થવાને તુને દરબાન પાસે હોકમ મ ગાવવાની કાંઇ જરૂર નથી. માટે તારી મરજી પડે ત્યારે તુ મારી આગળ આવજે." પછી તેણે તેને મુશા- ફરીની હાડમારી માટે, તથા ઈરાન, ત્યાંના પાદશાહ અને લશકર માટેની વાતો પુછી." અસફંદીયાર બોલ્યો કે "મને પાંચ મહીના સુધી મુસાફરીના દુખ અને સંકટો વેઠવા પડયાં હતા." અરજાસ્પે પુછ્યું કે "તું અસફંદીયારની હીલચાલ અને કર્કસાર બાબેની શુ શું ખબર ધરાવે છે?" તેણે જવાબ દિધો કે "ઓ નેક ખશલતના શખ્સ ! અસફંદીયાર માટે તો દરેક શખ્સ ઉલટ- થીજ વાત કરે છે. કોઇ કહે છે કે, અસફંદીયારે પોતાના બાપથી દુખી બનીને ત્યાંથી પોતાનું મોઢું બીજગમ જવાને ફેરવ્યુ છે. કોઇ બોલે છે કે તે અરજાસ્પ સાથે લડવાને જડપથી હફ્તેખાનને માર્ગે આવે છે કે જેથી તે તુરાનમાં લડાઇની અજમાયશ પાંમે અને અરજાસ્પ ઉપર બાધુરીથી ફીનો

લે." અરજાસ્પ હસીને બોલ્યો કે "જેહાનની અજમાયશ પાંમેલો બુઢો શખ્સ એવી વાતો કરે નહી. જો હફ્તેખાનને માર્ગે એક ગીધ પણ ઉડી આવે તો તુ મને માણુસ તરીકે નહી ગણુતા એક હારેમન ગણજે." એમ સમજતાંજ અસ્પદીયાર જમીનને બોસો લેઇને અરજાસ્પના મેહેલમાંથી ખુશાલ દિલે બાહાર પડયો. તે નામદારે પોતાની દુકાને પાછો ફરી ત્યાં આપ લે ચાલુ કરી તે કીલ્લાને ગડબડ સડબડ ભર્યો બનાવ્યો. એ પ્રમાણે તેણે ત્યાં એટલોબધો વેચવા સાંટવામાં રોકાઇને દરેકની આખને સીવી લિધી. તે કોઇનો એક દીનાર પણુ જોર જુલમથી લેતો નહી. એ પ્રમાણે એકમેક સાથે ત્યાં આપલે ચાલી રહી

## અસફંદીયાર આગળ તેની બેહેનો આવી અને તેઓએ તેને ઓલખ્યો તે વિષે.

જ્યારે પ્રકાશતો સુરજ આસમાનના ગુમબજમાં ફરી રહયો (યાને અસ્ત પાંમ્યો) તથા ખરીદી કરનારાઓ બજારેથી પાછા ફર્યા ત્યારે તેની બે બેહેનો મેહેલમાંથી રૂડન કરતી મોહોલામાં બાહાર પડી અને દુખી દિલે તથા કમીની હાલતે અસફંદીયાર આગળ આવી એ અજાયબી જોતાંજ અસફંદીયારે પોતાનો ચેહેરો બેહેનોથી છુપાવી દિધો. તેનુ દિલ તેઓ કામ બીગાડે તેથી ધાસ્તી ભર્યું બન્યાથી તેણે પોતાનું મોહડુ પોશાકના છેડાથી ઢાકી દિધું. તે બંધે તેનીજ આગળ આંખોમાંથી આંસુની નદીઓ ચલાવતી આવી અને નાચારીથી તે પૈસાવાલા વેપારી પાસે કાંઈ માંગણી કરવા લાગી હમાય બોલી કે, "ઓ વણજારના ઉપરી! તારી વંજાર પેહેલી કયાંથી કુચ કરી આવી છે? તારી રાતો અને દિવસો તુંને મુબારક થજો અને મોટી પડવીના શખ્સો તારા ગોલામ બનજો. ઓ નામદાર પેહેલવાન! ઇરાનમાં ગુસ્તાસ્પ અને અસફંદીયારની કેવી ખબર છે? હમો તે પાદશાહની બે બેટીઓ એ નાપાક શખ્સને હાથ કેદ પકડાઈ છીએ અને હમુને ઉઘાડે માથે અને ઉઘાડે પગે ગરદન ઉપર પાણી ઉંડાવી લેઇ જવુ પડે છે મારો બાપ તો રાત દિસ ખુશાલ દિલે ખુશ ઉઘ કાઢે છે અને હમો લોકો વચ્ચે એમ ઉઘાડાં ફરતાં ફર્યે છીએ. માટે હમારી ઉપર કફન ઢંકાય તો હમે કેવાં સુખી ગણાઇએ? હમો એમ રડીને લોહીનાજ આંસુ પાડીએ છીએ. માટે તું હમારાં એ દુખનો ઉપાય કરનારો વૈદ બન. જો તું હમુને હમારાં શેહેરની અને પાદશાહની કાંઈ ખબર પુગાડશે તો તેથી હમુને આ મુલકમાં લાગેલાં ઝેહેરનો ઉતાર મલશે." આથી તેણે દુકાન ઉપરથી એક મોટો પોકાર માર્યો જેથી તે બે છોકરીઓ ધાસ્તીથી ધ્રુજવા પડી. તે બોલ્યો કે, "અસફંદીયાર પોતાના સરસામન સાથે જીવવા પાંમતો ના. તેનાથી જેહાનનો કોઇપણુ શખ્સ ખુશાલ બન્યો નથી. પેલો જુલમગાર પાદશાહ

ગુસ્તાસ્પ પણ જીવતો રેહેતો ના. તેના જેવો શખ્સ તાજ અને કંમરબંધ જોવા નહી પાંમે એટલું સારૂ. શું તમો જોતી નથી કે અત્રે હું વેપાર કરવા બેઠો છું અને ગુજરાન મેલવવાની તજવીજ કરૂ છું ?"

પણ તેનો અવાજ સમજતાંજ મુબારક હોમાયે તેને પીછાણ્યો અને તેથી તેના દિલનું સમાધાન થયુ. તે બેહેને તેનો સાદ ઓલખતાંજ એ ભરમ પોતે જાણીને છુપોજ રાખ્યો, અને એજ રીતે તેઓ ચેહેરા અને પગો ઉપર વલગેલી ધુલ સાથે અને અરજાસ્પ માટે ધાસ્તીભર્યા જીવે તુટેલે દિલે આંખોમાંથી આંસુ પાડતી તેના દરવાજા આગળ ઉભી રહી તે પાક વિચારનો લડાયક શખ્સ સમજી ગયો કે, હમાયે તેને પીછાણી લિધો છે તેથી તેણે પણ પોતાનું લોહીથી ઉકલતું દિલ અને પોતાનો સુરજ માફક દિપતો આસુભર્યો ચેહેરો ખુલ્લો કીધો તેને જેહાનના કાંમોથી અચરતી ઉપજી તો પણ તેણે ગમગીન બનીને પોતાના હોટોને દાંત વચ્ચે કરડયા, અને બોલ્યો કે, "તમો બંધે થોડો વખત તમારા હોટોને બંધ રાખજો કારણકે હું અત્રે લડાઇ કરવા તથા દુખો વેઠી નામદારી મેલવવાજ આવ્યો છું. જો શાહજાદી એમ પાણી ખેચતી પન્યારણ બની હોય તો તેઓના બાપને જેહાનમાં ખુશ ઉંઘ આવેજ કયાંથી ? આસમાન તમારો બાપ અને જમીન તમારી માતા થજો. આવા નસીબની હુ તારીફ ગાઈ શકતો નથી."

પછી તે જવાને દુકાનેથી ઉઠી ઉટાવલે અરજાસ્પ આગળ જઇને કહયું કે, "ઓ પાદશાહ ! તું ખુશાલ રેહેજે અને જાવેદાન સુધી જીવી જેહાનનો માલેક રેહેજે. માર્ગમાં હમુને એક ઉડો દરીઓ કે જેથી બીજા વેપારીઓ વાકેફ નથી તે મલ્યો હતો. તે દરીઆમાથી ધુલારાં સાથનો વંટોલ્યો નિકળી આવ્યાથી ખલાસીઓ પણ બોલવા લાગ્યા કે 'એવું હમોએ જોયુ હોય એમ યાદ નથી.' આથી હમો સઘલા હમારા શરીર અને જીવ માટે ડરીને જારી અને રૂડન કરવા લાગ્યા. પછી મે એકજ ખોદા પરવરદેગાર આગળ એવી માનતા લિધી કે 'જો હુ મારે ધારેલે ઠેકાંણે જીવતો જવા પામશ તો હું દરેક મુલકના સરદારોને ખુશાલીની જીયાફત આપશ હું તેમની મેહેમાનદારી કરવાને તેઓને ખુશાલી સાથે બોલાવશ અને તેઓ ઉપર મારો જાન કુરબાન કરશ. વળી તેઓ મારી પાસે જે માગશે તે બક્ષશ, તેમજ ગરીબોને પણ હું તવંગર બનાવશ.' માટે ઓ પાદશાહ ! જો તું મને ચાહતો હોય તો તું મારી એ ઈચ્છા પાર પાડવાનું પણ માન આપ. તારાં લશકરમાં જે કોઈ નામીચા શેખ્સો હોય તેઓની તું જેહાનના પાદશાહની રૂબરૂમાં મને મેહેમાનદારી કરવા દે, જે ઈચ્છા પાર પડવાથી મારા જીવને નચિંતાઈ મલશે."

એમ સમજતાંજ અરજાસ્પ ખુશી થયો અને તે નાદાનનું મગજ મગરૂરીથી ભરાઈ ગયું. આથી તેણે જે જે મોટી પડવીના શખ્સો અને નામદારો હતા તેઓને અસફંદીયારની ઈચ્છા મુજબનો હોકમ કીધો કે તેઓએ તે વેપારીને ત્યાં મેહેમાન બનવું અને તે જે દારૂ આપે તે પીને તર થવું. ત્યારે અસફંદીયાર બોલ્યો કે, "ઓ પાદશાહ ! ઓ પેહેલવાન ! ઓ અક્કલમંદ શખ્સ ! ઓ જેહાનના મોબેદાન મોબેદના માલેક ! મારૂં ઘર તો નાનું છે જ્યારે આ મેહેલ મોટો છે. માટે હમોને તુ કીલ્લામાં જવા દે. હાલે તીર મહીનો બેઠેલો હોવાથી હુ ત્યા આતશ સલગાવશ અને એ નામદારોના દિલ દારૂથી ખુશ કરશ." પાદશાહે જવાબ દિધો કે, "તારી મરજી પડે તેમ તું કર. પણ એ મેહેલનો માલેક તો પાદશાહજ ગણાશે." આથી તે ખુશ થયલા મેહેલવાને દોડી જઇને તે કીલ્લાની અગાસી ઉપર પુશકલ લાકડાં મંગાવ્યાં. પછી ( મેજબાની માટે ) મેંઢાઓ અને ઘોડાઓ કપાવીને તે કીલ્લાની આગાસી ઉપર ઘસડી લેઇ જવામાં આવ્યા. કીલ્લાને મઠાલે સલગેલાં લાકડાંમાંથી નિકળતા ધુમાડાએ હવા ઢંકાઇ ગઇ. પછી ત્યાં દારૂ હાજર કરવામાં આવ્યો અને દારૂના શોખીનો તેમાથી પીવાને થોડા થોડા લેઇ જવા લાગ્યા અને તેથી તમામ નામદારો છાકટ બનવા લાગ્યા છાકટપણામાં સ્થીર રેહેવાને તેઓએ હાથમાં નરગેશ ઝાડની ડાખલીઓ પકડી. રાત પડતાં ત્યાં એવો આતશ સલગાવ્યો કે જેના તાપથી આસમાન પણ બલી જવા લાગ્યું

## અસફંદીયારે રૂઇનદેઝનો કીલ્લો જીત્યો અને તેણે અરજાસ્પને મારી નાખ્યો તે વિષે.

જ્યારે ( ઇરાનીઓની ) ચોકી કરવાની જગ્યાએથી ચોકીબાને એ પ્રમાણે જોયું અને રાતના આતશ સલગી તેના બલતાથી દિવસ જેવું અજવાલું દેખાવા લાગ્યું, ત્યારે તે ખુશ થઇને તે જગ્યાએથી ( એ ખબર પોહોચાડવાને ) ગયો. તું કહેશે કે, "જાણે તે પવનનો સાથી બનીનેજ દોડયો" પેશુતન આગળ આવતાંજ તેણે જે ધુમાડો અને બલતાં માર્ગમાં જોયાં તે માટે કહયું. ત્યારે પેશુતન બોલ્યો કે "એ બાધુર પેહલવાન તો હાથી અને સિંહો કરતાં પણ વધારે જોર ધરાવે છે માટે તેના શરીર ઉપરથી બુરી નજર દુર થજો અને તેના સઘલા દિવસો ખુશાલીભર્યા રેહેજો." પછી તેણે રનસીંગડાં, ઢોલ અને શરનાઇ વજાડવાનો હોકમ કીધાથી તે દરગાહ વાજીંત્રોથી ગાજી રહી. તે લશકરે મેદાનમાંથી ઉઠાંગીરી કરી કીલ્લા તરફ જવા માંડયું જેથી સુરજ ધુલારાથી કાલો બન્યો. સઘલાઓ બખતર અને લોઢાંની ટોપીમાં ઢંકાયા અને તેમના જીગરો લોહીથી ઉકલવા લાગ્યાં.

જ્યારે કીલ્લામાં એ લશકર આવ્યાની ખબર ફેલાઇ અને તે લશકરથી ઉડતી ધુલથી જેહાનનુ કાંઇપણ દેખાતુ બંધ થયુ, ત્યારે તે કીલ્લામાં અસફ્-દીયારનું નામ બોલાવા લાગ્યું અને બલ્લાના ઝાડ ઉપર કડવા ફૂળો ઉગ્યાં. અરજાસ્પ લડાઇનું બખતર પેહેરીને પોતાના હાથો ખીજવાતથી મસલવા લાગ્યો. તેણે સિંહોને પકડનારા ગોહરમને ગુરજ, તલવાર અને તીરો સાથનુ લશકર લેઇને તેની સામે જવાનો હોકમ કીધો. વળી તેણે તરખાનને એ પ્રમાણે કહયું કે, "ઓ નામદાર ! તુ જલદીથી એક લડાયક લશકર સાથે જા તુ કીલ્લામાંથી લડાયક અને ખંજર વાપડનારા દસ હજાર નામદારોને લેઇ જઇને તપાસ કર કે એ લડાઇ કરવા આવનારાઓ કોણ છે? અને એ હુમલો લાવવાની તેઓની મકશદ શુ છે?" આથી નામદાર તરખાન પોતા સાથે એક દુબાસીઓ લેઇને કીલ્લાની પેલી બાજુએ જડપથી ગયો. તેણે ત્યા બખતરવાલુ અને લશકરી અસબાબ સાથનુ એક લશકર દિઠું જેના કાલા ઝુન્ડા ઉપર વાઘની આકૃતિ હતી. લોહીથી હાથ ધોયલાં તે તમામ લશકરને દોરપનાર પેશુતન હતો જે અસફ્દીયારનોજ ગુરજ પકડીને તેનાજ ઘોડા ઉપર સ્વાર થઇને લશકરની વચમા રહયો હતો જેથી તે અસફ્દીયાર સિવાય બીજા કોઈ જેવો લાગતો હતો નહી અને તેને ઈરાનના પાદશાહ સિવાય બીજે નામે કોઇપણ બોલાવતું નહી. તેણે ત્યા આવી લશકરની જમની અને ડાબી બાજુ સમાર્યાથી એવુ બન્યુ કે તેથી ત્યાં કાઇપણ રોશન દિવસને જોઇ શકયું નહી પોલાદી નેજાઓના ફટકાઓથી તું કેહેશે કે, જાણે વાદલમાંથી લોહીનો વરસાદ પડે છે બંધે બાજુના લશકરના પેહેલવાનો અને લડાયકો લડવા ઉતર્યા. તલવારબાજ નુશ આજરે હરોલમાં આવીને સામાં લશકર સાથે લડવા માંડ્યું. આથી તેનુ ડોકુ શરીરથી જુદુ કરીને ધુલમાં નાખવાને નામદાર તરખાન તેની સામે આવ્યો. તેને નુશ આજરે મેદાનમાં ઉતરેલો જોતાંજ, પોતાની તલવાર ઉપર હાથ નાંખીને તે મ્યાનમાથી બાહાર ખેચી અને તરખાનની કમરના બે ટુકડા કરી નાખ્યા, તથા ગોહરમના દિલને પણ દુખી અને ધાસ્તી ભર્યું બનાવ્યું. તે મોટી પદવીનો સરદાર ગોહરમ પોતાના જવાનોની સાથે ઈરાની લશકરના વચલા ભાગ ઉપર તુટી પડયો એ પ્રમાણે તે બધે લશકર વચે મારામારી ચાલી અને ધુલથી આસમાન ઉપર વાદલ બંધાયાં. પછી તે નામદાર ગોહરમે તે લશકર આગળથી નાહાશીને જડપથી કીલ્લામા ભરાઇને પોતાના બાપને કહયુ કે "ઓ ખોરશેદ જેવા દમામ વાળા નામદાર પાદશાહ ! એક બાહુર નામદારની સરદારી હેઠલ ઇરાનથી એક ભારી લશકર આવ્યુ છે. એ સરદાર અસફંદીયારનાં જેટલીજ ઉચાઇનો છે અને એવો કોઇપણ શખ્સ આ કીલ્લા આગળ આવેલો જણાયો નથી. વળી તેના

હાથમાં એક નેજો છે જે પણ તેં લડાઇ વખતે પેલા કીલ્લાના ગુમબજમાં જોયો હતો."

અરજાસ્પનું દિલ એ એકવાર ફરીથી જુનો કીનો પાછો તાજો થવાની વાતથી ગમગીન બન્યુ. તેણે તુરકીઓને કહયુ કે, "તમો સઘલા કીલ્લા-માંથી બાહાર પડી મેદાનમાં જાઓ અને ને તમામ લશકરને વચ્ચે ઘેરીને તમો ફાડી ખાનારા વાઘોના જેવા પોકાર કરો. તેઓમાના એકને પણ તમો જીવતા રાખતા ના અને ઇરાનનું નામ કોઇપણ બોલતા ના" આથી કીલ્લામાંનું તમામ લશકર રસ્તામાં ઉતર્યું અને તુટેલે દિલે ત્યાં કીનો લેવાને ગયું. જ્યારે રાત વધારે કાલી બની ત્યારે અસફંદીયારે પણ લડાઇનો પોશાક પેહેર્યો અને પેટીના ઢાલકાં ઉઘાડી નાખ્યાં કે જેથી તેમા પુરાયલાઓને જરા પવન મલે. પછી તેણે કબાબ, દારૂ તથા બીજુ ખાનું અને વળી લડાઇના અને સાદા પોશાક પણ મંગાવ્યા. જ્યારે તેઓ નાન ખાઇ રહયા ત્યારે તેણે દરેકને માટે દારૂની ત્રણ ત્રણ જામ મંગાવી જે પીધાથી તેઓ ઘણા ખુશ બન્યા પછી અસફંદીયારે તેમને કહયું કે, "આજની રાત બલાથી ભરેલી છે. તેથી જો આપણે અત્રે ફતેહ મેલવશું તો તે લાયક ગણાશે. તમો એ બલામાં પરવરદેગારની મદદ માંગીને તથા કોશેષ કરીને મરદો માફક વર્તજો."

ત્યાર પછી તેણે તે નામદારી મેલવવા ચાહાતાઓના ત્રણ ભાગ કીધા. એક ભાગને કીલ્લાની વચમાં લડાઇ કરવાને રાખ્યો બીજા ભાગને કીલ્લામાં જઇને લડાઇ કરવાને અને ત્યાં લઢીને લોહી રેડયાથી નહી અટકવાને ફરમાવ્યું. પછી તેણે ત્રીજા ભાગને કહયું કે, "આપણને પેલા તુરકી નામદારો કે જે સઘલા મારી આગળ રાતના છાકટ બન્યા છે તેઓમાનાં કોઇની પણ હસ્તી રાખવી જોઈતી નથી. માટે તમો તેઓના ડોકાં તલવારથી કાપી કાઢો." પછી તે પોતે પેહેલવાનોમાંથી વીસને સાથે લેઇને તથા બીજાઓને ત્યાંજ રાખીને બખતર પેહેરીને સિંહો માફક બુમ પાડતો હીમતથી અરજાસ્પની દરગાહમાં ગયો. તે પોકારો સમજતાંજ હમાય પોતાની બેહેન બેહેઆફ્રીદ સાથે આંસુ-ભર્યે ચેહેરે તે બાધુરો આગળ દોડી આવી અને અસફંદીયાર નજદિક આવી લાગતાંજ તે પરદેપોશ ઓરતો વસત માફક ખીલી રેહેલી જણાઈ તે શેરમર્દે પોતાની બેહેનોને કહયું કે, "તમો અત્રેથી જ્યાં મારી દુકાન છે અને જેમાં મારૂ સુનુ રૂપુ ભરેલું છે ત્યાં જડપથી નાહાસી જાઓ. હું પણ તે રસ્તે ત્યાં આવી લાગશ. માટે આ લડાઈમાં હું માર્યો જાઉ અથવા તો તેનું તાજ છીનવી લેઉ ત્યાં સુધી તમો થોભજો."

એટલુ કહી તેણે ત્યાંથી ચેહેરો ફેરવ્યો અને હાથમાં હીન્દી તલવાર પકડીને ત્યાં અરજાસ્પની દરગાહમાં કીનો લેવાને ગયો અને ત્યાંથી જે કોઇ બુજોર્ગોને તેણે

જોયા તેઓને મારી નાખ્યા. તેથી તે દરબારની જગ્યા એવી બની કે ત્યાંથી નામદારોને ચાલવાની પણ જગ્યા રહી નહી. માર્યા ગયલા, ઘાહેલ થયલા અને છુડાઇ ગયલા પુશકલ શખ્સોને લિધે જમીન જાણે છુડાયલા દરીઆ જેવી બની. અરજાસ્પ ઉંઘમાંથી જાગૃત બનતાંજ તેનું દિલ આ ગડબડથી ગાભરૂ બન્યું તેથી તેણે ઉશકેરની સાથે પોતાની જગ્યાએથી ઉઠીને પોતાનુ બખતર તથા રૂમી કોલાહ પેહેરી લિધી અને ઉશકેરાયલે દિલે બુમો પાડતાં હાથમાં પાણી પાયલું ખંજર પકડયું

પેહેલવાન અસફંદીયાર હાથમાં આબદાર ખંજર પકડીને અરજાસ્પ સાથે લડવા વલગ્યો અને બોલ્યો કે, "હવે તું પેલા વેપારી પાસેથી દીનારને બદલે તલવાર ( નો જખમ ) મેલવશે હું તુને લોહરાસ્પ તરફથી એક એવો હદીઓ આપશ કે જે ઉપર ગુસ્તાસ્પે પોતાની મોહોર કીધી છે તે હદીઓ પામતાંજ તારૂં દિલ લોહીથી જરકતું બનશે અને તારી હંમેશની જગ્યા કાલી ધુલ નિચે થશે" પછી અરજાસ્પ અને અસફંદીયાર લડવાને વલગ્યા અને તેઓની વચેની લડાઈ પોતાની હદ કુદાવી જવા લાગી. તેઓ તલવાર અને ખંજરથી એકએકને ફટકા લગાવતા અને તે ફટકા ઘડીકમાં કંમર ઉપર તો ઘડીકમાં માથાં ઉપર પડતા એમ ફટકા લગાવીને તેણે અરજાસ્પને સુસ્ત બનાવ્યો કારણ કે તેના શરીર ઉપર જરાએ ઘાહ વગરની જગ્યા રહી હતી નહી આથી તેનુ હાથી જેવું શરીર ભોંયે પડયું અને અસફંદીયારે તેનું ડોકું શરીરથી જુદું કરી નાખ્યુ. અરજાસ્પના માર્યા જતાંજ જનાનખાનાના ભાગોમાંથી રૂદનના પોકારો નિકલી રહયા. ફરતાં આસમાનની આવીજ વર્તણુક છે કારણ તેનાથી તુ ઘડીકમાં મધ તો ઘડીકમા ઝેહેર પાંમે છે. ત્યારે તુ તારાં દિલને આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના સરખી દુન્યા ઉપર કાંય બાધે છે? જ્યારે તુ કાયમ રેહેવાનો નથી એમ જાણે છે ત્યારે તુ મેહેનત ના કર. પાદશાહ કે પેહેલવાન હોય તેની સાથે પણ જેહાન તો એજ પ્રમાણે પોતાના હાથનું જોર વાપરે છે. અસફંદીયારે અરજાસ્પથી તે મેહેલને ખાલી કરી નાખ્યાથી ત્યાંથી નાશનો અવાજ સની સેતારા સુધી પુગવા લાગ્યો. પછી તેણે મેહેલના દરેક ભાગમાં બતીઓ સલગાવી રોશની કરવાનો હોકમ કીધો. તેણે તેનું જનાનખાનુ નોકરોને સોંફયું અને ત્યાંની રોશની ગુલ કરી નખાવી. તેણે તેના ખજાના અને પૈસાની તીજોરીઓને મોહોર કીધી અને કોઇને પણ ત્યાં પોતાના બરાબરીઆ તરીકે રાખ્યો નહી. પછી તે હાથમાં હીન્દી તલવાર પકડીને તબેલા તરફ ગયો અને ત્યાંના અરબી ઘોડાઓમાથી એક પસંદ કરી તેના ઉપર જીન બાંધવા ફરમાવ્યું.

પછી તે એકસો સાઠ નામીચા સ્વારો સાથે લેઇને તથા પોતાની બેહેનોને પણ ઘોડા ઉપર બેસાડી લેઇને અરજાસ્પના મેહેલમાંથી બાહાર પડયો તે માનીતા સાવેહ સાથે તેણે કેટલાક નામીચા ઇરાનીઓને કીલ્લામાં રાખ્યા અને તેમને અસફંદીયારે કહયું કે, "મને મારા નામદારો સાથે કીલ્લામાંથી મેદાનમાં જઇ લાગતાંજ તું કીલ્લામાંના તુરકીઓને કેદ કરજે, કે જેથી સારૂં નસીબ મારો સાથી થાય અને મને તે નામીચા લશકરને જઇ મલેલો જોતાંજ તું ચોકી કરવાની જગ્યાએથી ચોકીબાનો પાસે બુમ પડાવજે કે 'તાજદાર પાદશાહ ગુસ્તાસ્પનું માથું કાયમ રેહેજો.' પછી જયારે તુરકી લશકર લડાઇમાંથી નાહાસીને કીલ્લા આગળ એકઠું થાય ત્યારે તું ચોકી કરવાની જગ્યાએથી તે લશકરની વચે એ તુરકી પાદશાહનું ડોકું ફેંકાવજે અને કીલ્લાના મીનારા ઉપરથી ચોકીબાનો પાસે બુમો પડાવજે કે 'મુબારક અસફંદીયાર ફતેહમંદ થયો છે અને તુરકી પાદશાહનું ડોકું કમીની રીતે કપાઇ ગયું છે. અરજાસ્પને ધુલમાં ફેંકીને તેણે ગુસ્તાસ્પના નામને પ્રકાશતું બનાવ્યું છે'"

એમ કહી બાહાદુર અસફંદીયાર જે કોઇ બાહાદુરો સામે મલતા તેમને મારી નાખતો ઉટાવલે મેદાન તરફ ગયો. તેની સાથે પેલા એકસો સાઠ માણસો પણ ઉશકેરાયલા અને બુમો પાડતા મેદાનમાં આવ્યા. તેના પેશુતન આગળ આવી લાગતાંજ, તેને જોઇ સઘલાઓએ તેની તારીફ કીધી તે જવાને આવી બાહાદુરી દેખાડયાથી તનામ લશકર અચરત બન્યું. જયારે અંધારી રાતના ત્રણ ચોગડીઆં વહી ગયાં અને ચંદ્રએ આવી પોતાની રૂપેરી રોશની ફેલાવી ત્યારે ચોકીબાનોના એવી રીતના મોટા પોકાર સમજાયા કે, "પાદશાહ ગુસ્તાસ્પ ફતેહમંદ નિવડયો છે અને પાદશાહ અરજાસ્પનું તાજદાર માથું ગુમ થયું છે. અસફંદીયાર હમેશનો જવાન રેહેજો અને આસમાન, સુરજ તથા નસીબ તેના મીત્રો બનજો. કારણ કે તેણે લોહરાસ્પનો કીનો લેતા એમ અરજાસ્પનું ડોકું કાપી નાખ્યું છે અને પોતાના ખોરેહને વધારે જલકાટ આપ્યો છે. તેણે તે પાદશાહને તખત ઉપરથી ધુલમાં નાખીને ગુસ્તાસ્પના નામ અને નસીબને પ્રકાશતું કીધું છે."

તુરકીઓએ એવા પોકારો સમજતાંજ તેમના કાનો તે અવાજ તરફ ખેંચાયા. તે ચોકીબાનોની વાત સમજી ગોહરમનું દિલ દલગીર બન્યું અને તેનું રવાન તે અવાજ સમજી ગાભરૂં બન્યું. એમ સમજતાંજ તેણે અંદરઇમાનને કહયું કે "અંધારી રાતે આ અવાજ ખુલ્લો સંભલાય છે. બોલ, શું કહે છે? આજ રાતે એ શું બન્યું હશે? આપણને એ ઉપર ધ્યાન આપવું જોઇએ. આવી અંધારી રાતે પાદશાહના તકીઆ આગળથી એમ બોલવાની

કોણ હીમત કરે છે? લડાઈ વખતે ચોકીબાનો આવી બાજી કેમ ખેલે છે? એથી તો આપણા નામદારોનું કામ મુશકેલ બનશે. માટે અત્રેથી કોઇને મોકલીને તે ચોકી બાનોના ડોકાં ખંજર વડે કપાવી કાઢવાં ઘટે છે. જો તે ચોકીબાનો આપણા છુપ્યા દુશમન બન્યા હોય અને તેઓ પારકો અમલ સોધતા હોય તો આપણે તેમના આવા બુરા સખુનો માટે તથા આવી બુરી આગાહી માટે તેઓનું મગજ ગુરજથી છુંદી નાખીશું" પણ જ્યારે એવા અવાજો ચાલુ નિકળવા લાગ્યા ત્યારે તે ચોકીબાનોથી ગોહરમનું દિલ ચિરાઇ જવા લાગ્યું એવાજ પોકારો ચોબાજુએથી ઉઠી રહી તે બાધુરોના કાનોને અઠડવા લાગ્યા. તેથી ગોહરમે લશકરને કહયુ કે "એ અવાજ વધી પડયો છે અને ચોકીબાનો પોતાની હદ કુદાવી જાય છે. પણ હાલે તો હું આપણા ઘેરમાંથી દુશમનોને હાંકી કાઢશ અને પછી હું તે લશકરની વલે કરશ." તે ચોકી બાનથી ગોહરમનું દિલ દલગીર બન્યાથી તે દુખી થયો અને તેનો ચેહેરો કરચલી વલ્યો. તેણે લશકરને કહયુ કે, "પેલાં લશકરને લિધે આપણા દિલ પાદશાહ માટે દુખી બન્યાં છે. હવે વગર શકે આપણને અત્રેથી પાછું ફરવું ઘટે છે હુ જાણતો નથી કે હવે પછી શું બનશે. આસમાન તો બાજી રમવામા મસ્ત બન્યુ છે અને તે સીનેર હાથે બાજી રમ્યું જાય છે આવતી કાલે જમાનો કેવી બાજી રમશે તે તો પરવરદેગાર સિવાય બીજું કોઇ જેહાનમાં જાણતુ નથી."

પછી તે બુજોર્ગોએ ત્યાંથી પીઠ ફેરવી અને તેઓ રાતોરાત લડાઇનું મેદાન તજી ગયા. અસફંદીયારે બખતર પેહેરીને તથા ગાયની સુરતનો ગુરજ પકડીને તેમની પુઠ પકડી. ગોહરમે કીલ્લા આગળ આવી લાગતાંજ પુઠેથી ઈરાની લશકરને દિઠું. તેથી તે બોલ્યો કે "હવે પેહેલવાન અસફંદીયાર સાથે લડયા વગર ચાલવાનું નથી. માટે તમો મ્યાનમાંથી તલવાર ખેંચો અને તે વડે તેઓને સ્વાદ ચખાડો." પણ નસીબના ચેહેરા ઉપર ગરમી ચઢેલી હોવાથી તે નામદારો માટે એ કામ સખત થઇ પડયું. બધે લશકરે એ પ્રમાણે છેડાઇને એકમેકના માથાં ઉપર ફટકા લગાવવા માંડયા. બામદાદ થઇ ત્યાં સુધી એમ ચાલતાં તે ચીનના બુજોર્ગોની જીંદગીનો અંત આવવા લાગ્યો. અસફંદીયારના પેહેલવાનોએ પાદશાહ અરજાસ્પના કીલ્લા ઉપર ચઢી જઇને ત્યાંથી જેહાનના પાદશાહ લોહરાસ્પનું લોહી રેડનારા અરજાસ્પનું ડોકું તુરકી લશકર વચ્ચે ફેંકયું. આથી તુરકીઓ લડાઇ કરવાથી પરવારી ગયા. તુરકી લશકરમાંથી સોગના પોકારો ઉઠયા અને સર્વેએ માથા ઉપરથી ટોપી ઉતારી નાંખી. અરજાસ્પના બધે બેટાઓ રડવા પડયા અને તેઓ આતશ ઉપર જુજાય તેમ બલવા લાગ્યા. જે બન્યું હતું તેથી લશકર પાંમી ગયું પણ તે બુરા બનેલા

બનાવ ઉપર હવે રડવા કોણ બેસે. તેઓ બોલ્યા કે, "અફસોસ ઓ બાહુર સરદાર ! સિંહ જેવા સપેહસાલાર ! મોટા દરજ્જાના પેહેલવાન ! તુને કોણે મારી નાખ્યો ? તુને મારનાર પણ કીનાના મેદાનમાં માર્યો જજો અને તેનો વખત હમેશ સુધી બરગસ્તે રેહેજો. હવે આ લશકરી અસાબાબ અને જમના હાથ ઉપર રેહેતો ઝુન્ડો હમે કોણને સોંપીએ જ્યારે પાદશાહથી તખત ખાલી બન્યું છે તો હવે તાજ અને લશકર શા ખપનુ ?" ખુળુખથી તે તરાજ સુધીના મુલકોના લોકો દુખયા બન્યાથી તે લશકર જીવ ઉપર આવ્યું. તેથી સઘલાઓ બખતર અને લોઢાની તોપી પેહરીને મોતની સામે થવા આવ્યા. આથી ત્યાં ધરપકડ સરૂ થઇ અને હવા વાદલ માફક કાલી બની દરેક ઠેકાણે ઉધાં નસીબના શખ્સોની લાશના ઢગલા થવા લાગ્યા તમામ મેદાનમાં એક ગમ ડોકાંઓ અને શરીરો તો બીજી ગમ હાથ પગો અને ગુરજો પડવા લાગ્યા. તે કીલ્લામાં લોહીના મોજાઓ ઉછલવા લાગ્યા અને તેથી દાવો અને જમનો હાથ કયો તે કોઈ પણ ઓલખી શક્યુ નહી. ૧

## અસફંદીયારે અરજાસ્પના બેટા ગોહરમને કેદ પકડી સુલીએ ચઢાવ્યો તે વિષે.

અસફંદીયારના તે જગ્યાએ આવી લાગતાંજ ગોહરમે લડવાને પોતાના પગો પોહોલા કીધા. એ રીતે તે બંધે લડાયકો લડવાને વલગ્યાથી તુ કહેશે કે, તે બંધે જાણે એકમેકને વલગી ગયા. તેહેમતન અસફંદીયારે ગોહરમનો કંમરપતો પકડીને અજબ રીતે તેને જમીન ઉપરથી ખેંચી કાઢયો અને તેને ત્યાંથી ઉડાવી જમીન ઉપર પટકતાંજ તમામ ઇરાની લશકરે તેની તારીફ કીધી. અસફંદીયારે તેના બે હાથો બાંધી લેવા પછી તેને ત્યાંથી ઘસડી લેઇ જવામાં આવ્યો આથી નામદારી ભર્યું તુરાની લશકર વિખેરાઇ ગયું. ગુરજોનો વરસાદ ત્યાં કરાં માફક પડતો હોવાથી ત્યાંની જમીન લોઢાંની તોપીઓથી તથા હવા મોતથી ભરાઇ જવા લાગી. તલવારના વરસાદથી ડોકાંઓ ઝાડના પાતરાં માફક ઉડી રહયાં. એક બાજુ સઘલું ગુમાવતી ગઇ તો બીજી બાજુ તે તખત મેલવતી ગઈ. લડાઇના મેદાનમાં લોહીના મોજા ચઢવા લાગ્યા અને ત્યાં કોઇનું ડોકું ઘોડાઓની નાલ તલે ચંપાતુ તો કોઇનુ તેની લોઢાની

૧ બુનદેહેશમાં જણાવ્યા મુજબ આ ભારી લડાઈ થવાની જગ્યા "કુમીશ" અથવા "મદોક્રયાત" નામના પાહાડ ઉપર હતી કે જ્યાં અસફંદીયારે જીટેલો રૂઈન દેજ યાને કાંસાનો કીલ્લો આવ્યો હતો. પેહેલવી બેહમન યશ્ત મુજબ એ લડાઈ "સ્પેદ રજુર" નામનું એક જંગલ કે જેને અવસ્તામાં "સ્પએતિતેમ રજુરેમ"ને નામે ઓલખ્યું છે ત્યાં થઈ હતી.

તોપી સાથેજ પડેલું જણાતુ. કોઇને પણ જેહાનની ગરજ જણાતી નહી અને તેથી કોઇ પણ કમર છોડવા માંગતુ હતું નહી. જે કોઇના ઘોડા બાહુર હતા તેઓએ એકી વખતે તેમને નાસવાને દોડાવી મુક્યા. જે કોઈ અઝદાહા (અસફ્ંદીયાર) ના મોઢામાં જોહોકાવતા તેઓ તેની સાથે લડતાં તેને હાથે છુટકારો પાંમતા નહી. ચીનના તુરકીઓમાથી ઘણા બચવા પામ્યા નહી અને જેઓ બચવા પામ્યા તેઓ ઘણા નામીચા હતા નહી હવે બાકી રહેલા સઘલાઓ પોતાની તોપીઓ અને બખતરો ફેકી દેઇને આંસુભરી આખો સાથે અસફ્દીયાર આગળ દોડી આવ્યા અને તેની આગળ તુરતની એઠેલી વસંતની મોસમ માફક આસુનો વરસાદ વરસાવવા લાગ્યા. લોહી રેડતી વખતે તે સપેહેસાલાર કરડો હોવાથી અને લશકર પણ જુલમ ગુજારવાને ખુશી હોવાથી ત્યા કોઈ પણ પેહેલવાનને મારી બક્ષવામાં આવી નહી, પણ ઘણા ઘાહેલ થયલાઓને પણ મારી નાખવામા આવ્યા. આથી ચીનના પેહેલાનોમાથી કોઇ પણ નામદાર ક તુરાન જમીનનો કોઈ પણ પાદશાહ જીવતો રહયો નહી. તુરાનીઓના નાના મોટા તંબુઓ ઉખેડી કાઢવામા આવ્યા અને મુરડાંઓને સાજ પડતાં નાખ્યા

પછી તે કાલ્લામા બે ઉંચી સુલીઓ ઉભી કરી તે ઉપર વલખાતી કમંદો લતકાવવામા આવી ત્યારબાદ અંદરઈમાનના ડોકાને તેના ઉપર ઉધુ ટાંગ્યુ અને તેના ભાઈ ગોહરમને જીવતો સુલીએ લટકાવ્યો. જ્યાં જ્યાંના સરદારોની તે ઈધાની મેલવતો ત્યા તે ચોબાજુએથી લશકર મોકલી આપી ત્યાં આગ લગાડવાનો હોકમ કરીને તમામ શેહેરોનો નાશ કરાવ્યો તેથી ચીન અને તુરકસ્તાનમાં એક પણ સ્વાર કે નામદાર રહયો નહી. તુ કેહેશે કે, જાણે ત્યાં કાલા વાદલે ચઢી આવીને આતશના વરસાદ વરસાવ્યો જ્યારે તે જેહાનના સાધનારે એ પ્રમાણે કામ થતુ જોયુ ત્યારે તેણે પોતાના સરદારો સાથે દારૂ પીવા માંડયો.

## અસફંદીયારે ફતેહ મેલવ્યા બાબેનું ગુશ્તાસ્પ ઉપર નામું લખાવ્યું તે વિષે.

પછી તેણે પોતાની આગળ મુનશીને બોલાવી તેની આગળ એ લડાઇ કરતાં જે જે ઉપાયો અજમાવવામાં આવ્યા તેની કેટલીક વાતો કીધી. પછી તે મુબારક નવીસનદાએ તખત ઉપર બેસી ચીનાઇ રેશમી કપડું અને કલમ મંગાવી અને કલમની અણી સાહીમાં બોલી કાળી બનાવતાંજ તેણે પેહેલી ચંદ્રના પેદા કરનારની તારીફ લખી કે, " પરવરદેગાર સની, શુકર અને

સુરજનો બનાવનાર છે જેણે હાથી તેમજ કીડીને પણ પેદા કીધી છે. તે ફતેહ અને ખોરેહનો સાહેબ તથા તાજ અને પાદશાહીનો માલેક છે. તે સાહેબ જે નેકીનો પોહોંચાડનાર, રાહનુમાઇ કરનાર અને તમામ જગ્યા તથા અકલનો માલેક છે તેનાથી ગુસ્તાસ્પનું નામ અત્રે જાવેદાન સુધી કાયમ રેહેજો તથા મીનોઈ દુન્યામાં લોહરાસ્પની તમામ મુરાદ પાર પડજો." એ રીતે પરવરદેગારની તારીફ કીધા પછી તેણે પોતાની હુશીયારી અને અકલને ખોલવા માંડી.[1] હવે અસફંદીયારે જે કાંમો કીધાં તથા તેણે દુશમનોના ડોકાં કાપી કાઢયા તે વિષે તેણે લખાવ્યુ કે, "ઓ નામદારોના શાહ! તારી આગળ મોટી પડ્વીના તમામ લોકો કમીના જેવા છે. આ સઘલુ મેં તારે ખાતર બજાવ્યું છે. મુશાફરીનો સઘલો માર્ગ કાપતાંજ હું તુરાન જમીન કે જેને માટે હું કદી પણ દુવાના શખુનો ખોળુ નહો ત્યાં આવી લાગ્યો. એ સઘલું કેહેવા બેસતાં તો એક જવાનના બાલ પણ ગમથી સફેદ બની જાય. તેથી તું પાદશાહ જ્યારે ફરમાવશે ત્યારે એ લડાઇમાં લિધેલા ઉપાયો માટે હુ તારી આગળ વિસ્તારીને કેહેવશ. આ લાંબો વખત સુધી ઉઠાવી લિધેલી મેહેનત પછી તારા દીદાર જોવાથી હું ખુશાલ અને વગર ગમનો બનશ. જે જે ઉપાયો મેં અજમાવ્યા તેથી મારૂ દિલ કીનાથી ખાલી બન્યુ છે. મેં રૂઇનદેઝમાં અરજાસ્પ, ગોહરમ કે કોઇને પણ જીવતા રાખ્યા નથી. ત્યાં માહેતમ, રૂડન અને દુખ સિવાય મેં બીજુ કાંઈ રાખ્યુ નથી મે કોઇના પણ જીવને માંફી બક્ષી નથી. તેથી હવે એ બ્યાબાન થયલી જગ્યામાં ઘાસજ ઉગ્યા કરશે. હવે તમામ માણસોના મગજ સિંહો અને વરૂઓ ખાશે અને બાધુર વાઘો માટે અત્રેથી મુરડાં સિવાય બીજુ કાંઇ મલશે નહી. ગુસ્તાસ્પના તાજથી આસમાન રોશન રેહેજો અને લોહરાસ્પ પાદશાહ (ની દુવા) થી જમીન બાગ જેવી બનજો." પછી તે નામાં ઉપર અસફંદીયારની મોહોર કીધા બાદ કેટલાક સ્વારોને ચુટી કાઢીને તેમને તે જવાન સરદારે જડપ ચાલના અને ફીણ કાઢનારાં ઉંટો ઉપર મોકલી આપ્યા. પછી તે નામાનો જવાબ મેલવવાને થોભ્યો અને મટલબી શખ્સની માફક આતશ માફક ઉશકેરાયલો રહયો નહી.

---

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

## અસફંદીયારના નામાનો જવાબ મલવે તે ઇરાન તરફ પાછો ફર્યો તે વિષે.

ઘણો વખત નહી ગયો તેટલામા તેને જવાબ મલ્યો તે જાણે બંધીખાનામાંથી છોડવપા જેવુ એક નામુ હતુ. તેના જવાબની સરૂવાતમાં લખ્યું હતુ કે, “ભલાઇ કર્યાથી સર્વે કાયમ રહે છે. ભલાઇ પીછાણનારાલા અક્કલમંદ શખ્સે યજદાં તરફથી પુગતી તગી માટે પણ શુકરાના કરવા ઘટે છે. બીજું મારૂ ઇચ્છવું એ છે કે, બક્ષેશનો કરનારો ખોદાતાલા તારો રેહનુમા બને. બેહેસ્તના બાગમાં મારાથી એવુ એક ફળદાર ઝાડ રોપાયું છે કે જેવું ફરીદુને પણ રોપ્યું નથી. તેના ફળ સુનાના અને રાતા માણેકના જેવાં ઉગે છે અને તે સુદરતા અને દમામના પાદડા ધરાવે છે તેનું થડ સોહામનુ છે અને તેની ટોચ ઉચાં આસમાન સાથે અટકે છે એ ઝાડ જાવેદાન ચાલુ રેહેજો અને તેનાથી નસીબવત લોકોના શરીર આબાદ અને દિલ ખુશ રેહેજો. ૧ પેલું તારૂ લખાન મને પુગતાજ મારો દલગીર જીવ રોશન બન્યો છે તેમાં તે સઘલું બનેલુ દરશાવ્યું છે તેથી તારો હુનર સગાઇના નાતા કરતાં પણ વધારે ચઢતો દેખાયો છે. પેહેલું તુ લખે છે કે ‘મેં તદબીર અને યુક્તિથી મારા બાપનો કીનો લિધો છે’ તે જાણ્યુ છે. બીજુ તુ લડાઇમાં એકલો ઉતરીને લોહી રેડવા વિષે લખે છે, પણ તેમ કર્યાથીજ પાદશાહી શરીર પ્યારાં બને છે તથા કોશેષથી લડાઇમાં ઉતરીનેજ નામદારી મેલવાય છે. તારાં શરીર અને અકકલનો તું સંભાળનાર બનજે, કારણકે અકકલજ દાનાઇ સાથે જીવની સંભાળ કરે છે. ત્રીજું તું લખે છે કે, ‘મે હજારો માણસોમાંથી કોઈના પણ જીવને માફી બક્ષી નથી,’ પણ તારે તો હમેશા દયાલુ અને દિલસોજ બનવું ઘટે છે. તારો જીવ શરમભર્યો અને હોટ નરમ અવાજવાલા હોવા જોઇએ. માટે હવે તારૂં કામ લોહી રેડવાનું હોતુ ના અને સરદારો સાથે તુ કીનાથી લડતો ના. તારા આંડત્રીસ ભાઇઓના ખુન થયાનેજ લિધે તું લોહી રેડતા એમ હદ ઓલંગી ગયો હશે. બીજુ એ કે તારા આવા ઉપાયોથી તારા બુઢા બપાવાની યાદ હવે દિલમાંથી દુર થઇ છે તેઓએ તેનુ ખુન કીધાથીજ તેં પણ લડાયક સિંહ માફકનો બનીને તેઓના ખુન રેડયાં છે. માટે તું હમેશાં ખુશાલ રેહેજે અને ભલી જીંદગી ગુજારજે. તારી અકલ તારાં રવાનને નશીયત કરનાર બનજો. હું તારા દીદાર તથા તારો હુનર ભર્યો ચાલાક જીવને જોવાને આરજુમંદ છું. તેથી આ નામું વાંચતાજ તું લશકરના અસબાબ ઉઠાવી આ દરબાર તરફ તારા નામદારો સાથે આવતો રેહેજે”

---

૧ આ ઝાડ તે જરથોસ્તી દીનને માટેનો ઈસારો સમજવો.

તે જડપ ચાલના ઉંટોને દરબારમાંથી પાછાં ફરેલાં જોતાંજ નામદારોએ ધુમરાન કરી મુકી તે ઉંટ સ્વારો પાછા ફરીને તેહેમતન અસફંદીયાર આગળ આવી ઉતર્યા. પછી અસફંદીયારે તે નામું વાંચતાંજ લશકરને દીનારોની બક્ષેશ કીધી. તેણે પોતાનો તમામ ખજાનો લોકોને આપી દિધાથી તેની પાસે અરજાસ્પના ખજાના સિવાય બીજું કાંઇ રહયુ નહી. તે બક્ષેશથી તેનું તમામ લશકર તવંગર બની ગયુ અને તેઓ લડાઇનો અંદાજો સાચવ્યામાં ચઢીયાતા બન્યા. તુરાની પાદશાહની નિશાણ ડાંમેલાં ઉંટો અને ઘોડાઓ જે ત્યાના મેદાન અને પાહાડો ઉપર ચરતાં હતાં તેઓમાના દસ હજાર ઉંટોને ત્યાંથી મંગાવીને અરજાસ્પનો તમામ ખજાના તેઓ ઉપર ભર્યો જેથી ચોકી કરનારાઓનું કામ મુશ્કેલ થઇ પડયું એક હજાર ઉંટો પાદશાહી ખજાનાથી અને પૈસાથી લાઢયાં તથા ત્રણ હજારને રેસમી તાકાઓ, તખતો અને તાજોથી લાદયાં સો ઉંટો કસ્તુરી, અંબર અને મોતીથી લાઢયાં તથા સો તાજ પેહેરનારા નામદારોના તાજોથી લાઢયાં વળી તેણે હજારને ખીનખાબના તાકાઓ અને બીજી સંગારવા લાયક ચિજોથી લાઢવાને ફરમાવ્યુ. ત્રણ હજાર ઉંટો ધોયલા અને રંગેલા ચીનાઇ કાપડથી અને પોશાકોથી ભર્યા પછી ઉચા કીનખાબથી ઢાંકેલી પાલખીઓ તૈયાર કરવામાં આવી તથા દાસીઓ[1] બે ચીનાઇ ઘોડાઓ પણ લેતી આવી. તે દાસીઓ વસંત જેવા ચેહેરાની, સરોવર જેવી ઉંચી, પટલી કમરની અને તીતર જેવી ચલનની હતી. પેહેલવાન અસફંદીયારની બેહેનો સાથે નામદારી ધરાવનારી સો પુટલી જેવી ઓરતો ચાલવા લાગી તેઓ વચ્ચે અરજાસ્પની પાંચ પરડેપોશ ઓરતો પણ દુખથી રડતી ચાલતી હતી તે પાંચમાં બે અરજાસ્પની બેહેનો, બે બેટીઓ અને એક તેની બાયડી હતી

પછી રૂઇનદેઝના કીલ્લાને આગ લગાડવામા આવી અને ઉચાં આસમાન સુધી બલતાં ઉડી રહયાં. તે તમામ કીલ્લાને ભોંય સાથ કીધા પછી ચીનની જમીન ઉપર ધુલને ઉડતી કરવામાં આવી. તેણે પોતાના ત્રણ બેટાઓને લશકર સોંપીને કહયું કે "તમો ભાગ્યવતાઓ માર્ગમાં ફરી વલો અને ત્યાં જે કોઇને ઇનસાફની રાહથી સર ફેરવતાં જુઓ તેમના ડોકાં તમો તલવારથી ખુશાલ કાપી નાખજો અને પછી પ્રકાસ્તા સુરજ સુધી તમારા ભાલા પુગાડીને જંગલનો રસ્તો ધરજો. હું તેટલાં સિંહોનો શેકાર કરવાને હક-

---

૧ મીરખુંદ લખે છે કે અસફંદીયારે ઈરાન તરફ જવા તુરાન છોડયું ત્યારે તેણે તે ચીન અને ખયોનનો મુલક અગ્રીરસના ખાનદાનથી ઉતરી આવેલા શખ્સને તેના બદલ અગ્રીરસે ઈરાનીઓની જે સેવા બજાવી હતી તેના બદલામાં બક્ષ્યા હતો.

તેખાન તરફ જાઉછું માટે તમો ત્યાં લાંબો વખત થોભતા ના. હું પણ તમોને તે માર્ગને છેડે આ મહીનાની આખેરીએ જડપથી આવી મલશ." પછી અસફંદીયાર પોતાના નામદારી ભર્યાં લશકર સાથે હફ્તેખાન તરફ શેકારે ગયો. મહીનાની આખેરીએ તે નેમેલી જગ્યાએ આવી લાગતાંજ ત્યાં પોતાનો તમામ સામન એકઠો થયલો જોયો. ત્યાંની હવા ખુશનુમા અને જમીન લીલોતરીથી પુર હોવાથી તુ કહેશે કે ત્યાં તીર મહીનાના જેની વસંત ખીલી રહી હતી. પછી તેણે ત્યાંથી પોતાના નસીબ માટે અજબ થતાં સઘલો સરસામન ઉઠાવ્યો. જ્યારે તેઓ બાહુરો અને સિહોવાલી જગ્યા ઈરાનમા આવી લાગ્યા ત્યારે તેઓ ત્યા શેકારી કુતરા અને બાજ પક્ષીઓ સાથે સઘલે ફરી વલ્યા. લાંબી મુસાફરીની મેહેનત અને થાક સાથે તેણે પોતાના બેટાઓના આવી લાગવા તરફ નજર ઠેડવેલી રાખી અને તેઓને આવતા મોડુ થયાથી તે ચીરડાવા લાગ્યો. તેટલામાં તેના બેટાઓ લશકર સાથે આવી લાગ્યાથી તે તાજદાર અસફંદીયાર સઘલાઓ સાથે ગમતથી હસીને બોલ્યો કે "મારી મુસાફરી પુરી થયા છતાં તમુને આવતા મોડુ થયાથી હુ ગુસ્સે થયો હતો." આથી તે ત્રણે બેટાઓ જમીનને બોસો લેઇને બોલ્યા કે, 'જેહાનમા બીજુ કોણ તારા જેવા બાપ ધરાવે છે ?"

પછી તેણે ત્યાથી ઇરાન તરફ કુચ કીધી અને ત્યાંથી તુરાનનો ખજાનો તે બાહુરો તરફ ઘસડી લેઇ ગયો. ઈરાનના તમામ શેહેરો ( તેના માનમાં ) સંગારવામાં આવ્યા અને ત્યાં દારૂ, વાજીંત્ર અને રામશગરોનો દોર ચાલ્યો. દીવાલો ઉપર વાવતાઓ ટાંગવામાં આવ્યા અને લોકોએ કસ્તુરી તથા અંબબરના છંટકાવ કીધા ગવૈયાઓના સરોડથી હવા ગાજી રહી અને જમીન તેજા ધરાવનારા સ્વારોથી ઢંકાઇ ગઈ. જ્યારે ગુસ્તાસ્પને તેઓના આવ્યાની ખબર થઇ ત્યારે તે પણ ખુશ થઈ ગયો અને તેમની યાદ કરી દારૂની જામો પીવા લાગ્યો. તેણે લશકરને તથા જેહાનના મોટી પડવીના શખ્સોને તથા લશકરના બુજોર્ગોને વાજીંત્ર સાથે શહેરના દરવાજા આગળ તેઓને સામા લેવા જવાને ફરમાવ્યુ. વળી તે બાપ પોતે પણ અક્કલમંદ નામદારો અને ડાહાપણવાલા બુજોર્ગો તથા મોબેદો સાથે તાજગીભર્યા ચેહેરે પોતાના બેટાને લેવાને ગયો. તમામ શેહેર એજ વાતોથી હલી મળી રહયું. તે જવાન શાહાજાદો ગુસ્તાસ્પનો ચેહેરો જોતાજ ખુશાળ દિલનો અને રોશન રવાનનો બન્યો. તેણે પોતાના લડાઇનો આતશ સલગાવનારા કાલા ઘોડાને ત્યાંથી ઉશકેરીને દોડાવ્યો અને આગળ આવતાંજ નિચે ઉતરીને પોતાના બાપને છાટી સાથે ચાંપ્યો. તેના બાપે પણ તેના બાહુરીભર્યાં કામથી અચરત બનીને તેની તારીફ કીધી કે, "તારીથી જમાનો અને જમીન ખાલી બનતી ના."

પછી ત્યાંથી તેઓ પાદશાહી મેહેલમાં ગયા. ગોયા તમામ જેહાન અસફંદીયારની ખેરખાહ બનીનેજ આવી હતી. તે નેકબખત બેટાથી ગુસ્તાસ્પનું દિલ ખુશ બન્યાથી તેણે પોતાનો મેહેલ અને દરબારને સંગારી મુકી. મેહેલના મોટા ઓરડામાં ખાણુ લાવી મુકવામાં આવ્યું અને ચોકીબાનોને ત્યાં મોટી પડીના શખ્સોને બોલાવી લાવવાને ફરમાવ્યું. આથી તે શેહેનશાહ આગળ ચોમેરથી દારૂના શોખીનો આવી લાગ્યા. ત્યાં પરી જેવા ચેહેરાની ઓરતો પાદશાહી દારૂની બીલોરી જામો પીનારાઓને આપવા લાગી તેથી દારૂ પીધાથી સર્વેના ચેહેરા દારૂના રંગના બન્યા. તેથી બુરા વિચારના લોકોના દિલ બલીને ખાક થવા લાગ્યાં અસફંદીયારે દારૂ પીતાં બાપની તનદરોસ્તી ચાહી તેમજ વળી બાપે તે બેટાની તંદરોસ્તી ઇચ્છતાં દારૂ પીધો પછી ગુસ્તાસ્પે પોતાના જવાન બખતાવર બેટાને હફતેખાનની વાતો પુછ્યાથી તે બોલ્યો કે "આવા ખુશ હીંગામમાં તુ આવી વાત જાણવા ના ઇચ્છ. ઓ ઇરાની રૈયતના અકકલમંદ સરદાર! હુ કાલે એ સઘલુ તારી આગળ કહીશ અને ત્યારે મારે મોઢેથી હું એ લબાન વિગત તુને કહી સમજાવશ. કાલે જ્યારે તું એ વાત હુસીયારીથી સમજશે ત્યારે પરવરદેગારે આપેલી ફતેહ માટે તું તેની તારીફજ ગાશે." પછી જે કોઇ દારૂથી છાકટ બનતા ગયા તેઓ ત્યાંથી વિદાય થવા લાગ્યા.

હવે એ હફતેખાનનો કીસ્સો તમામ થયો છે તું એ કીસ્સો પરવરદેગાર કે જે સાહેબ ભલા અને બુરાઓને મદદ પુગાડનાર છે તેના નામથી વાંચ્યા કરજે. તે સુરજ અને ચંદ્રનો માલેક સઘલાઓથી થયલા ગુનાહ માફ કરનારો છે. જો એ કીસ્સો ફતેહમંદ પાદશાહ (મહમુદ) પસંદ કરશે તો ફરતાં આસમાન ઉપર હું મારૂં જીન બાંધીશ. એ નામદાર પાદશાહ ઉપર ઇનશાફના પેદા કરનાર પરવરદેગારની હમેશાં દુવા ઉતરજો. તેનો ફતેહમંદ પરવરદેગાર મદદગાર બનજો અને સારાં નસીબનું માથું તેની બગલમાં પકડાયલુ રેહેજો હવે પેલો ખુશ સ્વાદનો દારૂ પીવાનો વખત છે કારણ કે તે દારૂ પાહાડ ઉપરની કસ્તુરીનો સોડમ આપે છે. તે દારૂથી હવા પણ પોકારતી બને છે અને જમીન જોશવાલી બને છે. માટે જે કોઇ તે દારૂ પીને પોતાના દિલને ખુશ બનાવતો હોય તથા જેની પાસે પૈસા હોય તથા તે મીઠાઇ, નાન અને દારૂ ધરાવતો હોય તેમજ ગોસપંદને પણ કપાવી શકતો હોય તેજ ખરો ભાગ્યશાલી. પણ હું તો આવી ખુશાલી ધરાવતો નથી. તેથી જે કોઈ પાસે એ સઘલું હોય તેણે ગરીબોને તેવી ચિજોની બક્ષેશ કરવી જોઇએ. તમામ બાગમાં ગોલાબના પાહદાં નિચે ખરેલાં હોય છે અને તમામ પાહાડો ગુલલાલા અને સમગુલ ફુલોથી ઢંકાય છે ત્યારે બાગમાં બુલબુલો પણ ગાય છે, જેના ગાયનથી ગોલા-

બને મગરૂરી છુટે છે. ત્યારે બુલબુલ અંધારી રાતે પણ ઉધાતું નથી અને ગોલાબ તો પવન અને વરસાદથી ખીલીને હમી રહે છે. હું પણ વાદલ પાસે પવન અને વરસાદ માગુ છું. પણ પેલું નરગેશનુ ફૂલ ગમગીન શાને માટે બન્યુ છે તે હુ જાણુતો નથી. જોકે બુલબુલ તો એ બંવે (ગોલાબ અને નરગેશ) થી હસ્તું બને છે અને ગોલાબ ઉપર બેસતાંજ તે ગાવાને જબાંન ખોલે છે. પણ તે બુલબુલ ગોલાબનુ આશક છે કે વાદલનું તે હું જાણુતો નથી. કારણ કે વાદલથી તો હું સિહોના જેવી ગરજના સમજુ છું. તે વાદલ પોતાનું ગોહેરન ફાડી કાઢે છે અને તેથી તેના શરીરમાનો આતશ (વીજલી) પ્રકાશે છે. પછી જમીન ઉપર હવાએ પાડેલાં આંસુઓની ગવાહી જાહેર થાય છે અને પછી તે સુરજનું તાબેદાર બની તેની આગળ જાય છે. વળી પેલું બુલબુલ શું બોલે છે અને ગોલાબ આગળ શાનુ ભમે છે તે કોણ જાણે છે? તુ બામદાદે નેગાહ પુગાડશે તો બુલબુલની વાત પેહેલવી જબાનમા સમજશે. તે અસફંદીયારના મોત માટે રૂડન કરે છે અને તે રૂડન કર્યા સિવાય તેના તરફની બીજી કાંઈ યાદ ધરાવતું નથી રૂસતમના અવાજથી અંધારી રાતે હાથીઓ અને લડાયક સિહોના દિલ પણ ચીરાઇ જતાં હતા એમ તે બોલે છે.

## અસફંદીયાર અને રૂસતમના દાસ્તાનની સરૂઆત.



સ્તાન નામાની વાતોમાંથી બુલબુલે કહી સમજાવેલી એક વાત મે સમજી છે કે, અસફંદીયાર જ્યારે જોરાવર ગણાઇને પાછો ફર્યો ત્યારે તે વળી પાછો ગુસ્તાસ્પના ઘરથી દલગીર બન્યો તેથી કયસરની બેટી કેટાયુન જે તેની માતા થતી હતી તે તેને દિલાસો દેવાને ગોદમાં દાબતી. એક અંધારી રાતે જ્યારે તે મધરાતે ઉંઘમાંથી જાગ્યો ત્યારે તેણે હોટ ખોલીને પોતાની માય પાસે દારૂની જામ માંગી અને બોલ્યો કે, "પાદશાહ તો મારી સાથે એમ બુરાઈજ કરે છે. તેણે મને કહયુ હતુ કે 'જ્યારે તુ મરદાનગીથી અરજાસ્પ ઉપર લોહરાસ્પનો કીનો લેશે અને તારી બેહેનોને બંધીખાનામાંથી છોડવી લાવશે તથા આપણા નામને જેહાનમાં ઉચાઇએ ચઢાવશે અને બુરાઓથી જેહાનને પાક અને એબ વગરની બનાવશે તથા કોશેષથી નવી ગોઠવણો કરશે તો આ લશકર ઉપરની તમામ પાદશાહી તારી થશે તેમજ વળી તખત અને તાજ સાથે સઘલો ખજાનો પણ તારોજ થશે.' માટે આસમાન ઉપર સુરજ ઉંચે ચઢતાં અને પાદશાહ ઉંઘમાંથી જાગતાંજ તે જે કાંઈ બોલ્યો હતો તે હું તેને કહી સમ-

જાવશ. સાચી વાત તેણે છુપાવી રાખવી જોઈતી નથી. જો તે મને પાદશાહી તાજ બક્ષશે તો હું તેની દેહેડાંમાના દેવની માફક પુજા કરશ પણ જો તે ચેહેરા ઉપર કાંઇ પણ રોબ દેખાડશે તો આસમાનને ટેકવી રાખનારા યજદાંનના સોગંદથી હુ કહુ છું કે, એ તાજ હુ બાધુરીથી મેલવીને માથે મુકશ અને ઈરાનનો ખજાનો તથા મુલક મારે સ્વાધીન લેવશ. હુ તુંને શાહનશાહબાનુ બનાવશ અને હું મારા જોર અને બાધુરીથી સિંહ જેવાં કામો ફરી બજાવશ."

તેની માતા એ વાતથી દલગીર બની, તેથી તેણીના દિલ ઉપરના રેસમી કપડાં તેને મનથી અકારાં લાગ્યાં તે પાંમી ગઇ કે નામદારીભર્યો પાદશાહ ગુસ્તાસ્પ કાંઇ તેને તખત, તાજ કે ખજાનો બક્ષવાનો નથી. તેથી તેણી બોલી કે, "ઓ દુખી બેટા! તારૂં દિલ તાજ મેલવવા શાનુ ઇચ્છે છે? તમામ ખજાનો, સત્તા અને લશકરની હકુમત તો તુંજ ધરાવે છે. ત્યારે એથી વધારે શું જોઇએ? ઓ બેટા! તારા બાપ પાસે તો ફક્ત તાજ રહયું છે જ્યારે તમામ લશકર અને દેશ ઉપર તો તારીજ હકુમત છે ત્યારે કમરે કંમરબંધ બાંધીને ફાડી ખાનારા શેર નર માફક તારા બાપની બાજુએ ઉભુ રેહેવાના કરતાં તારે માટે વધારે સારૂં શુ ગણાય? જ્યારે તે ગુજર પાંમશે ત્યારે તો તાજ અને તખત તારૂં જ છે અને તેની બુજોર્ગી, તેની પાદશાહી અને તેના જેવું નસીબ તે તારૂં જ ગણાશે."

ત્યારે અસફંદીયારે માયને જવાબ દિધો કે, "તે હુશીયારીથી એ વાત તો ઠીક કીધી. કારણ ઓરતો આગળ કદી ભરમ ખોલવો જોઇએ નહી. પણ જ્યારે તે બોલાય તો તે બીજે મોઢેથી પાછુ સમજવાને માટેજ બોલાય છે. તેથી જો તું પોતાને નુકસાન પુગાડવા માંગતી નહી હોય તો તારા હોટ બંધ રાખજે અને કોઇને એ વાત કેહેતી ના. તેથીજ તુને ફાયદો છે. વળી ઓરતના કહયા મુજબ ચાલવું પણ જોઇએ નહી કારણ કે કોઇ પણ ઓરત અક્કલથી વાત કરતી જણાઇ નથી. જો એક ઓરતના હોકમ મુજબ જેહાન ચાલે તો તેણીને તેનો ખાવીંદ પણ વાહાળો લાગે નહી." આથી તેની માતાને અપમાન લાગ્યુ અને તેના ચેહેરા ઉપર ગુસ્સો ચઢયો. તેથી એમ બોલ્યાને માટે અસફંદીયારને પસ્તાવો લાગ્યો અને તે ગુસ્તાસ્પ આગળ પણ ગયો નહી પણ ત્યાંજ દારૂ પીતો ખુશાલ રહયો. તે પોતાની ચંદ્રના જેવી માય આગળજ બે દિવસ અને રાત દારૂની જામો પીતો અને આસાયશ ભોગવતો રહયો. પણ ત્રીજે દિવસે તેના બેટાએ તાજ માંગ્યાની ખબર ગુસ્તાસ્પને થયાથી તેના દિલમાં ચિંતાનો વધારો થયો કે તાજ અને તખત તેને શા માટે જોઇએ? આથી પાદશાહે તુરતજ જામાસ્પને તથા લોહરાસ્પના નજુમીઓને ત્યાં બોલાવી

મંગાવ્યાથી તેઓ બગલમાં ફાલની ચોપડી પકડી ત્યાં આવ્યા. પછી પાદશાહે તેઓને પેહેલવાન અસફંદીયાર માટે સ્વાલ કીધો કે "શુ તેની જીંદગી લાંબી છે? શું તે ખુબી, આરામ અને મોજ સાથે રહી શકશે? શું તે શેહનશાહી તાજ માથે પેહેરવા પામશે? તે શું આલુ ભલાઇ અને મોટી પડવી પાંમશે? તે કોઈને હાથે માર્યો જશે કે સરોશની હજુરમાં તખત ઉપર સુઇને મરશે?"

જ્યારે ઈરાનના દાનાવોએ એવી વાત સમજી ત્યારે તેઓએ જુના વખતથી ચાલતા જોતીશ હુનર ઉપર નજર પુગાડી. પછી જામાસ્પે દલગીરી સાથે પોતાના પાપન આસુથી ભરી નાંખ્યા અને તે ગ્નાનથી તેના ભવાં તપી આવ્યા. તે બોલ્યો કે "બુરા વખત અને બુરા નસીબને લિધે તેને માથે કાંઈ આફત આવી પડશે એવુ મને માલમ પડે છે. તેનો જીવ કોઇ મોટી પડવીના શખ્સને હાથ જવા પછી તેને સરોશ તખત ઉપર સુટેલો જોશે. તેથી હું ખોદા પાસે માગી લેઉ છુ કે મને જમાનો સિંહના પંજામાં નાખે તે આગમચ મને તે મુબારક જરીર આગળ પુગાડી દે હુ તો અસફંદીયારને ધુલ અને લોહીમાં ખરડાયલો જોવા સિવાય બીજી રીતનો જોતો નથી. એમ તે ધુલમાં પડવાનો છે. જો મારો બાપ પોતે ઉતરી આવે તોપણુ તેનો સુમ ગરેહ પાછો હટનાર નથી જોકે તારી તરફથી અસફંદીયારે લડાઇમાં ઉતરી અને હુમલા કરીને સિંહોના દિલ ચીડી કાઢયા છે અને તેણે દુન્યાને તમામ દુશમનોથી પાક કીધી છે. તેણે લડાઇમાં કાંઇ પણ ધાસ્તી વગર જેહાનને બુરી મનશનીના લોકોની ધાસ્તી વગરની બનાવી છે તથા અઝદાહ જેવાઓના બે ટુકડા કીધા છે તોપણુ હવે પછી તેને પુશકલ ગમ ખેંચી લેવો પડશે તથા તેને ઘણુંક ખારૂ અને કડવુ ચાખવું પડશે."

પાદશાહ બોલ્યો કે, "ઓ પસંદ પડતી વાત કરનારા શખ્સ! તું દાનાઇને માર્ગેથી ના ફર. જો એને પણ સપેહસાલાર જરીર માફકજ ખમવું પડે તો મારે માટે હવે પછી જીવવુ મુશકેલ થઇ પડે. માટે જડપ કર અને મને એ સઘલું ઉટાવલે કેહે, કારણ કે એવા સ્વાલથી તો મને કડવાશજ ભોગવવો પડવાનો. જેહાનમાં તેનું કોણને હાથે મોત છે? જે મોતના દુખથી હમુને રડવું પડવાનું છે. જામાસ્પ બોલ્યો કે, "ઓ પાદશાહ! તેને માટે મારા બુરા હાલ થવા જોઇએ નહી. તેનું મોત જાબુલસ્તાનમાં પેહેલવાન દસ્તાનના બેટાને હાથે આવશે. વળી તેની જીંદગીનો અંત દસ્તાનના બેટા સાથે લડતાં જાબુલમાંજ આવશે." તુરતજ પાદશાહે જામાસ્પને કહયું કે "એ કાંઇ હલકી વાત ગણાય નહી. જો હું તેને આ શેહનશાહી તખત, તાજ અને ખજાનો

સોંપી દેવશ તો તે જામુલસ્તાનનો મુલક જોશે પણ નહી અને કામુલમાં તેને કોઈ ઓલખશે પણ નહી. તેથીજ તે ફરતા જમાનાથી નચિંત બનશે અને સર નસીબ તેનો સલાહકાર થશે." નજુમી જામાસ્પ બોલ્યો કે, "ફરતા આસમાનથી કોણ છુટકારો પાંમનાર છે? તે હાલે છે તેથી પણ વધારે તિક્ષણ પંજાનો અઝદાહ બને તોપણ તેના જોર અને મરદાનગી છતાં તે તેનાથી છુટકારો પામનાર નથી. જ્યારે આસમાન ઉપરથી તકદીર પોતાની પાંખ પોહોલી કરે છે ત્યારે તમામ અક્કલમંદ શખ્સો આંધલા બેહેરા બની જાય છે. જે કાઇ બનવા-કાલ હશે તેનો ખચીત બનવાનુજ કોઈપણ દાનાવે તેની પાસેથી વધારે વખત મેલવ્યો નથી" આથી ઇરાની પાદશાહનુ દિલ વિચારવંત બન્યુ અને તે વિચારથી તેનું રવાન ગુચવાડામાં પડયુ જમાનાની ચાલ માટે તે વિચારવંત બન્યા છતાં બુરાઇજ તેની સલાહકાર બની

# અસફંદીયારે પોતાના બાપ પાસેથી પાદશાહીની માંગણી કીધા તે વિષે.

જ્યારે રાતે પોતાની લગામ તાણીને ફેરવી અને સફેદીએ પોતાનો પ્રકાસ્તો ભાલો ફેંકયો ત્યારે પાદશાહ સુનેરી તખત ઉપર આવી બેઠા પછી મુબારક અસફંદીયાર તેની આગળ આવીને એક નોકર માફક અદબવાલો વિચારવંત ઉભો. તે પાદશાહ આગળ રૈયતના ભેગા થતાજ તથા નામદારો, પેહેલવાનો તથા સપેહસાલારો તેના તખત આગળ આવી હારબંધ સફસમારી ઉભા રેહેતાંજ, પીલતન અસફંદીયારે દુખ સાથે તેને કેહેવા માંડયું કે, "ઓ પાદશાહ! તું સુખી રેહેજે અને તારા ઉપર ઇજદી બોરેહનુ ઉતરવુ થજો. તારાથી તાજ તખત જેમ પાંમવા સાથે ઇનશાફ અને દયાએ પોતાના માથા બાહાર કાઢવા છે. ઓ બાપ! હું તો તારી મરજી મુજબ ચાલનાર તારો એક ગોલામ છું. તુ જાણે છે કે અરજાસ્પ ચીનના સ્વારો સાથે દીનને ખાતર ચઢી આવ્યો તથા ખોદાઈ શિખામણોવાલી દીન મે જ્યારથી કબુલ કીધી ત્યારથી મેં સખત સોગંદ લિધા હતા કે 'જે કોઈ આ (જરથોસ્તી) દીનની હાર લાવવા માંગશે તથા જે કાઇએ દીન તરફથી ફરી, બુત પ્રશ્તી એખત્યાર કરેશે તો હું મારાં ખંજર વડે કાંઇપણ ધાસ્તી ફીકર વગર તેની કંમરના બે ટુકડા કરીશ.' ત્યાર પછી અરજાસ્પ ચઢાઇ લાવ્યો અને તે લડાયક વાઘ જેવા અરજાસ્પ સામેથી હું પાછો હટયો હતો નહી. પછી તે ગરજમની શિખવણીથી મને ખુવાર કરીને મોજમજાહથી અને પાદશાહી દારૂની જામો પીવાથી અટકાવ્યો હતો અને મારાં શરીરને ભારી સાંકલોમાં શીકડી ગુમબજવાલા કીલ્લામાં મોકલી ત્યાં ખીલાઓ સાથે બંધાવી લેઇને મને પારકા શખ્સોને

હાથ ખુવારી માટે સોંપ્યો હતો. એ લડાઈ પછી તુને મોજ મજા-હનો વિચાર આવ્યાથી તું બલખ છોડીને જાબુલ ગયો તેથી અર-જાસ્પે આવીને પાદશાહ લોહરાસ્પના ખુનમાં તલવાર બોરી તે તારા દિલમાં આવી નહી પછી મને સાકલોથી સોડાયલી અને કેદ કીધેલી હાલ-તમાં જામાસ્પ મળવાને આવ્યો અને મને મનાવી લેવાની સખત તજવીજ કરતાં તેણે મને પાદશાહી અને તખત અપાવવાનું કબુલ કીધુ હતુ હું તે વખતે બોલ્યો હતો કે, 'હું કયામતને વખતે આ ભારી બેડી, હાંસલાઓ અને ખીલાઓ પરવરદેગારને દેખાડીને મારૂ બુરૂ કરનાર માટે રડીને ફર્યાદ કરશ.' ત્યારે જામાસ્પે મારી આગળ આપણા આટલા બધા સરદારો અને નામદારોના ખુન રેડાયાની અને તેમના તીરોથી વિધાઇને મેદાનમાં પડયાની તથા મારી બેહેનોના કેદ પકડાયાની તથા લડાઇના મેદાનમાં પેલા નામદાર પેહેલવાન ફરશીદવરદના ઘાહેલ થઈ પડયાની તથા તારા બચાવ અર્થે તુરકીઓ આગળથી નાહાસવાની અને ત્યા તુને અસફંદીયારને બંધી-ખાને નાખવા માટે પસ્તાવો થયાની વાતો કીધી, અને પુછવા લાગ્યો કે, આવા કામો બન્યા છતા અને આવા ગમ, દુખો અને મુસીબતો આવી પડયા છતાં શું તારાં દિલને હજી દાઝ લાગતી નથી ?' તેણે વળી મારી સાથે બીજી ઘણીક વાતો કીધી અને તેમ કરતા તે પણ મારા દુખ અને ગમમા ભાગ લેવા લાગ્યો. પછી તે મારી બેદીઓને ઘસાવી નાખવાને કેટલાક લુહાડોને બોલાવી લાવ્યો. પણ તેમને તે કામ કરતાં ઘણો વાર લાગ્યાથી અને મારૂ દિલ તલવારથી લડાઇ કરવાને ટલપેલું હોવાથી તે સઘલી સાકલોને મેજ જપોજપ તોડી કાઢીને હુ તું રૈયતના શાહ આગળ દોડી આવ્યો. પછી મે દુશમનોના ગણત્રી વગરનાઓને મારી નાખ્યા, અને તુ પાદશાહ મારી આવી વર્તણુંકથી ખુશ બન્યો. હવે જો હું હફતેખાનની વાતો કરવા બેસુ તો તેનો છેડો આવનાર નથી. ટુકમાં મે અરજાસ્પનુ ડોકુ તેના શરીરથી જુદુ કરીને ગુસ્તાસ્પના નામને દિપતું બનાવ્યું. ત્યાની દરબારમાથી જે કાંઇ ઓરતો અને બાળકો મલ્યાં તમને તથા ત્યાંનો ખજાના, તખત અને તાજને હુ અત્રે લાવ્યો. તે તેમાની સારી સારી ચિજોને તારા ખજાનામાં મુકાવી અને મને તો લોહી રેડયાનો, મેહેનત અને રંજનોજ હીસ્સો મલ્યો. તારી પુશકલ શિખામણોથી તથા તારાં વચન અને સોગંદથી મારૂ દિલ તારો હોકમ બજા લાવવાને વધારે ગરમ બન્યું. તું ત્યારે એમ પણ બોલ્યો હતો કે, 'જો હું તુને પાછો ફરેલો જોવશ તો હુ તુને મારા રોશન રવાનના કરતા પણ ચઢતો ગણુશ તુ તારી મરદા-નગીથી તાજ મેલવવાને લાયક બન્યા પછી હુ મારૂ તાજ અને હાથી દાતનું તખત તુનેજ સોંપશ.' હાલે મને બુજોર્ગો આગળ શરમ લાગે છે, કારણ કે તેઓ કહે છે કે 'તારો ખજાનો અને તારૂ લશકર કયા છે ?' હવે તું શું

બાહાનું કાઢવા માગે છે અને મારી પાસે શું કરાવા ચાહે છે? હવે મારે કોણુને માટે દુખી બનીને દોડવાનું છે? પાદશાહોને તો પોતાનું કહેલું બજા લાવવું જોઇએ અને પોતાના આપેલા કોલ અને વચણથી ફરવું જોઇએ નહી. માટે તારા બાપે જેમ તારે માથે તાજ પેહેરાવ્યું હતુ તેમ હવે તું તારા બેટાને માથે તાજ પેહેરાવ"

## ગુશ્તાસ્પે અસફંદીયારને જવાબ દિધો તે વિષે.

પાદશાહે પોતાના બેટાને જવાબ દિધો કે, "સચાઇના માર્ગથી ફરવાનો રસ્તો નથી. તે કેહેવા ઉપરાંત વધારે કામ બજાવ્યું છે, માટે જેહાનનો પરવરદેગાર તારો મદદગાર થજો હાલે હુ જેહાનમા તારો એક પણ જાહેર કે છુપો દુશમન જોતો નથી કોણુ તારૂં નામ સમજીને ધ્રુજતુ નથી? જે કોઈ તારાથી નહી ડરે તે પોતાનો જાન ખોહે. પેલા જાલના હુનરભર્યા નામદાર બેટા સિવાય જેહાનમાં કોઇપણુ તારો હરીફ ગણાતો નથી. તેથી તે જીવશે ત્યાં સુધી જાબુલ, બસુત, ગજની અને કાબુલ તેનુજ ગણાશે. મરદાનગી ધરાવવામાં તે આસમાનથી પણુ ચઢતો છે અને તે પોતાને કોઇનો પણુ તાબેદાર સમજતો નથી. તે મારા વિચાર અને હોકમને બજાવવાથી ફર્યો છે અને તે મારા બંધોબસ્તને સર નમાવી માન આપતો નથી. કેઆની કાઉસનો તે નોકર હતો અને ખસરૂથી તો તે જેહાનમાં નામદારી પાંમ્યો હતો. પણુ હું ગુસ્તાસ્પની પાદશાહી પછી તે એમ કહે છે કે 'ગુસ્તાસ્પ તો નવો સવો તાજદાર છે અને હું તો પુરાણા વખતનો નામદાર છું.'[1] એ રીતે તે રૂમીઓ, તુરકીઓ અને બાહુર શખ્સો વચેથી કોઇને પણુ જેહાનમાં પોતાની બરોબરનો ગણુતો નથી. તેં સમજ્યું તો હશે કે જ્યારે કએખસરૂએ પાદશાહ લોહરાસ્પને તાજ તખત આપ્યું ત્યારે સર્વેએ તેના હાથીદાંતના તખત ઉપર સુનાનો નેસાર કીધો હતો, પણુ એ રૂસતમે તાજ તખત ઉપર ધુલ ફેંકી હતી. પછી તે બુરી નિશાણુના શખ્સે પાદશાહના બાહુંરોની હજુરમાં મોટેથી કહયું હતું કે 'જે કોઈ લોહરાસ્પને પોતાના પાદશાહ તરીકે ઓલખે તે શખ્સ ઉપર પણુ ધુલ ફેંકવી જોઇએ.' રૂસતમ જેવો શખ્સ એમ બોલે છે અને તે મારા હોકમ અને વિચાર મુજબ ચાલતો નથી. તેનામાંથી પાદશાહોની તાબેદારી કરવાનો ગુણુ જતો રહયાથી તે હમારી તરફ છુપો કીનો ધરાવે છે. જ્યારે અરજાસ્પે બલખ ઉપર ચઢી આવીને આપણી તમામ ઉમેદોને કડવી બનાવી ત્યારે તેણે આપણી સાથે લડવા આવવાને બદલે મને માર્ગમાંથીજ વલાવ્યો હતો તે શું તું જાણુતો નથી? મને કેહે કે ત્યારે દુશમનથી એ ઉપરાંત બીજું શું જણાય? તેની

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

રીતભાત અને વિચાર એવા હોયાથી હવે તારે સીસ્તાન જઇને ત્યાં લડાઇનો રંગ અને યુકિતઓ અજમાવવી ઘટે છે. તારે તેની તલવાર અને ગુરજ કઢાવીને તે જાલના રૂસતમને કેદ પકડવો ઘટે છે. વળી તારે જવારેહ તથા ફ્રામરજને પણ ઘોડા ઉપર બેસી શકે એવી હાલતમાં રાખવા ઘટતા નથી જોરનો બક્ષનાર જેહાનનો પરવરદેગાર કે જેણે સુરજ, ચંદ્ર અને તારાઓને દિપતા બનાવ્યા છે તેના સોગંદથી, તથા જરથોસ્તના ઝંદ અવસ્તાના, તેની ભલી દીનના, નુશ આજરના આતશકદેહના અને કેઆની ખોરેહના સોગંદથી હું કહુ છું કે તારા એ કામ બજાવ્યા પછી મારાથી તું કાંઈ પણ રવાદારગી થયલી સમજશે નહી. હું ત્યારે તુને આ ખજાનો, તખત અને તાજ સોંપી દેવશ અને આ તાજ સાથે તુંને તખત ઉપર બેસ્તો કરશ."

અસફંદીયારે જવાબ દિધો કે "ઓ હુનરભર્યા નામદાર પાદશાહ! તું જુની રસમોથી દૂર થનો જણાય છે તારે તો કાયદેસરની વાત કરવી જોઇએ ચીનના પાદશાહ સાથે તો તેં લડાઈ કરી તેના ઉપર ધુલ ઉડતી કીધી, પણ આ બુઢો શખ્સ કે જેને પાદશાહ કાઉસે સિંહોને પકડનારનો એલકાબ આપ્યો હતો તેની પાસેથી શું માગે છે? મીનોચેહેરથી તે કએકોબાદ સુધીના તમામ પાદશાહો તેના ઉપર રાજી હતા ઓ પાદશાહ તું પોતે પણ રૂસતમના ઘરમાં બે ત્રણ મહીના મેહેમાન રહયો હતો.[1] તે કાંઈ ઇરાનના પાદશાહોથી ઉલટો ચાલતો નથી, પણ તેણે પોતાની કંમરે નોકરી બજાવવાનો કમરબંધ બાંધ્યો છે.[2] કારણકે તેણેજ તેમજ સામ નરીમાનની ઓલાદના જાલે લોહરાસ્પને પાદશાહી આપી હતી. તેઓએ પાદશાહને માટે ધુલ (ફાકવી પડે તો તે પણ) ફાકીને તેને પવિત્ર તાજ સાથે તખતનસીન કીધો હતો અને ચંદ્રના પેદા કરનાર યજદાંને લોહરાસ્પથી એ પાદશાહી તુંને પુગાડી હતી ત્યારે હવે તેઓ ઉપર એમ ધુલ ઉડતી કર્યાથી તું તાજ અને તખત વગર બેહેસ્તમાં પુગશે. લોકો રૂસતમને રખશનો માલેક ગણે છે અને તે જેહાનને જીતનાર, સિંહોને મારનાર અને તાજ બક્ષનારને નામે ઓલખાય છે. તે કાંઈ નવો સવો જેહાનનો નામદાર નથી. તે બુજોર્ગી બતાવનાર છે તેમજ કએખસરૂથી વચન પાંમેલો છે. જો પાદશાહોના વચણ મજબુટ હતે નહી તો ગુસ્તાસ્પથી તેને પાદશાહી ફરમાન મેલવ્યાની અગત્ય રેહેતે નહી."

ગુસ્તાસ્પ બોલ્યો કે, "ઓ બાધુર અને નામદાર બેટા! જે કોઈ પરવરદેગારનો માર્ગ ચુકે તેનું વચણ પણ તેવુંજ હોય છે અને તેના

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

હાથમાં પવનજ રહે છે.૧ તેં સાંભળ્યું તો હશે કે એબલીસના હોકમ મુજબ ચાલ્યાથી પાદશાહ કાઉસ પોતાનો માર્ગ ચુકયો હતો. તે ગીધોની પીઠ ઉપર બેસીને આસમાન ઉપર ઉડયો હતો પણ અંતે સારી શેહેરની નદીમાં તે રૂદન કરતો જઇ પડયો હતો વળી તેણે હામાવરાનથી એક દેવજાદીને લાવીને તેણીના હાથમાં પાદશાહી જનાનખાનુ સોંપ્યું હતુ અને તેણીના જુલમથી સીયાવક્ષ માર્યો ગયો હતો અને તેના તમામ કુટું-બનો બરગસ્તે દાહાડો બન્યો હતો. તેથી જે કોઇ પરવરદેગાર રૂબરૂ આપેલાં વચણથી ફરે તેનાથી તેની દરબારમાં જવાઈ શકાય નહી. જો તુ તાજ સાથે તખત મેલવવા માગતો હોય તો લશકર સાથે સીસ્તાનનો માર્ગ ધર. ત્યાં જઇને રૂસતમના હાથ બાંધી તથા તેના ગળામાં કમદ ઓલવીને અત્રે લેઇ આવ વળી જવારેહ, ફ્રામરજ અને સામના દસ્તાનને પણ તારી ઉપર જાલ પાંઠરવા દેતો ના, પણ તેઓને પગે ચલાવતો આ દરબારમાં લાવ કે જેથી આપણુ લશકર તે જોઇ શકે, અને ત્યાર પછી કોઇ પણ ગમે એવુ દુખ પડે તે છતાં આપણી સાથે સરકસી કરે નહી.”

આથી તે સપેહસાલારે ભવાં ઉપર ગુસ્સાની કરચલી ચઢાવીને કહયું કે “ તું એજ બાબદ પીજ્યા ના કર. દસ્તાન કે રૂસતમ સાથે તુને કાંઇ કામ નથી પણ એમ કરીને તું અસફંદીયાર સાથે યુક્તિ રમે છે. તુંને તખત અને પાદશાહી છોડવા માટે દલગીરી લાગ્યાથી તુ મને જેહાનમાંથીજ દુર કરવા માગે છે. માટે એ મોટી પડવીનું તાજ તખત તુજ ભોગવ્યા કર. મારે માટે જેહા-નનું એક ખુણુંજ બસ છે. તોપણ હું તારો એક ગોલામ હોયાથી એ તારો હોકમ બજાવવા માટે હું મારૂ સર નમાઉ છું. માટે ઓ કીનાખોર પાદ-શાહ ! તારો એ હોકમ બજાવવાને હુ હમણાજ સીસ્તાન તરફ ઉપડી જાઉ છું પણ તેમાં જો મારૂ કામ બગડશે તો તુને કયામત વખતે પરવરદેગાર પુછશે. હવે જેહાનમાં રસ્તાખેજ ઉડશે તોપણ હું કીના અને હરીફાઇ સાથે રૂસતમની સામે જવશ.”

ગુસ્તાસ્પ બોલ્યો કે, “ તું એમ ગુસ્સે ના થા. તુને ફતેહજ મલશે, માટે એમ દલગીર ના થા. લશકરમાંથી તું ગમે એટલા લડાયક અને દુન્યાનો અનુભવ પામેલા સ્વારો ચુટી લે. તારી આગળ પૈસા અને લશકરી હથીઆરો હાજર છે. તારૂ બુરૂં ચાહાનારાઓનાજ જીવને ગમ પુગશે. તારા વગર મને આ ખજાનો, લશકર, પાદશાહી તખત અને સુનેરી તાજ શા ખપનું ? ત્યારે

૧ આ ઈસારો રૂસતમે જરથોસ્તી દીન નહી કબુલેલી હોયાનો જણાય છે અને તેથી ગુશ્તાસ્પ રૂસતમને એક દીન દુશમન તરીકે ગણી લેતો જણાય છે.

તું તારાં દિલને વગર ફોકટનું દુખી શા માટે કરે છે? માટે તું ધીરો થા અને જાબુલ જવાની તૈયારી કર તુ ત્યાં પુગતાંજ તમામ સીસ્તાનને ખાલી મુકજે અને ત્યાંના લોકો ઉપર રોશન દિવસને બદલે અંધારી રાત લાવી નાંખજે." અસફંદીયાર બોલ્યો કે, "મને લશકર કાંઇ જોઈતું નથી જો જેહાનમાં મારૂ મોત નજદિક હશે તો તે પરવરદેગાર કાંઇ લશકરથી અટકાવવાનો નથી."

## કેતાયુને પોતાના બેટા અસફંદીયારને શિખામણ દિધી તે વિષે.

એ રીતે અસફંદીયાર તાજને લિધે પોતાના બાપ સાથે તપી જઇને ત્યાંથી પાછો ફર્યો અને દલગીર થઇને હાએ અફસોશ કરતો ગમભર્યાં દિલ સાથે મેહેલમાં આવ્યો. સુરજ જેવા ચેહેરાની કેતાયુન ગુસ્સે થયલી અને રડતી પોતાના દીકરા આગળ આવી તેને કેહેવા લાગી કે, ઓ જેહાનના પેહેલવાનો વચ્ચે યાદગારી ધરાવનારા બેટા! મે બેહમનથી સમજ્યું છે કે તું બાગેબેહેસ્ત જેવું ઈરાન છોડી જાબુલ જવા ચાહે છે. અને જાલનો બેટો રૂસતમ જે શમશેર અને ગુરજનો સાહેબ ગણાય છે તેને તું બાંધીને લાવવા માંગે છે. પણ એવી બુરાઇ કરવાની ઉટાવલ કર્યા અગાઉ અને બદી કરવાની કોશેષ કીધા અગાઉ તારે તારી માયની શિખામણ પણ સમજવી જોઇએ. તે રૂસતમ હાથી જેવું જોર ધરાવનાર સ્વાર છે અને તેને મનથી નાઇલ નદી સાથે લડાઈ કરવી પણ તુચ્છ છે તે સફેદ દેવનું જીગર ચીડનાર છે અને તેની તલવાર જોઇ સુરજ પણ પોતાનો માર્ગ ચુકે છે. તેણે હામાવરાનના પાદશાહને મારી નાખ્યો હતો અને તેની સાથે કોઇપણ સખત રીતે વાત કરવાને ઇચ્છતો નથી વળી પેલો સોહરાબ જેવો કોઇપણ લડાયક સ્વાર હતો નહી તે પોતાના બાપ સાથે લડવાને આવ્યાથી તેને હાથે તે બેધડક લડાઇના મેદાનમાં માર્યો ગયો હતો વળી પેલો પેહેલવાનોને કમંદના ફાંસામાં પકડનારો પુલાદવંદ પણ તેને હાથે મેદાનમાં માર્યો ગયો હતો. તેં વળી સમજ્યું તો હશે કે રૂસતમે અકવાન દેવને કેવો રૂડન કરતો અને પોકારતો બનાવી દિધો હતો. તેણે વળી ઘોડા વગર જંગી કામુસને પોતાની કમંદમાં પકડયો હતો અને તેને ઘસડી લાવી બંધીખાને પુર્યો હતો. વળી તેં શંકલની વાત પણ સમજી હશે કે તેના ઉપર રૂસતમે લડાઇમાં ખંજર વડે કેવી ધુલ ઉડતી કીધી હતી. અફરાસીયાબ ઉપર સીયાવક્ષનો કીનો લેતાં તેણે જમીનને લોહીથી પાણીના દરીઆ જેવી બનાવી હતી. હેફ પડજો તે અફરાસીયાબના તાજ અને તખત ઉપર કે જેના બુરે દાહાડે બુરા હાલ થયા હતા. તે પેહેલવાન રૂસતમ માટે હું ગમે એટલી વાત કરૂ તોપણ તેના હુનરોનો કદી પણ છેડો આવનાર નથી. માટે હવે તું તાજ મેલવવાને માંટે તારૂ સર બરબાદ

કરવા ના માંગ. કારણ કે કોઇપણ તાજ સાથે જનમ પાંમ્યો નથી. તારો બાપ હવે બુઢો થયો છે અને તું તો જવાન તેમજ જોર અને મરદાનગી ધરાવનાર છે તારી ઉપરજ તમામ રૈયતે નજર થેડવી રાખી છે. માટે તુ ગુસ્સાથી તારાં શરીરને બળા વચે ના ફેંક. તારો બાપ મરી જવા પછી તેનો ખજાનો અને તાજ તારૂ થશે તથા તેના મુલકો અને હાથી દાંતનું તખત પણુ તારૂજ ગણાશે. જેહાનમાં સીસ્તાન સિવાય બીજી ઘણી જગ્યા છે. માટે તારી જવાનીમાં અધીરો પડીને તેને તારો હાથ દેખાડવા ના માગ. તું તારી મેહેરબાન માવના આ સખુન સમજીને મને બધે જેહાન વચે કંગાલ ના બનાવ. તેહેમતન રૂસતમ સાથની લડાઇને તું કાંઈ રમત સમજતો ના અને તારા શરીર અને જીવને કદી પણ હીના પડવા દેતો ના."

અસફંદીયારે જવાબ દિધો કે "ઓ મેહેરબાન માય! તુ આ વાત ધ્યાનમાં રાખ કે જેવો તું રૂસતમને ગણે છે તેવોજ તે છે એમ હું માનુ છુ. તેના હુનરો જેમ તુ ઝદઅવસ્તા ભણે તેવા કીંમતી છે. તેવા શખ્સને બંધીવાન કરવો લાયક તો નથી તેની તરફ પાદશાહ બુરાઇ કરે એ લાયક ગણાય નહી ગમે એટલી સોધ કરતાં પણ તેના જેવાં નેક કામો કરનારો શખ્સ ઇરાનમાંથી મલવાનો નથી. તો પણ તારે મારાં દિલને તોડી નાખવું જોઈતું નથી. જો તું મારૂં દિલ તોડશે તો સાથે લાગુ મારૂ શરીર પણ તુટી જશે. પાદશાહનો હોકમ બજાવ્યાથી મારેથી કેમ ફરાય? પછી હું તેના તખત આગળથી કેમ પસાર થાઉ? મારો અંત જાબુલમાં અવવાનો હશે તો આસમાન મને ત્યાંજ ખેંચી જતું હશે જો રૂસતમ મારા હોકમને નમશે તો તે કદી પણ મારેથી થડી વાતો સમજશે નહી પણ જો તે મારા ફાંડામાં આવશે નહી તો હુ પોતે તેના હાથો બાંધીને તેને યજદાન પ્રસ્ત પાદશાહ આગળ હાજર કરશ." ૧

આથી તેની માયે આંસુ પાડીને પોતાના માથાનાં બાલો પીખતા કહયું કે, "ઓ ફાડી ખાનારા જોરાવર સિંહ! શુ તુ તારા જોરને લિધે તારા જીવને પણ તુચ્છ ગણે છે.? એ કાંઇ પીલતનને પસંદ આવવાનુ નથી. માટે તું અત્રેથી લશકર લિધા વગર ના જા, અને તારા જીવને એમ ખાંધે ઉઠાવીને તે જોરાવર હાથી આગલ ના લેઇ જા તે કાંઇ તારી એ માંગણીને નમવાનો નથી અને કદી પણ તારૂ એ ફરમાન બજા લાવવાનો નથી. તે પેહેલવાનો વચે ચડતા વિચાર ધરાવતો હોવાથી કાંઇ નાશ અને તાણથી બીહીવાનો નથી. તે મરદાનગી ધરાવનાર બીજા કોઇ શખ્સને ઓલખતો નથી. તે પોતાના ખાનદા-

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

નને જમશેદથી ઉતરી આવેલુ ગણે છે ૧ મારા સમજયા મુજબ તેનો સખુન એટલો મજબુટ હતો કે તે પાદશાહ કાઉસ પણ ફેરવી શકતો નહી. એ નામાંકીત પેહેલવાને પોતાના હાથની છાપટથી તુસને કાઉશ આગળ જમીન ઉપર પછાડયો હતો. તેણે કએકાઉસને કહયુંહતુ કે 'હું ચઢતો હોયાથી મરદાનગી સાથે પાદશાહી ભોગવવાને માટે હુંજ લાયક ગણાઉં. મેજ કએકોબાદને આ તખત ઉપર બેસાડેલો હોવાથી હુ કાંઇ તારા કીનાની કે ઇનશાફની દરકાર કરતો નથી.' એ પ્રમાણે તે પોતાની જવાનીના વખતમાં કાઉસ પાદશાહના તખતની હજુરમા એમ ફેરાવન માંથાનો બન્યો હતો. એ પ્રમાણે તેણે પોતાના જવાનીના વખતમાં પોતાની મરદાનગીને ઇનશાફ અપાવ્યા બાદ હવે બુઢાપાના વખતમાં તે પોતાના નામની પડતી થવા કેમ દેશે ? તું કહે છે કે 'હું તેને સમજાવીને કાંઇક યુક્તિથી તેના પગો બાંધી લેવશ,' પણ જે કોઈ ફકટ એક દિવસ આગળ જનમેલો હોય તેને વળી અકલ પણ વધારે હોય છે માટે તુ તારી માયનો સખુન માની ત્યાં ના જા. તુ તારી માયની શિખામણ અકકલ અને વિચાર સાથે સમજ. જો હજી પણ તારો વિચાર ત્યાં જવાનોજ હોય તો એ વિચાર બુરી ખસલતના હારેમને તુંને સુજ પાડેલો હોવો જોઇએ. તુ ચાલી ચલાવીને તારાં બચ્ચાઓને દોજખમાં ના લેઇ જા. કારણ કે તેથી દાનાવ લોકો તુને પાક વિચારનો ગણશે નહી."

તે લઢાયક બેટાએ માયને જવાબ દિધો કે, "મને મારા બચ્ચાંઓને પણ સાથે લેઇ જયા વગર ચારો નથી. જો જવાન શખ્સો એમ પરદા પાછળ (ઓરતો માફક) રહે તો તેઓને મેં હલકા અને દલગીર જીવના બનાવેલા ગણાય. મરદાનેમરદ ગુરજ અને લાઠીઓ પકડવા માટે હોય છે કે જેથી તે પોતાની ગરદન અને શરીરને જેહાનમા ઉચું ધરી શકે. ઓ હુશીયાર માતા ! એ બેટાઓ મને દરેક લડાઇમાં ઉપયોગી થઈ પડવા જોઇએ. મારા સિવાય અને મારા કુટુંબના થોડાક સરદારો સિવાય મને કાંઈ ઘણા લશકરની અગત્ય નથી"

## અસફંદીયાર રૂસતમને બાંધી લાવવા માટે જાબુલ ગયો તે વિષે.

પછી બામદાદે મરઘા વાસ્તાં તેની દરગાહમાંથી ઢોલના અવાજો નિકળ્યા અને તેણે એક હાથીની માફક ઘોડા ઉપર બેસીને લશકરને ત્યાંથી પવન વેગે કુચ કરાવી. એ પ્રમાણે માર્ગમાં બે રસ્તા મલ્યા ત્યાં સુધી તેણે કુચ કીધા પછી તે પાદશાહે ત્યા લશકરને ઠાક લેવાને થોભાવ્યું. એક રસ્તા ઉપર ગુમ-

૧ એ માટે જુઓ શાહનામાના તરજુમાનો ભાગ ૧ લો, સફો ૯૭ અને નોટ.

બન્ને સાથનો એક કીલ્લો આવેલો હતો જ્યારે બીજે રસ્તેથી થોડા વખતમાં જાબુલ પુગાતું હતું. તેવામાં હરોલમાં ચાલતુ ઉંટ પડી જવાથી તું કેહેશે કે, તે જાણે ધુલ સાથે મલી ગયું. આથી ઉટના સારવાને તેના માથાં ઉપર લાકડીનો ફટકો લગાવ્યો અને તુરતજ તે વંજાર આગળ વધતી અટકી પડી. જેહાનના સોધનાર અસફંદીયારને એ અપસગન જણાયાથી તેણે તે ઉંટની ડોક કાપી નાખવાને ફરમાવ્યું કે જેથી કાંઈ બુરાઇ હોય તે પાછી હટે અને તેના ફીરોજી બોરેહને નુકસાન પુગે નહી આથી પેહેલવાનોએ તે ઉંટનુ ત્યાંનુ ત્યાંજ માથું કાપી નાખ્યુ પણ તેજ પળે તેનો સેતારો ઉંધો વલ્યો અસફંદીયાર તે ઉંટ માટે દલગીર બન્યો અને તેણે તુરતજ એ બનાવને અપસગન માની લેઇને કહયું કે "હવે તે શખ્સ (રૂસતમ) ફતેહમંદ બનશે અને તેનું નશીબ તેના સરને જેહાનમાં દીપતુ બનાવશે. તો પણ નેકી બદી એ બધે પરવરદેગાર તરફથી મલતી હોવાથી હરેક શખ્સે પોતાના હોટો હસ્તા રાખવા ઘટે છે."

એમ કરતાં તે નુકસાન થવાની ધાસ્તીથી ડરતો હીરમંદ[1] નદી તરફ આવી લાગ્યો. ત્યાં લશકરના બુજોર્ગોએ કાયદા મુજબ જગ્યા પસંદ કરીને છાવણી નાખી. પાદશાહે પણ પોતાના તંબુ ઉભા કરાવી તેમાં તખત મુકાવ્યું અને સઘલા નેકબખ્તો તે તખત આગળ આવ્યા અસફંદીયારે દારૂ મંગાવ્યો તથા રામશગરોને બોલાવી. પેસુતન પણ તે નામદાર આગળ આવી બેઠો અને રામશની ભોગવી પોતાના દિલને ખુશ બનાવ્યુ. મોટા સખ્સોના મગજ દારૂની ધુંઇથી ભરાયાં અને તે જુના દારૂથી નામદારોનો તથા લડાયક પાદશાહનો ચેહેરો ગોલાબ માફક ખીલી રહયો. પાદશાહે દોસ્તોને કહયુ કે, "મારીથી પાદશાહની મરજી વિરૂધ ફરાતું નથી અને તેના હોકમના માર્ગમાથી દુર જવાતું નથી. તેણે મને રૂસતમને માટેની તૈયારી કરવા અને તેને ખુઆર કરી બંધીવાન બનાવવામાં ઢીલ નહી કરવાને કહયાથી મેં તેમ કીધું છે અને હું મારા બાપના માર્ગમાંથી દુર થયો છું તે રૂસતમ લડાયક સિંહ જેવું દીલ ધરાવનારો, સરદારો માટે પુસ્કલ મેહેનત કરનારો અને પોતાના ભારી ગુરજથી જેહાનને સાચે માર્ગે ચાલતી કરનારો શખ્સ છે. શું તમામ પાદશાહો કે ગોલામો તેનાથીજ જીવે છે, તો પણ હવે મને કોઇ ડાહાપણવાળા, અક્કલમંદ અને બોલકના શખ્સને તેની આગળ મોકલવો પડશે. તે સ્વાર દમામવાલો અને ભપકો ધરાવનાર હશે તો તે ફરેબ રમે છે એમ રૂસતમ સમજશે નહી. જો એમ તે આપણી આગળ આવશે તો આપણા દલગીર જીવ રોશન બનશે. તે પોતાની અક્કલથી મારા તરફનું નુકસાન પાંમી જયા વગર

---

૧ હીરમંદ એ સીસ્તાનની સરહદ ઉપર આવેલી એક નદી છે.

મારા ફાંડામાં સેહેલથી આવી પડશે, જો તે પોતાના મગજને બુરી ખાસીયતથી દુર રાખશે તો હુ પણ ભલાઈ સિવાય તેની સાથે બીજું કાંઇ કરશ નહી." બેસુતન બોલ્યો કે, "તારે એમ કરવું ઘટારત નથી. તુ દીન મુજબ ચાલ અને માણેસોને દુખ દેવા ના ઇચ્છ"

## બેહેમન અસફંદીયારનો પેગામ લેઇ રૂસતમ આગળ આવ્યો તે વિષે.

પછી તેણે પોતાની આગળ બેહેમનને બોલાવીને તેની સાથે છુટથી વાતો કરતા કહયું કે, "તુ તારાં શરીરને ચીનાઈ પોશાકથી સગારીને એક કાલા ઘોડા ઉપર સ્વાર થા. માથે મોતીની નકસીવાલુ એક તાજ પેહેર અને એવી રીતનો સગાર લે કે જે કોઈ તુંને જોય તેઓ તુને નામદારોમાના એક તરીકે માની લે અને તું પાદશાહી ખાનદાનનો છે એમ સમજીને તેઓ તારે માટે પરવરદેગારની યાદ કરવા મંડી જાય તું તારી સાથે સુનેરી લગામવાલા પાંચ ઘોડા તથા બાહુર અને નેકનામી ભરેલા દસ મોબેદોને લેઇને આ માર્ગે રૂસતમના ઘર તરફ હકારી જા, પણ તુ તારા કામને મુશકેલ બનવા દેતો ના. તુ રૂસતમ સાથે નેકીથી વર્તીને અને મીઠાશથી વાત કરીને હમારી દુવા પુગાડીને કેહેજે કે, "ચઢતીએ પુગેલા શખ્સને જેહાન પણ બુરાઈથી નુકસાન પુગાડયા વગર રાખે છે માટે જાવેદાન સુધી ભલાઇને ઓલખનાર પરવરદેગારનો તારે ઉપકાર માનવો ઘટે છે. તે જેમ નેકીનો વધારો કરનાર તેમ બુરી ખાશીયત એખત્યાર કરનારને અટકાવનાર છે. તેજ સાહેબે તારી ફતેહનો અને ખજાનાનો વધારો કીધો છે અને તેથીજ તું આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યામાં ખુશાલ રહી શકે છે અને બુરા કાંમોથી દુર રેહેવું પસદ કરીને તે મીનાઈ જેહાનમાં દાખલ થવાય છે. જે કોઇ અક્કલવાન હોય તેજ આપણી ઉપરથી જે સઘળું ભલુ ભુડું પસાર થાય છે તે સમજી શકે છે. કારણ કે સેવટે કાલી ધુલ આપણું બીછાણું થનાર છે અને રવાન પાક યજદાંની નજદિક ઉડી જનાર છે. તેથી જે કોઇ જેહાનમાં પરવરદેગારને ઓલખનાર હોય છે તેજ કોશેષથી પાદશાહોની નજદિકીએ પુગે છે. હાલે હમો પણ કાંઇપણ હુમેરો કરી વધાર્યા વગર તારી સાચી અને અનદાજા સાથની તારીફ કર્યે છીએ, કારણ કે તેં પુશકલ વર્ષો જીવી જેહાનમાંના પુશકલ પાદશાહોને જોયા છે. તેથી જો તું અકકલની રાહે પછી નેગાહ પુગાડશે તો તુંને માલમ પડશે કે હમારી સાથે એમ વર્તવું તુને ઘટતું નથી. કારણ કે આવી મોટી પદવી, આટલોબધો ખજાનો અને લશકર તથા મોંઘી કીંમતના ઘોડાઓ, તખ્તો અને તાજો એ સઘલું પાદશાહોની નોકરી બજા-

વ્યાથી તું મારા વડીલોથી પાંમ્યો હતો. પણ પાદશાહ લોહરાસ્પ પુશકલ મુલકો ધરાવતો હોવા છતાં તુ તેની દરબારમાં નોકરી બજાવવાને આવ્યો નથી. વળી એ પાદશાહી ગુસ્તાસ્પને હાથ જયા પછી પણ તેં ગુશ્તાસ્પને જરા યાદ તો કીધો નથી પણ તેના ઉપર એક નામુએ લખ્યુ નથી એ રીતે તેની નોકરી બજાવ્યાથી તુ વેગલો રહયો છે. તું તેના નોકર તરીકે તેની દરબારમાં તો આવ્યો નથી પણ તેને પાદશાહ તરીકે પણ ગણ્યો નથી. તેથી જેમ તે હુસંગ, જમશેદ અને ઝોહાક પાસેથી પાદશાહી ખુચવી લેનારા ફરીદુનની તોખમના પાદશાહોથી તે કએકોબાદને માથે તાજ પેહેરાવીને તેની સાથે જેમ તુ વર્ત્યો હતો તેમજ હાલે પણ તું વરત ગુસ્તાસ્પ જેવો લડાયક, મજાહ ભોગવનાર, અક્કલમદ અને શેકારી બીજો કોઇ પણ પાદશાહ તખતે બેઠો નથી. તેણે ભલી પાકીજેહ ( જરથોસ્તી ) દીન કબુલ્યાથી જેહાનમાંથી ગેરઇનસાફ અને બુરાઇ દુર થઈ છે. જયારથી જેહાનના ખોદાનો માર્ગ પ્રકાશયો ત્યારથી બુરૂ શિક્ષણ અને દેવનો તરીકો ગુમ થયો છે. ત્યાર પછી જ્યારે અરજાસ્પ મગર જેવા સરદારો અને વાઘો જેવા સંપાહોના બેશુમાર લશકર સાથે ચઢી આવ્યો ત્યારે એ નામદાર પાદશાહે તેની સામે પણ લડવાને જઇને કીનાના મેદાનમાં તેના લશકરની એવી ઘોર બનાવી હતી કે આ જમીન ઉપર નહાસવાનો કાંઇ પણ માર્ગ રહયો હતો નહી. તે એટલે સુધી કે એ વાત રસ્તાખેજ સુધી બુજોર્ગો વચે તાજી રેહેશે. હવે પુર્વથી તે પશ્ચિમ સુધીના મુલકો તે શેરનરોની ગરદનના તોડનારના ગણાય છે. તુરાનથી તે સિંધ અને રૂમ સુધીના તમામ મુલકો તેની આગળ મીન જેવા નરમ બન્યા છે. નેજાના વાપહનારા સ્વારોના વનમાંથી ઘણુએક સ્વારો તેની દરઘાહમાં આવી રહયા છે. તે ( જીતેલા ) મુલકોનાં લોકોમાં તેની સાથે લડવાનું જોર નહી હોવાથી ત્યાથી તેના ઉપર ખંડણી અને મેહેસુલ આવતી રહે છે ઓ પેહેલવાન ! એ સઘલુ હું તુને એટલા માટે કહું છું કે તું તેની નામદારી ભરેલી દરબારમાં આવતો નથી તથા ત્યાંના નામદારો તરફ નેગાહ કરતો નથી તેથી તારે માટે ગુસ્તાસ્પનું રવાન દુ:ખી બન્યું છે. તેં જેહાનમાં ખુનુ પકડી બેસીને પોતાને ઢાંકી નાખ્યો છે. સરદારો શું કરતા હશે તે તું વિસારી બેઠો છે. તેં જાણે તેઓ માટે તારા દિલમાના મગજને બાહાર કાઢી નાખ્યું છે તું હમેશાં સઘલું નેક કરનારો અને પાદશાહોના હોકમ મુજબ તારૂ સર ઉચકનારો હતો. તારી કીઢેલી મેહેનતનો જો કોઇ હીસાબ કાઢે તો તે તારા ખજાનાથી પણ વધારે નિકળે. પાદશાહો-માંનો કોઇપણ આવી વિગત માટે મારા જેવા ગોલામ સાથે મતમાં જુદો પડતો નથી. ગુસ્તાસ્પ કહે છે કે, ' રૂસતમ પોતાની મોટી દોલતને તથા ખજાનાને લિધે તથા આમદાનીવાલા મુલકને લિધે હવે જાબુલમાંજ બેઠેલો રહીને મસ્ત

બને છે અને કોઇની ચિજ પણ પોતાના હાથની મુઠીમાં ધરતો નથી.' જ્યારે તેને તારૂં કામ પડે છે ત્યારે તું લડાઈથી દુર રેહેવુ પસંદ કરી બેઠો છે અને તે તુંને મોજમજાહમાં પણ સામેલ થયલો જોનો નથી. તેથી તેણે છેડાઇને એક દિવસે રોશન દાહાડાના અને અંધારી રાતના સોગંદ લિધા છે કે 'આ નામીચાં લશકરમાનો કોઇપણ રૂસતમને આ દરબારમાં બાંધેલા કેદી સિવાય બીજી રીતનો આવેલો જોશે નહી' હાલે હું ઇરાનથી અત્રે એજ માટે આવ્યો છું અને તેમાં મને દમ ખાવાનો પણ પાદશાહનો હોકમ નથી. માટે તું હવે એમ કરતાં અટક અને તેના ગુસ્સાનો કાંઇ ડર કર તેની ગુસ્સા સાથની નજર કેવી હોય છે તે તેં જોઇ નથી. તેથી જો તું એમ બેસી રેહેવા માટે જીવને પસ્તાવાભર્યો બનાવીને મારો હોકમ માનીને અત્રે આવશે તો હું સુરજના, જરીરના, રોશન રવાનના અને પેલા મોટી પડવીના સિંહ જેવા મારા બાપના સોગદથી કહું છું કે, 'એ બાબદમાં પાદશાહને પાછો સમજાવીને હુંજ પસ્તાવો ખાતો કરશ અને તારા ગ્રહ અને ચંદ્રને પાછા રોશન બનાવશ. આ મારા રવાન અને મારી અક્કલની રેહેનુમાઇથી કીધેલી વાતનો પેશોતન શાક્ષી છે. જો કે હું પાદશાહને થંડો પાડવાની ગમે એટલી તજવીજ કરૂં છું તોપણ મને તેમાં તારોજ કસુર જણાય છે મારો બાપ એક પાદશાહ અને હું તેનો એક નોકર હોયાથી મારાથી એક પળ પણ તેના હોકમની વિરૂધ જવાતુ નથી. માટે તારે હમણાજ તારાં કુટુંબ સાથે બેસી એ બાબે વિચાર કરી એકમત થવુ. જવારેહે, ફરામરજે, સામના દસ્તાને તથા જેહાનના અનુભવવાલી નેકનામ રોદાબેહે મારી એકએક શિખામણ માનીને આ મારી ભલી વાત તરફ તેઓએ ઢલવુ જોઇએ આ તારૂં ઘર વેરાન બનીને વાઘો અને સિંહોનુ રેહેઠાન બને એમ થવું જોઇતુ નથી. તેથી જ્યારે હું તુને અત્રેથી બાંધીને પાદશાહ આગળ લેઇ જવશ ત્યારે હું તેનો પણ ઘણો કસુર કાઢીને તાણા મારશ. ત્યાર પછી હું તેની આગળ ઉભો થઇ તેના ગુસ્સા અને કીનાને પાછો શાંત પાડશ. પછી હું મારી ખાશીયત મુજબ તારા ઉપર જરા પણ પવનને ફુંકવા દેવશ નહી."

તે નામદાર અસફંદીયારના તખત આગળથી આવી વાત સમજતાંજ બેહેમન રાજવંશી ખીનખાબનો પોશાક પેહેરીને તથા માથે તાજ મુકીને મુસાફરી કરવાને બાહાર પડયો. જેહાનને જીતનાર બેહેમને પોતાની પછવાડે એક પ્રકાશીત ઝુન્ડા સાથે ભપકાથી છાવણીમાંથી બાહાર પડીને હીરમંદ નદી પસાર કીધી. તે નામદારી ભર્યા જવાનને અને તેના ઉંચા ઘોડાને ચોકીબાનોએ જોયાથી તુરતજ તેઓએ (એ પેગામ પુગાડવાને) જાબુલમાં પોકાર ઉઠાવ્યા કે, "એક લડાયક અને એક બાધુર સ્વાર જરીરના લશકરનો સુનેરી પોસક પેહેરીને તથા થોડાક સ્વારો પુઠે લેઇને સેહેલાઇથી નદી પસાર કરી અત્રે આવ્યો

છે." આથી તુરતજ જાલ કમંદને જીનમાં ઓલગીને તથા હાથમાં ગુરજ પકડીને ઘોડે સ્વાર થયો અને ચોકી કરવાની જગ્યાએથી બેહેમનને આવતો જોઇને તેણે એક સરદ હાએ મારીને કહ્યું કે "એ પાદશાહી લેબાશ પેહેરેલો બાધુર શખ્સ તો એક નામદારી ભર્યો પેહેલવાન લાગે છે. તે લોહરાસ્પના ખાનદાનનો હોય એમ લાગે છે તેથી તેના પગલા આ મુલકમાં મુબારક હોજો."

પછી ચોકી કરવાની જગ્યાએથી જાલ દરવાજા આગળ જઇ ઘોડા ઉપર બેઠાં બેઠાં વિચાર કરતાં બોલ્યો કે "હાલે જે પોતાનું માથું આસમાનશે લગાડીને આવતો દેખાય છે તે બેહેમન હોવો જોઇએ. હુ જાલને તે ઓલખતો નહી હોવાથી, તેણે પોતાની પાદશાહી ગરદન એમ ઉંચીજ રાખી છે" બેહેમને વધારે નજદિક આવી લાગતાંજ તેને હાંક મારીને પુછ્યુ કે "ઓ ગામડીઆ શખ્સ! પેલો અંનજુમનનો સરદાર દસ્તાનનો બેટો રૂસતમ કે જેના તરફ જમાનો પોતાની જમનીજ પીઠ દેખાડે છે તે કયાં છે? કારણ કે પેહેલવાન અસફંદીયારે જાબુલમાં આવી નદી કીનારે છાવણી નાખી છે." જાલે તેને જવાબ દિધો કે "ઓ બાહેશમંદ બેટા! તું હાલે દારૂ મંગાવીને આરામ ભોગવ. હમણા રૂસતમ પોતાના જવારેહ. ફ્રામરજ અને લશકર સાથે શેકારેથી આવશે. માટે તું તારા બાધુર સ્વારો સાથે આવી દારૂ પી દિલને ખુશ કર." તે બોલ્યો કે, "અસફંદીયારે હમુને દારૂ પીવાનો કે મજાહ કરવાનો હોકમ આપ્યો નથી. તેથી તું કોઇ બોમ્યાને જોઇ કાઢી મારી સાથે શેકારના મેદાન તરફ મોકલ." જાલે તેણે પુછ્યું કે "તું શું નામ ધરાવે છે? અને એટલી બધી ઉટાવલે ત્યાં શાનું જવા માંગે છે? અટકલ કરતાં તું ગુસ્તાસ્પના ખાનદાનનો હોય એમ લાગે છે અને તું લોહરાસ્પની તોખમ ધરાવે છે." તે બોલ્યો કે, "હું તાંબાંની દેહવાળા જેહાનના માલેક અસફંદીયારનો બેટો બેહેમન છું."

એમ સમજતાંજ નામદાર જાલે ઘોડા ઉપરથી નિચે ઉતરી તેને નમન કરતાં કહ્યું કે, "ધરપચ્યા જવાનોએ તેમજ બુઢાઓએ તુને દરેક ઠેકાણે માન આપતાં રેહેવું જોઇએ." એ સમજી બેહેમને હસ્તા હસ્તાં ઘોડા ઉપરથી ઉતરીને તેને કેટલીક પુછપરછ કરી જવાબ મેલવ્યા. બેહેમને પુછ્યું કે, "ઓ મુબારક પગલાંના જેહાનના અનુભવી બુઢા શખ્સ! તારૂ નામ શું?" જાલે જવાબ દિધો કે "હું સામેસ્વારનો બેટો જાલ છું અને જેહાનમાં યાદગાર રહેલા નરીમાનની તોખમ ધરાઉ છું." આથી બેહેમને તુરત જાલ સાથે બગલગીરી કીઢી અને તે તેનું આવું કદાવર આંગ જોઇને અજબ બન્યો. જાલે તેને ત્યાં થોભવાની ઘણી માંગણી કીધી અને બોલ્યો કે "તારે એમ જડપથી ચાલી જવું ઘટતું નથી. તું રૂસતમ માટે શું સંધેશો લાંવ્યો છે? ઓ નામદાર! તે

પાદશાહનો સંધેશો કેવો છે" તે બોલ્યો કે "તારે અસફંદીયારના પેગામને આવો તુચ્છ અને હલકો ગણાવો જોઇતો નથી તું તારે કોઇ માર્ગ જાણનાર પેહેલવાનને ચુટી કાઢીને તેને મારી સાથે શેકારના મેદાનમાં મોકલ." આથી શીરખુન નામનો અનુભવી શખ્સ તેનો ભોમ્યો બની આગળ ચાલ્યો અને તેને દુરથી તે શેકારનું જંગલ દેખાડીને ત્યાંથી તુરત પાછો ફર્યો.

તે જવાન બેહેમનને વચમાં એક પાહાડ મલ્યો જે ઉપર પોતાના ઘોડાને ઉશકેરીને ચઢાવતાંજ તેને ત્યાંથી શેકારનું મેદાન જણાયુ અને તેમાં લશકરનો પેહેલવાન રૂસતમ માલમ પડયો તેને ત્યાં રૂસતમ બીસ્તુન પાહાડ જેવો લાગ્યો. પોતાના હાથમા એક ઝાડ પકડી તે ઉપર એક ગોરખરને ભુજવા માટે ચઢાવતો હતો અને તેણે બાજુએ પોતાનો ગુરજ તથા લડાઇનો સામન મુકયો હતો તેના બીજા હાથમાં દારૂથી ભરેલી એક જામ પકડેલી હતી અને તેનો બેટો તેની આગળ એક નોકર માફક ઉભો હતો. તે કસ્તુરી અને કેસરના ભેલવાલા દારૂથી ભરેલી જામ પાનસોથી વધારે મનની ભારી હતી.[૧] તેનો રખશ ત્યાના મેદાનમાં છુટનો ફરતો હતો અને તેને માટે ઘાસ, ઝાડ અને નદી કીનારો તૈયાર હતો. તેને જોઈ બેહેમન બોલ્યો કે "એ રૂસતમ પોતે છે કે ઉજાસ ફેલાવનારો સુરજ છે. કોઇએ પણ જેહાનમા એવો શખ્સ જોયો નથી તેમજ આગળા નામદારોએ એવો શખ્સ હોયા વિષે સમજ્યુ પણ નથી. મને ફીકર છે કે તેની સામે પેહેલવાન અસફંદીયારથી ટકાવાનુ નથી પણ તેને સર ફેરવી લડાઇમાંથી નાહાંસવુ પડવાનુ. માટે મારે હાલેજ કાંઇ યુક્તિ કરવી જોઇએ. તે નિચે અને હુ ઉપર હોવાથી જો હમે લડાઇમા ઉતરશું તો હું તેને કીનાના મેદાનમાં ઉંધો નાખી દકશ. તેથી હું હમણાજ અત્રેથી એક પથર ગબડાઉ અને રોદાબેના દિલને દુખથી રડતુ કરૂ"

તેણે તે પાહાડ ઉપરથી એક મજબુટ પથરને ખોડીને ઉચાઇએથી નિચે ગબડાવ્યો. પણ જવારેહે મેદાનમાંથી તે મજબુટ પથર જોઇને અને અવાજ સમજીને બુમ પાડી કે, "ઓ સ્વારોના પેહેલવાન ! પાહાડ ઉપરથી પેલો પથર ગબડે છે" જવારેહેના એમ બુમો પાડયા છતાં તથા તે પથરના ગબડવાથી તમામ પાહાડ ધુલારાથી ભરઇ જવા છતાં પેહેલવાન રૂસતમ તો જરા પણ ચોંકયા વગર તથા ગોરખરને મુકી દિધા વગર તે પથર નજદિક આવ્યો ત્યાં સુધી બેસી રહયો, અને પછી લાત મારી તે પથરને પોતાથી દુર ફેકી દિધો. તે જોઇને જવારેહે તેને શાબાસી આપી તેની તારીફ ગાઇ. તેની આવી બુજોરગી ત્તાં આવો દેખાવ જોયાથી બેહેમનનું દિલ તેના એ કામ માટે ગમગીન

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

બન્યું અને તે મન સાથે બોલ્યો કે, " જો મુબારક અસફંદીયાર આવા નામદાર સાથે લડશે તો તે પોતાના શરીર ઉપર લડાઇમાં રૂશવાઇ લાવશે. તેથી તે તેની આગતાસ્વાગતા કરે એજ ભલું ગણાય, નહી તો કે એજ ( રૂસતમ ) લડાઇમાં ચઢતો ગણાવાથી તમામ પાદશાહોને કેદ કરશે "

આથી બેહેમને વિચારવંત બની પોતાના પવન વેગે દોડતા ઘોડા ઉપર પાછો બેસીને પોતાની અસલ જગ્યાએ જઇ જે કાંઈ અજાયબી જોઇ હતી તે મોબેદોને કહી અને પાછો સેહેલ રસ્તે તેઓની તરફ આવ્યો શેકારવાલી જગ્યાએ તેના આવી લાગતાંજ તેને માર્ગમાથી જોઇને તેહેમતને મોબેદોને પુછ્યું કે, " આ શખ્સ કોણ છે ? જાણે તે ગુસ્તાસ્પ પોતે હોય એમ લાગે છે."

પછી રૂસતમ જવારેહેને તથા પોતાની સાથે શેકારે આવેલા સઘલાઓને લેઇને તેને સામો લેવાને ગયો. તેને જોતાંજ બેહેમને જડપથી ઘોડા ઉપરથી નિચે ઉતરીને તેની ખબર અંતર પુછી અને તેની સાથે ભલી વર્તણુંકથી વર્તયો. રૂસતમ બોલ્યો કે " તારૂ નામ જાણ્યા વગર મારાથી તારી ઇચ્છા પુરી પાડી શકાશે નહી." બેહેમને જવાબ દિધો કે, "હું અસફંદીયારનો બેટો છું, અને મારૂ નામ સાચા લોકોનો સરદાર નામદાર બેહેમન છે." આથી તે પેહેલવાને તેને તુરતજ છાતી સાથે ચાંપીને પોતાને આવતાં મોડુ થવા માટે તેની માફી ચાહી. પછી તે બંધે પોતાની પુંઠ નોકરી બજાવનારા નામદાર સરદારો સાથે ત્યાંથી બેસવાની જગ્યાએ જઇ બેઠા. બેહેમને ત્યા બેસતાંજ તેને પાદશાહની તથા મોટી પડવીના ઈરાની સરદારોની દુવા પુગાડતા કહયું કે, " પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાંથી અસફંદીયાર અત્રે આતશની જડપે આવ્યો છે અને તે મોટાઈ પાંમેલા પાદશાહના હોકમ મુજબ હીરમંદ નદીને કાંઠે છાવણી નાંખી પડયો છે. હવે અસફંદીયારે જે પેગામ તુ સરદારોના પેહેલવાનને કહેવાડયો છે તે જો તું સમજવા માંગતો હોય તો હું તુંને પુગાડું." રૂસતમે જવાબ દિધો કે " તું શાહજાદાએ દુર વેરથી ચાલી આવવાની રંજ ખેંચી છે માટે આપણે પેહેલાં જે કાંઇ ખાવાનું છે તે ખાઇ લેઇએ અને પછી તારા હોકમ મુજબ જેહાન ચાલશે."

પછી તેણે પોતાના રેવાજ મુજબ ખાનું હાજર કરવાનો હોકમ કર્યાથી ત્યાં સુફરા પાંઠરવામા આવ્યા અને તે ઉપર નરમ નાન તથા આખુ ભુંજેળું ગરમ ગોરખર લાવી મુકવામાં આવ્યુ. નોકરોએ તે ખાનુ બેહેમન આગળ લાવી હાજર કરતાંજ તેહેમતને તેની સાથે વાતો કરવા માંડી. રૂસતમે ત્યાં પોતાના ભાઇ સિવાય બીજા કોઇને બેસાડયા નહી. રૂસતમ હમેશાં એક આંખુ ગોરખર ખાતો હોવાથી પોતાની આગળ એક બીજું ગોરખર મંગાવ્યુ અને

તેના ઉપર નીમક ભભરાવ્યા પછી તેને કાપીને ખાવા માંડયું. આથી તે નામદાર ઇરાનીઓ તેને ખાતો જોતા પડયા. બેહેમનને ગોરખરનો જે થોડો ભાગ ખાધો તે રૂસતમ સાથે સરખાવતાં તો સોએ એક હીસ્સા જેટલું હતું. આથી રૂસતમે તેને હસ્તાં કહયું કે, " આ ખાવા પીવાની જગ્યા છે ત્યાં તું ખાના ઉપર આટલું ખાએ છે તો તુ હફ્તેખાનમાં કેમ જીપલાવી શકશે ? ઓ શાહજાદા ! જ્યારે તારો ખોરાક એટલોજ છે તો તું લડાઈમાં નેજાથી લડી કેમ શકશે ?" બેહેમને જવાબ દિધો કે, " પાદશાહી ખાનદાનનો એક શખ્સ ચાપલુસી ખોરો અને ઘણુ ખાનારો હોતો નથી. પણ તેનો ખોરાક કમ હોયા છતાં તેની લડવાની શકિત વધારે હોય છે અને તેથી તે પોતાના જીવને દર પળે હઠેલી વચે રાખે છે" આથી રૂસતમે હસીને મોટે અવાજે કહયુ કે, "મરદો આગળ મરદાનગીવાલા શખ્સો છુપા રેહેતા નથી "

પછી તેણે એક સુનેરી જામ દારૂથી ભરીને તે બાહુર મરદાનગીવાલા ઈરાનીઓની સલામતી ચાહી. પછી બીજી જામ બેહેમનના હાથમાં મુકતાં તે બોલ્યો કે " તું પણ જે કોઇની સલામતી લેવા ચાહતો હોય તેની યાદમાં એ ઉઠાવ." તે દારૂની જામ જોઇ બેહેમને ડર ખાધો. આથી જવારેહે હસવું દાબીને તેને કહયુ કે, " ઓ શાહજાદા ! તારાથી દારૂ તેમજ દારૂ પીનારા ખુશાળ રેહેજો." આથી બેહેમનને તે જામ તેના હાથમાથી જડપથી લેવાની ફરજ પડી પણ તે દારૂ પીનારનો દિલનો આરામ ઘટી ગયો. તે તો રૂસતમને માટે, તેના ખોરાક માટે, તથા તેની ગરડન, બાજુ અને હઠેલી માટે અચરતીમાં પડયો પછી તે શેકારી ખાના ઉપરથી ઉઠતાંજ ત્યાં તે સરદારોના ઘોડાઓ હાજર કરવામાં આવ્યા. તે બધે સ્વારો ઘોડા ઉપર બેસ્તાંજ બીજા નામદારોની આગળ આગળ હકારવા લાગ્યા. તે વખતે બેહેમને નેક નામી બર્યા પેહેલવાન અસફંદીયારનો રૂસતમને પેગામ પુગાડયો.

## રૂસતમે અસફંદીયારનો જવાબ દેતાં બેહેમન પાછો ફર્યો તે વિષે.

જ્યારે રૂસતમે બેહેમનની એ વાત સમજી ત્યારે તે બુઢા ખખ શખ્સનું મગજ વિચારવત બન્યું. પછી તે બોલ્યો કે, "વારૂ, મેં તારો પેગામ સમજ્યો છે અને તારા દીદાર જોયાથી મારૂ દિલ ખુશ બન્યું છે હવે તુ મારો આ જવાબ અસફંદીયારને પોહોંચાડજે કે " ઓ સિંહ જેવાં દિલના નામદાર સરદાર ! અક્કલવાલાં રવાનનો શખ્સ પોતાના કામોના સારાં પરીણામો જોઈ શકે છે. જે કોઈ મરદાનગી, ફતેહ, સરસામન અને તૈયાર ખજાનો ધરાવતો હોય તથા જે કોઇ પોતાની બુજોર્ગી, પેહેલવાની અને નામદારીથી મોટી પડવીના શખ્સોનો

વાહાલો થઇ પડયો હોય તો તેવો શખ્સ જેહાનમા તું પોતે છે. માટે તારે બુરી ખાશીયતનું મગજ ધરાવવું જોઇતું નથી આપણને તો યજદાંપ્રસ્તી તરીકે ઇનિશારી બનીને બદી સાથે હાથ મેલવવો ઘટતો નથી. જે વાત તે કહેવાડી છે તેમાં કાંઇ દમ નથી અને તે સાડમ અને ફળ વગરના ઝાડ જેવી છે. જો તારા જીવે લોભનો માર્ગ ધર્યો હોય તો તે ફાયદા વગરના કામો તારે માટે મુશકેલ થઇ પડશે. જ્યારે કોઇ સરદાર ઉપરવાશે બને તો તેને સખત સખુનો કહેવા સારા ગણાય, અને બુરી વાતોના પગલાં ત્યાંથી કાપી નાખેલાં ભલાં ગણાય. અકકલ સાથે બરોબર વાત કરનારના સખુનો ખુશાલી ઉપજાવે છે જો કોઇ શખ્સ એમ બોલતો આવતે કે 'અસફ્દીયાર જેવો કોઇ પણ માયથી જનમ્યો નથી અને તે મરદાનગી, જ્ઞાન, વિચાર તથા અક્કલ ધરાવવામાં પોતાના ન્યાગાનોથી પણ ચેઢે છે' તો તે શખ્સના એમ કેહેવાથી તારો બંદો ખુશી થતે. જ્યારે તારૂ નામ હીન્દુસ્તાન, ચીન, રૂમ અને જાદુસ્તાનના મુલકો સુધી જાણીતું છે તો હુ પણ એ તારા બોલો માટે ઉપકાર માનુ છુ અને રાત તથા દિવસના ત્રણ ત્રણ ભાગે હું તારી વખાન ગાવશ પરવરદેગાર પાસે મારી એવી ઉમેદ છે કે તારો પસદ પડતા ચેહેરો તથા તારી બુર્જગી, મરદાનગી અને ભલાઇ જોવાને માટે મારૂ દિલ અત્યારથીજ તૈયાર રેહે અને અપણે અરસપરસ ખુશાલી સાથે બેસીને દારૂની જામોથી શેહનશાહ ગુસ્તાસ્પની યાદ કર્યે. હું જે માગતો હતો તે સઘલુ હાલે પાંમ્યો છું અને તેથી હુ તારી ઇચ્છાને અનુસરીને ત્યા જલદી આવશ હુ વગર લશકરે તારી આગળ આવીને તે પાદશાહનો હોકમ તારે મોઢેથી સમજશ હું તારી આગળ કએકોબાદથી તે કએખસરૂ સુધીના ઇનિશારી પાદશાહોના રાજ્યનુ બ્યાન કરશ. તે વખતે એ તેહેમતન અસફ્દીયાર! તુ મારા કામો ઉપર તેમજ મારી વર્તણુક અને મારા ખમેલા દુખો ઉપર નેગાહ પુગાડજે. જે જે ભલાઇઓ મે કીધી છે તથા જે શખ્તી અને મેહેનતો મેં ઉઠાવી છે તે સઘલી તે આગળા જમાનાના વખતના પાદશાહોની નોકરી કરવામાં મને કરવી પડી હતી. જો તેવી મેહેનતોનો બદલો હાલે મને બંધીખાનામાં મલતો હોય અને ઇરાનનો પાદશાહ મને નુકસાંન પુગાડવા ચાહતો હોય તો મારા જેવા શખ્સને જેહાને જોયો હતેજ નહી અને તેણે મને વધારે વાર જીવાડયોજ નહી હતે તો તે ભલુ ગણાતે. તેથી હું જાતે આવીને તુને મારી સઘલી ખાનગી વાતો કહીશ અને તે જેહાનમા પણ બાપોકાર જાહેર કરીશ જો તેમાં મારો કાંઇ કસુર માલમ પડે તો તારે તેવી બુરાઇ માટે મારૂ ડોકું કાપી નાખવુ યાતો મારી બાજુમાં ફાસી ઓલવીને મારા પગોને વાઘના ચાંમડાંથી બાંધવા. મે જ્યારથી મારા બચગીમા પેલા જોરવર હાથીની ગરદન ભાંજીને તેને નાઇલ

નદીમાં ફેંકયો ત્યારથી તે હાલે સુધી કાંઈ બુરા કામને માટે મારૂં સર કપાવવું પડે એવો કાંઇ ગુનાહ થયેલો જણાયો નથી. ૧ માટે એવી નાખુશ વાતો મારી આગળ કર્યાથી દૂર રેહે અને એવી બુરાઇની ધમકીથી તું દેવોના દીલને દુખી બનાવ જે કોઇએ મારી આગળ બોલવાની હીમત કીધી નથી તેવું તું ના બોલ અને તારી મરદાનગીને લિધે તુ તારી હ્હેલીમા પવન પકડવા ના ચાહા. બુઝર્ગ લોકોથી દાઝીઆ વગર આતશ ઉપરથી પસાર થવાતુ નથી તેમજ ભીજાયા વગર દરીઓ તરાતો નથી. પુશકલ મહીનાઓ સુધી છુપાઇ રહેવાના કંટાળાથી કાંઇ એક કોલાહથી સિંહની બરોબરી થઇ શકતો નથી માટે મારા માર્ગમા તું લડાઇ ના પાહર કારણ કે હું પોતે તો લડાઇનો ભંડારજ છુ. જો આસમાંન મારી આગળથી પોતાનો ચમરપતો ફેરવી નાખે તો હુ તેને પણ મારા ભારી ગુરજથી શિક્ષાએ પુગાડું. તુ કોઇપણ શખસને મારી જગ્યાએ ઉભેલો જોશે નહી અને ફાડી ખાનારા સિંહથી પણ મારી જગ્યા રખાશે નહી. મે વળી જાહેર તેમજ ખાનગી રીતે મોટા મોટા જાદુગર દેવોને પણ મારી કમંદમાં બાધ્યા છે. ૧ ત્યારે રૂસતમના હાથ બાધવા તુંને કોણ ફરમાવે છે ઉંચા આશમાનથી પણ મારા હાથ બંધાવાના નથી ૧ મારૂ નામ જેહાન પેહેલવાન રૂસતમ છે અને પાદશાહોને માટે હુ એક લાખ માણસના લશકર બરોબર છુ ૧ માટે તુ પાદશાહને છાજે તેમ મારી સાથે વર્ત. તારા જમના હાથે તુ લોભનાં દેવને ના પકડ અને કોઇપણ માર્ગ તારા દિલના ગુસ્સા અને કીનાને દૂર કર જેહાનને તુ તારી જવાન આખે ના જો પણ તારા દિલને ખુશ બનાવીને આ નદી પશાર કરી આવ પાક પરવરદેગાર તુંને તનદરે- શતી બક્ષજો તુ તારે પરવરદેગારથી દુર થવા ઇચ્છયા વગર આ માગ ઘરને મોજ મજાહથી પ્યારૂં બનાવ જેમ હું કએકોબાદનો નોકર હતો તેમજ હું તારાથી પણ મારા દિલ અને મગજને ખુશ રાખશ. જો તુ તારા લશકર સાથે અત્રે આવી મારી આગળ બે મહીના ખુશાલી સાથે રેહેશે અને તારા માણસો તથા ઢોરોને ઠાક આપશે તો તેથી અદેખા દિલના દુશમનો આંધળા બનશે. મારાં તમામ જંગલો શેકારથી ભરેલાં છે અને પાણીઓમાં પણ ( શેકારને લાયકના ) પક્ષીઓ વસે છે. તેથી જો તુ ઉટાવળ કીધા વગર અત્રે લાંબો વખત રહેશે તો સિંહો અને વાઘોને તલવારથી મારતી વખતે હુ તારા લડાયક મરદાનગી ભર્યા જોરની પણ તપાસ લેવશ. જ્યારે તું તારા લશકરને બાહુરોના પાદશાહ આગળ ઇરાન લેઈ જવા માંગશે ત્યારે હું મારો જુના વખતથી સગ્રેહલો ખજાનો કે જેની સરૂવાત અત્રે મારી શમશેરથીજ થયલી છે તે ખુલ્લો કરશ. હું મારા હાથના જોરે સંગ્રેલો તમામ ખજાનો તારી આગળ હાજર કરશ અને તેમાંથી

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

તુંને જે ગમે તે તું રાખજે અને બાકીની બક્ષેશ કરજે. પણ તુ હમારા દિલને વીજલી સાથના તોફાની દાહાડા જેવાં બનાવા ના માંગ. તુ ગમે તો તારાં લશકરને મારો પૈસો આપી દેજે પણ તું પોતે એટલો તુંદ ના બન. એ દોલત જો ખુશાલીથી મેલવાતી હોય તો તેમા દલગીરી ના ફેલાવ. જ્યારે તારો અત્રેથી જવાનો વખત થશે અને તું પાદશાહના દીદાર જોવાની ખાહેશ કરશે ત્યારે હું પણ તારી સાથે આવવાને મારી લગામ તારા માર્ગમાં ફેરવશ અને ભપકા સાથે પાદશાહ આગળ આવશ હુ તેની માફી ચાહીને તેનો ગુસ્સો નરમ પાડશ અને તેના માથાં અને હાથ પગોને બોસા લેવશ. તે મોટો પાદશાહ મારા હાથ પગો શા માટે બાંધવા માંગે છે અને મારાથી તેને શુ ગેરઇનશાફ થયો છે તે હું તેને પુછશ.' હવે મેં તુંને જે કાંઈ કહયુ છે તે ધ્યાનમાં રાખીને મોટા દરજાના અસફંદીયારને કહેજે." રૂસતમનું એ પ્રમાણેનુ કેહેવું સમજતાંજ બેહેમને પોતાના પવિત્ર મોબેદો સાથે ત્યાંથી ઘોડા હંકાર્યા.

## અસફંદીયારની મુલાકાત માટે રૂસતમ હીરમંદ નદીને કીનારે આવ્યો તે વિષે.

તેહેમતને થોડો વખત ત્યાંજ થોભી ફરામરજ તથા જવારેહને પોતાની આગળ બોલાવીને કહયું કે, "અત્રેથી તમો જાબુલના સરદાર દસ્તાન આગળ જઇને કહો કે "અસફંદીયાર આપના મુલકનો દાવો કરતો આવ્યો છે. પાદશાહ કાઉસના વખતની માફક હાલે તેની પણ દરબાર ચઢતી ગણાતી હોવાથી તેને લાયકના પાદશાહી પોશાકો તથા સુનેરી તખતો મેહેલમાં તૈયાર કરી મુકો તથા તેને લાયકનુ ખાવાનું પણ તૈયાર કરાવો અને તેની મેહેમાનદારીમાં કાંઇ પણ કમ પડવા દેતા ના. કારણ કે એ શાહનશાહજાદો આપણી આગળ આવ્યો છે તે કીના ભર્યો બની લડવાની ઇચ્છા સાથે આવ્યો છે. તે બાહાદુર પાદશાહ એક નામદાર પેહેલવાન હોવાથી લડતી વખતે સિંહોથી ભરેલાં મેદાનનો પણ વિચાર કરતો નથી. હાલે હું તેને સામો લેવાને જાઉ છું અને જો તે મારી માંગણી કબુલ કરશે તો આપણ સઘલાને માટે ઉમેદ રેહેશે. તેના મઝજમાંથી ભલાઇ માલમ પડતાં હુ તેને લાલ યાકુતો સાથનુ એક તાજ ભેટ કરશ અને તેને ખજાનો, જવેહરાત, બખતરો, ગુરજો અને તલવારો ભેટ કરવામાં કાંઇ બાકી રાખશ નહી. પણ જો તે મને નાઉમેદ બનાવી પાછો ફેરવશે તો તેને લિધે મારો વખત પણ હવે પ્રકાશ્તો રહેશે નહી. એ પોતાની વલહાર કમંદથી જોરાવર હાથીના માથાને પણ બંધીવાન કરે છે." જવારેહ બોલ્યો કે, "તું એનો વિચાર ના કર. જે કીનો ધરાવતો નહી હોય તે કોઇ સાથે લડવા ચાહાતો નથી. જેહાનમાં હું એક પણ શખ્સને ઓલખતો

નથી જે અસફંદીયાર જેવી અકકલ અને મરદાનગી ધરાવતો હોય. આપણા તરફની કાંઇ પણ બુરી વર્તણુંક તેણે જોઈ નથી તો તે અકકલવંત શખ્સ આપણુ પણ બુરૂ કરશે નહી." પછી જવારેહ જાલ આગળ ગયો અને રૂસતમે ત્યાંથી ઉઠી હીરમંદ નદીને કાંઠે ચાલવા માંડયું. કાંઇ નુકસાંન થવાની ધાસ્તીથી તેનુ મગજ ગાભરૂં પડેલુ હોયાથી તેણે નદી આગળ આવી લાગતાંજ લગામ તાણી અને બેહેમન ખુશ ખબર લાવે ત્યાં સુધી ત્યાજ થોભ્યો.

પેલી તરફ બેહેમન છાવણીમાં આવી લાગતાંજ પોતાના બાપ આગળ જઇ ઉભો રેહેતાંજ, મુબારક અસફંદીયારે તેને પુછયું કે, "તુંને પેલા નામદાર પેહેલવાને શું જવાબ દિધો?" એમ સમજતાંજ બેહેમને પોતાના બાપ આગળ બેસીને જે કાંઈ તેનાથી સમજ્યું હતુ તે ઢીમે ઢીમે કેહેતાં તેણે પેહેલે રૂસતમની દુવા પુગાડી અને પછી તેણે જે પેગામ આપ્યો હતો તે કહયો. વળી તેણે ત્યાં જે કાંઈ જોયુ હતુ તે પણ બાપને કહયું, પણ નહી જોયલું તો છુપુંજ રહયુ. તે બોલ્યો કે "રૂસતમ જેવા કોઇપણ પીલતનને મેં આપણી અનજુમનમા જોયો નથી. તે સિંહ જેવું દિલ અને હાથી જેવું શરીર ધરાવતો હોવાથી નાઇલ નદીમાના મગરોને પણ બાહાર ખેંચી કાઢે છે. હાલે તે બખતર અને લોઢાંની ટોપી વગર તેમજ ગુરજ અને કમંદ વગર તું પાદશાહના દીદાર જોવાની ખાહેશથી હીરમંદ નદીને કાંઠે આવી ઉભો છે. તેના દિલમાં શુ ભરમ છે તે હું જાણતો નથી પણ હાલે તો તું પાદશાહને દુવા દેવાને નદી આગળ આવી ઉભો છે.[૧] માટે તું પણ મસ્ત હાથીની માફક સામો જા. તેને જોઇને તું કેહેશે કે જાણે તે પાહાડ (જેવા ઘોડા) ઉપર સ્વાર થયો છે." આથી અસફંદીયારે બેહેમન ઉપર ચીરડાઇને તેને અંજુમન વચે ઠપકો દેતાં કહયુ કે, "નામીચા શખ્સોને ઓરતો સાથે બેસી છુપી વાતો કરવી ઘટતી નથી. વળી નાદાનોને મોટાં કામો બજાવવા મોકલવા એ બાહાદુરી અને હીંમતનું કામ નથી. તેં બાહાદુરોને જોયા છે કયાં? તેમજ તેઓના ઘોડાના પગળાનાં અવાજ પણ સમજ્યા છે કયાં? કે તું રૂસતમને એમ જંગી હાથી જેવો બનાવી દેઇને આ નામદારી ભરી અંનજુમનના દિલને કચડી નાખે છે." પછી તેણે હલવેથી પેશુતનને કહયુ કે "પેલો નામદાર લડાયક સિંહ તો હજી પોતાને જવાનજ સમજતો દેખાય છે અને તેના વરસો ભરાયા છતાં તે હારવાનોજ નથી એમ જાણે છે. પણ જમાનાનું ચકકર લડાઈમાં કોણની તરફ મેહેરબાની દેખાડે છે તે આપણે જોઇશુ. હું તેને મારી મરદાનગીથી લડાઈમાં ઉતારી તેની તમામ નામદારીને ખેજાલત પુગાડશ."

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

# અસફંદીયાર રૂસતમને મલી ગયા પછી રૂસતમ ત્યાંથી જાલ આગલ પાછો ફર્યો તે વિષે.

પછી તેણે કાલા ઘોડા ઉપર સુનેરી લગામ સાથનું જીન બાંધવા ફરમાવ્યું અને કીનાથી ભરેલા મગજ અને હવાથી ભરેલાં દિલ સાથે તે શાહજાદો કમર બાંધી તથા હાથમાં ગુરજ પકડીને મસ્ત હાથીની માફક ઘોડા ઉપર સ્વાર થયો. ૧ પછી પુઠે સો નામદારી ભર્યા સ્વારોનું લશકર લેઇને મુબારક અસફંદીયાર જીન ઉપર પેહેલવાની કમંદ લટકાવીને જડપથી હીરમંદ નદીને કાંઠે આવી લાગ્યો. સામે કાંઠેથી રખશે તો આ બાજુએથી તાજબક્ષ પહેલવાન અસફંદીયારના ઘોડાએ ખંખારો માર્યા. પછી તેહેમતને રખશ ઉપરથી ઉતરી પગે ચાલતો આવીને તે પેહેલવાનને મુબારકબાદી આપતાં દુવા દીધી કે. "હુ એક પુરા ખોદા પાસે એવુ માગુછુ કે તે તારી રેહેનુમાઈ કરનારો થાય તુ તારા બુજ્રગો તથા લશકર સાથે તનદોરસ્તી ભર્યો અત્રે આવી લાગ્યો છે ત્યારે તો આપણે બેસીને મુબારકવાતો કરી એકમેકના જવાબો મેલવ્યે હુ જે અકકલની રાહનુમાઈ સાથની વાત કરૂ છું તેનો શાક્ષી પરવરદેગાર છે એમ તુ સમજજે, કારણ કે હુ એવી વાતોથી મોટાઇ લેવા અને કાંઇપણ કરીને જુદા પહેલવાન તરીકે ગણાવા માગતો નથી મને તારો ચેહેરો જાણે સીયાવક્ષ જેવા લાગતો હોવાથી તાજગીવાલા ચેહેરા આગળથી પાછુ ફરવા પણ ગમતું નથી પેલા જેહાનબક્ષ તાજદાર સીયાવક્ષ સિવાય તુ બીજા કોઇ જેવો લાગતો નથી. મને તારો ચેહેરો એમ રોશન બનાવતો હોવાથી તુ મારો મેહેમાન બનશે તો સારૂ ૧ તારાથી મારા ખજાનાને કે લશકરને કાંઈ અલવલ આવવાની નથી જો હું તારી આગળ મારી તલવારથી ડોકું પણ કાપીને મુકુ તો તે લાયક ગણાય. ૧ તારા જેવો બેટો ધરાવનાર પાદશાહ ખરો ભાગ્યસાલી ગણાય. તારા ઉચા કદ અને આવા ચેહેરા માટે તારો બાપ ખુશાલ રેહેજો. ઇરાનનો મુલક ખરો ભાગ્યશાળી કે ત્યાંનું તખત તારૂ છે અને ખુલ્લુ નસીબ તારો નોકર બની રહયું છે. જે કોઇ તારી સાથે લડાઇ કરવા માંગીને પોતાના નસીબ અને તખતને ધુલમાં રગડે તેવા શખ્સનું નસીબ ગમગીન બનજો. તારા ઉચાં કદ, દમામ અને જવાનીથી તથા વલી તારા પાદશાહી ચેહેરાથી તારા તમામ દુશમનો તારો ડર રાખનારા થજો અને તારૂં બુરૂં ઇચ્છનારનું દિલ ભાગીને ટુકડા થજો. તમામ જીંદગી સુધી તારૂં નસીબ ફતેહમંદ રેહેજો અને તારા વખતની અંધારી રાતો પણ પ્રકાશ્તા દિવસ જેવી બનજો."

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

એમ સમજતાંજ અસફંદીયારે પણ ઘોડા ઉપરથી નિચે ઉતરી રૂસ-તમની તારીફ કરતા તેના હાથી જેવા શરીરને છાતી સાથે ચાંપ્યું અને બોલ્યો કે, "તું ગુરજ તથા ઘોડા વાપડવાને લાયક પેહેલવાન છે અને તારાથી તાજ અને વીંટી પ્રકાશ પકડે છે. ૧ ઓ જેહાન પેહેલવાન ! હુ તુંને ખુશાલ અને રોશન-રવાન સાથે જોઇને પરવરદેગારના શુકરાના કરૂ છું જેહાનના પેહેલવાનો તારી આગળ ખાક બરોબર હોવાથી તારી તારીફ કરવી લાયક ગણાય તારા જેવી યાદગારી ધરાવવા માટે જેહાનમા જાલ ભાગ્યશાલી ગણાય ૧ તારા જેવો બેટો ધરાવનાર ખરો ભાગ્યશાલી કે તે ફળદાર ડાંખલીને આબાદ જોવા પાંમ્યો છે. જેનો તુ મદદગાર હોય તે પણ ખરો ભાગ્યશાલી કારણ કે તે તારાથી સખનાઇ વાલા વખતથી નચિંત બને છે તુને જોતાજ મને સ્વારોને નિચે ફેકનારો સિહ-નર જરીર યાદ આવ્યો.'

રૂસતમ બોલ્યો કે, "ઓ ચાલાક અને રોશન રવાનના જેહાનદાર પેહે-લવાન ! હું તુ પાદશાહ પાસેથી એક માંગણી કરૂ છું જેમા હું ફતેમદ બનું. તે એજ કે તુ મારે ત્યા પધારીને મારા જીવને તારા દીદારથી રોશન બનાવ જો ત્યાં તારે લાયકની ચિજો નહી હશે તો હમો તે કાંઇ પણ કરીને મેલવશુ વળી તારાથી જાલની આંખોને પણ રોશણી મલશે અને તારા દરશણથી તેનો મેહેલ બાગ જેવો બનશે" ૧ અસફંદીયારે જવાબ દિધો કે "ઓ જેહાનના પેહેલ-વાનો વચે યાદગારી ધરાવનારા શખ્સ ! તારા જેવી નામદારી ધરાવનારથી ઇરાન પણ ખુશનુદ રહે છે તુ જેવા શખ્સના વિચારથી દૂર જવું અને તારા મુલક અને મકાનથી દુર રેહેવા માગવું મને ઘટતુ નથી. તોપણ હુ તારા રવાનને જેહાનના પાદશાહ ગુસ્તાસ્પના હોકમથી જાહેર કે ખાનગી રીતે ફેર-વવા ચાહાતો નથી. તેણે મને જાબુલમાં અથવા તો બાધુર લોકોના મુલકના સરદારો આગળ થોભવાનો હોકમ આપ્યો નથી. પણ તેણે મને કહયું છે કે 'તુ રૂસતમને કાંઈ પણ નુકસાન પુગાડયા વગર હાથ બાધીને મારી આગળ લાવ.' તેથી એ પાદશાહના હોકમ મુજબ વર્તીને તું એવુ કર કે જમાનાથી તું ફળ પાંમે. માટે તું પોતેજ વગર ઢીલે તારા પગમા બેડી પો, કારણ કે પાદશાહ તરફથી એમ બેડી પોવામાં શરમ નથી. હું તેનો બેટો હોવા છતાં તેણે મને પણ બંધીવાન કીધો હતો પણ આખરે તેણેજ મને બંધીખાનેથી છુટો કીધો હતો. તુંને બાંધીને હું પાદશાહ આગળ લેઈ જવશ કે તારા તમામ ગુનાહો પાછા ઉલટાઇ જશે. તારી હજુર પરવરદેગાર મારો ગવાહ છે કે તુંને બંધીવાન કરવાની મારી જરાએ ઇચ્છા નથી. ૧ તારી સામે કંમર બાંધી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તુંને એમ બાંધવાથી તો મારો જીવ દુખી થશે. જો તું આખરે પણ એમ બંધાઇને મારી સાથે જેહાનના પાદશાહ આગળ આવશે તો હું તારા જીવને જરાપણ નુકસાંન થવા દેવશ નહી યા એક રાત પણ તુને બંધીખાને પડવા દેવશ નહી. ઓ પેહેલવાન ! તુ એમાં બુરૂ ધારતો હશે પણ બેશક પાદશાહ તુંને જરાએ નુકસાંન પુગાડશે નહી મને તો પાદશાહે એ માટે હાથી દાંતનુ તખત, ખજાનો અને તાજ આપવા માંગ્યુ છે. તેથી એ તાજ મારે માથે મુકતાંજ હુ તમામ જેહાન તારે હાથ સાંપ્રશ જેમ થવાથી તુને પાદશાહથી કાંઈ શરમીંદગી પોહોચેલી ગણાશે નહી તેમજ પરવરદેગારનો ગુનો કીધેલો પણ ગણાશે નહી. બાગોને ખીલવાનો વસત થતાંજ તુ જ્યારે જાબુલ પાછો ફરશે ત્યારે તુ મારી પાશેથી એટલી તો દોલત મેલવશે કે જેથી તારો મુલક ભરપુર ગણાશે."

રૂસતમ બોલ્યો કે, " ઓ નામદાર ! હુ તો પરવરદેગારથી એમ ચાહતો હતો કે, તારા દીદારથી મારા દિલને ખુશ બનાઉ પણ તારી આવી વાત હું કેમ કબુલી શકુ ? હું બુઢો તેમજ તુ જવાન બધે મોટી પડવીના અક્કલમંદ અને ચાલાક પેહેલવાનો હોવાથી આપણને આપણી ગરડન લડવાને ઉચી કરવી પડશે. પણ તુંને કાંઇ બુરી નજર લાગી છે એવી મને ફીકર હોયાથી હુ તારા મગજને ઉંઘમાંથી જાગૃત કરવા માંગુ છુ. તાજ અને તખતને માટે તારાં દિલને જુઠ્ઠુ બનાવી તુ દેવોની વચ્ચે તારો માર્ગ લેવા માગે છે. પણ એવી વાતથી તો મને નહી ભુસાય એવી જાવેદાન સુધી શરમ પુગેલી રહે. હજી પણ શુ તું બાહાદુર સિંહ જેવો લડાયક સપેહસાલારની તોખમનો સરદાર થોડો વખત મારે ઘરે નહી આવે ? અને મારા મેહેમાન તરીકે આ મુલકમાં નહી રેહે ? જો તું મગજમાંથી કીનાને ફેંકી દેઇને કોશેષથી દેવને ઠાપ આપશે તો તું મારી પાસેથી જે કાઇ માંગશે તે તારો હોકમ બજાવશ અને તારા દીદાર જોઇ મારા જીવને ખુશ રાખશ. જો મારો કમરબંધ છુટીને ખુલ્લો થાય તો તેજ એક હાર અને બુરૂ કામ ગણાય. તેથી કોઇપણ શખ્સ મને જીવતો બંધીવાન થયલો જોશે નહી. કારણ કે મારાં રોશન રવાને મને એજ ( લડાઇના) કામ ઉપર લગાડેલો છે. મારી નામદારીને કલંક લાગે તેના કરતાં મારે માથે પથર ટંકાય તો સારૂ. તારી આગમચના બાહાદુર લોકોએ મારા પગોને કદી પણ ભારી બેડીમાં જોયા નથી."

અસફંદીયારે જવાબ દિધો કે, " ઓ જેહાનના પેહેલવાનો વચ્ચે યાદગાર શખ્સ ! તારૂં કેહેવું સાચું છે અને તે જુઠ્ઠુ નથી. જુઠાઇથી માણસ પ્રકાશ પાંમેજ નહી. તો પણ મારા બાહાર પડતાં મને પાદશાહે શું હોકમ કીધો તેની તુંને પેશુતન ખાતરી આપશે. મને તેણે કહયું કે ' તું રૂસતમ સાથે લડવાની

તૈયારી કર અને તેની સાથે લડી તેને બંધીવાન કરવા સિવાય તું બીજું કાંઇ કરતો ના.' તો હું હવે તારા ઘેર તરફ કેમ આઉ ? અને ખુશાલી સાથે તારો ફતેહ-મંદ મેહેમાન કેમ બનું ? તું તો મારા તપતા વખતને સીહા બનાવવાને પાદશા-હના હોકમથી ગરદન ફેરવવા માંગે છે. હું (તારો મેહેમાન બન્યા પછી) તારાં નાન અને નીમકને વિસારી દેઉ તો તેથી હું મારાં પાકીજેહ ખાનદાનના ઉચાન ઉપરથી ગબડીને એક કુતરો બની જાઉ. પેહેલું તો એ કે હું તારી સાથે લડવાને અત્રે વાઘોની લડાયક ખાશીયત સાથે આવ્યો છું. બીજું એ કે પાદ-શાહના હોકમથી મારૂં શર ફેરવ્યાથી તો પેલી જેહાનમાં મારી જગ્યા આતશ (દોજખ) બને. તેથી જો તારી ઇચ્છા હશે તો ફકટ આજનોજ દિવસ હું મારા હાથ તારા દારૂ તરફ લંબાવશ આવતી કાલે શું બનશે તે કોઇ જાણતું નથી તેથી એ માટે વધારે વાત કરવી ઘટતી પણ નથી "

રૂસતમ બોલ્યો કે, "હું એમ કરીશ પણ મેં એક અઠવાડયું સુધી શેકાર કર્યા કીધેલો હોવાથી તથા મેઢાને બદલે ગોરખર ખાયા કીધેલું હોવાથી કાલે હું જઈને દિલમાથી આ મુસાફરીનો પોશાક કાઢી નાખવા માગું છું તું ખાણુાને વખતે જ્યારે મને બોલાવશે ત્યારે હું તારા કુટંબ સાથે ખાણા ઉપર આવી બેસશ" એમ કહીને તે ત્યાથી પોતાના દુખી દિલને વિચાર કરવા ઉપર લગાડતો રખશ ઉપર બેઠો અને જડપથી મહેલમાં આવી ત્યાં શામ નરીમાનના બેટા જાલ સાથે મેલાપ કીધો તે બોલ્યો કે, "નામદારીભર્યા સરદાર! હું અસફં-દીયાર આગલ જઇ આવ્યો છું તે મને એક સીધા સરોવર જેવો સ્વાર જણાયો છે અને તે અકકલમંદ, લાયકીવાલો અને દમામવાલો છે. તું કહેશે કે, જાણે તે પેહેલવાન પાદશાહ ફરીદુન પોતે છે ફરીદુને જાણે પોતાની બુજોર્ગી અને દાનાઇ તેનેજ સોંપી દીધા છે તેને માટે જે સમજ્યું તેના કરતાં નજરે જોયાથી તે ચઢતો નિવડયો છે અને તેના ઉપર પાદશાહી ખોરેહ પ્રકાશે છે."

## અસફંદીયારે પેશુતન સાથે રૂસતમની વાતો કીધી અને તેણે રૂસતમને મેહેમાનદારી કરવા બોલાવ્યો નહી તે વિષે.

રૂસતમના હીરમંદ નદી કાંઠેથી જતાં રેહેતાંજ તે બુલંડી ભર્યો નામદાર વિચારમાં પડયો. તેવામાં તુરતજ પાદશાહની રેહેનુમાઈ કરનારો પેશુતન તેના તંબુમાં આવ્યાથી પેહેલવાન અસફંદીયારે તેને કહયું કે "આપણે એક મુશકેલ તેમજ ખુવારી ભર્યું કામ માથે ઉઠાવ્યુ છે. રૂસતમના મેહેલમાં જવાનું અને

તેના દીદાર જોવાનુ મારૂ કામ નથી. વળી જો તે પોતે અત્રે નહી આવશે તો હુ તેને બોલાવનાર પણ નથી. જો હમારામાંનો એક માર્યો જશે તો બીજાનુ દિલ બળ્યા કરશે અને તેનુ મગજ દોસ્તી માટે રૂદન કરતું રેહેશે." પેશુતન બોલ્યો કે, "ઓ નામદાર' તારા જેવો ભાઇ કોણ ધરાવી શકે છે? હુ પરવરદેગારના સોગંદથી કહુ છુ કે જયારે મે તમો બધે નામદારોને એકેમેક તરફ કીનો ધરાવતા નહી જોયા ત્યારે મારૂ દિલ રૂસતમ તેમજ અસફંદીયાર માટે સરૂ થતી વસંતની માફક ખીલી રહેયુ. પણ જયારે મે તમારાં કામમા ઉડી નજર કીધી ત્યારે તો દેવે અકકલનો માર્ગ બંધ કીધો હોય એમ જણાયુ. તુ તો દીન અને હુંનરના કામથી તથા પરવરદેગારના હોકમ અને તારા બાપના વિચારથી વાકેફ છે. માટે તું તારા ભાઇનો સખુન માનીને તારા જીવ સાથે લડાઈ કરવાના કામથી અટક રૂસતમનું કેહેવું પણ મે સમજ્યું છે તેની બુજોર્ગી માણસાઈપણા સાથે જોડાયલી છે. તુ કાંઇ તેના બે પગો બાધી શકવાનો નથી માટે તું તારા દમામ અને તારાં તાજનો વિચાર ના કર. સામના દસ્તાનનો બેટો જે જેહાનનો સ્વાર ગણાય તે એમ બાજી રમયાથી પોતાનુ માથુ તારા ફાડામા ઉતરવા દેવાનો નથી. મને ફીકર છે કે તમો બધે બાહુરો વચેનુ કામ મુશકેલ થઇ પડશે. તે બુજોર્ગ હોવાથી તુ પાદશાહથી વધારે દાનાવ છે અને લડાઈમા તથા મરદાનગી દેખાડવામાં તે વધારે શકતીવાન છે. છતાં જયારે એક (રૂસતમ) મોજમજાહ માગે છે ત્યારે બીજો (અસફંદીયાર) લડાઈ અને કીનો ચાહે છે. ત્યારે તારીફ કોણને ઘતે છે તેનો તુ વિચાર કર તુ તેના પગો કેમ બાંધી શકવાનો છે? માટે તું એવુ નાપસંદ કામ ના કર.[1] તારા જેવા સિંહાને પકડનાર પેહેલવાન એવી અનગમતી વાતો કરે નહી એ વધારે સારૂ"[1]

તે નામદારે તેને જવાબ દિધો કે, "જો હુ મારૂ માથું પાદશાહના હોકમથી ફેરવુ તો જેહાનમા મને પોતાને તાણા સમજવા પડે અને પરવરદેગાર આગળ મારો ઇનશાફ થાય. તેથી હું બંધે જેહાન રૂસતમને ખાતર વેચી નાખવા માગતો નથી. કોઇ પણ પોતાની આખ અને દિલને સુયાથી સીવવા ચાહે નહી." ત્યારે પેશુતન બોલ્યો કે, "શિખામણ તરીકે ગણાતી ચિજ તારા પાક શરીર અને જીવને માટે હજી પણ ફાયદા કારકજ નિવડે. માટે હમણા મેં તુંને જે કહયું છે તેમાંથી ભળુ પસંદ કરી લે. પાદશાહોના દિલ તો કીના ઉપર ફાવી નિકળવાં જોઇએ છે." પછી તે પાદશાહે બાવરચીઓ પાસે ખાણું મંગાવ્યું પણ તેણે રૂસતમને બોલાવવા કોઇને કહયું નહી ખાણું ખવાઇ રેહેતાં તેણે દારૂની જામ હાથમાં ધરી પણ તે પીવામાં તેણે રૂઇનદેઝ કરતાં પણ

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

અત્રે વધારે અંદાજો રાખ્યો. તેને ત્યાંની પોતાની મરદાનગીની યાદ થવાથી તે દારૂ તેણે શેહેનશાહની યાદમાં પીધો જ્યારે ત્યાં એ પ્રમાણે બનતુ હતું ત્યારે રૂસતમ ખાવા જવા આપેલા વચનને યાદ કરતો પોતાના મેહેલમા બેઠો હતો. પણ મોડું થવા છતા તેને કોઈ શખ્સ તેડવા નહી આવ્યાથી તે રસ્તામાં નજર ખેંચતો ઉભો

## અસફંદીયારે રૂસતમને મેહેમાનદારી કરવા માટે નહી બોલાવ્યાથી તે ફરીથી અસફંદીયાર આગળ ફર્યાદ કરતો ગયો અને અસફંદીયારે માફ માગી તે વિષે.

જ્યારે જમવાનો પણ વખત વહી ગયો ત્યારે તે બાહુરના મગજમા ખમીર ચઢયુ. તેથી તે હસીને બોલ્યો કે, "ઓ ભઈ જવારેહ ! હવે તુ ખાનુ તૈયાર કરાવ અને મોટી પડવીના શખ્સોને બોલાવી મગાવ જો અસફંદી-યારની રીત એવીજ હોય કે તે આપણા કામોને હલકા સમજે અને ઇજન કીધા પછી કોઇને બોલાવા મોકલે નહી તો તેનાથી ભલાઇની ઉમેદ પણ રખાય નહી." એટલુ કહી તેણે ખાનુ તૈયાર કરાવ્યુ અને તેઓ ખાનું ખાઇને ઉઠયા ખાનુ ખાઇ ઉઠયા બાદ તુરતજ તે જોરાવર પેહેલવાને ફરામરજને કહયું કે, "તું રખશ ઉપર ચીનના લોકોના રેવાજ મુજબ જીન બધાવ. હુ એક વાર ફરીથી અસફંદીયાર આગળ જઇ તેને કેહેશ કે 'જો તુ શાહજાદો હોય તોપણ તુ આ વાત યાદ રાખજે કે જે કોઇ બોલીને ફરી જાય તે મોટા લોકોના તરીકાના માર્ગથી વેગળો ગયલો ગણાય.' "

એટલુ કહી તે હાથીની માફક રખશ ઉપર બેઠો અને તે રખશનો ખંખાર બે માઇલ સુધી સમજાયો. તે જડપથી નદી આગળ આવ્યાથી ત્યાનું લશકર તેને જોવાની ઉટાવલમાં પડયુ. તેઓએ દુરથી સિંહ જેવા રૂસતમને હાથમાં મગર જેવી તલવાર પકડીને અઝદાહ જેવા રખશ ઉપર સ્વાર થયલો જોયો તેને જોતાંજ લશકરમાના દરેકના દિલે તેની સાથે પ્યારથી જોડાન કરવા ચાહયું અને તેઓ બોલ્યા કે "નામદાર સામેસ્વાર સિવાય એ બીજા કોઇ જેવો લાગતો નથી. તે જીન ઉપર એક લોઢાંનો પાહાડ હોય તેમ લાગે છે અને જાણે રખશ તો હારેમનનો પાહાડ છે. જો એક જોરાવર હાથી પણ તેનો હરીફ બને તો તે હાથીના તાલક ઉપર તુને ગુલીનો રંગ છાંટવો પડે. પાદશાહ ગુસ્તાસ્પના મગજમાં અક્કલ હોય તેમ લાગતું નથી કારણ કે તેણે અસફંદીયાર જે ચંદ્રના જેવો દમામદાર અને નામદાર પેહેલવાન છે તેને તાજ અને તખતને મસે આવી રીતે મરવા મોકલ્યો છે. બુઢાપાનો વખત છતાં તે ખજાનો, પાદશાહી મોહર અને તાજનો વધારે લોભી બન્યો છે."

રૂસતમના અસફંદીયાર આગળ આવી લાગતાંજ તે નામદાર તેને સામો લેવાને ગયો. રૂસતમે તેને કહયું કે, "ઓ પેહેલવાન ! તું તો કાંઇ નવી રીત ભાતનો મુબારક જવાન દેખાય છે શું હું તારો મેહેમાન બનવાને લાયક નથી ? તે વચણ આપ્યુ છે ત્યાં સુધી તો એમ બનવુંજ જોઇએ. મે તુંને જે વાત કહી છે તે ધ્યાનમાં રાખ અને તું તારી મેલે વગર ફોકટનો દુખી ના થા તુ પોતાનેજ મોટો ગણતો હશે અને આ નામદારો વચ્ચે જોરાવર ગણાતો હશે. પણ હમે તો તુંને ઉતરતો ગણીએ છીએ અને વિચાર તથા અક્કલમાં તુંને કમ સમજીએ છીએ. જાણુ કે હું તો જેહાનમાં નરીમાનની તોખમને દિપાવનારો રૂસતમ ગણાઉ છું કાલો દેવ પણ મારી સાથે હાથ અજમાવવા ઇચ્છતો નથી. મેં જાદુગરોના ડોકાં ખાડામાં ફેંકયા છે. બુજોર્ગ લોકો મારા બખતર સાથે મને ગરજના કરતો વાઘ યા સિંહ જેવો જોઇને પોતાના તીર કમાન મેદાનમાં પડતા મુકી મારી આગલથી લડયા વગરજ નાહાસ ભાગ કરે છે. જંગી કામુશ અને ચીનના ખાકાન જેવા લડાયક સ્વારો અને કીનાબાજ શખ્સોને મેં મારી કમંદના ફાંસાથી ઘોડા ઉપરથી નિચે તોડી પાડયા હતા અને તેમના હાથ પગ બાંધી લિધા હતા. ઇરાનના પાદશાહોની સંભાળ કરનાર તેમજ બાહાદુરોને દરેક ઠેકાણે મજબુટાઇ આપનાર હુંજ ગણાતો. માટે તું મારે સારૂં એવું (હલકુ) ગુમાન ધરાવીને પોતાને આસમાનથી પણ ઉંનચો ના ગણ. હું તો તારા દમામ અને તાજને લીધે એમ દોસ્તીનું વચણ માંગુ છુ. તારા જેવા પાદશાહનો મારે હાથે નાશ થાય એમ હું ચાહતો નથી કારણ કે હું તો પોતાને સામ પહેલવાન કે જેને લિધે નરસિંહો પોતાની ઝાડીઓ પણ છોડી જતા હતા તેનાજ જેવો બાહાદુર ગણું છું ઓ પહેલવાન જેવા શાહજાદા અસફંદીયાર ! હાલે તે સામની એક યાદગારી તરીકે હું જેહાનમા ગણાઉ છું. લાંબા વખતનો હું જેહાન પહેલવાન ગણાતો હોવા છતાં મેં કદી પણ બુરો વખત અનુભવ્યો નથી. મે ઘણી રંજ અને સખ્તીઓ વેઠીને દુશમનોથી જેહાનને સાફ બનાવી છે. પણ શુકર ખોદાના કે વખતના વેહેવા પછી એક મુબારક સાખાને હુ મારા બરોબરીઆ તરીકે જોઉ છું જે હાલે નાપાક દીનવાલા શખ્સો ઉપર કીનો લે છે અને જેહાન તેની વખાણ ગાય છે."

અસફંદીયારે રૂસતમને હસીને કહયું કે, "ઓ સામેસ્વારના બેટા ! તુને મારૂ તેડું નહી પુગ્યાથી તું એમ દલગીર બન્યો છે, પણ હું એવીજ વાતથી મારી નામદારી અને ખાહેશ મેલવવા માગું છું. આજે ઘણી ગરમી હતી અને તુંને લાંબે માર્ગે આવવાનું હોવાથી મેં તુને મેહેનત આપી નહી. માટે તું એમ ઉશ્કેરા ના. હું તો બોલ્યોજ હતો કે, સહવારે બામદાદ થતાં હું તારી માફી ચાહાવાને જવશ અને ત્યાં દસ્તાનના દીદાર જોઇને ખુશ બની મારા રવાનને

પણ જરા ખુશ બનાવશ પણ હાલે જ્યારે તું પોતેજ એમ મેહેનત ઉઠાવી તારે ઘરેથી મેદાનવેર આવ્યો છે તો તું બેસીને જરા આરામ લે અને ગુસ્સે થયા વગર તથા ચીરડાયા વગર દારૂની જામો ઉડાવ.'' પછી તેણે ત્યાં રૂસતમ માટે એક મીજલશ બનાવી અને પોતાના દાવા હાથ ઉપર તેને માટે બેસવાની જગ્યા કીધી જેહાનના અનુભવી રૂસતમે તેને કહયું કે, “એ કાંઇ મારે લાયકની જગ્યા નથી હું તો મારા ધારા મુજબની જગ્યાએ બેસશ'' ત્યારે અસફંદીયારે બેહમનને કહયુ કે, “એની ઇચ્છા મુજબ એને માટે જમના હાથ ઉપર જગ્યા કર.'' આથી બેહેમન ભવાં ઉપર કીનાની કરચલી સાથે દલગીર બની ઉભો થયો રૂસતમે તેને એમ ચીરડાયલો જોઇને પોતે પણ ગુસ્સાથી ઉશકેરાઇને તે શાહજાદાને કહયુ કે “ઓ પેહેલવાનોના શાહજાદા! તું તારી આંખ ખોલી મને બરોબર જોઇ લે. હું જેહાન પેહેલવાન રૂસતમ છુ તે શું તું જાણતો નથી ? તું મારા હુનર અને મારી નામીચી તોખમ તરફ નેગાહ કર કારણ કે હું બાહાદુર સામની તોખમનો છું. તે તેજ સામ છે કે જે જમશીદની ઓલાદનો ગણાતો હતો, અને જે સુરજ અને ચંદ્રના જેવો દેખાવ ધરાવતો હતો. માટે દમામવાલા ઉચ ખાનદાનના શખ્સે તો હુનર ધરાવી દિલને ઇનેશાફથી મોટુ બનાવવું ઘટે છે.[1] તેથી મને ઘટતી જગ્યા તારી ગણાય નહી. કારણ કે હુ તો ફતેહ, દમામ અને અકકલ ધરાવનારો શખ્સ છુ. કોબાદ, સીયાવક્ષ, કએકાઉસ અને જેહાનને જીતનાર નેક પગલાનો કએખસરૂ એક જેહાન પેહેલવાનને ઘટે તેમ મને પોતાના જમના હાથ ઉપર બેસાડતા હતા.'' આથી પાદશાહે પોતાના બેટાને તખત સામે એક સુનેરી ખુરશી મુકીને બેસવા કહયુ અને પછી તેણે રૂસતમને કહયુ કે “તારાં દિલની ઇચ્છા મુજબ તું બેસ અને એ બેઠક તુને લાયક થજો.'' આથી બેહમન એક મઘમઘતા સતરાનું ફુલ પકડી તે સુનેરી ખુરસી ઉપર ગુસ્સાથી જઇ બેઠો.

## અસફંદીયારે રૂસતમના ખાનદાનનો તીરસકાર કરી પોતાની તારીફ કીધી તે વિષે.

પછી અસફંદીયારે રૂસતમને કહયું કે, “ઓ સિંહ જેવું દિલ ધરાવનારા નામદાર સરદાર! મેં મોબેદોથી, બુજોર્ગોથી અને ચાલાક દિલવાલા અકકલમંદોથી એવું સમજ્યુ છે કે, ‘દસ્તાન તો દેવની બુરી તોખમથી જનમ્યો હતો અને તે જેહાનમાં એથી ચઢતી તોખમ ધરાવતો નથી. તેને જનમતાં વાર

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

જેહાનમાં રસ્તાખેજ થશે એવા વિચારથી સામથી છુપાવી દેવામાં આવ્યો હતો. તે કાલા શરીરવાલો અને સફેદ ચેહેરો અને બાલ ધરાવનારો હતો. સામનું પણ દિલ તેને જોતાં નાઉમેદ બનવાથી તેને પક્ષીઓ અને મછીઓ પાસે ખવાડી દેવાડવાને દરીઆ આગળ નાખવા ફરમાવ્યુ હતુ પણ તેનામાં કાંઇપણ લાયકાત યા દમાંમ જોયા વગર "ત્યાં સીમુર્ગે આવીને પોતાની પાંખ હેઠેલ પાલ્યો હતો અને તેને પોતાના માળામાં લેઇ જઇ રાખ્યો હતો. તેની મકશદ તો તેને લેઇ જઇને ખાવાની હતી અને તેથી તેણે તેને લાવીને પોતાના બચ્ચાં આગળ ફેંકયો હતો કે જેથી ખાવાને વખતે તેનાથી તેઓનું કામ ચાલે પણ તેને ખાવાની તૈયારી કરતાં તેનાથી તેઓએ ધાસ્તી ખાઇને તેને ખાઇ જવાનુ મોકુફ કીધુ. તેથી તેઓ તેની આગળથી એકવગો ચેહેરો ફેરવીને તેને ત્યાંજ પડતો મુકીને ચાલી ગયા. જોકે સીમુર્ગે જાલને ખાધો નહી તો પણ તેનુ શરીરતો તેઓને કમીનુ લાગ્યાથી તેઓએ તેને પોતાના માળા આગળ રાખ્યો પણ તેનો ચેહેરો જોઇને કોઇને ખુશાલી લાગતી હતી નહી. તે તેને અપવિત્ર ખાનુ ખવાડતુ અને તેના નાગા શરીરને પોશાક માટે કમીનુ ગણતું. એ રીતે સીમુર્ગ જાલ ઉપર મેહેરબાની દેખાડયા પછી કેટલોક વખત સુધી એમ આસમાન ફરતુ રહયુ તેણે લાંબો વખત સુધી મુરડાઓનુ માસ ચાખ્યા બાદ તે સીમુર્ગ તેને નાગો સીસ્તાન લેઈ ગયુ. સામને ત્યા બચ્ચાં નહી હોયાથી તેણે બુઢાપાને સબબે તથા પોતાની નાદાનીને લિધે પડતા તાણાઓને સબબે તેને કબુલ રાખ્યો. પછી મારા સબકતા બુર્જોર્ગો અને નેકખાહ ન્યાગાન પાદશાહોએ તેને પોતાને ત્યાં ખેંચી લેઈ જઇને કાંઈ કાંઇ ચિન્હોની બક્ષેશ કીધી અને તેમ પણ કેટલોક વખત પસાર થયો. જ્યારે એ ડાંખલી સાથે એક હાથ લગાડયા વગરની સરોવર જેવી ઓરત જોડાઈ-ત્યારે તું રૂસતમ તેના ફળ તરીકે પેદા થયો અને તારી મરદાનગી, અક્કલ અને તારા દેખાવને લિધે તારા આવાં કામો આસમાન સુધી પુગ્યાં. એ રીતે તુંને પાદશાહી મલ્યાથી તેં ફુગાઇ જઇને અપવિત્ર માર્ગ ધર્યો હવે તું પાદશાહના હોકમથી પણ આડો જઇને ડાહાપણનો માર્ગ ધરી શકતો નથી. જાલને પેલાં સીમોર્ગે આપેલા મુરડાલ ખોરાકની પણ તુને યાદ રહી નથી. હુ વધું શું બોલું. તારા ઉપર પરવરદેગાર તરફથી શરમ પુગજો"

## રૂસતમે અસફંદીયારને જવાબ દેતાં પોતાના ખાનદાનની અને કાંમોની તારીફ ગાઇ તે વિષે.

રૂસતમે તેને જવાબ દિધો કે "તું જરા ધીરો પર. તું શા માટે આવા દિલ દુખવનારા સખુનો બોલે છે? તારૂં દિલ જુઠાઈ તરફ ઢલ્યાથી અને તારૂં

રવાન દેવોના ભમાવ્યાથી એમ ફર્યાદ પોકારે છે. માટે પાદશાહોને ઘટે એવી તું વાતો કર. પાદશાહોએ સાચી વાત સિવાય બીજુ કાંઈ બોલવું ઘટતું નથી. સામનો દસ્તાન કેવો બુર્જર્ગ, દાનાવ અને કીર્તીવાલો છે તે તો પરવરદેગાર જાણે છે. વળી તે સામ પેહેલવાન નરીમાન જે પોતાની સખાવતોથી પેહેલવાન ગણાતો હતો તેનો બેટો થતો હતો. કેરશાસ્પ અને હુશંગથી તેની પેહેડી ઉતરી આવ્યાથી તો હાલે જેહાનનો તાજવર પાદશાહ તો હું ગણાતે ૧ હમારેજ લિધે તારા વડીલો પાદશાહી પાંમ્યા, નહી તો કે તેઓના નામ કોઇ પણ પસંદ કરતે નહી નામીચા કોબાદને પણ હુજ અલબરજ પાહાડ ઉપરથી લોકોની વચ્ચે લાવ્યો હતો, નહી તો કે તે એકાંતમાં બંદગી કરનારો હતે અને તે ખજાનો લશકર કે જાહોજલાળી ધરાવતે નહી. સામની તારીફ તો તેં સમજી હશે. તે જમાનામાં આવો નેક નામ શખ્સ બીજો કોણ હતો ? તે સામે તુસ શેહેરમાં એક અઝદાહ કે જેના પંજામાથી કોઇ છુટી શકતુ હતું નહી અને જે દરીયામાના મગર જેવો અને જમીન ઉપરના વાઘ જેવો હતો તેને માર્યો હતો તે અઝદાહ પોતાની પુછડીથી પાહાડોના સખત પથરને પણ નરમ બનાવી દેતો હતો અને તે દરીઆમાની મછીઓના મગજને બાળી નાખતો તેમજ હવામા ઉડતાં ગીધોની પાંખોને પણ તે બાલી નાખતો. હાથી જેવાં જાનવરને તો તે એક ફુંફારામાં ખેંચી લેતો. એ ખબરથી સામનું ખુશાલ દિલ દલગીર બન્યાથી તેણે પોતાની જગ્યા તે દરીઓ કે જેના પાણી ઝેહરને લિધે દામર જેવાં બન્યાં હતાં તેમાં કીધી અને તેણે પોતાના ગુરજ વડે આવી રીતના અઝદાહને મારી નાંખ્યો. ૨ આવી તમામ જેહાને તેને દમામ અને ઉંચા કદ માટે સાબાશી આપી હતી.'

"બીજો એક બુરી મનશનીનો જોરાવર દેવ ૩ હતો જેનું શરીર જમીન ઉપર અને માથું આસમાન સુધી પુગેલું હતુ. ચીનનો દરીઓ તેની કંમરપુર આવતો હોવાથી સુરજના તપવાને પણ તેનાથી ઈજા પુગતી હતી. દરીઆમાની માછલીને તે બહાર ખેંચી કાઢીને સુરજના તાપમાં ભુજવા માટે ચંદ્રના ગુમબજ સુધી ઉઠાવી લેઈ જતો હતો. એ રીતે ફરતુ આસમાન પણ તેને માટે રડતું હતુ. તે દેવના પણ સામે કમરમાંથી બે ટુકડા કરી જેહાનને તે દેવની ફીકરથી નચિંત બનાવી હતી. સામે આવી બે મોટી બલાઓને બેજાન

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે

૨ એ બાબે જુવો હોમ યશતમાં સરવર નામના સાપને મારવાનું બયાન.

૩ એ બાબે જુઓ જમીયાદ યશત (ફ. ૪૧) મા આવેલું ગન્દરેવ દેવને મારવાનું બયાન.

કીધી હતી અને તેની તલવારથી તેઓ તરફડવા પડયા હતા ૧ વળી મેહેરાબ કે જેનાથી સિંધનો મુલક આબાદ રેહેતો હતો તેની બેટી તે મારી મા ગણાય છે. મેહેરાબ ઝોહાકની પાંચમી પેહેડીથી ઉતરી આવ્યો હતો અને તેણે પોતાના માંથાંને જેહાનના પાદશાહો વચ્ચે નામદારીથી ઉચ્યુ ચઢાવ્યું હતુ. ત્યારે એથી વધારે નામદારી ભરી તોખમ બીજી કોણની હોય? અકકલમંદોને સાચાઓ આગળ પોતાનું મોઢું છુપાવવુ પડતું નથી હુ એવો હુનર ધરાઉ છુ કે તમામ જેહાનના પેહેલવાનોને મારાથી હુનર શિખવો પડે છે હુ કાઉસ સાથે તો સરૂવાતથીજ દોસ્તી ધરાવતો હતો કે જેને માટે તો તું મારા ઉપર કાંઈ પણ બાહાનુ સાંધી શકવાનો નથી. વળી ધનસારી પાદશાહ કએખસરૂ કે જેની માફક કેઆનીઓમાંથી કોઇએ પણ પોતાની કંમર બાંધી હતી નહી તેની સાથે પણ હુ દોસ્તી ધરાવતો હતો. તેઓને ખાતર મેં તમામ જમીન ઉપર ફરી વલીને ઘણાએક જુલમગાર પાદશાહોને મારી નાખ્યા હતા મારા જીહુન નદી ઓલંગી આવતાંજ અફ્રાસીયાબ તુરાનથી ચીન નાહાસી જતો જ્યારે કાઉસ માજનદરાન તરફ ગયો ત્યારે તેને દસ્તાને ઘણી એક શિખામણો આપી અટકાવવા માંગ્યો હતો પછી તેના ઉપર દેવોએ શુ શુ જફા પાડી તે તો તે સમજ્યુ હશે કાઉસ ત્યાં આંધલો બન્યાથી જીવથી ના ઉમેદ બની રૂદન કરતો હતો તે વખતે હુ એકલો અંધારી રાતે પણ કુચ કરતો માંજનદરાન કે જેનુ છેડુ ઘણાએક ફરસંગોનુ હતુ ત્યાં ગયો અને મેં ત્યાના પાદશાહ અરજંગને કે સફેદ દેવને કે સનજેહ, અવલાડ, ગંનદી કે બીદ દેવને જીવતાં રાખ્યા નહી વળી એજ પાદશાહ કાઉસને લિધે મારો બાધુર અને અંક્કલમંદ બેટો સોહરાબ કે જેના જેવો જોરાવર, બાધુર અને લડાયક બીજો કોઈ હતો નહી તે મારે હાથે માર્યો ગયો. મને જાલની તોખમથી જનમ્યાને હાલે છસોથી વધારે વર્ષ થયાં હશે ત્યારથી હુ જાહેર તેમજ ખાનગી રીતે જોરમંદ પેહેલવાન ગણાઉ છું મુબારક ફરીદુન કે જેણે બુજોર્ગોનુ તાજ માથાં ઉપર મુકી ઝોહાકને તખત ઉપરથી નિચે ગબડાવી તેના તાજ સાથના માથાને ધુલમાં પડેલુ કીધું હતુ તેના જેવો બીજો કોઇ પાદશાહ જનમ્યો નથી. બીજો જેહાનની સુધ્ધી બુધ્ધી છીનવી લેનાર મારો બપાવો સામ હતો અને ત્રીજો હુ છું. જ્યારથી મેં મારી કમર લડવાને બાંધી છે ત્યારથી તાજદાર પાદશાહો નચિંત બન્યા છે. એવી ખુશાલીવાલો વખત કદી આવ્યો નથી અને એવા આડે માર્ગે ગયલા શખ્સો પણ કદી પેદા થયા નથી. કારણ કે જેહાનમાં ફતેમંદ હુંજ છું અને મારીજ તલવાર તથા ગુરજ ભારી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ગણાય છે માર' આ સઘલું કહેવુ તુ'ને એટલા માટે છે કે તુ' તેથી વાકેફ થાય. તુ એક પાદશાહ છે અને બીજા નામદારો તારી રૈયત છે તે છતાં તુ' કએખસરૂના જેવુ ખોરેહ ધરાવતો હોય તોપણ તુ આ જમાનામાં તો નવો સવો દાખલ થયલો છે તેથી તુ જેહાનમા તારાંજ શરીર તરફ જોય છે, પણ છુપાં કાંમોથી તુ વાકેફ નથી. હવે વાત ઘણી વધે તેના કરતાં આપણે દારૂ પી તેનાથી જીવની દલગીરીને તોડી નાખીએ"

## અસફંદીયારે રૂસતમ આગળ પોતાની પેહેલવાની અને ખાનદાનની તારીફ ગાઈ તે વિષે.

રૂસતમની એવી વાત સમજતાંજ અસફંદીયાર ખુશ બનીને ખુશનુમાં વસત માફક હસી પડયો રૂસતમની એવી વાતથી તેનુ' દિલ ઉશકેરાયાથી તેનુ' એમ કેહેવુ સમજીને તેને જવાબ દિધો કે "તારી મહેનત અને લડાઈનુ' બયાન અને તારા સઘલાં દુખ અને ગમની વાતો મે સમજી છે. હવે મેં જે લડાઇઓ કીધીછે અને મારા માથાંને બીજા નામદારો કરતાં ઉચું ચઢાવ્યુ છે તે વાત તુ સમજ મે પહેલા તો જરથોસ્તી દીન માટે કમર બાંધી હતી અને આ જમીનને બુત પ્રસ્તોથી ખાલી કીધી હતી. જેહાનના કોઇ પણ લડાયક શખ્સે તે વખતે જમીનને એમ મુરડાઓના ઢગથી ઢકાયલી જોઇ હશે નહી. લોહરાસ્પના બેટા ગુસ્તાસ્પથી મારૂ ખાનદાન ઉતર્યુ છે. અરવનદનો બેટો લોહારાસ્પ પોતાના જમાનામાં નામદારી અને જાહોજલાલી ભોગવી ગયો હતો. એ અરવનદ કએ પશીનની ઓલાદનો ગણાય છે કે જે પશીન માટે તેના બાપ તારીફ કરતો હતો. અક્કલમંદ અને ઇનશાફથી ભરેલા દિલના પાદશાહ કએકાબાદનો પશીન બેટો થતો હતો એ રીતે એ પેહેડીને તુ પાદશાહ ફરીદુન કે જે અસલ તખતને દિપાવનારો કેઆની હતો ત્યા સુધી લંબાવી શકશે. વળી મારી માતા પણ રૂમના કયસરની બેટી થાય છે કે જેણી રૂમીઆને માથેના તાજ જેવી છે. વળી એ કયેસર પણ સેલમ કે જે રેવાજ અને દમામવાલો ઇનશાફી પાદશાહ ગણાતો હતો તેની તોખમ ધરાવે છે વળી પાદશાહ વચેથી મરદાનગીનો દડો જીતનાર એ સેલમ પાદશાહ ફરીદુનનોજ બેટો હતો. મારૂ એ કહેવુ કાઇ ના પાડી શકવાનું નથી, કારણકે ઘણાઓ માર્ગ ચુક છે અને માર્ગ જાણનાર ઘણા થોડાજ હોય છે. તુ' તેજ શખ્સ છે જે મારા મુબારક તાલેના પવિત્ર ન્યાગાનો અને બુજોર્ગોની તારા બાપ સાથે નોકરી બજાવતો હતો એવી વાત કરવામાં હુ' કાઇ ભુલ કરતો નથી મારા ન્યાગાન પાદશાહો કે જેઓની નોકરી બજાવવાને તુ' ઉટાવલે દોડતો હતો તેઓથી તુ પાદશાહી પાંમ્યો હતો. હુ' જે કાંઇ બન્યું તે સઘલું વિસ્તારૂં ત્યાં સુધી તુ થોભ. તેમા જો કાંઇ ખોટુ' હોય તો તુ' તારો હાથ

દેખાડજે. કારણ કે જ્યારથી ગુશ્તાસ્પે તખત મેલવ્યુ ત્યારથી તો મેંજ મારી મરદાનગી અને નસીબથી મારી કમર બાંધેલી રાખી છે. જરથોસ્તી દીનના માર્ગથી જે કોઇ ફર્યા હતા તેઓને મે તુરાન અને ચીનના મેદાનમાં મારી નાખ્યા છે. પણ ગરજમે મારી નીંદા કીધાથી ગુશ્તાસ્પે મને બંધીવાન કરી મોજ-મજાહ ભોગવતો દુર કીધો હતો પણ મને બંધીખાને નાખ્યાથી લોહરાસ્પને નુકસાન પુગ્યુ અને તે તુરકીઓને હાથે આ જેહાનમાંથી ગુમ થયો. તેટલામાં જેહાનનો અનુભવી જામાસ્પ ગુસ્તાસ્પના લશકરમાથી એક ખેપ્યા તરીકે તે ગુમબજવાલા કીલ્લા આગલ આવી લાગ્યો તેણે આવી મને એમ બાંધેલો અને મારૂં દિલ ઘાહેલ થયલુ જોઇને મારા જીવના વિચારમા પડયો તેથી તેણે જઇને કેટલાક લુહાડો બોલાવી લાવી મને ભારી બેદીમાંથી છુટો કીધો પણ તે લુહાડોને કામ કરતાં વખત લાગ્યાથી અને મારૂ દિલ તલવારથી લડાઈ કરવાને તલપેલું હોવાથી અને દુખી બન્યાથી હુ લુહાડો સાથે ચીરડાઇ ગયો અને મે મારૂં શરીર તેમના હાથમાંથી છુટુ કરી મારી બેશવાની જગ્યાએથી માંથુ તાણીને મારા હાથો વડે મારી તમામ બેદીઓ તોડી કાઢી. પછી ગુશ્તાસ્પના નસીબની ચાલ આડી ગયલી હોવાથી હું ત્યાંથી લડાઇના મેદાન તરફ ગયો. જેથી અરજાસ્પ તેમજ તેનું તમામ નામદારી ભર્યું લશકર મારી સામેથી નાહાસી ગયુ હું પણ કંમરબંધ બાંધીને તેની પુઠે એક ફાડીખાનાર સિંહ માફક મરદાનગીથી ગયો. વલી મને ત્યાં સામે મલેલા હફતેખાનની તથા પેલા તુરાની રૈયતના સિહો ઉપર શું શુ ગુજર્યું તેની વાત તો તેં સમજી હશે મે કાઇક યુકિતથી રૂઇન દેઝમાં દાખલ થઈને તે મુલકનો તમામ નાશ કીધો. એ રીતે મારા બુજોર્ગવારોના કીનામાં કંમર બાંધી મે તેઓ ઉપર ઇરાનીઓનો કીનો લીધો. તુરાન જમીનમાં મે જે કાંઇ કીધુ તથા જે દુખો અને મુશકેલીઓ મેં વેઠી તેવાં દુખો ગોરખરે વાઘથી અથવા તો મગરના દાચાએ ખલાસીઓના ગળથી પણ વેઠી હશે નહી ને કીલ્લો પાહાડને મઠાલે હોવાથી પોતાની ઉચાઇને લિધે મારાં લશકરથી દુર પડયો હતો. જ્યારે હું ત્યા દાખલ થયો ત્યારે ત્યાનાં સઘલા લોકો બુતપ્રસ્તીઓ માલમ પડયા અને તેમના મગજ છાકટ જેવાં લાગતાં હતાં. પેહેલવાન ફરીદુનના બેટા તુરનાજ વખતથી જેહાનમાં કોઇથી પણ એ કીલ્લાનું નામ લેવાતુ હતુ નહી પણ મેં મારી મરદાનગીથી એ કીલ્લો જીતી ત્યાની તમામ મુર્તિઓને ભોંય સાથ કીધી અને એક પણ તુરકીને જેહાનમાં જતો મુકયો નહી એ વાતતો તુ પેહેલવાનથી છુપી હશે નહી મેં ત્યાં જરથોસતના આતશનો કેબલો સ્થાપ્યો છે કે જે આતશ તે પોતાના ઝંદલખાન સાથે બેહેસ્ત માંથી લાવ્યો હતો. એ રીતે તે એક પુરા પરવરદેગારની મદદથી હું ફતેહમંદ બનીને ત્યાથી પાછો ઇરાન ફર્યો જેથી કોઇ પણ હમારા દુશમન

રહયા નહી તેમજ દેહડાંઓ અને બ્રાહમણ પણ રહયા નહી. મેં એકલાએ તે લડાઈ કીધી અને મે કોઈની પણ એ લડાઈમાં ધાસ્તી કીધી નહી. હવે એ વાત લંબાયા કરે છે તેથી જો તુ તરસો થયો હોય તો તારી દારૂની જામ ઉઠાવ."

## અસફંદીયાર આગળ રૂસતમે પોતાની મરદાનગીની તારીફ ગાઇ તે વિષે.

રૂસતમે અસફંદીયારને કહયું કે, "આપણીથી આપણા કામોજ યાદગાર રહે છે માટે હવે તું આ નામદારી ભર્યા જમાના ખાધેલા બુઢાની વાત સમજી તેને ઇનશાફ આપનાર બન. જો હુ ગરદન ઉપર ભારી ગુરજને ઉઠાવી માજંન્દરાન કે જ્યા ગેવ, ગોદરેજ અને તુસ આંધળા થઇ પડયા હતા અને વળી જ્યાં પાદશાહ પોતે ગમથી અફસોસ કરતો પડયો હતો ત્યાં ગયો હતે નહી તો સફેદ દેવનુ દિલ તથા મગજ બીજું કોણ કાઢી લાવતે ? અને કોણ પોતાની બાજુના જોરે એવી ઉમેદ કરતે ! કએકાઉસને બંધીખાનામાંથી કોણ છોડવતે ? અને કોણ તેને લાવીને તખત ઉપર ઉચે બેસાડતે ? તેને ભારી બેડીમાંથી છોડવી તખત ઉપર લેઈ જઈ બેસાડનાર હુ જ હોવાથી ઇરાન તેના ઉપર પાછુ ખુશ બન્યું અને તે પોતે પાછો નેક બખત બની શકયો હતો. મેંજ જાદુગરોના માંથા શરીરથી જુદાં કીધાં અને તેથી તેમના શરીરોએ અસ્તોદાન, ઘોર કે કફન કાંઈ જોયુ નહી. તે લડાઇમાં મારો સાથી રખશ અને જેહાનની બક્ષેશ કરાવનાર મારી તિક્ષણ તલવાર હતી. પછી વળી જયારે કાઉસ હામાવરાન ગયો ત્યારે ત્યાંના લોકોએ પણ તેના પગોને ભારી બેડીથી બાંધી લિધાથી મનેજ તેના સરદારો અને નામદારો જયાં જ્યા હતા ત્યાંથી એકઠા કરી તેમના લશકર ભેગું જવુ પડયુ અને હામાવરાનના પાદશાહને મેં લડાઈમાં મારી નાખીને ત્યાંના નામદારી ભર્યા તખતને તેનાથી ખાલી બનાવ્યુ. જ્યારે જેહાનનો પાદશાહ કાઉસ દુખ અને ગમથી દુખી બનીને બંધીખાને પડયો હતો ત્યારેજ અફ્રાસીયાબ પોતાના લશકર અને સરદારો સાથે ઇરાનમાં ચઢી આવ્યો. પણ કાઉસને તથા વળી ગેવ, ગોદરેજ અને તુસને બંધીખાનેથી છોડવવાને અને તેને તથા પેહેલવાનો અને નામદારોને ત્યાંથી ઇરાન લાવવાને મનેજ જવું પડયુ. જે અંધારી રાતે હું ઇરાન આવી ઉભો તેજ વખતે મને કાંઈ પણ આશાયશ લિધા વગર અફ્રાસીયાબની સામે પાછી નામદારી મેલવવી પડી. પણ મારો પ્રકાસ્તો ઝુંન્ડો જોતાંજ તથા મારા રખશનો સાદ કાનથી સમજતાંજ તેને ઇરાન ખાલી કરી ચીન તરફ જતું રેહેવું પડયું. જેથી

જેહાન પાછી ઇનશાફ ભરી અને તારીફ લાયક બની. જો કાઉસની ગરદન-માંથી લોહી નિકળ્યું હતે તો તેની તોખમથી સીયાવક્ષ કયાંથી જનમતે. વળી કએખસરૂ કે જેણે લોહરાસ્પને પાદશાહનો એલકાબ લાગુ પાડયો તે પણ પોતાની પવિત્ર માતાથી જનમ લેતે નહી. તે બાહાદુર ભાગ્યશાલી શખ્સ ( કએ-ખસરૂ ) ના બાપને પેલી તુરાની રૈયત વચે શરમીંદગી સાથે ધુલ ફાકવી પડી (યાને માર્યું જવુ પડયું ). તેથી લોહરાસ્પને શાહનો એલકાબ આપવો પડયો અને તેનાથી કેટલોક વખત સુધી જેહાનમાં નામદારી પકડાઇ તેથી ઓ પેહેલવાન અસફંદીયાર ! તુ મારૂ સમજ અને જમાનાના ફરવા ઉપર તુ નચીત ના બન. તું તારી આવી જવાની ઉપરજ આધાર ના રાખ, પણ હુ જેહાનનો અનુભવ પાંમેલા બુઢાનો સખુન સમજ. તુને ગુસ્તાસ્પે જે કરવાને ફરમાવ્યુ છે તેમ તું ના કર. કારણ કે તે કાંઈ દાનાઇના માર્ગે ચાલતો નથી. તેણે તો પોતાની બુરી ચાલથી પોતાના બાપનુ નગીબ છીનવી લિધું હતું. માટે તેના આવાં તાજ તખત ઉપર હેફ હોજો તેને આવાં નબલા મગજનો દિઠાથી તો તેના બાપ લોહરાસ્પે આ તે જેહાનમાં બંદગી કરવુ પસંદ કીધુ અને તેને આવા ખારીલો જોઇને તે આબરૂ સાથે આતશકદેહમાં જઈ વસ્યો પછી ગુશતાસ્પ પોતાના બાપને બલખમાં છોડી પોતાને એકલાને કદવા અનુભવથી મોકલો કરવા જાબુલ આવ્યો. તેટલાં એકાએક ચીનથી હુમલો આવયો અને લોહરાસ્પ ખુવારેહાલ બની લોહીમાં ફેકાયો જે કોઇ પોતાના બાપને એમ ખુવાર કરે તે બેટાની પણ કદર ખાનારો ગણાય નહી. તારા પોતાનામાં પણ તનીજ ખાશીયત કોઠલામાંથી બાહાર આવ્યાથી હવે ગુસ્તાસ્પ તારી તરફ બુરી વર્તણુક ચલાવે છે. તેણે ખરે દિલે તારૂં મરણ નિપજે એવું ઇચ્છીનેજ તુને રૂસતમ સાથે લડાઇ કરવા ફરમાવ્યુ છે. તેના દિલે તારી ધાસ્તી ખાધેલી હોવાથી તેના પગ ધુલમાં બેસી જાય છે. તું મને નુકસાંન પુગાડે અને મારા પગ બેડીમાં શીકરાય એ તો તે સ્વપને પણ જોશે નહી. માટે ઓ બેટા ! તું એમ ના કર અને ગુસ્તાસ્પ પોતે તારા જીવનો દુશમન છે એમ તુ ખાતરીથી માન. તેનાથી તુંને તખત આપી શકાતું નહી હોવાથી તેણે તુંને મારી સાથે લડવા ઉશકેર્યો છે. માટે તે જ્યાં સુધી પેલુ તાજ, તખત અને કોલાહ પોતાની સાથે દોજખમાં કે કાલાં વાદલ ઉપર લેઈ જાય ત્યાં સુધી તું થોભ. જો એક બાપ પોતાનાજ બેટા માટે અફસોસ કરતો હોય તો તેના તખતને માથે તલવાર તંગાયલી રેહેજો. જો એક બાપ કાવાદાવાથી પોતાના બેટાનેજ ગુમ થયલો જોવા ઇચ્છે તો તેવા બાપ અને ફાડી ખાનારાં વરૂ વચે ફરક શું ? માટે હવે તારા બાપની જગ્યાએ તારે માટે બાપ તરીકે જાલ બસ છે અને તારા બચાવ અર્થે રૂસતમનો ગુરજ બસ છે. હું તુંને ઇરાન અને તુરા-

નનો પાદશાહ બનાવીને તારા બદખાહાઓના હાથને ટુકા કરશ. પણ જો તું મને બાંધવા માગતો હશે તો ઉલટો મારો બાંધેલો તુંને કોઇ છોડવી શકવાનુ નથી. કારણ કે હુ કીનાને વખતે તો ખુલ્લી કીધેલી કમાન જેવો છું અને તેવે વખતે હું આસમાનને પણ જમીન સાથે સીવી લેઉછું લોહરાસ્પ જ્યારે શારીયાના મુલકમાં એક નહી જણાયલો સ્વાર હતો ત્યારે હુ તો મરદાનગી અને નામદારી ભોગવતો હતો જ્યારે ગુસ્તાસ્પ રૂમમા એક લુહાડ બન્યો હતો ત્યારે હું આ ખજાનાનો અને આબાદ મુલકનો માલેક હતો. ત્યારે તુ ગુસ્તાસ્પના તાજ ઉપર અને લોહરાસ્પના આ હાર અને તખત ઉપર શા માટે અકડે છે ? હુ બચગીમાંથી બુઢો થયો ત્યાં સુધીમાં મેં કોઇના પણ આવા સખુનો સમજ્યા નથી. 'રૂસતમના હાથ બાધું' એમ બોલવાની હીંમત કોણ કરે છે? મારા હાથ તો ઉચુ આસમાન પણ બાંધી શકવાનુ નથી. માટે મારી અને સારી ઇચ્છાથીજ મારો ગુસ્સો હેઠો પડે છે અને હુ નરમ સખુનોથીજ શાંત બનુ છું"

તેના એમ ઉશકેરાઇ જવાથી અસફંદીયારે ગાભરો બની તેનો હાથ પોતાના હથમા મુજબુટ પકડીને બોલ્યો કે, "ઓ પીલતન રૂસતમ! મેં મારી રૈયતથી પણ એવુજ સમજ્યુ હતુ. તારી બાજુ સિહની ટાંગ જેવી જોરાવર છે અને તારી છાતી તથા ગરદન બાધુર અઝદાહ જેવી છે. તારી કંમર વાઘના જેવી પટલી અને તગ બનેલી છે કે જેથી તે લડાઇ વખતે ઉચી બને જાબુલનો મુલક ખરો ભાગ્યશાળી ગણાય કે તુ સિહના જેવો બાધુર પેહેલવાનોની પરવરશી કરે છે. ખાલ કે જેના ઉપરથી જમાનો ફર્યો જાય છે તે પણ ભાગ્યશાલી ગણાય કે તે જેહાનમાં તારા જેવી યાદગારી ધરાવે છે." એમ બોલતાં બોલતાં તેણે હાથ દાબ્યો પણ તે બુઢો શખ્સ તે જવાનના એમ કરવાથી જરાએ દુખી થયો નહી અસફંદીયારના નખ દુખાયાથી તેની આંખોમાંથી આંસુ પડયાં પણ તે મરદાનગીવાલો શખ્સ દુખથી કાયર થયો નહી

પછી તુરતજ રૂસતમે તે મોટી પડવીના અસફંદીયારનો હાથ પોતાના હાથમાં લેઇને એ પ્રમાણે કહયું કે, "ઓ યજદાંનની પ્રસ્તેસ કરનાર પાદશાહ! પેલો નામદાર ગુશ્તાસ્પ પાદશાહ ભાગ્યશાલી ગણાય કે તે તારા જેવો બેટો ધરાવે છે. તારા જેવા બેટાને જન્મ આપનાર પણ ભાગ્યશાલી અને તમામ જેહાનના બોરેહનો વધારો મેલવવા પાંમનાર ગણાય." એમ કહી તેણે પણ જ્યાં સુધી અસફંદીયારનો ચેહેરો લોહી જેવો રાતો થયો ત્યાં સુધી તેનો હાથ પોતાના હાથમાં દાબી રાખ્યો. તેથી જો કે તેના તમામ નખો લોહીથી જજરતાં બન્યાં અને તેણે સપેહસાલારના ચેહેરા તરફ ગુસ્સાથી જોયું, તોપણ મુબારક અસફંદીયારે હસ્તાં હસ્તાં કહયું કે, "ઓ નામદાર રૂસતમ! તું આજે તો

ખાણું ખા, પણુ આવતી કાલે તું લડાઈમાં દુખી થશે ત્યારે તુને એ મોજ યાદ આવશે નહી. મારા કાલા ઘોડા ઉપર જીન બાંધી માથે તાજ પેહેરતાંજ હુ તુને ઘોડા ઉપરથી નેજાએ કરી જમીન ઉપર નાંખશ, અને પછી તુ લડાઇ કરવા કે કીનો લેવા પાંમવાનો નથી પછી હું તુને બધે હાથમાં બેડી નાંખીને પાદશાહ ગુસ્તાસ્પ આગળ લેઇ જઇને કેહેવશ કે 'હુ કાઈ રૂસતમનો કસુર જોતો નથી.' પછી હુ તારી મરજી મુજબ વર્તતો રેહેવશ અને તારી દરેક ઇચ્છા બર લાવશ. હુ તુને ગમ, દુખ અને મેહેનતમાંથી છોડવી નાખશ અને એ રીતે એવું દુખ વેઠયા પછી તુ ખુબી અને ખજાનો મેલવવા પાંમશે."

એમ બોલતાં સમજી રૂસતમે હસી પડીને અસફંદીયારને કહયું કે, " શું તું લડાઇથી ધરાઇ ગયો છે? પણુ તેં લડાયક શખ્સોની લડાઇજ કયાં જોઈ છે અને તુને ભારી ગુરજ ગુમાયાનો પવન પણુ કયાં લાગ્યો છે? જો આસમાન એમજ ફરતુ રહયુ હતે તો આપણી બધે વચેથી પોતાનો દયાળુ ચહેરો પણુ છુપાવી નાખ્યો હતે. હવે તો લાલ દારૂ પીવાને બદલે આપણે કીનો લેવા માટે કમાન અને કમદ લેઇ આવીશું. આપણે વાજીંત્રની અવાજને બદલે ઢોલના સાદ માંગીશું અને તલવાર તથા ગુરજથી મુબારકબાદી પાંમીશુ ઓ મુબારક અસફંદીયાર! ત્યારેજ તુ મારી લડવાની ઇચ્છા અને લડવાની રીત જોજે. આવતી કાલે જ્યારે હું લડાઇના મેદાનમાં આવશ અને આપણે મરદાનેમરદો લડવા ઉતરશુ ત્યારે હું તુને જીન ઉપરથી મારી બગલમાં ઉઠાવી મુબારક જાલ આગળ લેઇ જઇને ત્યા નામદારી ભર્યા હાથી દાંતના તખત ઉપર બેસાડી તારે માથે પેલુ દિલ સોભીત તાજ પેહેરાવશ એ તાજ અને તખત હું કેઓકોબાદ કે જેનો જીવ મીનોઈ જેહાનમાં પણુ ખુશાલ રેહેજો તેનાથી પાંમ્યો છુ પછી હમે હમારી તીજોરીના બારણા ખુલ્લા મુકી તારી આગળ સઘલું હાજર કરીશુ. તારાં લશકરને વગર હાજતનું બનાવવાને હું એ સઘલું તેમને આપશ અને તારા તાજને આસમાન શુધી પુગાડશ. પછી આપણે માર્ગમાં મજાહ કરતાં અને ભપકાથી ઘોડા દોડાવતા પાદશાહ ગુશ્તાસ્પ આગળ જઇશુ. પછી હું મરદાનગી સાથે તારે માથે ત્યાંનું તાજ મુકશ અને તે માટે હું ગુશ્તાસ્પનોજ આભારી રેહેવશ. ત્યારબાદ તારી સેવા બજાવવાને જેમ મેં આગળા કેઆનીઓ આગળ કમર બાંધી હતી તેમ તારી આગળ મારી કંમર બાંધેલી રાખશ. હું મારાં દિલના બાગને ખુશાલીથી તાજો અને એબ વગરનો બનાવશ. જ્યારે તું પાદશાહ અને હું તારો પેહેલવાન બનશ ત્યારે કોઈના દિલમાં જીવ રેહેવા પામશે નહી."

## અસફંદીયારે ખાણું તૈયાર કરાવ્યું અને રૂસતમ સાથે દારૂ પી એકમેક સાથે વાતો કીધી તે વિષે.

અસફંદીયારે તેને જવાબ દિધો કે "હવે વધારે બોલવું કાંઇ ખપનું નથી. ભુખે પેટે અરધો દાહાડો તો પસાર થયો અને લડાઇની પુશકલ વાતો થઇ છે." (પછી તેણે માણસોને ફરમાવ્યું કે), "હવે જે કાંઇ હોય તે લાવી ખાણું હાજર કરો. જે કોઇ ઘણું બોલનારા હોય તેઓને અત્રે તેડતા ના." ખાણું મુકવામાં આવતાંજ રૂસતમે ખાવા માડયું જે જોઈ લોકો અજબ બન્યા. પેહેલવાન અસફંદીયારે તથા બીજા સઘલા પેહેલવાનોએ સઘલેથી બકરાંનું ગોસ્ત લાવી તેની આગળ મુકયુ પણ રૂસતમ તેમાનું સઘલું ખાઇ ગયાથી તે પાદશાહનું લશકર પણ અચરત બન્યું. પછી અસફંદીયારે ફરમાવ્યું કે "હવે દારૂની જાતો તથા તેમા નામવાને લાલ રંગનો દારૂ લાવો, કે જેથી તે દારૂ માટે રૂસતમ શું કહે છે અને તે કએકાઉસના વખતનો જુનો છે એમ તે કેમ સોધી કાઢે છે તે આપણે જોઇએ." આથી દારૂ પીરશનારાઓ ઘણો જુનો દારૂ લાવ્યા રૂસતમે તે દારૂ શાહનશાહની યાદમાં પીતાંજ તે સુનેરી જામને કોરડી બનાવી દિધી અને પછી એક નાનો દારૂ પીરશનાર જે તેને માટે પાદશાહી દારૂથી જામ ભરીને લાવ્યો હતો તેને તેણે આસ્તેથી કહયુ કે, "ખાણાની ટેબલ ઉપર મારે માટે તારા પાણી જેવા દારૂની અગત્ય હતી નહી. તે શા માટે દારૂમાં પાણી નાખી જુના દારૂની જલદ અસરને તોડી નાખી?"

પેશુતને દારૂ પીરશનારને કહયું કે "મારે તો પાણી ભેલ્યા વગરની દારૂની એક જામ લાવ." આથી ગવૈયાઓ સાથે તે દારૂ પણ હાજર કરવામાં આવ્યો. પેશુતન પણ રૂસતમ માટે અચરત થયો તેટલામા તો તે દારૂ પીવાને સબબે રાતો બની ગયો. અસફંદીયારે રૂસતમને કહયું કે, "તું જમાનો રહે ત્યાં સુધી ખુશાલી સાથે જીવજે. તેં જે કાંઇ ખાધુ છે અને દારૂ પીધો છે તે તુંને જરપટ થજો. તારાં રવાનને સચાઇથી જોર મલજો." રૂસતમે તેને જવાબ દિધો કે, "ઓ નામદાર! હમેશાં અકલ તારો સલાહકાર બનજો. તારી સાથે પીધેલો દારૂ મને જરપટ થયો છે અને મારાં અકકલમંદ રવાનને જોર મલ્યું છે. જો તું પણ તારાં દિલનો કીનો કાઢી નાખીને અને તારી બુજોર્ગી અને દાનાઇનો વધારો કરીને આ મેદાનમાંથી મારે ઘર પધારશે અને થોડો વખત ખુશાલી સાથે મારો મેહેમાન બનશે તો તુ ખુશાલીને સબબે હમારા ઘરને તું પ્યારૂ બનાવશે. માટે તું તારા નોકરથી એમ દુર ના રેહે. ૧ મેં જે તુંને કહયું છે તેજ હુ બજા લાવશ અને મારી અકલથી હું તારી રેહેનુમાઇ

કરશ. ૧ માટે તું બુરાઈ કરવાની કોશેષ વગર થોડો વખત મારે ત્યાં આસાયશ લે. તું માણુસાઇપણા તરફ અને હુશીયારીના બજાર તરફ ઢલ."

પેહેલવાન અસફંદીયારે તેને જવાબ દિધો કે, "ખાનદાની શખ્સ કદી પણ ફરેબ રમતો નથી. આવતી કાલે તું મારો મરદાનગી ભર્યો હુનર જોશે. મારા હુમલો કરવાને કમર બાંધતાંજ તું તારૂ શરીર મારાથી છુપાવી શકવાનો નથી. માટે તું મેહેલમાં જઇને આવતી કાલના કામની તૈયારી કર. લડાઇની સફ વચે હું કેવો નિવડું છું તે તુ જોજે કારણ કે તુ આવો દારૂ પીનાર હોવા છતાં તારાથી મારી સામે મેદાનમાં ટકી શકાવાનુ નથી માટે તુ સમજ અને મારી શિખામણ કબુલ કરી મારી સાથે લડાઇ ના કર. મારા કેહેવા કરતાં વધારે હુંનર તું જોશે. માટે એ કામમાં તું મને દલગીર કરવાની કોશેષ ના કર. મારા કેહેવા ઉપરથી શિખામણ લેઇને પાદશાહ ગુસ્તાસ્પના કેહેવા મુજબ તું મારો બંધીવાન બન. જાબુલથી ઇરાનના મુલકમા જઇ લાગતાંજ આપણે બાધુરોના પાદશાહ આગળ જઇશું."

આથી રૂસતમનું દિલ ગમથી વિચારવત બન્યુ અને જેહાન તેની નજર આગલ જંગલ જેવી બની. તેણે વિચાર્યુ કે "જો હુ તેને મારા હાથ બાંધવા દેઉં અથવા તો મારી બાધુરીથી તેને નુકસાન પુગે તો તે બંધે કામો એવાં છે કે જેથી મને શરમ તથા બુરાઇ પુગે, મારા રેવાજને નુકસાન થાય અને એ કામ બુરૂં અને બુરી રીતનુ ગણાય. વળી તેને હાથ કેદ થયાથી મારાં નામને બતો લાગે, તમ વળી તેને મારી નાખ્યાથી મારે માટે તેનું પરીણામ પણ બુરૂં નિવડે. હવે ત્યારે એનો ઉપાય શું. એ કામ માટે શું રસ્તો લેવો ? કારણ કે એમ કરવા યા નહી કરવા એ બંધેથી રડવું પડે છે. જે કોઇ જેહાનમાં મારે માટે વાત કરશે તેનો મારે માટેનો ધીક્કાર વીસરાશે નહી. તેઓ બોલશે કે 'રૂસતમ એક જવાનના હાથમાથી છટકી શકયો હતો નહી પણ તે જાબુલ જઇ તેના હાથ બાંધીને લાવ્યો હતો.' આથી એકવગી મારી તમામ નામદારી શરમમા બદલાઈ જાય, અને જેહાનમાં મારે માટેનો રસકસ રહે નહી જો લડાઈના મેદાનમાં એ માર્યો જાય તો મને પાદશાહોની નજદિક ફીકકો ચહેરો દેખાડવો પડે અને તેઓ એમ બોલે કે, તેણે એક જવાન પાદશાહને સખત સખુનો બોલવા માટે મારી નાખ્યો. તેથી મારા મરણ બાદ મારી ઉપર શરમ વરસે અને મારૂં નામ બુઢા કાફર તરીકે ઓલખાય. જો હું તેને હાથે માર્યો જાઉ તો પછી જાબુલમાં પણ રસકસ રહે નહી. દસ્તાને સામનું તમામ કુટુંબ માર્યું જાય અને પછી વલી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કોઇ પણ જાબુલનું નામ રાખશે નહી તોપણ અંજુમન વચે મારા ગુજર્યા પછી મારી દિધેલી આ સારી શિખામણની વાતો થશે. જો મારી જરા સરખી ભુલ થાય તો બેશક આ નાનો છોકરો મારો જીવ લે."

પછી તેણે તે નામદારને એ પ્રમાણે કહયું કે, "એ વિચારે મારા ચેહરાને ઉતારી નાખ્યો છે તુ મને બંધીવાન બનાવવાનીજ એટલી બધી વાતો કાંય કરે છે ? એમ બંધીવાન બનાવતાં તો મને લાગે છે કે તું કાંઇ નુકસાન પામશે તોપણ આસમાનનો ભરમ જુદીજ તરાંહનો હોય છે કારણ કે ફરતું આસમાન આપણા વિચારોથી પણ ચડતું છે. તેં દેવોની તમામ શિખામણો સમજેલી હોવાથી તુ કાપણ ભરી વાતો કરતો નથી તું હજી જેહાનમાં નાદાન હોવાથી પાદશાહોના ફરેબ અને બુરાઇને પીછાણ તો નથી. તું એકવગો બાહુર હોવા છતાં જેહાનનો અનુભવ પાંમ્યો નથી માટે ગુસ્તાસ્પ છુપાછુપ તુંને જે દુખ પુગાડવા માગે છે તે હજુ સમજ. જો તે નસીબ સંજોગે પોતાના તાજ તખતથી ધરાશે નહી તો એમજ તુંને દુન્યાની આસપાસ દોડાવી તુંને દરેક મુશકેલી તરફ હડશેલશે. તે પોતાની અકલને કોડાલી તથા હુશીયારીને પાવડો બનાવી એકવગો દુન્યાનોજ વિચાર કરે છે પણ રૂસતમ દુન્યામાં એવો નામદાર છે, કે તે લડાઇમા તારી આગળ પીઠ ફેરવવાનો નથી તેથી નામદાર રૂશતમથી તુને કાંઇ દુખ પોહોંચે તો તેનુ તાજ તખત તેની પાસેજ રહે. એવાં તાજ ઉપર શ્રાપ ઉતરજો અને એવી રીત વાપડનારનો ટકીઓ ધુલમાં થજો. શું તું એ રીતે મારા જીવને ધીક્કારમાં મુકવા માંગે છે ? માટે તુ શામાટે તારાં દિલની ખાતરી કરતો નથી તું તારે હાથે તારા શરીરને દુખી બનાવશે. માટે તારે આવા શેકારથી તારા દિલને એમ ઘાહેલ બનાવવુ ઘટતુ નથી. એ પાદશાહ ! તું તારી જવાની દેખડવા ના માંગ અને આવી બલામાં મગજ ના મેલવ. એ પાદશાહ [1] મારા જીવને તેમજ તુને પોતાને નુકસાન પુગાડવા માંગી તું મારાં દિલને દલગીર ના કર. [1] તું, પરવરદેગારની અને મારા ચેહરાની શરમ કર અને તારા પોતાના શરીરને સલામત ધારી ના લે. તારે મારી સાથે લડાઈ કરવાની કે એવી કોશેષ કરી મારી સાથે કુસ્તી રમવાની કાંઇ અગત્ય નથી. જમાનાએ તુને એમ લશકર સાથે હુમલો કરવા એટલા માટે મોકલ્યો છે કે તારો મારે હાથે નાશ થાય. જો કે તેથી મને જેહાનમાં બદનામી મલશે, પણ તેથી ગુસ્તાસ્પનો પણ બુરો અંત નિવડશે."

એમ સમજતાંજ નામદાર અસફંદાયાર બોલ્યો કે, "એ નામદાર રૂસતમ ! તું જો કે આગળા દાનાવોએ શું કહયું છે. તેઓ કહે છે કે, 'જ્યારે

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

જીવ સાથે અક્કલનું જોડાન થાય ત્યારે એક ફરેબબાજ બુઢો પોતે ગમે એવો ફ્રેહમંદ અને દાનાવ ગણાતો હોય તોપણ મુરખ ગણાય છે.' એ તોક ગલામાંથી કાઢી નાખવા માટે તું મારી સાથે ગમે એટલાં કાવત્રાં રમશે તોપણ તારા મીઠા બોલવા ઉપર જેઓ ભોલવાઈ જાય એમ સમજતો હોય તેઓનેજ તું એવી સારી વધાઇ આપજે અને તેઓને એમ જઇને ઉમેદ ભર્યા બનાવજે. ગમે તો લોકો મને નાપાક વિચારનો અને તુંનેજ હુશીયાર અને ભલાઇનો વધારો કરનાર ગણે."

આથી જયારે તે સપેહસાલારે લડાઇ સિવાય બીજો છુટકો જોયો નહી ત્યારે તેણે ત્યાંથી ગુપચુપ મોઢું ફેરવ્યું. તેની સઘલી ઇચ્છાને હલકી ગણી અસફંદીયાર પોતાની જબાન કડવા સખુનો ભરી બનાવીને બોલ્યો કે, "હું તાજ કે કોલાહ માટે પણ મારૂ સર પાદશાહના હોકમથી ફેરવવાનો નથી. ગમે તો ગુસ્તાસ્પથી હુ જેહાનમા ભલાઇ કે ભુડાઈ પામુ યા તેનાથી બેહેસ્ત કે દોજખ મેલવુ. તે અત્રે જે ખોરાક ખાધા છે તે તારા ઉંવરભાવમા વધારો કરજો અને બુરી મનશનીના લોકોનો તુ ઘટાડો કરતો રહેજે. હાલે તો તુ ખુબી સાથે તારા મેહેલમાં પધાર અને અત્રેથી સમજેલી વાત ત્યાં કહી સમજાવ. પણ ત્યાંથી તુ લડાઇનોજ સામાન તૈયાર કરી રાખજે અને મારી આગળ હવે એ બાબે કાંઇ બોલતો ના સહવારે અત્રે આવીને તુ લડવાનો ઉપાય કરજે અને હવે પછી તુ હમારાં કામને મુશકેલ બનાવવા માંગતો ના. તમામ જેહાન આવતી કાલે તારી નજરમાં કેવી ક્રાલી બને છે તે તું લડાઇમાં જોજે અને મરદાનેમરદોની લડાઇ કેવી હોય છે તે તુ ત્યારે જાણજે"

રૂસતમે તેને કહયું કે, "ઓ નામદાર! તારી જો એવીજ ઇચ્છા છે તો તારા શરીરને હુ મારા રખશના પગોનો મહેમાન બનાવશ અને ગુરજ અને લાઠી વડે હું મારો ઉપાય કરશ તારીજ પહેલવાનીના બાંકાં તેં સમજેલાં લાગે છે અને 'અસફંદીયાર સામે લડતા બાધુરોની તલવાર નકામી થઈ પડે છે,' એવું તેઓનું બોલવુ સમજી તુ ફુગરાઈ ગયો છે. પણ આવતી કાલે મારો ભાલો અને મારી વિટવાળેલી કમાન જોયા પછી તું નામદારો સાથે લડવાને મેદાનમાં આવવા પાંમશે નહી." આથી તે જવાનના હોટો હસ્તાં બન્યા. તોપણ રૂસતમ તો તે હસ્તા શખ્સનો નોકરજ રહયો અસફંદીયારે રૂસતમને કહયું કે, "ઓ નામદારી સોધતા શખ્સ! એવી વાતો કર્યાથી તુ જલદી પાછો હટશે. લડાઇના મેદાનમાં તું જ્યારે આવતી કાલે આવશે ત્યારેજ મરદાનેમરદોની લડાઈથી વાકેફ બનશે. હું કાંઇ પાહાડ જેવો નથી અને મારી હેઠેલનો ઘોડા પણ પાહાડ જેવો નથી તો પણ હુ લશકર વગરના એખલા શખ્સને મારી જખમ મારનાર તલવાર અને તીરો યજદાંનનું નામ

લિધા વગર મદદગાર થતા નથી. મારા ગુરજના પવનનો સપાટો તારા માથાને લાગે તેટલામાંજ તારી માતાનુ જીગર ચીરાઈ જતું રેહેશે અને તેણી રૂદન કરવા બેસી જશે. પણ જો તુ એ લડાઇમા માર્યો જશે નહી તો હુ તુંને બાંધીને પાદશાહ આગળ લેઇ જવશ કે જેથી તારા જેવો કોઈ નોકર પાદશાહ સામે શરકશી કરે નહી"

## છાવણીમાં રૂસતમ અને અસફંદીયાર વચ્ચે બોલાચાલી થવા પછી રૂસતમ પોતાને મેહેલે પાછો ફર્યો તે વિષે.

છાવણીમાથી બાહાર પડતાંજ રૂસતમ થોડો વખત દરવાજા આગળ ઉભો રહી અફ્શોસ કરવા લાગ્યો કે, "ઓ ઉમેદ આપનારી દુન્યા ! તારા ઉપર જ્યારે જમશીદ રાજ્ય ભોગવતો હતો ત્યારે તે વખત ભાગ્યસાળી હતો. ફરી- દુનના વખતમા તુ સબકતી ગણાતી હતી. મીનોચેહેરના વખતમા તું સુખ આપનારી હતી. કએકાબાદ કે જેનાથી તમામ દુન્યા ઇનસાફ ભરી બની હતી તના વખતમાં તુ ઘણીજ ખુશનુમા હતી. કાઉસ તથા શબકટા પગલેના કએખસરૂના વખતમા તુ ભાગ્યશાળી હતી, પણ હાલે તારી સામેથી તે જાહોજલાળીનો દરવાજો બધ થયો છે, કારણકે તારા તખત ઉપર એક નાલાયક શખશ રાજ્ય ભોગવતો બેઠો."

પેહેલવાન અસફંદીઆરે તેનુ એવુ સમજ્યાથી તે પહેલવાન રૂસતમ આગળ આવીને બોલ્યો કે, "ઓ પાક વિચારના શખ્સ ! આ છાવણીમાં તું આવો બખાલો શા માટે કાઢેછે ? આ જાબુલસ્તાનની જમીનને કોઇ "ગળગળેસ્તાન" યાને ગભરાત અકરાતની જમીન એવુ નામ આપે તો તે લાયક ગણાશે. કારણ કે તારા જેવો એક મેહેમાન પોતાના મેજબાનથીજ એમ ગભરાઇ જાઇને મોઢે ભાવતું બુરું બોલેછે. આ જમાનાને તેં બુરો વખત ગણ્યો છે કારણ કે એણે જમશીદને પોતાની ગોદમાં રાખ્યો હતો. પણ તેજ જમશીદે જેહાનના પેદા કરનારનો માર્ગ છોડયાથી તે સારો વખત અને ખુશનુમાં બેહેસ્ત જોવા પાંમ્યો હતો નહી. વળી પાદશાહ ફરીદુનના રાજ્યમાં તેને નસીબે તેના ઉપર કાલુ વાદલ ઘેરાયુ હતું. ૧ મીનોચેહેરના રાજ્યથી તે કએકોબાદના રાજ્ય સુધી તો યજદાંનની દીનને કોઇ યાદ પણ કરતું હતું નહી. પાદશાહ કાઉસના વખતમાં તું કાઉસને માટે પરડા મીસાલ અને લશકરને છાયડો પુગાડનાર ગણાતો હતો. પણ કાઉસે પણ યજદાંનની રાહેથી ફરીને સેતારાઓની નજદિક જઇ તેઓને તપાસવા ચાહયું હતું. આથી તમામ જમીન

૧ ફરીદુનના બેટાઓના ખુન રેડાયા બાબેનો એ ઈસારો કરવામા આવેલો છે

ઉપર ફેસાદ ઉઠી રહયો હતો અને તમામ જેહાન નાશથી, ખંજરોથી અને તીરોની લાકડીઓથી ભરાઇ ગઇ હતી. પણ હાલે તારો શેઠ ગુસ્તાસ્પ ગણાય છે જેની આગળ જામાસ્પ જેવો શખ્સ હાજર રહે છે. તેના એક હાથ ઉપર બેહેસ્તમાંથી ઝંદ અવસ્તા લાવનાર પેંગમબર જરથોસ્ત બેશનાર હતો અને બીજા હાથ ઉપર જેહાનમા ગેરઇનસાફ જોવા નહી ચાહતો પેહેલવાન પેશુંતન બેશનારા છે. તેની સામે મુબારક અસફંદીયાર કે જેનાથી જમાનાની ગીરદેશ ખુશાળ રહે છે તે ઉભો રહે છે. ભલાઓના દિલ એ અસફંદીયારથીજ પાછાં સજીવન બન્યાં છે અને તેની તલવારની ધારસ્તીથીજ બુરાઈ તેની ગોલામ બની રહી છે."

એમ સમજતાજ તે સ્વારોનો પેહેલવાન તે દરવાજા આગળથી ચાલી ગયો, જ્યારે અસફંદીયારે તેને પુઠેથી નીહાલ્યા કીધો. તેની આગળથી રૂસતમ ચાળી જયા પછી તેણે પેસુતનને કહયું કે, "પેહેલવાની અને મરદાનગી કાંઇ છુપી રેહેતી નથી. આવો ઘોડો કે આવો સ્વાર મેં જોયો નથી. તેથી એ લડાઈનું સેવટ કેવું આવશે તે મને ખબર નથી તે તો કંગ પાહાડના જેવા ઘોડા ઉપર બેઠેલો એક મજબુટ હાથી જેવો લાગે છે. પણ જો તે હથીયાર બીડીને અત્રે લડવા આવ્યો તો તેના ઉચાં કદનો દોર દમામ ગુમ થઈ જવાનો મને ફીકર છે કે તે આવતી કાળે પોતાની પડતીજ જોશે. વળી મારૂં દિલ તેના દમામ માટે મોહોબતથી બલી જાય છે. તો પણ હું મારાં દિલને દાદારના હોકમથી એમ તોડી નાખશ નહી. કાલે તેના મેદાનમાં આવતાજ હું તેના રોશન દિવસને અધંકારવાલો બનાવશ, નહી તો તે મારો અંત લાવશે. કોણ જાણે છે કે એ લડાઈનું પરીણામ શું નિપજશે ?"

પેશુતન બોલ્યો કે, "એ ભઇ ! તું મારી વાત સમજ હુ તુંને કહું છું કે તું એમ ના કર. આગળ તુંને મે જેમ કહયું હતું તેમ હાલે પણ હું તુંને કહું છું. અને તેમ કેહેવામાં હું મારા દિલની સચ્ચઇને ધોઇ નાંખતો નથી. આવા મોટી પડવીના શખ્સને તારે દુખ દેવું જોઇતું નથી. રૂસતમ કાંઇ બીજા મોટી પડવીના શખ્સો આગળ પોતાનું માથું નમાવતો નથી. માટે આજ રાતે તો તું ઉંઘઇ રહ, પણ તુ સહવારે સકારે તેના મેહેલમાં કાંઇ પણ લશકર લિધા વગર તેની મુલકાતે જજે. આપણે તેના મેહેલમાં એક મુબારક દિવસ ગુજારીશું અને તેના પુછેલા સ્વાલોના જવાબો દેઇશું. જેહાનના નાના અને મોટી પડવીના શખ્સો વચે તેના તમામ કાંમો ભલાંજ છે. વળી તે કાંઇ તારો હોકમ બજાવ્યાથી માથું પણ ફેરવતો નથી. તારી દોસ્તી મેલવવા માટે હું તો તેનું દિલ સાફ જોઉ છું, ત્યારે તું કીના અને ગુસ્સાથી તેની સાથે એટલી બધી લડાઇ કરવાજ કાંય ઇચ્છે છે ? માટે તું તારાં દિલને કીનાથી અને આંખોને ગુસ્સાથી ધોઇ નાખ."

ત્યારે અસફંદીયારે તેને એવો જવાબ દિધો કે, "કાંતાની ઝાડીને બાગના એક ખુણામાં પણ ઉગવા દેવી ઘટે કે?" ત્યારબાદ તે બોલ્યો કે, "પાક દીનનો શખ્સ એવું બોલે તે તેને છાજે નહી. તું તો ઈરાનનો દસ્તુરાન દસ્તુર ગણાય છે અને બાહુરોનુ દિલ, આંખ અને કાન એ સઘલું તુંજ છે. એથી પાદશાહ દુખી થશે એમ તુ સારી રીતે જાણતો હોવા છતાં તું તેને શું અક્કલની રાહનો માર્ગ ગણે છે? ત્યારે તો પછી મારી ઉઠાવેલી એ મેહેનત અને રંજ બરબાદ ગયળીજ ગણાય અને જરથોસ્તી દીન પણ ગેરઈનસાફથી ભરેલી ગણાય. એ દીનમાં કહયું છે કે, 'જે કોઇ પોતાના પાદશાહનો હોકમ બજાવ્યાથી પાછો ફરે તો તે દોજખમાં જઈ પડે છે.' ત્યારે તું મને ગુનેહગાર બનવા અને ગુસ્તાસ્પના હોકમથી ફરવા એટલું બધું શા માટે કહે છે? તું પોતે કહેશે તો પણ શું હુ એમ કરશ? તારા કેહેવા મુજબ હું કાંઇ ચાલવાનો નથી જો તુને મારા શરીર માટે ધાસ્તી લાગતી હોય તો હુ તારી ધાસ્તીને આજ રોજેજ દુર કરશ કોઈ પણ બાહાના વગર આ જેહાનમાંથી મરતો નથી, અને વળી જે કોઈ બુજોર્ગી ભર્યું નામ છોડી જાય તે શખ્સ મુવેલો પણ ગણાતો નથી. તે લડાયક મગર સામે જંગના મેદાનમાં હું કેવી લડાઈ કરૂ છું તે તો તું આવતી કાળે જોશે."

પેસુતન બોલ્યો કે, "ઓ નામદાર! તું કયાં સુધી એ લડાઇ માટે એટલુ બધું બોલ્યા કરશે? કારણ કે જ્યારથી તું તીર અને કમાન વાપડવામાં પુરવીન બન્યો છે ત્યારથી બુરો એબલીશ પણ તારા તરફ બદ ગુમાન બન્યો નથી. પણ હાલે તે તારાં દિલમાં દેવને પોતાનો માર્ગ કરવા દિધેળો હોવાથીજ તું તારા સલાહકારની આ શિખામણો સમજતો નથી. હું તારાં દિલને કાલું બનેલું અને તારાં મગજને લડાઇથી ભરેલું જોતો હોવાથી હવે હુ (તારા શોગમાં) મારા કપડાંના ટુકડેટુકડા થયલા જોવશ. મારાં દિલની ધાસ્તીને એક વગી તોડી કાઢવા માટે હવે હું શું ઉપાય લેઊ? તમો બધે લડાયકો તેમજ બાહુર સિહો હોવાથી હું કેમ જાણુ કે કોણની પીઠ ભોંય ઉપર પડશે?" નામવર અસફંદીયારે તેને કાંઈ જવાબ દિધો નહી, પણ તેનું દિલ દુખી અને મગજ પવનથી ભરેળું બન્યુ.

## રૂસતમે પોતાના મેહેલમાં જઇ જે કાંઈ બન્યું હતું તે જાલ અને જવારેહ આગળ કહયું તે વિષે.

પેલી તરફ રૂસતમે પોતાના મેહેલમાં આવી લાગતાંજ તેની સાથે લડવા સિવાય બીજો કાંઇ ઉપાય જોયો નહી. તેટલામાં જવારેહ તેની આગળ આવી લાગ્યો અને તેણે રૂસતમને ગમગીન અને ઉતરેલા ચેહે-

શનો જોયો. રૂસતમે તેને કહયું કે, "જા અને મારી હીન્દી તલવાર, બખતર અને લોઢાની તોપી લાવ. સાથે કમાન અને ઘોડાનું મજબુટ બખ-તર તથા કમદ, ભારી ગુરજ અને બબરેબ્યાન પણ લેતો આવજે." આથી તેના ફરમાવ્યા મુજબ જવારેહે એ સઘલું લાવવાને માણસોને ફરમાવ્યુ અને એ સઘલું ઢાંકેલું ખજાનચીન બાહાર કાઢી લાવ્યો. રૂસતમે તે લડાઇના હથી-યારો જોઈ તેમને અહી તહીં ફેરી દેઇ જીગરથી હાએ મારીને કહયું કે "એ મારા લડાઇના હથીયારો ! તમોએ લાંબો વખત સુધી આસાયશ લિધી પણ હાલે તમારૂં સખત કામ પડયું છે તેથી તમો દરેક કામમાં મારા નસીબના પેહેરણ માફક રેહજો. એ લડાઈ એવી છે કે તેમાં બે ગરજના કરતા સિંહો બાહુરી સાથે ઉતારનાર છે અસફંદીયારનું શું થાય છે અને લડાઈમાં તે કેવી બાજી ખેલે છે તે હવે જોવાનુ છે."

જ્યારે દસ્તાને રૂસતમની એવી વાત સમજી ત્યારે તે બુઢા શખ્સનુ મગજ વિચારમાં પડયુ અને તે બોલ્યો કે, "એ નામદારી ભર્યા પેહેલવાન ! મારો જીવ દલગીર થાય એવી વાતો તું શુ કરે છે ? જ્યારથી તું લડાઇ કરવાને ઘોડા ઉપર બેસ્તો થયો છે ત્યારથી તુ એક દિલના અને પવિત્ર શખ્સ સિવાય બીજી રીતનો ગણાતો નથી. તું પાદશાહોના હોકમ મુજબ તારૂ માથું ઉચકતો અને તારા દિલને હમેશાં વગર દુઃખનું ખાલી રાખતો હતો તુ સિંહો કે અઝડાહોથી ડરતો હતો નહી અને તારા ગુરજના એકજ જખમથી દેવો છુટ-કારો પાંમતા હતા નહી. પણ હાલે મને ફીકર લાગે છે કે જો તારી જીંદગીનો અંત આવે અને તારૂ નસીબ ઉઘમાં પડે તો એ અસફંદીયાર દસ્તાનના વંશવેલાને જડમુળથી ઉખેડી કાઢશે અને ઓરતો તથા બચાં છોકરાંઓને મારીને ધુલમાં પછાડશે. જો તું તે જવાન અસફંદીયારને હાથે લડાઈમાં માર્યો જાય તો જાબુલમાં ધુલ કે પાંણી પણ રેહેશે નહી પણ એ મુલકની બુલંદી જઇને ઉંડા ખાદામાં પડશે. વળી જો અસફંદીયારને નુકસાંન પુગે તો તેથી પણ તારી બુલંદ નેકનામી ચાલુ રેહેવાની નથી. દરેક શખ્સ તેનીજ વાતો કરી તારૂ ઉંચે ચઢેલાં નામને તોડી પાડશે કે 'જવાન પાદશાહ અસફંદીયારે સખત સખુનો કહયાથી રૂસતમે તેને મારી નાખ્યો.' તુ તેની સામે જઈ ઉભો રહે તેના કરતાં હમણાજ આ જગ્યા છોડી જા અને તેની સામેથી કોઈ એવા ખુનામાં છુપા કે જ્યાંથી કોઇ તારૂં નામ સમજે નહી. જો તારો જીવ એ બુરાઇથી ગમે એટલો દલગીર થાય તોપણ તું એ જેહાનતા પાદશાહથી તો પહરેજ રહે. તું એ વાત ખજાનાથી કે બીજી કાંઇ કોશષથી બંધ પાડ અને ચીનાઇ ભરેલા રેસમી કાપડ આગળ કોડાલી નો લઇ જા વળી તું તેના લશકર માટે પણ ખેલાતો તૈયાર કર અને તેને કાંઈ પણ રીતે તેમ કરતો અટકાવ. તેને

હીરમંદ નદીને કાંઠેથી પાછો ફરતાંજ તું તારા રખશ ઉપર બેસજે અને નચિંતે તેની માર્ગમાં નોકરી બજાવજે કે જેથી તું પાદશાહનો ચેહેરો જોવા પામે. પછી જ્યારે પણ એ પાદશાહ તારી મુલાકાત લે ત્યારે તે તારી સાથે કાંઈ પણ બુરાઇ કરશે નહી. ઇરાનના પાદશાહને તારી સાથે બુરાઈ કરવી ઘટારત છેજ નહો."

રૂસતમે જવાબ દિધો કે, "ઓ બુઢા પેહેલવાન તું એ વાતને એટલી બધી સેહેલ ના સમજ મેં મરદાનગી વાપડવામાં છસો વર્ષો પસાર કીધાં છે અને પુશકલ નેકી અને બદી મારા ઉપરથી વહી ગઈ છે. હુ માંજનદરાનના દેવો અને હામાવરાનના સ્વારો આગળ લડવા ગયો હતો, તથા પલી કામુશ અને ચીનના ખાકાન સાથે લડતાં મારા ઘોડા નિચેની જમીન પણ ધ્રુજી રહી હતી. હવે જો હુ અસફંદીયાર આગળથી નાહાસી જાઉ તો સીસ્તાનમાં તારો મેહેલ કે તારી ગોલાબની વાડી સલામત રેહેવાની નથી ત્યારે પરવરદેગારના મલેલાં જોર છતાં હુ ગુશ્તાસ્પ અને અસફંદીયારથી શાને માટે ડરી જાઉ? એ લડાઇમાં મારા ફતેહમંદ ઉતર્યાથી ચંદ્રનુ માથું પણ નિચે ધુલમાં પડેલું ગણાશે. જ્યારે હું લડવાને બબરેબ્યાન પેહેરૂ છુ ત્યારે સો જોરાવર હાથી કે મરદાનેમરદોનુ એક આખુ મેદાન મારી સામે સરખુજ છે. તું જેમ ઇચ્છે છે તેવી વાતો તો મે તેની આગળ ઘણી કીધી અને એક નોકર માફક દફતર ભરીને તેને વાતો સમજાવી, પણ તેણે તો મારી એ વાતોને તુચ્છકારી કાઢી અને મારી અકકલ કે શિખામણ સમજવાથી પોતાનુ મગજ ફેરવ્યુ. જો તે પોતાનું માથું જે સનીશ્વર સુધી ચઢેલુ છે તેને નિચે લાવનો હોત અને મને અંતકરણથી આવકાર આપતો હોય તો મને તેને ખજાનો તથા જવેહેરાત તેમજ ગુરજો, હથીયારો, બખતરો અને તલવારો આપવાનો જરાએ ગમ નથી. મે તેની આગળ ઘણી વાતો કીધી પણ તે કસાંથી બધાતો નથી. તેને કહેતાં આપણા હાથમાં પવનજ રહયો છે. જો તે આવતી કાલે લડવાજ માંગે તો તું કાંઈ તેના જીવ માટે દલગીર રેહેતો ના. કારણ કે હુ તિક્ષણ તલવાર હાથમાં પકડવાનો નથી પણ તે નામદારનું માથું મારી કંમદના ફાંસાથી બાંધવાનો છું. હું કાંઈ તે મેદાનમાંથી મારી લગામ પણ ફેરવવાનો નથી તેમ તે મને હાથમાં ગુરજ પકડેલો પણ જોવાનો નથી યા ભાલાનો જખમ ખાવાનો નથી. હું તો તે લડાઇમાં તેનો માર્ગ ઘેરી મારા સઘલાં જોરથી તેને કંમરબંધ પકડશ અને તેને મારી બાહમાં પકડી લેઈ તેને જીન ઉપથી ઉચકીને તેને ગુસ્તાસ્પની જગ્યાએ પાદશાહ તરીકે કબુલ રાખશ. પછી તેને લાડ સાથે લાવી તખત ઉપર બેસાડશ અને તેની આગળ મારા ખજાનાના બારણા ખોલ્લાં કરશ, તેને ત્રણ દિવસ મારો મેહેમાન રાખ્યા બાદ ચોથે દિવસે જેહાનને દીપાવનાર સુરજ આસમાન

ઉપરથી પીલી ચાદર પાંઠરશે અને તે પીલા યાકુતની જામ ( સુરજ ) દેખાવા માંડશે તેવાજ હુ પણ જડપથી કંમર બાંધી તેની સાથે તૈયાર થવશ અને અત્રેથી ગુસ્તારપ આગળ જવાને નિકળશ. ત્યાં તેને પેલાં નામીચાં હાથી દાંતના તખત ઉપર બેસાડીને હુ તેને માથે દિલને દીપાવનારૂ તાજ પેહેરાવશ. પછી હું કંમર બાંધી તેની આગળ નોકર માફક ઉભો રેહેવશ અને અસફ઼દીયારની ઇચ્છા પાર પાડયા સિવાય બીજુ કાંઇ માંગશ નહી. મે મારી મરદાનગીથી કોબાદના તખત આગળ શું શું કરી બજાવ્યું હતું તે તો જાણે છે અને તે તુંને યાદ પણ હશે. તેણે મને જેહાનમાં ચઢતો બાધુર ગણ્યો અને મને બુજોર્ગી આપી. હવે તુ શું કહે છે ? હું તેનાથી છુપાઇ જાઉ કે તેના હોકમ મુજબ તેની બેડીમાં બંધાઉ. પણ અસફ઼દીયારને હાથે રૂસતમનુ નામ ગુમ થાય એવો બુરો વખત મારી આંખો કદી પણ જોવા પાંમે નહી " જાલેજરે તેના એમ બોલવાથી હસીને પોતાનું માથું થોડો વખત વિચારથી હીલવ્યા કીધુ અને પછી કહયું કે " ઓ બેટા ! તું જે બોલે છે તેનું ધડ કે પુછડું કાંઇ માલમ પડતું નથી. કારણ કે દીવાનાઓજ તારી એવી કાચી વાતો સમજીને તે મુજબ વર્તે. તું કહે છે કે ' કોબાદના તખત આગળ મેં મારી મરદાનગીથી શુ શુ કીધુ તે તુંને યાદ હશે.' પણ કોબાદ તો દલગીર હાલતે એક પાહાડ ઉપર બેઠો હતો અને તેની પાસે તાજ, તખત, ખજાનો કે પૈસા કાંઇ હતું નહી પણ હાલના ઇરાની પાદશાહ સાથે તું તેની બરાબરી ના કર. કારણ કે તે એક સપેસાલાર છે, સ્વતંત્ર છે અને જુના વખતનો ખજાનો ધરાવે છે. અસફ઼ંદીયાર જેવાને ચીનના ફ઼ગ-ફુર સાથે કેમ સરખાવાય ? તેનું નામતો મોહર ઉપર કોતરાયલુ છે. તું બોલે છે કે ' હું તેને જીન ઉપરથી ઉચકી લેવશ અને બગલમાં પકડીને તેને જાલના મેહેલમાં લાવશ.' પણ જમાના ખાધેલો માણસ એવું બોલે નહી. માટે તું બુરા સેતારાના દરવાજા આસપાસ ના ભમ. તુ કાંઈ ઇરાનના મુલકને હરાવી શકવાનો નથી તેથી બુજોર્ગો આગળ એવી વાતો કરતો ના. લડાઇ તવારીખનો ખજાનો ગણાય છે જ્યારે દોસ્તી જમાનાને પોતાનો મદદગાર થાંભલો બનાવે છે. મારામારી એક વાતને એટલી બધી હદે પુગાડે છે કે જેથી જુના ઘરો વેરાન બની જાય છે. મને તો જે વિચાર સુજે છે તે હું તુને કહું છું. માટે ઓ અંજુમનના સરદાર ! તું એ સઘલું સમજ." એટલું કહી તેણે પોતાનુ માથું જમીન ઉપર મુકીને પરવરદેગારની બંદગી કરવા માંડી અને બંદગી કરતાં બોલ્યો કે "ઓ પેદા કરનાર સાહેબ ! તું હમારાથી જમાનાની બુરાઇને દુર રાખજે" એ પ્રમાણે જ્યાં સુધી સુરજ પાહાડ પછવાડેથી બાહાર આવ્યો ત્યાં સુધી તેનું મોઢું બંદગી કરી ઇચ્છા માંગ્યાથી ઢાંકયું નહી.

# રૂસતમે અસફંદીયાર સાથે લડાઇ કીધી તે વિષે.

જ્યારે દિવસ ઉગ્યો ત્યારે રૂસતમે શરીરના બચાવ અર્થે બખતર તથા બબરેબ્યાન પેહેરયું અને જીન સાથે કમંદ બાંધીને હાથી જેવા શરીરના રખશ ઉપર બેઠો. પછી તેણે જવારેહને બોલાવીને તેની સાથે લશકર બાબેની ઘણીએક વાતો કરતાં કહયું કે, "તું અત્રેથી જઇને લશકર તૈયાર કરતો થા અને રેતીના ટેકડા આગળ જઇને ઉભો રેહ." આથી જવારેહે ત્યાંથી જઇને લડાઇના મેદાનમાં લશકર એકઠું કીધું તેહેમતન પણ હાથમાં નેજો પકડી આગળ ચાલ્યો અને પોતાના પાયતખતમાંથી બાહાર પડતાંજ તેની રૈયતે તેની તારીફ કીધી કે, "તારો ઘોડો, ગુરજ તથા જીન તારા વગરનું રેહેતું ના. એ પ્રમાણે રૂસતમ આગળ વધ્યો અને જવારેહ કે જે તેની પાદશાહી દરમીયાન તેનો સાથી હતો તે તેની પુઠે ગયો. એ પ્રમાણે તે પવનથી સુકાયલા હોટે અને ગભરાતા જીવે હીરમનદ નદીને કાંઠે આવી લાગ્યો. તેનું લશકર તેના ભાઇ સાથે ત્યાંજ થોભ્યું જ્યારે રૂસતમ પોતે ઇરાનના લશકર તરફ હંકારી ગયો. જતાં જતાં રૂસતમે જવારેહને હલવેથી કહયુ કે, "હું હમણાજ આ લડાઇમાં પેલા બદજાદ દેવના હાથો ટુકા કરશ અને તેના રવાનને રોશનીના માર્ગ તરફ મોકલશ. નસીબનુ માથું મારીજ બગળમાં પકડાયલુ હોવાથી સંભાળનાર પરવરદેગારે મારો મદદગાર થશે. ૧ તેને મારવોજ પડે એવી મને ફીકર છે અને તેમ બન્યા પછી શું બનશે તે હું જાણતો નથી. તુ અત્રે રહીને લશકર સંભાળજે અને હુ જમાનો શુ કરે છે તે જોવાને જાંઉ છું. જો હું તેને આગળ માફક તુંદાઇથી ભરેલો જોવશ તો પછી મને જાબુલના બાહુરોનું કાંઇ કામ નથી. હું પોતે તેની સાથે એકલો લડાઇ કરશ અને લશકરના કોઇને પણ હું દુખી બનાવવા માંગતો નથી. જો તે મારી સામે લશકર સાથે આવશે તોજ હુ તુંને તેડાવશ ત્યારે તું ઢીલ કરતો ના. જેનું અંતકરણ ઈનસાફી હશે તેના ઉપર ફતેમંદ નસીબ ખુશાલી સાથે પ્રશણ થશે."

એટલુ કહી તેણે ઉશકેરની સાથે બુમો પાડતાં પોતાના ઘોડાને નદીમાં જોહોંકાવ્યો અને જેહાનના આવાં કામોથી અચરત થતો નદી પસાર કરીને સામે પાર ગયો ત્યાં તેણે બુમ પાડીને કહયું કે, "ઓ પેહેલવાન અસફંદીયાર! હું તારી સાથે લડવા આવેલો હોવાથી તુ લડાઇની તૈયારી કર." અસફંદીયારે તે બુઢા લડાયક સિંહની એવી વાત સમજતાજ હસીને કહયું કે, "હુ ઉઘાઇ ઉઠયા પછીની એજ તૈયારી કરું છું." પછી તેણે પોતાનું બખતર, લોઢાંની ટોપી, નેજો અને ગાયની સુરતનો ગુરજ લાવવા ફરમાવ્યું

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

અને તે આવી લાગતાંજ તેણે પોતાના રોશન દિલ ઉપર પેહેરયું અને માથે કેઆની કોલાહ પેહેરી. પછી તેણે પોતાના કાલા ઘોડા ઉપર જીન નાખવા ફરમાવ્યાથી જીન નાખેલો ઘોડો પાદશાહ આગળ હાજર કરવામાં આવ્યો. તે લડાયક શખ્સે પોતાના જોરેમંદ અને મરદાનગીવાલા કાલા ઘોડાને જોતાંજ પોતાના નેજાનો છેડો જમીન ઉપર ટેકવીને જેમ એક વાઘ ગોરખરની પીઠ ઉપર ચડી બેસી તે ગોરખરને ગભરાવી મુકે તેમ જમીન ઉપરથી ઘોડા ઉપર બેઠો. તેની આવી અજબ રીત જોઇને તેના લશકરે અજાયબી સાથે તે નામદારની તારીફ કીધી. જ્યારે તે તેહેમતન આગળ આવી લાગ્યો ત્યારે તેણે તે સ્વારને પણ એકલો જોયાથી તેણે ઘોડા ઉપરથી પેસુતનને કહયું કે, "મને પણ મદદગારની કે સાથીઓની અગત્ય નથી. જ્યારે તે એકલો છે તો હું પણ તેની સામે હેઠાન ઉપરથી ટેકડી ઉપર એકલોજ જઇશ." આથી લશકરનો સંભાળનાર નામદાર પેહેલવાન પેશુતન તેની પુઠે જતો અટકી પોતાના લશકર સાથે ત્યાંજ પાછો ફર્યો. રૂસતમે તેને દુરથી જોતાં વિચારયું કે "અસફંદીયાર તો જાણે ઘોડા ઉપર પાહાડ માફક કુદે છે." એ પ્રમાણે તે બન્ને લડવા ઉતર્યાથી તું કેહેશે કે "જાણે જેહાનમાં મોજમજાહ રહી નથી." તે બન્ને બુઢા અને જવાન નામદારીભર્યા અને સિંહ જેવા પેહેલવાનોના નજદિક આવતાંજ તે બન્નેના ઘોડાઓ ખંખાર માર્યાથી તું કેહેશે કે, "જાણે લડાઇનું મેદાન પણ ચીરાઇ ગયું."

પછી રૂસતમે મોટેથી બુમો પાડીને તેને કહયું કે, "ઓ ખુશાલ દિલના અને ભાગ્યશાલી પાદશાહ! તું એ પ્રમાણે તુંડાઇથી લડવા ના માંગ પણ તારા કાનોને ડાહયા શખ્સની શિખામણો સમજવા ઉપર એકવગા લગાડ. જો તું લડવા અને લોહી રેડવાજ માંગતો હોય અને એમ દોડધામ કરી હુમલોજ કરવા ચાહાતો હોય તો મને કેહે કે હું પણ કાબુલી બખતર સાથનું જાબુલી ઘોડેસ્વાર લશકર અત્રે લાઉં અને તારા ઇરાનીઓને પોતાની ખુબી દેખાડી આપવા તું પણ ફરમાવ કે જેથી આપણે તેઓને આ લડાઇના મેદાનમાં ઉતારીને થોડો વખત તપાસીએ. એમ કર્યાથી તારી ઇચ્છા મુજબ લોહી રેડાય અને તેઓ પણ એમ લડીને સખતી વેઠે." અસફંદીયારે જવાબ દિધો કે, "તું એવી વગર ફોકટની બકબક કાંય કરે છે? બામદાદે તારા મેહેલમાંથી ઉઠી આવીને તો તેં પોતેજ મને આ ઉંચી ટેકડી તરફ બોલાવ્યો છે. તો વળી હવે તું મારી સામે કાવતરાં કેમ રચે છે? હમણાજ તું તારાં નસીબને તંગ બનેલું જોશે. મારે કાંઇ જાબુલીઓ, ઇરાનીઓ અને કાબુલીઓ વચે લડાઇ કરાવવી નથી. એમ મારીથી કદી બને નહી અને હું પોતે જેહાનનું પાદશાહી તાજ માથે મુકીને ઇરાનીઓને માર્યા જવા દેઉ તો તે કામ મારી દીન મુજબ લાયક પણ

ગણાય નહી. હું તો મારી સામે જે લડવા આવ્યો છે તેની સામેજ ઉભો છું પછી મને એક વાઘ જેવા સાથે ઉભું રેહેવું પડતુ હોય તો શું થયું ? જો તુંને મદદગારો જોઇતા હશે તોપણ મને તો મદદની કદી પણ જરૂર નથી. યજદાંન પોતે મારો લડાઇમાં મન્દદગાર હોવાથી મારાં હસ્તાં નસીબ મુજબ મારૂ મગજ અને કામ રેહેશે. તુ પોતે લડાયક છે તેમજ હુ પણ લડાઇને ચાહનાર છું માટે આપણે વગર લશકરે એકમેક સાથે લડીને જોઇશુ કે અસફ્દીયારનો ઘોડો પોતાના સ્વાર વગર તએલા તરફ જાય છે કે લડાયક રૂસતમનો ઘોડો પોતાના માલેક વગર મેહેલ તરફ નાહાશે છે."

પછી તે બધે લડાયક શખ્સોએ એવો કોલકરાર કીધો કે, "કોઇપણ એ લડાઇમાં એકમેકને મદદ કરવાને આવે નહી." ત્યારબાદ તેઓએ એકમેકને લડવા બોલાવીને પેહેલવાનોની રીતે લડવાની તૈયારી કરવા માંડી તેઓએ ઘણો વખત સુધી નેજ્તથી લડવા માંડયાથી તેમના બખતરમાંથી લોહી તપકવા લાગ્યું એમ તેઓના ભાલા ભાગ્યા ત્યાં સુધી ચાલ્યુ, પછી તેઓએ નાચારી સાથે તલવાર ઉપર હાથ લબાવીને તે તલવાર લડવા માટે ઉચકી બચાવ અર્થે જમની અને ડાબી બાજુએ દોડવા લાગ્યા. તે પેહેલવાનોના જોરથી અને તેઓએ મારેલા જખમથી તે ભારી તલવારોના પણ ટુકડા થઇ ગયા તેથી તેઓએ તેજ પળે ગરદન ઉચી કરીને ગુરજને જીનમાંથી બાહાર કાઢી જેમ પાહાડ ઉપરથી મોટા પથરા ગબડે તેમ ગુરજનાં ફટકા લડતાં લડતાં મારવા માંડયા અને ફાડી ખાનારા સિંહ માફક છેડાઇને બધેએ એકમેકનુ શરીર છુડવા માંડયું જેથી તેમના હાથમાના ભારી ગુરજો પણ તુટી ગયા અને સરદારોના હાથ લડતાં લડતાં ઠાકી ગયા. પછી બંધે લડાયકોએ કમરબંધ પકડીઆ તેથી તે બધે લડાયક ઘોડાઓની છાતી એકમેક સાથે ટેકવાઇ. રૂસતમનો પતો અસફંદીયારે તો અસફ્દીયારનો રૂસતમે પકડીને તે બધે હાથી જેવાં શરીરના નામદાર પેહેલવાનો એકમેકને જોરથી ખેંચવા લાગ્યા. તેઓએ મજબુટીથી એકમેક ઉપર જોર અજમાવ્યા છતાં એક પણ સિંહ જીન ઉપરથી જરાએ હાલ્યો નહી, આથી તેઓ મેદાનમાં લડવાથી છુટા થયા. તે બંધે પેહેલવાનો દલગીર થયા અને તેમના ઘોડા ઠાકી ગયા. તેમના ચેહેરા લોહી અને ધુલથી ભરાઈ ગયા અને તેઓના ઘોડાના તમામ બખતર ભાગીને ચુરો થયાં.

# રૂસતમ અને અસફંદીયારના લશકર વચ્ચે લડાઇ થતાં તેમાં અસફંદીયારના બેટાઓ નુશઆજર અને મેહેરનુશ માર્યા ગયા તે વિષે.

જ્યારે તે પેહેલવાનોની લડાઇ લંબાઈ પડી અને જાલના રૂસતમને પાછું ફરતા મોડું થયુ ત્યારે તેઓ તે તમામ નામદારોનો સરદાર માર્યો ગયો હશે એમ શકમંદ બન્યા. આથી જવારેહ પોતાનુ બળતાં દિલનુ અને કીનાખોર બનેલુ લશકર લેઇને ત્યાં આવ્યો જવારેહે ઈરાનીઓને પુછ્યુ કે, "રૂસતમ કયા છે? અને તે શા માટે આજે મુગો બન્યો છે? તમો તો ભપકાવી રૂસતમ સાથે લડવા આવીને મગરના ડાચામાં સપડાયા છો. તમો રૂસતમના હાથ તો બાંધવા માંગો છો. પણ આ મેદાનમાં તમારાથીજ થોભાવાનુ નથી." પછી જવારેહે મોઢું ખોલી ગાળ દેવા માડયાથી અને નાપસંદ વાતો કર્યાથી અસફંદીયારનો બેટો જે અછો સ્વાર અન લડાયક હતો તે છેડાઈ પડયો. તે લશકર વચેથી મુબારક પગળાનાં નામદાર જવાન નુશઆજરે પણ પેલા કુતરાની તોખમના (જવારેહ) ઉપર છેડાઇને હલકી ગાલો દેવાને મોંઢું ખોલ્યુ અને બોલ્યો કે, "ઓ કમઅક્કલી સગજી બચ્ચાં! જે કોઈ દીનનો બચાવનાર હોય તે પોતાની ભલી ખાશીયતથી મરદાનગીને પણ ફેંકી દેઇને પાદશાહના હોકમ મુજબજ પોતાને સંભાલે છે એમ તું જાણતો હશે નહી. હમુને પેહેલવાન અસફંદીયારે આવા કુતરાઓ સાથે લડવા ફરમાવેળું નહી હોવાથી તેના હોકમ અને વિચારથી ફરવાની હમારી કોઈની તાકાટ નથી અને તેને આપેલા વચણથી ફરવાની મકદુર નથી. તેથી જો તમો હાલે અનઘટતું કામ કરશો અને લડવાને હાથ ઉચકશો તો હમારા લડાયક શખ્સોને પણ એકી વખતે તલવાર, ભાલા અને ભારી ગુરજો સાથે ઉતરી પડેલા જોશો."

તોપણ જવારેહે ફરમાવ્યું કે, "તમો તમારે ઉતરી પડીને તેઓ ઉપર તથા સરદારોના માથાં ઉપર લોહીના તાજો પેહેરાવો." એમ કહી જવારેહે લશકરની પીઠેથી હુમલો કરવાથી તે લડાઇના મેદાનમાં ધરપકડ સરૂ થઇ અને તેઓએ ઈરાનીઓના હદ વગરના માણસોને મારી નાખ્યાં. એમ જોતાંજ નુશઆજરે પણ લડાઈની તૈયારી કીધી અને એક બાહુર ઘોડા ઉપર બેસી તથા હાથમાં હીન્દી તલવાર પકડીને ત્યાં આવી લાગ્યો. જાબુલી લશકરમાંથી પણ લશકરનો સાંભળનારો એક નામીચો ગણુતો પેહેલવાન જેનું નામ અલવાય હતુ અને જે બાહુર, અછો સ્વાર અને ભાગ્યશાલી હતો તે નુશઆજર આગળ આવી લાગ્યો. એ અલવાય રૂસતમનો નેજો રાખનાર હોવાથી તે તેની પુઠે રેહેવાનું જરાએ

ચુકતો હતો નહી. ૧ તેણે પોતાનું જીગર બાલી તથા ઘણી મેહેનત અને સખતી વેઠીને રૂસતમ પાસે ઘણુએક હુનરો શિખી લિધા હતા. ૧ નુશઆજરે તેને દુરથી જોતાંજ પોતાની તલવાર ઉપર હાથ નાખી તે બાહાર કાઢીને તેના માથાં ઉપર એક ફટકો માર્યો જેથી તેનું શરીર ઘોડા ઉપરથી ધુલમાં પડયું. ઓ ભઇ ! તું તારા હુનરના પાણીમા ગરકાવ ના બન અને તારા પગોને હદમાં રાખીનેજ સંભાળ કર. ૧ પણ જવારેહે પોતાનો ઘોડો દોડાવી નુશઆજરને પોકારીને કહયું કે, " તે અલવાયને માર્યો છે તો હવે તું સંભાળ, કારણ કે અલવાયને હું કાંઈ બાહાદુર તરીકે ગણુતો હતો નહી." એમ કહી જવારેહે તેના માથા ઉપર નેજાનો ફટકો માર્યાથી તેનુ શરીર ધુલમાં પડયુ. જવારેહે આવી મોટી પડવીના શાહજાદાને ઓચિંતો એક ફટકાથી ગેરકાયદે મારી નાખ્યો. તે નુશ-આજરનો એક જવાન ભઇ જેનું નામ મેહેરનુશ હતું તેણે નામદાર નુશઆજર ને માર્યો ગયલો અને તમામ લશકરનો વખત બરગશ્તે બનેલો જોતાંજ તેણે બુમો પાડીને રૂડન કરવા માંડયુ. શમશેરબાજ મેહેરનુશનું દિલ દલગીર થવાથી તે લશકર વચેથી પોતાના હાથી જેવા ઘોડાને દોડવા ઉશકેરીને લશકરની સફ આગળ હોટો ઉપર ફીણ ચઢાવી દુખતે જીગરે આયો. તેથી ફરામરજ હીન્દી તલવાર ધરી મસ્ત હાથી માફક તેની સામે આવીને નામદાર મેહેરનુશ સાથે લડવા વલગ્યો. બધે લશકરે પોકાર કીધો કારણ કે તે બધે જવાન મોટી પડવીના લડાયકો હતા જેમાં એક શાહજાદો તો બીજો પેહેલવાન હતો. તેઓએ લડાયક સિંહો માફક ઉશકેરાઇને એકમેકને તલવારથી ફટકા લગાવવા માંડયા. મેહેરનુશમાં ફરામરજ સાથે લડવાની શકિત નહી હોવા છતા તે એ લડાઇમાં ઘણો તેજી ઉપર આવ્યો. તેથી તેણે ફરામરજને મારી તેનું નામદારી ભરયું માથું ધુલમાં નાખવા માટે પોતાની તલવાર લબાવી, પણ તે તલવાર પોતાનાજ ઘોડાની ગરદનને લાગ્યાથી તે ઘોડાનુંજ માથું નિચે પડયું. તો પણ મેહેરનુશ ઘોડા વગર તેની સામે થયો પણ ફરામરજ સાથે લડવાની તેનામાં શકિત હતી નહી ફરામરજે મેહરનુશના માથાં ઉપર તલવારનો એક ફટકો માર્યાથી તેનુ તમામ પેહેરન લોહીએ રંગાઇ ગયું. પેહલવાન ફરામરજે તેને ઉભોજ ચીરી નાખ્યાથી તે મેદાનમાંની ધુલ લોહીથી રાતી બની. પોતાના ભાઇને માર્યો ગયલો અને જમીનને ગોલાબી રંગની બનેલી જોતાંજ એહેમને જ્યાંથી તેમની વચે એ લડાઇનો આતશ સલગ્યો હતો ત્યાંથી અસફંદીયાર આગળ જઇને કહયું કે, " ઓ રોશન રવાનના બાપ ! પેલા જાબુલી કુતરાઓને લિધે આપણા લશકરને લડાઈમાં ઉતરવું પડયાથી તાગ બે બેટાઓ નુશઆજર તથા મેહેરનુશ તે

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કુતરાઓને હાથ જીવ ખોહી બેઠા છે તું તો અંહી લડાઈમાં રોકાયો છે અને હમો ત્યાં દુખભર્યા બન્યા છીએ અને જવાન પાદશાહજાદાઓ ધુલમાં પડયા છે. તે કમઅક્કલીઓની આવી રીતથી આપણી ઉંચ તોખમ ઉપર જાવેદાન શરમ પુગી છે."

આ વાત સમજતાંજ તે ચાલાક શખ્સનું દિલ ગુસ્સાથી ઉશકેરાઇ ગયુ અને તેના હોટો હાય મારતા અને આંખો આંસુ ભરી બની. આથી અસફંદીયારે રૂસતમને કહયું કે, "ઓ દેવજાદા! તું ઇનશાફ અને કાયદાના માર્ગથી કેમ ફર્યો? શું તેં મને કહયું હતું નહી કે, 'હું લશકરને લડાઈમાં ઉતારનાર નથી' તે છતાં તુંને તો નામદારી કે શરમીદગીનો કાંઇ વિચાર નથી. તેં મારી કે પરવરદેગારની શરમ કીધી નથી કયામત વખતે તુંને એ બાબે પુછપરછ થશે તેનો પણ શું તું દર કરતો નથી? વચન તોડનારની અન્જુમન વચ્ચે તારીફ થતી નથી એમ શું તું જાણતો નથી? પેલા બે જાબુલી કુતરાઓએ મારા બે બેટાઓને મારી નાખવા છતાં હજી ફોકટ લડાઈ કરવાથી પાછા હટતા નથી."

એમ સમજતાંજ રૂસતમ ઘણો દલગીર થયો અને ધાસ્તીથી ઝાડની ડાંખલીઓ માફક ધુજવા લાગ્યો. તેણે પોતાના જીવના, પાદશાહના માથાના, સુરજના, તલવારના અને લડાઇના મેદાનના સોગંદ ખાઈને કહયુ કે, "મેં એ લડાઈ કરવાનો કાંઈપણ હોકમ આપ્યો હતો નહી. જે કોઇએ એમ કીધુ છે તેઓની તારીફ કીધા વગર હું હમણાજ મારા ભાઈના બે હાથો બાંધશ, કારણ કે એવી બુરાઇનો રસ્તો સુજ પાડનાર એજ હોવો જોઇએ. વળી હું મારા ફરામરજના પણ બે હાથો બાંધીને તું યજદાંન પ્રસ્ત પાદશાહ આગળ લાવી હાજર કરશ અને તું તારા મોટી પડવીના બે બેટાઓના કીનામાં તેઓને એકદમ મારી નખાવજે. માટે તુ તારા જીવને વગર ફોકટનો ના બાલ." અસફંદીયારે રૂસતમને કહયુ કે "મોરના ખુનનાં બદલામાં સાંપનું ખુન રેડવામાં આવે તો તે સારૂં ગણાય નહી પણ નાખુશ બાબદ ગણાય. વળી તે નામદારી ભર્યા પાદશાહોની રીતી મુજબનું પણ ગણાય નહી. માટે ઓ બુરી તોખમના શખ્સ! તારૂં મોત નજદિક આવેલુ હોવાથી તું તારોજ બચાવ કર. જેમ પાણી અને દુધને સાથે ભેલે તેમ હું તારી બે જાગોને તીરોથી રખ્શના શરીર સાથે સીવી લેવશ, કે જેથી મારા તમામ ગોલામોમાંથી કોઈપણ હવે પછી પોતાના સાહેબનું લોહી રેડે નહી. જો તેમ કરતાં તું જીવતો રહેશે તો હું તારા હાથો બાંધીને બેધડક પાદશાહ આગળ લેઈ જવશ. જો તું તીરોની અણીથી માર્યો જશે તો મારા મોટી પડવીના બે બેટાઓના ખુનના બદલામાં તે બનાવ બનેલો ગણાશે."

રૂસતમે જવાબ દિધો કે, "એવીજ વાતો કરવામાં ફાયદો શું ? એમ કર્યાથી તો તારીજ આબરૂ ગુમાશે હજી પણ તુ યજદાનની પનાહ સોધીને તેના માર્ગ તરફ ચલ. કારણકે નેકીની રાહનુમાઇ કરનાર તેજ સાહેબ છે." એટલું કહી તેણે પોતાના જલકની કારકીરદીના રખશને જોહલાન આપીને તે તાજબક્ષ પેહેલવાને કીનાથી એક પોકાર માર્યો હવે તેઓએ કમાન અને ખડંગ લાકડાનો તીર હાથમાં ધર્યાથી સુરજના ચેહેરાનો રંગ પણ ગુમ થઇ ગયો. તેઓ તીરોની અણીથી કીનાનો આતશ સળગાવીને શરીર ઉપરના બખતરને વિંધવા લાગ્યા. રૂસતમે એ રીતે અસફંદીયારના દિલને તંગ બનાવ્યાથી તેનો ચેહેરો ગુસ્સા ભર્યો બન્યો આથી જેહાન લોહીના રંગની બની અને સુરજે પણ તેની ધાસ્તીથી પોતાનો ચેહેરો છુપાવી દિધો અસફંદીયારે પોતાની કમાન બાહાર કાઢયાથી તુ કેહેશે કે જાણે સુરજે પ્રકાશવાનુ પણ છોડી દિધું. જયારે પણ અસફંદીયાર પોતાના તીર કમાન ઉપર હાથ લંબાવતો ત્યારે બેશક તેના તીરથી કોઇપણ છુટકા પામતુ નહી પોલાદની અણીવાલા તેના તીરો સામે બખતર કાગજનું હોય તેવુ બનતુ હતું. તેણે કમાંનથી તીરો છોડતાંજ રૂસતમનું અને જંગી રખશનું શરીર ઘાહેલ બન્યુ આથી રૂસતમે પણ અસફંદીયાર ઉપર તીરોથી ફરતો હુમલો કીધો, પણ તેના તીરે તેને કાંઇ અસર કીધી નહી પાદશાહ અસફંદીયારના હાથમાંથી એકએક તીર છુટતાં રૂસતમ તેમજ રખશ ઘાહેલ બનતો, પણ રૂસતમનો તીર તેના ઉપર અસર કરતો નહી હોવાથી રૂસતમ લડવાથી ગભરાઇ ગયો તેથી નામદાર રૂસતમ તુરતજ બોલી ઉઠયો કે, "આ પેહેલવાન અસફંદીયાર તો તાંબાના શરીરનો લાગે છે." તેના તીરો ફેંકાતાં રખશનુ શરીર સુસ્ત બન્યાથી તો ઘોડામાં તેમજ લડાયક સ્વારમાં કાંઇ શકિત રહી નહી.

## રૂસતમ અસફંદીયારની સામેથી એક ઉંચા પાહાડ ઉપર દોડી ગયો તે વિષે.

રખશ તેમજ તેનો સ્વાર લડવાથી થાકી જવાથી તેને લાચારી સાથે કાંઇ યુકિત કરવી પડી. તે નામદારે પવનવેગે ઘોડા ઉપરથી ઉતરીને એક ઉંચી ટેકડી તરફ મોઢુ ફેરવ્યું. વળી ઘાહેલ થયલા રખશે ત્યાંથી ઘર તરફ નાહાસી જઇને પોતાના માલેક સાથે લોકાઇ વાપડી. બીસ્તુન પાહાડ જેવા રૂસતમના શરીરમાંથી લોહી વેહેવાથી તે સુસ્ત બની ધ્રુજવા લાગ્યો જયારે અસફંદીયારે ત્યાં રૂસતમને જોયો નહી ત્યારે તે હસીને બોલ્યો કે, "ઓ નામદાર રૂસતમ ! તારૂં મસ્ત હાથીના જેવુ જોર હવે કમી કેમ થયું અને તું લોઢાંના પાહાડ જેવો

શખ્સ તીરોની અણીથી ઘાહેલ કેમ બન્યો ? તારૂં પેલું જોર, તારો ગુરજ અને લડાઈમાંનો તારો દોરદમામ એ સઘળું કયાં જતું રહયુ ? ફાડીખાનારા સિંહનો સાઢ સમજીને નાહાસે તેમ તું અત્રેથી ટેકડી ઉપર શા માટે નાહાસી ગયો ? જેનાથી દેવો રડવા પડતા હતા અને ફાડીખાનારાં જાનવરો તારી તલવારના તાપથી બલી મરતાં હતાં તેવો શખ્સ હવે તુ કાંઇ રહયો નથી. તુ એક લડાયક હાથી જેવો હાલે એક કોહલાં જેવો કેમ બન્યો' અને તારા હાથ લડાઇમા ટુકા કેમ બનવા લાગ્યા?"

પેલી તરફ જવારેહે દુરથી ઘાહેલ થયલા રખ્શને જડપથી ઈરાનીઓની પાયગાહ તરફ દોડતો જતો જોવાથી તેની નજરમા જેહાન કાળી બની. તેથી તે રડતો લડાઇની જગ્યાએ આવ્યો જ્યા તેણે પીલતનનાં શરીરને ઘણુજ ઘાહેલ બનેલું અને તેના ઘાહ બાંધ્યા વગરના જોઇને રૂસતમને કહયું કે, " તું કાંઇ ફીકર ના કર. તું તારે મારા ઘોડા ઉપર બેસી જા, કારણ કે હવે હુ તારે બદલે કીનાતુ બખતર પેહેરવા માંગું છુ." આથી રૂસતમે જવારેહને કહયું કે, " તું દસ્તાન આગળ જઇને તેને કેહે કે, 'સામના ખાનદાનનો રસકસ જતો રહયો છે, માટે એ કામનો શું ઉપાય કરવો તેનો વિચાર કર. હું તો ઘાહોને સબબે ઘણો દુખી છું. તેથી અસફંદીયારના તીરોની અણીથી થયલા જખમોને સબબે જો મારી જીંદગી આજની રાત પસાર કરવા પાંમે તો એ જાણ ! હુ એમજ જાણુશ કે મારી માતાએ આ અંજુમન વચે મને નવેસરથી જન્મ આપ્યો છે.' તું અત્રેથી ત્યાં જતાંજ રખશને બચાવાના સઘળા ઉપાય લેજે. જો હું વધુ જીવવા પાંમશ તો હું પણ પાછલથી ત્યાં આવી લાગશ."

આથી જવારેહે પોતાના ભાઇ આગળથી જઇને પોતાની બે આંખો રખશ ઉપર ઠેડવી. અસફંદીયારે થોડો વખત થોભ્યા પછી રૂસતમને બુમ પાડીને કહયું કે, " ઓ નામદાર રૂસતમ ! તું કયાં સુધી પેલી ટેકડી ઉપર થોભી રેહેશે ? તુંને ત્યાં કોણ મદદ કરવાનું છે ? માટે તારા હાથમાંથી કમાન તથા બબરેબ્યાનને ફેંકી દેઇ અને તારી કમરનો કંમરબંધ છોડી નાખી પસ્તાવો જાહેર કર અને મને તારા હાથો બાંધવા દે, કે જેથી તું મારીથી વધારે દુખ પાંમે નહી. તારી આવી કરણી છતાં હું તુંને હજી પણ ઘાહેલ હાલતમાંજ પાદશાહ આગળ નીરદોશ તરીકે લેઇ જવા ચાહુંછુ પણ જો તું હજી લડવાજ માંગતો હોય તો, તું તારૂં વશીયતનામું પણ કરી લેઈ આ મુલકનો સંભાળનાર કોઇને બનાવજે; તથા જે ગુનાહો તેં કીધા હોય તે માટે તોબા કરીને પરવરદેગારની માફી ચાહાજે કે જેથી તે સાહેબ તારો ગુનાહ માફ કરે. કારણ કે તે સાહેબ બક્ષનાર અને ધનશાફી હોવાથી તેં જે કાંઇ ગુનાહ કીધો હશે તે માફ કરશે,[૧] તથા જ્યારે તું આ ત્રણ પાંચ દીવસના મુશાફરખાના જેવી દુન્યામાંથી ચાલી જશે ત્યારે વળી તે સાહેબ તારો રાહનુમા બનશે."

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

# બીજે દીવસે લડાઈ કરવાનું વચણ આપી રૂસતમ અસફંદીયાર સાથે લડાઇ કરતો અટકીને પાછો ફર્યો તે વિષે.

રૂસતમે અસફંદીયારને જવાબ દિધો કે, "હવે (રાતનો) કવખત થયલો હોવાથી આપણા હાથ નેકી બદી કર્યાથી ટુકા બન્યા છે. માટે હાલે તો તું તારા લશકર તરફ પાછો ફર, કારણ કે કોઈ પણ અંધારી રાતે લડી શકતુ નથી. હુ પણ આસાયશ લેઇ થોડો વખત કરાર પકડવાને મારા મેહેલ તરફ જાઉછુ. ત્યા જઈ હુ મારા ખેશીઓ જેવા કે જવારેહ, ફરામરજ, દસ્તાને સામ તથા બીજા નામદારી ધરાવનારા કુટુંબીઓમાંથી કોઇને મારી આગળ બોલાવી મારા તમામ ધાહો ઉપર મલમ પતો કરાવી લેવશ. પછી હાલે તુ જેમ ફરમાવેછે તેમ હું કરશ, કારણકે તારા વચણ હેયેલ તમામ સચાઈ છે" તાંબાની દેહના અસફંદીયારે તેને જવાબ દીધો કે, "ઓ નાલાયક કામો કરનારા અક્કલવંત બુઢા! તું મરદાનગી વાલો જોરાવર અને બુજોર્ગ હોવાથી ઘણા એક ફંદફરેબ, મક્કર અને અક્કલ વાપડી જાણે છે. પણ મેં તો તારાં સઘલાં ફરેબ જોઇ લિધેલાં હોવાથી હવે તારી પડતી જોવાજ હું ચાહુંછુ. આજની રાત તો હુ તારા જીવને જીવતદાન બક્ષુંછુ પણ વળી મેહેલમાં જઇને જુઠાઇ તરફ તારી ઇચ્છા ફેરવતો ના. તેં મારી જે જે વાતો કબુલ કીધી છે તેમજ ચાલજે અને હવે પછી મારી આગળ તું એવી વાતો કરતો ના." રૂસતમ બોલ્યો કે, "હું મારા ધાહોનો ઉપાય કીધા બાદ એમજ કરશ."

પછી રૂસતમ ત્યાંથી પાછો ફરતા નામદાર અસફંદીયારે તેને ત્યાંથી જતો તપાસ્યો. તે તીરથી થયલા જખમોને લિધે ઉટાવલો બનેલો હોવાથી તેણે પોતાને થયલા ધાહો સાથેજ નદી પસાર કીધી. તે નદી ઉપરથી મછવા માફક પસાર થવા બાદ રૂસતમ પોતાનુ શરીર સલામત હોવા માટે પરવરદેગારના શુકરાના કરી બોલ્યો કે "ઓ પાક ઇનશાફી સાહેબ! મને થયલા આ ધાહોથી જો હુ માર્યો જવશ તો બાધુરો વચેથી મારો કીનો કોણ લેશે? અને મારી માફકનુ દિલ ધરાવીને મારા વિચાર અને રાહારીતી મુજબ કોણ ચાલશે?" અસફંદીયાર તેને પુઠેથી તપાસતો રહયો અને જ્યારે તેને નદી તરી જઇ પેલી બાજુની જમીન ઉપર જતાં જોયો ત્યારે તે બોલ્યો કે, "લોકો એને માણુસ તરીકે ગણતા નથી પણ તોફાની મસ્ત હાથી તરીકેજ ગણે છે." પછી અજાયબીથી દગ થતાં અસફંદીયાર બોલ્યો કે, "ઓ ઇનશાફી સાહેબ

તુંને પોતાને પસંદ પડતી પેદાયશો તું પેદા કર્યો જાયછે અને તેમ તેં જમાના અને જમીનને પણ પેદા કીધાં છે. જે શાહેએ એ જીવને પેદા કીધો છે તેના તથા જેણે જમીન, જમાનો અને મુકામ પેદા કીધાં છે તેના હુ શુકરાનાં કરૂ છુ. કારણકે તેં તેને આ લડાઇમાં મારા ઉપર ફાવવા દિધો નથી પણ મારા તરફથી તેના ઉપર હાર લાવી નાખી છે."

## અસફંદીયારે પોતાના બેટાઓ માટે રૂડન કરીને તેઓના જનાજા ગુશ્તાસ્પ આગળ મોકલ્યા તે વિષે.

તે પાદશાહ એમ બોલીને પોતાની જગ્યાએ પાછો ફરતાંજ તેને છાવણી-માથી રૂડનના અવાજો સમજાયા નુશઆજર અને મહેરેનુશ પહેલવાનોના મરણને લિધે પેશુતન તેની આગળ રડતો રડતો આવ્યો. તે પાદશાહની તમામ છાવણીને ધુલે ભરી નાખવામાં આવી હતી અને સઘલા સરદારોએ પોતાના પોશાક ફારી કાઢયા હતા. અસફંદીયાર પણ પોતાના ઘોડા ઉપરથી નિચે ઉતરી પોતાના માર્યા ગયલા બેટાઓના માંથા છાતી સાથે દાબી રૂડન કરતાં બોલ્યા કે, "ઓ મારા બે જવાન બેટાઓ ! તમારા રવાન આ શરીરમાંથી કયા જતા રહયાં છે ?" પછી તેણે પેશુતનને કહયું કે, "ખેર, આ માર્યા ગયલા બેટાઓ માટે તું તારી આંખોમાંથી આશુ ના પાડ કારણકે હવે આંસુ પાડવામાં કાંઇ ફાયદો જણાતો નથી. તેથી હવે આપણા જીવ સાથે એમ લડત કરવી જોઇતી નથી. કારણકે આપણે બુઢા તથા જવાન સઘલા મોતને આધીન છીએ, માટે ગુજરતી વખતે અક્કલજ આપણા મદદગાર તરીકે રહેવી જોઇએ. પછી તેઓના સુનેરી કફન સીસમની પાલખીમાં મુકી તાજદાર માલેક ગુશ્તાસ્પ આગળ મોકલી આપ્યાં અને બાપને પેગામ કેહેવાડયો કે, "તારી અક્કલે આ ઝાડની ડાલ એ મુજબ ( મારા બેટાઓનાં મોતથી ) ફલવંત બની છે માટે નુશઆજર અને મેહેરનુશનુ કફન જોતાંજ તુ પુશકલ ડાહાપણવાલા જામાસ્પ આગળ એ વાત કરજે. આ મોટી પડતીના જવાનો નાલાયકોને હાથે માર્યા ગયા છે. તેં કીરતિને પાણીમાં જોહકાવી રૂસતમને ચાકર દાખલ બોલાવવા માગ્યો છે પણ હવે નુશઆજર અને મેહેરનુશના કફન જોતાંજ તું લોભ થકી આવી કોશેષો કરતો ના. તું તખત ઉપર મોજ કરે છે જ્યારે હું દુખથી તવાઇ જાઉં છું. તારી પાસે એ ખજાનો જાવેદાન રેહેવાનો નથી. તોપણ અસફંદીયારનો ગાયની સુરતનો ગુરજ તો હજી તેના ચામડાંના પતામાંજ રહેલો છે અને વખત શું પરીણામ નીપજાવશે તે હું જાણતો નથી"

પછી તેણે સોગ અને દુખ સાથે તખત ઉપર જઇ બેસી રૂસતમની તમામ વાતો યાદ કીધી અને પેશુતનને કહયુ કે, "સિંહ કાંઇ બાહાદુર શખ્સના

પંજાથી ડરતો નથી આજે મેં રૂસતમની તપાસ કીધી છે અને તે પીલતનનું કદ અને ઉંચાઇ મેં જોયલી હોવાથી પાક પરવરદેગાર કે જેનાથી ઉમેદ અને ધાસ્તી રહે છે તેની હુ સેતાયશ કરૂ છુ કારણકે તે પરવરદેગારે તેને એ માફક-નો પેદા કીધો છે. તે સાહેબે રૂસતમને એવો પેદા કીધેલો હોવાથી તેના ઉપર આફ્રીન હોજો તે રૂસતમના હાથોથી આવાં આવાં કામો થાય છે અને તેની જાળ ચીનના દરીયા સુધી પુગે છે. વળી તે મગરોને દરીયામાંથી ખેચી કાઢે છે અને જંગળના વાઘોને એક ફુફારામા બાહાર તાણે છે, પણ તેવા એક શખ્સને મે આજે તીરોથી ઘાહેલ કીધો છે અને તેના લોહીથી જમીનને તલાવ જેવી બનાવી છે તેથી તે દોડતો મેદાનમાંથી ટેકડી ઉપર ચઢી ગયો અને ત્યાંથી ઘાહેલ હાલતમાજ પોતાના બખતર અને શમશેર સાથે નદી તરફ જઇ તે જડપથી પસાર કરી ગયો તીરોની અણીથી તેનું તમામ શરીર વિંધાયલું હોવાથી હુ ધારૂ છુ કે તે પોતાના મેહેલમાં જઇ લાગતાજ તેનું રવાન તે મેહે-લમાથી સનીશ્ચર સતારા તરફ ચાલુ મુકશે"

## રૂસતમ પોતાના મેહેલમાં આવી લાગતાંજ જાલે સીમુર્ગ પાસેથી તેને માટે કાંઇ ઉપાય માંગ્યો તે વષે.

પેલી તરફથી રૂસતમ પણ મેહેલમાં આવી લાગતાંજ દસ્તાને તેની એવી હાલત જોઇ તથા રૂસતમના મેહેલમાં દાખલ થતાંજ તુરતજ તેનુ તમામ કુટુંબ તેની આગળ ભેગુ મલ્યુ તેને થયલા ઘાહોને માટે જવારેહ તથા ફ્રરામરજ બલા-પો કરી રડવા લાગ્યા તેઓના રડવાનો અવાજ સમજી રોડાબેહ પણ માથાના બાલો પીખીને ચેહેરાને નખડીઆં દેવા લાગી. જવારેહે છોડી નાખેલા કંમરબંધ સાથે ત્યા આવીને તેના દિલ ઉપરથી બખતર અને બબરેય્યાન કાઢી નાખ્યું. તેના મુલકમાં જે કોઇ દાનાવા હતા તેઓ તેના મકાનમાં ભેગા થયા જેઓ તેને માટે ઉપાયો કરતા હતા. તેઓને રૂસતમે પોતાની આગળ રખશને પણ હાજર કરવા ફરમાવ્યું. જેહાનનો અનુભવ પામેલો દસ્તાન પણ બાલ પીખવા લાગ્યો અને તેને થયલા ઘાહો ઉપર પોતાનો ચેહેરો મસળી બોલવા લાગ્યો કે "હું બુઢાં માથાં સાથે મારા બેટાને એ હાલતમાં જોવાને જીવતો રહયો કે ?" પણ રૂસતમે જાલને કહયું કે "રડયાથી શું ફાયદો થવાનો છે ? આસમાનથી જે કાંઇ બનવા-કાલ હતું તે બન્યું છે અને હજી વધુ મુશકેલી તો સામી ઉભી છે જે માટે મારો જીવ દલગીર છે. કારણકે તાબા જેની દેહ ધરાવનારા અસફંદીયાર જેવા કોઇ પણ મરદાનગીવાલા શખ્સને મેં લડાઇ વખતે જોયો નથી. હું જેહાનની

આસપાસ તમામ જગ્યાએ ફરી વળ્યો હતો અને મેં ઘણી જાહેર તેમજ છુપી ખબરો મેળવી હતી. સફેદ દેવને તો મેં કંમર ધરીને એક વાંસનો સાંઠો હોય તેમ ભોંયે અફાલ્યો હતો. તેથી અસફંદીયારની આવી હથીયારની આપ લે છતાં અને તેની આવી લડવાની રીત છતાં હુ તેનાથી પાછો તો હટવા માંગતો નથી. ૧ મારા તીખાં લોઢાંને વિંધનારા તીરો ઢાલ હોયાં છતાં પરીણામમા કાનેલ નિવડતા તે અસફંદીયારના બખતર ઉપર આટલા બધા છોડયા છતાં જાણે પથર ઉપર કાંટા ફેંકયા હોય તેમ નીશફળ નિવડયા છે જો હુ મારો હાથ પથર ઉપર લંબાઉ તો તે પથર પણ મારા હાથમાં હવા જેવો બની જતો ? તથા મારી તલવાર જોતાંજ વાઘો પણ પથર તળે ભરાઇ જતા, તે છતાં તેજ તલવાર તેના શરીર ઉપરના બખતરને વિંધી શકી નથી અને તેના માથા ઉપરની ટોપીનુ જરાએ કપડું પણ ચીરાયું નથી. વળી હુ તેની આગળ ગમે એટલી દલગીરી જાહેર કરૂં છું તે છતાં તે પથર જેવા દિલનો શખ્સ ઉશકેરાતોજ જાય છે. તે તો પોતાની વાતચીત, રીતભાત અને સરકશીથી મને નાખુશ બનાવવા સિવાય બીજું કાંઇ માગતો નથી. અંધારી રાત પડયાથી અને અંધારાને સબબે તેની આંખો કંટાલવા માટે હું પરવરદેગારના શુકરાના કરૂંછું કે જેથી હું તે અઝદાહના પંજામાંથી છુટી શકયો છું. હવે હું તેનાથી કેવી રીતે છુટકારો પામશ તે હું જાણુતો નથી. હાલે પણ જ્યારે હું વિચાર કરૂંછું ત્યારે આવતી કાલે મારા પગો રખશ ઉપરથી ઉઠલાઇજ પડવાના એ સિવાય બીજા વિચારો આવતા નથી. જાબુલમાં તે ગમે એટલાં ડોકાં ઉડારે તોપણ હું એવી જગ્યાએ જવા માગું છું કે જ્યાંથી તે મારી નિશાણ પાંમી શકશેજ નહી. જો કે બુરાઇ કરવાથી તે મોડેથી કંટાલશે પણ આખરે એ કામથી તે ધરાશે ખરો."

જાલે તેને જવાબ દિધો કે, "ઓ બેટા! તું મને સમજવા ઉપર ધ્યાન લગાડ, અને જ્યારે મારી વાતનો છેડો આવે ત્યારે તે ઉપરથી શિખામણ લેજે. મોત સિવાય તમામ કામોના જેહાનમાં દરવાજા (ઉપાયો) હોય છે, પણ મોતનો દરવાજો જુદીજ તરાહનો છે. એ માટેનો હું જે ઉપાય જાણુ છું તે એજ કે, હું મારી મદદે સીમુર્ગને બોલાવશ કે તે તારો હવે પછી રેહેનુમા મને અને આપણા મુલકો અને જન્મ ભુમી આપણી પાસેજ જલવાયલી રેહે. નહી તો કે એ બુરાઈ પસંદ કરનાર અસફંદીયારને હાથે આપણા મુલકનો નુકસાન ભર્યો હાલ થશે."

એ વિચાર ઉપર બંધે એકમન થતાંજ જાલ ત્યાંથી એક ઉંચી ટેકડી ઉપર ગયો અને સાથે મેહેલમાંથી આતશના ત્રણ ધુપદાન લેતો ગયો; ત્રણ

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

હુશીયાર પેહેલવાનો તે લેઇને તેની સાથે ચાલવા લાગ્યા. ઉપાય રચવા માંગતા જાલે પાહાડની ટોંચ ઉપર આવી લાગતાંજ રેશમી કપડાંમાં વિટાલેલું એક પીછ બાહાર કાઢયું અને તે ધુપદાનમાં આતશ સલગાવીને તે ઉપર તે પીછ-માંથી થોડું બાલ્યું. ૧ પછી અંધારી રાતનો એક પોહર પસાર થતાંજ તું કેહેશે કે, "જાણે તમામ હવા કાલી બની" તુરતજ જાલને તે સીમુર્ગને લિધે પાહાડની ઉચાઇએથી હવા નકસીદાર બનેલી દેખાઈ. સીમુર્ગે હવામાંથી તિક્ષણ આતશને બલતો તથા તેની આગળ જાલને ગમ અને દુખ સાથે બેઠેલો જોતાંજ તે ઉચાઇએથી નિચાનમાં ઉડયું. જાલે સીમુર્ગને તે પાહાડ ઉપર જોતાંજ તેની પુશકલ તારીફ કરીને નમન કીધું. તેણે પોતાની આગળના ત્રણ ધુપદાનો ઉપર સુગંધી બાલ્યા પછી પોતાના ચેહેરા ઉપર જીગરના લોહીની એક નદી વેહેતી કીધી. આથી સીમુર્ગે તેને પુછયું કે, "ઓ પાદશાહ ! તુને શું થયુ છે ? મારૂં પીછ બાલીને તુને ધુમાડો કેમ કરવો પડયો છે ?" જાલે તેને જવાબ દિધો કે "બુરી તોખમના દુશમનથી મને જે બુરાઈ પુગી છે તેવીજ બુરાઇ તે મારા દુશમનને પુગજો. મારા સિંહ જેવા દિલના રૂસતમનું શરીર ઘાહેલ થયલું હોવાથી મારા પગ તેના પગને લિધે બંધાઈ ગયા છે. તેના જખમો જોઇને મને તો તેના જીવ માટે ધાસ્તી પેદા થઈ છે. કારણકે એવો ઘાહેલ બનેલો કોઇએ પણ કોઇને જોયો હશે નહી. વળી તેનો રખશ પણ બેજાન થાય એવો બન્યો છે અને તે પણ તીરોના ઘાહથી દુખી અને કાયર બન્યો છે. આ મારા મુલક ઉપર અસફંદીયારે ચઢી આવીને તેણે લડાઇનો દર-વાજો ઠોકયા સિવાય બીજુ કાંઈ કીધું નથી. વળી તે આ મુલક કે તાજ, તખત લેવા માંગતો નથી પણ મારા કુટુંબના ઝાડના ફલોને જડ મુળથી ઉખેડી કાઢવા માંગે છે."

સીમુર્ગે કહયું કે "ઓ પેહેલવાન ! એ કામ માટે તું તારા જીવને દુખી ના કર. મને તું રખશને તથા પેલા જેહાનબક્ષ નામદાર રૂસતમને દેખાડ." આથી જાલે કોઇને મોકલીને રૂસતમને કેહેવાડયું કે, "તું કાંઈ પણ કરીને અત્રે આવવા માટે ગરદન ઉચક અને રખશને પણ હમણાજ અત્રે તેની આગળ હાજર કરવા ફરમાવ." એ ખબર રૂસતમને પુગતાંજ તે પોતે તેમજ રખશ બંધે પાહાડ ઉપર આવ્યા તે ઉચા પાહાડ ઉપર રૂસતમના આવી પુગતાંજ રોશન રવાનના સીમુર્ગે તેને પુછયું કે, "ઓ ઉંચા દરજ્જાના જોરાવર હાથી

---

૧ સીમુર્ગે જાલને તેના બાપ સામને સ્વાધીન કરતી વખતે જે વાત કહી પોતાનું પીછ આપ્યું હતું તે બાબે જુઓ શાહનામુ ભાગ. ૧ લો, સફો ૨૪૧ અને ૩૩૮.

જોવા રૂસતમ ! તુંને લડાઈના મેદાનમાં કોણે એટલો બધો દુખી કીધો છે ? તેં શા માટે અસફંદીયાર સાથે લડાઈ કરીને એમ આગ સાથે બગનગીરી કીધી છે ?" જાલ બોલ્યો કે, " ઓ દયાવન્ત સાહેબ ! તેં હમુને તારો પવિત્ર ચેહેરો દેખાડવા છતાં જો રૂસતમ સાજો નહી થશે તો પછી હમો જેહાનમાની કહી જગ્યા સોધી લેઈશું ? તેઓ તો તમામ સીસ્તાનને વેરાન બનાવી વાળો અને સિહોના રેહેઠાન કરી દેશે અને હમારૂં ખાનદાન જડમુળથી ઉખેડાઈ જશે. માટે તે અસફંદીયાર સાથે હવે હું કેવી રીતે વાત કરૂં ?"

આથી સીમુર્ગે રૂસતમના ઘાહોની તપાસ કીધી અને કાંઈક ઉપાય કરવા માંડયા. તેણે તે ઘાહોમાથી ચાંચ વડે લોહી કાઢી નાખ્યુ અને પછી તેમાથી એકસોને સાઠ તીરો બાહાર કઢયા. ૧ પછી તેણે તે ઘાહો ઉપર પોતાની પાખ મસલ્યાથી તુરતજ રૂસતમ અસલ માફક સાજો અને જલકાટવાલો બની ગયો. પછી સીમુર્ગે તેને કહયું કે " હવે તું એ ઘાહોને બાંધી લે અને તેને નુકસાન નહી પુગે તે માટે એક અઠવાડયું સુધી લડાઈ કરવાથી દૂર રેહેજે. મારૂ એક પીછ દુધમાં બોલીને તે તીરથી થયલા ઘાહો ઉપર ચોપડયા કરજે." પછી તેણે રખશને પણ પોતાની આગળ મંગાવીને એજ રીતે તેને ચાંચ વડે સાજો કીધો. તેણે તેની ગરદનમાંથી સાઠ તીરો બાહાર કાઢયા જેથી તેના શરીરમા બીજા કાંઈ તીર રહયા નહી. આથી રખશે તુરતજ ખંખાર માર્યાથી તાજદાર રૂસતમ પણ ખુશાળ દિલે હસવા લાગ્યો.

પછી સીમુર્ગ બોલ્યુ કે "ઓ પીલતન ! તમામ અંજુમન વચ્ચે તુંજ નામદાર ગણાતો હોવા છતાં અસફંદીયાર સાથે તું શા માટે લડવા માગે છે ? કારણ કે તે તો તાંબાની દેહનો નામદાર છે તેનું બખતર તેનું દિલજ છે અને તે દિલ પેગમબર જરથોસ્તને હાથે એવુ (જોરાવર) બન્યું છે. જરથુસ્ત્રે ગુસ્તાસ્પ માટે અસફંદીયારને એવો મજબુટ બનાવી આપ્યાથી તેને તીર, જમધો કે નેજો કાંઈ ભોકાતું નથી." રૂસતમે તેને જવાબ દિધો કે, " જો અસફંદીયાર મને બંદીવાન કરવા નહી માંગતે તો મારૂં દિલ પણ એટલું ગમગીન બનતે નહી. તેથી શરમ પુગે તેના કરતાં મને મરવું સેહેલ લાગે છે તોપણ હું થોડો વખત લડાઈ કરવાથી અટકશ." સીમુર્ગે તેને જવાબ દિધો કે, " જો અસફંદીયાર તારા માથાંને ધુલમાં નાખે તોપણ તેથી તુંને કાંઈ શરમ પુગવાની નથી. કારણ કે તે શાહજાદો જેમ લડાયક છે તેમ તે પવિત્ર શરીરનો શખ્સ ઈજદી ખોરેહ ધરાવનારો છે. એવો શખ્સ કોઈપણ જમાનામાં થયો નથી અને તેનેજ લિધે ઈરાન પોતાની કંમરને સીધી ટેકવી રાખી શકે છે. માટે એમ લડાઈ કરવા માટે

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તારાં મગજને પરેશાન બનાવી હવેથી લડાઇ કરી કીનો નહી સોધે અને લડવાની કોશેશ કરી તેનાથી ચઢતો થવા નહી માગે એવું તુ મને વચણ આપ. આવતી કાલે તું તેની આગળ ખુશામત કરતો જઇને તેના ઉપરથી તું તારાં શરીર અને જીવને કુરબાન કરવા માંગજે. જો તેનું મોત નજદિક આવ્યું હશે તોજ તે તારી માફી અને કાલાવાલાનો વીચાર કરશે નહી. ત્યારેજ હું તુને તુરત એક એવો ઉપાય શિખવશ કે જેથી તારૂં માથું સુરજ સુધી પુગશે."

એમ સમજતાંજ રૂસતમ તેનાથી ખુશી થઇને તેની સાથે લડવાના વિચારથી મોકલો બન્યો અને તેને જવાબ દિધો કે, "જો મારાં માથાં ઉપર હવા તલવારનો પણ વરસાદ વરસાવશે તો એ હું તારા આ ફરમાનથી મારૂં મગજ ફેરવશ નહી." આથી સીમુર્ગે તેને કહયું કે, "હું તારી આગળ મેહેરબાનીની રાહે આસમાનનો ભરમ કહી સમજાવીશ તે એ છે કે જે કોઈ પેહેલવાન અસફંદીયારનુ લોહી રેડશે તેને જમાનો ખુવાર કરશે. વળી તે જ્યાં સુધી જીવશે ત્યાં સુધી તે દુખથી પણ છુટકો પાંમશે નહી અને તેનો ખજાનો પણ રેહેશે નહી. પછી તે શખ્સ પણ આ જેહાનમાં થોડો વખત જીવશે અને મરણ પામતી વખતે દુખ અને સખતી ભોગવશે. તેથી જો તુ મારા કેહવાને મળતો થતો હોયતો તુ હમણાજ તારા દુશમન ઉપર ફતેહ મેળવશે. આજેજ રાતે હું તુને એવી અજાયબી દેખાડશ અને તારા હોઠોને બુરૂં બોલવાથી સીવી લેવશ. રૂસતમ બોલ્યો કે "તું જે કરવા માગશે તેની સાથે હું હમણાજ મળતો થાઉ છુ. જેહાનજ કાયમ રેહેવાની છે અને આપણને તો યાદગારી મુકી મરવાનું છે. માણસોના બોલેલાં અને કીધેલાં સિવાય બીજુ કાંઇ અત્રે રહેતુ નથી. તેથી જો હુ પણ નેકનામી સાથેજ માર્યો જવશ તો વાજબી ગણાશે. શરીર પોતે તો મોતનેજ પાત્ર હોવાથી મને તો નામદારીજ જોઇએ છે. ત્યારે સીમુર્ગે તેને કહયું કે "જા તું રખશ ઉપર બેસ અને એક પાણી પાયલી તલવાર પસંદ કરી લે. વળી તું પરવરદેગારની પણ બંદગી કરી લેઇને પછી અત્રેથી ચીનના દરીઆ તરફ જા. તુ દુર દરાજ માર્ગનો વિચાર કરતો ના, કારણકે ત્યાં હું તુને આજ રાતેજ પુગાડી દેવશ. ત્યાંના જંગલમાં ગેજ નામનું એક ઝાડ છે જે ઘણુંજ જાડું છે અને દરાખનો રસ પીને ઉછરે છે. હું તુને તેમાંથી એક કીમતી લાકડી દેખાડશ તે તું કાપી લેજે અને તારા દુશમનના મગજને તે વડે છુંડી નાખજે."

## રૂસતમે ગેજના ઝાડની ડાંખલી મેલવીને સીમુર્ગના ફર-માવ્યા મુજબનો તેણે એક તીર બનાવ્યો તે વિષે.

એમ સમજતાંજ રૂસતમે ત્યાં જવા માટે પોતાની કંમર બાંધી અને રખશ ઉપર ચઢી બેઠો રૂસતમ ત્યાંથી જાય તે આગમચ સીમુર્ગે તેના તાલક ઉપર પોતાનુ પીછ ઘસવાને ફરમાવ્યું. પછી તેણે તુરતજ રૂસતમને એક સુકો માર્ગ કે જ્યાંથી કસ્તુરીના સોડમ સાથની હવા આવતી હતી તે દેખાડયો. તે દરીઆ અગળ જઇ પુગ્યો ત્યાં સુધી તેણે સ્વારી કર્યા કીધી. સીમુર્ગના સાથે ઉડવાને લિધે ત્યાંની હવાએ પણ કાલાશ પકડયો હતો તે દરીઆ આગળ આવી પુગતાંજ તે નામદારી ભર્યું પક્ષી પણ નિચે ઉતર્યું ત્યાંના દરીઆ કીનારા આગળ એક હાથી મુવેલો પડીને કોહયા કરતો હતો. ૧ આ હાથીને ખાવાને સીમુર્ગે જેવા પગ નિચે ઉતાર્યા તેવાજ તે ત્યાં પડેલી જાલમાં ભેરવાયાથી તેમાંથી છુટવાની તે પક્ષીની ગમે એટલી તદબીરો રદ ગઇ ૧ કોઇ પણ આ બુઢાં આસમાનની યુકિત જાણી શકતુ નથી, પણ જ્યારે બુરો વખત આવે છે ત્યારે તે તેમાં સપડાય છે ૧ ત્યારેજ આસમાન તેની બંધે આખોને ધુલથી આંધલી કરે છે કે જેથી તે પાક પરવરદેગારને ઓલખતાં શિખે ૧ તેને દુરથી ગરમ રેતી જણાઇ પણ નરમ ડોરીની બનાવેલી તે જાલ તેને દેખાઈ નહી. ૧ આથી સીમુર્ગ બોલ્યું કે "ઓ કીનો લેનારા રૂસતમ ! મારી હાલત જોઈ તું તારા ઘોડા ઉપરથી ઉતરી પડ ૧ આ સઘલી જાલના તારી તલવારથી ટુકટા કરી નાખ અને મને જાલમાંથી છોડવવાનો ઉપાય રચ." ૧ આથી પેહેલવાન રૂસતમ તેની આગળ આવ્યો અને તેણે છુપી રહેલી જાલ જોઇ. ૧ પછી તુરતજ સીમુર્ગે તેને પેલું ઝાડ દેખાડયુ અને બોલ્યું કે "એ ઝાડને નેક બખતો ગેજને નામે ઓલખે છે" ૧ આથી રૂસતમે તે ધુલમાં ઉગેલુ ઝાદ જેનુ મઠાલુ આસમાન સુધી પુગ્યુ હતું તે જોયું. તે પક્ષી હોકમ ફરમાવવાને એ ઝાડ ઉપર આવી બેઠું. પછી તેને સીમુર્ગે ફરમાવ્યું કે "તું આમાંથી સૌથી વધારે સીધી ડાંખલી હોય તે તથા જે વધારે લાંબી અને વળે એવી ડાંખલી હોય તે પસદ કરી લે. એ ગેજના ઝાડમાં અસફ્દીયારનું મોત છે, માટે એ ઝાડની ડાંખળીને તું કાંઇ નજીવી ગણતો ના. તું એ લાકડીને આતશના તાપથી વધારે સીધી બનાવજે અને પછી એક જુના વખતની લોઢાના તીરની એક સારી અણી તેને માટે ચુંટી કાઢજે. એ લાકડી સાથે મારાં ત્રણ પીછ અને તીરની બે અણીઓ જડી લેજે. એ પ્રમાણે તેને નુકસાંન પુગાડવાની સઘલી સામગ્રીઓ મેં તુને દેખાડી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

છે. તારાં તમામ હથીયારોમાંથી તેના ઉપર એ ગેજની લાકડી સિવાય બીજું કાંઈ કારગર નિવડશે નહી કારણ કે તેના ઉપર પેગમબર જરથોસ્ત એવું મંત્ર ભણ્યા છે કે તીર અને જંમબ્યા પણ તેના શરીર ઉપર નરમ બની જોય છે."

ત્યાથી રૂસતમે તે ગેજના ઝાડની ડાંખલીઓ કાપી લેતાંજ તે દરીયા આગળથી પાછો મેહેલમાં આવી લાગ્યો અને સીમુર્ગે તેના માથાં ઉપર ઉડતુ રહી તેને માર્ગ દેખાડીને રાહનુમાઈ કીધી. સીમુર્ગે તેને કહયુ કે, "હવે જેવો અસફ્-દીયાર આવશે તેવોજ તે તારી સાથે લડવા માંગશે. માટે તું અરજ કરી તેનાથી ઈનશાફ ચાહાજે અને કાંઇ પણ વાંકા સખુનો બોલતો ના કદાચને તારી મીઠી વાતોથી તે પાછો હટશે અને તે મોટી પડવીના પાદશાહો માટે કેટલો કેટલો વખત સુધી જેહાનમાં રંજ અને સખતીઓ વેઠી હતી તે જુના વખતની વાતો તેને યાદ આવશે. કારણ કે અસફ્દીયાર જેવો કોઇ પણ સ્વાર યા પાદશાહને તેં તખત ઉપર બેઠેલો જોયો હશે નહી. જો તેના પાસેથી આટધી બધી માફી ચાહાવા છતાં તે કબુલ રાખે નહી અને તુને હલકી પડવીનોજ ગણે તો તું તારી કમાન તાણીને તેના ઉપર આ ગેજના લાકડાંનો તીર જે એ પ્રમાણે દરાખના રસથી ઉધરેલો છે તે તારી કમાન ઉપર ચઢાવજે. પછી જાણે તું એ ગેજના ઝાડની પ્રસ્તેશ કરનારો હોય તેમ તું તેની આંખો સામે તારા બંધે હાથોને સીધ્ધા ધરજે. તેની આખમાંજ તેનું મોત હોવાથી તે આંધલો થશે અને તેની આંખોથીજ તેનું નસીબ ઉધું વલશે." પછી ત્યાંથી વિદાય થવાને સીમુર્ગે જાલ સાથે બગળગીરી કીધી અને તે સીમુર્ગ તેની સાથે તાણાવાણા માફક બની ગયું. પછી તે ત્યાંથી ખુશાલ દિલે ઉડી ગયુ. હવામા ઉડતુ જોતાંજ રૂસતમે એક મોટો આતશ સલગાવીને તે ઉપર તે ગેજના લાકડાંને સીધ્ધુ બનાવ્યું. તે લાકડી સીધ્ધી બનતાંજ તેણે તેના ઉપર તીરની અણીઓ તથા પીછાં જડી લિધાં.

## ફરીથી લડાઈ થતાં અસફંદીયાર રૂસતમને હાથે માર્યો ગયો તે વિષે.

તેટલામાં પાહાડ પાછલથી ઉજાશ પ્રકાશીયાથી અંધારી રાતની કંમર વળી ગઇ. તેથી રૂસતમે પરવરદેગારની પુશકળ બંદગી કરીને હથીયાર પેહેર્યાં. ત્યાર બાદ તે જોરાવર હાથી જેવા રખશના જીન ઉપર ચઢી બેસીને નાઇલ નદીમાં વાહાણ દોડે તેમ ત્યાંથી દોડીયો અને નામદારીભર્યાં ઈરાની લશકર આગળ અસફંદીયાર સાથે લડવા અને કીનો લેવાને આવી પુગ્યો. યુકિતબાજ રૂસતમ પાછો નામદારીભર્યો બનેલો હોવાથી તેણે નાશ કરવા માટે મોટેથી

પોકાર માર્યો કે, " ઓ સિંહ જેવાં દિલના શખ્સ ! તું એમ કેટલી બધી ઉંઘ કાઢશે ? કારણ કે રૂસતમ તો રખશ ઉપર જીન પણ બાંધી ચુકયો છે. માટે તું પણ હવે તારા ખુશ ખુઆબમાથી ઉઠીને કીનાખોર રૂસતમ સાથે લડવાને વલગ."

અસફંદીયારે તેનો આવાજ સમજતાજ તેની આગલ જેહાનનાં હથીયારો તુચ્છ બન્યાં અને તેણે પેશુતનને કહયું કે " જાદુગર શખ્સ ઉપર સિંહોથી પણ બાધુરી મેલવી શકાતી નથી. હું તો એમ ધારતો હતોજ નહી કે રૂસતમ બખતર, બબરેબ્યાન અને કોહલા સાથે માર્ગમાથી મેહેલમા જઈ પુગશે. વળી તેની નિચેના પેલા રખશની છાતી તો તીરોથી ઢકાઇ ગઈ હતી અને તે જણાતી પણ હતી નહી. મેં સમજ્યુ છે કે પેલો જાદુગર દસ્તાન દરેક કામમાં પોતાના હાથો સુરજ સુધી લંબાવી શકે છે તે જ્યારે છેડાય છે ત્યારે જાદુગરોથી પણ ચઢયતો બને છે અને કોઇથી પણ તેની અક્કલ સાથે બરોબરી કરી શકાતી નથી." ૧

પેશુતને તેને આંખોમાં આંસુ સાથે કહયું કે, "તારા દુશમન ઉપર ગમ અને ગુસ્સો વરસજો. આજે તુંને શું છે કે એમ કજરાઇ ગયો છે ? મને લાગે છે કે તુ રાતે ઉંઘાયોજ હશે નહી. જેહાનના આ બે પેહેલવાનોને પણ શું થયુ છે કે તેઓ એમ આટલી બધી રંજ ખેચે છે. હું જાણતો નથી કે તેમાં કોણનું નસીબ બુહૂં બનશે. કારણ કે તેઓ તો દર પલે નવા નવા કીનાજ ઉભા કરે છે " પછી પેહેલવાન અસફંદીયાર પોતાનુ બખતર પેહેરીને નામદાર રૂસતમ આગળ આવ્યો અને રૂસતમનો ચેહેરો જોતાંજ તેણે પોકાર માર્યો કે, " તારૂ નામ જેહાનમાંથી ગુમ થજો. ગઇ કાલે તુ કાંઇ મારી આગળથી એવી હાલતમાં છુટો પડયો હતો નહી. તે વખતે તારૂં દિલ, મગજ, વિચાર અને હુશીયારી પણ રાહ ઉપર હતી નહી. કદાચને તું સગજી બચો મારી કમાનને તથા મારી લડાયક બાધુરીને વીસરી ગયો હશે. ત્યાં જઇને હાલે કાંઇ જાદુઇ કરી આવ્યાથી તું એમ ઉટાવલે મારી સાથે લડવા આવેલો લાગે છે. તું જાલનાંજ કાંઈ જાદુઈથી સાજો થયલો લાગે છે, નહી તો કે હાલે તારાં શરીરે દખમુજ સોધી લિધુ હતે. તોએ હજી પણ હું તારા શરીરને એવું વિંધી નાખશ કે તે બુઢો જાલ તેનો ઉપાય કરી શકશેજ નહી. હું તારી ગરદનને આજે એવી છુડશ કે જાલ હવે પછી તુંને જીવતો જોવા પાંમશેજ નહી."

---

૧ જાલ અને રૂસતમ જરથોશતી નહી હોવાથી અસફંદીયાર તેઓને ધીકાર સાથે એમ જાદુગરની ઉપમાં આપે છે.

રૂસતમે અસફંદીયારને જવાબ દિધો કે, " ઓ લડાઈમાં અમર્ગી પામેલા સિંહ ! હુ આજે કાંઇ તારી સાથે લડવા આવ્યો નથી. પણ તારી માફી ચાહવા અને તારાથી નામદારી પાંમવા આવ્યો છું. તું જેહાનને પેદા કરનાર પાક યજદાનનો કાંઇ ડર કરીને તારા દિલમાની અક્કલનો નાશ થવા ના દે. તુ મારી સાથે ગેરઇનશાફથી વર્તીને તારી બધે ડાહાપણ ભરી આંખોને ઢાકી દે છે. હુ દાદાર હોરમજદના, પેગમબર જરથોસ્તના, ભલી મજદયસ્ની દીનના, નુશ આજરના આદરાનના, ખોરેહવાળા આતશના, સુરજ ચંદ્રના અને ઝંદ અવસ્તાના સોગંદ લેઇ કહું છુ કે તુ તારાં દિલને એ નુકસાનીના માર્ગમાંથી પાછુ ફેરવ જે કાંઈ બનાવો બન્યા છે તેની હવે તું યાદ ના કર. પણ તું મારી સાથે મારૂં મકાન જોવાને ચાલ અને ત્યાં મારા જીવ ઉપર તારી ઇચ્છા અને હોકમ ચલાવ. હું તારી આગળ મારા જુના વખતનો ખજાનો જે લાંબો વખત થયો ત્યાં એકઠો થયા કીધો છે તે ખુલ્લો મુકશ. એ સઘલો ખજાનો મારાં અને તારાં ઉંટો ઉપર લાદીયા બાદ તું તે તારા ખજાનચીનને ત્યાંથી આગળ હંકારવાને સ્વાધીન કરજે હુ પણ તારી સાથે ત્યાં મુશાફરી કરતો આવશ અને તારા હોકમ મુજબ પાદશાહ આગળ પણ હાજર થવશ. પછી જોઇએ તો પાદશાહ મને મારી નખાવે કે બધીવાન કરે. આગળા દાનાવો જે કહી ગયા છે તે ઉપર તુ ધ્યાન પુગાડ. તેઓનું કેહેવુ છે કે, ' કોઇનો પણ હરગેજ બરગસ્તે સેતારો આવતો ના.' તેથી જમાનો તુને લડાઇથી ધરાયલો બનાવે એવો હુ ઉપાય કરવા માંગુ છુ. છતાં તારૂં દિલ આવું પથર જેવું કેમ બન્યુ છે ? અને તારૂં દિલ લડવાનીજ ઇચ્છા કેમ કરે છે ? હું પરવરદેગાના સોગંદથી કહુ છું કે ' જો તું લડાઇ, ગેરઇનશાફ અને કીનાને દુર ફેકી દેશે તો તેમાંથીજ તું નામદારી પામશે. '" ત્યારે અસફંદીયારે તેને જવાબ દિધો કે " લડાઇ અને ધાસ્તીની વખતે હું ફરેબ આપું એવો શખ્સ નથી. તું ગમે એટલી તારા મહેલ અને ઘેરની વાત કરશે અને તારા ચેહેરાને ગમે એવો સુલેહથી ધોવા માગશે તો પણ જો તુ હજી જીવતો રેહેવા ચાહતો હોય તો મને પેહેલાં તારૂં શરીરજ બાંધવા દે. "

ત્યારે રૂસતમે એક વાર ફરીથી મોઢું ઉગાડીને કહયું કે, "ઓ પાદશાહ ! તું ગેરઇનશાફભર્યું બોલવું યાદ ના કર. મારા નામને બટો નહી લાગે તેમજ તારૂં શરીર ખુવાર થાય નહી એવું તું કર. કારણ કે લડાઇથી બુરાઇ સિવાય બીજું કાંઇ પરીણામ નિપજવાતું નથી. હું તુને હજારો પાદશાહી ગોહરો, તાંજો, હારો અને કાનના લુલકો ભેટ આપશ. વળી તારી રાત દીસની નોકરી બજાલવાને હું તુને મધ જેવા હોટોવાલા હજારો ગોલામો તથા ખુલુખ શાહેરની

હજારો ખુબસુરત બાંદીઓ કે જેઓ તાજ પેહેરવા લાયકની અને ભાયગવંત છે તે ભેટ આપશ. ઓ વગર હરીફના શખ્સ! હું તારો આગળ સામ નરીમાનનો અને જાલનો પણ ખજાનો ખુલ્લો કરશ. એ સઘલો ખજાનો તારી આગળ એકઠો કરાવીને તે અત્રેથી લેઈ જવા કાબુલથી માણસો બોલાવી મંગાવશ. એ સઘલાઓ તારો હોકમ બજા લાવીને બદખાહો સાથે લડી તેમણે તોડશે. ત્યારબાદ હુ પણ તારી આગળથી એક નોકર માફક પેલા કીનાખોર પાદશાહ ગુસ્તાસ્પ આગળ આવશ. માટે ઓ પાદશાહ! તુ તારા દિલમાથી કીનો દુર કર અને દેવને તારા દિલમાં ભરાઇ બેસવા ના દે. મને બંધીવાન કરવા ઉપરાંત પણ તારા હાથમાં બીજા ઉપાયો છે. તુ યજદાંપ્રસ્ત તેમજ મારી ઉપર પાદશાહી કરનારો છે. જો તું મને બંધીવાન કરે તો જાવેદાન સુધી મારા ઉપર બદનામી રહી જાય અને તેથી તારા જેવા ( એક દોસ્ત ) થી મને બુરાઇ પુગેલી લાયક કેમ ગણાય ? " અસફંદીયારે રૂસતમને જવાબ દીધો કે " તુ એવી વગર ફ્રાકેટની બક બક કયાં સુધી કરશે ? તુ તો મને યજદાંનની રાહથી અને જેહાનના અનુભવી પાદશાહના ફરમાનથી ફરવા કહે છે પણ જો કોઇ પાદશાહના હોકમથી કદી પણ ઉલટો ચાલે તો તેણે પરવરદેગાર સાથે દગો કીધા બરોબર ગણાય. ૧ માટે તું લડવા અને તારા હાથ બાંધવા દેવા શિવાય બીજી વાતો ના કર અને એવી વગર ફ્રોકટની બક બક ના કર."

જ્યારે રૂસતમે જોયું કે તેના આજુજીભર્યા કાલાવાલા અસફંદીયાર આગળ ઉપ્યોગી થઇ પડયા નથી ત્યારે તેણે મોટેથી પોકારીને કહયું કે, " તું પેશુતનને બોલાવી મંગાવ કે તે મારો એ બાબતમાં શાક્ષી રહે. કારણકે તારી આટલી બધી મારી ચાહી તારી સાથે બુરાઇ કરવાને બદલે તારા કાળાવાળા કર્યા છતાં જ્યારે મને કોઇ સાથે કીનો કે મારામારી નહી તે વખતે હુ મારી દીન, મજહબ અને રેવાજથી ફરવા ચાહતો નથી." તેના એમ બોલ્યાથી અસફંદીયારે હસી પડીને તેને જવાબ દિધો કે, " ઓ નામદાર પેહેલવાન ! તું લડાઇ કરવાને વખતે એમ બહાના શું કાઢે છે ? અને શું કામ એવા ફંડ ફરેબ રમે છે ? પેશુતન કાંઇ અત્રેથી દુર નથી. તે સઘલું જાણે છે અને મારી સઘલી વાતો સમજે છે." પછી તેણે સાદ મારી પેશુતનને બોલાવ્યો અને તેને જોતાંજ રૂસતમે દલગીર થઈને આસ્તેથી કહયું કે, " ઓ પાક દિલના બાહુર શખ્સ ! મેં અસફંદીયારને ઘણા કાલાવાલા કીધા છતાં મારા કેહેવાની તેના ઉપર અસર થઇ નથી. હું તેની જે નોકરી બજાવવા માંગુ છું તે તે કબુલ રાખતો નથી માટે તું જાણે છે અને

---

૧ જરથોશ્તી ધર્મના ફરમાનને વળગી અસફંદીયાર ખોટું પગલું ભરતો હોવા છતાં પોતાના પાદશાહ તરફ વફાદાર રેહેવાનું વધારે પસંદ કરતો જણાય છે.

જોય છે કે એજ પોતાની જીંદગીથી કંટાલ્યો છે. જો એ મારે હાથે માર્યો જાય તો તું મારા તરફથી એ વાત દરેક અંજુમનમાં કેહેજે કે, રૂસતમે તો તેના ઘણા કાલાવાલા અને આજુજી કરવા છતાં એ બાધુર શખ્સ ઉપર કાંઈ અસર થઇ હતી નહી "

તેટલામાં પેહેલવાન અસફંદીયારે પોકાર કીધો કે, " ઘણું બોલવામાં કાંઇ ફાયદો નથી માટે તું અત્રે આવીને કેમ લડવા માંગે છે તે કેહ. કારણ કે, તેં તો જેહાનમાં પુશકલ નામદારી મેલવેલી છે" રૂસતમે તે લડાયક અસફંદીયારનો પોકાર સમજતાજ તેની કમબખતી નજદીક આવી છે એમ તે સમજી ગયો આથી તે નામદારે પણ તેને તુંડાઇથી જવાબ દિધો કે, " ઓ હુનરભર્યા પાદશાહ ! તું મારૂં કેહેવું હલકું ગણી મને વગર ફોકટનુ દુખ શા માટે દેવા માગે છે ?" ત્યારે તેણે જવાબ દિધો કે, " તારાં ગમે એટલાં ફેલ ફરેબ છતાં તારી પડતી ઘણી નજીદિક આવી છે તેથી. ૧ " રૂસતમ પાંમી ગયો કે હવે અસફંદીયારને કાલાવાલા કીધેલા કામ લાગવાના નથી ? તેથી તેણે કમાન ઉપર ચીલ્લો ચઢાંવીને પેલો પાણી પાઈ તૈયાર કીધેલો ગેજ લાકડાંનો તીર કમાન ઉપર ચઢાવી પોતાનો ચેહેરો આસમાન તરફ ઉચો કરીને કહયું કે, ઓ માહાતાબ અને ખોરશેદને પેદા કરનારા સાહેબ ? તુજ અકકલ, દમામ અને જોરને વધારનાર છે. તુ મારો આ પાક જીવ, રવાન, અને શકિતને જોય છે, કારણ કે અસફંદીયારને લડનો અટકાવાની મેં ઘણી કોશેષ કર્યા છતાં તે ગેરઇનિશાફભર્યું બોલીને મારી સાથે લડવા અને મરદાનગીજ દેખાડવાને તલપે છે એમ તું જાણે છે. માટે ઓ માહાતાબ અને તીર સેતારાને પેદા કરનાર સાહેબ ! તું મને મારા એ ગુનાહની શીક્ષા કરતો ના. " અસફંદીયારે હજી પણ લડાઈ કરવામાં ઢીલ થતી અને રૂસતમને ઢીલ કરતાં જોયો ત્યારે તે બોલ્યો કે, " ઓ નામદાર રૂસતમ ! તું લડાઇ કરતાં તારા જીવથી ધરાઇ ગયલો લાગે છે. માટે હવે તું મારી તરફથી ગુસ્તાસ્પનો તીર છુટેલો જોશે અને લોહરાસ્પની રીતના બનાવેલા તીરો સાથે તું મારૂ સિંહ જેવું શરીર પણ જોશે. " એમ કહી તેણે સ્વારોની કમાણને ઘટતી રીતે તાણીને રૂસતમની લોઢાંની તોપી ઉપર એક તીર માર્યાથી તેહમતને પણ સીમુર્ગના ફરમાવ્યા મુજબ ગેજ લાકડાંના તીરને કમાનમાંથી જડપથી છોડયો. તે તીર અસફંદીયારની આંખોમાં સીધો જઇને વાગ્યાથી તમામ જેહાન તે નામદાર આગળ સીહા બની. તેની બંધે આંખો તીરની અણીઓથી વિંધાઇ જવાથી તે કીનાંનો આતસ સલગાવે તેટલામાંતો તે માર્યો ગયો. સીધાં સરોવર જેવો અસફંદીયાર વાંકો વલી ગયો અને તેની

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

અક્કલ અને દમામ તેનામાંથી દુર થઇ ગયાં. તે યજદાંન પ્રસ્ત શાહનું સર ઉધું પડયું અને હાથમાં પકડેલી ચાચી કમાન ભોંયે પડી. તેણે પોતાના કાલા ઘોડાની યાલ હાથમાં પકડી લિધી અને તેના લોહીથી ધુલ લાલ બની. આથી રૂસતમે અસફંદીયારને કહયું કે, "તેં પોતેજ લોભનુ બી વાવી તેને ફળવંત બનાવ્યું છે. તું તો એમ બોલતો હતોની કે, 'હું તાબાં જેવી દેહ ધરાવનાર અને ઉચા આસમાનને જમીન ઉપર લાવી નાખનાર છુ.' મે તારા એકસોને સાઠ ખડગ લાકડાંના તીરોનો માર ખમયા છતાં શરમને લિધે જરાએ પોકાર માર્યો હતો નહી. પણ તું તો મારા એકજ તીરથી લડાઈ કરવાથી એમ પાછો ફરીને તારા નામદારી ભરયા ઘોડા ઉપર સુઈ ગયો છે મારા ચુટી કાઢેલા તીરનો તે ફકટ એકજ ઘાહ ખમ્યો છે તેટલામાં તો તેં તારૂ માથુ ઘોડા ઉપર પણ નાખી દિધુ છે અને હવે તારૂં માથું પણ ધુલમાં જઇને પડશે જેથી તારી દયાળુ માતાનુ દિલ બળીને ખાખ બનશે"

તેટલામા તો તે નામદાર પાદશાહનું માથુ કાલા ઘોડાની પીઠ ઉપરથી નિચે ઉધું પડયુ. ત્યાં તે થોડો વખત એમ પડયા પછી પાછો હુશીયાર બની ઉઠીને ધુલ ઉપર બેઠો અને પોતાના કાનો સમજવાને ખુલ્લા કીધા તેણે તે તીરનો છેડો પકડીને તેને બાહાર ખેંચી કાઢયાથી તેની અણી અને પીછા બાહાર આવતાંજ ધોધમાર લોહી વેહેવા લાગ્યુ તે શાહનશાહના દમામે કાલાશ પકડયાની ખબર બેહેમનને તુરતજ પુગયાથી તે પેશુતન આગળ આવીને કેહેવા લાગ્યો કે "આ લડાઈથી તો આપણે દુખના સાથી બન્યા છીએ જોરાવર અસફંદીયારનું શરીર ધુલમાં પડયાથી તેને માટેના દુખથી આપણે માટે આ જેહાન ઉડા ખાડા જેવી બની છે." પછી તે બધે પોતાના લશકર આગળથી તે પેહેલવાન આગળ દોડી આવ્યા. ત્યાં તેઓએ તેની જંગી છાટીને લોહી લુહાન બનેલી અને તેણે હાથમાં લોહીથી જજરતો તીર પકડેલો જોયો. આથી પેશોતને પોતાનો તમામ પોશાક ફાદી કાઢીને ધુલ ભરી રડવા માંડયું. બેહેમન પણ ધુલમાં લોટીને પોતાના ચેહેરાને તેના ગરમ લોહીમાં ઘસવા લાગ્યો.

પછી પેશુતન બોલ્યો કે, "પાક પરવરદેગાર કે જે રવાન અને આસમાનનો બનાવનાર તથા જે આ જેહાન, બુધ સેતારા અને સુરજનો માલેક છે તેના સિવાય જેહાનના નામદારો અને મોટા લોકોમાંથી કોણ એ ભરમ જાણતું હતું ? જ્યારે અસફંદીયારે દીનને માટે કીનાની શમશેર મરદાનગીથી ગુમાવી જેહાનને બુત પ્રસ્તોથી પાક બનાવી ત્યારે તેણે એમ ગેરઇનશાફ તરફ કદી પણ હાથ લબાવ્યા હતા નહી. હવે તેજ શખ્સ પોતાની જવાનીમાજ માર્યો જવાથી તે તાજદારનું માથું ધુલમાં પડયું છે. તેને પુગેલી એ બુરાઇથી

તાજ તારી પાસે જાવેદાન સુધી રેહેશે નહી. તારી ઉપર આ જેહાનનો કપરે, રેહેશે અને રસ્તાખેજને દાહાડે તારો ત્યાં ઈનશાફ થશે."

એટલુ કહી તેણે જામાસ્પ તરફ મોહું ફેરવીને કહયું કે "ઓ બુરી દીનના અને બુરા વિચારના અપશગન ભર્યા શખ્સ ! તે જુઠાઈ સિવાય જેહાનમાં બીજી રીતની વાતો કીધીજ નથી. તુ સઘલે તારી જુઠાઇથીજ પ્રકાશ પાંમે છે. તેં કેઆનીઓ વચે દુશમનાઇ પડાવી એકમેકને અડાવી માર્યા છે. તુ ફકટ જુઠું શિક્ષણ આપ્યા સિવાય બીજુ કાંઇ જાણતો નથી. તું નેકીને તોડી બદીને સાંધી આપેછે. જેહાનમાં તે એક એવું બી રોપ્યું છે કે જેમાંથી જાહેર તેમજ છુપાં બુરાજ કાંમો ઉગશે. તારા કેહેવાથી બુજોર્ગીભર્યો અસફંદીયાર માર્યો ગયો છે જેથી તમામ બુજોર્ગોના નસીબ બરગસ્તે બન્યાં છે ઓ બુરી દીનના અને બદખાહી કરનારા બુઢા ! એ બુરો માર્ગ તેંજ પાદશાહને સુજ પાડયો હતો. તેંજ તેને કહયું હતુ કે નામદાર અસફંદીયારનું મોત પેહેલવાન રૂસ્તમનેજ હાથે નિપજશે." એટલુ કહી અસફંદીયારના તમામ ફરમાનો અને શિખામણો તેણે તેઓને રડતાં રડતાં કહી સમજાવ્યાં તથા એ સિવાય જે સઘલુ ખાનગી હતું તે પણ તેણે મોટે અવાજે જેહાનના પાદશાહને કહી સમજાવ્યું. વળી તેણે બેહેમન માટે જે વશીયત રૂશતમને કહયું હતું તે પણ તેણે પાદશાહને કહીને ભરમ ખુલ્લો કરી દીધો.

જ્યારે પાદશાહે તેની શિખામણો સમજી ત્યારે તે અસફંદીયારને માટેના કામ સારૂં પસ્તાવો કરવા લાગ્યો. તેટલાં તેની દરબાર બુજોર્ગોથી ખાલી બન્યાથી ત્યાં બેહઆફરીદે અને હોમાએ આવીને પોતાના બાપ આગળ પોતાના ચેહેરાને નખરીયાં દેઇને ભાઇને માટે દુખી બની બાલ પીખી ગુસ્તાસ્પને કહયું કે, "ઓ નામદાર ! અસફંદીયાર કે જેણે પેહેલો જરીરનો કીનો લિધો હતો અને વળી તે હમો ગોરખરોને તુરકી સિંહોના પંજામાંથી છોડવી લાવ્યો હતો તેના મોતનો શું તુને વિચાર આવ્યોજ નહી. તેણે તુરકીઓ ઉપર જરીરનો કીનો લિધાથી તું પાદશાહનું સર સીધ્ધું રહી શકયું હતું. તેંજ તેને બદગોઇખોરોના કેહેવા ઉપર ભારી સાંકળથી બાંધીને બધીખાનામાં ખીળાઓ સાથે જડી લિધો હતો. તે બંધીખાને હતો તેટલામાં હમારો બપાવો માર્યો જવાથી તમામ લશકરનો બરગસ્તે વખત બન્યો હતો. અરજાસ્પના ખુલુખથી બલખમાં આવી લાગ્યાથી સઘલાઓની જીંદગી દુખને લિધે કડવી બની હતી. હમારા જેવી પરદેનશીન ઓરતોને તે મેહેલમાંથી પાહાડ તરફ ઉઘાડે શરીરે ચલાવી લેઇ ગયો હતો અને જરથોસ્તના નાવેલા નુશઆજરના કેબળાને તેણે બુજવી નાખી તુરતજ પોતાને હાથ તમામ પાદશાહીનો કબજો લિધો હતો. તે વખતે

તારા બેટાએ પોતાની મરદાનગીથી શું શું બજાવ્યું હતું અને તેણે તે તુરકી-ઓનો દમ દુચો કાઢી નાખી તેઓ ઉપર ધુલ ઉડતી કીધી હતી તે તેં જોયું હતું વળી તે હમુને રૂઈનદેઝમાંથી છોડવી પછી તારી આગળ લાવ્યો હતો. એ રીતે તે તારાં લશકર તથા મુલકોનો સંભાળનાર હોવા છતાં તેને પુશકલ ઠપકો અને શિખામનો આપી તેં તેને જાબુલ તરફ મોકલ્યો કે તે તાજ મેલવવા જતાં મારો જાય અને તેને માટે જેહાન એમ રૂડન કરતી રહે અસફંદીયારને કાંઇ રૂસતમે કે સીમુર્ગે કે જાલે મારી નાખ્યો નથી પણ તેં પોતેજ મારી નાંખ્યો છે. હવે તુ તેને મારી નખાવી ખોટુ રડ ના. તારે લિધે હવે તારી સફેદ દાઢીને શરમ પુગશે કારણ કે તે જેહાનની ઉમેદ કરતાં પોતાના ફરજદને મારી નાખ્યું છે. એ પાદશાહી તખતને જેબ દેનારા તારી આગળ ઘણાએક પાદશાહો થઈ ગયા હતા પણ તેઓએ પોતાના બેટાઓ કે કુટુંબીઓ કે ખેશીઓ કે સગાં-વાહાળાઓને એમ જાણીજોઇને મારી નખાવ્યા નથી. જો તારા બેટાએ તારી પાસેથી પાદશાહી તાજ માંગ્યું હોય તો તેં પણ તે આગમચ લોહરાસ્પ પાસેથી એમજ તખત માંગ્યું હતુ તેથી તો તું તારા જીવને દલગીર બનાવી રૂમ તરફ કેવો ચાલી ગયો હતો અને તુંને લોહરાસ્પે તાજ તખત આપ્યું નહી ત્યાં સુધી તે દલગીરી ભરેલો અને સખત મેહેનત સાયનો વખત પસાર કીધો હતો. ત્યારે તુંને લોહરાસ્પે તો મારી નખાવ્યો હતો નહી કે આતશમાં પણ ફેંકાવ્યો હતો નહી. તેણે તો તુને મોટાઇવાલુ તાજ તખત સોંપી દિધું હતુ પણ તુંજ એવો એક છે કે જેણે કમીની ચિજોને લિધે પોતાના બેટાનો જીવ લિધો છે."

પછી ગુશ્તાસ્પે પેશુતનને કહ્યું કે "ઉઠ, અને આ મારી બેટીઓના ગમના આતશ ઉપર પાણી રેડી તેને ઠંડો પાડ." આથી તે ઓરતોને સાથે લેઇને પેશુતન મેહેલમાં ગયો અને ત્યાં પોતાની માયને કહ્યું કે, "અસફંદીયારના માથાં આગળ તું શા માટે એટલુ બધું રૂડન કરે છે ? તે તો આ દુન્યાથી અને દુન્યાના પાદશાહથી કંટાલી જવાથી ખુશાલ નચિંતાઇ અને રોશન રવાન સાથે સુતો છે. ત્યારે હવે તું તેને માટે તારાં દિલને શા સારૂં ગમીગીન બનાવે છે ? તે તો ગુસ્તાસ્પથી દુખ ખમતો બેહેસ્તમાં જઈ લાગ્યો છે." આથી તે માતાએ પોતાના બેટાની શિખામણ કબુલ રાખી અને પરવરદેગારના ઇનશાફ ઉપર મોટું મન રાખ્યું. ત્યાર પછી એક વર્ષ સુધી ઇરાનના દરેક ઘરમાંથી રૂડનના પોકારો નિકળતા રહયા. તેઓ સહવારે કે સાંજે પેલા ગેજ લાકડાંના તીરની અને સામના દસ્તાનનીજ વાતો કરી રૂડન કરતા.

પેલી તરફ બેહેમન પણ જાબુલમાંજ શેકાર કરતો, દારૂ પીતો અને બાગોમાં ફરતો રહયો. રૂસતમે તે કીનો લેનારા બેહેમનને સ્વારી કરતાં, દારૂ પીતાં અને દરબારી રીતભાતો સાચવતાં શિખવ્યો રૂસતમ બેહેમનને દરેક વાતમાં પોતાના બેટા કરતાં પણ આલા ગણતો હતો અને તેને દિવસે કે રાતે હસ્તો હસાવતો પોતાની પાસેજ રાખતો હતો. પણ તેના ઉપર જેહાનમા કોણ કોણ રૂઠશે તે માટેની ( ભવીશયની ) છુપી વાતોથી તો રૂસતમ વાકેફ હતો નહી. ગમે એટલી ભલાઇ કર્યા છતાં આખરે દુશમનથી દુશમનાઈ દેખાડયા સિવાય બીજુ કાંઇ બાહાર આવતું નથી એ પ્રમાણે પત્ર વેહેવારથી અને એક-મેક તરફની સારી વર્તનુકથી રૂસતમ અને ગુસ્તાસ્પ વચેના કીનાનો દરવાજો બંધ થયો હતો.

## રૂસતમે ગુસ્તાસ્પ ઉપર બેહમન માટે એક નામું લખતાં પોતાને માટે તેની માફી ચાહી તે વિષે.

પછી રૂસતમે દુખ સાથે ગુસ્તાસ્પ ઉપર એક નામુ લખ્યું અને તેમાં તેના ફરજંદના તમામ કામો યાદથી દરશાવ્યાં. તેણે નામાની સરૂવાતમાં તે શખ્સ ( ગુસ્તાસ્પ ) કે જેનો કીનો તે મારીથી ધોઇ નાખવા માગતો હતો તેની તારીફ કીધી. પછી બીજું એમ લખ્યુ કે “ પરવરદેગાર મારો ગવાહ છે અને એ બાબે પેશુતન પણ મારી રેહેનુમાઇ કરનારો છે ( યાને તે પણ મારે શાક્ષી છે.) અસફંદીયાર લડાઇ કરવાથી અટકે એવી રીતે મેં તેને ગમે એટલું સમજાવ્યા છતાં અને તેને મારો મુલક અને ખજાનો પણ સોંપી દેવા માગ્યા છતા તેણે તો કાંઇ પણ કરીને પોતા માટે દુખ પસંદ કરી લિધુ. તેનું મોતા એજ પ્રમાણે હોવાથી તેની સામે મોતે પોતાનો ચેહરો ખુલ્લો રાખયો. પણ મારૂ દિલતો તેને માટે દુખ ભર્યું અને મોહબત ભર્યુંજ રહયુ હતુ આસમાનનું એવું બુરી રીતે ફરવુ કોઇને પણ પસદ પડતુ નથી હાલે આ જેહાનને સોધનાર બેહેમન જે મારી આગળ રેહેલો છે તે હોરમજદ તરફથી મને ઘણોજ મુબારક લાગેછે. મે મારા અક્કલમંદ રવાનને બાલી તેને અત્રે પાદશાહોને લાય-કના હુનરો શિખવ્યા છે જો તું પાદશાહ મને માફ કરવાનુ વચણ આપશે અને એક ખુદાથી થયલાં કામોનો હવે પછી વિચાર નહી કરશે તો તારી આગળ મારૂં રવાન, શરીર કે જીવ, નહી તો મારૂ તાજ અને ખજાનો, નહી તો મારૂ માથુ કે મારી ચામડી હું હાજર કરશ.”

જયારે જેહાનના પાદશાહને તે નામું પુગ્યુ અને મોટા દરજ-જાના લોકો વચે તે જાહેર થયું ત્યારે તે બાબેની પેશુતને આવી ગુસ્તા-પસને શાક્ષી આપી અને તેની આગળ રૂસતમની સઘલી વાતો યાદ કરીને

કહી. વળી તેણે જે આજુજીઓ કીધી, શિખામણો દિધી અને ઠપકાઓ આપ્યા તથા તેણે પોતાનો ખજાનો તથા મુલક સોપવાની જે વાત કીધી હતી તે પણ તેણે ગુસ્તાસ્પને કહી સમજાવી. આથી તે નામદાર પાદશાહ તે સમજી ખુશી થયો અને તેનો ગમ અને દુખ ઓછું થઈ તેને ફાયદો થયો. ૧ રૂશતમ માટે નામદાર ગુસ્તાસ્પનું દિલ ખુશ બન્યું અને પછી તેના દિલને ગમને સબબે કોહડાળીના જેવા ઘાહ લાગ્યા નહી.

## ગુશ્તાસ્પે રૂસતમના નામાનો જવાબ લખાવીને તેણે બેહેમનને બોલાવી મંગાવ્યો તે વિષે.

પછી તેણે તુરતજ તે નામાનો જવાબ લખવા ફરમાવ્યું. અને તેમ કરીને બુજોર્ગીના બાગમાં સુલેહનું ઝાડ રોપ્યું. તેણે લખાવ્યું કે, "જો બુળંદી ભર્યું આસમાન પોતાની ગીરદેશના દોરથી કોઇને નુકસાંન પુગાડવા ચાહાતું હોય તો પછી કોઈ શખ્સ ગમે એવો અક્કલ તરફ પણ ધલેલો હોય તો તે તેનાથી દુર રહીને કેમ અટકાવી શકવાનો ? તેં જેમ સુચવ્યું તેમજ પેશુતને પણ મને કહયું છે અને તેમ કરી તેણે મારાં દિલને સંગાર આપી ખુબી ભર્યું બનાવ્યું છે. પરતાં આસમાન આગળથી કોણથી દુર નહસાય છે? તેની આગળથી અકકલમંદ પેહેલવાન પણ વાળેલો વલતો નથી. તું જેમ હીન્દુસ્તાન અને કનોજનો સરદાર હતો તેથી પણ જ્યાદે હાલે છે. વળી જો તું તેથી પણ વધારે તખત, સત્તા, તલવારો અને તાજો મેલવવા ચહાતો હોય તો તે પણ માંગી લે. તું પોતે મારી નજરમાં મારી આંખ અને દિલ જેવો છે. અને જેમ તું આગળા વખતના પાદશાહોને પસંદ પડતો હતો તેમજ હાલે મને પણ તું પસદ છે. દસ્તાનને હું મારા બાપ તરીકે તથા ફરામરજ અને તુને મારા ગુજરેલા બેટા અસફંદીયાર જેવો ગણું છું."

પછી ગુસ્તાસ્પના ફરમાવ્યા મુજબ તેનો કાસદ એ નામાનો જવાબ રૂસતમ આગળ જલદિથી લેઇ ગયો. તે નામદાર એ વાંચીને ખુશ થયો અને તેનું દિલ પણ ગમથી ખલાશી પાંમ્યું એ કામ બન્યાને ઘણોક વખત વહી જવા પછી શાહજાદો બેહેમન પણ કદાવર બનતો ગયો. તે અકકલમંદ, દાના-ઇવાલો અને જોરાવર બન્યો અને તે બીજા પાદશાહો કરતા દોરદમામમાં ચઢતો થયો. જામાસ્પ પોતાના નજુમથી એવું જાણવા પામ્યો કે બેહેમનનેજ કોઇ પણ રીતે પાદશાહી મલશે. તેથી તેણે ગુસ્તાસ્પને કહયું કે "એ લોકોના

---

૧ એ બેત લખેળી નકલમાં વધારે છે.

માનીતા પાદશાહ! હવે તારે બેહેમન તરફ નજર કરવી ઘટે છે. તેનો બાપ દાનાઇથી જે કાંઇ તેનામાં મેલવવા માગતો હતો તે બજા લાવવામાં આવ્યું છે અને તે આબરૂવાળો બન્યો છે. તે લાંબા વખતનો પારકા મુલકમાં રહયા છતાં તેના ઉપર તારા તરફથી કાંઇએ નામુ લખાયું નથી. માટે હવે તું બેહમન ઉપર બાગે બેહેસ્તના ઝાડ જેવું એક નામુ લખાવ હવે તુ તેના સિવાય જેહાનમાં બીજી કહી યાદગારી ધરાવે છે અસફંદીયાર માટેનુ તારૂં દુખ ઓછુ કરનાર હવે તેજ છે."

આ વાત પાદશાહ ગુસ્તાસ્પને પસંદ પડયાથી તેણે મુબારક જામાસ્પને ફરમાવ્યુ, કે, "તુ તેના ઉપર તેમજ પેલા નામદાર બાહુર રૂસતમ ઉપર એક નાંમુ લખ કે, 'ઓ જેહાન પેહેલવાન! હું પાક યજદાંનના શુકરાના કરૂ છું કે તારાથી હમે ખુશાલ અને રોશન રવાનના રહીએ છીએ. મારો નબીરો જે મને મારા જીવ કરતાં પણ વાહાલો છે તે દાનાઇ ધરાવવામાં જામાસ્પથી પણ નામાંકીત છે. તે તારા નસીબથીજ ડાહાપણ અને અક્કલ શિખ્યો છે, માટે હવે તેને અત્રે મોકલી આપવો ઘટે છે.'" બીજું નમું બેહેમન ઉપર લખાવ્યુ કે, "આ નામુ વાચતાંજ તુ જાબુલમાં જરાએ ઠોભતો ના. કારણ કે તારા દીદાર જોવાને હમુને ઓરટો હોવાથી જરાએ ઢીલ વગર મુશાફરીની તૈયારી કરજે." પછી તે નામાઓ ઉપર પાદશાહે મોહર કરતાંજ કાસદને રસ્તો કાપવા ફરમાવ્યું.

રૂસતમના મુનશીએ તે નામું રૂસતમને વાંચી સમજાવતાંજ તે દાને-સમદ એ વાત સમજી ઘણો ખુશી થયો. પછી તેના ખજાનાગાં જે કાંઈ ચિજો હતી, જેવી કે બખતરો, પાણી પાયલી તલવારો, ઘોડાના બખતરો, તીર કમાનો, ગુરજો, હીન્દી તલવારો તથા કપુર, અગર, કસ્તુરી, અમબર, મોતીઓ, સુનું રૂપું, રેશમી તાકાઓ, દાસીઓ, નાની વયના ગોલામો, સુનેરી કંમર બધો, રૂપેરી લગામો, બે યાકુતથી ભરેલી સુનાની જામો, જવેરાત જડેલાં વાઘના ચાંમડાના જીનવાલા અરબી ઘોડાઓ, મોતી જડેલું એક પાદશાહી તાજ અને પોખરાજ જડેલી એક સુનાની સાંકલી એ સઘલું મંગાવી રૂસતમે બેહમનને ભેટ કીધાથી રૂસતમનો ખજાનચીન તે લેઇ જઇને તેને સ્વાધીન કરી આવ્યો. તેહમતન બે મનજલ સુધી બેહેમનને મળવા ગયો અને પછી તેને પાદશાહ નજદિક મોકલી આપ્યો. ગુસ્તાસ્પે પોતાના નબીરાનો ચેહેરો જોતાંજ તેનો ચેહેરો આંસુથી ઢંકાઇ ગયો. તેણે બેહેમનને કહયું કે, "જો કે અસફંદીયાર જેવો જેહાનમાં કોઇ રહયો નથી તોપણ તું તેનજ જેવો લાગે છે." પછી ગુસ્તાસ્પ તેની બાહુરી જોઇને તેને અરદેશીરને નામે બોલાવવા લાગ્યો. તે

જોરાવર, લડાયક હાથનો, અકલમંદ, દાનાવ અને યંજદાનપ્રસ્ત પેહેલવાન નિવડયો તે ઉભો રેહેતો ત્યારે તેના હાથના આંગલાંઓની અણી તેના પગના ગુઠનથી પણ વધારે નિચે ઉતરતી હતી. ૧ ગુસ્તાસ્પે થોડો વખત બેહેમનના ઉચા કદ તરફ નેગાહ કીધી અને પછી તેને અજમાવી જોયો. તેથી તે મેદાનમાં, મોજ મજાહમા અને શેકારમાં અસફંદીયાર જેવોજ પેહેલવાન પુરવાર થયો. તે જોઇ ગુસ્તાસ્પ જરાએ અચરત થયો નહી પણ તેનો દેખાવ જોઈ તે ઘેલો બનવા લાગ્યો. તે બોલ્યો કે " હુ ગમગીન થઇ પડયો હતો તે ગમ વીસરાવવાને પરવરદેગારે મને એ બેહેમનને બક્ષ્યો છે. હવે જ્યારે નામદાર રૂઇનતન અસફંદીયાર ગુમ થયલો હોવાથી મારો બેહેમન જાવેદાન જીવજો."

## પાદશાહ મહમુદની તારીફના સખુનો. શુગાદના ફરેબથી રૂસતમ માર્યો ગયો તે બાબેની સરૂવાત.



હવે અસફંદીયાર સાથની લડાઇનો અંત આવ્યો છે. પાદશાહ મહમુદનું સર જાવેદાન સુધી જીવતુ રેહેજો. તેનુ દિલ હમેશાં દુખથી ખાલી રહેજો અને જમાનો તેના હોકમ મુજબ ચાલનાર થજો. તેનું દિલ ખુશનુદ રેહજો અને તેનું તાજ બુંલદીએ પુગજો. તેના બદખાહોની ગરદનમાં ફાસી ઉતરજો. બારતાન નામાંમાં અસફંદીયાર માટેના આ દાસ્તાનનો અંત આવ્યાથી હવે રૂસતમના માર્યા જવાની બાબદ ઉપર આપણે

---

૧ અસફંદીયારના બેટાઓ હતા કે નહી તેની સાહાદત અવસ્તામાંથી મલતી નથી. સ્પેનતોદાત યાને અસફંદીયાર અવસ્તામા મલતા પેશદાદી અને કઆની પાદશાહોના નામોમા છેલ્લું નામ છે. ગુશતાસ્પ પછીના રાજ્ય અમળ પછીનું કાંઈ પણ બ્યાન અવસ્તામાથી મલતું નથી ગુશતાસ્પ પછીના પાદશાહોનું જે બ્યાન મલે છે તે ઉપર સત્તાવાર રીતે આધાર બાધી શકાય એવું નથી. અત્રે અસફંદીયારના બેટા તરીકે બેહેમનને જણાવ્યો છે જે બેહેમનને રાજ્યગાદી આપતી વખતે ગુશ્તાસ્પ તેને અરદેશીર નામ આપે છે અને એ અરદેશીરના હાથોની લંબાઈ અસાધારણ હોવાથી તવારીખનવેશોએ તેને દરાજદસ્ત યાને લાંબા હાથનો એવા એલકાબથી ઓલખ્યો છે. એ લાબા હાથનો પાદશાહ અરદેશીર દરાજદસ્ત કાંઈ કેઆની વંશનો નહી પણ હખામની વંશનો હતો જેને ગ્રીક તવારીખનવેશોએ અર્તાજર્કસિસ લોંજીમાનસ યાને લાંબા હાથવાલો અરદેશીર એવે નામે ઓલખાવ્યો છે.

તે દફતરમાંથી મારા બોલોમાં આગળ વધીશું. આજાદ સર્વ નામનો એક બુઢો શખ્સ હતો જે અહમદ સહલ નામના એક શખ્સ સાથે મર્વમા રેહેતો હતો. તે પેહેલવાન જેવું શરીર અને કદ ધરાવનાર શખ્સ પાસે પાદશાહોનુ એક નામુ હતું. તેનું દિલ અકકલથી ભરેલું અને તેનુ મગજ વાતોથી ભરેલું હતું તેની જબાન જુના વખતની વાતો કરવાથી ભરપુર રેહેતી હતી. તે પોતાની તોખમ સામ નરીમાનથી ઉતરેલી ગણાવતો અને રૂસતમની ઘણીએક લડાઇઓના દાસ્તાન તેને યાદ હતાં. હવે મે જે વાતો તેનાથી સમજી છે તે હું તમોને કહું છુ અને તે વાતનો સેલસેલો મારી વાત સાથે જોડી લેઉંછું. આ ત્રણ પાંચ દિવસના મુશાફરખાના જેવી દુન્યામાં જો હું જીવતો રેહેવશ અને મારી અકકલ અને રવાન મારી રાહાનુમાઈ કરનાર બનશે તો હું જેહાનના પાદશાહ અબુલ કાસમ મહમુદના નામથી અને તેના દમામ, તાજ અને કોલાહની બરકતથી આ દાસ્તાનનું સેવટ લાવશ અને મારીથી એ દાસ્તાનો જેહાનમાં યાદગાર રેહેશે.

મહમુદ, ઇરાન, તુરાન અને હીન્દુસ્તાનનો પાદશાહ છે, અને તેના દમામ થી જેહાન પ્રકાસ્તી રૂમી તલવાર જેવી બનજો એ મહમુદ પોતાનો તમામ ખજાનો સખાવતમાં વાપડી દેછે અને ફકટ દાનાઇ અને નામદારીનોજ ખજાનો સગ્રે છે. ઘણાએક વર્ષો પસાર થતા વળી કોઈ દાનાવ શખ્સ તે બુજોર્ગી ભર્યા પાદશાહની લડાઇઓ, બક્ષેશો, મોજમજાહો અને તેના શેકારની વાતોનું પણ બ્યાન કરશે. તેના ઇનશાફથી જેહાન યાદગારી ભરી બની છે માટે જે કોઇ તેનું તાજ, વખત, તેની દરબાર અને તેનુ લશકર જોવા પાંમે તે ખરો ભાગ્યશાળી ગણાય. હવે મારા બે કાનો અને બે પગો ખોડ ખાપણ પકડતા જાય છે તોપણ હું તો ખાળીજ હાથનો રહયો છું અને મારી ઉમર તો જોર પકડતી જાય છે. તોપણ હું બદખાહોના નસીબને એમજ બાંધતો રેહેવશ અને બુરા નસીબની અને સખત બુઢાપાની ફર્યાદ કરતો રેહેવશ. જમીનના પાદશાહ મહમુદની તો હું રાત અને દિવસ તારીફ કરતો રહુછું. તમામ શેહેરના લોકો જેઓ ગમે એવા બુરી દીનના અને બુરી તોખમના હશે તો પણ તેઓ ( મારૂ દાસ્તાન વાંચતાં ) મારી સાથે દીન તરફ ખેંચાશે જ્યારથી પાદશાહ મહમુદ તખ્તે બેઠો છે ત્યારથી તેણે કીનાના દરવાજા બંધ કરીને બુરા લોકોના હાથો બાંધી લિધા છે જે કોઇ પાપમાં અનેરૂં કરનાર અને તેવા કામોને આગળ પાડનાર હોય છે તેને મહમુદ દુખ પુગાડે છે. અકકલમંદો ઉપર તે બક્ષેશ કરનાર હોવાથી જેહાનમાં હું તેની આ યાદગારી રાખી જાઉં છું જેથી જ્યાં સુધી આ દુન્યામાં માણુસો રેહેશે ત્યાંસુધી તેનુ

નામ પણ છુપું રેહેનાર નથી. આ નામાંમાં આગળા પાદશાહોની તથા બુજોર્ગો અને જંગી સ્વારોની તમામ મોજ મજાહો અને લડાઇઓને લગતી અક્કલથી ભરપુર વાતોના દાસ્તાનો અને વળી જુના જમાનાની પુશકલ પુરાની લડાઈ-ઓની વીગતો સમાયલી છે. વળી તેમાં દાનાઇ, દીનદારી, પરહેરેજગારી અને અક્કલ પણ સમાયલી હોવાથી તેમાંથી બીજી જેહાનનો માર્ગ પણ દેખાઇ આવે છે. તેમાની કાંઈ પણ ચિજ જેને પસંદ આવશે તેમ તેના વખતને પણ ફાયદો પુગશે. તેથી વધારે ફાયદો તો એ નામાની યાદગારી બનશે અને એ નામ હર વખતે સેઉતો સાથી બનશે. હુ તો પાદશાહ મહમુદ પાસેથી મારા પૈસા મેલવવાના વખતની રાહા જોયા કરૂં છું કે જેથી તે નામદારોના પાદશાહના મલેલા ખજાનાથી મારા મરણ બાદ મારી યાદગારી જાલવું.

## શોગાદનો જન્મ થયો અને તેને જાલે કાબુલના પાદશાહ આગળ મોકેલી આપ્યો અને તેણે કાબુલના પાદશાહની બેટી સાથે લગણ કીધાં તે વિષે.

હવે હું સર્વના તથા પેલા મર્વવાલા ભણેલા સહલેમહાનના લખાણ ઉપર પાછો આઉંછું. તે અક્કલ ધરાવનાર, હુનરમંદ, વાત કહેનાર અને વાતો યાદ રાખનાર બુઢાનું કેહેવું એ છે કે, જાલના જનાનખાનામાં એક ગોલામ ઓરત હતી કે જેણી વાજીંત્ર વજાડી અને ગાઇ જાણતી હતી. આ બાંદીએ જાલની તોખમથી એક બેટાનો જન્મ આપ્યો હતો કે જે દેખાવમાં ચંદ્રથી જરાએ ઉતરતો હતો નહી. તે પણ ઉચાં કદનો અને સામેસ્વાર જેવા દેખાવનો હતો. તેને જોઇ નામદાર જાલનું કુટુંબ ખુશ રેહેતું હતું. તેને માટે નજુમીઓ, બાધુરો, કેશમીર અને કાબુલના નામાંકીત સરદારો, આતશપ્રસ્તો અને યજદાં-પ્રસ્તો રૂમી લોકોના નજુમની કેટાબો સાથે જાલ આગળ આવ્યા. ત્યાં તે નાના બાળક ઉપર કયા કયા ગ્રહોની મેહેર ઉતરી હતી તે તપાસવા સર્વેએ આસ-માનની ચાલની ગણત્રી કીધી. તે નાના બાળકના ગ્રહો તપાસ્તાંજ તે તપાસ કરનારાઓને તેના ગ્રહોથી નાશ માલમ પડયો. આવી અજબ વાત જોઇને તે નજુમીઓ એકમેકના ચેહેરા જોવા લાગ્યા અને પછી તેઓએ સામેસ્વારના જાલને કહયું કે "ઓ બુલંદ સેતારા ધરાવનારાઓ વચે યાદગાર શખ્સ! હમોએ આસમાનનો ભેદ તપાસી જોયો છે અને એ નાના બાળક ઉપર આસ-માન પોતાની મોહોબત ધરાવતું જણાતું નથી. જ્યારે એ ખુબસુરત બેટો મરદાનગીએ પુગશે અને તેનો બાધુરી અને પેહેલવાની દેખાડવાનો વખત

જેહાન પણ દુખી બનશે અને નામદારોના જીવ દુખભર્યા બનશે. અસફંદયારે ઘણા જમાના ખાધેલા હોવા છતાં તેને એક પણ દિવસે લડાઈમાં નુકસાન પુગ્યું નથી." પછી તે જવાનોએ તેનું માથું પોતાના ખોલામાં લેઇને તે પાદશાહના મોહાં ઉપરનું લોહી નુંછી નાખ્યું પછી પેશુતને આસુંભર્યા ચેહેરા સાથે અને દુખી દિલે તેને માટે રૂડન કીધું કે " ઓ શેહનશાહી તોખમના જેહાનના માલેક પેહેલવાન અસફંદીયાર! આ જંગી પાહાડ જેવાને કોણે ઉખેડી કાઢયો છે? અને કોણે એ ઉભેલા જોરાવર સિંહને ઉંધો વાળ્યો છે.? કોણે હાથીના માનીતા દાંતોને તોડી કાઢયા છે? અને કોણે નાઇલ નદીને હીલવીને મોજા પેદા કીધા છે? કોણે આ પ્રકાસ્તા સુરજને અંધકારવાળો બનાવ્યો છે? અને કોણે એ સરફરાજીભર્યા પાદશાહને ખુવાર કીધો છે? કોણે આ બળતી બતીને બુજાવી છે? હમારૂં સઘલું કુટુંબ હવે એને લિધે બળી મરવાનું તારી તોખમ ઉપર બુરી નજર લાગ્યાથી આ શું આવી પડયુંછે? ખચીતજ તારૂં બુરૂં કરનાર ઉપર પણ બુરાઇજ પુગજો! તારૂં પેલું દિલ, હુશીયારી, રીતભાત, જોર, સારૂં નસીબ અને તારી દીન એ સઘલું કયાં ગયું? કયાં છે તારાં લડાઇના હથીયારો અને મોજમજાહની મીજલશમાનો તારો ખુશ અવાજ? જેહાનને બદખાહોથી પાક બનાવતી વખતે તો તું સિંહો કે દેવોથી પણ ડરતો હતો નહી. હવે જ્યારે તારો લડાઇથી ફાયદો ભોગવવાનો વખત આવ્યો ત્યારે પરવરદેગારે તુને ધુલ દેખાડી છે! આવાં તખત અને તાજ ઉપર લેઆનત હોજો! તેની હું વધુ યાદ નહી કરૂં એટળુંજ સારૂં. કારણ કે એ ગુસ્તાસ્પે તારા જેવા સ્વાર અને પાદશાહી પેહેલવાનને ખુવારે હાલ ધુલમાં નાંખ્યો છે. હવે તે પણ એમજ લડાઇમાં માર્યો જજો અને એમજ બુગ વખતને માટે જારી કરજો!¹ શાહનશાહી તાજ તખત ઉપર તથા ગુસ્તાસ્પ અને તેના તખત ઉપર તથા જામાસ્પ ઉપર હેપ હોજો!¹ પાદશાહ ગુસ્તાસ્પના બેતરફાઇ સાથના કાંમો કરતાં તે તાજ તખત ખાલી પડેલું ભળું!"

આથી અસફંદીયારે તેને અક્કલભર્યો જવાબ દિધો કે, "ઓ દાનાવ અને સારી જીંદગીની આશા આપનારા શખ્શ! તું મારે લિધે તારો નાશ થવા ના દે. કારણ કે મારે નશીબે આસમાન અને ચંદ્રથી જે કાંઇ બનવા કાલ હતું તે બન્યુ છે. મુવેલાના શરીર માટે ધુલ કે કાંતા સરખાજ છે માટે તું મારા માર્યા જવા માટે એમ રૂડન ના કર. ફરીદુન, હુસંગ અને જમશીદ કયા છે? તેઓ પવનમાંથી આવી પવનના સપાટા સાથેજ પાછા ફર્યા છે! વળી મારા

---

¹ એ બેત લખેલી નકલમા વધારે છે.

પાકજાદ ન્યાગાનો, નામીચા નામદારો અને પાકીજેહ શખ્સો પણ ચાલી ગયા છે અને આપણને પોતાના જગ્યા સોંપી ગયા છે. તેથી આ ત્રણ પાંચ દિવસના મુશાફરખાના જેવી દુન્યામાં કોઈ જીવતું રેહનાર નથી. મેં જાહેર તેમજ છુપી રીતે ઘણાઓને આ દુન્યામાંથી મારી નાખ્યા છે આ જેહાનમાં મેં એટલા માટે અક્કલને મારી રાહનુમા બનાવી હતી કે હું પરવરદેગારની રાહરશમ બજા લાઉ જ્યારે મારે માટેની એ વાતે રોશની પકડી છે અને હારે મનના હાથ બુરૂ કરવાથી બંધાઇ ગયા છે ત્યારે જમાનાએ માગ તરફ પોતાની સિંહ જેવી ચુંગાળ લબાવીને મને એમ ગોરખરની માફક નિ ૧ પટકયો છે. પણ મને એવી ઉમેદ છે કે, અત્રે મારે હાથે જે કાંઈ થયું છે તેનો બદલો મારાં દિલ અને જીવને બેહેસ્તમાં મલશે. દસ્તાનના બેટા રૂસતમે કાંઇ મને પોતાની મરદાનગીથી મારી નાંખ્યો નથી. મારા હાથમાં પકડેલો એ ગેજ લાકડાંના તીર તું તપાસ. સીમુર્ગ અને રૂસતમે લિધેલા આવા ઉપાયથીજ આ લાકડીએ મારા વખતનો અંત આવ્યો છે. એ બધાં ફ્ ડ ફરેબ જાલ રમ્યો છે કારણ કે તેણેજ જેહાંનમાંથી એ તાલ તલાવટ સોધી કાઢી છે

અસફંદીયારના એમ બોલ્યાથી રૂસતમ દુખથી વલ ખાઇને રડવા લાગ્યો. તે પણ ગમથી દુખી બની અસફંદીયાર આગળ જઈને સોગ પકડી બેઠો અને તેણે દુખ સાથે પેશુતનને કહયું કે "મરદાનેમરદોની મરદાનગીને કબુલ કરવી ઘટારત છે. અસફંદીયારે જે કાંઇ વાત કહી છે તે બરોબર છે. તે મારી મરદાનગી માટે જે કાંઈ બોલ્યો છે તેમાં કાંઇ પણ જુઠું સમાયલું નથી મને લાગે છે કે આ દુખ અને રંજનો ફાલો નાપાક દેવને લિધેજ મને જમાના તરફથી મલ્યો છે. કારણ કે મેં જ્યારથી મરદાનગી દેખાડવાને કંમર બાંધીછે અને બાહુરોને લડાઇમાં ઘાહેલ કીધા છે ત્યારથી બખતર અને લડાયક હથીયારોવાલા અસફંદીયાર જેવા કોઇ પણ સ્વારને મે જોયો નથી. જ્યારે હું તેની સાથે લડતાં આજેજ બન્યો અને મેં તેની કમાન તથા પંજા જોઇ લિધા ત્યારે નાચારી સાથે હું કાંઇક યુકિત કરવા પડયો અને મેં તેને મારૂં માથું એક વગું આપી દિધું નથી. તેના વખતનો પણ છેડો આવ્યાથી મેં તેનું મોત એ કમાનથી લાવી મુકીને તેને હેઠો નાખ્યો છે. જો તેનૂં નસીબજ તેને મદદ કરતે તો મારે હાથે ગેજ લાકડાના તીરનો ઉપયોગ કયાંથી થવાનો હતો ? સઘને કાલી ધુલમાં ડટાવાનું છે અને તેની આગળથી કોઇથી પણ દુર થઇ શકવાનું નથી. હરે ઉપાય તરીકે ગેજ લાકડાંનો તીર મારે હાથ લાગ્યાથી મારે માથે એ બુરાઇનું બહાનું રહયું છે."

# અસફંદીયારે રૂસતમને વશીયત કીધી અને તેણે તેને બેહમન માટે ભલામન કીધી તે વિષે.

અસફંદીયારે રૂસતમને કહયુ કે, "હવે મારી જીંદગીનો અત આવતો હોવાથી તુ મારી આગળથી દુર થતો ના પણ ઉઠીને મારી આગળ આવ. કારણ કે હાલે મારા વિચારો ફેરવાયા છે તુ નેકી સાથે આ મારી શિખામણો સમજી લે અને મારા બેટાનો તુંજ મારા તરફથી મદદગાર થજે. એ સઘલુ તું કોશેષથી બજા લાવજે અને તેની બુર્જોર્ગી સાથે રાહાનુમાઈ કરજે." આથી તહેમતને તેનું કેહેવુ સમજી તેની આગળ શરમીંદગી સાથે રડતો આવીને તેને માટે દીલસોજ અવાજે પોતાની આંખોમાંથી આંસુ પાડી રૂડન કીધું. એ લડાઈના પરીણામની ખબર દસ્તાનને મલતાજ તે પણ પવન વેગે મેહેલમાંથી ત્યા આવ્યો. તે આસુભરી આંખો સાથે અને દુખી દિલે ઘરમાંથી લડાઇના મેદાનમાં આવ્યો [1] જવારેહ તથા ફરામરજ પણ ગાભરા બનીને તે નિશાણ-વાલી જગ્યાએ આવી લાગ્યા. તેઓને ત્યાંના મેદાનમાથી રૂડનના પોકારો સમ-જાયા કે "ખોરશેદ અને માહાતાબના ચેહેરા અધકારવાલા બન્યા." જાલે ત્યાં આવતાં રૂસતમને કહયું કે, "ઓ બેટા ! હું તારે માટે પણ દુખી જીગરે ઘણો રડું છુ કારણ કે મેં મોબેદો, નજુમીઓ અને અક્કલમંદોથી એવું સમજ્યું છે કે 'જે કોઈ અસફદીયારનુ લોહી રેડશે તેનો પણ જમાનો નાશ કરશે. તેને આ જેહાનમાં દુખ અને સખ્તી ભોગવવી પડશે અને જ્યારે તે ગુજરી જશે ત્યારે તેની કમબખ્તી બનશે.' આ જમાનાની ચાલ એવીજ હોવાથી બનવાકાળ બની ચુકયું છે બળુ રગના આસમાનનો ભરમ કોઈ જાનતું નથી." અસફદીયારે રૂસતમને કહયું કે, "મે કાંઇ તારે લિધે જમા-નાનો બુરો વખત જોયો નથી લડાઇમા મારા જીવને રૂસતમે, કે મોતે કે તીર કમાને શરીરમાંથી ખુચવી લિધો નથી, પણ ગુસ્તાસ્પથી મારો આવો હાલ થયો છે. તેથી હું તેના ઉપર જાંના જીગરથી આફ્રીન કરી શકતો નથી એ ગુસ્તા-સ્પેજ મને ફરમાવ્યું કે 'તું જઈને સીસ્તાનને બાળી મુક કારણ કે હુ હવે પછી નીમરોજને કાયમ રહેલું જોવા ચાહાતો નથી તેમ કરવાની તું કોશેષ કર નહી તો કે લશકર તાજ અને તખત તેનુ થઈ પડશે અને હુ દુખ વેઠતો રહી જવશ.' હવે આ મારો નામદાર બેટો બેહમન જે અક્કલમદ અને ચાલાક વજીર જેવો છે તેને તુ મારે ખાતર તારી મોહબત હેઠેલ લે અને હું તુંને જે કાંઇ કહું છું તે યાદ રાખ. તેને તુ ખુશાલી સાથે જાબુલમા રાખજે અને તેને

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

વાતો શિખવતો રહેજે. તેને તુ લડઇ, મીજગશ અને શેકારને લગતી સઘળી તાલીમ આપજે તથા તેને દારૂની મીજલશની, જખમ મારવાની, ચોગાન, દડીદાવ રમવાની તથા બુજાર્ગોને લગતી દરેક રીતની વાતચીતની તું તરબીયત આપજે. જામાસ્પનું નામ આ જેહાનમાંથી ગુમ થજો અને તે કદી પણ પોતાની ઇચ્છા આ જેહાનમાં પાર પડેલી જોતો ના! તેણે મને એમ કહયું હતું કે, 'મારી યાદગારી બેહમનથી જલવાશે અને તે તારે બદલે પાદશાહ બનવાને લાયક ગણાશે. તથા જે કોઇ બેહમનની તોખમથી પેદા થશે તેજ પાદશાહીને લાયકનો રોશન બનશે'"

તેહેમતને એમ સમજતાંજ ઉઠી ઉભા થઇને તેનું ફરમાન બજાવવા માટે પોતાનો જમનો હાથ છાતી સાથે ઠોકતાં કહયુ કે "હુ મરતાં પણ એ વાતથી દરશ નહી પણ તે જે કહયું છે તે હું બજા લાવશ. નામદારીભર્યાં હાથી-દાંતના તખત ઉપર હું બેહમનનેજ બેસાડશ અને તેના માથાં ઉપર દિલને દીપાવનારૂં તાજ મુકશ. હુ તેની આગળ નોકર માફક કમર બાંધીને ઉભો રેહેવશ અને તેનેજ મારો માલેક અને પાદશાહ ગણુશ.' અસફંદીયારે રૂસત-મની એ વાત સમજતાંજ તેને જવાબ દિધો કે, "ઓ બુઢા પેહેલવાન! તું જાણુ કે પરવરદેગાર જે ભલી મજદયસ્ની જરથોસ્તી દીનની રેહેનુમાઈ કરનારો છે તે આ મારી વાતનો શાક્ષી રેહેશે. તેં મારી સાથે આ જે ભલાઇઓ કીધી છે તેથી લોકો વચે તારૂં સર માનસહીત ઉચુ રહયુ છે તારાં નેક નામને લાગેલો કલંક હવે દુર થશે અને મારે માટેજ જેહાનમાં ચકચાર ઉઠશે જો કે એ માટે તારાં રવાનને ગમગીની પેદા થશે પણ પરવરદેગારની એવીજ મરજી હશે." ૧

પછી તેણે પેશુતનને કહયું કે, "આ જેહાનમાંથી એક કફન સિવાય હવે મને બીજુ કાંઇ જોઇતું નથી. આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યામાંથી જ્યારે હું ગુજરી જાંઉ ત્યારે તું લશકર તૈયાર કરી અત્રેથી પાછો ફરજે અને ઇરાન જઈ પુગતાંજ તું મારા બાપને કેહેજે કે, 'તેં તારી ઇચ્છા મુજબનું પરીણામ આવેલું જોયું છે માટે હવે તું બીજાં બાહાના કાઢતો ના. તમામ જમાનો તારી ખાહેશ મુજબ ફરતો થયો છે અને તારી પાદશાહી સત્તા તારાંજ નામ હેઠલ સચવાઇ રહી છે. તારી પાસે મારી ઇચ્છા કાંઈ એવી (માર્યા જવાની) હતી નહી તો પણ તારા બુરા જીવને લિધે એ પ્રમાને (મરવું) મને લાયક થયું છે. મેં તો જેહાનને ઇનશાફની તલવારની સાંથી રાહે ચાલતી બનાવી છે અને તે

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

બુરી તોખમનાઓની બુરાઇથી પાક થઇ છે. ભલી મજદયસ્ની જરથોસ્તી દીનને સીધી રીતે ઇરાનમાં ફેલાવવાનું કામ પાર પાડતાંજ બુર્જોગી અને પાદશાહી મારે લાયકની થડી હતી. પણ મને સરદારો આગળ શિખામણો આપવા પડી તેં મને મારી નખાવવાના છુપા હેતુથી અત્રે મોકલી આપ્યો હતો હવે એથી તારાં દિલની ઇચ્છા પાર પડી છે મ ટે હવે તુ નચિંતે અને તારાં દિલને કરારે તખતે બેસ્તો રેહેજે. હવે તુ એમ નચિંત બન્યો છે તો તારાં મોતને પણ દુર રાખજે અને શાહનશાહી મેહેલમાં મોજ મજાહ કરતો રેહેજે. તારાજ હાથમા તખત સચવાયલુ છે અને મે સખ્તી તથા જેહેમતો વેઠી છે. તારી પાસે તાજ રહયુ છે અને મારે ફાળે જનાજો તથા કફન આવ્યુ છે. પેલા જેહાનના અનુભવી બુઢા દેહેકાનનુ કેહેવુ એ છે કે મોતના તીરની અણી આગળથી કોઇથી નહસાવાનું નથી માટે તું પણ તારા ખજાના અને તાજ તખત ઉપર નચિંત બનતો ના. મારૂ રવાન તારા ( મોતના ) માર્ગ તરફ નજર કરતુ રહેશે અને તારા ત્યાં આવી પુગતાંજ આપણે પરવરદેગાર આગળ સાથે જઈ તેની આગળ અરસપરસ ફર્યાદ કરીને તેનો હોકમ સમજી લેઇશુ.' પછી તું મારા બાપ આગળથી નિકળી મારી માય આગળ જઇને કેહેજે કે, ' ઓ દયાલુ માતા ! મારૂં ખબતર રૂસતમના તીર આગળ પવન જેવું બન્યું છે તેની સામે ફકટ પોલાદનો પહાડજ બચી શકે માટે ઓ મેહેરબાન માતા ! તુ પણ પેલી જેહાનમાં મારી પુઠે જલદીથી આવી લાગશે તેથી તુ મારો ગમ કરતી ના અને તારા જીવને દુખી કરતી ના. તું અંજુમનના લોકો વચે તારો ચેહેરો ખુલ્લો કરતી ના, તેમજ વળી તું મારા કફનમાનો ચેહેરો પણ જોની ના મારો ચેહેરો જોવાથી તારા બલાપામાં વધારો થશે અને તેથી તુંને કોઇપણ અકકલવત તરીકે માન આપશે નહી.' વળી મને મલવાને આતુર રહેલી મારી બેહેનોને અને મારી ઓરતને તથા જેઓ અક્કલવાલા હુનરમદો છે તેઓને તું કેહેજે કે, ' તમો સઘલાઓને મારી જાવેદાન સુધીની છેલ્લી સલામ છે. બાપનું તાજ લેવા જતાં મારે માથે બુરાઈ પુગી છે અને ખજાનાના બારણાની કુચી મારો જમ બન્યો છે. હું તેના ઉપર એ કુચી મોકલી આપું છું તે તમો જોજો કે જેથી તેના બુરા જીવને શરમ અને ખેજાલત પુગે ' "

એટલું બોલતાંજ તેનો દમ ઉટાવળે ચાલવા લાગ્યો અને તે બોલ્યો, કે " ગુસ્તાસ્પથીજ મને એ સીતમ પોહોંચ્યો છે " એજ વખતે તેના શરીરમાંથી તેનો પવિત્ર જીવ ઉડી ગયો અને પેલા તીરથી ઘાહેલ થયલું તેનું શરીર કાલી ધુલમાંજ પડેલું રહયુ. [૧] બેહેમને પેશુતન આગળ

૧ અસફંદીયાર જેને અવસ્તામા સ્પેન્તો દાત કહયો છે તેણે જરથોસ્તી ધર્મની આવી મોટી સેવાઓ બજાવ્યાની વાતો તવારીખનવેસો લખી જવા છતાં તેને માટેનું જાજું બ્યાન અવસ્તામાથી મલતું નથી એ અજબ જેવું છે.

આવી લાગતાંજ પોતાના શરીર ઉપરનો તમામ પોશાક ફારી કાઢ્યો. રૂસ-તમે પણ તેની આગળ જઇને પોતાનો તમામ પોશાક ફારી કાઢી તથા માથું અને મોઢું ધુલથી ભરીને રૂડન કીધું કે, "ઓ લડાયક સ્વાર ! તારો બપાવો એક લડાયક પાદશાહ હતો તેમજ તારો બાપ પણ એક પાદશાહ છે. મારૂં નામ જેહાનમાં ખુબીવંત બન્યું હતુ પણ ગુસ્તાસ્પને લિધે તેનો અંત બુરો આવ્યો છે." તેને માટે એમ ધાબું એક રડી રહયા બાદ તેણે તે માર્યા ગયલા અસફંદીયારને કહયુ કે, "ઓ હરીફ અને બરોબરીઆ વગરના જેહાનના પાદશાહ ! તારૂ રવાન આસમાન ઉપરના બેહેસ્તમાં ગયું છે. તુને મારી નાખનાર બદખાહીનુ પણ બુરૂ જ થશે."

ત્યારે જવારેહે તેને કહયુ ક, "ઓ નામદાર ! તારે તેની મારી કદી પણ કબુલવી જોઇતી હતી નહી. બાસ્તાન નામામાં દાનાંવાએ કહેલુ આ દાસ્તાન શુ તું ભુલી જાય છે કે 'જો સિંહ નરના બચ્ચાની ગમે એટલી પરવરશી કરવામાં આવે તોપણ તેના દાંત તિક્ષણ બનતાંજ અને હીમતવાન બની શેકાર કરવા બાહાર પડતાજ તેનુ પાળન કરનારજ તેના હાથમાં સપડાય છે' જે બે મુલકો (ઇરાન અને જાબુલ) બુરા લોકોની નજરથી કરાર પામ્યા હતાં તેમાંથી ઇરાનને પેહેલી બુરાઈ પુગી ચુકી છે. કારણ કે તારે હાથ અસફંદીયાર જેવા પાદશાહ માર્યો જવાથી તું પણ હવે પછી બુરોજ વખત જોવા પામશે. હવે બેહેમન જાબુલને બુરાઇ પુગાડશે જેથી કાબુલના લોકોને પણ દુખ પેહોં-ચશે. તું જોજે કે તે પાદશાહ બનતાજ અસફંદીયારના કીનાને આગળ પાડશે. તારૂં મોત આવ્યા પછી તે કીનાખોર પેહેલવાન જાબુલની ખાક ઇરાન ઘસડી જશે (યાને જાબુલને પોતાના તાબામાં લેશે)." રૂસતમે તેને જવાબ દિધો કે, "આસમાન સામે ભલો કે બુરો વિચાર ટકી શકવાનો નથી અક્કલમંદ લોકો એ સઘલું નજરે જોય અને મારી નેકનામીને પાછી યાદ કરે એજ હું તો પસંદ કરૂં છુ. જો તે મારૂં બુરૂં કરશે તો જમાનાથી તે પણ દુખી થશે માટે તું બલાની આંખોને એમ તુડાઇ સાથે નખરીયા ના દે."

## પેશુતને અસફંદીયારનો જનાજો ગુસ્તાસ્પ આગળ લેઈ જઈને તેને તાણા માર્યા તે વિષે.

પછી એક લોઢાંનું સુંદર કફન બનાવી તેમાં ચીનાઇ રેશમી ગાદીઓ પાંઠરી. તે લોઢાંના કફનની બાહારની બાજુ ઉપર ડામર લગાડી તે ઉપર કસ્તુરી તથા અંબર છાંટયાં. તેને સંજોગવામાં સુનેરી ભરતનું રેસમી કપડું વાપડ્યું. પછી તમામ લશ્કરે તે નામદાર માટે રૂડન કરવા માડયું. તેના તમામ

રોશન શરીરને ઢાંકીને માથે ફીરોજાનું તાજ પેહેરાવ્યું અને પછી કફનનું ઢાંકન ચપટ બંધ કીધું. એ પ્રમાણે તે ફરહાર પાદશાહી દરખત ગુજર પાંમ્યું. રૂસતમે ત્યાં ચાલીશ નામીચાં ઉટો હતા તે ઉપર ચીનાઈ રેસમી કપડું પાંઠર્યું અને પછી એક ઉટ ઉપર તે પાદશાહનુ કફન મુકી બીજા ઉટોને તેની જમની અને ડાબી બાજુએ ચલાવ્યાં અને પુઠે લશકર ચાલવા લાગ્યુ. પેશુતન પોતાના પુછડી અને યાલ બોરી કાઢેલા કાળા ઘોડા ઉપર હરોલમાં ચાલ્યો. તેની પુઠેના સવગાઓના મોઢાં બોડકાં અને બાળો પીખી કાઢેલા હતા. તેઓ મોઢેથી પાદશાહ પાદશાહ પોકારતા હતા અને તેમનુ રવાન તે પાદશાહનેજ યાદ કરતું હતું. અસફંદીયારના કાલા ઘોડા ઉપર તેનુ જીન ઉંધુ ટાંગવામા આવ્યુ અને તે જીનની નિચે તેનો ફીનો લેનારો ગુરજ મુકયો વળી તેની નામદારી ભરેલી ટોપી, બખતર તીરની કોઠલી તથા તેના લડવાના હથીયારો એ સઘલું તેજ ઘોડા ઉપર મુકવામા આવ્યુ. તે લશકર ત્યાંથી કુચ કરી ગયુ પણ બેહમન તો જાબુલમાજ રહયો અને ત્યાં પોતાના આંખોના પાપનને અતકરણના લોહીના આસુઓ પાડી ભીજવવા લાગ્યો તેહેમતને તેને મેહેલમાં લેઇ જઇને તેની પોતાના જીવ મુવાફેક પરવરશી કીધી.

પેલી તરફથી એ ખબર માર્ગમાંથી ગુસ્તાસ્પને પુગ્યાથી તે નામદારી ભર્યાં પાદશાહ ગુસ્તાસ્પનુ સર ઉંધુ પડયુ તેણે દિલ ઉપરનાં તમામ કપડાં ફાડી કાઢયાં અને તેનુ તાજ સાથનુ માથુ ધુલમાં પડયુ ઈરાનમાં રૂડનના પોકારો નિકલ્યા અને અસફંદીયારના નામથી જેહાનમાં ચકચાર થઈ ઇરાનમાંથી જયાં જયાં પણ એ ખબર ફેલાઈ ત્યાના સરદારો પોતાના માથાં ઉપરની કોલાહ ભોય ઉપર ફેકવા લાગ્યા. ગુસ્તાસ્પ બોલ્યો કે, " ઓ પાકદીનના અસફંદીયાર ! તારા જેવાં શખ્સને જમાનો કે જમીન ફરીથી જોવા પાંમનાર નથી. મીનોચેહેરના જમાના પછી તારા જેવો કોઇ પણ બાધુર પેદા થયો નથી કે જેણે પોતાની તલવાર લોહીથી ખરડી હોય અને ધર્મનો ફેલાવો કરીને જેહાંન હાલના જેવી બનાવી હોય. " ઈરાનના બુજોર્ગો ગુસ્તાસ્પ ઉપર ગુસ્સે થયા અને તેઓએ પોતાની આંખોમાથી તેની સરમ દુર કીધી. તેઓ તેને મોટે સાદે કેહેવા લાગ્યા કે " ઓ ઉંધાં નસીબના પાદશાહ ! અસફંદીયાર જે તારાં તખ્તને લાયકનો શખ્સ હતો તેને તેં જાબુલ મોકલીને મારી નખાવ્યો અને જેહાનમાં તેંજ માથે તાજ પેહેરી રાખ્યું. પણ તારા માથા ઉપર એ પાદશાહી તાજથી શરમ પોહોંચજો અને તારા ગ્રહોની ચાલ તારા ઉપર રૂથજો." એમ બોલી તે સઘલાઓ તેની દરબાર તજી ગયા તેથી તેનું તાજ તખત કાંતા ભર્યું બન્યું.

જ્યારે અસફંદીયારની માતા તથા બેહેનો એ વાતથી વાકેફ થઈ ત્યારે તે માતા પોતાની બેટીઓ સાથે ધુલથી ભરેલાં ઉઘાડા માથાં અને ઉઘાડા પગો સાથે

તથા દિલ ઉપરના તમામ કપડાં ફારી કાડીને મેહેલમાંથી બાહાર પડી પેશુતન પણ પુઠે અસફંદીયારનો જનાજો તથા કાલો ઘોડો લેઇને માર્ગમાં રૂડન કરતો ત્યાં આવી લાગ્યા. આથી સઘળી ઓરતો પેશુતનને વળગી પડી અને આંખોમાંથી આસુંઓ પાડી બોલી કે "આ બધ કફનમાંથી તેનો ચેહેરો ખુલ્લો કર અને એ માર્યા ગયલાનુ શરીર હમુને દેખાડ" આથી પેશુતને ઓરતો વચે રડતા કુનતાં અને પોતાનાં મોઢાં ઉપર છાપત મારતાં મારતા લુહાડોને ફરમાવ્યું કે, "મારા ઉપર રસ્તાખેજ વરસી છે માટે તમો જઇને ચાલતી કાનસો લાવો." પછી તે કફનનુ ઢાંકન ખુલ્લું થતાંજ ત્યાં નવેસરથી રૂડન સરૂ થયું. તેની માતાએ તથા બેહેનોએ તેનો કસ્તુરી લગાડેલો અને કાલો બનેલો ચેહેરો જોયો ત્યારે તેઓ તેને માટે દિલના ઉકલતાં લોહી સાથે રૂડન કરતાં બેસુધ થઈ ગઇ. તેઓ બેસુધ્ધીમાંથી હુશીયારીમાં આવતાંજ જાણે તેઓ મુબારક સરોશ આગળ હોય તેમ લાગ્યું. પછી તેઓ રૂડન કરતી તે પાદશાહના કફન આગલથી કાલા ઘોડા આગલ ગઈ અને તેની ગરદન તથા માથાંને પ્યારથી દાબ્યાં, અને કેતાયુને તેના દિલ ઉપર ધુલ લાવીને નાખી. કારણ કે તે શાહજાદાનો એજ ઘોડા ઉપર બરગસ્તે વખત આવ્યો હતો અને તેની પીઠ ઉપરજ લડાઇ કરતાં માર્યો ગયો હતો. તેથી અસફંદીયારની માતા બોલી કે "ઓ અપસગનભર્યા પગલાંના ઘોડા ! મારો કેઆની શાહજાદો તારી પીઠ ઉપર માર્યો ગયો છે અસફંદીયાર અને જરીર મારા બે સિંહો અને બાહુરો જેવા શાહજાદાઓ હતા. [1] હવે પછી તું કોણને તારી પીઠ ઉપર લડવા લેઇ જઇને મગરના પંજામાં સપડાવવા માંગે છે ?" પછી તેઓએ તેની ગરદનને વલગીને તેના તાલક ઉપર ધુલ નાખી. લશકરના રૂડનનો અવાજ વાદલ સુધી પુગયો. પછી પેશુતન તે પાદશાહના મેહેલમાં ગયો. ત્યાં તે તેના તખતની ઘણો નજદિક આવી લાગતાંજ તેના તખતને બોસો લિધા વગર તથા તેને નમન કીધા વગર મોટેથી બોલ્યો કે, "ઓ નામદારોના સરદાર ! હવે તારાં કામો ઉંધાં વળવા-નીજ નિશાણીઓ દેખાય છે. તેં એવું કરીને તારાં પોતાનાંજ શરીરનું બુરૂં કીધું છે અને ઈરાન શેહેરનો દમ તેં આખેર કીધો છે. તારી આગળથી ઇજદી ખોરેહ અને અક્કલ દુર થયાં છે અને હવે તુ પરવરદેગારની શિક્ષા પાંમનાર છે. ઓ નામદાર ! તારી કંમર તો તુટી ગઇ છે અને હવે પછી તારી મુઠીમાં પવન સિવાય બીજું કાંઈ રેહેવાનું નથી. તે તખત ભોગવવાને ખાતર તારા પોતાના બેટાનેજ માર્યો જવા દિધો છે. માટે તારી આંખો હવે એવું તાજ તખત જોતી ના. હવે જેહાન દુશમનનોથી અને બુરા લોકોથી ઉભાઈ જશે અને તેથી તારૂં

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

આવશે ત્યારે એજ બેટો શામ નરીમાનની તોખમનો નાશ વાળશે અને આવું જોર ધરાવનારા શખ્સોનો તે નાશ કરી નાખશે. તમામ સીસ્તાન તેને માટે ચકચાર ભર્યું બનશે અને તેનાથીજ ઇરાનના મુલકને ઉશકેરની મલશે. તેનાથી સર્વે લોકોનો વખત કડવો બનશે અને ત્યાર પછી તે બેટો પણ જેહાનમાં લાંબો વખત જીવશે નહી"

સામનો દસ્તાન તેના આવા કામો સમજીને દલગીર થયો અને જેહાનના માલેક પરવરદેગારની યાદ કરતાં બોલ્યો કે, "ઓ રાહનુમાઇ કરનારા સાહેબ! તુજ આસમાનને ટેકાવી રાખનાર છે. મને મારાં દરેક કામમાં મદદ કરનાર અને બચાવનાર તુજ છે, તથા મને અક્કલ સુજાડનાર તથા માર્ગ દેખાડનાર પણ તુજ છે. તેં જેમ આસમાન પેદા કીધુ છે તેમજ સેતારાઓ બનાવ્યા છે. તારી આ ભલાઈ (બેટો) મને પુગ્યાથી હમુને તેને માટે શક પેદા થયો છે. માટે એ મારો બેટો પોતાની ખાહેશ પામનાર અને આરામ તથા ખુબી ભોગવનાર થવા સિવાય ઉલટું બનતુ ના"

પછી પેહેલવાન જાલે તેનુ શેગાદ નામ પાડયું અને તે ધાવતો અટકયો ત્યા સુધી તેને ઉધાર્યો જ્યારે તે બેટો ઉછરીને મોટો થયો અને મરદાનગીથી પોતાની ગરદન ઉચી કરવા લાગ્યો ત્યારે જાલે તેને કાબુલના પાદશાહને ત્યાં (શિખવાને) મોકલી આપ્યો. જ્યારે તે સરોવર જેવી ઉંચાઇનો એક જવાન બન્યો અને ગુરજ તથા કમંદ વાપડતો એક બાહુર સ્વાર થયો, ત્યારે તેના ઉપર કાબુલનો પાદશાહ ધ્યાન આપવા લાગ્યો. તે વળી પાદશાહી તાજ અને તખત ભોગવવાને પણ લાયક બનેલો હોવાથી તે કાબુલનો શાહ તેના દિદાર જોઈ ખુશ રેહેતો તેણે તેનું તોખમ પામવા માટે તેની સાથે પોતાની બેટીને પરણાવી તથા પોતાના મોટા ખજાનામાં જે કાંઇ તેને લાયકનું હતુ તે પણ પોતાની નામદાર બેટી સાથે (રીત તરીકે) મોકલી આપ્યું. એક તાજા શેબફળ માફક કાબુલના પાદશાહે તેની જતન રાખી અને તેના બુરા સેતારાઓ માટેની તેણે કાંઇ દરકાર રાખી નહી.

## શેગાદે રૂસતમને મારી નાખવા માટેની કાબુલના પાદશાહને યુક્તિ દેખાડી તે વિષે.

રૂસતમ માટે ઇરાન તથા હીન્દુસ્તાનના બુજોર્ગોએ એવી વાત કહી છે કે, રૂસતમ હર સાલ કાબુલના પાદશાહ પાસેથી એક ગાયના ચામડાંનો કોઠલો ભરીને સલામી લેતો હતો. પણ જ્યારથી શેગાદ તેનો જમાઇ બન્યો ત્યારથી

કાબુલના સરદારને એવો વિચાર આવ્યો કે હવે નક્કી રૂસતમ તેની પાસે સલામી માંગશે નહી. જ્યારે સલામી આપવાનો વખત નજદીક આવ્યો ત્યારે તેણે તો કાબુલ ઉપર દબાન ચલાવીને પણ તે લિધી ૧ આથી પોતાના ભાઇના એવાં કામથી શેગાદ દલગીર થયો પણ તેણે રૂસતમને કાંઈ પણ કહ્યુ નહી. ૧ પણ શેગાદે કાબુલના શાહને ખાનગી રીતે કહ્યું કે, "જેહાનના કામોથી હું કંટાલી ગયો છુ. જો મારો ભાઇ મારી કાઇપણ શરમ રાખે નહી તો મારે પણ તેની સાથે એખલાશ રાખવો જોઇતો નથી. તે વડો ભાઇ હોય કે પારકો હોય, ડાહયો હોય કે ઘેલો હોય એ મારે મનથી સરખુજ છે. માટે આપણે કાંઈક યુકિતથી તેને આપણા ફાંડામાં ફસાવ્યે અને જેહાનમાં એવાં કાંમથી નામદારી પાંમ્યે."

તેઓએ એમ વાત કીધા પછી તે બધે એક મત થયા અને એવે વિચાર કરી ચંદ્રથી પણ વધારે ઉચે ચઢયા, પણ દાનાવોનું કેહેવુ શું છે તે તુ જો કે, "જે કોઈ બુરૂ કરે તે બુરો બદલો પામે છે" રાતથી તે પાહાડ પછવાડેથી સુરજ બાહાર પડયો ત્યાં સુધીમાં તે બધે ઉંઘાયા પણ નહી. તેઓ બોલ્યા કે, "આપણે તેનું નામ જેહાનમાંથી ગુમ કરશુ અને જાલના દિલ તથા આંખોને આંસુ ભરી બનાવશું" શેગાદે કાબુલના પાદશાહને કહ્યું કે, "જો આપણે એ વાતને ઇનશાફ આપવો હોય તો તું એક મોજનજાહની મીજલશ બનાવ અને તેમાં મોટા દરજ્જાના લોકોને બોલાવ, અને ત્યાં રામશગરો તથા દારૂ વાજીંત્ર વિગેરે મંગાવ. દારૂ પીતાં પીતાં તુ મારી સાથે ઠંડાઇથી વાત કરજે અને મને અપમાન પણ કરજે આવી રીતે હલકો પડવાથી હુ જાબુલ તરફ જતો રહેવશ અને તું કાબુલનાં સરદાર માટેની ત્યાં ફર્યાદ કરશ. હું મારા ભાઇ આગળ કે બાપ આગળ તુંને નાલાયક અને બુરી તોખમનો કેહેવશ. આથી મારે લિધે રૂસતમનું મગજ તારી ઉપર ઉશકેરાશે અને તેથી તે આ મારાં નામદારી ભર્યા મુલકમાં આવશે. તેટલાં તું તેના માર્ગમાં એક શેકારનું જંગલ જોઈ કાઢીને ત્યાંના મેદાનમાં એક એવો ખાડો ખોડાવજે કે જેમાં રૂસતમ તથા રખશ સમાઈ શકે. તે ખાડાને તલીએ તું લાંબા ભાલા ખોશાવજે જેમાના તમામ ભાલા તથા ખંજરો આબદાર હોવાં જોઇશે. ભાલાઓને ઉપર અને ખંજરોને નિચે રાખજે અને એ રીતે એક એક ઉપર એવા ખાદા દરેક ઠેકાણે ખોદાવેલા રાખજે અને તે એવા જોઈએ કે તેમાં રૂસતમ ડટાઇ જાય. જો તું પોતાને દુખથી નચિંત બનાવવા માંગતો હોય તો પાંચની જગ્યાએ દસ ખાદા ખોડાવશે તો સારૂં. એ કામ તું સો યુકિતવાલા પુરૂષોથી બજાવી

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

નાખજે અને તે ખાડા એવા બનાવજે કે જેનો ભરમ પવન પણ જાણે નહી. પછી તે ખાદાના મોઢાંને ઉપરથી સખત બનાવજે અને તારા હોટોને એ વાત કરવાથી બંધ રાખજે."

આથી તે પાદશાહે પોતાના મનમાંથી ( રૂસતમના ) વિચારો દુર કરીને ત્યાંથી જઈ તે અક્કલ વગરના શખ્સના કહયા મુજબ એક મેજબાનીની મીજલશ ભેગી કીદી ત્યા તેણે કાબુલના મોટા નાના દરજજાના શખ્સોને બોલાવીને એક પસંદ પડતાં ખાણાં ઉપર બેસાડયા. જયારે ખાણુ ખવાઇ રહયુ ત્યારે બેઠકની મીજલશ તૈયાર કીધી અને ત્યા રામશગરો અને વાજીંત્ર સાથે દારૂ હાજર રાખ્યો. જયારે તેઓના મગજ પાદશાહી દારૂથી ખુમારી ભર્યાં બન્યાં ત્યારે શોગાદે પોતાની બુરી ખાશીયત પ્રમાણે ચિરડાઈને કાબુલના શાહને કહયું કે, "મારો રૂસતમ જેવો ભાઈ અને દસ્તાન જેવો બાપ હોવાથી હું પણ દરેક અંજુમન વચે નામદાર ગણાઉ એથી વધારે નામદારીવાળી તોખમ કોણ ધરાવી શકે ?" આથી શાહે કાબુલે તેને ચીરડાઇને કહયું કે, "હું શું કરવાને આ વાત છુપી રાખું ? તું કાંઇ સામ નરીમાનની તોખમનો પણ નથી કે રૂસતમનો ભાઇ કે બેશી પણ થતો નથી સામનો બેટો દસ્તાન તો તુને યાદ પણ કરતો નથી અને વળી તારો ભાઇ રૂસતમ તારૂ નામ પણ લેતો નથી. તેની દરબારમા તુ તો તેના ચાકરથી પણ હલકા છે અને રૂસતમની માંય તુને તેના ભાઇ તરીકે ગણાવતી નથી." તેના એમ બોલવાથી શોગાદનું દિલ દલગીર બન્યું અને તેણે ચીરડાઇને જાબુલ તરફ જવાને પોતાનો ચેહેરો ફેરવ્યો. કેટલાક કાબુલી શખ્સો પણ તેની સાથે જોડાયા. તે યુકિતબાજ દિલનો અને કીનાભર્યાં મગજનો શોગાદ કીનાભર્યાં દિલે અને સરદ હાએ મારતા હોટો સાથે પોતાના મુબારક બાપની દરગાહમાં આપી પુગ્યો. જાલે તે બેટાનો ચેહેરો, તેનુ બુલંદ કદ, તેનો દમામ અને તેની જોડી ગરદન જોતાંજ તેની ખબર અંતર પુછીને માનથી નવાજયો અને તેને તુરતજ પીલટન આગળ મોકલી આપ્યો તે અક્કલમંદ તથા રોશન રવાનના ભાઇના દીદાર જોઇ પેહેલવાન રૂસતમે ખુશી થઇને તેને કહયું કે "સિંહ જેવા સામની તોખમથી જોરેમંદ અને બાહુરો સિવાય બીજા કોઇ જન્મ લેતા નથી. તારૂં કામ કાબુલીઓ સાથે કેમ ચાલેછે ? જાબુલી રૂસતમ માટે તેઓનું શું મત છે ?" શોગાદે રૂસતમને જવાબ દિધો કે "તુ કાબુલના પાદશાહનુ જરાએ નામ દેતો ના. અત્યાર આગમચ તેનાથી મને નેકીજ પુગતી હતી અને મને જોઇ તે મારી તારીફજ ગાતો હતો. પણ તેણે હાલે દારૂ પી મારી સાથે કજીયો કીધો છે. અને તેણે પોતાનું સર દરેકથી વધારે ચઢતુ ગણાવ્યુ છે. તેણે મને ભર અંજુમન

વચે અપમાન આપીને પોતાનો ખરાબ સ્વભાવ જાહેર કીધો છે તે બોલ્યો કે "સીસ્તાન સામે થવાનું હમે જોર ધરાવી શકતા નહી હોવાથી આટલો વખત સુધી હમે તેને મેહેશુલ અને સલામી ભરી છે પણ હવે પછી હું રૂસતમને રૂસતમ તરીકે ગણવાનો નથી. મારૂં જોર અને તોખમ કાંઇ તેનાથી કમી નથી વળી તે મને જાલના બેટા તરીકે પણ ગણતો નથી અને જાલની હસ્તીની તો તે કાંઇ બીસાડ રાખતો નથી. આથી મારૂ દિલ ત્યાના સરદારો વચે દુખી બન્યાથી હું કાબુલથી ફીકકા ગાલો સાથે ચાલી આવ્યોછું"

## રૂસતમ શોગાદના ફરેબથી ફસીને કાબુલ આવ્યો તે વિષે.

એમ સમજતાંજ રૂસતમે ચીરડાઇને કહયુ કે "કાંઇ પણ વાત કદી છુપી રહી શકતી નથી. તું તેને માટે તથા તેના મુલક માટે વિચાર ના કર. કારણ કે હવે તેનો મુલક કે તેનું તાજ કાંઇ બચવાનુ નથી. એમ બોલવા માટે હુ તેનો જાંન લેવશ અને તેના દિલ અને આંખને દુખી બનાવશ. તેના માથાં અને નસીબને ધુલમાં રગડાલીને તેના તખત ઉપર હુ તુનેજ ખુશાલી સાથે બેશાડશ." પછી તેણે તેને કેટલાક દિવસો સુધી ત્યાંજ પ્યારથી રાખ્યો અને તેના વસવાટ માટે સારી જગ્યા સોંપી. ત્યારબાદ કાબુલ સાથે લડાઇ કરવાની તેણે કેટલીક તૈયારીઓ કીધી. જેઓ લશકરમા લડવે નામીચા ગણાતા હતા તેવા લાયકોને તેણે ચુટી કાઢયા. પછી તેણે ત્યાંથી ઉપડવાની તૈયારીઓ કીધી અને લશકરને જાબુલથી કાબુલ તરફ જવાને ફરમાવ્યું. લશકરનું તમામ કામ તૈયાર થતાંજ તે પેહેલવાનના દિલે કરાર પકડયો. ત્યારે તે લડાયક શખ્સ આગળ શોગાદે આવીને કહયું કે "તું કબુલના પાદશાહ સાથે લડવા ના માંગ જો હું તારૂં નામજ પાણીએ લખીને ત્યા મોકલુ તો તેથી કાબુલમાં કોઇને આરામ સુજે નહી અને ઉઘાય નહી તારી સામે લડવા આવવાની કોણની તાકાદ છે અને તારા સામે જવાથી ત્યાં કોણ થોભાવાનું છે ? હું એવી અટકલ કરૂંછું કે હવે તે પશેમાન થયો હશે અને મારા એમ ચાલી જવા માટે તે કાંઇ ઉપાય રચવાજ પડયો હશે. કદાચને હવે કાબુલના કેટલાક નામીચા સરદારો તારી આગળ અરજ કરવાને આવશે." રૂસતમે તેને જવાબ દિધો કે "જો એમજ બનાવવાનું હોય તો મારી સાથે કાબુલમાં લશકર લેઇ જવાની પણ જરૂર નથી. મારી સાથે જવારેહ, સો નામીચા સ્વારો અને સો નામદારી ભર્યા માણસોનુ પાયદલ લશકર પુરતું છે."

## કાબુલના પાદશાહે શેકારગાહમાં ખાડાઓ ખોડાવ્યા અને રૂસતમ તેમાં પડી ગયો તે વિષે.

જેવો તે બદબખત શેગાદ કાબુલમાંથી જતો રહયો તેવોજ તે કાબુલનો શાહ પોતાની સાથે લશકરના કેટલાક નામીચા શખ્સોને ખાડા ખોડવા માટે લેઇને શેકારના જંગલ તરફ ગયો. તેઓએ તે જગ્યામા સઘલે ઠેકાણે ખાડાઓ ખોદી મુકયા અને તેમા તમામ હથીયારો જેવાં કે તલવાર, જમ્બ્યા અને ખંજરો વિગેરેને હાથા તરફથી જમીનમાં ઉભાં ડાટયાં. પછી તે ખાડાના મહાળા ચાલાકી સાથે પુરી દિધા કે જેથી તે માણસો યા ઘોડાઓની નજરે પડે નહી.

જેવુ રૂસતમે કાબુલ તરફ ઉટાવલે ચાલવા માંડયું તેવોજ શેગાદે એક સ્વારને તે તરફ દોડાવીને ( કાબુલના શાહને ) કેહેવાડયુ કે " પેહેલવાન પીલતન તારી તરફ લશકર વગર આવેછે માટે હવે તુ જે કાંઇ થયુ છે તે માટે માફ માંગતો તેની સામે મલવાને આવજે " આથી કાબુલનો શાહ પણ માફી માંગવા તથા દયા ઇચ્છવાને શેહેરમાંથી બહાર પડયો અને તે કાબુલના શાહની નજર રૂસતમ ઉપર પડતાંજ ઘોડા ઉપરથી ઉતરીને તેને મલવા જવાને આગળ વધ્યો તેણે માથાં ઉપરથી પોતાની હીન્દુસ્તાની પાગડી કાઢી નાખી માથું ઉગાડુ રાખ્યું અને તે ઉપર પોતાના હાથો ઉચા કીધા. વળી તેણે પગમાંથી જોડા પણ કાઢી નાખ્યા અને આંખોમાંથી આંસુઓ પાડી રડવા માંડયુ. એ રીતે તેણે તેની આગળની કાલી ધુલ ઉપર પોતાના બે ગાલો મુકીને શેગાદ સાથે થયલા ગુનાહ માટે માફ માંગી કે, " તારો ગોલામ છાકટપણાની બેહોશીમાં હોવાથી મારાથી તેવી હાલતમાં એવી સરકશી થઇછે. તેથી તું મારો ગુનાહ માફ કર અને મારી સાથે નવેસરથી સુલેહ કર. " તેની આગળ તે એ રીતે ખુલ્લા પગે, ધુલ ભર્યા માથાંએ અને દિલને અકકલથી ભરીને આવ્યાથી રૂસતમે તેનો ગુનાહ માફ કીધો અને તેની પડવીમાં વધારો કીધો પછી તેણે તેને માથું અને પગો ઢાંકવા ફરમાવ્યું અને પાછું ઘોડા ઉપર બેસી તેની સાથે ચાલવા કહયુ.

કાબુલની નજદિકમાંજ લીલોતરીવાલી અને દિલને ખેંચાન કરનારી એક જગ્યા હતી, જેમાં પાણીના ઝરાઓ અને કેટલાંક ઝાડો હતાં. આથી સઘલાઓએ ખુશી સાથે તે જગ્યામા પોતાનો અસબાબ ઉતાર્યો. તે પાદશાહે ત્યાં પુશકલ ખાણું હાજર કરીને તે જગ્યાને એક જશનગાહ બનાવી દિધી. તેણે ત્યાં દારૂ સાથે રામશગરોને હાજર કીધી અને તે મોટા દરજજાહના

શખ્સોને ઉચા તખત ઉપર બેસાડયા. પછી તે પાદશાહે રૂસતમને કહયું કે, "જો તારી શેકાર કરવાની મરજી હોય તો મારી એક શેકારગાહ છે કે જ્યાના જંગળ અને પાહાડોમાં સઘલા શેકાર ભરેલા છે. તમામ જંગલમાં જંગલી મેઢાં, સાબર, અને ગોરખરો છે. તેથી મજબુટ ઘોડા ધરાવનાર શખ્સો ત્યાંના ગોરખરા અને હરણોને પોતાને હાથ કરી શકશે અને તે ખુશનુમાં જગલ-ને છોડી જવા ચાહાશે નહી."

તેના એમ બોલવાથી રૂસતમ તે પાણીવાલાં જગલ માટે તથા શેકાર અને ગોરખરો માટે ખુશાલીમા આવી ગયો. જે કાંઈ ચિજથી જેનું મોત આવ્યુ હોય તો તેનુ દિલ જુડાંથી પણ વલેછે અને તેના શક દુર થાયછે. જેહા-નની તમામ ચિજોના કામ એવાંજ છે અને તે ચિજો પોતાના ભરમ આપણી આગળ ખુલવા માંગતી નથી. દરીઆમાના મગર, જંગલમાના વાઘ અને તિક્ષણ પંજાવાલા લડાયક સિંહોનો અત એમજ આવે છે. એક મછરથી હાથી જેવો મોતના પંજામાં સપડાય છે જે કોઇ અત્રે હશે તેને એમજ આ જેહાન છોડી જવાની છે. ૧

આથી રૂસતમે ઘોડા ઉપર જીન બાંધવાં તથા તમામ જંગલને પાદશાહી બાજોથી ભરી નાખવાને ફરમાવ્યુ તેણે તીરની કોઠલી સાથે કેઆની કમાન બાંધી લિધી અને તેના એક હાથ ઉપર શેગાદ પોતાનો ઘોડો હકારવા લાગ્યો. પીલતન સાથે જવારેહ તથા જાબુલી નામદારોમાના કેટલાક તેના પ્યારાઓ પણ ગયા. તેનું લશકર શેકાર કરવાને વિખેરાઈ જતાં તે ખાદાઓની બરોબર બાજુએ થઇ ગયુ. જવારેહ અને તેહેમતનનું મોત તે ખાડાઓમાજ હોવાથી તેઓએ તેજ જગ્યા પકડી. તેના રખશને ત્યાંની નવી ધુલનો સોડમ લાગ્યાથી તેણે આગળ વધ્યા વગર પોતાના શરીરને દડા માફક સંકોચાવી નાખ્યુ. તે ત્યાની ખાકના સોડામથી ડરીને કુદકા મારવા લાગ્યો, અને પગની નાલો વડે જમીનને ખુંડવા લાગ્યો. તે જોરાવર રખશ જ્યાં સુધી તે બે ખાડાઓ વચ્ચે આવી લાગ્યો ત્યાં સુધી માર્ગમાં આગળ પગલાં ભર્યાં. રખશની આવી ચાલને લિધે રૂસતમનું દિલ ચીરડાયું તેના મોતે તેની અકકલ અને આંખોને ઢાંકી દિધાથી તેણે એક નરમ ચાબકો બાહાર કાઢીને તે તગ દિલ થયલા રખશને તેજ બનાવવા માટે માર્યો. જ્યારે તે બે ખાડા વચ્ચે ઘણો નજદીક આવી લાગ્યો ત્યારે તેણે મોતના હાથમાંથી છટકવાનો માર્ગ સોધ્યો (યાને કુદકો માર્યો) પણ તેના બે પગ એક ખાડામાં પડયા. તે વખતની ત્યાંની જગ્યા તેને માટે

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

લડાઇ કરવા કે કુસ્તી રમવા જેવી હતી નહી. તે ખાડાનું તળ્યું નાના નેજાઓ, તલવારો અને તીરોથી ભરેલું હોવાથી તે જગ્યા મરદાનગી દેખાડવાની કે નાહાસવાની હતીજ નહી. તેમાં તે બુજોર્ગીભર્યા રખશનું પેત તથા તે બાધુર પેહેલવાનની ગરદન તથા છાતી ચીરાઇ ગઇ જેથી તે જેહાનના પેહેલવાનને દૃખ થવા લાગ્યુ પણ તેને એ છુપો ભરમ જાહેર થઇ ગયો તોપણ તેણે પોતાના શરીરને મરદાનગી સાથે તે ખાડામાંથી બાહાર કાઢયુ અને તે ખાડાના તળીયાંથી પોતાના દિલને ઉચુ ચઢાવ્યુ

તેણે ઘાહેલ હાલતમાં પોતાની આંખો ખોલીને જોતાંજ તે બુરી મનશનીના શેગાદનો ચેહેરો તેને જણાયો. આથી તે પાંમી ગયો કે એ યુક્તિ અને કાવાદાવા તેનાજ હોવા જોઇએ. ફરેબબાજ શેગાદ તેનો બદખાહ નિવડયાથી તેણે તેને કહયુ કે, "ઓ બુરાં નસીબના અને સુમ શખ્સ! તારા આ કામથી કાબુલનો આબાદ મુલક વેરાન થયો છે. તુને પાછલથી એ વાતનો પસ્તાવો થશે અને તું બુઢો થાય તે આગમચજ એ બુરાઇ માટે દુખી થઇ પડશે" પણ તે બાયલા શેગાદે તેને જવાબ દિધો કે, "ફરતાં આસમાને તુને વાજબી ઇનશાક આપ્યો છે. તુ શા માટે તારા હાથોને આટલુ બધું લોહી રેડવા અને લડાઇ કરી સઘલુ તારાજ કરવાને લબાવતો હતો? તારા મોતનો વખત આવી લાગ્યો છે અને તુ એ હારેમનના ફાંડામાં માર્યો જશે

તેટલામાં કાબુલનો શાહ પણ તે રસ્તેથી એ શેકારના મેદાન આગળ આવી લાગ્યો અને તેણે તે પીલતન પેહેલવાનને એમ ઘાહેલ થયલો દિઠો તેના તમામ ઘાહ બાંધ્યા વગરના ખુલ્લા જોવાથી તેણે રૂસતમને કહયુ કે "ઓ લશકરના નામદાર! તુને આ શેકારના મેદાનમાં શું થયુ છે! હુ તારે માટે લોહીના આસુ પાડતો જલદિથી જઇને કેટલાક વઇદોને લાઉ છું કે જેથી તેઓ આવીને તારા ઘાહોને દરૂસ્ત કરે અને મને મારો ચેહેરો આસુઓથી ધોવો પડે નહી." તેહેમતને તેને જવાબ દિધો કે "ઓ બુરી ખશલતના યુક્તિબાજ શખ્સ! મારી જીંદગીનો હવે અંત આવ્યો છે માટે તું વૈદને ના લાવ તથા મારે માટે લોહીના આંસુ પણ ના પાડ. તું પણ ગમે એટલી લાબી જીદગી ભોગવશે તોએ તારા વખતનો અત આવવાનો કોઈ પણ જીવતાંજીવત આસમાંન ઉપર જઇ શકતો નથી. વળી હું કાઇ જમશીદ કે જેની કંમર તેના દુશમનોએ વેહેરી કાઢી હતી તેનાથી તથા વળી ફરીદુન, કએકોબાદ કે બીજા નામીચાં તોખમના બુજોર્ગો અને પાદશાહોથી વધારે ખોરેહ ધરાવતો નથી. પેલા બુરી મનશનીના અફરાસીયાબ જેવાના પણ કએખસરૂએ બે ટુકડા કીધા

હતા જ્યારે સીયાવક્ષનું મોત આવી લાગ્યું ત્યારે ગુરૂઇજરેહે તેનું ગલું ખંજરથી કાપી કાઢયું હતું. એ સઘલાઓ લડવામાં સિંહ નર જેવા ઈરાનના પાદશાહો હતા જ્યારે તે સિંહ જેવા લોકો ચાલી ગયાછે ત્યારે હમો વધારે વખત જીવ્યા છીએ. પણ મારો જેહાનનો અનુભવ પામેલો બેટો ફરામરજ અત્રે આવીને તારા ઉપર મારૂં વેર લેશે."

## રૂસતમે શેગાદને મારી નાખ્યો અને રૂશતમ તથા જવારેહ પણ મરી ગયા તે વિષે.

પછી તેણે પલીદ શેગાદને કહયુ કે, "હવે જ્યારે મારા આવા બુરા હાલ થયા છે તો તું મારી કમાનને તીરની કોકલી માંથી બાહાર કાઢ કે જેથી તે મને કામ આવે. તુ તે બે તીરની સાથે મારી આગળ મુક હુ આવો ઘાહેલ થયલો અત્રે પડેલો હોવાથી શેકારી સિંહ આ મેદાનમા શેકાર કરવાને આવતા મને જોઇને કાંઈ નુકસાન પુગાડે એમ બનવું જોઇતુ નથી તેથી, જો મારી પાસે કમાન હશે તો તે મને કામ લાગશે અને તે ફાડી ખાનારો સિંહ મારૂ શરીર ફાડી ખાશે નહી. મારૂ શરીર ખાકમાં પડવાને હજી વારછે." આથી શેગાદે આવીને તે કમાન બાહાર કાઢી અને તે ઉપર ચીલ્લો ચઢાવીને તથા ખેચીને તે ભાઈના મોત માટે ખુશાલ બની તેહેમતન આગળ તે હસ્તાં હસ્તાં મુકી. તેહેમતને પોતાને થયલા ઘાહોનુ દુખ થવા છતાં મુશકેલી સાથે તે કમાન પકડી. આથી તેનો ભાઇ તેના તીરથી ઘણીજ ધાસ્તી ખાઇ ગયો તેથી તેણે એક ઝાડને પોતાની ઢાલ બનાવી તેની પાછલ ભરાયો. તેનીજ નજદીકમાં એક ચીનારનુ ઝાડ હતું. જે ઘણા વખતનું જુનુ હતું પણ તેની ડાલીઓ તથા પાદડાં રહેલાં હોવા છતાં તેનું થડ પાકેળ હતુ. તે નાપાક વિચારનો શખ્સ તેની પાછલ જઇ ભરાયો. રૂસતમે તેને એમ કરતાં જોઇને પોતાના હાથ લંબાવ્યા અને તેવી ઘાહેલ હાલતમા તે તીર છોડયો અને પોતાના ભાઇને તે ઝાડ સાથે સીવી લિધો. એ રીતે માર્યો જતા પણ તેણે પોતાના દિલને ખુશ બનાવ્યું. તે ઝાડ પાછલથી શેગાદ પોતાને થયલા જખમ માટે હાએ મારતો થવાથી તેહેમતનનું દુખ તેની આગળ ઓછુ થઇ ગયું.

પછી રૂસતમ એ પ્રમાણે બોલ્યો કે, "પરવરદેગારના શુકરાના હોજો, મારી તમામ જીંદગી સુધી હું તો પરવરદેગારનીજ પીછાણ કરનાર હતો. મારો જીવ જવાની ફીનારીએ હોવા છતાં પણ આ મારો કીનો લેતાં મારા દાહાડાની રાત બની નથી. તું પરવરદેગારે મને જોર બક્ષ્યાથી હું મારૂ મોત આવે તે આગમચ એ બેવફા ભાઇ ઉપર મારો કીનો લેવા પાંમ્યો છું. ઓ પરવરદેગાર!

તું મારા ગુનાહ માફ કરજે. અને મારી ચાહેલી માફી કબુલ રાખજે. કારણ કે બક્ષનાર અને મદદ કરનાર તુંજ છે. તારા પેગમબરની અને તારી દીનની રાહરીતી મેં કબુલ રાખી છે જ્યારે મેં તારી દીનનો માર્ગ પકડયો છે અને તારા પાક રેવાજ મુજબ હું ચાલ્યો છું તો મારા રવાનના હાળે ઉડી જવા છતાં પણ મને તેની ધાસ્તી લાગતી નથી. મારી જાહેર તેમજ ખાનગી વાતો તુજ જાણનાર હોવાથી મારા જીવને તુ મીનોઇ દુન્યામાં દીપતો બનાવજે." એટલુ બોલતાંજ તેનો જીવ તેના શરીરમાંથી નિકળી ગયો અને તેનું લશકર તેની આગળ જારી અને રૂદન કરવા લાગ્યું. જવારેહ પણ એક બીજા ખાડામાં પડીને મરણ પાંમ્યો અને જાબુલીઓ વચે કોઈ પણ નાનો મોટો સ્વાર રહયો નહી. આ ફરેબબાજ દુન્યાની રસમ એવીજ છે. ઘડીકમાં તે ચઢતી તો ઘડીકમાં પડતીએ પુગાડે છે.

## રૂસતમ અને જવારેહના માર્યા જવાની ખબર જાલને પડયાથી ફરામરજ તેઓના જનાજા ત્યાંથી લેઈ આવ્યો અને તેઓને દખમે ચઢાવ્યા તે વિષે.

તે નામદારોમાનો એક સ્વાર ત્યાંથી છટકીને ઘડીકમાં ઘોડે બેસીને તથા ઘડીકમાં પગે ચાળીને જાબુલ આવી લાગ્યો અને ખબર પુગાડી કે, "જોરાવર હાથી જેવો રૂસતમ હાલે ખાકમાં પડીને ધુલનોજ સાથી બન્યો છે. જવારેહ પણ તેમજ માર્યા ગર્યા છે અને સઘલું લશકર પણ એજ રીતે માર્યું ગયું છે તે બદખાહોની બુરાઈથી એક પણ સ્વાર જીવવા પાંમ્યો નથી." આથી તે બદખાહ શોગાદ અને કાબુલના શાહને લીધે જાબુલમાં માહેતમના પોકારો ઉડી રહયા. જાલ પોતાની છાતી અને ગરદન ઉપર ધુલ ભરીને પોતાના ચેહેરા અને છાતીને ઘાહેલ બનાવી રૂદન કરતાં બોલ્યો કે, "ઓ હાથી જેવા શરીરના પેહેલવાન ? હવે મારૂ શરીર પણ કફન પેહેરવા સિવાય બીજું કાંઈ ઇચ્છતું નથી કારણ કે મારો નામીચો બાહુર અઝદાહ જેવો રૂસતમ તથા નામદારી મેળવનાર સિંહ જેવો જવારેહ એ બંધે પાદશાહી દરખ્તોને પેલો બદબખ્ત શોગાદ કે જેના ઉપર શ્રાપ વરસજો તેણે ઉખેડી કાઢયા છે. એમ કોણ જાણતું હતું કે તે શુમ કોહલું ( શોગાદ ) એ સિંહો ઉપર પારકા મુલકમાં વેર લેશે. રૂસતમ જેવો એક સિંહ એક કોહલાંની ફુસલવની ઉપર ત્યાંની જમીન ઉપર માર્યો જશે. એવા વખતની યાદ કોણુને હતી અને ડાહયા લોકોથી એવું સમજવાની કોણુનામાં તાકાટ હતી ! હું પણ એવોજ ખુવારે હાલ તેઓ સાથે

કાંય નહી માર્યો ગયો ! હું શાને માટે જેહાનમાં જીવતો રહયો ! અફ્સોસ ! ઓ સિંહ જેવાં દિલના રૂસતમ ! ઓ નરીમાનના ખાનદાનને દીપાવનારા ચેરાગ ! જ્યારે સામના દસ્તાનનુ એ તોખમ તુટી ગયું છે તો હવે એ જીંદગી અને નામદારી મને શાની ઘટે ? ઓ સિંહને પકડનારા નામીચા પેહેલવાન ! ઓ જેહાન જીતનારા બાહુર જોધ્ધા ' તે મારાં દીપતાં જીવને અંધકારવાલો બનાવ્યો છે તારી સાથે એમ વર્તવાની કોણની તાકાટ હતી હવે હુ એ કીનો કોણ ઉપર લેઉ ? જો હુ હવે પાહાડોના જંગલ બનાઉ અથવા તો જીહુન નદીને લોહીથી ભરેળી બનાઉ તોએ જેહાનનુ લોહી રેડવાથી પણ એ કીનાની કીંમત મલે એમ હુ જોતો નથી જયાં સુધી તુ જીવ્યો ત્યાં સુધી તેં જેહાનની સંભાળ કીધી, પણ હવે તું ચાલી જઇને તેમ કરવુ કોણ ઉપર છોડી ગયો છે ? હવે જયારે તારી કંમરના ટુકડા થયા છે તો દુન્યા કે મુઠી ભરી ધુલ એ સઘળું મારે મનથી સરખુંજ છે."

પછી તેણે તુરતજ ફરામરજને કાબુલના શાહ સાથે લડાઈ કરવાને અને માર્યા ગયલાઓના શરીરને ધુલમાંથી ઉચકી લેઇને જેહાનને જારી કરતી બનાવવાને લશકર આપી મોકલ્યો. જ્યારે ફરામરજ કાબુલ નજદિક જઈ પુગ્યો ત્યારે તેણે એક પણ નામદારને શેહેરમાં રહેલો જોયો નહી. તમામ શેહેરનું લોક જેહાન જીત રૂસતમના સોગમાં બળીને રડતું નાહાસભાગ કરવા લાગ્યું. પછી ફરામરજ સેકારના મેદાનમાં જયા ખાડાઓ ખોડાયા હતા ત્યાં ગયો. તેણે ત્યાં એક તખત લાવવા અને તે ઉપર ખુબસુરત ઝાડ જેવા રૂસતમને મુકવા ફરમાવ્યું પછી તેના પેહેલવાની હથીયારોને કંમરેથી બાંધેલા છુટા કીધા અને તેના દિલમાનો પાદશાહી પોશાક કાઢી નાંખ્યો. પછી તેના શરીરને ગરમ પાણીવી ધોઇને તેની છાતી, ગરદન દાઢી એ સઘલું નરમ બનાવ્યું. તેની આગળ કસ્તુરી તથા અમબર બાલી અને તેના ઘાહોને સીવી લિધા. ત્યારબાદ તેના તાલક ઉપર ગોલાબ છાટયો અને આખાં શરીરને ચોખું કપુર લગાડયું. પછી તેના શરીરને રેશમી કપડાંથી તથા ગોલાબ, કસ્તુરી તથા દારૂથી સંગાર્યું. કફન ગીવનાર શખ્સોએ તેની ઉપર લોહીના આંસુઓ પાડયાં અને તેની કપુર જેવી દાઢીને નીખ્યાથી હોરી કાઢી. તેનું શરીર છાયડો આપનારા ઝાડ જેવું હોવાથી એ તખતો ઉપર પણ તે સમાયું નહી. પછી તેને માટે સુનાની ખીલીઓથી જડેલું એક સુંદર કફન બનાવ્યું. તે કફનની બાહારની બાજુએ હાથી દાંતનું અસતર કીધું અને પછી દામરથી તેના મીજાગરાં બેસાડી દીધાં અને તે દામર ઉપર કસ્તુરી તથા અમબર દાબ્યાં.

વળી તેઓએ રૂસતમના ભાઇને પણ ખાડામાંથી કાઢી તેના તમામ ઘાહોને સીવી લિધા અને તેને પણ નહવાડી રેશમી કપડાંનું કફન પેહેરાવ્યું. પછી એક ચીનારના ઝાડનું દડ સોધી કાઢીને ત્યાં ચાલાક દિલના શખ્સોએ જઇને તેમાંથી મોટા લાકડાંના તખ્તાઓ કાપી કાઢયા. ત્યારબાદ તે રખશ કે જેના જેવો જેહાનમાં બીજો ઘોડો હતો નહી તેના શરીરને પણ બહાર કાઢયું. એ સઘલું કામ બે દીવસમાં આટોપ્યું અને પછી રખશના શરીરને એક હાથી ઉપર ચઢાવ્યું. કાબુલથી જાબુલ સુધીની જમીન ધીમા રૂદન સાથના અવાજની બની. મરદો તથા ઓરતો તે જોવાને બાહાર નિકળી ઉભાથી ત્યાંની જમીન ઉપર જરાએ જગ્યા રહી નહી તેઓ તે કફનોને હાથે ઉંચકીનેજ ત્યાંથી પસાર થયા જેના ભાર તેઓને હલકા માલમ પડયા તેઓ બે દાહાડા અને રાતમાં જાબુલ આવી લાગ્યા પણ તેટલા વખતમા તે કફનોને કોઈએ પણ જમીન ઉપર મુકવા દિધાં નહી.

રૂસતમને માટે થતા દુખથી જમાનો પણ પોકારવા પડયો. તુ કેહેશે કે જાણે તમામ મેદાન જોશમા આવ્યું. તેઓના દખમાં ત્યાના બાગમાં બનાવવા માં આવ્યાં અને તેમના મઠાલા વાદલ સુધી પુગી રહયાં. તે દખમામાં બે સુનેરી તખતો પાસે પાસે મુકવામાં આવ્યા અને તે જગ્યા નેકબખ્ત રૂસતમની ખાબગાહની જગ્યા બની. જવારેહના નાંમીચાં શરીરને બીજા તખત ઉપર સુવાડયું. રૂસતમના સર્વે નોકરો તથા બાહુર અને પાક દિલના શખ્સો પેહેલવાન પીલતનના પગ આગળ કરતુરીના ભેલનો ગોલાબ રેડીને બોલવા લાગ્યા કે, “ ઓ નામદાર ! તુને કસ્તુરી અને અંમબરનો નેશાર શાનો જોઇએ ? શું તું પાદશાહી કરવા અને મોજમજાહ ચાખવા તથા લડાઈ વખતે લડવા માંગતો નથી ? વળી શું તું ખજાનાની અને દીનારની બક્ષેશ પણ કરવા ચાહતો નથી ? હમુને લાગેછે કે એ ચિજો તારી નજરમાં નકામી થઇ પડી છે. હવે તુ ખુશનુમાં બેહેસ્તમાં ખુશાલ રેહેજે કારણ કે પરવરદેગારેજ તુને ઇનશાફ તથા જોરમાં વધારે બલવાન બનાવ્યો હતો ”

પછી તેઓ દખમાનુ બારણું બંધ કરીને ત્યાંથી પાછા ફર્યા અને તે નામદાર અને બાહુર શેરમર્દ ગુજર પામેલો ત્યાંજ રહયો તેઓએ તે રખશ માટે પણ તેના દખમામાંજ જગ્યા કીધી અને તેના ઉપર તે ઘોડાના આકારની એક ઘોર ઉભી કીધી. હજી પણ તું આ ત્રણ પાંચ દિવશના મુશાફરખાના જેવી દુન્યામાં શું માંગે છે ? કારણ કે એ દુન્યામાં શરૂઆતમાં તુ ગંજ જોશે તે આખરે રંજ વેઠશે. તું તમામ લોઢાંનો પણ બનેલો હશે યાતો તુ દીનની પ્રસ્તેશ કરનાર યા હારેમનની તરફેનદારીનો હશે તોપણ એ દુન્યા તારી ઉપર ખાક નાખવાની. માટે તું જીવે ત્યાં સુધી નેકી કરવા તરફજ ઢલ કે જેથી બીજી દુન્યામાં તું તારી ઇચ્છા પાર પડેલી જોય.

# રૂસતમનો કીનો લેવાને ફરામરજ કાબુલ ઉપર હુમલો લેઈ ગયો અને તેણે કાબુલના શાહને મારી નાખ્યો તે વિષે.

જ્યારે ફરામરજ રૂસતમનો શોક પાલી રહયો ત્યારે તેણે પોતાના તમામ લશકરને કાબુલ તરફ કુચ કરાવી. તેણે પીલતન રૂસતમના ઘરના બારણા ખોલીને લશકરને ખજાના તથા પૈસાથી નવાજ્યું. પછી એક બામદાદે સરનાઈ ઢોલ, રણસીંગડાં અને હીન્દી ઘાંટોના અવાજ સંભળાતાંજ લશકરને કાબુલ તરફ કુચ કીધાથી જેહાનમાંથી સુરજ ઢંકાઇ ગયો. જાબુલના નામદારોની એ ખબર કાબુલના પાદશાહને થતાંજ તેણે પણ પોતાનું વિખેરાઇ ગયલું લશકર એકઠું કીધું જેથી ત્યાંની જમીન ઘોડાઓની નાળથી લોઢાંના રંગની અને હવા કાલી થઇ તે પોતાના લશકર સાથે ફરામરજ સામે લડવા આવ્યાથી સુરજ અને ચંદ્રની રોશની ગુમ થઇ. તે લશકરો સામાસામી આવી લાગતાંજ હવા લડાયક માણસોના ઘોંઘાટથી ભરાઇ ગઇ. ઘોડાઓના મોટાં ટોલાંથી અને લશકરથી ઉડતી ધુળથી જંગલમાનાં સિંહો પોતાના માર્ગ ચુકી ગયા. તેવામાં પવન અને કાલાં ધુલારાં સાથનો ત્યા વટોલ્યો થઈ આવ્યાથી જમીન કે આસમાન કાંઇ દેખાયુ નહી. બંધે બાજુના પરગમોના અવાજ સંભળાતાંજ કીનો લેનારા માણસો બેચેન બની ગયાં. ફરામરજે લશકરની હરોલમાં આવીને સામાં લશકરના વચળા ભાગ ઉપર હુમળો કીધો. સ્વારોથી ઉડેલી ધુલથી જેહાન કાલી થઇ. તેવામાં કાબુલનો પાદશાહ કેદ પકડાયો અને તેનું ભારી લશકર સઘળે વિખેરાઈ ગયુ. જેથી જાબુલના બાહુરોએ તેઓ ઉપર વરૂ માફક ચોબાજુએથી ઓચિંતો હુમલો કીધો અને તેઓ તે લશકરના પાછલા ભાગ ઉપર તુટી પડયા. આથી તે બાહુર લશકરે સિંહ જેવા જાબુલી મરદાનેમરદોને હાથે ભારી હાર ખાધી. તેઓએ હીન્દના પેહેલવાનો અને સિંહના નામદારોમાંથી એટલા બધાઓને મારી નાખ્યા કે તે મેદાનમાંની ધુલ લોહીથી કીચલ જેવી બની અને તે હીન્દી તથા સિંધી લશકર સઘળે વિખેરાઇ ગયું. તેઓ પોતાના મુલક અને ઘરો ઉપરથી દિલ ઉઠાડીને પોતાના બાયડી છોકરાંઓને ત્યાંજ તજી ગયા. તે કાબુલી શાહનું લોહીથી જજરતું શરીર એક પેતીમાં નાંખીને તે હાથી ઉપર ચઢાવી. પછી તે પોતાના લશકરને જયાં પેલા ખાડા ખોદી મુકયા હતા તે શેકારના મેદાન તરફ લાવ્યો જ્યાં તે બદખાહ કાબુલી શાહને તથા તેના ચાલીસ બુતપ્રસ્ત ખેસીઓને પણ હાથ બાંધીને લાવવામાં આવ્યાં. ત્યાં તે પાદશાહની ચામડી એવી

રીતે ઉતારવાંમા આવી કે જેથી તેના અંદરના હાડકાંઓ દેખાવા લાગ્યાં. પછી તેને તે ચાહમાં ઉંધો લટકતો નાખ્યો જેથી તેનું શરીર ધુલથી અને મોઢું લોહીથી ભરાઇ ગયું. તેના ચાલીસ સગાઓને પણ આતશમાં બાલી નખાવ્યા. પછી તે ત્યાંથી શોગાદવાળી જગ્યાએ ગયો અને ત્યાં તેણે ઉંચા પાહાડ જેવો આતશ સલગાવીને તેમાં તે ચીનારના ઝાડ સાથે વિધાયલા શોગાદને ત્યાંની જમીન સાથે બાલી નાખ્યો.

જ્યારે જાબુલી લશ્કર પાછું જાબુલ તરફ આવ્યું ત્યારે ફ્રામરજ કાબુલની તમામ માટી ( યાને કાબુલનું છુટાપણું ) દસ્તાન માટે ઘસડી લાવ્યો. જ્યારે જુલમ ગુજારવાનો વખત પુરો થયો ત્યારે કાબુલમાં એક જાબુલી શખ્સને પાદશાહ બનાવ્યો. કાબુલના શાહના કુટુંબનું એવું કોઇ પણ કાબુલમા રહયું હતુ નહી કે જેણે ફ્રામરજની તલવારનો સ્વાદ ચાખ્યો નહી હોય પછી ફ્રામરજ ગમ અને દુખથી ભરેલો કાબુલથી પાછો ફર્યો. તેને મનથી તેનો રોશન રોજ અંધારો બન્યો. તમામ જાબુલસ્તાન માહેતમ કરતું બન્યુ કે ઈએ પણ દિલ ઉપર પુરા પાધરાં કપડાં રાખ્યા હતાં નહી. તેઓ ફ્રામરજ ( ના પાછા ફર્યાથી તે ) ની આગળ ઘાહેલ ફીંખેલી છાતી સાથે તવાયલા અને સુકાયલા સામા આવ્યા. સીસ્તાનમાં એક આખું વર્ષ શોક પલાયો અને તેટલો વખત સઘલાઓએ દિલ ઉપર કાલાં અને જાબુરાં કપડાં પહેર્યાં.

એક દાહડો રોદાબેએ જાલને કહયુ કે "તેહેમતનના દુખ અને સોકમાં તુ પણ રડયા કર, કારણ કે જ્યારથી સુરજ જેહાનને દિપાવતો રહયો છે ત્યારથી આંના કરતાં વધારે અધંકારવાલો વખત કોઇએ જોયો નથી." જાલે તેણીને જવાબ દિધો કે "ઓ કમઅક્કલી ઓરત! તું ખાતી પીતી નથી તેનો મને એ ગમથી પણ વધારે ગમ લાગેછે" આથી રોડાબેએ ચીરડઇને એવા સોગદ લીધાકે "જ્યાં સુધી મારો જીવ આ અંજુમન વચેથી પીલતનના રવાન આગળ પાછો જાય ત્યાં સુધી મારૂં શરીર કદી પણ ખોરાક કે આરામયશ લેશે નહી." તેણીએ રૂસતમના જીવ માટે ચાલુ રૂડન કરવાને એક અઠવાડયું સુધી પોતાના શરીરને ખોરાક ખાતુ અટકાવ્યુ પણ એટલો વખતના ભુખમરાથી તેણીની આંખે અંધારાં આવ્યાં અને તેનું પેહેલવાન જેવું શરીર તવાઇ પાટલું થઈ ગયું. તેણી જ્યાં પણ જતી ત્યાં તેણીની દાસીઓ પણ તેને કાંઇ નુકસાન નહી થાય એવી બીહીકથી સાથે જતી હતી. એક અઠવાડયું પુરૂ થતાં તેણી ઘેલી થઇ ગઇ અને ઘેલાપણાને લિધે તેણીની માહેતમ ખુશાલીમાં ફેરવાઈ ગઈ. આથી એક રાતે તેણી રાંધણીમાં ગઈ જ્યાં તેણીએ એક મુવેલા સાંપને પાણીમાં પડેલો દિઠો. આથી તેણીએ તેમાં પોતાનો

હાથ નાખીને તે સાપનું વળ ખાધેલું દોકુ પકડી તેને ખાવાનું સમજી ખાવા ગઈ, પણ રોદાબેની દાસીએ તેણીના હાથમાંથી તે સાપને જુટવી લિધો અને તેણીને પોતાની બાઠમાં પકડીને તે ગલીચ જગ્યામાંથી દીવાંનખાનામાં ઘસડી લેઈ ગઇ અને તેણીની બેઠકની જગ્યાએ લેઇ જઇ બેસાડીને તેની આગળ ખાવા પીવાનું લાવી હાજર કીધું. તેણીએ એ સઘલી ચિજો ધરાઇને ખાધી અને પછી નરમ બીછાણું પાંઠરી તે ઉપર તેને સુવાડી દિધી. આથી તેણી મોતના દુખ અને ખજાનાના ગમથી કરાર પકડીને સુતી. તેણીએ ઉંઘમાંથી પાછી ઉઠતાંજ ખાણું માગ્યાંથી તેણીની દાસીઓ તરેહ તરેહની પુશકલ ચિજો તેની આગળ લેઇ ગઇ જ્યારે તેણી દીવાની હાલતમાથી સાજી થઇ પાછી અક્કલ પાંમી ત્યારે તેણીએ જાલને કહયું કે, "તારૂં કેહેવુ અકકલની રાહનું હતુ. જે કોઇને ખાવા પીવાનુ અને સુવાનું મલતુ નથી તેને મોતનો ગમ અને જશન તથા મોજમજાહ એક સરખું જ છે. તે ચાલી ગયો છે અને આપણને પણ તેની પુઠે જવાનું છે, માટે આપણે પરવરદેગારના ફરમાવેલાંને નમશુ.

પછી જે કાંઈ ખજાનો તેણી પાસે હતો તે દરવીશોને આપી દિધો અને બંદગી કરી જેહાનના પેદા કરનારને કેહેવા લાગી કે, "એ તું નામદારો અને મોટી પદવીના પાદશાહોથી પણ મોટા પાદશાહ! તું તેહેમતનના રવાનને ગુનાહથી ધોઇને પાક બનાવજે તથા પેલી જેહાનમાં તું તેને બેહસ્તમાં જગ્યા આપજે અને જે નેકીના બી તેણે આ જેહાનમાં વાવ્યાં છે તેનું તેને ફળ બક્ષજે."

## ગુશ્તાસ્પે પોતાનું શાહનશાહી તખત બેહેમનને આપ્યું અને ત્યાર પછી તે ગુજર પામ્યો તે વિષે.



જ્યારે તેહેમતનની જીંદગીનો અંત આવ્યો છે તો હવે હું તારી આગળ એક બીજું દાસ્તાન સરૂ કરૂં છું. જ્યારે ગુસ્તાસ્પ માટે તખત અંધકારવાળુ બન્યું (યાને તે મરવા પડયો) ત્યારે તેણે જામાસ્પને તખત આગળ બોલાવીને કહયું કે "મારૂં દિલ અસફંદીયારને લિધે મારી જીંદગીમાં એટલું તો બલે છે કે જીંદગી દરમયાન એક પણ દિવસ મેં ખુશાલીનો જોયો નથી. હું કીનાખોર અહોથી દલગીર બન્યો છું. હવે મારી પછી બેહેમન પાદશાહ બનશે અને પેશુતન તેનો ભરમ સાચવનાર વજીર થશે. માટે તું તેના હોકમથી સર ફેરવતો ના અને તેને માટે આપેલા વચનથી તું ફરતો ના. તમો સઘલા તેની રાહનુમાઇ કરનારા બનજો કારણ કે એજ બેહેમન તખત અને તાજને લાયક છે."

પછી તેણે બેહેમનને ખજાનાની કુચીઓ સોંફતાં જીગરથી એક થંડી હાય મારીને કહયું કે "મારાં તાળાકમાનું ઉચુ પાણી ( અકકલ ) ગુમ થવાથી હવે મારૂ કામ પુરં થયુ છે. હું એકસો વીસ વર્ષ પાદશાહી ગાદી ઉપર બેઠો છુ તેટલા મેં જેહાનમા કોઇને પણ મારી બરોબરીયો જોયો નથી. હવે તું પણ એજ રીતે કોશેષ કરી ઇનશાફ આપનો રેહેજે. તું ઇનશાફ આપ્યાથીજ ગમથી મોકલો થશે. અકલમંદોને તુ ખુશાલ રાખી તેમને તારી આગલજ રેહેવા દેજે અને બુરી મનશનીના લોકો ઉપર જેહાનને અધં-કારવાલી બનાવજે. તું તમામ રાસ્ત કામો કરજે કે જે સચાઇથી તારાં કામોને દાઘ લાગે નહી. મે ઘણુએક દુ:ખ અને રંજ વેઠીને આ તાજ તખત અને ખજાનો તું'ને સોંફયો છે." એટલુ કહયા પછી તેની જીંદગીનો અંત આવ્યો અને તેને વહી જતા વખતે કાંઇ ફળ આપ્યુ નહી

તેને માટે એક હાથીદાંતનુ તેમજ રૂપાનુ દખમું બનાવવામાં આવ્યું અને તેમા તખત મુકી ઉપર તાજ ટાગ્યું. તે ગુસ્તાસ્પને તેના ખજાનામાંથી તેની રંજનો એ પ્રમાણેનો ફાળો મલ્યો અને તેણે મધ પછી ઝેહેર ચાખ્યું. જો આપણી જીંદગી એવીજ હોય તો તેમાં ખુશાળી શાની જોઇએ ? મોતથી દર-વીશ કે પાદશાહ એક સરખી રીતે સીધ્ધા ચાલ્યા જાય છે. આપણે પણ જીવીને એજ મુવાફેક આપણી મુસાફરીમાં આગળ વધ્યે છીએ અને વહી ગયલાં કાંમો ઉપરથી આપણે ઘણી શિખામણોની વાતો વાંચ્યે છીએ. માટે ( ઓ ભઈ ! ) તુ જે કાંઇ ધરાવતો હોય તે ખાઇ પી લે અને બુરૂ કામ કર-વાની કોશેષ કરતો ના. જેહાનમાં અકલમંદ શખ્સોએ જે વાત કહી હોય તે ઉપર તુ ધ્યાન આપજે. આપણી સાથવાલાઓ ગુજરી ગયા છે અને આપણે રહી ગયા છીએ અને આપણે વહી ગયલા વખત માટે ઘણુંએક વાંચ્યે છીએ. જે કોઇ આ જેહાનના માર્ગમા દોડતા હતા તે ઠેડવેલી મંનજલે પુગી ગયા છે અને જે કોઇ ભળાઈ સોધતા હતા તેઓ તે મેલવામા પાંમ્યા છે. જો તુ પણ દાનાવ લોકોની વાતો સમજતો રહેશે તો નેકી સિવાય બીજું કાંઇ તારે હાથ ધરશે નહી.

# [ કેઆની વંશના છેલ્લા ચાર પાદશાહો માટે તરજુમો કરનાર તરફનો ખોલાશો. ]

આ જગ્યાએ ખોલાશો કરવો જોઇએ કે ફીરદોસીએ જે છેલ્લા ચાર કેઆની પાદશાહોનું બ્યાન હવે પછી આપયું છે તે પાદશાહો કેઆની વંશના નહી પણ હખામની વંશના છેલ્લા પાદશાહો છે કેઆની પાદશાહ ગુસ્તાસ્પના રાજ્ય અમલ પછીની તવારીખનો તદન નાશ થઈ ગયો હોય એમ માલમ પડે છે અને તેથી કેટલીક સદીઓની તવારીખ ઉપર અધંકારનો પરદો ફરી વલેલો જણાય છે. અવસ્તામા પણ આપણુને પાદશાહ ગુસ્તાસ્પ સુધીનુંજ બ્યાન મલે છે. ગુસ્તાસ્પના મરણ પછી રાજ્ય ગાદી કોણુને હાથ ગઇ અને કેઆની વંશની હઇયાતી કેટલી મુદત સુધી લંબાઈ તે સઘલુ અંધારામાંજ રહી ગયું છે. પેગમબર સાહેબ અશો જરથોસ્ત ગુસ્તાસ્પના રાજયમાં થઇ ગયા એમ સઘલા તવારીખનવેશો લખી ગયા છે અને એ બનાવને સૌથી પુરાની બાશા અવસ્તાથી પણ ટેકો મલે છે. જો ગુસ્તાસ્પના રાજ્ય અમલ પછી કેઆની વંશ પડી ભાગયું હોય અને કોઈ નવા પરદેશી રાજ્યની સ્થાપના થઇ હોય તો નવીસવી ફેલાયલી જરથોસ્તી દીન કે જે લોકોએ અને બીજા રાજ્યોએ ગુસ્તાસ્પના સમજાવવાથી સ્વીકારી હતી તેનો પણ તુરત અસ્ત થનો જોઇએ અને એક બલવંત રાજ્યનો આશરો એ દીન ઉપરથી દુર થવાથી એ દીનને પણ પ્રાણુઘાટક ફટકો લાગવો જોઇએ અને એ ફટકાથી એ નવી-સવી ફેલાવો પાંમેલી દીનની હસ્તી પણ દુન્યામાં સુન્ય જેવી થઇ પડવી જોઇએ પણ એ દીન તો હજારાઓ વહી જવા પછી પણ હાલે સુધી ખડક માફક ઉભેલી માલમ પડતી હોવાથી તેનો પાયો કાંઠ એટલો જલદી ધસી પડેલો હોવો જોઇએ નહી પણ તેના ફેલાવા પછી લોકો વચ્ચે તે સદીઓ સુધી પ્યારી થઇ પડેલી હોવી જોઇએ. જો એમ બન્યું નહી હોય અને થોડાજ દાહેકામાં કેઆની રાજય અમલ પડી ભાગયો હોય તો લોકોએ તુરત પોતાને માથેથી અંકોશ દુર થયલો હોવાથી પોતાની અસલ પ્યારી દીનનો સ્વીકાર કરી લેઈ એ દીનને તજી દિધી હતે અને ત્યાર પછી એ દીન પોતાની હસ્તી પાછી જોવા પાંમતેજ નહી. ત્યારે હવે સવાલ ઉભો થાય છે કે ગુસ્તાસ્પના રાજ્યમાં જે ધર્મ દુન્યાના મોટા વીસ્તાર ઉપર ચોમેર ફેલાઈ ગયો હતો એમ જે તવારીખનવેશો લખી ગયા છે તેનું ગુસ્તાસ્પના રાજ્ય પડી ભાગવા સાથે શુ થયું ? એ ધર્મ કેટલી મુદત સુધી પોતાની જાહોજલાલી ટેકવી રાખી શકયો ? એ ધર્મની અવસ્થા કેઆનીઓની પડતી પછી કેવી રહી ? કેઆનીઓની પડતી પછી

કયા ધર્મવાલા રાજાઓએ ઇરાન ઉપર હકુમત ભોગવી? કેઆનીઓની પછી કેટલી મુદતે જરથોસ્તી હખામની વંશના પાદશાહોએ રાજ્ય અમલ ભોગાવ્યો? એ સઘલું અંધકારમાં રહી ગયું છે. વળી ઇરાનમાં હખામની પાદશાહો જે કીર્તીવંત રાજ્ય અમલ ભોગવી ગયા હતા તે બનાવથી ફીરદોસી તેમજ સઘલા ફારસી તવારીખ નવેશો નાવાકેફ માલમ પડયા છે ફારસી તવારીખનવેશોજ નહી પણ સાસાની જમાનાના ઇરાનીઓ પણ એ રાજાઓના અમલના બનાવથી અંજાણ હોય એમ માલમ પડે છે આગળા જરથોસ્તી પાદશાહોની જે પેહેલવી તવારીખ મલે છે તેમાં કેઆની પાદશાહ ગુસ્તાસ્પ પછી ચાર પાદશાહો બહમન (અરદેશર દરાજ દસ્ત), હોમાય, દારાબ અને દારાએ પાદશાહોને કેઆની વંશના જણાવ્યા છે, પણ એ પાદશાહો કેઆની નહી પણ હખામની વંશના હતા એમ ગ્રીસની તવારીખ ઉપરથી સિધ્ધ થાય છે. ફારસી તવારીખનવેશોએ પોતે તવારીખ લખતાં એ પેહેલવી સાહીત્યનો ટેકો લિધેલો હોવાથી તેઓએ પણ એ છેલ્લા ચાર પાદશાહોને કેઆની વંશના લેખ્યા છે. પણ સાસાની જમાનાના ઇરાનીઓ તેમજ પાછળા ફારસી તવારીખનવેશો હખામનીઓની જે તવારીખથી નાવાકેફ રહેલા તે તવારીખના બનાવોથી યુનાનીઓ પુરતા વાકેફ હતા એમ જણાય છે. ગ્રીક તવારીખનવેશો હખામનીઓની રીતભાતથી વાકેફ થવા ખુદ ઇરાનવેર મુસાફરી કરી આવ્યા હતા. વળી એ ગ્રીસના મુલકને પણ ઇરાનીઓ સામે લડાઇમા વારંવાર કમર બાંધવી પડી હતી અને તેથી તે ગ્રીક તવારીખનવેશોને પોતાના દેશની તવારીખ લખતાં ખુદરતી રીતે હખામની પાદશાહોની પણ તવારીખ લખવી પડી હતી. એ તવારીખ લખતાં ગ્રીક તવારીખનવેશો મીડ અને હખામનીઓની ઓલખ આપતાં જણાવે છે કે એ ઇરાનીઓ જરથોસ્ત નામે થઇ ગયલા એક પેગમબરનો ધર્મ પાળતા હતા અને અહુરમજદની પ્રસ્તેશ કરતા હતા. પણ એ પેગમબર ક્યારે અને કોણના વખતમાં થઇ ગયા હતા તેથી તેઓ તે જમાનામાં પણ નાવાકેફ હોવાથી તે દરશાવી શકયા નથી. જો પેગમબર જરથોસ્ત હખામનીઓના રાજ્ય અમળ દરમીયાન પેગમબરી કરી ગયા હતે અને ઇરાનમાં તેમજ એસીયામાં ધર્મની મોટી ઉઠલપાઠલ થવા પામી હતે તો તે બનાવને તવારીખનો મોટો બનાવ ધારી તે વખતના ગ્રીક તવારીખનવેશો પોતાની તવારીખમાં એ બનાવની નોંધ દાખલ કીધા વગર રેહેતે નહીં પણ તેઓએ તેમ જણાવેલું નહી હોવાથી જરથોસ્તને થઇ ગયાનો વખત ત્યારથી પણ ઘણી સદીઓ આગમચનો ગણાઈ શકાય. પણ કેઆની તેમજ હખામની પાદશાહોના કાંઇક મલતાં આવતાં નામથી અને તવારીખમાં મળતા આવેલા બનાવથી

હાલના તવારીખનવેશો હખામની પાદશાહો તેજ કેઆની પાદશાહો હતા એમ ગણવી અને એ હખામની પાદશાહોમાના એક દરાયસ હીસ્તાસપીસને કેઆની વીસ્તાસપ તરીકે ઓલખી આપણા પેગમબર સાહેબનો જમાનો એ દરાયસના રાજ્યમાં લાવી મુકે છે. અત્રે હીસ્તાસ્પીસ નામ એ દરાયસના બાપનું છે અને એ હીસ્તાસ્પીસ કાંઇ મોટો પાદશાહ હતો નહી, પણ તેનો બેટો દરાયસ રાજ્ય પદ ભોગવતા પામ્યો હતો અને એક મોટો પાદશાહ નીવડયો હતો પણ તેનો બાપ હીસ્તાસ્પસ તો જો કે હખામની વંશનો હોવા છતાં ફકત પર્સીસનો હાકેમ હતો. હવે પુરાના કાલમાં લખાયલી અવસ્તા ભાષામાં તે વખતના કેઆની વીસ્તાસ્પ માટેનું જે બ્યાન મલે છે તેમાં એ વીસ્તાસ્પને તો દુન્યાના મોટા વીસ્તાર ઉપર રાજ્ય કરનારો એક બલવંત પાદશાહ જણાવ્યો છે જેણે જરથોસ્તી દીન કબુલ્યા બાદ તે દીનનો ફેલાવો અવસ્તા મુજબ હફતે કેશવર જમીન ઉપર કીધો હતો એમ જણાવ્યુ છે અને તેવુજ ફીરદોસી પણ એ પાદશાહ માટે બ્યાન કરે છે, જો કે એજ ગુસ્તાસ્પને પગલે ચાલી ત્યાર પછીના ઇરાનની ગાદીએ આવતા તમામ હખામની અને સાસાની પાદશાહો પણ પોતાના રાજ્યનો વીસ્તાર વધાર્યા સાથે પોતે જીતેલા નવા મુલકોમાં જરથોસ્તી ધર્મનો ફેલાવો કરતા રેહેતા હતા. એમજ પગલે ચાલી હખામની પાદશાહ દરાયસ હીસ્તાસપીસે પણ પોતાના રાજ્યનો વધારો કરી ત્યા જરથોસ્તી દીન પણ ફેલાવેલી હોવાથી એના બાપના મલતા આવતાં નામથી ભુલ ખાઇ કેટલાક વીદવાનો એ પાદશાહને કેઆની ગુસ્તાસ્પ હોવાનુ માન આપી દે છે અને પેગમબર જરથોસ્તના થઈ જવાનો વખત પણ એનાજ રાજ્યમાં સમાવી દે છે. પણ એ સઘલી તરકો છે જે તર્કોને ખોટી પાડવાની અત્રે જગયા નહી હોવાથી વાંચનારનું ધ્યાન નીચલી બાબદ ઉપર ખેંચીશું.

ગુસ્તાસ્પના રાજ્ય પછી તવારીખ નાશ પામેલી હોવાથી તે ઉપર અવસ્તા પેહેલવી કે બીજી કોઈ પણ ભાષાના પુસ્તકો કાંઇ પણ રોશની ફેંકી શકતાં નથી. ફીરદોસીએ પણ આપણા પુરાના પાદશાહોનો જે હેવાલ આપ્યો છે તે પેહેલવી પુસ્તકોને આધારેજ આપ્યો હતો એમ "કારનામે એ અરદેશીર બાબેકાન" તથા "અઇયાદગારે જરીરાન" નામના હાલના પેહેલવી પુસ્તકોથી સાબેત થાય છે કારણ કે ફીરદોસી ગુસ્તાસ્પ અને અરજાસ્પ વચ્ચે થયલી લડાઇનો જે હેવાલ પુરો પાડે છે તે "અઇયાદગારે જરીરાન" માંથી મલતા હેવાલને આધારે છે. તથા તે પાદશાહ અરદેશીર બાબેકાન માટેનું જે તમામ બ્યાન કરે છે તે સઘલું બ્યાન "કારનામે એ અરદેશીર બાબેકાન" માંથી મલે છે. ફીરદોસીએ તવારીખ સંબંધી જે બાબદો પોતાના વખતમાં પેહેલવી

પુસ્તકો ઉપરથી મેલવી તે સઘલાં પુસ્તકો કમ નસીબે જમાનાની ગીરદેશથી હાલે હયાત રેહેવા પામ્યા નથી તેથી આપણી તવારીખને યાદગારીના સ્થંભ દાખલ હમેશ સુધી જાલવી રાખનારા ફીરદોસીનો આપણે જેટલો ઉપકાર માની તેની કદરસનાસી દાખલ જેટલી યાદગારીઓ જાળવી રાખ્યે એટલી થોડી છે કારણ કે ફીરદોસીએ જે જમાનામાં એ તવારીખ લખી ત્યારે તેને જેટલું મદદગાર થાય એવુ સાધન મલી આવ્યુ તેટલું સાધન હાલે કોઈ ફીરદોસી આવી તવારીખ લખવાનુ માથે ઉઠાવતે તેને મલતે નહી અને આપણા ન્યાગાનોની તવારીખ એટલી બધી યાદગાર પણ બની શકતે નહી. હવે પુરાના પેહેલવી પુસ્તકોને આધારે ફીરદોસીએ એ તવારીખ લખેલી હોવાથી, પેહેલવી તવારીખનવેશો જે ભુલને આધીન થયા હતા તેજ ભુલોને ફીરદોસી પણ આધીન થયો હતો અને તેથી પાદશાહ ગુસ્તાસ્પ પછીના જે ચાર પાદશાહોના રાજ્ય અમલનુ ફીરદોસીએ બયાન કીધું છે તેઓને પેહેલવી લખનારાઓ મુજબ કેઆની વંશના જણાવ્યા છે. પણ એ છેલ્લા ચાર પાદશાહો કેઆની નહી પણ હખામની વંશના હતા એમ તેઓનાં નામ અને કામથી ગ્રીકની તવારીખ ઉપરથી સાબેટ થાય છે. માટે વાંચનારે અત્રે ભુલ ન ખાતાં એ ચાર પાદશાહોને કેઆનીઓ બદલ હખામની પાદશાહો સમજવા કે જે હખામની રાજ્યને સેવટે ગ્રીક રાજા એલેકઝાનદરે (સીકંદરે) નાસકારક ફટકો લગાવ્યો હતો અને જરથોસ્તી ધર્મ પુસ્તકોનો નાશ વાલ્યો હતો

## બેહેમન યાને અરદેશીર દરાજદસ્તની પાદશાહી વિષે. બેહેમન તખતે બેઠા અને તેણે અસફંદીયારના કીનામાં સીસ્તાન તરફ કુચ કરાવી તે વિષે.



હવે હુ બેહેમનનુ દાસ્તાન લખવાની મેહેનત લેઉ છું અને તારી આગળ બનેલી વાતો પાછી કહી જાઉં છુ. બેહેમને પોતાના બપાવાના તખત ઉપર બેસતાજ કમરે કંમરબંધ બાંધીને પોતાના હાથ સખાવતમાં લંબાવવા માંડયા. તેણે લશકરને દીરમ તથા દીનારની અને વળી મુલકો તથા બીજી ચિજોની બક્ષેશ કીધી. એ બાબદને ઘણો વખત વહી જવા બાદ તે પાદશાહ કીનો લેવા તરફ ઢલવા લાગ્યો. તેણે અકલમંદો, બુજ્રોગો અને અનુભવી સરદારોની એક સભા ભરીને તેઓને કહયુ કે, "તમો સઘલા

જવાનો તથા બુઢાઓમાંથી જે ... ...ગન રવાનના છો તેઓને અસફંદીયારની તેને પુગેલી નેકી બદીની અને તેના ઉપર જમ... કેમ ફર્યો તેની યાદ હશે. રૂસતમે તેમજ વળી પેલા યુકિતબાજ જાલે પેતાની જીંદગી દરમીયાન શું શું કીધું તે પણ તમોને યાદ હશે. વળી ફરામરજ પણ છુપાછુપ આપણી ઉપર કીનો લેવા સિવાય બીજુ કાંઇ સોધતો નથી આથી મારૂં પણ મગજ દુખભર્યું અને દિલ લોહીથી ઉકલતું બન્યું છે. અને હું પણ મારા મગજમાં કીના સિવાય બીજું કાંઇ ધરાવતો નથી. ત્યાં નુશઆજર અને મેહેરનુશ જેવા બે લડાયકોએ પોતાના જીવ એ રીતે ખુવારી સાથે ખોહયા છે. અસફંદીયાર જેવો કોઇ પણ શખસ જાહેર તેમજ છુપો હતો નહી તેવો શખસ પણ જાબુલમાં માર્યો જવાથી તેને માટેના ગમથી ઢોરો અને ફાડી ખાનારાં હેવાનો પણ દુખી બનયાં છે. મને લાગે છે કે આ સંગારેલું દીવાનખાનું પણ અસફંદીયારના થયલાં ખુન માટે તથા વળી પેલા આપણા નામદારો અને જવાન જંગી સ્વારો માટે રૂદન કરતું જણાય છે. જે કોઈ પોતાનામાં પાકીજેહ પાણી ધરાવતો હોય તે પોતાના ખાનદાનના સરને ખાદામા પડવા દે નહી. તેથી જે કોઇ પાદશાહ ફરીદુન જેવો હોય તે જેહાનમાં મુબારક ગણાય. કારણ કે તેણે જેહાનના લડાયક લોકો વચેથી ઝોહાકને જમશીદના ખુનના બદલામાં મારી નાખયો હતો. મીનોચેહેર આમુલ શેહેરેથી ભારી લશકર લેઇને તુર અને બુજોર્ગભર્યા સેલમ ઉપર કીનો લેવા ગયો હતો. તેણે એ કીનો પોતાના મમાવા તરફથી ચીન જઇને લીધો હતો અને ત્યાંની જમીનને મુરડાંઓના ઢગથી ઉંચા પાહાડ જેવી બનાવી હતી. વળી જ્યારે કએખશરૂ ગાદીએ બેઠો ત્યારે તેણે અફ્રાસીયાબ ઉપર કીનો લેતાં આ જેહાનને લોહીથી પાણીના દરીઆ જેવી બનાવી હતી. વળી મારા બાપે તખતે આવી લોહરાસ્પનો કીનો લીધો હતો અને મારે માટે પણ એવુંજ ખરૂં દાસ્તાન લખાશે. વળી ફરામરજે પણ પોતાના બાપના ખુનનો કીનો લઈને પોતાના સરને પ્રકાસ્તા સુરજ સુધી પુગાડયું છે. તેણે કાબુલ જઇ ત્યાં રૂસતમનો કીનો લેઇને ત્યાંની તમામ જમીનને ધુલ બરોબર બનાવી દિધી છે. ત્યાં મુવેલી લોકો ઉપરથી ઘોડાઓને એવી રીતે દોડાવામાં આવ્યા હતા કે લોહીને લિધે ત્યાંની જમીન ઓળખી પણ શકાતી નથી. હાલે કીનો લેવાને વધારે લાયક શખ્સ જુઓ તો તે હુજ છું. કારણ કે હું તે હાથીઓ અને સિંહો તરફ મારો ઘોડો દોડાવી લેઈ જવા માગું છું. જો તમો વિચાર કરશો તો અસફંદીયાર જેવો નામીચો સ્વાર જેહાનમાં બીજો કેઇ જોશો નહી. માટે હવે તમો એ બાબે શું ધારો છો અને મને તે માટે શું જવાબ દેવા માગો છો. ! તમો તજવીજ કરી તમારા મુબારક વિચાર જણાવો."

જ્યારે લશકરે બેહેમનનું કેહેવું સમજ્યું ત્યારે પાદશાહના નેકખાહોએ એક અવાજે જવાબ દિધો કે, " હમો તારા ગોલામો છીયે અને હમારાં દિલ તારી તરફ મોહોબતથી ભરેલાં છે. તારી ઉપર એ ખુદાઇ ગુજર્યાથી તું વધારે દાનાવ બન્યો છે અને લડાયકોથી તું વધારે જોરાવર છે માટે જો એ વાતથી તારી નામદારી અને દમાંમમાં વધારે થનો હોય તો તુંને જેહાનમાં જેમ સુજે તેમ કર. તારા હોકમથી કોઇ પણ પોતાનુ સર ફેરવવાનુ નથી. તારી સાથના કોલકરારથી ફરવાની કોણની મકદુર છે." જ્યારે તેણે લશકરનો એવો જવાબ સમજ્યો ત્યારે તેનુ મગજ કીનો લેવાને વધારે તેજી બન્યું. આથી સર્વેએ સીસ્તાનનો માર્ગ ધરવાની તૈયારી કીધી અને તેઓએ અસબાબ લાધી ઉઠાંગીરી કીધી. બામદાદ પડતાં ઢોલના અવાજ નિકળતાંજ આસમાન લશકરથી ઉડતી ધુલથી સીસમ જેવુ કાલું બન્યુ એ પ્રમાણે તે નામદારી ભર્યા લશકરના તલવારવાલા એક લાખ સ્વારોએ ત્યાંથી કુચ કીધી ૧

## બેહેમને જાલ ઉપર પેગામ મોકલતાંજ જાલ તેની માફી ચાહાતો આવી લાગ્યો અને બેહેમને તેને બંધીખાને નાંખ્યો તે વિષે.

બેહેમને હીરમન્દ નદી આગળ આવી લાગતાંજ એક નામીચો કાસદ ચુંટી કાઢીને તેને કેટલીક બાબદનો પેગામ આપી સામના દસ્તાન આગળ મોકલ્યો. તેણે તેને કેહેવાડયું કે, " અસફંદીયાર માટે તથા જે બે પ્યારા અને

૧ ફીરદોસીએ ચીતારેલો બેહેમન (અરદેશીર દરાજદસ્ત) ના રાજયમાં બનેલો રૂસતમના ખાનદાન ઉપર કીનો લેવા માટેનો આ બનાવ હખામની વંશના પાદશાહ અર્તાજર્કસિસે અર્તાબાનસ અને તેના કુટુંબ ઉપર લિધેલા વેરના બનાવને મલતો આવે છે. આ ઉપરથી કેટલાક તવારીખનવેશો એ અરતાબાનસ (અરદવાન) ને ફીરદોસીના જાણુલી રૂસતમ તરીકે ગણે છે અને અર્તાજર્કસિસના બાપ જર્કસિસને અસફંદીયાર તરીકે માને છે એવી સરખામણી સાથે તેઓ રૂસતમ અને અસફંદીયાર વચ્ચે થયલા જંગના બનાવને હખામની અર્તાજર્કસિસના રાજયમા બનેલા બનાવ સાથે ભેલી નાખે છે. અર્તાબાનસ વિષેની તવારીખ એ છે કે એ અર્તાબાનસ જર્કસિસના રાજયમા લશકરનો વડો સરદાર ગણાતો હતો. આર્તાજર્કસિસે એ અર્તાબાનસને હાથમાં લેઈ તેની પાસે પોતાના બાપનું ખુન કરાવ્યું હતું અને પછી પોતે નાનો બેટો હોવા છતાં પોતાના વડા ભાઈઓનો હક ડુબાડી રાજયગાદી પચાવી બેઠો હતો. પાછલથી અર્તાજર્કસિસને અર્તાબાનસ તેના સામે પણ કાવતરૂં રચે છે એવો શક પડયાથી તેણે અર્તાબાનસ ઉપર પોતાના બાપનું ખુન કરવાનો આરોપ મુકી તેનો અને તેના આખાં કુટુંબનો નાશ કરાવયો હતો.

મુબારક તોખમના શાહજાદાઓ તુશઆઝર અને તુશજાઃ હતા તેઓના કીના માટે જેહાનમાં મારી જીંદગી કડવી થઈ પડી છે. તેથી હું મારાં દિલમથી એ જુના કીનાને બહાર કાઢી નાંખવા માગુછું અને જાબુલની તમામ નદીને લોહીથી ભરી નાંખવા માંગુછું"

તે કાસદે જાબુલમાં આવીને એ હકીકત કહયાથી જાલનું દિલ ગમ અને દુખનું સાથી બન્યું. તેથી તેણે જવાબ કેહેવાડયો કે, "જો તું પાદશાહ અસફંદીયારની બાબદ માટે વિચાર કરતો હોય તો તે બનાવ જેમ બનવા કાલ હતું તેવોજ બન્યો હતો એમ તું સમજી શકશે. તે વાતથી મારૂં દિલ પણ દુખભર્યું બન્યું હતું. તુ તો એ ભલાં ભુડાં કામ વચે હાજર હતો અને તેં મારાથી તો નુકસાનને બદલે ફાયદોજ જોયો છે રૂસતમે પણ અસફંદીયારના હોકમથી પોતાનું સર ફેરવ્યું હતુ નહી પણ તેણે પોતાનું દિલ તેની સાથના સંબંધથી બાધેલું રાખેલું તેં જોયું હતુ તારા પેલા ભાગયશાળી મોટા શેહેનશાહ જેવા બાપનું જ્યારે મોત આવ્યું ત્યારેજ તેને આવી બાધુરી સુજ પડી. જંગલના સિંહો કે નરઅઝદાહો પણ મોતની ચુંગાલમાંથી છટકતા નથી. વળી પાછળા જમાનામા સામેસ્વારે પોતાની મરદાનગીથી શું શું કરી બજાવ્યું હતુ તે પણ તે સમજ્યું હશે ત્યાંરથી તે રૂસતમનો પેહેલવાની દેખાડવાનો વખત આવ્યો ત્યાં સુધીમાં મે પણ શું શું જોયુ અને સમજ્યું તે વાત દસ્તાનથી સમજી લે. રૂસતમે તારા ન્યાગાનો સનમુખ પોતાની મરદાનગીથી લડાઇમાં નામદારી મેલવવા માટે શું શું કરી બજાવ્યુ હતુ ! તે જાણે તમારા લોકોની કમીના દાયા હોય તેમ (સંભાળ કરતો) રહેતો હતો અને લશકર વચે તમારા નામીચા સરદાર જેવો તેજ ગણાતો હતો. હાલે રૂસતમ પણ ખુવારી સાથે ગુજર પાંમ્યાથી તમામ જાબુલસ્તાન દુખભર્યું બન્યું છે. હમોએ આગળ કીધેલી લડાઈઓ જો તે જોઈ હતે તો તુ હમારી સાથે એમ લડવા માગતે નહી અને તેવો વીચાર પણ કરતે નહી માટે તુ તારા કીનાને દીલમાંથી કાઢી નાખીને અત્રે આવ અને એ કીનાને જાદુઇથી મોહબતમાં ફેરવી નાંખ. સામે એકઠો કીધેલો તમામ ખજાનો, કાપડ, પૈસા, સુનેરી કમરબંધો અને સુનેરી લગામો એ સઘલું જો તું અત્રે આવશે તો હુ તારી આગળ મુકશ. તુંજ હમારો પાદશાહ ગણાશે અને અત્રેનાં બાધુરો તારાં મેંઢાં બકરાં માફક રેહેશે." પછી તેણે તે કાસદને એક ઘોડો તથા પૈસા અને બીજી તરેહવાર પુશકલ ચિજો ભેટ આપીને મોકલ્યો.

જ્યારે તે નામદાર શખસ બેહેમન આગળ આવી લાગયો તયારે તેણે દસ્તાનથી જે કાંઇ સમજ્યું અને જોયું હતું તે તેને કહ્યું. તે નેકબખ્તે તેનું

કેહેન સમજતાંજ જાલની મારી કબુલ રાખી નહી પણ વધારે ગુસ્સે બનીને દુખી દિલે અને કીનાભર્યા મગજે તથા હાએ મરતા હોટો સાથે શેહેરમાં દાખલ થયો. આથી સામેસ્વારનો બેટો જાન જાણે તે એક હલકો શખ્સ હોય તેમ પોતાની સાથે ૫કટ બે સ્વારોને લેઇને તેને સામો લેવાને ગયો. તેણે બેહેમનની ધજા નજદિક આવી લાગતાજ ઘોડા ઉપરથી ઉતરી પડીને તેને નમન કરીને કહયું કે "ઓ અકકલમંદ અને વિચારવંત પાદશાહ ! તું અકકલની આંખ ખોલ્લી કરીને હમારી તરફ જો હમોએ જે કાંઇ નોકરીઓ બજાવી હતી અને તારી જવાનીના વખતમાં હમોએ તારી પરવરશી કીધી હતી તેનો વિચાર કરીને તું હમોને માફી બક્ષ અને વહી ગયલા બનાવોની યાદ ના કર. તું હુંનર તરફ જોઇને મુવલાઓના કીનો લેવાથી અટક કારણકે સામેસ્વારનો બેટો દસ્તાન આવી કમીની હાલતે ફકટ બે સ્વારો સાથે તારી હજુરમાં (માફી ચાહાવાને) આવ્યો છે"

તેના એમ બોલવા છતા બેહેમને ચીરડાઇને ઉશકેરનીના આવેશમાં તેની અરજ તરફ આડા કાન કીધા તેણે અકલનો ગજ ધરાવનારાઓની અને દસ્તુરોની શિખામણો ઉપર ધ્યાન આપયા વગર તુરતજ તેના પગો બાંધવાનો હોકમ કીધો. પછી સામેસ્વારના બેટા દસ્તાનના મેહેલમાંથી તેના સારવાનોએ ઉંટોને દીનારો, મોતીઓ, તખતો, પાંઠરવાના ગલીચાઓ, સુનાની ચીજો, સુનેરી તાજો, શમશેરો, કાનના લુલકો, કમરબધો, સુનેરી મ્યાન સાથની હીન્દી તલવારો, ગોલામો, પૈસાની કોઠલીઓ, કસ્તુરી, કપુર અને બીજી ઘણીએક ચિજો જે રૂસતમે મુશીબતો વેઠીને સઘળું એકઠું કીધું હતું અને જે ખજાના તેણે પાદશાહો અને બહાદુરોથી મેલવ્યો હતો, તે સઘળી ચીજોથી લાધવા માંડયાં. તેણે તમામ પૈસાની કોઠલીઓ અને તાજો સઘળા ઇરાની સરદારોને બક્ષી દિધાં અને તમામ જાબુલનો નાશ કરી નાખ્યો.

## બેહેમન સાથે લડાઈ કરતાં ફરામરજ માર્યો ગયો તે વિષે.

ફરામરજે દલગીરી સાથે સરહદ ઉપર આવેલાં બસ્ત નામના શેહેરમાં એ ખબર સમજી અને પોતાના બપાવાનો કીનો લેવા માટે તેણે હાથ ધોયા. તે તેહમતનની લડાઇઓને પુશકલ યાદ કરતો લશકર એકઠું કરીને બેહેમન સામે લડવાને આવ્યો. બેહેમનને એ ખબર પુગ્યાથી તે પોતાના શાહનશાહી તખત ઉપરથી ઘણોજ ખીજવાયો. તેણે પણ લશકરનો અસબાબ લાદીને લશકરને સ્વાર બનાવ્યું અને ગુરઆબે નામની જગ્યા આગળ આવી ત્યાં બે અઠવાડયાં ઠેહર્યો. ફરામરજ લશકર લેઈને તેની સામે આવ્યાથી ત્યાંની જમીન સ્વારોથી

ઉડતી ધુલથી કાલી બની. પેલી તરફ બેહેમને પણ લશકરની સફ સમારયાથી તપતો શુરજ જમીનને પણ જોઇ શકયો નહી સરનાઇ અને હીન્દી ઘાંટાના અવાજથી પહાડોનું દિલ ધ્રુજી રહયુ. આસમાને કાલાસથી જમીનની સપાટીને ઘોઈ નાખી અને તે અંધારાં વચેથી બરફના ટુકડાઓ માફક તીરો વરસવા લાગ્યા. કોહડાલીઓના ઢમાઢમ અને કમાનોના ગુગું અવાજથી આસમાન કરતાં જમીન વધારે હીલતી બની. ગુરજો અને પોલાદી તલવારોનો મારો ત્રણ દાહાડા અને રાત શુરજના પ્રકાશ વચે તેમજ રાતના અંધારાં વચે ચાલુ રહયો. અને લશકરથી ઉડતી ધુલથી આસમાન ઉપર વાદલો બંધાયાં. ચોથે દિવશે એક વંટોલ્યો થઇ આવ્યાથી તું કહેશે કે દિવસ વચેજ જાણે રાત પડી ગઇ. તે વંટોલ્યાનો પવન ફરામરજની સામે ફુકવા લાગ્યાથી જેહાનનો પાદશાહ બેહેમન તે વંટોલ્યાના ફુકાવાથી ખુશ થયો. બેહેમને તે વંટોલ્યાની પુઠેથી જઇને સામાં લશકર ઉપર રસ્તાખેજ વરસાવ્યાથી તે કાબુલી લશકરમાં શમશેર વાપડનારા કાબુલી પેહેલવાનો વચે તે લડાઈના મેદાનમાં એક પણ સ્વાર કે બાધુરો વચેથી એક પણ નામદાર બચ્યો નહી. સઘલાઓએ ફરામરજને ખુવારે હાલ છોડીને તયાંથી પોતાની પીઠ ફેરવી નાહાસવા માડયું. તમામ લડાઈના મેદાનમાં બંધે તરફના લશકરના પાહાડ જેવા મુરડાંઓના ઢગ સામતા થઇને પડયા તો પણ ફરામરજ પોતાના થોડાં લશકર સાથે તે દુશમનોના લશકર સામે મરદાનગીથી લડયો તેનું તમામ શરીર શમશેરથી થયલા ઘાહોથી ભરાઇ જવા છતાં તે સિંહનું ફરજંદ સિંહ તરીકેજ પુરવાર થયુ. પણ આખરે બાધુર નામદાર ફરામરજ પેહેલવાન અરદેશીર (બેહમન) ના હાથમાં કેદ પકડાયો. પછી તેને લડાઈના મેદાનમાંથી બેહેમન આગળ હાજર કરતાં બેહેમને તેના તરફ કેટલોક વખત સુધી કીનાથી ગુરકયા કીધું. તેમ કરી કહયા પછી તેણે તેને જીવતદાન ન બક્ષતાં ફાંસી દેવાનો હોકમ કીધો. આથી ફરામરજને જીવતો સુલીએ લટકાવવામાં આવ્યો. તેના હાથી જેવાં શરીરને ઉધું લટકાવ્યા બાદ નામદાર કેઆની અરદેશીરે તેના ઉપર કીના સાથે તીરનો વરસાદ છોડાવી વિંધી નાંખ્યો.

## પુશુતને બેહેમનને સમજાવ્યાથી તેણે જાલને છોડી મુકયો અને પોતે ઈરાન તરફ પાછો ફર્યો તે વિષે.

ફરામરજને આવી રીતે મારી નાખ્યાથી મોટા દરજ્જાનો પેશુતન જે તેનો વજીર હતો તેનુ દિલ ઘણું દુખાયું અને તેણે પાદશાહ સામે આવીને અરજ કીધી કે, "ઓ સાચા ઇનશાફ આપનારા પાદશાહ! જો કે જે કીનો લેવો

હતો ને તારાં દિલે લિધાથી તેરો ફીનો લેતાં તારી (ખાટકીપણાથી) એબ જાહેર થઇ છે. માટે હવે તું વધું ન શ કરવાનુ, મારી નાખવાનું અને જોશ-બર લડ ઇ કરવાનુ ફરમાન જાજોવાર આપતો ના. એમ કરવું હવે તું પસંદ પણ કરતો ના અને કોષેશ પણ કર ો ના. તુ જરા પરવરદેગારનો ડર કર અને હમારી શરમ કરી દીનની રાહે જમાનાની ગીરદેશ તરફ નજર પુગાડ. જમાનો એકને ઉચા આસમાન સુધી ચઢાવે છે તો બીજાને તે ખુવાર, રૂડન કરતો અને ગમગીન બનાવે છે. પેલો તારો જેહાનને જીતનાર અને લશકર દિપાવનારો બાપ કાંઇ કફનમાં સુવાને નીમરોજ તરફ ગયો હતો નહી. તેમજ રૂસતમ કાબુલના શેકારગાહમાં એમ સમજીને ગયો હતો નહી કે તે ત્યાંનાં ખોદેલા ઉડા ખાડામાં પડી જશે. તેથી ઓ પાકજાદ પાદશાહ ! તું જયાં સુધી જીવે ત્યાં સુધી કોઇપણ ખ નદાની આદમીને દુખ દેતો ના. પેલો સામ નરીમાનનો બેટો જાલ પણ બંધીખાને પુગઇ મે ટા દરજાના પરવરદેગાર હજુર ફર્યાદ પોકારે છે માટે તુ ગમે એવો નેક સેતારો ધરાવતો હોય તો પણ પરવરદેગાર જેવાની સામે બલવો કર્યાથી દુર રહી દલગીર થા. કેઆનીઓના તખતની સભાલ કરવા રૂસતમ સઘલી મુશીબતો ઉડાવવાનેજ પોતાની કમર બાંધેલી રાખતો હતો. તેનાથીજ તું આ યાદગારીભર્યું તાજ મેલવવા પાંમયો છે અને તે કાંઇ તું એ શાહ ગુસ્તાસ્પ અને અસફંદીયારથી મેલવવા પાંમયો નથી. કએકોબાદ ઇરાનમાં આવ્યો ત્યારથી તે પાકીજેહ અકકલના કએખસરૂના વખત સુધી તેનીજ શમ-શેરને લિધે પાદશાહો પોતાની બુજોર્ગી ધરાવતા હતા અને સઘલા મોટા દરજાના લોકોને પોતાના તાબા હેઠેલ રાખતા હતા. માટે જો તારા દિલમાં અકકલ હોય તો એ ઉપરથી કાંઈ અકકલ ધરી તુ તારા દિલને બુરે માર્ગે જતું પાછુ ફેરવ."

જયારે પાદશાહે પેશુતનની એ વાત સમજી ત્યારે તે પોતાથી બનેલાં કામ માટે પશેમાન થયો. આથી (પાદશાહના હોકમથી) તે છાવણીમાં એવા પોકારો ઉડયા કે, "ઓ ઈનસાફી અને અક્કલમંદ પહેલેવાનો ? ખમરદાર, તમો કાંઇ પણ તારાજ કીધા વગર અને કોઇને મારી નાખ્યા વગર પાછા ફરવાની તઇયારી કરો" પછી તેણે દસ્તાનને ઘણીએક નવાજશો દેઇને તેના પગોને બેડીમાંથી છુટા કીધા તેણે પાકીજેહ અકકલના દસ્તુર પેશુતનના કહયા મુજબ માર્યા ગયલાઓના શરીરની જગ્યા દખમામાં કરાવી. જાલે બંધીખાનામાંથી પોતાના મેહેલમાં આવી લાગતાં પોતાની મુબારક ઓરતને તેને માટે જારજાર રૂડન કરતાં સમજી કે "અફસોસ ઓ બાહદુર પેહલવાન રૂસતમ ! ઓ નામદાર પેહેલવાન નરીમાનના નબીરા ! જયા સુધી તું જીવતો હતો ત્યા સુધી જેહાનમાં પાદશાહ ગુસ્તાસ્પને કોણ ઓલખતું હતું ! હાલે હમારો ખજાનો તારાજ થયો

છે અને દસ્તાન બંધીખાને પડયો છે તથા રૂસતનનો બેટા ફરામરજ તીરોના વરસાદથી ખુવારી ભર્યાં મોતે માર્યો ગયો છે. કોઇપણ એવો વખત પોતાની નજરો નજર જોતુ ના. અસફંદીયારની ઓલાદ આ જમીન ઉપરથી નેહેસ્ત નાબુદ થજો." હવે જાબુલના મુલકમાં પુશકલ શોક અને જારી ચાલુ થઇ તું કેહેશે કે જાણે સઘલાઓના દિન શિખામણુથી ભરેલાં હતા જાલને માટે તેના તમામ કુટુંબે રૂડન કીધુ. કારણુંકે રૂસતમથીજ તે સઘલાઓનુ જીગતર હતુ મુબારક બેહેમન અને પેશુતનને આ ખબર પુગ્યાથી પેશુતન પણ રોદાબે માટે દુખી બન્યો અને તેણીના રૂડનના પોકારોથી તેનો ચેહેરો પણ ફીકકો બન્યો. તેણે બેહેમનને કહયું કે, "ઓ અરથા આસમાન ઉપર પ્રકાસ્તા નવા માહા-તાબ જેવા પાદશાહ! તુ બામદાદ થતાજ લશકરને આ મુલકમાથી કુચ કરાવા માંડ. કારણુકે હવે અત્રે એ કામ ઘણુ ભારી અને મુશકેલ બન્યું છે. તારાં તાજ ઉપરથી બુરી નજર દુર રેહેજો અને તારી તમામ જીદગી મોજમજાહ સાથની ગુજરજો હવે સામ નરીમાનના બેટા જાલના મુલકમા તુ શેહેનશાહ વધુ ઢીલ નહી કરે એટલુ સારૂં આથી પાહાડ પછવાડેથી બામદાદની સફેદી માલમ પડતાંજ બેહેમનની દરગાહમાંથી ઢોલના અવાજ સમજાયા. અને પાદશાહના ફરમાવ્યા મુજબ તમામ લશકરે ત્યાંથી કુચ કરી જંગલનો રસ્તો ધર્યો. તે લશકરને જાબુલથી કુચ કરાવીને ઇરાનના ઇરાની બાધુગો તરફ લેઇ ગયો. ત્યાં હવે બેહેમને આશાયસ લિધી અને ખુશાલી સાથે તખત ઉપર જઇ બેસીને રેવાજ મુજબ જેહાન ઉપર ઇનશાફથી રાજય ભોગવવા લાગ્યો તેણે ગરીબોમાં પઈ-સાની સખાવત કોધી. એ બેહેમનથી જેમ કેટલાક ખુશી રેહતા તેમ કેટલાક દલગીર પણ રેહેતા હતા.

## બેહેમને પોતાની બેટી હોમાય સાથે નેકા કીધા અને તેણીને તથા તેનાથી જે બેટો અવતરે તેને વારેશ ઠેડવ્યાથી સાસાન પોતાના મલત્યાઓ સાથે ત્યાંથી ચાલી ગયો તે વિષે.

બેહેમન અરદેશીરનો સિંહોને પકડે એવો એક બાધુર બેટા હતો જેને તે સાસાનને નામે ઓલખતો હતો. વળી તેની હોમાય નામની એક બેટી પણ હતી કે જેણી હુનરમંદ, અકકલવાલી અને પાકીજેહ વિચારની હતી. લોકો વળી તેણીને ચેહેરજાદને નામે પણ ઓલખતાં હતાં. પાદશાહ તેણીના દીદાર જોઈ ખુશી રેહેતો. પેહેલવી દીનના રેવાજ મુજબ તે બાપે તેણુને નેકી સાથે પોતાની

ઓરત તરીકે કબુલી હતી. ૧ એવું બન્યું કે તે દિલજીત અને ચંદ્ર જેવી પ્રકાશતી હોમાય પાદશાહથી હમેલદાર થઇ. જયારે તેને છ મહીના વહી ગયા ત્યારે તે દુખી બનતી ગઇ. તેણીને એમ જોવાથી બેહેમન બીમાર થઇ ગયો અને તે પાદશાહ દુખને સબબે મરણ કાંઠે આવ્યાથી તેણે હોમાયને પોતાની આગળ હાજર થવાને ફરમાવ્યુ. પછી તેણે ત્યા બુજોર્ગો અને ભાગયશાળી લોકોને બોલાવી મંગાવી તેમની હજુરમાં તેણીને તે બુજોર્ગ લોકોના તખત ઉપર બેસાડીને કહ્યુ કે, "આ પાક શરીરની ચેહેરજાદે જેહાનમા મારૂં ઘણો વખત સુખ જોયું નથી તેથી આ તાજ અને બુલંદ તખત તથા લશકર, ખજાનો અને બુલંદ નસીબો એ સઘલુ હુ તેણીને સોપુ છું તેની તથા જે કોઈ તેણીથી જન્મ લેશે તે જેહાનમાં મારા વારેશ ગણાશે. તેણી જે બેટા કે બેટીનો જન્મ આપશે તેનુંજ આ તાજ, તખત અને કમરબંધ ગણાશે."

જયારે સાસાને ૨ એવી વાત સમજી ત્યારે તે ગુસ્સે થયો અને બેહેમનની આવી વાતથી તેનુ દિલ દલગીર બન્યું શરમને લિધે તે ઇરાનમાંથી બાહાર પડી ત્રણ દિવસ અને બે રાતમા એક વાઘની માફક બીજા મુલકમાં જતો રહ્યો અને જડપથી નેશાપુર તરફ નિકળી ગયો એ રીતે તે દુખી બની પોતાના બાપથી દુર જઇ રહયો. ત્યાં તેણે બુજોર્ગોની તોખમથી ઉતરેલી ઓરત સાથે નેકા કીધા અને એ રીતે પોતાને ધુલ બરોબર બનાવી દિધો તેણે પોતાની પાદશાહી તોખમ ત્યા છુપી રાખી અને જેહાનમા કોઈ આગળ પોતાના ખાનદાન વિષે કહયું નહી. તે પાક તનની ઓરતે એક પાકીજેહ ફરજંદનો જન્મ આપ્યો કે જે મુબારક તોખમનો અને ભાગ્યશાલી પગલાનો એક બેટો હતો. તે બાપે તેનુ નામ પણ તુરતજ સાસાન આપ્યુ અને ત્યારબાદ તે બાપનો મોતે જડપથી અંત આણ્યો. જયારે એ બાલક બચગીમાથી મરદાનગીએ

---

૧ આગળા ઈરાનીઓમા ઘણા નજદીકના સગાઓમા પરણવાનો રીવાજ હતો એવું જે તોહમત પારકા લખનારાઓ અસલી ઈરાનીઓ ઉપર મુકી ગયા છે તે આ અને એવા બીજા એકાદ બે દાખલા ઉપરથી માલમ પડે છે કે જે દાખલાઓમા કોઈક પાદશાહોને પોતાના મગજના ફાટાને આધીન થઈ બેહેન યા દીકરી જેવી સાથે સગાઈ કરતા પારકા તવારીખનવેશો ચીતારે છે. પેહેલવી "ખેતુદથ" શબ્દનો કટલાકો તરફથી નજદીકની સગાઇનો જે અર્થ કરવામા આવ્યો છે તે ઉપર ડા૦ ઉવેસ્ટ અને શમ્સુલ આલમા દસ્તુર દારાબજી પે સંજાના જેવા ઓલ્માઓ પુરતુ બોલેલા હોવાથી આ બાબદ લંબાવવાની અગત્ય નથી

૨ આ સાસાનથી સાસાની વંશના પાદશાહ અરદેશીર ઉતરી આવ્યો હતો જેણે સાસાની પાદશાહીનો પાયો નાખ્યો હતો.

પુછ્યું ત્યારે તેણે પોતાન ઘરમાં ગરીબાઈ સિવાય બીજું કાંઇ જોયું નહી. આથી તેણે નેશાપુરના પાદશાહ પાસેથી તેના પાહાડો અને જંગલોમા ચરતા ઘોડાઓના ટોલાની રખેવાલી માંગી લિધી એ પ્રમાણે તે કેટલોક વખત સુધી પાદશાહના ભરવાડ તરીકે રહયો અને તેનુ રેહેઠાણુ પાહાડો અને બ્યાબાનો વચે થયું.

## હોમાયની પાદશાહી બત્રીશ વર્ષની હતી. હોમાય ગાદીએ બેઠી અને બેહેમન ગુજરી ગયો તથા હોમાએ દારાબને જન્મ આપ્યો અને તેને પેતીમાં બંધ કરી યુફ્રેતીશ નદીમાં તરતો મુકી દિધો તે વિષે.




વે હું પાછો હોમાય ૧ કે જે બેહેમનના મોત પછી ગાદીએ આવેછે તેની વાત ઉપર આવુ છુ. અરદેશીર યાને બેહેમન તેને લાગુ પડેલી બીમારીથી મરી ગયો અને તે તાજ, તખત અને મુલક વગરનો બન્યો. આથી હોમાયે તખતે આવી માથે તાજ પેહેર્યું અને તેણીએ બીજી તરેહની રાજનીતીનો પાયો નાખ્યો તેણીએ તમામ લશકરને ખજાનાના દરવાજા ખોલી પૈસા આપ્યા પોતાના બાપના કરતાં તેણી અક્કલ અને ઇનશાફમાં ચઢતી નિકળી અને જેહાન તેણીના ઈનશાફથી આબાદ બની સરુવાતમાં તેણીએ માથે તાજ પેહેરતાંજ જેહાનને ઈનશાફ અને સખાવતથી રાજ ચલાવવાની ખુશ ખબર આપી તેણી બોલી કે, “મને આ તાજ તખત મુબારક થજો અને હમારૂ બુરૂં ઇચ્છનારાઓના દિન ટુટેલાં બનજો હમારી ચાલચલન તમામ નેક નિયત ભરી રહે અને કોઇ પણ હમારાથી જુલમ કે દુખ ભોગવતુ ના જો કોઇ દરવીશ હશે અને તન રગડી પોતાનું પેત મુશકેલીથી ભરતા હશે તેઓને હમે તવંગર બનાવીશું. જેહાનના મોટી પદવીના દોલતમંદ લોકો ઉપર હમારાથી જુલમ ગુજરે એમ પણ હમો ઇચ્છીશું નહી.”

---

૧ હખામનની વંશની તવારીખ મુજબ હોમાય નામની કોઈપણ રાજગાદી ભોગવી ગઈ નથી. પણ અરદેશીર દરાજદસ્ત પછી તેની ગાદીએ તેનો બેટો દારાબ આવતો જણાવ્યો છે.

જ્યારે તેણીનો છુટવાનો વખત નજદિક આવ્યો ત્યારે તેણીએ તે વાત શેહેરના લોકોથી તેમજ લશકરથી છુપી રાખી. તેણીને શેહેનશાહી તખત ભોગવવું ઘણુંજ પસંદ પડયાથી અને જેહાનને પોતાના અમલ હેઠલ ચલાવવું ઘણુજ ફાયદાકારક નિવડેલું હોવાથી તેણીએ તે બાળકનો છુપાછુપ જન્મ આપી કોઇને પણ એ નેક વાત જણાવ્યા વગર છુપીજ રાખી તેણીએ એક પાક, શરમવાલી અને મોટા ખાનદાનની દાસીને બોલાવીને તે ફરજદ કે જે આવું ખુશનુમા ફળદાર ડાંખલી જેવું હતું તે તેણીને છુપાછુપ હવાલે કીધુ. તેણી આગળ જે કાંઇ એ ફરજંદની વાત કરતું તેને તેણી કેહતી કે, તે પાકજાદ ફરજદ મરી ગયું છે એ રીતે તેણીએ પોતાને માથે શેહેનશાહી તાજને મુકેલુંજ રાખ્યુ અને ફતેહ તથા ખુશાલી સાથે તખતે બેઠેલી રહી. જ્યા જ્યાં પણ દુશમનાઈ રાખનારા સરદારો રાજ્ય કરતા હતા ત્યાં ત્યાં તેણી લશકરને લડવા મોકલતી અને તેણીજ જોરેમદ બની જેહાન આસપાસ જતી હોવાથી તેણીથી દુશમનોની નેકી બદી છુપી રેહેતી હતી નહી. જેહાનમાં ઇનશાફ અને ખુબી સિવાય બીજુ કાંઇ ચાલતુ હતુ નહી એ રીતે તેણે તમામ જેહાનને સીધે માર્ગે ચલાવી. તેણીના ઇનશાફથી જેહાન નચિંત બની અને તેણીની યાદ સિવાય જેહાનમાં બીજુ કાંઇ બોલવાનુ હતું નહી. એ પ્રમાણે આઠ મહીના વહી ગયા ત્યાં સુધી ચાલ્યું તેટલાં તે બેટો ગુજરેલા પાદશાહ બેહમન જેવોજ થનો ગયો. તેણીએ એક હુશીયાર મગજના સુતારને એક લાકડાનો તખતો સોધી લાવવાને ફરમાવ્યુ અને પછી તે સુકાં લાકડાની એક સુદર પેતી બનાવી તેના ઉપર બાહારથી દામર તેમજ કસ્તુરી લગાડવાનો હોકમ કીધો. તેની અદરની બાજુ રૂમના રેસમી કપડાંની ગાદીથી નરમ બનાવી. બાહેરથી લાખી તથા મીન લગડાવ્યું. પછી તે પેતીમાં સુવાનુ એક બીછાણુ પાથરી તે ઉપર સુદર મોતીઓ ભરી લિધાં વળી લાલ રગના પુશકળ સુનાને અકીક તથા પોખરાજ સાથે ભેલીને તેમા મુકાવ્યુ પછી પેલાં દુધ ધાવતાં બાળકની બાજુએ એક પાદશાહી મોતીવાલો બાજુબંધ બાંધ્યો. ત્યારબાદ જ્યારે તે બાળક ઉંઘમા ચકચુર હતુ ત્યારે તે નરમ હાથોવાળી દાસી રડતી રડતી તેને ત્યાં લેઇ આવી. તે બાળકને તે નરમ પેતીમાં સુવાડીને ગરમી આપવા તેના ઉપર ચીનાઇ ગરમ કપડું ઓધાર્યું. પછી ઉપરથી હવા નહી જાય તે માટે તે પેતીના ઢાંકણા ઉપર લાખી, મીન, દામર અને કસ્તુરી લગાડી. મધરાત થતાં તે પેતી ત્યાંથી ઉચકી લેઇ જવામાં આવી અને એ વાત કરવાને કોઇએ પણ એક બીજા આગળ હોટ ખોલ્યા નહી. તે પેતી હોમાય આગળથી ઉચકી લેઇ જઇને યુફ્રેતીશ નદીના પાણીમાં ફેકવામાં આવી તથા તે પેતીની પુઠે તે દુધ ધાવતાં બાળકનુ શું થાયછે તે તપાસવાને બે માણસો દોડતા રહયાં. તે પેતી વાહાન માફક પાણીમાં તરતી રહી અને તેની તપાસ કરનારાઓને તે ઉપર જડપથી નજર રાખવી પડી.

# બહેમનના બેટા સાથની પેતી એક ઘોબીને હાથ આવી અને તેણે તે બેટાનું નામ દારાબ રાખ્યું તે વિષે.

જ્યારે બામદાદની સફેદીએ પાહાડો પછવાડેથી ડોકું બહાર કાઢ્યું, ત્યારે તે પેતી નદી કીનારેથી દેખાવા માંડી એ નદીનો રોહ જ્યાં ધોબીઓની ધોવાની એક જગ્યા હતી અને જ્યાં તેઓનો એક મોટો પથર હતો ત્યાં આવીને અટકતો હતો. તે નાની પેતી એક ધોબીએ જોયાથી તેણે ઉટાવલે જઈને તેને તે ધોવાની જગ્યામાંથી બાહાર કાઢી જ્યારે તેણે તે પેતી ખોલીને તે ઉપર ઓઢાડેલું કપડું ઉચકયું ત્યારે તે ધોબી તે કામ માટે ઘણોજ અચરત બન્યો. ઉમેદથી તેનુ દિલ ખુશ અને જીવ રોશણ બન્યાથી તે ત્યાંથી તે પેતીને કપડાંમાં સતાડી દોડતો ઘેર ગયો. પેલી તરફથી પેતીની તપાસ રાખનારા શખ્સોએ જડપથી તે માય હોમાય આગળ દોડીને પેલી પેતી તથા ધોબીની વાત તેણીને કહી સમજાવી. તે ચાલાક બુધ્ધીની રાણીએ તે તપાસ રાખનારા-ઓને કહયું કે " તમોએ જે કાંઇ જોયુ છે તે છુપું રાખવું પડશે "

હવે જ્યારે તે ધોબી નદી આગળથી કવખતે પાછો ફર્યો ત્યારે તેની ઓરતે તેને કહયું કે, " તું અરધાં ભીના કપડાં સાથે એમ પાછો ફર્યો છે તે કાંઈ ખુશ થવા જોગ વાત નથી. એવું કામ કરીને તુ કોણ પાસે પઇશા મેળ-વવાનો છે." તે ધોબીનું દિલ પોતાનું એક ખુબસુરત નાનુ બાળક મરી જવાથી નાખુશ બન્યું હતું તથા તે ધોબીની ઓરત્ત પણ તે બાળક માટે દુખથી રડતી અને પોતાના ગાલો પીખતી તથા જીવથી ગમગીન રહેતી હતી આથી તે ધોબીએ તેણીને કહયુ કે ' હુશીયાર થા હવે પછી રડવાનુ તારે માટે એબ જેવું લાગશે. તેથી જો તું મારી ભલી ઓરત એક બાબદ છુપી રાખે તો હુ તુને કહી સમજાઉં. કપડાં સાફ કરતી વખત જે પથર સાથે હુ કપડાં અફાલીને ધોઉં છું અને પછી તે નદીનાં પાણીમા બોળી કાઢું છુ ત્યાંના કીનારેથી મને એક પેતી મલી છે જેમાં એક નાના બાળકને બંધ કીધેલું છે હમણા જ્યારે હુ એ બંધ ઢાકન ખોલશ ત્યારે તુને તે નાના બાલકના દીદાર જોવા ગમયાજ કરશે. જો કે આપણે ત્યાં પણ એક નાનાં બાળકની નવાજેશ થઈ હતી પણ તેની જીંદગી લાંબી નહી હોવાથી તે મરી ગયું હતું. પણ હમણાં આપણને વગર માંગવે એક બેટો મલ્યો છે કે જે દીનારો અને મોતીઓથી સંગ-રાયલો છે."

પછી તેણે તે કપડાંઓ જમીન ઉપર નાખી તેમાની નાની પેતીનું ઢાકણુ ખોલ્યું તે જોઇને ધોબણ અજબ થઇ અને તેને માટે જમાન ઉપર પરવરદેગારનું નામ દેવા લાગી રેશમી કપડાઓ વચે તેણીએ તેનો પ્રકાશનો ચેહેરો જોયો જે દેખાવમાં પાદશાહ અરદેશીર ( બેહેમન ) જેવો લાગતો હતો. તેનુ બીછાણું ઉમદા મોતીઓથી ભરેલુ હતુ ,અને તે પેતીને તલીએ અકીક અને પોખરાજ રેડી મુકયા હતા તે બાળકના ડાબા હથ અગળ રાતા સુનાના દીનારો હતા અને જમના હાથ ઉપર પુશકલ યાકુતો પડેલા હતાં તે ઓરતે જડપથી તે બાળકને ધાવવા માટે પોતાનુ ઠાન આપ્યાથી તે ખુશનુમાં બાળક ખુશ થઇ ગયુ તે બાળક તેમજ ખજાનો મલવાની ખુબીથી તેનું દિલ ગમથી મોકલુ બન્યુ તે ધોબીએ પોતાની ઓરતને કહયુ કે, "આપણે એ બાળકનુ જાવેદાન સુધી જીવની માફક પાળણુ કરીશુ. કારણ કે એ બાળક કોઇ નામદારની તોખમનુ અથવા તો જેહાનના કોઇ પાદશાહનુ હોય એમ લાગે છે." તે ધોબને તે બાળકને પોતાના બાળક માફક વાહાલથી ઉછાર્યું. ધોબીને તેનુ પારણુ વેહેતા પાણીમાંથી મલેલું હોવાથી તીજે દિવસે તેણે તેનુ નામ દારાબ ૧ પાડયુ

એક દિવસે તે પાક વિચારની ઓરતે પોતાના ધણી સાથે કેટલીક વાતો કરતાં કહયુ કે, "આ જવેહરાતનુ હવે તું શું કરવા માંગે છે ? એ બાબે તારી અકકલ તુને શું રેહેનુમાઈ કરે છે ?" ધોબીએ જવાબ દિધો કે, "ઓ ભલી ઓરત ! એ જવેહરને એમ છુપાવી રાખ્યે તો એ જવેહર અને ધુળ બરોબર છે. તેથી આ શેહેરમાંથી આપણે બાહાર નિકળી જઇશુ તો તેજ બેહેતર ગણાશે આ જંગલમાં તગી અને મુશીબત વેઠવા કરતા આપણે એવાં શેહેરમાં જઇએ કે જયા આપણુને કોઇ ઓલખે નહી અને આપણે ત્યાં ખુશાલ દિલે અને છુટથી રહી શકીએ."

આથી બામદાદ થતાં તે ધોબીએ પોતાનો સરસામાન તૈયાર કરી પોતાના વતનને યાદ કીધા વગર ત્યાંથી ચાલવા માડયું. તેઓએ પોતાની સાથે સુનુ તથા જવેહરાત સિવાય બીજો કાંઇ સામાન રાખ્યો નહી. તેઓએ ફકટ દારાબને

---

૧ દારાબ એ બોલ ફારસી દાર આબ ઉપરથી નિકલ્યાં છે જેનો અરથ પાણીના રાખેલા એવો થાયછે એ નામ કેમ પડયુ તે માટે તવારીખનવેશ તબરી કહે છે કે હોમાયને જયારે એ બાલક ધોબીને હાથ ગયલું જણાયું ત્યારે તેણીએ તે ધોબીને તેડાવી મંગાવી તે બાલક માટે પુછપરછ કીધા બાદ તેને કહયુ હતુ કે "દાર" યાને કે તુ રાખ એ ઉપરથી એ નામ દારા પાડયુ હખામની પાદશાહ તરીકે તો એ પાદશાહ દરાયુશને નામે ઓલખાયલો હતો

કેડે ઉડાવી ત્યાંથી ચાલવા માંડયું અને તે મુલકથી સાઠ ફરસંગ સુધીના રસ્તાની મુશાફરી કરીને કોઇ બીજા શેહેરમાં જઇને પોતાનો વસવાટ કીધો અને પારકાં શેહેરમાં તેઓ તવંગર માફક રેહેવા લાગ્યાં. તે શેહેરમાં એક નામીચો સાહુકાર હતો તેની આગળ એક એક જવેહરાત લેઈ જઈ તેના બદલામાં તેની પાસેથી કાપડ તથા સુનું રૂપુ તેઓ લેવા લાગ્યાથી હવે તેઓ પાસે ઘણા જવેહરાત રહયાં નહી. ઘરમાં પેલા રાતાં યાકુતો અને પેલી પેતી સિવાય બીજુ કાંઇ નહી રહયું ત્યારે તે ધોબીની બઇરી સઘલી ચિજો ( ગુમાના ) માટે તેના ઠપકો દેવા લાગી. તેણીએ એક દિવસે પોતાના ખાવીંદને કહયું કે, ' હવે આપણને ધોબીનો ધંધો કરવાની અગત રહી નથી માટે તુ તવંગર બનેલો હોવા છતાં હવે એ ધંધામાં તું રોકા ના " તેનો ધણી બોલ્યો કે, " ઓ મારી પાક અને રેહેનુમાઇ કરનારી ઓરત ! એ ધંધાથી બીજો ચઢતો ધંધો કયો છે ? જે કામ હમેશાં આપાણા ધંધા તરીકે હોય તેજ આગળ ગણાય. તુ તારે દારાબને ખુબી સાથે અને નેક રીતે રાખતી રેહે અને જમાનો શુ કરેછે તે તપાસ્યા કર " તેઓએ દારાબને એવા પ્યારથી રાખ્યો કે જોરથી ફુકતા પવનથી પણ તેને નુકશાન પુગવા દિધુ નહી

જ્યારે તેના ઉપરથી ફરતું આસમાન કેટલાંક વર્ષો સુધી ફર્યા કીધુ ત્યારે તે છોકરો દમામ અને બાહાદુરીવાલો નિવડવા લાગ્યો. તે મોહલ્લાનાં પોતાની બરોબરીઆ છોકરાઓ સાથે કુસ્તી રમવા જતો જ્યાં કોઈપણ તેની સાથે લડવાનુ શરીર કે જોર ધગાવતુ હતું નહી. તમામ છોકરાઓ એકઠા થઇને તેની સાથે લડવા આવતા તોપણ તેઓ તેને હાથે હાર ખાતા તેના એ કામથી તે ધોબીએ ફર્યાદ ઉઠાવ્યા કીધી અને તેનો તેજીવાલો વખત અખતાર પકડતો ગયો. તે ધોબી તેને કેહેતો કે, " તું પણ આ કપડાઓને પથર સાથે અફાલીને મારી સાથે ધો. કારણ કે ધંધો કરવામાં કાંઈ શરમ નથી તે ધંધાથી કંટાલીને જ્યારે દારાબ નાસી જતો ત્યારે તે ધોબી આંખોમાંથી આંસુ પાડી રડતો અને તેની સોધમાં શેહેરો અને જંગલો ધુંડી વલતાં તે ધોબીની ઉમરનો મોટો વખત વહી જતો. એમ કરતા એક દીવસે તેણે તેને હાથમાં કમાન સાથે સોધી કાઢયો જે કમાનને રેવાજ મુજબ દોરી બાંધી હતી. તે ધોબીએ બદસુખનો વાપડીને તેના હાથમાંથી તે કમાન જુટવી લેઇને કહયું કે, " એ નુંકસાન ભર્યા લડાયક વરૂ ? તું તીર અને ગુરજ શાનો રાખેછે ? તારી બચગીથીજ તું એવા બુરા વિચારનો શાનો બન્યો છે ? " ત્યારે તેણે ધોબીને જવાબ દિધો કે " ઓ મારા બાપ ! મારામાં પેહેલવાની દેખાડવાનુ જે પાણી છે તેને તું કાણું શાવ બનાવે છે ? મને તું સરત તથાજ કોઈ ઉસ્તાદના હાથમા સોંપ અને જ્યારે હું જંદ અવસ્તા સારી રીતે શિખી રહું ત્યારે તું મને કાંઇ ધંધો કરવા ફરમાવજે. અથવા મારે માટે કાંઇ ધંધો સોધી કાઢજે. પણ હાલે તું મને એવું નહીતુ ના સોંપ.

આથી તે ધોબીએ તેને માટે કેટલોક વિચાર કીધા પછી તેને ઉસ્તાદોને હાથ સોંપ્યો ત્યા તે ઘણો એલમ શિખીને ગ્નાની બન્યો અને ગાળ તથા તણા તપલા ખાવાની હાલતમાથી બાહાર નિકળ્યો પછી તેણે પોતાનું પાળણ કરનાર ધોબીને કહયુ કે, "ઓ બાપ ! હું કાંઇ ધોબીનો ધંધો કરવાનો નથી તું તારાં દિલમાંથી મારા તરફની મોહબ્બતને ઓછી કરીને મને જેહાનમાં સ્વારના ધંધામા મુક" તે ધોબીએ તેનામા તમામ સ્વારના ગુણો જોયાથી તથા તેને લગામ ફેરવનારો તથા ઘોડાને જોરથી દોડાવનાર નેકનામી ભરેલો જોયાથી તેણે તેના ઉપર બીજાં વધારે વખત રોક્યા તેને જે જે ચિજની અગત્ય હતી તે મુજબ તેને લગામ પકડતા, ભાળા ફેકતા, ઢાલથી બચાવ કરતાં અને લડાઇમાં ઘોડાને છોડી મુકતા શિખવ્યો વળી તેણે તેને ચોગાન રમતા, તીર, કમાન વાપરતા તથા બુરી મનશનીના શખ્સોને તંગ ઘેરી લેતા પણ શિખવ્યો એ હુનરો શિખ્યાથી તે એવો બન્યો કે તેની સાથે એક વાઘ જેવો શખ્સ પણ પંજો અજમાવી શકતો હતો નહી

## દારાબે તે ધોબી અને તેની ઓરતને પોતાના ખાનદાન વિષે પુછયું અને તે રૂમીઓ સાથે લડવાને હોમાયના લશકરમાં જોડાયો તે વિષે.

એક દિવસે તેણે ધોબીને કહયુ કે "મને અંજુમન વચે આ વાત છુપાવવી પડે છે જો કે તારી તરફ મારી મોહબ્બત દોડવા છતા તારો ચેહેરો મને મળતો આવતો નથી જ્યારે તમો મને બેટા તરીકે બોલાવો છો અને મને દુકાન ઉપર તમારી આગળ બેસાડો છો ત્યારે મને અજાયબી પણ લાગે છે" ધોબીએ તેને જવાબ દિધો કે, 'હમોએ તારા ઉપર લાંબો વખત સુધી જે મેહેનત લિધી છે તેને માટે તારી આવી વાતથી મને અફસોસ છુટે છે. જો કે તારામાં મારા કરતાં વધુ ડાહાપણ હોવા છતાં તારો બાપ કોણ તે જો તું જાણવા માંગતો હોય તો તે ભરમથી તો તારી માયજ વાકેફ હશે" એવુ બન્યું કે એક દાહાડે જ્યારે તે ધોબી ઘેરમાંથી નદીએ ધોવાને ગયો ત્યારે દારાબે ઘરના બારણા મજબુત બંધ કીધાં અને હાથમા તલવાર પકડીને તે ધોબન આગળ આવીને કહયું કે "હું જે કાંઈ તુને પુછુ તેનો જુઠુ બોલ્યા વગર મને સાચો જવાબ દેજે. હુ કોણના ખાનદાનનો છુ અને તારો હુ કોણ લાગુ છું, તથા આ ધોબીને ત્યાં હું શાનો આવીને રહેલો છું ?" તે ધોબન ધાસ્તીથી તેની માંફ માંગતી અને બચાવનાર પરવરદેગારની મદદ ચાહતી બોલી કે, "મારૂં માથું કાપીને તું કાંઇ

લોહી રેડતો ના તું મને જે પુછશે તેનો હું જવાબ દેવશ." પછી તેણીએ તેની આગળ કાંઇ પણ છુપાવ્યા યા જુઠું બોલ્યા વગર જરાએ જરા વાત યાદ કરીને કહી. તેણીએ તેને પેલી પેતીની, તેમાંના દુધમલ બાળકની તથા તે માહેલા પૈસા અને પાદશાહી જવેહરાતોની સઘલી વાત કહી અને બોલી કે, "હમે કાંઈ નાંમદારોની તોખમના નથી તો પણ તુંને બચાવનારા છીએ. હમારી પાસે જે કાંઇ ચિજો છે તે તારીજ છે હમે જે કમીના જેવા હતાં તે તારીથીજ શક્તિવાન બન્યાં છીએ. હમે તારાં ગોલામ જેવા છીએ તેથી તું જેમ ફરમાશે તેમ કરીશુ. જો તુ હમારાં શરીર કે જીવ માંગશે તે પણ હમો તુને આપીશુ."

આથી દારાબ એ વાત સમજીને અજબ થયો અને પોતાના જીવને વિચારના વમલમાં રોકી નાખ્યો. પછી તેણે તેણીને પુછ્યું કે, "તે દોલતમાંથી કાંઇ બાકી રહયુ છે કે તે ધોબીએ સઘલું ઉડાવી ખાધુ છે? આવા નાચાર અને શખતીના વખતમાં એક ઘોડો ખરીદી શકાય તેટલી પણ કીમત આપવાની તમારી ગુંજાશ છે યા નહી?" તે ઓરતે જવાબ દિધો કે "તારા ધારવા કરતાં પણ હમારી પાસે વધારે પૈસા, ફળદ્રુપ બાગ અને જમીન છે." પછી તેણીએ પોતા પાસે જે કાંઈ પૈસા હતા તે તેને આપ્યા તથા પેલાં મોટી કીમતના વગર વિંધેલાં મોતી પણ તેને દેખાડયાં તે પૈસામાંથી તેણે એક પસંદ પડતો ઘોડો, સસ્તી કીમતનુ જીન તથા ગુરજ, કમંદ વિગેરે ખરીડયુ

તે શેહેરમાં એક અક્કલમંદ તથા આબરૂદાર જાગીરદાર રેહેતો હતો કે જે મોટી પડવીનો, લોકપ્રીય અને લોકોની રેહેનુમાઇ કરનારો હતો. તેથી દારાબ દલગીર અને વિચારવંત જીવે તે જાગીરદાર આગળ ( કાંઇ લશકરી નોકરી મેલવવાને ) ગયો. જાગીરદારે તેને પ્યાર સાથે આવકાર આપીને રાખ્યો અને તેને કાંઇ પણ નુકસાન પુગવા દિધુ નહી. તેટલામાં એવુ બન્યુ કે તે આબાદ મુલક ઉપર રૂમી લશકર કીનો લેવાને ચઢી આવ્યુ, અને સરહદનો જાગીરદાર કે જે લશકારનો સરદાર પણ હતો તે એ લડાઇમાં લડતાં માર્યો ગયો.

જ્યારે રૂમીઓએ એ મુલકમાં પોતાના પગળાં મુકયાની ખબર હોમાયને પુગી ત્યારે રશનબાદ નામનો એક શખ્સ કે જે હોમાયનો સપેહસાલાર હતો અને જે સપેહસાલારનીજ તોખમનો ગણાતો હતો તેને તેણીએ રૂમ તરફ લશકર લેઇ જઈ તે મુલક અને ત્યાંની જમીનને શમશેરથી વેરાન બનાવવા ફરમાવ્યું. આથી રશનવાદે એક લશકર એકઠું કરીને અસબાબ ચઢાવ્યો તથા લશકરનો પગાર ચુકવી આપ્યો. જ્યારે હરેક મુલકની દરબારનું લશકર એકઠું થઇ રહયું ત્યારે તે લશકર ચોમેરથી ત્યાં આવવા લાગ્યું. એ ખબર સમજી હ:-

રાબ ઘણો ખુશ થયો અને તેણે પણ રશનવાદ આગળ જઇને તેમા પોતાનું નામ નોંધાવ્યુ બખતાવર હોમાય પોતાના પાક વિચારના દરબારીઓ સાથે મેહેલની અગાસીઓ ઉપર પોતાના લશકરને પસાર થતુ જોવાને અને લશકરમાં કેટલા શખ્સો અને નામદારો છે તેની ગણત્રી દરબારીઓ પાસે કરાવવાને આવી ઉભી. તેણી એમ જેટલો વખત ઉભી તેટલામા તે બોહલાં મેદાનમાનુ ભારી લશકર તેણી આગળથી પસાર થવા લાગ્યુ. તેમાં તેણીએ દમામદાર અને મજબુટ આંગના દારાબને ગરદન ઉપર ભારી પોલાદનો ગુરજ ઉડાવીને જતાં જોતાંજ તુ કેહેશ કે જાણે તેણીની આસપાસની જમીમ ફરવા લાગી અને નિચે જમીન ઉપર ચાલતાં માણસો તેણીની ઉપરથી ચાલતાં હોય એમ લાગ્યુ. તેણીએ તેનો મનમોહક ચેહેરો તથા છાતી જોતાજ તે માયનાં થાનમાંથી દુધની શેર ફુટવા લાગી આથી તેણીએ પુછપરછ કીધી કે, "આ આવા હાથ પગવાલો તથા આવા કદ અને ઉચાઇનો સ્વાર કયાંનો છે! તે કોઇ નામદાર યા અકકલ-મદ અને લડાયક સ્વાર હોય એમ લાગે છે. ને લાગેછે તો બાધુર, નામદાર અને જોરાવર, પણ તેના હથીયારો તેને લાયકના નથી."

દારાબ તેણીને દમામદાર લાગ્યાથી તે તમામ લશકરમાં પણ લોકપ્રીય થઇ પડયો પછી તે સપેહસાલાર માટે કુચ કરવાનો દાહાડો જેમ ઘટતું હતું તેમ મુરત જોઇ પસદ કરવામાં આવ્યો અને તે લડાયક શખ્સો એકમત થતાંજ હોમાય નજદિકથી તે લશકરને કુચ કરાવી લેઇ જવામાં આવ્યું તેણીથી લડાઇની કાંઇ વાત છુપી નહી રહે માટે ચાલાક લડાઇના અનુભવી શખ્સોને ત્યાં મોકલી આપવામાં આવ્યા, કે જેથી તેણી લશકરના નેક યા બદ અંજામથી વાકેફ બને અને કાંઇ બુરૂ થવાના વિચારો તેણીથી દુર રેહે તે લશકર મંજલ બે મંજલ આગલ વધવા લાગ્યુ અને લશકરથી ઉડતી ધુલથી આસમાન કાલું બન્યું. તે લશકરની વચે દારાબ પણ ગોરખરની નિશાણવાલા વાવટા સાથે આગળ વધ્યો [૧]

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે

## દારાબ એક વેરાન થયલા મેહેરાબ નિચે ઉંઘમાં પડયો અને હોમાયના સપેહસાલાર રશનવાદ તેને માટે સરોશના ભલામન કરતા અવાજ સમજ્યો તે વિષે.

એવું બન્યુ કે એક દિવસ ઘણોજ સખત પવન નિકળી આવ્યાથી રશનવાદ તે માટે ગમગીન બન્યો. તે એક ગરજના, વીજલી અને વરસાદ સાથનુ વાનીજોડાંનું તોફાન હતું જેથી જમીન પાણીથી અને આસમાન ગરજનાથી ભરાઇ ગયુ હતુ. આથી વરસાદને લિધે સપાહે મેદાનમા તંબુ નાખતા નાંખતા ચો બાજુએ નાહાસવા લાગ્યા દારાબ પણ એ કામથી દલગીર બની વરસાદથી બચવા નાહાસવા લાગ્યો સોધ કરતા તેને એક વેરાન જગ્યા જણાઇ જેની વચે એક આબો મેહેરાબ ઉભો હતો. તે મેહેરાબ ઘણો ઉંચો, પુરાનો અને પોખાલ હતો અને તેણે પવન અને વરસાદનો માર પુરતો ખમ્યો હતો દારાબ સાથે નાનો તંબુ કે ઘોડો કાંઇ નહી હોવાથી યા તેના કોઇ સાથી કે ભોમ્યો નહી હોવાથી તે મદદગાર કે સાથી વગરનો એકલો જઇને તે આરકાં નિચે ઠાકેલો સુઇ ગયો. જ્યારે લશકરના સપેહસાલાર પોતાના લશકર આસપાસ રોન ફરતો તે વેરાન મેહેરાબ આગળથી પસાર થયો, ત્યારે તેને કાને તે વરાન જગ્યામાંથી એક પોકાર કે જે તે વેરાન જગ્યાના મેહેરાબમાંથી આવતો હોય તેમ સમજાયો કે, "ઓ દુખ ખમેલા મેહરાબ ! તું સાવચેટ રેહેજે અને તે માહે સુટેલા ઇરાનના પાદશાહની ચોકી કરજે. કારણ કે તે પાદશાહ એક પણ તંબુ યા સાથી વગરનો હોવાથી તારી નિચે આવીને સુઇ ગયો છે"

આથી રશનવાદ પોતાના મનને પુછવા લાગ્યો કે "એ અવાજ ગરજનાનો છે કે તોફાની પવનનો છે ?" ફરીથી તે વેરાન જગ્યામાથી અવાજ સમજાયો કે "ઓ મેહરાબ ! તુ તારી અકલની આંખોને ઢાંકી દેતો ના. કારણ કે તારી નિંચે પાદશાહ અરદેશીર (બેહેમન) નો બેટો છે. માટે એ વાત યાદ રાખજે અને એ વરસાદથી જરાએ ડરતો ના" તેને કાને ત્રીજી વાર પણ એવોજ અવાજ સંભલાયો જેને લિધે તે રશનવાદનુ દિલ અજાયબીથી ફીકરમંદ બન્યુ. આથી તેણે એક ડાહયા શખ્સને કહયુ કે "કોણ જાણે એ બનાવ શું હશે ? તમારામાંથી કોઇ ત્યાં જાઓ અને તે મેહરાબ નિચે કોણ

સુતેલું છે તે તપાસો ? પોતાના શરીર સાથે ઢંકેલો એવો શખ્સ તે કોણ છે ? ( યાને એવા વેરાન અને પડી જાય એવા ગુમબજ નિચે જઈ સુવાની હીંમત કોણે કીધી છે ? )

આથી કેટલાએક એ જમાને તે પેહેલવાન જેવા ચેહેરાના અને અક્કલ-મદ જવાનને ત્યાં સુતેલો માલુમ કીધો. તેના તમામ પોશાક તથા ઘોડા ભીજાઈને તરબોળ થઈ ગયા હતા અને તેણે કાલી ધુળ ઉપર પોતાની સુવાની જગ્યા કીધી હતી. તે શખ્સે જે કાંઈ જોયુ તે સપેહસાલારને આવીને કહયાથી તે પેહેલવાનનુ દિલ પણ એ વાત સમજી તેની તરફ દોડવા લાગ્યુ આથી તેણે ફરમાવ્યું કે "તે શખ્સને મારી આગળ જલદીથી બોલાવી લાવો ? એવી રીતના પોકારો કોણ સમજયા કરે ?" આથી તે શખ્સોએ ત્યાં જઈને તેને કહયું કે "ઓ ઉંઘાતા શખ્સ ! તુ આ ધુળ ઉપર સુતેલો ઉઠ" જેવો દારાબ ( ત્યાંથી ઉઠી ) ઘોડા ઉપર બેઠો તેવોજ તે મેહેરબાન તુટી પડયો આથી આવો અચરતી ભર્યો બનાવ જોતાંજ રાણીનો સપેહસાલાર દારાબને પગથી તે માથાં સુધી તપાસવા લાગ્યો પછી તે તેને સાથે લેઈને ઝડપથી છાવણીમા ગયો અને બોલ્યો કે "ઓ દાનશાઈ પેદા કરનાર સાહેબ ! કોઈએ પણ જેહાનમાં એવો અજાયબ બનાવ જોયો નથી તથા કોઈએ એવી વાત અનુભવી બુજોર્ગોથી પણ સમજી નથી" પછી તેને હોકમ કરી દારાબ માટે કપડા મગાવ્યા અને એક મોટા તંબુમા તેને માટે સુવાની જગ્યા કીધી અને તેને ( તાપનુ કરવા ) માટે ત્યા ડુંગર જેવો આતશ સલગાવી તેમાં પુશકલ અગર, કસ્તુરી, અમબર વિગેરે બાલ્યુ. ત્યારબાદ તે તબુમા દારાબને મોકલી ત્યા તેની ઉંઘવાની જગ્યા કરી આપી.

## રશનવાદે દારાબની તોખમ માટે પુછપરછ કીધી અને દારાબે પોતાની ઉપર વીટેલી વાત કેહેવાથી રશનવાદે તેને માનથી નવાજ્યો તે વિષે.

જેવુ સુરજે પોતાનું સર પાહાડી જગ્યામાંથી બાહાર કાઢયુ તેવીજ તે સપેહસાલારે કુચ કરવાની તૈયારીઓ કરવા માંડી. તેણે એક મોબેદને દારાબની રાહનુમાઈ કરવા ફરમાવ્યુ પછી તેણે દારાબને પગથી તે માથાં સુધીના પોશાકની એક જોડ, સુનેરી લગામ સાથનો એક અરબી ઘોડો, એક બખતર અને સુનેરી મ્યાનની તલવાર આપી અને પુછયું કે, "ઓ સિંહ જેવા દીલના લડાયક શખ્સ ! તું કોણ શખ્સ છે ? તારૂ વતણ કયુ, અને તારૂ ખાનદાન

કોણુથી ઉતરેલું છે ? તું જો તે નહી કેહેવા માંગતો હોય તોપણ મારી આગળ તો તારે તે સાચું કેહેવું પડશે.” દારાબે તેનો એ સ્વાલ સમજતાંજ તેની આગળ પોતા ઉપર વિટેલી તમામ વાત ખુલ્લી કીધી. અને જે સઘલી વાત ધોબને તેને વિસ્તારીને કહી હતી તે રશનવાદને કહી સમજાવી તેણે પેલી પેતી તથા તેની બાજુએ બાંધેલા યાકુત તથા તેમાના પૈસા અને પાદશાહી પોશાકની સઘલી વાત લશકરના તે પેહેલવાન આગળ દર્શાવ્યા પછી તે છુપી જગ્યામાં તે જઇને સુટો તે વાત કીધી આથી રશનવાદે તુરતજ કોઇ શખ્સને ત્યાં દોડવ્યો અને તેને કહયું કે “ તુ પવનવેગે જઇ પેલા ધોબી અને ધોબનને પેલા બાજુબંધ સાથે અત્રે તેડી લેઈ આવ.” એટલું કહી તેણે પણ ત્યાંથી ઉઠાંગીરી કીધી અને લશકરને તે મુલકમાંથી રૂમ તરફ કુચ કરાવી

## દારાબે રૂમીઓ સાથે લડાઇ કરતાં રૂમીઓએ તેમાં હાર ખાધી તે વિષે.

તે સપેહસાલારે ઝેહર પાયલા ભાલાઓવાળા ચોકીબાન લશકરની સરદારી દારાબને સોંપી. તે ચોકીબાન લશકરે રૂમ તરફ જઇને ત્યાંના મુલકની તપાસ કરવા માંડી. તુરતજ બંધે તરફના લશકરો સાથે મલતાંજ ધુલારૂં ઉડવા લાગ્યું અને સઘલાઓ એકમેક સાથે ભેલાઇ લડવા માંડતાંજ ત્યાં લોહીની નદી માફક લોહીના રેલા વેહેવા લાગ્યા દારાબે તે લડાયક રૂમી લશકરને આવેલું જોતાંજ તેણે એક પેહેલવાન માફક હરોલમાં આવીને તે રૂમીઓમાંથી ઘણાકોને મારી નાંખ્યા. તું કેહેશે કે, જાણે જેહાને પોતાની મુઠીમાં તલવાર ધરી છે. એ રીતે તે ત્યાં હાથમાં મગર જેવી તલવાર ધરી અને અઝદાહ જેવા ઘોડા ઉપર બેસીને એક સિંહ માફકજ જઇ લાગ્યો. એમ કરતાં કરતાં તે એક ફાડી ખાનારા સિહનીજ માફક રૂમીઓના લશકરગાહમાં પણ દાખલ થયો તેથી રૂમીઓના લોહીથી ત્યાંની જમીન પણ દરીઆ જેવી બની. જેહાનને સોધનાર દારાબની તલવાર જાણે તેની શાહતુમાઇ કરવા લાગી. એ રીતે તે રૂમીઓ ઉપર ફતેહ મેલવી પોતાના નામદાર સપેહસાલાર આગલ પાછો ફર્યો. આથી રશનવાદે તેની પુશકલ તારીફ કરીને કહયું કે “હવે તારા વગરનું પાદશાહી લશકર હોતું ના. આપણે જ્યારે આ રૂમના મુલકમાંથી પાછા ફરી ઇરાનના આબાદ મુલકમાં જઇશું ત્યારે તું રાણી હોમાય તરફથી એટલી બધી નવાજેશ પાંમશે કે ખજાના અને તાજનો તારી પાસે ઢગલો થશે.”

## રશનવાદે રૂમીઓ સાથે લડાઇ કીધી તેમાં પણ દારાબે પોતાનો હુનર દેખાડીને ફતેહ મેલવી તે વિષે.

તેઓએ આખી રાત લશકર તૈયાર કરવામાં તથા સ્વારોને હથીયારથી સ ગારવામાં રોકી. જ્યારે કાલા કાગડા જેવી રાતની પાછલથી સુરજે પોતાનું સર બાહાર કાઢ્યુ અને જમીન રોશન ચેરાગથી દિપે તેમ દિપી રહી ત્યારે બન્ને લડાયક લશકરો ફરીથી સામાં મલ્યાથી ત્યાં લશકરથી ઉડની ધુલથી પ્રકાશ્તો સુરજ પણ ઢંકાઇ ગયો દારાબે પોતાની લગામ ઘોડાને સોપી દેઈ હરોલમાં આવી હુમલો કીધાથી રૂમીઓની સંફમાંના શખ્સો રહયા નહી અને તલવાર-બાજ પેહેલવાનોમાંથી પણ ઘણા બચ્યા નહી. પછી તે એક વરૂં માફક લશક-રના વચલા ભાગ ઉપર જઇ પડયો અને ત્યાંથી તે ભારી લશકરને પણ વિખેરી નાખ્યું ત્યાર્થી તેણે લશકરની જમની પાંખે જઇને ત્યાંના પણ હથીયારો અને અસબાબ છતી લિધો. તેણે તમામ રૂમી લશકરનો પરાજ્ય કીધાથી ત્યાં પોતાના પેહેલવાનો સિવાય બીજા કોઈ બાકી રહેલા જણાયા નહી. ઈરાની પેહેલવાનો પણ તેની પુઠે રહીને સિહો માફક બાહાદુરીથી હુમલો કરવા લાગ્યા. તેઓએ રૂમી લશકરમાંથી એટલા બધાને મારી નાંખ્યા કે તે લડાઇના મેદાન-માંની ધુલ પણ ગોલાબી બની તેણે મોટી પડવીના રૂમીઓ વચેથી ચાલીશ પાદરીઓને મારી નાંખ્યા અને તેઓનો એક કરૂશ [1] હાથ કરી તે ત્યા પાછો ફર્યાંથી તે તમામ રૂમી લશકરે પોતાનો સરસામન મેદાનમાં પડતો મુકીને ત્યાથી નાહાસવાને મોઢું ફેરવ્યું.

જ્યારે રશનવાદે તેનાથી આવાં ભારી કામો થયલાં જોયાં ત્યારે તે પેહે-લવાનનુ દિલ પણ ખુશાલીથી ઉછલવા લાગ્યું. તેણે આફ્રીન સાથે તેની કેટલીક તારીફ ગાઈ અને આફ્રીન સાથે તેના ઉપર મેહેરબાનીનો વધારો કીધો. રાત પડતાં જ્યારે જેહાનનો રંગ દામર જેવો કાલો થયો ત્યારે તમામ લશકર લડાઇ-માંથી પાછું ફર્યું. ઈરાની સપેહસાલારે રૂમીઓનીજ છાવણીમાં આસાયશ લિધી અને કંમરેથી કંમરબંધ છોડી નાખ્યો. તે રાતે તેણે લશકરને પુશકલ અસબાબ બક્ષેશ કીધો જે અસબાબથી તેનું લશકર હથીયારે સંગાર પાંમ્યું.

---

૧ ફીરદોસી રૂમી પ્રજા ખ્રીશ્તી ધર્મ પાળતી હોએ એવી ખાતી ધરાવે છે. પણ ખ્રીશ્તી ધર્મનો સ્થાપક ક્રાઇસ્ત હજી જન્મ પામ્યો પણ હતો નહી અને રોમણ પ્રજા જુનાની મુર્તી પુજક ધર્મ પાળતી હતી. આ બનાવ ઈ પું. ૩૩૮ સુધીમાં બનેલો ગણાઈ શકાય.

પછી તેણે એક શખ્સને દારાબ આગળ મોકલીને કેહેવાડયું કે, "ઓ સિંહ જેવા મદદગાર શખ્સ! તુને આ માલમાંથી જે કાંઇ પસંદ પડતુ અને કામ લાગતુ જણાય તે જોઇ લે. તુને પસંદ પડતી ચિજો તારી પાસે સંભાળીને રાખ અને તારૂં દિલ જે કાંઇ ચિજની બક્ષેશ કરવા ચાહતું હોય તો તેમ કર તુને પસંદ પડતી ચિજ હું કોઇને આપશ નહી તુ તો રખશના માલેક રૂસતમ કરતાં પણ વધારે નામદાર છે" જ્યારે દારાબે એમ જોયુ ત્યારે તે ખુશી થયો અને નામને ખાતર તેમાંથી તેણે એક નેજેન ઉચકી લિધો અને બીજું જે કાંઇ હતુ તે રશનવાદ ઉપર પાછુ મોકલી આપ્યુ અને તેને કેહવાડ્યુ કે "તુ ફતેહમંદ અને ખુશાલ રેહજે" પશ્ચિમ તરફની રોશનીએ કાનોશ પકડતાજ અને આસમાને કસ્તુરી રંગના કાળો પોશાક પેહેરતાજ તથા અંધારી રાતની કેટલીક ઘડીઓ પણ પસાર થતાજ ચોકીબાન લશકર ચોકી માટે મેદાનની આસપાસ વિખેરાઇ ગયુ તેથી ચોકીબાન સિપાહીઓના ચોતરાથ સાથના સિંહોના અવાજ જેવા પોકારો સમજાવા લાગ્યા

હવે જ્યારે આફતાબે પોતાની સુનેરી ઢાલ ઉચી કીધી અને લડાયક ઇરાનીઓ ઉંઘમાંથી જાગૃત થયા ત્યારે ઇરાની પેહેલવાનોએ પોતાની કમર પાછી બાંધીને રૂમીઓ પાછળ હુમલો કરવાને ગયા. તેઓએ તલવારથી ગુસ્સાના તેજ આતશને સળગાવ્યો અને તમામ શેહેરોને ખાલી મુકયા ઇરાનીઓમાંના કોઇપણ પોતાના વતનને યાદ કીધા વગર રૂમના રૂમીઓ ઉપર ઘુલ'ર ઉડતું કરવા માડ્યુ આથી રૂમમાં રૂડનના પોકારો નિકલ્યા અને ત્યાંના લોકો તે ખુશનુમા મુલકને છોડી જવા લાગ્યા. કીનાથી કયસર ઉપર જેહાન તંગ બન્યાથી ત્યાંના નામદારોના ચેહેરા ફીકકા થયા. આથી એક રૂમી એલચીએ આવી રશનવાદને કહ્યુ કે "જો તુ ઇનસાફી હશે તો ઇનસાફથી સર ફેરવશે નહી. હમારા જે કોઇ લડાયકો હતા તેઓ તારી સાથે લડવાથી કટાલેલા હોવાથી હાલે રૂમના નસીબનુ સર હેઠું પડયુ છે માટે તુ હમારી પાસથી ખંડણી માગતો હોય તો તે હોકમ બજા લાવીશુ અને તે માટેનો તારી સાથે નવેસરથી કોલકરાર કરીશુ"

કયસરે તેની સાથે તેના ઉપર તરેહવાર ચિજો અને પૈસાની કોઠલીઓ પણ મોકલી આપી હતી. તેથી તેણે જે કાંઇ પૈસા અને ઉચાં જવેરાત મોકલ્યાં તે તે સપેહસાલારે કબુલ રાખ્યાં અને તેઓ ખુશાલ બનીને ત્યાંથી પાછા ફર્યા. લોકપ્રીય દારાબ પણ રશનવાદની સાથેજ રહયો અને તેઓ મજલ દરમજલ પેલાજ વેરાન મેહરાબ આગળ પાછા આવી લાગ્યા કે જ્યાં રશનવાદે દારાબને સુટેલો જોયો હતો. ત્યાં તે ધોબી અને તેની ઓરત ખુવાર થવાની ધાસ્તીથી

દલગીર બનીને આવી લાગ્યાં હતાં. રશનવાદે તેઓને પોતાની આગળ બોલાવી મંગાવ્યાથી તેઓ ખોદાની મદદ ચાહતા તેની આગળ આવ્યા. જ્યારે રશનવાદે તે ઓરત તથા તેના ધણીને જોયો ત્યારે તેણે તેઓને તરેહવાર સ્વાલો પુછ્યા જેના તેઓએ જવાબ વાળ્યા તેઓએ પેલી પેતી અને તેમાંના જવેરાતની તથા તેઓએ તે દુધ ધાવતા બચ્ચાંને મેહેનત લેઇ ઉધાર્યાની અને જમાનાના ફરવાથી તેઓના ગમગીન બન્યાની જે સઘલી વાતો બની હતી તે તેને કહી. આથી રશનવાદે તે ઓરત તથા તેના ધણીને કહ્યુ કે "તમો હમેશાં ફતેહ ભર્યાં અને ખુશાલ રેહેજો. જેહાનમાં કોઇ પણ શખ્સે એવી અજાયબી જોઇ નથી યા કોઇ મોબેદોથી કદી સમજી પણ નથી."

## રશનવાદે હોમાય ઉપર નામું લખીને તેણીને દારાબની ઓલખ આપી અને હોમાયે તેને તખત ઉપર બેસાડયો તે વિષે.

પછી તે પાક વિચારના શખ્સે તુરતજ હોમાય ઉપર એક નામું લખાવ્યું તેમાં તેણે દારાબની, પેલા તોફાનની, પેળી દારાબના ઉધાવાની મેહેરાબની જગ્યાની, તેના કાને સમજાયલા અવાજની, તે અવાજથી રશનવાદને ઉપજેલી બેચેનીની, દારાબના ઘોડા ઉપર ચઢી બેસતાંજ પેલો મેહેરાબ તુરત તુટી પડયાની, તેણે કીધેલી લડાઇની તથા પેલા ધોબીએ પેલી પેતીની, બાળકની અને પેતી માહેલી સઘળી ચિજોની જે વાત કીધી હતી તે સઘળી તેમાં વિગતવારે લખી. પછી તેણે એક સાંઢની સ્વારને તે આપીને ત્યાંથી પવનવેગે દોડાવ્યો. વળી તેણે પેલુ રાતું માણેક (જે દારાબની બાજુએ ઇધાની માટે બાંધ્યુ હતું) પણ (ત્યાં દેખાડવા માટે) તેને આપીને કહયું કે "તારે દોડવામાં પવનની બરોબરી કરવી પડશે." આથી તે કાસદે ત્યાંથી પવનવેગે જઇને હોમાય આગળ પેલું યાકુત હાજર કીધુ અને તે જેહાનની રાણીને પેલું નામું આપીને જે કાંઈ તેણે રશનવાદના હોટોથી સમજ્યુ હતું તે તેણીને કહયું.

તે નામું વાંચી પેલું માણેક હોમાયે તપાસી જોતાંજ તેણીના ગાલો ઉપર આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. જે દિવસે તેણી મેદાનમાં હતી અને જ્યાંથી તમામ સેપાહો તેણી આગળથી એક પછી એક પસાર થઈ ગયા હતા તેમાં જે ખોરેહવાલો જવાન કે જેનો ચેહેરો વસંતની માફક ખીલેલો હતો અને જે ઉચ્યાં કદનો હતો તેજ તેની પૂળવત ડાંખાલી અને તેના

પાક બેટા સિવાય બીજો કોઈ હોય નહી એમ હોમાય પામી ગઇ. આથી હોમાયે રડતાં રડતાં તે કાસદને કહયુ કે "હવે એક જેહાનનો પાદશાહ જાહેર થઇ ચુકયો છે. તેને માટેના વિચારથી મારૂ પણુ મગજ જરાએ ખાલી હતું નહી. હું પણુ મારી પાદશાહી (ના વારેશ) માટે વિચારવંત બની હતી અને મારૂં દિલ જેહાનના પરવરદેગારની ધાસ્તીથી ડરી ગરી ગયું હતું. કારણુ કે પરવરદેગારે મને જે બેટો આપ્યો તેનો મેં સ્વીકાર કીધો હતો નહી પણુ તેના જન્મથી મેં નાસીપાસ બનીને તેને યુફ્રેતીશ નદીમાં ફેકાવી દિધો હતો. આજ માણેક મે તે વખતે તેની બાજુએ બાધ્યુ હતું. જેવો તેનો બાપ મરી ગયો કે તેવુ જ તે બાળક પણુ મારે હાથ ખુવાર બન્યું હતું. હાલે પરવરદેગારે રશનવાદ મારફતે તે બેટાને તેની ફતેહભરી નામદારી સાથે મને પાછો બક્ષ્યો છે."

પછી તેણીએ પૈસાનો અને ખજાનાનો બાહાર ઢગલો કરાવી તેમાં કસ્તુરી અને દારૂ ભેલાવ્યા બાદ તે સઘલુ ગરીબોને બક્ષેશ કીધું બીજે અઠવાડયે તેણીએ પૈસા અને ખજાનાનો બીજો ઢગલો એકઠો કીધો અને જયાં જયાં આતશકદેહો હોવાની ખબર તેણી જાણુતી હતી કે જે મકાનોમાં ઝંદ અવસ્તા સચવાયલા રેહેતા હતા તથા જ્યાં જશને સદેહ પાળવાની જગ્યાઓ ૧ હતી ત્યા તેણીએ તે ખજાનાની બક્ષેશ કીધી. વલી તેણીએ દરેક મુલકમાં સખાવત માટે તરેહવાર ચિજો મોકલી આપી. દસમે દિવસે સહવારે બામદાદ થતાં સપેસાલાર રશનવાદ રાણી આગળ આવી લાગ્યો જેની સાથે તમામ બુજોર્ગો વચે દારાબ પણુ ચાલતો હતો પણુ એ ખબર તેઓએ કોઇને પણુ જાણુવા દિધી હતી નહી.

રાણીએ દરબારમાં પરડા નખાવી દિધા અને કોઇને પણુ એક અઠવાડયું સુધી ત્યાં આવવા દિધા નહી પછી તે જેહાનની રાણીએ તે (દારાબ) ને માટે એક સુનેરી તખત, ફીરોજાની બનાવેલી બે ખુરસીઓ, જવેહરાત જડેલું પાદશાહી તાજ, બે હાર, જવેહરાત જડેલી સાંકલી તથા એક સુનેરી કપડાંનો એક પાદશાહી પોશાક કે જેમાં પણુ સઘલું જવેહરાત જડેલું હતું તે તૈયાર કરાવ્યું. નજુમીઓએ રાણી આગળ આવી હાજર થઇ દારાબના ગ્રહો ઉપર

---

૧ આગળા પાદશાહો આતશખાનાઓવાલી ઓહોલી જગ્યામાં જશને સદેહ અને જમશેદી નોરોઝ તથા બીજાં નામીચાં જશનો પાળવાને માટે રૈયતને સારૂં ઓહોલા વીશતારના જશનગાહો પણુ બાધતા હતા જ્યા સઘલી રૈયત એકઠી મલી તે જશનોમાં ભાગ લેતી હતી.

એક દિવસ સુધી નેગાહ પોહોંચાડી અને બેહેમન મહીનાના શેહેરેવર રોજે તો જેહાનના પાદશાહ દારાબને દરબારમાં લાવવાનું તેઓએ મુરત આપ્યુ. આથી તેના નેશાર માટે એક જામ રાતાં માણેકથી અને બીજું પીલાં સુનાથી ભરી રાખવામાં આવી. જેવો તે મેહેલમાં આવી લાગ્યો તેવીજ હોમાયે આવીને તેને દુરથી નમન કીધું અને તેના ઉપરથી તે પાદશાહી જવેરાત નેશાર કીધુ અને તેમ કરતાં તેણીની આંખોમાંથી ગાલો ઉપર આંસુઓ ગબડી પાડયાં. તેણીએ દારાબને છાટી સાથે ચાપી કોતી કીધી અને તેને બોસા લેઇ તેના મોઢાં ઉપર પ્યારથી હાથ ફેરાબ્યો. પછી તેણીએ તેને અંદર લાવી સુનેરી તખત ઉપર બેસાડયો. તેનો ચેહેરો જોઇ તેણીની આખો અજબ બની. દારાબના સુનેરી તખત ઉપર આવી બેસ્તાંજ હોમાય હાથમાં સુનેરી તાજ લેઇ આવી અને તેને બોસો લેઈ તે તેના માથા ઉપર પેહેરાવ્યું. પછી તેણીએ દારાબને તાજ પેહેરાવ્યાની ખુશ ખબર તમામ જેહાનને પુગાડી.

દારાબને તાજદારો વચે ઉંચે દરજજે પુગાડયા બાદ હોમાય પોતાથી થયલાં પેલાં કામ માટે તોબા કરવા લાગી જે કાંઇ બન્યું હતું તે તેણીએ દારાબને કહયા પછી તે બોલી કે "મેં જે સઘલું કીધું તે બરબાદ ગયું છે એમજ તું જાણજે. મારા હાથમાં, જવાની, ખજાનો અને હોકમ કરવાની સત્તા મલી હતી. તેથી તારો બાપ મરણ પાંમતાંજ હું અક્કલ વગરની રાણી બની. જો મારાથી તારૂં જે કાંઇ બુરૂં થયું હોય તો તે તુ તારે હાથ ધરતો ના. કારણ કે હવે તુંને પાદશાહી તખત ઉપર બેસવા સિવાય તારે માટે બીજું કાંઈ કરવાનું રહયું નથી"

તે જવાને પોતાની માયને જવાબ દિધો કે "તુ પોતે પાદશાહી તોખમની હોવાથી જો તારૂં દિલ ગુસ્સાવાલુ બન્યું હોય તો તેમાં કાંઇ અજબ જેવું નથી. તારાથી એક બુરૂં કામ થવા માટે તું એટલીબધી શા માટે દુખી થાય છે! પરવરદેગાર તારા ઉપર ખુશાલ રેહેજો અને તારૂં બુરૂ ઇચ્છનારનું દિલ ગમના ધુવાથી ભરેલું રેહેજો. મારે માટેની એ વાત જેહાનમાં યાદગાર રહી જશે અને તવારીખમાં તે કડી પણ પુરાની બનશે નહી." આથી મુબારક તાલેની હોમાયે તેની તારીપ કીધી કે, "જયાંસુધી તારૂં તાજ રહે ત્યાં સુધી તું પણ જાવેદાન જીવતો રેહેજે." પછી તેણે દરેક મુલકના દાનાવ લોકોને બોલાવી મંગાવા માટે ત્રડા વજીરને ફરમાવ્યું. (તેઓના આવ્યા બાદ) તેણીએ લશકરના જે કોઇ નામદારો, બાહુરો અને ખંજરવાલા સિંહ જેવા શખ્સો હતા તેઓને તે જમીનના નામદાર દારાબ ઉપર પાદશાહ તરીકે આફરીન કરવા ફરમાવ્યું. જયારે તેઓએ પાદશાહની આફ્રીન કરીને તેના તાજ ઉપર જવેહ

રાતનો નેશાર કીધો ત્યારે તેણીએ ખાનગી રીતે જે કાંઇ કીધું હતું અને જેને માટે તેણીને પુશકલ ગમ કરવો પડયો હતો તે સઘલી વાત તેઓ આગળ કરતાં બોલી કે, "તમો જાણો કે, એ દારાબ સિવાય પાદશાહ બેહેમનની (બેટા તરીકે) બીજી કોઈ યાદગારી નથી. તેથી તમો સઘલાઓને તેનાજ હોકમ મુજબ ચાલવું પડશે કારણ કે તે તમારો ભરવાદ અને તમો રૈયત તેના મેઢાં બકરાંના ટોલાં માફક છો. માટે તમો સર્વ દારાબના કેહેવા ઉપર ધ્યાન આપજો અને તમારા વિચાર અને હુશીયારીને તેના હોકમને તાબે કરી રાખજો. હવે પછી બુજોર્ગી, તાજ અને પાદશાહી તેનીજ ગણાશે માટે તેના તરફ તમો સઘલાઓએ પીઠ કરવી જોઇશે નહી"

આથી લોકોએ એક મુબારક ડાંખવીને નવી સવી ઉગેલી જોવાથી તે મેહેલમાંથી ખુશાલીના પોકારો નિકલ્યા તેઓએ ત્યાં જવેહરાતનો એટલો બધો તો નીશાર કીધો કે તે પાદશાહ પણ તેમા ગરક થઇ ગયો. જેહાન ખુશાલીથી અને ઇનસાફથી ભરેલી બની અને કોઇને પણ ગમ કે દુખ યાદ આવ્યું નહી. તુરતજ હોમાએ વજીરોને કહયું કે, "ઓ ઉચ તોખમના અને અક્કલમદ નામદારો! મેં બત્રીશ વર્ષ સુધી મેહેનત લઇ જે કાંઇ એકઠું કીધું હતું તે મેં દારાબને પાદશાહી તખત અને ખજાના સાથે સોપ્યુ છે. માટે તમો પણ તેના ઉપર ખુશ રેહેજો અને તેનો હોકમ બજાવતા રહીને એક કદમ પણ ઉલટું ભરતા ના."

જ્યારે દારાબ ખુશાલી સાથે તે મોટા દરજ્જાનુ તાજ ભોગવવા લાગ્યો અને આરામ સાથે તે તાજ માથે પેહેરવા લાગ્યો ત્યારે તે ધોબી અને ધોબન તેની આગળ દોડતાં આવીને કહેવા લાગ્યાં કે, "ઓ જેહાનના પાદશાહ! પાદશાહી તખત ઉપર બેશવું તુંને મુબારક થજો અને તારૂં બુરૂં ઇચ્છનારના દિલ તુટેલાં થજો. તારૂં દિલ ખુશાળ રેહેજો અને તારૂં શરીર અને જીવ તનદરોસ્તી સાથે રહેજો. કદી પણ તારો કેઆની કમરબંધ ઢીલો થતો ના" આથી દારાબે સુનાથી ભરેલી દશ ડેલીઓ અને જવેહરાતથી મઢેલી એક મોટી કીમતની જામ તેને માટે લાવવા ફરમાવ્યું. વળી તેણે તે સાથે દરેક જાતના કપડાંના પાંચ પાંચ તાકાઓ પણ હાજર કરવા ફરમાવ્યા અને જેઓએ તેને માટે રંજ વેઠી હતી તેઓને આપતાં કહયું કે, "ઓ ધોબીનો ધંધો કરનારા શખ્સ! તારાં રવાનને તું એજ ધંધામાં રોકાયલું રાખજે કે જેથી વળી તુને એકુ પેતી પાણીમાંથી મલી આવે કે જેમાં દારાબ જેવુંજ કોઇ બાળક સુટેલું હોય." આથી તેઓ ઇરાન જમીનના પાદશાહ દારાબને દુવા દેતાં ત્યાંથી ચાલી ગયાં. હવે તે ધોબીનું નસીબ ખુલી જવાથી તેણે દુકાન તરફ જઇને ધોવાનો ખાર જંગલમાં ફેંકી દિધો.

હવે આપણે પછી તે જેહાનના પાદશાહ મહમુદ ઉપર પરવરદેગાર તરફની દુવા ગુજાર્યે. પાદશાહ અબુલ કાસમ ખોરશેદ જેવો ચેહેરો ધરાવનારો, પાદશાહ છે, જે જેહાનને દયા અને ઇનશાફથી સ ગાર આપ્યો જાય છે. ફતેહમંદ નસીબનો શાહનશાહ મહમુદ તાજ અને તખતનો સાહેબ છે, જે ઇનિશાફ અને સચાઇ સિવાય બીજુ કાંઈ સોધતો નથી અને તે ઈનશાફના કામમા જરાએ ખામી આવવા દેતો નથી જ્યાં સુધી જવાંની રેહેતી હોય ત્યાં સુધી તે હમેશનો જવાન રેહેજો, અને જ્યા સુધી જીંદગી ભોગવાતી હોય ત્યાં સુધી તે જીવવું કરજો. મહમુદના તાજથી જેહાન રોશન રેહેજો અને તેના તમામ દિવસો સુખી ગુજરજો. પેલા દાસ્તાનના કેહેનારા બુઢા દેહકાને ગુસ્તાસ્પ અને નામદાર અરદેશીર માટે તથા તે મુબારક વિચારના નામદારો પછી દારાબ અને હોમાય રાણીની રાહારીતી માટે જે કાંઈ લખ્યું છે તે પ્રમાણે મેં પણ બ્યાન કીધુ છે

## દારાબની પાદશાહી બાર વર્ષની હતી-દારાબે દારાબગેર્દ નામનું શેહેર વસાવી ત્યાં નેહેર વેહેતી કીધી તે વિષે.



જ્યારે દારાબ કેઆનીઓના તખત ઉપર બેઠા અને તેણે કંમરબધ બાંધીને પોતાના હાથોને સખાવતમાં ખુલ્લા કીધા ત્યારે તેણે મોબેદો, સરદારો, બુજોર્ગો અને હુશીયાર દિલના અક્કલમંદોને કહયું કે, " મેં કાંઇ આ જેહાન જાતી મેહેનતથી કે ઇનશાફ આપીને મેલવી નથી. પરવરદેગારે પોતેજ મારે માથે તાજ મુકયું છે. મારે માટે જે અજબ બનાવ બન્યો છે તેવો જેહાનમાં કોઈ પણ શખ્સે જાહેર યા ખાનગી રીતે જોયો હશે નહી. તેથી હમે પણ તેના બદલામાં ઇનિશાફ આપવા સિવાય બીજું કાંઇ જાણશું નહી કે જેથી હમારી પાછલ લોકો તારીફ ગાતાં રહે. આવા વખતમાં હમે ખજાનો એકઠો કરવા પડયે અથવા તો હમારાથી કોઈ દુખ ખમે એમ હમે ચાહાતા નથી. મારી તરફના ઇનશાફથી જમાનો આબાદ રેહેજો અને મારી રૈયતના દિલ ખુશાલ રેહેજો."

ત્યાર બાદ હીન્દુસ્તાન, રૂમ તથા બીજા દરેક આબાદ અને રોશાલ મુલકોમાંથી હદીઆ અને નેશાર સાથે એલચીઓ આવવા લાગ્યા અને પાદ-

શાની ખુશનુદી ચાહવા લાગ્યા. એક દાહાડો એવું બન્યું કે દારાબ પોતાને જોઇતા ઘોડા મેલવવા માટે જ્યાં ( જંગલમાં ) ઘોડાઓના ટોલાં હતાં ત્યાં જોવાને ગયો. તે નિચાન જગામાથી પાહાડી જગ્યામાં આવી લાગ્યો કે જ્યાંથી એક છેડા વગરની ઉંડી નદી વેહેતી હતી. આથી તેણે હીન્દુસ્તાન તથા રૂમથી અનુભવી સરદારોને બોલાવી મંગાવવા અને તેઓ પાસેથી તે નદીમાંથી એક ફાંટો ( નેહેર ) વેહેતો કરવા અને તે નેહેરને દરેક મુલકોમાં પુગતી કરવા માટે ફરમાવ્યું. જ્યારે તે જાણકારોએ તે નદીમાંથી નેહેરને વેહેતી કીધી ત્યારે તેણે ત્યાં એક ઘણો ફાયદો આપનારૂં શેહેર બાંધવા ફરમાવ્યુ. તે શેહેર આસપાસ દીવાર ભરી લેવા પછી તેણે તે શેહેરનુ દારાબગેર્દ નામ આપ્યુ. તેણે ત્યાંના પાહાડની ટોંચ ઉપર એક આતશ કદેહ બરપા કીધું અને આતશની પ્રશેતશ કરનારા મોબેદો ત્યાં ટોલાંબંધ આવી વશ્યા. તેણે જુદા જુદા બંધાદારીઓ અને કારીગરોને પણ ત્યાં બોલાવી મંગાવ્યા અને તમામ શેહેરને તેઓથી આરાસ્તે કીધું. તેણે ( શાંતી ફેલાવાને ) ચો બાજુએ મોટું લશકર મોકલી આપ્યુ અને તમામ જેહાનને દુશમનોના હુમલાથી એ રીતે બચાવી રાખી. બુરા વિચારના લોકોથી તેણે તમામ જેહાનને નચિંત બનાવી અને તેવા શખ્સોના દિલના કાપીને બે ટુકડા કીધા.

## શઇબ નામનો અરબ સરદાર પોતાના લશકર સાથે ઇરાન ઉપર ચઢી આવ્યો અને તેને દારાબે હરાવ્યો તે વિષે.

એવું બન્યું કે હતીબ નામના અરબ ખાનદાનથી ઉતરી આવેલા શઇબ નામના એક શખ્સની સરદારી હેઠલ લડાયક અને નેજાવાલા એક લાખ અરબ સ્વારોનું એક લશકર ઇરાનમાં કાલી ધુલ ઉડતી કરવા અને ત્યાંનું તાજ તખત મરદાનગીથી જીતવાને ત્યાં ચઢી આવ્યું. આથી ઇરાનનો પાદશાહ દારાબ પણ ગણતી નહી થઇ શકે એવું એક લશકર લેઇને સામો ગયો. તે બંધે લશકર સામાસામી સાથે મલતાંજ જેહાન લડાયક શખ્સોથી ગંભીર બની અને જમીનથી તે લશકરનો ભાર પણ ખમી શકાયો નહી, તથા ત્યાંની જમીન ઉપરથી કોઇને પસાર થવાનો માર્ગ પણ રહયો નહી. જંબ્યાઓ અને તીરોનો વરસાદ વરસવાથી ત્યાંની જમીન લોહીના તલાવ જેવી બની. દરેક ખુણેથી પોકારો સમજાતા અને ચોબાજુએ મુરડાંના ઢગલા જણાતા હતા. ત્રણ દિવસ અને રાત આવી લડાઇ ચાલી પણ જમાનો તે લડાયક અરબો ઉપર તંગ બન્યા-

થી ચોથે દિવસે તે અરબોએ નાહાસવા માટે ચેહેરો ફેરવ્યો અને રાતોરાત તે લડાઇનું મેદાન છોડી ગયા. તે લડાઇમાં શઇબ માર્યો જવાથી તમામ અરબોનો દાહાડો બરગસ્તે બન્યો. ખડંગના જીન સાથના પુશકલ અરબી ઘોડાઓ, લોહાની ટોપીઓ, નેજાઓ અને બખતરો તે નાહાઠેલાઓ ત્યાંજ છોડી ગયા. તે સઘલુ હોમાયના બેટા દારાબ આગળ હાજર કરતાંજ તેણે જે કાંઇ ઘોડાઓ નેજાઓ, તલવારો અને કોલાહો હતી તે સઘલું લશકરને બક્ષી દિધું. પછી તેણે અરબ ભાશા બોલી વાચી જાણનારા એક જમીનદારને લશકરમાંથી ચુટી કાઢીને તેને ગયાં વર્ષની તથા ચાલતા વર્ષની ખડણી તેઓ પાસે માંગી લાવવાને તેઓની પુઠે મોકલી આપ્યો.

## દારાબે રૂમના પાદશાહ ફીલકુસ સાથે લડાઈ કરી તેમાં ફતેહ મેલવી તે વિષે.

પછી તે નેજાવાલું લશકર તે મેદાનમાંથી [1] રૂમના આબાદ મુલકમાં લડવાની ઈચ્છા સાથે ગયું. રૂમમાં ફીલકુસ નામનો પાદશાહ રાજ કરતો હતો જેની સાથે રશીયાના પાદશાહનો એક સપ હતો. તેઓ ઉપર હોમાયના બેટાએ પોતાના પુશકલ લશકર સાથે ચઢી આવવા માટેના નામાં લખવામા આવ્યા. રૂમના પાદશાહે જ્યારે એ વાત જાણી ત્યારે તેને જુના વખતના કીનાના દિવસો યાદ આવ્યા. તેણે અમ્મુરી [2] લોકોનુ લડાઇમાં નામદારી ધરાવનારૂ એક લશકર એકઠું કીધું અને દારાબના ત્યાં આવી લાગતાંજ રૂમનો તમામ મુલક લોકોથી ( લડાઇપર જવાથી ) ખાલી થઇ ગયો. ફીલકુસ પોતાના સરદારો તથા લડાઇમાં નામદારી મેલવનારા અમ્મુરી લોકોના લશકર સાથે લડવાને આવ્યો. ત્રણ દિવસમાં એ ભારી લડાઇઓ થઇ અને ચોથે દિવસે જેહાનને દીપાવનારા સુરજે જેહાન દીપટી બનાવતાંજ ફીલકુશ અને તેના લશકરે માથાં ઉપર ટોપી કે રૂમી કોલાહ વગર નાહાસભાગ કરવા માંડી. તેઓના બૈરી છોકરાંઓને કેદ પકડવામાં આવ્યાં અને તેઓમાંના કેટલાકોને તીરો છોડી મારી નાખવામાં આવ્યા. જ્યારે તે રૂમીઓનું લશકર દારાબ સામેથી પોતાના શેહેરમાં પાછું ફર્યું ત્યારે જે લશકર પેહેલાં લડવા ગયું હતું તેનો અરધોજ ભાગ

---

૧ ગ્રીસની તવારીખ મુજબ આ લડાઇ રૂમ સાથે નહી પણ મેસિડનના રાજા ફીલીપ સાથે થઈ હતી. અતરે જણાવેલો ફીલકુશ તે ફીલપ છે.

૨ એ અમ્મુરીએ આગળા વખતમાં રૂમીઓનું પાયતખત શેહેર ગણાતું હતું.

બાકી રહયો હતો, જ્યારે બાકીનુ માર્યું ગયલું અને ઘાહેલ બનેલું હતું અને તેઓની પીઠોમાં નેજાઓ બેસી ગયા હતા. તે નાઠેલું લશકર અમ્મુરીએ શેહેરનાં કીલ્લામાં જઇ ભ ાયુ અને ઇરાનીઓ પાસેથી પોતાના જીવની સલામતી માંગી લિધી.

## ફીલકુશે દારાબ સાથે શુલેહ કીધી અને દારાબ તેની બેટી સાથે નેકા કરી પાછો ઇરાન ફર્યો તે વિષે.

પછી એક અકલમંદ, ચાલાક અને બોલકનો કાસદ પૈસાની ઠેલીઓ, ગોલામો અને નેશાર કરવાની ચિજો સાથે તથા પાદશાહી જવેરાતોથી ભરેલી બે પેતીઓ સાથે ફીલકુશ તરફના એક પેગામ સાથે આવ્યો કે "હું એક પુરા ખોદાતાલાથી માગી લેઉછું કે તે મારો રાહનુમાઇ કરનારો બને કે જેથી આપણે એ લડાઇનુ સેવટ લાવી આપણા દિલને કદી પણ લડાઇમાં ઉતાર્યા વગર નોજમન્નાહ કર્યે. હવે તુ મારાથી તમામ મરવતપણ અને સાચી વર્તણુક જોશે અને જુઠાઇ, બુરાઇને કમ થયલી જોશે. અમ્મુરીએ જેવી જગ્યા મારૂં પાયતખત હોવાથી તે આવીને તે શેહેર હાથ કરવા માંગ્યું ત્યારે મારૂં દિલ હાર કે જીત પાંમવાને જોશમાં આવ્યુ તેથી તારી સાથે ખુશાલી ભોગવવાને બદલે હમે લડાઈમાં ઉતર્યા. માટે હવે તુ પાદશાહોને જેબ લાગે તેવી રીતે મારી સાથે વર્તજે. મારે માટે તારો બાપ જેમ પાદશાહ હતો તેમજ તુ તેનો બેટો પણ હમારો પાદશાહ છે"

જયારે દારાબે એમ સમજયું ત્યારે તેણે ડાહયા લોકોને બોલાવી મંગાવીને તેઓ આગળ એ સઘળી વિગત કહી તેઓને પુછયું કે, "તમો એ બાબદમાં શું કેહેવા માગો છો? ફીલકુશ તો મારાથી એમ આબરૂ મેલવવા માંગે છે" તમામ સરદારોએ તેની તારીફ કરીને કહયું કે, "ઓ ડાહાપણ ભર્યા દિલના અને પાક દીનના પાદશાહ! તમામ સરદારોનો સરદાર પાદશાહ ગણાય છે તેથી તેને જે સારૂં લાગે તે કામ તે પોતેજ પસંદ કરી શકે. તે નામદાર (રૂમનો પાદશાહ) એક બેટી ધરાવે છે કે જેણી ઉચાઈમાં સરોવર જેવી અને દેખાવમાં વસંત જેવી છે. ચીનના પુટલી ઘડનારાઓએ તેના જેવી પુટલી ઘડાયલી જોઇ પણ હશે નહી. પુટલીઓ (યાને ખુબસુરત ઓરતો) વચે તેણી તો એક પ્રકાસ્તા નગીના જેવી છે. જો તું પાદશાહ પોતે તેણીને જોય તો તે તુને પસંદ પડયા વગર રેહેશે નહી. તેણી તુંને બાગમાંનાં ઉંચાં સરોવર જેવીજ લાગશે."

આથી પાદશાહે તે રૂમના એલચીને બોલાવી મંગાવીને જે કાંઇ તેણે પોતાના ખેરખાહોથી સમજયુ હતું તે તેને કહયું અને બોલ્યો કે "તું કયસર આગળ પાછો જઇને તેને કેહે કે, 'જો તું એમ આબરૂજ મેલવવા માંગતો હોય અને જો તું તારા મુલકમાં નચિંતાંઈ સાથે રેહેવા માંગતો હોય તો તારા જનાનખાનામાં મોટા દરજજાની બાનુઓના માથા ઉપરના તાજ જેવી તારી એક બેટી છે અને જે ખુબસુરત ઓરતને તું નાહીદને ૧ નામે બોલાવે છે અને સુનાના તખત ઉપર બેસાડે છે તેણીને રૂમની ખંડણી સાથે મારે ત્યાં મોકલી આપ.'" તે કાસદ તેનો પેગામ સમજતાંજ ત્યાંથી પવન વેગે પાછો ગયો અને જે કાંઇ ત્યાં બોલાયુ હતું તે કયસર આગળ જઇને કહયું. તેના જેવો પાદશાહ ફીલકુસનો જમાઈ થાય એ વાત સમજી ફીલકુશ અને તેની રૈયત ખુશી થઇ. પછી તે રૂમના પાદશાહે પોતે જે જે ચિજો ખંડની અને મેહેશુલ તરીકે આપવાને શકિતવાન હતો તે માટે તેની સાથે પત્ર વેહેવાર ચલાવ્યો. તેઓએ એવું મુકરર કીધુ કે, "પાદશાહ દારાબ દર સાલ મેહેર મહીનામાં કયસર પાસેથી એક લાખ સુનાના બનાવેલાં ઈંડાં અને દર ઈંડાં સાથે પાદશાહી જવેહરાતનુ એક નંગ લીએ. તે દરેક ઈંડાંની કીમત સુનાના ચાલીસ સીકકા જેટલી થતી હતી, તેમજ વળી જવેરાત પણ મોટી કીમતનાં ઠેડવવામાં આવ્યાં.

પછી કયસરે રૂમના તમામ જાગીરદારોને તથા જેઓ પાસે આબાદ જમીન હતી તેઓને બક્ષેશો આપ્યા બાદ તેણે શેહેરના તમામ ફીલસુફોને તથા જે કોઇને તે મુલક સાથે લાગતુ વલગતું હતુ તે લોકોને દરેક કામ કરવાથી દિલને ફુરસુદ આપી મુશાફરીની તૈયારી કરવા ફરમાવ્યું. આથી તમામ મોટી પડવીના શખ્સો ને પાદશાહની બેટી સાથે નેસાર કરવાની ચિજો લેઇને ગયા તથા એક સુનેરી પાલખી તૈયાર કરાવી તેણીને દાસીઓ અને સુનેરી તાજ સાથે ત્યાં મોકલી આપી. દસ ઉંટોને રૂમના રેશમી કાપડ જેની તમામ ભોંય સુનેરી રંગની અને તે ઉપરનું ભરત કામ જવેહરાતથી કરવામાં આવ્યું હતું તેનાથી તમામ લાઢીયાં અને ત્રણસો ઉંટો ગલીચાઓ અને પાદશાહ માટે લેઇ જવા લાયકની ચિજોથી લાઢીયાં. તે દિલને આરામ આપનારી રૂમી ખુબસુરત ઓરત પાલખીમાં બેઠી અને રૂમના પાદરીઓ તથા જોગીઓ તેણીના ભોમ્યા બન્યા. સાઠ દાસીઓ જેમાંની દરેક પુટલી જેવી તથા તાજ અને કાનના લુલકથી સંગરાયલી હતી તેઓ હાથમાં એક એક પાદશાહી જવેહરાતથી ભરેલી સુનેરી જામ ધરીને નાહીદની પુઠે ચાલી. સક્ક નામના સરદારે તે ખુબસુરત ઓરતને દારાબના હવાલામાં સોંપી અને તે જે કાંઇ

૧ નાહીદનો અર્થ શુક્ર સેતારો થાયછે.

જવેહરાત લાવ્યો હતો તે દારાબના ખજાનચીનને ગણી આપ્યાં ૧ પછી દારાબે તે લડાઇના મેદાનમાં ન થોભતાં પોતાના લશકરને ઇરાન તરફ કુચ કરાવી અને નચિંત દિલે તથા ખુશાલી સાથે પારસ તરફ આવી લાગ્યો અને ત્યાં પોતાનું બુજોર્ગી ભર્યું તાજ માથે પેહેર્યું.

## ફીલકુશની બેટીને દારાબે પાછી રૂમ મોકલી દિધી અને તેનાથી સીકનદર જન્મયો તે વિષે.

એક રાતે તે ચંદ્ર જેવી નાહીદ જરીયાનથી અને તરેહવાર કપડાંથી સંગરાયલી પાદશાહ સાથે સુટી હતી ત્યારે તેણીએ જોશભર ઉંઘમા દમ લેતાં તેમાંથી બદબો નિકળવા લાગી. તેણીના એવી રીતે દમ લેવાથી અને તેના દમ લેવાથી દુરગંધ નિકળવાથી પાદશાહ કચવાયો અને તેણે તેણી આગળથી કાર મરડીને પોતાનું મોહું કપડામાં ઢાકી દિધુ. તેનીથી ઇરાનના પાદશાહ કચવાયાથી અને તેનો જીવ વિચાર ભર્યો અને રવાન ગમગીન બન્યાથી તેણે નાહીદને બાહોશ તબીબો બોલાવી તેમની સારવારમાં રાખી એક ચાલાક દિલના અને નેક વિચારના તબીબે, તેણીને કાંઇ દવાઇ લાગુ પાડવા તેણીની તપાસ કીધી અને એક જાતના ઘાસની વનસપતી કે જેને રૂમમા અસકનદરને નામે ઓલખાવામાં આવતી હતી તેની દવા બનાવી તેણીના તાલવામાં લગાડી જેથી તેણીની આંખોમાંથી કેટલોક વખત સુધી આંસુ ગલવા લાગ્યાં એ રીતે તે નાખુશ ગંધકીની જડ તેનાં મોઢામાંથી બાલી નાખ્યાથી તેણીનો ચેહેરો પાછો રેશમી કપડાં માફક દિપી રહયો. જો કે તે ખુબસુરત ઓરત ( ગંધકી દાબવાને ) ગમે એટલી કસ્તુરી લગાડતી તોપણ દારાબ તેની તરફ મોહબતવંતો થવાને બદલે અલગ રેહેતો એ રીતે તે પાદશાહનું દિલ પોતાની ધણીયાની તરફ થંડુ થઇ જવાથી તેણે તેણીને ફીલકુશ આગળ પાછી મોકલી દિધી. આથી નાહીદ ગમગીન બની અને જો કે તેણીને હમેલ રહયા હતા તે છતા તે વાત તેણીએ કોઇને જણાવી નહી

જ્યારે તે ખુબસુરત ઓરતને નવ માસ વીટી ગયા ત્યારે તેણીએ એક સુરજ જેવા પ્રકાસ્તા બેટાનો જન્મ આપ્યો. તેના ઉચ્ચાં કદ, રંગરૂપ અને સુગંધી-

---

૧ અત્રે ફીરદોસી ફીલીપની બેટી સાથે દારાબની સગાઈ થવા બાબેનું જે બ્યાન કરેછે તે ગ્રીસની તવારીખથી ખોટું પડેછે. ગ્રીસની તવારીખ મુજબ મેસીદોનના રાજા ફીલીપની બેટી સાથે ઈરાની પાદશાહ દારાબે સગપણ કીધેલું જણાયું નથી.

વાલી છાતીને લિધે તેનુ નામ સીકંદર ૧ આપ્યું. તેણીએ તે નામને મુબારક ગણ્યું કારણ કે તેણી નાખુશ હતી તે છતાં તેનાથી તેણીની તે ખાહેશ પાર પડી હતી. રૂમનો કયસર પોતાના દરેક સરદારને કેહેતો કે "એ નવો કયસર મારીજ ઓલાદથી પેદા થયો છે" ત્યા કોઇ પણ દારાબનું નામ લેઇ શકતું નહી કયસર તેનો બાપ અને સીકંદર તેનો બેટો ગણાતો "દારાંએ મારી બેટી સાથે ઘણી ખરાબ ચાલ ચલાવી છે.," એમ પણ કોઇને કેહેવાને તે શરમાતો હતો

પોતાની પાક માતાથી સીકંદરે જન્મ લેતાંજ એક શખ્સે જઇ તેના મમાવાને એ ખુશ ખબર પુગાડી તેજ રાતે કયસરના તબેલામાં એક જોરાવર દેખાવની, તેજીવાલી અને ઉચા કદની આસમાની ઘોડી હતી તેણે પણ એક ટુકા પગના અને સિંહ જેવી છાટીના એક સુંદર વછેરાનો જન્મ આપ્યો. તેવો જન્મ આપનારા બેટી માટે કયસર મગરૂર બન્યો કારણ કે તેણીએ એમ જન્મ આપવામાં તેને સારા સગન જણાયા. બામદાદ થતાં તેણે તે બાળકને તથા વળી પેલા વછેરાને તૈયાર કરાવી પોતાની આગળ મંગાવ્યાં અને તે વછેરાની આખો તથા યાલને પ્યારથી પસવાડી તે વછેરો બરોબર સીકંદરનીજ ઉમરનો હતો એ રીતે કેટલોક વખત સુધી આસમાને ફર્યા કીધું અને તરેહવાર વર્ષો પસાર થયાં તેટલામાં સીકંદરનું દિલ પાદશાહ જેવુ બનતુ ગયું અને તે વાત કરવામાં પેહેલવાની ઢપછપ પકડવા લાગ્યો કયસર તેને પોતાના બેટા કરતાં પણ વધારે ચાહવા લાગ્યો અને તેને પોતાની આગળજ રાખી પેહેલવાન માફક ઉછેર્યો. થોડા વખતમાં તો તે અક્કલમંદ, લડાયક, હુશીયાર સંગીન અને ઘણું જાણનાર બન્યો. ફીલકુશ પછી તેનો વારેસ તેજ થડેલો હોવાથી ફીલકુશે તેને પ્યારથી પોતાની નજર આગળ રાખ્યો. જેજે હુનરો પાદશાહને અગત્યના થઈ પડે તે સીકંદર પોતાના ઉસ્તાદોથી શિખવા લાગ્યો. તું કેહેશે કે, તે ઇનશાફ કરવાની, પાદશાહી તખતે બેસવાની અને ઉચ બુન્યાદ ધરાવવાની લાયકાત સિવાય બીજુ કાંઈ ધરાવતો હતો નહી."

---

૧ ગ્રીક તવારીખ નવેશો એ સીકંદરને ફીલીપ (ફીલકુશ) રાજાની ઓલિમપ્યા નામની રાણીને પેટે આવતરેલો જણાવે છે.

## દારાબના બેટા દારાંની પાદશાહી વિષે.—દારાબ ગુજર પામ્યો અને દારાં તખતે બેઠો તે વિષે.



નાહીદ પોતાના બાપ આગળ જઇ રહયા પછી દારાબે એક બીજી બૈરી કીધી જેનાથી તેને ત્યાં એક દમામદાર અને જોરાવર બાળક અવતર્યું. તે બાળક નાહીદના બાળકથી ઉમરે નાનું હતું. દારાબે તેજ દિવસે તેનું નામ દારાં પાડયું કે જેથી તે બાળક પોતાના બાપ કરતાં પણ વધારે ઇચ્છા પુરી પાડનારો થાય. જ્યારે આ (તખત ઉપર બેઠા પછીના) બે સાલ વહી જવા પછી બીજા દસ વર્ષ પસાર થયાં (યાને દારાબની પાદશાહી બાર વર્ષની પુગી) ત્યારે તેની ઉમર અને નસીબને સીકસ્ત પુગવા માંડી. હોમાયનો તે ખીલતો બેટો દારાબ કજરાવા માંડયો અને તેને બીજી દુન્યામાં તેડી લેવામાં આવ્યો. તેણે તે વખતે બુજોર્ગો અને દાનાવોને બોલાવીને તેઓ સાથે બુજોર્ગીભર્યાં તખત માટે ઘણીએક વાતચીત કીધી અને બોલ્યો કે, "હવે તમારા લોકોને આ દારાબનો બેટો દારાં ખુબી સાથે રેહેનુમાઇ કરનારો (પાદશાહ) બનશે. માટે તમો તેના કહેવા ઉપર ધ્યાન આપજો અને તેનો હોકમ માનજો તથા તેના હોકમને તમારા જીવની ખુશાલી તરીકે ગણજો. કારણ કે એ શેહેનશાહી તખત (મારે માટે) હવે લાંબો તખત નિભવાનુ નથી. જેવી કોઇને ખુશાલી પુગે છે કે તેને જડપથી બોલાવી લેવામાં આવે છે. માટે તમો કોશેષ કરી તેને દયા સાથે ઇનશાફ આપજો અને મને પણ તમો ખુશીથી યાદ કરજો. જો તમો તમારાં દિલને અક્કલથી સંગારશો તો તમો જાવેદાન સુધી યાદગાર રહી જશો." ૧ એટલું કહી તેણે જીગરથી એક હાય મારી અને તેના ચેહેરાનો ગુલનાર ફુલ જેવો (રાતો) રંગ સમબુલ જેવો (સફેદ) બન્યો. ૨

જ્યારે દારાંએ ૩ દારાબનો સોગ દિલમાંથી કાઢી નાખ્યો ત્યારે તેણે કેઆની તાજને સુરજ સુધી ઉંચે ચઢાવ્યું. દારાં એક તેજીવાલો જવાન અને આકલા

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

૨ ગ્રીસની તવારીખ મુજબ પાદશાહ દારાબ કાંઇ સાધારણ મોતે મરણ પામ્યો હતો નહી પણ બગવાશ નામના એક શખ્સે તેને ઝેહેર દેઈ મારી નાખ્યો હતો.

૩ ફીરદોસી દારાને દારાબનો દીકરો જણાવે છે પણ ગ્રીસની તવારીખ મુજબ એ દારા દારાબનો દીકરો થતો હતો નહી પણ તે દરાયસ રાજાના બેટા હસ્તાનિસનો બેટો થતો હતો.

સ્વભાવનો માણુસ હોવાથી તેની જબાન આગળ તલવારની ધાર પણ બુઠી બનતી હતી. એ દારાંએ તખત ઉપરથી એવું ભાષણ કીધું કે, "ઓ સરદારો, નામીચા પેહેલવાનો અને બાધુરો? જો કોઇ જાણી જોઈ કુવામાં પડે તે હું પસંદ કરૂં નહી અને તેવા શખસને હું પાછો તાજ તખત તરફ પણ તેડુ નહી. ( યાને જે કોઇ પાદશાહ મારી સામે થઇ પોતાની ખરાબી રચે તેને હુ માફ કરી પાછી પાદશાહી આપુ નહી ) હમારા ફરમાનથી જે કોઇ ઉલટા ચાલશે તેનુ માથું શરીરથી જુદું થતાં વાર લાગશે નહી. જે કોઈ પોતાના દિલમાં તાપ રાખતો હશે તેનું દિલ તોડી કાઢવા માટે હું તલવાર સાથેજ જવશ હમારા સિવાય જે કોઇ ખજાનો ધરાવતો હશે તેઓના ખુશાલ દિલને હું ગમ પુગાડવા ઇચ્છશ નહી. હું તો તેઓ મારા રેહેનુમા બને એમ ઇચ્છશ કારણ કે હું રેહેનુમાઇ કરનારો અને આબરૂ આપનારો છું. જેહાનમાં મારાથીજ ખાણીપીણી, બક્ષેશ અને અને આપ લે ચાલશે તથા બુજ્રોર્ગી, પાદશાહી અને હાકમવરી મારીજ ગણાશે."

પછી તેણે એક અકકલમંદ મુનશીને પોતાની આગળ બોલાવીને તેની સાથે કેટલીક બાબદો ઉપર વાતો કીધા પછી તે મુબારક મુનશીએ દારાંએ દારાબ બીન અરદેશર તરફથી તે મુજબ એક નામું લખી કાઢયું. જ્યાં જ્યાં પણ તે પાદશાહની સત્તા ચાલતી હતી ત્યાં ત્યાં તેણે ખંજરના જેવું તેજીવાલું એક એક નામું લખાવ્યુ કે, "મારા ફરમાન અને હોકમથી જે કોઇ ઉલટું ચાલશે તેઓ મારા તરફથી કાળ આવેલો જોશે. માટે તમો સઘલા મારો હોકમ ઉઠાવવાને કાન ખેંચેલા રાખજો અને તેમ કરતાં જો જીવ આપવા પડે તો તમો આપજો અને લેવા પડે તો લેજો."

પછી તેણે પોતાના બાપના ખજાનાના બારણા ખોલીને તમામ લશકરને બોલાવી તેનો પગાર ચુકવ્યો અને જેઓને ચાર દેરમ ઘટતા હતા તેને બદલે આઠ આપ્યા અને કોઇને જામની તો કોઇને તશની બક્ષેશ કીધી. તેણે તેઓને દીરમ, દીનાર, ઘોડાના બખતરો, પેહેરવાના બખતરો, તલવારો અને ભારી ગુરજો બક્ષ્યા. જે કોઇ લડાઇનો અનુભવ પાંમેલા સરદારો હતા તે દરેકને તેણે એકએક મોટો મુલક બક્ષ્યો. તેણે બાધુરોમાના કોઇ કોઇને જમીન ભેટ કીધી અને તમામ લશકરને જોઇતી ચિજો બક્ષી. પછી તે પાદશાહ આગળ દરેક મુલકો જેવા કે હીન્દુસ્તાનથી, ફગફુર તરફથી અને ચીનના ખાકાન તરફથી તથા રૂમ અને બીજા તમામ મુલકોમાંથી ત્યાંના નામદારો અને સરદારો તરફના એલચીઓ આવવા લાગ્યા. કોઇનામાં પણ તે દારાં સામે થવાની હીંમત કે શક્તિ નહી હોવાથી તે સઘલા એલચીઓ હદીઆ સાથે તથા કર અને

મેહેશુલ સાથે ત્યાં આવ્યા વળી દારાએ એક જરનુશ નામનો કીલ્લો બંધાવ્યો જેની ઉપર જઇ વસવુ એ હવામાં જઈ વસ્યા જેવું ખુશ લાગતું હતું. ગરીબોને સરખો ઇનશાફ આપવામાં આવતો અને ગરજાઉ તથા હાજતમંદોને તેના ભરપુર ખજાનામાંથી મદદ આપવામાં આવતી.

## ફીલકુશ ગુજર પાંમ્યો અને સીકનદર ગાદીએ બેઠો તે વિષે.

તેટલામાં વળી ફીલકુશ પણ ગુજરી ગયાથી થોડો વખત રૂમમાં સોગ ફેલાયો. ત્યાં સીકનદરે પોતાના બમાવાના તખત ઉપર બેસી ભલાઇ કરવા માંડીને બુરાઇના હાથ બાંધી લિધા. રૂમમાં તે વખતે એક નામદાર હતો જેનાથી તે તમામ મુલક ખુશાલ રેહેતો હતો. તે એક બુજોર્ગભિર્યો હકીમ હતો જે અકકલમંદ અને ચાલાક શખ્સનું નામ અરસતાલીસ હતું તે પાક વિચારનો શખ્સ સીકદર આગળ જઇ બેસી તેની સાથે વાતે વળગતો. એક દિવસે તેણે તેને કહયુ કે, "ઓ ભલી મુરાદના પાદશાહ' તુ તારા નામને આવાં કામોથી ગુમ કરશે. કારણ કે તારા જેવા ઘણાએક શખ્સોને આ પાદશાહી તખતે જોયા છે પણ એ તખતે કોઇ સાથે પણ આરામથી રેહેવા ચાહયું નથી. 'હું ફતેહમંદ બન્યો છું અને જેહાનમાં મારી રાહાનુમાઈ કરવાને કોઈપણ શખ્સ જોઇતો નથી' એમ જ્યારે પણ તું કેહે અને તેમ જાણી દાનાવોની નશીયત નહી સમજે ત્યારે તું એમજ જાણજે કે તુ સૌથી નાદાન શખ્સ છે. આપણે ખાકમાંથી બન્યા છીએ અને પાછાં ધુલમાં મલવાનેજ જન્મ પાંમ્યા છીએ અને આપણું શરીર નાચારી સાથે પાછુ ધુલને સોંપી દેવાનું છે. તેથી જો તું ભલો બનશે તો તારૂં નામ યાદગાર રેહેશે અને પાદશાહી તખત ઉપર તું ભલી મુરાદ પાંમતો રેહેશે. જો તું બદી વાવશે તો બુરાઈ સિવાય બીજાં કસાંની તુ કાપની કરવાનો નથી અને એક રાત પણ જેહાનમાં ખુશાલી સાથે આરામ ભોગવવાનો નથી. નેકીથીજ પાદશાહોને મદદ પુગે છે. બુરૂં કર્યાથી કોઇ પણ સારો વખત મેલવી શકવાનો નથી." જ્યારે સીકનદરે એ શિખામણો સમજી ત્યારે તે તેને પસંદ પડી અને તે નશીયત કરનારો શખ્સ તેને ખેરેહવાલો માલમ પડયો. ત્યાર પછી તે જે કાંઇ મોજમજાહાના, લડાઇના અને નામદારીભર્યાં કામો કરતો તે તેના હોકમથીજ કરતો હતો. દર વખતે તે તેને નવીનવી રીતે નવાજતો અને તેના આવતાંજ સીકનદર તેને પોતાના તખત નજદિક બેસાડતો.

એક દિવસે એવું બન્યું કે એક મોટી પડાગીનો, રોશન દિલનો અને બોલકનો એલચી તે આબાદી ભર્યા મુલકની ખંડણી માંગવાને દારાં આગળથી રૂમમાં આવી લાગ્યો. તેણે સીકનદર આગળ એવી ખંડણીની વાતો કીધાથી તે આવી જુના વખતથી અપાતી ખડણી માટે દલગીર બન્યો. તેથી તેણે એલચીને કહયું કે "તુ અત્રેથી જઇને દારાને કેહે કે હવે હમારી પાસેથી સલામી લેવાના વખતનો રસકશ જતો રહયો છે. કારણ કે જે મુરઘી એવા સુનાના ઈંડાં મુકતી હતી તે મરી ગઇ છે અને તેથી હમારા ખજાનાનુ તળીયુ આવ્યુ છે" જ્યારે તે એલચીએ આવો જવાબ સમજ્યો ત્યારે તે ડર ખાઇ ગયો અને રૂમમાંથી સટકી ગયો

## સીકનદર ઇરાન ઉપર ચઢાઇ લેઇ ગયો અને દારાંએ તેની સાથે લડવાની તૈયારીઓ કીધી તે વિષે.

પછી સીકંનદરે પોતાના તમામ લશકરને બોલાવી મગાવીને જે કાંઇ બન્યુ હતુ તે તેઓની આગળ કહયુ કે "આસમાનની ગીરદેશથી નેક વિચારના શખ્સો પણ બચતા નથી. તેથી હુ જેહાનમાં મુસાફરી કરીને કેટલીક ભલાઈ ભુડાઇની ગણત્રી કરવા માંગુછુ, માટે તમો લોકોને પણ તમારૂં દિલ તમારા વતન ઉપરથી તદન ઉઠાડી નાખવું પડશે." પછી તેણે પોતાના મમાવાના ખજાનાના બારણા ખોલીને તેમાંથી લશકરનો અસબાબ તૈયાર કરવા ફરમાવ્યુ. જે ટોલાબંધ ઘોડાઓ મેદાનમા ચરતા હતા તે સઘલાઓને પણ ઘોડાવાલાઓ મેદાનમાંથી એકઠા કરીને ત્યાં લાવ્યા અને પછી તેનું જે પાયદલ લશકર હતું તેને સ્વાર બનાવ્યું તથા તેઓને હથીયાર અને પૈસા આપ્યા. ત્યારબાદ એક બામદાદે તે રૂમના પાય તખત શેહેરમાં તે જવાન પાદશાહની દરગાહમાં ગડબડ ઉઠી રહી રૂમના તે સરદારની પુઠે ચાળનારા વાવતા ઉપર રાતાં ચીત્રામન પાડવામાં આવ્યાં અને તેની જમીન પીરોજા રગની રાખવામાં આવી. તે ઉપર એક ઝાડની ડાંખલી પાડી તેના ઉપર એક હોમાય પક્ષીને બેસાડવામાં આવ્યું તથા ક્રૂશની આકૃતિ ચીતારી. પછી સીકનદર પોતાના લશકર, રનશીગડાં અને પરગમ સાથે ત્યાંથી કુચ કરી માર્ગ કાપતો મીસરમાં આવી લાગ્યો. મીસરનો પાદશાહ પણ તુરતજ પોતાના કીનો લેનારાં લશકર સાથે તે માર્ગમાં સામો લડવાને ગયો. બંધે લશકરો સામે સામાં મલતાંજ તેઓ વચે એક અઠવાડયું સુધી લડાઇ ચાલી. પણ આઠમે દિવસે મીસરના લશકરે હાર ખાધી અને સીકનદરે તેઓનો માર્ગ ઘેરી લિધો. તેથી તેઓમાંના એટલા બચ્યા તો એકી વખતે કેદ પકડાયા કે તેમને મરનારાઓના હાથ પણ તે કામ કર્યાથી થાકી

ગયા તેઓને હાથ ગુરજો, ઘોડાઓ, ઘોડાના બખતરો, લડવાના બખતરો, હીન્દી ખંજરો, સુનેરી કંમરબંધો, રૂપેરી લગામો, સુનેરી મ્યાન શાથની મીસરી તલવારો, રેશમી કાપડો અને એટલા બધા તો પૈસા આવ્યા કે તે માલ ઘોડા ઉપર લાધતાં પણ વધી પડયો. ઘણાએક મોટી પડવીના અને લડાયક સ્વારો માફ માંગતા આવ્યા. પછી તેણે ત્યાંથી ઇરાન જવાની તૈયારી કીધી અને પોતાના દિલને સિહં જેવું અને પરજાને બાધુરો જેવા બનાવ્યા ૧ રૂમથી એક લશકરને તે મુલક તરફ કુચ કરી આવ્યાની ખબર દારાંને પડતાંજ ઇસ્તેખરમાંથી એટલું તો લશકર બાહાર પડયું કે તેમના નેજાઓને લિધે ઉપરથી પવનનો માર્ગ પણ બંધ થઇ ગયો. દારાંએ એવોજ ઠેડાવ કીધો કે પારસથી રૂમ ઉપર હુમલો લેઇ જઇ ત્યાંની આબાદ જમીન ઉપર આગ સલગાવી તે મુલકને બાલી નાંખવો. જ્યારે દારા પોતાનું લશકર યુફ્રેતીશ નદી કાંઠે લાવ્યો ત્યારે તે લશકરની ગણત્રી કરવી ઘાસની ગણત્રી કરવા કરતાં પણ મુશકેલ હતી. તેણે તે નદીને કીનારે ફરતું લશકર તૈયાર રાખ્યાથી તેમના હથીયારને લિધે કોઇથી તે નદીનું પાણી પણ દેખી શકાતું નહી. ઇરાનના લશકરના નજદીક આવ્યાની ખબર સીકંદરને થતાંજ તેણે પણ પોતાનુ લશકર તેની સામે લેઈ જવાને આગળ રસ્તો કાપ્યો. જ્યારે તે બંધે લશકરો વચેનો તફાવત બે ફરસંગનો રહયો ત્યારે સીકંદરે પોતાના મોટી પડવીના શખ્સોને બોલાવી મંગાવ્યા. ત્યાં તેઓએ તેની આગળ દારાં વિષેની જુદી જુદી હકીકતો કહી સમજાવી

## સીકંદર એક પેગામચી તરીકે દારાં આગળ ગયો તે વિષે.

જ્યારે તે પોતાના સલાહકારોની વાતથી કંટાલ્યો ત્યારે તે બોલ્યો કે, "હવે મારે તેની આગળ એક એલચી તરીકે જઇને તેને વધતો ઓછો કસી જોવા સિવાય બીજો છુટકો રહયો નથી." પછી તેણે મોતીઓથી જડેલો પાદશાહી કંમરબંધ અને ભરત કામથી ભરી નાખેલો એક પાદશાહી પોશાક મંગા-

૧ સીકનદરની ઈરાન ઉપર ચઢાઈ લાવવાની મુલ મકશદ ગ્રીક તવારેખ નવેશો જણાવે છે તેમ માહાન પાદશાહ જર્કસિસ અને દરાયસે ગ્રીસ ઉપર ઝુટ મેલવી ત્યાં જે નાશ વાલ્યો હતો અને ત્યાં મંદીરો તારાજ કીધાં હતાં તેનુ વેર વાલવાની હતી. મેસીદોનનો રાજા ફીલીપ વેર વાલવાની ટક જોતો બેઠો હતો તેટલામાં તેનું ખુન થવાથી તેના બેટા સીકંદરે ગાદીએ આવતા એ કામ ઉઠાવી લીધું હતું અને આપણે તવારીખમાં વાચીએ છીએ તે મુજબ ઇરાનનો અને ઈરાનના જરથોસ્તી મજહબનો નાશ વાલ્યો હતો.

ર્યો. વળી તેના ખીદમતગારોએ સુનેરી લગામવાલો એક ઘોડો જે ઉપર એક સુનેરી મ્યાન સાથની તલવાર પણ લટકતી હતી તે લાવીને હાજર કીધો. પછી તેણે રૂમીઓ વચેથી દસ સ્વારો કે જેઓ જુદીજુદી ભાષા બોલી અને સમજી શકતા હતા તેઓને ચુટી કાઢયા અને બામદાદ થતાં તે દસ દુભાશયાઓ સાથે લશકરમાંથી બાહાર પડયો. સીકંદરે નામદાર દારાં આગળ આવી લગતાંજ ઘોડા ઉપરથી ઉતરી તેની આગળ જમીને નમન કીધુ. જેહાનના પાદશાહ દારાંએ તેને પોતાની આગળ બોલાવી તેના ત્યાં આવવા માટે કારણ પુછયું અને પોતાના તખત આગળ જગ્યા કરીને તેને બેસાડયો. સીકંદરને જોઇ ત્યાના સઘલા નામદારો અચરત બન્યા અને તેના દીદાર, દમામ, અક્કલ, ઉંચું કદ, જોરાવર હાથ અને લડાયક દેખાવ જોઇને તેઓએ તેની પુશકલ તારીફ કીધી. સીકંદરે ત્યાં બેઠક લેતાંજ પાછો ઉભો થઇને જે સાચેસાચો પેગામ હતો તે કહયો. તેમાં તેણે પાદશાહની પુશકલ તારીફ કીધી કે, "તારૂં તાજ સાથનું માથું જાવેદાન જલવાયળુ રેહેજો. સીકનદરે તુંને એમ કહેવાડયું છે કે 'ઓ નેક નામ! મારી ઇચ્છા કાંઇ તુ પાદશાહ સાથે લડવાની નથી પણ જેહાનમાં સઘલે મુશાફરી કરવાની છે. હું આ ઇરાનના મુલકમા લાંબો વખત ઠેહેરવા ચાહાતો પણ નથી. હું તો જેહાનમાં સઘળે ફરીને જરા જેહાનનો અનુભવ મેલવવા ઇચ્છું છું. તુ ઇરાનનો માલેક હોવાથી હું તારી સાથે ખરાં દિલથી સચાઇ અને નકી કરવા માગું છુ. પણ જો તુ મને ખાક બરોબર ગણતો હોય તો તું મારે માટે અફસોસ કર્યા વગર જેમ હવામાં વાદલ પથરાય તેમ તારાં લશકરને પાંથરી નાખ મારી સામે તુ એટલું બધુ લશકર લેઇ એમ આવ્યાથી તો તું કાઇ મારા વિચારથી વધતો ઓછો વાકેફ હોય એમ જણાતું નથી. માટે જો તું લડાઇ કરવા ચાહાતો હશે તો હું પણ તારી સાથે લડાઈ કરશ અને લડયા વગર એ મુલકમાંથી બાહાર પડશ નહી. જો એમ હોય તો લડવાનો એક દાહદો મુકરર કરીને તેવી તૈયારી કરજે અને તારી ઇચ્છા પાર પાડયા વગર પાછો ફરતો ના કારણ કે હું પણ સરદારો સાથે લડવાથી મારૂં માથું કદી પણ ફેરવતો નથી. પછી ગમે એવુ ભારી લશકર હોયતો શું થયુ.'"[1]

[1] ફીરદોસી મુજબ અત્રરે સીકનદર જે ખેરખાઈ ભરી વાત કહે છે તેવી ખેરખાહી સાથે તે ઈરાન ઉપર ચઢી આવ્યો હતોજ નહી પણ ઈરાનના કત્તા વેરી તરીકેજ પોતાનું પાયતખત છોડી ઈરાન આવ્યા હતો. અતરે અને હવે પછી ફીરદોસી એ સીકંદરને દારાબનો બેટો ધારી ઈરાનના પાદશાહના ખેરખાહ તરીકેજ ચીતારે છે. પણ તેની ખેરખાહી સીકંદરે કીધી હતીજ નહી એ સીકંદરે ઈરાનનો જે નાસ વાલ્યો હતો તેનું બ્યાન પણ એ નામીચા સાયર ફીરદોસીએ આપ્યુ નથી. પણ તેણે ઈરાનમાં સઘળી ભલાઈજ કીધી હોય એમ દર્શાવ્યું છે.

જ્યારે દારાંએ સીકંદરનું આવું દિલ અને આવી અક્કલ જોઇ તથા તેની વાત કરવાની રીતભાત, દમામ અને ઉંચું કદ જોયું ત્યારે તું કેહેશે કે જાણે દારાબ પોતેજ હાર, સાંકલી અને તાજ પેહેરીને દમામથી હાથી દાંતના તખત ઉપર બેઠેલો છે. આથી દારાંએ તેને પુછ્યું કે, "તારૂં નામ શું અને તું કોણુના ખાનદાનનો છે ? આવો તારો દોરદમામ કોણુની નિશાણુ દેખાડે છે ? નોકરના અંદાજાથી તો તું ચઢતો માલમ પડે છે. તેથી મને લાગે છે કે સીકંદર તુ પોતેજ છે. તારો આવો દમામ, ઉંચું કદ, વાતચીત અને ચેહેરોજ દેખાડી આપે છે કે તુને આસમાને તખત ભોગવવા માટેજ ઉધાર્યો છે." તેણે દારાંને જવાબ દિધો કે, "કોઇ પણુ શખ્સે સુલેહના યા લડાઇના વખતમાં એમ તો કીધેલું જણાયું નથી. તેની દરબારમાં કાંઇ એલચીઓ કમી નથી. કારણકે ત્યાંના અકકલમંદોના સર પણુ તાજવાલાં છે. ત્યારે સીકંદર જે આવો પાદશાહ અને અંજુમનનો સરદાર તેજ પોતે તારી આગળ પેગામ લેઇને કેમ આવે ? સીકંદર પોતાના વડીલોના માર્ગે ચાલવાથી ફરે એવે કાચે પાયેની અક્કલ ધરાવતો નથી. તે પાદશાહેજ મને એ મુજબનો પેગામ આપી મોકલ્યો છે અને તેનુજ કેહેન હું તારી આગળ કહુ છું."

પછી દારાંએ તેને માટે તેની પડવીને લાયકની એક ઉતારાની જગ્યા તૈયાર કરાવી જ્યારે ઇરાનનો પાદશાહ ખાણા ઉપર બેઠો ત્યારે તેણે તે એલચીને પણુ ત્યાં બોલાવી લાવવા માટે એક સરદારને ફરમાવ્યુ. આથી તે એલચીને તુરતજ બોલાવી લાવવામાં આવ્યો અને જ્યાં એલચીઓની બેઠક હતી ત્યાં તેને બેસાડયો. જ્યારે ખાનું ખવાઈ રહયું ત્યારે ત્યાં મજલેશ તૈયાર કરાવી દારૂ મંગાવ્યો અને રામશગરો ને વાજીંત્ર સાથે હાજર કરાવી. સીકંદરે ત્યાં જેટલી વખત તે ખુશ સ્વાદવાલો દારૂ પીધો તેટલી વખતની પીધેલી જામો પણુ તુરતજ પોતાનીજ પાસે મુકી રાખી. તે એટલે સુધી કે જેટલી દારૂની જામ પીવા માટે ત્યાં ફરી તેટલી અંદાજા વગરની જામો તેની બાજુમાંજ પડી રહી. આથી દારૂની જામ આપનારો નોકર દારાં આગળ આવી કેહેવા લાગ્યો કે, "આજે પેલો રૂમી એલચી તો દારૂની જામોનોજ મીત્ર બન્યો છે અને જેટલી દારૂની જામ તેને પીધી છે તે સઘલી પાદશાહી જામો તેણે પોતેજ સાચવી રાખી છે." આથી પાદશાહે તેને તેનું કારણુ રૂમી એલચીને પુછવા ફરમાવ્યું અને બોલ્યો કે, "તેણે આટલી બધી જામોને પોતાની આગળ શા માટે રાખી મુકી છે ?" આથી દારૂ પીરસનારા શાકીએ જઇ તેને પુછ્યું કે ' ઓ પાદશાહી દેખાવના શખ્સ ! તેં આ સઘલી સુનેરી જામોને તારી બગલમાં શા માટે મારી છે ?" સીકંદરે જવાબ દિધો કે " ઓ નેકનામ ! પીધેલી જામો એલચીએજ રાખ-

વી ઘટે છે. પણ જો ઇરાનની રીત રસમ એથી જુદી હોય તો ભલેને એ સઘલી સુનેરી જામ પાછી પાદશાહી ખજાનામાં લેઇ જઇને મુક. તેનો એવો રેવાજ જાણી પાદશાહ દારા હસી પડયો અને તેણે જવેહરાતથી જડેલી એક પાદશાહી જામમાં એક રાતુ યાકુત મુકીને તે તેના હાથમાં લેઇ જઇ મુકવા ફરમાવ્યું.

તેટલામાં ત્યાં ઇરાનથી રૂમ મેહેશુલ ઉગરાવા ગયલા એલચીઓ તે મીજલશમાં પાછા ફર્યા અને ભપકાથી પાદશાહ દારા આગળ આવી હાજર થયા. ત્યાં તે એલચીઓએ સીકંદરનો ચેહેરો જોતાંજ પાદશાહ આગળ જઈ તેની તારીફ કરીને કહયું કે "આ તો રાજદંડ અને તાજ સાથે તખતે બેસનાર કયસર સીકંદર પોતેજ છે. જ્યારે હમે તારા ફરમાવ્યાથી સીકંદર આગળ સલામી લેવા ગયા હતા ત્યારે એ સીકંદરે ગુસ્સે થઇને હમુને ઘણું અપમાન આપ્યું હતું અને તું પાદશાહ માટે ગુસ્સાથી વાતો કીધી હતી. તેથી હમુને રાતોરાત તેનો મુલક છોડી સ્વાર થઇને નાહાસી જવું પડયું હતું. તે વખતે હમે સીકંદરના જેવો કોઇને રૂમમાં જોયો હતો નહી પણ હમોને તે તે મુલકનો એક બાધુરજ માલમ પડયો હતો માટે તે એ મુજબ તારાં લશકરનું, ખજાનાનુ અને તાજ તખતનુ તોલ કરતો જણાયો છે."

જ્યારે પાદશાહે પોતાના એલચીઓનું કેહેવું સમજ્યું ત્યારે તે સીકંદરને નીહાલીને જોવા લાગ્યો. તે એલચીઓએ જેહાનના પાદશાહને ખાનગીમાં શું કહયું તે સીકંદર પણ ચેટી ગયો. પણ જેહાનને દિપાવનાર સુરજ પશ્ચીમે અસ્ત પાંમી અંધારી રાત થઈ ત્યાં સુધી તો તે ત્યાંજ થોભ્યો. પછી તે પોતાના છાવણીના મુકામ તરફ જઈ એક જોરાવર ઘોડા ઉપર સ્વાર થયો અને પોતાની સાથના સ્વારો, ઉંચા નસીબના શખ્સો અને નામદારોને કહેવા લાગ્યો કે "આપણા ઘોડાઓ ઉપર આપણા જીવની સલામતી લટકેલી છે. તેથી જો એ ઘોડાઓ સુસ્તી કરશે તો આપણા હાથમાં ફકઠ પવનજ રેહેશે." આથી તે સઘલાઓએ પોતાના ઘોડાઓને ઉશકેરીને દોડાવ્યા અને તેઓ જેહાનના પાદશાહ દારાં આગળથી નાહાસી ગયા. જ્યારે દારાંએ તે સીકંદરનું સર કે તાજ કાંઇ જોયુ નહી અને તેને અંધારાં વચેથી ગેબ થયલો જોયો ત્યારે તેણે તુરતજ તે બુરી મનશાનીના શખ્સના તંબુ આગળ તપાસ અર્થે ચોકીબાનોને મોકલ્યા પણ તે ચોકીબાનોને તે ચાલાક દિલનો સીકંદર નાહાઠેલો જણાયો. કારણ કે આવા પાદશાહ દારાંનું નસીબ ઉંઘમાં પડવા માંડયું હતું. દારાએ હજાર બાહુર અને લડાયક સ્વારોને તેની પુઠે દોડાવ્યા જેઓ તેઓની પુઠે પવન વેગે દોડયા. પણ રાત અંધારી હોવાથી તેઓને આગળ રસ્તો માલમ પડયો નહી. તે ચોકીબાન લશકરે એમ જોયાથી તેઓ ત્યાંથી પાછા ફર્યા અને લંબાન રસ્તો ફોકટમાં કાપવા સિવાય તેઓને બીજો કાંઈ ફાયદો થયો નહી.

જેવો સીકંદર પોતાની છાવણીમાં આવ્યો તેવાજ રૂમી પેહેલવાનો પણ પોતાને મઠકેથી તેની આગળ આવ્યા. તે રાતે તેઓએ પાદશાહને ખુશ જોયો તથા તેની આગળ આંઠ હીરાજડીત દારૂ પીવાની જામો જોઇ સીકંદરે તે પેહલવાનોને કહ્યું કે, "તમો બેફીકર રેહેજો અને જે મુબારક ફાલ હમોએ ઉપજાવી છે તે માટે ખુશ રેહેજો. કારણ કે આ જામો આપણા જીવની ફતેહ તરીકે ગણાશે અને ચ્હોના સર આપણા હોકમ હેઠેલ રેહેશે. વળી મેં તેના લશકરની પણ ગણત્રી કરી લિધી છે અને આપણું તેનું જેટલુ લશકર સમજ્યું છે તેથી તે ઓછું છે. માટે હવે તમો સઘલા તમારી તલવાર લડવાને બાહાર કાઢો અને આ જંગલ અને મેદાનમાં આગળ વધો. જો તમો તમારાં શરીરને લડાઇમાં દુખ દેખાડશો તો તે દુખ માટે તમુને ખુશાલી અને ગંજનો બદલો મલશે. હવે જેહાનનો પેદા કરનાર મારો મદદગાર છે અને ચ્હોના માથાં મારી બગલમાં પકડાયલાં છે." આથી બુજોર્ગોએ તેની તારીફ કીધી કે "કયસરનો મુલક આબાદ રેહેજો અને હમારા શરીર અને જીવ તુને ફીદા થજો. હમો તુને એ કામ કરવાનું જાવેદાન શુધીનું વચન આપીએ છીએ હવે પાદશાહોમાથી તારી બરોબરી કરવાની કોણ હીમત કરશે ! તારા જેવી મરદાનગી, ઉચુ કદ અને દેખાવ પણ કોણ ધરાવે છે ?"

## દારાં અને સીકંદર વચ્ચે લડાઇ થતાં તેમાં દારાંએ હાર ખાધી તે વિષે.

જ્યારે ખોરશેદે કાલા કાગડા જેવી રાતની પીઠેથી પોતાનું સર બાહાર કાઢયું અને રોશન ચેરાગથી દીપે તેમ જમીન દીપતી થઇ, ત્યારે જેહાનના પાદશાહ દારાંએ લશકર તૈયાર કીધુ જેથી જેહાને તે લશકરને લિધે દામરના જેવી કાલી ચાદર ઓઢી. તેણે પોતાના લશકરને યુફ્રેતીશ નદી પસાર કરાવી અને જંગળમાં આવતાં તો તે લશકર શ્વાસ કરતાં પણ વધારે માલમ પડયુ. જ્યારે દારાંનું લશકર આવી પુગ્યાની ખબર સીકંદરને થઈ ત્યારે તેણે પણ પરગમ વજડાવી લશકરને તેના માર્ગમા ઉતાર્યું. તે બને લશકરો હદ વગરના હતાં તેમજ સીકંદરના જેવો તે જમાનામાં કોઈ પણ હતો નહી. [1] બખતરો, હીન્દી તલવારો, ઘોડાઓ, લડાઇના હથીયારો, ઘોડાના બખતરો, લશકરી અસબાબ અને બધે લશકરના પેહેલવાનોને લિધે ત્યાંની જમીન દરીઆ જેવી

[1] એ બેત લંખેલી નકલમાં વધારે છે.

દીસવા લાગી. બંધે તરફના લશકરે ત્યાં સફ ખેંચ્યાથી તેઓની તલવારને લિધે ત્યાં સુરજ જેવો પ્રકાશ પડવા લાગ્યો તેઓએ હાથીઓને લશકરની હરોલમાં બાહાર કાઢયાથી જેહાન નાઈલ નદીના જેવી હીલતી બની સઘલા લડાયક સ્વારોએ પોતાના શરીરને હવા કરતાં વધારે ગણીને હાથીઓને આગળ રાખી પોતે પુઠે રહયા. તુ કેહેશ ક, જાણે ત્યાની હવા ખુન કરવાના પોકારો મારે છે અને હવાના તેવા પોકારથી જમીન પણ જોશમાં આવી છે. પુષ્કલ રનશીંગડાં અને હીન્દી ઘાંટોના અવાજથી સઘલાઓનાં દિલ ધ્રુજી રહયાં. ઘોડાઓના ખંખાર, સરદારોના પોકાર તથા ભારી ગુરજનની અઠડાઅઠડીથી તુ કેહેશે કે, જમીન એક લડાયક પાહાડ જેવી અને ઉડી રહેલી ધુલથી આસમાન હબસીના ચેહેરા જેવુ બન્યુ છે

એક અઠવાડયુ સુધી તે લડાયક પેહેલવાનો સામાસામી ચેહેરા કરી લડતા ઉભા. પણ આઠમે દિવસે કાલાં ધુલારાં સાથનો એક એવો વંટોલ્યો થઈ આવ્યો કે જેથી સુરજ પણ ઝાખો થઇ ગયો. આ વંટોલ્યાથી ઇરાની લશકરની આંખો વિચાઇ ગઇ અને તેથી લડાઈના મેદાનમા તેઓ ધુલ સિવાય બીજુ કાંઈ જોઇ શકયા નહી. આવા બનાવથી જેહાનના પાદશાહ દારાં અને તેના નામદારી ભર્યા લશકરને ત્યાંથી નાહાસવા માટે ચેહેરો ફેરવવો પડયો મેદાનમાંથી લશકરે યુફ્રેતીશ નદી તરફ નાહાસભાગ કરવા માંડયાથી સીકંદરના લશકરે તેઓની જડપથી પુઠ પકડી. તેથી એક લશકર ગમભર્યું તો બીજુ ખુશાલ બન્યું. સીકંદરે તે નદી કીનારા સુધી જઇ પુગીને હદ વગરના ઇરાનીઓની કટલ કીધી પછી સીકંદરનું લશકર નદી કીનારેથી પાછુ ફર્યું અને તેણે નદી ઓલંગવાનો હોકમ આપ્યો નહી. એ રીતે સીકંદર પોતાના ચુનંદા લશકરની હરોલમાં રહી લડયાથી તેની લડાઇમાં ફતેહ થઇ [1]

## બીજી મરતબે દારાં અને સીકંદર વચે લડાઈ થઇ તેમાં પણ દારાંનીજ હાર થઈ તે વિષે.

સીકંદર સામેથી દારાંએ નાહાસી જવા પછી તેણે જડપથી ચોબાજુએ સ્વારો દોડાવીને મોટા દરજ્જાના ઇરાની અને તુરાની સરદારોને બોલાવી મંગાવ્યા અને કારકુનોને બોલાવી લશકરના પગાર ચુકવી આપવાનો હોકમ

---

1 આ પેહેલી લડાઇ યુફ્રેતીશ નદી આગળ નહી પણ ગ્રેનેકસ નદી આગળ થઈ હતી તેથી એ લડાઈને ગ્રેનેકસની લડાઈ તરીકે તવારીખનવેસોએ ઓલખી છે જે ઇ. પુ. ૩૩૪ ના વર્ષમા થઈ હતી.

કીધો. મહીનો આખેર થતાં તેણે નવેસરથી લશકરને આબાદ કીધું અને નામદારોના મગજને મગરૂરીના પવનથી ભર્યાં. તેણે બીજી વખત નદી પસાર કરીને સામી બાજુ પકડી અને લશકરને ત્યાંના ઓહોળાં મેદાનમાં ગોઠવ્યું. એ વાત સમજતાંજ સીકંદરે પણ પોતાનો અસબાબ ત્યાંજ રાખી પોતાના લશકરને તેની સામે કુચ કરાવી. જ્યારે તે લશકરો સામેસામાં આવી લાગ્યાં ત્યારે ત્યાંની જમીન અને જમાનો પણ લડાયક બન્યાં. તેઓ આ લડાઇમાં ત્રણ દિવસ સુધી રોકાયાથી એવું બન્યું કે ત્યાંની જગ્યા મુરડાંઓના ઢગલાથી તંગ બની. સીકંદર બીજી મરતબે ફતેહમંદ નિવડયો અને તે બુલંદ સેતારાનો અને જેહાનને દિપાવનાર થયો. દારાં લડતો રેહેવા છતાં તેના લશકરે નાહાસ ભાગ કરવા માડી. જાણે દારા પોતાને શરમ પુગે તેના કરતાં જમીનમાં ડટાવું ભલું હોય તેમ ઇચ્છતો હતો. પણ ઇરાનીઓમાંના ઘણાએક માર્યા જવાથી જેહાનને સોધનારા દારાનો દાહાડો બરગશ્તે બન્યો. જ્યારે સુરજ તથા ચંદ્રે તેને યારી આપી નહી ત્યારે તે દુખી બની લડાઇનાં મેદાનમાંથી પાછો ફર્યો. સીકંદરે પરવરદેગારના પુશકલ ઉપકાર સાથે તેની વંટોલ્યાની જડપે પુઠ ધરી. પણ પાદશાહ દારાં પોતાના લશકર સાથે સામે પારના ઓહોળાં મેદાનમાં જઇ પુગ્યો. તમામ મેદાન ઇરાનીઓના રેડાયલાં લોહીથી ગુલલાલાના જેવું રંગીત બન્યું. તેવામાં લશકર વચેથી (સીકંદરના) બાંગીનો અવાજ સમજાયો કે " ઓ માર્ગના ચુકેલા તાબેદાર લોકો ! તમોને મારાથી ડરવાનું કાંઇ કારણ નથી. હું કાંઇ તમોને દુખ પુગાડવાનો નથી. તમો લોકો સાથે મારાં લશકરને કાંઈ કામ નથી. તેથી તમો તમારા ઘરમાં જીવ અને શરીર પરવરદેગારને સોંપીને નચિંત રહો. જો કે તમોએ તેઓ ( રૂમીઓ ) ના લોહીમાં હાથ ધોયા છતાં રૂમીઓએ તમારા શરીર અને જીવને માફી બક્ષી છે." ૧

જ્યારે ઇરાનની રૈયત તેનાથી નચિત બની ત્યારે સઘલાઓએ રૂમીઓ તરફ જવાને પોતાના ચેહરા ફેરવ્યા. સીકંદરે તે લડાઇનાં મેદાનમાં જઇને ત્યાંનો તમામ અસબાબ જેવાં કે તખતો, મોટા અને નાના તંબુઓ, ગાલીચાઓ, લડાના હથીયારો, ઢોરો, રેશમી કપડાંઓ, પૈસા, ખજાનો, જવેહરાત, તલવારો, લોહો અને શુનેરી કંમરબંધો એ સઘલું એકઠું કરાવીને તે સર્વે અસબાબ તેણે

૧ આ લડાઈ યુફ્રેતીશ નદીને કાંઠે થઈ હતી નહીં પણ ઈસસ નદીને કાંઠે થઈ હતી તેથી તે ઈસસની લડાઇને નામે ઓલખાઈ હતી તે ઈ. સ. ૩૩૩ ના વરશમાં થઈ હતી. આ લડાઈમાંથી નાહારતા દારાં પોતાની સાથે પોતાના કુટુંબને નહી લઈ જઈ શકવાથી સીકંદરના હાથમાં દારાંની માય, રાણી, બેહેન, બે બેટીઓ ને બાળક શાહજાદો કેદ પકડાયા હતા.

પોતાના લશકરને બક્ષી દિધાથી તેનું લશકર નવેસરથી સંગાર પામ્યું. તે પાદશાહ અને તેનું લશકર આસુદુ બન્યુ ત્યાં સુધી તેઓ કેટલોક વખત સુધી તે લડાઇના મેદાનમાંજ થોભ્યા.

પેલી તરફ જેહાનનો પાદશાહ દારાં જેહેરમ[1] શહેર કે જ્યાં ઇરાની ખજાનો રેહેતો હતો ત્યાં જઇ પુગ્યો. ત્યાના સઘલા મોટા દરજ્જાના લોકો દુખી બની તેના તરફ દીલસોજી દેખાડતા આવી લાગ્યા. બાપોએ બેટાઓની અને બેટાઓએ બાપોની ગેરહાજરી જોયાથી તેઓ રૂદન કરવા લાગ્યા. તમામ ઇરાનમાં માહેતમ ચાલી અને લોકોની આંખોમાંથી કરાં માફક આંસુઓ વરસ્યા. પછી દારાં જેહરમથી ઇસ્તેખર કે જે ઇરાનીઓની મગરૂરી ગણાતી હતી ત્યાં ગયો ત્યાંથી તેણે ચોબાજુએ અને દરેક શેહેરના દરેક નામદારો ઉપર કાસદો દોડાવ્યા. તમામ લશકર પાદશાહના મેહેલ આગળ ભેગું થયું અને પાદશાહના તખત નિચે એક ખુરસી લાવીને મુકવામાં આવી. જ્યારે દારાં તે સુનેરી ખુરસી ઉપર બેઠો ત્યારે વફાદાર પેહેલવાનો તેની આગળ આવ્યા. દારાંએ તે ઇરાનીઓને કહયું કે "ઓ મોટા દરજજાના સરદારો, અક્કલમંદો, સિંહો અને લડાયકો! હવે તમો એ કામનો ઉપાય શું કરવો તે જોઇ કાઢો." તે દુખભર્યો એમ બોલતાંજ થોડાક વખત રડી પડયો. પછી તે બોલ્યો કે, "આપણે જીવતા રહીએ અને રૂમી લોકો ખુશાલ બને તેના કરતાં આપણે નામદારી મેલવતા માર્યા જઇએ તો તે બેહેતર ગણાય. હમારા ન્યાગાનો અને પાદશાહો જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી તેઓ દર સાલ સઘલેથી સલામી મેલવતા રહેતા હતા. આપણા દરેક કામમાં રૂમતો કુચ બીસાડમાં ગણાતું હતું નહી. પણ હાલે તેનાથીજ નામદારોના નસીબે સુમ્યત પકડી છે. સીકંદર મારી તમામ પાદશાહી જીતી બેઠો છે અને મારૂ તાજ તખત મેલવીને તે જેહાનનો માલેક બન્યો છે. વળી તે એટલુંજ કરીને બેસશે નહી પણ હવે તે અત્રે આવશે તેથી તમામ પારસમાં લોહીની નદી વેહેશે. ઓરતો, બાળકો અને મરદો તેના બંધીવાન થશે અને જવાન કે બુઢાઓ આ મુલકમાં રેહેશે નહી. તેથી જો તમો મારાં આ કામમાં મદદ થશો તો એ દુખ, મુશકેલી અને નુકસાંનને હુંજ દુર કરીશ. રૂમી રૈયત તો ઇરાની બુજ્જોર્ગોના શેકાર તરીકે ગણાતી અને ઇરાનથી તે સઘલાઓ આજેજ બનેલા રેહેતા હતા. પણ તેને બદલે આપણે હાલે તેઓના શેકાર બન્યા છીએ અને તેઓ વાઘ જેવા બન્યા છે અને દરેક લડાઇમાંથી આપણને લડતાં લડતાં નાસભાગ

---

૧ જેહેરૂમ એ પારસના મુલકમાં આવેલું શેહેર છે.

કરવી પડી છે તેથી જો તમો સર્વે એકમેકની પીઠ સાથે પીઠ અઠડાવશો તો તમો તેઓના મુલુકને પાછો તમારી મુઠીમાં પકડવાને સામર્થવાન થસો. માટે એ લડાઇમાં જે કોઇ સુસ્તી કરશે તેણે જાણે પોતાના જીવ સાથે સખતાઇ વાપડયા બરોબર ગણાશે. તેથી હવે પછી તમો જેહાન ઉપર ઉમેદ બાંધતા ના કારણ કે રૂમે ઝોહાકની જગ્યા લિધી છે અને આપણે જમશીદ બન્યા છીએ." એમ બોલતાં બોલતાં તેનું દિલ દુખથી ભરાઇ આવ્યાથી તે રડી પડયો. તેના બે ગાલો ફીકકા અને હોઠ સફેદ બન્યા તે સર્વે દાનાર બુજોર્ગોએ ત્યાંથી જઇને તેના કેહવા મુજબની તૈયારી કરવા માંડી ઇરાનમાંથી જારીના પોકારો નિકળ્યા કે "હમોને પાદશાહ વગરની દુન્યા જોઇતી નથી તેથી હમે સઘલા એકી વખતે લડવા માટે ચેહેરા ફેરવીને તે બુરી ઇચ્છાના શખ્સો ઉપર જેહાનને તંગ બનાવીશું હમો એકમેક સાથે હમારા જભાની કોર બાંધી લેઇશુ અને તેમ કરીને યાતો ધુલ પાંમીશુ કે યાતો હમારો દેશ જીતીશું." જ્યારે દારાંએ રૈયતનું આવુ કેહેન સમજ્યુ કે તેઓએ લડવા માટે પોતાના દિલને પાહાડ જેવા સખત બનાવ્યાં છે ત્યારે તેણે એમ જાણ્યાથી લશકરને તથા તેના મુલકના સઘલા નામદારોને હથીયાર તથા પૈસા આપ્યા.

## સીકંદર અને દારાં વચ્ચે ત્રીજી મરટબે લડાઇ થઇ અને દારાં કેરમાન તરફ નાહાસી ગયો તે વીષે.

જ્યારે સીકંદર એમ વાકેફ બન્યો કે દારાં માહાતાબના તાજ માફક તખતે બેઠો છે, ત્યારે તેણે પણ પોતાનું લશકર એકઠું કરીને તે સઘલા-ઓએ પરવરદેગારનું નામ મોઢાં ઉપર લેઇને એરાકથી ૧ કુચ કીધી. તેનાં લશકરની કાંઇ હદ હતી નહી તેમ દારાંનું નસીબ પણ હવે જવાન રહયુ હતું નહીં. પાદશાહ દારાંએ તેને સામો જઇ મલવાની તૈયારી કીધી અને પોતાના પુશકલ લશકરને ઇસ્તેખરમાંથી બહાર કાઢયું. જેથી તું કેહેશે કે, જમીનમાં ભાર ખમવાની શકતી પણ રહી નથી અને આસમાન પણ પોતાનો માર્ગ ભુલી ગયું છે. બંધે મુલકના બંને પાદશાહોએ લશકરની સફ સમારી અને સઘલાઓ હાથમાં ગુરજ, નેજા અને ખંજર પકડીને ઉભા. બંને તરફના લશકરમાંથી એટલો તો પોકાર નીકલ્યો કે તેથી આસમાનના ચક્કરના કાન પણ બેહેરા બન્યા. જમીન પેહેલવાનોના લોહીથી દરીઆ જેવી બની અને તમામ મેદાનમાં ડોકાં વગરનાં શરીરો પડેલાં દેખાયાં. એ એક બાપને બેટા

---

૧ એરાકને બેબીલોન્યા અથવા ખાલડીઆ પણ કહે છે.

તરફ દયા દેખાડવાનો પણ વખત હતો નહી. પણ ફરતાં આસમાને તેઓ ઉપર બક્ષેસ કીધી નહી. રાત પડતાં દારાંની હાર માલમ પડી આવ્યાથી સીકંદરે હુમલો લાગી વચલા ભાગને ઘેરી લીધો. ૧ પણ જેહાનનો પાદશાહ દારાં ત્યાંથી નાહાસીને કેરમાનમાં જઇ ભરાયો. એ રીતે પોતાના જીવને દુશ્મનથી બુરાઈ પુગતાં બચાવી લીધો. પારસનું રાજધાની શેહેર ઇસ્તેખર જે પારસની મગરૂરી સમાન ગણાતું હતુ ત્યાં હવે સીકંદર દાખલ થયો. હવે સીકંદરની દરબારમાંથી ત્યાં બાંગીના બુલંદ અવાજ સમજાયા કે, "ઓ રેહેનુમાઇ કરનારા સરદારો! જે કોઇ પોતાના કીધેલાં કામો માટે પરવરદેગારની પનાહ ચાહી મારી માફી માંગશે તેઓ મારો આસરો મેલવશે અને હું તેઓનો ખેરખાહ ગણાવશ. હમો તમામ ઘાહેલ બનેલાઓને જરૂરી ચિજો બક્ષીશું અને વળી દુશમન ગણી તેમના લોહી રેડીશું નહી. હમો લોકોના માલમીલકત તરફ હાથ લબાવતા અટકીશુ અને રોશનીના માર્ગ તરફ હમારી અકલ દોરાનીશુ. હવે જ્યારે તે ફતેહમંદ સાહેબે હમુને ઓરેહ, બુજોર્ગી, તાજ અને પાદશાહીની બક્ષેસ કીધી છે ત્યારે જે કોઇ હમારા હોકમથી ફરશે અને હમારા કામને અઝદાહના જેવાં ગણશે તેઓ હમારીથી જેહાનમાં કરાર પામશે નહી અને તેમ કરવા માટે તેઓ આખરે પશેમાન થશે." પછી તેણે લડાઇના મેદાનમાં જે કાંઇ ચિજો હતી તે સઘળી પોતાના લશકરને બક્ષી દિધી.

જ્યારે દારા ઇરાનથી કેરમાન જઇ પુગ્યો ત્યારે તેને પોતાના બુજોર્ગીભર્યાં લશકરનો એ ત્રતાંસ ભાગનો નાશ થયલો જણાયો તેના લશકરમાં રૂદન ચાલી રહયુ અને કોઈએ પણ માથે કોલાહ રેહેવા દિધું નહી. તેણે ડાહપણવાલા બુજોર્ગો તથા જેઓ તેની સાથે લડાઇમાં ઉતર્યા હતા તેઓને એકઠા થવા ફરમાવ્યાથી સઘળા મોટી પદવીના સરદારો પોતાની બદબખતીને લીધે બલી મરતા તેની આગલ જારી તથા રૂડન કરતા આવ્યા. દારાંએ તેઓને કહયું 'બેશક હવે આપણી ઉપર આસમાન તરફની બુરાઇ પુગી છે. જેહાનમાં આવી રીતની હાર કોઇએ જોઇ નથી તથા આગળા લડાઇના અનુભવી દાના-

---

૧ ત્રીજી લડાઈ અરબેલાના મેદાનમા થયલી હોવાથી તે અરબેલાની લડાઇને નામે જણાયલી છે. તવારીખનવેશો ઈરાનીઓને આ લડાઈમાં ઘણી બાહુરી સાથે લડેલા જણાવ્યા છે અને ઇરાનીઓ એમ જીવ ઉપર આવી લગભગ લડાઈ જીતવાની અણી ઉપર હતા તેવામા કોઇએ જુઠી અફવા ફેલાવી કે દારાં સીકંદર સાથે હાથોહાથ લડતા મારયો ગયો છે જે જુઠી અફવાએ ઈરાનીઓને નાઉમેદ બનાવ્યાથી તેઓએ ત્યાથી જીવ લઇને નાહાસવા માંડયુ હતું અને આ લડાઈમાં હાર ખાધી હતી.

વોએ સમજી પણ નથી. ઇરાન જમીનના લોકોના બાયડી છોકરાં હવે બંધીવાન બન્યાં હશે તેથી જાણે મારૂં રવાન મારા ગ્રહથી અને શરીર તીરથી વિંધાઇ જાય છે. હવે તમોને એ બાબે શું નેક સુજે છે અને તમો એવો શું ઉપાય કરવા માંગો છો કે જે કર્યાથી તે બદખાહો પશેમાન થાય? મારી પાસે તો હવે કાંઇ મુલક, શેહેરો, તાજ તખત, પાદશાહી, ફરજંદો, ખજાનો કે લશકર કાંઇ રહયું નથી. પરવરદેગારની મેહેરબાની આપણી ઉપર કમી થવાથીજ આવો ખરાબ વખત આવ્યો છે"

તેની આવી વાત લશકરના કાનમાં દાખલ થતાંજ તેમના તાલકમાથી આંખો વાટે પાણી (આંસુઓ) નો ધસારો થવા લાગ્યો, અને તેઓ ભેગા અવાજે બોલ્યા કે "ઓ પાદશાહ! હમો સઘલાઓ પણ જમાનાથી બુરાઇ પુગવાથી દુખી બન્યા છીએ. જે શખ્સો જીવતા હતા તે સઘલા મોટી પડવીના પાદશાહ માટેજ હમણા તેની આગળ રૂદન કરતા બન્યા છે બાપો બેટા વગરના અને બેટાઓ બાપ વગરના બન્યા છે. એ રીતે આપણા ઉપર ફરતાં આસમાનથી દુખ આવી પડયું છે. જે કોઇની માય બેહેન અને બેટીઓ હશે તેઓ સીકંદરને હાથ જઇ પડી છે. વળી તારા જીવ માટે ધાસ્તીથી ધ્રુજનારી તારા જનાનખાનામાં રેહેતી પાક ઓરતો તેમજ તારા ઉચ્ચ મનશનીના ન્યાગાનોનો ખજાનો જે તારા કબજામાં હતો તથા બુજોર્ગ તોખમના કેઆનીઓનો ખજાનો તે સઘલું હાલે દુશમનોને હાથ જઈ પડયું છે. હવે હમારામાં તેઓની સામે થવાની શક્તિ નથી કે જેથી હમે તેની સાથે પાછી લડાઇ કરવાની કોશેશ કરી શકીએ. હવે તો એજ ઉપાય રહયો છે કે તેની ઘણી સરખી મદારત કરવી કારણ કે બુજોર્ગીભર્યું તાજ કોઇ સાથે ઠરીને રેહેતું નથી. જે કોઇ અકલમંદ શખ્સો હશે તેઓ જાણી શકશે કે સીકંદર ઉપર પણ ફરતું આસમાન એમજ ફરવાનું. માટે તું તેની આગળ તારી લાચારી જણાવીને તેની સાથે ખુબીભરી વાતચીતનોજ વધારો કર કે તેથી એનું સેવટ શું આવે છે તે આપણે તપાસીએ. કારણ કે આસમાનની ગીરદેશ આપણા વિચારની બાહાર છે. માટે તું તેના ઉપર એક નામું લખીને તેના કાલા જીવને વિચારવંત બનાવ. જે કોઇ પોતાની અકલથી જબાનને દિપાવે છે તે યુક્તિથી બુરાઇને બુનબેખમાંથી ઉખેડી નાખે છે."

## દારાંએ સીકંદર ઉપર સુલેહ ચાહાવાનું નામું લખ્યું તે વિષે.

જ્યારે પાદશાહે તેઓની આવી વાત સમજી ત્યારે તેણે પાદશાહોને ઘટતી રીતનો હોકમ ફરમાવ્યો. તેણે એક જેહાનનો અનુભવ પાંમેલા મુનશીને

બોલાવી મંગાવ્યાથી તે કલમ અને કાલી કસ્તુરી લેઇને ત્યાં હાજર થયો. પછી પાદશાહે દુખ અને ગમ સાથે તથા ફીકકે ચેહેરે આંખોમાં આસું સાથે એક નામું લખાવ્યું કે, "અરદેશીરના બેટા દારાબના બેટા દારાં તરફથી સિંહોને પકડનારા સીકંદર જોગ." તેમાં તેણે પેહેલી પરવરદેગારની તારીફ લખાવી કે "પરવરદેગારથીજ જમાના તરફની નેકી બદી જોવામાં આવે છે. બેશક અક્કલમંદો આસમાનની ગીરદેશથી પોતાનુ સર ફેરવી શકતા નથી. આપણે તે ગીરદેશથીજ ખુશાલ તેમજ દલગીર બન્યે છીએ. તે ગીરદેશ ઘડીકમાં ઉંચાઇએ ચઢાવે છે તો ઘડીકમાં નિચે લાવી નાખે છે. જેહાનમાં જે કાંઈ નેકીનું પુગવું થાય છે તે પરવરદેગાર જે તમામ જાહેર અને છુપી વાત જાણનાર છે તેના તરફથીજ છે આપણને તેનીજ મદદ મલતી હોવાથી તેનો ઉપકાર જાહેર કરવો ઘટે છે. જે યજદાંનની પીછાણ કરનારો હોય છે તે જેહાનને સારી રીતે જીતનાર ગણાય છે. આપણા વચેની લડાઇ મરદાનગીવાલી અને તારીફ લાયક ગણાય નહી. પણ તે છતાં એ લડાઇ આસમાનની ગીરદેશથી અને સુરજ અને ચંદ્રના ફરવાથી આપણી વચે જાગી છે. હવે જે કાંઇ બનાવાકાલ હતું તે બની ચુક્યું છે. હવે આપણે આ બલુ આસમાનના ગુમબજ નિચે શા માટે દિલને દુખી બનાવ્યે તેથી જો તુ પણ તારાં દિલને લડાઈ કરવા માટે પસેમાન બનાવીને મારી સાથે કોલકરાર કરશે તો જે કાંઈ ખજાનો પાદશાહ ગુસ્તાસ્પ અને અસફંદીયારનો મારી પાસે છે તથા જે કાંઈ હારો, સાંકલીઓ અને લુલકો તથા કએખસરૂનું સુનેરી બખત અને તાજ છે તે તથા જે લોઢાંની ટોપીઓ, બખતરો અને સુનેરી કંમરબંધો છે તે તથા જે કાંઈ મેં મારી મેહેનતથી એકઠું કીધું છે તે સઘલું હું મારા ખજાનામાંથી તારા ખજાનામાં મોકળી આપશ. વળી હું તુંને લડાઇમાં મદદ આપનાર બનશ અને દિવસે કે રાતે પણ તેમ કરવાને જરાએ ઢીલ કરશ નહી. માટે તેં મારાં સગાવાહલાંઓમાંથી જે કોઇને કેદ પકડયા હોય તથા જે મારી પરડેપોશ ઓરતો અને ફરજંદો તારા કબજામાં હોય તેઓને તુ મારી આગળ મોકલી આપશે તો તેમ કર્યામાં કાંઈ અજબ જેવું ગણાશે નહી. જેહાનના પાદશાહને કીનો રાખવો લાયક નથી. ઉંચી મનશાનીના પાદશાહો તુંને પરદેપોશ ઓરતો વિષે તાનાજનીના સખુનો સિવાય બીજું કાંઇ કેહેશે નહો. હવે જ્યારે તું ફતેહમંદ નિવડયો છે તો તું તારૂં મોટું દિલ દેખાડ અને બીજી ભલાઇઓમાં એ ભલાઇનો વધારો કર. તું હુશીયારી ભર્યો પાદશાહ એ નામું વાંચતાંજ તે લખનારના વિચાર અને અક્કલની તારીફ ગાશે અને જ્યારે દારાબે અને ફીલકુશે લડવા માટે અસબાબ તૈયાર કીધો હતો ત્યારે તે જેહાનનો શોધનાર પાદશાહ દારાબ,

પોતાની તિક્ષણ તલવારથી રૂમમાં રૂમીઓ ઉપર શું શું કરી શકતે તે જો તું તારા દોસતોને પુછશે અને તું રૂમનો પાદશાહ તે ઉપર રાસ્તીથી વિચાર ચલાવશે તો તારૂં લોઢાંના જેવું સખત દિલ પણ મીનના જેવું પોચું બનશે. દારાબ પોતાના ઇરાનીઓ સાથે જઇ રૂમીઓ સાથે ફકત કોલ કરાર કરીને ( કાંઇ પણ નુકશાન કીધા વગર ) ત્યાંથી પાછો ફર્યો હતો. એ વાત લાંબા જમાનાઓ સુધી યાદગાર જલવાઈ રહેશે તેથી હવે જ્યારે તું તેજ મુજબ ફતેહમંદ નિવડયો છે ત્યારે તુ પણ કોઇ ઉપર કીનો લેવાનો દાવો કીધા વગર અત્રેથી ચાલી જશે તો અત્રે તારૂં નામ બુરાઇ સાથે જોડાયલુ રેહેશે નહી અને વળી તારી ઉપર ઇજદી ખોરેહ પ્રકાશી રહેશે."[1] પછી ઉટોની જાળવણી કરનારા વડા પાસે દારાંએ એક ઉંટ મગાવ્યાથી તે તુરતજ ઉંટ લેઇને તેની આગળ આવ્યો. જેહાનના પાદશાહે તે નામું તેને સોંપતાંજ કહયુ કે "તું પવન સાથે બરોબર કરીને એ નામુ લેઇ દોડ "

## સીકંદરે દારાંના નામાનો જવાબ મોકલ્યો તે વિષે.

તે ઉંટસ્વાર કેરમાનથી નિકળેલો બુરી મનશનીના સીકંદર આગળ જડપથી આવી પુગ્યો. સીકદર તે નામું વાંચતાજ બોલ્યો કે " દારાંના જીવ સાથે અકકલ જોડાયલી રેહેજો. જે કોઇ પોતાના સગાંવાહાલાં અને ઓરત ફરજંદની ફીકર રાખતો રહે તે પોતાનુ માથુ ઝાડની ડાંખલી સાથે લટકાવી ફાંસો ખાઇને તખતને બદલે ઘોરનો તખનો જોયા વગર રહે નહી. હુ ઇરાનમાં કોઇ ઉપર જુલમ પાડતો નથી અને લોકો પાસેથી હું ખજાનો પણ માંગતો નથી. તેથી જો તું ઇરાન તરફ પધારશે તો રવા ગણાશે કારણકે તમામ પાદશાહી તારી પોતાનીજ છે અને તારા હોકમથી હું એક પળ પણ ઉલટો ચાલશ નહી અને તારો વિચાર લિધા વગર હું એક કદમ પણ ખેચશ નહી." સીકદરે જ્યારે તે નામાનો એ મુજબ જવાબ લખ્યો ત્યારે તેણે ગોયા બુજોર્ગીના બાગમા એક એવું ઝાડ રોપ્યું કે જેના ફળ પ્રકાશતા સુરજથી તે કાલી ધુલ તરફની તમામ પાક આફ્રીનનાંજ હતાં. તે વગર તાજના પાદશાહનુ દિલ અને આંખ લોહી ભર્યાં બન્યા હતા તેટલામાં તે ઉટસ્વાર ત્યાં વાહાનની જડપે પાછો આવી લાગ્યો. દારાં તેનો આવો જવાબ વાંચતાંજ જેહાનનાં કામથી અજબ બન્યો

---

[1] દારાએ પોતાની કુટુંબની ઓરતોને સીકંદરના હાથમાંથી છોડાવવાને તવારીખનવેસોના લખવા મુજબ ત્રણ ત્રણ નામાઓ લખ્યાં હતા. પણ તે સખત દિલના સીકંદરે તેના તુંડાઈ ભર્યા જવાબો મોકલ્યા હતા અને તેની માંગણી બર લાવ્યો હતો નહી.

અને આખરે તે બોલ્યો કે "હું મારી કમર બાંધી એક રૂમી આગળ ઉભો રહું તેના કરતાં કોહાડા વડે માર્યો ગયલો બેહેતર ગણાઉ દુન્યામાં મારો કોઇ પણ મદદગાર રેહેલો જણાતો નથી અને પરવરદેગાર સિવાય મારી કોઇ ફર્યાદ સાંભળતું નથી"

## દારાંએ હીંદુસ્તાનના રાજા ફઉર ઉપર નામું લખ્યું તે વિષે.

જ્યારે તેણે પોતાની નજદિક કે દુર કોઇ મદદગાર જોયો નહી ત્યારે તેણે ફઉર રાજા ઉપર એક નામુ લખ્યું તે નામું સરાગાતભર્યું, તાબેદારી દેખાડનારૂ અને દુખ સાથે લખાયલુ હતું. તેમાં તેણે પેહેલી પરવરદેગારની તારીફ કરીને પછી લખ્યું કે, "ઓ અક્કલમંદ, દાનાવ અને રોશન રવાનના હીન્દના સરદાર! મારા ઉપર નસીબ સંજોગે શું વિટયું છે તેની ખબર તો હું ધારૂ છું કે તુને પુગી હશે સીકંદર રૂમથી લશકર લેઇ ચઢી આવ્યાથી હમારી માલમતા, આબાદ મુલક, સગાવાહાલાં તથા ફરજંદો, તાજ, તખત, પાદશાહી સત્તા, ખજાનો અને લશકર કાંઇ રહયું નથી તેથી જો તું મને મદદ કરશે તો એ હાનીને હુ મારાથી દુર કરી શકશ અને મારા ખજાનામાંથી હું તારે માટે એટલું તો જવેરાત મોકલી આપશ કે પછી તુને ખજાનો મેલવવાની મેહેનત કરવી પડશેજ નહી. વળી તુ જેહાનમાં નામદારી મેલવી બુજ્રગો આગળ તું પ્યારો બનશે." પછી તેણે એક ઉટ સ્વારને તેની આગળ જડપથી મોકલી આપ્યાથી તે ફઉરોની તેખમના ફઉર આગળ જઈ પુગ્યો.

## ફઉર ઉપર દારાંએ નામું લખ્યું તે બાબે સીકંદર વાકેફ થયાથી તેણે લશકર લેઈ દારાંની પુઠ પકડી અને દારાં પોતાનાજ વજીરને હાથે ઠાર થયો તે વિષે.

દારાબના બેટા દારાએ કેવો પાયો નાખ્યો છે તે વાતથી જ્યારે સીકંદર વાકેફ થયો ત્યારે તેણે રનશીગડા વજાડવાનો હોકમ કીધાથી ત્યાં પરગમ અને હીન્દી ઘાટોના અવાજ નિકળી રહયા. પછી તે મોટું લશકર લઈ ઇસ્તેખરથી ઉપડયો જેથી સુરજ પણ પોતાનો આસમાન ઉપરનો માર્ગ ચુકી ગયો. પેલી તરફથી દારાં પણ તેના માર્ગમાં આવી ચઢયો અને જેહાન તે પાદશાહના દમામથી એકી વખતે તાજી બની. બંધે તરફના લશકરોના પોકારો નિકળ્યા અને લડાયક માણસો બેચેન બન્યા. સીકંદરે રેવાજ મુજબ સફ ખેંચી જેથી

હવામાં અંધકાર ફેલાઇ જમીન દેખાતી બંધ થઇ. જ્યારે દારાં પોતાના લશકરને માર્ગમાંથી કુચે કરાવી લાવ્યો ત્યારે તેનું લશકર લડવા માટે ખાહેશમંદ હતું નહી. પણ તે તુટેલાં દિલનુ અને લડાઇથી કંટાલેલું હોવાથી ઇરાનીઓનું નસીબ ઉંધું પડયું. તે ફાડી ખાનારા સિંહો જેવા ઇરાનીઓ કોહલાં જેવા બન્યાથી તેઓમાના કોઇએ પણ રૂમીઓ સાથે લડાઇ કીધી નહી. મોટી પડવીના ઇરાનીઓએ તેની મારી ચાહી લિધી અને તેઓ બુજોર્ગીનું માન ભોગવતા કમીના બન્યા.

એમ જોતાંજ દારાંએ નાહાસવાને મોહ ફેરવ્યુ અને ત્યાંથી હાએ અફશોસ કરતો નાહાસી ગયો. તે પાદશાહ સાથે જે કોઈ ઇરાની નામદારો હતા તે અને ત્રણ હજાર સ્વારો પણ નાહારી ગયા. તેની સાથે લડાઇના મેદાનમાં ઉતરનારા તેના બે મોટી પડવીના વજીરો હતા જેમાના એકનું નામ માહીયાર અને બીજાનું નામ જાનુસીયાર હતું. જ્યારે તે વજીરોએ તેનું કામ બીગડેલું જોયુ અને દારાંનું ચઢતું નસીબ અને નેકનામી જતી રહેલી જોઇ, ત્યારે તેઓમાંના એકે બીજાને કહયું કે "હવે એ બદબખ્ત દારાં ફરીથી તાજ તખત જોવા પાંમવાનો નથી તેથી તેની છાટીમાં ખંજર ભોકી દેવું ઘટે છે યાતો તેના માથાં ઉપર હીન્દી તલવારનો ફટકો લગાવવો ઘટે છે. એમ કર્યાથી સીકંદર આપણને કોઇ મુલક બક્ષી દેશે અને તેની પાદશાહીમાં આપણે તાજ જેવા ગણાઈશુ."

આથી તે બંધે જેઓ તેના વજીર તેમજ ખજાનચીન ગણાતા હતા તેઓ એજ મટલબથી તેની સાથે જોડાયા અને વડો વજીર તેના જમના હાથ ઉપર અને માહીયાર તેના ડાવા હાથ ઉપર ચાલવા લાગ્યો. જ્યારે અંધારી રાત પડી ત્યારે સખત પવન પણ નિકળી આવ્યો. તેવામાં જાનુસીયરે હાથમાં એક ખંજર પકડી પાદશાહના સીનામાં ભોકી દીધાથી તે નામદાર શાહનું માથું વાકું વલી ગયું.૧ પછી તે તમામ લશકર તેની આગળથી હવે પાછું ફર્યું.

---

૧ અતરે ફીરદોસી પાદશાહ દારાંનું ખુન તેના વજીરો માહીયાર અને જાનુસીયરને હાથે થતું જણાવે છે પણ ગ્રીક તવારીખનવેસોને આધારે એ ખુન તેના બીસસ નામના વજીરે કીધું હતું. તેણે એ નાહાસભાગ વખતે માર્ગમાં દારાને કેદ કીધો એટલુંજ નહીં પણ તેને મરણતોલ જખમી કીધો હતો. તવારીખનવેશોના કેહેવા મુજબ આ ખુન કરાવવામા સીકંદરનોજ હાથ હતો. એ રીતે એ પાદશાહ ઇ. પુ. ૩૩૧ માં માર્યો ગયો હતો.

## દારાંના ઘાહેલ થવાની ખબર સીકંદરને થયાથી તે તેની આગળ આવ્યો અને દારાં સીકંદરને નસીયત દેઈ મરી ગયો તે વિષે.

પછી તે વજીરોએ જઇને સીકંદરને કહયું કે, "ઓ અકકલ પસંદ કરનારા ફતેહમંદ પાદશાહ ! આખરે હમોએ તારા દુશમનને મારી નાખ્યો છે અને તેનો મોટાઇ, તાજ અને તખત ભોગવવાથી અંત આણ્યો છે." જ્યારે સીકંદરે જાનુસીયરને એમ કેહેતા સમજ્યો ત્યારે તેણે માહીયારને પુછયું કે "જે દુશમનને તે મારી નાખ્યો છે તે હાલે કયાં છે ? મને તમો ત્યાં જવાનો રસ્તો દેખાડો." આથી તે બંધે તેને જંગલમાં લેઇ ગયા. રૂમી સીકંદરનાં દિલમાનું લોહી અને જીવ ગુસ્સાથી ઉકલવા લાગ્યાં. જ્યારે તેણે દારાં આગળ જઇ તેનો ચેહેરો જોયો તથા તેની છાટીમાંથી લોહી જરકતુ અને તેનો ચેહેરો સમબુલ માફક ફીકકો બનેલો જોયો ત્યારે તેણે તે બંધે વજીરોને ઘોડા ઉપરથી નિચે ઉતરવા ફરમાવ્યું અને તેઓ ઉપર ચોકી મુકી. પછી સીકંદરે ઘોડા ઉપરથી પવનવેગે નિચે ઉતરીને પોતાની છાતી ઉપર તે ઘાહેલ થયલા પાદશાહનું માથું ટેકવ્યું. તે ઘાહેલ થયલો પાદશાહ બોલી શકે છે યા નહી તે તપાસવાને તેણે તેના ચેહેરા ઉપર પોતાના બે હાથો મસલ્યા અને તેના માથા ઉપરથી પાદશાહી તાજ કાઢી નાખ્યું અને દિલ ઉપરતું પેહેલવાની બખતર ખોલ્લું કીધુ. પછી તે ઘાહેલ બનેલા દારાંના શરીરને વૈદના ઉપાયથી દુર જોઇને તેણે તેને માટે આંખોમાંથી આંસુ પાડયા અને બોલ્યો કે "તારૂં એ દુખ આશાન થશે અને તારૂં બુરૂ ઇચ્છિનારાઓના દિલ હેરાન બનશે. માટે તું ઉઠીને સુનેરી પાલખીમાં બેશ અને જો તારામાં જોર હોય તો ઘોડા ઉપર બેશ હુ હીન્દુસ્તાન અને રૂમના વૈદોને તારે માટે હાજર કરશ કારણ કે તુને દુખી જોઇ હું લોહીના આંસુ પાડુ છું [1] પાદશાહી અને તખત હું તુંનેજ સોંફશ અને તુ સારો થતાંજ હું અત્રેથી ઉપડી જવાને સામન બાંધશ. તારી ઉપર જુલમ ગુજારનારાઓને હું હમનાજ ઉંધા ફાંસીએ લટકાવશ. જેવું હમોએ ગઇ રાતે બુજોર્ગોથી સમજ્યું તેવુંજ મારૂં દિલ લોહીથી ઉકલતું અને મારા હોટો પોકાર મારતા બન્યા છે. કારણ કે બંધે આપણે એકજ ઝાડની ડાંખલી છીએ અને એકજ પેહેરનમાં સજ થયલા છીએ તો આપણે શા માટે આપણી તોખમને વધુવાર ઉખેડી કાઢયે ?"

---

૧ જો કે સીકંદર બીજા તવારીખનવેસોના કેહેવા મુજબ દારાં માટે ખરેખર આંસુ પાડી રડયો હતો પણ તે રડવું ઢોંગી હતું.

જ્યારે દારાએ એમ સમજ્યું ત્યારે તે મોટે અવાજે બોલ્યો કે "તારી સાથે હમેશાં અક્કલ જોડાયળી રેહેજો. જેમ તું (દિલશોઝીથી) બોલે છે તેમ બોલવાનો બદલો હું ધારૂં છું કે તું પાક પરવરદેગારથી મેળવશે. તું હમણા બોલ્યો કે 'ઈરાન તારૂં જ છે તથા બાહુરોનું તાજ તખત પણ તારૂંજ છે,' પણ તે તખત કરતાં તો મોત મારી વધારે નજદિક આવ્યું છે અને મારા ઉંધાં નસીબને લિધે તે તખત ખાલી પડયું છે. ઉચા આસમાનનુ સંવટ એવુંજ હોય છે. આસમાનના નાજ નખરા એ સઘલું દુખ છે અને તેના ફાયદા એ નુકસાંન છે. તુ મારા હાલ તરફ મરદાનગી સાથે નેગાહ પુગાડ, કે જેથી તું એમ નહી કહે કે 'આ નામદારી-ભરી અન્જુમનથી હુ ચઢતો છું' જે કાંઈ નેકી બદી પુગે છે તે બધેનુ પુગવુ તુ પરવરદેગારથીજ સમજજે અને જ્યાં સુધી તુ જીવતો રહે ત્યાં સુધી તેનાજ શુકરાના કરજે. મારા એમ કેહેવાની સાબેટી તરીકે તારી આગળ મારોજ દાખલો બસ છે. એ બાબદ ઉપર સો કોઇ આંસુ પાડશે. કારણ કે આટલીબધી બુજોર્ગી, પાદશાહી અને ગંજ હું ધરાવતો હતો અને મારાથી કોઇને પણ દુખ પુગ્યું હતુ નહી. વળી મારૂ આટલું બધુ લશકર અને એટલાં બધાં હથીયાર હતા તથા હું મોટી કીંમતના ઘોડા તથા તખત અને તાજ ધરાવતો હતો. વળી મારાં ફરજંદો અને સગાંવાહાલાં હતા જેઓ હાલે કેવાં દુખી અને બલતા દિલના બન્યા હશે મારી આગળ જમીન અને જમાનો ગોલામ થઇને રહયા હતાં, પણ જ્યાં સુધી મારૂ નસીબ ખશી બનીને રહયુ ત્યા સુધી રધનુ એમ રહયુ. પણ જેવી મારા નસીબે મારી સાથે જુદાઇ પકડી તવાજ મારા મેહેલો અને દીવાનખાનાઓ વેરાન બન્યાં. એ રીતે હું નેકીથી જુદો પડીને જલ્લાદોના હાથમાં સપડાઇ ગયો. હું મારાં ફરજંદો અને ખેશીઓ માટે નાઉમેદ બન્યો છું અને જેહાન કાલી થતી જાય છે તથા મારી આંખો સફેદી પકડી જાખ મારતી જાય છે. મારી આગળ કોઈ ખેશી મારી દાદ લેનારૂં નથી અને તેથી મને પરવરદેગાર ઉપરજ ઉમેદ રાખવી પડે છે. હુ તો ઘાહેલ બની આ હાલતે ધુલમાં પડયો છું અને જેહાનમાં બલાના ફાંડામાં સપડાયો છુ જો તુ પાદશાહ યા મેહેલવાન હોય તોપણ ફરતાં આસમાનની તો એવીજ રીત છે. આખરે તેનો મોટો દરજ્જો જતો રહીને તે મોતનો શેકાર થઇ પડે છે અને મોત તેને ખુચવી જાય છે."

તે ઘાહેલ થઇને ધુલમાં પડેલા પાદશાહ માટે સીકંદરે પોતાની આંખો-માંથી આંસુઓ પાડયાં. જ્યારે દારાએ તેના દિલનું આવું દુખ જોયું તથા તેની આંખોમાંથી તેના ફીક્કા ચેહેરા ઉપર આંસુઓ વેહેતાં જોયાં ત્યારે તે

બોલ્યો કે, "તું રડ ના, કારણ કે તેમાં ફાયદો નથી. મારે ફાલે આતશમાંથી ધુમાડા સિવાય બીજું કાંઇ આવ્યું નથી. પરવરદેગારથી તથા પ્રકાશ્તા જમાનાથી મારી ઉપર એવીજ બક્ષેશ થઇ છે. તું મારી તમામ શિખામણો ઉપર ધ્યાન આપજે અને તે કબુલનારો થઇને દિલમાં હુશીયારી ધરજે." સીકંદરે તેને જવાબ દિધો કે "જેમ તારો હોકમ તારી જે કાંઈ ઇચ્છા હોય તે તું મને કેહે હું તે બજાવવાનું વચન આપું છુ. તું તારી જબાંનને તેજ બનાવ અને તારાં પાપન ખુલ્લાં કરીને મને જે કાંઈ કેહેવા માંગતો હોય તે યાદ કરીને પેહેલેથી તે છેલ્લે સુધી કેહે."

આથી દારાં બોલ્યો કે "ઓ નામદાર ! પેહેલુ એ કે તું જેહાનને પેદા કરનારા ઇનશાફી સાહેબ કે જેણે જમીન અને જમાનાનું ચક્કર પેદા કીધું છે તથા જેણે જોરેમંદ તથા નબલાઓને પેદા કીધા છે તેનો ડર કરજે, અને મારાં ફરજંદો અને સગાંઓ તથા મારી પ્યારી પડદેપોશ ઓરતોની સંભાળ કરજે. તું મારી પાક તનની બેટીને મારે ખાતર નેકામાં લેજે અને તેણીને તારા તખત આગળ આરામ સાથે રાખજે. તેણીનું નામ તેની માયે રોશનક પાડયુ છે અને તેણીએ તે બેટીથી જેહાનને ખુશાલ અને ખુશનુદ બનાવી છે તુ મારા તે ફરજંદને તાણા મારતો ના અને બુરી કરણીના લોકોના હુલકાવ્યાથી તું તેની નીંદા કરતો ના. કારણ કે તેણી પાદશાહી ખાનદાનમાં ઉછરેલી હોવાથી અક્કલ ધરાવવામાં નામદારોના તાજ જેવી છે કદાચને તું તે બેટીથી એક નામદાર બેટો જન્મેલો જોશે કે જે નવેસરથી અસફંદીયારનું નામ તાજુ કરશે, તથા આ જરથોસ્તના આતશને દિપતો કરશે અને પોતાની મુઠીમાં ઝંદ અવસ્તાની કેટાબ ધરેલી રાખશે વળી તે જોતીશ વિદયા, જશને સદેહ, નોરોજનો દોરદમામ અને આતશકદેહોને સંભાળેલા રાખશે. વળી તે ( નવા સાલના ) હોરમજદ રોજે તથા મેહેર રોજે ( યાને મેહેરંગાનને દિવસે ) પોતાના જીવ અને ચેહેરાને અક્કલના પાણીથી ધોયા કરશે. લોહરાસ્પના રેવાજોને તે પાછા તાજાં બનાવશે અને ગુસ્તાસ્પની દીન ફેલાવવા પાછલ તે મંડેલો રેહેશે. મોટાઓને મોટા અને નાનાઓને નાનાજ ગણશે. તે વખતે દીન દિપી રેહેશે અને સારો વખત આવશે."

સીકંદરે તેને જવાબ દિધો કે "ઓ નેક દિલના સાચા પાદશાહ ! હું તારી આ શિખામણો અને ફરમાનો કબુલ કરું છું. હું તારા મુલકમાં વધુ વખત થોભશ પણ નહી કે જેથી હું એ સઘળી નેકી બજા લાંઉ અને તે બાબે

મારી અકકલને મારી રાહનુમાઇ કરનાર બનાઉ." ૧ આથી જેહાનના પાદશાહ દારાંએ સીકદરનો હાથ ધરીને જારજાર રડવુ સરૂ કીધુ પછી તેના હાથની હથેલી પોતાના મોઢાં ઉપર મુકીને તે બોલ્યો કે, " તારો પરવરદેગાર મદદગાર થજો. મારી જગ્યા તુંને સોપીને હુ ધુળમા ડટાઉછુ અને પાક યજદાંનને મારૂં રવાન સોપું છુ " એમ બોલતાજ તેનો જીવ શરીરમાંથી નિકળી ગયો. તેથી ત્યાં ભેગું થયલુ લશકર તેને માટે જારજાર રડવા લાગ્યુ સીકંદરે પોતાનો તમામ પોશાક ફાડી કાઢી પોતાના પાદશાહી તાજ ઉપર ધુલ છાટી અને પોતાની પીઠ વાળી દેઈ માથું નિચુ નમાવીને આખોમાંથી લોહીના આંસુઓ પાડયાં.

પછી તેણે પોતાના રેવાજ પ્રમાણે જેવો દારાંનો દોરદમામ અને દીન હતી તેવુંજ એક દખમુ તેને માટે બનાવ્યુ. તેના હમેશગીની ઉંઘમાં પડવાનો વખત આવ્યાથી તેના ચેહેરા ઉપર પડેલા લોહીના દાધને ગોલાબ જળથી ધોવામાં આવ્યા. ત્યાર બાદ જવેહરાતથી ભરત કીધેલા કસબી રૂમી પોશાકથી તેનું શરીર સગાર્યું અને આખુ શરીર કપુર નિચે ઢાંકી નાખ્યુ. ત્યાર પછી દારાંનો ચેહેરો કોઇએ પણ જોયો નહી એક સુનેરી તખત તેના દખમામાં મુકવામાં આવ્યુ અને તેના માથા ઉપર કસ્તુરીનુ બનાવેલુ તાજ પેહેરાવ્યું અને પછી તે સુનાનું કફન દખમામાં મુકયુ સીકદરે તેને માટે રડીને આંસુઓ પાડયાં અને સઘળાઓ તેના તાબુતને ખભે ઉઠાવી ત્યાંથી ઉચકી ગયા. તેમની હરોલમાં સીકદર તેમજ મોટી પદવીના સઘલા લોકો પોતાની આંખો આંસુથી ભીજવીને દારાના અસ્તોદાનની જગ્યા સુધી ચાલતા ગયા અને તેને ખાંધ મારવાની જરૂર પડતી ત્યારે ખાંધ મારવા લાગ્યા તે પાદશાહનું કફન તખત ઉપર મુકતાં તેને તમામ પાદશાહી માન આપવામા આવ્યું.

---

૧ અત્રે સીકદર દારાને જે વચણ આપે છે તે વચણ મુજબ દારાની બેટી સાથે નેકા કીધા સિવાય તેણે બીજી રીતે પાળ્યુ હતુ નહી અને જરથોસ્તી દીનની જાહોજલાલીને ટકવી રાખી હતી નહી પણ તેણે ઈરાનના મોટા શેહેરો અને પાયતખત પરસિપોલિસનો નાશ વાલી દીધો ત્યારે તેણે ત્યાના આતશકદેહો અને જરથોસ્તી ધર્મ પુસ્તોકોનો પણ નાશ વાલ્યો હતો અને તેથી દીનકરદમા જણાવ્યા મુજબ એ સીકંદરને બદબખ્ત સીકદરનો એલકાબ આપ્યો હતો તેણે દારાની બેટી સાથે નેકા કીધા તે પણ ઈરાનીઓને રાજી રાખી ત્યા શાતીથી રાજ્ય ચલાવવા માટેજ હતું. વળી તેણે ઈરાનીઓને રાજી રાખવા માટે દારાના બીસસ વજીરને પણ ખુન કરવાના બદલામા મારી નખાવ્યો હતો

## દારાંને મારી નાખનારા જાનુસીયર અને માહીયારને સીકંદરે ફાંસીએ ચઢાવ્યા અને તેણે તેના જનાનખાનામાં એ માટેનો પેગામ મોકલ્યો તથા તેણે ઈરાનના વહીવટ કરનારાઓ ઉપર નામાં લખાવ્યાં તે વિષે.

જ્યારે તે પ્યારાનુ દખમું બનાવવાના કામથી પરવાર્યો ત્યારે તેણે તે દખામાંની બાહાર ઉચા ફાંસીઓ ઉભી કરાવી અને એક ફાંસી ઉપર જાનુસીયરનુ તથા બીજી ઉપર માહીયારનુ નામ લખાવ્યુ પછી તે બધે બદખાહોને જીવતા ત્યાંએ લટકાવ્યા અને (તેવી સજા કરી) પાદશાહનું ખુન કરનારાઓને સાઉચેટ કીધા પછી તેના લશકરના દરેક લડાયકો પોતાના હાથમાં એકએક પથરો ઉઠાવીને ત્યા આવ્યા અને તેઓને ફાંસીએ ચઢાવેલી કમીની હાલતમાં પથરાનો માર મારી મારી નાખ્યા કે જેથી કોઈ પણ ત્યાર પછી પાદશાહનું ખુન કરે નહી એમ કીધેલું જોતાંજ તે મોટી પડવીના પાદશાહ આગળ ઈશનીઓએ રૂડન કરતા આવીને તેની તારીફ કીધી અને તેને જમીનના પાદશાહનો એલકાબ આપ્યો.

પછી એક સત્તામદ શખ્સે ફરમાનથી ઇસ્ફાહાન કે જ્યાં મોટી પડવીના ઈરાનીઓ રેહેતા હતા ત્યા પાદશાહની ઓરતો આગળ જઇ તેઓને સીકંદરની દુવા પુગાડી અને તેઓ આગળ દારાં માટેની સઘલી વાતો કરતાં કહ્યું કે "તે ઇનશાફી પાદશાહના મોતથી દુશમન કે દોસ્ત કોઈનાં દિલ ખુશ થયાં નથી. પણ તમો આજથી હુંજ દારાં છું એમ જાણજો. જો કે તે ગુજરી ગયો છે તો હું હાજર છુ. તેનાથી તમોને અતી ઘણી ભલાઇઓ મલતી હોવાથી તમો તમારાં દિલને તેના ગમગા દુખી કરતાં ના. પાદશાહ કે રૈયત સઘલા મોતને આધીન છે અને તમો લાખો વખત જીવશો તો પણ આખરે તમારો એજ રસ્તો છે. હવે તમો તમારા સરસામન સાથે ઇસ્તેખર તરફ આવો અને હમારી સાથે સગાઇ બાંધીને તમો પણ કીર્તી પામો જેમ ઇગન આગળ હતું તેમજ હાલે રહેલુ છે માટે તમો ખુશી સાથે દિલની તનદરોસ્તી ભોગવજો."

વળી બુજોર્ગી ભર્યા ફીલકુશના બેટા જેહ‍ન જીગ અને કીનાબાજો ઉપર સરદારી ભોગવનારા સીકંદરે દરેક મુલકના નામદારો અને સરદારો ઉપર તથા સરદારી ભોગવનારા બુજોર્ગો ઉપર તથા બાહુર સ્વારો અને કીનાખારો ઉપર તથા વળી એજ રીતે મોબેદો ઉપર દલગીરી સાથે પોતાની તરફના જલકાટમંદ

અને તારીફ લાયક નામાંઓ લખાવ્યાં. તે કેઆની પાદશાહે અનુભવી ઇરાની-ઓ ઉપર અંમબરની સાહી અને ચીનાઈ કલમથી તે નામાંની સરૂવાત કરતાં પેહેલી પરવરદેગાર કે જેણે જેહાનને તેમજ અનદિઠ અને જાહેર ચિજો પેદા કીધી છે તેની તારીફ લખાવી કે " બંધે જેહાન કાફ અને નુનથી ૧ પેદા થઇ છે તો આપણે કાંય અને શા માટે તે સાહેબના ફરમાન હેઠેલ રહીએ નહી. જે આસમાનને તુ એમ ફરતું જોય છે તે તે સાહેબનીજ અક્કલથી બન્યુ છે અને જે કાંઇ પેદા થયલું છે તે તેનાજ હોકમથી છે. આપણે સઘલા તેના બંદા છીએ અને તે સાહેબ પોતે પાદશાહ છે, માટે તેની દુવા સર્વે નામદારો ઉપર ઉતરજો અને દરેકની પડવીમાં વધારો થજો. તમો જેહાનની ચલનમાં નેકનામી, અક્કલ અને ઇનશાફ સિવાય બીજુ કાંઈ યાદ કરતા ના મારી ફતેહ વચે મારા ઉપર ગમ આવી પડયો છે અને મોજ મજાહ વચે માહાતમ વરસી રંગમાં ભંગ થયો છે. હું આફતાબને ટેકવી રાખનાર બુલંદ પરવરદેગારના સોગદથી કહું છુ કે મેં દારાંના જીવ ઉપર જફા પાડવા ચાહી નથી. પાદશાહ દારાંના દુશમનો તેના ઘરનાજ અને તેના નોકરો હતા અને કોઇ પારકા લોકો હતા નહી. હાલે તેઓ પરવરદેગાર તરફની શિક્ષા પામ્યા છે. તેઓએ બદી કર્યાથી તેઓ ઉપર પણ બદીજ પુગી છે. માટે તમો ઇનશાફથી ચાલતા રેહેજો અને હોકમવરી બજાવી તમારૂં વચણ પાળવાને તમારા જીવ પણ ફીદા કરજો. જો તમો આસમાનથી નસીબ પામવા તથા મારી તરફથી રૂપ્યાની હેલીઓ, તાજ અને તખત મેલવવા ચાહાતા હોવો તો તમો મારા કેહેવા ઉપર તમામ ધ્યાન આપજો અને તમારાં રવાનો ઉંડા દોજખમાં નાખવા ચાહાતા ના. દારાંના દુખમાં મારૂં રોશન દિલ ચકચુર હોવાથી તેનું ફરમાન મારાથી નહી તુટે એવી હુ કોશેષ કરશ. જે કોઇ મારી આ દરબારમાં ( મારી મદદે ) આવશે તે મારીથી પૈસા, માન અને તાજ તખત મેલવશે. જે કોઇ પોતાના મેહેલોમાં વસવા ચાહાતા હોય તેઓએ વફાદારીથી ફરવુ જોઇશે નહી. તમો તમારા ખજાનામાંથી જે કાંઇ ( દર સાલ ) મોકલવું ઘટતું હોય તે મોકલતા રેહેજો અને તેમ કીધાથી કોઇ પણ મારાથી દુખ કે રંજ ભોગવશે નહી. હવેથી તમો તમારા પૈસા સીકંદરના નામના વાપડજો અને તેમ કોશેષ કરી તેને આપેલાં વચણથી ફરતા ના. જે કોઇ હમુને આપેલાં વચણથી ફરશે તે હમારા તરફથી સારા સખુનો સમજશે નહી. તેને માટે અંધીખાંનુ અને દુખજ લાયક ગણાશે અને વળી તેને પરવરદેગાર તરફની જુદી શિક્ષા ખમવી પડશે. હવે પછી તમો તમારા પાદ-

---

૧ કાફ અને નુન એ અલકુરાનના બે પ્રકરણોનું નામ છે.

શાહના તખત તરફ પુરાણા રેવાજ મુજબ માન ધરાવતા રેહેજો. તમારા મુલકોને ચોકીબાન વગરના રાખતા ના અને તેમ કરી તમો તમારી ભલાઇ દેખાડી આપજો. હમારૂં નામ ( બદનામી સાથે ) જબાંન ઉપર લેવાતું રહે તેમ તમો ધણી ધોરી વગરનાઓ ઉપર જુલમ ગુજારતા ના. એ રીતે ચાલવાથી તમોને ચોર લોકોથી નુકસાંન પુગશે નહી અને તમો ખુશાલ દિલે ફાયદાભરી હાલતમાં રેહેશો. દરેક શેહેરમાંથી ખુબસુરત દાસીઓ કે શરમવાલી અને ચાલાક દિલની ગોલામડીઓ જેઓ હમારી દીન મુજબ સુનેરી દેહડાંમાં પુજા કરી જાણતી હોય તેઓને તમો હમારા જનાનખાનામાં પાદશાહના નોકરો આગળ મોકલી આપજો. જે કોઇ રખડતા અને ભુખે મરતા પરદેશીઓ આપણા શેહેરમાંથી પસાર થાય, જેઓના દિલ એબોથી સાફ હોય અને જેઓ સુફી જાતના ગણાતા હોય અને જેઓ ખુશીથી દરવીશના ધંધામાં દાખલ થયા હોય તેઓના પુછપરછ કરનારા નોકરોથી નામો તારવી કાઢીને તેઓની ગણત્રી દફતરમાં નોધતા રેહેજો. જે કોઇને તમો લોકોથી દુખ સેહેવવુ પડયું હોય અને જેઓને કામ કરતાં નુકસાન ગયુ હોય, તો તમો તેઓ ઉપર જુલમ પાડનારાઓના દિલ અને પીઠ તોડી નાખજો અને તેઓની જડ અને વેલાને બુનબેખથી ઉખેડી નાખજો. હું પણ તેહેકીક કરી એવાં છુપાં કામ કરનારાઓને સોધતો રહીને તેવી બુરી નામના ધરાવનારાંઓને જીવતા સુલીએ ચઢાવશ તમો તમારા દિલને ઇનશાફ અને સખાવતથી તવગર બનાવજો અને તમારે માથે બાહાદુરીનું તાજ મુકજો કે જેથી આખરે તમારી જીદગી પુરી થવા પછી આપણી પુઠે આવતો જમાનો આપણેજ પગલે ચાલે. હમારા હોકમથી જે કોઇ ઉલટા ચાલશે તેઓ તેવાં કામ માટે આખરે બુરો બદલો પાંમશે." એવી રીતના નામાં તેણે સઘલે મોકલી આપતાંજ જેહાન તેની છાટીએ આરામ સાથે ચંપાયલી રહી. તેણે ફેરમાનથી ઇસ્નેખર આવીને પોતાને માથે પેલુ કીર્તિવંત કેઆની તાજ પેહર્યું. હવે તું તારાથી જેમ બને તેમ જેહાનનો ભરમ સોધવા ચાહાતો ના. કારણ કે તે તેમ સોધનારાઓથી પોતાનો ચેહેરો જલદી ફેરવી નાખે છે. માટે જ્યાં સુધી તું આ જેહાનમાં રહે ત્યાં સુધી અકલ શિખતો રેહેજે કે જેથી તું અત્રે દાનાઇના ફળો ચાખતો રહે.

## સીકંદરની પાદશાહી ચૌદ વર્ષની હતી-સીકંદર ઇરાનના તખત ઉપર બેઠા તે વિષે.



જ્યારે સીકંદર તખતે બેઠો ત્યારે તેણે આ મુજબ ભાષણ કીધું કે, "પાદશાહોના જીવ સાથે અક્કલ જોડાયલી રેહેવી જોઇએ. કારણ કે જેહાનનો પાદશાહ તો ફતેહભર્યો પરવરદેગાર છે અને જે પાદશાહ તેનો ડર કરતો નથી તે બુરો ગણાવો જોઇએ આપણું ભલું બુરૂ કીધેલું બેશક વદી જશે અને કોઇપણ મોતના પંજામાથી છુટવાનો નથી. જે કોઇ આ દરબારમા આવી હમારી પાસે ઇનશાફ ચાહશે અથવા તો મધરાતે આવી ઇનશાફ માંગશે તો તે ચાહાનારના હોટ ખોલતાજ તેઓ હમારો જવાબ મેલવશે. જ્યારે ફતેહમદ ખોદાતાલાએ હમુને બોરેહ બક્ષીને હમારા ઉપર ફતેહના દરવાજા ખોલ્યા છે ત્યારે તો મારા હાથ નિચેના સઘળા જેઓ પાહાડો, બ્યાબાનો, દરીયા કે શેહેરમા જ્યા જ્યાં પણ વસ્તા હશે ત્યાથી મારી તરફથી ઇનશાફનો ફાસો મેલવતા રેહેશે જે કોઇ હમારા બરોબરીઆ છે એમ કેહેવાનો દાવો કરતા હોય તેઓ સિવાય બીજા કોઇપણ પાસે હમો જેહાનમાંથી પાંચ વર્ષ સુધી કર લેઇશું નહી. હમો દરવીશોને પુશકલ ચિજો બક્ષશું અને તેઓ પાસે કાંઈ પણ ચિજ માગશુ નહી."[૧] સીકદરે આવી નેક વાતો કેહેતાંજ અને તે પાદશાહનુ દિલ ઇનશાફ સાથે જોડાતાંજ તે જમીનના પાદશાહ માટે ઇરાનમાથી આફ્રીનનાં પોકારો નિકળ્યા પછી તે ભેગી મલેલી અન્જુમન વિખેરાઇ ગઇ અને તે જેહાનનો પાદશાહ પોતાના સલાહકારો સાથે મસલતે બેઠો.

## સીકંદરે રોશનક સાથે શેહાદીની માગણી કરતાં દારાની વૈરી દિલઆરાય અને તેની બેટી રોશનક ઉપર નામું લખ્યું તે વિષે.

પછી સીકદરે એક મુનશીને રૂમી કલમ અને ચીનાઈરેશમી કપડાંના કટકા સાથે ત્યાં હાજર થવા ફરમાવ્યું. તે નવીસંદાએ પોતાની કલમ સહીમાં બોલતાંજ તેણે દિલઆરાય ઉપર નામું લખવા માંડયુ કે "પરવરદેગાર તુને

૧ તવારીખનવેશો એક અવાજે જણાવી ગયા છે કે સીકંદરે ઈરાનને જોર જુલમથી વશ કીધા પછી ત્યાની રૈયત તરફ બહુ મમતા દેખાડી હતી અને પોતે ઇરાનનોજ વટની હોય તેમ ઇરાનીઓ સાથે ઈનસાફથી વર્તતો રેહેતો હતો.

સારી ખબરો પુગાડતો રેહેજો અને દુખ પછી જીવને ખુશાલી બક્ષજો. મેં આ આગમચ તારી ઉપર એક નામું લખી દારાંની કેટલીક નશીયતો તેમાં લખી જણાવી હતી. જ્યારે તારા ધણીનો વખત બરગસ્તે બન્યો અને તે તેના એક નોકરન હાથે માર્યો ગયો, ત્યારે મે તેને માટે પાદશાહોના રેવાજ મુજબનું એક કફન બનાવ્યું હતું અને તે જેહાનના પાદશાહ માટે શોક રાખી હાલે હુ પરવાર્યો છુ એ લડાઇ કર્યા અગાઉ મે તેની સાથે ગમે એટલી દોસ્તી કરવા ચાહી પણ તેને અત્રે બધુ જીવવાનું નહી હોવાથી તેણે સુલેહ કીધી નહી. તેનુ ખુન થવાથી તેના દુશમનો પણ દુખી થયા છે. તેના શરીરને પરવરદેગારે મીનોઇ દુન્યામા પુગાડયુ છે, ત્યાં તને પરવરદેગાર નેક જગ્યા બક્ષજો અને તેનુ બુરું ચાહાનારાઓ ઝેહેર પાયલા તીરોથી વિંધાજો. મોતના પંજામાંથી છુટવાનો કોઇનો ચારો નથી. મોત જાણે સીયાલાનો ફુકાતો પવન છે અને આપણે ઝાડના પાંદડાં માફક છીએ તમામ જેહાન હાલે તમારી આગળ હાજર છે અને મને દારાએ જે વશીયત કીધુ છે તેના પુશકલ શાક્ષીઓ છે. કારણ કે તેણે રોશનકને મને સોંપી છે અને કહયું છે કે, ' તેણીના જેવી બીજી કોઈ પરદેપોશ તારે લાયકની ઓરત હશે નહી ' માટે હવે ઈરાનના બુજોર્ગો અને મોટા દરજ્જાના લોકો તરફથી તેણીને તેની દાસીઓ અને દાઈઓ સાથે મારી આગળ જડપથી મોકલી આપજો કે જેથી મારો દલગીર જીવ રોશન બને. જેમ આગળ ચાલતુ હતું તેમ તમો તમારા કબજામા ઈસ્ફાહાન રાખજો અને અનુભવી લોકોને તેમજ વળી શરમવાલા અને ઈનશાફી લોકોને ચો બાજુએ ( ત્યાની મેહેશુલ એકઠી કરવા માટે ) મોકળજો. કારણ કે દારાબના બેટા દારાએ એ કામ તમોને સોંફયુ છે. અગરજો એ જગ્યા તમોને ગમતી નહી હોય તો તમો જેમ ફરમાવશો તેમ કરવામાં આવશે. તમામ ઈરાન તમારી આગળ હાજર છે. તમો તમારા દિલને નરમાશભર્યું બનાવજો અને મારાં નામને જેહાનમાં દારા તરીકેજ ગણી લેજો "

વળી તેણે કલમની અણી વડે રોશણક ઉપર એક નામુ લખી તેણીને પોતાની વાતથી વાકેફ કીધી તેમાં તેણે સરૂવાતમા પરવરદેગાર કે જે જેહાનનો માલેક, દાનાવ અને પરવરશી કરનાર છે તેની તારીફ કીધી અને પછી લખ્યુ કે "પાદશાહી તોખમથી દિલજીત, અક્કલમંદ, નાજુક, અને શરમવાલા પવિત્ર ફરજંદો સિવાય બીજા કાઈ પેદા થતા નથી જેમની વાતચીત ભલી અને અવાજ નરમ હોય છે. તારો બાપ તુને મને સોંપી આપ્યા પછી પોતાની નેકનામી સાથે ગુજર પાંમ્યો હતો તેથી મારાં કુટુબ વચ્ચે મારા મેહેલમાં આવતાંજ તુ પોતાને જેહાનજીત બનેલી જોશે. તું તખતને દિપાવનાર બાનુઓની સરદાર તથા દબદબાવાલી,

ખોરેહવાલી, નામદારી અને નસીબ ધરાવતી હોવાથી હમોએ તારી માય ઉપર પણુ એક નામુ લખ્યુ છે કે તે તુંને ઈશફાહાનના પહરેજગાર લોકોની હજુરમાં એક શાહજાદીને ઘટતાં માનથી તારા નોકરો, તાજો, હાથીઓ અને પાલખીઓ સાથે મોકલી આપે. કારણુ કે તેણીજ તુંને દુધ અને મધ પાઈ ઉછેરનારી છે. માટે તું ખુશાલ જીવે હમારાં મંદીર યાને જનાનખાનામાં આવીને વસવું કર. તુંજ મારા મેહેલમાં બાનુઓની સરદાર ગણાશે અને તારીજ મરજી મુજબ ત્યાં ઉંચુ આસમાન પણુ ફરશે. તારૂં શરીર દુશમનો અને નુકસાંનથી દુર રેહેજો." પછી તે નામું લેઇને એક ફીલસુફ તેની આગળ વંટોળ્યાની ઝડપે આવી લાગ્યો અને તેણીને જેહાનના પાદશાહની તમામ વાત કહી.[1]

## દિલઆરાયે સીકંદરના નાંમાનો જવાબ લખ્યો તે વિષે.

જ્યારે દિલઅરાયે એ વાત સમજી ત્યારે તેણીએ જીગરમાંથી એક ઠંડી હાએ મારી. તેણીએ દારાનું ખુન ધુલમાં રેડાયા માટે આંખોમાંથી લોહીના આંસુ પાડયાં અને ગાલ ઉપર ગબડતાં તેવાંજ આંસુઓ સાથે મુનસીને નામાનો જવાબ લખવા માટે બોલાવ્યો સીકંદરના નામાનો તેણીએ પોતાના મગજની ખુબી મુજબ એક અચ્છો જવાબ લખાવ્યો. તેમાં તેણીએ સરૂ વાતમાં પરવરદેગારની તારીફ લખાવી કે "પરવરદેગાર કે જે અકકલ, આરામ અને હુનરનો સાહેબ છે તેના નામથી હવે જ્યારે દારાંની જીદગીનો અંત આવ્યો છે ત્યારે લાકડાંનું કફન તેના તખતની જગ્યા બન્યુ છે હું જેહાનમાં તારી નેકી, બુજોર્ગી, ફતેહ અને પાદશાહી પસંદ કરૂ છુ અને અને જેહાન તારી ખાહેશ મુજબ ચાલે એમ ઇચ્છું છું. હું એમ બોલ્લુ બોલવામાં કાંઇ પણુ છુપાવતી નથી. તેં માયાભરી રીતે જે કેહેન કેહેવાડયું છે તે

1 રીરદોસી રોશનકને દારાની બેટી જણાવે છે પણુ ગ્રીક તવારીખનવેશોના જણાવ્યા મુજબ દારાની બેટીનું નામ તો સ્તેતીરા હતુ. રોશનક કે જે બલખના એક શાહજાદાની બેટી હતી તેની સાથે સીકંદરે શાદી કીધા ઉપરાત તેણે દારાના વશીયતને માન આપી દારાની બેટી સ્તેતીરા સાથે પણુ શાદી કીધી હતી. એમ કરી તેણે ઈરાનીઓનો અનગમો દુર કરી તેમનું દિલ જીટયું હતું. તેમજ તેણે પોતાના દાખલાથી પોતાના જાત ભાઇઓને પણ ઈરાનીં ઓરતો સાથે લગન કરવાનું ઉતેજન આપ્યું હતું અને એ રીતે પોતાની સાથે ઈરાનમાં આવેલા યુનાનીઓના મોટા ભાગને ઈરાનમા લગન કરાવી ઇરાનમાજ ઠરીઠામ કરી પોતાની રાજ્યનીતીને મકમ બનાવી હતી.

મેં સમજ્યું છે. તારા જીવ ઉપર આસમાન પણ ખુશાલ રેહેજો. તેં દારાંના દોખમાં માટે, તથા માહીયાર અને બદખાર જાનુસીયરને જે ફાંસીની સજા થઇ છે તે માટે લખ્યું તે જાણ્યુ છે. પોતાના માલેકનું ખુન કરનાર જેહાનમાં લાંબો વખત જીવી શકેજ નહી. બીજુ એ કે તેં દારાં સાથે જે સુલેહ કરવા ઇચ્છી અને તેને નશીયત દેવામાં ઘણો વખત પસાર કીધો તે પણ મેં જાણ્યું છે. પણ પાદશાહોથી તાબેદારી થઇ શકે નહી તથા નાંમદારો પાસે કોઇ પણ ગોલામગીરી કરાવી શકે નહીં. હવે તુજ શેહેનશાહ દારાંની જગ્યાએ રહયો છે અને હમારા સુરજના ગુજરી જવા પછી હમારો ચંદ્ર તુંજ છે. જ્યારે તુંને જમાનાએ પાદશાહ ઠેરવ્યો છે તો તેના વિચારથી કોઇથી પોતાનું સર ફેરવાવાનું નથી. બીજું એ કે તેં રોશનકને યાદ કીધી છે તે તારી ઇચ્છા જાણી હમારૂં દિલ ખુશ બન્યું છે. તે તારી ચાકરડી છે અને હમે તારા ગોલામો છીએ અને તારા વિચાર અને હોકમ મુજબ ચાલવાને હમોએ સર નમાવ્યાં છે. રોશનકે તુંને દુવા કેહેવાડી છે અને તેણીએ પણ તારા ઉપર એક બેહેસ્તના બાગ જેવું નામું લખ્યું છે. હમોએ પણ મોટા દરજ્જાના લોકો ઉપર તથા બુજોર્ગો અને લડાયકો ઉપર નામાં લખ્યાં છે અને જણાવ્યું છે કે દારાંને બદલે હવે તારો હોકમ ચાલશે તેથી હવે કોઇ પણ તારાં મતથી ફરશે નહી.''

પછી તેણીએ પોતાના ખજાનામાંથી તે કાસદને પૈસાની ઠેલી તથા તરેહ તરેહની ચિજો ભેટ આપી. તે રૂમી કાસદે સીકંદર આગળ આવી પુગતાંજ પોતે જે કાંઇ જોયુ અને સમજ્યું હતું તેની તથા ત્યાંના તખત રેવાજ અને દરબારની તેની આગળ સઘલી વાતો કીધી અને બોલ્યો કે "તું કેહેશે કે જાણે ત્યાં પાદશાહ પોતેજ તખત ઉપર જીવતો બેઠેલો છે." સીકંદર તેની વાતથી ખુશી થયો અને પોતાને માથે તાજ પેહેરેલું રાખી નચિંત બન્યો.

## સીકંદરે પોતાની માતા નાહીદને રોશનકને લાવવા માટે મોકલી આપી અને તેણે રોશનક સાથે નેકા કીધા તે વિષે.

પછી સીકંદરે અમુરીએ શેહેરમાંથી પોતાની માતાને બોલાવી મંગાવી અને તેના આવી લાગતાંજ તેણે તેણી આગળ દારાંની વાતો કીધી અને બોલ્યો કે, "હવે તું દિલ આરાય આગળ જઇને તેની સાથે ખુબીથી નવી નવી વાતો કર. ત્યાંના જનાનખાનામાં તું રોશનક સાથે મેલાપ કર અને તેણીને મલતાંજ

તેની આગળ મારી તારીફ કરજે. તેને માટે વળી તું અત્રેથી એક સાંકલી, હાર, કાનનું લુલક, જવેહરાત જડેલું એક પાદશાહી તાજ તથા તે સાથે પાંઠરવાની ચિજો અને ગલીચાઓથી લાદેલા સો ઉંટ, સુનેરી ભરતવાલા રૂમી રેશમી કાપડથી લાદેલાં દસ ઉંટો તથા તેને નજર કરવા માટે ત્રીસ હજાર દીનારો ઠેલીઓમાં ભરીને લેતી જા. વળી તે સાથે તું ત્રણ હજાર યા તેથી પણ વધારે રૂમી દાસીઓને પણ લેઇ જા. તે દરેકના હાથમાં વફાદાર ખુબસુરત ઓરેતોના રેવાજ મુજબ એક એક જામ પકડાવજે તુ પણ મુશાફરી માટે તારી સાથે નોકરો રાખજે અને પાદશાહી વિચાર અને રેવાજમા જરાએ ઘટાડો થવા દેતી ના."

આથી તેણીએ એ સઘલો અસબાબ તૈયાર કરવા ફરમાવ્યું અને પછી તે પાદશાહની માતાએ પોતાની સાથે દુભાસીઆ તરીકે દશ મીડી જબાનના ફીલસુફોને લેઇને મુસાફરી કરવી સરૂ કીધી તેણીના ઇસ્ફાહાન આવી લાગતાંજ ત્યાંના કેટલાક મોટી પડવીના શખ્સો તેણીને સામા લેવાને આવ્યા અને ત્યાંના રેવાજ મુજબ દિલઆરાય પોતે પણ ત્યાનાં બીજા નામદાર સરદારો સાથે તેણીને મલવાને મેહેલમાંથી બાહાર નિકલી અને મેહેલના ઓટલા આગળ તેણી ઉપર કેટલેક નીશાર કીધો, જેથી ખજાનો અને પૈસા સૌની નજરમાં બીસાડ વગરના બન્યા. પછી તમામ નામદારો મેહેલમાં ભેગા મલી તેની સાથે વાત કરતા બેઠા. દિલઆરાએ પોતા તરફથી એટલો બધો તો સામાન તૈયાર કીધો કે જેથી જેહાનના બજારોમાં તેજી વધી ગઇ. કેટલાક ફરસંગો સુધી ઉંટો પાછલ ઉંટોની હાર લંબાઇ જેના ઉપર સુનું રૂપુ અને જાત જાતનો માલ લાધ્યો હતો. તેમાં પેહેરવાના તથા પાંઠરવાના કપડાં હતાં તથા વળી સુનેરી લગામના અરબી ઘોડાઓ, સુનેરી મ્યાનવાલી હીન્દી તલવારો, બખતરો, લોઢાંની ટોપીઓ, ઘોડાના બખતરો, સુનેરી રાજદંડો અને ભારી ગુરજો હતા. વળી તેમાં એવાં સીવેલા કપડાંઓ અને ફારીઆ વગરના કાપડના ટાકાઓ હતા કે જેવું ચઢતા પ્રકારનુ કાપડ કોઇએ પણ જેહાનમાં જોયું હતું નહી. વળી તેમાં અગર, અમબર અને બુરી મનશીનીના લોકોને ગરમી ચઢી જાય તેવી ચોખી કસ્તુરી હતી. પછી તેણીએ મેહેલની દાસીઓને બોલાવી ચાલીસ સુનેરી પાળખીઓ તૈયાર કરાવી અને એક છત્રી અને ગોલામો સાથની પાલખીમાં રોશનક ખુશાલી સાથે જઇ બેઠી. આથી દિલઆરાયના મેહેલથી તે અરધા રસ્તા સુધીના તમામ માર્ગ ઉપર જવેરાત, પૈસા, ઘોડાઓ અને લશકર પંઠરાઇ ગયું.

જ્યારે રોશનક ઇસ્તેખર આગળ આવી લાગી ત્યારે સીકંદરના ઉમરાવો તેણીને સામે લેવાને ગયા. ૧ લોકોએ (તેણીના માનમા) ઇસ્તેખરમાં સંગાર સાથના માડવા બાંધ્યા. અને તેઓના હોટો હસતા અને દિલ ખુશાલીના લોહીથી ઉછલતાં બન્યાં. લોકોએ તેણીની રેશમી છત્રી ઉપરથી દીરમનો નેશાર કીધો અને તેના ઉપર દીનારમાં દારૂ અને કસ્તુરી ભેલીને નાખી જ્યારે તે ચંદ્ર જેવી ઓરત પાદશાહી મંદીર આગળ આવી લાગી ત્યારે સીકંદરે તેણી તરફ નજર ફેડવી તેના ઉચાં કદ, કદાવર શરીર અને ખુબસુરત ચેહેરાની તપાસ કીધી તું કેહેશે કે "જાણે તેણીને અકકલે માયાથીજ ઉપારી હતી. સીકંદરની માતાએ તેણીને એક સુનેરી તખત ઉપર લાવીને બેસાડતાંજ તેના ઉપર સીકંદર પોતાની જાનફેશાની દેખાડવા લાગ્યો. તે પાદશાહે એક અઠવાડયું સુધી તેણીની સાથેજ બેસી ઉઠીને તેણી સાથે મસલતો કીધી. સીકંદરે સાઉચેટી સાથે તેણીની પરીક્ષા કરી જોતાં તેમાં તેને બુજોર્ગી, ધીરજ, અકકલ, શરમ અને લાયકાત સિવાય બીજું કાઇ માલમ પડયુ નહી. આથી તેના દિલે તેણીનો પ્યાર છુટવા અને તેની સાથે સગાઈ કરવાનું પસંદ કીધું. ઇરાન જમીનના તમામ પેહેલવાનોએ તેના ઉપર રાણી તરીકેની દુવા ગુજારી અને તેઓ નેશાર કરવાને ઇરાનથી પુશકલ દીનાર અને પાદશાહી જવેરાત લાવ્યા. તમામ જેહાનની સપાટી ઇનશાફ ભરી બની અને વેરાન જગ્યાઓ આબાદ થઇ.

## હીન્દુસ્તાનના રાજા કઈદે એક સ્વપનો જોયો અને મેહેરાને તેની તાસીર કહી સમજાવી તે વિષે.



હેલવી લખનારાઓએ એક એવી વાત કહી છે કે જે વાત સમજી વાંચનારને અજાયબી લાગશે. હીન્દુસ્તાનમાં કઇદ નામનો એક રાજા હતો કે જે અક્કલ અને વિચારનોજ શકાર કરવા સિવામ બીજું કાંઈ કરતો હતો નહી. તે અકકલમંદોના જેવું દિલ, સરદારોના જેવું મગજ, કેઆનીઓ જેવી બેસવાની ઢપછપ, અને મોબેદોના જેવુ બોરેહ ધરાવતો હતો. તું આ વાત સમજીને અજબ થશે કે તેણે એક પછી એક દસ રાત સુધી ઉપર અને ઉપર સ્વપના જોયા. આથી તેણે હીન્દુસ્તાનમાં જે કોઇ દાનાવો અકકલવાનો તથા બોલવાની શકિત ધરાવતા હતા તેઓને ભેગા થવા ફરમાવ્યું અને તેઓ

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

આગળ તેણે સ્વપનાની તમામ વાત કહી અને જે કાંઇ છુપ્યું હતું તેને બાહાર લાવ્યો. કોઈ પણ એ બાબદનો ખોલાશો કરી શકયું નહી અને તેથી તેઓ ફીકરે ચેહરે વિચાર કરતા બેઠા. આથી એકે કઇદને કહયું કે, “ ઓ અક્કલમંદ અને મોટાઓ વચે યાદગાર શખ્સ ! મેહેરાન નામનો એક નામદાર શખ્સ છે જે પોતાની અક્કલથી જેહાનમાં પોતાની મુરાદે પુગી શકયો છે. તેની આરામ કરવાની અને સુવાની જગ્યા શેહેરમાં નથી પણ તે ચંરદાં અને પંરદાંઓ સાથે બેસવા સિવાય બીજા કોઇ સાથે બેસ્તો નથી તે પાહાડ ઉપર ઉગેલાં ઘાસના તનખલાં ખાયછે અને આપણને તે માણસ તરીકે ગણુતો નથી. તેની બેસ ઉઠ ગોરખરો અને હરણો સાથે રહે છે અને તે આરામ કરવામાં પણ માણસજાતથી જુદો પડે છે. તે ખુલંદ નસીબનો અને પહેરજગાર માણસ હોવાથી તેને જેહાનમાં દુન્યાઇ ચિજોથી નુકસાંન પુગતું નથી.” આથી કઇદ રાજાએ અક્કલની રૂએ સ્વાલ કીધો કે “ શું તે હુનરમંદ શખ્સથી ખુલાશો ચાહાવા સિવાય બીજો કાંઈ ઉપાય નથી ? ” પછી તે તુરતજ ઘોડા ઉપર ચઢી બેઠો અને મેહેરાન, મેહેરાન, બુમો પાડતો ત્યાથી નિકળી ગયો વળી તે પાદશાહને ઈજા પુગે નહી તે માટે તે ભણેલા શખ્સો પણ તેની સાથે ગયા.

જ્યારે તે જેહાનનો પાદશાહ મેહેરાન આગળ આવી લાગ્યો ત્યારે તેણે ઘટતી રીતે તે દાનાવને પુછપરછ કીધી તે બોલ્યો કે, “ ઓ પાહાડમાના હરણો સાથે બેસી યજદાંનની પ્રસ્તેશ કરનારા શખ્સ ! તુ મારા આ સ્વપનાની વાત ઉપર જડપથી ધ્યાન પુગાડ અને તે એક પછી એક બાબદની તાસીર અક્કલથી કેહે. જાણુ કે હું એક રાતે અક્કલ અને પવિત્રાઇ સાથે કાંઈ પણ ઘારતી ફીકર વગર નચિંત સુટેલો હતો મારાં દિલમાં કાંઇ પણ વિચાર હતા નહી તથા મારૂં મગજ ઉશકેરાયલુ પણ હતું નહી અને કોઇ પણ મારી સાથે સુવાની જગ્યામાં હતું નહી મધરાત વહી જવાના અને બામદાદ થવાના વખત વચે મેં એક મોટા મેહેલ જેવું ઘર જોયુ કે જેમાં એક જાડો અને જોરાવર હાથી હતો. તે મેહેલમાં દાખલ થવાનો દરવાજો મને જણાયો નહી પણ તેની બાહારની બાજુએથી એક ઘણું નાનુ આંઘરૂં દેખાતું હતુ. તે મોટો હાથી તે આંઘરાંમાંથી બાહાર નિકલ્યો તો પણ તે તંગ જગ્યામાંથી નિકળતાં તેના શરીરને કાંઈ નુંકસાંન પુગ્યું નહી. તેનું કાલું શરીર તે બકોરાંમાંથી પસાર થઇ શક્યું પણ તેની સુંઢ અંદરમાંજ રહી ગઇ. બીજી રાતે મેં એવું જોયું કે એક નેકબખ્ત શખ્સનું તખત ખાલી પડયું પણ તે હાથીદાંતના તખત ઉપર કોઇ પારકો શખ્સ માથે દિલને દીપાવનારૂં તાજ પેહેરીને બેઠો. ત્રીજી રાતે મેં સ્વપનામાં કેરબાસ જાતનું એક સુંદર કપડું જોયું. ચાર શખ્સો તેને તાણવા

ઉપર રોકાયા હતા અને તાણુતાં તાણુતાં તેમના ચેહેરા પણ ફીકકા થઇ ગયા તોએ તે કેરબાસનું કપડું જરાએ ફાટું નહી તેમજ તે શખ્સો પણ તે ખેંચતા જરાએ કંટાલ્યા નહી. ઓ નામદાર ! ચોથી રાતે મેં એવું જોયું કે એક તરસો શખ્સ નદી કાંઠે ઉભો હતો તેના ઉપર એક મછી પાણી રેડવા આવતી, પણ તે જોઈ તે શખ્સ ત્યાંથી નાહાસી જતો. એ પ્રમાણે તે શખ્સ દોડતો તેની પુઠે પાણી પણ જડપથી દોડતુ. માટે ઓ નેક વિચારના શખ્સ તું એ બાબે શુ કેહેવા માંગે છે ? પાંચમી રાતે મારા જીવે એવો સ્વપનો જોયો કે એક શેહેર નદીની ઘણુ જ નજદિક આવ્યું હતુ. ત્યાંના તમામ લોકો આંખે આંધલાં હતાં અને કોઇપણ અધાપામાંથી દેખતી આંખનો જણાયો નહી. પણ તેઓ આપ લેમાં અને વેચવા સાટવામાં તું કેહેશે કે તેઓ તમામ શેહેરને વેચી આવે તેવા હતા. ઓ મોટા દરજ્જાના સરદાર ! મેં છઠું એવું જોયું કે એક શેહેરનું તમામ લોક દુખી બન્યું હતું તોએ તેઓ જે કોઇ સાજા હતા તેઓની ખબર પુછવા જતા હતા અને પેહેલી એવી પુછપરછ કરતા કે તમારા અંતકરણનું દુખ કેમ છે ? તમારા શરીરને દુખ થાય છે કે અને દિલ લોહીથી ઉકળતુ રહે છે કે ?" એ રીતે તે માંદા માણસોના જીવ હોટ સુધી નિકળી જવા આવતા તો પણ તેઓ તનદરોસ્ત લોકોની ખેર આફીયત પુછતા. સાતમી રાતે મધરાત પસાર થતાં મે મેદાનમાં એક તેજી ઘોડો દિઠો જે બે પગ, બે હાથ અને બે મોઢાં ધરાવતો હતો અને તે પોતાના દાંતોથી જડપથી ઘાસ તોડી ખાતો હતો. બન્ને બાજુએથી તેને ચરવા માટે મોઢા હતાં પણ તેના શરીર ઉપર ખોરાક બાહાર કાઢવા માટેની જગ્યા હતી નહી ઓ પાક દીનના શખ્સ ! આંઠમી રાતે મેં ત્રણ કુજાઓ દિઠા કે જેઓને જમીન ઉપર બરોબર ગોઠવી મુકયા હતા. બે પાણીથી ભરેલા હતા અને વચમાનો ખાલી હતો અને તે વર્ષોનો સુકો પડી રહેલો લાગતો હતો. પણ બે નેક શખ્સો તે બંધે ભરેલા કુજામાંથી ખાલી કુજામાં થંડુ પાણી નાખતા, પણ તે બે કુજામાનું તેમાં પાણી પડવા છતાં તે કુજાઓમાનું પાણી ઘટતું હતુ નહી તેમજ પેલો સુકો કુજો પાણીથી ભરાતો પણ હતો નહી નવમી રાતે મે સ્વપનામાં એક ગાય દિઠી કે જે પાણી અને ઘાસ આગળ તડકાંમાં સુટી હતી અને એક નાનું વાછરડું તેની આગળ ઉભુ હતું, જેનું શરીર તવાઇ ગયલું અને સુકું હતું અને તેનો ચેહેરો ભીનાશ વગરનો હતો. પેલી ગાય તે વાછરડીનું દુધ ધાવતી હતી જેથી તે ગાય અને વાછરડું બન્ને શકિત અને જોર વગરના બનતાં. હવે જો તું મારા દસમી રાતના સ્વપના ઉપર તારા શરીરને દુખી બનાવ્યા વગર ધ્યાન આપશે તોજ હું તે સરૂ કરશ. મેં એક ઓહોળાં મેદાનમાં એક ઝરો

દિઠો જેને વેહેવા માટે એ બાજુએ ફાંટા અને રસ્તા હતા. આથી તે તમામ જંગળ પાણી અને ભીનાશથી ભરાઇ ગયુ હતું પણ તે ઝરાનો કીનારો સુકાઇને ફાટી ગયો હતો હવે તારે એ સઘલાનો જવાબ આપવાને જબાંન ખોલવી જોઇએ કે જેહાનમાં તે ઉપરથી હવે શું બનવાનું છે ?"

જ્યારે મેહેરાને રાજા કઈદની એવી વાતો સમજી ત્યારે તે બોલ્યો કે "તું તારા એ સ્વપના માટે તારા દિલમાં બુરૂં ધારી ના લે એથી તારૂ બુલંદીએ પુગેલું નામ કાંઇ નિચાન પડવાનું નથી. અને તારી પાદશાહીને કાંઈ નુકસાંન પણ પુગવાનુ નથી. સીકંદર રૂમી અને ઇરાની નામીચા સ્વારોનું એક ભારી લશકર લેઇ અત્રે આવી લાગશે. તેથી જો તું આબરૂમાં રહેવા માંગતો હોય તો અકકલને તારો દોસ્ત બનાવીને તેની સામે તું લડાઇ કરતો ના. તું ચાર ચિજો ધરાવે છે કે જેવી ચિજો જેહાનના કાંઈ પણ નાના યા મોટા દરજાના શખ્સોએ જોઇ પણ નથી. પેહેલી તો તારી સૌથી ઉચા બેહેસ્તના જેવી ખુબસુરત બેટી કે જેનાથી આ જમીન ઉપર તારૂં તાજ દિપે છે. બીજો તારો છુપો રાખેલો પેલો ફીલશુફ શખ્સ જે તુને તમામ જેહાનનો ભરમ કહે છે. ત્રીજો પેલો નામીચો વૈદ કે જેણે તારાં નામને ભણેલાંઓ વચ્ચે ઉંચાઇએ ચઢાવ્યુ છે. ચોથું પેલુ પ્યાલું કે જેમાં પાણી રેડતાં તે આતશથી કે સુરજની ગરમીથી ગરમ બનતું નથી. તેમાનું પાણી પીવા છતાં પણ ઓછું થતું નથી. એ ચિજો સીકંદરને ભેટ આપ્યાથી તેની કોશેષ અને જોર ઓછુ થઇ જશે. જો સીકંદર અત્રે થડીને રહે નહી એમ તું ઇચ્છતો હોય તો તેના આવી લાગતાંજ તેની સાથે લડવાને બદલે એ પ્રમાણે કરજે. તુ તેના લશકર, ખજાના અને મુલક આગળ તથા તેના ઉપાય આગળ પુરો પડી શકશે નહી. જ્યારે હુ તારામાં એ કામનો મુબારક વિચાર ઉતારી શકશ ત્યારેજ હું તુંને એ સ્વપનાની તાબીર કેહેવશ. હવે તે પેલુ ઘર અને તેમા જીનુ આંધરૂં જોયુ કે જેમાંથી એક હાથી સેહેલાઈથી બાહાર નિકળી શકતો હતો તોપણ તેની સુંઢ જ્યાંની ત્યાંજ રેહેતી હતી વિગેરે તેનો જવાબ હુ જવાબ દેનારથી સમજ. તુ પેલાં ઘરને દુન્યા તરીકે ગણ અને પેલો હાથી તે લોકોનો ગુણ નહી સમજતા પાદશાહ તરીકે ગણ. જે પાદશાહ જુલમગાર તથા જુઠો નિવડશે અને તેનામાં પાદશાહનું નામ સિવાય બીજા કાંઇ ગુણ હશે નહી તે પાદશાહ એવોતો કદર બીહામનો, બુરાં તખત અને પહરેજગારી વગરનો થશે [1] કે તેનાથી કમીનાઓ ખુશાલ બનશે અને તેઓના દિલ અંદરખાનેથી ગમગીન રેહેવા છતાં તેઓ જાહેરમાં પાદશાહની તારીફ કરશે. [1] તે પાદશાહ કમીના દિલનો અને તવાયલા શરીરનો રેહેશે અને

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

લોભમાં ઉતરી તુંડ અને કાલાં અંતકરણનો બનશે આખરે જ્યારે તે ગુજર પાંમશે ત્યારે તેનું નામ તેની કલંક સાથની કરણીઓથી જલવાયલું રહેશે. બીજુ એકે તેં જે તાજ અને તખત જોયું જે કોઇ બીજાને નસીએ બીજાને હાથ આવ્યું તે એજ કે આ ઉલટી ચાલની દુન્યા એકને ખેંચી લીએ છે તો બીજાને દોડાવી તેની જગ્યાએ લાવે છે. ત્રીજું એકે તેં જે સુંદર કેરબાસનું કપડ્ જોયુ કે જે ચાર પાકીજેહ શખ્સોએ પકડયું હતું તોપણ તે કેરબાસનું કપડું તાણતાં ફાટતું હતુ નહી તેમજ જે કોઇ ખેંચતા હતા તેઓ પણ ઠાકતા હતા નહી તેની તાસીર એજ કે હવે પછી નેજવાલા સ્વારો વચેથી એક નામદાર પેદા થશે જે પાકીજેહ અને નેક ખસલતનો તથા આ બાજુએ યજદાંપ્રસ્તી દીનનો ફેલાવો કરનાર થશે પેલા કેરબાસના કપડાંને તુ યજદાંપ્રસ્તી દીન તરીકે ગણ અને તેના ખેચનારાઓને માણસ જાતના ફાયદા માટે પેદા થયલા ચાર પેગમબરો ગણ પેહેલી પેલો આતશપ્રસ્ત ઇરાની (જરથોસ્ત) કે જે બાજ વેર્યા વગર પોતાના હાથમાં બરસમ પકડતો હતો નહી તેની દીન. બીજી મુસાની દીન કે જે મુસાને તુ યાહુદી તરીકે ઓલખ. એ મુસા કહે છે કે એ દીન સિવાય બીજી કોઈ દીનની તારીફ કરવી ઘટતી નથી ત્રીજી પેલા પહરેજગાર યુનાની શખ્સની ( ઇસા ) દીન કે જે પાદશાહના દીનમા ઈનશાફની લાગણી પેદા કરશે અને ચોઠી પવિત્ર દીન એક અરબ ( મહમુદ ) તરફથી આવશે જે ડાહાપણવાલા લોકોના માથાંને ધુલમાંથી ઉંચા ચઢાવશે. એ પ્રમાણે દીનની સભાળ અર્થે તે શખ્સો પેલાં કેરબાસના કપડાં માફક દીન માટેની ખેંચતાણ કરશે. એ પ્રમાણે એક પોતાની તરફ તો બીજો પોતાની તરફ ખેંચાખેંચી કરશે. તે વખતે લોકો દીન માટે એકમેકના દુશમનો થશે. ચોઠુ તે જોયું કે એક પ્યાસા શખ્સ ખુશ સ્વાદના પાણી આગલથી નાહાસ્તો ફરે છે અને એક માછલી તેને માટે પાણી લઇ જાય છે તે એ કે એક જમાનો એવો આવશે કે પાકીજેહ શખ્સ અક્કલનું પાણી પીતાંજ યાને જ્ઞાન મેલવતાજ ખુવાર બનશે અને તે પેલી માછલી માફક દરાઆ તરફ દોડશે જ્યારે બુરી કરણીના શખ્સોના માથાં સેરઇયા સીતારાને જઇ લાગશે. બુરા શખ્સો ( એલમના ) તરસા શખ્સોને પાણી આગળ બોલાવશે પણ કોઇ પણ તેને દાનાઇથી જવાબ આપી શખશે નહી. આથી અકકલમંદો તેની આગળથી નાહાસીને ભેગા-મળી બુરું બોલવાને પોતાના હોટ ખોલશે. પાંચમું તેં એક શેહેર કે જેમાં વેપારની જગ્યા બનાવી હતી તથા ત્યાંના લોકો અક્કલ ઈનશાફથી પુર અને વેચાન સતાનમાં પકક્ષ હતા પણ તારા કેહેવા મુજબ તેઓની આંખો સીવાઇ ગયલી હોવાથી તેઓ અંધાપાને લિધે એકમેકને જોઇ શકતા હતા નહી અને પેહેલાથી બીજાને તો

બીજાથી પેહેલાને જોવાતું હતું નહી. એ માટે જાણવું કે, એક એવો વખત આવશે કે જ્યારે એવુ બનશે કે દાનાવો નાદાનોની પુજા કરશે. અકકલમંદો તેઓ આગળ કમીના ગણાશે અને તેઓના અકકલના ઝાડ ઉપર ફળો ઉગશે નહી. તે શખ્સો જુઠું બોલતાં એમ પણ જાણતા હશે કે એવી નોકરી કરવામાં સોભા નથી છતાં તેઓ નાદાનોની તારીફ કરનારા બની તેઓ આગળ તારીફ કરતા જશે. છઠું એ કે જે સુસ્ત બીમાર લોકો તનદરોસ્ત લોકોની ખબર અંતર પુછવા જતા, તે એવો એક જમાનો આવશે કે જ્યારે ગરીબો રૂદન કરનારા બનશે અને તેઓ પૈસાવાલાઓની નજરે ધીકરાશે. તેઓ તંવગરો આગળ નાચારીથી કાંઇ ચિજ માંગવા જશે પણ તંવગરો તેની આગળથી ફરી જઇને તેને કાંઈ ચિજ બક્ષશે નહી. આથી તે દરવીશો તેમની મફત નોકરી કરશે અને કાંઇ પણ કીમત વગર ખરીડેલા ગોલામ જેવા તેઓ બનશે. સાતમું તેં એક ઘોડાને બેઉ બાજુ માથાં જોયા અને તેના શરીરમાંથી ખાધેલું બાહાર નિકળવાની જગ્યા જણાઇ નહી તે માટે જાણવું એ કે, એક વખત એવો આવશે કે જ્યારે માણસો કાંઇ પણ ચિજથી ખુશી થઇને તેનાથી ધરાશે નહી. તેવા શખ્સોથી દરવેશો, અકકલમંદો અને નામીચા લોકો કાંઇ પણ હીસ્સો પાંમશે નહી. તેઓ ફકટ પોતાનો વિચાર કરવા સિવાય બીજું કાંઇ માંગશે નહી અને કાંઈ કોઇનો મદદગાર થશે નહી. આંઠમું તેં બે પાણી ભરેળા કુઝા જોયા અને ત્રીજાને સરૂવાતથીજ ખાલી જોયો. પેલા બે કુજાને તેં નીંમળ પાણીથી છલાછલ ભરેલા જોયા જ્યારે વચમાનો ભીનાશ વગરનો સુકો જણ્યો તે માટે જાણવું એ કે, હવે પછી એક એવો જમાનો આવશે કે જ્યારે દરવેશ લોકો એટલા બધા આલશુ અને કમીના બનશે કે જો આસમાન ઉપરથી વરસાદભર્યાં વાદલો ચઢી આવશે તોપણ સુરજ તે વાદલોને દરવીશ લોકોથી છુપાવી નાખશે અને તેના ઉપર વાદલ પોતાનો વરસાદ વરસાવશે નહી. જેથી તે દરવીશોના દિલ દુખથી ઘાહેલ બનશે. તંવગરો પોતપોતામાં બક્ષેશ કરતા રેહેશે અને એકમેક સાથે મીઠી જબાનથી મીઠું મીઠું બોલવું કરશે. દરવીશ લોકો તેઓથી સુકા હોટના બનશે અને તેઓ દિવસ માફક રાત પણ મેહેનતમાં પસાર કરશે. નવમું એ કે એક તનદરોસ્ત ગાય તવાઈ ગયલાં વાછરડાને દુધ ધાવે છે તે એ કે જ્યારે સનીશ્ચર તોલા નક્ષેત્રમાં જશે ત્યારે તેની બાજુના જોર ઉપર જેહાન ચાલશે. આથી દરવીશ અને બીમાર લોકોના કામ સુસ્ત બનશે અને તંદરોસ્ત લોકો તેઓ પાસેથી કાંઇ ચિજોની ( જુલમ વાપડી ) માગણી કરશે પણ તનદરોસ્ત લોકો પોતાના ખજાનાના બારણા ખોલશે નહી તેમજ વળી તેઓ ગરીબો ઉપર જુલમ પાડતા

પણ અટકશે નહી. દસમું એ કે તેં પાણીથી સુકાયલો એક ઝરો જોયો જેની આસપાસ કસ્તુરી જેવાં ખુશબોદાર પાણી હતાં, પણ તે ઝરામાંથી રોશન પાણી વેહેતાં હતાં નહી વળી તે ઝરો પોતાની આસપાસના પાણીને પણ પોતાનામાં દાખલ થવા દેતો હતો નહી. તેની તાસીર એજ કે હવે પછી એક એવો જમાનો આવશે કે જ્યારે જેહાનમાં એક પાદશાહ પેદા થશે જે કાંઇ અક્કલ નહી ધરાવતો હોવાથી તેનો અંધકારવાલો જીવ ગમગીન રેહેશે. તેના દુખથી તમામ જેહાન પણ દુખી બનશે દર વર્ષ તેના તરફની નેકી વગરનું ખાલી જશે જ્યારે તેનો ખજાનો ઘણો મોટો રેહેશે તે નામદારીભર્યાં તાજો જીતવાને વારવાર નવુ નવુ લશકર ઉભુ કરશે પણ આખરે ને લશકર કે પાદશાહ કાંઇ રેહેશે નહી ત્યારબાદ નવી સત્તા અને નવા રેવાજ ચાલુ થશે. હાલના જમાનામાં ગીકદરના વખત ચાલે છે જે સરદારોનાં માથાંના તાજ જેવો છે. તેથી તેના આવી લાગતાંજ તુ તેને પેલી ચાર ચિજો આપજે જેથી મારા ધારવા મુજબ તે બીજું કાંઇ માંગશે નહી. તે દાનાઈ પસંદ કરનારો અને અકલમંદ હોવાથી તે ખુશ બનતાજ ત્યાથી વીદાય થશે" જ્યારે કેદ રાજાએ મેહેરાનની એવી વાત સમજી ત્યારે તેને વહી ગયલો વખત યાદ આવ્યો. આથી તેણે જઇને તેના કપાલ અને આખ ઉપર બોશા લિધા અને દિલને નચિંત બનાવી ત્યાંથી ફતેહભર્યો અને ખુશાલ પાછો ફર્યો પાદશાહના તે દાનાવ આગળથી પાછાં ફરતાંજ તેના ભણેલા ફીલસુફો પણ ત્યાંથી વિદાય થયા. તુરતજ રાજા કેદે પોતાને મઠકે જઇ લાગતાંજ પોતાના નામને જેહાનમાં પ્રખ્યાત કીધું.

## સીકંદરે હીન્દુસ્તાનના રાજા કૈદ તરફ લશકરને કુચ કરાવી અને તેણે તેના ઉપર નામું લખ્યું તે વિષે.

જ્યારે સીકંદરે ઇરાન ઉપર નેગાહ કીધી અને ત્યાંનું તાજ તખત પોતાનું થયલું જોયું ત્યારે તેણે હીન્દુસ્તાનના રાજા કૈદ તરફ લશકરને કુચ કરાવી અને અંજાણુ તેમજ જાણીતે માર્ગેથી લશકરને દોરવી ગયો. જ્યાં પણ સીકંદર વીસામો લેવાને થોભતો ત્યાંના દરવાજા તેને માટે ખોલી નાખવામાં આવતા. આથી તે મુલકના કોઇ પણ લોકો સીકંદરને મરદાનગીવાલા નહી જણાયાથી તેનું જંગતાજ શુકર સેતારા સુધી પુગતું થયું. તે એક મોટું શેહેર કે જેને ખુબોર્ગી ભર્યો કૈદ મીલાદને નામે ઓલખતો હતો ત્યાં આવી લાગ્યો અને તે મુલકમાં તેણે પોતાના લશકરને વીસામો આપ્યો તથા તમામ મુલક ઉપર પોતાનું લશકર

પાંઠરી નાખ્યું. ૧ પછી તેણે નામું લખનારા મુનશીને પોતાની આગળ બોલાવીને બેસાડયો અને તેની પાસેથી જેમ એક સિંહ શેકાર ઉપર છેડાય તેમ છેડતી સોધનારૂં એક નામુ લખાવ્યું. તે મુનશીએ તે નામાની સરૂવાતમાં ફતેહમંદ અને સખી તએ સીકંદર તરફથી પેલા કેદ રાજા કે જેણે પોતાના દિલને દાનાઇથી ધોયું હતું તેની તારીફ કરતાં લખ્યુ કે, "જો તું તારી છાતી ઉપરનો ભાર ઉંચકી નાખવા માંગતો હોય તો લડાઈ કરવાના કરતાં તું એવું પસંદ કર કે જેમાં જરા પણ દુઃખ હોય નહી. તુ પાક યજદાન તરફ નમ અને તે સાહેબથીજ ઉમેદવાર રહી તેનોજ ડર અને ધાસ્તી કર. તુ જોણ કે હાલે હમો તખતના માલેક અને જેહાનના ફતેહમદ પાદશાહોને આસરો આપનારા બન્યા છીએ. માટે હમો તમારી ઉપર તમારા અંધકારવાલા જીવને રોશન બનાવવા આ નામું લખ્યે છીએ. માટે તારો મુનશી એ નામુ તારી આગળ વાંચી રેહેતાંજ તે તારી પાસે મુકવા અને તે ઉપર વિચાર ચલાવવા પણ તું ઠોભતો ના. એ નામુ જો તુને રાતે પુગે તો દિવસ થવાની પણ રાહ જોતો ના, પણ તુરતજ મારૂ ફરમાન બજાવવાને તૈયાર થજે. એ વાતથી જો તું ઉલટો ચાલશે તો હું પણ વગર ઢીલે તારાં માથાં અને તાજને મારા પગ નિચે કચડશ."

## હીંદુસ્તાનના રાજા કૈદે સીકંદરના નામાનો જવાબ લખ્યો અને તેણે તેના ઉપર ચાર અજબ ચિજો ભેટ મોકલી તે વિષે.

જ્યારે તે નામું હીન્દના કેદ રાજાને પુગયું અને તેને સીકંદરના એલચી સાથે મુલાકાત થઇ ત્યારે તેણે તે એલચીની પુશકલ તારીફ કરી તેને માનથી નવાજ્યો અને ભલાઇ સાથે તેણે તેને પોતાની પાસે બેસાડયો અને બોલ્યો કે "હું તો સીકંદરનું ફરમાન બજાવવાને ખુશી છું અને તેના હોકમથી જરાએ ફરવા માંગતો નથી. તો પણ હું તેને ભેટવાની તૈયારી કીધા વગર મારી ગરદન ઉંચી રાખી તેની આગળ આવુ તો તે પરવરદેગારને તેમજ જમીનના પાદશાહોને પસંદ પડતું ગણાય નહી." પછી તેણે તુરતજ એક નવીસંદાને પોતાની આગળ ચીનાઇ કલમ અને હીન્દી રેસમી કપડાં સાથે આવવા ફર-

૧ ગ્રીક તવારીખનવેશોના કેહેવા મુજબ સીકંદરે હીન્દુસ્તાન ઉપર ચઢાઈ લેઈ જઇને પંજાબનો આખો ભાગ ફતેહ કીધો હતો. ફીરદોસીએ હીન્દુસ્તાનના કેદ રાજાનો આ હેવાલ આપ્યો છે તે રાજા પંજાબનોજ હોવો જોઇએ.

માલ્યું અને તે નામાનો જલદીથી જવાબ લખાવતાં તે નામાને બેહેસ્ત માફક સંગાર્યું. પેહેલાં તેણે પરવરદેગારની તારીફ લખાવી કે "પરવરદેગાર ફતેહ અને જમાનાનો માલેક છે. તે બક્ષનારાઓ અને ઇનશાફ કરનારાઓનો જેમ સાહેબ છે તેમ તે મરદાનગી, અકકલ અને હુનરનો પણ સાહેબ છે. બીજું એ કે તુ નામદાર પાદશાહ આગળથી પરેહેજગાર લોકો પોતાનું સર ફેરવી શકતા નથી. તેથી હમુને તારા જેવા લશકર, તાજ અને તખતના સાહેબથી કાંઇ પણ ચિજની વાત કરવી ઘટતી નથી. મારી પાસે એવી ચાર ચિજો છે કે જેવી જેહાનમા કોઇ પાસે પણ હસે નહી. તેમજ મારી પછીના બીજા પાદશાહો પાસે પણ તેવી ચિજ હશે નહી. આવી ચાર ચિજો હુ જેહાનમાં ધરાઉ છુ તે જો તુ ફરમાવે તો હુ તારી આગળ મોકલી આપું કે જે જોયાથી તારૂં દિલ પણ ખુશી થશે. ત્યારબાદ જો તું પાદશાહ મને ફરમાવશે તો હુ પોતે પણ તારી આગળ આવી તારા ગોલામ માફક તાબેદારી કરશ."

## સીકંદરે તે ચાર અજાયબ જેવી ચિજો લાવવા માટે એલચીને પાછો મોકલ્યો તે વિષે.

આથી તે એલચી પવન ઝડપે સીકંદર આગળ પાછો ફર્યો અને તેને તે નામું આપવા સાથે જે કાંઈ કૈદ રાજાથી સમજ્યુ હતું તે કહયું. આથી સીકંદરે તે કાસદને કહયુ કે "તુ અત્રેથી તે નામદાર આગળ પાછો જા અને તે ચિજો કે જે જેહાનમાં કોઈ પણ શખ્સ ધરાવતો નથી તે તેની પાસે શુ છે તે પુછ. હમો પણ તે જોઇએ અને જે કાંઈ બનવાનું હોય તે હમો સમજ્યે." આથી તે એલચી પાદશાહ આગળથી વીજલીની જડપે માર્ગમાં રસ્તો કાપતો પાછો ત્યાં ગયો અને કૈદને એ પ્રમાણે કહયું કે, પેલી ચાર ચિજો કે જે કોઈ પણ શખ્સ જેહાનમાં ધરાવતો નથી તે શું છે ? પાદશાહ તે જાણવા ઇચ્છે છે કારણ કે જે ચિજ જોઈ નહી હોય તેથી તેની દુન્યામાં હસ્તીજ નથી એમ પણ માની શકાતું નથી."

જ્યારે કૈદે એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે બેગાનાઓથી તે જગ્યા ખાલી કીધી અને ત્યાં પોતાના સલાહકારો સાથે બેઠો. તેણે તે કાસદને પોતાની આગળ બેસાડી જેમ તેને માનથી નવાજવો ઘટતો હતો તેમ નવાજ્યો. ત્યાર બાદ તે પાદશાહ બોલ્યો કે "મારા જનાનખાનામાં મારી એક બેટી છે. જો તેણીને ઉચેથી સુરજ પણ જોય તો તે પ્યારીનો ચેહેરો જોઇ ગમગીન બને. તેણીના બાલના જુલફાં કાલા દામરના રંગની કમંદ જેવાં છે. તેણીના બે હોટમાંથી મધનો સોડમ આવે છે. સીધું સરોવર પણ તેની ઉચાઇ જોઈ વાંકું વલે છે,

જ્યારે તેણી બોલે છે ત્યારે ત્યાં પ્રકાશ ફેલાઇ રહે છે. તેણીની આંખો અને ચેહેરો જોઈ અક્કલ પણ દુર થઈ જાય છે. તેણી વાર્તાઓ કેહેવા માટે અક્કલથી પોખાયલી છે. જ્યારે તેણી મુગી બેશે છે ત્યારે તેણી જાણે શરમાઉ જીવ ધરાવે છે. આ જમાનામાં તેના જેવી ઓરત કોઇએ પણ જોઇ હશે નહી. તેણી પાદશાહી ખાનદાનની તેમજ યજદાંપ્રસ્તી છે તે શરમવાલુ દિલ અને પહરેજી રાખનાર હાથો ધરાવે છે. બીજુ મારી પાસે એક એવી જામ છે જેને જો દારૂથી ભરવામાં આવે અથવા તેમાં થડુ પાણી રેડવામાં આવે તો તેમાંથી સો વર્ષો સુધી બેશી દોસ્તો સાથે પીઆ કરે તો પણ તે જામમાંનો દારૂ ઓછો થતો નથી. તે જામ દારૂ વખને દારૂ અને થડા પાણી વખતે થંડુ પાણી તુને આપ્યાજ કરશે અને અજબ જેવું એ છે કે પીવા છતાં તેમાથી જરાએ કમી થતું નથી. ત્રીજું હું એક એવી જાતનો વૈદ ધરાઉં છું જે આંખમાના આંસુ જોઈ દુખ પારખી શકે છે. જો તે હકીમ પાદશાહના તખત આગળ વર્ષો સુધી રહે તો જેહાનનો પાદશાહ દુખથી પણ હેરાન થાય નહી ચોથું મારી પાસે એક ફીલશુફ છે જે મારી રૈયતથી પણ છુપો રહે છે. તે ફીલશુફ સુરજ અને પ્રકાશતા ચંદ્રની ચાલ જોઇ જે કાંઈ બનવાકાલ હોય તે પાદશાહને કહી શકશે."

એમ સમજી તે નામદાર એલચી ત્યાથી પાછો ફર્યો અને પવન વેગે માર્ગ કાપવા લાગ્યો. પછી તેણે સીકદર આગળ આવતાંજ એ સઘલું તેને કહયાથી તે પાદશાહનુ દિલ ગોલાબ માફક ખીલી રહયુ. તેણે તેને કહયું કે "જો તે પાદશાહનુ કેહેવુ ખરૂંજ હોય અને તે સઘલી જેહાનમાં કીંમતી ગણાતી ચારે ચિજો એ પાદશાહ મારી ઉપર મોકલી આપશે અને મારા દલગીર જીવને ખુશાલીથી દિપતો કરશે તો હુ તેના મુલક ઉપર મારો પગ પણ મુકશ નહી પણ તેની આવી ભલાઈ માટે હું અત્રેથીજ પાછો ફરશ."

## સીકંદરે દસ દાનાવ શખ્સોને નામું આપી હીંદના કૈદ રાજા આગળ તે ચાર ચિજો જોવા મોકલ્યા તે વિષે.

પછી તેણે રૂમીઓ વચેથી કેટલાક દાનાવ, અકકલમદ અને નિરદોશ શખ્સોને ચુંટી કાઢયા અને તે પાદશાહે માશીથી ભરપુર અને જાતજાતના શંગારવાલું એક નામું લખાવ્યું કે, "મારા દસ ચુસ્ત નામદારો જેઓ અનુભવી, ભરમ જાણનારા, અક્કલમંદ, શરમવાલા તથા ચેહેરા ઉપર ખારેહ

ધરાવનારા છે તથા વળી જેઓ જેહાનનો અનુભવ પામેલા અને મારી અકકલથી રાહબરી કરનારા છે તેઓને મેં તારી આગળ મોકલી આપ્યા છે. એઓ તારો બારીક વિચાર બજાવવાને પણ પાછા હટશે નહી. જ્યાં સુધી તેઓ તારી આગળ રહે ત્યાં સુધી રાખી તુ તેઓને પેલી ચાર ચિજો દેખાડજે. જો મારા તે હુનરમંદ અને મારી યાદગારી જેવા બુજોર્ગો તરફથી મને નામું મલશે અને તેમાં તેઓ તે ચાર ચિજો નજરે જોવા વિષે લખશે અને તેવી ચિજો જેહાનમા કોઇ પાસે નથી એમ જણાવશે તો હુ તુરતજ રેશમી કપડાં ઉપર એક નામુ લખી મોકલશ કે જેથી તુ જીવે જાગે ત્યા સુધી હીન્દનો શેહેનશાહ ગણાશે."

આથી તે દસ અકકલમદ રૂમી શખ્સો સીકદર આગળથી કેંદ તરફ જવાને જડપથી નિકળ્યા. તે દસ સરદારોને જોતાંજ હીન્દના રાજાએ તેઓને કેટલીક પુછપરછ કરી તેમના જવાબ સમજ્યા પછી તેઓને ઘટતી રીતે નવાજીને તેમની લાયક જગ્યાએ બેસાડયા બીજે દિવસે જ્યારે આસમાને તડકાથી પીળો રગ પકડયો અને સુરજે પોતાની લડાયક તલવારને ઉચી કીધી ત્યારે તે પાદશાહની બેટીને સંગારી તૈયાર કરવામા આવી એક ચંદ્રને સંગાર કરવો ઘટતો નથી પછી તે મેહેલમા એક સુનેરી તખત લાવી મુકવામાં આવ્યુ અને તે તખત આસપાસ તમામ ચીનાઇ ચિજોનો સંગાર કીધો. તે તખત ઉપર તે સુરજ જેવા ચેહરાની ઓરત આવી બેસતાંજ ત્યાં આસમાન ઉપરના શુકર સેતારા કરતા તેણી વધારે પ્રકાશીત લાગી. પછી તે દસ બુઢા અને દાનાવ શખ્સો તેણીને ત્યાં જોવાને આવ્યા. તે રાજાએ તે મીઠી જબાનના, બોલકના અને યાદદાસ્ત શકિતવાળા શખ્સોને ફીલકુશના બેટા સીકંદરના ફરમાવ્યા મુજબ તે કન્યા આગળ ખુશીથી મોકલી આપ્યા. જ્યારે તે બુજોર્ગોએ તે શાહજાદી કે જેનાથી તે ઘર તેમજ તખત અને તાજ દિપી રહયાં હતા તેનો ચેહેરો જોયો ત્યારે તેઓ અજાયબીથી છક થયા. તેણીના દેખાવથી તે બુઢાઓના પગ સુસ્ત બન્યા અને તે દાનાવો પોતાની જગ્યાએજ અટકી ઉભા અને મોઢેથી પરવરદેગારની તારીફ કરવા પડયા. તેઓમાના એક પણ ત્યાથી પાછું ફરવા ચાહયુ નહી અને તેણી ઉપરથી જરાએ નજર ખસાડી નહી.

જ્યારે તે ડાહયા શખ્સો ત્યાં જોઇએ તે કરતાં વધારે વખત ઠોભ્યા ત્યારે એક શખ્સ તેઓને બોલાવવા આવ્યો અને તેમને પાદશાહ આગળ તેડી ગયો. પાદશાહ કેદે તે રૂમીઓને પુછ્યું કે "તમો શામાટે ત્યાં એટલો બધો વખત ઠોભ્યા? આવો ચેહેરા ધરાવવા છતાં તેણી એક આદમીજ છે પણ તેણીએ

એવી દરેક તરેહની ખુબીનો હીસ્સો નસીબથી મેલવ્યો છે." રૂમીઓએ તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! એવી રીતનો ચીતાર કોઇએ મેહેલમાં પણ જોયો હશે નહી. હવે હમો તે પાદશાહ ઉપર નામું લખી તેના ચંદ્રરૂપી શરીરનું વર્ણન લખી મોકલીશું." પછી તે ફીલસુફો હાથમાં એક એક કાગજ, સહી અને કલમ લેઇને ત્યાં ભેગા બેઠા અને ત્યાં જે કાંઈ જોવામાં આવ્યું હતું તે દરેકે લખ્યુ, જેથી તે કાગજ સહીથી ઢંકાઇ ગયુ પછી તેઓ આગળથી એક સ્વાર સીકંદર આગળ જવાને જડપથી નિકલ્યો. તેઓના નામાં વાંચી તેઓએ લખેલાં વર્ણનથી તે જેહાનનો પાદશાહ અજબ બન્યો કારણકે તેણી વિષે દરેકના કાગજમાં પુશકલ તારીફ લખવામાં આવી હતી.

ત્યારબાદ તે જેહાનના પાદશાહે તેઓ ઉપર નામુ લખ્યુ કે, "તમો બુઢાઓએ જાણે બેહેશત જોયું હોય તેમ લખો છો તો ઘણું સારૂં. હવે તમો તેની પાસે કાંઇપણ વધારે માંગ્યા વગર ને ચાર ચિજો લેઇને પાછા ફરો. રાજા કૈદને મારી તરફનો આ પરવાનો સોંફ્તાંજ તમો મુસાફરીની તમામ તૈયારી કરી સામન લાદજો. પછી તે પાદશાહને કોઇપણ દુખ દેશે નહી. તેનાથી મને જેહાનમાં જે ઇનિશાફ મલ્યો છે તેજ પુરતો છે." એ નામું લઇ તેનો કાસદ આબાદ ઇરાનના મુલકમાથી પાછો ફરીને રૂમના બુઢાઓ આગળ ફરી આવી લાગ્યો. જયારે તે મોબેદોએ માર્ગની મુશીબત ખમતા સ્વાર સાથે પાદશાહનો જવાબ આવતો જોયો ત્યારે તેઓ ઇરાનથી આવેલાં નામા સાથે તે નામદાર હીન્દુસ્તાનના પાદશાહની દરબારમાં ગયા.

## હીંદના રાજા કૈદ પાસેથી પેલા દસ દાનાવો કૈદની બેટીને તથા પેલી જામ, વૈદ અને ફીલસુફને લેઇ સીકંદર આગળ પાછા આવ્યા તે વિષે.

જ્યારે રાજા કૈદે તેમના નામાનો જવાબ વાંચ્યો અને તે આપઅખત્યાર પાદશાહનો પેગામ સમજ્યો ત્યારે તે હીન્દુસ્તાનનો રાજા સીકંદરના જુલમમાંથી હવે છુટયો એમ સમજ્યો તે રાજાએ તુરતજ સો બોલકના અને મીઠી જબાનના હીન્દુઓને ચુંટી કાઢવા તથા વળી તેણે વગર મેહેનતે મેલવેલા ખજાનાના બારણા ખોલી તેમાંથી હાર, તાજ અને તખત ચુંટી કાઢયુ. વળી તેણે મોતીઓ, કાપડના ટાકાઓ તથા બીજી ઘટતી ચિજો પસંદ કીધી. એ રીતે તે માણસો, કાપડો અને પાદશાહી જવેરાતોથી ત્રણ હજાર ઉંટો લાદીને ત્યાથી લેઇ ગયા. તેમાના દસ ઉંટો તમામ દીનારથી અને સો ઉંટો જવેરાત અને પૈસાથી લાદયાં હતા. પછી સુના અને હીરાઓથી જડેલી એક મોઘી કીમતની

અગરની પાળખી તેણે તૈયાર કીધી તથા વળી દસ હાથીઓ ઉપર સુનેરી તખત મુકવ્યાં અને એક હાથી જે વધારે મોંઘી કીંમતનો હતો તે ઉપર જીન બંધાવ્યુ. ( તે શાહજાદીના ત્યાંથી રૂખશદ લેવાથી ) તમામ જનાનખાનાની ઓરતોએ આંખોમાંથી લોહીના આંસુ પાડયાં તેણીની સાથે તે વેદ અને ફૈલસુફને પણ મોકલી આપવામાં આવ્યા વળી એક નામદારે પેલી જામ હાથમાં ધરી હતી જેમાંનો દારૂ પી તમામ નામદારો મસ્ત બન્યા જ્યારે તે ચંદ્ર જેવી ઓરત પાદશાહ સીકંદરના કુટુંબ વચ્ચે આવી લાગી ત્યારે તેણીએ કાલી કસ્તુરીનું બનાવેલું એક તાજ માથે પેહેર્યું તેણીના ચંદ્ર જેવા ચેહેરા ઉપર લટકતા બાલના જુલફાંઓ જાણે લાલ ગોલાબ ઉપર બખતર પેહેરાવ્યું હોય તેમ લાગતાં હતાં તેણી જાણે એક સીધાં સરોવર ( જેવાં શરીર ) ઉપર ચંદ્ર ( જેવો ચેહેરો ) મુકયો હોય તેવી લાગતી હતી. તેના તરફ કોઇથી નજર પણ થઇ શકતી હતી નહી. તેણીના બે ભવાં કમાન જેવાં અને બે આંખો નરગેશ જેવી ગભીર લાગતી હતી તેણીના બાલના જુલફાંઓને વલ આપી કરચળીવાલાં બનાવ્યા હતાં. ૧ અને તેણીની બે આંખો બેહેસ્તમાના બે નરગેશ ફુલો જેની જણાતી હતી. તું કહેશે કે " તેણીનો ખવાશ નાજ નખરાંવાલો છે."

સીકંદરે તેના કદ તરફ તથા તેણીના બાલ અને ચેહરા તરફ નજર કરી તેણીને પગથી માથાં સુધી તપાસી અને પછી તે મન સાથે બોલ્યો કે "એ તો તારો છુપો ચેરાગ છે." પછી તેણે આસમાન પેદા કરનારા પરવરદેગાર કે જેણે આવાં કદ અને દેખાવની ઓરત પેદા કીધી હતી તેની છુપી તારીફ કીધી. ત્યાર બાદ તેણે જે કોઇ દાનાવો હતા તથા રૂમની રૈયત વચ્ચે ધર્મ ગુરૂ વર્ગના હતા તેઓને ત્યાં ભેગા બેસાડી તેના રેવાજ મુજબ અને પેગમબર ક્રાઇસ્ટની ૨ રસમ મુજબ તેના નેકા બાંધવા ફરમાવ્યું. તેના ઉપર એટલા બધા દીનાર અને ખજાનાનો નેશાર કરવામાં આવ્યો કે તે ચંદ્ર જેવી ઓરત ઘણી મુશકેલી સાથે રસ્તો પસાર કરી શકી. તે સરોવર જેવી ઓરતના નેકાની ક્રીયા પુરી થતાંજ તેણી માટે તેણીના રેવાજ મુજબની એક જગ્યા તૈયાર કરવામાં આવી.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

૨ સીકંદર ક્રાઈસ્ટના સને આગમચ ૩૨૩ વર્ષ ઉપર થઈ ગયો હતો તો તેના વખતમાં ક્રાઈસ્ટનો મજહબ કયાથી હોય. ફીરદોસીએ કાંઈક બેખબરીને લિધે એ પ્રમાણે લખ્યું છે.

# હીંદુસ્તાનના રાજા કૈદે જે ફીલસુફ, વૈદ તથા જામ મોકલી હતી તેની સીકંદરે અજમાયશ લિધી તે વિષે.

હવે તે સીકંદરે તે (હોન્દી) દાનવની દાનાઇ કેવી તરેહની નિવડે છે તે તપાસવા તે દાનાવને અજમાવી જોયો. તેણે તે બાહુર ફીલસુફ ઉપર ગાયના ઘીથી ભરેલી એક મોટી જામ મોકલી આપી કેહેવાડયું કે "એ ઘી તારી ડાક ભાજવાને અને આસાયશ પામવાને તું તારાં દીલ, જાંગ, કમર, પીઠ અને ગરદન ઉપર ચોપડજે અને પછી તું તારી અકકલથી મારાં મગજ અને જીવને તર બનાવજે." તે દાનાવ તે ઘી જોતાજ બોલ્યો કે "એ કાવતરૂં કાંઇ મારાથી છુપ્યું રેહેવાનું નથી." પછી તેણે તે જામમાંના ઘીમાં એક હજાર સોય ભેલીને તે પાદશાહ ઉપર પાછી મોકલી આપી. તેમાં સોયો જોતાંજ તે જેહાનના પાદશાહે એક લોહાદને છુપાછુપ બોલાવી તેને ફરમાવ્યું કે "આ સોયોને પીગલાવી નાખી તેમાથી એક લોઢાંનો મોહોરો બનાવ." પછી તેણે તે મોહરો જડપથી તે દાનાવ ઉપર મોકલી આપ્યો, જે જોતાંજ દાનાવે તે ઘસીને તપાસ્યો અને પછી તે કાલાં લોઢાંમાંથી એક પ્રકાસ્તી આરસી બનાવી. પછી એ ભરમ માટે જરાએ હોટ ખોલ્યા વગર તેણે એ આરસી સીકદર ઉપર રાતને વખતે મોકલી આપી સીકંદરે તે આરસીને ઠારમા મુકી અને તે કાલી અને બીહામની બની ત્યાં સુધી ત્યાંજ રાખી. પછી તેણે તે આરસી પાછી ફીલશુફ ઉપર મોકલી આપી. એવી રીતે તેઓએ લાંબો વખત સુધી તે લોઢાંથી આવી છુપી વાતા ચલાવી. તે અકકલમદ શખ્સે તે લોઢાં ઉપર પાણી માફકની ચલક ચઢાવી તુરતજ તે પાછી પાદશાહ ઉપર મોકલી આપી. પાદશાહે તેને દવાઇથી અને પછી પાણીથી ઘસી પણ તેમ કર્યાથી તે તેને કાલી અને બીહામની બનાવી શકયો નહિ. એમ જોતાંજ સીકંદરે તેને બોલાવી મંગાવી પોતાના તખત આગળ બેસાડીને એ બાટેની તેને પુછપરછ કીધી. તેણે પેહેલાં તેની સાથે ઘીથી ભરેલી જામની વાત કીધી અને તે નામદારની દાનાઇ જાણવા માંગી. આથી તે અકકલમદે પાદશાહને જવાબ દિધો કે "ઘી કાંઇ દિલમાં પેવસ થતું નથી નું બોલ્યો હતો કે, 'શેહરના ફીલસુફો કરતાં મારામાં દાનાઇનો હીસ્સો વધારે છે.' માટે ઓ પાદશાહ! મેં તેના જવાબમાં એવું કેહેવાડયું કે, "દાનાવ દેલનો અને પહરેજગાર શખ્સ એક સોય જેવો છે કે જે પગ અને હાડકામાં પોકાય છે. પણ જો તેની સામે એક પથર આવે છે તો તે પથર તેના ઉપર 'રસાઈ ભોગવે છે.' ત્યારે તું પાદશાહે હું દાનાવને તેના જવાબમાં કહેવાડયું , "જે કોઇનું દિલ લડાઇથી, મોજ મજાહથી, લોહી રેડવાથી અને દરેક

ઠેકાણે દુશમનો સાથે લડવાથી કાલુ બન્યું હોય છે,[1] તેમ જો અક્કલમંદોનું દિલ બુરી વાતોથી દલગીર થયું હોય તો તે શું કરે? મેં મારી તરફના તુંને એવા મધુર સખુનો કેહેવાડયા અને મારાં દિલના રવાનનાં હુશીયારીભર્યા વિચારો જણાવ્યા કે, 'એ વાત બાલ કરતાં બારીક છે પણ તારૂં દિલ એ લોઢાંથી વધારે કાલું નથી.' ત્યારે તેં કેહેવાડયું કે, 'એ બાબદને વર્ષો વહી જવા છતાં મારૂં દિલ લોહી રેડયાને લિધે કાત ખાઇ ગયું છે. માટે એ ગમ કેવી રીતે રાહ ઉપર આવી શકે? મારે શા માટે એ બાબે હેરાન થવું જોઇએ?' ત્યારે મેં તુંને આસમાની જ્ઞાનથી જવાબ દિધો કે, 'જો તું એવો વિચાર કરશે તો તે દિલમાંથી કદી પણ જશે નહી. તેથી જો તું હવે પછી દિલને પાણી જેવા રંગનું પ્રકાસ્તું બનાવશે તો પછી તેને કેમે કરીને પાછું કતાયલુ બનાવી શકશે નહી.'"

પાદશાહને તેનુ આવું મધુર બોલવું પસદ પડયુ અને તેનું દિલ તેના કામ તરફ વધારે તિક્ષણ રીતે ખેંચાયુ. તેથી તેણે ખજાનચીનને સુનેરી અને રૂપેરી ભરતનો પોશાક અને જવેહરાતથી જડેલી જામ લાવવા ફરમાવ્યું. આથી તેણે તે લાવી તે દાનાવને આપ્યું. તે દાનાવ બોલ્યો કે "મારી પાસે છુપુ ગોહર છે કે જે કોઇપણ ચિજથી વધારે પ્રકાશે છે અને વળી તે પોતાનો દુશમન ધરાવતું નથી. વળી તે ખજાનાની માફક હારેમનનો સાથી પણ નથી, મને તેને માટે પગાર આપી રાતે ચોકીબાન પણ રાખવો પડતો નથી અને જો હું મુસાફરીએ જાઉં તો મને ચોરોની પણ વાસ્તી રેહેતી નથી, (તેજ પુરતુ છે). આ ગોહર તે અક્કલ, દાનાઇ અને સચાઇ છે. કારણ કે જુદાઇ નાશનો દરવાજો ઠોકે છે. મને પાદશાહ તરફથી જાહેર રીતે જે કાંઇ ખાવા પીવાનું અને પેહેરવા ઓઢવાનું મલે છે તેજ પુરતું છે. કારણ કે મારી તો એજ દાનાઇ રાતે પાસબાની કરે છે અને એજ અક્કલ મારા ચાલાક જીવનું તાજ છે. ત્યારે હું વધારે મેલવી મોજમજાહ શા માટે ભોગવુ? અને શાને માટે એ સઘલી માલ મીલકતની પાસબાની કર્યા કરૂં? માટે તું હોકમ આપ કે આ મને બક્ષેલો હદીઓ અત્રેથી પાછો લેઈ જાય. તારા પણ જીવની અક્કલજ પાસબાની કરનાર બને."

આથી સીકંદર અજબ થયો અને તેને તરેહ તરેહના વિચારો આવવા લાગ્યા. તે બોલ્યો કે, "હવે પછી સુરજ અને ચંદ્રનો પેદા કરનાર મને ગુનાહ કરતો સંભાળે. હું તારી અક્કલ અને નશીયતનો તથા તારી ફાયદાકારક વાત કરવાની રીતનો ખરીદદાર બન્યો છુ."

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

પછી તેણે પેલા આંસુ જોઇ દુખ પારખનારા તબીબને પોતાની આગળ બોલાવીને પુછ્યુ કે "દુખ્યાઓ કે જેઓનું દુખ જોઈ આપણુને રડવું આવે તેઓનો સરદાર કોણુ ગણાય ?" તેણે જવાબ દિધો કે "જે શખ્સ ઘણું ખાય અને જ્યારે તે ખાવા બેસે ત્યારે ખાવાનો અંદાજો સમજે નહી તે. ઘણુ ખાવાથી કાંઇ તંનદરોસ્ત બનાતુ નથી માટે તંનદરોસ્તી સોધનારજ બુજર્ગ ગણાય. તેથી હું તુને હમણા ઘણું ખાવાની દવાઈ શિખવુ છુ અને ચોબાજુએથી ઘાસની જડી બુટીઓ એકઠી કરી લાઉ છુ કે જેથી તુ તે દવાઈથી હમેશનો તનદરોસ્ત રહે અને તારાં સુસ્ત આતરડાંને બીજી દવાઇની અગત્ય પડે નહી. વળી તે દવાથી તારી રૂચી વધશે અને જો તુ વધારે પણ ખાશે તોએ કોઇ પણ ચિજ ખાવાથી તુંને દુખ થશે નહી. માટે તુ આ સુદર વાત હમેશાં યાદ રાખજે કે જેથી તારા શરીરમાં લોહી અને મગજનો વધારો થશે તથા વળી તુ તારાં શરીર ઉપર ફતેહમંદ નિવડશે અને તારૂં દિલ ખુશનુમા જન્નતની માફક ખુશાલ બનશે. વળી તેથી તારા ચેહરાનો રંગ પણ જલવાઇ રેહેશે અને દરેક કામમા પાકીજેહ વિચારો ઉત્તપન્ન થશે. તારા બાલો સફેદ બનશે નહી અને જેહાન ઉપરથી તારી ઉમેદો જલદી ઉડી જશે નહી "

સીકંદર બોલ્યો કે, "મે એવુ સમજ્યું નથી અને પાદશાહો વચેથી કોઇને પણ એવી હાલતમાં જોયો નથી. માટે જો તું મને એવી સુદર દવા બનાવી આપશે તો તુ મારાં ભલામાં રેહેનુમાઈ કરનાર ગણાશે. હુ મારા જીવને જોખમે તારો બચાવનાર બનશ અને તું બુરી મનશીનાના શખ્સની બુરાઇથી ઇજા પામ્યા વગરનો બનશે"

પછી તેણે તેને માટે ખેલાતની તથા બીજી ભલાઈઓની તૈયારી કીધી અને તેના માથાંને દાનાવ તબીબો વચે ઉચાઇએ ચઢાવ્યુ. આથી તે તબીબ તેની તારીફ ગાતો પાહાડો વચે ગયો પણ તે રૂમીઓમાંથી કોઇને પણ પોતાની સાથે ત્યાં લેઇ ગયો નહી. તે દાનાઇનો વધારે હીસ્સો ધરાવતો હોવાથી ઝેહેરી અને ઝેહેરને મારનારી ચિજોને સારી રીતે પીછાની શકતો હતો. તેણે તે પાહાડી જડી બુટીઓમાથી પુશકલ તોડી લિધી અને જે વગર જરૂરની હતી તે તેમાંથી ફેંકી દિધી. તે જડી બુટીમાં જે ઝેહેરના પાક ઉતારો હતા તે તેણે ચુંટી કાઢી ઘટતી રીતે દવા સાથે ભેલ્યા બાદ તેણે તે પાહાડી દવાથી તેનું શરીર ધોઈ કાઢયું અને ત્યાર બાદ એ રીતોથી દર પળે તે તેને તદરોસ્ત રાખવા લાગ્યો. તેથી એવું બન્યુ કે સીકંદર રાતે વધુ ઉંઘાતો પણ હતો નહી અને દરેક સાથે ખુશાલીથી બોલાતો. તેનું મગજ ઓરત ( ભોગવવા ) ના

કામમાં ઘણું તેજ રેહેતું હોવાથી તેની છાતી નરમ જગ્યા સોધતી રેહેતી હતી. પણ એ પછી તે પાદશાહ પોતાના બીછાણા તરીક તખતનેજ પસંદ કરવા લાગ્યો અને તેને પોતાના શરીરની પણ જાલવણી કરવી પડતી હતી નહી.

એવુ બન્યુ કે એક દાહાડે તે તબીબ આવી લાગતા તેના તખત ઉપર તેનુ આસુ જોઈ તે ઉપરથી તેના દુખની નિશાણી પામી ગયો તેથી તણે તેને કહયુ કે "ઓરતો સાથે સુતાં અને ઉઠતાં તો જર કોઇ જવાન હોય તે પણ બેશક શરીરે બુઢો બની જાય. હું એવી અટકલ કરૂ છુ કે તુ ત્રણ રાત સુધી ઉંઘાયો નથી, માટે તુ તારા હોટ ખોલી મને એ બાબેની હકીકત કેહે" સીકંદરે તેને જવાબ દિધો કે, "હું એથી વાકેફ છુ, પણ તેથી કાંઈ મારૂ શરીર દુખથી સુસ્ત બન્યુ નથી" પણ તે હીન્દુસ્તાનનો લોકપ્રીય દાનાવ તેના એ કામમાં તેની સાથે મળતો થયો નહી તેણે અધારી રાત થતાજ હકીમાંની લખેલી ચોપડીમાં સોધ કરીને ઝાલાપાળાઓની દવાઓ ભેલી એક દવા બનાવી. તે રાતે સીકદર એકલો સુતો અને પોતાની માહતાબ જેવા ચેહેરાની ઓરતો સાથે હમખીસતર થયો નહીં. સહવાર પડતા પેલા તબીબે ત્યા આવી તેના આંસુની તપાસ કરી જોતાંજ તે સાથી વગર સુટેલો જણાયાથી તેણે (પેલી લાવેલી) દવા ઘોલી નાખી અને ખુશી સાથે પોતાના હાથમા દારૂની જામ પકડીને ફરમાવ્યું કે "તું ખાનાની તૈયારી કરાવ, ગવૈયાઓને બોલાવ તથા દારૂ મંગાવ."

પાદશાહે તેને પુછયુ કે "તે આ દવા મેહેનત લેઇને બનાવ્યા છતાં શા માટે ઘોલી નાખી?" તેણે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તે ગઈ રાત પોતાની સાથે કોઈ સાથી લિધા વગર એખલો ઉઘાઇને પસાર કીધાથી એ દવા તારે માટે હવે વગર જરૂરની થઇ પડી છે." આથી સીકંદર હસી પડયો અને તેનાથી ખુશ થઇને બોલ્યો કે 'તારા જેવા હીન્દુ વગરની દુન્યા હોતી ના. ગોયા તમામ તબીબો અને નજુમીઓ હીન્દુસ્તાનમાંજ એકઠા થયા છે" પછી પાદશાહે એક દીનારની કોઠલી અને સુનેરી જીન સાથનો એક કાલો ઘોડો લાવવા ફરમાવ્યુ અને તે અકકલમદ તબીબને આપીને કહયુ કે, "તારી જબાંન તારા પાક મગજ સાથે હમેશાં જોડાયલી રેહેજો."

પછી તેણે પેલી પીલા રંગની જામમાં થડુ પાણી રેડીને ત્યાં લાવી હાજર કરવા ફરમાવ્યુ દરેક તે સુનેરી જામમાંથી પાણી પીવા માંડયું અને તેઓને મજાહ લાગ્યાથી સહવારથી તે રાતના સુવાનો વખત થયો ત્યાં સુધી તેમાંથી પાણી પીયાજ કીધુ પણ તેમ પીધા છતા તેમાનું પાણી જરાએ કમી થયું નહીં. તુરતજ પાદશાહે પેલા ફીલસુફને કહયું કે, "આ જમાનામાં કેદ

રાજાને ( એવી ચિજો ધરાવવામાં ) કોઇ હરીફ નથી. હવે પછી હું તેની પાસે હીન્દુસ્તાનની કે તે કૈદ રાજાના વતન જાદુસ્તાનની માંગણી કરશ નહી. દેખાવ ઉપરથી એ સઘલી ચિજો કાંઇ અજબ જેવી લાગતી નથી પણ તે માહેલી યુકિત અને જાદુમાંજ અજાયબી છે."

પછી પાદશાહે તે જમાનાના ફીલસુફને કહયુ કે, " તું મારાથી એ બાએની દાનાઇ છુપાવ્યા વગર કહે કે આ જામમાં પાણી વધે છે સાથી ? એ કાંઇ હીન્દી કરામતથી થાય છે કે નજુમને જોરે થાય છે ? " તેણે જવાબ દિધો કે, "ઓ પાદશાહ ! એ જામને તુ કાંઇ નજીવી ગણુતો ના કારણ કે એ જામ ઘણા વર્ષો સુધી પુશકલ મેહેનત કીધા પછી બની છે. એ જામ બનાવવા માટે દરેક મુલકના સેતારેસનાશો વચ્ચે જે નામદાર સરદારો ગણાતા તે સઘલા કૈદ રાજા આગલ હાજર થયા હતા. તે સઘલાઓએ રોશન દિવશે તેમજ અંધારી રાતે સેતારાઓની ચાલ ઉપર નજર રાખીને એ બનાવવામાં પુશકલ વખત કાઢયો હતો. એ જામને તું લોહચુંબક જેવી ગણ. જેમ એ લોઢાંથી કોઇ શખ્સ લોઢાંને ખેચે તેમ એ જામની ખાશીયત એવી છે કે તે પાણી ખેંચે છે અને તમામ ખુશ સ્વાદનુ પાણી તે વાદલમાંથી ખેંચી લે છે. તેથીજ તેમાનુ પાણી કમી થતાં તે બીજું પાણી મેલવે છે અને તોપણ તે આદમીની એ રોશન આંખોથી જોવાઇ શકાતું નથી."

સીકંદરને તે દાનાવનું કેહેવું પસંદ પડયાથી અને તેની વાત ફાયદાકારક જણાયાથી તેણે ભીલાદ દેશના બુજોર્ગોને કહયું કે, " હું જીવશ ત્યાં સુધી ઇનશાફની શાહે કૈદને આપેલું વચન તોડશ નહી. જ્યારે તેનાથી હું આવી ચાર ચિજો મેલવવા પાંમ્યો છું ત્યારે હવે હુ તેની પાસેથી બીજું કાઇ માગશ નહી." પછી સીકંદરે પોતાના ખજાનામાં જે કાંઇ ચિજો હતી તે બસો ઉંટ મંગાવી તે ઉપર લાદી તેના ઉપર જવેહરાતથી જડેલાં સો તાજો મુકાવ્યાં અને ત્યારબાદ એ સઘલી ચિજો જેવા કે પૈસા, વાપડયા વગરનું જવેહરાત વિગેરે એક પાહાડમાં લેઇ જઇ છુપાવ્યું. એ ખજાનો પાહાડમાં બે માલુમ થતાંજ કોઇ પણ એ છુપાવેલો ખજાનો ફરીથી જોવા પામ્યું નથી. તે વખતે તેણે તે ખજાનો ડટાવ્યા પછી આ જેહાનમાંનો કોઇ પણ શખ્સ તે જોવા પાંમ્યો નથી. એ રીતે તેણે તે ખજાનાને પાહાડી જગ્યામાં છુપાવી પોતાનું નામ ત્યાં યાદગાર કીધું છે.

## સીકંદર હીન્દુસ્તાનના રાજા ફૈર સામે ચઢાઇ લેઇ ગયો અને તેણે તેના ઉપર નામું લખ્યું તે વિષે.

પછી તેણે પોતાના લશકરને મીલાદથી પવન વેગે કુચ કરાવી અને કનોજ કે જયાં ફૈરનો ખજાનો રેહેતો હતો તે તરફ ગયો. તેણે પોતાના લશકર સાથે ફૈર આગળ આવી લાગતાજ ગુસ્સાથી છેડતી સોધનારૂં એક નામુ લખાવ્યું. તેમાં લખ્યું કે, "દાનાઇ, દોલત અને લશકરથી દિપી રહેલા ફીલકુશના બેટા શેહેનશાહ સીકંદર તરફથી બુલંદ નસીબના હીન્દ અને સીંધના લશકરને દિપાવનારા રાજા ફૈર જોગ. હું આ નામું પરવરદેગાર કે જે હતો અને હંમેશ કાયમ રેહેશે તેની તારીફ સાથે સરૂ કરૂં છું. તે સાહેબ જે કોઇને ફતેહમંદ નસીબનો બનાવે છે તેની પાસે તેનો મુલક, તાજ અને તખત સચવાયલા રહે છે. પણ જો તે તેને ખુવાર કરવા માગે છે અને દલગીર બનાવવા માંગે છે તો તેના ઉપર બુલંદી ઉપરથી સુરજ પણ તપતો નથી પાક યજદાંએ હમારી ઉપર આ કાલી ધુલવાલી દુન્યામાં ફતેહ, નસીબ, ખોરેહ, તાજ અને શેહેનશાહી તખતની કેવી બક્ષેશ કીધી છે તે માટે તે સમજ્યું તો હશે. પણ એજ હાલતમા હમારો પણ એવો વખત રેહેવાનો નથી. તે વખત વહી જતાંજ કોઇ બીજો આવી મે મેલવેલુ આ ફળ ખાઇ જશે તેથી હુ તો મારૂં નામ યાદગાર રહે તેમ કરવા માંગુ છુ માટે જેવુ મારાં માણસો તારી આગળ આ નામું લાવે તેવોજ તુ તારા અંધકારવાલા જીવને ઇનશાફભર્યો બનાવજે. તુ તારા ઉંચા તખત ઉપરથી ઉતરી તારી રાહાનુમાઇ કરનારા દાનાવોની સલાહ લેવાને ઢોભ્યા વગર ઘોડા ઉપર બેસજે અને કાઇ પણ યુકિત રચ્યા વગર હમારાથી શાંતી મેલવવા ચાહાજે. કારણ કે યુકિતબાજોનું કામ મુશકેલ થઈ પડે છે. જો તું મારા હોકમથી એક પગ પણ ફરશે અને મોટાઇએ પુગવાનું અને બાધુરી દેખાડવાનું પસંદ કરશે તો હુ નામીચા બાધુરો અને લડાયક શખ્સોનું એક ભારી લશકર લેઇ વીજલીની જડપે આવી લાગશ. જ્યારે હું મારા સ્વારો સાથે લડવા આવી લાગશ ત્યારેજ તુ ને એ (મારીની) ઢીલ કરવા માટે પસ્તાવો લાગશે." ૧

એવી રીતના સખુનો તેણે તેમાં લખ્યા અને તે સુકાયા બાદ તથા મુનશી તે લખીને પરવારીયા બાદ સીકંદરે તે નામાં ઉપર મોહર કીધી અને

૧ યુરોપ અને હીન્દના તવારીખનવેશોના કેહેવા મુજબ સીકંદરે હીંદુસ્તાનના દેશ સુધી વધી ત્યાંનો સઘલો મુલક હાથ કીધો હતો. પણ તે વખતે તે મુલકનો રાજા ફૈર નામનો નહી પણ ચંદ્ર ગુપ્ત નામનો હતો.

એક ચાલાક કાસદને ચુંટી કાઢયો તે કાસદે ફઉરની દરબારમાં આવી લાગનાંજ ત્યા ઘડીકમાં લડાઇની તો ઘડીકમાં મોજમજાહની વાતો કરવા માંડી. ફઉરે તે અનુભવી શખ્સને પોતાની આગળ બોલાવી તખત નજદિક જગ્યા કરી બેસાડયો

## ફઉરે સીકંદરના નામાનો જવાબ વાળ્યો તે વિષે.

જ્યારે બાહાદુર ફઉરે તે નામુ વાચ્યુ ત્યારે તે પેલા બુજોર્ગીભર્યા નામદાર ( સીકંદર ) ઉપર ગુસ્સો થયો તેણે તુરતજ તેનો તુંડાઇભર્યો જવાબ લખાવ્યો અને તેમ કરી કીનાના બાગમા એક નવુ ઝાડ રોપાવ્યુ. તેણે તે નામુ સરૂ કરતા લખ્યુ કે "જેહાનને પેદા કરનાર પાક પરવરદેગારથી આપણને ડર અને ધાસ્તી ખાતા રેહેવુ જોઇએ પણ આવી મગરૂરી ભરી વાતો કરવી જોઇએ નહી. કારણ કે ગરૂરીનો માલેક હમેશાં નાચાર બને છે મને તારી આગળ બોલાવવાની શુ તુંને શરમ નહી આવી ? અક્કલ માટે તારૂ મગજ શરમ ધરાવતું નથી જોકે તારા બાપ ફીલકુશે પણ કૈસર ઉપર એમજ લખ્યુ હતુ, તો હવે તુ પણ એમ લડાઇની સરૂવાત કરી શોરબકોર ઉઠાવ તુ દારાંને જીતી એમ બાહાદુર તો બન્યો છે પણ તેનાથી તો ફરતુ આસમાન કંટાલેલુ હતું જ્યારે એક ખાનદાન ઉપરથી જમાનો ઉલટાઇ જવા માગે છે ત્યારે તે ખાનદાનીઓને પોતાના ઉસ્તાદની અક્કલ મુજબ ચાલવાનુ સુજતુ નથી. વળી રાજા કૈદ સાથની લડાઇ એમ મોજમજાહમા ઉલટાઇ જવાથી તુ એમજ ધારે છે કે, બધાજ પાદશાહો તારા શેકાર થઇ પડશે. હમારા જેવા પુરાના રાજાઓ આગળ તારા નામાની આવી સરૂવાત અને તે માહેના આવા સખુનો ચાલી શકે નહી. હુ પોતે ફૈર અને ફૈરનુ તોખમ ધરાવનાર છું. હમારામાના કોઈપણ ફૈરે કયસરોની દરકાર કીધી નથી દારાંએ જ્યારે મારી મદદ માંગી ત્યારે હમોએ તેનું દિલ અને તેનુ નસીબ તેના તરફ સાચું છે એમ જોયુ હતું નહી. તોપણ મેં તેના ઉપર જોરાવર હાથીઓ મોકલી આપ્યા હતા અને એવી મદદથી મેં મારી જબાની આપી હતી. પણ તે પોતાના નોકરને હાથ બરગસ્તે હાલ થવાથી ઈરાનીઓનુ તખત ઉંધું પડયુ હતું. જ્યારે દારાથી આ જમીન પાક થઇ ત્યારે તારે માટે કાટેલ ઝેહેર ઝેહરના ઉતારમાં ફેરવાઇ ગયું. દારાંને તેના બુરા વજીરોથીજ બુરાઈ પુગ્યાથી શા માટે તારાં મગજમાની અક્કલ ગુમાઈ નહી જાય ? તુ લડાઈમાં એટલી બધી બાહાદુરી ના કર, કારણ કે હમારા તરફની આટલીજ ચેટવણી તુંને બસ છે. હવે પછી તો તું મારા એવા જોરાવર હાથીઓ અને લશકર જોશે કે જેથી તારી સામેના પવનનો માર્ગ

પણ બંધ થઇ જશે. તારી તમામ ઇચ્છા ચઢતી પાંમવાની છે અને તારૂં દિલ અંદરથી હારેમન જેવો કાલાશ ધરાવે છે પણ તુ જેહાનમાં તમામ લોભનાજ બી ના વાવ પણ બુરા વખતથી પુગતી નુકસાનીનો પણ ડર કર મેં આ નામામાં તારૂં ભલું ચાહીનેજ આ અકલભરી વાતથી તારાં દિલને સુધારવા ચાહયું છે."

## સીકંદરે હીન્દી ફૌર સાથે લડવાને લશકર તૈયાર કીધું અને તેણે નફ્તેલથી ભરેલા લોઢાંના ઘોડા અને સ્વારો બનાવ્યા તે વિષે.

એ જવાબ સીકંદરને આવી મલતાંજ તેણે લશકરમાંથી લાયકીવાલા, દરોલમા રેહેનારા અને ઉમરે જવાન છતા બુઢા જેવી અકકલવાલા સરદારોને ચુંટી કાઢયા. પછી તેણે પોતાના લશકરને હીન્દના ફૌર તરફ હંકાર્યાથી જમાનની સપાટી દરીઆથી જુદી રીતની જણાતી હતી નહી. તેણે ચોબાજુએ એટલુ તો લશકર હંકાર્યું કે જેથી તુ કેહેશે કે જેહાનમા સીકંદર સિવાય બીજો કાઇ પાદશાહ નથી. તે લડવૈયાઓ પોતાના દિલમાં કીનાનો આતશ રાખીને તમામ પાહાડો, નદીઓ અને રસ્તાઓ પસાર કરવા લાગ્યા તે તમામ લશકર ઉજડ, મુશકેલ અને ચઢાન ઉતરાનના રસ્તાઓ પસાર કરતા થાકી ગયું. તેથી જ્યારે તે લશકર પોતાની મંઝલ કરવાની જગ્યાએ આવી લાગ્યુ ત્યારે તેઓ ટોલાંબંધ બની પાદશાહ આગળ આવી કેહેવા લાગ્યા કે, "ઓ રૂમના કયસર અને ચીનના સરદાર ! હવે વધુ માર્ગ કાપવાને તારૂં લશકર સામર્થવાન નથી. હીન્દી ફૌર કે ચીનનો ફગફુર કે સીંધનો સરદાર કોઈ તારી સાથે લડવા માગતો નથી, ત્યારે આવા મટલબ વગરના મુલકમાં અને આવા બીકટ રસ્તામા તુ શા માટે તારાં લશકરની બરબાદી કરવા માગે છે ? લશકરનો એક પણ ઘોડો હમુને તનદરોસ્ત જણાતો નથી કે જે ઉપર હમો જડપથી લડાઈ કરી શકીએ. જો આવી લડાઇ કરી આપણું લશકર પાછું ફરશે તો સ્વાર અને પાયદલ લશકર પોતાનો પાછો ફરવાનો માર્ગ પણ જોઇ શકશે નહી. આપણે હાલે સુધી તો દરેક ઠેકાણે દુશમનોના લશકર ઉપર ફતેહ મેલવી છે પણ હવે માર્ગમાં પાહાડો અને નદીઓ સામી આવતી જવાથી કાંય નહી કોઇ પોતાના જીવથી ધરાઇ જાય ? તુ હમારા નામને નામોશી લાગવા ના દે, કારણકે કોઇપણ પાહાડો અને નદીઓ સાથે લડી શકતા નથી."

તેમના એમ બોલવાથી સીકંદર દલગીર થયો. તેથી તેણે ચીરડાઇને તેઓની આવી તેજીને તોડી નાખી. તેણે તેઓને કહયું કે "શું નામદારોએ

આવા સખુનો બોલવા લાયક છે? ખચીતજ આપણે રૂમથી ઈરાન આવ્યા ત્યાં સુધી તો બાગો અને ફળદરૂપ જમીનો જોઇ હતી અને તેટલા વખતમાં રૂમીઓમાંથી સોએ એક પણ માણુસ માર્યો ગયો હતો નહી તેમજ થોડો ખરચ થવા સિવાય વધુ ખરચ પણ થયો હતો નહી. તોપણ તે તમામ ઇરાનનો મુલક તમારે હાથ આવ્યાથી તમારે પરવરદેગારની ભલાઇ માટે ઉપકાર માનવો ઘટે છે. દારાંને તેનાજ નોકરોથી બુરાઇ પુગ્યાથી તમારામાના કોઇને દુખ પોહોચ્યું નથી યા કોઇએ ઘાહ વેઠયા નથી હવે હુ એ માર્ગ તમારા વગર પણ પસાર કરશ અને તે અઝદાહોના દિલને મારા પગ તલે કચડશ તમો જોશો કે હવે પછી ફૌરને દુખ દેવા માટે હુ લડાઈ કર્યાથી પરવારવાનોજ નથી હું તે તરફથી પાછો ફર્યા પછી અને તમામ જમીનને મારી મરદાનગીથી મારા પગ નિચે લાવ્યા પછીજ આપણે રૂમ તરફ જઇશું. પરવરદેગાર અને ઇરાની લશકર મારા મદદગાર થશે. પણ રૂમીઓ મારાં ભલાંમાં હોય એમ હુ ધારતો નથી."

પાદશાહના એમ ચીરડાઇ જવાથી તે લશકરે પોતાના ચેહેરા ભોંય ઉપર મુકી તેની માફી ચાહાતા કહયું કે "હમો સઘલા કયસરના ગોલામો છીએ તેથી તારા હોકમ સિવાય એક પણ ડગલું ભરશુ નહી. હમારા ઘોડા નાશ પાંમશે તોપણ હમે ચાલવાની કોશેષ કરીશુ અને વગર ઘોડે લડવા ઉતરીશું. જો હીન્દુઓ હમારાં લોહીથી જમીનને દરીઆ જેવી બનાવશે અને નિચી જમીનને મુરડાંઓથી પાહાડ જેવી ઉંચી બનાવશે, તથા આસમાન હમુને ગુગલાવી નાખશે અને પાહાડો પથરા ફેકશે તોપણ લડાઇ વખતે હમું પીઠ ફેરવતાં કોઇ જોશે નહી. તુ ફરમાવનાર અને હમે તારા બંદાઓ છીએ. તુ હમારા ઉપર ગુસ્સે થતાંજ હમારા જીવ તારેજ સ્વાધીન છે"

જ્યારે સીકંદરે તેઓની એવી વાત સમજી ત્યારે તેણે લડાઈ કરવાની બીજીજ યુકિત રચી. તેણે લડાઇના તમામ અસબાબ સાથના તૈયાર એક લાખ ઇરાનીઓને ચુંટી કાઢયા અને તેઓની પુઠે લડાયક મરદાનેમરદો જેવા બખતરવાલા રૂમી સરદારોને રાખ્યા. પછી તેઓની પુઠે લડાઇનો અનુભવ પાંમેલા બીજા ચાલીશ હજાર ઇરાની સ્વારો રાખ્યા. તેઓની પુઠે જેહાન જીતનારૂં અને ખંજર વાપડનારૂં મીસરી સ્વાર લશકર રહયું. પછી રૂમી, મીસરી અને બારબેરી લશકરના લડાયક સ્વારોમાંથી જે કોઇ લડાયક અને નામદારો હતા તેઓમાંથી કયસરે બાર હજાર સ્વારો ચુંટી કાઢયા કે જેથી તે ટુકડી તેમની પુઠે રહી જંગલ અને મેદાનોને પાહાડ જેવા બનાવે. વળી તેણે લડાઇ વખતે મુરત જોવા માટે પોતાની સાથે નજુમીઓ, મોબેદો અને જેહાનનો અનુભવ પાંમેલા નામદાર અક્કલમંદોમાંથી સાઠને રાખ્યા.

જ્યારે ફૌરને એ લશકર આવ્યાની ખબર પડી ત્યારે તેણે લડવા માટે એક લાયક જગ્યા પસંદ કીધી તેનુ પણ લશકર મેદાનમાં એકઠું થવા લાગ્યું અને હાથીઓથી જમીન પાહાડ જેવી બની. તે લશકર ચાર માઈલ સુધી લંબાયલું હતું જેની પુઠે પેહેલવાનો અને હરોલમાં હાથીઓ હતા. પછી હીન્દુસ્તાનના અનુભવી લડાયકો જેહાનના પાદશાહ ફૌર આગળ આવી તેના હાથીઓની લડાઇ વિષેની વાતો કીધી કે "એ હાથીઓ લડાઇમાં ઘોડાઓને પણ બે માઇલ પાછળ નાખનારા છે. આથી સીકંદરના સ્વારોથી એ હાથીઓની બરોબરી થઈ શકશે નહી અને જો બરોબરી કરશે તો તેમને પાછા હટવાની જગ્યા રેહેશે નહી. કારણકે હાથીની સુંઢ હવામાં સૌથી ઉંચી ચઢી શકે છે અને તેને આસમાનમાથી સનીશ્વર પણ મદદ પુગાડે છે."

પછી તેઓએ તે હાથીઓ ઉપર તરેહવાર ચીતારો પાડયા અને તેમને રાજાની નજર આગળથી પસાર કીધા. પેલી તરફ સીકંદરે રૂમના ફીલસુફોને પોતાની આગળ એક મીનનો હાથી બનાવવા ફરમાવ્યું. તે બોલ્યો કે, "હું મારા પાકા વિચારથી કાંઇક યુકિત પાર પાડવા માગુ છું." આથી અકલમંદ લોકો તેની સાથે ભેગા મલી વધતા ઓછા ઉપાયો યોજવામાં તેની સાથે સામેલ થયા તેણે લુહાડોના સરદાર જેવાઓને ભેગા કીધા, જે રૂમી, મીસરી અને પારસી લુહાડોની સંખ્યા બારસોથી વધારેની હતી. પછી તેઓએ એક લોઢાંનો ઘોડો, લોઢાનોજ સ્વાર અને લોઢાંનુજ ઝીન બનાવ્યું. તેઓએ તેના સાંઢાઓને મોટા ખીલા અને ખીલીઓથી સાંઢી લિધા અને તે સ્વારના શરીર તથા ઘોડાને જલકતાં બનાવ્યાં. તારબાદ લશકરની હાજરીમાંજ તે સ્વારને ગાડામાં ચઢાવા તેના માહેલા ભાગમાં કાલુ નફતેલ નાખ્યું સીકંદરને તે પસંદ પડયું તેમજ બીજા અકલમદોને પણ તે ફાયદાકારક જણાયું. આથી તેણે તેવાજ ૯ નરથી વધુ ઘોડા અને સ્વારો બનાવવા ફરમાવ્યું. તેથી તેઓએ એજ રીતના આસમાની, ભુરા, સફેદ અને કાળા ઘોડા બનાવ્યા જે જોઇને તે કાલાં લોઢાંનો બન્યો છે એમ કોઈ પારખી શકયો નહી. એક મહીનામાં તે કામ પુરૂં થયું. જ્યારે કારીગરો તેમ કરી પરવાર્યા કે તે લોઢાંના સ્વારોને ગાડામાં ચઢાવ્યા જેથી તેઓ જંગી સ્વારો સિવાય બીજી રીતના લાગ્યા નહી.

## સીકંદર અને ફૌરના લશકર વચ્ચે લડાઇ થતાં ફૌર સીકંદરને હાથે માર્યો ગયો અને તેણે સ્વરૂકને તેના તખત ઉપર બેસાડયો તે વિષે.

જ્યારે સીકંદર ફૌરની નજદીક આવી લાગ્યો ત્યારે તેઓએ દુરથી એક-મેકના લશકરની તપાસ લિધી દુરથી લડાઈના પોકારો નિકળતાંજ અને ધુલ ઉડી રેહેતાંજ લડાયક પેહેલવાનોએ જઈ તે ઘોડાઓમાંના તેલમાં આગ સલગાવી દિધી અને તેમને ફ્રુઉરના તમામ લશકર ઉપર છોડી દિધા. તેમાં પડેલા આતશથી તે કાલું નફ્તેલ સળગવા લાગ્યુ પણ સીપઈઓ લોઢાંના હોવાથી ત્યાંથી ખીસ્યા નહી તેમને જોતાંજ તેઓ આગળથી હાથીઓએ નાહાસ્વા માંડયું અને તે તેજીવાલી જગ્યાએથી લશકર તરફ નાહાસ્વા લાગ્યા. આથી તે તમામ લશકરમાં પોકાર ઉઠયા અને માહાવતોએ અંકુશના જખમો કરી હાથીને ઉશકેર્યા. પણ જ્યારે હાથીઓની સુંઢ સળગી ઉઠી ત્યારેજ તે જોઇ માહાવતો અચરત થવા લાગ્યા. આથી તમામ હીન્દી લશકરે તથા બાધુર જોરાવર હાથીઓએ ત્યાંથી પાછલ હટવા માડયુ પણ તે બુરી મનશનીના હીન્દી લશકરની પુઠેથી સીકંદરે પવન વેગે હુમલો કીધાથી તમામ હવા કાલી બની અને તે લશકરમાં લડવાની તાકાત રહી નહી. પછી જેહાનજીટ ગીકંદરે રૂમીઓના ભેગાં લશકર સાથે બે પાહાડ વચ્ચે ઉતારો લિધો અને માર્ગમાં ચોતરપ્ લશકરને તપાસ અર્થે મોકલી આપ્યુ અને એ રીતે પોતાના લશકરને દુશમનોથી સંભાલ્યું.

જ્યારે ઉગમનેથી તાજવાલો શાહાનશાહ ખોરશેદ ઉગ્યો અને જેહાન સફેદ બીલોર જેવી બની ત્યારે રનસીંગડા, સરનાઈ અને પરગમોના અવાજો નિકલ્યા. બંધે લશકર ભાલાઓને વાદલ તરફ ઉંચા કરી એકમેક સાથે લડવા લાગયા. સીકંદર પણ હાથમાં રૂમી તલવાર ધરી બધે લશકરની સફ વચ્ચે ગયો અને એક સ્વારને ફૌર આગળ મોકલીને તેની પાસે મોટે અવાજે કહેવાડયું કે " સીકંદર લશકરની હરોલમાં આવી તારા દીદાર જોવાની રાહ જોતો જોતો ઉભો છે અને તારી સાથે કાંઇ વાત કરી તેનો જવાબ જાણવા માંગે છે. જો તું કાંઈ વાજબી વાત કરેતો તે તરફ તે ધલે એમ લાગે છે."

જ્યારે હીન્દી ફૌરે તેનાથી એમ સમજ્યું ત્યારે તે જડપથી લશકરની વચેથી હરોલમાં આવ્યો. ત્યાં સીકંદરે તેને કહયું કે, " એ નામદાર ! લડાઇ કર્યાથી તો બંધે તરફના લશકરોનો મરો થશે અને ફાડીખાનારાં જાનવરો તથા

પક્ષીઓ માણસોના ભેજાં ખાશે તથા તેમના હાડકાં ઘોડાઓની નાળથી છુડાશે. પણ આપણે બધે બાધુર તેમજ જવાન છીએ અને વળી બધે બોલકના, અક્કલમંદ અને પેહેલવાનો જેવા છીએ ત્યારે વળી લશકરે એ લડાઈમાં શું કરવા મરવુ યા જીવવુ જોઈએ ? જો આપણુને મુલકોજ હાથ કરવા હોય તો આપણુનેજ કમર બાંધી લડાઇ કરવી જોઈએ. જે કોઇ આપણુમાંથી ફતેહમંદ નિવડશે તેનુંજ આ લશકર તથા તાજ તખત ગણાશે."

ફૈરે તે રૂમીની એ વાત સમજતાંજ મોજ સાથે તેની સાથે લડવુ ખરીદી લિધુ. તેણે પોતાના શરીરમા સિંહ જેવુ જોર ધાર્યું અને પોતાના ઘોડાને અઝદાહ જેવો જોયો જ્યારે સીકંદરતો તેને એક બરૂ જેવો પાટલો સ્વાર લાગ્યો તથા તેનું બખતર ભાર વગરનુ અને ઘોડો મુરડાળ જણાયો. તેથી તેણે જવાબ દિધો કે "એજ રીત એખત્યાર કરવી અને લશકર વગર આપણેજ લડવું." આથી તે બધેએ હાથમાં તલવાર પકડી અને કેટલોક વખત સુધી તેઓએ લશકરની સફ વચ્ચે લડાઇ ફાંધી. જ્યારે સીકંદરે તેનુ જબરા હાથી જેવું શરીર તથા જંગલમાંના અજડાહ જેવો તેનો ઘોડો જોયો ત્યારે તે લડાઇ કરતાં તેનાથી અચરત બનવા લાગ્યો અને ગમગીન બની પોતાના જીવ અને શરીર ઉપરથી દિલ ઉઠાડી નાંખ્યુ. એ પ્રમાણે તે તેની સાથે લડાઈમાં લડતો હતો તેટલાંમાં લશકરની પીઠેથી પોકારો સમજાયા. તે પોકારોથી ફૈરનુ દિલ દુખી થયુ અને તેણે પોતાના દિલ, આંખ અને કાનને તે સાદ તરફ ખેંચ્યાથી સીકંદરે ધુલારાં વચેથી પવનવેગે તેની તરફ દોડી પોતાની તિક્ષણ તલવારનો તે સખી માણસને ફટકો માર્યો જેથી તેનું ગલુ, માથુ અને ગરદન ચીરાઈ ગઇ અને તેનું શરીર ઘોડા ઉપરથી નિચે ધુલમાં પડ્યુ. આથી તે રૂમી લશકરનું સર આસમાનસે પુગ્યું અને તેના પેહેલવાનો તુરતજ ત્યાં આવી લાગ્યા. તેની પાસે સિંહના ચાંમડાંનુ એક ઢોલ હતું જેનો સાદ વાદલથી પણ ઉચે જતો હતો. એ ઢોલ તથા રનશીગડાંનો અવાજ નિકળ્યાથી હવા લોઢાં જેવી અને જમીન સીસમ જેવી બની. લડાયક હીન્દુઓએ પણ એજ રીતે તેઓની સામે લડવાને ચેહેરા ફેરવ્યા.

પણ તેટલાંમાં મેદાનમાંથી પોકારો નિકળ્યા કે "એ હીન્દુસ્થાન જમીનના નામીચા સરદારો અને સાચા લોકો ! ફૈર રાજાનું ડોકુ ધુલમાં પડયું છે અને તેનું હાથી જેવું શરીર કપાઇ ગયું છે, ત્યારે તમો હવે કોણુને માટે એમ તલવારથી લડી લડાઈ કરવા માંગો છો ? અને એમ કયાં સુધી કર્યા કરશો ? હવે તમારે માટે ફઉરની જગ્યા રાખનાર સીકંદર થયલો હોવાથી તમારે તો તેના તરફથી લડવું ઘટેછે." આથી હીન્દુસ્તાનના પેહેલવાનોએ એ વાતને

મળતા થઇ ત્યાંથી જઇને રાજા ફૈરનું માથું લોહી અને ધુલથી ખરડાયલું તથા તેનું તમામ શરીર તલવારથી કપાયલું જોયું. તેથી તે લશકરે લડાઇના હથીયારો ફેંકી દેઇને રૂદનના પોકારો કરવા માંડયા અને પોતાના માંથાં ધુલથી ભરી દુખથી રડતા કયસર આગળ આવ્યા. સીકંદરે તે પેહેલવાનોને તેઓનાં હથીયાર પાછાં અપાવ્યાં અને તેઓ સાથે મોટેથી તરેહવાર ખુબી ભરી વાતો કરવા માંડી. તે બોલ્યો કે "હીન્દના ફૈરના માર્યા ગયાથી તમોએ તમારાં દિલને ગમને સોપી દેવાં જોઇતાં નથી. હવે પછી હુ તમારી ઉપર પુશકલ નવાજેશો કરશ અને તમારાં દિલમાંની ધાસ્તી અને ગમને દુર કરી નાંખશ. હું તેનો તમામ ખજાનો તમને બક્ષશ મારાં લશકરને તેની મેહેનતનો ખજાનો હરામ છે. હુ તો તમામ હીન્દીઓનેજ તે વડે તવગર બનાવશ અને કોશેષ કરી તમારામાંનાજ કોઇને તખત અને તાજ સ્વાધીન કરશ."

પછી સીકંદર ત્યાંથી ફૈરનું પાયતખત જે દુખ અને માહેતમમાં ગરકાવ હતું ત્યાં ગયો જેથી તે ખુશબખ્તી અને મોજમજાહભર્યું બની રહયુ. આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યાની રસમ આવીજ છે અને તું તેમાં ઠરીઠામ થઇ રહે એમ તે ઇચ્છતી નથી. માટે તારી પાસે જે કાંઈ હોય તે પછવાડેને માટે રાખી ન મુકતાં ખાઇ પી લે. તુ મેહેનત કરે અને બીજો તે શા માટે લીએ! ત્યાંના તખત ઉપર કયસર મહીના સુધી બેઠો અને તેનો તમામ ખજાનો ત્યાંનીજ રૈયતને વેહેંચી આપ્યો. પછી સીકદરે સવરૂક નામના હીન્દુસ્થાનના મોટા પેહેલવાન અને ખાનદાની પુરૂષને તે પાદશાહી તખત સોંપતાં કહયું કે "તુ કદી પણ પૈસાને સાતી રાખતો ના, પણ જે કાંઈ તુંને મલે તેની બક્ષેશ કરી ખાઇ પી લેજે અને આ ત્રણ પાચ દિવશના તાજ તખત ઉપર તું લાડ કરતો ના. કારણ કે એક વખતે તેના ઉપર ફૈર હતો ત્યાં તેની જગ્યાએ સીકંદર આવ્યો છે. આ જેહાન ઘડીકમાં દુખ અને ગુસ્સો લગાડે છે તો ઘડીકમાં મોજમજાહ કરાવે છે." પછી તેણે તેના લશકર ઉપર દીરમ અને દીનારની નવાજેશ કરી તે તમામ મુલકને દીપતો બનાવી દિધો.

## સીકંદર કાબાના મંદીરની જ્યારતે ગયો તે વિષે.

જ્યારે એ બનાવને લાંબો વખત થઈ ગયો અને તેનું લશકર સરસામનથી પુર બન્યું ત્યારે તેના દિલમાં ધાસ્તી પેદા થયાથી તેને કાબા તરફ જવાની ઇચ્છા થઇ. આથી એક બામદાદે તેણે ઢોલ વજડાવ્યાથી હવા મરઘાની આંખ માફક સંગાર પાંમી. પુશકલ નેજાઓ અને રેસમી ઝુન્ડાઓથી ત્યાં જાણે

રાતા, પીલા અને જાંબુરા સેતારાઓ ચમકવા લાગ્યા. પછી સીકંદરે તે મંદીર તરફનો રસ્તો ધર્યો તેથી તેને માટે તેની રૈયતનો કેટલોક ભાગ ખુશાલ તો કેટલોક દલગીર હતો. ત્યાં ખજાનો અને તાજ સાથે તે હીબ્રાઇમનાં મંદીરના દર્શણ કરવા ગયો. જે મદીર બાંધ્યું હતું તેની અંદરની બનાવતમાં પુશકલ મેહેનત લેવામાં આવી હતી. ખુદાએ તે જગ્યાનું નામ "બઇત--ઉલ--હરમ' યાને પરવરદેગારનું ઘર એમ આપ્યુ હતુ તારે પણ તમામ યજદાનની રાહ ધરી ત્યાં જવું જોઇએ છે. તે જગ્યાની પવિત્રાઇને લિધે ખોદા તેને પોતાના ઘર તરીકે ગણી બંદગી કરનારાઓને તે મકાન નજદિક તેડે છે. જેહાનના પરવરદેગારને કાંઇ રેહેઠાનની, ખાવાની, ઇચ્છાની, આરામ અને મોજમ-જાહની અગત્ય નથી જ્યાં સુધી તે જગ્યા રેહેશે ત્યાં સુધી તે તેની પ્રસ્તેશની જગ્યા ગણાશે. માટે તું તેમાં જઇ ખોદાની યાદ કર

પછી સીકંદર ત્યાંથી કાદસી૧ શેહેર તરફ ગયો અને ત્યાંથી પારસના જેહેરમ ૨ શેહેર તરફ ગયો. કતીબનો છોકરો નસર કે જેનો મક્કામાં દોરદમામ ચાલતો હતો તેને જ્યારે એ ખબર પુગી ત્યારે તે પોતાના લડાયક સરદારો તથા નેજાવાલું સ્વાર લશકર લેઇ તેને સામો લેવાને આવ્યો. તુરતજ મક્કાથી એક સ્વારે જડપથી સીકંદર આગળ આવીને કહ્યુ કે, " તુંને માર્ગમાં સામે લેવા આવતો નામદાર કાંઈ ખજાનો કે લશકરની ઇચ્છા રાખતો નથી. એ તો ઇસ્મા-ઇલ પેગમબરનો નબીરો અને ભાગ્યવંતા હીબ્રાઇમનો બેટો થાય છે. " આથી સીકંદરે તેના ઘણા નજદિક આવી લાગતાંજ તેને પુશકલ માનથી નવાજ્યો અને તેને માટે એક કીમતી બેઠક તૈયાર કીધી. નસરે તેના ઉપર ખુશ થઇને પોતાના ખાનદાનની ઓલખ આપી અને પોતાના તમામ ખાનગી ભેદો ખુલ્લા કીધા. સીકંદરે તેને જવાબ દિધો કે, " ઓ પાક દિલના સાચા સરદાર ! આ ખાનદાનનો વડો કોણ છે ? તારાથી વધારે ચહવાયલો અને સારો વખત જોયલો બીજો કોણ છે ? " નસરે તેને જવાબ દિધો કે, "ઓ જેહાનના પાદશાહ ! આ જગ્યાનો સરદાર એક ખાજા છે. જ્યારે ઇસમાયલ આ જેહાનમાંથી ગુજર પાંમ્યો ત્યારે જેહાન જીતનાર કહેતાન જંગલમાંથી પોતાના તલવારવાલું લશકર સાથે આવી લાગી એ યમન શેહેર ગેર રીતે ખુંચવી બેઠો. તેની વચે પુશકલ નિરદોશો માર્યાં ગયા અને આ ખાનદાનનો બરગસ્તે દાહાડો બેઠો. પણ જેહાનના પેદા કરનારને એ પસંદ નહી પડયાથી ઉંચા આસમાનનો વિચાર

૧ કાદસી એ ઈરાન અને અરબસ્તાન વચે આવેલી જગ્યાનું નામ છે.

૨ પારસના મુલકના એક શેહેરનું નામ છે.

તેને માટે અંધકારવાલો બન્યો જ્યારે તે મરી જઇ ખાક થયો ત્યારે જુલમી અને ગેરઈનસાફ પામેલો ખાજા વગર ધાસ્તી ફીકરે ત્યાં ગયો. તેથી હરમથી તે યમન શુધીનો મુલક હાલે તેના હાથમાં છે અને મીસરના દરીઆ સુધી તેની જાલ પંઠરાયલી છે. પણ તેણે સીધે માર્ગેથી અને ઇનસાફથી પોતાનું સર ફેરવ્યાથી કોઇ પણ તેને ભલાઇ સાથે યાદ કરતુ નથી. તેણે તમામ મુલકને પોતાની મુઠીમાં ધર્યાથી ઇસમાઇલના ખાનદાનીઓના દિલ લોહીથી ઉકળતાં બન્યા છે.

નસરની એ વાત સમજતાંજ સીકંદરે જે કોઇને ખાજાની તોખમના જોયા તેઓને મારી નખાવ્યા અને તેઓના માથાની ચામડી ઉખેડાવી નાખી તેથી તેઓ વચેથી કોઇ દુશમન કે દોસ્ત જીવવા પાંમ્યો નહી તેણે તે જુલમગાર પાસેથી હજાજ અને યમનના મુલકો લેઈ લિધા અને ઈસમાયલની તોખમમાંથી જે સરદારીને લાયક હતો તેને પોતાની અકકલથી અને શમશેર વાપડનારા મરદોની મદદથી ઉચાઇએ ચઢાવ્યો. પછી તે ત્યાંથી ચાલતો મકકાના મોટા મંદીર તરફ ગયો જેની સાથે ઈસમાયલના ખાનદાનીઓ પણ ખુશી સાથે સામેલ થયા. માર્ગમાં કયસર જેટલાં પગલાં ભરતો તેટલે પગલે પાદશાહનો ખજાનચી દીનારો ફેંકતો હતો. જ્યારે સીકંદર ત્યાંથી પાછો ફર્યો અને મેહેલમાં તખત ઉપર આવી બેઠો ત્યારે તેણે નશરને દીનાર અને ખજાનો બક્ષયો આથી તે શખ્સ જે મુફલેસ છતાં પોતાની મેહેનતથી ગુજરાન કરતો હતો તે તવગર બની ગયો. પછી તે ત્યાંથી લશકરને કુચ કરાવી જેદદા તરફ જઇ ત્યાં લાંબો વખત થોભ્યો. ત્યાં તેણે લશકરને પુશકલ કીસ્તીઓ અને વાહાનો બનાવવાં પાછલ મંડી જવા ફરમાવ્યું.

## સીકંદર લશકરને જેદદાથી મીસર લેઈ ગયો તે વિષે.

પછી એ પ્રમાણે મુસાફરી કરતાં જેહાનજીટ સીકંદરે લશકર સાથે જેદદાથી મીસર તરફ જવા ચેહેરો ફેરવ્યો. મીસરમાં કબતુન યાને ઇજીપસીયન વંશનો એક પાદશાહ હતો જેનું લશકર હદ ઉપરાંત હતું. જ્યારે તેણે તે જેહાનજીટ ફતેહમંદ પાદશાહ મક્કાને રસ્તે પવન વેગે આવી લાગવા માટે જાણ્યું ત્યારે તે પોતાના બોહલાં લશકર સાથે ગોલામો, પૈસાની ઠેલીઓ, તાજ અને તખત લેઇને તેને સામો લેવા ગયો. તેના દીદાર જોઇ સીકંદર ખુશ થયો અને તેના

બદખાહોનું તમાંમ કહેવું બરબાદ ગયું. એ પાદશાહ મીસરમાં એક વર્ષ રહયાથી તે તેમજ લશકર આસુદ્દ બન્યુ ૧

અનદુલુસના મુલકમાં એક ઓરત રાજ કરતી હતી જેણી અક્કલમંદ અને પુશકલ લશકર ધરાવતી હતી તે જેહાનજીટ અને સખી રાણીનું નામ કૈદાફેહ હતું જે નામ તેણી પોતાના ખુબસુરત ચેહેરા ઉપરથી પાંમી હતી. તેણીએ પોતાના લશકરમાંથી આબેહુબ ચેહેરો ચીતારે એવા એક ચીતારા સ્વારને શોધી કાઢી તેને ફરમાવ્યું કે, "તું આ મુલકનું કે હમારૂં નામ જણાવ્યા વગર સીકદર આગળ જઇ તેનો આબેહુબ ચેહેરો, તેની ઉચાઇ અને તેની બેસવાની રીત એ સઘળુ જોઇ લે અને તેનો ચેહેરો, રંગ-રૂપ અને ઉચાઇ પ્રમાણે તેની એક આબેહુબ તશવીર ઉતાર." એમ સમજતાંજ તે ચીતારો સ્વાર થયો અને તેણે પોતાના સરદારનો હોકમ બજાવવાને કમર બાંધી જેવો તે ખપ્યો અનદલુસથી ચહવાતા કયસર સીકદર આગળ મીસરમાં આવી લાગ્યો તેવોજ તેણે સીકદરને તખત ઉપર તેમજ ઘોડાના જીન ઉપર બેઠેલો જોઇ લેઇને રેસમી કપડાં ઉપર પીછી વડે સીકંદરની આબેહુબ તશવીર ચીતારી લેઇ ત્યાથી જડપથી પાછો ફર્યો. જ્યારે કૈદાફેહે સીકદરનો ચેહેરો જોયો ત્યારે તેણી ગમગીન બની છુપી હાય મારી બોલવા લાગી કે, "આ શખ્સ પોતાની પાક અકકલથી અને લડાઇથી જેહાનને પોતાના પગ નિચે કચડે છે અને તેની સામે જે કોઈ લડવા જાય છે તેની જીંદગી જેહાનમાં તંગ બને છે."

સીકદરે કૈદાફેહ વિષે પુછપરછ કરતાં કબતુનને પુછ્યુ કે, "આ જમીન ઉપર કૈદાફેહનો જોડયો કોણુ છે ?" કબતુને તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ ! જેહાનમાં તેણીના જેવી યાદગારી બીજી કોઈ નથી કોઇપી તેણીના લશકરની ગણત્રી થઇ શકતી નથી. જો તુ તેણીના દફતર ઉપરથી તપાસ કરે તો તેનું પુશકલ લશકર જણાશે. ખજાનો, બુજોર્ગી, લાયકાત, નરમાશ અને અકકલ ધરાવવામાં તથા વિચારીને નેક બોલવામાં જેહાનમાં તેણીની બરોબર કોઇ જણાશે નહી. તેણીએ એક પથરનો કીલ્લો બાંધ્યો છે તે એક ચીત્તાથી પણ પોતાના પંજા વડે જીતી શકાતો નથી તેની ઉંચાઇ

૧ અત્રેથી સીકદર આગળ વધી દરીઆ કીનારા તરફ ગયો અને ત્યાંની આબોહવા તેને ઠીક લાગ્યાથી ત્યાં તેણે એક શેહેર બંધાવ્યું અને તેની આમદની યાદગારીમાં તે શેહેરનું નામ ઈસ્કંદ્રીયા યાને એલેક્ઝાનડ્રીયા આપ્યું તે માટેના સઘળા બેતો મારી પાસેના લખેલાં તેમજ છાપેલાં શાહનામામાંથી મલતા નથી.

તથા પોહોલાઇનો વીસ્તાર ચાર ફરસંગનો છે. જો તું તેણીના ખજાના માટે પુછતો હોય તો તેની પણ હદ નથી. તેણી માટેની એ વાત કાંઇ જેહાનમાં નવી સવી નથી."

## સીકંદરે રાંણી કેદાફેહ ઉપર નામું લખ્યું અને તેનો તેણે જવાબ મેલવ્યો તે વિષે.

જ્યારે સીકંદરે તે કેહેનારાથી આવી વાત સમજી ત્યારે તેણે મુનશીને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું. પછી રેસમી કપડાં ઉપર એક નામું લખવામાં આવ્યું કે "મુલકો જીટનારા અને સિંહોને મારનારા સીકંદર તરફથી બુજોર્ગીમાં વધારે ઉંચે ચઢેલાં નામવાલી, ડાહાપણુવાળી કેદાફેહ જોગ. સરૂવાતમાં તે દયાલુ પરવરદેગારની તારીફથી હું સરૂ કરૂ છું કે તે સાહેબ માહાતાબને દિપાવનાર અને આસમાનને ફરતું રાખનાર છે. તે વાજબી ઇનશાફ બક્ષનાર સાહેબ વધારે ઇચ્છનારને વધારે બક્ષે છે. હમે કાંઇ તારૂં તખત તુંકાહથી જીટવા માંગતા નથી, પણ હમે તો તારો દરજ્જો વધારવા માગ્યે છીએ. તેથી એ નામું તારી નજદિક લાવવામાં આવશે ત્યારે તારા અંધકારવાલા વિચારો પ્રકાસ્તા બનશે. તું જાણે છે કે તારી હમારી સામે લડવાની તાકાટ નથી માટે તું હમારી ઉપર સલામી મોકલી આપજે. એમ કર્યાથીજ તું દાનાવ અને દુરઅંદેશ ગણાશે અને શકિતવાન તેમજ પાક દીનની બનશે. એ કામમાં જો તું કાંઇ હમામ દેખાડવા જશે તો તેથી તુ જમાનાની ગીરદેશ સિવાય બીજું કાંઇ જોશે નહી. દારાં અને રાજા ફોર જેવાઓના હાલ ઉપરથી તું અંદાજો કરશે તો તેથી તારી અક્કલ તારાથી દુર થશે નહી."

પછી તે નામા ઉપરના અક્ષરો પવનથી સુકાતાંજ તે ઉપર તેની કસ્તુરીથી મોહોર મારવામાં આવી, અને તે નામીચી રાણી નજદીક જવાને એક જડપ ચાલનો સાહાનશી સ્વાર રસ્તો કાપવા લાગ્યો. જ્યારે કેદાફેહે તેનું એ નામું વાચયું ત્યારે તેણી તેના એ કેહેન ઉપર અજબ થવા લાગી. તેણીએ તેનો જવાબ લખતાં પેહેલાં જમીનને પેદા કરનારા પરવરદેગારની તારીફ સાથે લખ્યું કે, "તે સાહેબે ફરતાં આસમાનનું ચકકર પેદા કરી તેમાં નેકી અને બદીનો સમાવેશ કીધો છે. તેણેજ તુંને હીંદુસ્તાનના ફોર ઉપર તેમજ દારાં અને સિંધના નામદારો ઉપર ફતેહ બક્ષી છે. તારૂં મગજ તે શમશેર ખેંચનારા નામદારો ઉપર ફતેહ મલવાથી ફુલી ગયું છે. તું મને પણ તેમની બરોબર મુકે છે અને તારે માથે (પેહેલેથીજ) ફતેહનું તાજ પેહેરી લે છે. પણ હું તો કયસરનું ફરમાન માનવા,

તેની ધમકીથી દબી જવા અને દુખી થવાને બદલે ઉલટી તેનાથી પણ વધારે દમામ અને ચઢીયાતાપણું ધરાવશ. મારી પાસે તેવુંજ લશકર અને શાહાનશાહી ખજાનો છે. મારા લશકરમા હજારો હજાર સીપાઇઓ છે અને દરેક સરદારો અને ઉપરીઓ રાજા જેવા ગણાય છે. અગરજો હુ મારા તાબેદારોને ચોગાજુએથી બોલાવી મંગાઉ તો તેમને આ મુલકમાં બેસવાની જગ્યા પણ મલે નહી. જ્યારે પણ દરેક સરદાર પોતાના લશકર સાથે મારા મુલકમાં આવે છે ત્યારે તે હરોલમાં ખજાનો પણ લેતા આવે છે. ત્યારે તું આટલા બધા મગરૂરીના સખુનો શું કામ બોલે છે. તું દારાંને જીતી પતરાજીખોરોનો સાહેબ બન્યો છે." પછી તેણીએ તે નામા ઉપર એક સુનેરી મોહર દાબીને તે ઉંટસ્વારને ત્યાંથી પવન વેગે દોડવાનો હોકમ કીધો.

## સીકંદરે અનદલુસના મુલક ઉપર ચઢાઈ લઈ જઇ ફરીયાન પાદશાહનો કીલ્લો જીટી લિધો તે વિષે.

સીકંદરે તેણીનું નાંમુ વાંચતાંજ રણસીગડું ફુકાવી લશકરને કુચ કરાવી અને એક મહીનો સુધી માર્ગમાં કુચ કર્યા કીધી જ્યારે તે લશકર સાથે તેણીના મુલકમાં આવી લાગ્યો ત્યારે તેણે ત્યાં પોતાની તમામ ઇચ્છા પાર પડતાં ફરીયાન નામના લશકર અને ખજાનાથી પુર પાદશાહને (રાજ કરતો) જોયો. તેનો લડાઇના અસબાબ સાથનો એક કીલ્લો હતો જેની ટોચ એક બગલાંથી પણ જોવાઇ શકાતી હતી નહી. સીકંદરે લશકર સાથે આવી તે કીલ્લાને ઘેરી લિધો અને પોતાના સ્વારોને તે ઉપર ચઢાવી મુકયા. તેણે સંચો ચલાવનારાઓને લડાઇની રથો અને કીલ્લો ખોલવાના સાંચાઓ લાવવા ફરમાવ્યું. એ રીતે એક અઠવાડીયામાંનો તે ઉચો કીલ્લો જીટી લિધાથી તેનુ નામીચું લશકર શહેરમાં દાખલ થયુ સીકંદરે પણ શેહેરમાં દાખલ થઇ ત્યાં કોઇનું પણ લોહી નહી રેડવાનું ફરમાન કાઢયું. એ શેહેરમાં કૈદાફેહનો એક બેટો જે ફરીયાનનો જમાઇ થતો હતો અને જેના ઉપર ફરીયાન ખુશ રેહેતો હતો તેપણ વસ્તો હતો. ફરીયાને પોતાની પ્યારી બેટી તેને આપ્યાથી તેનું તાજ તેની કૈદાફેહ સાથની સગાઈથી બુલંદીએ પુગ્યું હતુ. એ ફરીયાનના જમાઇનું નામ કૈદરશ હતું જેના ઉપર ફરીયાને પોતાનું દિલ, આંખ અને કાન લગાડયા હતા. પણ એ લડાઈમાં તે શેહેરનો પાદશાહ ફરીયાન માર્યો ગયો અને ફરતાં આસમાનથી આવો હીસ્સો પાંમ્યો. વળી એક શેહેરગીર નામના શખ્સને હાથ ફરીયાનની બેટી તથા જમાઇ પણ કેદ પકડાયાં, એ શખ્સ કોણ છે તે

સીકંદર ચેટી જવાથી એ કામમાં શું યુકિત રચવી તે તેના મગજમાં આવી ગયું. તેથી તેણે પોતાના વઝીરને હાજર થવા ફરમાવી તેના હાથમાં પોતાની સત્તા, તાજ અને તખત સોંપ્યું. તે અક્કલમંદ અને ઉમેદ પાર પાડનાર દાનાવ વઝીરનું નામ નીતકુન હતું. સીકંદરે તેને કહયું કે, "હમણા એ ફરીયાનના જમાઇને તારી આગળ હાજર કરવામાં આવે ત્યારે હું તુનેજ ફીલકુશના બેટા સીકંદર તરીકે ગણાવશ. માટે તું રેવાજ મુજબ કેઆની તખત ઉપર બેશ અને જેવો હું તારી આગળ કમરબાંધીને હાજર થાઉં તેવોજ તું તે દુસ્ત લડાયક કેદરૂશની ગરદન તેના ખભાં ઉપરથી કાપી કાઢવા ફરમાવજે. પણ હું તારી આગળ પુશકળ નમનતાઇ દેખાડી તેના બચાવ અર્થે અરજ કરૂં ત્યારે તુ અંજુમન વગર સત્તા ચલાવજે અને જ્યારે એ બાબે હુ વધારે અરજ કરૂ ત્યારે તું મારે લિધે તેને માફ કરજે. પછી તે દાનાવ શખ્સ (કેદરૂશ) અંદરનો ભરમ જાણ્યા વગર ત્યાંથી દુખી બની જશે." ત્યારબાદ તે જેહાનના પાદશાહે તેને કહયું કે, "તુ એ ભરમ છુપોજ રાખજે અને મને એક એલચી તરીકે તારી આગળ બોલાવી મારી સાથે કેદાફેહ માટેની કેટલીક વાતો કરજે અને ખુશી સાથે મને દસ સ્વારો આપી તેની આગળ મોકલતાં મને ફરમાજે કે, 'એ નામું લેઈ જાઇ તું તેનો જવાબ લાવ' તું કઈદરૂશને પણ મારી સાથે મોકલી આપજે અને તેનાથી એ તમામ બાત છુપીજ રાખજે."

નીતકુને તેને જવાબ દિધો કે, "હું એમજ કરશ અને તારા હોકમ મુજબ એ યુકિત બજા લાવશ." બામદાદ થતાં જ્યારે સુરજે પોતાનું ખંજર બાહાર કાઢયું અને અંધારી રાત તેની ધાસ્તીથી ત્યાંથી ગુમ થઇ ત્યારે નીતકુન પોતે તખત ઉપર ઉપર બેઠો. તેની સામે સીકંદર કંમર બાંધી ઉભો રેહેવાથી તે માટે તેનો ચેહેરો શરમભર્યો અને તેનું દિલ દુખી અને લોહીભર્યું બન્યુ. તેના ઉપાયનો માર્ગ ખુલ્લો કરવા તેને ભરમનો દરવાજો બંધ કરવોજ પડયો. જ્યારે શેહેરગીરે તે કેદાફેહના છોકરાને બંધીવાન અને રડતી હાલતમાં હાજર કીધો તેમજ તેની ખુબસુરત બૈરી પણ તે જવાનના હાથમાં હાથ ભેલવી ત્યાં આવી લાગી ત્યારે નીતકુને તુરતજ પુછયું કે "એ આટલાં બધાં દુખ સાથે રડતો શખ્સ કોણ છે?" ત્યારે તેણે જવાબ દિધો કે "તું જાણ કે હું કેદાફેહનો બેટો કેદરૂશ છું. આ ફરીયાનની બેટી સિવાય મારા જનાનખાનામાં છુપાયલી મારી કોઇ બીજી ઓરત નથી. હું તેણીને તેના ઘરે પુગાડવા અને તેને મારા જીવની માફક રાખવા જતો હતો તેટલામાં હું હાલે શેહેરગીરને હાથ કેદ પકડાયાથી મારો જીવ મારાં આવાં નસીબ માટે દુખી બન્યો છે અને મારૂં શરીર તીરથી ઘાહેલ થાય તેમ ઘાહેલ બન્યું છે." તેની એ વાત સમજતાંજ નીતકુનનું મગ-

જ દુખી અને દિલ લોહીથી ઉકળતું બન્યું. તોપણ તેણે ચીરડાઇને જલ્લાદને ફરમાવ્યું કે "એ બધેને તુ ધુલમાં ડટાયલાં કર. તેને તેની ઓરત સાથે બાંધી હીન્દી તલવારથી તેઓની સામટી ગરદન માર."

તેટલામાં સીકંદરે ત્યાં આવી જમીનને બોસો લેઇને કહયું કે, "ઓ કયસરના ખાનદાનથી ઉતરેલા પાદશાહ! જો તું મારે ખાતર આ જવાનોનું લોહી રેડાતું માફ કરશે તો તેથી દરેક અંજુમન વચે મને સરફરાજી મલશે. તારે એ નિરદોશોના માથાં શા માટે કપાવવાં જોઇએ? કારણ કે જેહાનના પરવરદેગારને તારૂ એ કામ પસંદ પડનાર નથી." ત્યારે ચાલાક દિલના નીતકુને તેને કહયુ કે, "હુ તારે ખાતર એ બધેને લોહી રેડાવામાંથી મુકત કરૂં છુ" પછી તુરતજ નીતકુન બોલ્યો કે, "ઓ કૈદરૂશ! તુ તારૂં ખભાંથી છુટું થતુ માથુ પાછુ મેલવવા પાંમ્યો છે પણ હવે હું તુને એની સાથે તારી માય આગળ મોકલવા માગું છું કે તુ પણ તારી માયને વધતી ઓછી સમજાવે જો તે મારી ઉપર સલામી મોકલી આપશે તો ભલે ભલુ છે કે જેથી તેણી એ માટે કોઇના દુખ સાથે ચામડાં ફડાવી કાઢે નહી. મારી તરફથી તેણીને લડાઇની યા ખુશાલીની ખબર પુગાડવા આવતા આ પાક વજીરની તુ સંભાળ રાખજે અને તેણે તારી સાથે જેવી ખુબી કીધી છે તેવીજ તું પણ કરજે, ગણુ તેના બદલામાં તુ એ સખી માણસના દિલને દુખી કરતો ના. આ નામાંનો રાણી પાસેથી જવાબ મલતાંજ તું તેને ત્યાંથી ખુબી સાથે પાછો વિદાય કરજે." કૈદરૂસે નીતકુનને જવાબ દિધો કે, "હુ તેના ઉપરથી મારૂં દિલ, નજર કે કાન ફેરવશ નહી. જેમ તું ફરમાવે છે તેમજ હું તેને મારા જીવ માફક સંભાળશ. કારણ કે તેનાથીજ, હું, મારી ઓરત, મારો જીવ અને મારો મુલક બચવા પામ્યા છે."

## સીકંદર એલચી ખાતું લેઇ કૈદાફેહ આગલ આવી લાગતાંજ તેણીએ તેને ઓલખી કાઢયો તે વિષે.

પછી જેહાનજીટ સીકંદરે રૂમીઓમાંથી ઘટતી રીતે દસ નામદારો કે જે દરેક તેનેજ મલતા અને તેના દિલનો ભરમ જાણનારા હતા તેમને ચુંટી કાઢી તેઓને કહયું કે, "હવે પછી તમો માર્ગમાં મને નીતકુન સિવાય બીજે નામે બોલાવતા ના." પછી કૈદરૂશ તેઓની હરોલમાં ચાલ્યો અને સીકંદર તેના ઉપર પોતાની નજર અને કાન રાખવા લાગ્યો. તે સરદાર પોતાના ઘોડાને માર્ગમાં આતશ માફક દોડાવવા લાગ્યો. એમ કરતાં તેઓ પારદશફ

પથરાવાલા એક પાહાડ આગળ આવી લાગ્યા. તે પાહાડ ઉપર તેઓએ તરેહ-વાર મેવાના ઝાડો જોયાં. પછી તે પાહાડ આગળથી તેઓ આગળ રસ્તો કાપતા જ્યાં ને રાણી હતી તે મુલકમાં આવી લાગ્યા.

જ્યારે કૈદાફેહ કૈદરૂશની બાબદથી વાકેફ થઈ ત્યારે તેણીએ પોતાના બેટાની ખબર સમજવાને કાન ખુલ્લા રાખ્યા. તેણી પોતાના ભારી લશકર સાથે તમામ નામદારો અને નેકબખ્તોને લેઇને તેને સામે લેવા ગઇ તે માતાનો ચેહેરો જોતાંજ તે બેટાએ ઘોડા ઉપરથી નિચે ઉતરી તેની તારીફ કીધી કૈદા-ફેહે તેને પાછો ઘોડા ઉપર બેસવા ફરમાવ્યુ અને તેણીએ તેના હાથ પોતાના હાથમાં પકડી આગળ ચાલવા માડયુ. કૈદરૂશ ફીકંક ચેહેરે જે કાંઇ જોયુ અને સમજ્યુ હતું તે તેણીને કહેતાં બોલ્યો કે, "ફરીયાનના શેહેરમાં મુશકેલી આવી પડયાથી ત્યાં તેનું તાજ, તખત, ખજાનો કે લશકર કાંઇ રહયું નથી. આ મારી સાથે આવનાર શખ્સે મને તથા મારી ઓરતને ફીલકુશના બેટા સીકંદરના હાથમાંથી છોડવ્યાં છે. તેણે તો મને ગરદન મારવાનો અને મારાં શરીરને આતશમાં નાખવાનોજ હોકમ આપ્યો હતો માટે હમણા તે તારી પાસે જે કાંઇ માંગે તે તું ખુબી સાથે બજા લાવજે અને તેની ખાહેશનો કાંઇ પણ સખુન તું તોડતી ના."

જ્યારે કૈદાફેહે પોતાના બેટાથી એમ સમજ્યું, ત્યારે તેનું દિલ તે માટે-ના દુખથી ઉદલાવા લાગ્યુ. તેણીએ તે એલચીને પોતાના મેહેલમાં બોલાવી મંગાવ્યો અને તેને મોટા દરજજાવાલા તખત ઉપર બેસાડયો અને કેટલીક ખેરઆફીયત પુછી તેને માન આપ્યુ તેને માટે એક દરજજાવાલી જગ્યા તૈયાર કરી ત્યાં તરેહવાર ખોરાકી, પોશાકી અને પેહેરવા ઓઢવાનાં કપડાં મોકલી આપ્યાં. જ્યારે રાત વહી જઇ બામદાદ થઇ ત્યારે રાણીની ખેરઆફયત પુછવા તે દરબારમાં ગયો. આથી નોકરો તેને ઘોડા ઉપરથી ઉતારી દરબારના પરડા ખીસાડી દરબારમાં લેઇ ગયા. ત્યાં તેણે કૈદાફેહને માથે યાકુત અને ફીરોજાનું તાજ પેહેરીને તથા દિલે ચીનાઇ ખીનખાબની કબાહ પેહેરીને હાથી દાંતના તખત ઉપર બેઠેલી જોઇ તથા તેણી આગળ પુશકલ નોકરો ઉભેલા જણાયા. તે રાણીના તખતના પૈયા બીલોરી બનાવતના હતા જે ઉપરથી તેણીનો ચેહેરો ખોરશેદ માફક પ્રકાશ્તો હતો. તેણીએ છાટીએ સુનામાં મઢેલો એક મોહરો જે આસપાસ તરેહવાર જવેહરતો જડેલાં હતાં તે લટકાવ્યો હતો. તેણીના નોકરો પણ ગલે સાંકલી, કાનમાં લુલક અને પગમાં સુનેરી જોડા પેહેરીને ઉભા હતા.

એ જોઇ સીકંદર અજબ બન્યો અને કેટલોક વખત સુધી છુપાછુપ પરવરદેગારનું નામ મોઢે લિધુ. કયસરે તેનુ જે પાયતખત જોયું તેની આગળ રૂમ અને ઇરાન જરાએ બીસાડમાં હતુ નહી પછી તેણે તે રાણી હજુર એક એલચીના આદમીને ઘટે તેવી રીતે જમીનને બોસો લિધો. કેદાફેહે તેને જોતાંજ માનથી નવાજ્યો પણ તેની ખબરઅંતર પુછતા તેણીએ તેને સારી રીતે પીછાણી લિધો. જ્યારે પ્રકાસ્તો સુરજ આસમાનના ગુમબજમાં ફરી રહ્યો અને પારકાઓને દરબાર છોડી જવાનો વખત થયો ત્યારે તેણીએ ખાણું તૈયાર કરવા અને નોકરોને દારૂ તથા વાજીંત્ર સાથે હાજર થવા ફરમાવ્યું ખાણું પીરસનારાઓએ સુનેરી તારાઓવાલા ચીતારની એક હાથી દાતની બનાવેલી તબલ બીછાવી. પછી ત્યા હદ ઉપરાત ખાણુ લાવી હાજર કરવામાં આવ્યું. ખાણુ પુરૂ થતાં દારૂ હાજર કરવામાં આવ્યો અને સુનેરી તથા રૂપેરી જામો લાવી મુકવામાં આવી. તેથી તેઓએ પેહેલી કેદાફેહની સલામતી લિધી. તે મોટી પડવીની રાણીએ દારૂ પીતાં પીતા સીકંદરને ખુબ તરેહથી તપાસી લિધો.

પછી તેણીએ ખજાનચીનને ફરમાવ્યું કે "પેલું પ્રકાશીત રેશમી કપડું જે ઉપર પેલો (સીકંદરનો) દિલજીટ ચીતાર ચીતાર્યો છે તેના ઉપર જરાએ જોરથી હાથ ફેરવ્યા વગર તે એમનો એમ મારી આગળ લેઇ આવ." આથી ખજાનચીને જઇ તે ચીત્ર તેની સામે લાવી મુક્યું. તે જોતાંજ તેણીએ તે ઉપર ટીકીટીકીને પુશકલ નજર કીધી અને પછી સીકંદરનો સારી રીતે ચેહેરો તપાસ્યો, પણ તેણીને તે ચીત્રમાં કે ચેહેરામાં જરાએ ફેર જણાયો નહી. તેથી કેદાફેહ ચેટી ગઇ કે, "એજ કયસર અને નામદારીભર્યા લશકરનો સરદાર છે પણ તે એમ એલચીનો વેષ ધારન કરી બાધુરી સાથે આ અંજુમન તરફ આવ્યો છે." પછી તેણીએ તેને પુછ્યું કે, "ઓ મુરાદને પુગેલા શખ્સ! તું સીકંદરનો શું પેગામ લાવ્યો છે તે હાજર કર?" તેણે તેણીને જવાબ દિધો કે, "તે જેહાનના પાદશાહે પોતાના દરબારીઓ વચ્ચે મને એવી વાત કહી હતી કે, 'તું પાક દીલની કેદાફેહને કેહેજે કે, તારે જમાનાથી સચાઈ સિવાય બીજું કાંઇ સોધવું જોઇતું નથી. તું ખબરદાર રહી મારા હોકમથી સર ફેરવતી ના પણ સાઉચેટીથી મારા આ કોલકરાર બજા લાવજે. જો તું તારા દિલમાં જરા પણ દમામ દેખાડશે તો હું તારૂં દિલ કચડી નાખવા એવું એક લશકર લાવશ કે જેથી તારાં તમામ લશકરનો નાશ કરશ તથા તારા તમામ મુલકને આગ લગાડી બાલી નાખશ. તારા હુંનરોની મે તારીફ સમજેલી હોવાથીજ હું તારી સાથે ઉટાવલે લડવા આવ્યો નથી. તું દાનાવ છે અને તારી નજદિકમાંજ શરમ રેહેતી હોવાથી જેહાન તારી બારીક અક્કલને સબબે નચિંત રહે છે. હવે જો તું મને

સલામી આપ્યાથી તારૂં સર ફેરવશે તો જાણી લેજે કે તારામાં મારી સામે ટકવાની શકિત રેહેવાની નથી. મારાથી તું ખુબી અને સચાઇ સિવાય બીજું કાંઇ જોશે નહી પણ જો તું ઉલટી ચાલશે તો જુઠાઇ અને પડતીજ જોશે.'"

જ્યારે કૈદાફેહે એવી વાત સમજી ત્યારે તેણી ગુસ્સે થઇ પણ મુગું રેહેવા સિવાય તેણીએ કાંઇ ઉપાય જોયો નહી. તે બોલી કે "હમણા તો તું તારા ઘરનો રસ્તો લે અને તારા માનીતા માણસો સાથે આસાયશ પકડ કાલે તું અત્રે આવતાંજ તેનો હું તુંને જવાબ દેવશ અને તુને અત્રેથી વિદાય કરવા માટેના મુબારક વિચાર ચલાવશ." આથી સીકંદરે પોતાના ઘર તરફનો રસ્તો ધર્યો અને આખી રાતમાં પોતાના તમામ ઉપાયો રચી રાખ્યા.

જ્યારે પાહાડ પછવાડેથી પ્રકાસ્તા ચેરાગે પોતાનુ માથુ બહાર કાઢયુ અને મેદાનો તથા જંગલો કસબી કપડાં માફક દિપી રહયાં ત્યારે સીકંદર દરબારમાં આવ્યો જો કે તેના બંધે હોટો હસ્તા જણાતા હતા તોપણ તેનુ દિલ સીહા ગમથી ભરેલું હતું. તે એલચીને જોતાંજ દરબારને લગતા સ્વારોના ઉપરીએ પુછપરછ કરી તેને રાણીની હજુરમાં હાજર કીધો. તેણીની તમામ દરબાર તેણે પરદેશીઓથી ભરાયલી જોઇ. વળી તેણે તેણીની બેઠક માટે એક બીલોરની જગ્યા બનાવેલી જોઇ, જેના ઉપર અકીક અને પોખરાજથી ચીતાર પાડવામાં આવ્યા હતા અને તેની વચે પાદશાહી જવેહરાતો જડી લેવામાં આવ્યાં હતાં. ત્યાંની જમીન તમામ સુખડ અને અગડના લાંકડાની બનાવી હતી તથા તેણીનો રાજદંડ ફીરોઝાનો હતો. સીકંદર તે જગ્યા, તેણીનો દમામ, તેણીનું તખત તથા તેની આવી સત્તા જોઈ અજબ થયો અને તેણે તેણીને કહયુ કે "આ તારી દરબારના મેહેલ જેવી જગ્યા બીજા કોઇ પણ યજદાંપ્રસ્તીએ જોઈ હશે નહી." પછી તે ભપકાથી ચાલતો રાણી આગળ ગયો જ્યાં તેને માટે તેણીના તખતથી નિચી એક ખુરસી મુકવામાં આવી. કૈદાફેહે તેને પુછયું કે, "ઓ નીતકુન! તુ આ મેહેલથી એટલો અજબ શાનો થાય છે? મને લાગે છે કે રૂમમાં એવો મેહેલ હશે નહી. તેથીજ તું આ મેહેલથી ગાભરો પડયો છે." સીકંદરે જવાબ દિધો કે, "ઓ રાણી! આ ઘરને તું નજીવું ના ગણ. તારૂં સર તો ઇરાનથી તેમજ શેહેનશાહોથી પણ ચઢતું છે. કારણ કે તારી બાજુનો દરીઓ મોતીઓનીજ ખાન લાગે છે." તેના આવા જવાબથી કૈદાફેહ હસી પડી પણ તેના એમ બોલવાથી તેણીનું દિલ ખુશ થયું.

પછી તેણીએ પોતાના માણસોને ત્યાંથી વિદાય કરી તે એલચીને નેકી સાથે પોતાની સામે બેસાડી કહયું કે, "ઓ ફીલકુશની તોખમના શખ્સ! મોજ કરનારો અને લડનારો તો તુંજ છે. પણ મારી આગળ તું એમ બાહુરી

સાથે સલામી લેવા આવ્યો છે. તેં એવો માર્ગ પકડયો છે કે તે હું સમજી શકતી નથી." તેના એમ બોલવાથી સીકંદર ફીકકો પડી ગયો અને તેનો જીવ દુખી તથા ચેહેરો સફેદ બન્યો. તોપણ તે બોલ્યો કે, "ઓ અકકલથી પુર રાણી! તારે એમ બોલવું લાયક નથી. શુકર પરવરદેગારના! કે મારી સાથે અત્રે બીજો કોઇ નામદાર નથી નહી તો કે એ ખબર જેહાનના પાદશાહ (સીકંદર) ને થતે તો તે મારાં શરીરને જલદી જીવથી ખાલી કરી નાખતે. હું તો તે જેહાનના પાદશાહનો (વજીર) નીતકુન છું. માટે એ સિવાય તું મને ફીલકુશના બેટા તરીકે ના ગણ" કૈદાફેહ બોલી કે, "આવો દાવો કર્યાથી તુ તારા હોટોને ખાલી કર, કારણ કે સીકંદર તો તુજ છે. જો તુ તારી નજરોનજર તારો ચીતાર જોશે તોજ એવી યુક્તિ કરતો તું અટકશે. પણ તુ કાંઈ ગુસ્સે થતો ના."

પછી તેણીએ તે રેસમી કપડું કે જેના ઉપર તેની દિલજીટ સુરત પાડેલી હતી તે લાવીને તેની સામે મુકયું. જો એ ચીતાર હીલચાલ કરતો હતે તો તે પણ પાદશાહ સીકંદર સિવાય બીજો કોઇ ગણાતે નહી. આથી સીકંદરે પોતાના હોટોને દાંતો વચે કરડયા અને રોશન દિવસ તેની સામે મધરાત જેવો કાલો બન્યો. પછી તે બોલ્યો કે, "તું મારી આગળ કોઇ પણ શખ્સની હાજરી વગર એકલી તેમજ ખંજર વગર છે (તેનો વિચાર કર)." કૈદાફેહે જવાબ દિધો કે "તારી કમરના પતામાં તારી પાસ ખંજર પણ છુપાવેલું હતે તોપણ તારી તેમ કરવાની હીમત રેહેતે નહી, તેમજ ત્યારે તારૂ ખંજર પણ (સાથે) રેહેતે નહી, તેમજ તુંને નાહાસવાની જગ્યા પણ મલતે નહી." સીકદરે તેણીને કહયું કે, "મરદાનગીથી જેહાનને જીટવા જતા મોટા શખ્સો કદી પણ નુકસાન પુગવાના રસ્તા તરફ ફરતા નથી. કારણ કે બુરાં દિલનો શખ્સ જેહાનમાં મોટાઇ પાંમતો નથી. તો પણ જો મારી પાસે મારાં હથીયારો હતે તો (મારો એ ભરમ જાલવવા) તારૂં તમામ ઘર લોહીના દરીઆ જેવું બન્યું હતે. યાતો મેં તુંને મારી નાખી હતે નહી તો કે તારા બદખાહોની હજુરમાંજ તારૂં જીગર ચીરી કાઢયું હતે.

## કૈદાફેહે સીકંદરને શિખામણ આપી તે વિષે.

કૈદાફેહ તેના આવાં કામથી અને તેની આવી મરદાનગી અને તુંડાઇ ભરી ભાષાથી હસી પડી અને બોલી કે, "ઓ સિંહ જેવા પાદશાહ! તારી મરદાનગીની ધુંઇમાં તારાં માથાંને તારી બગલ તરફ ના વાલ. હીન્દુસ્તાનનો રાજા ફોર

તેમજ દારાબનો બેટો દારાં અને સિંધના પેહેલવાનો કાંઇ તારી બુઝ્રેગીંને સબબે માર્યા ગયા નથી પણ તે બુઝ્રેગોનો પડતો વખત આવ્યાથીજ તારાં નસીબને વધારે ફાએદો મલ્યો છે. પણ તું તારી મરદાનગીથી ફુલી જઇ જાણે જમીન અને જમાનાનો સરદાર બની ગયલો ગણે છે. તારે તો એ તમામ બક્ષાઇ માટે જીવે જાગે ત્યાં સુધી પરવરદેગારનોજ ઉપકાર માનવો ઘટેછે. તુ કહે છે કે 'દુન્યામાં મનેજ દાનાઈ મલી છે, પણ તારૂં એ બોલવું હું સાચુ ગણુતી નથી તું પોતેજ જ્યારે ચાલી ચલાવી અઝદાહના મોઢાંમાં આવ્યો છે તો તારી દાનાઇની કીંમત કેમ મેલવી શકાય? તેં તો જાણે તારી જવાનીમાજ તારૂં કફન સીવાડવા માંગ્યું છે અને તેથીજ તુ પોતે કાસદ બની ગયો છે. પણ મારૂં કામ કાંઇ એમ લોહી રેડવાનું અને સરદારો સાથે વગર ફોકટની લડાઇ કરવાનું નથી. જો તુ પાદશાહ હોય તો કામ બજાવવામાં પણ જોરેમંદ હોય અને જો તુ અક્કલમંદ હોય તો ઇનસાફ સાથે બક્ષેશ પણ કરનાર હોય. જાણ કે જે કોઈ પાદશાહોનું ખુન કરે તે પોતાના અંતને વખતે આતશ (દોજખ) સિવાય બીજુ કાંઇ જોતો નથી. માટે તું નચિંત રેહે અને તારે ગમે ત્યારે અત્રેથી ખુશાલી સાથે પાછો ફરજે. પણ જવા પછી તું એક કામ કરજે અને તે એ કે હવે પછી તુ કદી એલચી તરીકે જતો ના. કારણ કે તું સીકંદર છે એમ તો તુને ધુલ પણ ઓલખી શકે. હું પેહેલેથી કોઈના ચેહેરાની નિશાણ પાંમું નહી ત્યાં સુધી તેને નામદારો વચ્ચેથી ઓલખી કાઢું નહી આજે તારા ચેહેરાને મલતી તસવીર મારી પાસેના રેસમી કપડાં ઉપર ચીતારેલી છે અને જે તારી નજદિક પડી છે તે તું તારી પાસે એક યાદદાસ્ત તરીકે રાખજે. મેં એ વડેજ નજુમીઓ મા-ફક મારા હોકમો અમલમાં મેલ્યા છે અને તેનાથીજ હું વગર અકરવકરે નચિંત રહી હતી જ્યારે અક્કલમંદ પાદશાહ માંરી પામે છે ત્યારે જમાનો તેને મરદ કે ઓરત તરીકે જેમ ગણવાનો હોય તેમ ગણે છે. તું જ્યાં સુધી અત્રે રેહેશે ત્યાં સુધી હું તુંને નીતકુનને નામેજ બોલાવશ અને તુંને એમજ મારીથી દુર બેસાડશ કે જેથી કોઇ પણ તારો એ ભરમ જાણે નહી અને તારૂં નામ કે અવાજ કોઈ ઓલખે નહી. હું તુને ખુબી સાથેજ અત્રેથી વિદાય કરશ. હવે તારે અક્કલનોજ માલેક બનવું ઘટે છે. માટે તું મને વચણ આપ કે તું મારા ફરજંદો સાથે કે મારાં શેહેર, કુટુંબ કે કબીલા સાથે કદી પણ બુરા વિચારનો કે કપટી બને નહી અને મને દોસ્ત સિવાય જેહાનમાં બીજી રીતે ગણે નહી."

સીકંદર તેની એવી વાત સમજી ખુશ થયો અને માર્યા જવાના વિચારથી તેમજ ગમથી નચિંત બન્યો. તેણે પાળણ કરનાર પરવરદેગારના, ખ્રીસ્તી દીનના અને લડાઇની તલવારના સોગંદ લેઇને કહયું કે, "જ્યાં સુધી

આ મુલક અને દરબાર રેહેશે તથા જ્યાં સુધી તારાં ફરજંદો તેમજ તાર કુટુંબના બુઝર્ગો રેહેશે ત્યાં સુધી હું ખુબી અને સચાઇ સિવાય બીજું કાંઇ કરશ નહી અને બુરાઈ તથા જુઠાઇનો તો હું વિચાર પણ કરશ નહી.”

તેના એમ સોગંદ લેઇ રેહેતાંજ કૈદાફેહ બોલી કે “ મારે પણ તારાથી આ વાત છુપાવવી જોઇતી નથી જાણ કે મારો બેટો તૈનુશ મારી અકકલ અને શિખામણોને બીસાડ વગરની ગણે છે તે મગરૂર છે અને કૌરનો જમાઇ થાયછે. માટે હું તું સીકંદર સાથે એક ચામડીની હોઉં એમ બની છું અને તેની સાથે મારાં દિલને દોસ્તીવાલુ રાખ્યુ છે એમ તેને નજદિકનો કે દુરનો પણ ખ્યાલ આવવે જોઇતો નથી. નહી તો કે તે કૌર માટે કીનો ધરી લડાઇ કરતાં આસમાન અને જમીનને એક બનાવશે. હવે તુ નચિંત અને ખુશાલ મેહેલમાં પધાર અને જેહાનમાં જરાએ ગમનુ નામ લેનો ના.”

આથી સીકંદર અક્કલમંદોને મોતનો વિચાર આવે તેમ પોતાના પાહાડ જેવાં ભારી દિલે ત્યાં ગયો. તેના ભવા ઉપર કૈદાફેહ માટે ગુસ્સો જણાયો નહી અને તેણે તેની અક્કલભરી વાતો ઉપરથી કદી પણ પોતાનું દિલ ઉઠાડી નાખ્યું નહી તે રાત તે ત્યાંજ થોભ્યો અને બામદાદ થતાં સકારે રાણી આગળ મેહેલમાં ગયો. તે રાણી એક એવા મકાનમાં બેઠી હતી કે જ્યાં તેની આસપાસ તમામ ફુલોનો સંગાર કીધો હતો. તે મકાનનો ઉપલો ભાગ હાથી દાંત અને સુનાનો બનાવ્યો હતો જે સુનામાં જવેહરાતો પણ જડી લિધાં હતાં. તેની પાસે કસ્તુરી જેવા સોડમનો એક તોરો મુકયો હતો તથા તેણીના લાયકીવાલા બેટાઓ તેની આગળ ઉભા હતા જે બેટાઓ સ્વાર જેવા તૈનુશ અને કૈદરૂશ હતા. તેઓએ પોતાના કાનો કૈદાફેહનો હોકમ બજાવવા ખેંચેલા રાખ્યા હતા. નાના બેટાએ પોતાની માયને કહયુ કે “એ નસીબવંત અને ઇનસાફી રાણી ! તુ એવું કર કે જેથી આ નીતકુન ખુશખુશાલ બનીને પોતાના રાહબરો સાથે અત્રેથી જાય અને કોઇ પણ તેઓને દુશમન તરીકે ગણી દુખ દે નહી. જે કોઇએ મારા પાક જીવને બચાવ્યો હોય તો તે એજ છે. હું તો તેને મારા રોશન રવાન જેવો ગણું છું.” તે માતાએ જવાબ દિધો કે, “ હું તેની બુઝોર્ગીમાં વધારો થાય એમજ કરીશ.”

પછી તે નામદાર રાણીએ સીકંદરને કહયું કે, “ હવે તારો જે કાંઇ પેગામ હોય તે જાહેર કર. તું શું કેહેવા માંગે છે ? સીકંદરના વિચારો શું છે ? તે પાદશાહ વિષે તું શું શું જાણે છે ? અને તેનો વજીર કોણ છે ?” સીકંદરે જવાબ દિધો કે, “ એ નામદાર ! હું તારી આગળ લાંબો વખત થોભ્યો છું. મને સીકંદરે ફરમાવ્યું છે કે, ‘ તું અત્રેથી જઇ તેણી પાસેથી સલામીની અને

તેના મુલકોની માંગણી કર જો તેમ થતાં વખત લાગશે તો હું લશકર લાવી તેણીના મુલક, તાજ, તખત તથા તેણીના વખત, દોરદમામ કે પાદશાહી કાંઇ રેહેવા દેવશ નહી.' "

## કેદાફેહનો બેટો તેનુશ સીકંદર ઉપર ગુસ્સે થયો અને સીકંદરે તેને એક યુકિત દેખાડી તે વિષે.

જ્યારે તૈનુશે સીકંદરનુ એવુ કેહેન સમજ્યુ ત્યારે તે તોફાની પવન માફક છેડાઇ પડયો. તે બોલ્યો કે, " ઓ અક્કલ વગરના કમીના શખ્સ! ઇનસાનોએ તુંને ઇનશાન તરીકે પણ ગણવો જોઇતો નથી. તું કોણ આગળ બેઠો છે તે શું તું જાણતો નથી? તારે પાદશાહ આગળ બેસી તેમનં એવો હાથ દેખાડવો ઘટતો નથી. તારૂં સર તેજી અને બાહાદુરીથી ભરેલુ હોય તો તારો પાદશાહ કોણ છે તે મને કહી દે. જો તુને આ તાજદાર રાણીનો સાહયો અત્રે નહી હને તો હુ ઝાડ ઉપરથી સેતારા તોડે તેમ તારૂં માથું તોડી કાઢતે. ફૈરને માટે મને લાગતાં દુખથી હું તારૂ માથું આજ રાતેજ શરીરથી જુદૂ કરી મારાં લશકરને તે દેખાડવા માંગતો હતો."

પણ તેટલાંમાં તેની માયે તેના ઉપર પોકાર કીધાથી તેનું જંગી મગજ ઘણું ગાભરૂં બન્યું. તેણીએ તૈનુશને કહયું કે " એ કેહેન કાંઈ એ એલચી તરફનું નથી. એ તો સીકંદર તરફનો એક એલચી હોવાથી તેનેજ ઘટતું તુ તેને કેહે." પછી તેણી તે બેટાને ત્યાથી બાહાર ચોગાનમાં લેઈ જવા ફરમાવતાં બોલી કે " ઓ તુંદ ચેહેરાના બેટા! તારે આવી બુરી ખાશીયત દેખાડવી ઘટતી હતી નહી એણે તો તારા ભાઈ કૈદરૂશને તે પાદશાહના હાથમાંથી માર્યો જતો બચાવ્યો છે અને પછીજ તે આ દરબાર તરફ આવ્યો છે. તે છતા તેં તેની સાથે આવી બુરી ભાષા વાપડી તથા આવી તુંડાઈ વાપડી તારાં દિલને ભારી બનાવ્યું છે." આથી તે બેટો દુખભર્યો બની લોહીથી ઉકળતાં જીગરે અને રાતી આંખો સાથે ગુસ્સાભેર ત્યાંથી ચાલી ગયો.

પછી તેણીએ સીકંદરને ખાનગી રીતે કહયું કે, " તૈનુશ અકકલ વગરનો અને દેવના જેવાં કામો કરનારો છે તેથી તે કાંઇ છુપી યુકિત કરી તુને કાંઇ નુકસાન કે હેરાનગતી પુગાડે એમ બનવું જોઇતું નથી. તુ તો દાનાઇ સોધનારો અને અકકલવાલો છે. માટે એ બાબે શું કરવું તેના ઉપર તું નેગાહ પુગાડ." સીકંદરે જવાબ દિધો કે, " તારૂં કેહેવું સાચું છે. હવે તારે તૈનુશને પાછો બોલાવવો જોઇએ છે." આથી તે જેહાનની રાણીએ પોતાના નામદાર બેટાને પાછો બોલાવી પોતાના તખત નિચે બેસાડયો. ત્યાર-

બાદ સીકંદરે તેને કહ્યું કે, “ ઓ ફ્તેહમંદ શખ્સ ! જો તું તારાં દિલની મુરાદ પુરી પાડવા માંગતો હોય તો ધીરજ ધર. હુ કાંઇ તારી સાથે એ બાબે કીનો ધરાવતો નથી. માટે તું જે વાત કહેશે તે હું કબુલ રાખશ. મને તો તાજ અને તખતવાલા પાદશાહ સીકંદરનો એ બાબે ભય લાગે છે. તેણે મને આ નામદાર રાણી પાસે સલામી માંગી લાવવા મોકલ્યો છે કે જેથી દુશમનોથી જે કાંઈ ખરાબી પુગવી હોય તે મને પુગે માટે ઓ શાહજાદા ! તું મારી આ વાત સમજ અને મારી સાથે વધુ ગુસ્સો અને તુંડાઈ ના કર. કારણ કે હું પોતે પણ તેનાથી ઘણો દુખી બનેલો હોવાથી મારાં દિલ સાથે તેને મારી નાખવા-નોજ ઉપાય રચ્યું છુ. માટે હવે હું તેને તારા હાથમાં સપડાવી દેવશ કે જેથી જેહાન પણ તેનાથી છુટકારો પામે અને તેના કાસદ તરીકે હું પણ છુટો થાંઉ તુંને મારા એ ભરમની અને તારી સાથે ખુબી કરવાના વિચારોની કાંઈ ખબર હતી નહી. હુ આજેજ જઇને તેને તારો જવાબ કેહેવશ અને તે પાદ-શાહને એક મુબારક વિચાર સુજ પાડશ. જો હું મારા હાથમા તેનો હાથ ધરું તો તેને ચલાવીને તારી બેઠક આગળ પણ લેઇ આંઉ અને તે એવી રીતે કે તેનુ લશકર પણ તેની સાથે હોય નહી જો તું તેને તાજ, તખત કે શમશેર વગર જોય તો તુ મને એ પાદશાહ માટે શું બક્ષશે અને મારી ખેરખાહી માટે તું શું પસંદ કરશે ?”

જયારે તૈનુશે એમ સમજ્યું ત્યારે તે બોલ્યો કે, “ મેં તારી એ વાત સમજી છે પણ તે વાસી થવી જોઇતી નથી. તું જેમ બોલ્યો તેમ જો તું બજાલાવે અને કોશેષ કરી એ પાકીજેહ વિચાર અમલમાં મુકે તો મારી પાસે જે કાંઇ ખજાનો, પૈસાની ઠેલીઓ, ઘોડાઓ અને વિશ્વાશુ માણસો છે તે હું તુને બક્ષશ અને વળી તારો ઉપકાર માનશ. તું જેહાનનો પાદશાહ અને નેકીની પીછાણ કરનારો બનશે. વળી તું મારો એક પાક વજીર તથા મારા મુલકનો ખજાનચીન પણ બનશે.”

આથી સીકંદરે પોતાની જગ્યાએથી ઉઠી એ કોલકરાર માટે તેના હાથ સાથે હાથ અફાલી વચણ લિધું. તૈનુશે તેને પુછયું કે, “ એ તુ કયારે કરશે ? અને એવુ જાદુ વાપડવાને શું યુકિત કરશે ?” તેણે જવાબ દિધો કે, “ જયારે હું રાણી આગળથી પાછો ફરું ત્યારે તુને પણ મારી સાથે આવવું પડશે. માટે તું એક હજાર લડાયક અને નામદાર સ્વારોને લશકરમાંથી તૈયાર રાખજે. માર્ગમાં મેં એક જંગલ જોયું છે ત્યાં હું તુને અને તારાં લશકરને છુપાવશ અને પછી ત્યાંથી હું તેની આગળ જઇ તે બુરા વિચારના શખ્સનું

સ્થાન પાછું જોવશ. હું તેને કેહેવશ કે કૈદાફેહે એટલી બધી તો ચિજો મોકલી આપી છે કે હવે પછી તુંને બીજી ચિજોનો વિચાર પણ કરવો પડશે નહી. વળી તેણીનો તૈનુશ નામનો વડો બેટો તું પાદશાહ ઉપર દુવા કરી તેણીનો પેગામ કહેવા માંગે છે પણ તે એલચી તરીકે આવેલો શાહજાદાનું કેહેવું એવું છે કે, 'હું તે પાદશાહ આગળ તેના લશકર વચે આવી શકતો નથી.' તેવાં જો તુ પાદશાહ તારા અફલમ દો અને વજીરો સાથે તૈનુશ આગળ જવું દરૂસ્ત જોતો હોય તો તેની સાથે મુલાકાત કરી એ સઘલો સામન અને આ- છતો ખજાનો કબુલ રાખ તે તુને લશકર વગર આવેલો જોતાજ તારી આ- ગળ આવી લાગશે અને પછી તેને ત્યાંથી પાછો ફરવાનો રસ્તો ખુલ્લો છે જ્યારે તે મારી આવી મીઠી મીઠી વાતો સમજશે ત્યારે તે મારી તરફના પંડ ફરેબ કે યુકિતનો વિચાર કીધા વગર તારી પાસે તાજ અને તખત માગી લે- વાને તે ગીચ જગલમાનાં ઝાડ નિચે આવશે પણ તું તુરતજ તારાં મોટાં લશકરથી તેને આસપાસથી ઘેરી લેજે અને પછી જમાનાની ગીરદેશથી નચિ- તાઇ પકડજે. એમ થવાથી મને મારો બદલો મલશે અને તારી પણ ઇચ્છા તુ બર લાવશે. વળી તારે નસીબે તારૂં નામ પણ ઉચાઈએ ચઢશે જેવો તું તેને કેદ કરશે કે હુ તારોજ ગણાવશ અને તુ મને જેમ ફરમાવશે તેમ હુ તારી પાસ- બાની કરશ. મારૂં કામ પાર પડતાંજ અને મારૂ બજાર તેજીથી દિપી રેહેતાંજ હું તુરતજ ત્યાં જઇ તેનો પુશકલ અસબાબ, ગોલામો અને સંગાર સાથના ઘોડાઓ લેઇ આવશ "

જ્યારે તૈનુશે તેની એવી વાત સમજી ત્યારે તે ખુશી થયો અને સરોવ- રના ઝાડ માફક ખીલી રહયો તેણે તેને જવાબ દિધો કે, "હું ઇચ્છું છુ કે સીકંદર ઉપર પ્રકાસ્તો દિવસ અંધારો બને અને તેણે જેહાનમાં દારાબના બેટા દારાંનું, સીંધના પેહેલવાનોનું તથા હીન્દુસ્તાનના પેલા નામદાર ફૌરનું જે લોહી રેડયું છે તેના બદલામાં આખરે તે મારા ફાંડામા સપડાય" જ્યારે કઇદાફેહે સીકદરનુ કેહેવુ સમજ્યું અને તણે રચેલી યુકિત તેની આંખ અને દિલમાથી જોઇ લિધી ત્યારે તેની યુક્તિ માટે તે મનમાં હસવા લાગી પણ તેણીએ તુરતજ પોતાના પરવાલાં જેવા હોટોને રેસમી કપડાં નિચે ઢાંકી દિધા.

## સીકંદર કૈદાફેહને વચણ આપીને ત્યાંથી પોતાના લશકર તરફ પાછો ફર્યો તે વિષે.

પછી સીકંદર પોતાના દલગીર જીવને વિચારવત બનાવીને તેણીની આગળથી ગયો અને રાતે લાંબો વખત સુધી યુક્તિ રચી મુકી. જ્યારે સુરજે પોતાનો ચીનાઇ ભરત કામનો લેબાશ દેખાડયો અને પોતાનો સુનેરી ઝુન્ડો પાહાડ પછવાડેથી ફડકાવી કાલાશના પરડાને ત્યાંથી ઉંચો વાલ્યો ત્યારે સીકંદર રાણી આગળ આવ્યો. દરબારના નોકરોએ ત્યાંની રસમ મુજબ ઉઠી ઉભા થઇને તેને ઘોડા ઉપરથી નિચે ઉતાર્યો અને જેહાનને સોધનાર સીકંદર ત્યાંથી રાણી આગળ ગયો. તેણી આગળ એલચીને હાજર કરતાંજ તેણીએ દરબારને પારકાઓથી ખાલી કીધી સીકંદરે કૈદાફેહને તખત ઉપર બેઠેલી જોતાંજ કહયું કે, "ભરેસપતીનુ જોડાન તારી અકકલ સાથે કાયમ રેહેજો. હું તુને પેગામબર ક્રાઇસ્ટની દીનના, તેના સાચાં ફરમાનોના, પરવરદેગાર જે મારી આ વાતનો ગવાહ છે તેના, યજદાંનના. કુરશની દીનના, મોટી રાણી કૈદાફેહના માંથાંના, મારી પવિત્ર દોરીન', ૧ મોટા પાદરીના અને ગેબ્રીયલ ફરેસ્તાના સોગંદથી કહુ છુ કે, 'અનદલુસની જમીન મારા પગલાં (અત્રે) જોશે નહી. હું તારી સામે લશકરને લડવા મોકલશ નહી અથવા તો હરકોઇ બાહાને વચણનો ભંગ કરશ નહી. તેમજ તારાં પાક ફરજંદો સાથે બુરાઇ કરશ નહી. યા તો તેમ કરવા પણ દેવશ નહી. હું તારી સાથે કાંઇપણ બુરાઇ ન કરતાં મારા જીવને વફાઇથી બાંધેલો રાખશ હું કોઇપણ બાહાને તારા ઉપર જફા પડવા દેવશ નહી તુ મને તારો નેકખાહ ભઇજ સમજજે. મારે મનથી હવે તારૂં તખત તે મારાં દેવલની પવિત્ર જગ્યા ગણાશે'"

કેદાફેહે તેના એ સોગંદ ઉપર નેગાહ પુગાડી જેથી તેનું દિલ તેણીના તરફ ખેચાયલુ માલમ પડયુ અને તેણીને તેના સોગંદ સાચા લાગ્યા. આથી તેણીએ તમામ મેહેલમાં ચીનાઇ ગલીચા પંઠરાવી તે ઉપર સુનેરી ખુરસીઓ ગોઠવાવી અને ત્યાં બુજરગો અને નસીબવંત લોકોને બોલાવી મંગાવી તે દરેકને તે સુનેરી ખુરસી ઉપર બેસાડયા. પછી તેણીએ ત્યાં પોતાના બે વાહાલા બેટાઓને, કુટુંબીઓ અને સગાવાહાલાઓને હાજર કીધા અને ત્યારબાદ તેણી બોલી કે, "આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યામાં આપણને એટલી બધી સખતી વેઠવી જોઇતી નથી. જમાનાના ગીરદેશથી મારે ફાલે

૧ ઉગમન તરફના ખ્રીસ્તીઓ પોતાની કંમરે એક જાતની પવિત્ર દોરી બાંધે છે જેને "જુનનાર" કહે છે.

લડાઇ અને કીનો આવવો જોઇતો નથી. જો સીકંદર આગળ આસમાન પોતે પણ માથું નમાવી પગે પડે તોએ તે ખજાનાથી ધરાવાનો નથી. તે ખજાનાને ખાતરજ આપણી સાથે પણ લડવા માંગે છે. તેની એવી મેહેનત આગળ તમામ જેહાનનો ખજાનો પણ ફોકટ છે. તેથી હું તો તેની સાથે લડાઈ કરવા અને એવાં કામથી મારી પાદશાહીને તગ બનાવવા ઈચ્છતી નથી. માટે આપણે તેના ઉપર શિખામણોથી ભરેલો એક જવાબ લખી તેના માથાને શિખામણો દેઈ ઉચું ચઢાવ્યે. પછી જો તે મારી એ શિખામણો છતાં લડાઇજ કરશે અને મારા દમામ અને સત્તાનો વિચાર નહી કરશે તો હું પણ તેની સામે મારાં લશકર સાથે એવી રીતે જવશ કે સુરજ અને ચંદ્ર પણ તેની કદર ખાશે. એવી રીત અજમાવ્યાથી કાંઇ નુકસાંન પુગવાનું નથી, પણ આપણી વચ્ચે દોસ્તી ચાલુ રેહેશે. માટે મને જવાબ દેઓ કે તમો એ માટે શું કેહેવા માંગો છો ' મારા એ વિચાર સાથે તમારે પણ તમારા મુબારક વિચાર જણાવવા જોઇએ ''

આથી સઘલા સરદારોએ પોતાના માથાં ઉચા કરી તે રાણીને જવાબ દિધો કે " ઓ અકકલવંત અને ઇનસાફી રણી ! તારા જેવી મોટા દરજજાની રાણી કોઇ થઈ હોય એવી કોઇને યાદ નથી. વાજબી સિવાય તું કાંઇ ઉલટું બોલતી નથી. જે મુલક તારા જેવી રાણી ધ્રગવે તે ભાગ્યશાલી ગણાય. ભલા લોકો તે પાદશાહ તારો દોસ્ત બને તે સિવાય બીજું શું ચાહી શકે ? એથી કાંઇ તારા ખજાનાને પણ નુકસાંન થવાનું નથી. તુંને દુખ પુગે તેના કરતાં તમામ ખજાનો તો વગર બીસાડનો ગણાય. સીકંદર જ્યારે પણ રૂમથી આવે છે ત્યારે તે પોતાની તલવારથી જમીનને દરીઆમાં ફેરવી નાખે છે. જો તે કાંઈ ચિજ્જોથીજ તારી દરબારમાંથી પાછો ફરે તો જેહાનની તમામ ચિજ્જોની પૈસા આગળ કીમત પણ થાય નહી. હમો પણ સુલેહ સિવાય બીજો કાંઇ ઉપાય ચાહતા નથી. વળી કજીયાખોર માણસો દાનાવ પણ ગણાય નહી."

જ્યારે તેણીએ તે દાનાવો અને પાક દિલના મનપસંદ વજીરોનું કહેવું સમજ્યુ ત્યારે તેણી પોતાના ખજાનાના દરવાજા ખોલી તેમાંથી પોતાના બાપનુ તાજ, એક હાર અને સુનાની સાંકલી લાવી તે તાજ એવું હતું કે ત્યાંના શેહેરો અને મુલકોમાં તેના ઉપરના જવેહરોની કીમત પણ આંકી શકાતી હતી નહી. પછી તેણીએ તે એલચીને કહયું કે " એ તાજ અમુલ્ય હોવાથી તે સીકંદર સિવાય બીજા કોઇને રાખવું ઘટતું નથી. મેં તેને બુજોર્ગોના એ તાજને લાયક જોવાથી મારા પ્યારાં ફરજંદની માફક તેને એ માટે ચુંટી કાઢયો છે." વળી તેણીની પાસે સીતેર પૈયાવાલું એક તખત કે જે

નેકબખ્તોને માટે આગળથી ઉગડતું હતું અને જેની બનાવત ગુઠીને બનાવી હોય તેવી લાગતી હતી અને જેના ઉપર યુક્તિથી દીચકાંઓ જડી લિધાં હતાં તથા જેના પૈયા ઉપર અઝદાહના ડોકાંનો ઘાટ કાઢયો હતો અને જે ઉપર જડેલાં જવેહરાતની કાંઇપણ કીંમત આંકી શકાતી હતી નહી, તથા જેમાં ચારસો પાદશાહી હીરાઓ અને બેશુમાર રાતાં માણેકો જડયાં હતાં જે માણેકમાના બે તો પથર જેવડાં મોટાં અને રંગે દાડમના દાણા જેવા હતાં તથા વળી તે ઉપર ચારસો પોખરાજ જડયાં હતાં જેથી તેનો રંગ વરસાદની કમાન જેવો લાગતો હતો તે પણ તેને માટે તૈયાર કીધું. એ ઉપરાંત ઉંટના ધાટની ચાલીસથી વધારે જામો જે દરીઆ માફક ઉછળતાં દિલની ઓરતો લેઇને ચાલતી હતી તે તથા હાથીદાંતના પાનસો ટુકડાઓ જે એક હારમાં ગોઠવતાં માઇલની લંબાઇ થતી હતી તે, બબરને નામે ઓલખાતા વાઘોનાં ઉંચી જાતના ચારસો ચામડાં, રંગ બે રંગી ટીપકીવાલાં હરણોના એક હજાર ચામડાં અને તેજીવાલા પાહાડો અને જંગલોમાં તીરની જડપે દોડનારા એકસો શેકારી કુતરાઓ તૈયાર કીધા વળી ભરેલાં રેસમી કાપડના ટાકાઓ, ચારસો બીવરના ચામડાંના ટુકડાઓ, સીસમી લાકડાંનાં બનાવેલા તખતાગો, લીલાં અગરના ચારસો ટુકડાઓ અને લડાઇના હથીયારો બેગી હીન્દી તલવારો અને ખંજરોના હજાર નંગ પણ કાઢવા ફરમાવ્યાં. ઇન સાથના મોટી કીમતના સો ઘોડાઓ પણ સામનથી લાઢી મેદાનમાં લેઇ જવામાં આવ્યા. વળી તેણીએ લોઢાની તથા બીજી જાતની બારસો ટોપીઓ પણ મંગાવી. પછી તેણીએ ખજાનચીનને કહયું કે, "હવે તું ઢીલ્યા વગર એ સઘલું નીતકુનને ગણી આપ અને તેને સહવારે ઉપડવાની તૈયારી કરવા માટે કેહે."

આથી સફેદીએ પોતાનો ઝુન્ડો ઉચાઇએ ઉડતો કરતાંજ તથા બલુ આસમાનનું ચક્કર કપુર જેવું સફેદ બનતાંજ તથા જમીન તાજી બનતાં અને પાહાડોએ સફેદ રંગ પકડતાંજ તેની દરગાહમાંથી ઢોલના અવાજ સમજાવા લાગ્યા. સીકંદર પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ પોતાના એલચીખાતાં ઉપરથી પાછો ફર્યો. વળી જંગી તૈનુશે પણ કુચ કરવા માટે લશકરને સ્વાર કીધું અને કૈદાફેહે મેહેલમાંથી તે દરગાહ તરફ જવાને હંકાર્યું. કૈદાફેહે તેઓને કહયું કે "તમો વિદાય થાઓ અને જ્યાં સુધી જેહાન રહે ત્યાં સુધી તમો તેની સાથે તાણાવાણા માફક જોડાયલા રેહેજો."

પછી તેઓ માર્ગમાં મંજલ બે મંજલ રાહા કાપતાં પેલું લડાઇનું મેદાન આવી લાગ્યું ત્યાં સુધી ચાલ્યા કીધા. તે જગ્યા નામવર પાદશાહ સીકંદર કે જે નસીબનો હમેશનો સાથી હતો તેના લશકરગાહની હતી. આથી સીકંદરે

તે જગ્યાએ કે જ્યાં વેહેતો ઝરો અને કેટલાંક ઝાડો હતાં ત્યાં પોતાનો અસબાબ ઉતાર્યો તેણે તૈનુશને કહયું કે "તુ અત્રે આરામ લે અને આશુદો બને ત્યાં સુધી દારૂની જામો હાથમાં ધરેલી રાખજે. મેં તુંને જેમ કહયું છે તેમ બજા લાવવાને અને તે માટે તરેહવાર પાકીજેહ તદબીરો કરવાને હવે હું જાંઉ છુ."

પછી સીકંદર પોતાની છાવણી તરફ ગયો જ્યાં તેનુ લશકર તેની આગળ આવ્યુ તેઓએ કેઆની કોલાહથી સંગરાઈ ખુશાલીના પોકારો કીધા કારણ કે તે લશકર પોતાના નામદાર વગર નાઉમેદ બન્યું હતું અને તેનો ચેહેરો કોઈ ફરીથી જોવા પામશે એમ જાણતુ હતુ નહી આથી તે લશકરના દરેકે દુવા ભરેલી જબાન સાથે પોતાના માથાં તેની આગળ જમીન ઉપર નમાવ્યાં. પછી પાદશાહે તે લશકરમાંનાં નામદાર રૂમીઓમાંથી એક હજાર સેપાહો ચુંટી કાઢયા અને તે બખતર અને ગાયની સુરતના ગુરજવાળા સઘળા લડાયક પેહેલવાનોએ ત્યાંથી જઇ તે જંગલમાનાં લશકરને ઘેરી લિધું અને ત્યા હથીયાર સાથે સફ સમારી ઉભા

પછી સીકદરે એક પોકાર માર્યો કે, "ઓ બુદ્ધા શખ્સ! હવે તુંને નાહાસ્યા વગર લડવાનો વિચાર થાય છે કે કેમ?" આથી તૈનુશ પોતાની જગ્યાએ ધ્રુજવા પડયો અને પોતાની આવી અકકલ અને વિચાર ઉપર પસેમાન થયો. તે બોલ્યો કે "ઓ ઉચી મનશાનીના પાદશાહ! તારે મને તાણો માર્યા કરતાં મારી તારીફ કરવી ઘટે છે. તે કાંઈ મારી માતાને આવુ વચણુ આપ્યુ હતુ નહી. શુ તું બોલ્યો હતો નહી કે 'હું સચાઇથી વેગળો જવશ નહી?' તુ જેમ કૈદરૂશ સાથે વર્તયો હતો તેમજ મારી સાથે પણ બુઝ્રેગી દેખાડ અને સચાઈ ઉપર ચાલવાની કોશેષ કર." સીકંદરે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું શું કામ એટલો બધો ડરે છે? ધીરજ ધર અને મારે માટેની ધાસ્તી દિલમાંથી કાઢી નાખ. આ લોકોમાંના કોઇ પણ મારી તરફથી તુંને ઇજા પુગાડશે નહી. વળી હું કૈદાફેહના હોકમથી પણ ફરવાનો નથી વચણુ તોડનાર પાદશાહ નેક ગણાતો નથી."

આથી તૈનુશે જડપથી ઘોડા ઉપરથી નિચે ઉતરી જમીનને બોસો લેઇ રડવા માંડયું. પણ જેહાનના પાદશાહે તેનો હાથ પોતાના હાથમાં ધરી જેમ બોલ્યો હતો તેજ વચણે બંધાયો. તે બોલ્યો કે, "એનો તું જરાએ વિચાર ના કર અને મોજમજાહ પસંદ કર. હું કાંઇ દિલમાં તારે માટે જરાએ કપટ ધરાવતો નથી. તારી માય સુનેરી તખત ઉપર બેઠેલી હતી ત્યાંજ મેં તારા હાથ સાથે મારો હાથ અફાલ્યો હતો. મેં તેણીને પણ કહયું હતું કે "હું જે જમીનનો પાદશાહ છું તે તુંને કોલ આપતાં પોતાનો હાથ તારા હાથમાં મુકે છે.'

તે દાહાડેથી હમે વચણે બંધાઇ ચુકયાં હતાં. માટે હવે તે પાદશાહ જુઠું બોલે એ સારૂં ગણાય નહી. સીકંદર હુંજ છું અને તે વખતે પણ હુંજ હતો. પણ મેં તારી આગળ સીફતથી આવી વાતો કીધી હતી કેદાફેહ તો તેજ દાહાડે વાકેફ હતી કે તારાં ખભાં ઉપર પાદશાહનો પંજો મેલાયલો છે."

પછી કયસરે નોકરોને ગોલાબ ખેરવતાં ઝાડ નિચે એક તખત તૈયાર કરવા ફરમાવ્યું અને સાંજ ખાણુ તૈયાર કરવાનો હોકમ કીધો તથા દારૂ સાથે વાજીંત્ર વજાડનારાઓને બોલાવી મંગાવ્યા ત્યાં તેઓ ખુબી સાથે મોજ-મજાહ કરવા લાગ્યા અને જ્યારે તેઓ લાલ શરાબથી ખુશ બન્યા ત્યારે તેણે ત્યાં રૂમી, ચીનાઇ અને પેહેલવી પાદશાહી ખેલાતો હાજર કરવા ફરમાવ્યું અને તે સઘળા તેને બક્ષ્યા તેણે તેના સાથીઓને સુનારૂપાની બક્ષેશો કીધી તથા જેઓને કોલાહ અને કરમબંધ ઘટતા હતા તેઓને તે બક્ષ્યા. પછી તેણે તૈનુશને કહયુ કે, "હવે તુ અત્રે ઠોભ ના કારણ કે એ જંગળ દુર પડલુ હોવાથી એ જગા તારે લાયકની નથી. તુ કેદાફેહને કેહેજે કે "ઓ જેહાનની હુશીઆર, ચાલાક દિલની અને અકકલમંદ રાણી ! હું તારા તરફ જીવશ ત્યા સુધી વફાદાર રેહેવશ અને મારાં રવાનને તારા તરફની મોહબતથી બંધેલુ રાખશ"

## સીકંદર બ્રાહમણો સામે લડવા ગયો અને તેણે તેઓને છુપી વાત પુછી તેનો જવાબ મેળવ્યો તે વિષે.

પછી ત્યાંથી લશકરની ઉઠાંગીરી કરીને બ્રાહમણોના શેહેરમા જઇ પુગ્યો ત્યા સુધી તેણે કુચ કર્યા કીધી તેની મકશદ ત્યાંના પહરેજગારોને પોતાના ભવિશ્યના વખ્તની ચાલ માટેની પુછપરછ કરવાની હતી. તે બ્રાહમણ પુજા-રીઓ તે પાદશાહના કામથી અને તેના લશકરને માર્ગમાંથી કુચ કરી આવ્યાની ખબરથી વાકેફ થતાંજ પાહાડ ઉપરથી નિચે ઉતરી ભેગા થયા. તે અક્કલમંદ શખ્સોએ ત્યાંથી મોબેદોના સરદાર સીકંદર ઉપર નામુ લખ્યું. તેની સરૂવાત તે જેહાનના પાદશાહ ઉપર પરવરદેગારની દુવાથી કીધી કે, "તું પાદશાહ હંમેશ પુશકલપણા, દાનાઇ અને જોર સથે ફતેહમંદ રહેજે. ઓ જોરેમંદ પાદશાહ ! પરવરદેગારે તુને આ મોટી જેહાન બક્ષેશ કીધા છતાં તું આ ખોદાના પુજારી-ઓની જગ્યા મેલવવાનો શું કામ વિચાર કરે છે ? જો ખજાનાને ખાતરજ તારૂ અત્રે આવવું થતું હોય તો બેશક તારા મગજમાંની અક્કલ ઘટેલી હોવી જોઇએ. હમો સંતોષ અને અક્કલ ધરાવ્યે છીએ અને હમારાં રવાન અક્કલ-થીજ ખુશાલ રહે છે. તારાથી હમારો સંતોષ છીનવી શકાવાનો નથી અને

હમારી અકકલને લિધે કોઇને બુરાઇ પણ પુગવાની નથી. હમારી ટોલીનો કોઇ પણ નગન સિવાય બીજી હાલતનો જણાવાનો નથી અને એ ટોલી હવાની સખતાઇને લિધે વિખેરાઇને પડી છે. કદાચને તું અત્રે લાંબો વખત ઠોભવા ઇચ્છી જડીબુટીઓના બીયાં મેલવવાની હાજત રાખતો હશે ”

આથી તે કાસદ કમરે ઘાસની વણેલી લંગોટ બાંધી તે પાદશાહ આગળ આવી લાગ્યો. સીકંદરે તે કાસદને જોઇ તથા તે નામુ વાચી તેમને દુખ નહી દેવાનું અને વાજબી રીતે ચાલવાનું પસંદ કીધું. આથી તમામ લશકરને ત્યાંજ રેહવા દેઇ તે પોતાના રૂમી ફીલસુફો સાથે ત્યાંથી આગળ વધ્યો. તે કાસદ મોકલનારા બ્રાહમણો પાદશાહના એ કામથી વાકેફ થતાંજ તે સઘલાઓ તેઓને સામા લેવા ગયા. તેઓ ખેતી કે કાપણી કરતા નહી હોવાથી તથા પાસે ખજાણો પણ નહી હોવાથી તેઓની જે કાંઇ કીંમતી ચીજો હતી તે તેને માટે સાથે લેઇ ગયા અને તે સઘલાઓએ પુરમનશનીવાલા જમીનના પાદશાહની સામટી તારીફ કીધી. સીકંદરે તે બ્રાહમણોના ચેહેરા જોઇ તેઓની વાત સમજી. તેઓ અંગે માટેલા તથા તેઓના માથા, પગ અને શરીર નગન હતાં અને તેઓના જીવ દાનાઇને લિધે ચપલટાઇવાલા હતા તેમનો પોશાક ઝાડના પાદડાં અને ઘાસનો હતો અને ખોરાક દાના અને વણસપતીનો હતો. તેઓ લડાઇથી અને મોજમજાહ ભોગવ્યાથી વેગલા રેહેતા તેઓનું રેહેવુ, સુવું અને ખાવુપીવું જંગલ અને પાહડમાં રેહેતું હતુ અને તે ટોલી સઘલે નગનજ ફરતી હતી. તેઓ શેકારના ચામડાંની લંગોટ બનાવતા અને આવો પેહેરવાશ પેહેર્યાં છતાં તથા વણસપતી ખાવા છતાં તેઓ બુધીમાં ચપલ હતા.

સીકંદરે તેઓની સુવા, ખાવા પીવાની રીત તથા તેઓની રેહેઠાણની જગ્યા વિષે તથા લડાઇ અને સુલેહના વખત વિષે પુછપરછ કીધી. તેણે પુછ્યું કે “જેહાન ઉપરથી ઉપજતી ખુશાલીનો તમો કેવો હીસ્સો ધરાવો છો? શું તમારે માટે એ ઉપાયો સિવાય આસમાનથી બીજી રીતના ઉપાયો મલ્યા નથી?” તે દાનાવોએ જવાબ દિધો કે, “ઓ જેહાનજીટ પાદશાહ! હમારામાંનો કોઇ પણ લડાઇ કે નામદારી મેલવવાની વાત કરતો નથી. હમો પેહેરવા પાંઠરવાનાં કપડાં તથા ખાવા પીવાની ચિજો માટે ગરજ રાખતા નથી. સર્વે કોઈ નાગાજ જન્મે છે અને વળી અત્રેથી પાછા નાગાજ ધુલમાં ડટાય છે અને તેથી હમે ઘણું પેહેરી ઓઢી લાડ કરવો ઘટતો જોતા નથી. તમામ જગ્યામાં ધાસ્તી ફીકર અને ચીંતાજ હોવાથી હમો જમીનને હમારૂં બીછાણું અને આસમાનને પોશાક ગણી લેઈ મોત કયારે આવી લાગે તેની રાહ જોતા રહીએ છીએ. જેહાનજીટ પાદશાહોએ દુન્યાઇ ચિજો

મેલવવાનીજ કાંય કોશેષ કરવી જોઇએ ? કારણકે એ ચિજો પાંમવાની કોશેશો એક કોડીની કામની પણ ગણાતી નથી. જ્યારે તે આ મુસાફરખાના જેવી દુન્યામાંથી ચાલી જશે ત્યારે તેનું સુનું, તાજ અને ખજાનો તો અત્રેજ રહી જવાનો છે. જાણુ કે તેના માર્ગનો સાથી તો નેકીજ બનશે, જ્યારે તેનું માથું, તખત એ સઘલુ તો ધુલમાંજ ડટાશે."

સીકંદરે દાનાવને કહયુ કે, "હું હવે પછી જેહાનમાં વધારે હાજત નહી રાખવાને માટે આ પુછુછુ કે, જેહાનમાં જાહેર વધારે કે છુપ્યું વધારે હોય છે. જીવતાં ઘણા કે મુવેલાં ઘણા હોય છે ?" તેણે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તુ જાહેર કરતાં ખાનગીને વધારે ગણ. ઓ પાદશાહ! જો તું જીવતાઓની લખોની કે તેથી પણ વધારે ગણત્રી કરે તોપણ તે લખોમાંનો એક પણ જીવતો ગણાવાનો નથી ભાગ્યશાલી તેજ ગણાય કે જે દોજખમાં પડે નહી જેઓ જીવતા છે તેઓને પણ મરવુંજ પડવાનું છે એક ચાલી ગયો કે તેની નોબત બીજાને પુગે છે." પાદશાહે પુછ્યુ કે, "જે ઉપર આફતાબ તપે છે તેમાં જમીન વધારે કે પાણી વધારે ગણાય ?" બ્રાહમણે પાદશાહને જવાબ દિધો કે, "પાણી તો ધુલ અને જમીનની સભાળ રાખે છે." પાદશાહે પુછ્યું કે, "ઉઘાયલામાં જાગૃત કોણ ? અને આ જમીન ઉપર ગુનેહગાર કોણ ?" બ્રાહમણે જવાબ દિધો કે, "ઓ પાક દિલના ઇનસાફી સરદાર! જાગૃત તે શખ્સને જાણુ કે તેને જેહાનમાં થોડુંજ પુરતું ગણાય તારે વધારે ગુનેહગાર ચિજ જોવી હોય તો તે માણસજાત છે કે જેમાં કીના અને લોભને સબબે અકલ ગુમ થયલી હોય છે. જો તુ એની બરોબર પીછાણ કરવા માંગતો હોય તો પેહલાં તારે તારાં શરીર તરફ નેગાહ પુગાડવી, કારણકે તમામ જમીન તારી સામે પડી છે અને કેહેશે તો ફરતું આસમાન પણ તારોજ બેશી બનશે. માટે તું તારાં મગજને કાલી ધુલમાંથી બાહાર રાખવા માંગતો હોય તો તું એવી અક્કલ રાખ કે જેનો વધારોજ થયો જાય, પણ જો તારાં રવાન માટે તું દોજખનીજ ઇચ્છા રાખતો હોય તોજ તું એ વાતથી પાછો હટવા માંગ"

પછી તેણે પુછ્યું કે, "આપણા જીવનો પાદશાહ કોણ અને સઘલે જુદાઇનો સાથી કોણ ?" તેણે જવાબ દિધો કે, "લોભ એ જીવનો પાદશાહ છે જે કીનાનો ભંડાર અને ગુનાહનો જીવ છે." તેણે પુછ્યું કે, "લોભ કે જેથી લોકો વધારે મેલવવાનું રૂડન કરે છે તેની ખાશીયત શું છે ?" તે બોલ્યો કે, "લોભ અને ગરજ એવા બે દેવો છે કે જે ઢીલમાં નાખનારા દુશમનો છે. એક (ગરજ) કમી થવાથી તેના હોટ સુકાઇ જાય છે અને બીજો (લોભ) વધવાથી તેની રાત ઉંઘ વગરની જાય છે. પછી પુરો વખત એ બંનેનો શેકાર કરે છે. માટે ભાગ્યશાલી તે કે જે અકકલથી પોતાના જીવની પરવરશી કરે."

જ્યારે સીકંદરે તેઓનું કેહેવું સમજ્યું ત્યારે તેનો ચેહેરો સમણુલ ફુલની માફક ફીકકો બન્યો. તેના ગાલો ઉજલા બન્યા અને આંખોમાં આંસુ આવ્યાં અને તેનો હસ્તો ચેહેરો તાપ આવી હોય એવો બન્યો પછી તે હોકમવર પાદશાહે તેઓને પુછ્યુ કે "તમો મારી પાસે શું હાજત રાખો છો? તમોને હું મારો ખજાનો પણ આપી દેવાનો અફસોસ કરશ નહી, અને કદી પણ મારી મેહેનતનો વિચાર કરશ નહી." એકે જવાબ દિધો કે "ઓ મોટાઇ પામેલા પાદશાહ! તુ હમારી ઉપર આવી પડનારા બુઢાપા અને મોતના દરવાજા બંધ કર (યાને તેમને અટકાવ)" સીકંદરે જવાબ દિધો કે, "મોત ઉપર હમો પાદશાહોનો હોકમ કારગત લાગતો નથી. તે અઝદાહ (મોત) ના તિક્ષણ પંજાનો અટકાવ કેમ થાય? તું લોઢાનો બનેલો હોય તોપણ તેનાથી છુટકારો પામી શકવાનો નથી કોઈ પણ જવાન અત્રે લાંબો વખત રેહેતાં બુઢાપાના વખતથી છુટી શકતો નથી માટે આ જમાનામાં ભલાઈ સિવાય તુ બીજું કાંઈ કરતો ના કે જેથી સર્વે કોઇ તારે માટે સારા સખુનો બોલે"

બ્રાહમણે કહયું કે, "ઓ હોકમ કરનારા, દાનાવ જેહાનના પાદશાહ! જ્યારે તું જાણે છે કે મોત સામે આપણા પોતાનો ઉપાય નથી તથા બુઢાપાની કાડાલી સામે પણ બચાવ નથી ત્યારે તુ શા માટે મેહેનત કરી મુલકો મેલવવા માંગે છે અને સુગંધી ફુલોમાં ઝેહર ભેલવા ચાહે છે. તારી તમામ મેહેનત ઉઠાવેલી તો અત્રેજ રહી જશે અને તુ તારી કોશેશથી મેલવેલો ખજાનો તો તારા દુસમનને આપી જશે. માટે તુ તો બીજાઓને ખાતર તારા શરીર ઉપર કષ્ટી ઉઠાવે છે, જે તારી કમ અકકલ અને ઘેલાપણાને સબબે હોવુ જોઇએ. સફેદ બાલ એજ મોતનો પેગામ છે. માટે તુ એટલી બધી અત્રે જીવવાની શા માટે ઉમેદ રાખે છે?" તે ચાલાક દિલના પાદશાહે જવાબ દિધો કે, "જો ખોદાઓ પરવરદેગારનો હોકમ થતા ગુજર પામતા હોય તો આસમાનની ગીરદેશની તદબીરથી હું પણ ગુજર પામવાનો. કારણ કે ડાહયો યા કજ્યાખોર શખ્સ કોશેષ કર્યાથી કે બક્ષેશ આપ્યાથી છટકી શકતો નથી. બીજુ એ કે જે કોઇ મારી સામે લડતાં માર્યા ગયા હતા તેઓ પોતાના બુરા ગ્રહોને સબબે એમ ખુવાર થયા. માટે દુખ દેનાર અને લોહી રેડનાર માટે બુરો અંજામ ઘટતો છે. કારણ કે તેની આગળથી જુલમગાર શખ્સ છટકી શકતો નથી. દાનાઇના માર્ગેથી ફરનારાઓ પરવરદેગાર તરફની સજાજ પાંમ્યા છે. કોઇ પણ શખ્સ પરવરદેગારની ઇચ્છાની હદ જોશે નહી અને કોઇનું પણ બાહાનું જમાનાના કામ સામે ચાલશે નહી" પછી પાદશાહે તેઓને પુશકલ ચિજોની બક્ષેશ કીધી પણ તેઓ ઘણા લોભી નહી હોવાથી તેની પાસે કોઇએ કાંઇ લિધું નહી.

# સીકંદર પશ્ચિમના દરીઆ તરફ હંકારી ગયો અને ત્યાં તેણે અજાયબીઓ જોઈ તે વિષે.

પછી સીકંદર કોઇને પણ દુખ દિધા વગર ત્યાંથી પાછો ફર્યો અને તેણે પશ્ચિમનો માર્ગ ધર્યો બ્રાહમણોના શેહેર આગળથી તે એવી જગ્યાએ આવી પુગ્યો કે જ્યા તેને એક છેડા વગરનો ઉડો દરીઓ જણાયો. ત્યાંના માણસોએ પોતાના ચેહેરા ઓરતો માફક છુપાવ્યા હતા અને તેઓ તરેહવાર રંગના કપડાં પેહેરી ફરતા હતા. તેઓની ભાષા અરબી, ફારસી, ચીનાઇ, તુરકી કે પેહેલવી હતી નહી. તેઓનો સઘલો ખોરાક મછીનો હતો. તેઓ માટે ત્યાં કાંઈ પણ ચિજ આયાત કરવાની જગ્યા હતી નહી સીકંદરે તેમને જોઇ અજબ બની રૂમી ભાષામા પરવરદેગારનું નામ પોકાર્યું. તુરતજ તેણે ત્યાં પીલા રંગના અને આફતાબ માફક પ્રકાસ્તા એક પાહાડને તે પાણીમાંથી નિકળી આવેલો જોયો સીકંદરે તે પાહાડને નજરો નજર જોવાને એક જડપ ચાલની કીસ્તી સોધી કાઢી, પણ તેના ફીલસુફોમાથી એકે પાદશાહને કહયુ કે, "તારે માટે આવા ઉડા દરીઆમાં જવાનો માર્ગ નથી, માટે કાઇ બીજો અક્કલમંદ શખ્સ તે જાતે જોઇ આવે ત્યાં સુધી તું થોભી જા."

આથી તેણે રૂમીઓ અને પારસીઓમાથી ત્રીસ શખ્સોને તે વાહાનમાં બેસાડયા. પણ તે પાહાડના ટુકડા જેવી ચિજ તો એક જાતની પીલા રંગની મછી હોવાથી તેઓ જેવા તેની નજદિક જઇ લાગ્યા તેવીજ તે કીસ્તીને તે મછાએ ફેદલાવી નાખી જેથી તે તુરતજ પાણીમાં દુબી ગઈ આથી સીકંદરનું લશકર અજબ બન્યુ અને દરેકે ખોદાનું નામ પોકાર્યું પછી સીકંદરને તેના વજીરે કહયું કે, "એમ અક્કલ ધરાવવી સારી છે કારણકે જેહાનમાં દરેક શખ્સ કરતાં દાનાવ વધારે ચઢતો છે. જો તું પાદશાહ ત્યાં ગયો હતે અને વાહાનનો નાશ થતે તો આ સઘલાં લશકરનો જીવ લોહીથી ઉકલતો બન્યો હતે."

પછી સીકંદરે ત્યાંથી લશકરને આગળ હંકાર્યું તેટલાંમાં તેની નજરે એક નવી જાતનું તલાવ જેની આસપાસ ઝાડો માફક વાંસની ઝાડી ઉગી હતી નજરે પડયું. તુ કેહેશે કે જાણે તે સખત ચીનારના લાકડાં છે. તે ઝાડીની પોહોલાઈ દસ ગજથી વધુ હતી અને તેની ઉચાઇ ચાલીશ ગજ મપાતી હતી. આથી તેઓએ ત્યાં તે બાંબુના લાકડાથી ઘરો બાંધ્યાં અને તે વાંસના લાકડાંથીજ તેની જમીન પણ બનાવી. પણ તે વાંસવાલી જગ્યામાં તેઓથી લાંબો વખત થોભી શકાયું નહી. વળી તે તલાવનું પાણી પણ ખારાશને લિધે તેઓથી પીવાયું નહી. તે તલાવ આગળથી આગળ વધતાંજ તેઓ એવી

જગ્યાએ આવી પુગ્યા કે જ્યાંથી તેઓને એક ઉંડો દરીઓ જણાયો. તે મુલક ઘણો ખુશનુમા હતો જ્યાંના પાણી મધ જેવાં અને જ્યાંની ધુલ કસ્તુરી જેવી ૫મડતી હતી. આથી તેઓએ ત્યાં ખાઈ પી લેઇ સુવાનો વિચાર કીધો. તેવામા તે પાણીમાંથી ઘણાએક વલખાતા સાંપો બાહાર આવ્યા. વળી ત્યાંના જંગલમાં આતશયા રંગના વીછુઓ હોવાથી ત્યાં સુનારાઓને માટે જેહાન અંધકારવાલી અને તંગ બની પુશકલ દાનાવ બુજોર્ગો અને જોરેમંદ પેહેલવાનો ચોબાજુએ મુવેલા પડેલા જણાયા. તેવામાં વળી એક બાજુએથી પુશકલ રાણીદુકકરો ઉતરી પડયાં જેઓના દાંત તલવાર જેટલા લાંબા હતા. વળી બીજી બાજુએથી ગાય જેવા મોટા સિંહો નિકળી આવ્યા કે જેમની સામે થવાની કોઇનામાં હીમત કે તાકાત હતી નહી. આથી તે લશકરે ત્યાંની વાંસની ઝાડી સલગાવી મુકી તે દરીઆ આગળથી બીજી બાજુએ ચાલી ગયું. તેઓએ ત્યાં એટલા બધા તો ભુંડોને મારી નાખ્યા કે જેથી તેમને માટેનો રસ્તો મજુ બંધ થઈ ગયો.

## સીકંદર હબસીઓના મુલકમાં આવી લાગ્યો અને તેણે તેઓ સાથે લડાઇ કીધી તેમાં ફતેહ પાંમ્યો તે વિષે.

પછી તે ખેરશેદ જેવો પાદશાહ ત્યાંથી હબસીઓના મુલક તરફ જડપથી આવી લાગ્યો. તેણે ત્યાંની જમીનના લોકોને કાગડાની પાંખ જેવા કાલા જોયા. તેઓ કાલા ચેહેરાના, આંગે જાડા અને ચેરાગ માફક ચમકતી આખોવાલા હતા. તેઓનું એક જોરેમંદ લશકર ત્યાં બન્યું હતું. તેઓ શરીરે નાગા અને કદમાં ઉચા હતા. દુરથી તેઓએ સીકંદરના લશકરથી ઉડેલી ધુલ જોતાંજ વાદલ સુધી પુગે એવા પોકારો માર્યા. તેઓનું લખોની સંખ્યામાં લશકર ભેગું મલેલું જોવાથી તે પાદશાહની નજરે ગોયા અંધકાર ફરી વલ્યો. તેઓએ સીકંદર તરફ ધસી જઇને તેના ઘણાએક લડાયકોને મારી નાખ્યા. તેઓ પાસે ભાલાની જગ્યાએ હાડકાં હતાં જે તેઓ માણસોના શરીરમાં ભોકી દેતા. આથી પાદશાહે પણ લડાઇના હથીયાર ઉઠાવવાનો લશકરને હોકમ કીધો. તે નાગા હબસીઓ લડાઇમાં ઉતરતાંજ તે સિંહો જેવાઓના લશકરથી ગમગીન બન્યા. હબસીઓના હજારો માણસો માર્યા જવાથી બાકીનાઓએ લડાઇ કરવાથી પોતાના સર ફેરવ્યાં. તમામ જમીન લોહીથી ચીનના દરીઆ જેવી બની.

જ્યારે તે મેદાન અને જંગલ લોહીથી ખરડાઇ ગયાં અને ચોખાજુએ મુવેલી લોઠના ઢગલા બન્યા ત્યારે તેઓએ તે ઢગલા ઉપર ઝાડના કાંતાઓ અને ઘાસ લાવી નાખ્યું અને પછી તેને સલગાવી દેવાનો હોકમ કીધો. રાતે અંધારૂં થતાંજ ત્યાં વરૂઓના અવાજ સમજાયાથી સીકંદરે બખતર તથા લોઢાંની ટોપી પેહેરી લિધી તેટલામાં તે વરૂઓ કે જેઓ કદે ગોધા જેવાં હતા તેઓનું ટોલું સામે આવી લાગ્યું. તે વરૂઓનો આગળ ચાલનાર સરદાર હાથી જેવાં કદનો હતો અને તેના માથાં ઉપર લીલા રંગનું એક સીંગડુ હતું. તેઓએ તે રૂમી નામદારોમાંના ઘણાઓને મારી નાંખ્યા. તેઓ ઉપર ઘણાંએ હુમલા કરવામાં આવ્યા પણ તેઓ ત્યાંથી પાછા હટીઆં નહી. આખરે તેઓને તીરોથી વિંધી નાખ્યાથી ત્યાં એક લોઢાંના પાહાડ જેવો ઢગલો થયો.

## સીકંદર નરમ પગવાલા લોકોના શેહેરમાં આવી લાગ્યો જ્યા તે લડાઇ કરી ફતેહ પાંમ્યો તથા એક અઝદાહને માર્યા બાદ તે એક પાહાડને મહાલે જઇ લાગ્યો જયાં તેણે પોતાના મોત વિષેની ખબર મેલવી તે વિષે.

પછી તેણે જેહાનના પુશકલ નાંમદારોને બોલાવી મંગાવી ત્યાંથી લશકરને જડપથી કુચ કરાવી. જ્યારે તેઓ નરમ પગવાલા લોકો નજદિક આવી લાગ્યા ત્યારે ત્યાં નજર કરતાં તેઓ હદ વગરની સંખ્યામાં માલમ પડયા. તેઓ પાસે ઘોડા, હથીયાર, તલવાર કે ગુરજ કાંઇ હતા નહી, પણ તેઓમાંના દરેક સિંહ જેવી ઉચાઈના અને છોકરા જેવા લાગતા હતા. તે લશકર તેઓની ઘણું નજદિક જઈ પુગતાંજ તે નરમ પગના લોકો ઉપર જેહાન કાળી બની. તેઓએ એક વાદલના ગડગડાત જેવો પોકાર કીધો અને દેવોની માફક ગુઠન વડે દોડવા લાગ્યા. તેવો લડાયક શરીરના અને કીનાખોર દિલના હોવાથી તેઓએ સીકંદર તરફ ધસી જઇને રૂમીઓ ઉપર પથરનો સખત વરસાદ વરસાવ્યો જે પથરા સીયાલાના પવન માફક ઝાડ સાથે અથડવા લાગ્યા પણ સીકંદરના લશકરે તેઓ ઉપર તલવાર અને તીરોથી હુમલો કીધાથી તું કેહેશે કે, રોશન દિવસ અંધારો બન્યો. જ્યારે તે નરમ પગના લોકોમાંથી ત્યાં કોઇ રહયા નહી ત્યારે સીકંદરે આસાયશ લિધી અને પછી લશકરને ત્યાંથી આગળ હંકાર્યું અને જ્યાં સુધી એક શેહેર કે જેની હદ યા છેડો હતો નહી

ત્યાં જઈ પુગ્યા ત્યાં સુધી જલ્દીથી કુચ કીધી. તે શેહેરના લોકો રેવાજ મુજબ ખુલ્લાં દિલે અને કાંઇ પણ હાજત વગર તેને સામે લેવા આવ્યા અને સાથે તરેહેવાર ગલીચા, પોશાકો અને ખાવાની ચિજો લેતા આવ્યા. સીકંદરે તેઓને માનથી નવાજી ખેરઆફીયત પુછી અને તેઓની પડવી મુજબ તેમને બેસાડયા. પછી તેણે પોતાના નોકરોને તે નામદારો અને ભાગ્યશાલી લોકો માટે જંગલમાં ગલીચા પાંઠરવાનો હોકમ કીધો જેથી ત્યાંની નરમ તેમજ સખત જગ્યા ગલીચાઓથી સંગાર પામી. પછી તે જંગલમાં છાવણી નાખવામાં આવી અને બાહાદુર લોકોએ આસપાસની જગ્યા રોકી નાખી અને તે સ્વારોએ તથા નામદારોએ ત્યાં મોજ પાળી. એ પ્રમાણે પાદશાહે જેટલો વખત મોજ-મજાહ કરી તથા દારૂ પી આરામમાં ગુજાર્યો તેટલો વખત લશકરે પણ લડાઇ કરી નામદારી મેલવવાથી આસાયશ ભોગવી; કારણકે તેઓને પણ જેહાનમાં ઘણી લીલી સુકી વેઠવી પડી હતી

પછી પાદશાહે ત્યાંના સઘળા રસ્તાઓની તેમજ મુશકેલ માર્ગોની જુસ્તે-જોઈ કીધી કે જેથી એક મુબારક દાહાડો જોઇ તે લશકરને આગળ કુચ કરાવે. પણ દરેકને પુછપરછ કરતાં તે માટે કોઇપણ પોતાના મુબારક વિચાર જણાવી શકયા નહી. ત્યાં તેણે એક પાહાડ જોયો કે જેનું મંડાલું સેતારાઓને લાગ્યું હતું. તું પણ કેહેશે કે જાણે તે આસમાનને ખેંચી લેવા માગતો હતો. તે પાહાડ ઉપર ઘણા જુજ માણસો જણાતાં હતા અને અંધારી રાતે તો તેઓમાનું ત્યાં કોઇ રેહેતું હતું નહી. સીકંદરે તેમને પુછયુ કે "તે ઉપર જવાનો માર્ગ કયાંથી છે અને તે ઉપર લશકરને કયાંથી ચઢાવી શકાશે?" તે સઘલાઓએ સામતી દુવા દેઈ તેને જવાબ દિધો કે, "ઓ નામદાર જમી-નના પાદશાહ! એ પાહાડ ઉપર જો ચઢવાનો રસ્તો હતે તો તે રસ્તે તું આગળ વધી શકતે. પણ તે પાહાડની કઢનમાં એક અઝદાહ વસે છે જેના ઝેહેરથી વરૂઓ પણ કાયર થાય છે. માટે આ લશકરને તેની આગળથી પસાર કરી શકાશે નહી; કારણકે તેના ઝેહેરનો ધુવો તો ચંદ્ર સુધી પુગે છે. તે ત્યાં પોતાની મરજીનો આતશ સલગાવી શકે છે તે હાથીને પણ પોતાની જાલમાં પકડવા માટે એ ચોટલા ધરાવે છે. તેથી હમારૂં તમામ શેહેર તેની સામે થવાની શક્તિ ધરાવતું નથી. તે દર રાતે પાંચ ગાયોનો ખારાક લે છે. તેથી હમો તે ગાયો ખરીદીને તેના ડરથી ઘણાક ઢીમેથી તે પાહાડ ઉપર લેઈ જઇ મુકી આવ્યે છીએ, કે જેથી તે પાહડની આ બાજુએ આવી હમારી વસ્તીને દુખ દે નહી."

પછી જ્યારે તે અઝદાહના ખોરાકનો વખત થયો ત્યારે પાદશાહે લશકરમાંથી કેટલાક બાહુરોને ચુટી કાઢી તેઓને ફરમાવ્યું કે " એ અઝદાહને આજે કાંઈ ખાવાનું આપવું નહી " આથી તે અઝદાહના ખોરાકનો વખત થઈ જવાથી તે પાહાડના ઉચાન ઉપરથી આતશની જડપે ઉતરી આવ્યો. પણ સીકંદરે પોતાના લશકરને તેના ઉપર તીરો છોડવા ફરમાવ્યુ, જેમ કીધાથી તે પલીડ અઝદાહે એક ફુંફારો મારી તેઓમાનાં કેટલાકોને પોતાના મોઢાંમાં ખેંચી લિધા. ત્યારે ફીલકુશના બેટા સીકંદરે જોરથી સરનાઇ અને ઢોલ વજાડવા ફરમાવ્યું. વળી તેઓએ ત્યાં હદ વગરનો આતશ સલગાવી મુકી ત્યાંની તમામ જગ્યાને આતશમાં બાલી મુકી અને તે પાહાડ વાજીંત્રોથી ગાજી રેહેવાથી તે જાનવર બીહને ત્યાંથી પાછું ફર્યું.

બામદાદે જ્યારે સુરજે પોતાનું સર બાહાર કાઢયું અને બાગોમાંથી કોયલના અવાજ સમજાવા લાગ્યા ત્યારે તે બાહુર સરદારે પોતાની ગીરોથી પૈસા આપી પંચ ગાય ખરીદી અને તેઓને મારી નાખી તેમનાં ડોકાં સાથના ચામડાં ઉખેડાવી કઢાવ્યા પછી તે માણુસ જાતના દોસ્ત સીકંદરે કાંઈ યુકિત કરવા ઉપર દિલ લગાડયું. તેણે તે ચામડાંની પખાલ બનાવી તેમાં ઝેહેર અને નફ્તેલ ભર્યું અને પછી તે અઝદાહ આગળ જડપથી લેઇ ગયો. તેણે નેકી પોહોંચાડનાર પરવરદેગારની યાદ કરી તે કોઠલીઓમાં દમ ફુકાવી પવનથી ઉપસાવી. પછી તે (ઝેહરથી ભરેલા) કોઠલાઓ માણુસો પાસે ત્યાં ઉચકાવી લેઇ ગયો. ત્યાં તે અઝદાહ આગળ જઇ લાગતાંજ પાદશાહે તેને એક કાલાં વાદલ જેવો જોયો તેની જીભ આસમાની અને તેની બે આંખો લોહી જેવી હતી, તથા તેના મોઢાંમાથી આતશ બાહાર નિકળતો હતો. તે ગાયોને પાહાડને મહાલે નાંખી આવતાંજ સઘલાઓના દિલ અઝદાહની ધાસ્તીથી ખાલી બન્યાં. તે અઝદાહ કે જે બાહુરોના પંજામાથી છુટી આવ્યો હતો તેણે તે ગાયોને પવન માફક પોતાની તરફ ખેંચી લિધી. જ્યારે તે ચામડામાંની ચિજો તેના મોઢાંમાં દાખલ થઇ ત્યારે તે ઝેહેર તેના દિલમાં ફરી વલ્યું અને તેના તમામ આંતરડાંમાં આંધરાં પડયાં અને તે ઝેહેર તેના મગજ અને પગ સુધી ફેલાઇ ગયું. આથી તેણે પોતાનું માથું પાહાડના પથરો સાથે અફાલવા માંડયું અને થોડો વખત સુધી એમ ચાલુ કર્યા કીધું. પછી તે લશકરે તેના ઉપર તીરોનો મારો છોડયાથી તે શેકાર પકડનારો પાહાડ (અઝદાહ) નિચે પટકાયો, અને તે અઝદાહના શરીરને તેઓ ત્યાંજ પડતું મુકી જડપથી ત્યાંથી પાછા ફર્યા.

પછી સીકંદર પોતાના લશકર સાથે કુચ કરતો એક બીજા પાહાડ તરફ આવી લાગ્યો, જે પાહાડ જોઇ તે લડાયક શખ્સ અજાબ બન્યો. તેની ઉંચાઇ

આંખોથી જોવાઇ શકાતી હતી નહી. તે પાહાડની ટોંચ તલવારની અણી જેવી જણાતી હતી. તે પાહાડની ટોંચ ઉપર લોકોના ટોલાંથી વિખુતું અને માણસોની વસ્તીથી દુર એક સુનેરી તખત હતું જે ઉપર એક બુઢો શખ્સ મુવેલો પડેલો હતો. તેનો દમામ તેના મોત પછી પણ જાણે જલવાઇ શકયો હતો. તેના ઉપર એક રેસમી ચાદર ઓઢાડી હતી તથા માથે જાતજાતના જવેહરાતનું તાજ મુકેલું હતું અને તેની આસપાસ સઘલે સુનું રૂપું પાંઠર્યું હતું. પણ તેની નજદિક કોઇથી પણ જવાઇ શકાતું હતું નહી જે કોઇ તે પાહાડ ઉપર જતો અને તે મુવેલાની કાંઈ પણ ચિજ લેવા માંગતો તો તે પાહાડ કાંઇ પણ ધાસ્તી ઉપજાવ્યા વગર ધ્રુજવા પડતો અને તે શખ્સને ધુલમાં ગાલી દેતો. સીકંદરે તે પાહાડને મઠાલે જઈ સુના રૂપાં વચ્ચે પડેલા તે મુવેલા શખ્સને તપાસ્યો તેટલામાં તેને એક પોકાર સમજાયો કે, “ઓ પાદશાહ ! આ જેહાનમાંથી તારા વખતનો અંત આવી ચુકયો છે. તેં ઘણાએક પાદશાહોના તખત ખાલી કરી નાંખીને તારાં માથાંને આસમાન સુધી ઉંચે ચઢાવ્યું છે તથા તેં ઘણા દોસ્ત અને દુશમનોનો નાશ કીધો છે. પણ હવે આ દુન્યામાંથી પાછા ફરવાનો તારો વખત થયો છે.” એ સમજી પાદશાહાનો ચેહેરો ચેરાગ માફક બલવા લાગ્યો અને તે પોતાના દિલને ગમગીન બનાવી તે પાહાડ ઉપરથી પાછો ફર્યો.

## સીકંદર હરૂમ નામના ઓરતોના શેહેરમાં જઇ પુગ્યો અને ત્યાં તેણે અજાયબી જોઈ તે વિષે.

પછી તે એક પાહાડી જગ્યા જેનું નામ હરૂમ હતું ત્યાં રૂમના નામદારો સાથે ગયો. તે શેહેરમાં તમામ ઓરતોજ વસ્તી હતી અને કોઇપણ મરદથી તે શેહેરના દરવાજામાં દાખલ થઈ શકાતું હતું નહી. તે ઓરતોની ડાવી બાજુ લડાયક માણસો જેવી હતી જેથી લડાઇ વખતે તેઓ હથીયારો બીડી શકતી હતી જ્યારે જમની બાજુએ ઓરતો માફક ઠાણ હતાં જે તેઓના રેસમી કપડાંમાંથી દાડમ જેવાં જણાંતાં હતાં. જ્યારે તે નામદાર પોતાના રૂમી નામદારો સાથે હરૂમ શેહેર આગળ આવી લાગ્યો ત્યારે તેણે એક મુબારક તોખમના માણસને ઘટે તેમ પોતાના રેવાજ રસમ મુજબ તેઓ ઉપર એક નામું લખ્યું. તે નામાનું સરનામું આ પ્રમાણે કીધું કે:—“ઇરાન અને રૂમના પાદશાહ તરફથી હરૂમનો જે કોઇ સરદાર હોય તેની ઉપર.” તે નામાની સરૂવાત આસમાનના પેદા કરનારના નામથી કરતાં લખ્યું કે, “પરવરદેગારથી બક્ષેસોનું થવું થાય છે અને તેનાથી ઇનસાફ તથા દયા મલે છે. જે કોઇનું રવાન અકકલ ધરાવતું હોય તે જેહાનને પોતાની આખી ઉમર સુધી પોતાના પગ તલે રાખી

શકે છે. હમોએ આ જમીન ઉપર જે કાંઇ કીધું છે અને કયા કયા સરદારોના ડોકાં ઉડારી નાખ્યાં છે તે તો તેં સમજ્યું હશે. હમારા હોકમથી જે પોતાનું માથું ફેરવે છે તેને તેનો બદલો કાલી ધુલ સિવાય બીજો કાંઈ મલતો નથી. મારી નજરથી જેહાનની કોઇપણ જગ્યા છુપી રહે એવું હું ઇચ્છતો નથી. હું કાંઇ ખજાનો એકઠો કરવા એમ ફરતો નથી પણ આવી સખતી ગ્નાન મેલવવા માટે વેઠું છું મારાં રવાન સાથે ઇનસાફ જોડાયલો હોવાથી મારા હાથો ધણું મેલવવાથી અટકેલા રહે છે. હું અત્રે આવીને કાંઇ તમારા લોકો સાથે લડાઇ કરવા માંગતો નથી, પણ મારા દિલથી હું તો સુલેહ અને ખુશાલીનાજ વિચારો કરૂં છું. જો તમો વચે કોઇ જાણકાર, અક્કલમંદ, ચાલાક અને વાંચી જાણનારાઓ હોય તેનાથી આ મારૂં અક્કલભર્યું નામું વંચાતાંજ તમારા વચે જે કોઇ મોટી પડવી ધરાવતા હોય તેઓને મારી આગળ આવવા માટે કંમર બાંધવા ફરમાવજો જેથી તેઓના એમ આવ્યાથી કોઈને પણ નુકસાન પુગશે નહી."

પછી તેણે રૂમના એક ફીલસુફને તે નામું હરૂમ તરફ લેઇ જવા ફરમાવ્યું. વળી તેણે તેને પુશકલ મીઠીમીઠી વાતો કહી. તે દાનાવ કાસદ પોતે પણ અક્કલનોજ સાથી હોવાથી જ્યારે તે તેઓ આગળ આવી પોહોંચ્યો ત્યારે તમામ શેહેરમાં તેણે ઓરતોનેજ જોઈ અને કોઈપણ મરદ ત્યાં જણાયો નહી. ત્યાંની તમામ રૈયત તે રૂમી કાસદને જોવાને શેહેરની બાહાર મેદાંનમાં આવી. તમામ લશકર તથા તકરાર કરી શકે એવી ઓરતો તે નામું વંચાતું હતું ત્યાં ભેગી થઇ. પછી શેહેરના એક દાનાવે તે નામું વાંચી સમજાવતાંજ તે રાણીના દિલમાં જે કાંઈ અક્કલનો હીસ્સો હતો તે ઉડી ગયો. તેઓએ ભેગી બેસી તેનો એવો જવાબ લખાવ્યો કે, "તું બાહાદુર પાદશાહ જાવેદાન જીવજો. હમે તારા કાસદને હમારી આગળ બેસાડી તારૂં તમામ નામું વંચાવ્યું છે. તેની સરૂઆતમાં તેં પાદશાહો વિષે, તારી ફતેહો વિષે અને તેં કીધેલી લડાઇઓ વિષે જે વાત લખી છે તે મુજબ જો તું હરૂમમાં તારૂં લશકર લાવશે તો ત્યાંની જમીન પણ ઘોડાઓની નાલો અને માણસોના પગોથી ઢંકાઇ જશે એટલું મારૂં લશકર છે. હમારા શેહેરમાં હદ ઉપરાંત ઓરતો છે અને તેથી એકએક મોહોલામાં દસ દસ હજાર ઓરતો વસે છે. હમે આખી રાત બખતર સાથે રહીએ છીએ અને હમારા મુલકના વધારા તેમજ નામદારી માટેજ હમે એમ કરીએ છીએ. હમારામાંની આટલી બધી ઓરતોમાંથી એક પણ પોતાનો ધણી ધરાવતી નથી પણ હમે પરદેપોશ કુવારીકાંઓજ રહીએ છીએ. હમારામાની જે કોઇ ઓરત ધણી કરવા લલચાય છે તેનું હમે ત્યાર પછી મોઢું પણ જોતાં નથી.

તેણી પરણી જવા પછી જો તેને ત્યાં બેટી અવતરે છે અને તે ( સાંવાણુ ) ઓરતોનીજ માફક તરેહવાર કપડાં અને ખુશબોની શોકીન હોય છે તો તેની પણ જગ્યા હંમેશ સુધી શેહેર બાહાર ગણાય છે. પણ જો તે બેટી મરદના જેવી બાહુર હોય છે તો તેણીને પાછી હરમમાં મોકલી આપવામાં આવે છે. જો પરણી જનારને ત્યાં બેટો અવતરે છે તો તેપણ જ્યાં હોય ત્યાંજ રહે છે અને તેનાથી પણ હમારી આગળ આવી બેસાતું નથી. વળી તુ આ મુલકની જમીન ઉપર ગમે તે બાજુએથી આવવા માંગશે તો તારે માટે ઉંડા દરીઆ સિવાય બીજો કાંઇ માર્ગ નથી. તેથી દાહાડો ગમે એવો ખુશનુમાં હોય કે પવનવાલો તોફાની અને બરફવાલો હોય તોપણ તુને તો ઉંડો દરીઓજ ઓલંગવો પડશે. હમારા મોહોળાઓમાંની દસ હજાર ઓરતો દર રાતે કીનારાની પણ ચોકી કરતી રહે છે. હમારામાંની જે ઓરત લડાઇ વખતે સિંહ જેવા મરદને ઘોડા ઉપરથી નિચે નાખવા પાંમે છે તેને માથે હમો સુનેરી તાજ પેહેરાવી તેણીને તખતે બેસાડયે છીએ. હાલે હમારી વચ્ચે તેવી ત્રીસ હજાર ઓરતો છે જેઓ સુનાનું તાજ તેમજ કાનમાં લુલક પેહેરે છે અને જેઓએ પોતાને હાથે લડાઈ વખતે બાહુરોમાંથી એકએક મરદાનેમરદને ધુલમાં લોટતા બનાવ્યા છે. તું તો બુજોર્ગીવાલો છે અને તારૂં નામ બુલંદીએ ચઢેલું છે, માટે તું તારી સામે નામદારીના દરવાજા બંધ કરવા ના માંગ, નહી તો કે લોકો એમ કહેશે કે ‘ તું ઓરતો સામે લડવા ગયો અને ત્યાંથી લડતાં લડતાં નાહાસી આવ્યો.’ જ્યાં સુધી જેહાન રેહેશે ત્યાં સુધી એ વાત વીસરાશે નહી અને એવી વાતથી તુંને શરમ પોહોંચશે. જો તું રૂમના નામદારો સાથે આવી હરમ શેહેરને આસપાસથી ફરીને જોવા ઇચ્છતો હશે અને જો સચાઇ અને મરદાનગી સાથે તું આવવા ચાહાતો હોય તો હમારાથી પણ તું ખુબી અને ખુશાલી સિવાય બીજું કાંઇ જોશે નહી. પણ ઓ પાદશાહ ! જો તું એથી ઉલટો ચાલશે તો હમારી લડાઇની સદ્ વચ્ચે તું દુખી થશે. તારી સામે હમે એટલું બધુ લશકર લાવશું કે તેથી સુરજ અને ચંદ્ર પણ ઢંકાઇ જઇ કાલા બનશે.”

તે નામાનો જવાબ પુરો થતાંજ પેગામ લેઇ જવા લાયકની એક બોલકની ઓરત તાજ અને પાદશાહી પોશાક પેહેરીને બીજી દસ ખુબસુરત ઓરતો સાથે તે નામું લેઇ ગઇ. તેણીના પાદશાહ સીકંદર આગળ દબદબા સાથે આવી લાગતાંજ તેણે તેઓને લેવા જવા કેટલાક સીપાઇઓને મોકલ્યા. તે નામદાર ઓરતે આવી લાગતાંજ તેને તે નામું આપી ને બાહુરોનો પેગામ કહી સમજાવ્યો. સીકંદરે તે નાંમાનો જવાબ મલેલો જોતાંજ તેનો વલતો જવાબ લેઈ જવાને એક અકલમંદ અને ચાલાક

દિલના શખ્સને પસંદ કરી તેઓ ઉપર એવો પેગામ મોકલ્યો કે, "માણુસ જાતના મગજ સાથે અક્કલ જોડાયલી રેહેવી ઘટે છે. જેહાનની આસપાસ કોઈ પણ કોઈ એવો પાદશાહ અને આ જમીન ઉપર એવો કોઇ નામદાર રાજો નથી કે જે મારીથી તમામ ઉતરતો નહી હોય. તેઓ ગમે એટલા મોટાઇએ પુગેલા અને નેક તાલેના હોય તો શું થયું ? પણ મારી આગળ તો કપુરનો ભુકો કે કાલી ધુલ એ સરખુંજ છે તેમજ વળી મોજમજાહ કે લડાઇ પણ સરખીજ છે. હું કાંઇ હાથી, ઢોલ અને વાજા લેઇ તમો ઓરતો સાથે લડવા આવ્યો નથી. પણ મારૂ લશકરજ એટલું બધુ છે કે જેથી પાહાડો અને જંગલો તેઓના ઘોડાની નાળથી કાયર બને છે. તોપણ મારો વિચાર તો ફક્ટ તમારૂ શેહેર જોવાનો છે. તેથી જો તમો હમારી આગળ ચાલી આવશો તો ભલુ છે. તમારાં દર્શણ થતાંજ હું મારાં લશકરને કુચ કરાવશ અને અત્રે વધુવાર થોભશ નહી. હમો તો તમારા રેવાજ, તમારો દમામ, તમારા સ્વારો, તમારી ખુબસુરતી અને તમારા પગની મજબુટી કેવી છે તે જોવા માંગીએ છીએ. વળી હું તમારાં કામો અને રાહરીતીની પણ ખબર મેલવવા માગું છું. કારણ કે જેહાનમાં મરદો વગર ઓરતો રહીજ કેમ શકે ? જો તમારામાં મોત થતાં હોય તો પછી તમારો વધારો પણ કેમ થતો હશે ? માટે હું તો એવાં કાંમોનું પરીણામ જાણવા માંગુ છું"

પછી તે કાસદે જઈ તેઓને એ વાત કહી અને તમામ છુપી વાતોનો ભરમ ખુલ્લો કીધો. આથી તે ઓરતોએ એક મોટી સભા મેલવી અને ત્યાં તકરારથી પોતાના દિલ ખાલી કીધાં. તેઓ બોલી કે, "આપણે બે હજાર બોલકની, જાણકાર અને હુશીયાર ઓરતોને ચુંટી કાઢયે અને દર સોસો ઓરતોને હીરા મોતીથી જડેલાં દસ દસ સુનેરી તાજો બાંધી આપ્યે. તે પાદશાહને લાયકના હોઇ શકે એવાં તાજો બસોની સંખ્યામાં એકઠાં થતાંજ તે ત્રીસ ત્રીસ રતલનાં વજનનાં સઘલાં હીરાજડીત તાજો લાવી તેની સામે ઢગલો કરીશું. તે પાદશાહના નજદિક આવી લાગ્યાની ખબર જાણુતાંજ આપણે સઘલાં તેને સામે લેવા જઇશું. કારણ કે તે પાદશાહની દાનાઇ અને દમામની ખબરોથી તો આપણે વાકેફ છીએ."

આથી તે કાસદે ત્યાંથી પાછો ફરી તેને તેઓનો જવાબ કહી સમજાવ્યો. તેઓની વાત સીકંદરને અક્કલ પસંદ જણાયાથી તે તે ઓરતોના કામોથી અજબ થતો પોતાના લશકરને ત્યાંથી કુચ કરાવી ગયો. જ્યારે તે બે મંજલના રસ્તા સુધી આવી પુગ્યો ત્યારે ત્યાં તોફાની પવન નિકળી આવ્યો અને બરફના પાહાડ જેવા ઢગલા બન્યા. જેથી તેના ઘણા આગેવાન શખ્સો સરદી અને

બરફથી માર્યા ગયા. તોપણ તેણે આવી સખત થંડી વચ્ચે તે બે મંજલનો માર્ગ પસાર કીધો. એ પ્રમાણે તેના તે શેહેર આગળ જડપથી આવી લાગતાંજ ત્યાં ઓચિંતો ધુમાડો અને કાળું વાદલ ચઢી આવ્યું. તું કેહેશે કે, જાણે તે લશકર આતશ ઉપરજ ચાલતું હતું. તે બાધુરોનાં ખભાં બખતરોના તપવાથી બલી જવા લાગ્યાં અને તે જમીન ઘોડાઓની નાળથી પણ સલગી જવા લાગી. તોપણ તે એ રીતે તે શેહેર આગળ જઇ લાગ્યો કે જ્યાંના લોકો રાતનાં જેવાં કાલાં હતાં. તેઓના હોટો જાડા અને લબડતા હતા અને તેમાંથી હોજ ગલતી હતી. તેઓના હોજથી ભરેલા હોટોથી જાણે તે હોટો હોજનાજ બનેલા લાગતા હતા. તેઓની આંખો લોહી જેવી રાતી હતી અને તેમાંથી અઝદાહની માફક આતશ નિકળતો હતો. તેઓ પોતાની સાથે પુશકલ હાથીઓ અને હદીઓ લેઇ તેઓને ટોલાબંધ સામે લેવા આવ્યા અને બોલ્યા કે "એ બરફ અને વંટોલ્યો હમેજ પેદા કીધો હતો કે જેથી તમોને નુકસાંન પુગે અને કોઇથી એ માર્ગ પસાર થઇ શકે નહી. ફકટ તારૂંજ આટલું બધું લશકર હમોએ અત્રે જોયું છે."

તે પાદશાહ એ શેહેરમાં એક મહીનો થોભ્યો અને જ્યારે તે પાદશાહ અને તેનું લશકર આસુદું બન્યું ત્યારે તેઓએ પોતાના દિલને ઓરતોના શેહેર તરફ જવાને તૈયાર બનાવી ત્યાંથી જડપથી કુચ કીધી. તે બે હજાર ઓરતો પણ સઘલી તાજ અને કાનમાં લુલક પેહેરીને તેને લેવાને નદી પસાર કરી આવી. ત્યાં નાલાંઓ અને ઝાડોથી ભરેલું એક જંગલ હતું જે તે રોશન દિલના નેકબખ્ત લોકોની સઘલી જગ્યા ગણાતી હતી. તે જંગલમાં તરેહવાર ખાવાનું અને બીછાણાઓ તૈયાર રાખ્યાં હતાં. સીકંદરના હરમમાં દાખલ થતાંજ તે ફૂળરૂપ મુલકની ઓરતો પોતાની સાથે તાજો, પોશાકો અને તરેહવાર જવેરાતો લેઈ તેને સામે લેવા આવી. સીકંદરે તે કબુલ રાખ્યું અને તેઓને માનથી નવાજ્યાં. તેણે તેઓને પણ તે ખુશાલીમાં ભાગ લેવાને જગ્યા કરી બેસાડી.

રાત પછી દિવસ ઉગતાંજ તે શેહેરમાં દાખલ થયો અને નજરેનજર તે શેહર જોઇ લિધું. તેણે તેઓની વધતી ઓછી ખબર મેલવી અને તેઓનો ભરમ સારી રીતે જાણી લિધો ત્યાં સુધી તે ત્યાંજ રહયો. તેણે ત્યાની દરેક ચિજ માટે પુછપરછ કીધી અને ત્યાંનો દરીઓ જોયા પછી ત્યાંથી પશ્ચિમ તરફ લશકર હંકાર્યું. માર્ગમાં તેને એક મોટો કીલ્લો મલ્યો જેમાં રાતાં માથાંના અને પીલા બાલના જોરાવર માણસો વસ્તા હતા. તેઓ લડાઇ વખતે લડાયક હોવા છતાં તેઓ સીકંદરના હોકમથી તેની આગળ આવ્યા અને

સામે આવતાંજ પોતાના હાથ સલામ કરવાને માંથાં ઉપર મુકયા. સીકંદરે તે બાહુર લોકોને પુછપરછ કીધી કે "આ જગ્યામાં અજબ જેવી ચિજો શું શું છે?" ત્યારે તેને એક બુઢાએ જવાબ દિધો કે, "ઓ નસીબવંતા અને સિંહોને પકડનારા પાદશાહ! આ શેહેરની પેલી બાજુએ એક તલાવ છે કે જેના પાણીને ફાયદો હમારામાંનો કોઇ મેલવી શકયો નથી. કારણ કે જેવો પ્રકાસ્તો સુરજ તે તરફ આવી લાગે છે કે તે એ ઉંડા તલાવમાં બેમાલુમ થઇ જાય છે. એ રીતે તે ચશમા પછવાડે સુરજ જતો રેહેવાથી જેહાનમાં અંધકાર ફેલાય છે અને દેખાતી ચિજો અનદિઠ બને છે. હમોએ તે અંધારી જગ્યા માટે એટલી બધી વાતો સમજી છે કે તેનો છેડો પણ આવે નહી. એક અકકલમંદ યજદાં-પ્રસ્ત શખ્સનું કેહેવું એવું છે કે, તેમાં એક કુવો છે અને તેના પાણીને તે અકકલમંદ અને નસીબવંત શખ્સ હૈયાતીનાં પાણીને નામે ઓલખાવે છે. તે વળી એ પ્રમાણે કહે છે કે, 'જે કોઇ તે હૈયાતીનું પાણી પીએ તે મરણ પાંમી શકતો નથી.' એ ચશમો પોતાનો માર્ગ બેહેસ્તમાંથી લે છે તેથી તેમાં નાહતાંજ સઘલી બુરાઇ ધોવાઇ જાય છે અને શરીર ગુનાહથી પાક બને છે." કયસરે પુછયું કે "એ અંધારી જગ્યામાં ચોપગાં જાનવરો જઇ શકે છે કે?" તે યજદાંનપ્રસ્તે જવાબ દિધો કે, "હા, તે જગ્યાએ તટ્ટુ ઉપર બેસી જવાઇ શકાય છે."

## સીકંદર તે અંધારી જગ્યામાં આબે હઇયાતની સોધમાં ગયો જયાં તેને પક્ષીઓ અને મોતના ફરેશતા સાથે વાત થઈ તે વિષે.

આથી તેણે ઘોડાવાલાઓને ઘોડાઓના તમામ ટોલાંને તે છાવણી તરફ હાંકી લાવવા ફરમાવ્યું. તેમાંથી તેણે સઘલા ચાર વર્ષની ઉમરના અને મજબુટ દસ હજાર ઘોડાઓ ચુંટી કાઢયા. પછી તેણે ત્યાંથી લશકરને ખુશાલી સાથે કુચ કરાવી અને દાનાવ બુજોર્ગોને પણ પોતાની સાથે બોલાવ્યા. તેણે જયાં સુધી એક શેહેર કે જેની અધવચ કે છેડો કાંઇ જણાતું હતું નહી તેમાં આવી લાગ્યો ત્યાં સુધી કુચ કર્યા કીધી. તે બોહલાં શેહેરમાં સઘલી જોઇતી ચિજો મલતી હતી અને તે બાગો, મેદાનો, મેહેલો અને ઇમારતોથી ભરેલું હતું. તેણે ત્યાં ઉતારો લિધો અને સહવારે બામદાદ થતાં પોતાના લશકરને સાથે લિધા વગર તે ચશમાં તરફ ગયો. તે ચશમાનું નામ દહેકાને 'હયવાન' આપ્યું હતું અને તેને પેહેલવાનોની બક્ષેશ તરીકે યાદ રાખવામાં આવતું હતું. જયાં સુધી સુરજે ત્યાં પીલો પ્રકાશ પાંઠર્યો અને પછી અંધારા કુવા તરફ વાંક લિધો ત્યાં

સુધી તે ત્યાં ઠોક્યો જેથી તેણે ત્યાં પરવરદેગાર તરફની એવી અજાયબી જોઇ કે જાણે જેહાનમાંથી પ્રકાશ ગેબ થઇ ગયો.

આથી તે પોતાની છાવણી તરફ પાછો ફર્યો અને તેનું દિલ લબાન વિચારોથી ભરેલું બન્યું. તેણે અંધારી રાતે પરવરદેગારની યાદ કીધી અને પછી તે આબે હૈયાતનાં પાણી માટેની પુશકલ ખાહેશ જાહેર કીધી. તેણે પોતાના લશકરમાં જે કોઇને ધીરજવંતા જોયા તેઓને તેમાંથી ચુંટી કાઢયા બાદ ચાલીસથી વધુ દિવસ ચાલે એટલો ખોરાક લાઢી લિધો. પછી તે અજાયબી જોવા માટે તે ત્યાંથી જડપથી ગયો. તેણે પોતાના લશકરનું મદદ તે શેહેરમાં રાખ્યું અને પોતાને માટે એક સરદાર ચુંટી મુકરર કીધો. આ સરદાર તે અકલમંદ ખીઝર[1] હતો જે તે અંનજુમન વચ્ચે સરદારી પાંમેલો હતો. સીકંદર પણ તેના હોકમ મુજબ ચાલતો અને તેણે પોતાનું દિલ અને જીવ તેનો હોકમ બજાવવા ઉપર ફીદા કીધાં. સીકંદરે તેને કહ્યું કે, “ઓ હુશીયાર દિલના શખ્સ! તું તારા દિલને આ કામ માટે તેજી બનાવ. જો આપણે ‘આબે હૈવાન’ હાથ કરીશું તો પછી આપણે બંદગીજ કરવા ઉપર દિલ લગાડીશું જેનું રવાન તે પાણીથી પરવરશ થાય તે મરતો નથી પણ તે અકલની રાહે યજદાંનની પનાહ સોધે છે. મારી પાસે એવા બે મોહરા છે કે જે પાણી જોતાં અંધારી રાતે પણ સુરજ માફક પ્રકાશે છે. તેમાનો એક પકડીને તું હરોલમાં ચાલ કે જેથી તું મારાં શરીર અને જાનની પણ નેગહેબાની કરે. બીજો મોહરો તે માર્ગમાં બતી તરીકે હું મારી પાસે રાખશ અને તે વડે અંધારામાં મારાં લશકરને ચલાવશ. માટે જેહાનના પેદા કરનારે જાહેર ચિન્હોમાંથી આપણાથી શું શું છુપાવ્યું છે તે આપણે જોઇ શકીશું. તુંજ મારો સરદાર અને મદદગાર પેહેલવાન બન અને તે માર્ગ તેમજ આબે હયાત મને દેખાડ.”

---

૧ રીચર્ડસન પોતાની ડીક્ષનરીમાં ખીજરને માટે નીચલું બ્યાન આપે છે:-

Khyzr—The name of a prophet, who according to oriental tradition, was vizir and general to an ancient king of Persia called Alexander or Caicobad, (not Alexander of Macedon). They say, that he discovered and drank of the fountain of life, and that in consequence he will not die till the last trumpet. He is by some confounded with the prophet Elias, and which is somewhat singular, likewise with St. George of England, whom they call Khyzr Elias, imagining that the same soul animated both by transmigration.

જ્યારે તે લશકરે હયવાનના પાણી તરફ જવાને કુચ કીધી ત્યારે તે મેદાનમાંથી 'પરવરદેગાર મોટો છે' એવા પોકારો નિકલ્યા. જ્યારે ખીઝર એક મંજલેથી ઉઠાંગીરી કરતો ત્યારે પેહેલાં તે ત્યાંથી તરેહવાર ખાણું તૈયાર કરી પેહેલુ મોકલી આપતો બે દાહાડા અને રાત તે તેઓની સાથે સાથે ચાલ્યો ત્યાં સુધી કોઇએ પોતાના હોટ ચાવવા માટે હીલવ્યા નહી ત્રીજે દાહાડે તે અંધારા વચે બે માર્ગ જણાયા જયાથી પાદશાહ ખીઝર આગળથી ભુલો પડી ગયો. આથી તે પેગમબર એખલોજ આબે હેવાન તરપ ગયો અને તેણે પોતાની જીંદગીનું સર સનિશ્ચર તારા સુધી ઉચુ કીધુ તેણે તે ચલકાતવાલા પાણીમા પોતાનુ માથુ અને શરીર ધોયું અને ત્યાર પછી તેણે સભાળનારા પાક યજદાન સિવાય બીજા કોઇને સોધ્યો નહી. તે પાણી પી આશુદો બન્યા પછી ખીઝર ત્યાંથી જડપથી પાછો ફર્યો અને આફ્રીન સાથે પરેવરદેગારની વધારે અને વધારે બંદગી કરવા માંડી.

પણ સીકંદર ત્યાથી રોશનીવાલી જગ્યા તરફ જઈ પુગ્યો અને જ્યારે જરા ઉંચાઇએ ચઢ્યો ત્યારે તેને ત્યાં એક પ્રકાસ્તો પાહાડ જણાયો. તે પાહાડને મથાલે ચાર અગરના લાકડાંના ઠાભલા ઉભા કીધા હતા જેના મથાલાં વાદલ સુધી પુગેલાં હતા દરેક ઠાંભલે એક એક મોટો માલો હતો જેમાં એક મોટા કદનુ લીલુ પક્ષી બેઠું હતુ. આ પક્ષીઓ રૂમી ભાષામાં વાત કરી તે ફતેહમંદ પાદશાહને પોતાની આગળ બોલાવવા લાગ્યાં તે અવાજ સમજતાજ કયસર તે પક્ષીઓ આગળ દબદબા સાથે હાજર થયો. તે પક્ષી બોલ્યું કે, " ઓ મેહેનત ઉપર દિલ લગાડી બેઠેલા શખ્સ ! આ ત્રણ પાંચ દિવસની દુન્યામાથી તું શું મેલવવા માંગે છે ? જો તારૂ માથુ આસમાન સુધી ઉંચે ચઢેલું હશે તોપણ તેજ આસમાન તુંને ત્યાંથી ગરજાઉ હાલતમાં પાછો નિચે ફેંકશે. તુ અત્રે આવનારે શું તેનાથી જરા પણ વફાદારી જોઈ છે ? બીજું એકે તેં પકવેલી ઇંટ વડે કાંઇ ઘર બાંધ્યુ છે ( યાને તે તારો માર્ગ મીનોઇ દુન્યા માટે ખુલ્લો કીધો છે ) ? " ત્યારે સીકંદરે જવાબ દિધો કે, " એ બંધે મારી પાસે છે. વળી મારા પાયતખત શેહેરમાં વફાદારી પણ છે."

એવો જવાબ સમજતાંજ તે પક્ષી જરા નિચે ઉતરી બેઠુ જે જોઈ તે યજદાંનપ્રસ્ત શખ્સ ગભરાઇ ગયો. વળી પક્ષીએ તેને પુછ્યુ કે " તેં જેહાનમાં વાજીંત્રના અવાજ સાંભલ્યા છે ? તથા તેં છાકટ માણસનો અવાજ અને તેનું ગીત સમજ્યુ છે." સીકંદરે તેને જવાબ દિધો કે " જેહાનમાં જે કોઇ ખુશાલીમાં ભાગ લે નહી તે શખ્સને ખુશાલ ગણવામાં આવતો નથી પછી તે પોતાનો જીવ અને દિલ પટકી નાખે તો શું થયું ?" એ સમજી તે પક્ષી

ઉભા કીધેલા અગરના ડાંભલા ઉપરથી જમીન ઉપર ઉતર્યું, જેથી તે કસ્તુરી માફક પમકડતો અગરનો ડાભલો પક્ષી વગર ખાલી પડયો. પછી પક્ષીએ તેને પુછયુ કે "સચાઈ અને દાનાઈ વધારે કે જુઠાઇ અને અભણપણું ?" સીકંદરે જવાબ દિધો કે "દરેક પ્રજામાં દાનાઇને કબુલ રાખનાર શખ્સ પોતાનુ સર ઉચે ચઢાવે છે." આથી તે પક્ષી જમીન ઉપરથી પાછું ડાંભલા ઉપર ગયુ અને પોતાના પંજાને ચાંચ વડે સાફ કીધા પછી તેણે કયસરને પુછયુ કે "યજદાંન પ્રસ્ત લોકો પાહાડ ઉપર શા માટે જઇ બેસે છે ?" સીકંદરે જવાબ દિધો કે "જે કોઇ શખ્સના વિચારો પાક બને છે તે પાહાડ સિવાય પ્રસ્તેશ કરવાની જગ્યા બીજી કાંઈ જોતો નથી." એ સમજી તે પક્ષી તે ડાંભલા ઉપરથી માલામાં ચાલી ગયું પણ તે જેહાનજીટ સીકદર તે પક્ષીથી ખુશ થયો.

જ્યારે તે પક્ષી રસ્તાખેજની બક્ષેશથી નચિંત થયું ત્યારે તેણે પોતાની ચાંચને પંજાથી તેજ બનાવી કયસરને લશકર વગર પગે ચાલી તે પાહાડને મઠાલે આવી તે પાહાડ ઉપર શું શું છે તે જોવાને ફરમાવ્યું કે જે જોઇ તે પોતાની ખુશાલી માટે રડે. એમ સમજતાંજ સીકદર લશકર વગર તે પાહાડને મઠાલે જોવાને ગયો. ત્યાં તેણે એક જોગીને પોતાના હાથમાં એક ચીત્રને પકડીને બેઠેલો જોયો જે પોતાનું મોઢું આસમાન તરફ ઉચું કરીને બેઠો હતો. તે સુકા હોટે અને આંસુથી ભીંજાયલી આંખોએ પરવરદેગાર તેનો જીવ કયારે લેઇ લે તેની વાર જોતો ત્યાં થોભેલો હતો. સીકંદરને પાહાડ ઉપર આવેલો જોતાંજ તેણે વાદલની ગરજના માફક રડવાનો પોકાર કીધો કે, "એ લોભના ગોલામ ! હવે તું આટલી બધી મેહેનત ના કર. કારણ કે તારે કાને એક દિવસ મોતનો પોકાર પડશે. માટે તાજ તખત મેલવવાની એટલી બધી મેહેનત કરવા કરતાં અત્રેથી જવાની તૈયારી કરી તે માટેનો સામન બાંધી લે."

પાદશાહે તેને જવાબ દિધો કે, "જમાનાએ મારે ફાલે એવુંજ સરજ્યું છે. કારણ કે એમ મુસાફરી કીધા વગર જેહાનમાં જે કાંઇ જાહેર તેમજ છુપું છે તે જોવાઈ શકાય નહી." પછી તે નેકી પુગાડનારા સાહેબના શુકરાના કરતો અને રડતો પાહાડ ઉપરથી નિચે ઉતર્યો. તેણે પાછું તે અંધારા માર્ગ તરફ ચાલવા માંડયું અને ભોમ્યાઓ તેની આગળ ચાલવા લાગ્યા. તે લશકર પાછું અંધારાંમાં દાખલ થતાંજ તે કાલા પાહાડમાંથી એક પોકાર સમજાયો કે, "જે કોઇ એ માર્ગમાંથી એક પથર પણ ઉચકશે તે જે પળે હાથમાં ધરશે તેજ પળે પશેમાન બનશે, તોપણ જે ઉચકશે નહી તે પણ પશેમાન બનશે. તેથી તેમ કરનાર યા નહી કરનાર એ બંધેના દિલને ઉપાય સોધવા પડશે."

આ અવાજ સમજી તે લશકરે જયાંથી અવાજ આવતો હતો ત્યાં કાન ફેરવ્યા અને તે પોકાર માટે દરેક વિચારમાં પડયા કે, " અત્રેથી પસાર થતાં પથર ઉચકે યા નહી ઉચકે તોપણ મુશકેલી આવી પડશે નહી એમ તો ગણાતુંજ નથી." એક બોલ્યો કે, " એ મેહેનત આપણને ગુનાહને સબબે કરવી પડે છે અને તેની પશેમાની તરીકે માર્ગમાંથી આ પથરા ઉઠાવવા પડે છે." બીજો બોલ્યો કે " થોડા ઘણા ઉચકી લેઇ જઇશું તો તે માટે વધારે દુખ અને મેહેનત ખમવી પડશે નહી "

આથી કોઇએ તે પથરા ઉચકયા અને કોઇએ નહી ઉચકયા તેમ વળી કોઇએ નબલાઇને લિધે તેમાંથી નાના ઉચકયા. જ્યારે તેઓ હયવાનના પાણી-માથી પાછા જગલમા આવી લાગ્યા અને તે અંધારા માર્ગમાંથી બાહાર આવ્યા ત્યારે દરેકે તે માટેની સચાઇની તેહેકીક કરવા માંડી કે જેથી જે કાંઈ જુઠાઇ અને ઉલટુ હોય તે માલમ પડી આવે. તેમ કરતાં એકનો ખોબો યાકુતથી ભરેલો તો બીજાનો વગર વિંધેલાં મોતીથી ભરેલો જણાયો. તેથી જેઓએ ત્યાથી થોડું લિધું અને તે પોખરાજના પથરાઓને નજીવા ગણી ત્યાંજ મુકી આવ્યા તે માટે તેઓને પસ્તાવો થવા લાગ્યો વળી જેઓએ કાંઇજ ઉઠાવ્યું નહી અને તે કીમતી જવેહરાત આગળથી પોતાના મોઢાં ફેરવ્યા તેઓને વધારે પસ્તાવો છુટયો. તેઓ તે જગલમાં બે અઠવાડયાં રહયા અને આશુદા બનતાંજ ત્યાંથી આગળ કુચ કીધી.

## સીકંદર પાછો ઉગમન તરફ ગયો અને ત્યાં તેણે અજાયબીઓ જોઇ તથા તેણે યાજુજ અને માજુજ તરફના માર્ગમાં દીવાર બાંધી તે વિષે.

પશ્ચિમનો મુલક જોયા બાદ સીકંદરે ઉગમન તરફ જઇ તે મુલકમાંથી પસાર થવાનો વિચાર કીધો તેણે માર્ગમાં એક કીલ્લો દિઠો કે જેને મઠાલેથી પવન કે ધુલ કાંઇ પસાર થઈ શકતું હતું નહી. પણ સીકંદરના હાથીઓ ઉપર બાંધેલા ઢોલોનો અવાજ સમજતાંજ ત્યાંનાં બુજાર્ગો તેને બે માઇલ સુધી સામા લેવા આવ્યા. જેહાનજીટ સીકંદરે તેમને જોતાંજ માનથી નવાજી તેઓની ગરદનને સુરજ સુધી ઉચે ચઢાવી. તેણે તેઓને પુછ્યું કે " અત્રે ચઢતો વિચાર આવી શકે એવી અજબ ચિજો શું શું છે?" ત્યારે તેઓએ પાદશાહ આગળ મોઢું ખોલી જમાનાના ફરવા વિષે એવી ફર્યાદ કીધી કે, "તું

ફનેહમંદ પાદશાહને હમે હમારી ઉપર એક મુશકેલી આવી પડી છે તે કહી સમજાવ્યે છીએ. આ વાદલ સુધી પુગેલા મઠાલાવાલા પાહાડ માટે હમારાં દિલ દુખી બન્યા છે. ત્યાં એવી ચિજ છે કે જેની સામે થવાની હમારામાં શક્તિ નથી. ત્યાંના યાજુજ અને માજુજને ૧ લિધે હમુને ઉંઘ પણ આવતી નથી. હમારા શેહેરમાં તેઓ જરા વખત દાખલ થતાંજ હમારે ફાલે તમામ ગમ અને દુખ આવી પડે છે. તેઓનો ચેહેરો ઉંટ જેવો, જીભ કાલી અને આંખો લોહી જેવી છે. તેઓ કાલા મોઢાંના છે અને તેમના દાંત જંગલી દુકકર જેવા છે. તેઓની સામે જવાની તાકાટજ કોણનામાં હોઈ શકે ? તેઓનું તમામ શરીર લીલા રંગના બાલથી ભરેલુ છે. તેઓની છાટી, સીનો અને કાન હાથીના જેવા છે. જ્યારે તેઓ ઉંઘાય છે ત્યારે પોતાના એક કાનને બીછાણા તરીકે વાપડે છે અને બીજાને ઓઢવાના તરીકે કામ લગાડે છે. તેમની દરેક માદા હજાર બચ્ચાં જણે છે અને તેઓ વધારે કે ઓછાં હોય છે તેની ગણત્રી થવાતી નથી. તેઓ ઉંટના ટોલાં માફક એકઠાં થઇ ગોરખરો માફક દોડે છે. જેમ વરસાદના વાદલ ગરજના કરે તેમ તેઓ લીલા દરીઆમાથી જોશમાં આવે છે અને દરીઆના મોજાં સાથે મોટા અઝદાહ માફક વાદલ સુધી ઉચે ચઢે છે, જેથી હવામાં વાઘના જેવા પોકારો ફેલાય છે અને તે પાહાડ જેવા અઝદાહો વાદલમાથી નિચે પડી અત્રે ટોલાંબંધ ઉતરી પડે છે. તેઓ જ્યાં સુધી પેટ અને ગરદન એક થઇ જાય ત્યા સુધી ખાય છે અને તેઓનો તે ખોરાક એક વર્ષથી બીજું વર્ષ ચાલે એટલા પાક જેટલો હોય છે. તે પુરો થવે તેઓ ઘાસનો ખોરાક લે છે અને તે મેલવવા પણ ચોબાજુએ દોડતા ફરે છે. સીયાલો બેસ્તાં તેઓ પીલા રંગના અને તવાઇ ગયલા બને છે અને તેમનો અવાજ પણ કબુટરના જેવો બને છે. પછી વસંત આવતાંજ તે અઝ-દાહો નાપેકાર વરૂઓ જેવા થાય છે અને મોટે સાદે ગરજના કરી મુકે છે. માટે જો તું પાદશાહ કાંઇ ઉપાય રચશે તો હમારાં દિલ એ ગમથી ખાલી થશે. અને તું દરેકની ઘણી દુવા મેલવવા સાથે જેહાનમાં તારી લાબા વખત સુધી યાદગારી જલવાશે. માટે એ બુજોર્ગીભર્યું કામ ઉઠાવી તુ હમુને સેહે-લાઇ કરી આપ. કારણ કે તુ પણ પાક પરવરદેગાર આગળ ગરજ વગરનો નથી ”

આથી સીકંદર એ માટે અજબ બની દલગીરી સાથે વિચાર કરવા પડયો

૧ એ બંધે બીહામના અઝદાહો છે. રીચર્ડસન તેઓને જેફેટના બેટાઓ ગોગ અને મેગોગને નામે ઓલખાવે છે.

અને તેણે તેઓને જવાબ દિધો કે, "મારી પાસે ખજાનો તો છે પણ તમારા શેહેરમાંથી મને મદદ અને મેહેનત કરનારાઓ જોઇશે. હું તેમનો માર્ગ મારી અક્કલથી તેમજ મદદગાર પરવરદેગારના કૌવટથી અટકાવશ." તેથી શેહરના તમામ લોકો બોલી ઉઠયાં કે, "ઓ પાદશાહ ! તારીથી બુરો વખત હમેશાં દૂર રેહેજો. તુ હમારી પાસે જે કાંઇ માંગશે તે બજાવવા માટે હમો સઘલા તારા ગોલામ તરીકેજ બનશું અને જીવશુ ત્યાં સુધી તારા નોકર ગણઇશું. તુને જોઇતી ચિજો હમો લાવીને હાજર કરીશું પણ તેથી વધુ કામ હમો કરી શકીશું નહી."

આથી સીકંદરે જઇને તે પાહાડ તપાસ્યો અને ત્યાં પોતાના ફીલસુફોને પણ એકઠા કીધા. પછી તેણે લુહાડોને ત્યાં કાસુ, તાંબું તથા ભારી હથોડા લેઇ હાજર થવા ફરમાવ્યુ તથા ચુના, પથરા અને લાકડાંનો તો ત્યાં સુમાર નહી થાય એટલો ઢગ કીધો. એ રીતે ખપ લાગતી ચિજોનો ત્યાં પુશકલ ઢગલો કરવામાં આવ્યો અને માગેલી ચિજો અંદાજા વગરની હાજર કરવામાં આવી. એ કામ થતાં અને બરોબર વિચાર કરી રેહેતાં દુન્યાના દરેક ભાગમાંથી ઉસ્તાદ કડીયાઓ અને લુહાડો સીકંદર આગળ હાજર થયા અને તેઓએ તે લાયક કામમાં તેને મદદ કીધી દરેક મુલકના દાનાત લોકોએ ત્યાં એકઠા મલી તે પાહાડની બંધે બાજુએ બે દિવાલ બાંધી. તે દિવાલ પાયાથી તે પાહાડની ઉંચાઇ બરોબરની હતી અને પોલાઇ સો શારેહ[1] જેટલી હતી. પછી પાદશાહે વાપરેલી અકકલ મુજબ કોલશા અને લોઢું એક રશ કરવામાં આવ્યું અને તેમાં કાંસુ તથા ગંધક ભેલી. પછી તેણે એ સઘલી ચિજોની એક એક હાર બનાવી. જયારે તે ઢગલો જમીનથી પાહાડને મઠાલે સુધી પુગ્યો ત્યારે પુશકલ નફતેલ તથા બીજી જાતનું તેલ ભેલીને તે ઢગલાને મઠાલેથી તે સઘલું તેમાં રેડયું. પછી ગધેડાંઓ ઉપર કોલસા લાઢી તે કોલસા તેના મઠાલા ઉપર નખાવી તે સઘલું સલગાવી મુકયુ. ત્યારબાદ તે ફતેહમંદ પાદશાહના હોકમથી ત્યાં એક લાખ લુહાડોએ ઢમન ફુકવા માંડયાં જેનાં અવાજ પાહાડ ઉપરથી સમજાવા લાગ્યા અને તે આતશના તપવાથી ત્યાં સેતારાઓ પણ ગભરાતમાં પડયા. એ પ્રમાણે ઘણા દિવસો વહી ગયા પછી અને લુહાડોએ આતશ ફુકવા પાછલ ઘણી મેહેનત કીધા પછી તે મેલવણી ઢગઢગતાં આતશથી પીગળી એક રસ બની. એ રીતે તે યાજુજ અને માજુજથી જેહાને છુટકારો મેલવ્યો અને પછી તે જમીન એક ખુશાલી પાળવાની જગ્યા બની. સીકંદરની નામદારી ભરી

1 શારેહ એ એક જાતનું ભરતનું માપ છે.

ચાલાકીથી તે બુરો દાવો કરનારાઓથી જેહાન છુટકારો પાંમી. તે ભીટની ઉંચાઇ પાનસો વારની અને પોહલાઈ લગભગ સો વેંહેંટ જેટલી હતી. આથી ત્યાંના મોટા દરજાના લોકોએ સીકંદરની તારીફ કીધી કે "આ જમાનો અને જમીન તારા વગરની ખાલી બનતી ના." પછી લોકોએ ત્યાં મલતી પુશ્કલ ચિજોની તેને ભેટ કીધી, પણ તેણે તે કબુલ કીધા વગર ત્યાંથી આગળ કુચ કીધી. તેના એવા કાંમોથી જેહાન હેરત બની.

## સીકંદરે એક પાહાડને મઠાલે યાકુતના બનાવેલા મેહેલમાં એક મુવેલો શખ્સ અને વાત કરતું ઝાડ જોયું અને ત્યાંથી તે પોતાના મોતની ખબર પાંમ્યો તે વિષે.

સીકંદરે એમ જડપ ચાલે એક મહીનો સુધી મુસાફરી કર્યાથી તે પાદશાહ અને લશકર બંધે કંટાલી ગયા. તેવામાં તેઓ એક પાહાડ કે જે ઉપર જાનવરો અને માણસોને જવા માટેનો માર્ગ જણાતો હતો નહી તેની આગળ આવી લાગ્યા. તેણે તે પાહાડને મઠાલે પીલા યાકુતથી બનાવેલુ એક ઘર જોયું જ્યાં ચેરાગોની જગ્યાએ રાતાં માણેકો પ્રકાશ્તાં હોવાથી તે ઘર, પાહાડ તેમજ પાહાડનું મઠાલું દિપી રહયું હતુ. તેની રોશણી ત્યાંનાં પાણીમાં પણ પડતી હતી અને તેમાના જવેરાતોને લિધે તે તમામ ઘર સુરજ માફક દિપી રહયું હતું. ત્યાંના ચશમાં નજદિક બે સુનાના તખતો મુકયાં હતાં, જેના ઉપર એક ઉધાં નસીબનો શખ્સ સુટેલો હતો. તેનું શરીર માણુસ જેવું અને માથું રાણી ડુકકર જેવું હતું અને તે નાચાર હાલે તે સોભઈતાં તખત ઉપર મુવેલો પડયો હતો. તેની નિચે પાંઠરેલી ચાદર કપુર જેવી સફેદ હતી અને એક રેસમી ચાદરથી તેને ઢાંકયો હતો જે કોઈ ત્યાંની કાંઇ પણ ચિજ ઉચકતો યાતો તે મકાનને નુકસાંન કરવા માગતો તેવીજ તેના તમામ શરીરમાં ધ્રુજરી છુટતી અને તે પાહાડ ઉપરથી ધ્રુજતો ધ્રુજતો નિચે ગબડી પડતો. એકાએક ત્યાનાં ખારાં પાણીના ઝરામાંથી એક પોકાર નિકલ્યો કે, "ઓ લોભી બંદા ! હવે તું વધુ મોજ ના ભોગવ. જે સધળી ચિજો તેં જોઇ છે તે બીજાઓએ જોઇ નથી. માટે હવે તારે તારી લગામ અત્રેથી પાછી ફેરવવી ઘટે છે. હવે તારી બાકી જીંદગી ટુંક રહી છે અને તારાં શાહનશાહી તખતનું મઠાલું પોતાનો માર્ગ પણ યુકી ગયું છે."

એમ સમજતાંજ સીકંદર ધાસ્તી ખાઇ ગયો અને ત્યાંથી પોતાની છાવણી તરફ જડપથી પાછો ફર્યો. અને રડતાં તથા પરવરદેગારનું નામ લેતાં ત્યાંથી લશકરને ઉટાવલે કુચ કરાવી તેણે તે પાહાડ આગળથી બ્યાબાનનો રસ્તો ધર્યો અને દલગીરી સાથે પોતાના જીવનો વિચાર કરતા તથા દુખથી રડતાં લશકરને આગળ હંકાયુ અને પોતે માર્ગ દેખાડવાને હરોલમાં રહયો જ્યારે લશકર તેની પુઠે ચાલ્યુ. બ્યાબાનને માર્ગે એક શેહેરમાં આવતાંજ ત્યાનાં માણસોના સાધ સમજી તે ખુશ થયો. તે તમામ મુલક આબાદ બાગોથી ભરેલો હતો અને ત્યાંના લોકોના દિલ મોજમજાહ કરતાં ખુશ હતાં. તે શેહેરના બુજોર્ગો તથા સઘલા અક્લમંદો તેને સામા લેવાને આવ્યા અને તેની તારીફ કરી તેના ઉપરથી સુના અને જવેહરાતનો પુશકલ નીશાર કીધો. તેઓ બોલ્યા કે, “ઓ પાદશાહ ! તારૂં હમારી તરફ આવવું મુબારક થજો. આ શેહેરમાં કદી પણ લશકર આવ્યું નથી અને કોઈએ પાદશાહનું નામ પણ સમજ્યું નથી. હવે જ્યારે તું અત્રે આવ્યો છે તો હમે હમારા જીવ તુનેજ સોપીએ છીએ. માટે તું રોશન રવાન સાથે તંનદરોસ્ત રેહેજે.”

આથી સીકંદરે તેઓનાં દિલને પણ ખુશ કીધાં અને બ્યાબાનની મુસાફરીથી પોતાના શરીરને તાજગી આપી. તેણે તેઓને પુછયું કે, “અત્રે ખ્યાલ કરી શકાય એવી અજબ ચિજો શું શું છે?” ત્યારે તે બોમ્યાઓએ તેને જવાબ દિધો કે, ‘ઓ પાક વિચારના ફતેહમંદ પાદશાહ! અત્રે એક એવી અજાયબી છે કે જેહાનમાનાં કોઇ મોટા યા નાના દરજાના લોકોએ જોઈ પણ હશે નહી અત્રે એક એવું ઝાડ છે કે જે બે ઠડ સાથે જોડાઇને બનેલું છે. માટે તારે આવી અજબ ચિજ જોયા વગર રેહેવુ જોઇતું નથી. તેમાં એક માદા ઝાડ અને બીજું નર ઝાડ છે જે વાત કરે છે અને ભાતભાતના ફળ ફુલો આપનારી ડાંખલી ધરાવે છે. રાતે માદા બોલે છે અને પમરાત આપે છે અને રોશની પડતાંજ નર બોલવા માંડે છે ૧”

આથી સીકંદર પોતાના રૂમી સ્વારોને તથા ત્યાંના નામદારોને સાથે લેઇને તે જોવા ગયો. ત્યાં તેણે તેઓને પુછયું કે, “એ ઝાડ હમણા કયારે વાત

---

૧ તવારીખમા પણ એક એવી દંતકથા નોંધાયલી છે કે જ્યારે સીકંદર દારાંના વજીરની શોધમાં બલખ તરફ જતો હતો ત્યારે માર્ગમાં દમધાનની પડોશમાં એક જાતનુ નર અને માદાના સાથે જોડાનથી બનેલું એક ઝાડ ઉભેલું તેણે જોયું હતું અને એ ઝાડોએ તેના ભર જવાન વયે મરી જવા માટેનું ભવીશય ભાખ્યું હતું અને તે ઝાડની ભવીશવાણી અજબ જેવી રીતે ખરી પડી હતી એમ તવારીખ નવેશો લખી ગયા છે.

કરવા માંડશે ?" ત્યારે તેને દુભાશીયાઓએ જવાબ દિધો કે "દિવસ ચઢતાં થોડાજ વખતમાં એ ઝાડમાનું કોઈ પણ બોલશે અને તું નેકબખ્ત તે અવાજ સમજશે. અંધારી રાતે માદા બોલે છે ત્યારે તેના પાદડાં કસ્તુરી માફક પમરે છે" સીકંદરે તેને પુછ્યું કે, "ઓ નેકબખ્ત ! આપણુ તે ઝાડ આગળ આવી લાગતાંજ ત્યાં કેવી અજાયબી માલમ પડશે ?" તેણે જવાબ દિધો કે, "તારૂ તેની આગળથી પસાર થવું થતાજ તારે માટે ત્યા કાંઈ સ્વાદ રેહેશે નહી. ત્યાંથી આગળ વધવાની બીજી કાંઇ જગ્યા નથી અને તેને ભોમ્યાઓ દુન્યાના છેડાં તરીકે ઓલખે છે." પછી તે નેકબખ્ત સીકંદર રૂમીઓ સાથે ત્યાંથી આગળ વધ્યો અને તે બોલતાં ઝાડ આગળ આવી લાગતાંજ તે ઝાડ આગળની જમીન ગરમીથી તપવા લાગી અને તે જાનવરોના ચામડાંથી ઢંકાઇ ગયલી જણાઇ. તેથી તેણે તે દુભાશીયાને પુછ્યું કે "આ ચામડાં કોણના છે ? અને એમ જાનવરોને કોણે મારી નાખ્યાં છે ?" તે નેકબખ્તે જવાબ દિધો કે "એ ઝાડના એટલા બધા તો પુજારીઓ છે કે તેઓ એ પુજાની જગ્યાએ બીજું ખાવાનું શુ મેલવી શકે ? તેથી તેઓને એ જાનવરોના ગોસ્ત ઉપર ગુજારો કરવો પડે છે."

સુરજ ત્યાં આસમાનના ઉંચાઇએ ચઢતાંજ સીકંદરને ઉંચાઇએથી એક પોકાર સમજાયો, જે ફાયદા વગરનો અને ધાસ્તી ઉપજાવનારો પોકાર તે ઉંચાં ઝાડના પાદડાંમાંથીજ નિકળતો હતો. આથી સીકંદરે ધાસ્તી ખાઇને તે દુભાશીયાને પુછ્યું કે, "ઓ નેક વિચારના ચાલાક પુરૂષ ! આ બોલતા પાદડાં શુ કહે છે ? જાણે તે તો દિલને લોહીના પાણીએ ધોઈ નાખે છે." તેણે જવાબ દિધો કે, "ઓ નેકબખ્ત ! આ ઝાડની ડાલના પાંદડાં એમ કહે છે કે, 'સીકંદર જેહાનમા એમ ફરતો શા માટે ફરે છે અને નેક લોકોની ભલાઇનો હીસ્સો તે એમ શા માટે લુટી લે છે? તેની પાદશાહીના ચૌદ વર્ષો વહી ગયલાં હોવાથી હવે તેને પોતાનું બુન્નેર્ગી બયુ તખત છોડીને ચાલી જવુ પડશે." આથી તે ભોમ્યા ઉપર સીકંદરનું દિલ ખફા થયું અને તેની આંખોમાંથી આંસુ પાડવા લાગ્યાં. તેણે ત્યાર પછી કોઇ સાથે મોઢું ખોલી વાત કીધી નહી અને મધરાત સુધી દલગીર રહયો. હવે ત્યાં બીજા ઝાડના પાદડાં વાત કરવા લાગ્યા. તેથી તેણે તે નેકબખ્તને ફરીથી તે માટે સવાલ પુછયો કે, "વળી આ બીજી ડાંખલી શું બોલે છે ?" આથી તે સમજાવનારે મોઢું ઉઘાડી ભરમ ખોલ્યો અને જવાબ દિધો કે, "આ માદા ઝાડ એમ કહે છે કે, 'તેં શા માટે આ બોહલી દુન્યામાં લોભને ખાતર અને ગંજ એકઠો કરવા ખાતર રંજ વેઠીને તારાં રવાનને સકં-

જામાં નાખ્યું છે? તુંને એ લોભેજ મુસાફરી કરવા, લોકોને દુખી કરવા અને પાદશાહોને મારી નાખવાનું સુજ પાડયું છે. હવે તારો જેહાનમાં ઝાંઝે સુધી જીવવાનો વખત રહયો નથી. તેથી તું એમ કરીને તારી ઉપર તારા વખતને અંધકારવાલો અને તંગ ના બનાવ."

પાદશાહે તે દુભાશીયાને પુછ્યું કે "ઓ રોશન દિલના પહરેજગાર શખ્સ! તુ જરા એને પાછું પુછ કે 'હું રૂમમાં પાછો જઇ શકશ કે? જમાનો તે શુમીયતભર્યો વખત (યાને મોત) મારી આગળ શું જલદીથી લાવી મુકનાર છે? મારી માય મને જીવતો જોઇ શકશે કે અને મારા ચેહેરા ઉપર તેણીજ ચાદર ઓઘાડવા પાંમશે કે?'" તે બોલતાં ઝાડે પાદશાહને જવાબ દિધો કે "તારી મુસાફરીના વખતને ટુકો બનાવવા તું તારો અસબાબ જલદીથી બાંધ. કારણકે તુંને તારી માય કે રૂમ માહેલા તારા ખેશીઓ કે તે મુલકમાંની તારી ઓરતો તુંને જોવા પાંમવાની નથી. તારૂં મોત કોઇ પારકા મુલકમાં આવી લાગવાની ઢીલ કરશે નહી અને તારાથી તારૂં તાજ તખત ધરાઇ જશે."

એમ સમજતાજ તે તે ઝાડ આગળથી પાછો ફરી ત્યાંથી નિચે ઉતર્યો અને તેનું દિલ તેનાજ નસીબની તલવારથી ઘાહેલ બન્યું. છાવણીમાં પાછા ફરતાંજ તેની આગળ નામદાર પેહેલવાનો હાજર થયા. તે શેહેરના લોકોએ તેને માટે એક હદીઓ તૈયાર કીધો હતો જે લેઇને ત્યાંના બુજ્રોર્ગો પાદશાહ આગળ ઉટાવલે આવ્યા. તેમાં એક નાઇલિ નદી જેવું પ્રકાસ્તુ ઉચું તેમજ પોહોલુ અને હાથીનાં ચામડાનુ બનાવેલું એક બખતર હતું. વળી તેમાં પાંચ ગજની લંબાઇના બે હાથી દાંત હતા જે ઉઠાવતાં ઘણી મેહેનત પડતી હતી. વળી તેમાં બીજાં બખતરો, મોંઘી કીંમતના રેસમી કાપડો તથા વળી સો સુનેરી ઇડાંઓ હતાં. વળી તેમાં સાઠ સાઠ મનના દીરમના ઠેલાઓ હતા જે દરેકમાં સુનું તથા જવેહરાત ભરેલુ હતું. તેણે તે સઘલું કબુલ રાખી ત્યાંથી આંખમાં આંસુઓ સાથે લશકરને કુચ કરાવી.

## સીકંદર લશકરને ચીન તરફ કુચ કરાવી ગયો અને ફગફુર આગળ પોતે નામું લઇ જઇ તેનો જવાબ મેલવી પાછો પોતાની છાવણીમાં ફરયો તે વિષે.

પછી તેણે ત્યાંથી લશકરને ચીન તરફ કુચ કરાવી અને નામદારોનાં માથાંને પરવીન સેતારા સુધી ઉંચે ચઢાવ્યાં. તેણે મંજલો પછી મજંલો ઉઠાવી જગલમાંથી કુચ કર્યા કીધી અને બે ચાલીશ દાહાડાની કુચ પછી તે એક

દરીઆ આગળ આવી લાગ્યો. ત્યાં તેણે રેસમી તંબુઓ ઉઠાવી છાવણી નખાવી અને લશકરને ઠાહ લેવા થોભાવ્યું. પછી તે શેહેરો જીતનારા સીકંદરે પોતાની તરફથી એક નામું લખવા મુનશીને ફરમાવ્યું. તેમાં તેણે તરેહવાર સારી માઠી વાતો લખાવી અને તે નામું લખાઈ રેહેતાંજ પોતેજ કાસદ તરીકે તે લેઇ ગયો. તેણે ડાહયા, એકદિલી ધરાવનારા અને એકમત થતા બાહુર શખ્સોને ચુંટી અને એક સરદાર નેમી તેને શું કરવું અને નહી કરવું તેની સમજ આપી પોતાનું લશકર તેને સોંફયુ તથા પોતે રૂમીઓમાંથી પાંચ દાનાવોને સાથે લેઇ ત્યાંથી ગયો. જ્યારે ફગફુરને તે એલચીના ચીન આવ્યાની ખબર પુગી ત્યારે તેણે તેને સામે લેવા જવા માટે કેટલુંક લશકર મોકલી આપ્યું. સીકંદર પણ ભપકાથી માર્ગ કાપતો ત્યાં આવી લાગ્યો.

તે બુજોર્ગીભરી દરબાર તરફ આવી લાગતાંજ અને ત્યાં તે બાહુર અને નાંમીચુ લશકર જોતાંજ સીકંદર પોતાના બુરા વિચારવાલા જીવને અંદેશા ભર્યો બનાવી ત્યાંના મકાનમાં પાદશાહ આગળ હાજર થયો. તેણે ફગફુર આગળ દોડી જઈ તેને નમન કીધા પછી તે કેટલોક વખત સુધી તે મેહેલમાં બેઠો. ફગફુરે તેને ખબરઅતર પુછી નવાજ્યો અને તેને એક નામીચી જગ્યાએ ઉતારો આપ્યો. જ્યારે રોશનીવાલા ચેરાગે ( સુરજે ) પાહાડ પછવાડેથી પોતાનું માથું બાહાર કાઢ્યું ત્યારે ફગફુરે તેને માટે એક સુનેરી અસબાબ સાથનો ઘોડો મોકલી તે પાદશાહી કાસદને પોતાની પાસે બોલાવ્યો જ્યાં સીક-દરે તેની સાથે કેટલીક વાતો કીધી. સીકંદરે તેને જે કાંઇ કેહેવા ઘટતું હતુ તે કહયા પછી તે નામું આપી કયસરનું કેહેન કહી સમજાવ્યું. તે નામાં ઉપર તમામ મુલકો અને જમીનોનો સરદાર તે જેહાંનના માલેક રૂમના પાદશાહ કે જેની બીજા પાદશાહો તારીફ ગાય છે તેની સહી કીધી હતી અને તે નામું મુલકોને દિપાવનાર ચીનના ફગફુર ઉપર લખાયલું હતું. તે નામાંની સરૂવાતમાં આપણે બંદાઓને પરવરદેગારની જેવી તારીફ કરવી ઘટે તેવી તારીફ લખી હતી. તેમાં બીજું એમ લખ્યું હતું કે " હમે ચીન ઉપર એવું ફરમાન મોકલ્યે છીએ કે જેથી ત્યાંની જમીન આબાદ રહે. લડાઇ કરવાથી રાજા ફૌરનો વખત તંગ બન્યો હતો માટે તારે હમારી સાથે લડવાની તૈયારી કરવી ઘટતી નથી. દારાં કે જે જેહાનનો પાદશાહ ગણાતો હતો તે, તથા અરબ રાજા ફરીયાન તેમજ ઉગમનથી તે પશ્ચિમ સુધીના બીજા સરદારોમાંથી કોઈ પણ હમારા હોકમથી ઉલટા ચાલ્યા નથી. મારાં લશકરનો શુમાર આસમાનથી પણ થતો નથી તથા તેની ગણત્રી બુધ, સની કે સુરજ કોઇથી થતી નથી, તેથી જો તું હમારૂ કાંઈ પણ ફરમાન તોડશે તો તું તારાં શરીર તથા મુલક ઉપર આપદા હોરી લેશે. માટે એ

નામું વાંચતાંજ તું સલામી આપવાની તૈયારી કરજે પણ તારાં દિલ ઉપર દુખ પાડવા ઇચ્છતો ના અને કાંઇ બુરાઇ સોધતો ના. જો તું આવીને મને મારા લશકર આગળ મલશે તોજ હુ તુંને મારો દોસ્ત અને ખેરખાહ ગણુશ અને તારૂં તાજ તખત તારે માટેજ રેહેવા દેવશ તથા વળી તુને પણુ નસીબ સંજોગે કાંઇ પણ નુકસાંન પુગશે નહી. પણ જો તુ નજદિક આવવાની અને તારા મુલકમાંથી તારા પોતાના પાદશાહ આગળ આવવાની આલશાઈ કરતો હોય તો તુંને હમારીથી કાંઇ પણ નુકસાંન નહી પુગે એવી ઇચ્છા રાખી ચીનની અતરાફમાં જે કાઈ ચિજો જેવી કે સુનાની બનાવતો, તલવરો, ઘોડાઓ, વીટીઓ, પોશાકો, પરદાઓ, હાથીદાંતના તખતો, કીમતી રેસમી ટાકાઓ, સાંકલીઓ, તાજો વિગેરે જે કાંઇ મલતી હોય તેનો ખજાનો ભેગો કરી મારી ઉપર મોકલજે અને તેમ કરી મારાં લશકરને તારા માર્ગમાં આગળ વધતું અટકાવજે અને પછી તું તારા ખજાના અને તખત તાજ ઉપર નચિંત રેહેજે. માટે હવે તું જેમ જાણે છે તેમ તારી આગળ બે માર્ગ ખુલ્લા છે અને મારા લશકરની નજર હવે તારી હીલચાલ ઉપર ટંકાયલી રેહેશે. તારી ઉપર પરવરદેગારની દુવા ઉતરજો અને તુને પાછલથી મારી શીખામણો યાદ કરવી પડે એમ બનતુ ના."

જ્યારે ચીનના પાદશાહે એવી મટલબનું નામું જોયું ત્યારે તે ઘણો ઉશકેરાઈ ગયો, તોપણ પાછલથી ચુપકીદી પકડવાનુંજ તેણે દરૂસ્ત જોયું. તેથી તેણે હસતાં હસતાં તે કાસદને કહયુ કે, "તારો પાદશાહ તો આસમાનનોજ જોડયો છે. માટે તુ તેના દેખાવનું, તેના ઉંચાં કદનુ, મરદાનગીનું, અને તેની વાતચીત કરવાની રીતનું જે કાંઇ બ્યાન જાણતો હોય તે મને કેહે." ત્યારે કાસદે તેને કહયું કે, "ઓ ચીનના પાદશાહ! સીકંદર જેવો કોઈ પણ આ જમીન ઉપર હોય એમ તું ગણુતો ના. તેની મરદાનગી, અકકલ, સખાવત, અને વિચાર શક્તિ દરેકને પાછલ મુકે એવી છે. તે સરોવર જેવી ઉંચાઇ અને હાથી જેવું જોર ધરાવે છે અને સખાવતમાં તે નાઇલ નદી જેવો દુલ્લો છે. તેની જીભ કાપનારી તલવાર જેવી તિક્ષણ છે અને તેજ મીઠી જીભ વડે વાદળમાના ગીધને પણ હેઠે આવવા લલચાવે છે."

ચીનના ફગપુરે એવી વાત સમજતાંજ બીજીજ રીતના વિચાર ઉપર ધ્યાન આપ્યું. પછી તેણે મેહેલનો બાગ સંગારી ત્યાં દારૂ અને ખાણું હાજર કરવા ફરમાવ્યું અને તમામ જેહાનમાં રાતનો અધંકાર ફેલાયો ત્યાં સુધી તેણે ત્યાં દારૂ પીવો ચાલુ રાખ્યો, જેથી દારૂ પીનારાઓના મગજ છાકટ બન્યાં. પછી ચીનના પાદશાહે તે એલચીને કહયું કે "તારા પાદશાહનો

ભરેસપતી સાથી રેહેજો. દિવસ ઉગતાજ હું એ નામાંનો જવાબ આપશ અને તારાં દીદાર જોઈ મારા દાહાડાને મુબારક બનાવશ." આથી સીકંદર અરધી છાકટ હાલતમાં એક નારંગી ઉઠાવી લેઈ તે ચીનના પાદશાહના મેહેલમાંથી બાહાર પડયો.

સહવારે સિંહ રાશીમાંથી સુરજ બાહાર નિકળતાંજ અને આસમાને રાતના અંધકારને હેઠે ફેકતાંજ સીકંદર દિલમાંના બુરા વિચારોને દુર કરીને ફગફુર આગળ આવ્યો. ફગફુરે તેને પુછયું કે "રાતે તું અત્રેથી બાહાર પડયો ત્યારે તું દારૂ જેવો લાલ બનેલો હતો માટે તારી રાત કેવી પસાર થઈ?" પછી તેણે કલમ, કાગજ અને અંબરની સહી સાથે ત્યાં મુનશીને હાજર થવા ફરમાવ્યુ. અને તે નામાંનો દિલશોજ જવાબ લખાવી તે ચીનાઇ કાગજને બેહેસ્ત માફક સંગાર્યું. તેણે પેહેલી પરવરદેગારની તારીફ કરતા લખાવ્યું કે, "પરવરદેગાર જે મરદાનગી, ઈનસાફ અને હુનરોનો માલેક છે તથા જે દાનાઇ, પહરેજગારી અને દીનનો સાહેબ છે તેની તુ રૂમના પાદશાહ ઉપર આફ્રીન ઉતરજો. તારો પેલો બોલકનો કાસદ અત્રે આવી પુગ્યો છે તેમજ તું અકલમંદ પાદશાહનું નામું પણ મલ્યુ છે. તેં જે પાદશાહો વિષે લખ્યું છે તે મેં વાચ્યું છે અને ત્યારબાદ હમોએ હમારા બુજોર્ગો સાથે વિચાર પણ કીધો છે. દારાંએ દારાબ, ફરીઆન અને પૌરની તથા લડાઇની જે વાતો તેં જાહેર કીધી, અને તેઓ ઉપર તુંજ ફતેહમંદ નિવડી સઘલાનો ભરવાદ બન્યો અને તે પાદશાહો તારા મેઢાં બકરાં બન્યાં તે હમે જાણ્યુ છે. પણ સુરજ અને ચંદ્રના પેદા કરનારના ઇનસાફને ખાતર તું તારી મરદાનગી અને મોટાં લશકરની એમ વખાણ ના કર. કારણ કે એક મોટા દરજજાના સરદારનો વખત પુરો થતાં તે મોજમજાહ વચે કે લડાઇ વચે મરે તે સરખુંજ ગણાય છે તારી સાથની લડાઇમાં તેઓનો અંત આવ્યાથી કાંઈ જમાનો જરાએ વધ્યો કે ઘટયો નથી. તેથી તેઓથી તું ફુલાઈ ના જા અને ચઢતો ગણાવા ના માગ. કારણ કે એક લોઢાંનો ગુરજ બેશક તારા જેવાને પણ એમજ પેહરાવી દે છે. પેલા પાદશાહો ફરીદુન, ઝોહાક અને જમશીદ હાલે કયાં છે? તેઓ પવનની જડપે નિચે આવી (જન્મ પાંમી) એક દમમાં ફુકાઇ ગયા છે. હુ જેમ તારાથી ડરતો નથી તેમ વળી તારી સાથે લડવા પણ માંગતો નથી; તેમજ વળી મારૂં મગજ તારી માફક મગરૂરીથી ભરેલું પણ નથી. કારણ કે જેમ લોહી રેડવાનો મારો રેવાજ નથી તેમજ મારી દીનમાં બુરાઈ કરવી પણ લાયક ગણાતી નથી. મને તારી આગળ એમ બોલાવ્યાથી તારીજ હાર ગણાશે કારણ કે હું કાંઇ પાદશાહનો પુજારી નહી પણ યજદાંનનો પ્રસ્તાર છું. હું તારી ઇચ્છા ઉપરાંત

તારી ઉપર વધારે માલ મોકલશ. કારણકે એમ બક્ષેશ કરવાથી મને કોઇનો તાણો સમજવો પડશે નહી."

આથી સીકંદરના ચેહેરા ઉપર શરમનો રંગ ચઢયો અને તેના બોલો તેના જીગરને તીર જેવા લાગ્યા. તે મન સાથે બોલવા લાગ્યો કે, "હવે પછી કોઇ પણ મને છુપે વેશે જેહાનમાં કેઠે પણ ગયલો જોશે નહી." પછી તે મેહેલમાંથી પોતાના ઉતારા તરફ ગયો અને ત્યાંથી પાછો ફરવા માટે પોતાની કંમર બાંધી. બાધુર ફગફુરે પોતાના ખજાનાના દરવાજા ખોલી જરાએ અફસોસ વગર તેણે બક્ષેશો આપી. તેણે પેહેલાં જવેહરાત જડેલાં પચાસ તાજ અને હાથી દાતના તખતો લાવવા ફરમાવ્યું. વળી તેણે સુના રૂપાંના સામનથી એક હજાર ઉંટો લઢાવ્યાં તથા ચીનાઇ કાપડ, ખીનખાબ, કપુર, અગર, કસ્તુરી અને અંમબરથી એક હજાર ભારબરદારી ઉંટો લાધ્યાં. એ પ્રમાણે જે કોઇ સુનાને નજીવું ગણે તે નચિંત જીવે જીવવું કરે છે. વળી તે ખજાનચીને તેને માટે હજાર આરમીન્યા અને કાકુમના ભુરા બાલના બીવરના ચામડાં તથા હજાર રાતા પાંઠરવાના ગલીચાઓ વિગેરે લાવી તે સઘલું ઉંટ ઉપર લાઢયું. વળી મોટી કીંમતના સુનેરી લગામ સાથના ઘોડાઓ તથા ત્રણ હજાર સુનેરી કમરબંધવાલા ગોલામોને પણ લાવવામાં આવ્યા. વળી તરેહવાર જાતના પુશકલ ચીનાઇ સામનથી લાઢેલાં ત્રણ હજાર લાલ બાલના ઉંટો પણ હાજર કીધાં.

પછી તેણે બુઢા ચીનાઓમાંથી એક સંગીન અને મીઠા સખુન બોલનારા શખ્સને ચુટી કાઢી ફરમાવ્યું કે "તું મારી આ દુવા અને પેગામ પાદશાહ આગલ લેઇ જઈ તેને થોડા વખત ચીનમાં રેહે માટે અત્રે ભપકા સાથે લેઇ આવ કે જેથી તેના ઉપર આપણા નામદારો દુવા ગુજારે. આથી તે કાસદ પણ સીકંદર સાથે ગયો અને તે પાદશાહ પોતેજ એલચી છે એવો વિચાર કોઇને આવ્યો નહી. પછી સીકંદરનો ચેહેરો જોતાંજ ખલાસીઓ ઉઠી ઉભા થયા અને જડપથી વાહાણના સઢ ચઢાવ્યા. જ્યારે સીકંદરના વજીરે લશકર સાથે આવી મામુલ મુજબ તેની સાથે અંદાજાથી વાત કીધી અને તેના લશકરે પણ તેની તારીફ કીધી અને પોતાના માથાં જમીન ઉપર નમાવ્યાં ત્યારે એ એલચી પોતેજ પાહશાહ છે એમ તે ચીનો સમજી ગયો. આથી તે દોડતો તેની આગળ માફી ચાહાતો આવ્યો. સીકદરે તેને કહયું કે, "તું એ માટે માફી ના માંગ અને એ વિષેની ફગફુર આગલ વાત પણ કરતો ના."

તે રાત તે ત્યાંજ ઠોભ્યો અને સહવારે પાદશાહે સકારે તખત ઉપર આરામથી બેસતાંજ તે કાસદને કેટલીક ચિજો બક્ષીને કહયું કે, "તારી સાથે

હમેશાં અકકલ જોડાયલી રેહેજો. હવે તું ચીનના ફગપુરને જઇને કેહેકે ' તું હમારૂં સારૂં માન જીટી શકયો છે. જો તુ મારા ઉપર અત્રેજ રેહેવાની બક્ષેશ કરશે તો સારૂં. કારણ કે આ તમામ ચીનની જમીન તારીજ છે. નહી તો મને બીજી જગ્યાએ જવું પડશે. હમે અત્રેજ આસાયશ લેઇશું. કારણ કે આટલાં બધાં લશકરને જડપથી ત્યાં લાવી શકાતું નથી'" આથી તે કાસદે ત્યાંથી પવન વેગે ફગફુર આગળ પાછો ફરી તેને કયસરનો પેગામ પોહોંચાડયો. પાદશાહ સીકંદર એક મહીનો ત્યાંજ ઠેહ્યો અને આશુદો બન્યા બાદ ત્યાંથી તેણે લશકરને આગળ હંકાર્યું.

## ચીનથી પાછાં ફરતાં સીકંદરે સિંધી લોકો સાથે લડાઈ કીધી અને તે ત્યાંથી યમન ગયો તે વિષે.

તેઓ લીલો દરીઓ પાછો ઓલંગી બ્યાબાનને લંબાન માર્ગે મજંલ દર-મજંલ ચગરાન શેહેરમાં આવી લાગ્યા. ત્યાં તેણે એક કીલ્લા સાથનું તાલેવંત શેહેર દિઠું જ્યાંના બુજોર્ગો, નામદારો અને અકકલમંદો તેની આગળ આવ્યા. તે ચગરાની સરદારો નેશાર કરવાની ચિજો તથા હદીઆ સાથે તે પાદશાહની દરબારમાં દાખલ થયા. તુરતજ સીકંદરે તેઓને પુછ્યુ કે " અત્રે અજબ જેવી જોવા લાયક ચિજો શું શું છે ?" તેઓએ જવાબ દિધો કે "ઓ પાદશાહ ! અત્રે તુંને કામ લાગે એવી કાંઇ પણ ચિજ હમો કાંઈ જાણતા નથી. આ શેહેરમાં તો દરવેશો અને ઉદયોગી લોકો છે અને તેમાથી જો તું પસાર થશે તો તારા હાથમાં પવનજ રેહેશે ( યાને તું કાંઇ પણ ફાયદો મેલવશે નહી.)

જયારે પાદશાહે તે કેહેનારની વાત સમજી ત્યારે લશકર સાથે ચગરાનથી સિંધ તરફ ગયો. પણ સિંધના સ્વારોએ લડાઈ માટે હીન્દની મદદ મેલવેલી હોવાથી તેઓ તેની સામે લડવા લાગ્યા. જે કોઇના દિલ ફૌરને માટે દુખી બન્યાં હતાં અને જેઓએ લોહી રેડવાનેજ હાથ ધોયા હતા તેઓ હાથી તથા હીન્દી ધાંટો સાથે સામે લડવા આવ્યા, જેથી ત્યાં પોકારો અને સરનાઇના અ-વાજોજ સમજાવા લાગ્યા, બંદાવેહ નામનો બાધુર અને નામીચા સ્વાર જેવો સિંધીઓનો સરદાર લશકર એકઠું કરી તેઓની સામે લડવા આવ્યાથી ત્યાંની જમીન ધાહેલ થયલાઓથી પાહાડ જેવી બની. રાત પડતાં તો તે મેદાનમાં કોઇ સિંધી રહયો નહી, જેથી સીકંદરે તેમની પુઠે પોતાનુ લશકર હંકાર્યું. ત્યાંથી તેને હાથ પંચયાસી હાથીઓ, સુનાના તાજો, તલવારો અને બીજો ખજાનો આવ્યો. ત્યાંની ઓરતો બાળકો અને બુઢાઓ રડતાં રડતાં સીકંદરની માફી માગવા આવ્યાં અને બોલ્યાં કે, "ઓ ચાલાક પાદશાહ ! તું શાંત થા અને આ

મુલકને આગ લગાડતાં અને હમારાં બાળકોને મારી નાંખતાં અટક. કારણ કે આખરે તારા પણ વખતનો અંત આવનાર છે. માટે જે જેહાનને બુરાઇથી કચડી નાખે નહી તેજ ખરો ભાગ્યશાલી" પણ સીકંદરે તેઓ ઉપર દયા કીધી નહી તથા ઘાહેલ થયલાંઓ તરફ પણ જરાએ નજર કીધી નહી. તેણે તેઓની ઘણીએક ઓરતો, બાળકો, જવાનો અને બુઢાઓને કેદ પકડયા.

પછી તેણે સીસ્તાન તરફ જઇ ત્યાંનો માર્ગ ઘેરી લિધો એ પ્રમાણે તેણે તમામ જેહાનની જમીનને દુશમનોથી ધોઇ નાખી. ત્યાંથી તે જેહાનજીટ સીકંદર પોતાના નામદારો સાથે યમન તરફ ગયો. યમનનો પાદશાહ એ વાત સમજતાંજ પોતાના સરદારો સાથે તે જેહાનના પાદશાહ આગળ આવ્યો. તેણે યમનમાંથી તે પાદશાહને લાયકનો કીંમતી અને સુંદર હદીઓ તૈયાર કીધો જેમાં દસ ઉંટો યમનની બનાવટના કાપડથી, બીજાં પાંચ ઉંટો પૈસાથી તથા વળી બીજાં દસ ઉંટો દીરમના બોજાથી લાંઢયાં હતા. એ રીતે જેની પાસે પૈસા હોય છે તેનુ દિલ પણ દલગીર રેહેતું નથી. તે હદીયામાં કેસરની હજાર ટોપલીઓ, રેસમી કાપડો અને પોશાકો પણ પુશકલ હતા. વળી તે યમનના પાદશાહના ખજાનામાં એક પોખરાજની જામ, પચોતેર વગર વિંધેલા મોતીઓ, સાઠ પીલાં યાકુતોથી જડેલી એક પીલી જામ અને લાલ માણેકના દસ નંગો હતાં તે પણ પાદશાહના હોકમથી સીકંદરની તારીફ સાથે તેના ઉપર મોકલી આપવામાં આવ્યાં. તેઓ તે હદીઆ અને નેશાર કરવાની ચિજો સાથે સીકંદરની છાવણીમાં આવી લાગતાંજ સીકંદરે તે પાદશાહની ખબર અંતર પુછી માનથી નવાજ્યો અને તેને પોતાના તખત નજદીક બેસાડયો.

યમનના પાદશાહે તેની તારીફ કીધી કે, "તું અંજુમન ઉપર ફતેહમંદ રેહેજે. જો તું અત્રે બે મહીના રેહેશે તો તેથી હું ખુશી થવશ. વળી તેથી તું પાદશાહ અને તારૂં લશકર પણ આશાયશ મેલવશે." સીકંદર તેની વળતી તારીફ કરતાં બોલ્યો કે, "તારી સાથે હમેશાં અકકલ જોડાયલી રેહેજો."

## સીકંદરે પોતાના લશકરને બેબીલોન તરફ કુચ કરાવી અને તેને એક શેહેરમાંથી કએખસરૂનો ખજાનો મલ્યો તે વિષે.

સહવારના યમનનો પાદશાહ ત્યાંથી પાછો ફરતાંજ ત્યાં લશકરની ગડબડ સડબડ ચાલી રહી અને સીકંદરે લશકરને બેબીલોન તરફ કુચ કરાવી, જેથી ઉડી રહેલી ધુલથી હવા પણ ઢંકાઇ ગઇ. તેણે પોતાનાં લશકર સાથે એક

મહીનો સુધી કુચ કીધી અને તેટલા વખતમાં ત્યાં કોઇ પણ આસાયશ લેવાની જગ્યા મેલવી શકયું નહી. એ રીતે તે એક પાહાડ કે જેના તરફ નજર ફેંકવતાં તેની ટોંચ પણ એ માલુમ થતી હતી ત્યાં આવી લાગ્યો. એ પાહાડને મથાલે કાલું વાદલજ દેખાતુ હતું. તું કેહેશે કે જાણે તે પાહાડનું મથાલું સનિશ્ચર સેતારાની નજદિકમાંજ હતું પાદશાહ અને લશકર ઉપર ચઢવાનો રસ્તો સોધતાં થાકી ગયા પણ કાંઇએ માર્ગ જણાયો નહી. તોપણ તેઓએ મોટી મુશકેલી સાથે તે સખ્ત પથરવાલો પાહાડ પસાર કીધો જે પાહાડથી બારીક તપાસ રાખનાર સીકંદર પણ અજબ બન્યો. સઘલાઓ ચાલતાં ચાલતાં થાકી ગયા પણ તેટલામાં તે પાહાડની બીજી બાજુએથી તેઓને એક દરીઓ જણાવાથી તે લશકર ખુશ બન્યુ. કારણ કે માર્ગમાં તેઓને મેદાનો અને પાહાડોજ મલતા હતા. તેઓએ પરવરદેગારનું નામ દેઇ તે દરીઆ તરફ હંકાર્યું પણ ત્યાં ચોબાજુએ ઢોરો અને ફાડીખાનારાં જાણવરો પુશકલ હોવાથી તે લશકર શેકાર સિવાય બીજો કાંઈ પણ ખોરાક મેલવી શકયું નહી.

તેટલામાં તેઓને દુરથી બાલથી ઢકાયલાં દિલનો અને લાબા કાનવાલો એક જોરાવર માણુસ જણાયો. તેના બાલ નિચેનુ શરીર લીલું હતુ અને તેના બે કાનો હાથીના જેવા પોહરા હતા. તે પેહેલવાનો આવી રીતના શખ્શને જોતાંજ તેને સીકંદર આગળ લેઇ ગયા. સીકંદરે તેને જોઇને અજબ બની પરવરદેગારનું નામ લિધુ. પછી સીકંદરે તેને પુછ્યું કે "તારી જાત કહી અને તારૂં નામ શું? તું દરીઆમાંથી શું મેલવે છે અને તારી ઇચ્છા શું છે?" તેણે જવાબ દિધો કે "ઓ પાદશાહ! મારી માય અને મારા બાપે મારૂં નામ 'કાન વડે બીછાણું કરનાર' એવું આપ્યું છે." સીકંદરે તેને પુછ્યું કે "ઉગમન દિશાએ પાણી વચે પેલું શું છે?" તેણે જવાબ દિધો કે "ઓ પાદશાહ! તું હમેશાં નામદારી સાથે જેહાનમાં જીવવું કરજે. તે એક એવું બેહેસ્ત જેવું શેહેર છે કે જેને માટે તું કેહેશે કે, 'તે કાંઇ ધુલમાંથી બનેલું નથી.' એ શેહેરમાં તું મેહેલો અને મકાનો સિવાય બીજું કાંઇ જોશે નહી. તેઓ હાડકાંનો બનાવેલો પોશાક પેહેરે છે. ત્યાંના મેહેલો ઉપર સુરજથી પણ વધારે રોશન રીતે અફ્રાસીયાબનો ચેહેરો ચીતારેલો છે. વળી ત્યાં લડાયક કેએખસરૂનો પણ ચીતાર પાડી તેની બુજોર્ગી, મરદાનગી અને લડાઇઓનું બ્યાન લખેલું છે. તે ઉપરના તમામ ચીતારો માછલીના કાંતાથી પાડેલા છે. તે શેહેરમાં તુંને ધુલ કે મટોડું કાંઇ જણાશે નહી. ત્યાંના રેહેવાશીઓ માછલીનો ખોરાક ખાય છે અને એ સિવાય તેમના ઉધર ભાવ માટે બીજી કોઇ ચિજ હોતી નથી. જો તું પાદશાહ મને ફરમાવે તો હું તારાં લશકરને

તે શેહેરમાં દોરવી લેઇ જાઉં." સીકંદરે તે લાંબા કાનવાલાને કહયું કે "તુ જઇને તે નવાઇ જેવા શખ્સોમાના કોઇને અત્રે તેડી લાવ." આથી તે કાનનું બીછાણું કરનારે તુરતજ તે શેહેરના લોકો આગળ જઈ તેઓને કયસરનો પેગામ પોહોચાડયો કે "તમુને તે નેકનામ પાદશાહ બોલાવે છે" જયારે ત્યાંના બુઢા અને જવાનોએ તેનુ કેહેવુ સમજયું ત્યારે ત્યાંના નાની અને મોટી પડવીના સીતેર જમાના ખાયેલા અક્કલમદ શખ્સો ત્યાં દરીઆ આગળ આવ્યા. જવાન અને બુઢાઓનો પોશાક ખીનખાબ અને રેસમી કપડાનો હતો. તેઓ વચે એક બુઢો જે નામદારી ભર્યો હતો તેણે મોતીથી ભરેલી સુનેરી જામ હાથમાં પકડી હતી અને એક જવાને પોતાના હાથમાં એક તાજ પકડયુ હતું. તેઓએ ભોય સુધી પોતાના માથાં નમાવી કયસર આગળ આવી નમન કીધું અને પછી તેની સાથે ઘણો વખત સુધી વાતો કરતાં બોલ્યા કે, "હમારી પાસે પાદશાહ કઓખસરૂનો ખજાનો છે જે તું જવાન પાદશાહનેજ ઘટે છે" આથી સીકદર ઉતાવલે નદી ઓલગી તેઓના શેહેરમાં ગયો. તે નામદાર તે શેહેરના બજાર અને માહોલાઓમા ફરી વલ્યા બાદ ખજાનાવાલાં મકાન ગયો જયાંનો ખજાનો તાજો, સુનેરી તખતો, હારો, સાંકલીઓ અને કમરબંધોનો બનેલો હતો કોઇથી તેની ગણત્રી થઇ શકતી હતી નહી અને ગણત્રી કરતા પણ હારી જવાતુ હતુ એ સઘલો ખજાનો ત્યાંથી ઉઠાવી લિધા પછી તે ખુશાલી સાથે પોતાની છાવણી તરફ જડપથી પાછો ફર્યો તે રાતે તે ત્યાંજ થોભ્યો અને બામદાદે મરઘા બોલતા તેની દરગાહમાંથી ઢોલોના અવાજ સમજાયા

## સીકંદર બેબીલોન જઈ ત્યાંથી અરીસ્તાટલ ઉપર નામું લખી તેનો જવાબ મંગાવ્યો તે વિષે.

ત્યાંથી તેણે બેબીલોન તરફ કુચ કીધાથી તમામ જમીન તેના લશકરથી ઢંકાઈ ગઇ. તેનુ મોત નજદિક આવે છે અને હવે તેની જીદગીનો વખત કાલાશ પકડે છે એમ તે પામી ગયો. તોપણ તેને વિચાર આવ્યો કે, "રૂમ ઉપર ચઢાઇ લાવે અને તે આબાદ જમીન ઉપર પગ મુકે એવો જેહાનમાં કોઇ પણ મોટો શખ્સ રહયો નથી." એવા વિચારથી તેણે પોતાના મગજને મગરૂર બનાવી અરીસ્તાટલ ઉપર એક નામું લખ્યું કે, "ઉચ તોખમના કોઈ પણ શખ્સને જેહાનમાં રેહેવા દેવો નહી એવો મને વિચાર આવ્યાથી હું તમામ હફતેકેશ્વર ઉપર ફરી આવ્યો છું અને ઘણા એક નામદારોને મેં મારા ફાંડામાં

ખેંચી લિધા છે. પણ હવે મારૂં મોત નજદિક આવેલું લાગે છે. જ્યારે હવે મારૂં મોતજ આવે છે તો મારો વખત પણ કાલો બનશે. તેં તો જેઓ પાદશાહી તોખમના હતા તેઓને મારી આગળ આવી મારો હોકમ બજાવવા કંમર બાંધી ઉભા રાખ્યા હતા અને તે સઘલાઓને મારી દરબારમાં આવવાની ફરજ પાડી મેં તેઓના મગજમાંની મગરૂરી તોડી નાખી હતી ”

જ્યારે એ નામું તે હકીમ આગળ લેઇ જવામાં આવ્યું ત્યારે તે વાંચી અરીસ્તાટલનું દિલ ચીરાઇને બે ટુકડા થયુ. તેણે તુરતજ તે નાંમાનો જવાબ લખ્યો, તું કેહેશે કે, તેની કલમની અણી જાણે તેની આંખના પાપનના બાલમાંથી બનાવી હતી. તેણે લખ્યું કે, “ તું જેહાનના પાદશાહનું નામું મને પુગ્યું છે. હવે તુંને તારાં બુરા કરમથી હાથને પાછો ખેંચવો ઘટે છે. હવે તુ જે કાંઈ માઠુ બોલી ચુકયો તેનો વિચાર કીધા વગર ગરીબોમાં ખેરાત કરવા ઉપર ધ્યાન લગાડ. હવે તું અટક અને તારાં શરીરને પરવરદેગાર ઉપર સોંપ અને નેકીના બીજ સિવાય જેહાનમાં બીજું કાંઇ વાવતો નાં. આપણે જન્મતાં વાર મોત માટેજ સરજાઇએ છીએ અને નાચારી સાથે આપણને તેનેજ આપણું શરીર સોંપવું પડશે એવો કોઇ શખ્સ નથી જે ગુજરી જવા સાથે પોતાની પાદશાહીને પણ લેઇ ગયો હોય તે તો ચાલી જઇ પોતાની પાદશાહી બીજાને સોંપી જાય છે. માટે તું હવે બુજોર્ગોનાં લોહી રેડતાં અટક કારણકે તેમ કર્યાથી તારા ઉપર રસ્તાખેજ સુધી શ્રાપ વરસ્તો રેહેશે.”

“ બીજું એકે જો ઇરાનમાં પાદશાહ પોતાની રૈયત આગળ પોતાના તખત ઉપર બેઠેલો રેહેતો નથી તો ચોબાજુએથી તુરકી, હીન્દી, સકલાબી અને ચીનાઈ લશકર ચઢી આવે છે. તેથી જો કોઇ ઇરાન જીટવા પાંમશે તો પછી તે રૂમમાં આવી ત્યાં પણ કીનો લેવાની તૈયારી કરે તો તેમાં કાંઇ અજબ જેવું પણ નથી. પાદશાહી તોખમના શખ્સ ઉપર તો પવનથી પણ જરાએ નુકસાંન પુગવું જોઈતું નથી. માટે તું બક્ષેશ કરવા, મોજમજાહ કરવા, વિચાર ચલાવવા અને ખાવા પીવા માટે બુજોર્ગો અને બાહાદુરોને બોલાવી મંગાવી તે દરેક લાયક સરદાર માટે તું એકએક મુલક તૈયાર કર અને જે બુજોર્ગો અને બાહાદુરો પાસેથી તેં મુફતના મુલકો પચાવી પાડયા છે તેઓના નામની દફતરમાં નોંધ કરવી સરૂ કર. તું એક ઉપર બીજાને સત્તા ભોગવવા દેતો ના અને જેહાનમાં કોઇને પણ પાદશાહનો એલકાબ આપતો ના. જો રૂમ ઉપર

લશકર ચઢી નહી આવે એમ તું ઇચ્છતો હોય તો તે પાદશાહો સામે તારા મુલ-ક આગળ ઢાલ બનાવ ? ."

સીકંદરને તેનો એવો જવાબ મલતાંજ તે ઉટાવલે બીજી રીતના વિચાર અને વમલમાં ઉતરી પડયો. તેણે તમામ મુલકોમાથી બુજોર્ગો અને બાહુરો વચ્ચે જે કાંઈ અક્કલનો હીસ્સો ધરાવતા હતા તેઓને પોતાની આગળ બોલાવી લાપવા ફરમાવ્યું અને તેઓને ઘટતી જગ્યાએ લાવીને બેસાડયા પછી તેણે (તેઓ માટે) એક એક પરવાનો લખાવ્યો કે જેથી તે દરેક પોતાના મુલકથી જરા પણ વધારે હીસ્સો મેલવવા માંગે નહી. તે મુરાદ પામનારા નામદારોને "તાયફાઓના રાજા" એવું નામ આપ્યુ. પછી સીકંદર તેજ રાતે બેબીલોનમાં આવી લાગ્યો, જયાંના સરદારોને તેણે પોતાની નજરો નજર ખુશાલ દિઠા. તેજ રાને એક ઓરતે બાળકનો જન્મ આપ્યો જેને જોઈ દરેક અજબ થાય એવું હતું. તેનું મોહ્ડું સિંહ જેવું અને તેના પગોને ખરી હતી તેનું ખભું માણસ જેવુ અને પુછડી ગાયના જેવી હતી. તે અજબ જેવું બાળક કે જેને કોઇએ યાદ કરવું પણ ઘટતુ હતું નહી તે જન્મતાંજ મરણ પાંમ્યું. તુરતજ લોકો તેને પાદશાહ આગળ લેઇ ગયા જેના તરફ પાદશાહે પણ અજાયબીથી જોયું. તેણે ફાલ નખાવી જોતાં કાંઇ બુરૂં માલમ પડયાથી તે તુરતજ બોલ્યો કે, "એવી તોખમને ધુલમાં ડટાવી દેવી ઘટે છે." તેણે ઘણાએક સેતારેસનાસોને પોતાની આગળ બોલાવી મંગાવી તે મુવેલાં બાળક માટે કેટલીક વાનો કીધી આથી તે નજુમીઓ એ બાબદથી ઘણા ગમગીન બન્યા, પણ તે નેકબખ્ત પાદશાહથી તે બાબદ છુપાવવા લાગ્યા. આથી સીકંદરે તે નજુમીઓ ઉપર ગુસ્સે થઇને કહયુ કે, "જો તમો મારાથી કાંઈ પણ છુપાવશો તો હું તુરતજ તમારા માથાં શરીરથી જુદાં કરાવશ અને સિંહોના મોઢાં સિવાય તમારૂં બીજું કાંઈ કફન બનશે નહી."

---

૧ સીકંદરે એરીસ્ટોતલની એ નશીયતથી હોય કે પોતાનીજ અકકલથી ઈરાન અને બીજા જીટેલા દેશોમા કોઈ પણ પાદશાહ નેમ્યા હતા નહી પણ શત્રપો યાને હાકેમો નેમી તેઓથી ત્યાં રાજ્ય કારોબાર ચાલુ રાખ્યો હતો. સીકંદરે ફતેહ વાપડી ઈરાની સલતનત ઉપર પારસી શત્રપોને નેમવાથી ઈરાની રૈયત તેઓના રાજ્ય હકુમત હેઠેલ શાંતીથી રેહેવા પામી હતી અને જાજા બખેડાઓ ઉઠવા પાંમ્યા હતા નહી. સીકંદરે જુદા જુદા રાજ્યોમાં શત્રપો નેમવાની અને કોઈ પણ પાદ-શાહને સ્વતંત્ર નહી બનવા દેવાની મુળ મટલબ એજ હતી કે તે પાદશાહ પાછ-લથી સ્વતંત્ર બની ગ્રીસ ઉપર તેનુ પાછું વેર લીએ નહી.

તે પાદશાહના એમ ગુસ્સે થવાથી નજુમીઓ બોલ્યા કે, "ઓ નામદાર પાદશાહ ! તારો જન્મ સિંહ રાશીમાં થયલો હોવાથી તુ મોબેદો અને સરદારો ઉપર સરદારી ભોગવનાર હતો. હાલે તે જે મુવેલાં બાળકનું ડાકું સિંહ જેવું જોયું છે તેથી તુ પાદશાહનુ માથુ પણ હવે ધુળમાં હેઠું પડશે." પછી તે નજુમીઓએ તેને જે કાંઈ હતુ તે સરૂવાતથી કહ્યું અને તેને માટેની સાબેટીઓ આપી. એમ સમજ્યાથી સીકંદર ગમગીન બન્યો અને તેથી તેના મગજમાંની અકક્લ પણ કમી થતી ગઈ. તે બોલ્યો કે "મારા પોતાના મોત આગળ કાંઈ ચારો નથી. હુ દિલમા એ બાબેનો અંદેશો રાખતો પણ નથી. વળી એથી કાંઈ મારી જીંદગી લંબાવાની પણ નથી. જમાનો જેમ ઘટતો નથી તેમ વધતો પણ નથી." સીકંદર બેબીલોનમા આવતાંજ બીમાર થઈ ગયો અને નુકસાની ઘણી નજદિક આવી લાગી છે એમ પામી ગયો

## સીકંદરે પોતાની માય ઉપર એક નામું લખ્યું તે વિષે.

પછી તેણે એક અનુભવી મુનશીને બોલાવી મંગાવી તેની આગળ પોતાના દિલની વાત કહી તેને પોતાની માય ઉપર એક નામુ લખવા ફરમાવ્યું. તેમાં તેણે લખાવ્યું કે, "હુ મારા મોતની આગમચેટી તારીથી છુપાવી શકતો નથી. મને જેહાનમાથી જે ફાળો મલવો હતો તે મલ્યો છે જયારે જીંદગીનો અંત આવે છે કે તે વધારી શકાતી નથી મારાં મોત માટે તું જરાએ દુખી થતી ના કારણ કે જેહાનમાં મોતની વાત કાંઈ નવી સવી નથી. પાદશાહ હોય કે ફકીર હોય પણ જે કોઈ જન્મે છે તેને મરવુંજ પડે છે. હમણાજ મે રૂમના બુજોર્ગોને કહી મુકયુ છે કે 'તેઓના આ મુલકમાથી પાછા ફરતાંજ તેઓ તારા વિચાર અને હોકમ મુજબ ચાલવા સિવાય બીજુ કાંઈ કરવુ નહી' તેથી તારા હોકમથી કોઇ પણ ઉલટુ ચાલશે નહી વળી જે જે ઇરાનીઓએ રૂમી ઓરતો સાથે લગન કીધાં છે તેઓમાંના દરેક સરદારને મે એક એક મુલક સોંપ્યો છે અને તેઓ ત્યાંની પાદશાહીમાં સરદારી ભોગવશે પણ હવે પછી તેઓનો રૂમ ઉપર કાંઈ દાવો ચાલશે નહી. તેથી આપણો મુલક દુશમનોથી નચિંત રેહેશે. તુ મારા શરીરને મીસરમાંજ ડટાવજે અને મારા એ કેહેનથી જરાપણ ઉલટી ચાલતી ના. દર વર્ષે મારી દોલતમાંથી એક લાખ દીનાર મે રોકેલાં માણસો વચ્ચે બક્ષજે જો રોશનકથી એક બેટો અવતરે તો બેશક તેજ પોતાના બાપનું નામ તાજું રાખનાર થશે. તેના સિવાય કોઇ બીજો રૂમનો પાદશાહ બનશે નહી, પણ તે મુલકને તાજગી બક્ષનારો તેજ

થશે¹ પણ જો તેનાથી એક બેટી અવતરે તો તે પરણુવાની ઉમરે પુગતાં તેણીના નેકા ફીલકુશના બાળકોમાંના કોઈ સાથે કરજે તેને તું મારા જમાઇ તરીકે ન ગણુતા મારા બેટા તરીકે ગણજે અને તેનાથી જેહાનમાં મારી યાદને તાજી રાખજે. બીજુ એ કે રાજા કેદની બેટીને કાંઈ પણ અલવલ વગર તેણીના વાહાલા બાપ આગળ પૈસાની ઠેલીઓ અને તેણીની નેક ખાહ દાસીઓ સાથે મોકલી આપજે તેણીને માટે મુસાફરી સારૂ એક પાલખી તૈયાર કરાવી જે તાજ, જવેહરાત, અને સુનુ રૂપું તેણી પોતાના બાપ પાસેથી લાવી હતી તેપણુ તેણીજ સાથે હીન્દુસ્તાન મોકલી આપજે. એ પ્રમાણે તું મારા વિચારને મલતી થઇને ચાલજે. મે તો અત્રે તમામ મુસાફરી માટેનીજ તૈયારી કીધી હતી પણ નાચારી સાથે મને મારૂ દિલ મોતને સોંફવું પડયુ છે. મારી આ નિચલી શિખામણ ઉપર તુ ધ્યાન આપજે અને મારા કેહેવાથી જરા પણ વધારે કરતી ના. પેહેલુ એ કે તુ મારે માટે સુનાનુ કફન બનાવજે અને મારા દિલ ઉપર પેહેરવાના કપડાંને અમબરમા બોલી કાઢજે. મારે માટે ચીનાઇ ખીનખાબના કપડાં લાયક થઇ પડશે. મારે માટેનો શોગ રાખવાથી કોઇએ પણ પોતાનુ સર ફેરવવુ નહી મારા કફન ઉપરનુ ઢાકણુ કાલા રંગનું બનાવજે અને તે ઉપર કપુર, કસ્તુરી અને અમબર ચોપડજે. તે કફનમાં પેહેલાં મઢ ચોપડાવી તેના ઉપર રેસમી કપડું પથરાવજે. પછી તું તેમાં મારૂં શરીર મુકાવજે જ્યારે મારો ચેહેરો તેમાં બધ થાય ત્યારે તું તે ઉપર મારો હેવાલ લખાવજે. ઓ પુર અક્કલની માતા ! મારી આ શિખામણ ઉપર તું ધ્યાન આપજે કે જેથી તારો વખત પસાર થાય. હું જેજે ચિજો હીન્દુસ્તાન, ચીન, તુરાન, મકરાન અને ઇરાન જમીનથી લાવ્યો છુ તે તુ તારી પાસે રાખજે અને જે ચિજો તારી પાસ ઘણી થઇ પડી હોય અને તે ખાતા ખરચાય નહી એટલી

¹ સીકંદરે રોશનકથી જો બેટા અવતરે તો તેને પોતાની તમામ સલતનતની રાજયગાદી આપવાનું ફરમાન કરી જવા પછી તે રોશનકને પેતે એક બેટા અવતર્યો હતો જેને સીકંદર બીજાનુ નામ આપવામા આવ્યુ હતું. આ બેતાનેજ રાજ્યગાદી આપવાની તરફેનમાજ સીકંદરની માય પણ હતી પણ તેણીના મરણ પછી કસેંડર નામના એક શખ્સ કે જે પુર બલવાન થઈ પડયો હતો અને જે સીકંદરનો છુપો વેરી હતો તેણે એ નાના સીકંદરનો કબજો તેને જાહેરમા રાજગાદી આપવા માટે લીધો પણ બાતેનમા તેની મકશદ એ છોકરાનું બુરૂ કરવાની હોવાથી તેણે એ નાના સીકંદરને તેની માય સાથે એમ્ફીપાલીશ ખાતે નજર કેદ રાખ્યા હતા અને પાછલથી તેઓના ખુન કરવા હતા.

હોય તો તેની તું બક્ષેશ કરજે. ઓ મેહેરબાન મા ! હું તારાથી એવી હાજત ચાહું છું કે તું હુશીયારી સાથે રોશન રવાનની રેહેજે. તુ તારાં શરીરને ઘણું દુખી બનાવતી ના. કારણ કે જેહાનમાં કોઇ પણ શખ્સ જાવેદાન જીવતો નથી. જ્યારે તારો વખત પણ અત્રે તંગ થઈ પડશે ત્યારે તારૂં રવાન ખચીતજ મારાં રવાનને આવી મલશે મોહોબત કરતાં ધીરજ વધારે નામીચી છે. કમીના શખ્સોજ હલકા મગજના રહે છે તેં મારા શરીર ઉપર વર્ષો અને મહીનાઓ સુધી મેહેરબાની રાખી હતી માટે હાલે તું પાક યજદાન પાસેથી મારા પાક જીવની માફી માંગી લેજે અને મારી ફર્યાદને પોહોંચી એવી માગણી કરતી રેહેજે કે જેથી તે ફર્યાદ તે મારો હાથ પકડી રાખ્યા બરોબર ગણાશે. જેહાનમાંથી તું કોઇ એવા શખ્સની સોધ કરાવજે કે જેનો જીવ કોઇના મોતના ગમથી દુખી બન્યો નહી હોય."

જ્યારે તે નામું બંધ કરી તે ઉપર મોહર કરવામા આવી ત્યારે તેણે એક ઉંટ સ્વારને તે નામું બેબીલોનથી રૂમમાં પુગાડવા અને પાદશાહી બારેહ અધકારવાલું બન્યાની ખબર ત્યાં લેઇ જવાનો હોકમ કીધો. જ્યારે ત્યાની રૈયતને પાદશાહ માટેના એ બનાવની ખબર પુગી ત્યારે નામદારોને મનથી જેહાન અકારી બની એ માટેની જેહાનમાં ચકચાર ચાલ્યાથી તેઓના ચેહેરા બુજોર્ગીવાળાં તખત તરફ ફર્યા. ૧

## સીકંદરનું મરણ નિપજ્યું અને તેનું કફન એલેકઝાંનદ્રયા ખાતે લેઈ જવામાં આવ્યું તે વિષે.

જ્યારે સીકંદર લશકર બાબદથી વાકેફ થયો ત્યારે તેનો વખત હવે પુરો થવા આવ્યો છે એમ તે પાંમી ગયો. આથી તેણે પોતાના તખતને શેહેનશાહી મેહેલમાંથી બાહાર મેદાનમાં લેઈ જવા ફરમાવ્યું. શાહનશાહનો ચેહેરો રંગ વગરનો ફીકકો બનેલો જોઈ તેની એ બીમારીથી લશકર ગમગીન બન્યું. આથી તે લશકર તમામ મેદાનમાં રૂદન કરતું બન્યું અને આતશ ઉપર ભુજાય તેમ તેઓ ગમથી બલવા લાગ્યા. સર્વે કોઇ બોલતું કે " હવે રૂમીઓ વચેથી તેમનો શાહાનશાહ ગુજર પાંમ્યાથી તે પુરો વખત આવી લાગેલો જણાય છે.

---

૧ સીકંદરના ગુજર પામતાંજ સીકંદરના કુટુંબમાં રાજ્યગાદી કોણે લેવી તે માટે મીનાકેસો ઉઠયો અને ચાલીશથી પીસતાલીસ વરષો સુધી રાજ્યના વડપણ માટે જબરી જુમબેશો ચાલી રહયા બાદ આખરે સીકંદરે સ્થાપેલી શાહનશાહાતનો ટુકમાં અંત આવ્યો.

હવે શુભ નસીબની ગીરદેશ નજદિક આવ્યાથી રૂમનો મુલક વેરાન બનશે. તમામ દુશમનોના દિલની ખાહેશ પુરી પડી છે અને જ્યાં તેઓ જલદી પુગવા માગતા હતા ત્યાંજ જઇ પુગ્યા છે. હવે હમારે મનથી જેહાન કદવી બની છે અને આપણુને જાહેર તેમજ છુપી રીતે રડતુ બનવુ પડયું છે"

આથી કયસરે તેઓને ધીમા અવાજે કહ્યુ કે, "જો તમો એમાંથી પણ તમારા દિલો જાનથી સારૂં ફળ પાંમવા ઇચ્છતા હોવે તો તમો અકકલ અને શરમ રાખી ડરતા રેહેજો અને મારી આ શિખામણથી તમો ફરતા ના. હમારી પછી તમારા પણુ એવાજ હાલ થવાના છે. કારણ કે જમાનાએ કાંઇ મારીજ સાથે એવી બુરાઈ કીધી નથી" એટલું બોલતાંજ તેનો જીવ શરીરમાંથી નિકળી ગયો અને તે લશકરોને હરાવનાર નામદાર પાદશાહ ગુજર પાંમ્યો. આથી તે તમામ લશકર રૂડન કરવા પડયુ અને ત્યાં ઢોલના ડોકા ડોકાવાથી હવા પણુ ફાટી જવા લાગી સવલાઓ પોતાને માથે કાલી ધુલ છાટી આંખોમાથી આસું પાડવા લાગ્યા. તેના બેસ ઉઠ કરવાના મેહેલને સલગાવી દેવામાં આવ્યો અને તેના એક હજાર ઘોડાની પુછડીઓ કાપી નાખવામાં આવી તથા તે ઘોડા ઉપર જીનને ઉધાં મુકવામાં આવ્યા. તું કેહેશે કે, જાણે તમામ જમીન રૂડન કરતી બની. લોકો તેની લાશવાલી સુનેરી પેટી પોતાના હાથ વડે ઉચકી ચાલવા લાગ્યા અને તેમના રૂડનના સાદ આસમાન સુધી પુગવા લાગ્યા. તેના શરીરને ધર્મ ગુરૂઓએ નિરમળ ગોલાબ જલથી ધોઈ આખે શરીરે ચોખુ કપુર ભભરાવ્યું. પછી તેનું ખીનખાબના કપડાંનું કફન કરવામાં આવ્યુ અને ત્યાર બાદ તે તમામ અજુમન તે પાદશાહ માટે રડવા પડી. તે નામદારનું શરીર ચીનાઇ રેસમી કપડાંથી ઢાંકયુ અને પગ ઉપર મધ ચોપડયું પછી તે કફનનું ઢાંકણુ મજબુટ બંધ કરવામાં આવ્યું. એ રીતે તે છાયડો આપનાર શખ્સ પોતાનો અસબાબ ઉઠાવી ગુજર પાંમ્યો. ૧

---

૧ હખામની પારસી શાહાનશાહતનો નાશ વાલનાર અને તમામ દુન્યાને જબરીથી જીટનાર તથા તમામ દુન્યાનો ભારી ખજાનો એકઠો કરનાર સીકંદર આ દુન્યામાં ઘણી લાબી જીંદગી ભોગવવા પામ્યો નહી પણ બત્રીશ વર્ષની કાચી વયે બેબીલોન ખાતે ગુજર પાંમ્યો હતો તેની કબર તેના વશીયત મુજબ એલેક ઝાનડરીયા નામના પોતેજ વસાવેલાં શેહેરમાં કરવામા આવી હતી. હાલે તેની એ કબર ત્યાંના એક મુશલમીનના ઘરની પાડોશમા આવેલી દેખાડવામાં આવે છે જે એટલી તો સાદી છે કે તે આખી દુન્યાને ધ્રુજાવનારા સીકંદરની એ કબર હોય એમ માનવાની કેટલાક મુસાફરો આંચકી પણુ ખાય છે. ઈ. સ. ૯૪૩ માં મશુદી જે ઈજીપટમા ગયો હતો તે સીકંદરની કબર સફેદ અને રંગીન આરસપાહાનની બનાવેલી જોવા પામ્યો હતો એમ લખી ગયો છે.

(ઓ વાંચનાર!) તું પણ આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં હમેશ રેહેવાનો નથી. ત્યારે તું શા માટે તારાં તાજ ઉપર લાડ કરે છે? અને શા સારૂ તારા હાથને ખજાના તરફ લંબાવે છે? જ્યારે તે કફનને તે મેદાનમાંથી ઉઠાવી જવામા આવ્યુ ત્યારે તેની સાથે સઘલાઓ અદબ વાલીને ત્યાંથી ગયા. તે કફન માટે એક રાત સુધી ચકચાર ચાલી અને રૂમીઓ તથા પારસીઓ વચ્ચે ખટફેરી ઉઠી પારસીઓ બોલવા લાગ્યા કે "તેને ઇરાન સિવાય બીજે કેઠે પણ ડાટવો જોઇએ નથી. જ્યારે બીજા શાહાનશાહોની મત્તી અત્રે પડેલી છે, ત્યારે તમો તેનુ કફન લેઇને જેહાન આસપાસ શુ કરવા ભટકવા માગો છો?" ત્યારે રૂમીઓમાનાં એક રેહેનુમાઇ કરનારે જવાબ દિધો કે "સીકદરનો વિચાર અત્રે ડટાવાનો હતો નહી હુ જે ખરેખરૂ કહુ છુ તે તમો સમજો. સીકદર તો તેણે ફરમાવ્યા મુજબ ત્યા (યાને એલેકઝાનદરીઆ) નીજ મુલમાં ડટાશે." ત્યારે એક પારસીએ એવી સુચણા કીધી કે, "તમો એમ બોલ્યા કરશો તો તેનો છેડો આવવાનો નથી. હુ તમોને એક ઝાડપાનવાલુ જંગલ દેખાડશ કે જ્યાં આગળા પાદશાહોની યાદગારી જલવાયલી છે જેહાનના અનુભવી બુઢાઓ તે જગ્યાને મુબારક ગણે છે. તેમા એક ઝાડી અને તલાવ આવેલો છે. માટે જો તમો ત્યાં એ બાબેનો સ્વાલ પુચ્છશો તો તેનો જવાબ ત્યાંના પાહાડમાંથી તમોને સમજાશે અને તે અવાજ તમામ લશકર સમજી શકશે. માટે તમો એક ઘણાજ બુઢા માણસને તૈયાર કરો અને આ કફન અત્રેજ રેહેવા દેઇ તમો ત્યાં જઈ સ્વાલ પુછો. પછી તે પાહાડ જે જવાબ દે તે મુજબ તમારો મુબારક વિચાર અમલમાં મુકજો." આથી તે જંગલ કે જેને નામદારો મુબારક ગણુતા હતા ત્યા તેઓ હરણની ઝડપે દોડતા ગયા. ત્યા તેઓએ સ્વાલ પુછતાં એવો જવાબ મલ્યો કે, "એ પાદશાહના કફનને તમોએ શા માટે અત્રે લાંબો વખત સુધી રાખી મુકયું છે? કારણકે સીકદરની મત્તી તો સીકદરીઆ કે જે તેણે જીવતાં જીવત બંધાવ્યું હતુ ત્યાંની મત્તી સાથે એક થવાની છે" આથી આવો જવાબ સમજતાંજ તે લશકર ત્યાંથી પાછું ફર્યું અને તે કફનને તે જંગલમાંથી ઉટાવલે (સીકદરીયા ખાતે) લેઇ જવામાં આવ્યું

## સીકંદર માટે હકીમો અને બીજાઓએ રૂદન કીધું તે વિષે.

તે કફનને એલેકઝાંનડરીઆમાં લેઇ જતાંજ તે મુલકમાં બીજાજ રીતની ક્રીયા ચાલી રેહી. તેનુ કફન લાવી ત્યાંના એક જંગલમાં મુકયાથી તે તમામ મુલકમાં ચકચાર ચાલી રહી. એલેકઝાંનડરીઆમાં મરદો, ઓરતો અને બાળકો

તેના જનાજા આગળ ભેગા મલ્યા. જો તે માણસોની તું ગણત્રી કરવા જાય તો તે લખોની ઉપર જાય તેઓની હરોલમાં હકીમ એરીસ્ટોટલ ચાલતો હતો અને તે તમામ મુલકના લોકો આંસુભરી આખો સાથે પુઠે ચાલતા હતા. ત્યાં તે બંધ પેટી ઉપર હાથ મુકીને એરીસ્ટોટલ એ પ્રમાણે બોલ્યો કે, "ઓ યજદાંપ્રસ્તી પાદશાહ ! કયા ગઇ તારી સઘલી હુશીયારી, દાનાઇ અને વિચાર કે તારી જગ્યા આ તંગ કફનમાં બની છે તે આટલી ટુંક ઉમરમાં અને તારી જવાનીમાંજ ધુલને તારૂં બીછાણુ બનાવવાનું કાંય પસંદ કીધુ છે ?"

વળી ત્યાં જે રૂમી હકીમો એકઠા મલ્યા હતા તેઓમાંનો એક બોલ્યો કે, "ઓ તાબાં જેવી દેહના હાથી ! તુને ઉભેલો એમ નિચે કોણે નાંખ્યો છે અને તારી જગ્યા કોણે લિધી છે ? તારી સઘલી મોજમજાહ અને સઘલા મકમ વિચારો કયાં ગયા ?" બીજો એક બોલ્યો કે, "તે આટલું બધુ જવેહરાત તો એકઠં કીધું પણ તે ખજાનો હવે તારૂં શરીર કેમ લેઈ જઇ શકશે ?" ત્રીજો શખ્સ બોલ્યો કે, "તારી સાથે કોઇપણ હાથ અજમાવી શકતુ હતુ નહી તો ઓ પાદશાહ ! તારી સાથે મોતે કેમ હાથ અજમાવ્યો ?" ચોઠો એક બોલ્યો કે, "હવે તુ દુખ અને મેહેનતથી તેમજ પાદશાહી અને ખજાનો મેલવવાથી છુટો બન્યો છે." પાંચમો બોલ્યો કે, "તુ તે દાવરની હજુરમાં જતાંજ તે અત્રે જેવાં બી રોપ્યાં છે તેવાંજ ફળ ત્યાં ચાખશે." છઠો બોલ્યો કે "પાદશાહનુ લોહી રેડનાર શખ્સ વગર કુદરતનો ગણાય" સાતમો બોલ્યો કે, "હમો પણ જલદી તારા જેવા બન્યા હતે કારણકે તુ તો એક વગર વિંધેલાં મોતી જેવો હતો." આઠમો બોલ્યો કે, "જયારે તારો ઉસ્તાદ તુંને ત્યાં જોશે ત્યારે જે ચિજોની તુંને યાદ રહી નથી તે તે શિખવશે." નવમો બોલ્યો કે, "જયારે સીકંદર જેવો મોતથી છુટી શકયો નથી ત્યારે તો આપણને પણ વધારે મેલવવા તરફ હાથ લંબાવવા જોઇતા નથી." દસમો બોલ્યો કે "ઓ સુરજ અને ચંદ્ર કરતાં પણ વધારે ચઢતા સીકંદર ! તેં શા માટે તારા ખુબસુરત ચેહેરાને અંજુમનથી છુપ્યો બનાવ્યો છે ?" અગીયારમો બોલ્યો કે "હવે તો પુશકલ હુનરવાલા શખ્સો તારા ચેહેરાને સુનાથી છુપાવવાની કોશેષ કરશે. માટે ઓ હુનરમંદ બાહુર શખ્સ ! તુ તો જાણે પીલા સુનાં નિચે દબાયલો ગણાશે." બારમો બોલ્યો કે, "તે તારા ખુબસુરત ચેહેરાને જે રેસમી કપડાંથી હમારીથી છુપાવી દિધો છે તેને હવે તુ તે કપડાં નિચેથી બાહાર કાઢ. કારણ કે તાજ, હાર અને હાથી દાંતનું તખત તુંનેજ સોધે છે." તેરમો બોલ્યો કે, "તેં માહાતાબ જેવા ચેહેરાની ચીનાઇ અને રૂમી નાજનીનો સાથની તારી મોહોબત તોડી નાંખીને તારી છાટીએ સુંનુંજ લગેલું

રાખ્યું, પણ તારે કેઆનીઓની રસમ મુજબ સુનાંને અને રેસમી કપડાંને એમ છાટીએ દાબવું જોઇતું નહી." ચૌદમો બોલ્યો કે "હવે તુંને પુચ્છનારાઓ સ્વાલ પુચ્છશે કે 'બુજોર્ગોના લોહી તેં શા માટે રેડયાં અને શા માટે સખતી વેઠી ખજાનો એકઠો કીધો,' તો તેનો જવાબ તું રેહેબરી કરનાર પાદશાહ શું દેશે ? શું તે જોયું હતું નહી કે જે આટલા બધા બુજોર્ગો મરણ પાંમ્યા તેઓ જેહાનમાથી નેકનામી સિવાય બીજું કાંઇ લેઇ જવા પાંમ્યા નથી ?" પંદરમો બોલ્યો કે, "હવે તારો વખત પુરો થયો છે અને તારી જીભ બોલવાથી અટકી ગઇ છે. માટે હવે તું પેલી (મીનાઇ જેહાનની) બુજોર્ગી ભરી દરબાર, કે જેનાથી આ જેહાનમાં મેંઢાં અને વરૂ છુટાં રહે છે, તે તું જોશે. જે કોઇ તારૂ તખત અને તાજ જોતા તેઓ તારી બુજોર્ગીને લિધે પોતાની લગામ તારી આગળથી ફેરવી દેતા હતા એમ છતાં જ્યારે એ સઘલું તારી પાસે રહયું નથી તો તે કોઇ આગળ પણ રેહેવાનુ નથી. માટે તારે તો બુજોર્ગીનાજ ઝાડ સિવાય બીજુ કાંઇ રોપવુ જોઇતુ હતુ નહી." સોલમો બોલ્યો કે, "તે શા માટે આ ત્રણ પાચ દિવસના મુસાફર-ખાના જેવી દુન્યામાં રંજ વેઠી ? કારણ કે તેં વેઠેલી રંજનો બદલો તો તુને આવો મલ્યો છે અને આ એક સાંકડું કફન તારૂં ભરાવાનું ખુણ્ બન્યું છે. હજી શું તું પેલાં રણસીંગડાંનો અવાજ સમજવા માંગતો નથી. કે આ પેટીનુ બંધીખાતું તેં પસંદ કીધુ છે ?" સતરમો બોલ્યો કે, "હવે આ લશકરના અત્રેથી પાછાં ફરતાંજ તું તે આ બોહોલી જેહાનમાં એકલો પડી જશે અને હવે પછી દરેકને જોઇ તું તારી જીંદગી માટે પુશકલ ગમ કરશે."

## સીકંદરની બાયડી તથા માતાએ તેને માટે રૂડન કીધું તે વિષે.

પછી તેની માતા ત્યાં દોડી આવીને તેના ચેહેરા ઉપર ઘણો વખત સુધી પોતાનો ચેહેરો દાબી રાખી બોલી કે, "ઓ નેક તાલેના અને જેહાનના પહેરેજગાર પાદશાહ ! તુ આટલો બધો મારી નજદિક હોવા છતાં મારીથી તેમજ તારી રૈયતથી તથા તારા મુલકથી અને તારાં લશકરથી દૂર થઇ ગયો છે. મારૂં રવાન તારાં રવાનનો ગોલામ થઇ રેહેજો અને જેઓ એ બનાવથી ખુશ થતા હોય તેઓના દિલ તુટેલાં બનજો." પછી ત્યાં રોશનક દુખી બનીને આવી એમ બોલવા લાગી કે, "ઓ બાધુરોના પાદશાહ ! પેલો જેહાનનો પાદશાહ દારાએ દારાબ કે જે પોતાની પીઠથી જેહાનને સીધી રાખતો હતો તે કયાં છે ? પેલો અશકશ, ફરીયાન, ફૌર, ચીનનો ખાકાન, શેહેરજનો પાદશાહ અને બીજા

લડાયક પાદશાહો કે જેઓનાં માથાં હવામાંથી ધુલમાં જઇ મલ્યાં છે તેઓ સઘલા કયાં છે? તું કે જે તોફાની પવનના એક વાદલ જેવો અને જે કરાં (તીરો) નો વરસાદ વરસાવનારો હતો તે હવે જ્યારે મોતથી શાંત થઇ પડયો છે ત્યારે હુંજ તારી આગળ બકયા કરૂં છું ઘણીએક લડાઇઓ, મારામારી અને લોહી રેડવાના કામમાં એકલું લડવું કે લશકર સાથે લડવું તે તારે મનથી સરખુંજ હતુ. મને લાગે છે કે જમાનાએ તુને જવાની રજા આપ્યાથીજ તે તારાં પોતાનાઓનેજ ભરમમાં નાંખ્યાં છે. શા માટે તેં જેહાનને બુજો-ર્ગોથી ખાલી કીધી છે અને તેઓના શાહાનશાહી તાજને ઉડારી નાખ્યાં છે હવે જ્યારે તેં રોપેલુ ઝાડ ફળદાર બનવા લાગ્યું ત્યારેજ હું તારો ગમ દુર કરનારી ધુલ સાથે બની છુ. હવે જ્યારે આસમાનનુ તાજજ તુટી પડયું છે ત્યારે તો બુજોર્ગ લોકો પણ બોલવાથી ધરાઇ ગયા છે અને તારા કફનને ધુલમાં ડાટી દે છે"

હવે સાયર કહે છે કે, "જેહાન આવાં કામો કરવાને જરા પણ ડરતી નથી. તે આપણુને હવામાં લાવીને પાછા ફુક માફક ફુકી લેઈ જાય છે. તેમાં જેમ કાઇ ઇનસાફ જણાતો નથી તેમ વળી જુલમ પણ ગણાતો નથી. હવે ચકચાર કર્યાથી તું કાંઇ રાહ પાંમવાનો નથી અને તેમાં અદનાથી તે પાદશાહ સુધીના હાથ પુગવાના નથી અંહી તો નેકી અને ભલાઇ તથા મરદાનગી, ખુબી અને ખોરરમીજ રહી જાય છે. તુ એક પાદશાહ કે નોકર હતે તોપણ હું તુને એ સિવાય બીજો કાંઈ હીસ્સો મલેલો જોતે નહી. જો આ જેહાનમાં તારૂ બુરૂં નામજ યાદગાર રેહેતું હોય તો તુ ખુશનુમાં બેહેશતનો પણ હીસ્સો મેલવી શકવાનો નથી. બુઠી દુન્યાની રસમ એવીજ છે. સીકદર તો ગુજરી ગયો છે પણ તેની વાતો અત્રે રહી ગઇ છે જ્યારે તેણે છત્રીશ પાદશા-હોને મારી નાખ્યા તો હવે જેહાનમાં એની મુઠીમાં શું રહયું છે તેંતું જો- તેણે દસ કીંમતી શેહેરો બાંધ્યાં પણ તે તમામ શેહેરો પણ કાતા કચરા. વાલી જગ્યા બની છે. બીજાઓએ જે કાઇ કદી મેલવવા માંગ્યું હતું નહી તે સીકંદરે માંગ્યાથી જેહાનમાં ફકટ તેની વાતોજ રહી ગઇ છે. જેમ આ બુઢી દુન્યા બરફ અને વરસાદથી નાશ પાંમતી નથી તેમ સારી વાતોનો પણ નાશ થતો નથી હવે હું એલેકઝાનડરીઆ શેહેર કે જ્યાં લડાઇ સાથે સારૂં નસીબ જોડાયલુ રેહેતું ત્યાંથી આગળ વધું છું. જેહાનના પાદશાહ (મહમુદ) તું દિલ ખુશાલ રેહેજો અને તેનું પાક શરીર તમામ બદીઓથી દુર રેહેજો."

# ફીરદુસીનાં આસમાને માટેની ફર્યાદ તથા ખોદાની અને સુલતાન મહમુદની તારીફ વિષે.

એ ઉચા આસમાનના ચક્કર ! તે મને બુઢાપામાં ગરજફ હાલતમાં કાંય રાખ્યો છે ? જ્યારે હું જવાન હતો ત્યારે તો તે મને ઉચે ચઢેલો રાખ્યો હતો અને બુઢાપામાંજ મને ખુવાર થવા કાંય છોડી દિધો છે ? મારો સુખનો ગોલાબ (રતાશ) કરમાઈ ગયો છે અને રેસમી કપડાં જેવી મારી ચામડી મેહેનત કર્યાથી ખુવાર બની છે. બાગમાંના સીધાં સરોવર જેવુ મારૂ શરીર વાકું થઈ ગયુ છે અને પેલા દિપતા ચેરાગ જેવી મારી આંખો આંધલી બની છે. પાદશાહનો કશુર જોઇ જેમ લશકર છેડાઇ પડે તેમ મારૂં કાલા બાલવાલું માથુ બરફ જેવા સફેદ બાલોથી ઢકાઈ ગયુ છે. હમણા સુધી તો તું હમારી રીત મુજબ ચાલતું હતું ત્યારે હાલે મને તારા તરફનાં દુખથી આંસુ શા માટે પાડવા પડે છે ? તારી પાસે વફાઇ કે અકકલ બધે લાગતી નથી તારા અંધકાર ભર્યાં વિચારોને લિધે હું દુખ ભર્યો બન્યો છુ. હું ઇચ્છું છું કે, તે મને મુદલ પાલ્યોજ હતે નહી. પણ હવે જ્યારે તે મને પાલ્યો છે ત્યારે મને દુખ દેવું પણ જોઇતું નથી હું આ અંધકારમાંથી જ્યારે પણ પસાર થઇ જવશ ત્યારે તે પાડેલી જફાઓ માટે હું મારે માથે ધુલ ભરી રૂડન કરીને તારી પાક પરવરદેગાર આગળ ફર્યાદ કરેશ. જેહાનનુ લોક પણ મને મારા બુઢાપાના સબબે તંગ દિલ સમજે છે માટે તેના આવા ગુનાહ માટે તું મારા ગુનાહના બે હીસ્સા માફ કર.

ત્યારે ઉચાં આસમાને એવો જવાબ દિધો કે, " એ ફીકર વગર બોલનારા શખ્સ ! તુ શા વડે મારી એ ભલાઇ અને ભુંડાઈ જોય છે ? તારા જેવા દાનાવ એવી ફર્યાદ કરે તો તે કેમ છાજે ? તું તો તારાં રવાનની દાનાઇથી પરવરેશ થયલો હોવાથી દરેક રીતે ચઢીયાતો છે ખાવાપીવા, સુવા અને બેસવાનો વિચાર તુંનેજ આવે છે અને ભલી કે બુરી રાહ સોધવી એ પણ તારાજ હાથમાં મેલાયલુ છે. તું એ બાબે જે કાંઇ ફર્યાદ કરે છે તેમાં મારો કશુર નથી. સુરજ અને ચંદ્ર પણ આવી રીતની અકકલથી વાકેફ નથી. માટે જેણે આ સઘલુ પેદા કીધુ છે અને જેને રાત, દીવસ, રસમ અને દીન પેદા કીધી છે તેનાથીજ તું તારો રસ્તો સોધ. તે જેમ કહે તેમ તું ચાલ, કારણ કે તે જે ઇચ્છે છે તે થાય છે. જે કોઇ એથી ઉલટું સમજે તે કઢંગો માણુસ છે. વળી તે સાહેબની હસ્તી પણ ભરમમાં છુપાયલી નથી તેમ તેના કામોની સરૂવાત કે સંવટ પણ જણાતું નથી. તે પરવરદેગારનો હું પણ એક નોકરજ

છું અને તેનીજ નોકરી બજાઉ છુ તેના હોકમથી હું કાંઇજ ઉલટું કરતું નથી અને તેના ફરમાનથી હુ મારૂ સરપણ ફેરવી શકતું નથી. માટે તે પરવરદેગારનેજ તુ નમ અને તેનીજ પનાહ સોધ અને જે કાંઇ હદસર માંગવું હોય તે તું તેની પાસેથી માંગી લે તુ તેના સિવાય બીજા કોઇને આસમાનનો બનાવનાર તથા મહાતાબ, શુકર અને ખોરશેદનો દિપાવનાર ગણતો ના. પેગમબરના રવાન ઉપર પરવરદેગારની દુવા ઉતરજો અને તેના મદદગારોનો વધારો થજો.

હવે તુ જેહાનના પાદશાહ મહમુદની તારીફ ગા અને તેની મીજલશોનું, લડાઇનું અને અકલનું તોલ કર. મુબારક વિચારનો નામદાર મહમુદ કે જેનાથી બુજોર્ગીનું નામ જલવાઇ રહયુ છે તે જેહાનનો પાદશાહ અબુલ કાસમ અકલે પણ ભરપુર છે વળી તેના વિચારો તેની અકલથી પણ ચઢતા છે તે પાદશાહ જાવેદાન ખુશાલ દિલનો રેહેજો અને તેનું દિલ રંજ અને ગમથી મોકલુ બનજો. ઇરાન અને જાબુલનો તથા કનોજથી તે કાબુલ સુધીના મુલકોનો પાદશાહ તેજ છે. તેથી તેના ઉપર, તેના લશકર ઉપર, તેના એશ કુટુંબ ઉપર, તેના અને તેના મુલકો ઉપર આફ્રીન હોજો. અમીર નશર કે જેનાથી ફરતો જમાનો ખુશાલ રહે છે તેના જેવો શખ્સ તેના મુલકની નેગેહબાની કરનારો સપેહસાલાર અબુલ મુજફરના જેવો છે એ લશકરનો સરદાર માહાતાબથી પણ વધારે ઉચાઇએ ચઢેલો છે કારણ કે તેનું નામ જેમ ફતેહ ભયુ છે તેમ તેનું નસીબ પણ ફતેહવાલું છે. તેની કલમ ઝાડ ઉપર પણ ચાલે છે.

હમેશા પાદશાહ મહમુદનું શરીર દુખ વગરનું રેહેજો અને તેનું ખજાનાના ઢગ ઉપર બેસવુ થજો. તેમજ તેનો સપેહસાલાર પણ ખુશાલ રેહેજો. તેનું દિલ રોશનીવાલુ અને ખજાનો આબાદ રેહેજો જયાં સુધી ફરતું આસમાન બરપા રહે ત્યા સુધી તે આસમાન તેની તોખમ ઉપરથી પોતાની દયા કાપી નાંખતું ના. તેના વડવાઓથી તે તેના પશવેલા સુધીના સઘલા તાજદાર અને ફતેહ ભર્યા રેહેજો. એ પાદશાહ કે જેના ચાલીશ શવવાલ[૧] મહીના (યાને ચાલીશ વર્ષ) પસાર થયા છે તેના ઉપર દુવા હોજો. તેની સલામી લેવાની રીત માટે એવી ખુશ ખબર આપવામાં આવી છે કે તે એ દમામદાર અને તાજદાર પાદશાહના હોકમ મુજબનીજ લેવામાં આવતી હતી, વળી તે દીનદાર, ચાલાક મુશલમાનો પાસે આખાં વર્ષનો કર અંગ ઉપર લેતો

૧ શવવાલ એ મુસલમાનોનો દસમો મહીનો છે કે જે મહીનામા તેઓ બેહેરામનુ જશન પાલે છે.

હતો નહી. એ પ્રમાણે જાણે નોશીરવાનનું રાજ્ય પાછું તાજું બન્યું અને તમામ કાંમો પણ જુદીજ રીતના અંદાજા સાથ થવા લાગ્યાં. તેના રાજ્ય ઉપર જેમ જેમ લાંબો વખત વેહેતો જાય છે તેમ તેમ જાણે નવેસરથી ઇનિશાફની ચાદર પથરાવા માંડી છે. માટે તું તે ઇનસાફ જોઇને તે માટે ખુબીથી નેગાહ પુગાડ. કારણકે એ પાદશાહ જાણે આસમાન તરફથી પણ બેલાત પાંમ્યો હતો, જે બેલાત તેના દિલ ઉપર જુનો થતો નથી પણ તેથી તેનુ શેહેનશાહી તાજ તેને માથે જલવાયલુ રહે છે તેનું મગજ હમેશાં તાજુ રેહેજો, તેનુ શરીર નુકસાંન વગરનુ રેહેજો અને તેની મનશની ઉંચાં આસમાનથી પણ ચઢતી થજો. કોઇપણ મારાં વર્ષ અને મહીનાઓની ગણત્રી કરીને (યાને મારી ઉમર જોઇને) આ મારી કીધેલી આગમચેટીને હલકી ગણતા ના. તું જોજે કે એ નામુ અકકલમ દોના માથાં ઉપર ઝુન્ડો ઉડ તેમ જાવેદાન સુધી જલવાયલું રેહેશે. એ નામું કયોમરસ કે જેના ઉપર સર્વે આફ્રીન કરે-છે તેની તોખમથી સરૂ થાય છે. કોબાદના બેટા નોશીરવાને એ પ્રમાણે કહયુ છે કે, "જ્યારે કોઇ પાદશાહ પોતાનું માથુ ઇનસાફથી ફેરવે છે ત્યારે આસ-માન તેની સત્તાને કાલી બનાવે છે અને સંતારાઓ પણ તેને પાદશાહ તરીકે ગણતા નથી. પાદશાહોને તેમના ઓધા ઉપરથી ખીસાડવાનુ બ્યાન કરનારૂં નામું અને નીરદોશોના દિલનું દુખ તે જુલમ છે" આ મારૂં હુનર ભર્યું, અકલવાલું અને ઇનસાફ આપનારાં જવેહેર જેવું નામું જાવેદાન કાયમ રેહેજો કોઇપણ જેહાનમાં જાવેદાન જીવતું નથી, પણ નેક નામના સઘલાં નામો યાદગાર રહે છે. પેલા ફરીદુન, જમશીદ અને અરબોનો સરદાર તથા ઇરાનીઓનો પાદશાહ ઝોહાક એ સઘલા પાદશાહો કયાં છે? પેલા સાસાની ઓલાદના બુજોર્ગો અને બેહરામની ઓલાદના (બેહરામી) લોકો અને અશ-કાનીઓ કયાં છે? તેઓ વચ્ચે ઘણા ધીકકારને પાત્રનો જુલમગાર અને નાપાક પાદશાહ ઝોહાક હતો. મુબારક ફરીદુન તારીફ સંગ્રી ગયો છે જેથી તે મરી જવા છતાં પણ તેનું નામ જાવેદાન સુધી અમર્ગ રેહેશે. તેનીજ વાતો જેહા-નમાં યાદગાર રહી છે. તેથી પાહશાહી જવેરાતોના કરતાં સારી વાતોજ ચડતી ગણાય છે. જે કાઈ જુલમગાર હોય તે તારીફ સંગરતો નથી પણ તે તખત અને ભારી ખજાના ઉપરજ ખુશ રહે છે. તેથી તેના નાંમનો સંબંધ જેહાનમાંથી તુટી જાય છે અને જેહાનમાં કોઇ પણ તેને યાદ કરતુ નથી. દુશમનોને પીગલાવી નાખનારો પાદશાહ મહમુદ પણ એવીજ નામદારી ધરાવનારો છે. માટે તે જાવેદાન પોતાના તખત ઉપર બેઠેલો રેહેજો. તેની રૈયતના તમામ લોકો (ખુશાલી પાળવા માટે) ઘરમાંથી મેદાનમાં જતાં

હોવાથી તેઓના તારીફના અવાજ ત્યાંથી આસમાન સુધી પુગતા રહે છે. એવા તાજદાર પાદશાહ મહમુદનું સર જલવાયલુ રેહેજો અને તેના ઉપર જમાનાનું ફરવું મુબારક નિવડજો. તે જેહાનમા પોતાની ખાહેશ પાર પાડયા વીના બીજુ કાઇ જોતો ના. તેનુ અને તેના કુટુંબનુ નામ તથા તેના લશકરો અને મુલકોનું તથા તેના પાદશાહી કદ અને દેખાવનુ બયાન તેના મેહેલમાં હમેશનું કોટરાયલું રેહેજો



## અશકાની વંશના પાદશાહોનો હેવાલ



## અશકાનીઓની[1] પાદશાહી બસો વર્ષ સુધી ચાલી તે વિષે તથા જુદા જુદા અશકાની પાદશાહો વિષે.

ઓ બયાનના લખનારા જુદા ખખ શખ્સ! હવે તુ અશકાનીઓના રાજય અમલ તરફ ફર. બારસ્તાન નામામાં જેમ બયાન થયુ છે તેમજ આ લખનાર પણ તે દાસ્તાન યાદ રાખી લખે છે. સીકંદરનો વખત જેહાનમાં પુરો થવા બાદ તે દાસ્તાન યાદ રાખી લખે છે સીકંદરનો વખત જેહાનમાં પુરો થવા બાદ તે મોટા દરજ્જાના ઇરાની લોકોનુ તખત કોણને પુગ્યું તે બાબે તું શું ધારે છે? ચાચ શેહેરનો તવારીખનવેશ કહે છે કે તે વખત પછી તખત અને તાજ કોઇને મલ્યું હતું નહી આરાશની[2] તોખમના જે બાહાદુર, જોરેમંદ અને સરકસ લોકો હતા તેઓ જેહાનમાં ખુણે ખુણે પડેલા મુલકોના થોડા થોડા ભાગ હાથ કરતા રહયા હતા. તેઓ પોતાના તખત ઉપર ખુશાલ બેસ્તા થતાંજ જુદા જુદા ટોલાના પાદશાહો તરીકે ગણાવા લાગ્યા હતા. એ પ્રમાણે બસો વર્ષનો ગાલો વહી ગયો તેટલામાં તું કેહેશે કે જાણે જેહાનમાં કોઈ પાદશાહ હતોજ નહી. તેઓ એકમેકની યાદ ધરાવતા નહી હોવાથી

---

૧ એ અસકાની પાદશાહો ખોરાશાન કે જેને ગ્રીક લોકો પાર્થીઆ ને નામે ઓલખતા હતા ત્યાંના વતણીઓ હતા, જેથી તેઓને ગ્રીક લોકોએ પાર્થીન વંશના પાદશાહો તરીકે ઓલખાવેલા છે એ પાદશાહો ખાલેશ જરથોશ્તી ધરમ પાળનારા હતા નહી પણ જરથોશ્તી ધરમની કેટલીક રાહારીતીઓ પાળવા સાથે તેઓ મુરતીપુજકો હતા.

૨ એ આરશ કદાચને સીયાવક્ષનો કાકો હોય.

થોડો વખત આ જમીન લડાઇથી કરાર પાંમી હતી. રૂમની આબાદી જાળવવાને સીકંદરનો હેતુ એવોજ હતો.

કોબાદની ૧ તોખમનો પેહેલો પાદશાહ અશક ૨ નામનો હતો બીજો પેહેલવાને જેવો પાદશાહી તોખમનો શાપુર નામનો પાદશાહ હતો અશકાનીઓથી ઉતરેલો ત્રીજો ગોદરેજ નામનો હતો. કેઆનીઓથી ઉતરેલો ચોથો બેજન નામનો હતો પછી નરસી, બુર્જોર્ગી પાંમેલો હોરમજદ અને બાધુરી ભર્યો નામદાર આગશ હતો. જ્યારે આરશ ગુજર પાંમ્યો ત્યારે અકકલમંદ, વિચારવાલો અને રોશનરવાનનો નામદારીભર્યો અરદવાન ગાદીએ આવ્યો. જ્યારે અશકાનીઓમાંથી બેહેરામ તખતે બેઠો ત્યારે તેણે લાયકોને ખજનાથી નવાજ્યા હતા. લોકો તેને બુર્જોર્ગીભર્યા અરદવાનને નામે ઓલખવા લાગ્યા. તે વરૂના પંજાને ( યાને જુલમગારોને ) મેંઢાંના હાથે ભજાવતો હતો. શીરાજ અને ઈસફાહાનના મુલકો કે જે તે વખતે મોટા મુલકો ગણાતા હતા તે તેને હાથ હતા. બાબક ઇસ્તેખરમાં તેના હાથ હેઠેલ રાજ્ય કરતો હતો પણ તે તેના જુલમને લિધે ચાલુ ફર્યાદ કરતો હતો જેહાનના અનુભવી લોકોએ અસકાનીઓની તવારીખ લખેલી નહી હોવાથી તેઓની ઓલાદજ જાણે ઘટી ગઇ ૩ મેં તો તેઓના નામ સિવાય બીજુ કાંઈ સમજ્યુ નથી અને પાદશાહોની તવારીખમાં પણ તેઓ માટે કાંઇ જોયું નથી.

---

૧ કોબાદ તે કેઆની વંશના પેહેલા પાદશાહ કએકોબાદને જાણુવો.

૨ અશક નામના એ પેહેલા પાદશાહ ઉપરથી એ આખું વંશ અસકાનીઓને નામે ઓલખાયુ હતું. "નામયે ખુસ્રવાન" નો કરતા એ અશકને પાદશાહ દારાબના બેટા દારાનો બેટો જણાવે છે પણ તે કેટલાક તવારીખ નવેશો ના પાડે છે ફીરદોશી પણ અશકને કેઆની વંશથી ઉતરી આવેલો જણાવે છે પણ તેમા ભુલ છે. એ અશક બલખમા વસ્તો એક અમીર હતો જેણે પાર્થ્યા આવી ત્યાંના લોકોને ગ્રીક અમલ સામે બલવો ઉઠાવવા ઉશકેરયા હતા અને એ રીતે પાર્થ્યનોનો સરદાર બની સ્વતંત્ર થયો હતો અને ધીમે ધીમે રાજ્ય અખત્યાર હાથમા લેઈ અશકાની વંશના રાજ્યની સ્થાપના કીધી હતી

૩ ગ્રીક તવારીખનવેશોથી એ અશકાની વંશની તવારીખ પુરતી રીતે પ્રસીધ્ધ થયલી છે. પણ ફીરદોસીને પેહેલવી અને ફારસી સાધનોથી એ તવારીખ મલી આવી હતી નહી

# બાબકે સ્વપનામાં સાસાનને જોયો અને તેણે તેને પોતાની બેટી સાથે પરણાવ્યો તે વિષે.[1]

જ્યારે દારાં લડાઇમા માર્યો ગયો ત્યારે તેના તમામ કુટુંબનો વખત બરગસ્તે બન્યો તેનો એક અક્કલમંદ અને લડાયક ભાગ્યશાલી બેટો હતો જે સાસાન[2] નામ ધરાવતો હતો. તેણે પોતાના બાપને એ રીતે માર્યો ગયલો જોતાંજ ઇરાનીઓના નસીબને ઉધા વળેલાં જોયાં. તેવી તે બલાના ફાંદામાં નહી ફસતા રૂમી લશકર સામેથી નહામી ગયો અને ખુવારેહાલ હીંદુસ્તાનમાંજ મરણ પાંમ્યો એ સાસાનનો એક નાનો બેટો હતો, જેણે પોતાની ચાર પેહેડી સુધીના બાપ બેટાઓનું નામ સાસાનજ રાખ્યુ હતું. તેઓનો ધંધો ભરવાડનો અને ઉંટોની ચોકીબાની કરવાનો હતો. એ રીતે તેઓ દુખ અને ભારી કામો ઉઠાવી પોતાની તમામ જીંદગી પસાર કરતા. તેઓ બાહાર પડી કાંઇક ઉદયોગ સોધતા કે જેથી પોતાની મેહેનતનાં બદલામાં કાંઇક ખજાનો પામે.[3] એ રીતે જ્યારે એ નાનો બેટો બાબક આગળ આવી લાગ્યો ત્યારે તેણે તેના સારવાનને મલી તેને કહયુ કે, “ મારો અત્રે બુરો વખત પસાર થાય છે, માટે તું‌ને કોઇ કામ કરનારો મજુર જોઇતો હોય તો મને રાખ.” આથી તે સારવાને તે બદબખતને નોકર તરીકે કબુલ રાખ્યો અને તેની પાસે તેણે રાત અને દિસ મેહેનત કરાવવા માંડી. જ્યારે એ મજુર તેને પસંદ પડયો ત્યારે તેણે તેને નાના ભરવાદ ઉપરથી ગોસ્પંદોને સંભાળનારો વડો ભરવાદ બનાવ્યો.

એવું બન્યું કે એક રાતે બાબક નદી કીનારે સુટો હતો ત્યાં તેના રોશન રવાને એવો સ્વપનો જોયો કે ‘ સાસાન હીન્દી તલવાર હાથમાં ધરીને એક જોરાવર હાથી ઉપર સ્વાર થયો છે અને જે કોઇ તેની આગળ આવતા તેઓ તેના ઉપર દુવા કરી નમન કરતા હતા અને મોઢેથી તેની તારીફ કરી તેના ગમગીન દિલને ગમથી મોકલું કરતા.” બીજી રાતે જ્યારે બાબક સુટો ત્યારે પણ એજ વિચાર તેના મગજમાં ભમટા હોવાથી તેણે એવો સ્વપનો જોયો કે, “ એક આતશપ્રસ્ત ત્રણ સલગેલા આતશ હાથમાં પકડીને લેઇ જતો હતો જે આદરગુશસ્પ, આદરખોરદાદ અને આદર બુરજીન મેહેરના આતશો હતા. એ આતશો મંગલ, શુકર અને સુરજ માફક પ્રકાસ્તા હતા. એ સઘલા આતશો સાસન આગળ રોશન બન્યા હતા અને દરેક આતશ ઉપર અગર બલતું હતું.[4] તેટલામાં બાબકનું મગજ સ્વપનાથી જાગૃત બન્યું અને તેનું દિલ અને રવાન

૧ ફીરદોસી આ સરૂ થતા બાબથી જે બ્યાન કરે છે તે કારનામે અદશીર બાબેકાન નામની પેહેલવી કેટાબ ઉપરથી તરજુમો કરીને લખેલું છે.

૨ એ સાસાનની ઓલાદના તમામ પાદશાહો સાસાનીઓને નામે ઓલખાયા હતા.

૩ એ બેત લખેલી નકલમા વધારે છે.

૪ કારનામે અરદશીર બાબકાનમાં બાબક ત્રણ રાત સ્વપનો જોયછે જ્યારે ફીરદોસીએ બે રાતનુંજ વર્ણન કીધુ છે.

ગમભર્યું બન્યું. આથી સ્વપનાની તાશીર જોનારાઓ અને તાસીર જાણવાને સામથવાન શખ્સો જે સઘલા ડાહપણભર્યા અને સલાહકારો હતા તેઓ બાબકના મેહેલમાં ભેગા મલ્યા જ્યારે બાબકે તે છુપી વાત ખુલ્લી કરી તેઓ આગળ સ્વપનાની તમામ વાત કહી ત્યારે તે જવાબદારોએ તેની વાત ધ્યાનથી સમજી અને પછી તે સલાહકારો વિચારવત બન્યા સેવટે તેઓ બોલ્યા કે, "ઓ સરફરાજ પાદશાહ! આ બાબદ સમજવા ઉપર તુ ધ્યાન લગાડ. જે શખ્સને તે એમ સ્વપનામાં જોયો છે તે પાદશાહી પાંમી પોતાના માથાંને સુરજ સુધી ઉચે ચઢાવશે. જો આ સ્વપનો તેને લાગુ પડશે નહી તો તેને ત્યાં એક એવો બેટો થશે કે જે જેહાનમાંથી આવુ ફળ પાંમશે" એમ સમજી બાબક ખુશી થયો અને તેણે દરેકને તેઓની પડવી મુજબના હદીઆ આપ્યા. પછી તેણે તેજ તોફાનવાલે દાહાડે ઢોરોના ટોલા વચેથી તે ગોવાલ્યાના સરદારને ત્યાં હાજર કરવા ફરમાવ્યું. આથી સાસાન બરફથી ભરાયલા બાલો સાથે ધાસ્તીભર્યાં દિલે એક કામલી ઓઢીને ત્યાં આવ્યો. પછી બાબકે તે જગ્યા પારકાઓથી ખાલી કર્યાથી તે દરબારમાંથી તેના નોકરો તથા સલાહકારો ચાલી ગયા. ત્યારબાદ તેણે સાસાનની ખબર અંતર પુછી તેને માનથી નવાજ્યો અને પોતાની આગળ બેસાડીને તેના ખાનદાન તથા તેની ઓલાદ વિષે પુછપરછ કીધી. પણ તે ભરવાદે તેનાથી ડરીને પહેલાં કાંઇ જવાબ દિધો નહી, પણ પછી બોલ્યો કે, "ઓ પાદશાહ! જો તું તારા ભરવાદને મારી બક્ષે અને વચણ તરીકે મારા હાથ સાથે હાથ અફાલે તો હું મારી તોખમ વિષે તુને વાકેફ કરૂં. જેથી તું જેહાનમાં જાહેર તેમજ છુપી રીતે મારી સાથે કાંઇ બુરાઈ કરે નહી જ્યારે બાબકે એમ સમજ્યું ત્યારે તેણે મોહું ખોલી નેકી પુગાડનારા પરવરદેગારના સોગંદ લેઇને કહયું કે, "હું તુંને કોઈ પણ રીતે નુકસાંન પુગાડશ નહી પણ તુને મારા પ્યારા તરીકે ગણી ખુશાલ દિલનો રાખશ." આથી તે જવાને બાબકને એવો જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! હું સાસાનનો બેટો થાઉંછું. જેહાનનો પાદશાહ અરદેશીર જે બેહેમનને નામે પણ ઓલખાતો હતો તેનો હું નબીરો થાઉંછું.[1] એ બેહેમન પેહેલવાન અસફંદીયારનો બાહુર બેટો હતો, અને એ અસફંદીયાર જેહાનમાં ગુસ્તાસ્પથી યાદગારી પામ્યો હતો." જ્યારે બાબકે એમ સમજ્યું ત્યારે તેણે જે રોશન આંખોથી પેલો સ્વપનો જોયો હતો તે વડે આસુઓ પાડયાં. પછી તેણે એક પેહેલવાની પોશાક અને પાદશાહી અસબાબ સાથનો એક ઘોડો લાવવા

૧ ફારસી તવારીખનવેશો આગળ થઇ ગયલી શાહનશાહત સાથે નવી શાહનશાહતનો સેલસેલો અને સગાઈ ચાલુ રાખવાને તે શાહનશાહતના સ્થાપકને છેલ્લી શાહાનશાહતના છેલ્લા પાદશાહના સવપનામાં મુકી તેનો સેલસેલો ચાલુ રાખે છે. અતરે સાસાનને બેહેમન પાદશાહનો નબીરો જણાવે છે પણ બેહેમનની પાદશાહી પછી કેટલીક સદીઓ પછી એ સાસાન અતરે દેખાવ દે છે જેથી તે નબીરો તો શું પણ ઘણી એક પેહેડીઓ પછી એ ઉતરી આવેલો ગણાય.

ફરમાવ્યું અને સાસાનને કહયું કે, "તુ હમામખાનામાં જા અને તારે માટે એક નવો ખેલાત આવે ત્યાં સુધી તુ ત્યાં થોભ." વળી તેને માટે એક મોટો મેહેલ પણ બંધાવવામાં આવ્યો અને એ રીતે ભરવાડના એક સરદાર ઉપરથી તેના સરને ઉચે ચઢાવ્યું. તે મેહેલમાં તેણે તેને ઉતારો આપી ત્યા નોકરો અને ગોલામોને પણ રાખ્યા. દરેક જાતના સામનથી તેને સરફરાજી આપી અને દોલતથી તેને વગર હાજતનો બનાવ્યો પછી તેણે પોતાની બેટી કે જેણી દિલજીટ, ખુબસુરત અને તાજ જેવી દીપતી હતી તેની સાથે તેને પરણાવ્યો.૧

૧ અરદેશીરનુ બયાન કરતા તબરી લખે છે કે, એ અરદેશીર ખીરના રાજા પાપકનો બેટા થતો હતો અને તે એજ મુલકના તીરૂડીહ નામના ગામડામાં જનમ્યો હતો તેનો બપાવો સાસાન ઈસ્તેખરના એક આતશબેહેરામનો નેગેહબાન હતો તેની બપાઇ સાસાનની ઓરત બાઝરંગી નામના પાદશાહી ખાનદાનની ઓરત હતી જેનું નામ રામબીહીસ્ત હતું. તે વખતે ઈસ્તેખરમા રાજ કરતો રાજા ગુઝીહીર બાઝરંગી ખાનદાનનો હતો જેનો એક તીરી નામનો સરદાર હતો જે દારાબજેરદ નામના કીલ્લાનો વડો હતો. અરદેશીર સાત વર્ષનો થતાજ એ તીરી નામનાં સરદારને હાથ તેના બાપે કેળવણી માટે સોંપ્યો હતો. અરદેશીર માટે સેતારેસનાશોએ એવી આગાહી કીધી હતી કે તે ઇરાનનો એક મોટો શેહેનશાહ બનશે અને તે આગાહીને સરોશ ઈજદે અરદેશીરને સ્વપનામા બસારત કરી વધારે મજબુટાઈ કરી આપી હતી. આથી અરદેશીરનો લોભ ઉશકેરાવાથી તેણે પારસની આસપાસના ગણુ રાજાઓ ઉપર હુમલો કરી મારી નાખ્યા અને તેમની જગ્યાએ પોતાના મલતાવીશેકોને બેસાડયા વળી તેણે પોતાના બાપને બેદાના રાજા ગુજીર સામે બલવો કરવા ઉશકેરીયો જેથી પાપકે ગુજીરને મારી નાખી તેનું તાજ પોતે પેહેરયુ ત્યાર બાદ પાપકે એ ગુજીરનું તાજ પોતાના બેટા શાપુરને પેહેરાવવા માટેનો અરદવાનનો હોકમ પુછાવ્યો પણ અરદવાને પાપક અને અરદેશીરને બલવાખોર જણાવ્યા તેવામા પાપક ગુજરી ગયા અને શાપુરે તેની રાજગાદી લેઈ પોતાના ભાઈ અરદેશીરને પોતાની દરબારમા બોલાવ્યો જેમ કરવા અરદેશીરે ના પાડયાથી તે અરદેશીર સામે લડવા ગયો પણ દારાબજેરદ આગળથી પસાર થતા તે એક બંડીઓર તુટી પડવાથી તેની નિચે કચડાઈ ગયો. આથી અરદેશીરે પોતે ઈસ્તેખર જઇ પોતાના બીજા ભાઈઓની બાહાલીથી ત્યાની રાજગાદી હાથમા લીધી. ત્યાર બાદ તેણે કેરમાન રાજ જીટી લીધું અને અસ્તવાદ તથા મેહેરકને મારી નાખી તેમનું રાજ પોતાને સ્વાધીન લીધુ. પછી તેણે અરદવાન સામે લડાઈ જગાડી અને તેની સામે ત્રણ હુમલા કીધા. સેવતે તેણે હોરમજદગાનની લાડાઈમા અરદવાનને મારી નાખ્યો અને પોતે ઈરાનનો શાહાનશાહ બન્યો એ હોરમજદગાનની લડાઈ ૨૬ મી સપતેમબર ૨૨૬ ઇ. સ. માં થઈ હતી.

# અરદેશીર બાબેકાનનો જન્મ થવા વિષે તથા તેની અને અરદવાન વચ્ચે બનેલા બનાવો વિષે.

તે ખુબસુરત ઓરતને પરણ્યાને નવ માસ પુરા થતાંજ તેને ત્યાં પ્રકાસ્તા સુરજ જેવું એક બાળક અવતર્યું, જે નામદારીશર્યા અરદેશીર (દરાજ-દસ્ત) ના જેવું વૃધી કરનારૂ, મુબારક, દીલપસંદ અને ખુબસુરત હતુ. આથી તેના બાપે તેનું નામ પણ અરદેશીર પાડ્યુ કે જેથી તે તેના દીદાર જોઈ તે (અરદેશીર) ને જોયા બરોબરની મુરાદ હાંસલ કરે. તેણે તેને પોતાના ખોલામાં લાડ સાથે ઉછાર્યો અને એ મુજબ કેટલોક લાંબો વખત વહી ગયો તિક્ષણ બુધીના શખ્સો પણ તેને હવે બાબકના અરદેશીર ૧ ને નામે ઓળખવા લાગ્યા. તેને તે વખતનો તમામ હુનર શિખવવામાં આવ્યાથી તેની ખાનદાની ખાશીયતમાં પણ વધારો થયો. તે એવું ગ્નાન ધરાવનાર, દેખાવલો અને ખુબસુરત હતો કે તુ કેહેશે કે જાણે તેનાથીજ આસમાન દિપતુ હતુ.

હવે જવાન અરદેશીરની અક્કલ અને ગ્નાનની ખબર અરદવાનને થઇ કે તે લડાઇમાં ફાડી ખાનારા સિંહ જેવો અને મીજલશમા શુકર સેતારા માફક દીપતો છે ત્યારે તેણે નામદાર પેહેલવાન બાબક ઉપર એવુ એક નામુ લખ્યુ કે, " ઓ દાનાવ, પાક વિચારના, બોલકના અને પાકીજેહ સલાહકાર શખ્સ! મેં સમજ્યું છે કે તારો બેટો અરદેશીર એક બોલકનો અને કાબેલ સ્વાર છે. માટે આ નામું વાચતાંજ તુ તેને મારી આગળ ખુશાલ મોકલી આપજે. હુ તેને મારી શકિત મુજબ વગર હાજતનો બનાવશ અને તેને પેહેલવાનો વચ્ચે સરફરાજ કરશ. એ મારા ફરજંદો વચ્ચે આવી રેહેશે ત્યારે તે પારકો છે એમ ન ગણતા હું તેને મારા સગા તરીકેજ ગણીશ "

બાબકે તે પાદશાહનું આ નામુ વાંચતાંજ પોતાની આંખોમાંથી ગાલો ઉપર પુશકલ આંસુઓ ખેરવ્યાં અને પછી એક મુનશીને તેમજ વળી જવાન અરદેશીરને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું તેણે અરદેશીરને કહયુ કે, " આ અરદવાનનું નામું વાચી તું તેના ઉપર તારાં રોશન રવાન સાથે ધ્યાન પુગાડ. હું હમણાજ એક નામું તે પાદશાહ ઉપર લખી તેના ઉપર એક ખેરખાહ પાસે મોકલી આપું છું અને તેને કેહેવડાઉં છું કે હુ મારાં દિલ અને આંખ જેવા ખુબસુરત બાહાદુર જવાન અરદેશીરને કટલીક શિખામણ

---

૧ બાબકે પાછળથી સાસાનના એ બેટા અરદેશીરને પોતાના પાળક બેટો કરી લેઈ પોતાના રાજ્યનો વારેશ પણ ઠેરવ્યો હતો.

આપી તારી આગળ મોકલુ છું. માટે તારી મોટાઇભિરી દરબારમાં તેના આવી લાગતાજ તુ તેના સાથે પાદશાહોને ઘટતી રીતે વર્તજે અને તેના ઉપર જરા પવનને પણ ફુકવા દેતો ના."

પછી બાબકે જડપથી પોતાના ખજાનાના બારણા ખોલી તે જવાનને સુનેરી લગામો, ગુરજો, તલવારો વિગેરે તરેહવાર ચિજોથી ખુશ કીધો કે જેથી તે ખુશનુમાં ચિજોથી તેને ( છુટા પડવાની ) દલગીરી લાગે નહી. આથી તે ખજાનચીને તે જવાન આગળ રેસમી કાપડો, ઘોડાઓ, નોકરો, ચીનીકામ તથા પાદશાહી ખીનખાબ વિગેરે ચિજો લાવી હાજર કીધી. પછી તે જવાન અરદેશીર અરદવાનનો નોકર બનવાને તૈયાર થયો વળી તેણે અરદેશીર પાસે અરદવાન માટે પૈસા, કસ્તુરી, અમબર વિગેરેનો મોટો હદીઓ મોકલ્યો. ત્યારબાદ તે ભાગ્યશાલી જવાન પોતાના મમાવા આગળથી રએ શેહેરના પાદશાહ અરદવાનની દરબારમાં ગયો. અરદેશીરના તે દરબાર આગળ આવી લાગતાજ દરબાનોએ એ વાતની ખબર પાદશાહને પોહોંચાડીયાથી અરદવાને તે જવાનને પ્યારથી પોતાની આગળ બોલાવ્યો અને તેને બાબકની ઘણીએક ખબરો પુછી. તેણે અરદેશીરને પોતાના તખત આગળ બેસાડયો અને પોતાનાજ મેહેલમા તેની જગ્યા કીધી અરદવાને ત્યાં તેને માટે તરેહવાર ખોરાક, પોશાક અને સામન મોકલી આપ્યો જવાન અરદેશીર પોતાના નામદારો સાથે અરદવાને મુકરર કીધેલી જગ્યાએ જઇ થર પડયો.

જ્યારે ખોરશેદ પોતાના તખત ઉપર બીરાજ્યો અને જેહાન રૂમીઓના ચેહેરા જેવી સફેદ બની, ત્યારે અરદેશીર પણ પોતાના નોકરને બોલાવી તેની પાસે જે કાંઇ નાચિજ હદીઓ હતો તે પાદશાહ અરદવાન આગળ પેહેલવાન બાબક તરફના હદીઆ તરીકે મોકલી આપ્યો. તે હદીઓ તપાસી જોતાં અરદવાનને તે પસદ પડયાથી જવાન અરદેશીરને ફાયદો થયો. તે સરદારે અરદેશીરને પોતાના બેટા માફક રાખ્યો અને તેને એક પળ પણ દલગીર થવા દિધો નહી. એ જવાનને લિધા વગર તે પાદશાહ દારૂ પીવા, ખાણુ ખાવા અને શેકાર કરવા જતો નહી. તેણે તેને પોતાના સગા માફકજ રાખ્યો અને તેને પોતાના ફરજંદથી જુદો ગણ્યો નહી.

એવું બન્યું કે એક દિવસ તે પાદશાહ પોતાના બેટાઓ અને લશકર સાથે શેકારના મેદાનમાં શેકાર કરવા માટે ફરી વળ્યો. જવાન અરદેશીર પણ પાદશાહનો ઘણો માનીતો હોવાથી અરદવાનના સાથી તરીકે ત્યાં હાજર હતો. એ પાદશાહ અરદવાનના ચાર બેટા હતા જેમાનો દરેક પાદ

શાહીનેજ લાયકનો હતો. તેટલામાં એક ગોરખર દુરથી તે જંગલમાંથી પસાર થયું જેથી તે મોટા લશકરમાં ખુમરાન છ્ટી રહી. સઘલાઓએ પોતાના ઘોડા તેની પછવાડે છોડી મુકયા જેથી તેમના પસીના સાથે ધુલ ભેલવા લાગી. અરદેશીરે હરોલમાં દોડી તે ગોરખર નજદિક આવતાંજ કમાન ઉપર તીર ચઢાવીને તે નર ગોરખરની જાંગમાં માર્યો તેથી તે તીર અણીથી તે પાછલના પીછ સુધા તે ગોરખરની જાગમાં બેસી ગયો. તેજ પળે અરદવાને ત્યાં આવી લાગીને તે ગોરખરને ખુલ્લું જોયું તથા તે જવાનને પણ તેની નજદિક ઉભેલો જોયો તેથી તેણે પુછ્યું કે, “ આ ગોરખર કોણના તીરથી માર્યું ગયું છે ? તેનુ રવાન તેના હાથના હુનર સાથે જોડાયલું રેહેજો.” અરદેશીરે પાદશાહને જવાબ દિધો કે, “ એ ગોરખરને તો મેં મારા તીરથી માર્યું છે.” પણ અરદવાનનો એક બેટો બોલ્યો કે, “ એ તો મેં માર્યું છે અને હવે હું તેની માદાની પણ સોધમાં છું.” અરદેશીર બોલ્યો કે “ આ મેદાન ઘણું બોહલું છે અને તેમાં ગોરખરો પણ ઘણા છે અને આપણી પાસે તીરો પણ છે. માટે તું એજ રીતે એક ગોરખર મારી બતલાવ. નામદારો આગળ જુઠું બોલવું એ ગુનાહ છે.”

આવી વાત સમજી અરદવાન ગુસ્સો થયો અને તેણે તે જવાન ઉપર ગુસ્સા સાથે બુમ પાડીને કહયું કે “ મેં મારી જાત ઉપર જઈ તારી પરવરશી કીધી તેમાં મારીજ ભુલ થઈ છે. મારે તુંને ખુશાલીની મીજલશમાં ભેલવો હતોજ નહી તથા મારાં લશકર સાથે શેકારે પણ લેઇ જવો હતોજ નહી, કે જેથી તું મારાં ફરજંદથી ચઢતો થવા માંગી મોટાઈએ પુગવાનું અને બાહાદુરી દેખાડવાનું પસંદ કરતેજ નહી. અત્રેથી દુર થા અને જઇને મારા અરબી ઘોડાઓનીજ સંભાળ કર, અને તેઓની આગળજ રેહેવાનું પસંદ કર. મારા ઘોડાઓના તબેલાનો તુ વડો બનીને ત્યાંના દરેકને તેઓના કામમાં મદદ કર.”

આથી અરદેશીરે આંસુભરી આંખો સાથે તે અમીરના અરબી ઘોડાના તબેલા તરફ જઇ ત્યાંથી ગમભર્યાં દિલે અને યુકિતભર્યા મગજ સાથે પોતાના મમાવા ઉપર એક નામું લખ્યું કે, “ મારી ઉપર અરદવાને ઘણો જુલમ ગુજાર્યો છે, માટે તેનું દિલ દુખી રેહેજો અને તેનુ રવાન રંજીદા થજો ” એ નામામાં તેણે બનેલી વિગત અને પાદશાહ અરદવાનના ગુસ્સે થવાનું કારણ સઘલું યાદ કરીને દર્શાવ્યું. જ્યારે તે નામુ બાબકને પુગ્યું ત્યારે તેણે તેમાની ખબરથી કોઇને વાકેફ કીધો નહી. પણ એ કામથી તેનું દિલ દુખ અને રંજથી ભર્યું બન્યું. તેણે દસ હજાર દીનારની એક ટેલી પોતાના ખજાના

ખાતેથી મંગાવી એક મરદાનગીભર્યા ઉંટ સ્વાર સાથે અરદેશીર ઉપર મોકલી આપી. તેણે એક મુનશીને પોતાની આગળ બોલાવી તેણે અરદેશીર ઉપર એક નામું લખવા ફરમાવ્યું. તેમાં તેણે લખાવ્યુ કે "એ વગર અકલના નાદાન જવાન! અરદવાન સાથે શેકારે જતી વખતે તેં તેના બેટાથી ચઢતું થવા કેમ માગ્યુ ? તુ તેનો સગો તો હતો નહી પણ એક નોકર જેવો હતો માટે તેણે એ દુશમની કાંઇ તારી સાથે બુરાઇથી કીધી નથી પણ તારાં બેવકુફાઇભર્યાં કામથી તેને તેમ કરવુ પડયુ છે માટે હવે તું તેને ખુશ કરવાની ટક સોધતો રેહેજે અને તેનો હોકમ બજાવતાં જરા પણ તારો ચેહેરો ફેરવતો ના. તુને આ નામામા એવી નશીયત દેતાં મે તારા ઉપર થોડાક પૈસા પણ મોકલ્યા છે. એ ખજાનો ખપી જતાંજ તું મારી પાસથી બીજો મંગાવજે કે જેથી તારો વખત વહી જાય."

તે જેહાનના અનુભવી બુઢાને લેઇને નિકળેલું જોરાવર ઉંટ દોડતું અરદેશીર આગળ આવી લાગ્યું અને અરદેશીર એ નામું વાંચતાંજ ખુશ બન્યો. પણ તેનું દિલ તખત મેલવવા ચાહાતું અને કાવાદાવા ભર્યું બન્યુ એ (તબેલાની) જગ્યા તેને લાયકની હતી નહી તે છતાં તેણે પોતાના ઉતારાની જગ્યા તેના ઘોડાઓ આગળજ પસંદ કીધી ત્યાં તેણે તરેહવાર ગલીચા પાંઠર્યા અને પોશાક તથા ખોરાકી ભરી મુકી. તેનું કામ રાત અને દિસ ખાવાપીવાનું અને દારૂની જામો સાથે ગાયણનો જલશો બનાવવાનુંજ થયું. ત્યાંજ અરદવાનનો મોટો મેહેલ પણ આવ્યો હતો જે મેહેલમાં તેની એક પ્યારી કુવારી (બેટી) રેહેતી હતી. તે ચાંદ જેવા ચેહેરાવાલી ઓરતનું નામ ગુલનાર હતું. તે જાણે જવેહરાત અને જાત જાતનાં કપડાંઓથી સજાયલી પુટલી જેવી લાગતી હતી. તેણી અરદવાનની એક સલાહકાર વજીર જેવી અને તેના ખજાનાના ખજાનચીન જેવી ગણાતી હતી. અરદવાનને તે જીવ કરતા પણ વધારે વાહાલી લાગતી હતી અને તે તેનો ચેહેરો જોઈ ખુશ અને હરતો રેહેતો હતો.

## અરદવાનની બેટીને લલચાવી તેની સાથે અરદેશીર પારસ તરફ નાહાસી ગયો તે વિષે.

એવું બન્યું કે એક દિવસે એ છોકરી પોતાની અગાસી ઉપર આવી ઉભી જેને જોવાથી અરદેશીરનું દિલ ખુશ બન્યું. તે માહાતાબ જેવી ઓરતના દિલમાં તે જવાને જગ્યા લિધેલી હોવાથી તેણી પણ હસ્તા હોટો સાથે અરદેશીરનેજ જોવા લાગી. દાહાડો વહી જઈ રાત થાય ત્યાં સુધી તેણી થોભી અને

રાત પડતાંજ તેણીએ પોતાના મેહેલના કંગુરા ઉપર કમંદનો ફાંસો ભેલવ્યો અને તેને કેટલાક ગાંડથી મજબુટ કીધા પછી તેણીએ પોતાના હાથો વડે કામ કરવા માંડયું. તેણીએ બાધુરી સાથે ઉપરથી નિચે ઉતરવા માંડયું અને પછી (સહીસલામત નિચે આવવા માટે) પરવરદેગારનો ઉપકાર માન્યો. તેણી જવેરાહાતથી સજાયલી અને કસ્તુરી તથા અંબરથી પમડતી અરદેશીર આગળ દમાગથી ચાલી આવી અને તેણીએ તેના (ઉંઘાતાં) માથાને રેસમી ટકયા ઉપરથી ઉચકયું અને તેના જાગૃત થતાંજ તેણીએ તેને જોરથી પોતાની છાટી સાથે દાબ્યો. જવાન અરદેશીરે તેનો ખુબસુરત ચેહેરો, બાલ અને તેણીના કપડાં અને તેમાંથી નિકળતી સુગંધ તરફ નજર કીધી અને તે માહાતાબ જેવી ઓરતને પુછયું કે, "તું કયાંથી આવી છે? શા માટે તેં મારા દિલને ગમ ભર્યું બનાવ્યું છે?" તેણીએ તેને જવાબ દિધો કે, "હું એક કુમારીકા છું અને મારૂં દિલ અને જીવ તારી મોહોબતમાં બંધાયલા છે. હું શાહા અરદવાનનું દિલ રીજવનારી તેમજ તેની ખજાનચીન પણ છું. તે મારાથી ખુશાલ અને રોશન રવાનનો રહે છે. માટે હવે જો તું મને પસંદ કરશે તો હુ તારી એક ગોલામ બનશ. કારણ કે હું તારો ચેહેરો જોઇનેજ જેહાનમાં જીવી શકશ જયારે પણ તુ ઇચ્છશે ત્યારે હું તારી આગળ આવશ અને તારા ગમગીન જીવને પ્રકાશવાલો બનાવશ."

એ બાબદ બન્યાને થોડો વખત વહી ગયો ત્યારે તે દાનાવ શખ્સને એક શેહ ખમવી પડી. જેહાનનો અનુભવી અને અકકલમંદ બાબક ગુજરી જઇને આ પુરાની જેહાન બીજાને સોંપી ગયો. જ્યારે એ ખબર અરદવાનને પુગી ત્યારે તે ગમગીન બન્યો અને તેનુ રવાન દલગીર થયું. હવે અરદવાનના દરેક સરદારો પારસ મેલવવાની કોશેષ કરવા લાગ્યા પણ તે પાદશહે પારસની હાકેમી પોતાના વડા બેટાને સોંપી અને તેને લશકરનો અશબાબ બાહાર કાઢવા અને લશકરને દરબારમાંથી મેદાન તરફ લેઇ જવાનો હોકમ કીધો. આથી અરદેશીરના દિલથી તે રોશન દિલના મદદગાર બુઢા બાબક માટે જેહાન અકારી બની. તેણે અરદવાનના લશકર ઉપરથી પોતાનુ દિલ ઉડાડી મુકયું. એ ખબર મલતાંજ તેણે બીજી રીતનો ઠેડાવ કીધો. બાબકના દુખથી તેનુ દિલ ગાભરૂં બન્યાથી તેણે ત્યાંથી છટકવાનો ચોબાજુએ રસ્તો સોધવા માંડયો.

તેટલામાં એવું બન્યું કે પાદશાહ અરદવાને સેતારાઓની ચાલની અને પોતાની રાહારીતીની જોશનેજુઇ કરવા રોશન રવાનના નજુમીઓને મેહેલમાં બોલાવ્યા અને તેણે હવે પછી ફરતો જમાનો કોણુનો શિક્ષક બનશે તે માટે

તેઓને પુછપરછ કીધી પછી પાદશાહે ગુલનારના સેતારાઓની ચાલ તપાસવા માટે તે નજુમીઓને તેણી આગળ મોકલી આપ્યા. એ કામમાં ત્રણ દાહાડા વહી ગયા બાદ તેઓએ પાદશાહના નસીબ ઉપર નજર પુગાડી. ખજાનચીન ગુલનાર પણ તેઓની વાત સમજવા અને પોતાના નસીબ બાબેનો ખાનગી ભરમ સમજવા ઉપર રોકાઇ રહી અને તેમાથી ત્રીજે દાહાડે રાતે ત્રણ પોહર વિટયા બાદ તે કુમારીકા નજુમીઓ આગળથી પરવાર પાંમી. તેણીના દિલની ઈચ્છા તો (અરદેશીર માટે) પુર હોવાથી અને તેણીના હોટ સુકા હોવાથી તેણી આગળ નજુમીઓએ જે કાઇ કહયુ તે વીયર્થ ગયુ. તે રોશન રવાનનાં શખ્સો ચોઠે દિવસે નજુમ વિષેનો એ ભરમ અરદવાનને જણાવવા માટે ગયા તેઓ તે કુમારીકાના મેહેલમાથી નજુમને મલતી ચોપડી કાખમાં મારીને પાદશાહ આગળ આવ્યા અને તેને ઉચા આસમાનનો ભરમ કહી સમજાવ્યો અને પાદશાહે તેઓને કેમ, કાંય અને શા માટેના સ્વાલો પુછયા. તેઓ બોલ્યા કે, "ઘણા થોડાજ દિવસમા તુ પાદશાહનુ દિલ કાંઇક ગિજથી દુખી થશે. કારણકે એક પાદશાહી તોખમનો, બાધુર, નાની પડવીનો સરદાર તારા મોટા દરજ્જાના સરદારો વચ્ચેથી નાહીસી જશે અને પછી તે ભાગ્યશાલી અને ફાયદો આપનારો એક મોટો જેહાનનો પાદશાહ બનશે." તેઓના એમ બોલવાથી તે નામદાર સરદારનુ દિલ ઘણું સખત રીતે ગમગીન બન્યું.

જયારે જેહાનનો દેખાવ (રાતને લિધે) દામર જેવો કાલો બન્યો ત્યારે તે કુમારીકા અરદેશીર આગળ ગઈ. તે જવાન તેણીના ઉપર દરીઆ માફક છેડાયો અને બોલ્યો કે "શુ તું અરદવાનથી એકજ દાહાડામાં સંતોપ પામી શકી નહી?" આથી તે કુમારીકાએ જે કાઇ રોશન રવાનના નજુમીઓએ નામદાર અરદવાનને કહયું હતું તે તેને કહી સમજાવ્યુ. ગુલનારની એવી વાત સમજતાંજ તે ધીરજ પકડીને ચુપ રહયો. તેણીની એ વાતથી તે જવાનનું દિલ તેજ બન્યુ તેથી તેણે ત્યાંથી નાહાસવાનો માર્ગ સોધવા માંડયો. તેણે તેણીને પુછ્યુ કે, "જો હું ઇરાન જાંઉ અને તે બાધુરોના વતનમાં રએને માર્ગે દાખલ થાઉ તો તું મારી સાથે આવવાનો વિચાર કરશે કે પાદશાહજ આગળ રેહેવા માંગશે? જો તું મારીજ સાથે આવશે તો તવંગર બનશે અને તું તમામ જેહાનના તાજ જેવી ગણાશે." તેણીએ જવાબ દિધો કે, "હું તો તારીજ ગોલામ છું અને જીવશ ત્યા સુધી હું તારાથી છુટી પડવાની નથી." એ પ્રમાણે તેણી હાય મારતા હોટો સાથે બોલવા લાગી અને આંખોમાંથી આંસુ પાડવા લાગી. અરદેશીરે તે માહાતાબ જેવા ચેહેરાની ઓરતને કહયું કે "આપણુને આવતી કાલેજ નાચારી સાથે જવું પડશે."

એમ સમજતાંજ તે ગોલામડી પોતાના દિલ અને જીવને હથેલી ઉપર ધરીને પોતાના મેહેલમાં ગઈ અને જેહાનની સપાટી સુરજથી પીલા રંગની બનતાંજ તથા અંધારી રાતે વંક લેતાંજ તે કન્યાએ ખજાનાનાં બારણા ખોલી તેમાંથી એક જાતનાં જવેરાતો સોધવા માંડયાં. તેણીએ તેમાંથી પાદશાહી યાકુતો અને જવેહરાતો અને અગત્ય પડે એટલા પૈસા લેઇ લિધા અને પછી મેહેલમાં જઇને ત્યાં તે જવેહરાત સાંત્યું. તેણી જયાં સુધી પાહાડ પછવાડેથી રાત આવી લાગી તથા અરદવાન ઉંઘમાં પડયો અને તે જગ્યા લોકોથી ખાલી બની ત્યાં સુધી થોભી અને પછી તેણી તીરની જડપે મેહેલમાંથી બાહાર પડી તે સઘલું જવેહરાત અરદેશીર આગળ લેઇ ગઇ ત્યાં તેણીએ જેહાનજીટ અરદેશીરને હાથમાં દારૂની જામ પકડીને બેઠેલો જોયો અને ઘોડાની સંભાળ કરનારા સઘલા ઘોડાવાલાઓને છાકટા બની ઉંઘમા પડેલા દિઠા. તેણે વળી તબેલામાંથી બે મોટી કીમતના ઘોડા અને બે જીન પણ પસંદ કરી રાખ્યા હતા. જેહાનજીટ અરદેશીરે ગુલનારનો ચેહેરો તથા વળી તે લાલ માણેકો અને પૈસા જોતાંજ તુરત તેણી માટે એક દારૂની જામ હાજર કીધી અને તે અરબી ઘોડાઓને લગામ પોઇ તેણે સાથે હથીયારો પણ બાંધી લિધાં અને હાથમાં એક ઝેહેર પાયલી તલવાર ખોલી પકડીને ઘોડા ઉપર સ્વાર થયો. બીજા ઘોડા ઉપર તે માહાતાબ જેવી ઓરત સ્વાર થઇ અને ત્યાર પછી તેઓએ ત્યાંથી એકા વખતે નાહાસવા માંડયુ. તેણે તે મેહેલમાંથી પારસ તરફનો રસ્તો ધર્યો અને એ રીતે તેઓ ખુશાલ દિલે માર્ગમાં આગળ વધવા લાગ્યાં તે માહાતાબ જેવી ઓરત વગર અરદવાન દિવસે કે રાતે ખુશ રહી શકતો હતો નહી, પણ તે દિવસે એવું બન્યુ કે તેણે તે રાતે માથું ઉચકીને ગુલનારનો મુબારક ચેહેરો જોયોજ નહી. તેનો ઉઠવાનો અને બીછાણેથી ઉઠી તખતે બીરાજવાનો વખત થવા છતાં પણ જ્યારે તે કન્યા તેની આગળ આવી નહી ત્યારે તે ગુસ્સે થઇ તેને શિક્ષા કરવાને ઉશંકેરાયો. પણ ચોકીબાન સીપાઇઓ તેના ઓરડાના દરવાજા આગળ આવી ઉભા અને તેને માટે દરબારમાં તખત અને તાજ તૈયાર કરવામા આવ્યાં. વળી તેવામાં વડા દરબાને દરગાહમાંથી નામદાર પાદશાહ આગળ આવીને કહયું કે "નામદારો તથા આ મુલકના મોટા દરજજાના ગણાતા લોકો દરબારમાં આવી લાગ્યા છે."

## અરદેશીરના ગુલનાર સાથે નાહાસવાની ખબર અરદવાનને થતાંજ તે તેઓની પુઠે ગયો તે વિષે.

પછી પાદશાહે પોતાના નોકરોને કહયું કે "ગુલનારની ફરજો અને તેણીની દેખરેખો શું રહે છે? તેણી હજી મારા બીછાણા આગળ કેમ આવી નથી? શું તેણી મારી ઉપર ગુસ્સે થઈ છે?" તેવામાં ત્યાં એક મુનશીએ આવીને તેને કહયું કે "ગઈ રાતે કવખતે અરદેશીર અત્રેથી નાહાસી ગયો છે. તે તબેલામાંથી તુ નામદારના ઘોડાઓમાંથી એક સફેદ રંગનો નાનો ઘોડો તથા એક કાલા રંગનો મોટો ઘોડો પણ સાથે લેઈ ગયો છે. તુરતજ અરદવાનના દિલની ખાતેરી થઇ કે તે ખજાનચીન ઓરત પણ અરદેશીર સાથે નાહાસેલી હોવી જોઇએ. આથી તે બાહાદુરનું દિલ ઉશકેરાઈ ગયુ અને તુરતજ તે એક ઘોડા ઉપર સ્વાર થયો તથા પોતાની સાથે કેટલાક લડાયક સ્વારોને લિધા. તું કેહેશે કે જાણે પોતાના ઘોડાને આતશનેજ સોંપી દિધો છે. માર્ગમાં તેણે એક નામીચી જગ્યા જોઈ જેમાં પુશકલ માણસો અને ઢોરો હતાં. તેથી તેણે ત્યાં પુછપરછ કીધી કે "તમારામાંથી કોઇએ બામદાદે સુરજ ઉગતાં ઘોડાના પગલાના અવાજ સમજ્યા હતા અને બે માણસોને માર્ગમાંથી નાહાસ્તાં જોયાં હતાં? અને શુ તેઓમાંના એકનો ઘોડો સફેદ અને બીજાનો કાલો હતો?" એકે જવાબ દિધો કે, "બે શખ્સો આ રસ્તેથી ઘોડા ઉપર સ્વાર થઈ પસાર થયા હતા. તે સ્વારોના ઘોડા પછવાડે એક પાકીજેહ મેંઢું ચાલતુ હતું અને તે પણ ઘોડા માફક ધુલ ઉદાડતું." તુરતજ અરદવાને પોતાના વજીરને પુછયુ કે "તેની સાથે એ મેંઢુ શા માટે દોડતું હતું?" તેણે જવાબ દિધો કે, "એ તો તેનું ખોરેહ હતુ જે તેના નેક સેતારાને લિધે તેના ઉપર પાદશાહી છત્ર કરવા દોડતુ હતું. માટે તે મેંઢું તેને પકડી પાડે તે આગમચ તું તેના ઉપર હુમલો કર. નહી તો કે આપણુ સઘલું કામ મુશકેલ થઇ પડશે." આથી અરદવાન ત્યાં ઉતારો લેઇ ખાઈપીને આશુદો બન્યો. પછી તેણે ત્યાંથી જડપથી નિકળી પાછી અરદેશીરની પુઠ ધરી. અરદવાન પોતાના વજીર સાથે તેમની હરોલમાં દોડવા લાગ્યો.

પેલી તરફ જવાન અરદેશીર એક પળની પણ આશાયશ લીધા વગર તે કુમારીકા સાથે પવન વેગે દોડવા લાગ્યો. ઉચું આસમાન જેનું દોસ્ત બને તેને દુશમનોથી કાંઈ પણ નુકસાન પુગતુ નથી. દોડતાં દોડતાં અરદેશીર ઠાકી જવાથી તેણે એક ઉચી જગ્યાએ જઇ ત્યાંથી એક ઝરો સોધી કાઢયો. પછી તે જવાને દોડતો આવી ગુલનારને કહયું કે, "આપણે હાલે તો મેહેનતના સાથી બન્યા

છીએ." તોપણુ હવે આપણને આ કુવા આગળ જરા ઉતારો લેવો ઘટે છે. કારણુ કે આ ઘોડા તેમજ આપણે સ્વારો હાકીને તાકાટ વગરના બન્યા છીએ. માટે આપણે ત્યાં જઇ થોડુ પાણી પી તથા આરાયસ લેઇને અત્રેથી જતા રહીએ." તે બંન્ને પાણી આગળ જઈ લાગતાંજ ત્યાંના પીહ્નાશને લિધે તે બંન્નેના ચેહરા સુરજ જેવા લાગ્યા. ત્યાં અરદેશીર ઉતરવા જતો હતો તેટલામાં તે કુવા આગળ બેઠેલા બે જવાનોમાંના એક તેને મોટેથી કહ્યું કે "તું તારી લગામ અને રેકાબનો જડપથી ઉપયોગ કર કે જેથી તે પેલા અઝદાહના ડાચાંમાંથી બચી શકે. કારણુ કે હમણા પાણી પીવા થોભવુ કામનુ થઈ પડશે નહી માટે પાણી પીવા નિચે ઉતરી તારાં પોતાનાં શરીરને કપાવી નાખવુ ઘટતુ નથી"

અરદેશીરે તે પેહેલવાનોની એવી શિખામણુ સમજતાંજ ગુલનારને કહ્યુ કે, "આ વાત સમજ" આથી અરદેશીરે પોતાનો પ્રકાસ્તો ભાલો ગરદને ઉઠાવ્યો અને વળી તેઓની રેકાબ ભારી બની તથા લગામ ઢીલી થઇ (યાને તેઓએ યાડોમ દોડવા માડયું.) અરદવાને પણુ તેમની પવન વેગે પુઠ પકડી અને ગમગીન જીવે પોતાના ઘોડાને દોડાવ્યા કીધા. દિવસનો અરધો ભાગ પસાર થાય તેટલો રસ્તો જેહાનને દીપાવનાર સુરજે આસમાન ઉપર કાપ્યો તેટલામાં અરદવાને એક ખુબસુરત દેખાવનું શેહેર જોયુ. ત્યાંના ઘણા એક શખ્સો તેની આગળ આવ્યાં. તે નામદારે તે દાનાવોને પુછ્યુ "અત્રેથી પેલા બે સ્વારો કયારે પસાર થયા ?" ત્યારે એક રેહેનુમા શખ્સે તેને જવાબ દિધો કે, "ઓ પાક વિચારના ભાગ્યશાલી પાદશાહ ! જયારે માણસો આગળથી સુરજ જતો રહયો અને તેણે રાતને માટે અંધારી ચાદર પાંઠરવા માંડી ત્યારે તે બે સ્વારો અત્રેથી પસાર થયા હતા. તેઓનાં મોઢાં ધુલથી ભરાયલાં અને તરસાં હતાં. તેમાના એકની પુઠે એક મેંઢુ [1] કે જેના જેવો મેહે-

[1] અત્રે જે મેઢા વિષે લખવામા આવ્યું છે તે કેઆની ખોરેહ માતેનો ઈસારો છે એ ખોરેહ માણસોને પક્ષી યા જાનવરના આકારમા આવી મલતુ જાણ્યું છે જમીયાદ યશતમા જણાવ્યા મુજબ જમશેદ હેકારી કીઢાથી તેના મોઢા ઉપરનું ખોરેહ એક પક્ષીના આકારમા ઉડી ગયું હતું આથી પુરાના કાલના ઇરાનીઓની માન્યાતા મુજબ એ ખોરેહ જુદાજુદાં જાનવરના આકારમા આવી મલતું ગણાઇ શકાય વળી બેહેરામ યશત મુજબ બેહેરામ ઈજદ દશ જુદી જુદી શકેલોમા માણુસ જાતની મદદે આવતો જણાયો છે તેમાંની આઠમી શીકલ "મએષ કેહર્પ" યાને મેઢાની શીકલ છે. તેથી એ મેંઢુ અરદેશીરને આવી મલવાની મકશદ બેહેરામ ઈજદની મદદ યાને ફતેહ અને હીમત આવી મલેલી પણ ગણાઈ શકાય.

લોમાં પાડેલો ખુબસુરત ચીતાર પણ હમોએ જોયો નથી તે બેઠેલું હતું." વળી તે વજીરે અરદવાનને કહયુ કે "હવે તું અત્રેથી તારી જગ્યાએ પાછો ફર અને લશકરને તથા લડાઇના અસબાબને તૈયાર કર. કારણ કે હવે તો ઉલટોજ બનાવ બની ચુકયો છે તેની પુઠે તેનુ નસીબજ ચઢી બેઠું છે. તેથી તેની પુઠે દોડવાથી આપણા હાથમાં ધુલજ આવશે તુ તારા બેટા ઉપર એક નામું લખાવ અને તેમાં એ વાત વિસ્તારીને કહેવડાવ કે જેથી અરદેશીરનો પતો તે મેલવી શકશે અને તે મેઢાંનુ દુધ પણ પીવા પાંમશે નહી" જ્યારે અરદવાને તેની એવી વાત સમજી ત્યારે અરદેશીરનુ કામ હવે જુનું થતુ ગયું છે એમ તે સમજી ગયો. આથી તેણે તેજ શેહેરમાં ઉતારો લેઇ ત્યાં નેકીના પુગાડનારા પરવરદેગારની બંદગી કીધી.

## અરદવાને અરદેશીરને પકડવા માટે પોતાના બેટા બાહમન ઉપર નામું લખાવ્યું તે વિષે.

જ્યારે રાત પછી પાછો દિવસ ઉગયો ત્યારે તેણે સહવારે બાંમદાદ થતા લશકરને ત્યાંથી પાછું ફરવાનો હોકમ કીધો રાતે જ્યારે અરદવાન રએમા પાછો જઇ લાગ્યો તેટલામાં તો તેના બે ગાલો સેરડી જેવા ફીક્કા પણ બન્યા હતા તેણે ત્યાથી પોતાના બેટા ઉપર એક નામું લખાવ્યું કે, "આપણે માથે એક મુશકેલ કામ આવી પડયુ છે. અરદેશીર આપણા મેહેલમાંથી જેમ નાહારી ગયો છે તેવી રીતે તો કમાનમાંથી છુટેલો તીર પણ જઇ શકે નહી. તે હાલે પારસ તરફ આવી લાગ્યો હશે. માટે તુ એ વાત જેહાનમાં કોઇને પણ જણાવ્યા વગર તેની છુપાછુપ સોધ ચલાવજે."

પેલી તરફ અરદેશીર એક નદી આગળ જઈ લાગ્યો જ્યાં તેણે પરવરદેગારની એ રીતે બંદગી કીધી કે, "ઓ મદદગાર સાહેબ! મને તે બુરી કરણીના અરદવાનથી નચિંત બનાવ્યો છે. હવે પછી તેનું શરીર કદી પણ ભલાઇ જોતુ ના." પછી તેણે ત્યાં આસાયશ લિધી અને પોતાની આગળ એક ખલાસીને બોલાવી તેની આગળ કેટલીક બનેલી વાતો કહી ડાહાપણભર્યા બુઢા ખલાસીએ અરદેશીરનું ઉચું કદ, ચેહેરો અને છાટી તપાસતાં તેની ઓલાદ પાદશાહી ઓલાદ સિવાય બીજી કોઇ નથી એમ તે પામી ગયો. આથી તેનો દમામ અને મોટો દરજજો જોઇ તે પણ ખુશાલ બન્યો અને તેણે નદી તરફ ઉટાવલે દોડી વાહોનોને પાણી ઉપર ચો બાજુએ દોડતાં કીધાં. નામદાર અરદેશીરના આવી લાગ્યાની ખબર સમજી તમામ લશકર પણ નદી આગળ એકઠું થયુ. ઇશતેખરમાં પણ સઘલાઓ તે પાદશાહની ખબરથી ખુશાલીમાં

આવ્યાં. વળી જેઓ દારાંની તોખમ ધરાવતા હતા અને જેઓ મુલકે મુલક નરમાશથી રેહેતા હતા તેઓએ જ્યારે પાદશાહ અરદેશીર માટેની ખબર સમજી ત્યારે તેની ખુશાલીથી બુઢાઓનાં દિલ પણ જવાન બન્યાં. લોકો જવાન અરદેશીર આગળ ટોલેટોલાં બની દરીઆ અને પાહાડોને માર્ગે આવવા લાગ્યા અને શેહેરે શેહેરના ડાહયાઓ અને સલાહકારો જેહાન જીટ અરદેશર આગળ ભેગા થવા માંડયા. જવાન અરદેશીરે તેઓ આગળ કહયું કે, "એ રોશન રવાનના નામદારો! સલાહકાર અને ડાહાપણવાલા શખ્સોની આવી નામદારી-વાલી અંજુમન વચે એવો કોઇ પણ શખ્સ હશે નહી કે જે જેહાનમાં બુરી અશલતના સીકદરે શું શું કીધુ હતુ તે વિષે જાણતો નહી હોય તેણે આપણા સઘલા ન્યાગાનોને મારી નાખ્યા હતા એને તે જુલમની જેહાનને પોતાની મુઠીમાં પકડવા પામ્યો હતો. હવે હું અસફંદીયારની તોખમ ધરાવતો હોવા છતાં શા માટે અરદવાન આ મુલકનો પાદશાહ થઇ બેસે માટે એ બાબદને આપણે ઇનસાફ તરીકે ગણવી જોઇતી નથી અને તેને યાદ પણ કરવી જોઇતી નથી. જો તમો મને આ કામમાં મદદગાર થશો તો આ તાજ અને બુલંદી-વાલુ તખત હું કોઇ (પારકા) પાસે રેહેવા દેવશ નહી માટે કહો કે તમો એ માટે શું જવાબ દેઓ છો. કારણ કે એનો જવાબ તમારે મુબારક અવાજે દેવો ઘટે છે."

જ્યારે ત્યાં ભેગા મલેળા અકકલમંદ અને શમશેરબાજ શખ્સોએ તેની એવીજ વાત સમજી, ત્યારે તેઓએ ઉભા થઇને પોતાનો સાચેસાચો એકરાર કરી દિંધો કે, "હમારા વચે જે કોઈ બાબકની તોખમ ધરાવે છે તે સઘ-લાઓ તારો ચેહેરો જોઇ ખુશ થયા છે. બીજું એકે હમો સાસાનની તોખ-મના હોવાથી હમો પણ તારી સાથે કીનો લેવાને કમર બાંધીશુ. હમોએ હમારાં તન અને જીવ તુને ફીદા કીધા છે અને તારાથીજ હમુને વધતી. ઓછી ખુશાલી યા ગમગીની પેદા થશે સઘલાઓ કરતા જે વધારે ચઢતુ તોખમ ધરાવતો હોય તેણેજ પાદશાહી ભોગવવી અને બાહાદુરી કરવી લાયક ગણાય. માટે તારો હોકમ થતાજ હમો પાહાડોને મેદાનો બનાવી દેઇશું અને હમારી તલવારથી તમામ દરીઆના પાણીને લોહી જેવાં રાતાં બનાવીશુ."

તેઓનો એવો જવાબ સમજતાંજ અરદેશીરનુ માથુ બુધ અને શુકર સેતારાથી પણ વધારે ઉચુ ચઢયું. તેણે તે સરદારો ઉપર દુવા કીધી અને પોતાનાં દિલને કીનો લેવાના વિચારથી ભર્યું. તેણે ત્યાંના નદી કીનારા ઉપર એક શેહેર સ્થાપ્યું જે શેહેરથી તેનું કામ પણ પાર પડયું. એક મોબેદે અરદે-શીરને કહયું કે, "ઓ નેકતાલેના લોક પ્રીય પાદશાહ! તું હવે નવેસરથી

તારી પાદશાહીની સરૂવાત કર અને પેહેલે પારસને કાંઈ પણ એબ વગરનું બનાવ્યા પછી તુ અરદવાન સાથે લડાઈ કર, કારણ કે તું પાદશાહ જેમ જવાન છે તેમ તારૂં નસીબ પણ જવાન છે. જો કે અરદવાન જુદા જુદા પાદશાહોની મદદથી વધારે ખજાનો ધરાવતો હોવાથી તેની સાથે લડાઈ કરતાં તુને દુખતો ખમવુ પડશેજ. પણ તેને તખત ઉપરથી ઉઠાડી મુકયા પછીજ તારી સામે કોઇ પણ ટકી શકશે નહી. બાધુર અરદેશીરે આની લાયક અને ખુશ વાત સમજતાંજ સહવારે જેવું સુરજે પોતાનુ માથુ પાહાડોની ટોંચ પછવાડેથી બાહાર કાઢયું તેવોજ તે નદી કીનારેથી ઈસ્તેખરમા દાખલ થયો. એ ખબર અરદવાનના બેટા બહમનને પુગતાંજ તેનુ દિલ દુખી અને જીવ ગમગીન બન્યો. તેથી પાદશાહી તખત ઉપર જરાએ એશ ભોગવ્યાં વગર લડાઇનો અસબાબ અને લશકર એકઠું કરી તેની સામે ગયો.

## અરદેશીરને તબાકે મદદ આપી અને બેહેમન સાથે લડતાં તે ફતેહ પાંમ્યો તે વિષે.

તબાક[1] નામનો એક નામદાર હતો જે પાક વિચારનો અને લશકર તથા અસબાબ ધરાવનારો હતો. તે અકકલમદ અને હોકમ ચલાવનાર જેહાનનો અનુભવી પાદશાહ જેહેરૂમ[2] નામનાં શેહરમાં રાજ કરતો હતો તેના મુબારક તાલેના સાત બેટાઓ હતા. એ પાદશાહને અરદેશીરની ખબર પડતાંજ તે બેહેમનની બાજુએથી નિકળી જઇ લશકર અને અસબાબ સાથે ધર પકડ કરતો જેહેરૂમમાથી અરદેશીર આગળ જવાને નિકલ્યો અને પાદશાહ અરદેશીર ઉપર તેની નજર પડતાંજ તેણે ઘટતી રીતે ઘોડા ઉપરથી ઉતરી દોડતો જઇને અરદેશીરના પગને બોસા લિધા અને સાસાનીઓની પુશક્લ તારીફ કીધી. તે જેહાનજીટ પાદશાહે પણ તેને ઘણા માનથી નવાજ્યો અને તુરતજ તેની મદદે આવ્યાથી તેની કદરસનાશી કીધી. તોપણ નામદાર અરદેશીર તબાક માટે ઘણો વિચારમા પડયો અને તેનુ દિલ તે બુઢા માટે ફીકર ચિંતાભર્યું બન્યુ. તબાકનુ લશકર પણ જેહાનજીટ હોવાથી માર્ગમાં અરદેશીર તે બુઢાથી ઘણો સાવચેટ રહેવા લાગ્યો. જેહાનનો અનુભવી તબાક ચાલાક દિલનો અને ઉમરે પુગેલો હોવાથી અરદેશીરનો શક પાંમી ગયો. તેથી તે ઝદ અવસ્તાની કેટાબ લેઇ તેની આગળ ગયો અને તે ઉપર સોગદ લેઈ તેણે તેને એ પ્રમાણે કહયુ કે "હું મોટા પરવરદેગારના સોગંદ લેઇ કહું છું કે જો મારા

---

૧ ફીરદોસી જે શખસને તબાકને નામે ઓલખાવે છે તેને કારનામે અરદશીર બાબકાનમા બનાક નામે ઓલખાવ્યો છે.

૨ ઈરાનના પારસ નજદિક આવેલાં એક શેહેરનું નામ છે.

દિલમાં પાક વિચાર સિવાય બીજા કોઇ વિચારો હોય તો હું તબાકનો જીવ તુરત તુટેલો બનજો. જેવી મને તું પાદશાહ અરદેશીરના નદી કીનારે લશકર સાથે આવ્યાની ખબર મલી તેવોજ હું જેમ એક જવાન બુઢીયાથી કટાલે તેમ અરદવાનથી કંટાલીને દુર થયો છું. હવે તું મને તારા નેક પગલેનો ગોલામ ધારજે અને ધીરજવંત દિલનો અને ભરમ જાળવનાર સમજજે."

અરદેશીરે તેની આવી વાત સમજતાંજ તેના દિલમાં જુદાજ વિચારોનો પાયો નખાયો. આથી તે તેને પોતાના બાપ તરીકે અને નામદારો વચે સરદાર તરીકે ગણવા લાગ્યો. પાદશાહનું દિલ શકથી દુર થવાથી તે આદર રામ બુરજીન અને આદર ખોરદાદના આતશકદેહ તરફ (ઉપકાર માનવાને) ગયો. ત્યાં તેણે પરવરદેગારની બંદગી કીધી કે જેથી તે તેની નેકીમાં તેનો મદદગાર થાય અને દરેક કામમાં તે તેને ફતેહમંદ બનાવે તથા તેનાં બુજોર્ગીના ઝાડને ફળવંત બનાવે.૧

પછી તે ત્યાંથી પોતાની છાવણી તરફ ગયો જ્યાં તેની આગળ લશકરની રેહેબરી કરનારા સરદારોની સરદારી હેઠેલ લશકરની કવાયદ સરૂ થઈ. અરદેશીરે સ્વાર અને પાયદલ લશકરની ગણત્રી લિધી અને તેમાં સરદાર અને પેહેલવાન કોણ કોણ છે તેમની તપાસ લિધી. જ્યારે તે પચાસ હજાર બાધુરો અને ખંજર વાપડનારા મરદાનેમરદોનુ એક લશકર એકઠું કરવા પામ્યો ત્યારે તેણે દરેકના નામ પુછી તેમની ઓલખ મેલવી લિધી અને તે મોટાં લશકરને જોઇ તે પણ ખુશાલ બન્યો. તેણે તે લશકરને પૈસા આપી આબાદ બનાવ્યું અને પછી નેકીના પુગાડનાર પરવરદેગારની યાદ કીધી. તેનું લશકર બાધુર વાઘોના જેવુ બનતાંજ તે અરદવાનના બેટા બેહેમન સામે લડવા ગયો અને તેઓ સામેસામા આવી લાગતાંજ તેમાંના લડાયક પેહેલવાનો લડવાને બાહાર પડયા. બધે તરફના લશકરે હાથમાં નેજા, તરવાલ અને જંબયા પકડીને સફ સમારી. આસમાન ઉપર ફીરોજા રંગની ચાદર પંઠરાતાંજ (યાને સુરજ ઉગતાંજ) તબાકનુ લશકર લડાઇમાં ઉતર્યું. તેઓ લડાયક સિંહો માફક લડવાને વલગ્યાં અને ત્યાં લોહી રેડી તેની નદી વેહેતી કીધી. એ પ્રમાણે

૧ અરદેશીરનો બનાક માટેનો શક દુર થવાથી કારનામાં મુજબ એ અરદેશીરે રામિસ્ન—અરદેશીર યાને રામ અરદેશીર નામનું એક શેહેર વસાવ્યું હતું. વળી પેલા શખસોએ આગાહી કીધા મુજબ જ્યારે અરદેશીર દરીઆ આગળ આવી લાગ્યો ત્યારે ત્યાં તેણે તેની ખુશાલીમા બુખ્ત અરદેશીર યાને અરદેશીરના છુટકારાનું મઠક એવે નામનું એક શેહેર વસાવ્યું હતુ અને ત્યા દસ આતશ બેહેરામો સ્થાપ્યાં હતાં.

સુરજ પાછો ફીકકો બન્યો (યાને સાંજ પડી) ત્યાં સુધી ચાલ્યું. હવા ધુલારાંથી અને જમીન મુરડાંઓથી ભરાઇ ગઈ તેટલામાં ત્યાં એક વંટોલ્યો ચઢી આવ્યાથી ધુલારાંથી દામર જેવો અંધકાર ફેલાયો. તે જોઈ અરદેશીર લશકરના વચલા ભાગમાંથી લડવાને બાહાર પડયો. આથી અરદવાનના બેટા બહમને પોતાનું શરીર તીરોથી ધાહેલ બનવાથી અને તેનો જીવ દલગીર થવાથી ત્યાંથી નાહાસવા માંડયું પાદશાહ અરદેશીર રનસીંગડાં ફુકાવતો અને તીરોનો વરસાદ વરસાવતો તેમની પુઠે લાગ્યો. એ પ્રમાણે તે છસ્તેખર કે જેનાથી બેહેમન પ્રખ્યાતી અને માન પાંમતો હતો તેની નજદિક જઇ લાગ્યો ત્યાં સુધી એમજ ચાલ્યું. જેમ જેમ પાદશાહ અરદેશીરની પ્રખ્યાતી જેહાનમાં ફેલાવા લાગી તેમ તેમ અગણીત લશકર તેની ચોબાજુએથી આવી મલવા લાગ્યું. બાબકે મેહેનત લેઇ જે ખજાનો એકઠો કીધો હતો તે બોહોલો ખજાનો અરદેશીરને દેખાડવામાં આવ્યો અને તેણે તે એકઠો કીધેલો સઘલો ખજાનો લશકર વચે રેડી દિધો. એ રીતે જોરાવર બનીને તેણે લશકરને પારસથી કુચ કરાવી.

## અરદવાન લશકર લેઇ અરદેશીર સાથે લડવા આવ્યો અને તે લડતાં મારયો ગયો તે વિષે.

જ્યારે એ ખબર અરદવાનને મલી ત્યારે તેનું દિલ ધાસ્તી ભર્યું અને તેનો જીવ ગમગીન બન્યો. તે બોલ્યો કે, "મને દાનાવ લોકોએ ઉચાં આસમાંનનો એવોજ ભરમ કહી રાખ્યો હતો. જે કાંઈ બુરો બનાવ આપણી વિચાર શક્તિથી દુર હોય તેને બક્ષેશ કર્યાથી યા કોશેષ અજમાવ્યાથી દુર રાખી શકાતો નથી મને જરાએ શક નથી કે તે નામદાર અને સિંહોને પકડનાર શખ્સ અરદેશીરજ છે." પછી તેણે ખજાનાના બારણા ખોલી લશકરનો પગાર આપ્યો અને અસબાબ લાધી ત્યાંથી લશકરને કુચ કરાવી. તેની મદદે ગીલાન અને દીલમના મુલકોમાંથી લશકર આવી લાગ્યાથી ચન્દ્ર સુધી ધુલારું ઉડી રહયું. પેલી તરફથી પાદશાહ અરદેશીર પણ લશકર લેઇ તેની સામે આવ્યો. તે લશકર એવું મોટું હતુ કે જેથી પવનનો રસ્તો પણ બંધ થઇ ગયો. બંધે લશકર બે વખત તીર ફેંકાય તેટલે છેટે રહયાં. ઢોલ અને સરનાઇના અવાજથી તથા હીન્દી ઘાંટ ઘાંટરડીઓ વાગી રહયાથી તથા લશકરના પોકારો અને ઝુન્ડાઓના ચમકારાઓથી તથા ડોકાં ઉદાડનારી તલવારોથી ત્યાંની ધુલમાં સુટેલા સાંપોની પણ ઉંઘ જતી રહી. ચાલીસ દીવસો સુધી તેઓ વચે લડાઇ ચાલી તેમાં તેઓના ઘણા નોકરો માર્યા ગયા. ખોરાક લાવવાનો રસ્તો બંધ થઇ

પડયાથી તમામ જાતની ખોરાકીઓ ખુટી પડી.[1] પુશકલ મુરદાંઓના ઢગથી મેદાનનો દેખાવ પાહાડ જેવો બન્યો અને ઘાહેલ થયલાઓ પોતાની જીદગી માટે ગભરાવા લાગ્યા. આખરે એક કાલું વાદલ ચઢી આવી લડાઇની કોશેશ કરનારાઓને મદદગાર થઇ પડયુ. તે એક ઘણો ભયંકર વંટોલ્યો નિકળી આવ્યાથી તે લડાયકોના દિલ ગાભરાં બન્યાં. પાહાડો ગરજના કરવા લાગ્યા અને મેદાનો ચીરાઇ જવા લાગ્યાં અને હવાના પોકારો હવાથી પણ ઉપર ચઢવા લાગ્યા. આથી અરદવાનનુ લશકર ધાસ્તી ખાઇ ગયુ, અને તેઓની જબાન એ વાતમાં એક મલતી બની. તેઓ બોલવા લાગ્યા કે, "અરદવાન સામે એ વંટોલ્યો ચઢી આવવાનું કારણ પરવરદેગાર તરફથી મલ્યું છે માટે હવે તેને પોતાનાં લશકર માટે રડવું પડશે. આવે વખતે સખત લડાઇ કેવી રીતે થાય? હવે તો તમામ અકકલમંદોએ અરદેશીરની મારી ચાહાવી ઘટે છે"

અરદેશીરે હવે લશકરના વચલા ભાગમાંથી બાહાર આવીને ચકાચક અવાજ કરતા તીરોનો વરસાદ વરસાવવા માંડયો તેવી એ લડાઇમાં અરદવાન કેદ પકડાયો અને તેણે પોતાના તાજને ખાતર પોતાનો મીઠો જીવ ખોહયો. તે ખરરાદ નામના એક શખ્સને હાથે ઘાહેલ થયો. અરદવાન તેને હાથ પકડાતાંજ ખરરાદ તેને બંધીવાન હાલને તેના ઘોડાની લગામ પકડી જેહાનના પાદશાહ આગલ લેઈ ગયો અરદવાન દુરથી અરદેશીરને જોતાજ તેનું શરીર તીરોથી વિંધાયલું અને જીવ ગમગીન હોવા છતાં ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો. તુરતજ પાદશાહ અરદેશીરે જલ્લાદને ફરમાવ્યું કે "જા તારા પાદશાહના આ દુશમનને પકડીને તેની કમરના ખંજરથી બે ટુકડા કર અને તેમ કરી બુરી મનશનીના લોકોને ધાસ્તીમાં નાખ." આથી તે કમીના શખ્સે (જલ્લાદે) જઇને પાદશાહનો હોકમ બજાવ્યો તેથી તે નામદાર (અરદવાન) જેહાનમાથી ગુમ થયો. અરદવાન હોય કે અરદેશીર હોય પણ તેની સાથે બુઢાં આસમાનની વર્તણુક તો એવીજ હોય છે. જે કોઇને તેનો સેતારો બુલંદીએ પુગાડે તેને આસમાન આખરે કમીની ખાકમાં લોટતો કરે છે.

અરદવાન સાથે તેના બે બેટાઓ પણ કેદ પકડાયાથી આરશના ખાનદાનની ખોહોવારી થઇ. મોટા પાદશાહ અરદેશીરે તેના બંધે બેટાઓના પગમા બેડી નખાવી બંધીખાને પુર્યા. તેથી અરદવાનના બીજા બે સરદાર બેટાઓ બલાના ફાંડામાં ન પરતાં તે લડાઇના મેદાનમાંથી નાહાસી ગયા. તેઓ રડતા રડતા હીન્દુસ્તાન તરફ નિકળી ગયા. આવાં દાસ્તાનો તારે કોઇ આગળ કહી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

સમજાવવા લાયક છે. તે લડાઈનુ તમામ મેદાન ઘોડાની લગામો અને કંમરબંધોથી તથા લશકરના અસબાબ અને સુનારૂપાંથી ભરાઇ ગયું. પાદશાહે આ સઘલું એકઠું કરવા ફરમાવી તે તમામ લશકર વચે વહેચી આપ્યું. તબાકે પોતાના બુજોર્ગો વચેથી જઇને અરદવાનના શરીરને લોહીથી સાફ કીધું. રડતાં રડતાં તેણે તેને નહવાડી તેના દિલ ઉપરની ધુલ કાઢી નાખી અને પછી તેને માટે પાદશાહોને લાયકનુ એક દખમુ નાવ્યુ. તેની ધાડેલ થયલી છાટીને રેસમી કપડાથી ઢાંકી તેને માથે કપુરનુ એક તાજ પેહેરાવ્યું. લોકોએ તેના મેહેલને ધુલ સાથ બનાવી પગતલે કચડાતો કીધો અને પછી તે તમામ લશકર રએમાં દાખલ થયું.

પછી તબાકે અરદેશીરને આવીને કહયુ કે "એ દાનાઇ પસંદ કરનારા પાદશાહ ! હવે તું કોલકરાર સાથે અરદવાનની બેટીને નેકામાં માંગ. કારણ કે તેણી ખોરેહ અને ખુબસુરતી ધરાવનારી તથા તાજ અને તખતને લાયકની છે વળી તેથી અરદવાને મેહેનત લેઇ એકઠો કીધેલો ખજાનો પણ તારે હાથ આવશે" અરદેશીરે તેની શિખામણ અને સાચી વાત સમજી, તેથી તેણે તુરતજ અરદવાનની બેટી માટે માંગું મોકલ્યું. અરદેશીર તે અરદવાનના મેહેલમાં બે મહીના સુધી રહયો, જ્યાં તે પાદશાહ તેમજ તેનું લશકર તવંગર બન્યુ. પછી તે નામદાર રએથી પારસ તરફ ગયો અને ત્યાં મેહેનત અને જંજાલ ભોગવવાથી આસાયશ પકડી ત્યાં તેણે મેહેલો અને બાગોથી ભરેલું એક શેહેર વસાવ્યુ અને તેમાં પાણીના કુવાઓ, મેદાનો અને લીલાં ખેતરો બનાવ્યાં. હાલના મોટા દરજ્જાના બુજોર્ગ દેહકાનો તે શેહેરને "ખોરેહે અરદેશીર" ને નામે ઓલખે છે. તે શેહેરમાંથી એક છેડા વગરની નદી વેહેતી હતી અને તેણે તે નદીમાંથી પુશકલ નેહેરો ખોદાવી હતી. તેણે તે નદી આગળ એક આતશકદેહ સથાપી તેમાં મેહેરગાન અને સદેહના જશનો નવેસરથી પાળવા માડયાં હતાં, અને તે માટે તેણે ત્યાં એક કુશાદે જગ્યા બનાવી હતી. અકકલમંદ, ખોરેહમંદ અને જોરેમંદ પાદશાહે ત્યા આવી લાગતાજ તેણે તે શેહેરને પોતાની ભાષામાં ( શેહેરે જુર) યાને જોરનું શેહેર એવુ નામ આપ્યું. એ શેહેર આસપાસ બીજાં પરાંઓ વસાવી ત્યા માણસોને લાવી વસાવીને તેણે એ શેહેરને તમામ આબાદ બનાવ્યુ. વળી ત્યાંની એક જગ્યાએ તેણે એક ઉંડી નદી જોઈ પણ તેની આગળના એક પાહાડને ખોદી કાઢવાની અગત્ય જણાયાથી ત્યાં કોડાલીઓ સાથના મજુરોને લેઇ જઇ તે પાહાડને માર્ગે સો નેહેરો વેહેતી કીધી જે સઘલીઓ તે પાહાડ ઉપરથી જુર તરફ વેહેવા લાગી. આથી તે શેહેર ધમ સાલાઓથી અને ગાય ઢોરથી ભરપુર બન્યું.

## અરદેશીર પેહેલવાનો[1] સાથે લડતાં હારી ગયો તે વિષે.

પછી તે મોટું લશકર લેઇ ઇસ્તેખરથી (અરદવાનના) પેહેલવાનો સાથે લડવા ગયો. જ્યારે પાદશાહ અરદેશીર તેઓની સામે ઘણો નજદિક જઇ લાગ્યો ત્યારે તેણે પુશકલ પેહેલવાનોને લડવાને સામા આવેલા જોયા તેથી જે કાંમ ઘણું નજીવું હતું તે ઘણુ મુશકેલ થઇ પડયું. તે પેહેલવાનોની સાથે તમામ જેહાન પણ તેમની મદદે ઉતરી ત્યાં પારસીઓનુ એક મોટું લશકર એકઠું થવાથી અરદેશીરના એકએક પેહેલવાન સામે પુશકલ માણસોની રાસ આવી. તેઓએ રાત પડી ત્યાં સુધી આખો દિવસ લડાઇ ચલાવી પણ તે જેહાનના પાદશાહોના લશકરે નાહાસભાગ કરવા માંડી. પુશકલ માણસો તે લડાઈના મેદાનમાં ઘાહેલ થયલા અને મુવેલા પડવાથી ત્યાની ચાલવાની તમામ જગ્યા બંધ થઈ. તે પાદશાહ અને તેના હાર ખાવેલાં લશકર સિવાય તે મેદાનમાં કોઇ પણ નામદાર રહયો નહી. ખોરશેદના તાપથી તેમજ ધુલ ઉડી રહયાથી તેઓની જીભ તરસે ફાટી જવા લાગી. તેટલામા રાતે પોતના ઝુન્ડા ફડકાવ્યાથી ત્યા લડાઈ અને હથીયારોના ખડખડાત બંધ પડી ગયા જેહાનનો પાદશાહ અરદેશીર એક પાહાડ ઉપર આતશ બલતો જોઇ પોતાના લશકર સાથે તે તરફ ગયો. અરદેશીરે પોતાના થોડાક જવાન અને જુદા સીપાહીઓ સાથે તે આતશ તરફનોજ રસ્તો ધર્યો અને તેની ઘણો નજદિક જઇ લાગતાંજ ત્યાં તેણે ભરવાડોને પોતાના મેંઢાં બકરાની તપાસ કરતા બેઠેલા દિઠા. આથી તે પાદશાહ પણ પોતાનાં લશકર સાથે ત્યાજ હાક લેવાને થોભ્યો લડાઇમા ઉડેલી ધુલથી તેઓના મોઢાં ભરાઇ ગયલા હોવાથી અરદેશીરે તેઓ પાસથી તુરતજ પાણી માંગ્યુ. આથી તેઓએ તેમની આગળ પાણી તેમજ છાસ લાવી હાજર કીધી. તેઓએ ત્યાં જે કાઇ મલ્યું તે ખાઇને થોડા વખત ત્યાજ આસાયશ લિધી અને અંધારી રાતને સબબે દિલ ઉપરના હથીયારો ઉતારી નાખ્યાં. હથીયારનાં કરતાં હાલે તેણે બીછાવ્યું લાયક જોવાથી તકીઆ તરીકે માથાં નિચે લોઢાંની ટોપી ટેકવી.

પાણીના દરીઆમાંથી જજકલું બાહાર નિકળતાજ ઇરાનનો પાદશાહ ઉંઘમાંથી જાગૃત થયો, ત્યારે ભરવાડોના સરદારે તેના બીછાણા આગળ આવીને કહયું કે, “દિવસે કે રાતે તારીથી બુરાઇ દુર થજો તુને શું નુકસાન થયું છે કે અત્રેથી પસાર થવું પડયું છે અને તુંને અત્રે હથીયાર સાથેજ સુવું પડયું છે?” પછી પાદશાહે તે ભરવાદના સરદારને આગળ વધવાના માર્ગ માટે

---

[1] કારનામે અરદેશીરમાં એ પેહેલવાનોને કુરદ લોકો જણાવ્યા છે.

પુછતાં કહયું કે "અત્રેથી હવે આરામ કરવાની જગ્યા મને કયાં મલી શકશે?" તેણે જવાબ દિધો કે, "તુ ભોમ્યા વગર આરામ કરવાની જગ્યાએ જઇ શકશે નહી. અત્રેથી તારે ચાર ફરસંગનો રસ્તો કાપવો પડશે તે જો તું પસાર કરશે તો ત્યા તું આરામ કરવાની જગ્યા મેલવશે. ત્યાંથી ગામડાં પછી ગામડા આવવા ચાલુ થશે કે હરેક ગામનો એકએક મોટો પટેલ છે"

જયારે અરદેશીરે તે ભરવાદના વડાની એવી વાત સમજી ત્યારે તેણે તે ભરવાડામાથી કેટલાક બુઢાઓને ભોમ્યા તરીકે સાથે લિધા તે પાદશાહ એક પાહાડ આગળના ગામડામાં આવી લાગતાંજ તે ગામનો પટેલ તુરતજ તેની આગળ આવી લાગ્યો તે પટેલે બારેહ અરદેશીર શેહેર તરફ લેઈ જવા માટે કેટલાક જવાન અને બુઢા સ્વારોને ત્યાથી તેને માટે મોકલી આપ્યા. ત્યાના લશકરને પાદશાહની ખબર પુગતાંજ સઘલાઓ ખુશાલ દિલના બની તેના તરફ આવવા લાગ્યા તેમાંથી તેણે કેટલાક લડાઇના અનુભવીઓને તે પેહેલવાનોના શેહર તરફ જાસુશ તરીકે તપાસ રાખવાને મોકલી આપ્યા. આથી તેઓ તે તરફ દોડી ગયા અને તપાસ કરી ત્યાંથી ઇરાનના પાદશાહ આગળ પાછા ફરીને કહયુ કે "તે સઘલાઓનો દિલમાં પાદશાહની યાદ ધર્યા વગર મોજમજાહ કરવા અને ખુશાલી પાલવા પડયા છે તેઓ તો એમ ધારેછે કે, અરદેશીર ઇસ્તેખરમાંજ છે અને તેનુ ખીલતું નસીબ મંદ પડયું છે" એવી વાત સમજતાંજ પાદશાહ ખુશ બન્યો અને તેને મનથી વહી ગયલી વાત પવન મીસાલ લાગી. પછી તે પાદશાહે તે નામદારી ભર્યા લશકરમાંથી ત્રણ હજાર તલવાર સાથના સ્વારોને તથા વળી એક હજાર તીર કાંમડાવાલા સ્વારોને પણ ચુંટી કાઢીને પોતાની સાથે ત્યા લેઈ જવાને લિધા.

## અરદેશીરે પેહેલવાનો ઉપર ઓચીંતો છાપો મારીને તેઓને હરાવ્યા તે વિષે.

પછી સાંજ પડતાજ અરદેશીરે તે લશકરને ત્યાંથી કુચ કરાવી અને પાયદલ લશકરને ત્યાંજ રેહેવા દિધું. જ્યારે અરધી રાત પસાર થઈ અને તમામ અંધારૂં કરી વલ્યું ત્યારે તે જેહાનનો પાદશાહ પોતાના પેહેલવાનો સાથે તેઓ આગળ આવી લાગ્યો. તેણે ત્યાંનુ તમામ મેદાન ઉઘાયલાઓથી ભરાઇ ગયલું જોયું. તેણે પોતાનાં લશકરના એકે એક સ્વારોને પણ ઉશકેરાયલા દિઠા તેથી તે પાદશાહે તે પેહેલવાનોના બીછાણા આગલ આવી લાગતાજ પોતાની લગામ ઘોડાને સોંપી દિધી અને તલવાર ખેચી આગળ વધીને ત્યાના ઘાસને લોહીનાં તાજ પેહેરાવ્યાં. તે તમામ મેદાન હાથ પગો અને ડોકાંઓથી ભરાઇ

ગયું અને તે જમીનના પેહેલવાનોમાંના પુશકલ બંધીવાન તરીકે કેદ પકડાયા. એ પ્રમાણે તે બાહદુરો પણ કમ અકલીઓ ખુવાર બન્યા તેણે તેઓનાં તમામ શેહેરોને તારાજ બનાવ્યાં અને પોતાના લશકરને પૈસાની ઠેલીઓ અને તાજો બક્ષયાં. તેથી એવું બન્યું કે જવાનો દીનારોથી તશ ભરી ભરીને માથે ઉઠાવી તાંગી લેઈ ગયા, જ્યારે બુઢાઓ તે જેમ તેમ હાથમાં ઉડાવી લેઇ ગયા. તે પાદશાહના નેક સેતારાને લિધે તેમજ તેના ઇનશાફને લિધે કાઇ પણ તેના પૈસા તરફ નજર કરતું હતુ નહી. તેઓએ ફતેહમંદ નિવડવા છતાં તે શેહેરમાં વધુ નાશ કીધો નહી પણ તેઓ ત્યાંથી તમામ સાથે કુચ કરી પાછા ઇસ્તેખરમાં આવી લાગ્યા. ત્યારબાદ અરદેશીરે તેઓને હોકમ કીધો કે, "હવે તમો તમાના ઘોડાઓને આશુદા બનાવો અને હથીયારોને પાછાં સાફ કરી કાંઈ પણ ખામી વગરનાં રાખો હવે તમો મોજ મજાહ કરી શરીરને આશુદા બનાવો કારણકે કદાચને પાછી લડાઇ કરવાનો જલદીથી વિચાર કરવો પડશે." આથી તે બાહદુરો કંમરબંધ ઉતારીને ખાવા પીવા મંડી ગયા. તેઓ આશુદા બનતાજ વળી પાછો અરદેશીરને લડાઈ કરવાનો વિચાર આવ્યો હવે તું પણ એ દાસ્તાનો સમજે તેમ યાદ રાખતો રેહેજે.

## હફતવાદનું દાસ્તાન. કેરમ ઉપર વિટેલી કાહાણી વિષે.[1]

એ વાંચનાર! જ્યારે દેહેકાને છુપી વાતો જાહેર કીધી છે તો તે અજબ જેવી વાત તું સમજ. પારસના દરીઆ આગળ કજારાન નામનુ શેહેર આવેલું છે જેની લબાઈ પોહોલાઈ પારસ જેટલીજ ગણાય છે. એ શેહેર નજદિક એક બીજું શેહેર આવેલુ છે જયા પુશકલ માણુસો વસ્તાં હતા જેઓ મેહેનત કરી ગુજરાન મેલવતા હતા એ શેહેરમાં છોકરીઓની વધ્ર ઘણી હતી, જેઓ કાંઇ પણ ખાહેશ વગર ગુજરાનની સોધમા રેહેતી હતી. તે શેહેરની નજદિક એક બાજુએથી પાહાડ આવ્યો હતો જ્યાં તે તમામ છોકરીઓ એકઠી મલતી હતી. તેઓમાની દરેક ખડગ લાકડાંનો રૂ કાંટવાનો રેહેંટો અને રૂ લેઇ તે પાહાડ તરફ જતી હતી. પેહેલે તે છોકરીઓ શેહેરની ભાગળ આગળ એકઠી થતી અને પછી લટકતી ચાલે ચાલતી શેહેરમાંથી પાહાડ તરફ જતી હતી. ત્યાં તેઓ પોતાનુ ખાનું એકમેક સાથે ભેલીને ખાતી હતી અને ખાવામાં અંદાજો ઓલંગી જતી હતી નહી. ખાવાપીવા અને આસાયશની વાત સિવાય તેઓ ત્યાં બીજી કાંઇ વાત કરતી હતી નહી. તેઓ ત્યાં રૂ સાથેજ લડાઇ કરતી (યાને રૂ કાંટવામાં મશગુલ રહેતી.) તેઓ સાંજ પછી રૂનું લાખું સુતર બનાવી

1 આ બાબમા આવેલું વર્ણન કારનામે અરદશીરમાં મલતું નથી.

પાછી ઘરે ફરતી. તે પેદાયશ વગરનાં મુબારક શેહેરમાં એક હફતવાદ[૧] નામનો શખ્સ હતો. તેનું એવું નામ પાડવાનો સબબ એવો હતો કે તેના સાત બેટા હતા તેને ફકટ એક જ પ્યારી બેટી હતી પણ એ બેટીને પણ તે હલકી ગણતો હતો નહી.

એક દિવસે તેઓ સામટી પાહાડ આગળ રેંહેંટ્યો કાંટવા બેઠી હતી અને પોતાની પાસેના રૂનું સુતર બનાવતી હતી તેટલાં ખાવાનો વખત થતાં તેઓએ રેંહેંત્યા મુકી દિધા. એવું બન્યુ કે તે (હફતવાદની) ભાગ્યશાલી બેટીએ ઝાડ ઉપરથી એક શેબફલને પડલું જોયુ. તેણીએ તે માર્ગમાં પડેલુ જોતાંજ ઉચકી લિધુ તેથી હવે તે ઉપરથી બનેલા એક અજબ બનાવનું બ્યાન સમજ તે ખુબસુરત ઓરતે તે ફળ કરડીને ખાવા માંડયુ. તેવામાં તેણીએ તેમાં એક કીડાને વલગી બેઠેલો જોયો. તેણીએ તે કીડાને આંગળીથી કાઢીને આસ્તેથી રેહેંત્યાઓ વચે નિચ નાખી દિધો જ્યારે તેણીએ કામ માંટે પાછો રેંહેંટ્યો ઉચકયો ત્યારે તેણીએ હરીફ વગરના મદદગાર ખોદાના નામથી તેઓને કેહેવા માંડયું કે, "આ શેબફળમાંના કીડાના નસીબે હું તમોને કાંટ-વાના કામમાં અચરતીમાં નાંખશ" આથી તમામ છોકરીઓ ખુશાલીથી હસ્વા લાગી અને મોઢાં ઉગાડી રૂપાં જેવા સફેદ દાતો દેખાડવા લાગી. પણ તેણીએ તે દિવસે કાંટતી હતી તેથી બમનો રૂ કાંટયો અને જમીન ઉપર તેની ગણત્રી નોંધવા માંડી. પછી તેણીએ જડપથી ઘરે જઇ પોતાની માયને જેટલુ કાટયું હતુ તે દેખાડયું. તે દયાલુ માતા તેની તારીફ કરતાં બોલી કે "ઓ સુરજ અને ચદ્ર જેવા ચેહેરાની બેટી! તું તારૂ ફળ પામી છે" વળી બામદાદે સુતરની ગણત્રી કરી લેતાં તેણી હમેશ લેઈ જતી હતી તેથી બમનો રૂ તે દિવસે સાથે લિધો. તેણીએ તે કામ કરતી છોકરીઓની ટોલી વચે જઇ લાગતાંજ પોતાનું તન અને મન કાંટવા ઉપરજ લગાડયુ. તેણી તે છોકરીઓને કેહેવા લાગી કે, "ઓ નેક સેતારાની ચંદ્ર જેવી ખુબસુરત ઓરતો! મે તે કીડાને નસીબે એટલું બધુ સુતર કાંટયું છે કે હવે બીજું કાંટવાની અગત્ય રહી નથી." તેણી ત્યાં જે રૂ લેઇ ગઇ હતી તે તેણે કાંટી નાખ્યો અને જો તેની પાસે બીજો વધારે રૂ પણ હતે તો તે પણ ખપ લાગી ગયો હતે. તે કાટેલું સુતર તેણી ઘરે લેઇ જતાંજ તે જોઇ તેની માયનુ દિલ ખુશનુમા બેહેસ્ત માફક ખીલી રહયું. તે પરી જેવી ખુબસુરત છોકરી દર બામદાદે તે કીડા આગળ થોડો થોડો શેબફળ નાખતી, જેથી તેણી રૂ કાંટવામાં ચાલુ વધારો કરતી જતી હતી.

૧ કારનામામા એ નામ હફતાન બુખ્ત જણાવ્યું છે

એવું બન્યું કે એક દિવસે તે હુનરમંદ બેટીને તેના માયબાપે કહ્યું કે, "ઓ પવિત્ર શરીરવાળી બેટી! તુ આટલો બધો ઉદ્યોગ કરે છે તે ઉપરથી જણાય છે કે તુને કોઇ પરીએ ધરેલી છે." આથી તે રૂપાં જેવા શરીરવાલી બેટીએ પોતાની માયને તુરતજ તે શેબફળ અને તેમાના નાના કીડાની વાત કહી. વળી તેણીએ તે મુબારક કીડો તેઓને પણ દેખાડયાથી તે બધ બરથાર ઓરતના ચેહેરા ઉપર સંતોષની રોશનીનો વધારો થયો. હફ્તવાદે એ વાતને સગનવંતી ગણી અને ત્યારબાદ તેણે કામ કરવાનું પણ વિસારી દિધુ. તે બોલવા લાગ્યો કે. "એ કીડાને નમીએ તો તેનો બુઢાપાનો વખત પાછો જવાન બન્યો છે." એ પ્રમાણે જેમ જેમ લાબો વખત વેહેતો ગયો તેમ તેનો વખત પણ ઘણો રોશન બનવા લાગ્યો. તેઓએ તે કીડાને કાંઇ નજીવો નહી ગણતા હવે સારા સારા ખોરાક ઉપર ઉછેરવા માંડયો આથી તે કીડો મોટો અને જોરાવર બનતો ગયો અને તેના માથાં અને પીઠનો રંગ પણ વધારે સારો થતો ગયો. તેની બાહારની ચાંમડી કાલી કસ્તુરી જેવી બની અને હવે તે રેંહેટયો પણ તેનાં શરીર કરતાં નાનો બનતો ગયો. તેની પીઠ અને છાટી આગળનો શરીરનો ભાગ હવે કાલાશમાંથી પીલાશ પકડવા લાગ્યો તેને માટે એક કાલા રંગની સુંદર પેતી બનાવવામા આવી અને તેમા તેની વસવાની જગ્યા કીધી. એવુ બન્યું કે તે શેહેરમાં કોઇ પણ હફ્તવાદ સિવાય બીજા કોઇને ઇનસાફ કરવા અને શિખામણ આપવા માટે કહેતુ નહી. આથી તેની પણ પડવી, માન અને મીલકતમાં વધારો થતો ગયો અને તેના સાત બેટાઓ પણ તવંગર બનતા ગયા. તેના શેહેરમાં એક અમીર રેહેતો હતો જે લશકર અને આબરૂ સાથે મોટાઈ ભોગવતો હતો. હવે તે હફ્તવાદ સાથે છેડતી સોધવા લાગ્યો કે જેથી તે બુરી ખશલતના શખ્સ પાસેથી કાંઇ પૈસા પડાવી શકે. આથી ઘણાક નામદારો હફ્તવાદ અને તેના સાત લડાયક બેટાઓની તરફેનમાં થઇ ગયા. કજારાન શેહેરમાં લડાઇના પોકારો ઉઠયા અને લોકો તલવાર, નેજા અને તીરો લેઇ બાહાર પડયા. હફ્તવાદ તેમની હરોલમાં રહયો તેણે જંગલમાં ઉતરી મરદાનગીનો બદલો મરદાનગીથી વાલ્યો અને તેણે તે અમીર પાસેથી તમામ શેહેર જીટી લેઇ તેને મારી નાખ્યો. આથી તેને હાથ પુશકલ ખજાનો અને જવેહરાત આવ્યું. હવે લોકો તેની નજદીક ભેગા થવા લાગ્યા. તેઓ કજારાન શેહેરમાથી બાહાર પડી તે પાહાડ તરફ ગયા અને તે પાહાડની ટોચ ઉપર એક કીલ્લો બાંધ્યો. તે શેહેરનું તમામ લોક એકઠું થઇ તેની સાથે ત્યાં ગયું. તે કીલ્લાના લોઢાંના દરવાજા બનાવવામાં આવ્યા અને ત્યા આરામ કરવાની અને કીનો લેવાની જગ્યા પણ બનાવી. તે પાહાડ ઉપર એક ઝરો આવેલો હતો જે

નસીબ સંજોગે તે કીલ્લા વચેથી પસાર થતો હતો. તે કીલ્લા આસપાસ એક કોટ બાંધી લેવામાં આવ્યો જેનું મહાલું આંખો વડે જોવાઇ પણ શકાતું હતું નહી.

જ્યારે તે કીડા માટે તેની પેટી નાની થઇ પડી ત્યારે તેને માટે તે પાહાડ ઉપર એક પથરની ટાંકી બનાવવામાં આવી. તે પાહાડ ઉપરનો ચુનો તથા પથરા ગરમીથી તપી જતા ત્યારે તે કીડાને ધીમેથી તે ટાંકીમાં મુકવામાં આવતો. તે કીડાનો રખેવાલ દરરોજ બામદાદે હફ્તવાદ આગળ દોડતો આવતો અને તે એક જાતનું અમુક વજનનું ઘાસ તૈયાર રાખતો તે લેઇ જઇને નાખતો હતો અને તે કીડો ખાતો હતો એમ કરતાં એ પ્રમાણે કેટલાંક વર્ષો વહી ગયા તેટલામાં તે કીડાના પગો અને ગરદન એક હાથી જેવાં બનતાં ગયાં. વળી વખત જતાં હફ્તવાદે તે કીલ્લાનું નામ પણ કેરમાન પાડયુ. હફ્તવાદની ખુબસુરત છોકરી પણ તે કીડાની રખેવાલ બની, જ્યારે તેણીનો બાપ તે કીડાનો સપેહસાલાર બન્યો. વળી તેના વજીર અને મુનશીની પણ નેમનુક કરવામાં આવી. તે કીડાને પસંદ પડતો મધ અને દુધનો ખોરાક આપવામાં આવતો. તે કીડાની દરબારમાં હફ્તવાદ તેના સપેહસાલાર તરીકે રેહેતો. તેજ ઇનસાફ અને ગેરઇનસાફની પુછપરછ રાખતો અને તેની તેવી પુછપરછ ચીનના દરીઆથી તે કેરમાન સુધી ચાલતી હતી, તથા તેનું લશકર ત્યાંના દરીએ કીનારે આવેલા તમામ મુલકોમાં રેહેતું હતું. તેના ખજાનો અને લડાઇનો અસબાબ ધરાવનારા સાત બેટાઓ પાસે વળી દસ હજાર તલવારવાલા લશકરીઓ હતા જે કોઈ પાદશાહ તેની સાથે લડાઇમાં ઉતરતા અને તે કીડા આગળ જેવું તેનું લશકર આવી લાગતું તેવુંજ તે આવેલું લશકર એ કીડાની વાત સમજી હારી જતુ. તે નામદારી ભર્યા હફ્તવાદની દરબાર એવી બની કે ત્યાં હવા પણ હીલવાની મકદુર રાખતી હતી નહી. તે કીલ્લો પણ ખજાના અને લશકરથી ભરપુર થતો ગયો અને તે કીલ્લા આગળથી પવનથી પણ પસાર થઈ શકાતુ હતું નહી.

## હફતવાદ સાથે લડાઈ કરતાં અરદેશીર હારી ગયો તે વિષે.

જ્યારે અરદેશીર હફ્તવાદની વાતથી વાકેફ થયો ત્યારે તેના દિલને તેવી વાત પસંદ પડતી લાગી નહી. આથી તે પાદશાહે હફ્તવાદ ઉપર એક મોટું અને લડાયક લશકર મોકલી આપ્યું. એ વાતથી હફ્તવાદ વાકેફ બનતાં તેણે પોતાના દિલમાં તેઓની જાજી દરકાર કીધી નહી. તેણે પોતાના થોડાં લશકરને

તે પાહાડની કઠનમાં સંતાડયું અને પછી બીજાં લશકર સાથે તે તેની સામે લડવા ગયો. જ્યારે તે તમામ ઇરાની લશકર ગાભરૂ પડયું ત્યારે તેઓએ ઇરાનીઓને ગુરજ અને કોહાડાલીથી કુટવા માંડયા. વળી તે ઇરાની લશકર બરાઇ બેઠેલા લશકરની જગ્યાએ આવતાજ તે નામદારો ઉપર જેહાન સીહા બની. ત્યાં વેરવિખેર પડેલા હાથપગોમાં પોતાનો કયો છે તે કોઇ ઓલખી શકતું નહી. તુ કહેશે કે જાણે તે જમીને તેઓના હાથો બાધી લિધા. તે મેદાન, જગલ અને પાહાડો મુરડાંઓથી એવા બન્યા કે તે ફતેહમંદ લશકર તેઓને મારી નાખતાં પણ કંટાલી ગયુ. જે કોઇ લડાઇમા જીવતા રહયા તેઓ ત્યાંથી નાહાસી અરદેશીર આગળ પાછા ફર્યા.

જ્યારે નામદાર અરદેશીરે તે ખરાબી અને ધરપકડ વિષે તથા માર્યા ગયલાઓ વિષેની વાત સમજી ત્યારે તેણે દલગીર થઇને તે તમામ લશકરને પાછુ બોલાવી લિધું. તેણે તુરતજ તેઓને હથીયારો તથા પૈસાની બક્ષશ કીધી. પછી તે જડપથી હફ્તવાદ સામે ગયો. પણ તે બુરી ખશલતના શખ્સનું સર આસમાને લાગેલુ હોવાથી તેને મનથી લશકર અને લડાઇ કાંઇ બીસાડમાં હતું નહી. તેણે પણ કીલ્લામાંથી હથીયાર અને ખજાનો બાહાર કાઢયો, પણ હફ્તવાદનો વડો બેટો તેનાથી દુર પડયો હતો. જ્યારે તે પોતાના બાપ સાથની લડાઇથી વાકેફ બન્યો ત્યારે તેની ઉંઘ અને ભુખ નાહાસી ગઇ અને તે વાહાનમાં બેસી નદીની આ બાજુએ આવી લાગ્યો તે નામદાર બેટાનું નામ શાહુઇ હતું અને તે શોખ, બુરી કરણીનો અને બુરી ખાશીયતનો શખ્સ હતો. વાહાનમાંથી ઉતરી તે હફ્તવાદ આગળ આવ્યાથી તેનુ દિલ પોતાના બેટા માટે ખુશી થયુ. શાહુઇએ પોતાની જગ્યા લશકરની જમની બાજુએ કીધી અને તે લશકરને ગોઠવનાર સપેહસાલાર બન્યો. બંને બાજુના લશકરો તૈયાર થયાં અને તેઓનાં મગજ કીનાભર્યા બન્યાં. તેઓના ખજાના સામનથી ભરપુર હતા. જવાન અરદેસીર જેનુ દિલ હેજ-ગારીથી બુદ્ધુ બન્યું હતું તેણે તે લશકરની તપાસ લિધી બંને બાજુના લશકરો બે હારમાં ગોઠવાયા. જેવુ સુરજ પ્રકાશી તપવા માંડયું તેવાજ હાથીની પીઠ ઉપરથી ઢોલના અવાજ સમજાયા જે સમજતાજ બે માઇલને છેટેથી પણ કોઇ બેહોશ બની જતો. રનસી ગડાંના અવાજો નિકલ્યા અને ઢોલોના અવાજ જેહાનમાં ફેલાઇ ગયા. ઘોડાઓની નાળ અને ખીલાથી જમીન ધ્રુજવા પડી અને સરદારોના વાવટાઓથી હવા રાતી બની. લોઢાંની તોપી ઉપર ગુરજ અફડાવાથી જે અવાજ થતા તે જાણે જમીનને આસમાન મુબારકબાદી આપતુ હોય તેમ લાગતું. જમીન ઉપર પવનવેગે દોડતા

ઘોડાઓ દોડી રહયા અને ત્યાંનુ મેદાન અને જંગલ હડ વગરનાં મુરડાંઓથી ભરાવા લાગ્યુ હફતવાદનુ લશકર એવુ બન્યુ કે તુ કેહેશે કે જાણે પવનથી દરીઓ હીલતો હતો. તે બ્યાબાન બંધે તરફના લશકરથી એવુ બન્યું કે તેમાથી એર કીડા યા મછરથી પણ પસાર થવાતુ હતુ નહી એ પ્રમાણે સાંજ પડી ત્યાં સુધી ચાલ્યુ અને ત્યાર પછી રાતે અંધકારની ચાદર પાંથરી દિધી. અરદેશીરે ચો બાજુએથી લશકરને પાસુ ચુટી કાઢયુ. તેના લશકરની પછવાડેથી એક નદી વેહેતી હતી. અંધારૂં કાલી ચાદર માફક ફેલાતાંજ બંધે બાજુના લશકરના ચોકીબાનો બાહાર પડયા અરદેશીરના બદખાહોએ તેની ખોરાકી મલવાનો માર્ગ બંધ કીધાથી તેના લશકરની ખોરાકી ઘટવા લાગી

## જોહોરમ શેહેરના મોહરક નામના શખ્સે અરદેશીરના મકાનનો નાશ કીધો તે વિષે.

જોહોરમ શેહેરમા એક બુરી ખશલતનો શખ્શ હતો જેનું નામ મેહેરક નુશજાદ હતુ. તેણે જ્યારે અરદેશીરના નાહાસવાની, નદી કીનારે જઈ લાગવાની, ત્યાં તેને પડતી ખોરાકની તંગીની અને ખોરાક મલવાની જગ્યા બંધ થવાની ખબર સમજી ત્યારે તે જોહોરમથી નિકળી પાદશાહના મેહેલ તરફ ગયો અને ચો બાજુએથી લશકર એકઠુ કરીને અરદેશીરનો ખજાનો લુટી લીધો અને તે પૈસાની થેલી અને તાજો પોતાના લશકરને આપ્યા જ્યારે એ માટેની ખબર અરદેશીરને થઇ ત્યારે તે નદી કીનારે વિચાર કરતો બેઠો અને બોલ્યો કે "મે મારા ઘરની સંભાળ રાખ્યા વગર શા માટે પારકાઓ સાથે છેડતી સાધી?"

પછી તેણે ત્યાં લશકરના બુજોર્ગોને તેઓ આગળ બોલાવી મેહેરકની વાત કહી. તે બોલ્યો કે "ઓ લશકરના સરદારો! હવે તમો શુ ધારોછો? આપણે માટે તો એ લડાઇ કરવી તંગ બની છે. મેં જમાનાથી પુશકલ કડવાશ ચાખ્યો છે પણ મને એ મેહેરક તરફથી ઇજા પુગશે તેની તો મેં ગણત્રી કીધીજ નહી" તેઓએ એકે અવાજે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તારી આખો જમાનાની બુરાઇ જોતી ના. મેહેરક તારો છુપો દુશમન હતો તો તે કાંય આવી સખતી વેઠી જેહાનને જીટવા માંગી? તુ બુજોર્ગીવાલો છે અને જેહાન પણ તારી છે. હમે તારા ગોલામો છીએ અને હમુને તો તારે હોકમ ફરમાવવાનો છે"

પછી તેણે ખાણું તૈયાર કરવા અને દારૂ, જામો અને રામશગરોને ત્યાં હાજર કરવા ફરમાવ્યું. આથી કેટલાંક (રોસ્ત) મેઢાં ખાના ઉપર લાવી

મુકવામાં આવ્યાં, જે તેઓ ખાવા મંડી ગયા. અરદેશીરે ખાનું સરૂ કરતાંજ ત્યાં એક અણીયાલો તીર આવી પડયો. તે તીર ત્યાં મુકેલાં ફ્રરબે મેંઢામાંજ બેસી તેમાં ગરક થઈ ગયો. તેવાજ લડાયક બુજોર્ગોએ ખાવાથી હાથ ખાંચ્યા અને દરેકે ગમથી આંસુ પાડવા માંડયાં. એકે તે તીરને મેઢાંમાથી બાહાર કાઢતાંજ તેઓએ તે અણીયાલા તીર ઉપર કાઇ લખેલું જોયું. તેથી તે બુજોર્ગો વચે જે વાંચી જાણતો હતો તેણે તે વાંચ્યું. તે તીર ઉપર પેહેલવીમાં એવું લખ્યું હતુ કે, "ઓ પાદશાહ ! આ તું સમજ. આ અણીયાલો તીર તે કીલ્લો કે જે કીડાને નસીબે કરાર પાંમે છે તેનાં કગુરાં ઉપરથી ફેંકવામાં આવ્યો છે. એ તીર અરદેશીર તરફ્ ફેંકવાની મકશદ એ છે કે તે તીરના પીછથી તે તેની આગળ આવી પડે (અને તે ઉપરનો લેખ તે વાંચે.) અરદેશીર જેવા એક પાદશાહને આવા વખતમાં એક કીડા હલકો પાડે એમ બનવું જોઇતું નથી." ૧ પાદશાહ અરદેશીરે તે તીર ઉપરનો લેખ મોબેદોને વાંચી સમજાવ્યો. તેના અને કીલ્લા વચેનું છેટું બે ફરસંગનુ હતું પણ એ વાતથી સરદારોના દિલ દલગીર બન્યાં. તે જમીનના પાદશાહના ખોરેહ માટે દરેકે પરવરદેગારની બંદગી કીધી અને તે રાતે પાદશાહ તે કીડાનાજ વિચાર ઉપર મંડયો.

## અરદેશીરે તે કીડાની વીગત મેલવી અને તેણે કાંઇક યુકિતથી તે કીડાને મારી નાખ્યો તે વિષે.

જ્યારે માહાતાબની જગ્યાએ ખોરશેદ આવી બેઠો ત્યારે અરદેશીરે પોતાના લશકરને નદી કીનારેથી કુચ કરાવી અને જડપ ચાલે પારસ તરફ્ ચાલવા માંડયું. હફતવાદના લશકરે તેના લશકરની પુઠ પકડી અને ચો તરફ્થી પાદશાહનો માર્ગ ઘેરવા માંડયો અને માર્ગમાં તેઓએ અરદેશીરના કેટલાક નામદારોને મારી નાખ્યા આથી પાદશાહ પોતાના વફાદારો સાથે નાહાસવા લાગ્યો. તેથી પુઠેના લશકરે પોકાર કીધો કે " કીડાનું નસીબ અને તખત પ્રકાશતું બનજો." વળી દરેકે

૧ એ વાકયની મકશદ એજ ઉઠે છે કે, કીલ્લાના લોકો અરદેશીરને તીરથી વિંધી નાખવાને સામર્થવાન હોવા છતાં તેઓએ તેના સારે નસીબે મારી નાખ્યો નથી. કારનામા મુજબ એવી મકશદનું લખાણ તીર ઉપર લખવામા આવ્યું હતું કે, "આ તીર બુજોર્ગ કીરમના હાકેમના સ્વારોએ ફેંકયો છે. તારા જેવો બુજોર્ગ મરદ માર્યો જાય એ હમુને ઘટતું નથી તેથી આ તીર હમે પાહાડી બકરામા પેવસ્ત કીધો છે."

એવા પણ પોકાર કીધા કે "તુંને એ વાત અજબ તો લાગતી હશે પણ દરેકે તે કીડાનોજ અંદાજો કરવો ઘટે છે." આથી તેઓ ધાસ્તીભર્યાં દિલે ચઢાન ઉતરાન પસાર કરી નાહાસભાગ કરવા લાગ્યા. માર્ગમાં એક શેહેર કે જે બુજોર્ગી ભરી જગ્યા હતી તે જોઇને તેઓએ તે તરફ વરની જડપે ઘોડાઓને દોડાવી દિધા ૧ તે શેહેરની ઘણું નજદિક આવી લાગતાંજ તેણે ત્યાં એક ઘેર દિઠું જેના દરવાજા આગળ બે પારકા પુરૂષોને દિઠા. તેઓ લાંબા વખતના તે દરવાજા આગળ ઉભેલા હતા તે બંધે પાક વિચારના શખ્સોએ તેને પુછયું કે, "તમો આવે કવખતે કયાં જાઓ છો ? કારણકે તમો તો ધુલથી ભરાયલા અને ઢાકેલા દિસો છો" તેઓએ જવાબ દિધો કે "અત્રેથી અરદેશીર પોતે પસાર થઈ ગયો છે અને હમો પણ દુખી બની દુશમનો સામેથી નાહાસી આવ્યા છીએ. અરદેશીરને પણ પેલા કીડા તેમજ હફતવાદના બુરી ખશલતના અને વગર હુનરના લશકર આગળથી નાહાસી આવવુ પડયુ છે" આથી તે બંધે જવાનોને તે પાદશાહ તરફ દયા લાગી અને તેઓએ તેને માટે દુખી અને દલગીર બની તેઓને ઘોડા ઉપરથી નિચે ઉતાર્યાં અને તે સરદારોની તારીફ કીધી. તેઓએ તેમને માટે એક ખુશનુમા જગ્યા તૈયાર કીધી અને તેઓ માટે પસંદ પડતું ખાનું તૈયાર કીધું. પછી પાદશાહ સાથે તે પેહેલવાનો પણ ખાણા ઉપર બેઠા અને બંધે જવાનોએ તેની આગતાસ્વાગતા કરવા માંડી. તેઓ મોટેથી બોલ્યા કે, "ઓ નામદારો ! ખુશાલી અને ગમગીની કાંઇ વધારે વાર રેહેતી નથી. જુઓ કે પેલા જુલમગાર ઝોહાકનો અંત તેના શેહેનશાહી તખત ઉપર કેવો આવ્યો હતો ? તેમજ વળી પેલા બુરી મનશનીના અફરાસીયાબ માટે પાદશાહોના દિલ કેવાં દુખી રેહેતા હતાં ? તેમજ હાલે થઇ ગયલા શીકંદરે જેહાનમાં જે કોઈ પાદશાહો હતા તેમને કેવા મારી નાખ્યા હતા ? પણ એ સઘલાઓ પણ મરી ગયા છે અને બુરાં નામ સિવાય તેઓની બીજી કાંઇ યાદગારી રહી નથી અને તેઓ પેલું ખુશનુમાં બેહેસ્ત પણ મેલવી શક્યા નથી તેમજ વળી તે હફતવાદનું પણ કાંઇ રેહેવાનું નથી અને તે બુરી તોખમનો શખ્સ પણ મરતી વખતે દુખીજ થશે."

તેઓનું એમ બોલવું સમજી પાદશાહનુ દિલ વસંતની મોસમના ગોલાબ માફક તાજું બન્યું. તે દિલખુશ શખ્સોનું બોલવું તેને પસંદ પડયું તેથી તેણે પોતે કોણ છે તે જાહેર કીધું અને તેઓને પોતાનો ભરમ દેખાડી

---

૧ કારનામામાં જણાવ્યા મુજબ અરદેશીરના એ મુશકેલ વખતે તેના ખોરેહે મેંઢાના આકારમાં આવી તેને એ મુશકેલ માર્ગ આશાની સાથે પસાર કરાવ્યો હતો.

દિધો. તે બોલ્યો કે, "હું પોતે સાસાનનો બેટો અરદેશીર છું. તમારૂં આ દાનાઇભર્યું બોલવું મારાં દિલને ખુશ લાગ્યું છે. હવે હમે તે કીડા અને હફતવાદનું શું કર્યે? આ જેહાનમાં તેઓનું નામ અને નોખમ રેહેવા પણ જોઇતાં નથી." ઇરાનના પાદશાહે પોતાનો ભરમ જાહેર કરતાંજ તે બધે જવાનોએ તેને નમન કીધું અને તે બધેએ તેને કહયુ કે, "તું અમરગ રેહેજે અને તારા ઉપરથી બુરાઓના હાથ હમેશા દુર રેહેજો. તારી આગળ હમારાં તન અને જીવ તારા ગોલામ માફક રેહેજો અને હમેશાં તારૂં રવાન જલવાયલુ રેહેજો. તે હમુને જે વાત પુછી છે તે લાયક છે. હમે તુને તે કહીશુ કે જેથી તુ પેહેલા તે ઉપાય અજમાવે જો તું ઇનસાફ મેલવવા માટે એમ દુખી થતો હોય તો પણ તે કીડા અને હફતવાદ સાથે તારે લડાઇ કરવી લાયક નથી તેઓની જગ્યા એક પાહાડને મઠાલે છે જેમાં તે કીડો, તેનો ખજાનો અને તેનું લશકર રહેછે તે જગ્યાની હરોલમાં એક શેહેર આવ્યું છે જેની પછવાડેથી એક નદી વહે છે. તે પાહાડને મઠાલે એક કીલ્લો આવ્યો છે, જે ઉપર જવાનો રસ્તો ઘણો મુશકેલ છે. વળી તે કીડો હારેમન જેવું મગજ ધરાવે છે અને પરવરદેગાર સાથે દુશમનાઇ રાખે છે. તે કીડાના ચામડાંમાં કીડા તરીકે ગણાય છે ખરો પણ તે લોહી રેડનારા લાયક દેવ જેવો છે."

જ્યારે અરદેશીરે તેની દિલસોજી ભરેલી અને દિલખુશ વાત સમજી ત્યારે તે બોલ્યો કે, "તમારા વિચાર લાયક છે હું તમારાથીજ તેઓની ભલાઇ અને બુરાઇ જાણવા પાંમ્યો છુ" તે જવાનોએ તેના હુશીયાર દિલને આરાસ્તા કરવા પાછો જવાબ દિધો કે, "હમો તારી આગળ તારા ગોલામ માફક ઉભા છીએ અને હમેશાં હમો તુને સારે રસ્તે દોરવીશું." તેઓનુ કેહેવું સમજી તેનું દિલ ખુશ થયાથી તેણે ફતેહ અને ખુશાલીભર્યાં દિલે ત્યાંથી કુચ કીધી. તે જેહાનના પાદશાહે ત્યાથી કુચ કર્યાથી તે જવાંનો પણ તેની સાથેજ ગયા. તેઓ રોશન દિલે ખરરેહે અરદેશીર તરફ જઇ લાગ્યા ત્યાં સુધી ચાલ્યા કીધા અને ત્યાંથી પાદશાહ આગળ તેનુ લશકર આવી જોડાયું અને ડાહાપણવાલા તથા સલાહકાર બુજોર્ગો પણ ત્યાં ભેગા મલ્યા. તેણે થોડો વખત ત્યાંજ આસાયશ લેઇ લશકરનો પગાર ચુકવ્યો અને પછી તેણે નુશજાદના બેટા મેહેરક તરફ કુચ કીધી. ત્યાં મેહરકે તેની સામે લડવા નહી આવીને ગોયા પોતાની ઉપર જેહાનને અંધારી અને તંગ બનાવી. પાદશાહ જોહરમ શેહેર આગળ આવી લાગતાંજ બેવફા મેહેરક તેનાથી છુપાવા લાગ્યો. આથી પાદશાહ અરદેશીરનું દિલ ઉશકેરાઇ ગયુ અને તે મેહેરક કેદ પકડાયો ત્યાં સુધી ત્યાંજ

થોભ્યો. તેણે મેહેરકને હીન્દી તલવારથી ગરદન મરાવ્યો અને તેના ધડ વગરનાં શરીરને આતશમાં બાલી નખાવ્યું. તેનાં કુટુંબના જે કોઇ તેને હાથ આવ્યા તેઓને પણ તેણે તુરતજ તલવારથી ગરદન મરાવ્યા. વળી મેહેરકની એક બેટી જે ભરાતી ફરતી હતી તેને માટે પણ તેણે આખા શેહેરમાં સોધ ચલાવી

ત્યારબાદ તેનુ તમામ લશકર કીડા સાથે લડવા ચાહાતું હોવાથી તે ત્યાંથી બાર હજાર માણસો જેઓ જેહાનના અનુભવી અને લડાયકો હતા તેઓના એક લશકર સાથે તે કીડા સામે લડવા ગયો. તેનું લશકર જે આગળ વિખેરાઇ ગયુ હતુ તે પણ જેમ જેમ એકઠ્ઠ થતું ગયું તેમ તેઓને તેણે બે પાહાડો વચે લાવી એકઠા કીધા એક શેહેરગીર (યાને શેહેર જીટનારો) એવે નામનો અકલમંદ શખ્સ હતો તેને અરદેશીરે પોતાના લશકરનો સરદાર બનાવ્યો અને તે પેહેલવાને પાદશાહે કહયુ કે, "તુ રોશન રવાન સાથે અત્રેજ થોભજે અને રાત દિસ રેહેનુમાઈ કરનારા દાનાવ સ્વારોને ચોકીબાન તરીકે ઉભા રાખજે અને તું પોતે લશકરની પાસબાની કરનારો બની એ રીતે લશકરની ચાલુ પાસબાની કરજે. હવે હું મારા વડીલ અસફંદીયારની માફક એક યુકિત કરવા માંગુછું. જો તારો ચેકીબાન દિવસે ત્યાંથી ધુમાડો નિકળતાં જોય યા રાતે જેહાનને દિપાવી નાંખે એવી આગ સળગેલી જોય તો તમો એમ જાણજો કે તે કીડાનો અંત આવ્યો છે અને તેનું નસીબ તથા તેના બજારની તેજી ઘટી ગઇ છે."

પછી તેણે સરદારો વચેથી સાત માણસો કે જેઓ લડાઇમાં બાહાદુરો અને સિપાઈ જેવા હતા તથા જેઓ તેની સાથે મલતા વિચારના અને તેના ભરમની વાત પવન કે હવા આગળ જરા પણ કહેનારા હતા નહી તેઓને ચુટી કાઢયા. વળી તેણે ખજાનામાંથી પુશકલ જહવેરાત ચુટી કાઢયું તથા સાથે રેશમી ટાકા, પૈસા અને સઘલી જાતની બીજી ચિજો પણ સાથે લિધી. તેણે અકકલની આંખે એવી ચિજોને બીસાડ વગરની ગણી. વળી તેણે બે પેટીઓ સીસાં અને કલાઇથી પણ ભરી લિધી. વળી તેનાં બીજા અસબાબ સાથે એક મોટી તાંબાની કઢાઈ પણ ચઢાવવામાં આવી, કારણ કે તે પોતાનું કામ બજાવવામાં એક ઉસ્તાદ સમાન હતો. જ્યારે તે સઘલુ લેઇ જવાનું કામ તૈયાર કીધું ત્યારે તેણે પોતાના તબેલાના વડા પાસેથી દસ ગધેડાં મગાવ્યા. તે ગધેડાંવાલાઓને કામલીના પોશાક પેહેરાવ્યા અને તે ગધેડાંઓને તમામ સુના રૂપાના અસબાબથી ઢાંકી નાખ્યા. અરદેશીર હમેશાં દુખી દિલનો બની આગળ અને આગળ વધવા ચાહાતો. તેઓએ લશકર આગળથી કીલ્લા તરફનો માર્ગ ધર્યો. તે ભેગી કીધેલી ટોલીમાં વળી પેલા બે ગામડીઆ જવાનો

કે જેઓ એક વખત તેના મેજબાન બન્યા હતા અને પાછળથી તેના દોસ્ત અને સલાહકાર બન્યા હતા તેઓને પણ સાથે લિધા.

તેઓ માર્ગ કાપતાં તે કીલ્લા આગળ આવી લાગતાંજ તે પાહાડ ઉપર થોભી દમ ખાધો. તે કીડાની પુજા અને જતન કરનારા સાઠ શખ્સો હતા જેઓ પોતાની ફરજ બજાવ્યાથી જરા પણ પરવાર મેલવતા હતા નહી. તે પુજારીઓમાંના એકની તેઓ ઉપર નજર પડયાથી તેણે મોટેથી પુછયું કે "તમારી પેટીમાં શું શું ભરેલુ છે?" પાદશાહે તેને જવાબ દિધો કે, "મારા અસબાબમાં તરેહવાર ચિજો જેવી કે ધરેનાં, પોશાકો, સુનું, રૂપું, રેસમી તાકાઓ, પૈસા, બીવરના ચામડાંઓ અને જહવેરાત છે. હમો ખોરાશાનના વેપારીઓ છીએ અને ચાલતાં ઠાકી ગયા છીએ. કીડાને નસીબે મારી પાસે પુશકલ માલ છે અને હુ હાલે તેનાજ પાયતખત તરફ ખુશાલી સાથે આવ્યો છું. હું પણ તેની પુજા કરવામાં સામેલ થવશ તો તે લાયક ગણાશે, કારણ કે હમારૂં કામ તેમાજ નસીબથી સરલ બન્યું છે."

તેની એ વાત જાણતાંજ કીડાના પુજારીઓએ તુરતજ કીલ્લાના બારણાં ખુલ્લાં કીધાં. સઘલેઃ અસબાબ કીલ્લામાં દાખલ થતાંજ તે નામદાર પાદશાહે પોતાનું કામ બજાવવાની તયારી કીધી. અરદેશીરે પોતાનો અસબાબ ખુલ્લો કરતાંજ તેમાંની નજીવી ચિજોની બક્ષેશ કરવા માંડી. તેણે તે પુજારીઓ આગળ ખાનાનો સુફરો પાંઠર્યો અને તેમની આગળ ગોલામ માફક ઉભો. તેણે પેતીનાં તાલાં ખોલી નાખી તેમાંથી દારૂ કાઢી જામો ભરવા માંડી. તે કીડાને ચાવલ અને દુધ ઉપર ઉછેરવામાં આવતો હોવાથી તેને માટે ખોરાક લેઇ જનાર પુજારીએ દારૂની જામ લેવાની ના પાડી મોઢું ફેરવી નાખ્યું. કારણ કે તે દિવસે ખોરાક લેઇ જવાની તેની વારન હતી અને તેથી તેને છાકટ બનાવા ગમ્યું નહી. જ્યારે તે એમ (દારૂ લિધા વગર) બેસી રહયો ત્યારે અરદેશીરે ઉભો થઈને કહયું કે, "મારી પાસે પણ દુધ અને ચાવલ પુશકલ છે. તેથી જો પુજારીઓના વડાની મને રજા હોય તો હું તેને ત્રણ દિવસ સુધી ખવાડીને મારા દિલને ખુશી કરૂં કે જેથી મને જેહાનમાં પ્રખ્યાતી મલે અને તેના નસીબે મને હમબેરો હાંસલ થાય. તમો તમારે ત્રણ દિવસ સુધી ખુશાલ બની દારૂ પીઆ કરો અને ચોઠે દિવસે જ્યારે જેહાનને દિપાવનાર સુરજ ઉગશે ત્યારે હું તેને માટે એક મોટું ઘેર બંધાવશ જેના મેહેરાબનું મઠાળું તે મેહેલની દીવારથી પણ વધારે ઉચું બનશે. હુ જવ વેચી તેની ખરીડી કરતો હોવાથી તે કીડા આગળ મારી આબરૂ વધશે."

તેની આવી વાતથી તેઓની સઘલી ઇચ્છા બર આવી. તેઓ બોલ્યા કે, "ત્યારે તુંજ તેની ચાકરી કરજે." તે ગધેડાંવાલાઓ ત્યાં તરેહવાર રંગ મચાવવા લાગ્યા અને તે પુજારીઓ હાથમાં દારૂ સાથે બેસવા લાગ્યા તે પુજારીઓ હવે દારૂના પુજારી બન્યાથી તે પીતાંજ તેઓ કેફમાં પડયા શરાબની જામોથી તેઓના રવાન મસ્ત બન્યાં, ત્યારે તે જેહાનનો પાદશાહ પોતાના મેજબાનો સાથે ત્યાં ગયો અને તેણે કલાઇ તથા સીસું બાહાર કાંઢીને રોશન દિવસને વખતે આતશ સલગાવ્યો. જ્યારે તે કીડાનો ખાવાનો વખત થયો ત્યારે તેની ઉકળતી કલઇથી પરવરશી કરવામાં આવી. તેના પાણીવાલાં રેહેઠાણ તરફ તે ગરમગરમ કલઈ લેઇ જવામાં આવી. તે કીડાએ પોતાનું માથું પાંણીમાંથી ધીમેથી બાહાર કાઢતાંજ તેઓને તેની લીલા રંગની જીભ આગળ માફક ચાવલ ખાવા માટે બાહાર કાઢેલી જણાઇ. પણ તે જવાને તેની જીભ ઉપર કલાઇ રેડી દિધાથી તે કીડો પોતાના દરમાં પાછો નશોસ થઈને પડયો. તેની ગલાની ચામડી બાહાર નિકળી આવી અને તે દર તથા જમીન ધ્રુજવા પડી. ૧ પછી અરદેશીરે પોતાના જવાનો સાથે તેઓની આગળ પવન વેગે જઇને પોતાના ગુરજ, તલવાર અને તીરો બાહાર કાઢી તે વડે તે છાકટ થઇ પડેલા પુજારીઓમાનાં કોઈને પણ ત્યાંથી જીવતા છટકવા દિધા નહી. તેણે તે કીલ્લાના કંગુરાઓ ઉપર આતશ સલગાવી કાલા ધુમાડાને ઉડતો કીધો અને પોતાના લશકરના સરદારોને પોતાની બાધુરી દેખાડી આપી આથી તેના ચોકીબાને શેહેરગીર આગળ દોડી જઇને પાદશાહ અરદેશીરના ફતેહમંદ બન્યાની ખબર આપી. તેથી તુરતજ તે પેહેલવાને લશકરને પાદશાહ તરપ લેઈ જવા કુચ કરાવી.

## અરદેશીરે હફતવાદને મારી નાખ્યો તે વિષે.

પેલી તરફ જ્યારે હફતવાદ એ બાબદથી વાકેફ બન્યો ત્યારે તેનું દિલ દુખી અને મગજ ગરૂરીથી ભર્યું બન્યું. તે પાદશાહ તે કીલ્લાને પાછો હવાલે કરવા આવ્યો અને તેણે જડપથી કીલ્લા ઉપર ચઢવા માડયું. પણ તેની એવી કોશેષ છતાં તેને કાંઇ ફાયદો મલ્યો નહી, કારણ કે તે કીલ્લા ઉપર સિંહના પગલાં ચઢી ચુકયાં હતાં. વળી બીજી તરફથી અરદેશીરનું એક પાહાડ જેવું લશકર પણ ત્યાં આવી લાગ્યાથી હફતવાદનુ લશકર ગમગીન અને દુખી બન્યું.

૧ અરદેશીરે કીડાના મોઢામા તાવેલુ કાસુ રેડી તેનો અંત લાવવાનો દીવસ કારનામામા જણાવવા મુજબ આસમાન રોજનો ઠેરવી તે દિવસે ચારસો માણસોએ આવી પાહાડની કઢણમા છુપાછુપ ભરાઇ બેસવાનો હોકમ પોતાના લશકરમા મોકલાવ્યો હતો.

પાદશાહ અરદેશીરે તે કીલ્લા ઉપરથી પોકાર કીધો કે, " ઓ પેહેલવાન શેહેર-ગીર ! તું લડાઈ સરૂ કર. એ લડાઈમાંથી જો હફતવાદ નાસી જવા પામશે તો તારા હાથમાં મેહેનત અને પવન સિવાય બીજુ કાંઈ રેહેશે નહી. મેં તે કીડાને તો ઉની ઉની કલાઇ ખવાડી દિધેલી હોવાથી તેના દોરદમામ અને જડ-પથી ચાલવુ સુસ્ત થઈ ગયું છે "

તેના લશકરે પાદશાહનુ આવું કેહેન સમજતાંજ માથાં ઉપર લોઢાંની ટોપી પેહેરી. ઇરાંનીઓને તેથી હીંમત આવ્યાથી તેઓએ કીનો લેવાને દુખ સાથે કંમર બાંધી તેવામાં પવન પણ કેરમના લશકર સામેજ ફેરવાયાથી તુરતજ હફતવાદ બંધીવાન બન્યો. વળી તેનો પેલો વડો બેટો મકારે શાહુર જે લશકરનો સરદાર હતો તે પણુ કેદ પકડાયો પછી અરદેશીર પણુ દોડતો કીલ્લા ઉપરથી નિચે ઉતર્યો અને તેને આવેલો જોતાંજ શેહેરગીર ઘોડા ઉપરથી ઉતરી પડયો. અરદેશીર માટે ત્યાં સુનેરી લગામ સાથનો એક ઘોડો હાજર કરતાંજ તે નેકનામ પાદશાહ તે ઉપર સ્વાર થયો ત્યાર બાદ તે મોટા ફરજનાના પાદશાહે તે નદી કીનારે બે ફાંસીના માચડા ઉભા કરવા ફરમાવ્યુ અને તે ઉપર પેલા બે બદખાહોને જીવટા લટકાવી દિધા અને તેમ કરી દુશમનોનાં સુસ્ત દિલને જાગતાં બનાવ્યાં. પછી અરદેશીરે લશકરના મધ્ય ભાગમાંથી બાહાર આવીને તે બધે ઉપર તીરોનો મારો વરસાવી તેમને મારી નાખ્યા. ત્યારબાદ તેણુ તેનો સર્વે સામન જપટ કીધો અને પોતાના લશકરને તે સામ-નથી સગાર્યું. તે કીલ્લામાં જે કાંઈ હતુ તે સઘલુ તેના નોકરો નિચે લાવ્યા. તેમાની જે કાઇ મોઘી કીમતની ખુશનુમા ચિજો હતી તે તેણુ ખરરેહે અરદેશીર શેહેરમાં મોકલી દિધી ૧ ત્યારબાદ તેણુ તે પાહાડ ઉપર એક આતશકદેહ ૨ બધાવી તેમાં મેહેરગાન અને જશને સદેહના. જશનો નવેસરથી પાલવાં સરૂ કીધા તેણુ તુરતજ તે મુલક અને ત્યાંનું તાજ તખત પોતાના પેલા નસીબવતા મેજબાનેનો હવાલે કીધુ. એ રીતે ત્યાં ફતેહમદ અને ખુશાલ બનીને અરદેશીરે પારસના મુલકમાં જઇ ત્યાં ઇનસાફ આપવા માંડયો. ત્યાં તેના માણુસો અને ઢોરો આશુદાં બન-તાંજ અરદેશીરે શેહરજુર તરફ લશકરને કુચ કરાવી. તેણુ એક તાજ અને તખતને લાયકના શખસને કેટલુક લસ્કર આપીને કેરમાનમાં મોકલી આપ્યો.

---

૧ કારનામા મુજબ અરદેશીરે અત્રેથી એક હજાર ઉટો સુના રૂપા અને સરસામનથી લાઢીને દુબાર નામના શેહેરમાં મોકલાવ્યા હતા.

૨ કારનામા મુજબ અરદેશીરે એ કીલ્લાનો તમામ નાશ કરી ત્યાં કુલાલાન નામનો કસબો વસાવ્યો હતો અને ત્યા સાત આતશબેહરામો સ્થાપ્યાં હતાં.

પછી અરદેશીરે ત્યાંથી તીસફુન શેહેર તરફ જઈ પોતાના દુશમનને ત્યાંના તખત ઉપરથી ઉંધો નાખ્યો. આ ખાકી દુન્યાની રસમો આવીજ છે. તે પોતાનો ભરમ તારીથી છુપોજ રાખે છે. તે કાંઇ તારી સાથે સીધી ચાલતી નથી તોપણ તુને તેની સાથે નાચારીએ સીધું ચાલવુ પડે છે. કારણકે કાંઇ વખત તુને ચઢતી તો કોઈ વખત પડતી ભોગવવી પડે છે

## સાસાની વંશનાં પાદશાહીની સરૂવાત.



## અરદેશીર બાબેકાનની પાદશાહી ચાલીશ વર્ષ અને બે મહીના સુધી ચાલવા વિષે. તથા અરદેશીરના બગદાદમાં રાજ્યભીશેક થવા વિષે.



આરદેશીરને બગદાદમાં હાથીદાંતના તખત ઉપર રાજ્યભીશેક કરવામા આવ્યો, અને તેણે પોતાને માથે પેલું દિલ દીપાવનારૂં તાજ પેહેર્યું. તેણે પોતાના હાથમાં પાદશાહી રાજદંડ પકડીને રાજ્ય ચલાવવાની કમર બાંધી અને પોતાની આરાસ્તા કીધેલી જગ્યાએ તે જઇ બેઠો તેને શાહનશાહનો એલકાબ આપવામાં આવ્યો અને કોઇ પણ તેને ગુસ્તાસ્પના ખાનદાનનો સિવાય બીજાં કોઇ ખાનદાનનો ગણુતા હતા નહી. પોતાને માથે બુર્જોર્ગીભર્યું તાજ પેહેરતાંજ તે ફ્નેહમદ અને ખુશાલ પાદશાહે પોતાના તખત ઉપરથી આ પ્રમાણેનું ભાષાણ કીધુ કે, "હવેથી ઇનસાફ્જ જેહાનમાં મારો ખજાનો ગણાશે અને મારી જાતી મેહેનતથીજ જેહાન તાજગી પામશે. કોઇથી પણ એ મારો ખજાનો છીણ્ગી લેઈ શકાશે નહી. માણસોને બુરી કરણીથીજ બુરાઇ વેઠવી પડે છે. જો પાક પરવરદેગાર મારા ઉપર ખુશનુદ રેહેશે તો હુ આ કાલી ખાકવાલી દુન્યામાં કાંઇ પણ (ભલું) કામ બાકી રાખશ નહી. હવે તમામ જેહાન મારી પનાહ હેઠેલ આવી છે અને તેને મારી ઇનસાફી ચાલ પસંદ પડતી થશે. હવે મારા કામદારો, સરદારો અને જંગી પેહેલવાનો પોતાની ખાહેશ મુજબ (જેમ ગમે તેમ) ઉઠાઇ શકશે નહી અને નેક લોકોને તેઓ હેરાન કરી શકશે નહી. મારા દુશમન કે દોસ્ત એ સઘલાને માટે મારી આ દરબાર ખુલ્લી છે."

આથી તમામ રૈયતે તેની તારીફ કીધી કે, "આ જમીન તારા ઇનસાફથીજ આબાદ બનજો." પછી તેણે પોતાના દુશમન તરીકે ગણાતા સરદારો તરફ ચોમેર લશકર મોકલી આપ્યું કે જેથી તે લશકર તેમના કીનાભર્યાં દિલને રાહ ઉપર લાવે અને તેઓને શમશેર યા તખતની રાહરીત ઉપર લાવી શકે.

## અરદવાનની બેટીએ અરદેશીર માટે કાવતરૂં રચ્યું તે વિષે.

જયારે પાદશાહ અરદેશીરે અરદવાનને મારી નાખી તેનું લોહી રેડયું અને તેણે તેનો મુલક પોતાની મુઠીમાં ધર્યો ત્યારે અરદવાનના માર્યા ગયા પછી અરદેશીરે તેની બેટીની નેકામાં માગણી કીધી હતી કે જેથી તેણી અરદવાનનો ખજાનો કયાં છુપાવવામાં આવ્યો છે તે તેને કહી દે તેના બે બેટાઓ હીન્દુસ્તાન તરફ નાહાસી જઇ ત્યાં રંજ અને બલાના ફાંડામાં ફસીઆ હતા,[૧] જયારે બે શાહાજાદાઓ બંધીખાને પડી ત્યા આંસુભરી આંખો અને દુખી દિલે સબડતા હતા અરદવાનનો બેહેમન નામનો વડો નામદાર બેટો હીન્દુસ્તાન જતો રહયો હતો ત્યાંથી તેણે એક અકકલ અને હુશીયારી ધરાવનારો જવાન જે વાતચીત ઉપર ધ્યાન પુગાડનારો હતો તેને કાસદ તરીકે મેલવ્યો. જયારે એ બેહેમને પાદશાહ ઉપર કોઇનો જરાએ હક ઇલાકો લાગતો જોયો નહી ત્યારે તેણે તે કાસદને છુપી રીતે એક ઝેહેરના ટુકડા આપી કહયું કે, "તું મારી બેહેન આગળ જઇને તેને કેહે કે, 'તારે દુશમનની એવી મેહેરબાની કબુલ કરવી જોઇતી નથી, તારા બે ભાઈઓ હીન્દુસ્તાનમાં પરદેશીઓ વચે જઈ ભેલાયા છે જયારે એ પાદશાહ અરદેશીરના બંધીખાનામા પડેલા છે અને તેનેજ હાથે આપણો બાપ પણ માર્યો ગયો છે તથા તેના એક બેટાને તીરથી વિંધી નાખ્યો છે. જો તું પણ હમારી ઉપરથી એમ મેહેરબાની તોડી નાખશે તો તે આસમાનના પેદા કરનાર પરવરદેગારને પણ પસંદ પડશે નહી. તેથી જો તું ઇરાનની બાનુ બનવા ચહાતી હોય તો જેહાનના બાહાદુરોને પસંદ પડતી થા. તું ગુપચુપ આ હીન્દુસ્તાની ઝેહેરનો ટુકડા લેઇને તેમાનો જરા અરદેશીર ઉપર અજમાવજે."

તે બેહેનનો કાસદ એક સાંજને વખતે ત્યાં ( ઇરાનમાં ) આવી લાગ્યો અને તેણે તે મોટા ફરજાનની છોકરીને તે પેગામ પુગાડયો. તે સમજી તેણીનો જીવ અને દિલ પોતાના ભાઇઓ સારૂં બલવા લાગ્યાં અને તેનું દિલ જાણે

---

૧ કારનામામા તેઓને કાબુલ તરફ નાઠેલા જણાવ્યા છે. બીજા તવારીખનવેશો તેમને આરમીન્યામાં પોતાના કાકાને આશરે જઈ વસેલા જણાવે છે.

એકી વખતે આગથી સલગી ઉઠયું હોય તેમ બલવા લાગ્યું. તે મોટા દરજ-જાની છોકરીએ તેની પાસેથી ઝેહેર લિધું અને તેની જે ખાહેશ હતી તે બજાવવા ઉપર મંડી એવું બન્યુ કે ( એક દિવસે ) પાદશાહ અરદેશીર ગોર-ખરનો તીરોથી શેકાર કરવાને ગયો અને લાબા દાહાડાનો અરધો ભાગ પસાર થતાંજ તે પાદશાહ શેકારેથી પાછો ફરીને માર્ગમાંથી ( ઠાકેલો ) અરદવાનની બેટીને મકે ગયો આથી તે ચંદ્ર જેવા ચેહેરાની ઓરત એક પીલાં યાકુત-જડીત જામ ફાલુદાથી ભરી લાવી પાદશાહ આગળ દોડીને હાજર કીધી અને તેમાજ બેહેમનની ખાહેશ બર લાવવા તેણીએ તે ઝેહર પણ ભેલ્યું પણ પાદશાહ અરદેશીરે તે જામ હાથમાં ધરતાજ તે હાથમાંથી છટકી ગઇ અને ભોય ઉપર ટુકડા થઇને પડી ૧ આથી તે બાદશાહજાદી પણ ધાસ્તીથી ધ્રુજવા લાગી અને તેણીનુ દિલ ચીરાઈ જવા લાગ્યું. તેણીના એમ ધ્રુજવાથી પાદશાહને કાંઇક બુરાઇનો શક ગયો અને તે આસમાનની ગીરદેશ માટે વિચારવંત બન્યો. આથી તેણે પોતાના નોકરોને ચાર પાલેલી મરઘીઓને ત્યાં પકડી લાવવા ફરમાવ્યુ અને તે ફાલુદા આગળ મરઘીઓને લાવી છોડાવી. તેના નોકરો તેનો એ શક વગર ફોકટનો ધારવા લાગ્યા, પણ તે મરઘીઓ ફાલુદો પીતાજ મરી ગઈ જેથી તેનો શક બર વખતે લેઇ જવાયલો ગણાયો

પછી તે પાક વિચારના પાદશાહે પોતાના વજીરો અને સરદારોને ત્યાં હાજર થવા ફરમાવ્યુ. પાદશાહે તે ઇરાનના વડા વજીરને સ્વાલ કીધો કે “ જો તુ એક બદખાહને તખતે બેસાડે અને તેના ઉપર તેવી નવાજેશ કરવાથી તે એવો મસ્ત બને કે તે વગર ફોકટનો તારોજ જીવ લેવા ઉપર ટાંપે તો તે ઉંચે ચહેલા શખ્સ માટે તુ શુ સજા ફરમાવે ? આપણા પોતાને હાથે એવા થયલા ગુનાહનો ઉપાય કેવી રીતે કરી શકાય ?” ત્યારે તે વજીરે જવાબ દિધો કે “ જો કોઇ સરદારની નોકરી બજાવનાર ( યાને દરબારી ) પોતાના પાદશાહનોજ જીવ લેવાને હાથ લબાવે તો તે ગુનાહભર્યા શખ્સને ગરદન મારવો ઘટે છે અને તેને માટે જો કોઇ વચે પડે તો તેનું કહેન પણ સમજવુ ઘટતુ નથી ” ત્યારે પાદશાહે તેને ફરમાવ્યુ કે “ આ અરદવાનની બેટીના શરીરનો તુ એવો હાલ કર કે તેનુ શરીર કદી પણ પોતાનો જીવ જોવા પામે નહી.”

૧ કારનામામા કેહેવામા આવ્યું છે કે, “ આદર ફરોબગના આતશે એક મરઘાનુ રૂપ ધારન કરી ત્યા ઉડી આવીને અરદેશીરે હાથમાં ધરેલી એ જામને અછાત મારી નાખી દિધી જે અજબ બનાવથી પાદશાહને શક ઉપજ્યાથી તેણે ત્યાં એક કુતરૂં અને બીલાડી મંગાવી તેઓને તે મેલવની પાવાનો હોકમ કીધો હતો જે પીતાજ તેઓ મરી ગયા હતા.

આથી તે વજીર તે શાહજાદીને ત્યાંથી ઘસડી લેઇ ગયો અને તેણી પણ ધ્રુજતી અને ગુનેહગાર દિલે ત્યાંથી ગઈ તેણી વજીરને કેહેવા લાગી કે, “ઓ અક્કલભર્યા શખ્સ ! જેમ મારી જીંદગી ખતમ થાય છે તેમજ તારી પણ ખતમ થવાની છે. જો તું નાચારી સાથે મને મારી નાખવાજ માગતો હોય તો ભલે, પણ હું તો અરદેશીરથી હમેલ ધરાઉ છું. જો હું લોહી રેડાવા માટેજ લાયક હોઉ અને મને ઉચી સુલીએ લટકાવવી વાજબી હોય તો તુ એ બાળક જન્મે ત્યાં સુધી થોભી જા અને પછી પાદશાહનો હોકમ બજા લાવજે.”

તે વજીર વિચારવા લાગ્યો કે, “મારે હાથથી તેનો કોઈ પણ હોકમ પાછો ફર્યો નથી. તોપણ એક કમઅકકલી ગણાવા કરતાં હુ અકકલમદ ગણાઉં તો તે વાજબી લાગે.” આથી તે તિક્ષણ બુધ્ધીનો વજીર માર્ગમાંથી પાછો ફર્યો અને તેણે જે કાંઇ સમજ્યું તે અરદેશીરને જઇને કહયું. અરદેશીરે તેને જવાબ દિધો કે, “ તું ચાલી જા અને તેણીનો એક પણ સખુન સમજતો ના. મેં તુંને જેમ ફરમાવ્યું છે તેમજ તુ કર.” તે વજીર વિચારવા લાગ્યો કે “ જે પળે પાદશાહે મને એમ ફરમાવ્યું તે વખત ખરાબ હોવો જોઇએ. આપણે જવાન કે બુઢા સઘલા મોતનેજ લાયક છીએ. પણ પાદશાહ અરદેશીરને ત્યાં બેટાનુ ફરજદ નથી જો તે લાંબી જીંદગી ભોગવવા પાંમે તોપણ તે ગુજરી જશે ત્યારે તો તેનુ તખત દુશમનોને હાથ જશે તેથી હું વગર ફોકટનું આવુ કામ કરૂ તેના કરતા હીંમતથી એક બુલંદીભર્યો વિચારજ અજમાઉ. હું એ માહતાબ જેવી ઓરતને મરતી બચાવશ કે જેથી પાદશાહને પણ પાછલથી પશેમાન બનાવી શકાશે. નહી તો કે એ બચ્ચું જનમયા પછીજ હું પાદશાહનું એ ફરમાન બજા લાવશ ”

પછી તેણે પોતાના મેહેલમાં તેણી માટે જગ્યા કીધી અને ત્યાં તેણીને જીવ જાણની માફક સંભાળી રાખી. તેણે તે શાહજાદીને કહયું કે “ જો તુને હવા માહેલો પવન પણ જોવા પાંમે તો તે મારે માટે વાજબી ગણાશે નહી.” પછી તેણે તુરતજ વિચાર કીધો કે “ મારા દુશમન ઘણા છે અને તે દરેક ભલા ભુડા વિચારો ધરાવે છે. તેથી કોઇ બદગોઇખોરાઓ મારી આબરૂની નદીમાં ગદલું પાણી દોડતું કરે નહી એવી પણ કાંઇક યુકિત મારે રચવી ઘટે છે.” આથી તેણે એક છુપી જગ્યાએ જઇ પોતાની ઇંદ્રી તદન કાપી નાખી અને તેને દામી તે ઉપર પાતો બાંધી લિધો. પછી તે ઇંદ્રીની એ ગોલીઓ ઉપર નીમખ દાખી તેને જડપથી એક દાબડામાં બંધ કીધી અને તુરતજ તે ઉપર સીલ માર્યું. ત્યારબાદ તે ફીકકે ચેહેરે દુખી થતો પાદશાહ

આગળ ગયો. તેણે તે બુલંદ તખત નજદિક આવી લાગતાંજ તે મોહરબંધ દાબડો તેની આગળ મુકી તે પાદશાહને આ પ્રમાણે કહ્યું કે "ઓ પાદશાહ! આ મારી અનામત તું તારા ખજાનચીનને સોંપ. જો હું આ જેહાનમાંથી મરી જાઉં તોજ તુ એ દાબડો મંગાવી તેમાં શું છે તે જોજે"૧ પછી તેણે તે દાબડા ઉપર તે દિવસની તારીખ લખી લિધી

## અરદવાનની બેટીથી અરદેશીરના બેટા શાપુરનો જન્મ થયો અને એ ખબર સાત વર્ષ ગુજર્યા બાદ અરદેશીરને પડી અને તેણે તેને કબુલ રાખ્યો તે વિષે.

અરદવાનની બેટીનો છુટવાનો વખત નજદિક આવ્યો ત્યાં સુધી તેણે તેના એ કામનો ભરમ પવન આગળ પણ બોલ્યો નહી. જ્યારે અરદવાનની બેટીએ પાદશાહી રાહારીતીના અને રોશન રવાનના એક બેટાનો જન્મ આપ્યો, ત્યારે તેણે પોતાના મેહેલમાંની વસ્તીને પણ દુર કરી નાખી. તે વજીરે તે છોકરાનું નામ શાપુર રાખ્યું. સાત વર્ષ સુધી તેણે શાપુરને છુપાવેલો રાખ્યો. તેટલાં તે બેટો દમામદાર, જોરાવર ગરદનનો અને શાહાનશાહી ચેહેરાનો બનતો ગયો.

એક દિવસે એવું બન્યું કે તે વજીર અરદેસીર આગળ આવ્યો ત્યારે તેણે અરદેશીરના ચેહેરા ઉપર આંસુના ટીપાં જોયાં.૨ તેથી તે બોલ્યો કે, "ઓ પાદશાહ! તું અમર જીવજે અને તારો જીવ અક્કલનો તોશો હાંસલ કરતો રેહેજો. તારી તમામ ઉમેદો જેહાનમાં પાર પડી છે અને તારા દુશમનોના સર તખત ઉપરથી નિચાં પડયાં છે હવે તો તારો ખુશાલી પાળવાનો અને

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

૨ કારનામામા જણાવ્યા પ્રમાણે એક દીવસે અરદેશીર શેકારે ગયો જ્યા તેણે એક માદા ગોરખરને જોઈ આથી અરદેશીર તલવાર પકડી તેને મારી નાખવા ધસ્યો પણ તેના નરે દોડી આવી માદાનો ફટકો પોતાના દિલ ઉપર જીલી લેવા માગ્યો. આથી અરદેશીરે એ નર માદાને પડતા મુકી તેઓના બચ્ચા તરફ ઘોડો દોડાવી મુકયો જે જોઈને માદા ગોરખર પોતાના બચ્ચાને અરથે આડી પડી અને અરદેશીરની તલવારનો ફટકો પોતા ઉપર જીલી લેવા માગ્યો. આવી રીતનો તે માદાનો બચ્ચાં તરફનો અઠાગ પ્યાર જોઈને અરદેશીર અચરત થયો અને પોતાની ઓરતે મરતી વખતે પોતાને હમેલ હોવાથી તે બચ્ચાને બચાવી લેવા માટે જે કાકલુદી કીધી હતી તે તેને યાદ આવવાથી તે પણ પોતાનું બચ્ચું ગુમાવવા માટે રડવા લાગ્યો.

દારૂ પીવાનો વખત આવ્યો છે અને એમ વિચાર કરવાનો વખત નથી. તમામ હકને કેશ્વર તારી પાદશાહી હેઠેલ છે તથા લશકર અને તખત પણ તારૂંજ છે, તેમજ તારીજ રાહારીતી પણ ચાલે છે." પાદશાહે તેને જવાબ દિધો કે, "ઓ પાક દિલના અને ભરમ જાળવનારા વજીર! જમાનો આપણી તલવારથી પાધરો ચાલુ થયો છે અને ગમ, દુખ અને નાખુશી એ સઘલું વહી ગયું છે. પણ મારી ઉમર એકાવન વર્ષની થઈ છે અને મારા કસ્તુરી જેવા બાલ કપુર જેવા બન્યા છે તથા મારા ચેહેરા ઉપરનો ગોલાબી રંગ ઉડી ગયો છે. માટે હાલે મારી પાસે તો એક દિલને ખુશ કરનાર, જોરાવર અને રેહેનુમાઇ કરનાર બેટો ઉભેલો રેહેવો જોઇતો હતો. એક બેટા વગરનો બાપ બાપ વગરના બેટા સમાન છે કે જેને બેગાના લોકો પોતાને તાબે કરે છે. મારી પછી મારૂ તાજ અને ખજાનો દુશમનને હાથ જશે અને મને તો ધુલ, દુખ અને રંજનોજ નફો પુગશે."

તે બુઢા વજીરે પોતાના દિલ સાથે વિચાર કીધો કે, "હવેજ એ વાત કેહેવાનો વખત આવી લાગ્યો છે. પછી તે બોલ્યો કે "ઓ ગરીબનવાજ, બાહુર અને રોશન દિલના જવાન પાદશાહ! જો તું મને માફી બક્ષે તો હું તું પાદશાહનું એ દુખ દૂર કરશ." પાદશાહે તેને જવાબ દિધો કે, "ઓ અક્કલમંદ શખ્સ! શા માટે તુ તારા જીવની ધાસ્તીથી રંજીદા થાય છે? જે પણ કાંઇ તું જાણુતો હોય તે મને કહી દે અને વળી તારી પડવીમાં પણ વધારો કર. તારા જેવા અક્કલમંદ શખ્સની વાત કરતાં બીજી ચઢતી વાત કહી હોય?" ત્યારે તે સરદારે તેને જવાબ દિધો કે, "ઓ રોશન દિલના અને પાક વિચારના પાદશાહ! મેં એક દાબડી તું પાદશાહના ખજાનામાં સ્વાધીન કીધી હતી તે હાલે તું તારાં તખત આગળ પાછી મંગાવ." આથી પાદશાહે ખજાનચીનને ફરમાવ્યુ કે, "જે અનામત તુંને સોંફવામાં આવી હતી તેની હાલે માંગની થતી હોવાથી તું તે દાબડો લાવી તેને સોંફ કે જેથી તેમા શું છે તે આપણે જોઇએ, કારણ કે આપણને શકમંદી સાથે જીવવું ઘટતું નથી." આથી ખજાનચીને તે દાબડો ત્યાં હાજર કીધી અને પાદશાહે તે લેઈ વજીરને સોંપી. પછી પાદશાહે તેને પુછ્યુ કે, "આ દાબડીમાં શું મુકવામાં આવ્યું છે? અને તે ઉપર આ સીલ શાનાં કીધાં છે?" વજીરે જવાબ દિધો કે "એ તો મારાં લોહીની ગરમી છે. એ તો મારી શરમની જગ્યા (યાને ઇદ્રી) થડમાંથી કાપી કાઢેલી છે. તેં મને અરદવાનની બેટીને બેજાન કરવાની ઇચ્છાથી સોંપી હતી. પણ તેણી ફરજંદનું હમેલ ધરાવતી હોવાથી મેં જેહાનના પરવરદેગારનો ડર રાખીને તેણીને મારી નાખી હતી નહી. તેથી મેં તારા હોકમ મુજબ

ચાલવાની પણ શરમ રાખી નથી. પણ મેં તેજ પળે મારી શરમની જગ્યા કાપી કાઢી હતી કે જેથી કોઈ પણ શખ્સ મારી બદગોઈ કરે નહી અને મને તોહમતના દરીયામાં બોરી કાઢે નહી હાલે તે તારો બેટો સાત વર્ષનો થયો છે અને તે તારા વજીર આગળજ રેહેલો છે કોઇ પણ પાદશાહ તેના જેવું ફરજંદ ધરાવતો હશે નહી તેમજ આસમાન ઉપર તેવો ચંદ્ર પણ હશે નહી. મેં તેનું મોહબતભર્યું નામ શાપુર રાખ્યું છે કે જેથી આસમાન પણ તેના નસીબે ખુશાલ રહે વળી હાલે તેની માતા પણ તેની સાથે જીવે છે અને તે જેહાનને સોધનારાં તારાં ફરજંદની રેહેનુમાઈ કરે છે "

આથી તે જેહાનનો પાદશાહ તેનાથી અજબ બન્યો અને પોતાના બેટા વિષે વિચાર કરવા લાગ્યો પછી તેણે તે સરદારને કહયુ કે " ઓ પાક વિચારના અને રોશન દિલના શખ્સ ! તે એ માટે પુશકલ દુ:ખ ખમ્યું છે જે હવે હું વધુ લાંબો વખત ચાલવા દેવાનો નથી હમણાજ તું તેની ઉમરના અને તેના જેવીજ ઉંચાઇ, કદ અને ચેહેરાના સો છોકરાઓ સોધી કાઢ એ સઘલાઓને એક સરખા પોશાક પેહેરાવ અને તેમ કરવામાં કાંઈ પણ ખાંમી રાખતો ના. પછી તે સઘલા છોકરાઓને દડી દાવ રમવાને મેદાનમાં મોકલી આપ. જો એ મેદાનમાં તે બેટો ખુબસુરત જણાશે તો તે મારાં ફરજંદ તરફ મારો જીવ ખુદરતી મોહબતથીજ ખેંચાશે અને મારૂ દિલજ તે સચાઇની ગવાહી પુરશે અને તેમ થતાં મને મારા બેટા સાથે દોસ્તી પડશે." ૧

આથી તે પાદશાહનો વજીર બીજી બામદાદે તે સઘલા છોકરાઓને ભેગા કરી મેદાનમાં લેઇ ગયો ત્યા લાવવામાં આવેલા તે સો છોકરાઓ ખુબસુરતી અને ઉચાઇમાં તથા ચેહેરા અને બાલના રંગમાં એકજ સરખા હતા. ૨ એ પ્રમાણે તે છોકરાઓ એકજ પોશાક અને ચેહેરાના તથા એકજ સરખી ઉંચાઇના હોવાથી જરાપણ એકમેકથી ઓલખાઇ શકાતા હતા નહી. તુ કેહેશે કે, જાણે તે મેદાનમાં એક જીયાફત બની છે અને તે ભોગવવાને શાહજાદો શાપુર ત્યાં આવ્યો છે. તે છોકરાઓએ ફટકા લગાવી દડીદાવ સરૂ કરતાંજ સઘલાઓ કરતાં શાપુર તે દાવમાં વધારે જીટ મેલવવા લાગ્યો. તેવામાં અરદેશીર પણ બુઢા અને જવાનો ભેગો તે મેદાનમાં આવી લાગ્યો. તેણે ત્યાં તપાસ કીધી અને તે સઘલા છોકરાઓને જોઇ તેણે જીગરમાંથી થંડી હાએ મારી. પછી તેણે

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

૨ અરદેશીર પોતાના બેટાને પારખી કાઢવા માટે જે ઉપાય લે છે તે બ્યાન કારનામામાં આપવામાં આવ્યુ નથી.

તે વજીરને આંગળીથી એક છોકરાને દેખાડી કહ્યું કે, "અરદેશીરની જગ્યા રાખનારો આએજ હોવો જોઇએ." તે રેહબરી કરનારા વજીરે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તારાં ફરજંદ માટે તારૂં દિલજ ગવાહી પુરે છે. તે ખીલતા ચેહેરાના છોકરાઓ ચોગનની લાકડીથી દડાને દોડાવતા અત્રે આવે ત્યાં સુધી તું થોભ."

પછી અરદેશીરે પોતાના એક નોકરને ફરમાવ્યું કે, "તું મેદાનમાં જઇ તેઓના દડાને અત્રે ઉચકી લેઈ આવ કે જેથી તે બાહાદુરી દેખાડનારા છોકરાઓ વચેથી સિંહ જેવો બાહાદુર કોણ નિવડે છે તે માલમ પડે જે કોઇ આ મારી અંજુમનને બીસાડ વગરની ગણી મારી નજર આગળથી એ દડો અત્રેથી પાછો બાહાર લેઈ જશે તેજ બેશક મારો બેટો ગણાશે, અને મારી તોખમનો, મારા જેવી ગરદન અને છાટીનો અને મારા સગપણનો તેજ ગણાશે" આથી તે નોકર પાદશાહનું ફરમાન બજાવવાને ત્યાંથી ગયો અને તે દડાને ફટકો મારી ત્યાંથી સ્વાર થયલા પાદશાહ આગળ લેઈ જઇ નાંખ્યો તે છોકરાઓ તે દડાની પુઠે તીરની જડપે દોડયા પણ અરદેશીર આગળ આવી લાગતાંજ તેઓ પોતાની મરજી ઉપરાત આગળ વધતા અટકી ઉભા. પણ શાપુરે એક સિંહ માફક હરોલમાં આવીને પોતાના બાપ આગળ પડેલા દડાને ત્યાંથી ઉચકી લિધો અને પછી તેની આગળથી દુર દોડી જઇ તે દડાને બીજા છોકરાઓને સ્વાધીન કરી દિધો. અરદેશીરનુ દિલ ખુશાલીથી એવુ બન્યું કે જેથી એક બુઢો હોય તો તે પણ જવાન બને. તેના સ્વારો ભોંય ઉપર ઉતરી અદબ વાલી ઉભા.

પછી તે શાહાનશહે શાપુરને બોલાવી પોતાની છાટી સાથે ચાંપ્યો અને તેણે પરવરદેગારની યાદ કીધી. તેના કપાલ, ગાલો અને આંખોને બોસા લેતાં અરદેશીર બોલ્યો, "એવી અજબ વાત છુપી રેહેવી જોઇતી હતી નહી. વળી એ બેટાને મેં મારી નખાવવાનો વિચાર કીધો હતો એની યાદ મારા દિલમાં કદી પણ રેહેવી જોઇતી નથી જ્યારે પરવરદેગારે મારી પાદશાહીમાં એમ વધારો કરવા ઇચ્છયો છે અને જેહાનમા મારી યાદગારીનો વધારો કીધો છે તો તે સાહેબના હોકમથી હું ફરી શકનો નથી, પણ હું તારા સરને ખોરશેદ સુધી પુગેલું કરશ." પછી તેણે ખજાનામાંથી જવેહરાત કે જેમાં મોટી કીમતનાં પુશકલ યાકુતો પણ હતાં તે તથા પૈસા મંગાવ્યા અને તે જવેહરાત તથા સુનાને કસ્તુરી અંબર સાથે ભેલીને તેનો તેના ઉપરથી નેશાર કીધો. તેની આગળ પડેલા દીનાર અને જવેહરાતના ઢગને લિધે તેમાં તેનું મોહું માથું પણ ઢંકાઈ ગયું. પણ તેણે તે વજીરને પછી સુનેરી ખુરસી ઉપર બેસાડીને તેના ઉપ-

રથી જવેહરાતનો નેશાર કીધો. પાદશાહે તેને એટલો બધો તો ખજાનો બક્ષ્યો કે જેથી તેનો મેહેલ અને દીવાનખાનાઓ પણ ભરાઈ ગયા. પછી તેણે અરદવાનની બેટીને પણ ખુશાલી અને રોશન રવાન સાથે તેના મેહેલમાં આવવા ફરમાવ્યું. તેણીથી થયલા ગુનાહો તેણે માફ કીધા અને તેમ કરી તેના માહાતામ જેવા ચેહેરા ઉપર ચઢેલો કાત સાફ કીધો.

પછી તેણે શેહેરમાંથી સઘળા દાનાવોને તેડાવીને તેઓમાથી જે કોઇ વધુ ડાહાપણવાલા હતા તેઓને શાપુરને પેહેલવી જબાન લખતાં વાચતાં શિખવવા તથા નામદારો અને પાદશાહોને ઘટે તેવી રીતે બેસતાં ઉઠતાં, લડવા માટે લશકર એકઠું કરતાં, દુશમનો ઉપર ઉચાઇએથી ભાલા ફેંકતાં, દારૂપીતા અને મોજ મજાહ કરતાં, બક્ષેશ કરતાં, લશકરને કુચ કરાવતાં તથા લડાઇનો હુનર બતલાવતાં શિખવવાને રોકવામાં આવ્યા પછી તેણે પોતાના છાપના દીરમ તથા દીનારના સીક્કાઓ તથા બીજા નાની મોટી કીંમતના સીક્કાઓ પડાવ્યા. તેણે તે સીક્કાની એક બાજુએ પાદશાહ અરદેશીરનું નામ અને બીજી બાજુએ તેના મુબારક વજીરનુ નામ કોતરાવ્યુ પાદશાહના એ વજીરનુ નામ ગેરાનમાઇએ હતુ એ રીતે તે સીક્કાઓ ઉપર એ નામો છપાવ્યા પછી તેણે તે મુજબના પાદશાહી સીલો અને વીટીઓ વાપડવાનો હોકમ આપ્યો વળી તેણે દરવીશો વચે તથા જેઓને કામ કરી ખોરાક મેલવાની જોગવાઇ હતી નહી તેઓ વચે ખજાનો વેંહેચી આપ્યો. તેણે વળી એક કાંતા અને ઝાડીઓ વાલી જગ્યા જોઇ કાઢી તેને ખુશનુમાં શેહેરમાં ફેરવી નાખી, જેને કેટલાકો "શાપુર૧" ને નામે ઓલખવા લાગ્યા અને એ નામ સિવાય તે બીજા કોઈ નામથી ઓલખાતું હતુ નહી.

## અરદેશીર લડીને આખરે એક શેહનશાહ બનશે કે નહી તે બાબે સ્વાલ પુછવા તેણે હીન્દુસ્તાનના રાજા કૈદ ઉપર એક નામું લખ્યું અને તેનો તેને જવાબ મલ્યો તે વિશે.

જ્યારે શાપુર એક ઉચાં સરોવર જેવો બન્યો ત્યારે તેના ઉપર રખેને બુરાઓની નજર લાગે એવી અરદેશીરને ફીકર રેહેતી હતી. તે અરદેશીરથી

૧ એ બનાવની ખુશાલીમા અરદેશીરે "વહાશ શાહપુર" નામનું એક શેહેર વસાવ્યું હતુ અને ત્યા દસ આતશબેહેરામો બંધાવ્યા હતા એમ કારનામે અરદશીર બાબેકાનમાં જણાવવામા આવ્યુ છે.

એક પળ પણ છુટો પડતો નહી અને જાણે શાપુર અરદેશીરનો દસ્તુર યા વજીર હોય તેમ ગણાતો. પાદશાહને લડાઈ કરી રહી મોજમજાહ કરવાને થોભવાની એક દાહાડાની પણ ફુરસદ મલતી હતી નહી. જેવી તે એક જગ્યાને દુશમનોથી ખાલી કરતો કે બીજો બુરી કરણીનો શખ્સ સરકશી કરતો તેનું બોલવું એજ હતું કે, "હુ જેહાનના પેદા કરનાર પાસે જાહેર તેમજ ખાનગી રીતે એજ માગુ છુ કે જેહાનને દુશમનોથી ખાલી કરી મારે હાથ લેંઉ અને પછી પાક પરવરદેગારની પ્રસ્તેશ સિવાય બીજા કોઈની પ્રસ્તેશ કરૂં નહી."

એક દિવસે પાદશાહને તેના મુબારક વજીરે કહયું કે, "ઓ રોશન દિલના અને સાચા પાદશાહ ! આપણે કોઇ શખ્સને હીન્દુસ્તાનના દાનેશમદ અને મદદે પુગનારા રાજા કૈદ આગળ મોકલીએ. તે ઉચાં આસમાનની ગણત્રી કરી જાણે છે અને ખુશાલીનો દરવાજો અને નુકસાંનનો માર્ગ કયો છે તે પણ તે જાણે છે. જો આ હફ્તેકેશ્વર જર્મીન તારે માટે વગર હરીફની રેહેવાની હશે તો તેના નજુમ જોવાથી તુને મદદ મલશે. તે નજુમની એકેએક બાબદ કહે છે અને કોઇને પણ તોવાવતો નથી. વળી તે તું પાદશાહ પાસેથી તેના જવાબ આપવા બદલ કાંઈ ખજાનો પણ માંગવાનો નથી"

જ્યારે પાદશાહ અરદેશીરે એમ સમજ્યું ત્યારે તેણે એક મોટી પડવીના અને ચાલાક બુધ્ધીના જવાનને તે માટે પસદ કરી તેને પુશકલ ઘોડાઓ, પૈસા અને ચીનાઈ કાપડ સાથે હીન્દુસ્તાનના તે દાનાવ રાજા આગળ મોકલી આપ્યો અને તેને ફરમાવ્યુ કે, "તું તે દાનાવ શખ્સ આગળ જઇને કેહે કે, 'ઓ સાચા અને ભાગ્યશલી શખ્સ ! મારાં નસીબ તરફ તુ નેગાહ પુગાડીને જો કે હું લડાઇ કરવાથી કયારે કરાર પાંમશ ? અને તમામ મુલકો મારે હાથ કયારે આવશે ? જો તેમ નહીજ બનવાનુ હશે તો હું તે માટે મેહેનત કરશ નહી અને મારા ખજાનાને એમ ખુવાર પણ કરશ નહી" આથી તે હદીઓ અને નેશાર કરવાની ચિજો લેઇને પાદશાહનો કાસદ કૈદ આગળ ગયો અને જે કાંઈ તેને શાહાનશાહે કહયું હતું તે તમામ ભરમ તેની આગળ વિસ્તારીને ખુલ્લો કરી કહયો. ૧ કૈદે તેને કેટલીક પુછપછ કીધી અને પછી દલગીર બન્યો. તે પુછપરછ પછી તે દાનાઇ સાથે કાંઇક યુકિત કરવા ઉપર મંડયો. તેણે નજુમની ચોપડીઓ લાવી તેમાંથી તેના સેતારાને પકડયો

---

૧ કારનામામા જણાવ્યા પ્રમાણે અરદેશીરના એલચીને કૈદ આગળ એ સ્વાલ પુછવો પણ પડયો હતો નહી પણ તેણે ગેબી રીતે અરદેશીરનો સ્વાલ જાણી લેઈ તેનો જવાબ તુરત આપી દિધો હતો.

અને તે હીન્દુસ્તાની નજુમી ચોપડી વાંચવા માટે પોતાની છાટી આગળ સાંમી ધરી. પછી તેણે તેની આસાની, સુખ, દુખ અને નુકસાંન વિષે તે ઉચ્ચાં આસમાનના કામો ઉપરથી નેગાહ પોહોચાડયા બાદ તે કાસદને કહયું કે "મે ઇરાનની તથા પાદશાહના સતારાની ગણત્રી કીધી છે તે ઉપરથી જણાય છે કે જો નુશજાદના બેટા મેહરકના ખાનદાન સાથે તેના ખાનદાનનું જોડાન થાય તોજ પાદશાહ આરામથી તખતે બેગી શકે અને તેને ચોબાજુએ લશકર પણ મોકલવુ પડે નહી. તેથીજ તેના દુખોનો ઘટાડો અને તેના ખજાનાનો વધારો પણ થશે. માટે તું એ બે મુલકો ઉપર કીનો લેવાનો બંધ કર. જો એમ થશે તોજ પાધરૂં ઇરાન તેનું બનશે અને તે જે કાંઇ દિલમાં ઉમેદ ચાહાતો હશે તે મેલવી શકશે."

પછી તેણે તે કાસદને કેટલીક ચિજોની ભેટો કરતાં કહયુ કે, "મે તુંને જે કાંઇ કહયું છે તેમાનુ કાંઇપણ તું પાદશાહ આગળ છુપાવનો ના. જો મે કહયુ છે તેમ કર્યાથી તે ફરશે નહી તો ઉચ્ચું આસમાન તેને લોકપ્રીય બનાવશે." આથી તે કાસદે પાદશાહ આગળ આવીને તે નામદારથી જે કાંઇ સમજયુ હતું તે તેને કહયુ જ્યારે અરદેશીરે તેનું કહેવું સમજયું ત્યારે તેનું દિલ દુખી અને ચેહરો ફીકકો બન્યો. તેણે તે કાસદને કહયું કે, "હું મેહરકના ખાનદાનથી મારી તોખમને ઉતરેલી જોવા પાંમું એવું કદી પણ બનતું ના. શું હું દુશમનને મોહોલ્લામાં કાઢેલો પાછો મારા ઘરમાં લાઉ? તેથી તો મારા ઘરના બારીબારણા પણ કીનાખોર બને. અફ્શોસ! કે મેં એમ મેહેનત કરીને મારો ખજાનો ગુમાવી દિધો અને મારા માણસોને વિખેરી નાંખ્યાં. મેહરકની તો ફકટ એક બેટીજ જીવટી રહેલી છે કે જેણીને કોઇએ પણ નજરો નજર જોઇ નથી. માટે હું એવો હોકમ કરૂ છું કે તેણીને રૂમ, હીન્દુસ્તાન, ચીન યા તરાજમાથી પાછી સોધી કાઢે પછી હું તેણીને મેલવવતાંજ આતશમાં બલાવી નાખશ અને ધુલને પણ તેણીના ઉપર જારી અને રૂડન કરતી બનાવશ."

પછી તેણે એક કીનાખોર શખ્સ સાથે કેટલાક સ્વારોને જેહેરમ શેહેરમાં મોકલી આપ્યા. અરદેશીરે તેણીની ચોબાજુએ સોધ કરાવવી ચાલુ કીધી, જેથી તે માટેની ખબર તમામ જુવાનો અને બુઢાઓને પણ પડી ગઇ. જ્યારે મેહરકની બેટી એ બાબદથી વાકેફ થઇ ત્યારે તેની હેબત ખાઇને એક ગામના પટેલના ઘેરના ખુણામાં ભરાઇ બેઠી. તેણીએ તે પટેલના ઘરમા વસવાટ કરતાંજ તે પટેલ તેણીને વાહાલથી ચાહાવા લાગ્યો. તેણે તેણીને ઉછેરી સરોવર જેવી ઉંચી કીધી. એ રીતે તેણી ખુબસુરતી અને દમામ સાથે અક્કલ પણ મેલવના

પાંમી. તે મુલકમાં તેણીનો કોઇ જોડયો હતો નહી અને તે જમીન ઉપર તેના જેવું ઉચું સરોવર પણ કોઇ હતુ નહી.

## મેહરકની બેટીનો શાપુર સાથે મેલાપ થયો અને શાપુરે તેણીની સાથે નેકા કીધા તે વિષે.

હવે તુ મેહરકની બેટીની અને શમશેરબાજ શાપુરની વાત સમજ એ બાબદને થોડા વખત વહી ગયા પછી પાદશાહનું નસીબ ખીલવા લાગ્યું. એક બામદાદે પાદશાહ અરદેશીર અકકલમદ શાપુર સાથે શેકારે ગયો. તેઓએ ચોબાજુએ સ્વારોને દોડાવી મુકયા અને તે મેદાનને ખાલી કરવા માંડયુ તેટલામાં તેઓને દુરથી બાગ, બગલા, બગીચા અને મેદાના સાથની એક બોહલી જગ્યા માલમ પડી. આથી શાપુરે તે ગામડાં તરફ ચાલુ મુકયું અને તેણે ત્યાંના પટેલના મઠક આગળ ઉતારો લિધો. તેના બગલાને લગતો તે દિલખુશ બાગ હોવાથી તે જવાન ત્યાંની લીલોતરીવાલી જગ્યામાં આવી લાગ્યો. ત્યા તેણે એક ચદ્રના જેવી છોકરીને કુવામાંથી બાલડી વડે પાણી ખેચતી જોઇ. તે ચદ્ર જેવા ચેહેરાની ઓરતે શાપુરનો ચેહેરો જોતાંજ તેણી તેને આવકાર દેતી તેની આગળ આવી અને બોલી કે, "તું ખુશ ખુશાલ અને હસ્તો રેહેજે. તારી તમામ ઉમર ધાટ વગરની રેહેજો. ખરેખર હાલે તારો ઘોડો તરસો બન્યો હશે. જોકે આ ગામડાંના પાણી ખારાં હોવા છતાં આ કુવાના પાણી તો થંડાં અને ખુશ લાગે છે. માટે તું મને તારી પણીયારન બનવા ફરમાવ."

શાપુરે તેણીને જવાબ દિધો કે, "ઓ માહાતાબ જેવા ચેહેરાવાલી ઓરત! તુ એવી વાત કરી શા માટે મેહેનત લે છે. મારી સાથે ઘણા નોકરો છે તેઓજ કુવાને તળીએથી થડુ પાણી ખેચશે." આથી તે કુવારીકાં તેની આગળથી ચેહેરો ફેરવીને ત્યાંથી એક ઝરા આગળ દુર જઇ બેઠી. પછી તે શાહજાદાએ પોતાના નોકરને ફરમાવ્યું કે "જા જઇને એક બાલડી લાવી કુવામાંથી પાણી કાઢ." એ હોકમ સમજતાંજ તે નોકર કપીમાં ઉતારેલાં દોરડાં સાથે બાંધેલી તે બાલડી આગળ દોડી ગયો. પણ તે કુવામાંની પાણીથી ભરેલી બાલડી ખેચતાં તે ચાકરનો દમ આખેર થઈ ગયો. કારણકે તે બાલડી ઘણીજ ભારી હોવાથી તેનાથી તે કુવામાંથી ખેંચાઇ શકી નહી. આથી શાહજાદા શાપુરે ગુસ્સે બની તે નોકર આગળ આવીને કહયું કે, "ઓ બાયલા! શું આ ઓરત જેવી એજ બાળડી, કપપી અને દોરડું વાપડતી નથી? તેણીએ તો કેટલુબધું પાણી આ કુવામાંથી બાહાર કાઢયું અને તું તો તેમ કરતાં દુખી બની એમ ફર્યાદ કરે છે." એમ બોલતાંજ તેણે તેના હાથમાંનું દોરડું જાલી

લિધું, પણ એજ કામ તે શાહજાદાને પણ મુશકેલ લાગ્યું. જ્યારે તે ભારી બાલડીથી એમ કટાલી ગયો ત્યારે તેણે તે ખુબસુરત ઓરતની તારીફ કરતાં કહયું કે, "તેણી આવી ભારી બાળડીને સેહેલાઇથી બાહાર ખેંચી શકતી હોવાથી તેણી કોઇ પાદશાહી ખાનદાનની હોય એમ જણાય છે"

જ્યારે તે શાહજાદાએ તે બાલડીને બાહાર ખેંચી ત્યારે તે કુવારીકાં માયાથી તેણી આગળ આવીને તેની તારીફ કરવા લાગી કે, "તું જમાનો રહે ત્યાં સુધી અમર્ગ જીવજે અને હંમેશાં અક્કલ તારી સલાહકાર રેહેજો. આ કુવામાના પાણી અરદેશીરના બેટા શાહાજાદા શાપુરના પ્રતાપથી બેશક દુધ જેવાં બન્યાં છે." આથી તે જવાને તે શીરીન જબાનની છોકરીને પુછયું કે, "ઓ માહતાબ જેવા ચેહેરાની ઓરત! હું શાપુર છું એમ તું કેમ જાણવા પામી?" તેણીએ જવાબ દિધો કે, "મે સાચા લોકોને મોઢેથી એવી ઘણી વાત સમજી છે કે શાપુર હાથી જેવું જોર ધરાવનાર પેહેલવાન છે અને સખાવત કરવામાં તે નાઇલ નદી જેવો છે. તે સરોવર જેવી ઉચાઇનો અને તાંબાં જેવી દેહનો છે અને તે દરેક રીતે બેહેમન પાદશાહના જેવો લાગે છે."

શાપુર બોલ્યો કે "ઓ ચન્દ્ર જેવા ચેહેરાની ઓરત! હું તુંને જે પુછું તેનો સાચો જવાબ દેજે. મને કેહે કે તું કોણના ખાનદાનની છે? કારણ કે તારા ચેહેરા ઉપર પાદશાહી નિશાણો જણાય છે" તેણી બોલી કે, "હું તો આ ગામના પટેલની બેટી થાઉ છું અને એજ સબબથી હું એમ ખુબસુરત અને બાધુર હોવશ." ત્યારે શાપુર બોલ્યો કે "પાદશાહો આગળ જુઠું ફાવી શકતુ નથી. એક ખેદુતની બેટી કાંઈ આવો માહાતાબ જેવો ચેહેરો ધરાવી શકે નહી અને તેણી એવા ચેહેરા સાથે આવી રીતભાતની પણ હોઈ શકે નહી" ત્યારે તે કુવારીકાએ જવાબ દિધો કે 'ઓ પાદશાહ! જ્યારે હું મારા જીવની સલામતી મેલવશ અને પાદશાહના ગુસ્સામાંથી ઇનસાફ પામશ ત્યારેજ હું મારા ખાનદાનની વાત તારી આગળ જણાવશ." શાપુર બોલ્યો કે, "દોસ્તીનો કીનો કાંઈ બાગમાં ઉગતો નથી. તું તારે મારે માટેની કે નામદાર ઇનસાફી શેહેનશાહ માટેની દિલમાં કાંઈપણ ધાસ્તી રાખ્યા વગર જે હોય તે કહી દે." ત્યારે તે કુવારીકાં બોલી કે, "ઇનસાફની રાહે કેહેતાં તો હું નુશજાદના બેટા મેહરકની બેટી થાઉ છું. હું જ્યારે નાહલી હતી ત્યારેજ એક પહેરેજગાર શખ્સે મને લાવીને આ ગામના હુનરમંદ પટેલને સોંપી આપી હતી. હું નામદાર પાદશાહ અરદેશીરની ધાસ્તીથી એમ પણીયારનનો ધંધો કરૂં છું." આથી શાપુર ત્યાંથી ઉઠી ઉભો થઇ જ્યાં તે પટેલ ઉભો હતો ત્યાં જઇને બોલ્યો કે, "આ ખુબસુરત છોકરીને તું મને શાદીમાં સોંપ અને તેને

માટેના શાક્ષી દાખલ તું આસમાનનેજ ગણી લે.'' આથી તે પટેલે તેના હોકમ મુજબ અને આતશ પરસ્તોની રીત મુજબ તે છોકરીને તેની સાથે પરણાવી. એ બાબદને લાંબો વખત વહી જવા પછી તે સીધાં શરોવર જેવી ઓરત એક ગોલાબ માફક હમેલદાર બની

## મેહરકની બેટીએ શાપુરના બેટા હોરમજદનો જન્મ આપ્યો તે વિષે.

જ્યારે તે ચંદ્ર જેવી ઓરત ઉપરથી નવ મહીના પસાર થયા ત્યારે તેણીને ત્યાં તેનાજ જેવા કદના એક બેટાનો જન્મ થયો. તું કેહેશે કે, જાણે અસફંદીયારજ અથવા તો નામદાર સ્વાર અરદેશીર પાછો જન્મ પામ્યો છે પાદશાહ શાપુરે તે બેટો કે જે એક બાગમાના સરોવર જેવો હતો તેનું નામ હોરમજદ રાખ્યું. એ પ્રમાણે સાત વર્ષ વહી ગયાં. જેહાનમાં હોરમજદ જોડીઆ વગરનો હતો, પણ તેને દરેકથી છુપો રાખવામાં આવ્યો અને તેને કેડે પણ રમવા દેવામા આવતો હતો નહી. તેવામાં અરદેશીરનું સાત દિવસ સુધી શેકારે જવું થયુ અને તે શેકાર પકડવા માટે ત્યા શાપુરનું પણ જવુ થયુ. એવું બન્યુ કે હોરમજદ પોતે પણ શિખતાં શિખતાં કંટાલી જવાથી પોતાના નોકરોથી છુપા છુપ ત્યાથી નાહાસી ગયો અને જે મેદાનમાં પાદશાહ અરદેશીર હતો ત્યાંજ તે પણ એક હાથમા કમાન અને બીજા હાથમાં બે તીર ધરીને દોડયો તેટલામા કેટલાક છોકરાઓ દડો અને રમવાની લાકડી સાથે તેની સાથે જોડાયા. એ પ્રમાણે તે નામદાર હોરમજદ પાદશાહ અરદેશીર-વાલાજ મેદાનમાં જઇ લાગ્યો.

તેવામાં પાદશાહ અરદેશીરનું પોતાના સીપાઇઓ સાથે શેકારેથી તેજ મેદાનમાં આવવું થયું. પાદશાહ સાથે તેનો તિક્ષણ બુધીનો મોબેદાન મોબેદ પણ હતો. અરદેશીર તે મેદાનમાં આવી લાગ્યો તેટલામાં એક છોકરાએ દડાને લાકડી વડે એક ફટકો માર્યો, જેથી તે દડો ગમડતો પાદશાહ આગળ જઇ પડયો. પણ તે છોકરાંઓમાનુ કોઇ પણ તે દડા પુઠે દોડી શકયું નહી, પણ જ્યાં તેઓ ઉભા હતા ત્યાંજ તેઓને મરજી ઉપરાત ઉભું રેહેવું પડયું. પણ તેઓ વચેથી હોરમજદ તે દડાની પુઠે પવન વેગે દોડનો પાદશાહની પાસે નજદિક ગયો અને તે દડાને જલદપથી પોતાના બાપાવા આગળથી ઉચકી લિધો. આથી તે છોકરા બાબે લશકરમાં ચકચાર ચાલી રહી. પછી હોરમજદે મોટેથી એવો પોકાર માર્યો કે "ચોગાન, મેદાન અને મરદાનગી એ સઘલું મને પુગ્યું છે, અને હુંજ લડાયકો સામે લડવાને લાયક છું.

એમ સમજતાંજ ફતેહમંદ નસીબના પાદશાહ અરદેશીરને અજાયબી લાગી. આથી તેણે એક વજીરને ફરમાવ્યું કે "આ પાકજાદ છોકરા ની તપાસ કર કે, એ કોણુની તોખમનો છે?" આથી તે વજીરે તેને માટે પુછપરછ કીધી, પણ કોઈ પણ તે બાબે જાણતું નહી હોવાથી સઘલા છોકરાઓએ ચુપકીદી પસંદ કીધી. ત્યારે પાદશાહે પોતાના વજીરને તે છોકરાને જમીન ઉપરથી ઉચકી પોતાની આગળ લાવવાનો હોકમ કીધાથી વજીરે જઇને તે છોકરાને જમીન ઉપરથી ઉચકી બાહાદુરોના પાદશાહ આગળ લાવી હાજર કીધો. પાદશાહે તેને પુછયું કે "ઓ ઉંચ પદવીના બાળક! મને કહે કે તું કોણુના ખાનદાનનો છે?" એમ પુછતાંજ તે બાળકે મોટે અવાજે જવાબ દિધો કે, "મને મારૂં નામ અને ખાનદાન છુપાવવુ જોઇતું નથી તારા બેટા શાપુરનો હું બેટો છું અને મારી ખરી તોખમ મેહરકની બેટીથી પણ ઉતરેલી છે."

એમ સમજતાંજ તે જેહાનનો પાદશાહ અચરત બન્યો અને હસતાં હસતાં વિચાર કરવા લાગ્યો. પછી તેણે શાપુરને પોતાની નજદિક બોલાવી મંગાવી તેને તે માટે હદથી જયાદા પુછપરછ કીધી. તેથી બાહાદુર શાપુર ફીકરમંદ બન્યો અને તેનુ દિલ દુખી તથા ચેહેરો ફીકકો બન્યો આથી તે નામવર પાદશાહે હસીને તેને કહયું કે, "હવે તું તારા ફરજંદને છુપાવી ના રાખ. જેઓને ઘટતાં હોય તેઓને ત્યાં છોકરાં તો થવાંજ જોઇએ તેથી જો તે તારૂંજ ફરજંદ હોય તો તેને લોકો પાદશાહ-જાદા તરીકે ઓલખે એટલુજ સારૂ."[૧] શાપુરે તેને જવાબ દિધો કે, "તું પાદશાહ અમર જીવજે અને તારા દીદાર જોવાનો જેહાનને તોશો મલતો રેહેજો. એ બેટો મારીજ તોખમનો છે. તેનું નામ હોરમજદ છે અને તે જેમ બાગમાં ગુલલાલાનું ફુલ દીપી રહે તેમ દીપનારો છે. આટલો વખત સુધી મેં તેને તું પાદશાહથી છુપાવ્યો તેનું કારણ એજ કે એ બેટાથી આપણે મીઠાં ફલો ચાખવા પાંમ્યે. એ ભાગ્યશાળી બાળકને મેહરકની બેટીએ જન્મ આપ્યો છે અને બેશક એ મારીજ ઓલાદનું છે."

પછી તેણે પેલા કુવા અને પાણી વિષેની જે બાબદો બની હતી તે સઘલી તેને કહી સમજાવી જે તે બાપે સમજયા કીધી. તેની એ વાતથી અરદેશીર ખુશી થયો અને પછી તે દિલખુશ બેટાને પોતાની કેડે લેઇ ત્યાંથી

૧ તબરીનું કેહેવું એવું છે કે, અરદેશીર એક દીવસે ઓચિંતો શાપુરના મેહેલમાં જઈ લાગ્યો અને ત્યાંથી તેના બેટા હોરમજદની તેની સાથે ઓલખ થઈ હતી.

પોતાના વજીરો સાથે દમામથી મેહેલ તરફ પાછો ફર્યો અને મેહેલમાંથી તખતવાલી દરબારમાં આવ્યો. ત્યાં તેણે તેને માટે એક સુનાની નિચી ગાદી મુકાવી અને એક સુનાની સાંકલી તથા સુનાની કોલાહ લાવવા ફરમાવ્યુ. અને એ ચિજોથી તે નાનાં બાળકનું માથુ સગાર્યું. ત્યારબાદ ખજાનામાંથી સુનુ અને જવેહરાત મંગાવી તેનું માથું ઢકાઇ ગયું ત્યાં સુધી તેના ઉપર તે ચિજોનો નેસાર કીધો. ત્યારબાદ તે બપાવાએ તે બાળકને તેમાંથી ઉચકી કાઢયુ અને એ સઘલું સુનું તથા જવેહરાત તેણે ગરીબો વચ્ચે ખેરાત કીધું તથા અક્કલમંદોને પણ તેણે પુશકલ ચિજોથી નવજ્યા. તેણે આતશકદેહના મકાનને રેસમી પરદાઓનો સગાર કરાવ્યો તેમજ નોગેજ અને જશને સદેહ પાળવાના દીવાનખાનાઓને પણ સંગરાવ્યાં.

પછી તે પોતાના સરદારો સાથે ત્યાં મોજમજાહ કરવાને ઉતરી પડયો અને સઘલે ગવૈયાઓને બેસાડી દિધા. ત્યારબાદ તેણે ત્યા શેહેરના નામદારો અને અક્કલમંદોને આ પ્રમાણે કહયુ કે, "પેલા દાનાવ નજુમીની કહેલી તાસીરથી કાંઇપણ ઉલટું બન્યુ નથી. હીન્દના રાજા કેદે મને એમ કહેવાડયુ હતું કે, 'જ્યાં સુધી નુશજાદના બેટા મેહેરકની તોખમ તારી તોખમ અને ખાનદાન સાથે જોડાશે નહી ત્યાં સુધી તારૂ નસીબ, તારૂં તખત, તારા મુલકો, તાજ, ખજાનો અને લશકર તથા તારી પાદશાહી સત્તા અને તારી જાહોજલાલી ખુશાલ અને ખુશનુમા બનશે નહી' તેણે એમ કેહેવાડવાને આંઠ વર્ષ થઇ ગયા છે અને તેટલો વખત આપણી ઉપરથી વખત અને આસમાન પણ ફરવાનુ ચુકયાં નથી. જે વખતે આસમાન ફરતું હતુ ત્યારે હોરમજદ પોતે પણ મારી સાહેતામાંજ રહયો હતો હાલે મે જેહાનમા મારી મુરાદ પાર પડવા સિવાય બીજુ કાંઇ જોયું નથી. તમામ હક્તે કેશ્વર પણ મારી સાથે સીધી ઉતરતી થઇ છે અને જે કાંઈ હું માગતો હતો તે ચિજો મારાં નસીબે મારાં દિલને પુગાડી છે." પછી ત્યાં હાજર રહેલા સઘલા અકકલમંદોએ અરદેશીરને શાહનશાહનો ખેતાબ બક્ષ્યો.

## અરદેશીરની સરકારના બંધોબસ્તો અને તેની દાનાઈની વાતોનું રસીલું બ્યાન [૧]

હવે તું અરદેશીરની વાત સમજી તે એક પછી એક ધ્યાનમાં રાખ. તેણે દુન્યાની ચોબાજુએ દયા અને ઇનસાફ ફેલાવીને તેવી કોશેશથી નેક

૧ અરદેશીરની સરકારના બધોબસ્ત બાબેનું બ્યાન ફીરદોસીએ કારનામાં કરતા ઘણું લંબાનથી આપ્યું છે. એ બ્યાન પછી કારનામાનું બ્યાન ખતમ થાય છે.

રેવાજો ચાલુ કીધા. જ્યારે તેની દરગાહમાં લશકરનો વધારો થવા લાગ્યો ત્યારે તેણે ચોબાજુએ રેહેનુમાઇ કરનારાઓને મોકલી આપ્યા કે જેથી જેઓને ત્યાં બેટા હોય તેઓ તેમને હુનર શિખવ્યા વગર ઉછેરે નહી. છોકરાઓને સ્વાર થતાં, ગુરજ વાપડતાં અને કમાન તથા ખડંગ લાકડાંના તીરથી લડાઇ કરતાં શિખવવામાં આવતા. ૧ જ્યારે તેવી કોશેષથી તે બાળકો જોરાવર બનતાં ત્યારે તેઓને હરણનો શેકાર સોધવા મોકલતા. ત્યાર પછી તેઓ પોતાના દેશથી પાદશાહના પાયતખત તરફ તેની દરબારમાં આવતા જ્યાં પાદશાહને અરજ કર્યાથી તેઓને કચેરીમાં અથવા તો પોતાના મેહેલ અને દીવાનખાનામાં નોકરી રાખવામાં આવતા જ્યારે કાંઇ લડાઈ નિકળી આવતી ત્યારે તુરતના જવાનીમાં આવેલા જવાનો પેહેલવાનોની સાથે દરબારમાંથી લડાઇ ઉપર જતા. વળી જેહાનના કામોની ખરીદી કરી જાણતા લડાઈના અનુભવી મોબેદોમાંથી એક એક મોબેદને એક એક નામદારની સરદારી હેઠેલની દર હજાર માણુસની ટુકડી સાથે જવું પડતુ અને તે પાદશાહની ઇચ્છા ઉપર ધ્યાન આપતો. ત્યાંથી તે જે કોઇ શખ્સ લડાઇમાં સુસ્તી દેખાડતો યાતો લડતાં લડતી પડતો તેની ખબર શેહેનશાહ ઉપર નામુ લખીને આપતો તથા તેમાં તે લડાયકોના હુનર, ખામી તથા બાધુરીનું બ્યાન કરતો. તે નામુ વંચાતી વખતે જેહાનનો પાદશાહ પોતાની આગળ એક કાસદને બેસાડેલો રાખતો અને જે કોઇ હુનરમંદ નિવડયા હોય તેઓ માટે તે ખેલાત તૈયાર કરાવતો તથા ખજાનામાંની ઉમડા ચિજો મ ગાવતો. પણ તેની નજર હુનર વગરનાઓ ઉપર પડતાંજ તે તેઓને લડાઇમાં વધુ અને વધુ રોકેલા રાખવાનું ફરમાન મોકલતો. એ રીતે તેનું લશકર એટલું બધું તો વધી ગયું કે તેનો વીસ્તાર એક સેતારાથી પણ (આસમાન ઉપરથી) જોવાઇ શકાતો હતો નહી. તેઓમાંથી જે કોઇ અકકલમંદ નિવડતો તેનાં સરને તે અંજુમન વચે ઉંચે ચઢાવતો. વળી લશકરમાં દાંડયાઓ ફરતા રહી પોકારો કરતા કે "ઓ પાદશાહના નામદારો અને પેહેલવાનો! જેઓ પાદશાહને ખુશ કરવા માંગતા હોય તેઓએ બાધુરોના લોહીથી જમીનને ધોવી ઘટે છે જેથી તેઓ પાદશાહ પાસેથી ખેલાત પાંમી પોતાના નામને યાદગાર બનાવશે."

તેણે તમામ જેહાનને લશકરથી સ ગારી મુકી. તે લશકરનો પોતે બરવાદ

૧ હીરોદોતસના લખવા મુજબ અરદેશારની ઘણી સદીઓ આગમચના ઈરાનીઓ પણ પોતાના બેટાઓને સાચું બોલવા, તીર ફેંકવા અને ઘોડેસવાર થવાની તાલીમ ઉપર ઘણું ધ્યાન આપતા હતા.

બન્યો અને તેના લડાયક બાધુરો તેના મેઢાંનાં ટોલાં તરીકે બન્યા. તે અનુભવીઓનેજ પોતાની કચેરીમાં રાખતો અને પોતાનું કાંમ નાવાકેફોને સોંફતો નહી. વળી જે કોઇ લખવાના હુનરમાં કાબેલ ગણાતા તેઓની બોલવાની છટા તથા હાથદશકતની તે પરીક્ષા કરાવતો અને જો પરીક્ષક તેની તારીફ કરતો તો શાહનશાહ તેનો પગાર ઠેડવતો. લખવા વાંચવાના હુનરમાં ઉતરતા ગણાતા લોકોથી શેહેનશાહ અરદેશીરની દરબારમાં દાખલ થવાતુ હતું નહી. લડાઈનું કામ કરનારાઓ લડવા જતા અને લખનારાઓ પાદશાહ આગળ રહેતા. જ્યારે પણ પાદશાહ અરદેશીર પોતાની દરબારમાં ભણેલાને જોતો ત્યારે તે તેની તારીફ ગાતો અને તેને માટે ખજાનો મંગાવતો અને તેને તેના વિચાર મુજબ લોકોનાં દુખ દુર કરવા ફરમાવતો જેથી તેનું શેહેર તથા લશકર આબાદ રહે અને તેના નોકરો તેની આગળ ફર્યાદ લાવતા રહે.

તે બોલતો કે "હું મુનશીઓને મારા જીવ બરોબર પ્યારા ગણું છુ કારણ કે તેઓ મને પાદશાહોની તમામ છુપી ખબરો પુગાડે છે." જ્યારે પણ કોઇ ઓધેદાર બીજા મુલક તરફ ઓધા ઉપર જતો ત્યારે અરદેશીર તેને પૈસાને હલકો ગણવાજ ફરમાવતો. તેનો હોકમ હતો કે "પૈસાને ખાતર માણસોને વેચવા નહી. કારણ કે આ ત્રણ પાંચ દિવસની દુન્યા કોઇ સાથે પાધરી ચાલતી નથી. તમો સચાઇ અને ડાહાપણનીજ સોધમાં રેહેજો અને લોભ તથા હવસીપણું તમારાથી દુર રેહેજો. મારા આપેલા મદદનીશો સિવાય તમોએ ત્યાં તમારા બીજા કોઇપણ સગાવાહાલાઓને લેઇ જવા નહી. દરવીશોને દર મહીને બક્ષેશ કરજો પણ બુરા લોકોને કાંઈ પણ ચિજ બક્ષતા ના. જો તમો તે મુલકને ઇનશાફથી આબાદ કરશો તો તમો પણ આબાદ રેહેશો અને ઇનસાફથી ખુશાલ બનશો જો કોઈ દરવીશ મુફલેશીની ધાસ્તી સાથે સુતો હોય અને તેના જીવને જો તું સુના રૂપાં માટે વેચે તો તેને માટે મારી દરબારમાં જે કોઇ ફર્યાદ લાવશે યા ઈનસાફ ચાહાવાને આવશે તો તેને મારા દરબાનો તુરતજ મારી આગળ હાજર કરશે અને હું તેઓને મારા કારોબારીઓથી પુછપરછ કરાવશ કે, કાંઇ ચિજ માટે તમોએ લોભ કીધો છે કે તેને ઈનસાફ આપ્યો છે. જો કાંઇ ચિજ માટે તમોએ લોભ કીધેલો જણાશે અને તેઓ તેથીજ ગમગીન સુતા હશે તો પછી તે વાંકદાર શખ્સ શેહેરનો કોઇ દાનાવ કે માલ વગરનો નાચાર હશે, યાતો પાદશાહી દરબારનો દરબારી હશે યા જેહાનનો અનુભવી બુઢો કે પહરેજગાર હશે તો તેને પણ હું એમજ કેહેવશ કે મારા ખજાના માટે મનેજ દુખી કરી કોઇપણ સુખી થશે નહી. પણ જો તે યાદદાસ્ત શકિતનો શખ્સ અકકલમંદ હશે

તો તે બીજા બુઢા અને દાનાવ કરતાં ચઢતો ગણાશે. હું જ જેહાનના અનુભવીઓને મારી આગળ બોલાવી મંગાવશ અને તેમાંથી જે જવાન અને મેહેનતુ હશે તે મને પસંદ પડશે. જો દાનાવ અને દાનાઈ પસંદ કરનારા જવાનો બુઢાઓની જગ્યા ઉપર બેસે તો તે તેમને લાયક છે."

વળી જ્યારે તેનુ લશકર લડાઈ ઉપર જતું ત્યારે તે અકકલને પોતાનો સાથી બનાવી ધીરજથી વિચાર કરતો તે દાનાવ અને સારી યાદદાસ્તના લખી જાણનારા કાસદને તે માટે ચુટી કાઢતો અને તેને નરમાશવાલો એક પેગામ આપી મોકલતો કે જેથી ગેરકાયદે લડાઇ થાય નહી. પછી તે કાસદ તેના દુશમન આગળ જતો કે જેથી તે પોતાની આસપાસ બનતો ભરમ પણ જાણી લે જો સામો પાદશાહ અકકલમંદ હોય તો તે તેની વાત સમજતો અને ગમ, દુખ તથા બદીને બુરાઓને સોંપી દેતો. આથી તે પાદશાહ સામો અરદેશીર તરફથી ખેલાત પામતો અને વળી યાદગારી પામેલા પરવાના સાથે કરારનામું મેલવતો. પણ જો સામા પાદશાહના મગજમાં મગરૂરીની ધુંઇ રેહેતી અને તેના દિલમાં કીનો રેહેતો તથા જીગરનુ લોહી જોશ મારતું તો અરદેશીર પણ તમામ લશકને પગાર આપતો કે જેથી તેમાનુ કોઇ પણ દલગીર રહે નહી. પછી તે એક અકકલમંદ, ચાલક અને શાંતી સોધનારા નામદાર પેહેલવાનને પોતાનુ લશકર સોંપતો. વળી તે પોતાના રેવાજ પ્રમાણે એક મુનશીને સત્તા આપી ત્યાં મોકલતો અને તે લશકર જે કાંઈ જુલમ ગુજારે તે ઉપર તે દેખરેખ રાખતો. ત્યારબાદ બે માઇલ સુધી પોકાર સમજી શકાય એવા એક બાંગીને તે હાથી ઉપર બેસાડતો અને એમ પોકરાવતો કે, "ઓ જંગી નામાદારો! જો તમો બાહુરી અને નામદારી ધરાવતા હોવા તો દરવીશોને અને તવંગરોને દુખ દેતા ના. મંજલે મજલ તમોને આપેલુજ ખાનુ ખાજો તથા ગરીબોને પણ આપજો અને તમારા નોકરો ઉપર પણ લશકરી પોહરો રખાવજો. કોઈ પણ યજદાં પ્રસ્તીએ બીજાઓની મત્તા જુટવી લેવાને હાથ લંબાવવો નહી, વળી દુશમનને જે કોઈ પોતાની પીડ દેખાડશે તેનો વખત ત્યાર પછી માંઠો થઇ પડશે (યાને તેને શિક્ષા ખમવી પડશે), યાતો તેની ચુંગાલમાં દખમુ પણ હશે (યાને તેને મોતની સજા થશે) યા તો તેના શરીર અને ગરદન ઉપર બેડી લટકશે. જો તેઓના નામ કચેરીમાંથી પણ છેકી નાખવામાં આવશે તો અંતે તેઓને ધુલના ફાકા મારવા પડશે અને ભોંયે સુવું પડશે."

વળી તે પોતાના સરદારને કહેતો કે, "તું સુસ્ત, ઉટાવલ્યો કે જુલમગાર બનતો ના. તુ હમેશાં લશકરની હરોલમાં એક એક હાથી રાખજે અને

ચાર માઇલ સુધી ચોકીબાનોને ફરતા રાખજે અને જ્યારે લડવાનો વખત આવી લાગે ત્યારે તું પેહેલાં લશકરની આસપાસ ફરી વલજે અને લશકરને એ પ્રમાણે કેહેજે કે 'આ લડાઇના મેદાનમાં આવેલા દુશમનો આપણી આગળ શું બીસાડમાં છે. તેઓના સો સો સ્વારો આપણા એકની બરોબર છે. જો તમો સઘલા જવાનો અને બુઢાઓની હું તારીફ કરશ તો તમો અરદેશીર તરફનો ખેલાત પામશો માટે જ્યારે બંધે તરફનું ઘોડેસ્વાર લશકર સામા સામું આવે ત્યારે તે લશકર ગમે એટલું મોટું હોય તોપણ પેહેલવાનો તથા બાહાદુરોએ લશકરનો મધ્ય ભાગ છોડી આગળ વધવું નહી. પણ એવું કરવું કે આપણી જમની પાંખના તમામ બાહાદુરો દુશમનોની ડાવી પાંખના લશકર સાથે લડે. તેમજ વળી આપણી ડાવી પાંખના બાહાદુરો દુશમનોની જમની પાંખના લશકર સાથે લડે.' તું તે લડવાના કામ ઉપર તારૂં દિલ લગાડી રાખજે. લશકરના વચલા ભાગને તેની જગ્યાએજ રેહેવા દેજે અને કોઇને પણ વચલા ભાગમાંથી પગ બાહાર કાઢવા દેતો ના. જો સામા લશકરનો વચલો ભાગ પોતાની જગ્યાએથી લડવા બાહાર પડે તોજ તું તારાં લશકર સાથે તે લશકરના મધ્ય ભાગ સામે જજે. પણ જ્યારે તું ફતેહ પાંમે ત્યારે નાહક લોહી રેડતો ના, કારણકે તે બુરી મનશાનીના દુશમનો પોતેજ નાહાસભાગ કરવા માંડશે. દુશમનોના જે કોઇ માંફી માંગે તો તું માફી બક્ષજે અને તેના ઉપર કીનો લેતો ના. જો નાસભાગ કરતા દુશમનોની પુઠે તું કાંઇ ચિજો જોય તો તે મેલવવાની દોડમાં પડતો ના અને તારી જગ્યા છોડતો ના. વળી છુપાયલા દુશમનોથી તું નબરવશ પણ બનતો ના કારણકે કદાચને દુશમનોનું તાજું લશકર મેદાનમાં કેડે છુપાઈ પણ બેહું હશે. જ્યારે તું દુશમનોથી નચિંત બને અને લડાઇથી ફારેગ થાય ત્યારે તું બીજાઓને કેહેવાની વાત જોયા વગર જેઓએ લડાઈ કરતાં પોતાના મીઠા જીવ મરદાનગીથી ખોઇ નાખ્યા હોય તેઓને તુ લુટનો માલ બક્ષજે. બીજું એ કે જે કોઇ બંધીવાન બન્યા હોય તેમને તું તુરતજ મારી દરબારમાં મોકલી આપજે. હું તેઓને માટે પણ કાંતા કચરાવાલી જગ્યામાં તે બાહાદુરીની યાદમાં એક શેહેર બંધાવશ. હવે જો તું દુખથી મોકલો રેહેવા ચાહાતો હોય તો તું આ મારી શિખામણોથી જરાએ ફરતો ના. ફતેહ મલતાંજ તું પરવરદેગારને નમજે કે જેથી તે બેશક તારી રાહનુમાઇ કર્યા કરશે."

વળી રૂમ, તુરકસ્તાન અને બીજા બાહાદુરો વિગેરે તરફથી જ્યાંથી પણ એલચીઓ આવે તેઓની તેના જાગીરદારો ખબરો રાખતા અને તે કામને નજીવું ગણવામાં આવતું નહી. જ્યાં જ્યાંથી તે એલચી પસાર થતો ત્યાં ત્યાં તેને માટે ઉતારાની જગ્યા તૈયાર કરવામાં આવતી અને તે કામ ત્યાંના હાકેમો

બજા લાવતા. તેઓને ખોરાકી, પોશાકી કે સુવાનાં બીછાણા કાંઈ સાથે રાખવું પડતું હતું નહી. તેઓ પાદશાહ આગળ શા માટે જાય છે તે વાતથી તે કારોબારીઓ વાકેફ બનતાંજ બાહુર ઉંટ સ્વારો અને મુનશીઓ અરદેશીર આગળ જડપથી જઈ લાગતા કે જેથી તે એલચીને એસતેકબાલ લેવાને તેનું લશકર જઇ શકે અને ફતેહમંદ પાદશાહ અરદેશીર પોતાની દરબારને સંગારી શકે, અને તેના સઘલા નોકરો કસબી પોશાકમાં આરાશતા બની સફ સમારીને ઉભા રહી શકે

પાદશાહ તે એલચીનાં આવી લાગતાંજ પોતાની આગળ બોલાવતો અને તેને પોતાના તખત આગળ બેસાડી તે જે કાંઇ છુપા સંધેશા લાવ્યો હોય તેની પુછપરછ કરતો તેને તે તમામ સારી માઠી વાતો પુછતો, તેની નામદારી જાણવા માંગતો અને તે કહી બાપા બોલે છે, અને તેના મુલકમાં ઇનસાફ મલે છે કે જુલમ ગુજરે છે તે સઘલુ જાણવા માંગતો. તે ત્યાંના રેવાજો વિષે, પાદશાહ વિષે તથા તે મુલકો વિષેની વાતો પુછતો. પછી તે એલચીને તેને લાયકનાં મકાનમાં ઉતારો આપતો અને ત્યાં તેને જોઇતી સઘલી ચિજો પુરી પાડતો. તેના માનમાં તે ખાણાની અને દારૂની બેઠકની મીજલશ કરતો અને ત્યાં તે એલચીને પોતાની આગળજ બેસાડતો. તેને તે પોતાની સાથે શેકારે લેઇ જતો જ્યા તેની સાથે તેનું લશકર પણ જતું. એ રીતે તે એલચીને ત્યાંથી ઘટતી રીતે વિદાય કરતો અને ત્યારે પાદશાહ તેને સરપાવ પણ બક્ષતો.

વળી તે ઠેકાણે ઠેકાણે નવાં શેહેરો સ્થાપવાને અક્કલમંદ અને ચાલાક દિલના વજીરોને ચોતરફ મોકલી આપતો અને તે કામ ઉપર પોતાનો ખજાનો ખાલી કરી મુકતો કે જેથી ઘરબાર વગરના, દોલત વગરનાઓ અને નસીબના લીલાઓને કામદારોની ગમે એવી મોટી સંખ્યાં હોય તો પણ ( કામ સાથે ) ખાવાનું અને રેહેવાનું મલે. એમ કર્યાથી તેની જાહેર તેમજ ખાનગી નેકનામી જેહાનમાં જળવાયલી રહી છે. જો જેહાનમાં એવા પાદશાહો હોય છે તો તેમના મરણ બાદ તેઓની યાદગારી પણ રહી જાય છે. હું પણ તેનો ખેરખાહ હોવાથી નામદાર અરદેશીરનું નામ અત્રે પાછું તાજું કરૂં છું, જેનું સેવટ ભલાઇ સિવાય બીજું કાંઈ હોતું ના. આ પણ અજાયબી તું જો કે તેણે પરવરદેગારની મદદથી જેહાનને ઇનસાફથી આબાદ બનાવી હતી. ૧ તે ચોતરફ પોતાના જાસુશો રાખતો અને ઘણી એક વાતો છુપીજ રાખતો.

જો કોઇ તવંગર ગરીબીમાં આવી પડતો અને તેની પાદશાહને ખબર

---

૧. એ બેત લખેલી નકલમાં વધારે. છ.

થતી તો તે તેનું કામ ઘટતી રીતે સમારી આપતો અને તેના બજારને પાછું તેજીમાં મુકતો. પોતાના નોકર ચાકરોના રેહેવાના ઘરો અને ફળદરૂપ જમીનો તે ઘટતી રીતે નવેસરથી સમારી આપતો અને તે છુપું કામ શેહેરમાં આશકારા થવા દેતો નહી. વળી તે નોકરોના છોકરાઓને તેમની વળન મુજબ કાબેલ ઉસ્તાદોને હાથ સોંપતો. મોહલે મોહલે એક એક નિશાળ અને આતશકદેહ સાથની દરેમેહેર રેહેતી. જેઓ પોતાની મુશકેલી છુપાવતા હોય અને જાહેર પડવા દેતા નહી હોય તેઓ સિવાય તે કોઇને પણ હાજતમંદ રેહેવા દેતો નહી. સહવારે બામદાદે તે મેદાનમાં બાહાર આવતો જેથી ત્યાં કોઇપણ ઇનસાફ ચાહાવાને આવી શકે. ઇનસાફનાં કામમાં તે પોતાના નોકરોની કે પોતાના ફરજંદ વટીકની શરમ રાખતો નહી. એ રીતે તેના ઇનશાફથી તમામ જેહાન આબાદ બની હતી અને તેને જોઇને તેના નોકરોનાં દિલ પણ ખુશાલ રેહેતા. જ્યાં પાદશાહ પોતેજ ઇનસાફનો દોસ્ત હોય ત્યાં જમાનાની મકદુર શું કે તે ફીસાદો ચાલે. તે સખીતબેહ પાદશાહની તદબીરો ઉપર તું નેગાહ પોહોંચાડ કે જેથી તેણે જે નેકનામી મેલવી હતી તેનું તું વર્ણન કરી શકે. તેના અકકલબંદ, ચાલાક અને અનુભવી કાસદો જેહાનમાં સઘલે ફરતા રેહેતા હતા અને જે જે જમીન ખરાબ થઈ હોય અથવા તો ત્યાંની નેહેરોમાં પાણી ખુટી ગયાં હોય તો તેઓ જમીનની મેહેસુલ ઉઘરાવતી વખતે કોઈ પણ જમીનને એમ બેદાદી સાથે રાખતા હતા નહી. જો કોઇ ખેદુત નાચારીમાં આવી પડતો અને તે કામકાજથી બેકાર બનતો તો તેને ખેતીનાં હથીયારો તથા ઢોરો ખજાના-ખાતામાંથી પુરાં પાડવામાં આવતાં અને તેને તેના કામ ઉપરથી તે ઉખેડાઈ જવા દેતો હતો નહી.

માટે ઓ પાદશાહો ! તમો પણ દાનાવોની આવી વાત સમજો અને જેહાનને એજ રીતે આબાદ બનાવો. જો તમો દુખથી છુટવા માંગતા હોવો અને પોતાને તેમજ બીજાઓને દુખી કીધા વગર ખજાનો એકઠો કરવા ચાહાતા હોવો તો પેહેલાં તમારે તાબેની રૈયતનું દુખ ઓછું કરો કે જેથી સઘલા તમારા ઇનસાફની તારીફ કરતા રેહેશે.

જ્યારે અરદેશીર સામે તમામ જેહાન સીધી ચાલવા લાગી ત્યારે તેનું માથું પણ સનીશ્ચર સેતારા સુધી પુગી રહયું. એ પાદશાહથી રૂમ, ચીન, તુરકસ્તાન અને હીન્દની સરજમીનો રૂમી રેસમી કપડાંના જેવી આબાદ બની. તે જેહાનના પાદશાહની સામે થવાની કોઇનામાં પણ તાકાદ નહી રેહેવાથી તેને માટે તમામ મુલકોમાંથી ચાલુ ખંડણી આવતી થઈ. તેણે ઇરાનના તમામ મોટા દરજજાના શખ્સોને બોલાવી તેમને તેઓની લાયકાત મુજબ પાદશાહી

તખત ઉપર બેસાડયા અને ત્યારબાદ તેઓ આગળ પાદશાહે ઉઠીને આ પ્રમાણેનું રાસ્ત કેહેવુ સરૂ કીધું કેઃ—

"ઓ મારા મુલકોના નામદારો ! તમો અક્કલમંદો અને વિચારવંતો સારી રીતે જાણોછો કે આ જડપથી ફરતું આસમાંન ઇનસાફ સાથે ફરતુ નથી અને કોઇને દયા સાથે ભેટતુ નથી. તે ચાહે છે તો કોઇને ઉંચે ચઢાવે છે અને પછી તેનેજ પાછો જમીન ઉપર ફેંકે છે. તેના નામ સિવાય જેહાનમાં બીજું કાંઇ રેહેતું નથી અને તેણે લિધેલી તમામ મેહેનત તેની સાથેજ ધુલમાં ડટાય છે માટે જે કોઇ પોતાનો અંત ભલી રીતે આવેલો જોવા માંગતો હોય તેણે એમ જાણવું કે નેકનામી સિવાય આ જેહાનમાં બીજુ કાંઇ રેહેતું નથી. ખોદાની ખુશનુદીના તમામ પાક કામો કર્યાથીજ તમારી ઉપર ભરેસપતીની ભલી અસરો ચાલે છે. માટે તમો પરવરદેગારનેજ નમતા રેહેજો અને તેના તરફજ ખેંચાયલા રેહેજો. કારણ કે તેજ આપણને રાખનાર અને આપણી નેકીનો વધારો કરનાર છે તમો જેહાનના પેદા કરનારની તમામ બુરાઇથી પનાહ ચાહાજો કારણકે તેજ સાહેબની ભલા તથા ભુડાઓ ઉપર સત્તા ચાલે છે. તેજ તમારી તમામ મુશ્કેલીને આશાન બનાવનાર છે અને તેનાથીજ તમારા દિલને ખુશાલી તેમજ ફતેહ મલે છે. તમો મારા કામ ઉપરથી પેહેલો અંદાજો કરજો અને મારાથી જે કાંઇ ભલા યા ભુડાં કામો થયાં હોય તેનો તોલ કરજો. જ્યારથી હું જેહાનના પરવરદેગારની પનાહ હેઠલ ગયો છું ત્યારથી મારૂં દિલ તાજ અને તખત ભોગવવાથી ખુશ બન્યુ છે. તે સાહેબની ખુદરતને જેમ લાયક છે તેમ તમામ હફતેકેશ્વર જમીન મારી પાદશાહી હેઠેલ આવી છે. વળી હું રૂમ તથા હીનદુસ્તાન પાસે પણ ખંડણી મેલવુ છુ અને મારે મનથી તમામ જેહાન રૂમી રેસમી કાપડ માફક સણગાર પાંમી છે. શુકરાના પરવરદેગારનાં ! કે તેજ સાહેબે મને જોર તથા ચઢતું નસીબ બક્ષ્યુ છે અને તેણેજ ભરેસપતી અને સુરજ જેવી બક્ષેરા પણ બક્ષી છે. તે સાહેબને લાયકની તારીફ અને તેની કુદરતની બંદગી કોણથી થઇ શકે ? પણ તેજ સાહેબ પોતાની બુજોર્ગી અને શકિત દેખાડી આપણને તેની બંદગી કરવાની યાદ આપે છે."

"હવે આપણે ઇનસાફ વિષે જે કરવા માગ્યે છીએ તે વિષે હમો બોલીશું અને તેવાજ ઇનસાફથી આપણે ખુશાલ રહીશુ. મને કેટલાક દેશોમાંથી ઉપજના દસમા ભાગ જેટલી ખંડણી મળે છે જે માટે ખેદુતો અને વજીરો જાણે છે તે જમીનની ખંડણી અને ઢોરોની ઉપજમાંથી હું તમોને કાંઇ સઘલુંજ બક્ષી દેવા ચાહાતો નથી. પણ જે કાંઇ તમારી તરફથી મને વધારાનુ મલશે તેટલુંજ ખજાના ખાતે જશે. અત્યાર આગમચ હું તમારી

પાસેથી એક દસાંઉશ ભાગ જેટલીજ ખંડણી લેતો હતો અને તેમાં જે વધ-ઘટ થતી તે તો તમારાજ ફાયદા અર્થે તથા દરબારમાં મોટું લશકર રાખવા માટે, તથા તમારી ખુશાલી માટે, તથા તમોને રક્ષણ મલેલું જોવા માટે તથા હારેમનના ધર્મને[1] કચડી નાખવા માટેજ હું વાપરી દેતો હતો. હવે તમો સઘલાઓએ તમારા હાથને પરવરદેગારને વચન આપી બાંધ્યા છે તો તે વચન તુટે નહી તેવી કોશેષ કરજો કારણુંકે તેજ સાહેબ બક્ષનાર અને રાખનાર પણ છે અને આપણી ઉપરના ઉચા આસમાનની સંભાળ કરનાર પણ તેજ છે તે સાહેબ દુખ્યાઓને પણ મદદે પુગનારો છે. માટે તે તમોને લાડ લડાવે તેની કુમક ઉપર તમો કોઇ સાથે લાડ કરતા ના. તમો તમારા દિલને ફરેબ રમવા ઉપર લગાડતા ના. કારણકે ચડતીની વચ્ચે પડતી આવી પડે છે જે કોઇનું તાજ બાદલને પણ જઇ લાગતું હોય તથા જે સિંહોનાજ શેકાર કરતો હોય તોપણ આખરે તેને માટે મટોડી અને ઇતરડીનું બીછાનુ ધર્યુંજ રહે છે. માટે જે નેકી સિવાય બીજુ કાંઇ વાવતો હોતો નથી તેજ ખરો ભાગ્યવાન."

"તમો સઘલાઓ જેઓ માગ મુલકમા વસો છો તેઓએ આ મારી શિખામણ ઉપર ધ્યાન આપવુ. હાલે હુ તમોને પાચ માર્ગ દેખાડુ છુ જેનો ફાયદો તમો તાજ અને ખજાના કરતાં પણ વધારે પાંમશો. (સાયર કહે છે કે) 'તમો બુઢા અને જવાન વાંચનારાઓ પણ આ વાત ઉપર ધ્યાન આપજો.' જે કોઇ પરવરદેગારની હસ્તી માને છે તેઓ યજદાં પ્રસ્ત હોવા સિવાય જુદી રીતના હોતા નથી. બીજુ એકે જો તમો નોકર હોવો કે પાદશાહ હોવો તોપણ તમો અકકલને હલકી ગણતા ના. ત્રીજું એકે દાનાવો આગળ કોઈ પણ શિખામણની વાત જુની ગણાતી નથી ચોથું એકે ગુનાહ માટેની ધાસ્તી ફાસીના લાકડાં તથા બંધીખાના અને બેડીથી પણ વધારે રહે છે. પાંચમું એકે ગીબતખોરાં માણસો કોઇ પણ આગળ માન પામી શકતા નથી."

"વળી હુ તમોને એક નવી શિખામણની વાત કહું છુ કે જે આંખ, જીવ અને આપણી માલ મીલકત કરતાં પણ વધારે ચડતી છે તેને તમો ભાગ્યશાલી જાણજો કે જે જેહાનને આબાદ કરે તોપણ તેની તે પ્રખ્યાતી છુપીજ રહે બીજું એકે નરમાશથી બોલવું, અક્કલ ધરાવવી, શરમ રાખવી અને આવકારદાયક રીતે બોલવું મગરૂરીથી દેખાદેખી માટે મોટા ખરચ કરવા નહી અને બેવકુફીથી પૈસાને નકામો બરબાદ કરવો નહી. કારણ કે તેમ કર્યાથી કાંઇ બદલો મલતો નથી તેમજ તેને માટે કોઇ ઉપકારી પણ બનતું

[1] યાને બુત પ્રસ્તી.

નથી. પરવરદેગારને પીછાણનાર શખ્સો એવો બદલો પસંદ પણ કરતા નથી. માટે જો તમો હદસર રેહેશો તો તમો તમારી તેજ હાલતમાં કાયમ રેહેશો અને વળી તમોને લોકો અકકલમદ અને પાક વિચારના ગણશે"

"જો તમો એ માર્ગેથી પણ આગલ વધશો તો બીજા પાંચ માર્ગો આગળ છે કે જેથી તમારૂ દીન અને ધર્મનુ કામ જલવાયા સાથે દિલની શાંતી અને ખુશાલીનો પણ વધારો થશે અને તમોને મધ સાથે મેલાયલા ઝેહેરથી નુકસાની પણ પુગશે નહી પેહેલુ તો એક તમુને પરવરદેગારે જે બક્ષ્યુ હોય તેથી વધારે મેલવવાનો લોભ અને કોશેષ કરવી નહી. કારણ કે જે કોઇ સતોષી હોય તેજ તવગર ગણાય છે અને તે વસતના ગોલાબ માફક ફૂલવત બને છે. બીજુ એકે તમો લોભની ગરદનને ભાંજતા રેહેજો અને ઓરતો આગળ ભરમની વાત કરતા ના. ત્રીજુ એકે કજીઓ કંકાશ કરતા ના કારણ કે કજીઓ કકાસ મુશકેલી અને દુખ લાવે છે. ચોહું એકે દિલને ગમથી મોકળુ રાખજો અને જે કાંઇ આવી પડયુ નહી હોય (પણ પડનાર હોય) તે માટે દલગીર થવા ના. પાચમુ એકે જે કાંમ તમારૂં નહી તે કરવાને ઉતાવલા બનતા ના કારણ ક તેનો શેકાર કરવો એ તમારૂ કામ નથી. આ મારી નશીયત અને ફાયદાની વાત ઉપર તમો સઘલા ધ્યાન આપજો. દરેકના દિલમાં એ મારી શિખામણો પ્યારીજ લાગશે કારણ કે તેથીજ તમો નુકસાનથી બચી કરાર ભોગવી શકશો જો તમો તમારા દવને રોશન રાખવા ચાહાતા હોવો તો તમો શિખવાથી થોડો વખત પણ આસાયશ લેતા ના તમારે ત્યાં ફરજદો હોય તો તેઓને તમો નિશાળે મોકલજો અને તેનાથી થોડો વખત રમત દુર કરજો તમો આ મારૂ કહેલુ યાદ રાખજો. એ કામો કરતાં જો તમો અટકશો તો હમો દુખી થશુ ઇનસાફી અને રોશન દિલના શખ્સો એકમેક સાથે ભેલાયાથી તેઓ વચે અતર પણ રેહેશે નહી"

"આ ચાર ચિજો જેનાથી વળી ખુશી અને ફાયદો પણ મલી શકે છે તેનાથી તમો તમારા દિલને કરાર આપજો પેહેલુ તો તમારે પરવરદેગારની ધાસ્તી અને શરમ રાખવી કે જેથી તે તમારો મદદગાર અને રેહેનુમા બને બીજુ એકે તમો તમારાં શરીરને ઇનશાફ આપતા રેહેજો (યાને તેને ઘણુ થાકવતા ના) અને તમારી પોતાની દામનને જાળવેલી રાખવી, તથા યજદાંનનુ ફરમાન બજાવવા તમારાં દિલને તૈયાર રાખવુ અને તેના ફરમાનને તમારાં દિલ અને જીવ બરોબર ગણવુ. ત્રીજુ એકે સચાઇની સોધમાં રેહેવુ અને જુઠાઇ તથા ઠગાઇને દુર કરવી ચોહુ એકે જેહાનના પાદશાહના વિચારથી દિલને જાહેર તેમજ ખાનગી રીતે ફેરવવુ નહી

પાદશાહ તરફ ચાહા ધરાવવો અને તેને પોતાના જીવ અને શરીર જેવો ગણવો. તેનુ ફરમાન બજાવ્યાથી તમારા ચેહેરાને પણ તાજગી મલે છે. તમારાં દિલને તેને આપેલા કોલ ઉપર ઉસ્તવાર રાખવુ અને તેનુ ફરમાન બજાવ્યાથી રવાનને ફેરવવુ નહી જો તમો તેને ઇનસાફી હોના સાથે તમારી પાસબાની કરનાર તરીકે જુઓ તો જેમ તમો તમારા જીવ ઉપર માયા દેખાડો તેમ તેના તરફ માયા દેખાડજો. પાદશાહને દલગીર કરવો એ પરવરદેગારને દલગીર કર્યા બરોબર છે.[1] કારણ કે પાદશાહ જેહાનને વધેલી જોવા માગે છે અને તેને મટેલી જોવા માગતો નથી જો એક પાદશાહ તેનાથી જહાન ઉપર જુલમ ગુજરે છે એમ ખેડુતોથી અને રૈયતથી વાકફ થવા છતા ઇનસાફી વગાન એખત્યાર કરતો નહી હોય તો તે શેહેનશાહી તાજ પેહેરવાને અને જહાનનો પાદશાહ ગણાવાને લાયકનો નથી એમ સમજવુ જે કોઇ પાદશાહે શેહેનશાહી સત્તાને કલંક લગાડયો તેના ઉપર ત્યાર પછી પાદશાહી ખોરેહ પણ રેહેતુ નથી જાણુ કે એ જુલમગાર પાદશાહ જંગલમાંના ફાડીખાનારા સિંહ જેવો છે.[2] તેમજ વળી પાદશાહના હાથ હેઠેલના નોકરો પાદશાહનુ ફરમાન મેહેનત અને કોશેશ સાથ બજાવવા ઉપર ધ્યાન આપે નહી તો તેની આખી જીંદગી દુખ અને રંજ ભરી બનેછે અને તે આ ત્રણ પાચ દિવશના મુસાફરખાના જેવી દુન્યામા લાંબો વખત જીવવા પણ પાંમતો નથી. જો તમો બેહેતર દરજ્જો અને સરદારી ભોગવવા ચાહાતા હોવો તો તે લોભથી અને બાધુરી દેખાડી જુલમ કર્યાથી મલતી નથી. હમારા તમામ નોકરોના દિલ ખુશાલ રેહેજો અને જેહાન હમારા ઇનસાફથી આબાદ બનજો ”

## અરદેશીરની ખુરરાદે તારીફ કીધી તે વિષે.

જેવો પાદશાહ અરદેશીર ( ઉપલુ ભાષણ કરી ) પોતાના તખત ઉપર પાછો બેઠો તેવાજ એક ઇનસાફી જબાન અને રવાનના ખુરરાદ નામના બુઢા

૧ એક જરથોશ્તીની નજરે દીનના ફરમાન મુજબ પાદશાહ અને ખોદા એક સરખાજ ગણાય છે પછી તે પાદશાહ જરથોશ્તી હોય કે પારકા ધરમનો હોય તો શું થયું. આગળો જરથોશ્તી પ્રજાઓની પાદશાહો તરફની વફાદારી કેવી ચીવટ રેહેતી હતી તે હખામની અને સાસાની તવારીખ પણ પુરી પાડે છે.

૨ જરથોશ્તીઓ જેમ ભલા પાદશાહો તરફ જાનફેસાની દેખાડવા માટે મશહુર છે તેમ બુરા અને જુલમગાર પાદશાહોના ડોર સામે આપઅખત્યારી જાહેર કરવાને પણ તેઓ તેટલાજ જાણીતા છે જરથોશ્તી દીનમાં પણ બુરા અને જુલમગાર પાદશાહોના ડોરને વખોડી નાખેલો છે.

શખ્સે તેના તખત આગળ જઇ પાદશાહને આ પ્રમાણે કહ્યું કે, "ઓ પાદશાહ! તુ જમાનો રહે ત્યાં સુધી અમર્ગ રેહેજે. હમેશાં તું ખુશાલ અને ફતેહમદ નસીબનો રેહેજે અને તારાથી તારો મુલક અને તાજ તખત ખુશાલ રેહેજો હવે તુ એવે દરજજે પોહાંચેલો છે કે તારા તખતની આગળ અને પછવાડ પક્ષીઓ અને ફાડીખાનારા જાનવરો પણ સફ સમારી ઉભા રહે છે. જેહાનને એક નાકેથી બીજે નાક સુધી બુજેર્ગ તુજ ગણાય છે અને તાજદાર સરદારા ઉપર સરફરાજી ભોગવે છે તારા ઇનસાફની કોણુથી તારીફ ગવાઈ શકાશે? કારણકે તારી બુન્યાદ ઈનસાફથીજ બુજેર્ગીએ પોહોચી છે. હમે સઘલા તારીજ વૃદ્ધી થવા બાબે દુવા ગુજર્યે છીએ અને તે બાબે જેહાનના પેદા કરનારની બદગી કર્યે છીએ કારણકે હમો તારા ચેહેરાના દર્શણના તથા તારી નેક વાણીના અને તારી દયાના ખરીદદારો છીએ. તુ હમેશાં નચિત રેહેજે કારણક તારા વડે હમો નચિત છીએ. હમે તુને આપેલુ વચણ તેડીએ એમ કદી પણ બનતુ ના તે હમારી સામે તેમજ હીન્દુસ્તાન, ચીન અને બીજા દેશોના હમારા જનડીઆઓ સામ બુરૂ ચાહાનારાઓનો માર્ગ બધ કીધો છે, જેથી લુટફાટ, લડાઈ, અને જુલ્મો દુર થઈ ગયો છે અને કોઇને પણ કાને દુશમનાના પોકારો સમજાતા નથી. એવીજ રીતે તુ તારા વજીરો સાથે હમેશાં એવોજ કારોબાર ચાલુ રાખી જનેદાન સુધી ખુસાલીભર્યો જીવતો રેહેજે. પાદશાહો વચે તારા જેવો અકકલમદ કોઇ નથી કારણ કે કોઇ પણ પાદશાહાનો વિચાર તારી બુધી ઉપર પોહોચી શકતો નથી. તેં ઇરાનમાં એવા ઇનસાફનો પાયો નાખ્યો છે કે તે ઇનસાફથી હમારી વસ્તીવારી ખુશાલ રેહશે. વળી ભાપણ કરતા તું એટલી હદે ગયો છે કે તારી અકકલભરી વાતોથી બુઢાઓ પણ જવાન બન્યા છે, અને આ અજુમન વચે બીરાજેલા ઉચ ખાનદાનના શખ્સો તારી વાતોથી ખુશાલ બન્યા છે અને તેઓ તારા ઈનસાફથી રાજી છે. તારા કામોથી હમારી અકકલમા વધારો થયો છે અને તારા દીદારથી જેહાન રોશન રહે છે. તારાં તાજ, તખત અને કંમરબધને નસીએ ગોયા તું પરવરદેગાર તરફનો ખેલાત પામ્યો હોય તેમ છે. આવો હમારો દયાલુ અને ઇનસાફી પાદશાહ હમારે માટે જીવતો રેહેજો. તારા જેવા કોઇ પણ પાદશાહ થયો હોય એવી જેહાનના લોકોને યાદ પણ નથી. તારા દમામ અને ખોરેહની બરકતથી જેહાન નચિત બની છે. જે કોઇ તારી પાંખની છાયા હેઠેલ હોય તે ખરો ભાગ્યશાલી ગણાય. તારી જગ્યા હમેશાં તખત ઉપરજ રેહેજો અને જેહાન તારાં ફરમાન અને ઇચ્છા મુજબ ચાલતી રેહેજો."

## જમાનાની બેવફાઇ વિષે.

ઓ વાતોથી ભરપુર મગજના ખરીદનાર ! તુ તારાં દિલને આ જમાના ખાયેલી દુન્યા ઉપરથી તોડી નાખ. કારણકે આ દુન્યાએ તારા અને મારા જેવા ઘણાઓને જોયા છે પણ તે કોઇ ઉપર કરાર પકડવા ચાહાતી નથી. જો તુ પાદશાહ હોય યા સોદાગર હોય તોપણ તુને તે છોડી જવાની છે અને તેજ હમેશાં પાયદાર રેહેનારી છે ત્યારે તુ શા માટે મેહેનત કરે છે અને તાજ તખત સાથે શાનો રહે છે? કારણ કે તુને તો આખરે મુસાફરી માટે તારો અસબાબ બાંધવાનોજ છે. જો તુ લોઢાંનો પણ બનેલો હશે તો પણ આસમાનનું ચક્કર તુને આખરે પીગલાવી નાંખશે અને જ્યારે તું બુદ્દો ખખ થશે ત્યારે તે તારી ઉપર પાછી નવાજેશ કરનાર નથી. જો તુ દિલને ખુશ કરનારા સનોવર જેવો સીધ્ધો પણ હશે તોએ તુ વાંકો વલી જવાનો અને તે વખતે તારી નરગેશ જેવી આંખો ગમગીન અને રડતી બનશે વળી તારો રાતોમાતો ચેહેરો કેસર જેવો પીલો બનશે અને તું ખુશાલ હીલચાલ કરતો માણસ જડપથી સુસ્ત બનશે જેવુ તારૂ સીધ્ધું કદ કરમાઇ ગયું કે તારૂં રવાન થોભવાનું નથી અને જેવો તારો તે સાથી ચાલી ગયો કે તુ એકલો રહી શકવાનો નથી. તેથી જો તું પાદશાહ હોય કે નોકર હોય તોપણ તુને કલી ખાક ઉપર લોટવા સિવાય છુટકો નથી. પેલા તાજ તખતવાલા બુજોર્ગ પાદશાહો તથા પેલા નસીબવંતા સ્વારો કયા છે? કયા ગયા પેલા અક્કલમંદો, બાહાદુરો, નામદારો અને જંગી સરદારો? તેઓ તો સઘલા ધુલ અને ઇંતરડીમાં સુટેલા છે. માટે જે નેકીના બીજ સિવાય અત્રે બીજું કાંઇ રોપે નહી તેઓજ ખરા ભાગ્યશાળી, તે માટે પાદશાહ અરદેશીરનોજ દાખલો પુરતો છે. તું મારી એ વાતો સમજી યાદ રાખતો રેહેજે.

## અરદેશીરે શાપુરને નસીયત કરી તેના પાસેથી વચણ લિધું અને તેના વખતનો અંત આવ્યો તે વિષે.

જ્યારે અરદેશીરની ઉમર છઠોતેર વર્ષની થઈ ત્યારે તે જેહાનનો પાદશાહ બીમાર પડયો. તે વખતે તે પાંમી ગયો કે તેનું મોત નજદિક આવ્યું છે અને તેની જીંદગીનાં લીલાં પાંદડાં કરમાઇને પીલા થયાં છે. આથી તેણે શાપુરને પોતાની આગળ આવવા ફરમાવ્યું અને તેને હદ ઉપરાંત વધારે શિખામણો દિધી. તે બોલ્યો કે "આ મારા વચણ તું યાદ રાખજે અને ગીબતખોરાઓની વાતને હવામાં ઉડારી દેજે, તુ મારી વાત સમજી તે પ્રમાણેજ

ચાલજે કે જેથી કીંમતી અને વગર કીંમતનું શું તે તું પીછાણી શકે મેં ઇનસાફી તરવાલથી જેહાનને સીધી ચાલે ચાલતી કીધી છે અને ખાનદાની શખ્સોની હોરમતની જાળવણી કીધી છે. જ્યારે મારાથી જેહાનનુ કામ સીધ્ધુ ચાલવા લાગ્યુ અને જમીન દિપતી થવા માંડી ત્યારે મારી જીંદગી ઘટવા માંડી છે. હમોએ પુશકલ મેહેનત કરી પગ્સેવો પાડી ખજાનો એકઠો કીધો છે હવે તે મેહેનતથી તારે માટે મોજમઝ્ઝાહ કરવાનો વખત આવ્યો છે. એમ એકની ચઢતી તો એકની પડતીનો વખત આવે છે. ફરતાં આસમાનની કરણી પણ એવીજ છે અને તે ઘડીકમાં દુખને સામુ લાવે છે તો ઘડીકમા માયા દેખાડે છે. ઘડીકમા નસીબ એક જડપ ચાલના ઘોડા જેવુ બને છે અને તારા ગમગીન બનતાંજ તે આવી તુને બોસા લે છે તેજ નસીબ થોડા વખત એક કીલ્લો બાંધે છે અને તેના માથાને નેકી સાથે ઉંચે ચઢાવે છે. પણ ઓ બેટા ! તુ યાદ રાખજે કે આ ફરેબ આપનારી દુન્યા કોઇને પણ દુખ દેખાડયા વગર ખુશાલ રાખી શકતી નથી જો તુ તારી જીંદગીમાં ખુરૂ બનેલુ જોવા ચાહાતો નહી હોય તો તુ તારા શરીરની તેમજ પેલી અકકલની સભાળ કરજે જો કોઇ પાદશાહ દીનની તારીફ ગાય તોજ તેની પાદશાહી સાથે દીન ભાઇના જેવો સબંધ રાખે છે. દીન અને પાદશાહી એકમેક સાથે એવો સબંધ રાખે છે કે તુ કેહેશે કે જાણે તેઓ એકજ કુવામાં સાથે પડેલા છે શેહેનશાહી તખત વગર દીન જાવદાન રેહેતી નથી તેમજ દીન વગર પાદશાહી પણ બરકરાર રેહેની નથી એક અક્કલમંદ શખ્સ આગળ પાદશાહી તેમજ દીન બધે જાણે રેસમી કપડાં જેવાં છે કે જેમને એકમેક સાથે વણી લિધેના હોય છે જેમ દીનને પાદશાહ વગર ચાલતુ નથી તેમ દીન વગર પાદશાહની પણ તારીફ થતી નથી. દીનને પાદશાહ વગર અને પાદશાહને દીન વગર ચાલી શકતુ નથી તે બધેના જોડાનથીજ આપણે તેમને ભલુ કરતા જોઇએ છીએ જો કોઇ વિચાર અને અક્કલનો સાહેબ હોય તો તે દીનદાર શખ્સ બધે જેહાનને જીટી જાય છે. જો પાદશાહ દીનનીજ પાસબાની કરનારો હોય તો તું એ બધેને ભાઇ સિવાય બીજી રીતે ગણતો ના. જો કોઈ દીનદાર શખ્સ પાદશાહ સામે કીનો ધરાવે તો ખબરદાર તુ તેને પહરેજગાર ગણનો ના. પેલો તારીફ પામેલો તવારીખનવેશ શું કહે છે ? તે કહે છે કે "ઇનસાફ અને દીનને તુ મગજ માફકના જોશે" ત્રણ કારણ માટે પાદશાહી તખતને ખમવુ પડે છે. પેહેલું જુલમગાર પાદશાહથી, બીજું હલકા માણસોને હુનરમંદ લોકોથી ચઢતા ગણ્યાથી અને ત્રીજું ખજાના સાથે સગાઈ કર્યાથી અને પૈસા સંઘરવા પડયાથી. માટે તું બક્ષેશ કરવા તરફ તથા દીન અને અકકલ ( ના વધારા ) તરફ

તારા હાથ લંબાવજે કે જેથી તારા ઉપર જુદાઇ ફાવી જાય નહી. જુદાઇ માણસના ચેહેરાને દલગીરીભર્યો રાખે છે અને તે ગમે એવા ચઢતા ઓધા ઉપર હોય તોપણ તે તે ઉપર દીપતો નથી. વળી ખબરદાર ! તું ખજાનો સંભાળનાર પણ થતો ના, કારણ કે પૈસાથી તો માણસ દુખમાં પડે છે. જો કોઇ પાદશાહ ખજાનો સંગરવાનો લોભ કરે તો તેથી તેના નોકરોના શરીર ઉપર દુખ ગુજરે છે. ઘણી કોશેષ અને મેહેનત કરનારા બંદુનો પાસે જો ખજાનો હોય તો પાદશાહ પાસે પણ ખજાનો હોવોજ જોઇએ. પાદશાહ તો તેમના ખજાનાની સંભાળ કરનાર અને તેમની મેહેનતના ઝાડ ઉપર ફળ લાવનાર ગણાય છે તુ હમેશાં ગુસ્સાથી દુર રેહેવાની કોશેષ કરજે અને ગુનાહભરી આંખોને મરદાનગીથી ઉઘતી બનાવજે. જો તુ ગુસ્સા કરશે તો તેને માટે તારે પસેમાન પણ થવુ પડશે અને તે પસેમાનીમા તેના ઇલાજો પણ સાધતા રેહેવું પડશે. જે પાદશાહમા જુરૂજ કરવાની ખોડ હોય તેણે તે દુર કરવાને ખુબી સાથે દિલને સમારવુ જોઇએ જો તેના દિલમા એક પળવાર પણ સ્વાસ્તી પેદા થાય છે તો તેથી તે બુરા વિચારના શખ્સનું દિલ મજબુત વિચારનુ બને છે. વળી તુ બક્ષેશ કરવામા પણ હદબાહાર દિલ રાખતો ના. તેમજ ઓ બેટા ! તુ જેમ બને તેમ કોઇપણ ચિજને કીંમતી ગણતો ના. જાણુ કે તેવા શખ્સને પાદશાહી લાયક ગણાય કે જે આસમાનના દોર માફક ઘટતી રીતે બક્ષેશ કરે છે જ્યારે જમાનો પાદશાહને ગમમા ઝિટલાવે છે ત્યારે તે પોતે અને તેના મોબેદો અક્કલના ઉપ્યોગ કરીને તુરતજ ગેરઇનસાફ અને ઇનસાફના કામોની પુછપરછ કરે છે અને ત્યારેજ તે પાદશાહ પોતાના દિલમાં તે વાતોને યાદ રાખે છે '

" જે દિવસે તું શેકારે જવાનો વિચાર કરે અને શેકાર પકડનારાં બાજ પક્ષીઓનું તુંને કામ પડે ત્યારે શેકાર કરવા બાહાર જવાની અને દારૂ પી મોજ કરવાની એ બધે બાજી તારે સાથે અજમાવવી ઘટતી નથી. કારણકે દારૂ ફરી વલ્યાથી શરીર ભારી થાય છે તેથી એ વાત ઉપર પણ મોટા લોકો ધ્યાન આપે છે. વળી જો ત્યાં દુશમનના ચઢી આવવાની ખબર મલે તો આવા ( શેકાર અને મોજમજાહના ) કાંમોથી પાછું ફરવુ ઘટે છે. તે વખતે તો પૈસા આપી તલવારો ઘસી તૈયાર કરાવવી જોઇએ અને દરેક હાથ નિચેના પાદશાહો પાસેથી લશકર બોલાવી મગાવવું જોઇએ. તે વખતે હોકમો કરતાં આજનુ કામ કાલ ઉપર રાખવું નહી અને બુરા પાદશાહોને તખત ઉપર બેસવા દેવા જોઇએ નહી. આમ લોકોનુંજ કેહેવુ સાચું છે એમ દિલને માની લેવા દેવું જોઇએ નહી, કારણ કે તે માટે ને તેહકીક કરતાં તેમાંથી જુદાઈ પણ માલમ પડી આવે છે. જો તુંને તેઓ તરફથી બુરી ખબર પણ મલી હોય તોપણ તારે તેવી

બદગોઈ સમજવી નહી અને તેનો જુદો ગમ ખાવો નહીં. તેવાઓ જેમ પાદશાહ તરફ વફાદાર નથી તેમ પરવરદેગાર તરફ પણ વફાદાર નથી જો તું તેઓને પગ આગળથી ધરવા જશે તો તારા હાથમાં માથુ આવી જશે. માટે શેહેરના આમ લોકોથી તારે એમ અંદાજે કરવો ઘટે છે. તુને જાવેદાન શુધી અકકલનો હીસ્સો મલતો રહેજો. તારે છુપી બદી કરનારાં બદકાંમોથી ડરતુ રેહેવુ કારણકે છુપી બુરાઇ કરનારથી જેહાન પણ તંગ બને છે. જો કોઇ ભરમ જાળવનારો હોય તો પણ તું તેની આગળ કાંઇ પણ વાત ભેદ ખોલીને કરતો ના કારણકે તે શખસના પણ ગોઠયાઓ અને દોસ્તો હોય છે. તેમ કરયાથી જે વાતને તુ ઢકાયલી સમજતો હશે તે વાત જેહાનમાં જાહેર થયલી સમજવી. જો તારી ભરમની વાત શેહેરમાં આશકારા થઇ જાય તો પછી અક્કલમંદો તારી આગળ કાંઇ વાત કરવાને ધાસ્તી ખાશે અને તુને પીટનાખોર અને હલકાં મગજનો ગણી દાનાવ લોકો તારા ઉપરથી વિસ્વાશને ઉઠાવી નાખશે કોઇની પણ તુ જરાએ ગીબત કરતો ના કારણ કે તેમ કર્યાથી ગીબતખોરો તારીજ ગીબત કરશે જો તારી અક્કલ ઉપર હવસ ફાવી જાય તો તારા અક્કલમંદો તુને માણુસ તરીકે પણ ગણુશે નહી. માટે જેહાનના પાદશાહે તો અકકલમંદ બનવું ઘટે છે, કે જેથી તે દરેકનો નેકખાહ ગણાઈ શકાય. જો કોઈ ઉચી મન શકતી ધરાવવા સાથે આકલા સ્વભાવનો હોય અને કોઇના તાણા અથવા ગીબતથી ઉશકેરાઇ જાય તો તેવો શખ્સ તારો રેહેનુમાઇ કરનાર વજીર પણ ગણાતો હોય તો પણ તું તેને તારી આગળ જગ્યા લેવા દેતો ના. પહરેજગાર લોકો તારી તારીફ કરે એમ જો તુ ચાહાતો હોય તો તુ પાદશાહ બનતાંજ ગુસ્સા અને કીનાને તજી દેજે. બુજોર્ગીભર્યાં તખત ઉપર બેસનારે તો અકકલમંદ બનવું જોઈએ અને તે યજદાપ્રસ્ત હોવો જોઇએ. તુ ઘણું બોલતો ના અને બીજાઓને દેખાડવા પહરેજગાર હોવાનો ઢોંગ પણ કરતો ના. દરેકની વાત સમજી તેમાં જે કાંઇ સૌથી સારી હોય તે યાદ રાખજે અને તેમાંથી કહી દિલપસદ છે તે જોતો રેહેજે. દાનાવો આગળ તું મોટેથી વાત કરજે અને તે દરેકને નવાજજે અને તેઓ સાથે ખુશ ચેહેરે વાત કરજે. જે કોઇ ભીખ માંગતા દરવેશો હોય તેમને તું ખુવાર કરતો ના અને બુરા વિચારના શખ્સોને તારા તખત આગળ બેસવા દેતો ના. જે કોઇ પોતાના ગુનાહની માફી ચાહે તે તું કબુલ રાખજે અને તેના ઉપર કીનો રાખતો ના. સઘલાઓને તું ઇનસાફ આપનારો અને બક્ષેશ કરનારો થજે. જે કોઈ બક્ષનાર અને ધીરજથી ખમનાર હોય તેજ ભાગ્યશાલી ગણાય. જ્યારે દુશમન તારાથી

ધ્રુજતો બનશે ત્યારે તે તારી જુઠી ખુશામદ કરશે તો પણ તું લશકરને તો તૈયારજ રાખજે અને લશકરનો સામન બાંધેલો રાખજે જ્યારે દુશમન લડવાની સુસ્તી કરે અને તેના હાથ ઢીલા બને ત્યારેજ તું દુશમન સાથે લડાઇ કરજે. પણ જો તે સુલેહ કરવા અને રાજ્ની સાધવા માંગે અને તેના દિલમાં તુને દગો માલમ પડે નહી તો તુ તેની પાસેથી ખંડણી લેજે અને ફીનો ન લેતાં તેની આબરૂની જાળવણી કરજે. તુ તારાં દિલને દાનાઇથી સંગગયલું રાખજે કારણકે દિલની કીમત દાનાઇથી થાય છે એમ તુ જાણશે તોજ તું દાનાઇથી વર્તશે. જો તું સખી થશે તો લોકોનો પ્યાર જીટશે અને દાનાઈ તથા ઈનસાફથી નામદારી મેલવવા પામશે. તારા બાપને આપેલો આ કોલ તુ તારા જીવ સાથે કોતરેલો રાખજે અને તારા ફરજંદોમાં પણ એવીજ યાદગારી મુકી જજે. જેમ મેં મારાં ફરજંદને તેના હક આપ્યો છે અને મેં જેહાનમાં કોઇને દુખ દિધુ નથી, તેમ તુ પણ મને આપેલાં વચણ મુજબ વર્તજે અને એ વાતોને બુરી ગણી લેતો ના"

"હવે પછી પાનસો વર્ષ ગુજર્યા પછી તારી ઓલાદની બુજોર્ગીની આખેરી આવશે. તારી ઓલાદનું કોઈ ફરજંદ મને આપેલા એ કોલથી ફરશે તેઓ દાનાવ અને અક્કલમંદોના વિચાર જાણવાથી બાજુએ થઇ જશે અને દાનાવોની નસીયત સમજશે નહી. તેઓ એકદમ વફાદારી અને કોલકરારથી ફરી જઈ ગેરઇનસાફ અને જોરજુલમ કરવા ઉપર મંડશે અને પોતાના હાથ નિચેનાઓ ઉપર જેહાનને તંગ બનાવશે યજદાં પ્રસ્તો તેઓની નજરમાં કમીના લાગશે અને તેઓ દિલ ઉપર બુરો પોશાક પેહેરશે તથા હારેમનની દીન પાળશે અને જે ભરમ મેં છુપાવવા કહયો છ તે ખુલ્લો પાડશે તથા આ દીન જે મેં ધોઈ કાઢી છે (યાને નવે સરથી સમારી છે) તેને બગાડશે. આ મારી નશીયત અને શિખામણોનો નાસ થશે ત્યારે તેઓ આ મારા મુલકને તમામ વેરાન બનાવશે. તેથી હું જેહાનનો પરવરદેગાર કે જે તમામ જાહેર અને છુપી વાત જાણનાર છે તેની પાસેથી એવુ ચાહુ છું કે તે તમો લોકોને તમામ બુરાઇથી સંભાળેલા રાખે અને તમારૂં કામ તમામ નેકનામી ભર્યું નિવડે [1] જેઓના કામનો તાણો અક્કલ સાથનો અને વાણો [2] ઇનસાફ સાથનો હશે અને જેઓ મારા

૧ અરદેશીર અત્રે જે આગાહી કરે છે તે ઇરાનમાથી સાસાની સલતનત પડી ભાગી બીજા ધર્મનો ડોર ચાલવા માટેની ગણાઈ શકાય

૨ કપડા વનાતા તેની સાલમા જે સીધો દોરો હોય તેને તાણો કહે છે અને આડા દોરાને વાણો કેહેવામા આવે છે. યાને જેમ કપડું વણાય તેમ તેઓના કામ સાથે અક્કલ અને ઈનસાફ વણાઇ જાય.

એ કોલને તોડવાની કોશેષ કરશે નહી અને મારા આ મધ જેવા કામને હરદેલ જેવાં કડવાં બનાવશે નહી તેઓ ઉપર પરવરદેગારની અને મારા તરફની આફ્રીન ઉતરશે. જ્યારથી મેં શાહાનશાહી તાજ માથે પેહેર્યું છે ત્યારથી તે ચાલીસ વર્ષ અને બે મહીના પસાર થયા તેટલા વખતમાં મે જેહાંનમાં છ શેહેરો કે જ્યાંની હવા ખુશનુમા અને જમીન પાણીથી ભરેલી છે તે બાંધ્યા છે અને તેમાના એકને મે "ખરરેહે અરદેશીર" નામ આપ્યુ છે, જ્યાંની હવા કસ્તુરી જેવી અને પાણી દુધ જેવું છે. બીજુ શેહેર "રામ અરદેશીર" છે કે જે પારસ તરફ પસાર થતા મે બધાવ્યુ હતુ. બીજુ "હોરમજદ અરદેશીર" નામનુ શેહેર છે કે જ્યાંની હવા ખાઇ બુઢાઓ પણ જવાન બને છે એ શેહરેથી ખુજીમાનના મુલકને તાજગી મળે છે અને તે લોકોથી, પાણીથી અને ફાયદાઓથી ભરપુર છે વળી બીજું એક શેહર "બરકે અરદેશીર" ને નામે ઓલખાય છે, જે બાગો, ફુલો અને ઝરાઓથી ભરેલુ છે એ શેહરો બગદાદમા યુફ્રેતીશ નદી આગળ આવેલા છે જે ઝરાઓ, ઢોરો અને લીલોતરીથી ભરેલા છે તેઓ 'બનાએ પાદશાહ અરદેશીર" એ નામે ઓલખાય છે હવે તે મારી જે કાંઇ વાત સમજી છે તે યાદ રાખજે કારણ કે હુ તો દખમામાં પડવાનો સામન બાંધુ છુ તેથી મને કફન સોંપી તુ તખત ભોગવજે મેં જાહેર તેમજ ખાનગી રીતે જેહાનમા ઘણી રંજ અને મેહેનત વેઠી છે. હવે તું ઇનસાફના કામો કરી મારાં રવાનને ખુશનુદ કરજે કે જેથી તુ પણ તખત ઉપર ફતેહ અને ખુશાલી સાથે રહી શકે." ૨

એટલું કેહેતાંજ તેના નસીબે કાલાશ પકડયો. તેના માથાં, તખત અને અને તાજ માટે અફસોસ હોજો આ ખુશનુમાં જેહાનના રેવાજ એવોજ છે.

૧ કેટલાક તવારીખનવેશો અરદેશીરના રાજ્ય અમલ ફક્ત ૧૪ વર્ષના જણાવે છે. અરદેશીર જ્યારથી અરદવાનથી સ્વતંત્ર બની પારસમા આપઅખત્યાર રાજ્ય સ્થાપ્યું ત્યારથી ફીરદોસીએ તેનો રાજ્ય અમલ ગણી ૪૦ વર્ષ જણાવ્યા હોય જ્યારે બીજા તવારીખનવેશોએ તે શાહનશાહ બન્યા પછીના ૧૪ વર્ષનો અમલ જણાવેલો હોવો જોઇએ બીજા તવારીખનવેશો મુજબ અરદેશીરે ઈ સ ૨૨૬ થી ૨૪૦ સુધી રાજ્ય કીધેલું માલમ પડે છે, જે તેણે શાહાનશાહી ભોગવવાનો સને હોવો જોઇએ

૨ બીજા તવરીખનવેસો મુજબ અરદેશીર ફક્ટ અરદવાન સાથેજ લડાઇ કરીને પરવારી ગયા નહી હતો પણ તેને રોમના શેહેનશાહ એલકજાંડર સેવીરસ સામે પણ માથું ઉચકવું પડયું હતું અને ઈજીયન સમુદ્રના કાઠા સુધીના પ્રાંતો જે પાદશાહ કરશના તાબામા હતા અને જે તે વખતે રોમનોએ જીતી લીધા હતા

આપણી આગળ તે પોતાનો ભરમ જાહેર કરવા માગતી નથી તે શખસ ખરો ભાગ્યવાન કે જેણે બુઝોગીં ભોગવી નહી હોય અને જેને તખત છોડી ચાલી જવુ પડતું નહી હોય. તું મેહેનત કરી તરેહવાર ચિજો મેલવશે પણ તે ચિજો કે માણુસો દુન્યામાં રેહેતાં નથી. આખરે આપણને તો મટી સાથે મટી મલવાનુ છે અને ચાદર નિચે બધે ગાલોને ઢાંકી દેવાના છે. ત્યારે ચાલો આપણે સઘળાં ભલાં કામો કરવા હાથ લબાવ્યે અને આ ફાની જેહાનને બુરાઇ કરવા દઇએ નહી ખરો ભાગ્યવાન તેજ કે જે પોતાના હાથમાં દારૂની જામ પકડે અને યજદાં પ્રસ્ત પાદશાહોની યાદમા તે પીતો રહે જ્યારે તું પણ ઉપર ઉપર દારૂની જામ પીશે અને ખુશાલ બનશે કે પછી હમેશગીની ઉંઘમાં ઉંઘાશે.

## પરવરદેગારની ન્યાએશ અને સુલતાન મહમુદની તારીફ વિષે.

જે સાહેબે તારીફ, મકાન, જમીન અને જમાનો પેદા કીધો છે તેના ઉપર આફ્રીન હોજો. તેજ આરામ આપનાર અને ખાહેશ પાર પાડનાર છે અને તેણેજ સરૂવાત અને આખેરી બનાવી છે. આસમાન, જમીન, જમાનો અને જેહાનની સઘલી ચિજો તેણેજ બનાવી અને પેદા કીધી છે એક નજીવાં તનખલાંથી તે ઉચાં નવમાં આસમાન સુધીની તમામ ચિજો પરવરદેગારનીજ હસ્તીની ગવાહી આપે છે માટે તેના સિવાય તું બીજા કોઇને જેહાનનો પેદા કરનાર ગણનો ના. તેજ જાહેર તેમજ છુપી ચિજો જાણનાર સાહેબ છે માટે તે સાહેબની દુવા પેગમબરના રવાન ઉપર તથા તેના દરેક મદદગારો ઉપર ઉતરજો. તે સઘલા જેઓની વાતની ગણત્રીની હદ રહી નથી તેઓ પાક અને

---

તે ઉપર પોતાના દાવો કરી મેસોપોટેમીઆનો પ્રાંત પોતાને હાથ કરી લીધો હતો વળી અરદેશીરે આરમીન્યાનો પ્રાંત પણ પોતાને હાથ કરી લીધો હતો અને એ રીતે તેણે પોતાના રાજ્યનો વધારો કરી મુકયો હતો વળી અરદેશીરે જરથોસ્તી ધર્મનો નવેસરથી સુધારો કરી એ ધર્મને રાજ્યના ધર્મ તરીકે જાહેર કરી તેનો ચોમેર ફેલાવો કીધો હતો અને સીકંદરે ધર્મ પુસ્તકોનો જે નાશ વાલી મુકયો હતો તે સઘલાં પુસ્તકોને પોતાના વજીર અને રાજ્યના વડા દસ્તુર તાંસરની મદદ સાથે વેરવિખેર હાલતમાથી પાછા એકઠા કીધા હતા એ રીતે તેણે જરથોસ્તી કોમનો નાશ અને અસ્ત થતો અટકાવ્યો હતો નાની જરથોસ્તી કોમ જે હાલે સુધી દુન્યાની બીજી મોટી કોમોની સામે ટકી રહી છે તે એ મહાન શેહેનશાહના ધર્મસુધારાને પ્રતાપેજ ગણાઇ શકાય. ફીરદોસીએ અરદેશીરના રાજ્ય અમલમા કરેલા એ ધર્મના સુધારા બાબે તમામ ચુપકીદીજ એખત્યાર કીધી છે તે પોતાના જાતભાઈઓના ખોફથી કરીને કીધેલી હોવી જોઈએ.

પહરેજગાર શખ્સો હતા. હવે આપણે આપણા સખુનોમાં વધારો કરી જેહાનના પરવરદેગારની આફ્રીન ગાઇએ તથા પાદશાહ મહમુદ કે જેના તખતથી માહાતાબ પણ પ્રકાશ પાંમે છે તેના તાજની પણ તારીફ ગાઈએ જેહાનનો બાદશાહ મહમુદ દેખર્ઈતી રીતે ખોરેહેવાલો છે અને તેની જાહેર બક્ષેશથી તેનુ ખોરેહ પણ દેખાઈ આવે છે તે પાદશાહ બાહાદુર, સખી, ખોરેહેમદ અને ઇનસાફી છે અને તેનુ ફરમાન ચાલ્યાથી જમાનો પણ ખુશાલ રહે છે. એ પાદશાહ રાજદંડ અને શમશેરનો સાહેબ છે તથા દૃખ, આશાની, તાજ અને ખજાનાનો માલેક છે એ જેહાનનો પાદશાહ દમામવાલો હોવા સાથે નેકીની પીછાણુ કરનારો છે અને તેને તાજ મલવા માટે તે પરવરદેગારનો ઉપકાર જાહેર કરે છે. તે અકકલમદ તેમજ ખુબસુરત અને અસરકારક સખુનો બોલનાર છે અને તે ઉમરમાં જવાન તેમ અકકલમાં બુજોર્ગ છે. તેના ખોરેહથી ભરેસપતી પણ જલકી રહે છે અને તેનીજ પાંખના છાયામાં આપણે લાડ કર્યે છીએ લડાઇ કરતી વખતે તે આંસમાનને પણ બુમ પડાવે છે અને મોજમજાહને વખતે જવેરાત પણ રેડી દેછે. જ્યારે તે ગુસ્સે હોય ત્યારે પાહાડ પણ પીગલવા માંડે છે અને આસમાન તેમજ જમીન ધ્રુજવા પડે છે. તેના બાપદાદા પાદશાહો અને શાહાનશાહોજ હતા અને તેથી સુરજ અને ચંદ્રના ગુમબજો પણ તેના ઉપર લાડ કરે છે તેનુ નામ જાવેદાન સચવાયલુ રેહેજો અને આખરે તેને દમામ ખુબી પુગતી થજો. આ નામાની સરૂવાત મેં તેનીજ બુજોર્ગી, અકકલ અને રેવાજની તારીફથી સરૂ કીધી હતી. તેનાથીજ મે જેહાનમાં નેકનામી જોઇ છે, માટે તેને પણ જેહાન તરફથી સારો બદલો મલજો તેનુ તાજ તેના દેખાવથીજ રોશની પકડે છે અને તેનુ નસીબ બુરાઇ સામે હથીયાર જેવું બને છે. તેના ઉપરજ પહરેજગારો તથા જેઓ આ દુન્યામાં પાદશાહ ગણાય છે તેઓ લાડ કરે છે. તેની પુજી અને નસીબથી હવા પણ રોશન બની છે અને જમીન તે નામદારના તખતના પાયા સમાન થઈ છે લડાઇમાં તે જનુની હાથીના જેવી બલા ગણાય છે અને મોજમજાહ કરવામાં આસમાનના જેવો વફાદાર છે. જ્યારે તે મોજમજાહમાં ચકચુર હોય છે ત્યારે તેના વિચારો પણ પ્રકાશ પાંમે છે અને તેના વિચારના દરીયામાં મોજાઓ ઉછાલા મારે છે પાદશાહોના તો તે શેકાર કરવા જાયછે અને ફાડી-ખાનારા પશુપખીઓ તેની મારી પાંમી રહેલા હોય છે. લડાઇ વખતે તેના ગુરજોના અવાજ સિંહોના દિલ અને વાઘોના ચામડાં ફાડી કાઢે છે. તેનું મગજ તાજગીભર્યું અને દિલ ઈનસાફથી ભર્યું રેહેજો અને આ જેહાન પણ તેના માંથા અને તાજ વગરની રેહેતી ના.

## અરદેશીરના બેટા શાપુરની પાદશાહી ત્રીસ વર્ષ અને બે મહીનાની હતી.[1] શાપુરે ગાદીએ બેસતાં સરદારોને નસીહત દિધી તે વિષે.



વે હુ શરાબના શુર સાથે પાદશાહ શાપુરની પાદશાહીનું બ્યાન કરૂ છુ જયારે ઈનસાફના તખત ઉપર શાપુર બેઠો અને તેણે માથે દિલને દીપાવનારૂ તાજ પેહેરયુ, ત્યારે દાનાવ, બુજોર્ગો અને ડાહાપણવાલા લોકોની એક અન્જુમન ત્યાં ભેગી મલી. તેણે તે નામદારીભરી અન્જુમન અને દાનાઇથી ભરપુર અકકલમંદ બુજોર્ગો આગળ આ પ્રમાણેનુ ભાષણ કીધું કે, "હું પાદશાહ અરદેશીરનુ પાક ફરજંદ છુ અને બોલવે દાનાવ અને સારી યાદદાસ્ત શકિતવાલો છુ માટે તમો સઘના મારા હોકમ ઉપર ધ્યાન આપજો અને કોઇપણ મને આપેલા કોલથી ફરતુ ના હુ જે કાંઇ તમુને કહું છુ તેની જુસ્તેજોઇ કરજો અને જો મારૂ કેહેવું ખોટું હોય તો તમો મને ઠાપકો આપજો. જયારે મેં હમણાજ ફાયદા અને નુકસાનની બંધે બાબદો તપાસી છે તે મારે તમારી વચે જાહેર કરી દેવી જોઇએ. પેહેલું તો એ કે પાદશાહ જેહાનની તેમજ મોટા અને ગરીબોના ખજાનાની પાસબાની કરનાર છે તેથી જો પાદશાહ પોતે ઇનસાફી અને મુબારક પગલેનો હોય તો બેશક અકકલ તેની સભાલ કરનાર હોવી જોઇએ, અકકલજ તેની નેકખાહ અને પાસબાની કરનાર રહીને તેને માથેના બલાના વાદલોને વિખેરી નાખે છે. તેની સઘલી જુસ્તેજોઇ ઈનસાફ અને અકલથીજ હોવી ઘટે છે; કારણ કે દાનાઇથીજ તેનુ રવાન રામશની સાથે રહે છે. બીજુ એ કે તેણે અજમાયશ કીધેલી અકકલથી મરદાનગી સાથે કોશેષ કરી અકકલ એકઠી કરવી અને દાનાઇથી પરવરદેગારના શુકરાનાં કરવા તોજ તે દાનાવ અને યજદાંપ્રસ્ત શખ્સ ભાગ્યશાલી તરીકે ગણાય. અકકલમંદોજ પાદશાહી કરવાને લાયક હોય છે જેઓની અકકલ આગળ સુંનુ પણ બીસાડ વગરનુ ગણાય છે. જે કોઇ પોતાની હાલત ઉપર સંતોષી રહે તેજ ખરો તવગર ગણાય, જયારે લોભ્યાનું દિલ તો ગમના ધુવાનું રેહેઠાણ બને છે. જે વધારે મેલવવાની ખાહેશ રાખે તેનો ગમ પણ વધારે હોય છે. માટે તમો કોશેષ કરી તમારી આગળ લોભનો મેવો મુકતા ના. તમો શાંતી અને નેકનામી મેલવવા તરફ ઢલજો અને નાપાક

---

[1] શાપુરે ઇ. સ. ૨૪૦ થી ૨૭૧ સુધી રાજ્ય કીધું હતું.

વિચારના માણુસો આગળથી તમો દુર નાહાસજો. જે કોઈ અક્કલનો હીસ્સો વધારે ધરાવતો નથી તેજ બીજાઓના માલ તરફ હાથ લબાવે છે. જેટલી માયા સેતારાઓ આસમાન તરપ દેખાડે છે તેથી વધારે માયા હું તમો તરફ ધરાઉછું. મોટાઈએ પુગલા અરદેશીરની જે કાંઈ રાહરસમો હતી તેજ રસમો હું તમારી સાથે બજા લાવીશ મારાં લશકરને નિભાવી રાખવાને હુ ખેડુતો પાસે તેમની આવકના ત્રીસમા ભાગથી વધુ પૈસા લેવશ નહી. હું બાહુરી, મરદાનગી અને ઉચ ખાનદાન ધરાવવા સાથે ખુબી તેમજ ભરપુર ખજાનો પણ ધરાઉ છું. તેથી હમુને કોઇની કાઇ પણ ચિજ મેલવવાની હાજત રેહેશે નહી, કારણકે એવી કાંઇ ચિજ મેલવવા જતા દોસ્તના દુશમનો બને છે તમારે માટે હમારી આગળ ફર્યાદ લાવવાના માર્ગ ખુલ્લા છે અને હમો ઇનસાફ ચાહવા આવેલાઓ તરફ દયા દેખાડવાને તયાર છીએ. હમે ચોતરફ અનુભવી શખ્સોને મોકલી આપી જેહાનનુ કામ કેમ ચાલે છે તે ચોપ સાથે તપાસ્તા રહીશું. હમારે માટે લોકો પરવરદેગારની હજુરમાં દુવા ગુજારે એમ ઇચ્છવા સિવાય હમુને બીજુ કાંઇ પણ જોઇતુ નથી."

એમ સમજતાજ અનજુમનના તમામ ખાસ અને આમ લોકો ઉઠી ઉભા થયા અને તેઓએ ખુબી સાથે જબાનને શંગારી શાપુરની તારીફ કરી તેના તાજ ઉપરથી પોખરાજનો નેસાર કીધો. એ રીતે અરદેશીરની રસમ શાપુરથી પાછી તાજી થઇ અને તેનાથી જવાન અને બુઢાઓ ખુશ રેહેવા લાગ્યા.

## શાપુરે રૂમીઓ સાથે લડાઇ કીધી તેમાં રૂમી સરદાર બજાનુશ કેદ પકડાયો અને કયસરે શાપુર સાથે સુલેહ કીધી તે વિષે.

ત્યાર પછી એવી ખબર ફેલાઇ કે, "પેલો અક્કલમદ પાદશાહ અરદેશીર ગુજર પાંમ્યો છે અને તખત તથા તાજ તે શાપુરને સોંપી ગયો છે, તેથી શેહેનશાહી તખત શાપુરથી (તેની નાદાન વયને લિધે) નકામુ બન્યું છે વિગેરે." એવી ખબર મુલકે મુલક અને શેહેરે શેહેર ફેલાઇ ગઈ અને તે રૂમ સુધી રૂમના પાદશાહ કેદાફેહને પણ પુગી.૧ જયારે પાદશાહ શાપુરને (કૈદાફેહ લડવાની

૧ શાપુર ઘણી નાદાન વયે ગાદી ઉપર આવ્યાથી તેની સલતનતના ઘણાક પાદશાહોએ સ્વતંત્ર બનવાને બલવો કીધો હતો જેમા આરમીન્યા પહેલું હતુ જેને શાપુરે બલતવારીથી દાબી નાખ્યું હતું વળી હાત્રાના રાજા સાતીરૂને પણ બલવો ઉઠાવ્યાથી તેની સામે પણ શાપુર બાહુરીથી લડવા ગયો હતો અને તે મુલકને પાછો જીતી લીધો હતો.

તૈયારી કરે છે) એવી ખબર મલી ત્યારે તેણે લશકરી અસબાબ અને લશકર તૈયાર કીધું. તેણે પોતાના ચપળ અને કાંઇ પણ અસબાબ માટે હાજત વગરના લશકરને પાલુઇનેહ શેહેર તરફ કુચ કરાવી. કેદાફેહનુ લશકર પણ બાહાર પડયાથી તેનાથી ઉડતી ધુલથી સુરજ પણ કાલો બન્યો. પાલુઇનેહ શેહેરમાંથી પણ એક મોટા દરજજાના શખ્સ કે જે પેહેલવાનનુ નામ બજાનુશ હતુ અને જે નામદારીભર્યો અને રોશન રવાનનો સ્વાર હતો તેની સરદારી હેઠલ એક લશકર બાહાર પડયું. આ બજાનુશ કયસરનો માન પામેલો, ઉંચા કદનો, નામદારીવાલો અને કમંદ ફેંકી જાણનાર હતો.

બંધે બાજુએથી ઢોલના અવાજો નિકળતાંજ નામદાર પેહેલવાન બજાનુશ લશકરના મધ્ય ભાગમાથી બાહાર પડયો. સામી બાજુએથી પણ એક નામદાર કે જેનું નામ સિંહ જેવો કેરસાસ્પ હતું અને જે લડાઇ વખતે બાહાદુર સ્વાર જેવો અને સામો લડનાર હાથી હોય કે મરદાનેમરદ હોય તેની પણ દરકાર કરનારો હતો નહી તે બાહાર પડયો. તે બંધેએ લડાઇના મેદાનમાં લડવા વલગી ધુલને સેતારાઓ સુધી ઉડારવા માંડી તેઓએ તરેહવાર રીતે કીનો લેવા માંડયો પણ તેમાં આ કે પેલો નબલો પડયો નહી આખરે સઘલું લશકર પણ એકઠું થઇને પાહાડ ઉપર પાહાડ તુટી પડે તેમ એકમેક સામે લડવા લાગ્યું. બંધે તરફનાં લશકરમાંથી ઢોલના અવાજ અને પોકારો નિકળ્યાથી પાદશાહ શાપુરના લશકરનો મધ્ય ભાગ પણ ધ્રુજી રહયો રનસીંગડાં અને હીન્દી ઘાંટોના પુશકલ અવાજોથી જાણે આસમાન પણ તુટી પડવા માંગતું હતું. હાથીની પીઠ ઉપરથી નિકળતા સરનાઇના અવાજો અને ઘોડાઓના ખંખારો બે માઇલ સુધી સંભળાતા હતા. જમીન ધ્રુજી રહી તથા હવા ગીરદથી ભરાઈ ગઈ અને લડનારાઓના ભાલાઓ આતશ માફક ચમકવા લાગ્યા. અક્કલ સાથે સંબંધ રાખનરા નામદારો યજદાંનુ નામ સિવાય બીજુ કાંઇ બોલતા નહી. તેવામાં જંગી બજાનુશ લશકરના મધ્ય ભાગમાથી લોહીથી જજરતાં દિલ સાથે કેદ પકડાયો. રૂમીઓના દસ હજાર માણસો પાલુઇનેહના મેદાનમાં લડતાં માર્યા ગયાં અને સોલસો કેદ પકડાયાથી તેમના બાહાદુરોના દિલ ગમ ભર્યાં બન્યાં.

આથી કયસરે એક સારી યાદ દાસ્તના સખ્સને અરદેશીરના બેટા શાપુર આગળ મોકલી કેહવાડયું કે, "તુ શાને માટે પૈસાને ખાતર આટલુ બધુ લોહી રેડે છે. કયામતને દાહડે જયારે રેહેનુમા પરવરદેગાર તુંને પુછશે ત્યારે તું તેનો શું જવાબ દેશે. અને તે પરવરદેગાર આગળ કેમ તોબા કરશે તારી માફી મેલવવા માટે મેં જે કાંઇ મારી પાસે છે તે તો તારી આગળ મોકલી આપ્યું છે, જેમાં

હવે હું કાંઇ વધારો કરી શકવાનો નથી વળી હું તે સાથે તુંને ખંડણી પણ ભરતો રેહેવશ અને તારો હોકમ બજા લાવશ તથા મારા કુટુંબીઓમાંથી કેટલાકોને તારી આગળ જામીન તરીકે મોકલી આપશ તેથી હવે તું પાલુઇનેહ આગળથી પાછો ફર, કારણકે હમે ખડણી સાથે તુંને જોઇતી ચિજો પણ મોકલી આપી છે."

આથી શાપુરે તે ખડણી કબુલ રાખી જેથી કયસર દર સાલ ગાયના ચામડાના દસ હેઆ ભરીને સુન તથા કયસરના છાપવાલા સીકકાઓ મોકલતો રહયો વળી તે સાથે તે ઉચા જાતની ચિજો જેવી કે હજાર રૂમી ગોલામો તથા ચાકરો અને સુમાર વગરના રેસમી તાકાઓ વિગેરેનો વધારો મોકલતો રહયો. સાપુર પાલુઇનેહ શેહેરમાં આંઠ દિવસ થોભ્યા પછી રૂમથી હવાજના મુલક તરફ ગયો. ત્યાં તેણે "શાપુર" નામનુ એક શેહેર વસાવ્યું અને તેનો પાયો અરશીસંગ રોજે નાખી તે શેહેરનું કામ અરશીસંગ રોજેજ પુરૂ કીધું એ પ્રમાણે તેણે એક વર્ષ સુધી તે શેહેર બાંધવા પાછલ મેહેનત લિધી, અને તે પાછલ પુશકલ ખજાનો પણ વેરીઓ વળી તેણે રૂમી કેદીઓને વસાવવા માટે તે આબાદ મુલકમા એક બીજું પણ શેહેર બાંધ્યુ. એ આબાદ શેહેર ખુજીસ્તાનમાં આવ્યુ હતું અને ત્યાથી સઘલા મુસાફરોનુ જવું આવવું થતું હતુ. વળી તેણે પારસમા પણ એક મોટું, પાકીજેહ અને ફાયદો આપનારૂં શેહેર બાંધ્યું. તેણે "કોહોનદેઝ" યાને જુના કીલ્લાવાલાં શેહેરને "નેશાપુર" નામમાં ફેરવી નાંખ્યું અને લોકોએ તેને ઇનસાફ આપવા માટે તેને "શાપુરગેરદ"ને નામે ઓલખ્યું. શાપુર પોતાની સાથે સઘલે બજાનુશને પણ લેઇ જતો અને તેની કહેલી વાત ઉપર પણ ધ્યાન આપતો. શુશતર નામના શેહેરમાંથી એક ઓહોલી નદી વેહેતી હતી કે જે મછીઓથી પણ પસાર કરી શકાતી હતી નહી તેથી તેણે બજાનુશને કહયું કે "જો તું હુનરમંદ હોય તો આ નદી ઉપરથી એક પુલ બાંધી તૈયાર કર, કે જેથી આપણે અત્રેથી (યાને આ દુન્યામાંથી) પાછા ફર્યે તોપણ આ પુલ આપણી અને આપણી રેહેનુમાઈ કરનારા દાનાવોની યાદગારી દાખલ અત્રેજ રેહે. તુ એ પુલના એક હજાર આરકાં બનાવ અને તે માટે જેટલો જોઇએ એટલો ખજાનો માંગજે, પણ તે કામ માટે તું રૂમના અને ફીલશુફ લોકોને આ મુલકમાં બોલાવી લગાદી દે. એ પુલ પુરો થતાંજ તું તારા મુલકમાં પાછો જજે અને ત્યાં તારા મેહેમાનો સાથે

તાજગીભર્યો અને ખુશાલ રેહેજે, પણ બુરાઇથી અને હારેમનના હાથથી દુર રેહેજે." આથી બજાનુશ પોતાના તે કામ ઉપર મડયો અને તે પુલ ત્રણ વર્ષમાં બાંધી તમામ કીધો એ માટે બજાનુશે પાક અને રોશન રવાનના કાસદોને રૂમમાં ચો તરફ હુનરમંદોના સરદારો અને કારીગરોને બોલાવી લાવવાને દોડાવ્યા ૧ કે જેથી તે સઘલાઓ પુલ બાંધવાના કામ ઉપર મડે અને તેઓ બુરા કામો કર્યાથી દુર રહે ૨ તે ગયલા કાસદો જવાન કારીગરો સાથે ત્યા પાછા ફર્યા, અને તેઓએ પાદશાહની ખાહેશ મુજબનો એક પુલ તૈયાર કીધો અને તે ઉપરથી તેનો અને તેના લશકરના પસાર થવાનો માર્ગ બન્યો. જ્યારે તે પુલ તમામ તૈયાર થયો ત્યારે બજાનુશ શુશતરમાંથી પાછો ફરી પોતાના વતણ તરફ જવા જડપથી નિકલ્યો ૩ એ પ્રમાણે શાપુર ઇનશાફ અને અકકલ સાથે વર્તવા લાગ્યો જેથી તેનુ બુલંદ નસીબ અને પાદશાહી કાયમ રહી.

## શાપુરે પોતાના બેટા હોરમજદને નસીયત દિધી અને તે ગુજર પાંમ્યો તે વિષે.

જ્યારે શાપુરની પાદશાહીને ત્રીશ વર્ષ અને બે મહીના ગુજરી ગયા ત્યારે તે પાદશાહનો દમામ તથા તખત પરાગંદે થયું તેથી તેણે હોરમજદને પોતાની આગળ બોલાવીને કહયું કે, "હવે મારો તાજીભર્યો ચેહરો ફીકો થયો છે, માટે તું હુશીયારી પકડીને જેહાનનો પાદશાહ બન અને હમેશાં ઇનસાફ ઉપર સરદારી ભોગવજે. જો તુ શાહાનશાહી ભોગવવાની ઉમેદ વગરનો થવા ચાહાતો હોય તો રાત અને દીસ જમશેદના દાસ્તાનનુ દફતર વાંચતો

---

૧ તવારીખનવેશોના લખવા મુજબ શાપુરને રૂમ સાથ બે વખત લડવું પડયું હતું તેમા તેણે પેહેલી વખત હાર મેલવી હતી ત્યારબાદ ૧૪ વર્ષના ગાલા પછી બીજી લડાઈ થઈ હતી જેમા શાપુર ફતેહમંદ નિવડયો હતો અને રૂમનો પાદશાહ વેલેરીયન કેદ પકડાયા હતો ફીરદોસી જે બજાનુશ નામના રૂમી સરદારને કેદ પકડાયલો જણાવે છે તે સરદાર કદાચને એ શાહનશાહ વેલેરીયન પોતે હોય

૨ એ બેત લખેલી નકલમા વધારે છે.

૩ શાપુર કેદ પકડાયલા રૂમી શેહેનશાહ સાથે ઘણીજ મીત્રચારીથી વર્તેલો જણાય છે પણ રોમનોએ તેના ઉપર તે શાહાનશાહ સાથે ગેરસલુકાઈ વાપરવાનું અને જુલમ ગુજારવાનું તોહમત મુકયું હતુ શાપુરે એ કયસરની યાદગારી ઈરાન સાથે કાયમ રાખવાને પોતે બંધાવેલા એ પુલનુ નામ "બંદે કયસર" આપ્યું હતુ જે નામે એ પુલ હજી સુધી ઓલખાય છે

રેહેજે. ૧ તુ જેહાનમાં ઈનસાફ અને ખુબીનાં કામો સિવાય બીજું કાંઈ કરતો ના, પણ મોટા દરજ્જાના લોકોનુ ખેરેહ પામી જેહાનનો મદદગાર થજે. તું પૈસા ઉપર થોડા લાડ કરજે પણ તે લોકોને બક્ષેશ કરજે અને ઇનસાફી થઈ મુબારકબાદીભર્યો બનજે તારૂ નસીબ તારી મદદે પોહોચે એમ જો તુ ચાહાતો હોય તુ નીરદોશોને બાગ મારી ધમકાવનો ના. જેમ હુ અરદેશીરની શિખામણો માની તે મુજબ ચાલ્યો તેમ તુ મારી તમામ શિખામણો યાદ રાખજે” ૨

એટલુ કેહેતાજ તેનો ચેહેરો ઉજલો બન્યાથી તે દાનાવનું દિલ દુખી થયુ. તુ આ ત્રણ પાચ દિવસની દુન્યામા કાંય ફાંફા મારે છે, અને શા માટે તારી નામદારી ઉપર ઈતિરાય છે, અને ખજાનો મેળવવા કાય હાથ લબાવે છે? ફકટ તુને સાકડાં કફનનાજ ફાળો મલનાર છે જ્યારે તારી મેહેનતનું ફળ તો નાલાયકો ખાશે તારા ફરજંદ, નજદિકના ખેશીઓ કે સગાંવાહાળાઓ તુને યાદ પણ કરશે નહી અને તેઓ તારો વારસો ખાવાના બદલામાં તુને ગાલ દેશે તથા ઝેહેરનો બદલો ઝેહેરથીજ મલશે. માટે તુ યજદાનની તરફ ફરીને તેના ફરમાનો વધુ અને વધુ બજાવતો રેહે, કારણકે રોજી પુગાડનાર અને રેહેનુમાઇ કરનારા ઉપર લટકાયલુ તાજ છે.

૧ યાને જમશેદનો હેવાલ વાચી તેની માફક ખુબીના કામો કરતો રેહેજે, પણ તેની માફક હકારી અને મગરૂરી કરતો ના કારણકે જમશેદ મગરૂરીથીજ ખુવાર થયા હતો

૨ શાપુરે પોતાના બાપ અરદેશીરની માફક જરથોસ્તી ધરમને લગતા પુસ્તકાની સોધખોલ ચાલુ રાખી હતી અને તેણે ઘણાએક જરથોસ્તી બાણતરોની સોધ કરાવી તેમનો સંગ્રહ કરાવ્યા હતો વળી તેણે નજુમ, ખગોલ, ભુગાલ, વદુ વિગેરે વિધ્યા હુનરને લગતા લખાણોની પણ સોધ કરાવી તેમનો સંગ્રહ કરાવ્યા હતો એ પાદશાહના રાજ્યમા માની નામના એક ઠગારો પેગમબર જનો જમાનો ફીરદોસી શાપુર રાજાના વખતમા મુકે છે તે થઈ ગયલો તવારીખનવેશો જણાવે છે એ માનીને પાદશાહે દેશનીકાલ કાઢયા હતો અને તેની પછીના પાદશાહ બેહરામે તેને મારી નખાવ્યા હતો

## શાપુરના બેટા હોરમજદની પાદશાહી એક વરસ અને બે મહીનાની હતી. હોરમજદ તખતે બેઠા પછી તેના વખતનો પણ અંત આવ્યો તે વિષે.



હવે આપણે પાદશાહ હોરમજદના તાજ તખતનુ હોરમજદ (યાને દેહ) મહીના માફકનુ બ્યાન કર્યે. તેનું રાજ્ય લાંબો વખત લબાયલું નહી હોવાથી તેની પાદશાહીમાં પણ કાંઇ દમ જેવુ નથી જ્યારે બુર્જોર્ગીભર્યો હોરમજદ તખતે બેઠો ત્યારે તેના વખતમા વાઘ અને વરૂ એકજ આવારે પાણી પીવા લાગ્યાં. તેણે નામદારી ભર્યા દાનાવો અને જેહાનના અનુભવી સરદારો આગળ આ પ્રમાણે ભાષણ કીધુ કે, "હમારી નેમ કોશેષથી નેકી અને ઇનસાફ આપવાની છે. જે કોઈ પોતાના બાપની નશીયત યાદ રાખીને વર્તે તેજ ખરો ભાગ્યશાલી જ્યારે નેકી પુગાડનાર પરવરદેગારે બખ્શાઇથી હમારે માથે પાદશાહી તાજ બક્ષયું છે તો હું પણ નેકીથી તમારી વફાદારી સંગરવા માગુછુ અને તમો તમારો ભરમ મારાથી છુપાવો એમ હું ચાહતો નથી એટલુ તો યાદ રાખજો કે જે કોઇ સરકશી કરશે અને સરદારોનો મજબુત અનગમો પેદા કરશે તો તેના ઉપર સરદારો પણ સખત થવાથી તેની તમામ જીદગી ગરજાઉ હાલતમાં ગુજરશે વળી અદેખાઇ એ નાદાનને હાથ તલવાર જેવી છે અને તેથી તેનુ નસીબ પણ તેની ઠઠા કરતુ રહે છે. બીજુ એ કે જે કોઈ દરેક કામ કરતા શરમાય તો તેની જીદગી અને રોજી તંગ હાલતમા આવી પડે છે. હલકાં માણસનુ દિલ લોભમા પડેલું રહે છે માટે તુ જેમ બને તેમ હલકાઓ આગળ ધોખતો ના જેનાથી તુ અક્કલ પાંમે નહી તેના દરવાજા આગળથી તુ પસાર પણ થતો ના. પાદશાહી તખત અક્કલમંદ, ભનેલા અને દાનાવ શખ્સોથીજ જાવેદાન જળવાયલુ રહે છે. માટે તમારાં પણ દિલ અક્કલ અને હુશીયારીથી રોશન રહેજો અને જેહાનમાં જેમ બને તેમ બુરાઇ કરવાની કોશેષ કરતા ના. અક્કલ જે છે તે પાણી મીસાલ છે અને દાન જમીન માફક છે અને જાણ કે તેઓ એકમેક સાથે જુદાઇ ધરાવતા નથી. જે પાદશાહનું દિલ દયાથી દુર હોય તો તે ગમગીન પણ રેહેતું હોય તેમા કાંઈ નવાઇ જેવું નથી. મારા હાથ નિચેના સઘલા તાબેદારો ખુશાલ અને યજદાંનપરસ્ત તરીકે રેહેજો, જેથી જેહાનના પરવરદેગારની ખુશનુદી મુજબ તમુને અક્કલ જાહેર તેમજ ખાનગી રીતે મદદ કરતી રેહે. અક્કલમંદ અને

પહરેજગાર લોકો બાજે વખતે પાદશાહ જેવા સાથે પણ સખત સબ્દો વાપડીને વાત કરે તો પણ શુ થયુ કારણકે ભલી વાતો કાંઈ પુરાણી બનતી નથી પણ તેમાંથી નવું નવું જાણવાનું મલે છે. માટે તમારે નેક સખુનો સિવાય બીજુ કાંઇ બોલવું નહી અને કોઇએ પણ બુરા શખુનો બોલાતા સમજવા નહી. પાદશાહનુ દિલ તમારો ભરમ જોઇ કાઢશે અને તેના કાનો તમારો અવાજ શુ છે તે સમજી શકશે પેલા દાનાવ શખ્સનુ એ બાબે એવુ કેહેવુ છે કે 'દિવાલને પણ ભરમની વાત સમજવાને કાન હોય છે' "

તે દાનાવ દિલના અને પાકદીનના પાદશાહની અંનજુમનના સઘલાઓએ તારીફ કીધી અને ત્યારબાદ ત્યાથી તે ગુજોગીભરી અન્જુમન બરખાસ્ત થઇ. તે છાંયા આપનારા સરોવર જેવા પાદશાહથી તમામ લોકો ખુશ થયાં. તે દાનાઇ કબુલનારા પાદશાહે પણ શાપુરશાહ અરદેશીરનીજ રસમો જાળવી રાખી. નથી તેનાથી તમામ જેહાન ખુશાલ બની બક્ષશ કરનાર અને ઇનસાફ આપનારા પાદશાહો કેવા ભલા ગણાય છે ? જ્યા સુધી તેના અત આવ્યો ત્યા સુધી તે પાદશાહે શરમ અને ઇનસાફથીજ રાજ્ય ચલાવ્યુ. પણ તેટલામા કસ્તુરીની જગ્યાએ કપુર પડરાઇ ગયા અને બાગમાનો તે લાલ ગોલાબ કરમાઇ ગયો.[1] (યાને તે પાદશાહ જવાની વચે ગુજર પામ્યો)

## હોરમજદે પોતાની પાદશાહી બેહેરામને સોંપી અને તે તેને શિખામણ દિધા બાદ ગુજર પાંમ્યો તે વિષે.

જ્યારે હોરમજદે જાણ્યું કે તેનાથી મોત આગળથી છુટાવાનુ નથી ત્યારે તેણે પોતાની નરગેશ જેવી આંખોમાંથી લોહીના આસુ પાડયાં. તેનો એક આપઅખત્યાર બેટો હતો. જેને તે અક્કલમદ પાદશાહ બેહેરામને નામે બોલાવતો હતો. શાપુરે પોતાના દીવાનખાનામા ગલીચા પંડરાવી ત્યાં એક અન્જુમન ભેગી કીધી અને ત્યા બેહેરામને પોતાની આગળ બોલાવીને કહયુ કે, "આ મારા પાકજાદ બેટા! તુ તારા સરને મરદાનગી અને દાનાઇથી ઉચાઇએ ચઢાવી શકયો છે. મારી ઉપર નબલાઇએ ગલબો કીધાથી મારા ચેહેરાના રગ મારા બાલ જેવો સફેદ બન્યો છે. મારૂ સીધ્ધાં સરોવર જેવું શરીર વાકું વલી ગયું છે અને મારા ગાલ ઉપરનો ગોલાબી રગ ફીકકો થયો છે. હવે જ્યારે પાદશાહ બનવાનો તારો વખત થયો છે તો તું

[1] પાદશાહ હોરમજે પોતાના બાપ શાપુરના વખતમા થયલી રોમનો સાથની લડાઇમા ભારી બાહાદુરી જણાવેલી હોવાથી એ પાદશાહને તવારીખનવેશોએ પેહેલવાન હોરમજને નામે ઓલખાવ્યો છે.

પાદશાહ બન અને અક્કલ પકડી નિંદોશ રીતે વર્તજે. ખબરદાર ! જેઓ ઈનસાફ માગવા આવે તેઓ આગળથી તુ તારૂં મોહ ફેરવતો ના અને જુલમગારોનો ગુનાહ તુ માફ પણ કરતો ના. જો તું તારાં તાજને તારાથી દિપતું બનાવવા માંગતો હોય તો તુ તારી જબાનને જુઠાઇ તરફ ફેરવતો ના. અક્કલ તારૂં રવાન અને શરમ તારો વઝીર બનજો તારૂં બોલવુ મીઠાશ-ભર્યુ અને અવાજ નરમ રેહેજો ફતેહમંદ સાહેબ તારો મદદગાર થજો અને તારા તાબેદારોના દિલ તારો શેકાર બનજો (યાને તેઓ તારા ફરમાન બરદાર થજો.) તુ કીનાને તજી દેજે અને બુરી ઇચ્છાઓથી દુર રેહેજે તારા ઉપર બુરી ઇચ્છાઓને સરદારી ભોગવવા દેતો ના. ચુગલીખોર, કમઅકકલી અને ફરેબખોરા માણસોને તારી પાસે ઉભા રેહેવા દેતો ના. નાદાનોથી વધારે બુરાઈ સિવાય તુ બીજુ કાઇ પામવાનો નથી તેથી તુ સાવચેટ રહીને કમ-અક્કલીઓ તરફ નજર પણ કરતો ના જાણુકે બેશરમ અને ચાપલુશીખોરા માણસો કોઇની પણ આગળ આબરૂ પામતા નથી તુ અક્કલને ઉંચ દરજાનની અને ગુસ્સાને તારા ગોલામ બરોબા ગણજે અને પહેરેજગારો સાથે આકલો બનતો ના. સંભાળ રાખી લોભને તારી આસપાસ ભમવા દેતો ના, કારણકે લોભ ગુસ્સો, ધાસ્તી અને ગરજ પેદા કરે છે. તુ ધીરજ અને રાસ્તી એખત્યાર કરીને જુઠાઇ અને ઠગાઇને દિલથી જુદી કરજે. તારૂ નામ ખરાબ નહીં થાય તેમ પહેરેજીથી રેહેજે કારણકે બદનામી પામેલો પોતાની મુરાદ જેહાનમાંથી બર લાવી શકતો નથી. તુ અકકલના માર્ગોથી જરાએ ફરતો ના કારણકે ઉટાવલથી દિલમાં પસ્તાવો પેદા થાય છે. દેખઇતી રીતે રાસ્ત કામોમા ઢીલ થતી હોવાથી તારે હુનરની રાહથી સર ફેરવવું ઘટતુ નથી ધીરજવંતોના મગજ ગુસ્સામંદ થતાં નથી અને તેઓ પોતાની આંખોને નહી બનવાજોગ ચિજોથી ઢાંકી દે છે. જે કોઇ હદથી જ્યાદા ધીરજ પકડે છે તેઓ બાધુરીથી ગુમાનીને પણ સુરત બનાવે છે જે કોઇ પાદશાહી તખતનો માલેક હોય તેને (નેકી અને બદીના) બંધ રસ્તા વચે અકકલને રાખવી ઘટે છે. તેના કામમાં ઉટાવલ કે સુસ્તી રેહેવી ઘટતી નથી. માટે ઓ બેટા ! અક્કલ તારા પણ જીવની રેહેનુમા બનજો. નીદાખોર શખ્સો પાદશાહ આગળ આબરૂ પાંમે નહી તે ઉપર તું ધ્યાન આપતો રેહેજે. જો દુશમન તુને પાદશાહ તરીકે ગમે એવો મોટો ગણે તો પણ તું દુશમન સાથે દોસ્તી કરવા ચાહાતો ના. દુશમન પેલાં લીલાં ઝાડ કે જેના ફળ ઝેહેરી હોય છે તેની માફકનો છે અને તેનું ઠડ પકડ-તાંજ તેને હાથે તારો અંત આવી જાય છે. તું ચઢતીમાં હોય કે પડતીમાં હોય તો પણ તારે તારાં મગજને ઠગાવા દેવું જોઇતું નથી. તારા દિલમાં તું બુરો

વિચાર રાખતો ના કારણ કે બુરૂં વિચારનારનો વખત પણ બુરો બને છે. વચણ તોડનાર પાદશાહની નામદારોની અન્જુમન હસી કરે છે માટે તુ અક્કલ પકડજે કારણ કે અક્કલ જીવને સણગારનારી તથા બોલવા, ચાલવા અને વચણ પાળવા ઉપર નેગેહેબાની કરનારી હોય છે વળી અક્કલ, તાજ, ખજાના અને લશકરને સંગાર આપે છે તથા બારશેદ તથા માહાતાબની ગીરદેશ કેવી છે તે પણ દેખાડી આપે છે માટે ખબરદાર ! તુ તારા ખજાના ઉપર ઈતરાતો ના, કારણ કે આ ત્રણ પાંચ દિવશની દુન્યા તારો અંત લાવશે અક્કલમંદો સિવાય તુ બીજાઓ સાથે તકરાર કરતો ના અને પુરાના પાદશાહોના રેવાજોથી તુ ફરતો ના બુરા દુશમનોને તુ તારા લશકરની ઢાક દેખાડતો રેહેજે અને બડપથી આગલ પાછલ ધ્યાન પુગાડતો રેહેજે ચાપલુશીખોર શખ્શો પોતાની મટલબ સાધવાને નાલાયકોની પણ ચાપલુસી કરતા હોય તો તારે પણ જાણવુ કે તે ચાપલુસીખોરી વાતોથી તારી પણ પડતીજ જોવા ચાહે છે માટે તું તેને તારી આગળ જરા વખત પણ બોલવા દેતો ના. તે જે કોઈની તારીફ કરે છે તે તેને કામ આવતી નથી. માટે તુ તેવા શખ્સને જેહાનમાં ઇનસાન તરીક ગણતો ના કારણ કે પરવરદેગાર પોતે પોતાની તારીફ થયલી જોવા ચાહે છે તે છતાં તે ધીક્કાર પાંમેલા શખ્સોની દિલની ઇચ્છાને ઘટાડી નાખે છે. જે કોઇ પોતાની ગુનેહગાર ચશમને મીચી દે તથા ગુસ્સા અને અદેખાઇને સેહેલથી ખાઈ જાય તેની આબાદીમા પણ દર પલે વધારો થાય છે પણ જો તે ઉતાવલો બને છે તો તે પોતાના દિલને લોહીથીજ ધોય છે. જે કોઇ શખ્સ પાણીના દરીઆ ( યાને દરીઆ જેવા લશકર ) સાથે લડાઇ કરે તો તે અક્કલમંદ ગણાય નહી તારાં દિલને તું કમાન તરીકે અને જીભને એક તીર તરીકે ગણી લેજે. આ મારી વાતને તું કાઇ સેહેલ સમજતો ના. જો તારી છટી ખોલ્લી થાય અને તારો હાથ સીધ્ધો બને તો તું તારી જેવી ખાહેશ હોય તેવી નિશાણી ટાકજે. તું અક્કલથી તારી જીભને સીધી બનાવજે અને તારાં દિલને સીધ્ધું રાખ્યા પછી તુન ગમે એવી વાત કરજે. જેના માથામાં મગજ નહી હોય તેના તમામ વિચારો અને વાતો સારી હોતી નથી જ્યારે તું સલાહકારો સાથે મસલત કરવા બેસે ત્યારે તે વાતચીત અંજુમન ભર્યા વગર કરજે જો તારા વિચાર અજમાયશ ભર્યા હશે તો દીનપર દીન તારી અક્કલનો પણ વધારો થતો જશે, તારો જીવ તારા દુશમનોથી વધારે સાઉચેટ બનશે અને તારૂં દિલ, મગજ અને વિચાર જેહાનને જીટનારા બનશે. જેને આગેવાન બનવાનો લોભ હોય તેને માટે તારે જાણવું કે તેનું કામ સુધરવાનુ નથી. તુને તાજગી ભર્યા ચેહેરા સાથે જોઇને તારા દોસ્તોના લાડ અને ચાહામાં પણ વધારો થશે, પણ તારા દુશમન તરફ તો તું

કરડોજ ચેહેરો દેખાડજે અને તે બુરા વિચારના શખ્સના ચેહેરાનો રંગ ફીકકો બનાવજે. ગરીબોને તું ચાહે એટલી બક્ષેશ કરજે, કારણ કે તારો ખજાનો ગરીબો માટેજ છે. તારા જીવ અને દિલને તુ અદેખાઇ આગળથી ખેંચી લેજે કારણ કે અદેખાઇ અંતે આખોમાથી ગરમ આંસુઓ પડાવે છે પાદશાહના અદેખા બનવાથી પહરેજગારો તેને ઠપકો આપે છે અને તખ્ત ઉપર હું એક વર્ષ અને બે મહીનાથી ? વધુ બેસવા પામ્યા નથી અને એટલા વખતને હું ઘણા ગણુતો નથી હું તો ધારતો હતો કે એ તાજ અને તખ્ત મારી સાથે વર્ષો સુધી સચવાયલુ રેહેશે પણ હવે તો મારી જીંદગીના છેડા આવ્યો છે તેથી હવે તુને શાહાનશાહી કમરબંધ બાંધવો પડશે ”

તેના મુબારક મુનશીએ તેની સઘલી નશીયતો લખી લેઈ તે લાવી વજીરને સ્વાધીન કીધી જેહાનના પાદશાહ હોરમજદે એક સરદ હાએ મારી અને તેના રાતા ગાલો સુક્કા પાદડાં માફક પીલા બન્યા તે પાદશાહનો રંગીન ચેહેરો સુનેરી પીલાશ પકડતાજ તેના ગમ અને દુખનો કાલો બેહરામને નસીબે પુગ્યો. તેણે તેના ગમમાં ચાલીશ દાહાડાનો શોગ પકડયો અને તેટલાં તેનુ બુલંદ તખ્ત ખાલી પડયું. જ્યાં સુધી ફરતો જમાનો રેહેશે ત્યાં સુધી એમજ ચાલવાનું ઘડીકમાં તે કોઇને દુખી કરશે તો ઘડીકમાં તે કોઈના ઉપર દયા રાખશે દેહે મહીનાના હોરમજદ રોજની રાત આવી લાગ્યાથી તું હવે બોલવાથી આરામ પામીને હાથમાં શરાબની જામ પકડ

## હોરમજદના બેટા બેહરામ ૧ પહેલાની પાદશાહી ત્રણ વર્ષ, ત્રણ મહીના અને ત્રણ દિવસની હતી. બેહરામે તખતે બેસતાં પોતાના સરદારોને નશીયત દિધી અને તેનો અંત આવ્યો તે વિષે.



હવે તું બેહરામનુ કામ અને તેના રાજ્યનું બયાન સમજવા ઉપર ધ્યાન આપ. બેહરામની પણ પાદશાહી લાંબો વખત રહી શકી નહી જ્યારે બેહરામ સુનેરી તખત ઉપર બેઠો ત્યારે તેના બાપના મોતના ગમથી તેનું દિલ અને મગજ તપતું હતું. તમામ ઇરાની નામદારો કંમરબંધ બાંધી તેની આગળ રડતા રડતા હાજર થયા અને તેઓએ બેહરામ ઉપર દુવા ગુજારતાં કહયુ કે,

૧ હોરમજે ઈ ૨૭૧–૨૭૨ સુધી ફકટ એક વર્ષ અને ૧૦ દહાડા રાજ્ય ભોગવ્યું હતું.

" તું જમાનો રેહે ત્યાં સુધી સલામત રેહેજે. તારાં તાલક ઉપર કેઆની તાજ મુકવુ ઘટે છે કારણકે તુંનેજ બાપદાદેથી પાદશાહી ઉતરી આવી છે તારા દુશમનોનો મોહેરો શીકેશ્ત બનજો અને તારા બાપના ગુજર્યાથી તુંને જે ગમ પેદા થયો છે તે દુર પડજો. '

બેહરામે તેઓને જવાબ દીધો કે, " ઓ બુજરગો, જંગી સવારો અને પાહેલવાનો ' બેહતાથી તે મારા વફાદાર કમ્બારીઓ સુધી કોઈએ પણ બુરાઇ તરફ હાથ લંબાવવા ઘટતા નથી તમો શુ જાણતા નથી કે આ નાપાયદાર જમાના પરવરશ થનાર કે પરવરશ કરનાર કાઇને ઓલખતો નથી. માટે તમો તમારા હાથોને લોભ તરફ લાંબાવજો અને લોભને તમારા ઉપર હોકમ કરનાર બનવા દેતા ના. જે કોઇ બુરી કરણીથી અટકે અને પોતાના તનને બદીથી બચાવે તે નેકીના દિલમાં આ જહાનમા ખુશાલીભર્યા ગુજરશે અને મોતનો વખત આવતા તે ગમ વગરનો રેહેશે. પહરેજગારો ઉપર નવાજેશ કરનારા પાદશાહોથી બખતનાની સંભાળ થાય છે. જે પાદશાહના માથા ઉપર દીનની કોલાહ મુકાયલી હોય તે પાદશાહનુ શરીર દીનની પનાહ કરનારૂ થાય છે. ગુસ્સા વખતે વચાર સાવચેટ રેહતા શખ્સને ભાગ્યશાલી સમજવો કારણકે તે આ જેહાનમા કાઇને પણ દુખ પુગાડનારો બનતો નથી. વળી મુશકેલીને વખતે પણુ તેવા શખ્સનુ દિલ ખુશ અને સખી રહે છે માટે દાનાવ શખ્સની હસ્તી વીનાની આ દુનીયા રેહતી નથી દુશમન ઉપર ગાલેબ થતાંજ તે દુશમનને પગ તલે કચરે (યાને તેને પાયમાલ કરે) તે ખરો દાનાવ ગણાય. નામદારી માગનાર શખ્સોએ જુલમ ગુજારવા ઘટતા નથી માટે તુ જુલમ ગુજારવાથી પહરેજ રહીને જુલમ આસપાસ ભમટો ના લશકર, બેહુત અને લડાઇના કામને તુ એવા જાણુ કે તે ત્રણે માર્ગ વગરના હોય છે (યાને તે ત્રણે કામ બીકટ હોય છે) જે કામ વગરના રેહે તે ઉંઘમાં પડયા બરોબર ગણાય છે અને જ્યારે તે આવી ઉંઘમાંથી ઉઠે છે ત્યારેજ તે પસેમાન બને છે. સારૂં, બોલી બુરી કરણી કરવાથી તમો કાઇની તારીફ કે મુબારક બેહેસ્ત પાંમશો નહી. માટે તમો સઘલા નામદારી સાધતા અને નેકી કરતા રેહેજો અને ભલાં કામ કરનારાઓના દિલને તમો તોડતા ના મારી પાસે પુશકલ ખજાનો અને પૈસા સાથે બુજોર્ગી પાદશાહી અને બાજુનુ કૌવટ છે. માટે તમારી પાસે જે કાઇ હોય તે તમેજ ખાજો અને તમારી પાસે નહી હોય તે તમારાજ ખજાનામાં હોય એમ સમજજો કારણ કે હમારી કોઠલીનાં મોઢાં ખુલ્લાં હોવાથી કોઇપણુ તંગીમાં રેહે એવું હમો ચાહાતા નથી."

એ બાબદ બન્યાને લાંબો વખત વહી જવા પછી તે તાજદાર બેહરામનું

માથું મોતની કાતરમાં આવી ગયું તેથી તેણે પોતાના બેહેરામ નામના ખુબસુરત બેટાને પોતાની આગળ બોલાવી મગાવી તને પોતાના તખત પાસે નિચે બેસાડી આ પ્રમાણે કહયું કે, ' આ મારા ખાનદાનના ઝાડની લીલોતરીવાલી ડાલ ! તું અત્રે એવી વર્તણુક ચલાવજે કે કયામત વખતે જ્યારે તુને પુછવામાં આવે ત્યારે તુને પરવરદેગાર આગળ શરમથી નિચું જોવું પડે નહી. જેહાનને ઇનસાફ અને સખાવતથી આબાદ બનાવી તું તારી રૈયતના દિલને ખુશ રાખજે, કારણકે આ જેહાન તાજદારો કે મોબેદો કે કોઇપણ સાથે જાવેદાન સુધી ઠરીને રેહેતી નથી.'

ત્રણ વર્ષ, ત્રણ મહીના અને ત્રણ દાહાડામાં[1] તો તે જેહાનને દીપાવનારૂં તખત બેહરામથી ખાલી પડયું જ્યારે બેહેરામે પોતાના બેટા બેહેરામને જેહાનની પાદશાહી સોંપી ત્યારે તે બેટાએ બાપને દખમામાં આરામ કરાવ્યો. ફરતાં આસમાનના ચક્રથી એમ જુલમ ગુજરે છે એમ તું સમજતો ના. એ તો માણસના દમમાંથી જાન નિકળી જવા સિવાય બીજું કાંઇ બનતું નથી ફરતું આસમાન રેહેશે ત્યાં સુધી એમજ ચાલવાનું ત્યારે તું તારા રવાનને એ વિચારથી શા માટે દુખી કરે છે? તું શું સોચે છે અને તું શું કહેવા માગે છે? જે કાંઇ બનવાકાલ હોય છે તેનું કાંઇ બયાન (આગળથી) થઇ શકતું નથી. જો તારૂં રવાન લોભથી ધરાશે નહી તો તંગ કફનમાં તારા સુવા સિવાય બીજું કાંઇ બનવાનું નથી. જો મોત આવી વરની ખાશીયત ધરાવતું હોત તો હું પણ ( તેના ગમ વીસરાવવાને ) દારૂથી ભરેલી એક મોટી જામ અને સરોવર જેવા કદની, રૂપા જેવા બદનની, દિલને આરામ આપનારી, ખુશ તબેહની અને મીઠા સખુનો બોલનારી એક માશુક માગું છું, જે ચંપેલી જેવા પમરાતની, માહાતાબ જેવી ખુબસુરત, સુરજ જેવી આંખોવાલી અને કસ્તુરી જેવા સુગંધની હોય.

૧ બેહરામનો રાજ્ય અમલ ઈ. ૨૯૨ થી ૨૭૫ સુધીનો હતો.

## બેહેરામના બેટા બેહેરામ ૨) જાની પાદશાહી ઓગણીસ વર્ષની હતી. બેહેરામ બીન બેહેરામે તખતે બેસતાં પોતાના સરદારોને નશીયત દિધી ત્યારથી તે મરણ પાંમ્યો તે વિષે.



જ્યારે બેહેરામે પાદશાહ બેહેરામના શોગમા ચાલીસ દિવસ સુધી માથે તાજ પેહેર્યું નહી ત્યારે પુશકલ હુશીયારીવાલા પેહેલવાનો તેની આગળ માતમ કરતા અને રડતા કુટતા દુખી બનીને આવ્યા અને પોતાના ગાલો અને હોટોને ફીકકા બનાવી બેહેરામ સાથે ગમ અને શોગમા ભાગ લેના બેઠા. ત્યાર બાદ એક પાક વિચારના વજીરે તેની આગળ આવી પાદશાહને તખત ઉપર બીરાજવાની અરજ કીધી. તેણે તેને એક અઠવાડયુ સુધી ઘણો સમજાવ્યો અને તે તખતે બેઠા ત્યા સુધી એમ ચાલુજ રાખ્યુ.

આથી બેહેરામે ખુશાલી સાથે તખતે બેસી કેઆનીઓની રસમ મુજબ માથે તાજ પેહેર્યુ. પછી તેણે ભાષણ કરતાં પરવરદેગારની તારીફમાં પેહેલુ કહયુ કે, "ફરતા જમાનાને દિપાવનારા, દાનાઈ અને સચાઇનો વધારો કરનાર તથા જુઠાઇ અને બદીનો ઘટાડો કરનાર પરવરદેગાર છે. તે સનીશ્ચર સેતારાનો અને ફરતા આસમાનનો સાહેબ પોતાના બંદાઓ પાસેથી ઇનશાફ અને દયા સિવાય બીજુ કાંઈ માગતો નથી. માટે ઓ અકકલમંદો અને જેહાનના અનુભવી પાક દિલના મોબેદો ' તમો પણ વળી ઘણી દાનાઇ ઘરાવી તમારા પાદશાહ સામે સરકશી કરતા ના. પરવરદેગાર જેઓને વૃધ્ધીની બક્ષેશ કરે છે તો તેઓને બોલવાની ફસાહત અને રેહેનુમાઇ કરનારી અકકલ પણ મલે છે. જેના મગજમાં અકકલ હોય તેજ જ્ઞાન મેલવવા ઉપર મંડે છે અને ઇનસાનીયતની ખાશીયત ધરાવે છે. જેનું મગજ સહનશકતી ધરાવે તેજ માણુસ, પણ તુંદાઇ કરનારનુ શરીર ખુવાર બને છે જે કાંઈ નચિંત રેહે તેજ સુખી ગણાય અને તેની નચિંતાઇને લિધે તેનો ગમ અને દુખ બરબાદ બને છે જે સખી દિલ ધરાવે તેનેજ તવંગર જાણવા, પણ પૈસા એકઠા કરનાર તો પોતાના દિલ ઉપર અમસકો ભાર કરે છે. જો તારી પાસે કાંઈ નહી હોય તો તુ થોડું ઘણું મેલવવાની મેહનત કરજે કારણ કે માલ મીલકત વગર કોઇયા માન મેલવાતું નથી. માલ મીલકત વગરનો માણુસ કોઇનું માન પાંમતો નથી

## બેહેરામના બેટા બેહેરામ ૩ જાની પાદશાહી ચાર મહીનાની હતી. બેહેરામ તખતે બેઠા પછી ચાર મહીનામાં ગુજરી ગયો તે વિષે.

જ્યાર બેહેરામના બેટા બેહેરામ (ત્રીજો) તખતે બેઠા ત્યારે તેણે ઇનસાફ આપવા અને બક્ષીશ કરવા માટે પોતાની કમર બાંધી તેના તાજ ઉપરથી લોકોએ પોખરાજનો નેશાર કીધો અને તેને કરમાનશાહનો એલકાબ આપ્યો. એ બેહેરામે બાપણ કરતા કહ્યું કે, “આપણને એક પુરા અને ઇનસારી ખોદાની કૃપાથી અકલ, ઇનસાફ અને વિચારનો હિસ્સો મલતો રહે આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યા કોઈની પણ સાથે કાયમ રેહેતી નથી માટે નેકીજ તમારી ફર્યાદને પુગનારી બનજો આપણે પણ નેકી ઉપરજ મજબુત રહીશું અને તેમ કરવાનું વચણ આપીને આપણા દિલને ઇનસાફ અને સખાવત પાછલ અર્પણ કરીશુ. કારણકે ખુબી કે બદી કાંઇપણ આપણાથી યાદગાર રહી જાય છે. માટે નેકીના બીયા વાવવા સિવાય તમો બીજુ કાંઇ વાવતા ના”

બેહેરામની પાદશાહી ચાર મહીનાની દરાજીએ પુગતાંજ તેનુ તાજ તખત તેના મોત ઉપર જારજાર રડવા લાગ્યુ. જ્યારે બેહેરામે જાણ્યું કે, તેનુ મોત આવી લાગ્યુ છે માટે તેમાથી તેની સામે થવાવાનુ નથી, કારણકે હાથી અને વરૂ મગરનો શેકાર કેમ કરી શકે ત્યારે તેણે દુન્યાનુ રાજ્ય પોતાના બેટાને સોંપતાં કહ્યું કે, “તારી સરદારી સાથે તારીફ જોડાયલી રહેજો. તુ ખાઇ પી, આરામ કરી બક્ષેશ કરતા રહેજ અને તુ તારા તાજ તખત માટે એકપણ દિવસ મગરૂર થતો ના. જમાનો એમજ પસાર થતો રહે છે પણ લોક્યાઓ પોતાની જીંદગીને ગનીમત ગણતા નથી.’ બેહેરામનુ નસીબ બરગસ્તે બનતા જમાનાએ તુરતજ નરસીને તાજ તખત સોંપી દિધુ અમજ ચાલ્યા કરવાનું છે અને છેક વગરના જમાના સુધી એમજ ચાલતુ રેહેશે એમ તારે ખાતરી રાખવી. દર પલે આસમાનની એવી કરડી રીત નવી નવી બનતાની. ઓ ભલા જમાના! આ લખનારની ઉમર બેસઠ વર્ષની થઇ છે તો તુ મારી આગળ હવે લાલ શરાબની જામ હાજર કર.

વખત લખાશે તો એવા સેકડો વેરાન ગામડાઓ હું તુને લગનની રીત તરીકે આપી શકશ’ આ વાત ઉપરથી તે દાનાવ વજીરની મકશદ શું હતી તે પાદશાહ તુરત પામી ગયો અને પોતાની જુલમગાર રાજ્યનીતી ફરવી નાખી લોકોને અદલ ઇનસાફ આપવા માંડયા હતો.

# બેહેરામના બેટા નરસીની પાદશાહી નવ વર્ષની હતી. નરસી તખતે બેઠા અને તેની જીંદગીનો અંત આવતાં તેણે પોતાના બેટાને નશીયત દિધી તે વિષે.

જ્યારે નરસી હાથીદાતના તખત ઉપર બેઠા અને પેલુ દિલને દાપાવનારૂં તાજ માથે મુકયુ ત્યારે તમામ મોટા દરજ્જાના લોકો તેના બાપના ગુજરવાના સોગ સાથે ત્યાં નેસાર કરવાની ચિજો સાથે હાજર થયાં. પાદશાહ નરસીએ તેઓની તારીફ કરતાં કહયુ કે, "ઓ મારા ઇનસાફી ઓ દીનદાર મેહેરબાનો! તમો જાણો છો કે જેહાનના પરવરદેગાર તરફનાં કામો જાહેર તેમજ છુપી રીતે એમજ બનતા રહે છે. હમુને તે સાહેબે અકકલ, શરમ, જવાની, વિચારશકિત અને નરમાશથી બોલવાનુ બક્ષ્યુ છે. જો તમારા સતારા પણ નુકસાનકારક હશે નહી તો તમો પણ નચિંતાઇ ભોગવવા સાથે ખુશાલ બની શકશો. જો કોઇ અકકલમદ તમારો દોસ્ત બને તો એમજ સમજવુ કે તે તમારી સાથે એકજ લાગણીના પણ બનશે. લાયક શખ્સોથીજ ભલી વર્તણુક રહે છે એમ તમારે જાણવુ અને વળી દાનાવોથી અકકલજ મલે છે એમ સમજવુ. હુશીયારીથી બાધુરી મેલવાય છે અને બાધુરી કરનાર તારીફને લાયક ગણાય છે કામ કરવા બાગી જો કોઇ નાહાસ્તો ફરે તેનાથી નામદારી અને બાધુરી દુર નાહાશે છે વળી માણસો બદ દિલીથી સુસ્ત બને છે અને તે બુરા શખ્સનો અવાજ પણ સુસ્ત બને છે."

એ પાદશાહ જેહાનના લોકોને અકકલ સાથે નસીયત આપવા અને ફાયદાકારક વાતો કહી સમજાવવા નવ વર્ષ જીવ્યો તેનો વખત પડતીમા આવતાં અને નસીબ શુમ બનતાંજ તે કે જે પોલાડની ટોપી જેવો સખત હતો તે મીન જેવો નરમ બની ગયો હોરમજદ જે એ નામદાર પાદશાહનો બેટો હતો અને જેના ગાલ ગુલલાલાના ફુલોથી પણ વધારે રાતા હતા અને જે અંધારી રાતે માહાતાબ પ્રકાશે તેમ પ્રકાશતો હતો તે પોતાના બાપના બીછાણા આગળ દોડી આવ્યો. નરસીએ તેને કહયુ કે, "ઓ મારા લાડમા ઉછરેલા જવાન બેટા! તુ જેમ બને તેમ તારા હાથોને બદી તરફ લબાવતો ના. તુંજ બેહરામના બેટા નરસીનો જીવ જીવનગારા જેવો હોવાથી તાજ તથા તખત ભોગવવાને લાયક છે આવુ ઉચું કદ, દમામ અને ખુબસુરતી ધરાવવા સાથે દરેક જાતની દાનાઇ ધરાવવામાં તુ કોઇની સામે પણ હરીફ વગરનો છે. માટે તારી ઉપર આ તાજ રડતુ બને અને તારા જુલમથી રઇય-

તના દિલ બલી જાય એવું બનવા દેતો ના. પાક પરવરદેગારે જેહાનને સાચવવા શિખવ્યુ હોય તેમ તુ જેહાનને પાદશાહોની રાહરીતી મુજબ સાચવજે. તારો પણ વખત આખરે પુરો થશે અને ફરતુ આસમાન તુંને પગ નિચે કચડશે. માટે તું એવી રીતે વર્તજે કે જ્યારે પરવરદેગાર તુને પુછે ત્યારે તુ તેનો જવાબ દેઈ શકે અને તેવો જવાબ દેઈ તુ તારો વખત મુબારક બનાવી શકે.”

એટલું કહી તે પાદશાહે જીગરમાથી એક થડી હાએ મારી અને માથા સુધી ચાદર ઓઢી ત્યારથી તુ કહેશે કે “જેહાનમાં નરગી ચતોજ નહી અને તખત તાજ તથા ખુરસી તેને માટે રહી હતી નહી”[1] ગમ અને દુખ સિવાય તારે ફાલે બીજુ કાંઇ આવવાનુ નથી એજ પમાણે બનતુ રહે છે અને એ ભરમ નજરે જણાતો પણ નથી.

## નરસીના બેટા હોરમજદની પાદશાહી નવ વર્ષની હતી.

## નરસીના બેટા હોરમજદ તખતે બેઠા પછી તેનો અંત આવ્યો તે વિષે.

જ્યારે બુર્જોર્ગીભર્યો હોરમજદ તખતે બેઠા ત્યારે વરૂઓના પજા શેકાર કરવામાં ટુકા બન્યા તેણે જેહનને આરામ સાથે રાખી અને લાવી હોરમમનની વર્તણુક છુપાઈ ગઇ. તે ભાષણ કરતાં પેહેલાં પરવરદેગારની તારીફ કરતાં બોલ્યો કે “પરવરદેગાર સર્વ શકિમાન, હરવેસપ આગાહા અને પાળન કરનાર છે. તેણે રાત દિસ, ફરતું આસમાન તેમજ સનીશ્ચર, મગલ અને આફતાબને પેદા કીધા છે તેજ ફતેહ અને બારેહ આપે છે અને શાહાનશાહોના દિલ તથા તાજને ઇનસાફથી દિપાવે છે હમારૂ દિલ પણ તેજ સાહેબની મેહેરથી ઈનસાફભર્યું રેહેજો અને હમારીથી રૈયતના દિલ ખુશાલ બનજો. રૂમીના લોકોના દિલમા ઉપકાર જેવુ રેહેતુ નથી, માટે તમો જેમ બને તેમ

1 નરસીએ ઈ ૨૯૩ થી ૩૦૧ સુધી રાજ્ય ભોગવ્યું હતું ફીરદોસી નરસીને બેહરામનો બેટો જણાવે છે પણ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ તે અરદેશીર બાબેકાનનો નબીરો અને શાપુરનો બેટો હતો. બેહરામને કાંઇ સંતાન નહી હોવાથી એ નરસીને રાજગાદી મલી હતી એ નરસી બાહુર પાદશાહ હતો અને બેહરામ ૨) જએ ખોહી દિધેલો અર્મીન્યાનો પ્રાત એણે રૂમીઓના હાથમાથી પાછો ખુચાવી લીધો હતો એને રૂમીઓ સાથે ત્રણ લડાઇ કરવી પડી હતી જેમાં તે ફતેહમંદ નીવડયો હતો પણ પાછલથી રૂમીઓએ ઈરાન ઉપર ઓચિંતો હુમલો લાવી તેમને મનગમતી સરતો કરી લેવાની ઇરાનને ફરજ પડી હતી.

ખાનામાં તપાસ કરતાં ત્યાં એક લાલ ચેહેરાની પ્રકાશતા માહતાબ જેવી ઓરત જેના ભવાં કાબુલી ખંજર જેવાં વાંકદાર અને બાલના જુલફાં એબીલોનની ભાષા જેવાં વાંકદાર હતાં જેના એકમેક સાથે ગુલીન ચોટલો ઘાલવામાં આવ્યો હતો તેવી એક પરી જેવા ચેહરાની ઓરત વજીરને ઉમેદવાર જણાઇ ૧ આથી જેહાનનુ લોક તે ખુબસુરત ઓરતના હમેલદાર હોવાની ખબરથી ખુશાલ બન્યુ. તે રાણીને માથે પાદશાહી તાજ મુકવામા આવ્યુ અને તે સુનેરી તાજ ઉપરથી હીરમોનો નેસાર કરવામાં આવ્યો. પછી વજીરે તેણીને ખુશાલી સાથે લાવીને કેઆનીઓના બુલંદ તખત ઉપર બેસાડી.

## હોરમજદના બેટા શાપુરની પાદશાહી સીતેર વર્ષની હતી. શાપુર બાપનાં મરણ બાદ ચાલીસ દિવસ પછી જન્મ પાંમ્યો અને તેને તાજ પેહેરાવવામાં આવ્યું તે વિષે.



તારીખ લખનાર દેહેકાન મોબેદના દાસ્તાન ઉપરથી મને એવુ યાદ આવે છે કેર તે ખુબસુરત ઓરતને ચાલીસ દિવસ પસાર થતાંજ એક પ્રકાશતા સુરજ જેવા બેટાનો જન્મ આપ્યો. વજીરે તેનુ નામ શાપુર પાડયુ, અને તેણે તેની ખુશાલીમા એક ઉજાફત આપી તુ કેહેશે કે તે બેટા ઉપર જાણે ઇજદી ખારેહ ઉતર્યુ હતુ અને તેથી તેના ઉપર અકકલનો સાહયો ફેલાયો હતો. વાજીત્ર સાથની દારૂની જ્યાફતમા ચાલીસ દિવસ પસાર થયા બાદ એક શાહનશાહી તખત તયાર કરવામા આવ્યુ પેહેલવાનો સુનેરી કમરબંધ બાંધીને દરબારમાં આવ્યા અને તે બાળકની ઉપર એક સુનેરી તાજ ઓલવ્યુ. તે બાળકને પુરતુ દુધ પાઇ રેસમી કપડામા વિટાલ્યુ અને પછી તે ચાલીસ દિવસના બાળકને તના બાપના મુબારક તખત ઉપર પેલાં સુનેરી તાજ નિચે લેટાડયુ ત્યારબાદ લોકોએ તેની પાદશાહ તરીકે તારીફ કીધી અને

૧ હોરમજદનો હોરમજદ નામના રાજગાદી ભોગવવાન લાયકનો બેટો હતો પણ તેની વલણ યુનાનીઓ તરફ હોવાથી વજીરોએ તેને કેદમા પુરયા અને હોરમજદને ત્યાં બીજો બેટો શાપુર અવતરતા તેને રાજગાદી બક્ષી હતી એ શાપુરે ઈ. ૩૦૯ થી ૩૭૯ સુધી રાજ્ય કીધું હતું

૨ એ બેત લખેલી નકલમા વધારે છે.

મોટા દરજ્જાના લોકોએ તેના ઉપરથી હીરા મોતીનો નેશાર કીધો. શેહેરૂઇ નામનો એક અક્કલમંદ, લાયકીવાલો અને ફતેહમંદ મોબેદ આવીને તેની પાસ એક સુનેરી ખુરસી ઉપર બેઠો અને તેણે તેની નોકરી બજાવવાને પોતાની કમર બાંધી. તે વજીર તમામ જેહાનને ઇનસાફ અને અક્કલથી ચલાવવા લાગ્યો અને તમામ બલાથી રૈયતની રેહેનુમાઇ કરવા લાગ્યો પાદશાહના ખજાના, લશ્કર, મેહેલ અને દીવાનખાનાઓની પણ તેજ વજીર દેખરેખ રાખતો

એ પ્રમાણે પાંચ વર્ષ વહી જતાં તે બાળક કદમાં વધતુંજ ગયું. એક રાતે તે બાળક પાદશાહ તીસફુન શેહેરમાં તખતે બેઠો હતો અને તેનો અક્કલમંદ વજીર તેની આગળ ઉભો હતો, ત્યારે સુરજના અસ્ત પામવાને અને રાતની કાલી ચાદર ફેલાવાને વખતે અરવંદ નદી તરફથી કાંઇ અવાજ સમજાયો તેથી પાદશાહે વજીરને પુછ્યું કે, "શું એ બંદગી માટેનો પોકાર છે?" વજીરે તે બાળક પાદશાહને જવાબ દિધો કે, "ઓ નામતનીભર્યા પેહેલવાનોના પાદશાહ! હમાણા વેપારી અને ધંધાદારી લોકો પોતાની વખારોમાંથી ઘરે પાછા ફરવાનો વખત થયો છે અને દજલા નદી પસાર કરતાં તેઓનો પુલ ઉપર ઘસારો થવાથી તેઓના એકમેક સાથે અડકાવાથી તે સાંકડા પુલ ઉપર તેમના પગલાનો ઘસારો થવાનો એ અવાજ છે નથી એ દાલનો અવાજ છે અથવા તો લોકો સામનો પોકાર કરે છે એમ સમજીને કેટલાક બોલે છે" ત્યાર શાપુર બોલ્યો કે "ઓ મારી રેહેબરી કરનારા અક્કલમંદ નામદાર! એ પુલ ઉપરાંત એક બીજો પુલ પણ બાંધવો જોઇએ છે કે જેથી જનારાઓ એક પુલ ઉપરથી જાય અને આવનારાઓ બીજા પુલ ઉપરથી આવે અને મારી રઇયતના લોકોને, મારા સીપાહીને અને મારા નોકરોને જવા આવવાની એમ અડચણ પડે નહી: એ માટે મારાજ ખજાનામાંથી પૈસા આપવા ઘટે છે"

એમ સમજતાંજ તમામ વજીરો ખુશી થઇને બોલ્યા કે, "આ નાનો છોકરો હવે લીલાશ પકડતો જાય છે" પછી તે તાજવર નાના પાદશાહના હોકમથી તે વજીરે એક બીજો પુલ બાંધવા ફરમાવ્યુ. એ વાત સમજી તેની માયનું પણ દિલ ખુશ થયું અને તેણીએ અક્કલમંદોને તેને કેળવણી આપવા ઉપર રોકયા. તે જડપથી કેળવણીમાં પણ આગળ વધવા લાગ્યો જેથી તેના શિક્ષકોને પણ નિચું જોવું પડયુ. સાત વર્ષની ઉમરે પુગતાંજ તેણે મેદાન અને લડાઇનો હુનર શિખવા માંડયો અને તેને કુશ્તી રમતા તથા ચોગાન ખેલતાં શિખવવામાં આવ્યો આઠમે વર્ષે તે તખત અને તાજને લગતા કાયદા કાનુનો શિખ્યો. તું કેહશે કે તે જાણે પાદશાહ બેહેરામ જીવતો થયો

હોય તેમ લાગતું હતુ. તેણે પોતાના શરીરને માનપાનને લાયક બનાવ્યુ અને પોતાના ન્યાગાનો, નામીચા નામદારો અને પારસીંગ્ઉ લોકોના રેવાજ મુજબ ઈસતખરને પોતાની રાજદાની શેહર બનાવ્યુ એ પ્રમાણે તેની પાદશાહીના થોડો વખત વહી જતાં તેનુ જહાનને દીપાવનારૂ તાજ વધારે દીપતુ બન્યુ.

## તાયર નામનો અરબ રાજા નરસીની એક બેટીને કાઢી લેઇ ગયો અને તેણે તેની સાથે લગન કીધાં અને શાપુર તેની સાથે યમન લડવા ગયો જ્યાં તેના ઉપર તાયરની બેટી આશક પડી તે વિષે.

અઝનાનીઓ[1] વચ્ચે તાયર નામનો સિંહ જેવા દિલનો એક રાજા હતો જે પોતાની શમશેરથી આસમાનનુ પણ દિલ છીની લેતો હતો. એ તાયરે રૂમીઓ, પારસીઓ, બેહરીન લોકો, કુર્દો અને કાદસીઓનું ભેગું લશકર લેઈ ચઢી આવીને તે હદ વગરના લશકર સાથે મદાયન આસપાસ ઘેરો ઘાલ્યો અને ત્યાના તમામ મુલક અને જમીનને વેરાન બનાવી. તેની સામે થઇ લડવાની કોઈનામાં પણુ હીમત હતી નહી તાયરને પાદશાહ શાપુરની વસત જેવી ખુબસુરત ફુઈ નુશેહ માટે ખબર થતાજ તે તે માહાતાબ જેવી ઓરતના મેહેલમા દાખલ થયો, જેથી તમામ તીસફુનમાં ચકચાર ચાલી રહી. તે દાનાઈ વગરના કમઅક્કલે અરબો તેણીને કેદ કરી મેહલમાંથી લેઈ ગયા[2] જ્યારે નુશેહ દિલમાંનો અંદેશો કાઢી નાખીને તાયર સાથે એક વર્ષ સુધી રહી ત્યારે તેણીએ એક માહાતાબ જેવી બેટીનો જન્મ આપ્યો. તુ કેહેશે કે તે બેટી જાણે તાજ અને તખત ભોગવનારો પાદશાહ નરસી પોતે છે. તે બેટીને જોતાજ તેના બાપે તેનુ નામ મલેકા પાડયુ કારણ કે તે બેટી તેની પાદશાહીનેજ લાયક હતી

છવીસ વર્ષની ઉમરે જ્યારે તે પાદશાહ બાહુર અને ખોરશેદ જેવા ચેહેરાનો બન્યો ત્યારે તેણે પોતે મેદાન પર્ડીને પોતાના લશકરની તપાસ લિધી અને પછી તે બાહુરોમાથી બાર હજાર પેહેલવાનો ચુટી કાઢયા તે દરેક પવનવેગે ચાલતાં ઉટ ઉપર સ્વાર થયા તે લશકરને રાહ દેખાડવાને સો માણસો

૧ યમનની નજદિક આવેલા મુલકના અરબ જાતના લોકોને અઝનાનીને નામે ઓલખે છે.

૨ આ સઘલો બનાવ શાપુરની બચગીમા બન્યા હતો અને તનું તેણે ૧૬ વર્ષ પછી વેર લિધું હતું.

આગળ ચાલ્યા. તે લશકર ઉંટસ્વાર બન્યું પણ મેદાનમાં લડતી વખતે વાપડવાને તે પેહેલવાનો ઘોડાઓ પણ સાથે લેઈ ગયા. પછી તે પાદશાહ પણ પોતાની પાદશાહી કમર લડવા માટે બાંધીને પોતાના વફાદાર દરબારીઓ સાથે સ્વાર થયો. તેઓ તે અરબાનીઓના પાદશાહની પુઠે ગયા. નામદારીભર્યો તાયર પણ એક ફાંકડો બાનાર શિવા જેવા હતો. તાયરે પોતાના લશકરમાંથી પુશકલ માણસોને મારા ગએલા જોયા ત્યારે તે ત્યાંથી પીઠ ફેરવી નાહાસી ગયો. આથી ત્યા ધડપકડના પોકારો ઉઠી રહ્યા અને ઇરાનીઓએ તેઓમાંના કેટલાકોને કેદ પકડયા. અરબોનું લશકર યમનના કીલ્લામા જઇ ભરાયુ અને ત્યાંથી માણસો, બાળકો અને ઓરતોના રડવાના અવાજો સમજાવા લાગ્યા. શાપુર પોતાનું મોટું લશકર કે જેનાથી કીડી અને મછરનો માર્ગ પણ બંધ થઇ ગયો હતો તે લેઇને ત્યા ગયો અને તે કીલ્લાના આસપાસ તે લશકરથી ઘેરો ઘાલીને તે અરબોનો લડવાનો કે નાહાસવાનો માર્ગ બંધ કરી નાખ્યો. એક મહીનો સુધી તેઓ વચે રાત દીસ લડાઈ ચાલી જેથી તે કીલ્લા માહેલા લશકરની ખોરાકી ઘટવા લાગી.

એક સાંજે પેહેલવાન શાપુર કાલા રંગના પાદશાહી હથીયારોમા સજ થઇ હાથમાં કમાન પકડીને પોતાનો ઘોડો જોશથી હંકારી જતો હતો. તેના માથા ઉપર એક પ્રકાશીત કાલો વાવટો ઉડી રહયો હતો. શાહજાદી મલેકાએ કીલ્લાના કાંગુરાં ઉપરથી તેને જોઇ તેના વાવટા ઉપરથી તેને નામદારોના સરદાર તરીકે ઓલખ્યો. આથી તેના કસ્તુરી માફક પમડતા અને ગુલાબની પાંદડી જેવા ગાલ ફેરવાઇને ફીકકા અને હોટો સફેદ બન્યા તે ખુબસુરત ઓરતની ઉંઘ અને ખુશાલી ઉડી ગઈ. તાજુએ તેના ઉપર મોહીત થઇને પોતાની એક દાસી આગળ જઇને કહ્યુ કે, "આ સુરજ જેવા ચેહેરાનો પાદશાહ જે અત્રે એમ કીનો લેવા આવ્યા છે તે મારૂ જ લોહી અને મારીજ બુજોર્ગી ધરાવે છે. હવે તે મારે મનથી મારી દુન્યા જેવો બનેલો હોવાથી હું તેને મારી દુન્યા તરીકેજ ગણુશ. માટે શાપુર જે લડાઈ કરવાની ઇચ્છાથી અત્રે આવ્યો છે તેની આગળ મારા તરફનો આ પેગામ લેઈ જા અને તેને કેહે કે, 'હું અને તું એકજ ખાનદાનના અને બાહાદુર નરસીની તોખમના છીએ. વળી મને પણ તારા કીનામાં ભાગ લેવો ઘટે છે, કારણ કે હું પણ નુશેહની બેટી અને તારી સગી છું. માટે જો તું મને ચાહાતો હશે તો આ કીલ્લો તારોજ થશે અને એ દેહેરૂં જીટયાથી તેમાની મુર્તી પણ તારીજ ગણાશે. માટે એ કામ બજાવવાનો અને તારો બુજોર્ગીભર્યો સખુન પાળવાનો કોલ તું મારી દાસીને આપજે.'" તે દાસીએ તેને જવાબ દિધો કે, "તારા ફરમાવ્યા મુજબ હું તેને કહી તેના

તરફની ખબર હુ તુને લાવી આપશ."

જ્યારે આ જમીન ઉપર રાતે પાદશાહી ભોગવવા માંડી અને દરીઆ પછીના દરીઆ ઉપર કાલ શ ફેલાવા લાગીને જમીન દામર જેવી કાલી બની તથા પાહાડોએ ગલીનો રગ પકડયો અને તારાઓ જાણે આસમાન ઉપર હજારો બતીઓ ઓલવાઈ હોય તેમ બતી મફક રોશની આપતા દેખાવા લાગ્યા ત્યારે તે દાસી ધાસ્તીથી બીહીની ધ્રુજતી તે પાદશાહ આગળ આવી. તેણીનું દિલ તાયરની ધાસ્તીથી ફાટીને બે ટુકડા થવા લાગ્યુ શાપુરની છાવણી આગળ આવી લાગતાંજ તેણી ત્યાના પાક વિચારના ચોકીબાન આગળ ગઇ અને તેને કહયુ કે, "મને પાદશાહ આગળ લેઇ જવાના બદલામાં તુ મારી તરફથી તાજ અને વીટીનું ઇનામ પાંમશે" આથી તે હુશીયાર અને ચાલાક દિલનો ચોકીબાન તેણીને છાવણીના દરવાજા આગળથી પાદશાહી તબુમાં લેઇ ગયો. ત્યાં આવતાજ તેણીએ પોતાનુ કપાલ જમીન સાથ ઘસી નમન કીધા પછી તેણી જે કાંઇ વાત સમજી આવી હતી તે પાદશાહને કહી. તેની વાત સમજી પાદશાહ ખુશ થઇ ગયો અને તેણે હગીને તેણીને એક હજાર દીનાર, એક તાજ, બે હાર, એક સાંકલી અને એક રેસમી વણતની ચીનાઇ સારી અપાવી પછી તેણે તેણીને એવો જવાબ દિધો કે 'તુ આ તમામ વાત તેણીને ખુબી સાથે કેહેજે. તુ કેહેજે કે 'હું ખોરશેદ તથા માહાતાબના, જરથોસ્તની કુસ્તીના તથા તાજ અને તખતના સોગંદ લેઇ કહુછું કે, જો તારા કહયા મુજબજ બનશે તો પછી તું મારા પાસે ગમે એવી ચિજ માંગશે કે જે આપ્યાથી મારી પાદશાહી પણ ઘટી જતી હોય તોપણ તે હું તુને બક્ષસ. તારા કાનો મારી તરફના બુરા સખુનો સમજશે નહીં અને હુ તારાથી છુટો પડવા પણ ચાહાવશ નહી પરવરદેગારના હોકમથી તથા તાજ, તખત લશકર અને ખજાનાથી હું તારો ખરીદદાર થઇશ.'" તે દાસી એવો જવાબ સમજતાંજ પાછી જડપથી કીલ્લામાં ગઇ અને તે સીધાં સરોવર જેવા તાયરની બેટીને તેણીએ જે કાંઇ સમજયું હતું તે સઘલું કહયુ અને બોલી કે "હવે સુરજ અને શુકરનો સાથે સબધ થયો છે" પછી તેણીએ તે માહાતાબ જેવી ઓરત આગળ જેમ જોયુ હતું તેમ શાપુરના દેખાવ અને કદનું બયાન કીધું.

# તાયરની બેટી પોતાના બાપને બેસુધ કરીને શાપુર આગળ ગઇ અને શાપુરે તાયરનો કીલ્લો જીટી લેઇ તાયરને મારી નાખ્યો તે વિષે.

જયારે ઉગમન તરફથી ખોરશેદે પોતાનું તાજ બાહાર કાઢ્યું અને સીસમ જેવી કાલી જમીનને ફીકકા ગોલાબી રંગની બનાવી ત્યારે મલેકાએ ખજાનચીન પાસેથી ખોરાકના કોઠારની તથા દારની વખારની કુચી મેલવી લિધી અને તેણીએ તે કીલ્લામાંના સરદારો અને બાહદરો વચે દુખના અનુભવ પાંમેલા જે નામદારો હતા તેઓ માટે તે ખોરાક તથા નરગેશ અને ચંપેલીના સોડમવાલો દારૂ ભેટ મોકલી આપ્યો. પછી તેણીએ પોતાના દારૂ પીરશનાર નોકરને પોતાની આગળ બોલાવી તેની સાથે ખુબીથી કેટલીક વાતો કીધી અને બોલી કે, "તુ તાયરને આજ રાતે તમામ ચોખા દારૂમાંથી દારૂ પાજે અને તે મસ્ત બની સુઇ જાય ત્યા સુધી તે દારૂ તેના હાથમા પકડાતા તું થોભતો ના." દારૂ પીરશનાર નોકરે તેને જવાબ દિધો કે, "હુ તારો ગોલામ છું અને તારાજ હોકમથી જેહાનમાં જીવુ છુ." જયારે સુરજ પશ્ચિમ આગલ ફીકકો બનતો ગયો અને સુરજને પોતાના માર્ગથી હટવાનો કાલી રાતે હોકમ કીધો, ત્યારે તાયરે એક જામ ભરીને પાદશાહી શરાબ માગ્યો અને તે અજ-નાનીઓની સલામતીમા તે પીધો પછી અંધારી રાતનો એક પોહર પસાર થતાંજ જ્યારે તાયર ગડબડ ગોગાટ કરવાથી આરામગેશ પકડીને સુતો અને બીજા સઘલાઓ પણ સુવાની જગ્યાએ ગયા ત્યારે તે ચંદ્ર જેવી ઓરતે પોતાના નોકરોને ફરમાવ્યુ કે "તમો આસ્તેથી બોલવા સિવાય કોઇ સાથે પણ મોટેથી બોલતા ના. તમો એ કીલ્લાના બારણાને હલવેથી ખુલ્લુ કરો"

પેલી તરફ શાપુરે પણ પોતાની નજર તાબેલી રાખી અને દારૂથી મસ્ત બનેલા લોકોના પોકારોથી તે દિલગી ગુસ્સે થવા લાગ્યો. જ્યારે તેણે કીલ્લામાંથી એક બતીને બાહાર નિકળી પ્રકાસ્તી જોઇ ત્યારે તે બોલ્યો કે, "હવે ખુલ્લુ નસીબ મારો સાથી બન્યુ છે." પેલી તરફથી તે ચંપેલીના ફુલ જેવી ઓરતે પણ જવાન પાદશાહ શાપુર આગળ આવીને તખ્તુમાના માહાતાબ જેવા ચેહેરાના પાદશાહને તે કીલ્લાની જગ્યા સાફ કરી નાખવા માટે ફરમાવ્યું. આથી તેણે તમામ લશકરને ભેગું કરીને તેમાંથી નામદારી મેલવવા માંગતા મરદાનેમરદોને ચુટી કાઢયા. પછી તે લડાયક સ્વારોને સાથે લેઇને પગે ચાલતો ત્યાં ગયો અને કીલ્લામાં દાખલ થઇ મારફાડ સરૂ કીધી અને ત્યાંથી જુના વખતનો સઘલો ખજાનો લુટી લિધો. તાયરનું શુમાર વગ-

રનું સઘળું લશકર મસ્ત બનીને ઉંઘમાં પડયું હતું. બીજા જે અમસથા સુટા હતા તે ગભરાટ અકરાતમા ચોકી ઉઠયા અને તેઓએ ચો બાજુએથી લડવાની તૈયારી કરવા માંડી અરબોમાનાં કોઇએ પગ ડરી જઇને પીઠ ફેરવી નાઠી તથી નામદાર પાદશાહના પુશકલ ઇરાનીઓ માર્યા ગયા પણ ઇરાનીઓના હાથમા તાયર કેદ પકડાતાજ તેઓ નાચારી સાથે ત્યાંથી નાગે દિલે નાહાસવા લાગ્યા. આથી ત કીલ્લો તમામ અસબાબ અને તેમાના એક ધનવાન આદમી મલેકા સાથે ઇરાનીઓને હાથ આવ્યો: તે રાતે તેઓ ત્યાંજ રોકાયા અને સહવારે બામદાદ થતા અને ગુરજનું સુનેરી તાજ બાહાર નિકળતાંજ રેવાજ પ્રમાણે તે કીલ્લામા એક ફીરોઝાનું તખત લાવી મુકવામા આવ્યુ જે ઉપર બેસી શાપુરે દરબાર ભર્યો દરબારના કામથી પાદશાહના પરવારયા પછી સરૂ થતી વસતના ગોલાબ જેવી મલેકા લાલ માણેકાનુ તાજ માથે પહેરીને ચીનાઇ જરીની જનતનાં કપડાથી ચકચકતી છાટી સાથે ત્યા આવી. શાપુરે તેણીને પોતાના બાદશાહી તખત ઉપર પાસે બેસાડી અને પછી તે બદનામ કામના તાયરને પોતાની આગળ જડપથી હાજર કરવાનો હોકમ કીધો તાયરે ઉગાડ માથે આવી તેની આગળ આવતાજ પોતાની બેટીને પણ તેની આગળ તાજ પેહેરીને બેઠેલી જોઈ આથી તે જાદુઈ જેવુ કામ તેણીએજ કીધુ છે અને તેના કામને તેણીથીજ બુરાઈ પુગી છે એમ તે પામી ગયો તેથી તેણે શાપુરને કહ્યુ કે, "આ બાહાદુર પાદશાહ ' મારી બેટીએ મારી સાથે કેવી ચાલ ચલાવી છે તે ઉપર તુ ધ્યાન પુગાડ તેના એવા પ્યાર ઉપર તુ પણ સાવચેટીથી ધ્યાન પુગાડજે અને પારકાઓ ઉપર તુ તારો ગુસ્સો દેખડતો રેહેજે." ૧

તે બદનામીભર્યા તાયરને શાપુરે જવાબ દીધો કે, ' તેજ બેહરામની

૧ બીજા તવારીખનવેશો એ મલેકાને માટે લખી ગયા છે કે તેણીની ચામડી ઘણીજ નાજુક હતી એક દીવસે તેણી પક્ષીઓના પીછથી ભરેલા સાટીનના ટકીઆને અઠેલીને સુટી હતી ત્યારે તે તકીઆમાથી કાઇક ખુટવાની તેણીએ ફર્યાદ કીધી. પાદશાહે તે તકીઓ ફરાવી નાખી તપાસતા તેમાથી એક ઝાડનુ પાદડુ નીકલ્યુ કે જે તેણીને ખુચતુ હતું આથી પાદશાહે અજબ બની મલેકાને પુછ્યુ કે," તારો બાપ તુને કયા ખોરાક ઉપર ઉછેરતો હતો કે તારી ચામડી આવી નાજુક છે ?" ત્યારે મલેકાએ જવાબ દિધો કે, ' તે મને મલાઇ, ગુર, મધમાખોના મધ અને ઉચા દારૂ ઉપરજ ઉછેરતો હતો " ત્યારે પાદશાહ બોલ્યો કે, " તે છતા, તુ મને થોડા વખત ઉપરજ ઓલખતી બનવા છતા તારો બાપ કે જે તુને આવો ઉંચો ખોરાક પુરો પાડતો હતો તેના કરતા મને વધારે ચાહી શકશે ' " એમ કહેતાજ તેણે તેણીના ચોટલો ઘોડાની પુછડી સાથે બંધાવ્યો અને તે મરી ગઈ ત્યા સુધી તેણીને તે ઘોડા પાસે ઘસડાવી.

બેટીને જનાનખાનામાંથી ઉઠાવી લાવીને તેણીના કુટુંબને રૂશવાઇ લગાડી તેથીજ આ ફીતો ઉભો થયો છે." પછી તેણે જલ્લાદને ફરમાવ્યું કે, "તાયરને ગરદન માર અને તેના શરીરને આતશમાં બાલી નાખ પેહેલાં એના સરને શરમ ભરેલી હાલતે લોહી વચ્ચે સબરતું બનાવ અને પછી તેને બાહાર ઘસડી લેઇ જા" જે કોઇના હાથમાં ત્યાંથી અરબો કેદ પકડાતા તેઓને પોતાના બચાવમાં કાંઇપણ બોલવાની ટક આપ્યા વગર તે પકડાયલા અરબના ખભાં ઉપરથી તેના બે હાથો કાપી નાખવામાં આવતા આથી શાપુરના આવાં કામથી જેહાન પણ અજબ બની. તેણે દયાહીન રીતે અરબોના ખભાં હાથ વગરનાં બનાવ્યાથી તે અરબોએ તેને 'જુલ અકતાબ' ૧ નો એલકાબ આપ્યો. પછી શાપુર ત્યાંથી પારસ તરફ પાછો ફર્યો અને તમામ જેહાન તેની ફતેહ માટે તેને નમન કરવા લાગી. જે અરબો પોતાના ખભાંની સલામતી સાથે તેની મારી પાંમ્યા તેઓએ તેને ખંડણી આપવાથી પોતાનું સર ફેરવ્યું નહીં આ બાબદ બન્યાને કેટલોક વખત વહી ગયા પછી વલી ત્યાં જુદોજ બનાવ બન્યો.

## શાપુર એક વેપારી વેશે રૂમ ગયો જ્યાં તે કયસરના હાથમાં કેદ પકડાયો અને કયસરે આવાં ઇરાનને તારાજ કીધું તે વિષે.

એવું બન્યું કે તે તાજ અને ખજાના સાથે હોવા છતાં શાપુરના દિલને એક દિવસે કોઇ આવતા બનાવ માટે બેચેની લાગવા માંડી તેથી અંધારી રાતના બે પોહર પસાર થવા બાદ તેણે પોતાની આગળ નજુમીઓને બોલાવી મંગાવી તેઓને શાહાનશાહી તખત વિષે અને આવતા સારા માઠા વખત વિષેના સવાલો પુછયા. આથી તે નજુમીઓએ ઉંઘ અને આરામ દુર કરીને તે પાદશાહને કાંઇ નુકસાન પુગશે કે તેના ઇજદી ખોરેહમાં વધારો થશે તે સોધી કાઢવાને પોતાની નજુમની ચોપડી સાથે ત્યાં હાજર થયા. તેઓએ નજુમથી સોધ કરીને તેને કહયુ કે "ઓ જેહાનજીટ, રોશન દિલના અને પહરેજગાર પાદશાહ! એક દુખદરદથીભર્યું કામ બનશે કે જે તારી આગળ વિસ્તારવાની કોઇની હીંમત નથી થોડો વખત તું બલાના ફાંડામાં ફસશે અને તેમાં કેટલીક મુશકેલી ભોગવ્યા બાદ તારો છુટકારો થશે." શાપુરે તેને પુછયું કે, "ઓ જાણકાર અને રાહાના સોધનારા શખ્સ! મારા ઉપરથી એ મુશકેલી આસાન થાય તેમ કરવાને મારે શું ઉપાય કરવો, કે જેથી બુરો

૧ યાને ખભાંનો સાહેબ.

સંતારો મને પગ તલે કચડે નહી?" નજુમીએ જવાબ દિધો કે "ઓ પાદશાહ! અક્કલમંદ કે બાહાદુર શખ્સોમાંથી કોઈપણ આ નાપાયાદાર ફરતા જમાનાને પોતાની મરદાનગી અને દાનાઇથી ઉલટો ફેરવી શકશે નહી જે કાંઇ બનવા કાલ હશે તે તો બનવાનુજ અને તે ફરતા આસમાનને હમાનાથી પણ ફેરવી શકાવાનુ નથી." ત્યારે તે મોટી પદવીનો પાદશાહ બોલ્યો કે, "ફરતાં આસમાનને તેમજ જોરેમંદ અને કમજોર લોકોને પેદા કરનાર સાહેબ પરવરદેગાર મને દરેક બુરાઇથી સંભાળશે"

પછી પોતાની સલતનતમાં ઇનસાફનો ફેલાવો કરીને તે એ પ્રમાણે થોડો વખત સુધી કાંઇપણ દુખ વગર ખુશાલ રહયો જ્યારે તેના તમામ મુલકો આબાદ બન્યા ત્યારે તેણે રૂમ તરફ જઇ ત્યાંનો નામદાર કયસર લશકર, ખજાનો અને બાજુનુ જોર ધરાવે છે યા નહી તે તપાસવાની ખાહેશ કીધી. તેથી તેણે પોતાનો એ વિચાર પોતાના ઇનશાફી અને અકકલવાલા પેહેલવાન જેવા વજીરને બોલીને કહયો. શાપુરે પોતાનો એ ભરમ સઘલાઓથી છુપાવીને પોતાના વજીર આગળજ જાહેર કીધાથી તેણે એવો જવાબ દિધો કે, "તું તારી પાદશાહી ઉપરજ ધ્યાન આપી તને ઇનસાફથી સાચવ કે જેથી તું ખુશાલ રહી શકે" તોપણ પાદશાહે તો મોંઘી કીમતનાં ઉંટોના દસ કાફલા મંગાવ્યા અને તે દરેક કાફલાનો એકએક સરદાર નેમ્યો પછી તે ઉંટો ઉપર રેસમી કાપડ અને જવેહર લાદયુ તથા ત્રીસ ઉંટોને દીનારથી લાદયાં. એ પ્રમાણે તે એવા વિચારથી આબાદ ઇરાન જમીનમાંથી બાહાર પડયો અને એ રીતે તે રૂમ સુધી જઈ લાગ્યો શાપુરે રૂમ નજદિક એક ગામડુ કે જેનો ગામડીઆઓ તેમજ શેહેરીઓ લાભ લેતા હતા તે જોવાથી તેણે ત્યાંના ગામના પટેલના ઘર આગળ જઇ તેને પુછયુ કે, "મને અત્રે ઉતારો મલી શકશે કે?" તે પટેલ તેની પુશકલ તારીફ કરીને બોલ્યો કે, "મે તારા જેવો મેહેમાન કોઇ જોયો નથી" આથી તેણે તે રાત ત્યાજ વીસામો લિધો અને ખાઇપી તે પટેલને બક્ષેશ કીધી તેમજ તે ગામડયા તરફની તેણે પણ પુશકલ તારીફ સમજી. બામદાદ થતા તે પોતાનો તમામ સામન લાદીને ત્યાંથી કયસરના મેહેલ તરફ જડપથી ગયો. તેણે ત્યાના દરબાન આગળ આવી લાગતાંજ તેની તારીફ કરી તેને કાઇક ભેટ કીધાથી દરબાને તેને પુછયુ કે, "તું પાદશાહ જેવો ચેહેરો ધરાવનાર કોણ છે કે એમ પાદશાહ માફક વર્તે છે?" શાપુરે તેને જવાબ દિધો કે "હુ કાઇ પાદશાહ નથી પણ પારસનો એક પહરેજગાર વતની છું. એરાકથી હું એક કાફલો લેઇ રેશમી કાપડના એક વેપારી તરીકે અત્રેથી પસાર થવા માગું છું, જેથી હું કયસરની નજદિક જવાની ટક પાંમવાને

હું આ દરબાર તરફ આવ્યો છું કયસર મારા આ સાંમનમાંથી તેને લાયકની ચિજો જેવી કે જવેહરાત, લશકરી સામાન વિગેરે છે તે મારા જેવા નોકર પાસેથી વેચાતુ લેઈ પોતાના ખજાનામા મોકલાવે જેથી મને પણ ખુશાલી પેદા થાય અને મને દુખ ભોગવવું પડ નહી. હું સુના રૂપ'ના બદલમાં જે કાંઇ ચિજ વેચુ ત્યારે મારા ઉપર કયસરની પનાહ રેહે અને મને લોકોથી દુખ ભોગવવુ પડ નહી. જેથી હુ રૂમમાથી ઘટતી ખરીદી કર્યા પછી આ આબાદ મુલકથી ઇરાન તરફ જાઉ"

આથી તે બુઢો શખ્સ દરગાહ આગળથી ઉઠી કયસર આગળ એ વાત કેહેવાને ગયો કયસરે દરબારનો પરદો ઉચાડી નાખી તને દરવાજા આગળથી પોતાની આગળ આવવા ફરમાવ્યુ શાપુરે કયસર આગળ આવી લાગતાંજ તેની ઘટતી રીતે તારીફ કીધી કયસરે પણ પેહેલવાન શાપુર ઉપર નજર પુગાડી તેના તરફ મેહેરબાની ભર્યા [ ન અને નજરે જોયુ. તેણે તે દીવાનખાનું પારકાઓથી ખાલી કરી ત્યાં ખાનુ અને દારૂ હાજર કરવા ફરમાવ્યુ. જેહાનનો અનુભવ પામેલા એક ઇરાની[1] ઉપર કાઇ વખત જુલમગારથી ઇરાનમાં જુલમ ગુજરેલો હોવાથી તેણે કાયસરને એ પ્રમાણે કહયુ કે, "ઓ નામદાર પાદશાહ! તુ મારી આ નવી અને ખાનગી વાત સમજ આ દીનારના બદલામાં રેસમી કાપડ વેચનારા વેપારીની એ તા ચાલવાની ધપછપ, દેખાવ અને દોરદમામ ઉપરથી હુ કહી શકુછુ કે, એ રોશનગાહ શાપુર પોતેજ છે" કયસર તેની એ વાત સમજી અજબ થયો અને તેનો ચેહરો જોતાં તેની આખે પણ અધારાં ફરી વલ્યા, તેથી તેણે શાપુર ઉપર કાઇને ચોકી કરતા રાખ્યા અને પોતાનો ભરમ છુપાવી કાઇને પણ એ વાત કહી નહી જયારે પાદશાહ શાપુર ખાઇપી મસ્ત બનીને ઉઠયો ત્યારે પણ કયસર તેની હીલચાલ ઉપર નજર રાખતોજ રહયો, તેટલામાં એક ચોકીઆતે આવીને શાપુરને કહયું કે "શુ તુ છુપે વેશે આવેલો નરસીનો બેટો શાપુર નથી?" પછી તેને જનાનખાનામાં ઘસડી લેઇ જઈ ત્યાં તેના હાથ બાંધી લિધા પણ ત્યા કોઇએ પણ મરદાનગી વાપરી તેને બલાના ફાંદામાથી છોડવ્યો નહી જયારે દાનાવાનુ એવુ કેહેવું બર આવે નહી તો પછી નજુમીઓની ગણત્રી શા ખપની? તેઓએ તે છાકટ આગળ એક બત્તી સળગાવી અને તેને બુરારે હાલ એક ગધેડાંના ચામડામાં સીવી લિધો. તેથી ત્યા સઘલા બોલવા લાગ્યા કે "આ બદબખત પોતાનુ

૧ આ જુલમ ખમેલો ઈરાની તે કટલાક તવારીખનવેશો હોરમજદ નરસીનો બેટો હોરમજદ જણાવે છે જે ઈ ૩૨૩ મા ઈરાનના બંધીખાનામાથી છટકી રોમ ખાતે નાહાસી ગયો હતો.

તખત છોડી અત્રે ગધેડાના ચામડામાં બંધાવા આવ્યો છે" પછી તે બદબખત શાપુરને ત્યાની એક અધારી અને સાકડી જગ્યામાં એધડક ધમડી લેઇ જવામા આવ્યો તે સાકડી જગ્યામાં તેને લેઈ જઇને નાખ્યા બાદ તે ઘરના દરવાજાને તાલું માર્યું. પછી શાપુરનાં શરીરને તે ગધેડાના ચામડામાંજ ઢાકેલું રાખીને તેના બંધીખાનાની કુચી ઘરની વડી ગણીને સ્વાધીન કીધી. તેણે તે ઓરતને ફરમાવ્યુ કે "તેને એના પ્રમાણમા ખોરાક પાણી આપજે કે જેથી તેનુ રવાન તેના તનમાંથી જલદી બાહાર નિકળી જાય નહી તે લાબો વખત જીવશે તોજ તે પોતાના તાજ તખતની કદર પીછાણશે અને તે કે જે કયસરની તોખમ ધરાવતો નથી તેને કયસરનુ તખત ફરીથી જોવાની યાદ પણ આવશે નહી" આથી તે કયસરની ઓરત તે ઘરના દરવાજા હમેશના બંધ રાખ્યા અને તેણીએ પોતાનો વસવાટ મેહેલના બીજા ભાગમા કીધો તે રાણીના ખજાનાની તપાસ રાખનાર એક માહાતાબ જેવી ઓરત હતી જે તમામ કામ બજાવવામાં એક્કી અને રાણીને સલાહકાર ગણાતી હતી તેણીની તોખમ ઇરાનથી ઉતરી હતી તેથી તેને પોતાના વડીલોના નામો પણ યાદ હતાં. આ ઓરતને રાણીએ ચામડાંમા રીકડાયલા શાપુરના બંધીખાનાની કુચી સ્વાધીન કીધી હતી. [1]

હવે કયસરે શાપુરને બંધીખાને પુર્યા તેજ દિવસે (ઇરાન ઉપર હુમલો કરવાને) પોતાના મુલકમાથી લશકરને કુચ કરાવી અને ઇરાન નજદીક આવી પુગતાંજ તે લશકરે પોતાની તલવાર ત્યાં કીનો લેવાને બાહાર ખેંચી જે કાઇ પેહેલવાનો ઇરાનમાથી કેદ પકડાયા તેઓને કોઇ બીજાની મદદ મલી નહી. ઓરતો, મરદો અને છોકરાંઓ સઘળા ઇરાનમાંથી નાહાસી જવાથી ત્યાં કોઇ રહયુ પણ હતું નહી તેમજ તેઓએ ત્યા કાઇ ચિજ પણ રેહેવા દિધી હતી નહી. ઇરાની લશકરને પાદશાહ શાપુર જીવે છે કે મરી ગયો છે તેની પણ ખબર મલી નહી. આથી તમામ ઇરાનીઓ રૂમીઓ સામેથી નાહાસ ભાગ કરવા લાગ્યાથી તે તમામ મુલક માણસો વગરનો ઉજડ બન્યો ઘણીઓનો મોટો ભાગ ખ્રીસ્તી ધર્મમા વટલી ગયો અને તેઓને દેવલનો આસરો લેવો પડયો એ બનાવને લાબો વખત વહી જવા બાદ રૂમી લશકર પણ ઇરાનમાથી વિખેરાઇ ગયું.

---

૧ શાપુર રૂમીઓને હાથ કેદ પકડાયો તે આગમચ તેને બે વાર રૂમીઓ સાથે લડાઈમા ઉતરવું પડયુ હતું જેમા ઈરાનીઓએ નાની હારો ખમી હતી અને લડાઈના પરીણામ અધુરા ગયાં હતા અને ત્યારબાદ રૂમી લશકરનું બલ કેવુ છે તે છુપાછુપ તપાસવા માટે શાપુર વપારી વેશે રૂમ ગયો હતો અને ત્યા કેદ પકડયો હતો.

## શાપુરની રખેવાલ કુમારીકાએ શાપુરને છોડવવાની યુકિત કીધી અને શાપુર તેણીને લેઇ રૂમમાંથી નાહાસી ગયો તે વિષે.

હવે પેલી તરફ શાપુરની રખેવાલ એેરત રાતે કે દિવસે શાપુરને એકલો મુકતી હતી નહી તે કુમારીકા પોતે ઇરાની તોખમની હોવાથી શાપુરના આવા હાલ માટે દલગીર રેહેતી હતી. રાત અને દીસ શાપુર તે ચાંમડા નિચે પડયો પડયો રડતો હોવાથી તેનુ દિલ શાપુર માટે બલીને ખાખ થવા લાગ્યુ. એક દિવસે તેણીએ શાપુરને કહયું કે, "ઓ ખુબસુરત મર્દ ! મારીથી જરાએ ધાસ્તી રાખ્યા વગર તું મને કેહે કે તુ પોતે કોણ છે? કારણકે તારૂં નાજુક શરીર ગધેડાના ચામડાંમા રેહેતુ હોવાથી તુને ઉંઘ કે આરામ મલતો નથી. તું તો સરોવર જેવો હોવાથી તારા માથાં ઉપરથી તો કસ્તુરી જેવા કાલા બાલના જુલફાંવાલી માહાતાબ જેવી એક તાજ ફરતી નહી બંધાઈ હતી. પણ તારૂં તો સરોવર જેવું શરીર એ (ચામડામા) વાંકુ વળી ગયુ છે અને તારૂં હાથી જેવું બદન પાતલુ થઇ ગયુ છે તારે માટે મારૂ દિલ એટલું તો બલે છે કે મારી બન્ને આંખો રાત અને દિસ રડતી રહે છે તારે માટે મારો જીવ ઘણોજ દયા ભર્યો બન્યો છે અને મારા ચેહેરા ઉપરથી શરમના આંસુઓ ગબડે છે, ત્યારે તું શા માટે આ જુલમ ભોગવ્યા કરે છે ! તુ મને તારો ભરમ કાંય નહી કેહેતો ?"

શાપુરે તેને જવાબ દિધો કે "ઓ ખુબસુરત ઓરત ! જો તુંને મારા ઉપર દયા છુટતી હોય તો તુ મને એવા સોગન્દ સાથનુ વચન આપ કે જે પાળવાથી તું જનમેદાન સુધી જરાએ ફરે નહી અને મારા બદખાહોને મારો એ ભરમ કહે નહી. પણ મારા દુખને તુંજ યાદ કરતી રેહે તોજ હુ તારી ખાહેશ મુજબ તુને મારો ભેદ કેહેવશ અને સચાઇ જાહેર કરશ" આથી તે કુમારીકાંએ પરવરદેગારના, અશો જરથોસ્તની કુસ્તીના, સાધુઓના, કુદરતના રૂજના તથા તેના કુરૂશના અને ઇરાનને સંભાળનારના સોગન્દ ખાંને કહયું કે, "હુ કોઇને પણ તારો ભરમ જરાએ કેહેવશ નહી અને એ વાત કહી કાંઇપણ ચઢતો ઓછો મેલવવા ચાહાવશ નહી."

આથી શાપુરે કાંઇ પણ સારી કે માઠી વાત છુપાવ્યા વગર તેણીને પોતાનો તમામ ભરમ કહયો. પછી તે બોલ્યો કે "હવે જો તું મારૂં કહયું કરશે અને મારો એ ભરમ સંભાલવાને તારૂં દિલ કુરબાન કરશે તો તું બાનુઓની સરદારથી પણ ચઢતો ઓહદો પાંમશે અને તમામ જેહાન તારા પગ

નિચે આવશે. હવે તું મને ખોરાક આપવાને વખતે ગરમ દુધ લેતી આવજે કે જેથી આ ચામડું નરમ બની શકે એ ગધેડાંના ચામડાંને તે દુધમાં ભીજવ્યાથી તું જેહાનના નામીચી બની જશે કારણ કે મારા ગુજર્યા બાદ વર્ષો વહી જશે તો પણ જેઓ તારી એ વાત જાણતા હશે તેઓ તે કર્યાજ કરશે." આથી તે કુમારીકાં તેની ઇચ્છા મુજબ ગુપચુપ અને છુપા છુપ ગરમ દુધ લાવવા લાગી તે દુધ એક જામ બગાય એટલું થતાજ તેણી તે દુધને ગરમ કરવા આતશ આગળ લેઇ જઇ મુકતી અને કોઇને પણ જણાવ્યા વગર તે દુધ ગુપચુપ શાપુરને સ્વાધીન કરતી એમ થતાં બે અઠવાડયાં વહી ગયાં ત્યારે આખરે તે ગધેડાનું ચામડુ નરમ બન્યુ. શાપુરનાં તે ચામડાંમાથી બાહાર આવતાંજ તેના આખાં શરીરને કલટર થવા લાગી અને તેનુ આંખુ દિલ લોહીથી જજરતુ બન્યુ.

પછી તેણે તે કુમારીકાંને ધીમેથી કહયુ કે, " ઓ પાકીજેહ, અક્કલમદ અને નેક કામ કરનારી ઓરત ! હવે કાંઇ બીજો ઉપાય કરવા જોઈએ છે અને કાંઇ પણ તદબીરથી તે જણાવવા જોઇએ છે આ રૂમની જમીન જેના ઉપર કદી પણ કોઇની દુવા ઉતરતી ના તેને આપણને તજી જવી જોઈએ છે." તે કુમારીકાએ જવાબ દિધો કે, " અત્રેના બુર્જોર્ગ લોકો આવતી કાલે બામદાદથી જશન કરવાની જગ્યાએ જનાર છે આ જશન તમામ રૂમગા થતુ હોવાથી તેમા ભાગ લેવાને માણુસો, ઓરતો અને બાળકો બાહાર પડશે તેથી જ્યારે રાણી પણ એ મુબારક જશનમાં ભાગ લેવાને શેહેરની બાહારના મેદાનમાં જશે ત્યારે આ જગ્યા તમામ ખાલી થશે કાંઇ પણ ધાસ્તી વગર હું એક ઉપાય કરશ. હું તે વખતે નચિંતે તારે માટે બે ઘોડા, ગુરજ અને તીર કમાન લાવશ." એમ સમજતાંજ શાપુરે તે હુનરમદ છોકરીની તારીફ કીધી અને બોલ્યો કે, "તુ તારી અક્કલને રેહેનુમા બનાવીને તારા દિલના વિચારોને અમલમાં મુકજે." પછી તેણી પોતાના દિલના વિચારોને અમલમાં મુકવાને ત્યાથી બારણુ બંધ કરીને તેણીએ તબેલામાંથી બે કીમતી ઘોડાઓ ચુટી કાઢયા, તથા વળી તરવાલ, ગુરજ બખતર, હથીયારો અને પેહેલવાનો પેહેરે એવી લોઢાંની ટોપી એ સઘલું તૈયાર કીધુ.૧

જ્યારે રોશનીનો ઝરો પશ્ચિમે અસ્ત થયો અને રાતે પોતાના માથાં ઉપર અંધારી ચાદર ઓઢી ત્યારે પાદશાહ શાપુરના જીવ તે કુમારીકાં આવતી કાલે કેવી યુકિત રચશે તેને માટે વિચારવંત બન્યો જ્યારે સિંહ રાશીમાંથા

૧. એ બેત લખેલી નકલમાં વધારે છે.

સુરજ બાહાર નિકલ્યો અને ઉંઘને હડશેલી કાઢી દિવસ પ્રકાશવા લાગ્યો ત્યારે શેહેરમાનાં સઘલાઓ તે જશન કે જેમાં ભાગ લેનાર બુજર્ગી પામતા ગણાતા હતા તેમાં ભાગ લેવાને ગયા તે કુમારીકાંએ યુકિતબાજ માણસને ઘટે તેવી રીતે હવે યુકિત કરવા માંડી તે ખાલી મેહેલ તેને કબજે આવતાજ તેણી સિંહ જેવાં દિલ અને વાઘ જેના પંજાની બની ગઈ. તેથી તેણી તબેલામાંથી ચુટેલા બે કીમતી ઘોડા અને પેહેલવાનનાં નામીચાં હથીયારો લેઇ આવી, તથા વળી તેણીએ જોઇએ એટલા પૈસા, જવેહરાત અને તરેહવાર ચિજને પણ સાથે લઇ લિધાં. નાંહાસ્વાનો સઘલો સામન તૈયાર થતાંજ તેઓએ રાત પડતાજ પોતાનો વિચાર અમલમાં મુકવા માંડયો. પણ ચોકી કરવાની જગ્યાઓના બે ઓફી-બાનો તે પાદશાહની નાસભાગથી જાણીતા થયા આથી તે સ્વારો પુંઠ દોડી તે બંધે નામદારોની લગો લગ આવી લાગ્યા તે બંધેએ તેમના ઘોડાની લગામ પકડી લિધાથી તે પાદશાહ ગુસ્સે થયો તેણે તે બંધે જવાનોની ગલચી પોતાના હાથમાં પકડી જડપથી તેમને જમીન ઉપર આફાડી દિધા જથી તેમના અફડાતાંજ તેઓના જીવ જતા રહયા અને તે બંધેએ પછી આગળ દોડવા માંડયુ.

તે બંધેનાં ખુબસુરત જોડાંએ અદરખાનેથી ખુશાલ બની અને આરામ મેલવવાની તાન ઉપર રહીને ઇરાનનો માર્ગ પકડયો રાત અને દિસ તેઓએ ચાલુ એકજ રીતે ઘોડાઓ દોડાવ્યા કીધા અને સુવા કે આરામ લેવામાં પણ મશગુલ થયા નહી. તેઓએ શેહેરો તજી જંગલનો રાહા પકડયો અને બીજા મુલકના શેહેરોમાં આવી લાગ્યાં ત્યાં સુધી તેઓએ એમજ ઘોડા દોડાવ્યા. એમ કરતાં તેઓના ઘોડા અને શરીર થાકી ગયાં ત્યારે તેઓએ કંઇ વીસામો લેવાની જગ્યા સોધવા માંડી માર્ગમાં તેઓને બાગો, મેદાનો અને ગજાહ કરવાની જગ્યાઓથી ભરેલુ એક ગામડુ મલ્યુ જો કે મેહેનતથી તેમના દિલ થાકેલાં હોવા છતાં તેઓ બુનાઇ આગળથી નાહાસભાગ કરતાં હોવાથી તેણે એકબાગ બાનનો દરવાજો સંભાળથી જરાક ઠોકયો, આથી તે ભલાં દિલનો અને મેહેમાનદારી કરનારો બાગબાન દોડતો તેની આગળ આવ્યો. તે નેજા, બખતર અને ટોપી સાથના બે શખ્સોને જોઇને બોલ્યો કે 'પાદશાહ ઉપર આફ્રિન હોજો." પછી તેણે પુછયું કે, "તમો કોણ છો અને લડાઇના પોશાકમાં સજ થઇને તમો આવે વખતે કયાં જવા માંગોછો ?" શાપુરે જવાબ દિધો કે, "ઓ નેકબાહ ! હમો રસ્તો ચુકેલાઓને તું કેટલા સ્વાલ પુછે છે ? હું તો આ મુલકમાંથી નાહારતો ભાગતો અને માર્ગ સોધતો એક ઇરાની છું. કયસર અને તેના લશકરથી હું દુખી થયલો હોવાથી તેનો

ચેહેરો અને તાજ હું જોવા પણ ચાહતો નથી તેથી જો તું આજની રાત હમુને ઉતારો આપશે અને બેહદુતોની ચાલ મુજબ હમારી ચાલાકીથી મેહેમાનદારી કરશે તો હુ ધાઉ છુ તેમ એમ કર્યાથી તે તુને એક દાહાડો કામ લાગશે અને હુ જે ઝાડ રોપશે તેનાં ફળ તુ ચાખશે"

આથી બાગબાને તને જવાબ દિધો કે, ' એ ઘર તારૂંજ છે એમ તું સમજ. તારી મેહેમાનદારી કરવા ઉપર આ બાગબાનનુ શરીર મડેલુ રેહેશે. હુ તારે માટે કોશાપ કરીને જે કાંઇ મિજ્બાની મળી શકશે તે કોઇને પણ કહયા વગર તારે માટે હાજર કરશ" આથી પાદશાહ શાપુર ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને તે કુમારીકા પણ તેની પુઠે તની સાથે ગઇ તે બાગબાનની ઓરતે પોતાની તાકિત મુજબ તેઓ માટ તરેહવાર ખોરાક પકાવ્યો ખોરાક ખાઇ રેહેતાજ તેઓએ દારુ પીવાની તયારી કીધી તેમના ઉતારા માટે તે બાગબાને એક સારી જગ્યા ખાલી કરી નાખી પછી તે બાગબાન સોજત દારૂ લાવવા માટે જલદીથી દરવાજાની બાહાર ગયો ? તેવામા પાદશાહે એક નાનો છોકરો જે બાગબાનના બેટા હતા તેને ત્યાં રમતો જોયા શેહેનશાહે તેને પુછ્યુ કે "તારો બાપ કયા છે" બાળક જવાબ દિધો કે " હુ તુને એક સારી વાત કેહેવશ તે તારે માટે દારૂ મલતી લાવવા માટે તે કામસર ઉટાવલે બાહાર ગયો છે કે જેથી તુ ખુશાલ બને અને તે દારૂ લાવવ તમો બન્ને તે પી શકો. જો તે પાતાની સાથે કાંઇ નહી લાવી શકશે તો તો આપણે સઘના પેલો દારૂ પીશુ અને અને તે પીવાને હુ તથા મારા માયબાપ પણ ચુકશે નહી હમે તો તુને ખુશાલ રાખવાને હમારાથી બનતું કર્યે છીએ" આવી રીતે તે બાળકને બોલતા સમજી પાદશાહ અચરત થયા. પછી તે મેજબાન બાગબાન થોડા વખતમા પાછા ફર્યો તેણે ત્યા તે દારૂ તથા બે જામો નાખીને મુકી તે બાગબાન પણ પોતાના મેહેમાનોથી ખુશ થયલો જણાતો હતો

બાગબાન તે દારૂ જડપથી લઇ શાપુરને કેહેવા લાગ્યો કે "એ શરાબ તારે ગમે તની યાદમા પુરો કર" શાપુરે જવાબ દિધો કે " ઓ મારા બોલકના અને ઉચ ખયાલના મેજબાન ! જે કાંઇ દારૂ લાવી હાજર કરે ત્યારે જે ઉમરે અને અકલે વડો હોય તેણે તેમાથી પેહેલો પીવો ઘટે છે. હમારાથી તુ ઉમરે વડો હોવાથી એ દારૂ તારે પીને હમુને આપવો ઘટે છે " ત્યારે બાગબાન બોલ્યો કે, " ઓ હુનરભર્યા શખ્સ ! ખુબસુરત અને દમામદાર શખ્સે એ દારૂ પેહેલો પીવો ઘટે છે તુ એ બાબદમાં આગળ વધેલો છે, કારણ

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

કે તું ઉમરે નાનો તેમ અક્કલે એક બુઢા જેવો છે. તારા બાલોમાંથી તો તાજનો સોડમ આવે છે અને તુ ખોરશેદ જેવો ચેહેરો ધરાવે છે." આથી શાપુરે હસીને તેના હાથમાંથી તે દારૂ લિધો પણ તેણે જીગરમાથી એક શરદ હાએ મારી. તેણે તે માલીની યાદમાં તે દારૂ પી તેને તે જામ પાછી આપી. પછી તેણે તેને પેલા છોકરાની જે વાત સમજી હતી તે કહી અને બોલ્યો કે "મેં એ દારૂતો જોયોજ નથી." [1] ત્યારે મોટા દિલના બાગબાને તેને જવાબ દિધો કે, "ઓ મેહેરબાન મુબારક શખ્સ! મેં સહવારના એ વાત મારા છોકરાને કહી હતી તેથી તે છોકરાએ એ વાત તારી આગળ કીધી હશે મેં એક દારૂનો બાટલો તઇયાર કરી તેના મઢાલાં ઉપર ગોલાબના ફુલો મુકયાં હતાં. પણ મેં મનસાથે એવા સખત સોગદ લિધા છે કે, જ્યારે હુ પાદશાહ શાપુરના ઘોડાની નાળનો અવાજ તેના રસાલા અને હાથીઓ સાથે તથા તેના નાઈલ નદી જેવાં જોશદાર લશકર સાથે સાંભળશ ત્યારેજ તે બાટલા ઉપરની મોહર ખોલશ હાલે તો પાદશાહ માટે તેના દરબારીઓ અને વજીરો માસ્તી કરે છે." શાહાનશાહે તેને જવાબ દિધો કે, "હવે તે વાતનો અંત આવ્યો છે, માટે તું તેની ખીદમત કરી દુવા લે હવે તુ તે દારૂ લાવકે આપણે મજાહ કર્યે અને નેકનામી મેલવવા પાછલ આપણે સઘલાઓ દિલ લગાડયે. એ સઘલી કરબાસી ભવીશયની વાત કીધા વગર દારૂની આપ લેમાં આપણે પુરી કર્યે.' આથી બાગબાને તે કેરબારીનુ મોઢું ખોલી નાખ્યુ અને તે પી ઘરનાં સઘલાઓ ખુશ બન્યાં.

પછી પાદશાહે તે બાગબાનને પુછ્યુ કે, "ઓ પાકદીનના શખ્સ! ઇરાન જમીનની શું ખબર છે?" બાગબાને જવાબ દિધો કે, "ઓ પાદશાહી મનશનીના શખ્સ! તારાથી બુરી કરણીના લોકોની બુરાઈ દુર થજો. જે નુકસાન કયસરે ઇરાનીઓને પુગાડયું છે તેટલુજ નુકસાન હવે આપણા બદખાહાને પુગજો. હાલે ઇરાનના લોકો તો વિખેરાઇ ગયા છે અને આ મુલકમા ખેતી કાપણીનુ કામ થતું નથી. ઘણા મર્દો અને ઓરતો માર્યા જવાથી મોટુ નુકસાન પુગેલુ હોવાને લિધે પેલી બુજોર્ગોની અંજુમન પણ વેર વીખેર હાલતમાં પડી છે. વળી ઇરાનીઓનો કેટલોક ભાગ વટલીને ખ્રીસ્તી બન્યો છે અને તેઓએ કુસ્તી છોડી પાદરીઓનો આસરો પકડયો છે. ઘણા પાદરીઓ માથે પોતાના ઓધાની ટોપી પેહેરી આ મુલકમા અને મુલકની બાહાર ફરતા ફરે છે." ત્યારે તેણે બાગબાનને પુછ્યુ કે, "પેલો હોરમજદ (દએ) મહીના જેવો

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

પ્રકાશીત હોરમજદનો બેટો શાહાનશાહ શાપુર હાલે કયાં છે કે કયસરે એમ બુરાઇ કરીને ઇરાનીઓનાં નસીબ કાલા બનાવ્યાં છે અને તેઓની આબરૂ લુટી છે ?' બાગબાને જવાબ દિધો કે, "ઓ નામદર ! તારી સાથે સરદારી અને મોજમજ્નાહ જાવેદાન જલાવાયની રેહેજો હજી સુધી ઇરાની સરદારોને પાદશાહ જીવે છે કે મરી ગયો છે તેની ખબર મળી નથી આ આબાદ મુલકમાં વસ્તા કેટલાકો હાલે રૂમમાં કેદ થઇ પડયા છે." જે પળથી તે બાગબાન પાદશાહનો મેજબાન બન્યો તે પળથી તે પા શાહ માટે જારજાર રડતો રહયો.

પછી તે મેજબાન બાગબાને પાદશાહને કહયુ કે, "તુ અત્રે ત્રણ દિવસ રેહેજે કે જેથી મારા ઘરને સરફરાજી મલે. કારણકે અસલી દાનાવો એવી વાત કહી ગયા છે કે જે કોઈ દુખી હોય તેને પોતાનો મેહેમાન સોધવો. જે કોઇ ખરાબ નસીબ માગે તેનામા અક્કલ હોતી નથી. માટે તું અત્રેજ થોડી આસાયશ લે અને જામ ભરી ભરીને દારૂ પીયા કર અને જયારે તારૂ દિલ ખુશ બને ત્યારે તુ મને તારૂ નામ કેહેજે." શાપુરે (ટકારમા) જવાબ દિધો કે "તારો વિચાર વાજબી છે પણ હમુને પણ પાદશાહને મેજબાની આપવાની છે. ખબરદાર આ વાત તુ ખાનગી રાખજે અને નેકીથી તારા દિલને ઉચે ચઢાવવા સિવાય બીજુ કાઇ કરતો ના. હોરમજદનો બેટો શાપુર તો હુ પોતેજ છુ" તે બાગબાને એ ભરમની વાત સમજતાંજ તેને ખુશાલી સાથે જડપથી નમન કીધું અને બોલ્યો કે, "મારા સોગંદ ખરા પડયા છે અને જે કામ હું ઈચ્છતો હતો તે પાર પડયુ છે. ઈજદી ખોરેહના પ્રતાપથીજ તથા હુશીયારીભર્યા વિચારો અને અક્કલથીજ મને એવી આગાહી સુજી હતી." તે રાતે તે ત્યાંજ રહયો અને ખાઇ પી વાતો કરીને વખત ગુજાર્યો.

જયારે પાહાડો પછવાડેથી બામદાદની સફેદી પ્રકાશવા લાગી અને પાહાડોને મઠાલેથી સુરજના સુનેરી ઝુન્ડો બાહાર પડયો ત્યારે તે બાગબાન પોતાના મેહેમાનને કેહેવા લાગ્યો કે, "આજનો દિવસ તુંને મુબારક હોજો ! તારૂ સર વરસાદના વાદલથી પણ વધારે ઉચુ ચઢજો ! મારૂં ઘર તારે લાયકની અને તુંને આરામ મલે એવી જગ્યા નથી." શાપુરે જવાબ દિધો કે, "ઓ નેક બખત ! હું તાજ અને તખત ભોગવવા કરતાં આવા ઘરમાં રેહેવું પસંદ કરૂ છું. તું મારે માટે એક ઝંદ અવસ્તાની ચોપડી અને બરસમ લેઇ આવજે. ધીમે ધીમે ભણ્યા બાદ હું તુંને એક સવાલ પુછવા માંગુ છું." આથી પાદશાહની માગણી મુજબ બાગબાને બરસમ હાજર કીધી અને બાજ ધરવાની જગ્યા દેખાડી. શાપુરે ઝંદ અવસ્તા ભણ્યા બાદ બાગબાનને પુછયું કે, "સાચું કેહે-

જે કે હાલે મારો વડો વજીર કયાં છે ?" મેજબાને તેને જવાબ દિધો કે, "ઓ પાક દિલના અને મીઠી જબાનના શખ્સ ! હું મારા રેહેવાના મઠકેથીજ તેની જગ્યા ઉપર તો હું મારી નજર ટેઠવેલી રાખું છું. મોબેદાન મોબેદ એજ ઘરમાં રહે છે" આથી પાદશાહે તે બાગબાનને ખાનગી રીતે ગામના વડા પાસેથી લાખ માંગી લાવવા ફરમાવ્યુ, જે સખુન સમજતાંજ તે બાગબાન તુરતજ લાખ લેઇ આવ્યો. પછી તે જેહાનના પાદશાહે લાખ ઉપર પોતાની વીટીનો છાપ મારી બાગબાનની તારીફ કરતાં તેને આપતાં કહ્યું કે, "તું આ લાખનો ટુકડો તે મોબેદાન મોબેદને હાથોહાથ પોહોંચાડ અને તે શું કહે છે તે ધ્યાનથી સમજજે. આથી બામદાદિજ તે શખ્સ પાદશાહની મોહરનો છાપ લેઇ વજીરને ઘરે ગયો. વજીરની દરગાહે આવી લાગતાંજ ત્યાંથી પેહેલવાનોને જતા રહેલા અને બારણા બંધ જોયાં. આથી તેણે મોટેથી સાદ મારી ઘરમાં દાખલ થવા માંગ્યું. તે બાગબાન દરવાજો ઉગડતાંજ સીધો વડા વજીર આગળ ગયો અને તેને નમન કરી તે મોહર દેખાડી. તે ઉપર વજીરની નજર પડતાંજ તેણે તે પીછાણી આથી તે દાનાવનું દિલ તુરતજ ખુશાલીથી ઉછલવા લાગ્યુ. પણ તે ઉપરનું નામ વાંચી તે તુરતજ તેને માટે રડવા લાગ્યો, પછી તેણે બાગબાનને પુછયુ કે "આ કોણે મોકલી છે ?" તેણે જવાબ દિધો કે, "ઓ નામદાર ! એ મોકલનાર સ્વાર મારાજ ઘરમાં બેઠો છે મને તો લાગે છે કે એજ પાદશાહ છે, માટે એ કામમાં તું શકમદ ના બન.[1] તેની સાથે એક બીજો પણ માહાતાબ જેવો અને સીધાં સરેવર જેવો અકકલમંદ, દાનાવ અને દમામવાલો શખ્સ છે" મોબેદે તેને પુછયું કે, "ઓ નામદાર ! તે શખ્સના શરીર અને ચેહેરાની ઇધાણી કેવી છે ?" બાગબાને જવાબ દિધો કે, "જેણે વસંતની મોસમ જોઇ નહી હોય યા તો નદી કીનારે ઉગેલુ સરોવર જોયું નહી હોય તે તેનો ચેહેરો અને શરીર જોઇનેજ તેનો ખ્યાલ લેઈ શકે. તેને જોતાંજ દિલ ખુશ બને છે. તેની બંધે બાજુ ઉટની ટાંગ જેવી જાડી છે તથા તેની સિંહના જેવી છાટી છે અને ચેહેરો તો લોહી જેવો રાતો છે. તે એવો રંગ ધરાવે છે કે તે જોઈ મોહબતથી શરમ છુટે છે. તેનો ચેહેરો તાજને સોભે એવોજ છે."

---

[1] એ બેત લખેલી નકલમા વધારે છે.

# પાદશાહ શાપુરનાં આવ્યાની ખબર તેના વજીર અને પેહેલવાનોને થવાથી તેઓ લશકર લેઈ તેની આગળ આવ્યા તે વિષે.

જ્યારે તે બાગબાને કહેલી વાત વજીરે સમજી ત્યારે તે દાનાવ પોતાના રોશન રવાનથી સમજી ગયો કે, "એ સિંહ જેવાં દિલનો શખ્સ પાદશાહ સિવાય બીજો કોઈ હોય નહી તખત ભોગવવાની લાયકાત ધરાવવા સિવાય તે ચેહેરો બીજી રીતનો લાગતો પણ નથી." પછી વજીરે ખુશાલ જીવે એક કાસદને ચુંટી કાઢયો અને તે મોબેદને લશકરના પેહેલવાન આગળ મોકલી કેહેવાડયું કે, "શાપુરશાહનું ખોરેહ પાછું સોધી કાઢવામાં આવ્યુ છે માટે તું વિખરાયલાં લશકરને પાછું ચોમેરથી ભેગુ કર" તે મોબેદ કાસદનુ કામ બજાવવાને ત્યાથી પેહેલવાનને ઘરે ગયો તે કાસદનુ કેહેવું સમજતાંજ સપેહ સાલાર ખુશી થયો અને તુરતજ તેણે પોતાનો ચેહેરો ભોંય ઉપર મુકી નાખ ઘસની કરી પરવરદેગારને કેહેવા લાગ્યો કે, "ઓ જેહાનને સંભાળનારા સાચા સાહેબ! તારા સિવાય બીજા કોઇની પણ પ્રસ્તેસ કરવી ના રવા છે શાપુરશાહ કદીપણ પોતાનાં લશકરને જોશે એમ કોણ જાણતુ હતું માટે ઓ પરવરદેગાર સાહેબ! તું જે જેહાનનો સંભાળનાર અને લોકોની રેહેનુમાઈ કરનારો છે તેનો હું ઉપકાર માનુ છું

જ્યારે રાતે પોતાનો કાલો ઝુન્ડો ઉઠાવ્યો અને તારાઓ ચંદ્ર આસપાસ દેખાવા લાગ્યા ત્યારે જ્યાં જ્યાં સરદારો હતા ત્યાંથી સરદારો તેમજ ચોબાજુ-એથી લશકર ત્યાં ભેગું થયું. તેઓએ એકએક બબે મલી પાદશાહ આગળ સારેસાન તરફ જવા માડયુ. તે સઘલાઓ બાગબાનના ઘર આગળ આવી પાદશાહના મેજબાનને ખુશાલીથી ભેટવા લાગ્યા તે શેહેરમાં તમામ લશકર ભેગું થઈ રેહેતાંજ નેક વિચાર સાથે પાદશાહ આગળ આવ્યુ તે પાદશાહનુ મકાન સાદું હોવા છતાં તે લશકરે તેમાં દાખલ થવા માંગ્યુ. અને તે નામદાર આગળ આવી લાગતાંજ દરેકે પોતાનો ચેહેરો ભોંય ઉપર ઘસયો. પાદશાહે સરદારો સાથે બગલગીરી કરીને તેને જે કાંઇ બુરાઇ ભોગવવી પડી હતી તેનું રડીને બયાન કીધુ. તેણે તેઓ આગળ ગધેડાના ચામડાંમાં જે દુખ વેઠવું પડયું હતું તથા જે કાંઇ વાત કયસરથી સમજી હતી તથા તે ખુબસુરત ઓરતે તેનો છુટકારો કીધો અને તેણીએ તેના ઉપર દયા લાવી જે જે કીધુ ત માટેની સઘલી વાત વિસ્તારીને કહી અને બોલ્યો કે, "પરવરદેગારથી તથા એજ ઓરતથી મેં મારી જીંદગી

પાછી મેલવી છે, માટે એનો વખત મુબારક બનજો હું ગમે એવો પાદશાહ અને મોટા દરજ્જાનો છું તો પણ આ હુનરમંદ ગોલામનો હું એક ગોલામ જેવો છું. આ ખુલ્લા દિલની અને ભરમ સાચવનારી માયાલુ ગોલામડીનો હું એક ગોલામ છુ. માટે જ્યાં જ્યાં મારી પાદશાહી અને સત્તા ચાલતી હોય અને જ્યાં જ્યાં મારૂં લશકર હોય ત્યાંથી સલ્લાઓને બોલાવી મગાવવાને અને તેઓને એ વાતથી વાકેફ કરવાને ચોમેર કાસદોને છોડી મુકો. એ વાતની ખબર બાહાર પડવા દિધા વગર તમો તીસફુનનો માર્ગ લેઈ લેઓ જે આપણી ખબર કયસરને પુગશે અને શાહાનશાહી બોરેહ પાછું બરપા થવાની વાત તે જાણશે તો તે આવીને મારાં લશકરનો નાશ કરશે અને ઇરાનીઓનું દિલ અને કમર ભાંગી નાખશે. હાલે આપણે તેની સામે ટકી શકવાના નથી અને તેના ખુશાલ નસીબ આગળ આપણું કાંઇ ચાલવાનું પણ નથી. પણ જ્યારે વજીર પોતે લશકરને એકઠું કરી અત્રે લાવશે ત્યારે તે લશકરવી આપણે કીડીઓ અને મછરોનો માર્ગ પણ બંધ કરી નાખશું. ત્યારેજ આપણે નવી ગોઠવનો કરીશું અને એ રીતે બાગ (રાજ્ય) ને છુપાછુપ સુધારી એબ વગરનો બનાવીશું. માટે હાવે તો ખુણે ખુણે ચોકીબાનોએ ઉભા રેહવું અને ચોકી કરનારાં લશકરે દિવસ કે રાતના પાસબાની કરવી હવે પછી હું રમીઓમાનાં કોઇને પણ મ્યાન છોડી નચિંતે સુવા દેવાનો નથી."

## શાપુરે રાતને વખતે ઓચિંતો છાપો મારી કયસરને કેદ પકડયો તે વિષે.

એ બનાવ બન્યાને ઘણો વખત થયો નહીં તેટલામાં તો તેના લશકરની સંખ્યા છ હજારની બની. શાપુરે લડાઇના અનુભવીઓને ખબર મેલવવા માટે તીસફુન તરફ મોકલી આપ્યા કે તેઓ તેની દમ.મદાર દરગાહમાં કયસરની ખબર પોહોંચાડતા રહે. આથી તે લડાઇના અનુભવીઓ ત્યા જઇને છુપાછુપ જેહાનની હીલચાલ તપાસવા લાગ્યાં. તેઓએ ત્યાં તરેહવાર સોધ કીધા બાદ બાહાદુર પાદશાહ આગળ પાછા આવીને કેહવા લાગ્યા કે, "કયસરતો દારૂમાં ચકચુર રેહેવા અને શેકાર કરવા સિવાય જમાના માટેનો બીજો કાંઇ વિચાર રાખતો નથી. તેનુ લશકર પણ તમામ ઇરાની ગામોને તારાજ કરવા ચોમેર વિખેરાઇ ગયું છે અને દિવસે તેના હલાયા કે રાત તેના ચોકીબાનો ચોકી પણ કરતા નથી. હાલે તેનું લશકર ભરવાદ વગરનાં મેંઢાંઓના જેવી હાલતમાં છે. તે કોઇપણ બાજુએથી દુશમનના આવવાની વકી પણ રાખતો નથી. તેથી તે મોજમજાહથી જીંદગી ગુજારવી પસંદ કરે છે."

એ ખબર સમજી શાપુર ખુશ થઇ ગયો અને તેણે વેઠેલાં તમામ દુખો તેની આગળ પવન માફક પીગલી ગયા. તેથી તેણે ભાળા અને બખતર સાથના ત્રણ હજાર ઇરાની સ્વારો ચુટી કાઢયા અને અંધારી રાત થતાંજ તેઓએ હથીયાર સજી તીસફુન તરફ કુચ કીધી શાપુર તે અંધારી રાતેજ સઘળું કામ ઉટાવલે બજાવી સહવાર પડતાં ત્યા પાછા ફરવાની ખાહેશ રાખતો હતો. તેણે લશકર સાથે બયાબાન અને પાહાડોને માર્ગે ઉગટ રાહે કુચ કીધી અને કુચ કરતાં લશકરથી બે ફરસંગને છેટે તેણે ગુપચુપ ચોકીબાનોને પણ માર્ગમાં આગળ રાખ્યા. એ પ્રમાણે તેઓ તીસફુન જઈ લાગ્યા ત્યાં સુધી તે તલાયાઓ લશકરની હરોલમાં ચાલ્યા કીધા. દુશમનોની છાવણી આગળ આવી લાગતા તેઓના રાતના બે પોહર વહી ગયા. ત્યાં કયસરના દિલમાં જરાએ ફીકર નહી હોવાથી ત્યાની જમીન ઉપર કોઇનો અવાજ કે પાસબાનોનો પોકાર કે ઘાટનુ વાગવુ કાંઈ સમજાતુ હતુ નહી કયસર પોતે પોતાના તંબુમાં શરાબથી મસ્ત બનીને પડયો હતો અને લશકર પણ વેર વિખેર સુટેલું હોવાથી ત્યાં ચાલવાની જરાએ જગ્યા હતી નહી બાહાદુર શાપુરે ત્યાંની આવી હાલત જોઈ લેતાજ પોતાના પાદશાહી ઘોડાને લગામ સોરી દિધી અને પોતાનો ભારી ગુરજ બાહાર કાઢી તે સાથે લશકરને મેદાનમાં ઉતાર્યું. તેથી સરનાઇના પોકારો તથા ગુરજો અને હીન્દી ઘાંટોના અવાજો વાદલ સુધી પુગી રહયા. ચો બાજુએ ધરપકડના અવાજ અને ખુનેખુનેથી હથીયારોના ખનખનાત સમજાવા લાગ્યા. તુ કહેશે કે, "જાણે આસમાન ફાટીને સુરજ ઉપરથી હવામાં લોહીનો છટકાવ થાય છે અને અંધારી રાત વચે કાબ્યાની ઝુન્ડાના પ્રકાશ અને તલવારોના ચમકાટથી જાણે તમામ જેહાન ઉપર વાદલ ફરી વળીને તલવારનો વરસાદ વરસે છે." લશકરથી ઉડતી ધુલથી આસમાન ઢંકાઈ ગયુ અને સેતારાઓએ માથે ચાદર ઓઢી. તે હુનર વગરના કયસરની છાવણીમાં શાપુરે ઉઠલપાઠલ કરી નાખી. રૂમી સ્વારો હદ ઉપરાત માર્યા જવા લાગ્યા જેઓની ગણત્રી બાર હજારથી પણ વધારે થતી હતી. તેઓએ દરેક ખુણે આગ સલગાવી મુકી જાણે આસમાનને જમીન ઉપર લાવી નાખ્યું. આખરે કયસર કેદ પકડાયો અને તેનુ સારૂ નસીબ અરગસ્તે બન્યુ. તેના નામદારો, બાહાદુરો અને નામીચા સ્વારો પોતાના તબુમાંથી કેદ પકડાયા જેઓને બંધીખાને પુરવામાં આવ્યા. બુલંદ આસમાનના ચક્કરની એવીજ કરણી છે અને તેનાથી ઘડીકમાં ચઢતી તો ઘડીકમાં પડતી તથા ઘડીકમાં ખુશાલી તો ઘડીકમાં દલગીરી મલતી રહે છે. તેટલા માટે જેનો જેહાનનો પરવરદેગાર મદદગાર થાય તેણે નિર્દોશપણું અને માણસાઈપણું જાલવેલું બેહેતર ગણાય.

જ્યારે રાતે પોતાની ચાદર ખેંચી લિધી અને દિવસ ઉગ્યાથી ખોરશેદનો જુન્બો ઉંચઇએ પ્રકાશવા લાગ્યો ત્યારે શાપુરે કલમ, કાગજ તથા કસ્તુરી અને અમબરની સાહી સાથે ત્યાં મુનશીને હાજર થવા ફરમાવ્યું. ત્યારબાદ તેણે મુલકે મુલકોના પાદશાહો અને સરદારો ઉપર નામાં લખાવ્યાં. તેમાં તેણે લખાવ્યું કે, "આપણા ઉપર પરવરદેગારની ગેબી દુવા ઉતરતી રેહેજો નેકોને તેનીજ મદદ પુગ્યાથી તેઓને કોઇની પણ ગરજ પડતી નથી જમાનાનો પેદા કરનાર અને નેકી શિખાડનાર તેજ સાહેબ છે કયસરે ખોદાનો વચણ તોડીને ઇરાનમાં ખુરાઇનાંજ બી વાવ્યાથી તેના જીવની રેહેબરી કરવાને તેની પાસે અકકલ રહી નથી, જેથી તે હાલે ખુવારેહાલ બંધીખાને પડયો છે. પરવરદેગારે શેહેનશાહી તાજ પાછું મનેજ સ્વાધીન કીધુ છે અને તે કયસર જેહાનમાં બદનામી સિવાય બીજું કાંઇ પામ્યો નથી. જ્યારે પરવરદેગારે મારી રેહેનુમાઈ કીધી છે તો તેજ સાહેબની મદદથી કયસરનુ લશકર હાલે હાર ખાઇને ખુવાર થયું છે. માટે તમારાં શેહેરમાં તમો જ્યાં પણ રૂમીઓને જુઓ તેઓને તલવારનોજ સ્વાડ ચખાડજો અને મારૂ ફરમાન પાળી તમો તમામ ઇનસાફનાં કામો કરતા રેહેજો તથા મારી સાથના કોલકરારો તમો નવેસરથી તાજા કરજો." એ રીતના રોશન રવાનના પાદશાહ તરફના નામાંઓ લેઇ ઉંટ શવારો ચોમેર દોડવા લાગ્યા.

પછી શાપુર પોતાના રાહબરો સાથે છાવણીમાંથી તીસફુન શેહેરમાં દાખલ થયો અને ત્યાં અદલ રાજ ચલાવવા લાગ્યો. તેણે પોતાના ન્યાગાનોનુ તાજ માથે મુકતાંજ નેકી પોહોચાડનારા પરવરદેગારની બંદગી કીધી. પછી તેણે પેલા બાગબાન કે જેનાથી તેનો જીવ ખુશ થયો હતો તેને માટે એક ખેલાત તઇયાર કીધો. ત્યારબાદ તેણે મુનશીઓને બંધીખાનામાં જઇ બંધીવાનોના નામો લખી લેવાનો હોકમ ફરમાવ્યો. આથી રૂમના જે બુજ્જોર્ગો અને નામદારો ત્યાં કેદ પકડાયલા હતા તેઓની ગણત્રી કરતાં તેમની સંખ્યા એક હજાર એકસોને બે માણસની થઇ. તે સઘલા રૂમમાં કયસરના વફાદારો અને સગાવહાળાઓ ગણાતા હતા તેઓમાંથી જે કોઇ બુરાં કામોમાં સામેલ હતા તેઓના તે જેહાનના પાદશાહે હાથ પગો કપાવી નાખ્યા. પછી તેણે પોતાના જમીનના સરદારોને રૂમના કયસરને ત્યાં લાવી હાજર કરવા ફરમાવ્યાથી તે નોકરો કયસરને બંધીખાનામાંથી ખેંચી બાહાર લાવ્યા. તે જુલમગાર પાદશાહે તાજદાર શાપુરને જોતાંજ આંખોમાંથી આંસુઓ ટપકાવા માંડયાં અને તેણે પોતાના લાલ ગાલો ભોંય પર ઘસડી તેના તાજ તખત પર દુવા ગુજારી. તેણે પોતાના પાપણોથી જાણે ત્યાંની જગ્યા લુછી નાખી, જેથી તેની

દાઢી અને શરીર પણ ધુલથી ખરડાઇ ગયું. પાદશાહે તેને કહયું કે, "ઓ બુરી ખશલતના શખ્સ! અને ઓ પરવરદેગારના દુશમન ખ્રીસ્તી! જેનો કોઈ શરીક નહી તે પોતાને પેગમબરનો બેટો ગણાવે છે. પણ તારા પેગમબરના ધર્મનું ધડ કે પુછડુ જ કયાં છે? તુ તો લોકોને મુજબુટ ઠગે છે. તું ડાહાપણ વગરનો છે. અને તારી તોખમ બુરી છે. જુઠું સિવાય તું બીજું કાંઈ બોલી જાણતો નથી પણ જુઠાઇ તો પ્રકાશ વગરનો એક બુરો આતશ છે. તું કેયસર ગણાય છે પણ તારામાં શરમ અને અક્કલ કયાં છે? તથા તારી ખુબીથી રાહાનુમાઇ કરનારાઓ કયા છે? મને ગધેડાંના ચાંમડાંમાં શીકરવાનું તુંને કારણજ શુ હતુ? તેં એમ કરી શું કામ તારી બુજોર્ગીને ધુલ મેલવી? હું તો વેપારી વશે ત્યાં મોજ મેલવવા આવ્યો હતો અને લશકર કે અસબાબ લેઈ તારી સાથે લડવા તો આવ્યો હતો નહી. તે છતાં તેં તારા મેહેમાનને ગધેડાંના ચામડામાં સીકડાવી ઇરાન ઉપર લશકર સાથે હુમલો કીધો. પણ મરદાને મરદોની લડાઇ કેવી હોય છે તે તો હવે તેં જોયું છે અને તેથી હવે પછી તું ઇરાન સામે લડાઈ કરવા માગશેજ નહી"

કયસરે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! કાંઇ પણ પરવરદેગારના હોકમ વગર થતું નથી મારાં રવાને દેવની નોકરી કબુલ કરવાથી મને બુરી અકકલે પાદશાહી તખતથી દુર કરી નાખ્યો છે. જો તું મારી એ બુરાઇનો બદલો ભલાઇથી વાલશે તો તારી જેહાનમાં તારીફ ગવાશે. અને તારૂં નામ લાંબા વખત સુધી વીસરાશે નહી તથા તારી સઘલી ઇચ્છા મરદાનગી સાથે બર આવશે. મારા જીવની તારીથી માફી પાંમા પછી ખજાનો અને પૈસા મારી નજરમાં તુચ્છ ગણાશે. હું તારીજ દરગાહમાં તારા એક ગોલામ તરીકે રેહેવશ અને તારાં તખતને સોભા મલે એવાં કાંમો સિવાય બીજું કાંઈ કરશ નહી."

પાદશાહ બોલ્યો કે "ઓ બુરા હુનરના બુરા શખ્સ! તેં શાને માટે આ મુલકનો નાશ કીધો? તું જે કાંઈ ઇસ્તેખરમાંથી લેઇ ગયો છે તે હાલે હું તારી પાસેથી પાછું માંગુ છું[1] તેં પેલો શુભીયતવાલો મુલક કે જે તું ફરીથી કદી પણ જોવા પાંમતો ના ત્યાં જે કાઇ માલમતા મોકલી છે તે સઘલી ત્યાંથી પાછી મંગાવી આ નામદારી ભરી રૈયતને સોંફ. વળી તેં ઇરાનમાં જે કાંઇ બીજી ખરાબીઓ કીધી છે અને તેને વાઘ અને સિંહોના રેહેઠાણ જેવું વેરાન બનાવ્યું છે તે તમામ ઇરાનને તારેજ પૈસે પાછું સમારી

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

આપ. ત્યારેજ તું તારી કરણીની માંશી પામશે. બીજું એ કે જે ઇરાનીઓને તેં મારી નાખ્યાં છે તે દરેકને બદલે રૂમથી દસ દસ પાદશાહી ખાનદાનના શખ્સોને મને જામીન તરીકે સોંપ અને તેઓના જાન મારી આગળ જામીન તરીકે ધર. મને પાદશાહી ખાનદાનના શખ્સો સિવાય બીજા કોઇ જામીન તરીકે જોઇશે નહી, પણ તેઓ હમારી આગળ ખુશાલ રેહેશે. બીજુ એકે તેં ઇરાનમાંથી જે ઝાડો કપાવી નાખ્યાં છે અને જે નેકબખ્ત લોકો કપાવે નહી તે પાછાં રોપાવી આપ તથા દીવાલોને પણ પાછી બધાવી આપ કે જેથી હમારા દિલનો ગુસ્સો ઓછો થાય. તે મને જેમ ગધેડાંના ચામડાંમાં સીકડાવ્યો હતો તેમ હું તુંને હમણા સીકડાવવા માંગતો નથી કારણ તું ગધેડાંના ચામડાંને પણ લાયક નથી. પણ હવે જો તું મારૂં કહેલુ બજા નહી લાવશે તો હું તારી પગથી તે માથા સુધીની ચામડી ઉખેડાવી નાખશ"

એમ કેહેતાંજ તે જેહાનને જીટનાર જોરેમદ હાથના શાપુરે પોતાના ખંજરથી તેના બે કાનો કાપી નાખ્યા અને તેના નાખમાં આંધરૂં પડાવી તેમાં દોરી પોવડાવી એ રીતે શાપુરે તેને ગધેડાના ચામડાંનો સ્વાદ દેખડાવી તેના પગમા પાછી બેડી નખાવી અને પછી તેના નોકરો તેને પાછો બધીખાને લેઇ ગયા. ત્યારબાદ તેણે મેહેલોને નવેસરથી સમરાવ્યા અને તીજોરીની કુચી મગાવી લશકરને ભેગુ કરી રોજી આપી પછી તેણે પાનાબર્યા મગજે અને ઇનસાફ ચાહાતાં દિલે લશકરને ઇરાનથી રૂમ તરફ કુચ કરાવી. અને તે મુલકમા જે કોઇ શખ્સો હાથ આવ્યાં તેઓને મારી નખાવ્યા તથા તેમના ઘરોને તથા આખા મુલકને આગ લગડાવી બાલી મુકયો. જ્યારે ઇરાન માટેની એ ખબર રૂમમાં પુગી અને તે આબાદ મુલક વેરાન થતો સમજાયો અને અધારી રાતે લડાઇ થતાં કયસર કેદ પકડાયાની વાત જણાઈ ત્યારે તે ખબરથી તમામ રૂમમાં રૂડન ચાલી રહયાં અને લોકો શાપુર તરફના જુલમ માટે ધાસ્તી ખાવા લાગ્યા તેઓ બબડવા લાગ્યા કે " જવાન કયસરની બુરાઈથીજ એ સઘલી ખરાબી થઇ છે." ૧

૧ રોમન તવારીખનવેશોએ શાપુર સાથની લડાઈમાં જુલીયન કેદ પકડાયો હોય એવી વાત જણાવી નથી પણ તે શાપુર સાથે લડાઈ કરતાં માર્યો ગયો હતો એમ જણાવ્યું છે.

# શાપુરે રૂમ ઉપર હુમલો લેઈ જઇ કયસરના ભાઈ યાન્સ સાથે લડાઇ કીધી તે વિષે.

કયસરનો એક નાનો ભાઇ હતો જેનો બાપ મરણ પામ્યો હતો પણ માય જીવતી હતી અને તે જેહાનજીટ સખી અને ખુશ દિલના જવાનનું નામ યાન્સ [૧] હતું. તેણે લશકર ભેગું કરતાંજ તેની માયે તેને લડાઇ માટે પઇસા આપતાં કહયું કે, "તું ઇરાનથી જે લશકર આવે છે તેનાથી સંભાળજે અને તારા ભાઇનો કીનો લેજે." યાન્સે એમ સમજતાંજ ઉશકેરાઇને કહયું કે, "ભાઈનો કીનો લેવાના કામને દાબી દેવું ઘટતુંજ નથી" પછી તેણે લડાઇનું ઢોલ ઠોકાવી એક મોટો કુરૂશ ઉભો કરાવ્યો. જેમ તે કુરૂશ મોટો હતો તેમજ તેનું લશકર પણ ઘાસ્તી ભર્યું હતું. તે બધે લશકરો સામેસામો મલતાંજ લડાયકો પોતાનો આરામ ખોહી બેઠા. તેઓ પોકારો કરતા સફ ખેચી ઉભા અને સરદાર યાન્સ દોડતો બાહાર પડયો. કાલા ધુલારાંનું ત્યાં વાદલ બધાવાથી અંધારાંથી આંખો હેરાન થવા લાગી. રૂમી લશકરની એક બાજુએ પાહાડ, બીજી બાજુએ નદી અને પાછલ લશકરી અસબાબ પડેલો હતો. ઘરપકડનાં અવાજો નિકળતાંજ ખંજર, ગુરજો અને તીરો આતશ માફક ઉછલવા લાગ્યા. હવામાં ફેલાયલાં ધુલારાંના અંધકાર વચ્ચે ભાલાઓ પ્રકાશવા લાગ્યા અને ઝુન્ડાઓ ફરફર ઉડવા લાગ્યા. સેતારાઓ પણ એ લડાઇ જોવામાં જાણે મશગુલ થયા. રૂમી પેહેલવાનોએ કીનો લેવાને ઝનુની સિંહો માફક કંમર કસી. જાણે જમીન લોહાંની અને હવા કાલાશની બની તથા ધુલારૂ વાદલને જઇ અકડવા લાગ્યું. તું કેહેશે કે "જાણે તમામ હવા વાદલથી ભરાઇ ગઇ છે અને તેમાથી પોલાદનો વરસાદ વરસે છે."

સામી બાજુના ઇરાની પાદશાહના લશકરે તો જાણે લોહી રેડવાનેજ કંમર કસી હતી. એ પ્રમાણે ખોરશેદ અસ્ત થયો ત્યાં સુધી ચાલી રહયું અને સઘલે લડાઇનો પવન ફરી વલ્યો. ત્યાં એટલાં તો માણસો કપાઈ પડયાં કે તેઓના બખતરોથી જમીન જાણે લોહાંથીજ ઢંકાઇ ગઇ. શાપુરે પોતાની જમની અને ડાવી બાજુના લશકરો સરદારોને સોંપીને પોતાના વચમાના લશકરને આગળ હંકાર્યું. પાદશાહે પોતાના સરદારો સાથે ઘોડાને તેજી બનાવતાંજ જમીન ધ્રુજવા પડી અને સામુ લશકર દુખી બન્યું. તેણે રૂમી લશકર કે જેનો વડો એકલો (યાન્સ) હતો અને બીજા તેનાથી ઉતરતા હતા તેના ઉપર એકદમ

---

૧ તવારીખનવેશો કયસરનો ભાઈ યાન્સ નહી પણ જોવીયન નામના એક અમલદારનું નામ જણાવે છે.

હુમલો કીધો. યાન્સે તે પાદશાહ સામે ટકાશે નહી એમ જોતાંજ પોતાના લશકર સાથે નાહસ્વા માંડયું. પેહેલવાન શાપુરે તેની પુઠ ધર્યાથી ઉડતી ધુલથી હવામાંની રોશની પણ ગુમ થઇ ગઇ. તેણે ચોબાજુએ મુવેલાંઓના ઢગ બનાવ્યા અને તમામ જમીન માણસોના ભેજાંથી ખરડાઇ ગઇ. તેણે રૂમી લશકરનો એવો તો ધાન કાઢયો કે ત્યાં જાણે માથાંઓ, હાથ પગો અને ધડોથી ભરેલું એક ખેતર બન્યું. તે મેદાનમાં લશકર કે કુરૂશ કાંઇ રહયું નહી તેમજ કીલ્લાઓમાંનાં મોટા કરૂશો અને પથર ફેંકવાનાં હથીયારો પણ રહયાં નહી. તેઓને ચોતરફથી એટલીબધી તો લુટ મલી કે તે લશકર પણ તેથી અજબ બન્યું. એ સઘલી લુટ લશકરને બક્ષવામાં આવી અને પાદશાહને ફાલે કયસરનો ખજાનો ગયો. કયસરને તેના ખજાનાને લિધેજ દુખ જોવુ પડયું હતુ. રૂમમાં તમામ લશકર ભેગું થઇ કયસર માટે એમ બબડવા પડયું કે "આપણને એવો સરદાર કોઈ દાહાડો પણ જોઇતો નથી. હવે રૂમમા તે કયસરનું નામ નિશાણ રેહેતું ના. તેને લિધે રૂમમાં દેવલો, કુરૂશો કે ખ્રીસ્તી ધર્મ કાંઇ રેહેવાનું નથી.[૧] જયારે ધર્મને લગતી સઘલી નિશાણો બલી ગઇ છે અને પાયતખ્તમાંના કુરૂશો પણ સલગાવી દીધા છે અને ઇસાઇ ધર્મનો અવાજજ દબાઈ ગયો છે તો આપણે મનથી રૂમ કે કનોજ એ સઘલુ સરખુજ છે."

## કયસરના તખત ઉપર રૂમીઓએ બજાનુશને બેસાડયો જેણે શાપુર ઉપર સુલેહનુ નામું લખી જવાબ મેલવ્યો તે વિષે.

રૂમમાં બજાનુશ નામનો એક ઉચ ખાનદાનનો શખ્સ હતો જે કયસરનીજ તોખમથી ઉતરેલો હતો. તે બજાનુશ અક્કલમંદ, સલાહકાર અને મીઠી જબાનનો શખ્સ હતો. તેને રૈયતે ચુટી કાઢતાં કહયું કે, "તુંજ હમારો કયસર અને સરદાર બન. હવેથી તારાજ હોકમને લશકર માન આપશે, માટે તાજને દિપાવનાર અને તખતને સોભાવનાર તુંજ બન." આથી બજાનુશ દરબારમાંના હાથીદાંતના તખતને તૈયાર કરાવી તાજ પેહેરીને તેના ઉપર દમામથી તખતનશીન થયો. તેને તે બુર્જોગીભરી જગ્યા ઉપર બેસાડી સઘલા રૂમીઓએ તે દિવસથી તેને કયસર તરીકે ગણવા માંડયો. બજાનુશે તખતનશીન થતાંજ રૂમ અને એ લડાઇનો વિચાર કીધો. તેણે ધાર્યું કે મોટા શાહાનશાહ શાપુર સાથે લડવાથી તો નુકસાંનજ પુગશે તેથી તેણે નરમાશથી દાના-

---

૧. એ બેત લખેલી નકલમાં વધારે છે.

ઇના સખુનો બોલે એવા એક અકકલમંદ અને ડાહયા એલચીને ચુંટી કાઢયો. પછી તેણે એક અનુભવી, બોલકનો, અકકલમંદ અને લોકપ્રીય મુનશીને બોલાવી મંગાવી તેને પોતાની આગળ બેસાડી પોતાની બારીક હાલતની તેની સાથે વાત કીધી. પછી તેણે તેની પાસે એક નામુ લખાવ્યું જેમાં તે જેહાનના પાદશાહ ઉપર પરવરદેગારથી દુવા ચાહતાં લખાવ્યુ કે, "તારૂં તાજ જાવેદાન પ્રકાસ્તું રેહેજો અને તમામ નામદારો તારા ગોલામ બનજો. શેહેરોનો નાશ કરવાથી અને લોહી રેડવાથી માણસો કેટલા બધા ગુનાહાને પાત્ર થાય છે તે તો તું જાણતો હશે શું ઇરાનના કે શું રૂમના જેહાનના સરદારો એવાં કામોને શુભ ગણે છે પેહેલે એરચને માટે કીનો ઉભો થયો હતો જે મીનોચેહેરે મરદાનગીથી પાછો લેઇ પાછું સમાધાન કરી નાખ્યુ હતુ. એ કીનો લેતાં સેલમનુ શરીર ધુલ મલ્યુ હતું તેમજ તુરથી આ જેહાનની સપાટી ખાલી બની હતી પણ જો એ કીનો પાછો દારાં અને ગીકદરથી સરૂ થયો હોય તો તે બાબદ પણ રૂમમાં પુરાની થઇ. તેને માટે દારાંના પેલા બે વજીરો જેઓથી તેનુ નસીબ બરગસ્તે બન્યુ હતુ તેઓ માર્યા ગયા હતા વળી તારી સાથે કીનાની છેડતી સોધનારો કયસર તે હાલે તારાંજ બંધીખાનામાં કેદ પડેલો છે તેથી હવે રૂમની જમીનને વેરાન બનાવવી ઘટતી નથી કારણકે રૂમના જેવી બીજી કોઇપણ જમીન નથી વળી તારી ઇચ્છા જે મારફાડ કરવાની અને નાશ કરવાની હતી તે તો પાર પડી છે કારણકે રૂમનું તમામ લોક હાથપગ વગરનું બન્યું છે તથા તેમનાં બૈરાં છોકરાં તારે હાથ કેદ પકડાયાં છે અને બાકીના તીરો અને તલવારથી ઘાહેલ થઈ પડયા છે માટે હવે કીનો અને ગુસ્સો ઓછો કરવાનો વખત આવ્યો છે, કારણકે દીન અને ગુસ્સો કદી પણ સાથે મલતાં નથી હમે તો હમારો સઘલો ખજાનો તારી ઉપર કુરબાન કીધો છે કે તેથી તારો જીવ કીનો લેવાથી અટકે. હવે તું તારા જીવને ખુશ બનાવ અને આટલાંબધા શેહેરોને બાલી મુકતા અટક. દાહાડા પછીના દાહાડા એવી રીતે ગુજરે તે લાયક નથી. વળી તુ જેહાનનો પાદશાહ એમ ગેરકાયદે કીનો લે તે કામ જેહાનના પેદા કરનારને પણ પસંદ પડે નહી. તારી ઉપર પરવરદેગારની દુવા ઉતરજો અને તારો બુલંદ સેતારો ચંદ્રના તાજથી પણ ઉંચે ચઢજો."

એ નામું પુરૂ કરી નવીસંદાએ કલમ બાજુએ મુકી અને તે પાદશાહે તેની નિચે પોતાની સહી કીધી. પછી કયસરે તે નામાં ઉપર મોહર દાબતાંજ તેના એલચીએ તે લેઇ પાદશાહ શાપુર તરફ ચાલવા માંડયું. તે અકકલમંદ કાસદે મુબારક તોખમના શાપુર આગલ આવી લાગતાંજ તેને તે નામું પુગાડયું.

જ્યારે એ નામું તે નામવરની હજુરમાં વંચાયું અને તેમાના મીઠા સખુનો બાહાર પડયા ત્યારે તેણે આંખમાં આંસુ લાવી તેઓને ગંભીર ચેહેરે માફી બક્ષી. તેણે તે નામાંનો તુરતજ જવાબ લખી જણાવ્યું કે, "હવે તમારો એ સઘલો સારો વખત કયાં ગયો? કોણે પોતાના મેહેમાનને ગધેડાનાં ચામડાંમાં સીવાડયો અને જુના કીનાના બજારને એમ નવેસરથી કોણે સલગાવ્યું? તેથી જો તું ડાહાપણવાલો હોય તો ઉઠ અને તારા પાકીજેહ વિચારના ફીલસુફો સાથે મારી આગળ આવ. હવે માફી બક્ષ્યા પછી મારે લડાઈ કરવી ઘટતી નથી. જેહાન હુશીયાર માણસો ઉપર એમ તંગ બનતી નથી." એ જવાબ લેઇ તે એલચી ત્યાંથી પાછો ફર્યો અને કયસર આગળ તમામ બનેલી વાત કહી.

## બજાનુશે શાપુર આગળ જઇ સુલેહના કરાર કીધા તે વિષે.

એ નામાંનો જવાબ બજાનુશને મલતાંજ તેનું પાક શરીર ખુશીથી ધ્રુજવા લાગ્યું. તેણે પોતાની સાથે લીલોતરીભર્યા રૂમમાંથી સો નામદારોને આવવા ફરમાવ્યું તથા પોતાની સાથે પૈસા, જવેહરાત અને પોશાકોથી છ ખચરો લાધી લિધાં. વળી ખજાનામાંથી તેમજ બીજી તરફથી પાદશાહ શાપુરને વધાવો કરવા માટે ત્રીસ હજાર દીનાર એકઠા કીધા. ત્યાર પછી તે સઘલા સરદારો ઉઘાડે પગે અને ઉઘાડે માથે પાદશાહ શાપુર આગળ આવ્યા. તેઓએ એ સઘલા પૈસા તેની આગળ પાંઠરી મુકયા અને તે પાંઠરેલાં સુના ઉપર જવેહરાત લાવી રેડી મુકયું. શાપુરે તેઓને બક્ષેશો કરી નવાજ્યા અને ખુબી સાથે તેઓના દરજ્જાને છાજતી જગ્યાએ બેસાડયા. પછી તેણે બેજાનુશને કહયુ કે, "રૂમના ઘણાએક જુલમગાર અને શુમીયતવાલા શખ્સોએ ઇરાન આવી ત્યાંના શેહેરોને વેરાન બનાવી દિધાં છે. માટે જે જગ્યા વેરાન બની છે અને સિંહો અને વાઘોએ ત્યાં પોતાનાં રેહેઠાણ કીધાં છે તેનો બદલો હું તમારી પાસેથી માંગું છું." બેજાનુશે પુછયું કે "તે માટે તું શું માંગે છે? હવે જો તેં હમુને માફી બક્ષી હોય તો એમ ગુસ્સાભર્યો ચેહેરો ના કર." મોટી પદવીના પાદશાહે તેને જવાબ દિધો કે "હું તમારો ગુનાહ માફ કરૂં એમ જો તમો ઇચ્છતા હોવો તો તુંને વર્ષમાં ત્રણ વખત વીસ વીસ લાખ દીનારોની મને સલામી આપવી પડશે. વળી જો તારે મારો કીનો ઓછો કરવો હોય તો હવે પછી નસીબન[1] શેહર તારે મારે હવાલે કરવું પડશે."

---

[1] "નસીબન" એ મેસોપોતેમ્યાનાં એક શેહેરનું નામ છે.

બેજાનુશે તેને જવાબ દિધો કે, "જેમ ઇરાન તારૂં પોતાનું છે તેમ એ નસીબન તથા આ બાધુરોનું મેદાન પણ તારૂંજ છે. વળી હું એ મુજબની સલામી આપવી પણ કબુલ કરૂં છું. કારણકે હમારામાં તારા ગુસ્સા અને કીના સામે ટકવાની શકિત નથી." પછી પાદશાહ શાપુરે કરારનામું લખાવ્યું કે "હવે પછી ઇરાનનું લશકર રૂમ ઉપર ચઢાઇ લાવશે નહી પણ અગત્ય પડે ત્યારે રૂમને કાંઇપણ નુકસાંન પુગાડયા વગર મોજમજાહને અર્થે આવી શકશે." પછી તેણે તેઓને માનથી નવાજ્યા અને તે નામદારો તથા સરદારોને સરફરાજ કરીને ત્યાંથી વિદાય કીધા. તેઓના ત્યાંથી ચાલી જવા બાદ તેણે પણ ત્યાંથી કુચ કીધી અને માર્ગમાં લાંબો વખત સુધી પરવરદેગારની બંદગી કરતો આગળ વધ્યો. એ પ્રમાણે તેઓ ચાલતા ચાલતા પારસના ઇસ્તેખરમાં જઇ પોહોંચ્યા.

એ સુલેહના કરારની નસીબનના લોકોને ખબર થતાંજ તેઓએ લડવાની ઉટાવલે તૈયારી કરવા માંડી. તેઓએ વાંધો ઉઠાવ્યો કે "નસીબનનો કબજો લેવાને પાદશાહ શાપુર પોતાના લશકર સાથે અત્રે આવે તે હમુને ગમતું નથી. કારણ કે તે ઇસાઇ દીનની ખુબી સારી રીતે જાણતો નહી હોવાથી અત્રે તે ગબરોનીજ દીનનો અને ઝંદ અવસ્તાનો વધારો કરશે. પણ હમુને તે અવસ્તાની પુરાણી દીન જોઇતી નથી. તે પાદશાહ અત્રે આવી હમારૂં કાંઇ સમજવાનો પણ નથી." એ પ્રમાણે તે તાબે થયલા લોકો પાછા સ્વતંત્ર બન્યા અને દીન દોસ્તો કીનો લેવાને પાછા સ્વાર થયા. નસીબનના લોકો ઇરાનીઓને શેહેરમાં દાખલ થવા દેતા નથી એવી ખબર પાદશાહ શાપુરને થતાંજ તે ખ્રીસ્તીઓ ઉપર પાછો ગુસ્સે થયો અને ત્યાં એક ભારી લશકર મોકલી આપીને કેહેવાડયું કે, "યાહુદી પેગંમબરની દીન વખાણને પાત્ર હોઇ શકેજ નહી." પછી એક અઠવાડયું સુધી ત્યાં લડાઇ ચાલવાથી તે શેહેરનો દરવાજો ઇરાની લડાયકો સામે ટકી શકયો નહી. ઇરાનીઓએ તેમના પુશકલ સરદારોને મારી નાખ્યા અને ઘણાકોને ભારી બેડીમા બંધીવાન કીધા. આથી તેઓએ તુરતજ માફી માંગી અને પાદશાહ ઉપર આજેજીભર્યું નામું લખ્યું. નામદાર પાદશાહ શાપુરે તેઓને માફી બક્ષી અને લશકરને ત્યાંથી બોલાવી લિધું. એ રીતે તેણે દુન્યામાં સઘલે ફતેહ મેલવીને દરેક મુલકોમાં નામદારી હાંસલ કીધાથી લોકોએ તેને "ફતેહમંદ પાદશાહ" એવો એલકાબ આપ્યો અને તેણે એવાજ દોરદમામ સાથે કેટલોક વખત તાજ તખત ભોગવ્યું.

જે કુમારીકાંએ તેને રોમમાંથી છોડની આવી જાહોજલાલીએ પુગાડયો હતો તેને તેણે મુબારક પગલેની "દીલ અફરૂજ" નામ આપ્યું. અને તે

દિલને આરામ આપનારી ઓરતને બીજી ખુબસુરત ઓરતો ઉપર સરફરાજી આપી. વળી તેણે પેલા બાગબાનને પણ પુશકલ ચિજોની ભેટ બક્ષી તથા ખુશ બનાવીને ત્યાંથી વિદાય કીધો. પેલો માજી કયસર બંધીખાનામાજ સબડયા કીધો અને ભારી બેડી વચે અફશોસ અને જારી કરતો રહયો. તેણે રૂમમાં પુશકલ રંજ વેઠી સંગ્રેહલો ખજાનો શાપુરને સ્વાધીન થયો. એવી અફસોસ કરતી હાલતમાં તે કયસર કેટલોક વખત સુધી જીવ્યો અને આખરે બેડીમાજ સીકરાયલો તે બંધીખાનામાં મરણ પામ્યો અને પોતાનુ તાજ બીજાને સોપી ગયો. પાદશાહ શાપુરે તેને માથે કસ્તુરીતું તાજ પેહેરાવી અને તેને કફનમાં મુકી તે લાશને રૂમ મોકલી આપી તે બોલ્યો કે, "આપણો પણ અંત એવોજ છે. આપણી છેલ્લી આરામગાહ કયા થશે તે આપણે પણ જાણતા નથી. આખી જીંદગી લોભવાલી અને પગર અકલની ગુજારનાર તેમજ અકલ તથા દોરદમામ સાથે જીંદગી ગુજારનાર બધે ઉપર જમાનો તો એકસરખોજ પસાર થાય છે. પણ પાક અને પરેહજગાર શખ્સોજ ખરા ભાગ્યશાલી ગણાય છે."

હવે શાપુરે નચિંતે કેઆની તખત ઉપર બેસીને કેટલોક વખત સુધી જેહાનની પાદશાહી ભોગવી. તેટલા વખતમાં ખુજીઓના[1] મુલકને તેણે જેમ ફાયદો પુગાડયો તેમ નુકશાન પણ કીધું. તેણે રૂમના કેદીઓ માટે એક શેહેર બંધાવી તેનાથી જેહાનને ફાયદો પુગાડયો. તેણે તે શેહેરનું નામ "ખુરરમ આબાદ" રાખ્યું. કોણ ભાગ્યશાલી આવાં ખુબસુરત શેહેરનો ભોગવતો ભોગવી શકે? તેણે જે રૂમીઓના આગળ હાથો કપાવી નાખ્યા હતા તેઓને એ મુલકમાં વસાવ્યા. એ મુલક તેનોજ ગણાતો હતો પણ ત્યાંથી તે દર વર્ષની આખેરીએ સાલ્યાના તરીકે એક ખેલાત મેલવતો હતો. વળી તેણે સીરીયામાં પણ એક બીજું શેહેર વસાવ્યું જેને તેણે "પીરોજે શાપુર" નું નામ આપ્યું. તેણે હવાજના મુલકમાં એક ત્રીજું શેહેર વસાવ્યું જેમાં તેનો મેહેલ હતો અને ત્યાં તેણે બીમારો માટે પણ જગ્યા બંધાવી હતી. તેણે તેનું નામ "કનામે અસીરાન" (યાને કેદીઓની વસવાટની જગ્યા) આપ્યું જેમાં કેદીઓ આરામ ભોગવતા રહયા.

એ મુજબ તેની પાદશાહીના પચાસ વર્ષ પસાર થયાં જેટલામાં તેનો કોઇપણ હરીફ જણાયો નહી.

૧ "ખુજી" એ ખુજીસ્તાનના રેહવાસીઓનું નામ છે. પુરાના વખતમા એ ખુજીસ્તાનને "સુસ્યાના" ને નામે ઓલખવામાં આવતું હતુ. એ મુલક ઇરાન અને બેબીલોનની વચે આવેલો છે.

## શાપુર આગળ માની નામનો એક ચીતારો પેગમબરી દાવો કરતો આવ્યો અને તે તેને હાથે માર્યો ગયો તે વિષે.

તેટલામાં ચીનથી એક કાબેલ શખ્સ કે જેના જેવો ચીતારો જેહાનમાં કોઇપણ હતો નહી તે આવી લાગ્યો. તે પોતાના હાથના હુનરથી પોતાની મુરાદે પોંહચ્યો હતો તેનું નામ માની ૧ હતુ. તે ચીતારાનો હુનર ચલાવતાં બોલતો હતો કે, "હું એક પેગમબર છું અને મારી દીન જેહાનમાં ચઢતી છે." ચીનથી આવી તેણે શાપુર આગળ તેની દરબારમાં જવા માંગ્યું અને ત્યાં પોતાની પેગમબરીના કામમાં તે પાદશાહની મદદ માંગી. તે બોલીદરાજ શખ્સે ત્યાં એવી વાતો કીધી કે તેથી જેહાનનો પીદશાહ પણ તેથી અંજાઈ જવા લાગ્યો. પાદશાહનુ મગજ ઉશકેરાયાથી તેણે મોબેદોને બોલાવી મંગાવ્યા અને કેટલોક વખત સુધી તેની સાથે તેણે વાદવિવાદ ચલાવી. તે બોલ્યો કે "આ ચીનાની મીઠી જબાનથી મારૂં પણ દિલ દીનને માટે શકમંદ બન્યું છે. માટે તમો તેની વાત સમજી તકરાર કરો. મને લાગે છે કે તમો પણ તેનાજ તરફ ઢલી જશો" તે મોબેદોએ તેને જવાબ દિધો કે, "એ ચીતારોનો પુજારી કાંઇ મોટો મોબેદાન મોબેદ લાગતો નથી માટે તુંજ તેને બોલાવી તેની થોડો વખત વાત સમજ તે તુને જોઇ કેવી વાતો કરેછ તે હમે તપાસીશુ."

આથી તેણે માનીને પોતાની આગળ બોલાવી પોતાની આગળ કેટલીક વાતો અંદાજાથી કરવા ફરમાવ્યુ ત્યાં તે માની અને મોબેદોએ અજવાળાં અને અંધારા ( નેકી અને બદી યા સ્પેનનોમીનો અને અધરેમીનો ) વિષે તકરાર ચલાવી. પણ તે તકરાર વચે મોબેદોની તકરાર અને પુરાની જરથોસ્તી દીનથી માનીએ હાર ખાધી. ત્યારે મોબેદોએ તેને પુછ્યુ કે "ઓ ચીતારા ! તે પરવરદેગાર તરફ હાથ લબાવવાની કેમ હીમત કીધી ? ઉંચુ આસમાન, જમીન અને જમાનો પેદા કરનાર સાહેબમાંજ નુર અને અંધકાર હસ્તી ધરાવેછે. તે સાહેબની પાક જાત બીજી જાતોથી સૌથી ઉંચી છે. તેણેજ રાત અને દિવસ ઉંચાં આસમાનને ફરતુ રાખ્યુ છે અને તેજ સાહેબ રક્ષણ કરતા અને નુકસાંન કરતા ગણાય છે. તુ તારા ચીતારાના હુનર ઉપરથી ત્યાં કયાં ધ્યાન

૧ એ માનીને લગતું બ્યાન જે ફીરદોશ્તી શાપુર ૨)-જાના વખતમા વીસ્તારે છે તે માની શાપુર ૧)-લાના વખતમા થઈ ગયો હતો એમ બીજા તવારીખનવેશો જણાવે છે.

ફેરવે છે ? દાનેશમંદ લોકો જે કહે છે કે, "પાક યજદાંન એક છે અને તેનીજ બંદગી કરવા સિવાય બીજો કાંઈ ચારો નથી" તેના ઉપર તું કેમ ધ્યાન આપતો નથી ? જો તું તારા પાડેલા ચીતારો પાસેથી હીલચાલ પણ કરાવી દેખાડે તો તે હીલચાલ માટે પણ તારે સાબેટીઓ આપવી પડે અને જાણુ કે તે સાબેટી આપેલી ફોકટ જાય તો તારી આવી વાત ઉપર ઉસ્તવાર કોણ રહી શકવાનું હતું. જો હારેમન પરવરદેગારનો હરીફ ૧ હતે અને દિવસ માફક અંધારી રાત પણ પ્રકાશ આપતી હતે તો આખું વર્ષ સુધી રાત અને દિવસ એકજ લંબાઇના હતે અને તેમની ગેરદેશમાં વધઘટ થતે નહી. પણ પરવરદેગારનો તો ખ્યાલ વટીક થઈ શકતો નથી કારણકે તે તો વિચાર અને દુન્યાથી પણ બાહાર છે. પણ તારી વાતો તો હમુને (બમાવનારા) દેવના જેવી લાગે છે. માટે તારી વાતને કોઇપણ શખ્સનો ટેકો મલવાનો નથી." એ ઉપરાંત તે મોબેદોએ એવી બીજી ઘણીએક અકકલ અને ઇનસાન્યત સાથે તાલુકો ધરાવતી તકરારો કીધી. તેઓની વાતો સમજી માની અજબ થયો અને તેનો ખીલેલો ચેહેરો કરમાઈ ગયો. આથી પાદશાહ તેના ઉપર ગુસ્સે થયો અને તેણે પોતાના ઉપર જમાનાની ગીરદેશને તંગ બનેલી જોઈ. પછી પાદશાહે ફરમાવ્યું કે, "તેને ત્યાંથી ઉઠાડી મુકે અને દરબારમાંથી હાંકી કાઢે." પાદશાહ બોલ્યો કે "એ ચીતારો આ મીજલશમાં બેસવાને લાયક નથી. તમામ જેહાનનો ફીટકાર તેના ઉપર પડેલો હોવાથી તેની પગથી તે માથાં સુધીની ચામડી ઉખેડી નાખવી ઘટે છે અને તેના ચામડાંમાં ઘાસભરી તે શેહેરના બાગલના દરવાજા ઉપર દીવાનાઓને રાખવાની જગ્યાએ દીવાલ સાથે લટકાવવો ઘટે છે, કે જેથી કોઇપણ એવું કામ કરે નહી." ૨

---

૧ સાસાની જમાનાના જરથોસ્તીઓ પણ હારેમનને ખોદાના હરીફ તરીકે માનતા હોય એમ જણાતું નથી. ખોદા પોતે તો હરીફ વગરનો છે પણ તેની બનાવેલી બે શકતીઓ સ્પેનતોમીનો અને અંઘરો મીનો વચેજ હરીફાઈ ચાલે છે પણ પાછલથી જરથોસ્તી ધર્મ સંબંધી અંધકાર ફેલાયાથી સ્પેનતો મીનો ખોદા અને અંઘરો મીનો તે ખોદાનો હરીફ હારેમન એમ લોકો માની લેવા લાગ્યાથી ખોદાનો પણ હરીફ છે એવો એટકાદ કેટલોક વખત સુધી જરથોસ્તીઓમાં પસરી રહ્યો હતો.

૨ એ માની શાપુરના રાજ્યમાં મારયો ગયો હતો નહી. શાપુરે તો તેને દેશબહાર હાંકી કાઢયો હતો. શાપુરના ભાઇ હોરમજદના રાજ્યમાં માની હોરમજદની મેહેરબાનીમાં પણ આવ્યો હતો. પણ પાછલથી બેહરામ ૪ થાએ તેની જીવતી ચામડી ઉખેડાવી અને લોકો પાસે માર મરાવીને તેને મારી નાંખ્યો હતો.

આથી લોકોએ પાદશાહના તે ફરમાન મુજબ કીધું અને તેની ચામડીને તેજ જગ્યાએ લેઈ જઇને ટાંગી. તેમ થવાથી જેહાનના લોકોએ પાદશાહની તારીફ કીધી અને સઘલાઓએ તે માર્યા ગયલા ઉપર ધુલ છાંટી. શાપુરની પાદશાહીથી જમાનો એવો બન્યો કે લોકો તેના ભારે ઇનસાફ, અક્કલ, સખાવત, શકિત અને ભારે લડાઇઓને લિધે બાગમાં કાંતા સાથના ગોલાબ પણ જોતા હતા નહી. તેના કોઈ પણ મુલકમાં દુશમનો હતા નહી અને તેને નુકસાન પુગાડવા માટે થડી બેસવાની તેઓ માટે કોઇ જગ્યા પણ હતી નહી.

## શાપુરે પોતાનો બેટો મરદાનગીએ પુગે ત્યાં સુધી પોતાના ભાઇ અરદેશીરને વાલી નેમ્યો અને તે ગુજર પાંમ્યો તે વિષે.

જ્યારે શાપુરની ઉમર સીતેર વર્ષની થઇ અને તે ઉંચાં આસમાનથી નાઉમેદ બન્યો ત્યારે તેણે પોતાના નામદાર વજીર સાથે અરદેશીરને તથા એક મુનશીને ત્યાં હાજર થવા ફરમાવ્યું. એ અરદેશીર તેનો નાનો ભાઇ હતો જે ઇનસાફ અને અક્કલથી ચઢતીએ પુગ્યો હતો. શાપુરનો શાપુર નામનોજ એક બાળક બેટો હતો પણ તે શાપુરને નસીબે પોતાની મુરાદ મુજબ હુનરમંદ બન્યો હતો નહી. પાદશાહે પોતાના બુજોર્ગો અને તે મુનશીની સામે અરદેશીરને એ પ્રમાણે કહયું કે, "જો તુ મને ઇનસાફની રાહે એવું વચન આપે અને તે વચન પાળવાને તું તારી જબાન પણ કુરબાન કરે કે જેવો મારો બેટો ઉંમરે પુગે અને તેના ઉપર બુજોર્ગીનો પવન ફુકવા માડે તેવોજ તું મારો ખજાનો, તખત અને તાજ તેને સોંપી દે અને પછી તું તેનો નેકખાહ વજીર બને તો તેટલો વખત હું આ શેહેનશાહી તાજ તથા ખજાનો અને લશકર તારે સ્વાધીન કરૂં." અરદેશીરે દાનાઇભર્યા બુજોર્ગો આગળ તેની એ વાત કબુલ રાખતાં કહયું કે, "તારો બેટો મરદાનગીએ પુગતાંજ અને તે તાજ તથા તખતને લાયકનો બનતાંજ હું એ પાદશાહી તેને સોંપ્શ અને તેની નેકખાહી કરવા સિવાય બીજુ કાંઇ કરશ નહી."

એમ સમજતાંજ શાપુરે પોતાના બુજોર્ગોની હજુરમાં તેને તે તખત તથા જેહાનની મોહર સોંપી અને તે અરદેશીરને કહયું કે "તું તારાં દિલથી જેહાનને ચલાવવાનું કામ સેહેલ સમજતો ના. ઓ મારા ભાઇ! તું જાણ કે જે જુલમગાર પાદશાહ ખજાનો એકઠો કરવા ઉપર મંડે અને નામદારો ઉપર ખરાબ સ્વભાવથી સરદારી ભોગવે તે પોતાનો પાદશાહી દરજજો જાળવી શકતો

નથી. જે યજદ્દાંન પ્રસ્ત પાદશાહ ઇનસાફી હોય તેજ ખરો ભાગ્યશાલી ગણાય. કારણકે તેનાથી તેની રૈયતનાં દિલ ખુશ બને છે અને તે ઇનસાફ અને સખાવતનાં કામમાં વધારો કર્યો જાય છે. એ પ્રમાણે તે જેહાનની રેહેનુમાઇ કરે છે અને પોતાના મુલકોને દુશમનોથી બચાવેલા રાખે છે. એ રીતે તે પોતાનું સરફ્રાજીભર્યું સર વાદલ સુધી ઉંચે પુગાડે છે. તે લોકોને ઇનસાફ અને આરામ આપી પોતાનો ખજાનો એકઠો કરે છે અને લોકોનાં દિલનાં દુખોને સખાવતથી દુર કરે છે જે કોઇ ગુનેહગારોનો ગુનાહ માફ કરવાના અને તજવીજથી ઇનસાન્યતપણુ ચાલુ રાખવાના હુનરો મેલવના રહે તેઓ અકકલ, ખુશી ખુર્રમી અને દરરત વિચારો પાંમે છે કાંઇ પણ કરીને પાદશાહે તો અકકલ મેલવવીજ ઘટે છે અને તે વળી જવાન તેમજ બુઢાઓને શિખવતા રેહેવું ઘટે છે કારણકે યજદાંન પ્રસ્ત પવિત્ર લોકોમાંથી હલકા લોકો અકકલની કોટાઇથી ગુનાહો કરે છે. તેથી જયારે પાદશાહનું દિલ તેના ઉપર કીનાભર્યું બને ત્યારે તેણે તે વખતે ઇનસાફ અને દીનની જાળવણી ઉપર પણ તમામ ધ્યાન આપવું ઘટે છે. માણસોનાં દિલ અને મગજ તેનાં શરીર ઉપર સ્વારી ભોગવનારા પાદશાહ જેવા છે, જયારે શરીરના બીજા ભાગો તેના લશકર જેવા છે. જયારે માણસોના મગજ અને દિલ ગુનાહમાં આલુદાં બને છે ત્યારે તેમાંથી અકકલ નાઉમેદી સાથે ગભાઇને નિકળી જાય છે અને રવાનને શરીર વચે ગભરાતમાં મુકી જાય છે પેહેલવાન વગર એક લશકર ખુશાલ કેમ જીવી શકે? તેથી જેમ ખુશાલી વગરનું લશકર વિખેરાવા માંડે છે તેમ અકકલ વગરનું શરીર ધુલમાં પડે છે. તેજ પ્રમાણે જયારે કોઇ પાદશાહ જુલમગાર બને છે ત્યારે તે તમામ નાશ વાલે છે. તેના ઉપર તેના મોત પછી લોકોનો શ્રાપ વરસે છે અને તેનું નામ અધર્મી પાદશાહ તરીકે ગણાય છે. માટે તું તારાં શરીરને દીનની પનાહમાં સોંફજે અને દીન ઉપરજ તારી નજર ઠેડવેલી રાખજે, કારણ કે શરીર અને આંખને ટકાવી રાખનાર દીનજ છે. એ માર્ગથી જે કોઈ પાદશાહ ઉલટો માર્ગ ધરે તેણે પોતાનાં દિલ અને હાથોને જેહાનથી ધોઈ નાખવા પડશે. તેની રૈયત તેના મુલકોમાંથી વિખેરાઇ જશે તેમજ તેના વફાદાર દરબારીઓ તેની દરબાર તજી જશે. એક દાનાવ શખ્સે એ માટે શું કહયું છે તે તું જાણતો હશે નહી. તેણે કહયુ છે કે, 'તું જુઠાઇને તારાં દિલમાંથી ધોઇ નાંખજે. એક જુલમગાર ધીકકારને પાત્ર છે, માટે તું લોભના દરવાજા આસપાસ ભમતો ના.' ઓ ભાઇ! તું જાણ કે, અકકલમંદ શખ્સો પાદશાહ પાસેથી તરેહવાર કાંમો થયલાં જોવા માંગે છે. પેહેલું એક તેણે લડાઇ વખતે દુશમન આગળથી નાહાસવું નહી પણ ફતેહમંદ ઉતરવું. બીજું

તેણે રૈયતને ઇનસાફ આપીને રાખવી તથા ખાનદાની પુરૂષોને કીંમતી ગણવા, કે જેથી જે કોઇ પાદશાહની દરબારમાં નોકરી હોય તે એવુ જ ઇચ્છે કે તે પણ એક મોટો સેપાહ બને. ત્રીજુ તેણે દિલમાં સચાઇ ધરાવવી અને ઇનસાફના કામમાં જુઠાણુ ચાલવા દેવુ નહી. ચોથુ તેણે પોતાના નોકરો અને બુઢા દરબારીઓ સામે ખજાણાના બારણા મજબુટ બંધ કરી રાખવાં નહી, કારણ કે ઝાડો પણ પોતાની ડાંખલીઓ ઉપરથી ફળોનો વરસાદ વરસાવે છે. માટે એક પાદશાહની દરબાર લશકર વગરની બનવી જોઇએ નહી. ખજાનાના ખુલ્લાં બારણાજ લશકરને સાચવી રાખે છે જો તુ તારા ખજાનાને ઇનસાફથી આબાદ રાખશે તો તે ખજાનાથી તુ ખુશાલ બનશે અને તારીથી લશકર ખુશાલ બનશે તુ તારૂ શરીર સોભાવવા ખાતર પણ હથીયારો બાંધતો રેહેજે કારણ કે તે કદાચને તુને અંધારી રાતે પણ કામ લાગશે. તું તારા ચોકીબાનો ઉપર પુરતો નચિંત રેહેતો ના અને જો તુ તેમ નચિંત રેહેતો તારાં કામો તારે હાથેજ બરોબર કરતો રેહેજે. જો તારી જીંદગી રાત જેવી અંધકારવાલી અથવા તો જમાનાના ચેરાગ જેવી રોશન પણ હોય તોએ બેશક મોત તો આખરે આવવાનુંજ છે."

જ્યારે તેના ભાઈ અરદેશીરે[૧] તેની એ નશીયત સમજી ત્યારે તે ઘણુ રડયો. એ શિખામણો નોંધી લિધા બાદ શાપુર એક વર્ષ વધુ જીવ્યો અને ત્યારબાદ તે ગુજર પાંમ્યો, પણ એ શિખામણો હજી યાદગાર રહી ગઈ[૨] માટે ઓ ભાઇ! તું જેહાનમાં લોભના બી રોપનો ના, કારણ કે તારી જીંદગી એક પળ માફક વહી જશે અને તે કીધેલી મેહેનતનું ફળ તારો દુશમનો ખાઇ જશે. જો તું હોરમજદ અને બેહેમનના જેવો હશે તોજ તારી બેઠક આવા મુબારક તખત ઉપર રેહેશે. ઓ હાશમી! તું મારી આગળ લાલ

---

૧ ફીરદોસી અરદેશીરને શાપુરનો ભાઈ જણાવે છે પણ યુરોપીઅન તવારીખનવેશોના જણાવ્યા પ્રમાણે એ અરદેશીર શાપુરનો ભાઈ નહી પણ બેટો હતો. એ અરદેશીરને ફીરદોસી દસ વરષ રાજ્ય કરતો જણાવે છે જ્યારે બીજા તવારીખનવેશો તેના રાજ્ય અમલ ચાર વરષનો (ઈ ૩૭૯ થી ૩૮૩) જણાવે છે તબરી લખી જાય છે કે એ અરદેશીરને પાછલથી રૈયતે રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકયો હતો.

૨ શાપુરના રાજ્ય અમલના પાછલા ભાગમા તેને આરમીન્યા તેમજ ઐબીરીયાના રાજ્યો માટે રૂમીઓ સાથે વાંધો પડયો હતો અને તેથી ઈરાનને રૂમીઓ સાથે ઘણીક લડાઈઓમાં ઉતરવું પડયું હતું પણ પાછલથી એ બંધે રાજ્યો વચે સુલેહ થઈ હતી એમ બીજા તવારીખનવેશો જણાવે છે.

શરાબ લેતો આવ કારણ કે બુઢાપો આવ્યાથી કાંઈ જીવવાનો વધુ વખત કમી થતો નથી. હજી તો મારી ઉંમર તેંસઠ વર્ષની છે તેટલામાં તો મારા કાન બેહેર માર્યા છે ત્યારે કેવી રીતે હું જેહાનમાંથી માન અને આબરૂ મેલવી શકશ?

## શાપુરના ભાઈ અરદેશીર (૨ જા) ની પાદશાહી દસ વર્ષની હતી.–અરદેશીર તખતે બેઠો અને તેણે સરદારોને નશીયત દિધી તે વિષે.



વે હું પાદશાહ અરદેશીરનું દાસ્તાન કેહેવું સરૂ કરૂં છું માટે તે દાસ્તાન તું યાદ રાખજે. જ્યારે પાદશાહ અરદેશીરે તખત ઉપર બેસી બુઢા શાપુરના તખતને દિપાવવા માંડયું ત્યારે તેણે કંમરે પાદશાહી કંમરબંધ બાંધી ઈરાની નામદારોને પોતાની આગળ બોલાવ્યા અને તેમને પોતાના સુનેરી તખતના પૈયા આગળ બેસાડી તેઓ આગળ આ મુજબ ભાષણ કીધું કે, "આસમાનના દોરથી કોઇને પણ નુકસાન પુગે એવું હું ચાહાતો નથી. જો જેહાન મારી ઇચ્છા મુજબ ચાલવાની તાબેદારી દેખાડશે અને મને આરામ આપ્યા સિવાય બીજું કાંઇ જોશે નહી યાતો તે મારી સાથે તેથી ઉલટી વર્તશે તોપણ હું તો જેહાનની માફકજ તમામ જેહાન સાથે ચાલશ. આ ખાલેશ જેહાન મારો ભાઈ મને સોંપી ગયો છે તે એટલાજ માટે કે હજી તેનો બેટો નાનો છે. હું મારા ભાઈના જીવ ઉપર આફ્રીન કરૂં છું કારણ કે તેણે બુરી મનશનીના લોકોની આ જમીનને ધોઇ નાખી હતી. મરહુમ શાપુરનો એ બેટો શાપુર મોટો થતાંજ અને આ તાજ તખત તેને લાયકનું બનતાંજ હું તેનેજ આ તાજ, તખ્ત અને લશકર સોંપી દેવશ કારણકે તેમ કરવાનું એ પાદશાહે મારી પાસેથી વચણ લિધું છે. હું તો આ તખત ઉપર તેના વટી કામ ચલાઉ છું જ્યારે તે બાપની ખરી યાદગારી જાળવનાર તો તે તેનો બેટોજ ગણાશે માટે તમો સઘલા ઇનસાફને યાદ રાખી ઈનસાફની નેમ જળવાય એવી કોશેષ કરજો. તમો એમજ જાણજો કે જે કાંઇ આપણે ખાઇ પી લિધું તે આપણી આગળથી જતું રહયું છે કારણ કે જ્યારે તમો ગુજર પાંમશો ત્યારે તમોએ તમારા શરીરને જે મેહેનત આપી હતી તે બરબાદ ગયલી સમજવી."

અરદેશીરે દસ વર્ષ સુધી જેહાનને સંભાળી રાખી અને તેટલાં તેણે પોતાની ઇચ્છા મુજબ ખાઇ પી લિધું અને સખાવતો કીધી. (તેટલા વખ-

તમાં ) તેણે કોઈ પાસેથી કર, મેહેશુલ કે સલામી લિધી નહી. તેણે પૈસા લિવા વગરજ તે તાજ અને તખતની સંભાળ કાંઈપણ હાસલ વગર કીધી. તેથી લોકોએ તેને " નેકુ કાર " યાને નેક કરણીનો એવો એલકાબ આપ્યો. કારણ સર્વે તેનાથી તનની સલામતી સાથે રહી શકતા હતા. જ્યારે શાપુર તાજ અને તખત ભોગવવાને લાયકનો બન્યો ત્યારે તેણે તે મુબારક પાદશાહી તાજ તેને સોંપ્યું. એ બાહદુર પાદશાહ અરદેશીર પોતે આપેલાં વચણથી જરાએ ફર્યો નહી અને પોતાના ભલા ખવાશને મરદાનગી સાથે જાળવી રાખ્યો. ૧

## શાપુરના બેટા શાપુર ( ૩ જા ) ની પાદશાહી પાંચ વર્ષ અને ચાર મહીનાની હતી-શાપુર બીન શાપુરે ગાદીએ આવતાં પોતાના સરદારોને નશીયત કીધી તે વિષે.



યારે શાપુર પોતાના કાકાની ૨ જગ્યાએ ગાદીએ બેઠો ત્યારે ઇરાનમાં કેટલાક ખુશી તેમજ કેટલાક દલગીર પણ બન્યા હતા. તેણે નામદારી ધરાવનારા અક્કલમંદો, અનુભવીઓ અને નશીયત દેનારા મોબેદો આગળ આ પ્રમાણે ભાષણ કીધું કે, " યાદ રાખજો કે હમારી આગળ જુઠા શખ્સો માન પામી શકવાના નથી. જુઠાઇ અજમાવનાર શખ્સ અક્કલમંદ હોતો નથી કારણકે અકકલથીજ બુજોર્ગી જલવાઇ રહે છે. વળી જેઓ બુરાઓ અને કમીનાઓની દોસ્તી સાંધશે તેઓ બાગમાં સારી બાગબાની કરનારા ગણાશે નહી. જે કોઈ વધારે મગજશકિત ધરાવે તેણે બીજાની મશકેરી કરવી ઘટતી નથી. તેણે પોતાનીજ જબાનની સંભાળ રાખવી અને જબાન સાથે ઝેહેર ભેલવું નહી. ઘણી બકબક કરનાર શખ્સ પોતાની બક-

---

૧ અરદેશીરે પોતાની ભલી રાજ્યનીતીને સબબે આર્મીન્યા કે જેને તેનો બાપ શાપુર વશ કરી શકયો હતો નહી તે તેને આપ મેલે શરણ થયું હતું.

૨ અરદેશીર શાપુરનો કાકો નહી પણ ભાઈજ થતો એમ બીજા તવારીખનવેશો જણાવે છે. પાદશાહ શાપુરે ( ઈ. સ. ૩૮૩-૩૮૮ સુધી ) પાંચ વર્ષ અને ચાર મહીના રાજ કીધું હતું.

બકથી અંજુમન વચ્ચે આબરૂ ગુમાવી બેસે છે. માટે તમો અક્કલમંદોનીજ વાતો સમજજો કારણકે દાનાઈ કદી જુની થતી નથી. લોભ્યા માણસનું દિલ દુ:ખી રેહેતું હોવાથી તમો જેમ બને તેમ લોભથી દુર રેહેજો. વળી તમો જુઠા અને બુરા વિચારના લોકો સાથે દોસ્તી કરતા ના શરીરની અસલીયાત ચાર ખવાશની બનેલી છે જે ખવાશો માણસોએ ધરાવવા લાયક છે. ૧ લું એકે એક હુનરમંદ શખ્સ શરમ અને ઇનસાફવાલો હોવો જોઇએ. ૨ જું તે એક દિલનો અને એક બુન્યાદનો હોવો જોઈએ. ૩ જું તેણે હદમાં રહીને પોતાનું કામ કરવું જોઇએ અને જમાનો જે બક્ષેશ કરે તે તેને પસંદ કરવી જોઇએ. ૪ થું તેણે પોતાની વાતોમાં ખોટી ડીંગો મારવી નહી અને કમઅકકલીઓને જુઠી વાતોથી ઠગી પોતાનો ફાયદો મેલવવો નહી. એક સખી માણસનુ દિલ બંધે જેહાનમાં સુખ પાંમે છે જ્યારે એક કમીનાનુ દિલ ઈનસાફી કાંમોથી ખુશ રેહેતું નથી. આ દુન્યામાં તેવો કમીનો શખ્સ બદનામી પાંમે છે અને પેલી દુન્યામાં બેહેસ્ત મેલવતો નથી ખરો તારીફ લાયક તે શખ્સ કે જે મધ્યમ માગ પકડે અને પોતા ઉપર લોકોની તારીફ ઉતારે. જે ખોટી ડીંગો મારી પોતાની મીલકતનો નાશ કરતો હોય તે જેહાનમાં પોતાનીજ ખોટી તારીફ કરે છે. હવે પરવરદેગાર તમારો મદદગાર રેહેજો અને તમારૂં નસીબ હંમેશાં ખીલતું રેહેજો. પરવરદેગાર હમારો પણ મદદગાર રેહેજો કારણકે બુજોર્ગી ભોગવવા માટેનું તખત કોઇનુ રહયું નથી."

એટલું કહયા બાદ સર્વે લોકો તેના ઉપર પરવરદેગારની દુવા ચાહાતા ત્યાંથી વિખેરાઈ ગયા. એ બનાવ બન્યાને પાંચ વર્ષ અને ચાર મહીના પસાર થયા ત્યારે એક દિવસે તે પાદશાહનું શેકારે જતું થયું. આથી તે શેકારનું જંગલ કુતરાઓ અને શકરાઓથી ભરાઈ ગયું. ત્યાં પાદશાહની આશાયશ માટે એક તંબુ ઉભો કરવામાં આવ્યો. જ્યારે પાદશાહ ત્યાં ખોરાક લેવા અને આશાયશ લેવા ગયો ત્યારે તેણે ત્યાં પાદશાહી દારૂની ત્રણ જામો પીવાથી તે ઉંઘમાં પડયો. આથી તેના દોસ્તો ત્યાંથી વિખેરાઇ ગયા. એ રીતે જ્યારે તે રૈયતનો પાદશાહ ઉંઘાતો હતો તેવામાં તે જંગળમાં એક એવો વ ટોલ્યો થઇ આવ્યો કે જેવો કોઇએ જોયો પણ હતો નહી, આથી તે તંબુનો એક ચોબ ઉઠલાઇ ગયો અને તે મોટા દરજ્જાના પાદશાહના માથાં ઉપર જઇને વાગ્યો. તેમ થવાથી તે લડાયક પાદશાહ માર્યો ગયો અને કોઈ બીજાને માટે કેઆની તાજ મુકી ગયો. ૧ આ ફાની જેહાનનું કામ એવુંજ છે. તે કોઇની સાથે એક

૧ કેટલાક તવારીખ નવેશો એ બનાવને હોનારત નહી ગણતાં તંબુના દોરડા કોઈએ જાણી જોઇને કાપી નાખી તેનું એમ ખુન કીધુ હતું એમ જણાવે છે.

સરખી રેહેતી નથી. કારણ કે જ્યારે એક મોજીલો શખ્સ ઉકકાબાજીમાં મશગુલ હોય છે તેવામાં તેજ તેના હાથમાંથી તે જુટવી લે છે અને તેની નિચે મુકી દે છે. માટે તું માલમતા એકઠી કરવા અને મોજ કરવા ઘણી મેહેનત કરતો ના. તું શા માટે કીનો લેવા ધસ્યો જાય છે! અને તારા ખજાના ઉપર શાનો ઇતરાય છે? કારણ કે અંતે તો તારા કાલે અંધારી ઘોરજ આવવાની છે. માટે જેહાનનો ભરમ સોધવા કરતા તું હુનરને સોધતો રેહેજે કારણ કે જેહાનનો ભરમ સોધવા જતા તુ દુખથી હેરાન બનશે. માટે આની શોધખોલ તું કરતો ના અને જેહાનનો ભરમ પાંમવાની પણ કોશેષ કરતો ના.

## શાપુરના બેટા બેહેરામ (૪ થા.) એ ચૌદ વર્ષ કીધેલી પાદશાહી-બેહેરામે તખતે આવતાં પોતાના સરદારોને નશીયત દીધી તે વિષે.



અકકલમંદ અને લાયકીવાલા પાદશાહ બેહેરામે ૧ કેટલાક મહીના સુધી પોતાના બાપનો સોગ રાખ્યા બાદ જ્યારે તે મોટાઇવાલાં તખત ઉપર બેઠો ત્યારે તેણે તે શાહાનશાહી તખત ઉપરથી આ મુજબનું ભાષણ કીધું કે, "જે પાદશાહ પોતાનો ખજાનો ઇનસાફની રૂએ એકઠો કરે તેને માટે તમારે એમજ સમજવું કે તે પોતાનો પૈસો છુટે હાથે વેરે છે. પાક પરવરદેગાર હમારી ઉપર ખુશનુદ રેહેજો અને હમારા દુશમનોનાં દિલ દલગીર રેહેજો તેજ સાહેબના હાથમાં સઘલી દાનાઈ છે જ્યારે હમે તો તેના ગોલામ છીએ. પણ અકકલને વધારવી કે ઘટાડવી તે આપણે હાથ રહે છે. જેહાનનો પરવરદેગાર સાચો અને ઇનસાફી છે અને તેની પાદશાહીમાં ઇનશાફ વધતો કે ઘટતો નથી. બક્ષેશ કરવાને શકિતવાન હોય તેજ અકકલમંદ, ચાલાક અને દાનાવ ગણાય છે. તાજ અને તખતના માલેકે પોતાના ખજાનાના બારણા મજબુટ બંધ કરી મુકવાં ઘટતાં નથી. વળી તમારી દાનાઈના ખજાનામાંથી તમો ગમે એટલી બક્ષેશ કરશો અને વેરી મુકશો તોપણ તે દાનાઈનો

૧ પાદશાહ બેહેરામ (૪ થા) ને કેરમાનશાહને નામે પણ ઓલખ્યો છે. એ પાદશાહે ઈ. સ. ૩૮૮-૩૯૯ સુધી ૧૧ વર્ષ રાજ્ય કીધું હતું. ફીરદોસી એને ૧૪ વર્ષ રાજ્ય કરતો જણાવે છે તેમા કાઈક ભુલ લાગે છે.

ખજાનો ઘટવાનો નથી. જો તમો નેકીનેજ સાચવી રાખવા માંગતા હોવો તો તમારી સારી કે માઠી હાલતમાં તમો પરવરદેગાર તરફજ ફરેલા રેહેજો. જે સારૂં યા માઠું થાય છે તે તે સાહેબથીજ હોય છે એમ તમો જાણશો તો તેના બદલામાં તમો ખુશનુમા બેહેસ્ત પાંમશો. પણ જો તમો જેહાનમાં હવસને પસંદ કરશો તો તમો તેની ચુંગાલમાં ખાખા વરખાજ રહેશો. જો પરવરદેગાર તમારી ઉપરથી પોતાનો હાથ ખાંચશે તો તમો હમેશાં દુખ અને આફતમાંજ રેહેશો. માટે પરવરદેગાર હજુરમાં મારી એવીજ ઉમેદ છે કે હું તેની આગળ મારૂં માથું કાલી ધુલ ઉપરજ મુકતો રેહેવશ, કે જેથી તે જેહાનનો પરવરદેગાર મને સંભાળશે અને મને જેહાનમાં દિપતો બનાવશે. જો હું જેહાનમાં ઈનસાફને પાંઠરી દેશ તો ને કામ ગેરઇનસાફીથી પૈસો એકઠો કર્યા કરતાં બેહેતર ગણાશે. કારણ કે આપણે વેઠેલી મેહેનત અત્રેજ રહી જશે અને બેશક આપણો ખજાનો દુશમનોને હાથ જશે. આપણી તમામ ભલાઈ અને બુરાઇજ અત્રે યાદગાર રેહેવાની માટે તમો જેમ બને તેમ બદીનાં બી વાવતા ના.”

જ્યારે પાદશાહઃબેહેરામે પાદશાહી ભોગવ્યાને ચૌદ વર્ષ પસાર થયાં ત્યારે તે બાગમાનુ લાડ કરતું સરોવર કરમાઇ ગયું. તે પાદશાહના થોડો વખત બીમાર પડવાથી તેની રૈયતનું દિલ ગમગીન બન્યું. તેને ત્યાં કોઇ બેટો હતો નહી પણ એક બેટી અને એક નાધલો ભાઈ હતો. આથી તેણે નાખુશી સાથે પોતાનો ખજાનો, લશકર, પાદશાહી મોહોર, તખત અને તાજ તે ભાઇને સોંપ્યું. ૧ તે જેહાનનો પાદશાહ ચૌદ વર્ષ રાજ્ય ભોગવી આ જેહાનમાંથી ગુજર પાંમ્યો. ૨

અરે ઓ તેંસઠ વર્ષના બુઢા! તું કયાં સુધી શરાબ પી આ વાતો લખ્યા કરશે? તારા વખતનો પણ આખરે અંત આવવાનોજ છે, માટે તું પણ તોબાનોજ દરવાજો અને અક્કલનોજ માર્ગ પસંદ કરજે. જેહાનનો પાદશાહ (મહમુદ) આ તેના ગોલામથી ખુશનુદ રેહેજો અને મારી દોલત અક્કલજ બનજો તથા મારી વાતો ફાયદા ભરેલી નિવડજો. મારી વાતમાંથી જે કોઇ

---

૧ બીજા તવારીખનવેસોના લખવા મુજબ યજદેજર્દ બેહરામનો ભાઇ નહી પણ બેટો થતો હતો. તેણે ઈ. ૩૯૯—૪૨૦ સુધી રાજ કીધું હતું એમ બીજા તવારીખનવેસો જણાવે છે.

૨ પાદશાહ બેહરામ કાંઈ ખુદરતી મોતે મુવો હતો નહી પણ તે કાંઈ ખુનીના તીરનો ભોગ થયો હતો.

વાલભાર પણ ચુકશે તે અંધારામાંજ ગોટાં ખાશે. જો એવી વાતો લખવાની કોઇ બીજો માથે લે તો તે વાતોનો પણ અંત તેના બુઢાપામાં આવે તેમાં કાંઇ નવાઇ જેવું નથી. શમશેરબાજ પાદશાહ મહમુદની નામદારીથી તેનું માથું પોતાની અંજુમનથી પણ ચઢતું છે. એ અબુલ કાસમ દીન ઉપર ચુસ્ત અને ઇનસાફી પાદશાહ છે અને તે તાજ, તખત અને પાદશાહી મોહરનો સાહેબ છે. જેહાનને ફ્રરાખી આપનાર શાહાનશાહ મહમુદ શમશેર, અકકલ અને દાનાઇનો માલેક છે તે સાહેબ ઇરાન, તુરાન, હીન્દુસ્તાન, અને ચીનના મુલકથી તે સિંધના દરીઆ સુધીના પ્રાંતોનો પાદશાહ છે. એ શાહાનશાહની ઇચ્છા પ્રમાણે તમામ જમાનો ચાલનાર થજો અને તેનું તાજ માહાતાબના જેવું પ્રકાસ્તું બનજો. તેની નેકનામીના વધારા સાથે તેની ઇચ્છાઓ પાર પડજો અને તેનાથી કેઆનીઓનું તાજ ખુશાલ બનજો. તેનો માર્ગ બુજોર્ગીવાલો અને દાનાઇભર્યો રેહેજો અને તેની આગળ તેના દુશમનોના હાથ ટુંકા બનજો.

## યજદેજર્દ (૧ લા) ની ત્રીસ વર્ષની પાદશાહી.—યજદેજર્દે તખત ઉપર બેસી સરદારોને નશીયત દિધી તે વિષે.



યજદેજર્દ જેહાનનો શેહેનશાહ બનતાંજ તેણે શેહેરની તમામ રૈયતને એકઠી કીધી અને પોતાના ભાઇનું તાજ માથે મુકયું અને એ રીતે બેહરામના નાખુશ મોતની ગમગીની ભોગવ્યા બાદ હવે તે ખુશાલ બન્યો તેણે શેહેરના નામદારો આગળ આ મુજબ ભાષણ કીધું કે, "તમારામાંના જે કોઇ મારીથી ઇનસાફનો ફાળો પામ્યા હોય તેઓએ પેહેલી પરવરદેગારનીજ બંદગી કરવી અને પોતાના દિલને હમારા ઇનસાફથી ખુશાલ અને હસતાં બનાવવાં. હું બુરાઓને જીવટા રાખશ નહી, માટે જો તેઓ બુરાઈ કરવા હાથ લંબાવે તો તેઓને તમોજ મારી નાખજો. હમારીથી જે કોઇ સચાઇ પાંમવા માંગતા હોય અને જુઠાઇ તથા ખરાબીથી નચિંતાઈ પાંમવા માગતા હોય તેવા શખ્સોની પડવીમાં હું દરેક ઠેકાણે વધારો કરશ અને કીના તથા લોભને દિલમાંથી દુર કરશ. સરદારો, અક્કલમંદો અને ચાલાક દિલના મોબેદો સિવાય હું બીજા કોઈ સાથે વિચાર ચલાવશ નહી. જે કોઈનું દિલ કીનભર્યું હશે

અને તેનું રવાન મસ્તીમાં આવી જોરાવર બન્યું હશે અને તે પોતાની પાસે દોલત હોવાથી મગરૂર બની નાચારો ઉપર જુલમ ગુજારશે તો હમે તેનું જોર ભાંજવાની કોશેષ કરીશું અને દરવીશો તરફનો તેનો ચાહ વધારીશું. હમારા ગુસ્સાનો ડર કર્યા વગર જે કોઇ હમારી નજર ચુકવવાની કોશેષ કરશે તો તે પોતાની ગરદન હીન્દી તલવારથી કપાવા અને શરીર માટે ધુલનો બીસતરો કરવા માંગે છે એમ તેને સમજવું. માટે હમારૂ ફરમાન બજાવવા ઉપર તમો તમારી આંખોને રોશણ બનાવજો, અને એ જાતની લડાઈમાં તમો અકકલને તમારૂં હથીયાર બનાવજો." ૧

તેનું બાપણ અને તેની બોલવાની ટપછપ તથા તેનું ધમકીભર્યું બોલવું સમજીને બુજોર્ગોના શરીર તેની ધાસ્તીથી નેતર માફક ધ્રુજવા લાગ્યા જેહાનમાં તેની પાદશાહીનું કામ ચાલુ થતાંજ તેની બુજોર્ગી વધવા લાગી પણ લોકોમાંથી તેને માટેનો ચાહ ઘટવા લાગ્યો અકકલમંદો તેની આગળ ખુવાર થવા લાગ્યા અને તેની પાદશાહીની તમામ રસમો ફોકટ બનતી ચાલી. તે દેશના સઘલા હાકેમોને, સરદારોને, પેહેલવાનોને, અક્કલમંદોને અને ઉચ તોખમના દાનાવોને તુચ્છ ગણવા લાગ્યો અને તેનો અંધકારવાલો જીવ જુલમગાર બનતો ગયો. તેના જીવમાંથી દયા અને ઇનસાફ ભુસરાતા ગયાં અને તે તેઓની કોઇપણ ખાહેશને માટે જવાબદાર રેહેતો હતો નહી તેની આગળ કોઇપણ માન પાંમતુ હતું નહી અને તે ગુનાહોની સજા તુરતજ અમલમાં મેલતો હતો. તેથી તેની દરબારમાંના સઘલા વજીરો જેઓ તેના નસીબ અને રાજયનો વધારો કરે તેવા હતા તેઓએ અરસપરસ એવો કોલકરાર કીધો કે તે સરજમીનમાં તેઓએ કદીપણ તેને અરજ કરવી નહી. તેની ધાસ્તીથીજ સઘલાઓ અધમુવા બનતા અને તે શેહેનશાહ માટેના ડરથી દુખી રેહેતા. જે કોઇ દુર દેશના એલચીઓ આવતા તથા રૈયતના લોકો ફર્યાદ કરવાને આવતા તેના વજીરોને ખબર પડતાંજ તેઓ તેમનું કામ ઉટાવલે બજાવતાજ નહી, પણ ધમકીથી યા સમજાવી પતાવીને તેઓને પાછા મોકલાવી દેતા. તેઓ બોલતા કે, " શાહને કાંઇજ દરકાર નથી અને તમારાથી તેની મુલાકાત લેવાઈ શકાશે પણ નહી. તમો જે ચાહો છો તે હમો પાદશાહને જણાવીશું પણ હવે તે ઇનસાફ કરવામાં સચાઇ ધરાવતો નથી."

---

૧ યજદેજર્દ તખતે બેઠો તેની આગમચ તવારીખનવેશોના લખવા મુજબ તે મીતાહાર, ડાહયો તથા સુલેહ ચાહાનારો હતો પણ પાછલથી તે બાટકી અને નાતરસ બન્યો હતો. પણ તેની રાજયનીતી સુલેહ ચાહાવાની હોવાથી તેને "રામ-શ્તસ" માને ઘણો થંડો યા ઘણો સુલેહવાલો એવો એલકાબ મલ્યો હતો.

## યજદેજર્દના બેટા બેહરામગોરનો જન્મ થયો અને તેણે બેહરામને હુનરો શિખવવા માટે અરબ ઉસ્તાદોને હાથ સોંપ્યો તે વિષે.

તેની પાદશાહીના સાત વર્ષ પસાર થયાં તેટલાં તેના સઘલા વજીરો દુખી અને કચવાયલા બન્યા. તેટલામાં આંઠમાં વર્ષની સરૂવાતના ફરવરદીન મહીનામાં કે જ્યારે જેહાનમાં સુરજ પોતાની નવી રસમ ચાલુ કરે છે ત્યારે તે મહીનાના હોરમજદ રોજે તેને ત્યાં એક નેકતાલેનો અને જેહાનને દિપાવે એવી આગાહી આપનારો એક બેટાનો જન્મ થયો. તેનુ નામ તેના બાપે તુરતજ બેહરામ પાડયું અને એ નાના બાળકથી તે ખુશ બન્યો. તેની દરબારમાં જે કોઈ નજુમીઓ હતા કે જેની આગાહી ઉપર ભરૂશો રાખવામાં આવતો હતો તેઓ વચ્ચે હીન્દુઓનો સરોશ નામનો એક સરદાર પણ હતો, જે દમામદાર અને હુશીયારીવાલો ભાગ્યશાલી પુરૂષ હતો. બીજો આસમાનને પોતાની દાનાઇથી લગામમાં રાખનારો હુશીયાર નામનો એક પારસી હતો. તેણે આ બંધેને પાદશાહ આગળ હાજર થવાનો હોકમ મોકલ્યાથી તેઓ ઉપાય કરવાને ત્યાં હુશીયારી સાથે હાજર થયા. તેઓએ તેના સેતારાઓ વિષે પંચાંગમાં તથા રૂમીઓના ખગોલ વિધ્યાના પુસ્તકમાં નજર દોડાવી અને તેના સેતારાઓની ચાલ સોધી. તેના નસીબનો ભરમ એવો જાહેર થયો કે, તે જેહાનમાં હફ્તેકેશ્વર ઉપર પાદશાહી ભોગવે એવો પાદશાહ બનશે અને તે ઘણોજ પહેરેજગાર અને ખુશાલ દિલનો નિવડશે. આથી તેઓ જડપથી નજુમને લગતા ચોપડાઓ બગલમાં મારી પાદશાહ આગળ આવ્યા અને તે તાજદાર પાદશાહ યજદેજર્દને કહયુ કે, "હમોએ હરેક તરેહની દાનાઈ અજમાવી આસમાનની ગણત્રી કાઢવાથી એવુ માલમ પડયું છે કે, એ બાળક ઉપર આસમાન ઘણીજ મેહરબાની રાખશે. તમામ હફ્તેકેશ્વર જમીન તેને હાથ આવશે અને તે તારીફને લાયક મોટા દરજજાનો પાદશાહ ગણાશે."

તે નજુમીઓના દરબારમાંથી જવા બાદ સરદારો, મોબેદો અને પાદશાહના પાક વજીરોએ ત્યાં બેસી તરેહવાર વિચારો ચલાવ્યા કે, "એ નાનું બાળક પોતાના બાપની ખાશીયત એખત્યાર નહી કરે પણ એક અદલ પાદશાહ નિવડે તે માટેના શુ ઉપાયો અમલમાં મુકયે? જો એવુ બને કે એ પણ પોતાના બાપનીજ ખાશીયત ધારણ કરે તો તમામ મુલકોનો નાશ થશે જેથી કોઇ મોબેદ કે પેહેલવાન ખુશાલ રહી શકશે નહી. તેમજ વળી એ પાદશાહ પણ ખુશાલ અને રોશન રવા-

નનો બની શકશે નહી." પછી તે સઘલા મોબેદોએ ખુલ્લાં દિલે પાદશાહ આગળ તેની ખેરખાહી કરતા આવીને કહયું કે, " આ પુર મનશનીવાલું બાળક હજી નીંદા અને તાણાજનીથી દૂર છે. તમામ જેહાન તારી ફરમાબરદારી બજાવે છે, અને તુ દરેક મુલકમાંથી સલામી લેઇ બંદોબસ્ત ચાલુ રાખે છે. માટે જે જે જગ્યાએ જેહાનનું લોક જેઓથી ખુશ રહે એવા દાનાવો હોય તેઓમાંથી એક મોટા દરજ્જાના ખબરદાર શખ્સને એ બેટાની તાલીમ માટે તું પસંદ કર કે જેથી જેહાનનું લોક એ બેટાની તારીફ ગાય અને તે ઉસ્તાદના હાથ હેઠેલ એ ખુબસુરત શાહજાદો હુનરો હાંસલ કરી જેહાનના લોકોને પોતાની પાદશાહીથી ખુશ રાખી શકે."

યજદેજર્દે તે મોબેદોનું કેહેવું સમજતાંજ પોતાના મુલકોમાંથી એલચીઓ એકઠા કીધા અને તેમને તુરતજ રૂમ, હીન્દુસ્તાન, ચીન અને બીજા આબાદ મુલકો તરફ મોકલી આપ્યા. વળી તે નામદારોમાના: કેટલાક અરબસ્તાન તરફ પણ કાંઇ ફાયદો હાંસલ કરવા માટે ગયા. વળી પાદશાહે બાંગીઓને પણ ચોતરફ જવા ફરમાવ્યું, કે જેથી બેહરામની પરવરશી કરે એવા કોઇ અક્કલમંદ દાનાવ, હુનરવાલો અને તમામ દાનાઇથી ખબરદાર શખ્સને તેઓ સોધી લાવે. આથી મુલકે મુલકના મોબેદો, જેહાનના અનુભવીઓ અને મુબારક પગલાંના અક્કલમંદો ત્યાં હાજર થયા. તેઓ પુછપરછ કરતા પાદશાહની દરબારમાં પાદશાહ આગળ દાખલ થયા. પાદશાહે તેઓને માનથી નવાજી ઘણીએક પુછપરછ કીધી અને દરેક બુજોર્ગને તેને લાયકનું ઘટતું માન આપ્યું. વળી અરબસ્તાનનો પાદશાહ મંજર અને તેનો બેટા નોઅમાન પણ પોતાના ભાલાવાલાં અરબ લશકર સાથે ત્યાં આવી લાગ્યો. તે બુજોર્ગો પારસમાં ભેગા મલી તાજદાર યજદેજરદ આગળ આવી કેહેવા લાગ્યા કે, " હમો તારા ગોલામ છીએ અને તારી એ વાત સમજતાંજ હમો અત્રે આવ્યા છીએ. મોટા દરજ્જાના લોકો વચે એવો કોણનો દાહડો હોય જે જેહાનના પાદશાહના લાયકીવાલાં ફરજંદને પોતાને કબજે લેઇ તેને દાનાઇ શિખવે તથા તેમ કરી તેના દિલનો અંધકાર દુર કરી તેનામાં રોશની ફેલાવે ? રૂમી, હીન્દી અને પારસી નજુમીઓ તથા ખગોલ જાણનારા ઘણાજ દાનાવ ફીલસુફો, અક્કલમંદો અને લડાઇના અનુભવીઓ એ સઘલા તારા પગની ધુલ બરોબરના છે. માટે હમો તારી અકકલથી રેહેનુમાઇ કરવા ચાહીએ છીએ. માટે હમારામાંનો કોણ તુંને પસંદ પડતો છે અને કોણ તુને ફાયદો કરનાર નિવડશે તે તું જોઇ કાઢ."

પછી અરબસ્તાનનો મંજર એ પ્રમાણે બોલ્યો કે, " હમો તારા નોકર છીએ અને તું પાદશાહને ખાતરજ હમો જેહાનમાં જીવ્યે છીએ.

તું પાદશાહ હમો સઘલાઓના હુનર પીછાણે છે કારણકે હમો તારા મેંઢા બકરાં અને તું હમારો બારવાદ છે. હમો જેમ સ્વારો છીએ તેમજ પેહેલવાની કરનારા અને ઘોડા દોડાવનાર પણ છીએ અને જે કોઈ પોતાને દાનાવ કેહેવાડે છે તેઓને હમો તકરારથી માહાત કરનારા છીએ. નજુમ ભુમીતીનુ હમારાથી વધુ જ્ઞાન ધરાવનાર બીજા કોઇ નથી વળી હમારો જીવ પાદશાહ તરફની મોહબતથી પુર હોવાથી, ઓ પાદશાહ! એ સઘલાં કામો કરવાને હમોજ શકિતવાન છીએ. હમો સઘલા તારા બેટા આગળ નોકર માફક રહીશું અને તેની બુજોર્ગીની તારીફ કરીશુ."

તેની એવી વાત સમજતાંજ યજદેજર્દે પોતાના જીવ અને અકકલ વચે તકરાર ચલાવી. તેણે સરૂવાતથી તે આખેર સુધી તેની વાત તપાસી અને સેવટે તેણે મોટી પડવીના બેહરામને તેને હવાલે સોંફ્યો. પછી તેણે તેને માટે એક ખેલાત તૈયાર કરવા અને તેના સરને આસમાન સુધી પુગાડવા ફરમાવ્યું. તેના શરીરને તે ખેલાતથી સંગાર્યા બાદ ઇરાનના શાહજાદાના ઘોડા દરવાજા આગળ હાજર કરવા ફરમાવ્યું. પછી તે જેહાનના પાદશાહના મેહેલથી તે શેહેરની પાદર સુધી ઉંટો, ઘોડાઓ અને પાળખીઓ ચાલી રહી. બેહરામ માટે બજાર આગળથી તે પાદશાહી દરબાર સુધી પુશકલ નોકરો તથા દાસીઓ ઉભી રહી. તેના માનમાં બજારમાં, શેહેરની ભાગલ આગળ તથા પાદશાહી દરબાર આગળ આરકાંઓ ઉભાં કરવામાં આવ્યાં. ૧

જ્યારે મંજર યમનમાં પાછો આવી લાગ્યો ત્યારે ત્યાં પણ શેહરના તમામ મરદો અને ઓરતો તેને એસ્તેકબાલ લેવાને માટે આવ્યા. તેણે પોતાને મઠકે

૧ યજદેજર્દે પોતાના બેટા બેહરામને એમ પારકે આધારે સોંફી રોમના શેહેનશાહ આરકેડીયસના બાળક બેટા થીયોડોશીયસને રોમના શેહેનશાહ તરફથી મલેલાં એક હજાર રતલ ચોખાં સુનાના બદલામાં પોતાના હવાલામાં લિધો હતો. શેહેનશાહ આરકેડીયસ પોતાના વસીયતનામામાં થીયોડોશીયસનો હવાલો યજદેજર્દને સોફી ગયો હતો કે જેથી યજદેજર્દ પોતાની બલવંત સત્તા વાપડી એ રાજકુવરને પાછલથી રોમનો શેહેનશાહ બનાવે જે પ્રમાણે યજદે-જર્દે પોતાની સત્તા વાપડી એ થીયોડોશીયસને રૂમમાં નિભાવેલો રાખ્યો હતો એ શાહજાદા તરફની પ્રીતીના વધારાએ શાહનશાહ યજદેજર્દનો ભાવ ખ્રીસ્તી ધર્મ તરફ વધ્યો હતો એમ કેહેવાયલું છે. ખ્રીસ્તી પાદરીઓનો લાગવગ એક વખત યજદેજર્દ ઉપર એટલો બધો ચાલી રહયો હતો કે તેણે તેમની શિખવણીથી પોતાના જાતભાઈ જરથોસ્તીઓની કટલ ચલાવી હતી પણ પાછલથી તેની સુઝી ખુલતાં તેણે ખ્રીસ્તીઓની ભારી કતલ ચલાવીને તેનું વેર લિધું હતું.

આવી લાગતાંજ પેહેલાં અરબ બેદુતો અને મોટી પડવીના લોકો વચેથી તવંગર, મોટી પડવીવાલી અને ઉંચ તોખમની કેટલીક ઓરતોને ચુંટી કાઢી. પછી આ મોટી પડવીની ઓરતો વચેથી પોતાના હુનરથીજ પોતાનું ખાનદાન માલમ પડી આવે એવી ચાર ઓરત ચુંટી કાઢી વળી બે આરબ અને બે કેઆની તોખમના ગ્રહસ્થોએ તેને મરદાનગી શિખવવા માટે કમર બાંધી. એ રીતે તેણે તેને ચાર વર્ષ સુધી ઉધાર્યો જ્યારે તે ઉમરે વધનો દુધ પીતો છોડવવાની ઉમરે આવી લાગ્યો ત્યારે તેને માહા મેહેનતે દુધ ધાવતો છોડવવામાં આવ્યો. એ પ્રમાણે તેઓએ તેને લાડથી ઉધાર્યો તે સાત વર્ષનો થતાંજ તેણે મંજરને જે કાંઇ કહયું તે વિચાર તેની બુજોર્ગીને લાયકનાજ હતા. તે બોલ્યો કે, "ઓ નામદાર સરદાર! હવે તુ કાંઇ મને દુધ ધાવતુ બાળક સમજતો ના પણ મને ગ્નાની ઉસતાદોને હાથ સોંફ. કારણકે આએજ શિખવાનો વખત હોવાથી તુ મને આલસુ ના રાખ."

મંજરે તેને જવાબ દિધો કે, "ઓ નામદાર! હાલે તુને કેળવણી આપવાની અગત્ય નથી. તુંને કેળવણી આપવાનો વખત આવતાંજ તુને જો દાનાઇ શિખવાની મરજી થશે તો હું તુંને મેહેલમાં રમતો રેહેવા દેવશ નહી પણ તુને રમતગમત સાથે નામદારી શિખવશ." ત્યારે બેહરામ બોલ્યો કે, "તું મને તારી વગર ફોકટની દાનાઈ ના દેખાડ. જો કે હું બચું છું તોપણ અકકલ ધરાઉં છું અને મારી બાજુ તથા ગરદન જોરાવર બનેલી નહી હોવા છતાં હું એક પેહેલવાન જેવો છુ. તું ઉમરે વધારે હશે પણ તારામાં અકકલ કમી છે. વળી તારા વિચારથી મારી ખાશીયત જુદીજ છે. શું તું જાણતો નથી કે, જે કોઇ ટક સોધતો હોય તે પેહેલેથીજ ઘટે તેવાં કામો કરે છે. તેથી જો તું એ માટે કોઇ ભવિશયનો વખત ધારતો હોય તો તારા દિલને નેકીથી ધોઈ કાઢવું પડશે. કવખતના તમામ કામો ફળ વગરના હોય છે. માણસોના શરીરનો સરવેથી સરસ ભાગ તે મગજ છે. માટે પાદશાહને લાયકની ચિજો કહી તે હું સારી રીતે જાણતો હોવાથી હું તુંને શિખવશ. સચાઇની સરૂવાત તરીકે પેહેલી દાનાઇ ગણાય છે. માટે ખરો ભાગ્યશાલી તેજ કે જે સેવટનું મુળ તપાસે"

આથી મંજર તો તેને અજાયબીથી તીકટોજ ઉભો અને મનમાં પરવરદેગારનું નામ ધરવા લાગ્યો. તે તેની તારીફ કરતાં બોલ્યો કે, "તુને તાજ અને તખત તરફ લેઇ જવામાં તારૂં નસીબ તારો મદદગાર થશે." પછી તેણે તુરતજ એક નામદારને ઉટસવાર બનાવી શુરેસ્તાન તરફ મોકલ્યો, જેણે ત્યાં જઈ શુરેસ્તાનમાં ઘણી આબરૂ પામેલા અને એલમની સોધમાં રેહેનારા ત્રણ

મોબેદોને સોધી કાઢયા. આમાંના એકને મંજરે તેને લખતાં વાંચતાં શિખવવા તથા તેના દિલનો અંધકાર દુર કરી તેનામાં રોશણી ફેલાવા માટે રાખ્યો. બીજાને બાજ અને શેકારી કુતરા સાથે તેને શેકાર કરતાં શિખવી તેના દિલને એ હુનરથી દિપતું બનાવવાને રાખ્યો. ત્રીજાને તેને ચોગાનબાજી, તીરઅંદાજી, દુશમનો સામે લડવા તલવારબાજી તથા ઘોડાની જમની અને ડાબી તરફ લગામ તાણી ઘોડેસ્વારીનો હુનર શિખવવા માટે રાખ્યો. તેને પેહેલવાનો વચે નામદાર બનતાં, શાહાનશાહોને લાયકનું કામ અને બોલવાની ઢપછપ જાણતાં અને લડાયક લોકોની રીતભાત જાળવવાના હુનરો શિખવવા માટે તેને રાખવામાં આવ્યો કે જેથી તે જે કાંઈ જેહાનને લગતો હુનર ધરાવતો હોય તે પાદશાહી ખાનદાનના બેહરામને શિખવે.

એ મોબેદોએ મંજર આગળ આવી લાગતાંજ પોતાને લગતી તરેહવાર વાતો તેને કહી સમજાવી જેથી મંજરે તેઓને શાહજાદાનો હવાલો સોંપ્યો. બેહરામ જાતેજ દાનાઈનો વધારો કરનાર અને પેહેલવાનના જેવો હોવાથી તેઓના શિક્ષણ હેઠલ તે શાહજાદો એવો કાબેલ બન્યો કે તે તમામ હુનરોને મરદાનગી ભરેલી રીતે ઇનસાફ આપવા લાગ્યો. તેને કાને જે કાંઇ હુનરની વાતો પડતી તેનાથી તેની હુશીયારીનો વધારો થતો. તે નામદારની ઉમર અધાર વર્ષની થતાંજ તે બાધુર, જોરેમદ અને ખોરશેદ જેવા ચેહેરાનો બન્યો અને વળી એલમ હુનરમાં, ચોગાનદાવમાં, શેકારી કુતરા અને ચાકરા વાપડવામાં, લશકરગાહમાં ઘોડા દોડાવવામાં અને ઘોડો દોડાવી હુમલો કરવામાં કે બીજી કાંઈ પણ ચિજમાં કાચો રહયો નહી. આથી બેહરામે મંજરને કહયું કે, "ઓ પાક વિચારના મંજર ! હવે આ હુનરમંદ ઉસ્તાદોને તું તેઓને વતન પાછા રવાના કર." આથી તેણે તે દરેક ઉસ્તાદને પુશકલ હદીઆ નવાજીયા જેથી તેઓ ખુશ બનીને મંજરની દરબારમાંથી વિદાય થયા.

પછી તે શાહજાદાએ મંજરને કહયું કે, "તું નેજાવાલા લશકરને સ્વાર કરી અત્રે બોલાવ અને મારી સામે તેમને ઘોડા જોહોંકાવી દેખાડવા અને પોતાના ભાલાઓ મારી નજર સામે ધરવા ફરમાવ. તેઓ તે ઘોડા અને ભાલાની જે કીંમત કહેશે તે કીંમત પૈસા મંગાવી હું તેમને આપશ." ત્યારે મંજરે તેને જવાબ દિધો કે, "ઓ હુનરમંદ અને નામદાર શાહજાદા ! મારા ઘોડાઓના તબેલાનો રખેવાલ તારી આગળ હાજર છે અને એ ઘોડાઓનો માલેક તું પોતેજ છે એમ સમજ. જો તું એ અરબી ઘોડાઓ કીંમત આપી ખરીડે તો પછી મેં તારી પુઠે વેઠેલી મેહેનત અને સખતી શા ખપની ?" બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ નેકનામ પાદશાહ ! તું હમેશાં તારી નેકી

મુજબની મુરાદ પાંમતો રેહેજે. હું તો ઉરાન ઉપરથી ધાસ્તીથી લગામ તાણયા વગર તે ઘોડાને દોડાવી જોવશ અને તેમ દોડવામાં તે મજબુટ જણાશે તોજ હું તેને લડાઇમાં મારો પવન જેવો સાથી બનાવશ. અજમાવી જોયા વગરના ઘોડા ઉપર સખતાઈ વાપડી જોર કરવું ઘટતું નથી."

આથી મંજરે પોતાના બેટા નોઅમાનને ફરમાવ્યું કે, "તું તબેલા-ખાતાંના નવા વડા સાથે જઇને ત્યાંથી ઘોડાઓનું એક ટોલું ચુંટી લાવ. તુ નેજા સાથના સ્વાર લશકરના મેદાનમાં ફરી વલ્ અને ત્યાંથી કયા ઘોડા લડાઇને લાયકના છે તે જોઇ કાઢ." આથી નોઅમાન ત્યાંથી જઇ સો ઘોડાઓ ચુટી લાવ્યો. તેણે લડાયકોનાજ ઘોડાઓને તેમાં પસંદ કીધા. તે જોઇ બેહેરામ તે મેદાનમાં ગયો અને તે ઘોડાઓને જમણી તથા ડાબી બાજુએ જોહોલાન આપી કેટલોક વખત ફેરવ્યા. બેહરામના સ્વાર થતાંજ જે ઘોડો પવનવેગે ચાલનારો ગણાતો તે પાંખ વગરનો (યાને દોડવામાં અશકત) બનતો. એ પ્રમાણે તેણે જોઇ જોઇને એક કાલી પુછડી અને યાલવાલો સેહેજ રાતા રંગનો એક ઘોડો ચુટી કાઢયો જે પોહોલી છાટીનો અને દોડવામાં પવન ચાલનો હતો બીજો પણ એવોજ પણ રંગમા જરા ઉતરતો પસંદ કીધો. તેને જોઇને તુ કેહેશે કે, "જાણે દરીયામાંથી મગરમછ પોતે બાહાર આવ્યું છે. તેની નાલ જમીન સાથે અફડાતાં આતશ પડતો હતો. મંજરે તે ઘોડાઓની જે કીમત હતી તે ચુકવી આપી. તે ઘોડાઓ કુફાના (નામીચાં) જંગલના વતણી હતા. સરદાર બેહરામે તે વીજલીના આતશ જેવા ખુશનુમાં બે ઘોડા કબુલ રાખ્યા અને તેમને તાજા શેબ ફળ માફક સંભાળથી જાળવી રાખ્યા તથા તેઓને પવનથી પણ કાંઇ ઇજા થવા દીધી નહી.

એક દિવસે તે જવાન શાહજાદાએ મંજરને કહયું કે "ઓ રોશન રવાનના શખ્સ! તું મને એમ જરા પણ દુખ આપ્યા વગર રાખ્યો જાય છે અને મને થોડો વખત પણ દલગીર થવા દેતો નથી તોપણ તું જેઓને જેહાનમાં જોશ તેઓનાં દિલ ભરમ વગરના હશે નહી. દુખથી એકનો ચેહરો ફીક્કો બને છે તો બીજાનો ખુશાલીના વધારાથી સુખી બને છે. ફક્ત ખુબસુરત ઓરતજ રામશણીનો વધારો કરનાર ગણાય છે કારણ કે દુખનું નિવારણ કરનાર ઓરતજ ગણાય છે. જવાન શખસો વચ્ચે શું પાદશાહ કે શું પેહેલવાન ઓરતથીજ આરામ પકડે છે. વળી પરવરદેગારની દીનતું કહવું તેઓથીજ રહેછે. જવાનોને નેક મારગે ચાલવાની તેઓજ રાહનુમાઈ કરે છે, માટે તું પાંચ છ ખુબસુરત

અને ખોરશેદ જેવા ચેહેરાની કુમારીકાઓને હાજર કરવા ફરમાવ કે હું તેઓમાંથી એક બેને પસંદ કરૂં અને તેમ કરી ઇનસાફ તથા દીનનોજ વિચાર કર્યા કરૂં. વળી તેનાથી મારે ત્યાં એક બેટો અવતરે જે મારાં દિલને થોડો ઘણો આરામ આપનારો થાય. વળી તેથી જેહાનનો પાદશાહ મારા ઉપર ખુશનુદ રેહે અને મારી દરેક અંજુમન વચે તારીફ થાય."

બુર્જોર્ગ મંજરે તે જવાનની એવી વાત સમજતાંજ તેની તારીફ કીધી અને તેની ઓરતોની સોધખોળમાં રેહેતા શખ્સોને ગોલામોના વેપારીઓની વખાર તરફ જડપથી જવા ફરમાવ્યું. તેઓ જઇને ચાલીશ કુમારીકાઓ જેવો સઘલી પસંદ પડતી અને દિલને આરામ આપે એવી હતી તેઓને ચુંટી લાવ્યા. તે સઘલીઓ સીધા સરોવર જેવી ઉંચાઇની, મનપસંદ અને દમામદાર હતી. બેહરામે તે ગોલાબી ચેહેરાની ઓરતોમાંથી હાથીદાંત જેવી સફેદ ચામડીની બેને પસંદ કીધી. તે બંધે સેતારેસમાન ખુબસુરતીઓમાથી એક ચંગ વજાડી જાણુતી હતી જ્યારે બીજી ગુલલાલા જેવા ચેહેરાની યમનના સેતારા સમાન દિપતી હતી. તેઓની ઉંચાઈ સરોવર જેવી અને તેમના ચોટલા કમંદ જેવા લાંબા હતા. તેઓ બેહરામને પસંદ પડતાંજ મંજરે તેમની કીંમત ચુકવી આપી. આથી બેહરામે ખુશ થઇ હસીને મંજરની તારીફ કીધી, તથા તેના ગાલો રાતા માણેક માફક લાલ બન્યા. પછી તેનું કામ દડાદાવ અને મેદાન સિવાય બીજું કાંઇ રહયું નહી જેથી તે ઘડીકમાં ચોગાનદાવની રમતમાં ફટકા લગાવતો તો ઘડીકમાં શેકારે જતો હતો.

## પોતાની ઓરતને લેઇ બેહરામ શેકારે નિકલ્યો અને ત્યાં તેણે તેઓને પોતાનો હુનર દેખાડયો તે વિષે.

એક દિવસે એવું બન્યું કે બેહરામ પોતાનો રસાલો સાથે લિધા વગર પોતાની ચંગ વજાડી જાણનાર ઓરતને સાથે લેઇને શેકારે ગયો. તે પરવાલાં જેવા ગાલની રૂમી ઓરતનું નામ આજાદેહ હતું. તે સરોવર જેવા સીધા કદની ઓરત જેણે પોતાના હાથમાં ચંગ નામનું વાજીંત્ર પકડયું હતુ તેને સાથે લેઇને એક સાંઢની ઉપર બેઠો જ્યાં તેણી પોતાના હોટ ઉપર તેનુંજ નામ ધરી તેના દિલને આરામ આપી રીજવવા લાગી. શેકારે જવાને વખતે તેણી એક સાંઢણી મંગાવતી અને તેની પીઠ ઉપર બરેલું રેસમી કપડું નાખી તેને સંગારતી. તે સાંઢણીને ચાર રેકાબ પોવામાં આવતી અને તે ચઢાણુ ઉતરાન ઉપર સઘલે દોડતી હતી. વળી તેને જવેહરાત જડેલી

સુના અને રૂપાની બે લગામો પોહવામાં આવતી. બેહરામની તીરની કોઠલી નિચે હમેશાં કમાન લટકતી હતી તે બાહુર દરેક જાતની દાનાઇનો હીસ્સો ધરાવતો હતો. તેઓ શેકારે નિકળતાંજ તેમની સામે એક હરણનું જોડું આવ્યું તેથી તે જવાને હસતાં હસતાં આઝાદેહને પુછ્યુ કે, "ઓ માહાતાબના જેવી ઓરત! હું કમાણની દોરી તાણી તે ઉપર તીરનો ચીલ્લો ચઢાવતાનેવાર કયા હરણને મારી નાખું? કારણકે હરણની માદા જવાન છે અને તેના નર બુઢો છે." આઝાદેહે જવાબ દિધો કે, "ઓ સિંહ જેવા શખ્સ! હરણ સાથે કાંઇ મરદ લોકો લડાઇ કરે નહી માટે તુ તે માદાને તારા તીરથી નર બનાવી દે અને તે નરને માદા બનાવી દે. પછી જ્યારે તે હરણી તારો તીર લાગતાં નાહાસવા માંડે કે તુ પણ તારા ઘોડાને જોરથી દોડાવીને એવી રીતે કમાનમાથી તીર ફેંક કે જેથી તે પોતાના કાન ખભા ઉપર નાખી પેલા તીરને કાન ઉપરથી ખખેરી કાઢવા માંગે અને તેમ કરતાને તે પોતાનો એક પગ ખવડવા માટે ઉચકે કે તુરતજ તુ જો મારી નજરમાં જેહાનનો નામીચો પાદશાહ ગણાવા માગતો હોય તો તેના માથા, પગ અને કાન એ ત્રણેને સામતાં સીવી લે."

આથી બેહરામગોરે કમાન ઉપર તીર ચઢાવ્યો અને પછી પોતાના ઘોડાને મેદાનમાં દોડાવી મુકયો તેણે પોતાની કોઠલીમાથી એ શેકાર કરવાને બે અણીવાલો તીર કાઢી હાથમા ધર્યો. તેવામાં તે હરણ પણ તુરતજ તેની આગળથી પસાર થયુ અને તે પાદશાહે તે બે અણીના તીરથી તે જડપથી દોડતાં હરણના સીગડાંઓને ઉખેડી કાઢયાં, જે જોઇને તે કુમારીકા અજબ બની. તે નરહરણ તુરતજ માદાની માફક સીગડાં વગરનુ બની ગયું અને તેનાં સીંગડાં તેના તીર વડે માથાં ઉપરથી કપાઈ ગયાં. પછી તેણે શેકારીની અદાએ તે માદાંના સીગડાં ઉગવાની જગ્યાએ બે તીરો એવી રીતે ફેંકયા કે તે બન્ને તીર તેના માથા ઉપર સીગડાં માફક જણાવા લાગ્યા અને તે હરણીની છાતી લોહીથી ખરડાઇને લાલ બની. પછી તેણે પોતાનો ઘોડો તેના નર તરફ દોડાવ્યો અને વાંકી કમાણ ઉપર તીર ચઢાવીને તે હરણના કાન તરફ ફેંકયો જે તેણે તાંકેલીજ જગ્યાએ જઇને વાગ્યો. તુરતજ તે હરણે પોતાનો કાન (પગથી) ખવડયો તેજ વખતે બેહરામે પોતાની ચાચી કમાન ઉપર જે તીર ચઢાવી રાખ્યો હતો તે તીર છોડી તેના માથા, પગ અને કાન એ ત્રણેને સામતાં સીવી લિધાં અને તે હરણો માટે આઝાદેહનો જીવ બલવા લાગ્યો.

પછી પાદશાહે તેણીને એ પ્રમાણે કહયું કે, "હું જ્યારે પણ શેકાર કરૂં છું ત્યારે હું એવાં હજારોને તેં જે હાલતે તેઓને મરતા જોયાં તેમ મારૂં

છુ " આથી તે કુમારીકા બોલી કે, "ત્યારે તો તું એક હારેમન લાગે છે! જો એમ નહી હોય તો તુ તેઓને એ પ્રમાણે મારી નાખે નહી. આથી બેહરામે ગુસ્સામાં આવી પોતાનો હાથ લંબાવ્યો અને તેણીને જીન ઉપરથી ઉચકી જમીન ઉપર ઉંધે મસતક પછાડી અને તે ચંગ જેવી ઓરત ઉપરથી પોતાના ઘોડાને ચલાવી તેણીની છાતી તથા હાથોને લોહીથી જજરતા બનાવ્યા. પછી તે બોલ્યો કે "ઓ કમઅકલી ચંગ વજાડનારી! મને તે એબ તોડી પાડવાની હીમત કેમ કીધી? જો તુ દાનાવ હતે તો એવી રીતે (હરણોને) જખમ મારતા મારા ખાનદાનને શરમ પુગી છે એમ બોલતે નહી."

આઝાદેહને ઘોડાના પગ નિચે કચડી નાખ્યા પછી તે કોઈ પણ ઓરતને પોતાની સાથે શેકારે લઇ ગયો નહી બીજે અઠવાડએ તે પોતાના બહાદુર લશકર સાથે શેકારી કુતરાઓ અને શકરાઓને લઇ શેકારે ગયો, જ્યાં તેણે એક પહાડ આગળ એક સિંહને ગોરખરની પીઠ ફાડી ખાતાં જોયો આથી તેણે કમાન ઉપર તીરનો ચાલ્લો ચઢાવ્યો અને તે કમાનને જડપથી ત્રેસડ વળ આપી તે તીરથી સિંહના દિલને તે ગોરખરની પીઠ સાથે સીવી લિધુ, જેથી તે સિંહ ઉપરથી અને ગોરખર નિચેથી લોહીથી જજરતુ બન્યુ.

## બેહરામે મંજરને શેકારના મેદાનમાં કેટલાક હુનરો દેખાડયા તે વિષે.

બીજે અઠવાડએ તેની સાથે મંજર અને નોઅમાન પણ શેકાર કરવાને ગયા. તેઓએ માર્ગમાં સારા અને માઠા રસ્તાઓની વાકેફી માટે કેટલાક નામીગા આરબોને પણ સાથે લિધા. મંજરે ત્યાં એવી ઇચ્છા કીધી કે, બેહરામગોર તેઓને પોતાની સ્વારીનો હુનર અને જોર દેખાડે. તેવામાં તેઓએ એક ઠેકાણે શાહમુર્ગોને એકઠા થએલા જોયા, જેઓએ તેમને જોઇને ત્યાંથી સાઢણીઓની માફક નાહાસવા માંડયું. બેહરામગોરે તે શાહમુર્ગોને જોતાંજ પોતાના ઘોડાને પવન વેગે દોડાવી મુકયો અને હસતાં હસતા કમાન હાથમાં ધરી કમરબંધ ઉપર હાથ લંબાવી ત્યાંથી ચાર ખડગ તીરો બહાર કાઢયા અને તે શાહમુર્ગોનો અંતલ.વવાને તેઓને એક પછી એક કમાન ઉપર ચઢાવ્યા. તે તિક્ષણ તીરના પીછોને તેણે ચીરીને પોહોલાં કીધા. અને પછી તે શેકારી શખ્સે તેઓને એવી રીતે ફેંકયા કે એકજ તીરના નાકામાંથી બીજા ત્રણ પણ પસાર થઇ ગયા અને તે તીરો તે નાકાંથી જરા એમ કે જરા એમ ઉચાઇ નિચાઈએ લાગ્યા નહીં અને એક તીરથી બીજો તીર જરા પણ ઉચો ગયો નહીં. પછી એક નામદારે ત્યાંથી

ત્યાં જઇને જોયું તો તે સ્વારે કીધેલા સઘળા જખમો એકજ જગ્યાએ લાગેલા દિઠા. આથી મંજરે તેમજ નેજાવાલા લડાયક સ્વારોએ તેની તારીફ કીધી. મંજરે તેને કહ્યું કે "ઓ પાદશાહ ! જેમ વસંતની મોસમમાં ગોલાબ ખીલી રહે તેમ હું તારાથી ખુશાલ બન્યો છું. તારો માહાતાબ સરખો ચેહેરો કદીપણ ઝાંકા થતો ના અને તારી કમર કદી પણ સુસ્ત થતી ના."

મંજર પોતાના મેહેલમાં જઇ લાગતાંજ તેના બેહરામ માટેના વિચારો સનિશ્ચરની ઉચાઈ સુધી પુગી રહયા. તેથી તેણે યમનમાથી ચીતારાઓની ઘણીએક સોધ કીધી અને તેથી તેના મેહેલમાં ચીતારાના ઉસ્તાદો ભેગા મલ્યા. તેણે તેઓને ફરમાવ્યું કે, "જે પ્રમાણે બેહરામે આ તીરથી જખમો કીધા છે તે મુજબનો એક ચીતાર તમો એક રેસમી કપડાં ઉપર ચીતારો. તમો તેમાં જોરાવર શરીરના બેહરામને ચીતારો તથા તેણે જે અજબ જેવા જખમો કરી તે મોટા શાહમુર્ગને નિચે પાડયું છે તે પણ ચીતારો. તમો તેની કમાનનો તથા પેલા સિંહ અને હરણનો તથા ગોરખરનો ચીતાર પાડો અને તેમાં તેની જેવી પોહલી છાતી અને હાથનું જોર છે તેવુંજ ચીતારજો." આથી એક રેસમી કપડાં ઉપર કાલા રંગથી પેલા શાહમુર્ગનો, તથા મેદાનનો અને તેણે કીધેલા તીરોના જખમોનો ચીતાર ચીતાર્યો. પછી તેણે તે ચીતાર ત્યાંથી એક સ્વારને દોડાવી પાદશાહ યજદેજર્દ આગળ મોકલી આપ્યો. જ્યારે તે કાસદ યજદેજર્દ આગળ જઇ લાગ્યો ત્યારે તેનું તમામ લશકર તે ચીતાર આગળ ભેગું મલ્યુ અને તે જોઇને તમામ નામદારો અજબ થયા અને બેહરામ ઉપર આફ્રીન પોકારવા લાગ્યા.

## બેહરામ નોઅમાન સાથે યજદેજર્દ આગલ આવ્યો તે વિષે.

મંજરે બેહરામના હુનરોનો ચીતાર ચીતરાવી પાદશાહ યજદેજર્દ આગળ મોકલી આપતાજ તે બાપ પોતાના ખોરશેદ જેવા આપઅખત્યાર બેહરામને જોવાની ખાહેશ કરવા લાગ્યો. વળી સિંહ જેવા બેહરામે પણ મંજરને એ પ્રમાણે કહયુ કે, "જેમ જેમ હું તારી આગળ વધારે વખત રેંહેતો જાઉં છું, તેમ તેમ મને મારા બાપને જોવાની ખાહેશ થાય છે, કે જેથી તેને જોઈ મારૂં ઉશકેરાયલું દિલ નચિંત બને" આથી મંજરે ઘટતી તૈયારીઓ કીધી અને યમનમાંથી પુશકલ હદીઓ તૈયાર કીધો તેમાં સુનેરી લગામવાલા અરબી ઘોડાઓ, યમનના પોખરાજો, યમનની તલવારો, અદન શેહેરની ખાનોમાંની કીંમતી ધાતુઓ વિગેરે મોંઘી કીંમતની ચિજો હતી. નોઅમાન પણ તે

શાહજાદાનો શાથી બન્યો, કારણકે તે કેઆનીઓ નજદિક માન પાંમેલો હતો. એ પ્રમાણે તેઓ મુસાફરી કરતાં ઇસ્તેખરમાં આવી લાગ્યા અને ત્યાં તે શાહજાદાનીજ વાતો ચાલી રહી.

જ્યારે અરબ પાદશાહ નોઅમાન અને પાદશાહના ફરજંદના આવવાની ખબર માર્ગમાંથી ત્યાંનાં લોકોને પુગી ત્યારે તમામ મોબેદો, દરબારના ખબરદાર લોકો અને અક્કલમંદો તેઓને માર્ગમાં એસ્તેકબાલ લેવાને માટે આવ્યા. જ્યારે પાદશાહે બેહરામને દુરથી આવતા જોયો તથા તેનો દમામ, બાજુ અને બાંધો જોયો ત્યારે તે તેનાં કામો માટે તથા તેનું ઉંચુ કદ, ચાલાકી અને દેખાવ માટે અજબ બન્યો. પાદશાહે તેની પુષ્કલ ખબર અંતર પુછી તેને માનથી નવાજ્યો અને તેને પોતાની આગળ જગ્યા કરી બેસાડયો. ત્યારબાદ નોઅમાનને એક મહેલમાં ઉતારો આપ્યો તથા બેહરામને માટે પણ એક ઘટતો મહેલ તૈયાર કીધો અને ત્યાં તેને માફક આવતા નોકરો અને ગોલામડીઓને મોકલી આપી. બેહરામ રાત દીસ પોતાના બાપ આગળ હાજર રહેતો અને તેની નોકરી બજાવવામાં તેને માથું ધવડવાની પણ ફુરસદ મલતી નહીં.

નોઅમાનને પાદશાહ આગળ રહયાને એક મહીનો થયા બાદ તેણે પોતાને વતન પાછો ફરવાની મરજી જણાવી. આથી યજદેજરદે તેને એક રાતે બોલાવી મંગાવી પોતાના પાદશાહી તખત ઉપર તેને પોતાની બરોબર પાસે બેસાડી કહયુ કે, "બેહરામની જતન કરવા પાછલ મંજરે પુષ્કલ મેહનત લિધી છે જેથી એ કામનો બદલો વાલી આપવાની મારી ફરજ રહે છે. તમારા એ કામોની ગણત્રી મારા હોરમજદ (પરવરદેગાર)ના કામો જેટલી થાય છે (યાને હું જેટલો હોરમજદનો ઉપકાર માનવાને અશકત છું તેટલોજ તમારો ઉપકાર માનવાને અશકત છુ.) મને બેહરામના સંગીન વિચારો પસંદ પડે છે અને તેની વળણુ અક્કલ તરફ ઘલેલી જણાય છે. હવે જો તું મારી દરબારમાં વધુ વખત ઘોબશે તો તારે માટે તારા બાપની નજર માર્ગમાં ખેચાયલી રહેશે.

પછી તેણે પોતાના ખજાનામાથી પાદશાહી ખેલાત સાથે પચાસ હજાર દીનાર મંગાવ્યા તથા વળી પોતાના તબેલામાથી સુનેરી રૂપેરી સાજ સાથના ભારી કીંમતના દશ ઘોડાઓ તથા ગાલીચાઓ, ગોલામો અને રંગબેરંગી જાત જાતની ચિજો પોતાના ખજાનામાંથી મંગાવી. તેથા એ સઘળું તે પાદશાહના ખજાનચીને નોઅમાન આગળ હાજર કીધું અને તે સઘળું તેને સોંફયું. વળી તેણે નોઅમાનના સાથીઓ ઉપર પણ બક્ષેશ કરનાને ખુશાલી સાથે હાથ લંબાવ્યા અને તેઓને તેમની પડી મુજબનો હદીઓ આપ્યો. પછી પાદશાહ યજદેજરદે પોતાની દરબારના દરજ્જાને ઘટતી રીતે મંજર ઉપર એક નામું

લખાવ્યું અને તેમાં પોતાનાં ફરજંદની બહાદુરીની વખાન સાથે યમનના પાદશાહે તેની સાથે જે સંબંધ રાખ્યો હતો તે વિષે દર્શાવતાં તેણે લખ્યું કે "મેં મારા બેટાને આવી રીતનો જોવાથી તારાં એ કામનો બદલો વાળવા મારો હાથ એ રીતે લબાવ્યો છે."

બેહરામગોરે પણ મનજર ઉપર એક નામુ લખ્યુ કે "અત્રે મારૂં કામ બીગડે અને કડવાશ ઉપજે એવુ મને લાગે છે કારણ કે હું પાદશાહ તરફ ઉમેદ સાથે નજર કરી શકતો નથી તે તો પોતાના એક નોકરને ગણે તેમ મને ગણતો જણાય છે. હું અત્રે બેટા તરીકે તો ગણાતોજ નથી પણ એક નોકર તરીકે પણ ગણાતો નથી અને એક ચાકરને અવતારે હુ આ દરબારમાં ખુશાલ રહી શકતો નથી. બેહરામે વળી નોઅમાન આગળ પણ જેહાનના પાદશાહની બુરી વર્તણુક અને ગેરરીતીઓ માટેની ખાનગી વાતો કીધી

પછી નોઅમાન પાદશાહ યજદેજર્દની દરબાર છોડી નામદાર મનજર આગળ આવી લાગ્યો અને તેણે તે જેહાનના પાદશાહનુ નામુ તેને સપુરદ કીધાથી મનજરે તે નામાંને બોસા લેઇ માથે ચઢાવ્યુ. તેણે તે હકીઓ જોઇ ખુશાલી જણાવી. મનજર તેની તારીફ ઉપર તારીફ ગાઇ રહયા પછી જે છુપ્યો પેગામ બેહરામે મોકલ્યો હતો તે તેણે મનજર આગળ કહી સમજાવ્યો પછી તેના મુનશીએ તે નામુ વાચી સમજાવ્યાથી નામદાર મનજરનો ચેહરો તે સમજીને ઉતરી ગયો. તુરતજ તેણે મુબારક દાનાઈ સાથની વાતો લખાવી તેનો જવાબ લખાવ્યો. તેમાં તેણે લખાવ્યુ કે "ઓ નામવર સરદાર! તું સંભાળજે, અને તારા બાપ તરફની ફરજ બજાવતાં પાછો હટતો ના પાદશાહ તરફથી ગમેએવી ભલી યા બુડી વર્તણુક જોય તોપણ તું સતોષી રેહેજે અને તેની નોકરી દાનાઇથી બજાવ્યો જજે. મોટાઓ તરફની બુરી વર્તણુક સબુરીથી ખમાઈ શકાય છે માટે તારે એક અકલમંદના જેવુજ મગજ ધરાવવુ ઘટે છે. ફરતાં આસમાનની જો એવીજ મરજી હશે તો તે મરજીની સામે આપણાથી ટકી શકાવાનું નથી ફરતુ આસમાન એકનાં દિલને મોહબત માયાથી ભરે છે તો બીજાનાં દિલને કીનાભર્યું રાખે છે અને તેના ચેહરાને વિહાલ બનાવે છે. પરવરદેગારે આ જેહાનને એવીજ પેદા કીધી છે. તેમા તે જેને મોજ કરાવા માંગે છે તેને મોજ કરાવે છે. હવે પછી તુંને કામ લાગે તેટલા માટે આ સાથે હું તારા ઉપર પૈસા અને પાદશાહી જવેહરાત મોકલુ છું. માટે ખબરદાર તુ તારા દિલને દુખી રાખતો ના. ખજાના માટે મુશકેલી વેઠવી તુંને લાયક નથી. હાલ તુરત તો નજરાંના તરીકે તારા ઉપર દસ હજાર દીનાર મોકલું છું તથા એ ખજાના સાથે તારાં દિલને ખુશ રાખવા તથા તારી રાહ-

નુમાઈ કરવાને તારે માટે એક ગોલામડી મોકલી આપી છે જે તારા દલગીર જીવને ખુશ કરી શકશે. જ્યારે પણ એ પૈસા પુરા થાય ત્યારે તું તારા પાદ-શાહ આગળ ગમગીન રેહેતો ના કારણકે હુ આ મારી પાદશાહીમાંથી તારે માટે તરેહવાર ચિજો મોકલતો રહેવશ. તું તારા પાદશાહની નોકરી અને તેની તારીફ બજાવતો રેહેજે અને તેની નોકરી બજાવવામાં વધારો કરતો રેહેજે જેહાનના પાદશાહની વિરૂધના તારા આ બુરા વિચારો દુર કરજે કારણ કે તે કાઇ તુ છુપાવી શકવાનો નથી." પછી તેણે બોલકના, દાનાવ, અને દોસ્તીને લાયકના દસ અરબ સ્વારોને તેની આગળ મોકલી આપ્યા અને તે સવારોઓ મનજરે મોકલેલી પૈસાની ડેલીઓ અને બીજી ચિજો સાથે બેહરામ આગળ આવી લાગ્યા. અક્કલમંદ બેહરામ તે જોઇને ખુશ થયો અને તેના દિલનુ તમામ દુખ ઓછુ થઈ ગયુ. ત્યારબાદ બેહરામ એ અરબ પાદશા-હની નશીઅત મુજબ પાદશાહ યજદેજર્દની રાત અને દિસ નોકરી બજા-વવા લાગ્યા.

## યજદેજરદે બેહરામને કેદ કીધો અને તેનો તૈનુશની સીશારસથી છુટકારો થયો તથા બેહરામ પાછો મંજર આગળ જતો રહયો તે વિષે.

એક દિવસે એવું બન્યુ કે જ્યારે બેહરામ એક ખુશાલીની મીજલસમાં પાદશાહ યજદેજરદ આગળ ઉભો હતો ત્યારે મધ્યરાત વહી જવાથી તેને ઉભા ઉભા ઉંઘાવાની ઇચ્છા થઈ. તેના બાપે તેને એમ ઉંઘાતો જોતાંજ આંખમાં જનુન સાથે ગુસ્સાથી એક બાંગ મારી અને જલ્લાદને ફરમાવ્યુ કે "તુ એના દિલ ઉપરથી તાજ અને કેઆની કમરબંધ ઉતારી લે અને તેને બંધીખાને પુરી પાછો આવ. કારણ કે એને એ નામોશીભરી જગ્યાજ લાયક છે." આથી બેહ રામ તે મહેલમાં કેદ પડયો અને તેનુ દિલ તુટી ગયુ. તેણે એક આખુ વર્ષ સુધી પોતના બાપનો ચેહરો જોયો નહીં. ફકત નોરોઝ અને જશને સદેહને દિવસેજ તે સરદારોની સાથે પોતાના બાપની હજુરમાં જતો હતો.

એવું બન્યું કે રૂમનો તૈનુશ રૂમ તરફની સલામી તરીકે પૈસાની ડેલીઓ અને બીજી ભેટો લેઇને ત્યાં પાદશાહની હજુરમાં એક એલચી દાખલ આવી લાગ્યો. તેના ત્યાં આવી લાગતાંજ શાહનશાહ યજદેજરદે તેને માનથી નવાજ્યો અને તેના ઉતારા માટે એક લાયક જગ્યા તૈયાર કરાવી. બેહરામે તૈનુશ ઉપર એવો પેગામ મોકલ્યો કે "ઓ ખુશી મુજબ વર્તનારા ચાલાક શખ્સ! પાદશાહ

મને કમીના નોકરથી વધારે ગણુતો નથી અને હાલે હું નિર્દોશ છતાં તેની આગળથી એમ દુર થયો છું. માટે તું યજદજરદ પાસે એવી ખાહેશ કર કે તે મને તુંને બક્ષી દે, કે જેથી મારૂં કરમાયલું નસીબ પાછું પ્રકાશતું બને. પછી તું મને મારા ખેરખાહ મંજર આગળ પાછો મોકલી આપજે. કારણકે એ મંજર મારા બાપ અને મારી માય કરતાં પણુ વધારે સારો છે."

એનો એવો પેગામ સમજતાંજ તૈનુશે પાદશાહ પાસે તેવી માંગણી કરી તેની ઇચ્છા પાર પાડી આપી. આથી બેહરામનું દુખી દિલ તેનાથી ખુશાલ બન્યું અને તે કંગાળ બંધીખાનામાંથી છુટો થયો આથી બેહરામે દરવીશો વચ્ચે પુષ્કલ ખેગતો કીધી અને પછી ત્યાંથી નિકળી જવાની જડપથી તૈયારીઓ કરવા માંડી તેથી તેણે પોતાના તમામ નોકરોને બોલાવી મંગાવ્યા અને ત્યાંથી પોતાના રસાલાને અંધારી રાતે પવન વેગે કુચ કરાવી. તેણે પોતાના દોસ્તોને કહયું કે "શુકરાના પરવરદેગારના કે આપણો હવે છુટકારો થયો છે અને આપણે તમામ ધાસ્તીઓથી નચિંત બન્યા છીએ."

જ્યારે તે યમનના પાદશાહ આગળ આવી લાગ્યો ત્યારે ત્યાંના મરદો, ઓરતો અને બાળકો તેને લેવાને માટે બહાર આવ્યા. પાક વિચારના નેજાવાલા સ્વારો સાથે મંજર અને નોઅમાન પણુ બેહરામ આગળ આવ્યા જેથી લશકરથી ઉડી રહેલી ધુળથી દાહાડો પણુ અંધકારવાલો બન્યો. તે બંધે બહાદુરો ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયા અને બેહરામે તેઓ આગળ પોતાના ગમ અને દુઃખની વાતો કીધી. તેની વાત સમજી મંજર પણુ રડી પડયો અને તેને પુછપરછ કરી બોલ્યો કે, "પાદશાહનું નસીબ એવુ છે કે તે કદી પણુ અક્કલની રાહે વાત કરતો નથી તેથી મને ફીકર છે કે તે પોતાની કરણી મુજબનો પુરો બદલો પાંમશે." બેહરામે તેને કહયું કે "મારા બાબમાં કદી પણુ એવું બનતું ના કે તે શુમ નસીબના પાદશાહને હું યાદ કરૂં." પછી મંજરે જ્યાં બેહરામ આગળ રેહેતો હતો ત્યાંજ તેને ઉતારો આપ્યો અને પોતાની કીધેલી ભલાઇમાં બીજી ભલાઇનો વધારો કીધો. પછી મોજમજાહ, શેકારનું મેદાન, બક્ષેશ અને લડાઈની કોશેષ સિવાય તેનું બીજું કાંઈ કામ કરવાનું રહયું નહી. ત્યાર પછી યજદેજર્દ માટે બેહરામનો ગમ કે ખુશાલી જેમ આતા ઉપર પવન ફુકે તે સમાન બની. એ બનાવ બન્યાને પણુ કેટલોક વખત વહી ગયો તેટલાં બેહરામ પોતાના મેહેલમાં ખુશાલ અને શેકારના મેદાનમાં મોજમજાહ મેલવવા લાગ્યો.

યજદેજર્દ પોતાની પાદશાહી માટે વિચારવંત બન્યો તેથી તેણે મુલકે મુલકોના દાંનાવોને બોલાવી ભેગા કીધા. ત્યાં તેણે નજુમીઓને હોકમ કીધો

કે, "તમો સઘલા મારા ગ્રહો ઉપર નજર પુગાડો અને મારૂં મોત કયારે નિપજશે તે જોઇ કાઢો? મારૂં સર અને તાજ કયારે અંધકાર પકડશે? એ બનાવ કયારે બનશે અને તમારા પાદશાહનો ચેહેરો કયારે મોતથી ફીકકો બનશે?" નજુમીઓએ તેને જવાબ દિધો કે, "તું જેહાનના પાદશાહે એમ મોતની યાદ કરવી જોઇતી હતી નહી જયારે તું અત્રેથી "સુ"[1] નામના સરોવર તરફ જવું કરશે, ત્યારે તું શેહેનશાહનું નશીબ પુરૂં બનશે. તું અસબાબ લાધી તારાં લશકર ભેગો જયારે ખુશાલી સાથે તુસ શહેર જોવા જશે ત્યારે તારૂં મોત ત્યાં નિપજશે. માટે આવા વખતની યાદ તારે કાને પડવી જોઇતી નથી. જો તુ એ વિચાર યાદ કરતો રહેશે તો તેથી તુંને નુકશાંન પુગશે. કારણ કે એ ભરમ તો પરવરદેગારના પરડા નિચે છુપાયલો છે."

પાદશાહે નજુમીઓની આવી વાત સમજતાંજ આદરખોરેહ, આદર બુરજીન અને સુનેરી ખોરશેદ ઇજદના સોગન લીધા કે "મજાહ કરતી વખતે યા લડાઈ કરતી વખતે હું સું સરોવરને નજરો નજર જોવશ નહીં એ બનાવ બન્યાને ત્રણ મહીના વહી ગયા ત્યારે પાદશાહનું લોહી રેડવાને જમ જોશ ઉપર ચઢયો એક દહાડે તેની નાકની નસકોરી ફુટયાથી ઘણું લોહી વેહવા લાગ્યું જેથી વૈદોએ આવી તરેહવાર ઉપાયો અજમાબ્યા. વૈદોની દવા દારૂથી એક અઠવાડયુ લોહી નિકળતુ બંધ રહેતું તો બીજે અઠવાડયે પાછુ વહેવા માંડતું.

## યજદેજરદ મોબેદોની સલાહથી સુ નામના ચશમા તરફ ગયો અને તે પાણીના ઘોડાને હાથે માર્યો ગયો તે વિષે.

(એક દિવસે) એક મોબેદે યજદેજરદને કહયુ કે, "ઓ પાદશાહ! તું તો પરવરદેગારના માર્ગથી ફરવા માંગે છે. તું કહે છે કે 'હું મોતના પંજામાંથી છટકી જવશ,' પણ એક ઝાડના પાંદડાંનું મોત હોય તો તારૂં મોત કાંય નહીં હોય? માટે તારે સારૂ ઉપાય એજ છે કે, તું પાલખીમાં બેસી શેહેદ દરીઆને માર્ગે તે સરોવર આગળ જા અને ત્યાં પાક પરવરદેગારની હજુરમાં બંદગી કર અને ત્યાંની ગરમ ધુલમાં લોટી તોબા પોકાર. તુ ત્યાં તોબા કરજે કે, હું તારો કમજોર બંદો છું પણ મે મારાં રવાનને સોગંદના ફાંસાથી બાંધી લીધું છે. પણ હાલે જયાં મારૂં મોત છે ત્યાંજ હું તું રાસ્તીના સાહેબની હજુરમાં આવ્યો છું."

---

[1] એ "સુ" નામનો સરોવર તુસ શેહરમાં આવેલો છે.

જ્યારે પાદશાહે તેનું કહેવું સમજ્યુ ત્યારે તે તેને વાજબી લાગ્યાથી તેને એ દુઃખ ખમ્યા કરતાં એવો ઉપાય ફાયદાકારક જણાયો. આથી તેણે ત્રણસો અંમારીઓ અને પાલખીઓ તૈયાર કરાવી તેમાં બેસી શેહેદ દરીઆ તરફનો માર્ગ ધર્યો. તેણે પાલખીમાં બેસી રાત અને દિસ મુસાફરી ચાલુ રાખી અને તેટલા વખતમાં તેના નાકમાંથી વારવાર લોહી વહેતુ રહયુ. સુના સરોવર આગળ આવી લાગતાંજ તે પાલખીમાંથી બાહાર નિકળ્યો અને તે સરોવરના પાણી ઉપર નજર કીધી. તે પાણીથી તે માથાંસમેત નાહયો અને પછી નેકી પોંહચાડનાર પરવરદેગારની યાદ કીધી. આથી તેના નાકમાંથી લોહી વહેતું થોડો વખત બંધ પડયું. તેણે ત્યાંજ ખાણું લીધુ અને પોતાના ભોમ્યા સાથે ત્યાંજ સુતો. પણ તેને મગરૂરી સુજયાથી તે પરવરદેગાર હજુરમાં એમ બોલ્યો કે, "શુ તારો એવોજ વિચાર છે કે મારે એકની એક જગ્યાએ ઘણો વખત રેહેવું નહી?" તે રૈયતના પાદશાહે પોતાનામાંજ તમામ નેકી ભરેલી જોઇ આવી મગરૂરી કીધાથી તે દરીઆમાંથી એક ભુરા રંગનો દરીઆઇ ઘોડો બાહાર નિકળ્યો જે ટુકા પગનો અને ગોરખરના જેવા સીગડા ધરાવતો હતો. તે તેની આગળ ફાડી ખાનારા સિંહની માફક ઉશકેરાયલો દોડી આવ્યો. તે ઘોડો ઉચા કદનો, કાલી નિશાણનો અને કાગદા જેવી આંખો ધરાવતો હતો તે હીલતી ડોકનો અને યાલવાલો હતો અને તેની પુછડી પગ નિચે લબડતી હતી તેની ખરી કાલા રંગની હતી અને તેના મોઢાંમાંથી ફીણ પડતું હતું. તે સિંહને પણ મારી નાખે તેવો લાગતો હતો.

આથી યજદેજરદે પોતાના સરદારોને કહયું કે, "એને આપણા લશકરથી ઘેરી લેઓ." તેથી તેના ઘોડાવાલાઓ દશ અરબી જાલ, એક જીન અને લાંબી કમંદ સાથે તેની આસપાસ ફરી વલ્યા. પણ એ પાદશાહ પરવરદેગાર કે જેણે તેના માર્ગમાં એ અઝદાહને લાવી મુકયો હતો તેનો ભરમ કયાંથી જાણે? તે ઘોડાવાલાઓ તેમજ તેનું લશકર તેને ઘેરતાં થાકી ગયુ. આથી તે જમીનના પાદશાહે તેઓ ઉપર ગુસ્સે થઇને તુરતજ હાથમાં એક જીન અને લગામ લિધી અને તે ઘોડાની નજદિક ખુશાલ દિલે ગયો. તે ભુરા રંગનો ઘોડો પોતાની જગ્યાએ એવો ગરીબ થઇને ઉભો કે પોતાના આગલા કે પાછલા પગો જરાએ હીલાવ્યા નહી. આથી તે જહાનના પાદશાહે ઘોડાવાલાના હાથમાંથી લગામ લિધી અને તેના ઉપર જીન નાખ્યું ત્યાં સુધી તે ગરીબ થઇનેજ ઉભો. પણ જેવો તે તેના ઉપર જીન નાખીને તંગ કરવા ગયો તેવુંજ તે જડપથી દોડતું મગર હીલચાલ કરવા લાગ્યુ. જ્યારે તે તેની પુછડી બાંધવાને તેના પાછલા પગ તરફ ગયો ત્યારે તે પથર જેવી ખડીના ઘોડાએ પોકારવા માંડયું અને એક

મોટા પોકાર સમેત તેણે પોતાના બંધે પગોની લાત તેના માથાં ઉપર મારી જેથી તેનું તાજ સાથનું માથું ધુલમાં જઇને પડયુ. એ રીતે ખાકમાંથી પેદા થયલો યજદેજરદ પાછો ખાકમાંજ જઇને પડયો ઉંચાં બનાવેલાં સાત આસમાનો પાસેથી તુ શું માંગે છે? તું તેની ચલનમાથી જ્યારે છુટવાનો નથી ત્યારે તેની પુજા કરવામાં પણ કાંઈ સાર નથી માટે તું યજદાંનની તરફ ફર અને અને તે આસમાન, ખોરશેદ અને માહાતાબને પેદા કરનાર સાહેબની પનાહ શોધ.

તે પાદશાહના માર્યા જતાંજ તે દરીઆઇ ઘોડો વંટોલીઆની જડપે તે ઘેરા રંગના સરોવરમાં ભરાઈ ગયો અને તેનુ શરીર પાણીમાં ગેપ થઈ ગયુ. કોઇએ પણ જેહાનમાં એવો અજબ બનાવ જોયો હશે નહી. એવો બનાવ બનતાજ લશકરે ઢોલના અવાજ જેવા પોકારો કીધા કે, "ઓ પાદશાહ ! તુંને તો તારો જમ તુસ શહેરમાં ધસડી લાવ્યો હતો" મોટા સરદારોએ તેના શોગમાં પોતાના તમામ પોશાક ફાડી કાઢયા અને પોતાના દિલ અને માંથાં ઉપર ધુલ છાટી પછી એક મોબેદે તેની છાટી ચીડી કાઢી તેમાની જગ્યા ખાલી કીધી અને તેમાં તથા તેના માથાંમા કસ્તુરી તેમજ કપુર ભર્યો અને પછી તેના શરીરને રેશમી કપડાંમા વિટાલ્યું તથા તેના રોશન શરીરને પણ તે કપડાંથીજ ઢાંકયું. તેના માથા ઉપર કસ્તુરીનુ તાજ બનાવીને મુકયું અને ત્યાર પછી તેને એક સુનેરી કફનમાં મુકી તે કફન એક હાથીદાંતની પાલખીમાં મુકયુ. એ પ્રમાણે તેને તાજ અને તખત વગર પારસ તરફ મોકલી આપ્યો આ ત્રણ પાંચ દિવસના મુશાફરખાના જેવી દુન્યાની રસમ પણ એવીજ છે. જ્યારે તું મોતથી આરામ પાંમે છે ત્યારેજ તુ દુખથી છુટે છે. જેહાનનો તું તાબેદાર છે પણ જેહાન તારી તાબેદાર નથી. જો આ જેહાનમાં તારા ખોરાક તરીકે (ફકત) નાન આવે તો તુને દારૂની જામ નહી મલે તેના કરતાં બેહેતર ગણાય. જે કોઈની એ મુજબ કરવાની શકિત હોય તેણે ગુનાહ કરવાના કરતાં દિલની તાબેદારી કરવી સારી છે.

## ઈરાનીઓએ મસલત કરી ખસરૂને ગાદી ઉપર બેસાડયો તે વિષે.

જેહાનનો પાદશાહ યજદેજર્દ દખમામાં જઈ સુતાંજ ઇરાનનાં તમામ સરદારો, હાકેમો, મોબેદો, પહેલવાનો તથા હુશીયાર અને રોશન રવાનના દસ્તુરો પારસમાં ભેગા મલ્યા અને ત્યાંથી પાદશાહ યજદેજર્દના દોખમાં આગળ ગયા. ત્યાં તે શેહેરમાં હાથીઓ મારનાર ઘોડેસ્વાર યજદેજર્દ, ગુશાસ્પનો બેટો

પહેલવાન કારન, મીલાદ, મરઝબાન, આરશ, ગુરજ રાખનાર સ્વાર પરવીજ તથા ઇરાનના સરદારો, જેહાનના બાહાદુરો અને બુજર્ગો કે જેઓને પાદશાહ યજદેજર્દ કાંઇ બીસાડમાં ગણુતો હતો નહી તેઓ ભેગા થયા. ત્યાં ભણેલા ગુશસ્પે ભાષણ કરતાં તેઓને એ પ્રમાણે કહ્યું કે, "ઓ બુઢા અને જવાન નામદારો! આપણા પરવરદેગારે જ્યારથી જેહાનને પેદા કીધીછે ત્યારથી એવી રીતના પાદશાહને કોઇએ પણ જોયો હશે નહી. લોકોને મારી નાખવા, ખુવાર કરવા, દુખી બનાવવા અને રૈયતના પૈસા જપ્ત કરી લેવા સીવાય તે બીજુ કાંઈ જાણુતો હતો નહી અને કોઈની પણ શરમ કરતો હતો નહી. એવા સાથી નાપાક શાહનશાહને કોઈએ પણ જોયો નથી અથવા તો આગળા પહેલવાનોમાંથી કોઇને વિશે તમોએ સમજ્યું પણ નથી માટે હવે તેનીજ તોખમનો કોઇ બીજો શખસ તખત ઉપરએસે એવું આપણે [illegible]શું નહી. હવે તો આપણુને તેની ખાક આગળ ફકત પરવરદેગારની હજુરમા ફર્યાદ પોકારવાની છે. બાહાદુર બેહરામ તેનોજ બેટો હોવાથી તે પણ તેના જેવાજ મગજ,દિલ અને વિચારનો હોવો જોઇએ તે તો મ જરનીજ તમામ મરજી મુજબ ચાલનારો છે તેથી આપણે એ તેવાજ જુલમગાર પાદશાહને આપણા તખત ઉપર બેઠેલો જોવા ચાહાતા નથી."

આથી ઇરાની સરદારો ગણાતા તમામ શખ્સોએ ત્યાં એવા ભારીમાં ભારી સોગંદ ખાધા કે, "યજદેજર્દની તોખમનો કોઈપણ શખ્સ આ તાજ અને તખત ભોગવે એવું હમે ચાહાતા નથી" એ રીતે તેઓ એ બાબદ ઉપર એક મત થઇને ત્યાંથી છુટા પડયા અને તેઓએ કોઇ બીજા પાદશાહની નેમનુક કરવાનીજ ખાહેશ રાખી. જ્યારે જેહાનના પાદશાહના મોતની ખબર બીજા રાજયના સરદારો વચે ફેલાઈ ત્યારે એલાનચા, પારસનો પેહેલવાન બીવર્દ, જેહાન પેહેલવાન શકબાન, રૂસતમની ઓલાદનો બેહેજાદ, બુરજીન અને કએકોબાદની તોખમનો પેહેલવાન સામ એ સઘલાઓએ તખત ઉપર એવો દાવો કરવા માંડયો કે, "હમુને એ પાદશાહી ઘટે છે અને જમીનની સપાટીથી તે મીન રાષી સુધીની જેહાન હમારી છે." એ રીતે તખત ઉપરનો તાજદાર સરદાર ગુમ થઇ જવાથી તમામ જેહાનમાં અશાંતી ફેલાઈ રહી. તેથી એ કામ ઉપર વિચાર ચલાવવાને ઇરાની સરદારો, મોબેદો, પેહેલવાનો અને રોશન રવાનના શખ્સોએ પારસમાં એકઠા થઇને એ બાબદ ઉપર વિચાર અને વાદવિવાદ કીધો કે, "એ શાહાનશાહી તખતને લાયક અને એ કામ બજાવવાને લાયક કોણ છે તે તમે જોઇ કાઢો. એ સુનેરી તખત ઉપર બેસી અને શેહેનશાહી કંમરબંધ બાંધીને જેહાનમાંથી અશાંતીને દાબી દે એવો સખી તથા બક્ષેશ કરનારો હમો તો કોઇને જોતા નથી, જોકે પાદશાહ વગરની દુન્યા જંગલ જેવી લાગે છે."

પછી એક ખસરૂ નામનો બુઢો શખ્સ જે મરદાનગીમાં જવાન જેવો, રોશણ દિલનો અને ખુશાલ સ્વભાવનો હતો અને જે ઇનિસાફી નામદારોની તોખમ ધરાવનારો અને પોતાના મુલકમાં ઇનસાફથી આપઅખત્યાર રહે એવો હતો તેને પેહેલવાનોએ તાજ તથા તખત સોંપ્યું અને તેની આજુબાજુએ લશકર ભેગુ થયું.

## બેહરામને પોતાના બાપનાં મરણની ખબર પડી અને તેણે ઇરાન સાથે લડાઇ કીધી તે વિષે.

ત્યારબાદ બેરામગોરને એવી ખબર પડી કે, "તારા બાપનું નસીબ આસમાનના સંજોગથી આધલું બન્યું છે અને પાદશાહોની વચે નામદાર ગણાતો તારો બાપ મરણ પાંમ્યો છે અને તેના મરણ સાથે તે પોતાનું પાદશાહી નામ પણ સાથે લેતો ગયો છે. લોકોએ એક ભલતા શખ્સને તખત ઉપર બેસાડયો છે અને તેઓ તેને પાદશાહ ખસરૂને નામે ઓલખે છે. વળી તમામ રૈયતે એવા સોગંદ લિધા છે કે "હમો પાદશાહ યજદેજર્દની ઓલાદના કોઈપણ શખ્સને હમારો પાદશાહ બનાવશુ નહી, કારણ કે તેનો બેટો બેહરામ પણ તેના બાપ જેવોજ છે અને તેના મગજ તથા શરીરમાં તેનાજ બાપનું ખમીર ઉતર્યું છે વિગેરે.'" એવી ખબર સમજતાંજ બેહરામે પોતાનો ચેહેરો ગમથી પીખી નાખ્યો અને પોતાના બાપના મોતની ખબર સમજી તે ઘણોજ દલગીર બન્યો. બે અઠવાડયાં સુધી યમન શેહરમાથી મરદો, ઓરતો અને બાળકોના રૂડનના પોકારો નિકળી રહયા. પાદશાહે પણ પોતાના બાપનો એક મહીનો સુધી શોગ પાલ્યા પછી બીજા મહીનાની સરૂવાત થતાંજ તેણે દરબાર ભરી. જેથી તેની આગળ મંજર, નોઆમાન તથા તેઓ ભેગા યમનના તમામ વધતા ઓછા અરબો હાજર થયા. એ સઘલાઓએ ત્યાં પાદશાહ ભેગી જારી કીધી અને વગર આતશે દુખથી બલ્યા.

પછી તેઓએ જબાન ખોલી પાદશાહને નશીયત દિધી કે "ઓ બુલંદી ભર્યા હુનરમંદ પાદશાહ! જેહાનમાં આપણે સઘલા મતી સાથે મતી બનવાને જનમ્યા છીએ. કોઈપણ હંમેશ જીવવાના ઉપાય સાથે જનમ્યો નથી. જે પોતાની માતાથી જન્મે છે તે આયંદે મરણ પાંમે છે. માટે પરવરદેગારના ઇનસાફ ઉપરજ આપણને આપણું મન લગાડવું જોઇએ છે." પછી બેહરામગોરે મંજરને કહયું કે "હવે જ્યારે ઝરાનું પાણી ખારૂં બન્યું છે (યાને કામ બીગડયું છે) અને મારી શાહનશાહી તોખમનું નામ તુટયું છે ત્યારે તો મારો દોરદમામ પણ ઘટેલોજ ગણાય. (મારો નાશ કરવાને) તેઓ સ્વારોના મેદાનમાંથી ધુલ ઉડતી કરશે જેથી તમો અરબોની જમ્યાનો પણ નાશ થશે.

માટે તમો વિચાર કરી મને મદદ આપો અને મારા બાપના મોતમાં તમારી દિલશોજી જણાવો." મંજરે બેહરામની એવી વાત સમજતાંજ તેને મરદાનગીથી એવો જવાબ દિધો કે, "હવે મારે માટે તારી સાથે લડાઇના મેદાનમાં મરદાનગીથી લડવાનો વખત આવી પોંહોચ્યો છે. માટે તું તખત ઉપર બેસી શું બને છે તે જોયા કર. તું તારી તમામ જીદગી સુધી તાજ, તખત અને હારો સાથે રેહેજે."

નોઅમાન અને મંજરે જે વાતો કરી તેની સાથે તેના તમામ નામદારો પણ મળતા થઇને તે જેહાનના પાદશાહ આગળથી તેઓ છુટા પડયા અને લડાઇ માટેની તૈયારીઓ કરવા લાગ્યા. મંજરે નોઅમાનને ફરમાવ્યું કે, "તું જઇને સિંહ જેવા પેહેલવાનોનું એક લશકર તૈઆર કર અને બે હજાર શીઆનો અને દસ હજાર કબતયાન લોકોનું એક લશકર તું બોલાવી લાવ કે જેથી તાજ, ખજાના અને લશકરને લાયક ખરો પાદશાહ કોણ છે તે હું ઇરાનીઓને દેખાડું." આથી નોઅમાને જઇને તલવાર અને નેજાવાલું એક ભારી લશકર તૈયાર કીધું પછી મંજરે તેઓને ઇરાનીઓ ઉપર હુમલો કરી તેઓના તમામ મુલકોનો નાશ કરવા ફરમાવ્યું. આથી શુરસાનથી તે તીસફુન સુધીનો સઘલો માર્ગ ઘોડાઓની નાળ નિચે હલાક થવા લાગ્યો. તેઓએ ઇરાની મરદો, ઓરતો અને બાળકોને કેદ પકડયાં અને તેમનાં દુખમાં મદદ કરવાને ત્યાં કોઈ રહયું નહી. તેઓએ તે શેહેનશાહી તખતને એમ નકામુ થઇ પડેલું જોતાંજ તમામ મુલકોમાં લુટફાટ કરી આગ લગાડી.

ત્યાર બાદ વળી રૂમ, ચીન, તુરકસતાન, હીન્દુસ્તાન અને મકરાનના મુલકોમાં એવી ખબર ફેલાઇ કે, ઇરાનનું શેહનશાહી તખત ખાલી પડયું છે અને તેઓને શાહનશાહી ભોગવવાને લાયકનો કોઇ શખ્સ મલતો નથી, ત્યારે તે સઘલા મુલકોએ પણ લડાઇની તૈયારીઓ કરવા માંડી. તેથી સઘલે ફેશાદ અને ફીતનાઓ ઉઠી રહયા. શેહનશાહી તોખમનો કોઇ શખ્સ જો મલતો ન હોય તો કેઆની તખત ભોગવવાની મકદુર કોણુની હોય? આથી દરેક પાદશાહોએ ઇરાન તરફ હાથ લંબાવવા માંડયા અને તે દરેકે શેહેનશાહ તરીકે પોતાની ગરદન ઉંચી કીધી.

## બેહરામના એ હુમલાની ખબર ઇરાનીઓને થવાથી તેઓએ મંજર ઉપર નામું લખ્યું અને તેનો જવાબ મેલવ્યો તે વિષે.

જ્યારે એ ખબર ઇરાનીઓને થઇ ત્યારે તેઓએ કાંઇ ઉપાય રચવાની ઉટાવલ કરવા માંડી. તેઓ દુઃખથી કાયર બનેલા હોવાથી એકમેક સાથે મસલત ચલાવવાને ભેગા મલ્યા તેઓ બોલ્યા કે, "રૂમ અને હિન્દુસ્તાનના લડાયક સ્વારોથી એ કામ હદથી જ્યાદા વધી પડયું છે માટે હવે આપણને કાંઇ ઉપાય કરવો જોઇએ અને એ દુખથી આપણા દિલ અને જીવને મોકલા કરવા જોઇએ." પછી તેઓએ તુરતજ એક બોલકના, બાહાદુર અને હુશીયાર દિલના એલચીની ચુટણી કીધી જેનુ નામ પેહેલવાન જવાનુઇ હતું અને તે એક મોટો લેખક તેમજ વકતા હતો તેને તેઓએ મંજર આગળ એક પેગામ કેહેવાને અને મંજરનો પેગામ સમજી આવવા માટે મોકલ્યો. તેઓએ મંજરને એ પ્રમાણે કેહેવાડયું કે, "ઓ નામદાર! હાલે જેહાનને તારીજ નામદારોની અગત્ય પડી છે. હાલે ઇરાન અને તુરાનની સંભાળ કરનારો તુંજ છે અને તારાથીજ બાહાદુરોને ચોમેરથી પુસ્તી મલે છે. આ તખત પાદશાહ વગરનુ અને તાજ વગરનુ બનેલુ હોવાથી તેમજ આ જમીન માણસોના લોહીથી જંગલી મરઘાની પાખ જેવી રાતી બનેલી હોવાથી, તુને હમારૂં કેહેવું એ છે કે, 'આ મુલકનો તુજ માલેક બન. કારણ કે આ જમીનને તારી અગત્ય ઘણી છે એમ હમો જોઇએ છીએ. પણ તુ તો એમ ખરાબી કરી લોહી રેડે છે અને લડાઇ કરી ચોમેર નાશ ફેલાવે છે. અત્યાર આગમચ તારી કાંઇ એવી બુરી કરણી હતી નહી. શું તુને લોકોના તાણાતપલા અને શ્રાપની ધાસ્તી લાગતી નથી? માટે હવે તુને જે બાબદ પસંદ પડે અને તારાં બુઢાં મગજને જે ફાયદેમંદ લાગે તે બાબદ ઉપર તું ધ્યાન પુગાડ. એક બીજો સાહેબ (પરવરદેગાર) તારાં કરતાં પણ ઉંચો બેઠેલો છે કે જે બુલંદ વિચારથી ઘણોજ બુલંદ ગણાય છે.' એ ઉપરાંત તું એલચી તરીકે જે કાંઇ કેહેવું દરૂસ્ત જોય તે પણ તેને કેહેજે અને તેની આગળ દાનાવોથી સમજેલી વાત કહી સમજાવજે."

આથી તે દાનાવ જવાનુઇ તે ઇરાની સરદારો આગળથી નેજાવાલાં અરબ લશકરનાં મેદાનમાં આવી લાગ્યો. તેણે મંજર આગળ સઘલી વાત કહી તે નામું પુગાડયું તથા ઇરાનીઓએ મોઢેથી જે વાત કેહેવાડી હતી તે પણ કીધી. અરબોના પાદશાહે તેની એ વાત સમજી પણ તેનો હોટ ખોલી

જવાબ આપ્યો નહી. તે બોલ્યો કે, "ઓ દાનાવ એલચી ! તું શેહનશાહ (બેહરામ) આગળ એ વાત કેહે. તે મારી આગળ જે વાત કીધી છે તે તારે પાદશાહ બેહરામ આગળ કરવી જોઈએ કે જેથી તું મારો જે જવાબ માંગે છે તેનો રસ્તો તે શેહેનશાહજ દેખાડશે." પછી તેણે તે એલચીને એક અરબ નામદાર સાથે બેહરામ આગળ મોકલી આપ્યાથી જવાનુઇ શેહેનશાહ બેહરામની દરબારમાં હાજર થયો. બેહેરામને જોતાંજ તે ભણેલા એલચીએ જબાન ઉપર પરવરદેગારનું નામ લિધું. તે દાનાવ બેહરામનો દેખાવ, ઉંચુ કદ, તથા તેની તેવીજ ગરદન તથા ખભાં જોઇને છક થયો. તુ કેહેશે કે, જાણે તેના મોઢાં ઉપર લાલ શરાબ ચોપડયો છે અને તેના બાલોમાંથી કસ્તુરીનો સોડમ નિકળે છે. આથી તે બોલકનો એલચી પણ તેની આગળ દમામ અને હુશીયારી વગરનો બની ગયો અને તેને પુગાડવાનો પેગામ પણ તમામ ભુલી ગયો. બેહરામ સમજી ગયો કે, તે ગભરાઇ ગયો છે અને તેની આંખ અને દીલ ઉપર તેનો દેખાવ જોઇ અંધકાર ફેલાયો છે. આથી તેણે તેને ધીરજથી ખબર અંતર પુછ્યા અને સારી રીતે માનથી નવાજ્યો તથા તેને પોતાના તખત આગળ ખુબી સાથે બેસાડયો. પછી તેના નચિંત થવા પછી પાદશાહે તેને પુછ્યુ કે, "ઇરાનવેરથી મુસાફરીની રંજ ઉઠાવી તારૂ અત્રે આવવાનું કારણ શું છે ? શું તું હમારો જુલમ ખમવા કે હમારી પાસે પૈસો મેલવવા આવ્યો છે ?" આથી તેણે તેની આગળ સઘળી વાત કીધી અને તેને તે નામું પુગાડયું, તથા લાવેલો પેગામ તેની આગળ વિસ્તારીને કહયો. ત્યાર પછી તે તેનો શું જવાબ દે છે તે જોતો ઉભો, કે જેથી તે તેનો તમામ જવાબ સમજી લે. ૧

પછી બેહરામે એક અક્કલમંદ પુરૂષ સાથે તે એલચીને મંજર આગળ મોકલી આપતાં તેને કહયું કે, "તું એ એલચીને પાછો મંજર આગળ લઇ જા અને મંજરને કહે કે, એ નામાંનો જવાબ તુંને જે મુબારક વિચાર સુજે તેમ તુંજ લખી મોકલ અને જે પેગામ તું મોકલવા માંગતો હોય તે એ એલચીને પુગાડ. તેની વાત સમજી લઇને તું તેનો જવાબ આપજે." આથી જવાનુઇ પાછો મંજર આગળ આવ્યો અને તેની વાતો કહી જે સમજી બેહરામની અક્કલને માટે મંજરનો ચેહરો ખીલી રહયો. મંજરે તે દાનાવની વાત સમજી લેઇ તે નામાંનો જવાબ લખ્યો અને જવાનુઇને કહયું કે, "ઓ અક્કલમંદ શખ્સ! જે કોઇ બુરૂં કરે તેને તેનો બુરો બદલો મલે છે અને જે સઘલો પેગામ કહેવા-

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ડવામાં આવ્યો છે તે મેં સમજ્યો છે અને તે નામદારોની દુવા સલામ કબુલ રાખી છે. પણ તું તેઓને કેહેજે કે, "એવી બુરાઇની પેહેલ કોણે કીધી છે? તમોએજ વગર ફોકટની એ લડાઇ ઉઠાવી છે. શાહનશાહ બેહરામ કે જે હાલે અત્રે છે તે દમામદાર, બુજોર્ગીવાલો અને લશકર ધરાવનારો છે. જે કોઇ દરમાંથી સાંપને બહાર કાઢે છે તેઓનાજ પોશાકની કોર લોહીમાં બોલાય છે એવું બનતે કે હું જો તમુને પેહલેથીજ સલાહ આપનારો હતે તો ઇરાનીઓ વચ્ચે એવી ફાટફુટ પડતે નહી જવાનુઇએ પોતે શેહનશાહ બેરામનો ચેહરો જોયો છે અને વળી તેણે તેની સાથે કેટલીક વાતો પણ કીધી છે. માટે એ બેહરામ તખતને લાયક તથા બુજોર્ગી અને ફતેહ ભોગવવાને લાયકનો છે યા નહી તે તમો તેનેજ પુછજો."

જ્યારે તેણે મંજરની એવી વાતો સમજી ત્યારે તેણે દાનાઇથી વિચાર કરી તેને એવો જવાબ દિધો કે, "ઓ નામદાર! તુ દાનાઇ ધરાવવામાં બીજાઓ કરતાં વગર હાજતનો છે. ઇરાનીઓની અક્કલ ગુમ થવાને લિધે ઘણાએક બાહુરો માર્યા ગયા છે. હુ એક નામદારી ધરાવનાર બુઢો શખ્સ ગણાઉ છુ, માટે જો તું મારી વાત સમજે તો હુ તુંને કહી સમજાઉ તુને શાહનશાહ બેહરામગોર સાથે ખુશીથી મુશાફરી કરવી ઘટે છે માટે તું તારા શેકારી કુતરાઓ અને શકરાઓ સાથે જેહાનને દીપાવનારા શાહનશાહના દરજજાને છાજે તેમ ઇરાન તરફ પધાર અને ત્યાં ઇરાનીઓની શુ કર્યાદછે તે સમજી લે. એવી તેહેકીક કર્યાથી કોઇને નુકશાન પુગવાનુ નથી તેઓને જે કાઇ કેહવુ હોય તે તુ પણ કેહેજે. કમ અક્કલી બનવા કરતા અકકલમંદમા ખપવુ બેહતર ગણાશે તુ એમ બુરાઇ પુગાડવાનો વિચાર દુર કર અને ખરાબી કર્યાથી તથા તાજગીની કર્યાથી પાછો હટ." મંજરે તેનુ કહેવુ સમજી તેને હદીઓ અપાવ્યા અને તેને ખુશી કરી, તે આબાદ મુલકમાંથી વિદાય કીધો

## પાદશાહ મંજર સાથે બેહરામગોર જોહરમ શહેરમાં જઈ લાગ્યો અને તેને ઇરાનીઓ મલવા ગયા તે વિષે.

પછી મંજરે અને બેહરામે અંજુમનની ગેરહાજરીમાં બેસીને મસલત કીધી. તેઓ તે વાત ઉપરથી એવા ઠેરાવ ઉપર આવ્યા કે તેઓએ લશકર લઇને યમનથી ઇરાન તરફ જવું. આથી તેણે અરબોમાંથી ત્રણ હજાર લડાયક અને નેજાવાલા માણસોને ચુંટી કાઢયા. તેણે તેઓને પૈસા આપી આબાદ બનાવ્યા અને તે નામદારોનાં મગજને ફાંટા ભર્યાં બનાવ્યાં. પછી તેણે એક તારીફ લાયક

ઘોડા ઉપર જીન બાંધવા ફરમાવ્યું અને ત્યાર બાદ તેઓએ ત્યાંથી ઇરાન તરફ ચાલુ મુકયું. બેહરામનું મગજ કીનાથી ભરપુર અને તેનું દિલ લડાઇ કરવાને ટલપેલું રહયું

જ્યારે એ ખબર ઇરાન પુગી અને ત્યાંના મોટાઓને પણ તે બાબુર આગળ આવી લાગ્યો ત્યારે એ વાત સમજીને ત્યાંના બુઝર્ગો ગમગીન બન્યા અને તેઓએ પવિત્ર આદરગુશ્નના આતશકદેહમાં બંદગી કરવા જઇ ત્યાં પરવરદેગારથી એવું ચાહયું કે, "એ લશ્કર કરવા માટે આવતો બેહરામ અત્રેથી ખુશાલ અને મોજમજાહ કરતો પાછો ફરે." મનજરે જોહરમ શેહેરની નજદીક આવી લાગતાંજ ત્યાંના પાણી વગરના મેદાન તરફ લશકરનો ઉતારો આપ્યો. ત્યાં પાદશાહ બેહરામ માટે મોટા તંબુઓ ઠોકાવામાં આવ્યા અને તેની આસપાસ ચોબાજુએ લશકર ફરી વલ્યું. પછી બેહરામે મનજરને કહયું કે "આ અકકલમંદ શખ્સ ! તું યમનથી જોહરમ સુધી આવી લાગ્યો છે, માટે હવે આપણે ઇરાનીઓ સાથે લડાઇ કરીએ કે ધમકી દેખાડવાને લશકરને સામા સામુ ઉભું રાખ્યે ?" મનજરે તેને જવાબ દિધો કે, "તું ત્યાંની સરદારોને અને બોલાવી મંગાવ અને તેમના આવી લાગતાંજ તું તેઓની આગળ બાનું હાજર કરજે તેઓ સાથે વાતમાં ઉતરી તું તેઓના જવાબ સમજી લેજે ને તેઓમાંનો કોઇ ઉશકેરાઇ જાય તો પણ તું ઉશકેરાતો ના. તેઓના મનમાં શું છે અને તેઓ કોણને જેહાનનો શેહેનશાહ બનાવવા માંગે છે તે આપણે સોધી કાઢશું અને એ વાત જણાતાંજ આપણે તેનો ઉપાય કરીશું જો તેથી નાશાની થશે તો આપણે કીનાના બી નાખીશું. જો તેઓ કીનો લેવા અને લડાઇજ કરવા માગશે અને ફરીથી વાઘોનીજ ખાશીયત ધરશે તો હું જોહરમના મેદાનને લોહીના દરીઓ બનાવશ અને તેને પ્રકાશતા સુરજ વચ્ચે સરૈયા સેતારા જેવું બનાવશ પણ મને તો લાગે છે કે તેઓ તારો ચેહરો અને બુલંદ કદ જોતાંજ તથા તારો દયાળુ ખવાસ, ડાહાપણ અકકલ, લડવાની રીત, સખુરી, દાનાઇ અને સંગીનપણું જોતાંજ તખતને લાયક તથા બુજોર્ગી, તાજ અને નસીબને લાયક બીજા કોઇને ગણશે નહી. પણ જો તેઓ ગુમરાહ બનશે અને તુંને તખત ઉપર બેસાડવા ચાહશે નહી તો હું મારા તિક્ષણ તલવારના ધ્વારો સાથે જેહાનમાં રસ્તાખેજ ઉઠાવશ અને ત્યારેજ તું મારા ખભાં ઉપર ચઢેલો ગુસ્સો જોશે. મારૂં આ શરીર અને જીવ તારીજ ઉપર ફીદા થશે. વળી બીજું એ કે તેઓ મારા અગણીત સીપાઇઓને તેમજ મારી લડવાની રસમ અને રાહા રીતી પણ જોઇ લેશે. ત્રીજું એ કે લોહી રેડવાનું તો હમારૂં કામ છે અને તેમાં ઇનસાફી સાહેબ હમારો મદદગાર થશે. આ પાદશાહી ઉપર તારોજ હક પુગે છે અને તે પાદશાહી તારા બાપથી તું

દીકરાનેજ પુગે તેમ મારે પાક કરવા ઘટે છે તેઓ તારા સિવાય બીજા કોઈને પાદશાહ તરીકે બોલાવશે નહી અને તાજ તથા તખતને લાયક ગણુશે નહી." પાદશાહ બેહરામ મંજરના એવા સાખુનો સમજી હસી પડયો અને તેનું દીલ ખુશાલીથી ઉછલવા લાગ્યું

જ્યારે સુરજે પાહાડની ટોચ ઉપરથી પોતાનું માથું બાહેર કાઢયું ત્યારે ઈરાની બુજોર્ગો અને સરદારોએ એકઠા થઈ તેઓને સામે લેવા જવાની તૈયારીઓ કરવા માંડી અને તે માટે તેઓએ અકકલમંદ લોકોની એક સભા બોલાવી. પેલી તરફ બેહરામને માટે એક હાથીદાંતનું તખત મુકવામા આવ્યું અને બેહરામને માથે એક મોટી કીમતનું તાજ પહેરાવ્યું પછી બેહરામ તે તખત ઉપર એક શાહનશાહના રોઆબથી આવી બેઠો કારણ કે તે જહાનનો શેહેનશાહ હોવાથી તેનાથી તખત દિપી શકતું હતું બેહરામના એક હાથ ઉપર મંજર અને બીજા હાથ ઉપર હાથમા તલવાર ધરીને નોઅમાન બેઠો તે છાવણીની આસપાસ આરબ બુજોર્ગો સિવાય બીજા કોઈ હતા નહી.

ઈરાનીઓએ ત્યા હાજર થવાનો ઠરાવ કીધાથી તેઓ પણ તેની છાવણીના દરવાજામાં દાખલ થયા આથી બેહરામે દરબારનો પરદો ઉઠાવી નાખવા અને તેઓને તેઓના નામ મોટેથી પોકારી ત્યા દાખલ થવા ફરમાવ્યુ. તે ઈરાનીઓએ પાદશાહ બેહરામ આગળ હાજર થતાંજ તાજ અને તખતને લાયક તેનેજ જોઈ લીધો. તેથી તેઓએ તેના ઉપર મોટે સાદે દુઆ કીધી કે, "તું અરમગી સાથે જીવજે અને તારા ઉપરથી બુરી નજર દુર થજો" પછી શેહેનશાહે તેઓની ખેરઆફીયત પુછી તેમને માનથી નવાજ્યા અને તેમને તેઓના દરજજા મુજબ જગ્યા કરી આપી.

## બેહરામે ઈરાનીઓ આગળ પાદશાહ તરીકેની પોતાની લાયકાત માટે જે વાત કીધી તે ઉપર ઈરાનીઓએ ધ્યાન આપ્યું નહી તે વિષે.

પછી બેહરામે તે ઈરાનીઓને એ પ્રમાણે કહ્યું કે, "ઓ મોટા દરજ્જાના લોકો અને જેહાનના અનુભવી સરદારો ! એ પાદશાહી બાપદાદેથી મને ઉતરેલી છે તે છતાં તેમા તમો શા માટે હરકત નાખો છો ?" આથી ઈરાનીઓ ઘાટાં પાડી બોલવા લાગ્યા કે, "હમુને તું દુખ ઉપર દામ ના દે. હમે તેમજ હમારા મુલકની તમામ રેઆત તુંને પાદશાહ થયલો એકમટે જોવા ચાહતા નથી. કારણ કે તારાં ખાનદાનથી હમે દુખી, રંજીદા અને બળી

મરતા બન્યા છીએ તથા રાત દીવસ દુખની હાય મારેઍ છીએ." બેહરામે તેઓને એવો જવાબ દિધો કે, "તમારૂં કામ વાજબી છે. પણ દરેક શખ્સના દિલનો લોભ પાદશાહ બનવાનો હોય છે. તમો મારી મરજી છતાં પાદશાહી ઉપર મને બેસાડતા નથી તો બીજાને પણ મારી જગ્યાએ શા માટે બેસાડવા માંગો છો?" ત્યારે એક મોબેદે તેને એવો જવાબ દીધો કે, "ઇનશાફની રાહે નહી અદના કે નહી આલા એ કામથી પાછા હટતા નથી. માટે તુજ હમારામાંનો એક બનીને એક તરાહેત પાદશાહ ચુટી કાઢ કે જેથી હમો દરેક તારી તારીફ કરીશું."

એ રીતે ઇરાન માટે પાદશાહ ચુટી કાઢવાના કામમાં ત્રણ દાહાડા વહી ગયા. પછી તેઓએ એ ચુટણીને માટે તાજ, તખત અને કમરબંધને દીપાવે એવા સો નામવરોના નામ લખી કાડયાં, જે સોમા પાદશાહી ભોગવવાને લાયકના બેહરામનું પણ એક નામ હતુ એ સોમાંથી તેઓએ પાછી યુકિતબાજ અને લાયકાતવાલા પચાસની ચુટણી કીધી, જે પચાસમા પણ બેહરામ પેહલો હતો. તે જેમ એ જગ્યા મેલવવા માગતો હતો તેમ પોતાના બાપને તેમાં ઇનસાફ પણ અપાવવા માગતો હતો એ પચાસમાથી હવે ત્રીસ ઈરાનના નામીચા નામદારોના નામો ચુટીને લખવામાં આવ્યા જે ત્રીસમાં પણ બેહરામજ પહેલો આવ્યો કારણ કે તે જેમ તાજવર હતો તેમ નવો પાદશાહ થવાને પણ લાયક હતો. વળી એ ત્રીસમાથી દાનાવ મોબેદોએ ચારને ચુટયા જે ચારમાં પણ પાદશાહ બેહરામ તો હતોજ. જ્યારે એ પાદશાહીની વાત એટલી બધી મુશકેલ થવા લાગી ત્યારે ઇરાનીઓ વચે જે કોઇ બુઢાઓ હતા તેઓ બોલવા લાગ્યા કે, "હમો એ બાહુર તોપણ હલકા મગજના અને આપઅખત્યાર બેહરામને તો પાદશાહ તરીકે માંગતાજ નથી." આથી સરદારો વચે ગડબડ ઉઠી રહી અને તેથી દરેકનાં દિલ ગમગીન બન્યાં

આથી મંજરે ઇરાનીઓને કહયું કે "તમારા ફાયદા અને નુકશાનની વાત હું સમજુછું. તમો આ જવાન પાદશાહ માટે શાના દુખી અને અણુરદે જીવના બનો છો? આ જમીન ઉપર એના જેવી દાનાઇનો કોઇ પાદશાહજ નથી તેમજ આશમાન ઉપર તેના જેવા ચેહરાના ચંદ્ર પણ નથી. તેનો તીર તીખાં લોઢાંને પણ વિંધી નાખે છે અને તે એક પાહાડને પણ પોતાના જોરથી ઉચકી નાખવાને શકિતવાન છે. તે જેમ જવાન નશીબનો છો તેમ અકકલમાં પણ બુઢા જેવો છે. વળી તે હુનરમંદ, દાનાવ દિલનો અને યાદગારી જાળવે એવો પણ છે."

એથી બુજોર્ગોએ તેને તેનો જવાબ આપવા આગમચ ઘણાએક ઘાયલ થયલા પારસીઓને ત્યાં બોલાવી મંગાવ્યા. યજદેજરદે ઇરાનીઓમાંના જેઓને

ઘાહેલ કરાવ્યા હતા તે સઘલાઓને તેઓએ મેદાનમાં લાવી એકઠા કીધા. તેમાં તેણે કોઇના બે હાથ અને બે પગો પણ કપાવી નાખ્યા હતા જેથી તેઓનું જીવવાલું ખોખુ એક જગ્યાએ પડી રહેતું હતુ. વળી કોઇના બે કાન, કોઇના બે હાથ અને કોઇની જીભ જેમ જીવ વગરના શરીર ઉપરથી કાપી કાઢે તેમ કપાવી નાખી હતી. કોઈના શરીર ઉપરથી તો ખભાંઓજ દુર કરી નાખયાં હતાં નો-અમાન પણ એ સઘલા ઘાહેલ થયલાઓને જોઇ અજબ બન્યો. એકની તો ખીલાથી બે આંખો ફોડી નાખી હતી. જ્યારે મંજરે એવું જોયુ ત્યારે તે પણ ગુસ્સે થયો અને બેહરામ પણ એ કામથી ઘણોજ દલગીર બની પોતાના ધુલ સાથે મલેલા બાપ માટે બોલવા લાગ્યો કે, 'ઓ કમબખ્ત! તેં તારી ખુશાલી ભોગવનારી આંખોને એમ કાય રીવી દિધી અને તારા રવાનને શા માટે એમ (દોજખના) આતશમા બલતુ બનાવ્યુ ?"

પછી જેહાનજીટ મંજરે બેહરામને કહયું કે, "તેઓને પુગેલું આ નુકસાન કાંઇ ઢાંકી શકાતુ નથી. હવે તેં તેઓની વાત સમજેલી હોવાથી તુંજ કાંઈ જવાબ આપ કારણ કે પાદશાહને એમ ગુસ્સો કરવો લાયક નથી." આથી બેહરામે ઇરાનીઓને કહયું કે, "ઓ મોટા દરજ્જાના લોકો, જેહાનના અનુભવીઓ અને લડાઈમાં કપાયલા સરદારો! જે કાંઇ તમો કહો છો તે સઘળું સાચું છે. પણ જો હુ મારા બાપને ઘટતો ઠપકો પણ દેઉ તો તે મારે માટે ઘણું બુરૂં ગણાય. તેનાથી મને પણ ઘણુ ખમવું પડયું હતુ અને તેને માટે મારા બારીકમાં બારીક વિચારો પણ દલગીરી ભર્યા બન્યા હતા. મારે મનથી તેનો મેહેલ બંધીખાતું હતું પણ પરવરદેગારે મારી ઉપર બક્ષેશ કરવાથી તેનુશે મને તેના હાથમાંથી છોડવ્યો હતો જેથી મારો દુખી જીવ તેનાથી કમાનમાંથી તીર છુટે તેમ છુટો બન્યો હતો. આથીજ પાદશાહ યજદેજરદ તરફની એવી નવાજેશો હું કદીપણ જોવા પાંમુ નહી એવા હેતુથી મેં મંજરની પનાહ લિધી હતી. માણુસ જાતમાં એવી ખાશીયત કદી પણ હોતી ના. જો તેમ હોય તો તે માણુસ ગણાતો દુર થયલો ભલો. પરવરદેગારના શુકરાના હોજો કે હું તો અકકલમંદ છું અને મારૂ રવાન અકકલનાજ ફળો ચાખે છે. પરવરદેગારથી હુ એવુંજ ચાહુ છું કે જેમ તેણે હમણા સુધી મારી ખુબીથી રાહનુમાઇ કીધી છે તેમજ તે કર્યો જાય. મારા પાદશાહ બાપે લોકો સાથે ધાટકીપણું વાપડી જે ગુનાહ કીધો છે તેવા ગુનાહથી તો હમો હમારા જીવ અને દિલને ધોઇને પાક કરીશું. હમે હમારી રૈયતનીજ ઇચ્છા મુજબ અને યજદાં પ્રસ્તીઓનીજ રીત મુજબ જીવવું કરીશુ. મારી રૈયત તે મારાં મેઢાં બકરાં અને હું તમારો ગોવાલ્યો બનશ અને એ રીતે તમામ લોકોના દિલને સુખ અને તમામ ઇનસાફ મલે

તેમ હમે ચાલીશું. વળી હું અકકલ, ડાહાપણ, ગ્નાન અને હુનર ધરાઉં છું અને એ હુનરો એક પાદશાહને જુલમગાર બનવા દેતા નથી પણ એવા હુનરોની ગેરહાજરીથીજ પાદશાહો એમ જુલમ અને જુઠાઇ વાપડે છે માટે તેવા જુલમગાર પાદશાહ ઉપર તો આપણને રડવુ ઘટે છે. હુ તો બુજોર્ગી, ગ્નાન અને પાદશાહી ખાશીયત ધરાઉં છું તથા મારામા અકક્લમંદી અને ખેરખાહી વસે છે બેરામના બેટા શાપુરથી તે પાદશાહ અરદેશીર (બાબેકાન) સુધીના તમામ જવાન અને બુઢ્ઢા પાદશાહો મારા બાપદાદાથી ઉતરતા આવેલા વડીલો થાય છે અને તેઓ મને દીન તેમજ અકકલની રૂએ કમ વર્તવુ તે બાબેની રેહનુમાઈ કરી ગયા છે વળી સમીરાનના પાદશાહ મારા મમાવો થાય છે અને હું સઘી રીતે અકકલની પનાહી હેઠળ ચાલનારો છુ હુ હુનર, અકકલ, બુજોર્ગી, સ્વારની લાયકાત, મરદાનગી અને હાથોનુ કૌવત એ સઘલુ ધરાઉ છુ. લડાઇના, મીજલસના કે હર કોઇ રીતના કામમા હું મરદાનેમરદાને પણ જરાએ બીસાતમાં ગણતો નથી વળી મારી પાસે ખજાના પણ એકઠા થયલો છે અને મારા નામદારી ભર્યા વફાદાર દરબારીઓ પણ છે તેથી હુ તમામ જેહાનને ઇનસાફથી આબાદ બનાવશ જેથી મારી તમામ રયત ખુશી થશે"

## ઇરાનીઓ અને બેહરામ વચ્ચે સિંહોની વચેથી તાજ ઉંચકી લેઇ પાદશાહી મેલવવા માટેની સરત થઇ તે વિષે.

પછી બેહરામે વધુ એમ કહેવા માંડયુ કે, "હવે હુ તમારી સાથે એક એવો કોલકરાર કરવા માગુ છુ અને તેવા કોલકરારથી હુ મારી જબાન પરવરદેગારને અર્પણ કરવા માંગુ છુ આપણે એક હાથીદાતનું બનાવેલું શાહનશાહી તખત અત્રે લાવ્યે અને તે ઉપર એક પ્રકાશતુ તાજ મુકયે અને પછી બે ફાડી ખાનારા સિંહોને જંગલમાંથી પકડી લાવી તેઓ વચ્ચે તે તાજ મુકયે એ ફાડી ખાનારા સિંહોને તખતની બંધે બાજુએ બંધાવ્યે અને પછી જે કોઇ પાદશાહી મેલવવાની ઇચ્છા રાખતા હોય તેઓએ ત્યાં જઇને તે હાથીદાંતના તખત ઉપર મુકેલું નામદારી આપનારૂં તાજ ઉઠાવી માથાં ઉપર મેલવું અને તે બંધે સિંહો વચ્ચે માથે તાજ સાથે તખત ઉપર પાદશાહી કરતો બેસવુ. જે શખ્સ ઇનસાફી અને પરહેજગાર ગણાતો હોય તો પણ તે એમ કરે નહી ત્યાં સુધી તેને આપણે પાદશાહ તરીકે ગણવો નહી હુ આ જે કાંઇ કહું છુ તેથી પણ તમો ઉલટા ચલશો અને કોઈ બીજા બાહાદુર શખ્સને મારા હરીફ તરીકે ચુંટી કાઢશો તો પછી હું અને મંજર છીએ અને હમારા ગુરજ, શમશેર અને તીરો છે. હમારા

અરબ પેહેલવાનો લડાઇમાંથી નાહાસવું શુ તે જાણુતા નથી. તમારી આ શેહે-નશાહાત ઉપર હમે હુલ્લારૂં ઉઠનું કરીશુ અને તમારા ચંદ્ર જેવા ચેહરાઓને વેરવિખેર પડેલા કરીશુ. માટે હવે હમે જે કામ કહયુ છે તેનો તમે પાધરો જવાબ દેજો અને હમારા આ દાવા ઉપર તમારા મુબારક વિચાર ચલાવજો."

એટલુ કહી તે ફીદી પોતાના તંબુમા જતો રહયો જેથી તમામ જેહાન ચકચારથી દીવાની જેવી બની જે કાંઇ ઇરાની સરદારો અને મોબેદો હતા અને જેઓએ તે પાદશાહનુ દાનાઇ ભરયુ કહેવુ સમજયુ હતુ તેઓ બોલ્યા કે, "એ બેહરામ તો ઇજદી ખોરેહ ધરાવે છે અને તે જુઠાઈ તથા કમઅકલી રાહે ચાલ-નારો લાગતા નથી. તે ઇનસાફ સમજયા વગરનો એક પણ સખુન બોલતો નથી. માટે આપણે આપણા દિલને તેના ઇનસાફ ઉપરજ ખુશ રાખવુ ઘટે છે. હાલે તેણે ફાડી ખાનારા સિંહોની જે વાત કીધી છે અને તે તેઓ વચ્ચે શેહેશાહી તખત અને તાજ મુકવા કહે છે તેમ કરતા જો તે સિંહો તેને ફાડી ખાશે તો તેનુ લોહી રેડાવા માટે પરવરદેગાર કાંઈ આપણુને પુછનાર નથી. તે પોતેજ એમ બોલેલો હોવાથી અને એવા વિચાર તેણેજ જણાવેલા હોવાથી જો તે મરી પણ જશે તો આપણુને ખુશીજ થવાનુ છે વળી તે તાજને એમ કયાંથી ઉચક-વાનો હતો? જો તેમ કરે તો એ ફરીદુનના ખોરેહને પણ બાજુએ મુકે. પછી તો તેને પાદશાહ કરવા સિવાય આપણુને બીજો કોઇ શખ્સ જોઇતો પણ નથી. માટે હવે આપણે તેના કહેવાને ઇનસાફ આપીયે

તે રાત વહી જતા અને સહવાર પડતા પાદશાહ પોતાના તખત ઉપર બામદાદમાં આવી બેઠા અને પછી તેણે તે ઇરાનીઓને ત્યા બોલાવી મંગાવ્યા અને ગઈ કાલની કેટલીક વાતો પાછી કીધી ત્યારે તે મોબેદોએ તેને મોટે અવાજે કહયુ કે, "ઓ અકકલમંદોની દાનાઇથી પણ ચઢતા પાદશાહ! તારી શેહેનશાહીના વખતમા તુ શુ શું કરી બજાવશે? અને બાહાદુરીએ અને બુ-લંદીએ કેવી રીતે તુ પુગશે? તુ ઇનસાફ અને સચાઇના શું શુ કામો કરી બજાવશે? કે જેથી જુઠાઇ અને બદ ફરેબ દુર થાય"

આથી તેણે તે દાનાવો, નામદારો અને મરદાનેમરદોને જવાબ દીધો કે, "હું સઘલાની માગણી મુજબ મારી બક્ષેશનો વધારો કર્યો જવશ અને જુસ્તે-જુઇ કરી ગેર ઇનશાફ દુર કરતો રહેવશ જેઓને પાદશાહી આપવી લાયક જ-ણાશે તેઓને હું તુરતજ જમીનોની બક્ષેશ કરશ. જેહાનને હું અકકલ અને ઇનસાફ સાથે ચલાવશ અને સઘલે શાંતી ફેલાવી હું ઈનસાફ આપીનેજ તમારો પાદશાહ ગણાવશ. વળી હુ મારો સંગ્રેલો ખજાના મુફલેશો વચ્ચે બક્ષેશ કરશ અને ગુનેહગારોને પેહલા પુશકલ નશીયત અપાવશ તે છતાં જો તેઓ

તેવોજ ગુનાહ ફરીથી કરશે તો હું તેમને બંધીખાને નખાવશ. લશકરને હું વખતસર પગાર આપ્યો જવશ અને અકકલમંદોના દિલને ખુશ રાખશ. વળી હમે હમારાં દિલ તથા જબાનને સીધી રાહે ચલાવીશું અને હમારા રવાનને જુઠે માર્ગે જતુ અટકાવીશું. મરણ પાંમેલાંઓ જે પોતાના બેશીઓ મુકી જશે નહી અને પોતાની મોટી દોલત મુકી જશે તો હું તેનો સઘલો ખજાનો ગરીબોમાં આપી દેવશ પણ હું મારા હાથો તે તરફ લબાવશ નહી અને આ ત્રણ પાંચ દાહાડાની દુન્યા ઉપર હુ મારૂં દિલ લગાડશ નહી હમે સઘળી બાબદની અનુભવીઓ સાથે મસલત કરીશુ અને લોભની કમરને તદબીરથી ભાંજતા રહીશુ. કાંઇ પણ નવુ કામ કરવા ચાહતાંજ તે હમારા વજીરોની સલાહ પુછીને હમે કરીશુ. મારી પાસે ઇનસાફ ચાહાવા આવેલાઓને તેમજ મારી રૈયતને હુ હરકાતી કાઢશ નહી. મારી પાસે ઇનસાફ માગનારાઓને હુ ઇનસાફ આપશ અને મારી જબાન કાંઇ પણ ચિજને માટે સાચાં સિવાય ઉલટી વાપડશ નહી હુ પાદશાહોની રાહરીતીને ઘટતી રીતે બુરાઓને તેમની બુરાઇની સજાએ પુગાડશ હુ જે બોલુ છુ તેનો સાહેદ પરવરદેગાર છે હવેથી અકકલજ મારી જબાન ઉપર સાહેબી ભોગવશે.'

આથી મોબેદાન મોબેદો, અકકલમંદો, લાયકાતવાલાઓ અને લડાઇના અનુભવી સરદારો તુરતજ મોટે અવાજે બોલ્યા કે, "હમો તારા ગોલામો છીએ અને તારો હોકમ અને તારા વિચાર બજા લાવવાને સર નમાવ્યે છીએ." ત્યારપછી શાહ બેહરામે તેઓને કહ્યુ કે, "ઓ મારી રાહાબરી કરનારા અકકલમંદો! જો મારી પાદશાહીનુ એક વર્ષ પસાર થાય અને હુ જે દિલોજાનીથી અકકલ ભર્યું બોલ્યો છું તેથી ઉલટો ચાલુ તો હું મારી વંસપરંમપરા ઉતરતી ગાદીને તેમજ તાજ તખતને લાયક નથી એમ ગણાશે અને ત્યારપછી હમો હમારી કમનસીબી માટે ખુને બેશીશું."

જ્યારે અકકલમંદો, બુજ્રોર્ગો અને દાનાવ દિલના મોબેદોએ તેની એવી વાત સમજી ત્યારે તેઓ પોતાની આગળી ચાલ અને બોલેલાં માટે પસ્તાવો કરવા લાગ્યા અને પોતાથી થયલા ગુનાહોનો બદલો વાલી આપવા માંડયો. તેઓ એક અવાજે અરસપરસમાં વાત કરવા લાગ્યા કે, "આ લાયક શખ્સનેજ પાદશાહી વધારે સજાવાર છે. એના જેવો મર્દાનગીવાળો, બોલકનો, અકકલમંદ અને ખાનદાની પાકીજેહ પુરૂષ જેહાનમાં કોઇપણ જન્મશે નહી. તેને પરવરદેગારે ઇનસાફ કરવાનેજ પેદા કીધો છે માટે તેને કાંઇપણ ગેરઇનસાફ થવો જોઇતો નથી. તેનાથી આપણે તમામ ભલાઇજ પાંમીશું અને આપણા ચેહરા દીન અને ઇનસાફ તરફજ ફરેલા રેહેશે. માટે જો આપણે

બોલવામાં ઉતાવલા બન્યા હોઇએ અને આપણા મગજમાંની અકકલને ઊંઘમાં નાખી હોય તોપણ તેના જેવુ શરીર, ઉચું કદ, ગરદન અને હાથોની બરોબરી કરનારો કોઇપણ શખ્સ હશે નહી તેની પુઠે અરબોનું લશકર અને તેની ભરી ભુંડી સ્થીતીમાં મંજર જેવો પાદશાહ તેનો મદદગાર હોવાથી જો તે પોતાનું તખત પોતેજ લઈને બેસવશે તો પછી જેહાનમાં બેહરામથી વધારે સરસ પાદશાહ કોણ થવાનો છે? પછી તે ઇરાનીઓની ફીકર શાની કરશે? આપણે તો તેને મનથી મુકી ભરીને ધુલ સમાન ગણાઇશું."

આથી તેઓએ બેહરામને કહયું કે, "ઓ નસીબવંતા પાદશાહ! હમારા જીવને તું પાદશાહ તરીક પસંદ પડે છે, પણ હમારામાંના કોઇએ તારા હુનર, પાકીજેહ શરીર, અકકલ અને વિચારની પીછાણ કીધી હતી નહી હમોએ યઝદગીર્દની ઓલાદના ખુસરૂને પાદશાહ બનાવી તેની તારીફ કીધી હતી અને તેની સાથે હમે સઘલા સોગદ અને વચણથી બધાયા હતા યાને કે હમે ગોયા ધાસ્તી અને નુકસાન વચે પડયા હતા પણ જો એજ હવે પછી પણ હમારો પાદશાહ ગણાય તો લડાઇથી આ સઘલા મુલકોનો નાશ થઇ જાય. તેથી લોકોનો એક ભાગ જેમ તું બેહરામ ઉપર રાજી થશે તો બીજો ભાગ ખુસરૂનીજ યાદ ધરી રેહશે. માટે ઇનસાફની રાહે તો આએજ (તોડ) દુરસ્ત લાગે છે કે, હવે પછી આ જેહાન તારી દરખાસ્ત મુજબજ તું તારા તાબામાં લે. તેથી એ જંગી સિંહોનુ બાહાનુજ ઠીક થઈ પડશે અને તેમ થવાથી કોઇ પણ એ બુજોંગી ભોગવવાનો દાવો કરશે નહી."

બેહરામે પોતેજ તે તોડ સુચવેલો હોવાથી તે એ બાબદ સાથે એક મત તોજ રહયો. (તે વખતે) ઇનસાફી પાદશાહો વચે એવો રવૈયો હતો કે જયારે પણ મુબારક તોખમનો કોઈ નવો પાદશાહ થતો ત્યારે તેની આગળ ત્રણ અકકલમંદ શખ્સોને સાથે લેઇને મોબેદાન મોબેદ હાજર થતો અને તેને તખત ઉપર તેજ બેસાડતો અને તેમ કર્યા બાદ તેજ તેના ઉપર દુવા ગુજારતો. તેની આગળ એજ વજીર સુનેરી તાજ લેઇ જતો અને તે વડે તે પાદશાહ પોતાનો દોરદમામ અને ખોરેહ પામતો. તેને માથે કેઆની તાજ પેહેરાવ્યા પછી તેજ વજીર તેની છાતી સાથે પોતાના બધે ગાલો દાબતો. ત્યારપછી તે પાદશાહ માટે નેશાર લેઇ આવેલા સઘલા શખ્સો પોતાની ઇચ્છા મુજબ તે નેશાર તેને અર્પણ કરતા.

આથી તે તખત અને તાજ વડા વજીરને સોંફવામાં આવ્યાં અને મુબારક કદમનો પાદશાહ બેહરામ (સિંહો પકડી લાવવાને) જગલમાં ગયો. પણ ગસતહમ નામના એક પેહેલવાન પાસે બે વિક્રાલ સિંહો હતા તે તેણે સાંકલથી

બાંધી વજીરને સોંપ્યા. તેથી તે જંગી સિંહોને ત્યાંથી ઘસડી લેઈ જવામાં આવ્યા. એ સિંહોને ઘસડી લેઇ જનારાઓ ધાસ્તીથી અધમુવા બની રહયા. પછી તે સિંહોને લાવી હાથીદાંતના તખત સાથે બાંધી લિધા અને તે તખતના એક ખુનામાં તાજ મુકવામાં આવ્યું. જેહાનનું તમામ લોક એ તમાશો જોવાને તે તાજ અને તખત આગળ ભેગું મલ્યુ અને તે નેકબખ્તનાં કાંમનું શું પરીણામ આવે છે તે તપાસવા લાગ્યુ.

## બેહરામ અને ખસરૂ બંધે જંગલમાં ગયા, જ્યાં બેહરામ સિંહોને મારી નાખી તખત ઉપર બેઠો તે વિષે.

જેવા બેહરામ અને ખસરૂ તે જંગલમાં આવ્યા તેવાજ તેઓ ખુનખાર દીસે તે સિંહો સામે લડવાને ગયા પણ તે તાજને એ ફાડી ખાનારા સિંહો વચે મુકાયલું જોતાંજ ખસરૂએ વજીરોને કહયુ કે, "પાદશાહીની માંગણી કરતા શખ્સે પેહેલાં તે સિંહોની સામે જવુ જોઇએ છે અને ત્યાંથી તે તાજ ઉચકવું ઘટે છે. બીજું એ કે હું એક બુઢો અને બેહરામ જવાન હોવાથી તે ફાડી ખાનારા સિંહોના પંજા આગળ હું તો તદન નબલો ગણાઉં. માટે બેહરામેજ પોતાની જવાની અને તંનદરોસ્તી સાથે પેહેલો હાથ અજમાવવો ઘટે છે." બેહેરામે તેને જવાબ દીધો કે, "વારૂ, તેમજ કરવું ઘટતું છે. સાચું બોલવામાં કાંઇપણ છુપ્યું રેહેતુ નથી."

પછી તેણે પોતાના હાથમાં ગાયની સુરતનો ગુરજ પકડયો જે જોઇ તમામ લોક અચરત બન્યું. પછી એક વજીરે તેને કહયુ કે, "ઓ દાનાવ અને અક્કલવાલા પહરેજગાર પાદશાહ! આ સિંહો સાથે લડવા તુંને કોણ ફરમાવે છે? અને એ પાદશાહી મેલવ્યાથી તારૂં શું વલનાર છે! માટે એ પાદશાહી મેલવવા ખાતર તું તારો જીવ બરબાદ ના કર અને તારા શરીરનો એમ વગર ફોકટનો નાશ ના કર. હમો સઘલાઓનો એ કામમાં કશુર ગણાશે નહી પણ એ તેં તારે હાથેજ કીધું છે એમ ગણાશે. તમામ જેહાન પણ પોતાને દિલથી એવુંજ ખચ્છે છે કે, એ કામથી તું પાછો ફરે."

બેહરામે તેને જવાબ દિધો કે "ઓ દીનના અભ્યાશી શખ્સ! એ બનાવમાં તું તેમજ તમામ લોકો બેગુનાહ ગણાશે. હુંજ આ નર સિંહો સાથે લડવા માંગું છું અને એ બાહુરો સાથે લડાઇ ખરીદી લેવાનું કામ મારૂં પોતાનુંજ ગણાશે." ત્યારે તે મોબેદ બોલ્યો કે, "પરવરદેગાર તારો મદદગાર થજો, હવે જ્યારે તું લડવા જાય છે તો તે પેહેલાં તું તારાં દિલને ગુનાહથી પાક કર."

આથી તે દસ્તુરે જેમ કહયું તેમ પાદશાહ બેહરામે કીધું અને ગુનાહની તોબા કરી દિલને પાક બનાવ્યું. ૧ તેણે એક ઝરાના પાણી આગળ જઈ ત્યાં પોતાનું શરીર માથાં વેરથી ધોયુ અને પછી તે જંગલમાંજ બંદગી કરવા માટે એક એકાંત જગ્યા શોધી કાઢી. ત્યાં તેણે પરવરદેગારની હજુરમાં બંદગી કરવાને પોતાનું મોઢું ધુલ ઉપર નાખ્યું અને પછી પરવરદેગારની હજુરમાં એમ બોલવા લાગ્યો કે, "ઓ પેદા કરનાર સાહેબ! તુંજ તારા બંદાઓને તેઓના કામમાં ફતેહ બક્ષનારો છે. માટે તારી પાસે તારો બંદો એવો ઇનસાફ ચાહે છે કે તુંજ આ જેહાનને બુરાઇથી ધોઇ નાખે. માટે તું મારા જીવને એ લડાઇમાં ધીરજ આપજે અને મને તે નરસિંહો ઉપર ફતેહમંદ બનાવજે."

પછી ત્યાંથી તે અક્કલમંદ પાદશાહ બેહરામ પછો ફર્યો અને તે સિંહોના માર્ગ તરફ તુરતજ પોતાનો ચેહેરો ફેરવ્યો. તે હાથમાં ગાયની સુરતનો ગુરજ પકડી ત્યાં ચાલતો ગયો. તેને આવતો જોતાંજ તે લડાયક સિંહોમાંના એકે જડપથી સાંકલ તોડી નાખી અને તે બુલંદ પાદશાહની આગળ ગયો. પણ પેહેલવાન બેહરામે તેના માંથા ઉપર તે ગુરજનો એક ફટકો માર્યાથી તેની આંખ આગળની તમામ રોશની ગુમ થઇ. પછી તે ત્યાંથી બીજા સિંહ આગળ ગયો અને તેના માથા ઉપર પણ તેવોજ ફટકો લગાવી તેના શરીરને લોહીમાં ગરકાવ કીધું. પછી તે જેહાનનો પાદશાહ પોતાને માથે પેલુ દિલને દીપાવનારૂં તાજ પેહેરી તે હાથીદાંતના તખત ઉપર બેઠો. માટે તમો સઘલા તે પરવરદેગારનીજ પનાહ સોધો કારણ કે તે પોતેજ સર્વેને આશરો આપનાર અને માર્ગ ચુકેલાઓને માર્ગ દેખાડનાર છે.

એમ જોતાંજ ખસરૂએ પેહેલા તેની આગલ જઈ નમન કીધું અને બોલ્યો કે, "ઓ બાહુર પાદશાહ! તારૂં આ તખતે બેસવું મુબારક થજો અને જેહાનના પેહેલવાનો તારા ગોલામ થઇને રેહેજો હમારો પાદશાહ તુંજ છે અને હમે તારા નોકરો છીએ અને તુંને ખુબી સાથે વધારનારા છીએ." પછી બુજોર્ગોએ તેના ઉપરથી જવેહરાતનો નેશાર કીધો અને તેના તાજ ઉપર દુવા ગુજારી. તમામ જેહાનમાંથી પણ ખુશાલીના પોકારો નિકળી રહયા. તે જશનનો મુબારક દિવસ આદર મહીનાનો સરોશ રોજ હતો કે જે દિવસે બેહરામે એ શહેનશાહી મેલવી હતી અને તે તખત ઉપર તેણે ભલાઇ સોધના અને ખોરેહ મેલવવા ચાહયું હતું.

---

૧ પુરાના કાલમાં ઈરાનીઓ મરવાને તૈયાર થયલા માણસ પાસેથી હમેશાં પતેત કરાવી તોબા કરાવતા હતા, જે પ્રમાણે હાલે કેટલાક ખ્રીસ્તીઓ વચ્ચે પણ ગુનાહો કબુલાવી તોબા કરાવી અંતકરણને સાફ કરાવવાનો ચાલ છે.

પછી ત્યાં એકાએક એક કાલું વાદલ ચઢી આવ્યું જેથી ચાંદરનું ઢંકાઇ જઇ અંધકાર ફેલાઇ રહયો અને તે કાલા વાદલમાંથી ત્યાં જાણે દુધનોજ વરસાદ વરસવા લાગ્યો, જેથી દરીઓ કે મેદાન કે જંગલ કાંઇ માલમ પડયું નહી તથા હવામાંથી કાગડાની પાંખ પણ માલમ પડતી હતી નહી, પણ દર પળે જાણે પાનખર રૂતુનો પવનજ ફુકી રહયો. ઓ બુલંદ આસમાન! તું શું કરવા માંગે છે? મારી પાસે તો આટેલું ગોસ્ત કે લાકડાં કે જવ કાંઇ રહયું નથી. જવની કાપની થાય ત્યાં સુધી મારી પાસે હવે કાંઇ ચિજ પણ દેખાતી નથી. આંવાં અંધારાં અને ફીકર ચિંતા વચે હવે કર ઉગરાવાનો તો વખત આવી લાગ્યો છે કે જ્યારે આ જમીન પણ બરફને લિધે હાથીદાતના પાહાડ જેવી બની રહે છે. મારો પણ તેવોજ વખત આવી લાગ્યો છે અને તેથી હું તેટલોજ ગરજાઉ બન્યો છું અને એ વિચારના અને વિચારમાં મારી ફીકર પણ વધતી જાય છે મને તો મારૂ તમામ કામ ઉંધુ વલેલું લાગે છે માટે ઓ પરવરદેગાર! તું મારી દસ્તગીરી કરજે.[૧]

## બેહરામગોરની ત્રેંશઠ વર્ષની[૨] પાદશાહી.-બેહરામે તખતે બેસી સરદારોને નશીયત દિધી અને તેણે બીજા સરદારો ઉપર નામાં લખાવ્યાં તે વિષે.



વે તુંને હું એક એવું અજબ બ્યાન કહું છું કે જેથી ચઢતું બ્યાન હોઇ શકે નહી જ્યારે બેહરામગોર તખત ઉપર બેઠો ત્યારે આફતાબે પણ તેના ઉપર પાદશાહ તરીકે દુવા કીધી. તેણે પેહેલાં જેહાનને પેદા કરનાર, નીભાવનાર, સર્વહાજર, ફતેહમંદ, અને ચઢતા દરજ્જાનો સાહેબ કે જે વધાડનાર અને ઘટાડનાર, ભરમ રાખનાર અને અકકલનો સાહેબ, રોજી આપનાર અને રેહેનુમાઇ કરનાર છે તેની બંદગી કીધી. પછી તેણે એવું ભાષણ કીધું કે, "જે પરવરદેગારે નસીબ પેદા કીધું છે તે સાહેબ તરફથી હું આ તાજ અને તખત મેલવવા પામ્યો છું. તેનાથીજ મને ઉમેદ તેમજ મને તેનીજ ધાસ્તી રહે છે. હું જે

---

૧ અત્રે ફીરદોસીને પાદશાહ મહમુદ સાથે થયલી કબુલાત મુજબ બેત દીઠ પરઠેલા પૈસા મલશે નહી એવી શકમંદી ઉભી થયલી લાગે છે.

૨ રૂમી અને બીજા તવારીખનવેશો મુજબ બેરામે ઇ. સ. ૪૨૦ થી ૪૪૦ સુધી વીસ વર્ષજ રાજ કીધેલું જણાય છે.

તમામ ભલાઈ પાંમ્યો છું તે માટે હું તેનોજ ઉપકાર માનુછું. તમો પણ તે સાહેબ ઉપરજ લાડ કરજો અને તેનો વચણુ નહી તુટે એવી કોષેશ કરજો."

ઇરાનીઓએ તેને જવાબ આપવાને જબાંન ઉપાડી કે, "હમોએ પરવરદેગારની બંદગી કરવાનેજ કમર બાધી છે. તુ પાદશાહને આ તાજ મુબારક થજો અને તેનું દિલ તથા નશીબ હમેશાં જાગતુ રેહેજો." પછી તે સઘલા તારીફ કરનારાઓએ તેના ઉપર જવાહરાતનો નેશાર કીધો. ત્યારબાદ બેહરામે તેઓને આ પ્રમાણે કહયુ કે, "ઓ તમો ભલો અને બુરો વખત જોવા પાંમેલા નામદારો ! આપણે સઘલા તે પરવરદેગારના બંદાઓ છીએ જયારે તે પરવરદેગાર ફકટ એકજ છે. માટે તમારે તે સાહેબની બંદગી સિવાય બીજા કોઇની બંદગી કરવી ઘટતી નથી હમો તમો લોકોને બુરા વખતથી નચિંત બનાવીશું અને તમોને બુરાઓને પડખે જવા દેઈશું નહી."

તે એમ બોલી રહયો કે ત્યાંયા ભેગા મલેલા લોકો તેની ફરીથી તારીફ ગાતા વિખેરાવા માંડયા એવી ચકચાર વચે રાત પડી. જયારે સુરજે પાછો આસમાન ઉપર ચેહેરો દેખાડયો ત્યારે પાદશાહ નચિંતે તખત ઉપર આવી બેઠો અને ઇરાનીઓએ આવી ત્યાં દરબારમા દાખલ થવા માંડયું. બેહરામે તે સરદારોને કહયું કે, "ઓ નામદારો અને ભાગ્યશાલી લોકો ! આપણે હવે પરવરદેગારનીજ બાજુએ રહીશુ અને આ જેહાન ઉપર આપણે દિલ લગાડયા વગર મોજમજાહ કરીશું." એટલું કેહેતાંજ તેણે પોતાની દરબારને જેબ આપનારા પેહેલવાનોના ( તેમને વિદાય કરવા માટે ) ઘોડાઓ મંગાવ્યા.

ત્રીજે દિવસે તે તખત ઉપર બેસતાંજ બોલ્યો કે, "તમારે પ્રસ્તેશ કરવાની રસમ છુપાવવી જોઇતી નથી. હમો તમુને પરવરદેગારની હસ્તીની ગવાહી આપીશું અને તમારાં જીવને તેનીજ દોસ્તીમાં સોંપીશું. બેહેસ્ત, દોજખ અને કેઆમતની વાત પણ ખરીજ છે. તેથી આપણે નેકી અને બદીનો બદલો મેલવ્યા વગર રેહેવાના નથી. માટે જેઓ કેઆમતના દિવસનો ઇનકાર કરે તેઓને તમો દીનદાર અને અક્કલમંદ ગણુના ના."

ચોથે દિવસે જયારે તે માથે પેલું દિલપસંદ તાજ પેહેરીને હાથીદાંતના તખત ઉપર આવી બેઠો ત્યારે તે બોલ્યો કે, "મારી રૈયત ખુશાલ રેહેતી નહી હોય તો હું પણ મારી પાસે ખજાનો છતાં એક પળ પણ ખુશાલ રેહેવશ નહી. હું કાંઇ આ ત્રણ પાંચ દિવસની દુન્યાને ચાહાનારો નથી તેથી હું દુખ દરદથી પણ પાછો હટનાર નથી. કારણ કે આપણે મરવા માટેજ સરજાયલા છીએ જયારે પરવરદેગારજ જાવેદાન સુધી રેહેનાર છે. માટે તમો પણ લોભથી પરહેજ રહી ( પૈસા માટેનો ) ગમ કરતા ના."

પાંચમાં દિવસની દરબારમાં તે બોલ્યો કે, "બીજા લોકોને મેહેનતમાં નાખી હું ખુશાલ રહી શકશ નહી, પણ મારીથી જેમ બનશે તેમ હું તેઓને મદદગાર થતો રેહેવશ અને તેવી કોશેપ કરી હું ખુશનુમાં બેહેસ્તનો બદલો પામશ. જે કોઈ નેકીનાં બીજ સિવાય બીજું કાંઈ વાવે નહી તેજ ખરો ભાગ્યશાળી."

છઠે દિવસે તેણે પોતાની નોકરોની દરબારમાં કહયું કે, "લડાઈમાં હાર ખમવી આપણુને ઘટતી નથી. હમો તો હમારા લશકરને દુશમનોથી નચિંત રહે એમ બનાવીશું અને દુશમનોને ધાસ્તીભર્યા રાખીશું."

સાતમે દિવસે તે દરબાર બરી બેઠો ત્યારે તે બોલ્યો કે, "ઓ સરદારો, અક્કલમંદો, બાહુરો અને જેહાનના અનુભવીઓ! આપણુને અક્કલમંદો સાથે દોસ્તી રાખી દુશમનો સાથે બુરાઈજ કરવી ઘટે છે. હમારા તરફ જેઓ વફાદાર રેહેશે નહી તેઓ મારા બાપથી જેઓ દુખી થયા હતા તેથી પણ વધારે મારાથી દુખી થશે. પણ હમારો હોકમ માન્ય કરનારાઓને ગમ, દુખ કે મેહેનત ભોગવવી પડશે નહી. ૧

આઠમે દિવસે દરબાર ભરી બેસ્તાંજ પાદશાહે દરબારમાંથી જવાનુઈને બોલાવી તેને ફરમાવ્યું કે "મુલકે મુલકના દરેક સરદાર અને નામદાર ઉપર ઈનસાફ અને દયા સાથે એક એક નામુ લખી તેમને જણાવ કે, 'બેહરામ ખુશાલી સાથે તખતનશીન થયો છે. તે બક્ષેશ અને સચાઇનો સાહેબ છે અને જુઠાઇ તથા દગા ફટકાથી દુર રેહેનારો છે. તે દમામદાર ઉચા કદનો અને દયા સાથે ઈનસાફ જાળવનારો છે. પાક દાદાર સિવાય તે બીજા કોઈની યાદ કરનારો નથી. ૨ માટે જે કોઇ મારૂં ફરમાન બજા લાવ્યા જશે તેઓનેજ હું સરદાર તરીકે કબુલ રાખશ. પણ જેઓ ગુનાહ કરતા પકડાશે તેઓ શિક્ષા પામશે ઇનસાફી તેહેમુરસ્પના રેવાજ મુજબ હું મારા બાપના મુબારક તખત ઉપર બેઠો છું. જેઓમાંથી ઘણીએ જુઠાઇ માલમ પડી આવશે તોપણ મારે તો દરેકની સાથે સચાઇથી વર્તવા સિવાય બીજું કાંઇ કરવું નથી. હું મારા ન્યાગાનોથી ચાલતા આવેલા ધર્મનો ફેલાવો કરશ ૩ અને હું તમુને પણ તે

---

૧ આ સાત દિવસો સુધી પાદશાહ બેહરામે દરબાર ભરી ભાશનો આપ્યાં છે તે દરબારો તેણે આગળા પાદશાહોના રેવાજ મુજબ પોતે તખત નશીન થયો તેની ખુશાલીમાં ભરેલી હોવી જોઈએ.

૨ જો કે બેહરામગોર પોતાની બચગીથી અરબોની વચે જઈ વસ્યો હતો તોપણ તે એક ચુસ્ત મજદયસ્ની જરથોસ્તી તરીકે ઉછરીને મોટો થયો હતો. તેની આખી કારકીરદી એક ભલા જરથોસ્તીને જેબ આપે એવી હતી.

૩ અરદેશીર બાબેકાનથી દરેક પાદશાહે વખતો વખત પોતે જીટેલા મુલકોમાં જરથોસ્તી દીનનો ફેલાવો કરતા રહી એ દીનની મોટી સેવાઓ બજાવેલી હોયાના દાખલા તવારીખમાં તેમજ આપણા દીની પુસ્તકોમાં નોંધાયા છે.

મુજબ ચાલવા માટેની રેહેનુમાઈ કરશ. હું પેગામબર જરથોસ્તની દીન પાલતો હોવાથી મારા ન્યાગાનોની તે રાહરીતીથી હું પોતે ફરનાર નથી. જરથોસ્તની પુરાની દીનને તથા તે સાચા પેગામબરે આપેલી સાબેટીઓને હું અમલમાં મેલતો રહીશ. તમો પણ તમારી તમામ ચિજો ઉપર પાદશાહી ભોગવનારા હોવાથી તમારા મુલકો અને તમારી દીનની નેગેહબાની કરતા રેહેજો કારણ કે એવાજ શખ્સોએ ફરજંદો અને ઓરતો ઉપર પાદશાહી ભોગવવી ઘટે છે. દાનાવ અને પહરેજગાર શખ્સોજ ભાગ્યશાલી ગણાય. જો પરવરદેગાર હમુને લાંબી જીંદગી બક્ષશે અને હમુને મારા સારા સેતારાઓ સાથે ફતેહમંદ બનાવશે તો હમો હમારા ખજાનામાં સુનાનો ઢગ કરીશું નહી. કારણ કે એમ ખજાનો એકઠો કર્યાથી મુફલેશો દુખમાં સબડે છે. માટે આ નામાંને તમો રામશની-ભરયું ગણજો કારણ કે એ વડે તમો જાવેદાન સુધીનો બદલો અને તમારી કીંમત પામશો તમો તમામ પાદશાહોને તેમાં ખશુશ કરી જેઓની મોહબત વણાઇ ગયલી હોય તેઓ ઉપર હમારી દુવા ઉતરજો'" પછી એ સઘલાં નામાઓ ઉપર પાદશાહી મોહર દાબનામાં આવી અને ત્યારબાદ ત્યાં નામીચા એલચીઓને બોલાવી તેઓને તે નામાં સોંફવામા આવ્યાં વડા વજીર પાસેથી એ નામાંઓ લેઇ ડાહાપણવાલા અકલમંદ સરદારો ત્યાંથી રવાના થયા

## બેહરામે ઇરાનીઓનો ગુનાહ માફ કીધો અને તેણે મંજર તથા નોઅમાનને ત્યાંથી વિદાય કીધા અને તેણે ઇરાનીઓ ઉપર નિકળતો કર માફ કીધો તે વિષે.

બીજે દિવસે જ્યારે સુરજ પ્રકાશવા લાગ્યો જેથી પાહાડો પ્રકાશતા બન્યા અને માણસોની ઉંઘ દુર થઈ ત્યારે ઇરાની રૈયતનાં દિલ બેહરામની ધાસ્તીથી ગાભરાં બનેલાં હોવાથી તેઓ મંજર આગળ ભેગા મલ્યા અને તેને અરજ કરવા લાગ્યા કે, "તું પાદશાહ પાસે એવું માંગી લે કે તે હમારી (બુરી) વર્તણુક અને ગુનાહ માફ કરે કારણ કે હમુને તો યજદેજર્દની બુરાઇને લિધેજ તેની સાથે એમ કરવું પડયું હતું અને હમારા નામદારોના દિલનું લોહી તેની સામે એમ ઉશકેરાયું હતું. યજદેજર્દની પુશકલ બુરી વર્તણુક અને બુરી બોલચાલથી તથા તેના ગેરઇનસાફ તથા દિધેલાં દુખ અને ઇજાને લિધે હમારાં દિલ બેહરામ તરફ પણ એમ થંડા બન્યાં હતાં. કારણ કે હમો તો પાદશાહ યજદેજરદથી તદન કાયર બન્યા હતા. આથી મંજર બેહરામ આગળ ગયો અને પાદશાહ બેહરામને થડો પાડીને તેની આગળ તેમની વફા-

દારીની કેટલીક વાતો કીધી. તેથી તેણે ઇરાનીઓનો ગમે એટલો વાંક છતાં તે માફ કીધો, કારણ કે એ પાદશાહ પોતેજ મોટા દિલનો અને ઇનસાફી હતો.

પછી ત્યાં તેના જે કોઇ મોટા દરજ્જાના સરદારો હતા તેઓએ જઇને (મંજરના માનમાં) પાદશાહી મેહેલને સંગાર્યો તે ખુબ્બેગીભરી જગ્યા તૈયાર થતાંજ ત્યાં લાયકોને લાવીને બેસાડવામાં આવ્યા અને ચો ઠેકાણે ખાણાના સુફરાઓ બીછાવવામાં આવ્યા તથા ત્યાં દારૂ, વાજીંત્ર અને ગવૈયાઓને પણ હાજર રાખવામાં આવ્યા બીજે દિવસે તે મેહેલમાં બીજા લોકો આવ્યા અને તેઓને ઝીયાફત આપ્યાથી પાદશાહ જરાએ કંટાલ્યો નહીં ત્રીજે દિવસે એક ખુશાલીભર્યું જશન કરી ત્યાં દારૂ પીવા માટે એક મીજલશ ભરી. જાણે તે જેહાનના પાદશાહના મેહેલમાંથી ગમગીની દુર થઈ હતી. પાદશાહે એ સભામાં તે બધે પાકીજેહ શખ્સો મંજર અને નોઅમાને તેને માટે શું શું કરી બજાવ્યું હતુ તે વિસ્તારીને કહયુ આથી તમામ સરદારોએ તેઓની તથા અરબસ્તાનના આબાદ મુલક અને ત્યાનાં બાહુરોની તારીફ ગાઇ.

ત્યારબાદ પાદશાહે ખજાનાના બારણા ખોલાવી તે જગ્યાને પૈસાની થેલીઓ અને રેશમી કાપડથી સંગારી મુકી તેણે મંજર તથા નોઅમાનને ઘોડાઓ, લગામો, લડાઇને માટે ઘોડાના બખતરો, યાકુતો અને જાતજાતના જવેહરાતોની ભેટ કીધી તે સઘલુ જવાનુઇએ પોતે લાવીને હાજર કીધું તે પાદશાહની બક્ષેશ કરવાની રીતનો અંદાજો બીજા કોઇથી જાણવી શકાતો હતો નહી અને બીજો કોઈ તેવી કોશેષ કરવાની તાકાદ ધરાવી શકતો હતો નહી. વળી તેઓના અરબોને પણ પુશકલ હદીઓ બક્ષયાથી તેઓ પણ એ પાદશાહની દરબારમાંથી ખુશ થઇને ગયા. પછી તેણે એક પાદશાહી સરપાવ ઘોડાઓ અને પેહેલવાનોને લગતા પોશાકો મંગાવી તે ખસરૂને બક્ષયા અને તેને પણ માનથી નવાજીને એક મુબારક તખત ઉપર તેને બેસતો કીધો. (યાને તેને એક મુલકનુ રાજ્ય સોંપ્યુ) શેહેનશાહ ખસરૂ તખત ઉપરથી ઉઠી નરસી કે જે તેનો એક દિલ અને એક જબાનનો ભાઇ હતો અને જે તેનાથી નાદહો પણ જેહાનમાં નામદારી ભોગવતો હતો (તેની ભલામન કરવાને) તેની ખુરસી આગળ ગયો. આથી પાદશાહે તેને પોતાના લશકરનો પેહેલવાન જાહેર કીધો. અને તેણે પોતાનું તમામ લશકર નરસીને સોંપ્યું કે જેથી તેના મુલકના લોકો તેના હોકમને માન આપીને ચાલે. વળી બેહરામે પોતાની બક્ષેશ તમામ મુલક ઉપર લંબાવી અને ખજાનાનાં બારણા ખોલીને તેણે લશકરને પગાર આપ્યો જે પૈસા મલ્યાથી તેનું લશકર ખુશ બન્યું.

ત્યારબાદ તે દાનાઈ કબુલ રાખનારા પાદશાહની હજુરમાં ગુશસ્પને એક મુનશી તરીકે હાજર થવા ફરમાવ્યું અને ચાલાક જવાનુઈને પણ ખજાનચીન તરીકે તેની સાથે તેની આગળ આવવા ફરમાવ્યુ પછી તેણે ઈરાનીઓ ઉપર જે કર બાકી નિકળતો હતો તે હમેશ વાસ્તે તેઓને માફ કીધો આથી તે દાનાવ મુનશીઓ કચેરીમા હાજર થયા અને ત્યાથી પૈસાની ગણત્રી લેવા માટે ખજાનાના ભંડારમા ગયા કારણકે ગુશસ્પ અને જવાનુઈ બંને તે જમાનાના દાનાવ ગણાતા હતા અને તેઓના નખ ઉપર જેહાનની ગણત્રી રેહેતી હતી. એ રીતે તમામ જેહાનના મુલકો ઉપર જે કાંઈ કર બાકી નિકળતો હતો તેનો સામટો જુમલો કરતા તે એ બાબત સીતેર કરોડ દીરાની દીરમનો થવા જતો હતો તે તેણે માફ કીધો અને તે હીસાબના દફતરો આતશમા બાલી નાખ્યાં

આથી ઈરાનની તમામ રયત ખુશ બની. જેમ જેમ એ વાતની ખબર દરેકને મલતી ગઈ તેમ તેમ તે જુદા જુદા શખ્સો પણ તેની પુશકલ તારીફ કરવા લાગ્યા તે સઘળાઓ આતશકદેહોમાં બંદગી કરવાને ભેગા મલ્યા અને પછી નોરોજ અને જશને સદેહ પાળવાના દીવાનખાનાઓમા મોજ મજાહ કરવાને ગયા તેઓએ ત્યાં આતશ ઉપર કસ્તુરી તથા ખુશબો બાલીને પાદશાહ બેહરામ ઉપર દુવા ગુજારી. પછી તેણે અનુગામી લોકોને જેહાનમાં ફરતા રાખીને યજદેજર્દે જે કોઈને દેશનિકાળ કીધા હતા તેઓની સોધ કરાવીને તેઓને એકજ શેહરમા ભેગા કીધા કે જ્યાં ત્યા પાદશાહનામુ મોકલીને જે કોઈ બાહાદુરો હોય તેમને ત્યાંથી બોલાવી મંગાવે.

વળી તેણે દરેક સરદારો ઉપર ખલાત મોકલ્યા અને તેઓને તેઓની પડતી મુજબ મુલકો બક્ષ્યા જે કોઈ સરદારો, મોબેદો, અને જાગીરદારોએ જ્યારે પાદશાહ બેહરામના એવો હોકમ સમજ્યા ત્યારે તે તમામ સરદારો તેની દરબારમાં ખુલ્લે દિલે અને તાજગીભર્યાં ચેહરા સાથે હાજર થયા. તેણે વળી મનાદી ફેરવી એવો હોકમ કાઢ્યો કે, "ઇનસાફ મેલવવા ચાહાતા લોકોએ વડા વજીર આગળ હાજર થવુ" તેનો એ હોકમ જેહાનમાં બજા લાવ્યા પછી તેણે વળી એવી મનાદી ફેરવી કે, "ઓ ચાલાક પાદશાહની રૈયતના લોકો! તમો ગુનાહ કરવાથી અટકો અને ગમથી દુર થાઓ અને જેના ઇનસાફથી આ જમીન આબાદ બનતી હોય તેના ઉપર દુવા ગુજારતા રહો. તમો ફકટ જેહાનમાંથી પરવરદેગારનીજ પનાહ સોધજો કારણ કે એજ સાહેબ આપણું પાળણુ કરનાર અને મદદગાર છે. જે કોઈ હમારો એ હોકમ બજા લાવશે અને હમારી રીતી અને કોલકરારથી ઉલટા ચાલશે નહી તેઓ ઉપર હમો ભલાઈનો વધારો કરીશું અને કીના તથા લોભને હમારા દિલમાંથી દુર રાખીશું. ઇનસાફના કામથી જે

કોઇ દુર રેહેશે તેના ઉપર હમારા તરફની સજા લટકતી રેહેશે. જો પરવરદેગાર મને શક્તિ બક્ષશે અને હમારી મરજી મુજબ જમાનો ચાલશે તો એ સઘલી ભલાઈઓમાં વધારોજ થયો જશે અને તમો હમારી તારીફ ગાતા રેહેશો."

તમામ ઇરાનના મુલકમાં તેના હોકમ મુજબનુ કામ ચાલુ થયું અને લોકો ખુશાલી અને આબરૂ સાથે જીંદગી ગુજારવા લાગ્યા. તેની પાદશાહીમાં સઘલા બંદોબસ્ત થતાંજ લોકોની ખુશનુદીનો વધારો થયો અને તેઓની દલગીરી ઘટી ગઈ. પાદશાહનું પણ તમામ કામ મજાહ, શેકારબાજી, ઘોડેસ્વારી અને મેદાનમાં ચોગાન રમવાનુ રહયું હતું.

## લંબક પખાલીને ઘરે જઇ બેહરામ તેનો મેહેમાન બન્યો તે વિષે.

એક દિવસે એવું બન્યુ કે પાદશાહ પોતાના કેટલાક પેહેલવાનો અને બાહાદુરો સાથે સિંહોના શેકારે ગયો. તેવામાં એક બુઢો શખ્સ હાથમાં લાકડી પકડીને ચાલતો તેને જણાયો. તે બુઢાએ પાદશાહને કહયું કે, "ઓ યજદાંન પરસ્તોના પાદશાહ! આપણા શેહેરમાં એક પૈસાદાર અને બીજો ગરીબ એવા બે શખ્સો છે કે જેમાંનો અબ્રાહામ નામનો બુરી તોખમનો અને ફરેબ આપનાર યાહુધી સુના રૂપાથી પુર છે, જ્યારે લબક નામનો બીજો બાહાદુર ખુશ જબાંનનો અને મેહેમાનદારી કરનાર ગણાય છે."

બેહરામે તેને પુછયું કે "એ લોકો કોણ અને કેવી વર્તણુકના છે?" તેણે જવાબ દિધો કે, "ઓ નામવર! તેમાંનો એક પહરેજગાર છે અને પાદશાહી ખાશીયત ધરાવે છે. પણ તે પખાલી તરીકે પાણી ખેંચનારો છે અને લંબક નામ ધરાવે છે જે એક ખુશ સ્વભાવનો અને મેહમાનદારી કરવે બાહાદુર જવાન છે. દિવસનો અરધો ભાગ તે પાણી ભરવા ઉપર ધ્યાન આપે છે અને બાકીનો દિવસ રસ્તામાંથી કોઇને સાથે તેડી જઈ તેની મેહેમાનદારી કરવામાં ગુજારે છે. આજનું કમાયલુ તેની પાસે કાલને માટે રેહેતું નથી અને કાંઈ પણ ચિજ તેના ઘેરમાં સચવાઇ રહે એમ પણ તે ચાહાતો નથી. વળી બીજો અબ્રાહામ નામનો એક એવો કંજુશ યાહુધી છે કે જેની કંજુસાઇ છુપાવવી જોઈતી નથી. તેની પાસે દીરમ, દીનાર અને મોટો ખજાનો છે તથા વળી તે રેસમી કાપડો અને તરેહવાર ચિજો ધરાવે છે."

આથી પાદશાહે બાંગીને ફરમાવ્યું કે, "જા અને આ દરબાર તરફથી તું બાંગ મારી એવું જાહેર કર કે, 'જે કોઇ લબક પખાલી પાસે પાણી ખરીદશે

તે કામ સારૂં ગણાશે નહી. તેવા શખ્સને હું ખુવાર કરી ઉંધો લટકાવવાનો હોકમ કરશ.' " ૧

પછી તે પાદશાહ સુરજ અસ્ત પામ્યો ત્યાં સુધી થોભ્યો અને ત્યારબાદ એક જડપ ચાલના ઘોડા ઉપર સ્વાર થઈ લબકના ઘરે પવન વેગે આવી લાગ્યો. ત્યાં તેણે લાકડીથી બારણાનુ કડું અફાડી લબકને સાધ મારી કે, "હું ઇરાની લશકરનો સરદાર છુ મને ઘણું દુર જવાનુ છે પણ રાત અંધારી થઇ જવાથી જો તુ મને તારા ઘેરમાં આજની રાત ઉતારો આપશે તો તે દયાને પાત્ર ગણાશે અને તુંને સોભા મલશે " તેનો અવાજ અને તેનું દોસ્તની માફકનુ ખુશ બોલવુ સમજીને લબક ખુશી થતો આવ્યો અને તેને કહયુ કે, "ઓ સ્વાર! તુ જલડીથી અંદર આવ. તારો પાદશાહ તારાથી ખુશનુદ રેહેજો. જો તારા બીજા દસ સાથીઓ પણ હતે તો તે પણ આવકારદાયક ગણાતે અને તે એકેએકને હું મારે માથેના સરદાર જેવા ગણતે." આથી પાદશાહ બેહરામ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને લંબકે તે ઘોડાની જતન લિધી તેણે ખુશીથી તેના શરીરની ચાકરી કીધી અને પછી તેની ગરદનમાં દોરડું ભેલવી તેને બાધ્યો.

પછી બેહરામનાં ઘરમાં દાખલ થતાંજ લંબકે દોડી જઇ સેત્રંજી લાવી હાજર કીધી અને ખોરાક માટેની તૈયારી કરવા માંડી અને તેને માટે તરેહવાર ચિજો લાવી હાજર કીધી. ત્યારબાદ તેણે બેહરામને કહયુ કે, "ઓ મોટી પડવીના શખ્સ! તું મારી સાથે સેત્રંજની બાજી રમ. ૨ લબકે જે જે ચિજો પાદશાહને હાથ લંબાવીને આપી તે તેણે લિધી અને વાંકો વળીને પોતાની આગળ પાંઠરી. ખાણું ખાઇને ધરાઈ રેહેતાંજ તુરતજ તે મેજબાને તેને માટે એક દારૂની જામ લાવી હાજર કીધી. આથી પાદશાહ તેની મોજમજાહ કરવાની અને તે તાજગીભર્યા ચેહેરાના શખ્સની બોલવાની રીતભાતથી અજબ બન્યો. તેણે તે રાત ત્યાંજ ગુજારી અને સહવારના સકારે તેનો સાઢ સમજી તે જાગૃત બન્યો. ત્યારે લબકે બેહરામગોરને કહયું કે, "તારો ઘોડો આખી રાતનો ભુખ્યો છે માટે ફકટ આજનો દિવસ પણ તું મારો મેહેમાન રેહે. જો તુંને બીજા સાથીની અગત્ય હોય તો હું તેને પણ તારે માટે બોલાવી લાંઉ. હું તારે માટે સઘલી અગત્યની ચિજો લાવીશ. માટે તું ફકટ આજનોજ દિવસ મારી સાથે રેહે."

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે

૨ સેત્રંજની બાજી નોશીરવાન આદેલના વખતમા રચવામાં આવી હતી એમ ફીરદોસી પોતેજ જણાવે છે, જે આપણે આગળ ચાલતાં વાચીશું.

પાદશાહે તે પખાલીને જવાબ દિધો કે, "મને પણ આજે વધુ કામ નથી, માટે હું અત્રે રેહેવાશ." આથી લંબકે ત્યાંથી જઇને કુવામાંથી એક પાણીની મશક ખેંચી કાઢી, પણ તેનું કોઇએ પણ પાણી ખરીદ્યુ નહી. આથી તે દલગીર થયો અને તેણે પોતાના દિલ ઉપરનુ પેહેરણુ કાઢી નાખી પાણી કાઢવાનું ડોલ બગલમાં મારયું અને પાઘડી ઉપર પાણીની મશક ટેકવી બજારમાં ગયો અને તે સઘળી ચિજોને ત્યાં વેચીને તેમાથી ગોસ્ત અને આટો ખરીડયો. પછી પોતાના દિલ ઉપરથી દગલો કાઢી નાખી મેહેમાનદારી કરવાના કામ ઉપર મંડી ગયો તે ચિજો તેણે પકાવ્યા બાદ તેઓ તે ખાવાને બેઠા. પછી ત્યાં દારૂ હાજર કરી બીજી રીતની મીજલસ બનાવી તે રાત તેઓ હાથમાં દારૂ લેઇને તે પીતા બેઠા અને તે પાણી ખેંચનાર લંબક દારૂનો પરસ્તાર બન્યો. રાત પછી દિવસ ઉગતાંજ લંબકે બેહરામ આગળ જડપથી આવીને કહયું કે "તુ રાત અને દિવસ ખુશાલીમાં ગુજારતો રેહજે અને તુ મેહેનત, ગમ અને કોશેષ કર્યાથી મોકલો બન તુ આજનો પણ દિવસ મારી સાથેજ ગુજાર અને તેનુ વચન આપ એમજ જાણ કે તેં મને તેથી જીવ બક્ષ્યો છે."

બેહરામે તેને જવાબ દિધો કે, "ત્રીજા દિવસ પછી આપણે સાથે મજાહ કરીએ એમ બનવાનુ નથી." આથી તે પખાલીએ તેની તારીફ કીધી અને બોલ્યો કે, "હમેશાં તું હુશીયાર દિલનો અને નસીબની સાથે જોડાયલો રેહેજે." તેણે પોતાનું હથીયાર જે ફકટ મશક હતી તે લેઈ બજારમાં ગયો અને તે એક તવંગર શખ્સને ગીરવી મુકી. તેના તેને જે કાંઇ પૈસા મલ્યા તેની ખોરાકી ખરીદી તે ખુશ થતો જડપથી બેહરામ આગળ પાછો ફર્યો અને તેને કેહેવા લાગ્યો કે, "હવે તું ખાવામાં મને મદદ થા, કારણકે એ ખોરાકથીજ માણસની પરવરશી થાય છે." આથી બેહરામે જડપથી તેના હાથમાથી ગોસ્ત લેઇ લિધુ અને તે લેઈ જઇને આતશ ઉપર ભુજયુ. ખાણુ ખવાઇ રેહેતાંજ તેઓએ હાથમા દારૂની જામ ધરી અને પેહેલી જામ તેઓએ શેહેનશાહની યાદમા ઉઠાવી [૧]

---

૧ ઈરાનીઓની શેહેનશાહ તરફની વફાદારી ઘણાજ જુના જમાનાથી જાણીતી છે. તેઓની નજરમા પરવરદેગાર પછી શાહાનશાહ બીજે ગણાય છે ઇરાનીઓમા આવો ઉત્તમ ખ્યાલ તેમના ધર્મથી ઉતર્યા છે અને એ પુરાના ન્યાગાનોનો વારસો હાલના જરથોસ્તીઓમાં પણ ઉતરેલો હોવાથી હીન્દુસ્તાનમા તેઓના વસવાટ દરમીયાન જુદે જુદે વખતે જરથોસ્તીઓએ પોતાના હીન્દુ રાજાઓ, મુસલમાન શાહાનશાહો અને બ્રીટીશ રાજ્ય તરફ પોતાની ચીવટ વફાદારી દેખાડયાના પુશકલ દાખલાઓ મલી આવે છે.

દારૂ પીવાયા બાદ તેણે તેની સુવાની જગ્યા પાંઠરી અને તેના બીછાણા આગળ દીવો સલગાવી મુકયો.

ચોઠે દિવસે સુરજ પ્રકાશવા માંડતાજ બેહરામગોર ઉંઘમાંથી જાગૃત થયો. ત્યારે વળી તે મેજબાન તેની આગળ આવ્યો અને તેને કેહેવા લાગ્યો કે, "ઓ નામદાર ' તુ આ ઘેરમા ઘણી અગવડ વેઠી અંધારાં વચે રહયો છે અને એ ઘેરમા તુ ખરેખર સુખથી રહી શકયો નથી. વળી તુને ઇરાનના પાદશાહની ધાસ્તી જેવુ પણ નથી, માટે આ કમીના ઘેરમાં જો તારાં દિલની મરજી હોય તો અત્રેજ તુ એ અઠવાડયાં તોડી પાડ" પાદશાહ બેહરામે તેની તારીફ કીધી કે, "તું મહીનાઓ અને વર્ષો સુધી ખુશી ખુરમી સાથે જીવવું કરજે. આપણે જેહાનના પાદશાહની યાદમા દારૂ પીતા આ ઘરમાં ત્રણ દિવસ મજાહ ભોગવી છે. માટે હુ એ તારી વાત ઘટતે ઠેકાણે કરીશ, કે જેથી તારૂં દિલ અને વિચાર ખુસાલીભર્યા બનશે અને તે કીધેની એ મેજબાનીઓનો તુ બદલો પામશે અને વધારેમાં વધારે તુ તાજ તખત પામશે"

પછી તેના ઘોડા ઉપર જીન બાધવામા આવતાંજ તે ત્યા આવ્યો અને ત્યાંથી ખુશાલી સાથે શેકારના મેદાન તરફ ગયો તેના લશકરે તેની આગળ આવી તેને નમન કીધું. તે એ બાબદ ઉપર હસ્તોજ રહયો પણ એ ભરમ તેણે કોઇ આગળ ખુલ્લો કીધો નહી.[૧] રાત પડી ત્યા સુધી તેણે તે પાહાડ ઉપર શેકારો કીધા અને ત્યારબાદ તે જડપથી પોતાના લશકર તરફ પાછો ફર્યો.

## બેહરામ અબ્રાહામ યાહુદીને ઘરે ગયો જ્યાં તેણે બેહરામ સાથે બખીલાઇ દેખાડી તે વિષે.

હવે બેહરામ પોતાના લશકરથી છુપાછુપ નિકળીને જડપથી અબ્રાહામ યાહુદીના ઘેર તરફ ગયો. ત્યાં તેણે તેનો દરવાજો ઠોકીને કહયુ કે, "હું શેકારેથી પાછો ફરતા પાદશાહથી છુટો પડી ગયો છું અને રાત પડી જવાથી મને કાંઈ રસ્તો સુજતો નથી તથા પાદશાહ કે તેનુ લશકર પણ મને પાતુ નથી. માટે તુ મને આજની રાત આ ઘેરમા ઉતારો આપ. મારાથી કોઇને પણ ઇજા પુગશે નહી" આથી અબ્રાહામના નોકરે અબ્રાહામ આગળ આવી તે નામદારનું જે કેહેવું સમજ્યું હતુ તે તેને કહયુ. અબ્રાહામે તેને જવાબ કેહેવાડયો કે, "તું મારા બારણા આગળ ઉભો રેહેવાની ફોકટ મેહેનત ના કર. તેને તું કેહે કે 'એ ઘેરમાં તારાથી ઉતારો લેઇ શકાશે નહી'" આથી તે નોકરે આવી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તેને કહયું કે, "અત્રે તારે માટે ઉતારો થઇ શકશે નહી." બેહરામે તેને કહયું કે, "તું તેને જઇને કેહે કે, 'મારાથી અત્રેથી આગળ વધી શકાતું નથી, માટેજ હું તારી પાસે ઉતારો માંગુછું. મને ઉતારો મલ્યા પછી હું તુને જરા પણ ચિજની મેહેનતમાં મુકશ નહી.'"

એમ સમજતાંજ તે નોકર દોડનો અબ્રાહામ આગળ ગયો અને તેને કહયું કે, "એ સ્વાર તો આજની રાત અત્રેથી ખીસવા માંગતો નથી અને તે લાંબી વાતો અને તકરારો કર્યા કરે છે" અબ્રાહામ બોલ્યો કે, "તું અતરઘડી જા અને તેને કેહે કે, "આ જગ્યા ઘણી તંગ છે અને અત્રે એક યાહુદી સાધુ રહે છે જે આખી રાત અપવાસ કરે છે અને બગર કપડે જમીન ઉપર સુવે છે." આથી તેણે તેને તેજ પ્રમાણે આવીને કહયુ. ત્યારે બેહરામ બોલ્યો કે, "જો મને આ ઘરમાં ઉતારો મલશે નહી તો તુંને મુશકેલીમાં ઉતરવું પડશે હું તો આ બારણા આગળજ સુઇ જવશ અને પછી મને ઉતારાની જગ્યાની અગત્ય રેહેશે નહી. ઉતારા સિવાય મને બીજી કસી ચિજની અગત્ય પણ નથી." આથી અબ્રાહામે આવી તેને કહયુ કે, "ઓ લડાયક સ્વાર! તું મને કાંય વગર ફોકટનો દુઃખ દે છે? જો તું અત્રે સુવે અને તારી કોઈ ચિજ ચોરાઇ જાય તો તેથી મને ઘણી હેરાનગતી ખમવી પડશે. માટે જો તુને ગામમાં ઘરનીજ તંગી પડતી હોય અને તારૂ સઘલું કામ ફળ અને રંગ વગરનું બનતું હોય તો એવાં વચણથી તું મારા ઘરમાં દાખલ થા કે તું મારી પાસેથી બીજી કાંઇ ચિજની માંગણી કરે નહી. મારી પાસે નો મુવેલાંને નહવાડીને તુછવા માટે કપડું કે એક કફનનું ચીઠડું પણ નથી." બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ ભલા શખ્સ! હું તુને જરાપણુ દુઃખી થવા દેવશ નહી. તું મને આ ઘરમાં જરા જગ્યા આપશે એજ બસ છે. હું વગર ગડબડે તારીજ ચોકી કર્યા કરશ."

તેના એમ બોલવાથી અબ્રાહામ વિચારમાં પડગો અને તેનો જીવ જાણે વિચારનાજ જંગલમાં ભુલો પડયો. તે વિચારવા લાગ્યો કે, "આ શોખ શખ્સ એક દીરમને ખાતર પણ અત્રેથી ખીસ્વાનો નથી, માટે હું એના ઘોડાનો વાંધો લેઉ." પછી તે બોલ્યો કે, "ઓ નામદાર! હું તો તારી બકબકથી કાયર થયો છું. જો આ તારો ઘોડો અત્રે લીડ નાખશે અથવા પીસાબ કરશે અથવા તો આ ઘેરની જમીન ઓખવશે તો બામદાદ પડતાં તેની લીડ તારે ઉચકીને બાહાર કાહડવી પડશે અને આ જગ્યાને ઝાડુથી સાફ કરવી પડશે અને સઘલો કચરો તુંને ઉકરડે ફેંકી આવવો પડશે. વળી મારી ઇટિરડીને થયલી નુકસાની તારે પાકી ઈંટોથી ભરી આપવી પડશે. એ સઘલું ઉંઘમાંથી ઉઠતાંજ તારે

કરવું પડશે." બેહરામે તેને જવાબ દિધો કે, "હું તેમ કરવાનું પણ વચણુ આપુછું અને એ નુકસાન બદલ હું મારૂં માંથુ પણ તુંને ગીરવી મુકશ." એમ કેહેતાંજ તે ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને ઘોડાને તેની લગામથીજ બાંધ્યો તથા કમરેથી તલવાર છોડી નાખી તેણે જીન ઉપરની ગાદીને છોડીને પાંહરી અને તકીઆ તરીકે જીનને કામે લગાડયું. પછી તે જમીન ઉપર સુઇ ગયો પણ તેના બંધે પગો બાહાર જમીન ઉપરજ રહયા."

ત્યારબાદ તે યાહુદીએ ઘરનો દરવાજો પાછો બંધ કીધો અને પછી ખાણું લાવી તે ખાવા બેઠો તેણે બેહરામને કહયું કે, "એ સ્વાર! આ દાસ્તાન સમજી તું યાદ રાખજે કે, "જેહાનમાં જેની પાસે ખાવાનુ હોય તે જો તે સઘલું ખાઇ જાય તો પછી જોયા કરવા સિવાય તેનો બીજો કાંઇ ઉપાય નથી." બેહરામ બોલ્યો કે, "આગળના દાનાવોથી મે પણ એવીજ વાત સમજી છે અને તે સમજ્યા મુજબ અને જેમ તુ તારા રાહાબરનું કેહેવું કહે છે તે મુજબજ હાલે હું એમ જોતો થયો છું."

તે યાહુદી ખાઇને પરવાર્યા બાદ ત્યાં શરાબ લેઇને આવ્યો અને એકલો તે પીવા લાગ્યો. તે પીધાથી તેની ખુશાલીમાં પણ વધારો થયો. આથી તે મોટે સાદે બોલ્યો કે, "એ હાકેલા સ્વાર! આ પુરાની વાત પણ તું ધ્યાન રાખજે, તે એ કે, 'જેની પાસે પુંજી હોય તેનુ દિલ રોશન રહેછે અને તેને તેના પૈસા બખતર માફક કામ લાગે છે. પણ જે પુંજી વગરનો હોય તે સુકા હોટે જોયા કરેછે તુ પણ હમણા એજ માફક મધરાતે ભુખ્યો બેઠો છે." બેહરામે તેને જવાબ દિધો કે, "મે જે આ આટલી બધી અજાયબી જોઇ છે તે હું યાદ રાખશ. તે જે દારૂની જામ પીધી છે તેનુ જો ભલું પરીણામ નિપજે તો તેથી તું દારૂ પીનાર, તારો દારૂ અને તારી જામ બાગ્યશાલી ગણાશે."

પછી જ્યારે આફતાબે પાહાડ પછાડેથી પોતાની તલવાર બાહાર કાઢી ત્યારે બેહરામની પણ ઉંઘ ઉડી જવાથી તેણે પોતાના જડપ ચાલના ઘોડા ઉપર જીન નાખ્યું અને તે ઉપર પાછી ગાદી બાંધી તેટલામાં અબ્રાહામે આવી તેને કહયું કે, "એ સ્વાર! તું તારા વચણુ મુજબ કેમ ચાલતો નથી? તેં મને કહયું હતું કે, 'આ ઘોડાની લીડ હું ઝાડુથી તમામ વારી કાઢશ,' માટે તારાં વચણુ મુજબ તું તે વારી કાઢ અને અત્રેથી ઉચકી લેઇ જા. એ જુલમગાર પરોના! તેં તો મને દુખી કીધો છે." ત્યારે બેહરામે તેને કહયું કે, "તું જાઇને કોઇ ઝાડુ કાઢનારને બોલાવી લાવ કે તે આ લીડ વારી કાઢે. તે વારી કાઢવાથી અને તે ઘરની બાહાર ઉકરડે ફેંકી આવવાથી હું તેની મજુરી તરીકે

તેને સુનાનો મીકકો આપીશ." અબ્રાહામ બોલ્યો કે, "અત્રેથી કચરો કાઢવા અને તે કિકરંડ નાખી આવવા માટે મારી પાસે એવો કોઈ નોકર નથી. માટે તેં મને જે વચણુ આપ્યો છે તેને જુઠો ના પાડ હું તુને એક જુલમગાર કેહું તે વાજબી ગણાશે નહી."

તેની એવી વાત સમજતાંજ બેહરામ નવેસરથી વિચારમાં પડયો. તેને માથે એક સાબીતી રેસમી પાગડી વિટાલેલી હતી જેની અંદરની બાજુને કસ્તુરી તથા અંમબરથી ભરેલી હતી, તે પાઘડી તેણે માથા ઉપરથી કાઢી તે વડે તેણે તે લીડ ઉચકી નાખી અને પછી તે પાઘડી મટોડાંની બન્ડાગલી ઉકરડે ફેંકી દિધી. પણ અબ્રાહામે દોડીને તે પાઘડી ઉચકી લિધી, જે જોઈ પાદશાહ બેહરામ તેને માટે ઘણોજ અચરત બન્યો. તેથી તેણે અબ્રાહામને કહયુ કે, "ઓ પહરેજગાર શખ્સ! જો તારી મખાવતની આ વાત પાદશાહ સમજશે તો તે તુને જેહાનમાં વગર હાજતનો બનાવી દેશે અને તુને નામદારો વચે સરફરાજી આપશે."

એટલું કહી તે પોતાના મેહેલ તરફ હંકારી ગયો અને ત્યાં એ બાબે શું ઉપાય કરવો તેનો આખી રાત વિચાર કીધો, જે વિચારથી તે પોતાના મેહેલમાં આખી રાત ઉઘાઈ પણ શકયો નહી. તેમજ તેણે એ વાતનો ભરમ કોઈ આગળ હસતા હસતાં કહયો પણ નહી.

## અબ્રાહામની તમામ મીલકત બેહરામે લંબકને સોંપી દીધી તે વિષે.

સહવાર પડતાંજ બેહરામે માથે તાજ પેહેરયું અને રૈયતને માટે દરબાર ખુલ્લી મુકી. પછી તેણે લંબક પખાલીને અદબ સાથે તેની દરબારમાં હાજર કરવા તેમજ બુરી મનશનીના અને બદનામીભર્યા પેલા યાહુદી અબ્રાહામને પણ ત્યાં ઘસડી લાવવા ફરમાવ્યુ. તેઓના દરબારમાં હાજર થતાંજ તેઓને ત્યાં બોલાવીને બેસાડયા પછી પાદશાહે એક પાક દિલના શખ્સને પોતાના આગળ બોલાવીને કહયું કે, "તુ અત્રેથી ઘોડાઓ લેઇને જા પણ ખબરદાર તું ઇનસાફની રાહથી ઉલટી રીતે વર્તતો ના. તુ હીમતથી અબ્રાહમના ઘરમાં દાખલ થા અને ત્યાં જે કાંઈ સંગ્રેલુ હોય તે જોઈ કાઢી અત્રે લાવીને હાજર કર." આથી તે પાક દિલનો શખ્સ તે યાહુદીના ઘરમાં ગયો. તેનું તમામ ઘર રેશમી કાપડ, પૈસા, પેહેરવાના કપડાં, પાંઠરવાના ગાલીચાઓ, બીછાણાઓ અને બીજા રાચરચીલાથી ભરલુ જણાયું. જાણે તે ઘરમાં તમામ દુનીઆનો સામાન ભર્યો હતો અને ત્યાં ભરેલાં રાચરચીલાંથી જમીનની જરા પણ જગ્યા

ખાલી હતી નહી સુના, રૂપાં અને જવેહરાતની હરેક ઠેલી ઉપર એક એક બુલંદ તાજ મુકેલું હતુ તે સામનની તે મોએદ ગણત્રી પણ કરી શકયો નહી. તેણે જોહરમ શેહરના મેદાનમાંથી એક હજાર ઉંટો મંગાવ્યાં અને એ સઘળો સામન તેઓ ઉપર લાદયો તથા તયાં કાંઇપણ ચિજ રેહેવા દિધી નહી. પછી તે નેક દિલના શખ્સે તે વજાર ત્યાંથી હંકારી અને દરબારનો ઘાંટ વાગવાને વખતે તે દાનાવ શખ્સ ત્યા આવી લાગ્યો અને પાદશાહને કહયું કે, "તારી પાસે પણ આ ખજાનાથી વધારે ખજાનો હશે નહી. હજી તો બમો ખચર લદાય એટલો ખજાનો તો ત્યાં બાકી રહયો છે"

એ વાત સમજી ઇરાનનો પાદશાહ અજબ બન્યો અને દિલથી તે બાએનો વિચાર કરવા લાગ્યો કે, "શુ એક યાહુદી જેવો એટલો બધો ખજાનો એકઠો કરી શકયો? તેને તેની રોજી તો હતી નહી ત્યારે એ ખજાનો સઘરવાનો તેને ફાયદો શું?" પછી તે જેહાનના પાદશાહે સુના અને પૈસાથી લાદેલાં સો ઉંટો તથા તે સામનમાંથી થોડોક તે પખાલીને આપ્યો જે ખજાનો લબક ત્યાંથી પોતાને ઘરે લેઈ ગયો. ત્યારબાદ તેણે અબ્રાહામને પોતાની આગળ બોલાવીને કહયું કે, "ઓ ભુલ સાથે મલેલા કમીના શખ્સ! મને કેહે કે તારો પેગમબર કેટલો વખત જીવ્યો અને તેણે એવી ગુમીયત સાથે કેટલી હાય અફશોસ કીધી? મારા એક સ્વારે આવીને તેં તેને એક જુના વખતની વાત કહેલી મને કહી સમજાવી કે, 'જેની પાસે પુંજી હોય તે વધારે ખાય પીએ અને જેની પાસે પુંજી નહી હોય તે ગમથી સોહરાઇ શુકાઇ જાય.' આ પખાલીની ખાવા પીવાની રીત હવે પછી તુ શિખી લેઇને તું ખાય પીએ ત્યારે તે બીજાઓ તરફ પણ હાથ લબાવા શિખજે."

પછી તેણે તે કમીના શખ્સ આગળ પેલી ઘોડાની લીડની, સુનેરી પાઘડીની તથા છટરડીની સઘળી વાત પાછી માંડીને કહી. ત્યારબાદ તેણે તે નાપાક દિલના શખ્સને ફકટ ચાર દીરમ અપાવ્યા અને તેને કહયું કે, "તું એટલાંનેજ તારી પુંજી સમજજે. તારા જેવા દરવીશને એથી વધારે પૈસા રાખવા ઘટતા નથી. પછી ત્યાં જે કાંઇ બીજી ચિજો હતી તે તેણે ગરીબો વચે બક્ષેશ કીધી, જેથી તે યાહુદી ત્યાંથી રડતો કુટતો ઘરે ગયો. પાદશાહે તેના ઘેરમાં જે સઘલી ચિજો બાકી હતી તે પણ લુટાવી દીધી. કારણ કે એ સઘલી ચિજો પણ પારકાઓનેજ લાયક હતી.

## બેહરામે સિંહોને મારી નાખ્યા તથા તેણે માણસોને દારૂ પીતાં અટકાવ્યાં તે વિષે.

જ્યારે બેહરામને શેકારી કુતરાઓનું કામ પડતું ત્યારે તે તેઓને લેઇને શેકારે જતો. એ મુજબ એક દિવસે તે જડપ ચાલના ઘોડા ઉપર સ્વાર થઈ તથા હાથમાં શકરાને પકડી જંગલ તરફ ચાલવા લાગ્યો તેવામાં તેને માર્ગમાં ઝાડોથી ભરેલું એક જંગલ મલ્યું જ્યાં એક નેકબખ્ત શખ્સ વસ્તો હતો એ જગ્યા બેહેસ્ત જેવી લીલોતરીવાલી હતી પણ ત્યાં માણસો કે ઢોરો વસ્તાં જણાયાં નહી. તેને એવું કેહેવામાં આવ્યું કે, "એ જગ્યાએ સિંહોનો વસવાટ હોવાથી હુશીયાર લોકો ત્યાં શાતીથી વસી શકતાં નથી" આથી પાદશાહે તે જંગલ આસપાસ ફરી ચો ઠેકાણે નજર પુગાડી તેવામાં તે જંગલમાં એક સિંહ ઉપર તેની નજર પડી તેથી તેણે તે સિંહનો નિકાળ કરવાને તલવારની અગત્ય જણાઈ તેણે તે સિંહ તરફ એક પોકાર કીધો અને જેવો તે બાહુર સિંહે તેના ઉપર હુમલો કીધો તેવોજ તે વીજલીના આતશ માફક તેજીવાલો બની જંગલમાં એક બાજુએ કુદી પડયો. જેવો તે સિંહ ઝાડીમાંથી બાહાર આવ્યો કે તે બાહુરે કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવી તે તીરથી તેનુ પેત સીવી નાખ્યું. આથી તે સિંહની માદાનું દિલ પોતાના નરને માટે બલવા લાગ્યું અને તેણીએ પણ બેહરામ ઉપર હુમલો કીધો અને પોકાર મારી પોતાનો પંજો ઉચકયો. પણ તે સ્વારે તેણીની કમર ઉપર તલવારનો એક ફટકો મારીઓ જેથી તે હેવાન લડતું અટકી પડયું.

તે જંગલમાં એક મેહેરબીદાદ નામના યજદાંનપ્રસ્ત ગામડયાનુ રેહેઠાણ હતું. જ્યારે તેણે બેહરામે તલવારના જખમથી મારેલા સિંહોને જોયા ત્યારે તે બુઢો શખ્સ ખુશી થઈ ઝાડીમાંથી બાહાર આવ્યો અને જબાંન ખોલી મધુર શખુન બોલતો પાદશાહ આગળ આવ્યો અને તેની તારીફ કરી તેને નમન કીધું. તે બોલ્યો કે, "ઓ નામદાર! જમાના અને સેતારાઓની ચાલ તારી ખાહેશ મુજબની રેહેજો ઓ પાક વિચારના પાદશાહ! હું એક ગામડીઓ છું અને આ જંગલ, ખેતરો તેમજ મકાનો મારાં છે. મારી પાસે ગાયો, ગધેડાઓ અને ગોસ્પંદો પણ હતાં, પણ આ સિંહોએ મારા દિલને દુખી કીધું હતું. પણ હાલે તારી કમાનની શકિતથી પરવરદેગારે તારા હાથથી આવું કામ કરાવ્યું છે, માટે ઓ પાદશાહ! હવે તું થોડો વખત આ જંગલમાં આસાયશ લે અને દુધ, દારૂ તથા મધ પીને જરા આરામ પકડ. તુંને જેટલાં જોઇએ તેટલાં મારી પાસે હલવાનો પણ છે તથા ત્યાં છાયડાવાલાં અને ફળદાર ઝાડો પણ છે."

આથી પાદશાહ બેહરામ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને તે જવાને પોતાને લાયકની લીલોતરીવાલી અને વેહેતા ઝરાવાલી જગ્યા પોતાના ઉતારા માટે તે જંગલમાંથી સોધી કાઢી. ત્યારપછી મેહેરબીદાદ ગામડાંમાથી ત્યાંના સરદારોને તથા રામશગરોને બોલાવી લાવવા માટે ગયો. તેણે ઘણાએક ફરએ ગોસ્પંદો તેને માટે કપાવ્યાં તથા એક સુનેરી જામ હાથમા પકડી તેને માટે લેઈ આવ્યો. તેઓ ખોરાક ખાઇ રેહેતાંજ સંમ્મુખ ફુલના જેવી ખુબસુરત ઓરતોએ તેને માટે દારૂની જામ લાવી મુકી તેણે એક જામમાંથી પોતે પીધો અને બીજી જામ બેહરામને પીવાને આપી અને તેણે બને એટલી કોશેષ કરી બેહરામને ખાણુ ખવાડી આરામ આપ્યો દારૂ પીને ખુશમાં આવતાં મેહેરબીદાદે બેહરામને કહયુ કે, "ઓ નેક પગલાંના પેહેલવાન! ખરૂ કહું છું કે તુ એક પાદશાહ જેવો લાગે છે અને આ મધરાતના અરધા ચાંદ જેવોજ તું લાગે છે" બેહરામે તેને જવાબ દિધો કે, "હા ખરૂ છે મારા ચેહેરા ઉપર પાદશાહના જેવોજ છાપ છે. પરવરદેગારની ઇચ્છા મુજબનોજ મારો ચેહેરો બન્યો છે, પણ તે કાંઇ ચાંદ માફક વધઘટ થતો નથી જો હું બરોબર પાદશાહના જેવોજ લાગતો હોઉ તો આ જંગલ તેમજ આ જગ્યા હું તુને આપી દેઉંછું"

એમ બોલી તે ત્યાથી ઉઠી ઘોડા ઉપર સ્વાર થયો અને છાકટ હાલતમાં ત્યાંના એક ખુશનુમાં મકાનમાં દાખલ થયો. તે ત્યાંના બાગમાં આખી રાત સુનો નહી પણ પોતાના દોસ્તોનેજ યાદ કર્યા કીધા સહવાર પડતાં જ્યારે તે ઉઠી ઉભો થયો ત્યારે તેણે પાછો દારૂ મંગાવ્યો અને તેટલાં તેના લશકરના બુજોર્ગો પણ ખુશી સાથે ત્યાં આવી લાગ્યા. તેજ વખતે ત્યાં એક મોટા દરજાનો શખ્સ પોતાની સાથે કેટલોક મેવો લેઈ ત્યાં આવી લાગ્યો. તેના ઉંટો સુંદર દારમ અને શેબફ્ળોથી લાદેલા હતાં તથા સાથે શાહનશાહોને લાયકના ગોલાબના તોરાઓ બનાવેલા હતા તેની આવી ભેટ જોઇ તે જેહાનના શેહેનશાહે તેને માનથી નવાજયો અને તેને પોતાના પેહેલવાનોની વચ્ચે જગ્યા કરીને બેસાડયો. તે મેવો અને સુગંધીવાલાં ફુલો લાવનાર સરદારનું પેહેલવી ભાષામાં કીરૂઈ નામ હતું. તે શખ્સ પાદશાહના દીદાર જોઇને તથા તેના નામદારો અને તેની મોજમજાહ કરવાની જગ્યા જોઇને ખુશ બન્યો. વળી તેણે ત્યાં એક બીલોરી જામ ભરીને દારૂ મુકેલો જોયો તેથી તેના દિલની તે જામમાંનો દારૂ પીવાની તલબ થઇ. આથી તેણે તે બુજોર્ગો વચેથી ઉઠી તે જામ ઉચકવા માટે હાથ લંબાવ્યો અને તે જામ તેણે શાહાનશાહની યાદમાં નોશ કરતાં કહયું કે, "મારૂં નામ કીરૂઇ છે અને હું દારૂનો શોખીન છું. તું શેહેનશાહની હજુરમાં એ દારની જામ પી જાંઉ તેટલાંમાં મને બીજીની પણ અગત્ય

પડશે." એમ કહી તેણે એજ રીતે સાત વખત દરૂ પીધો અને તે દારૂ પીનારાઓ વચે (વધુ દારૂ પીનાર તરીકે) ફતેહ પાંમ્યો. ત્યારબાદ તે કીરૂઇ પાદશાહની રજા લેઇ બહાર ગયો પણ તેના દિલમાં દારૂ કેમ ફરી વલ્યો હતો તે કોઇને માલમ પડયું નહી. કીરૂઇ તે ખુશનુમાં શેહેરમાંથી એક મેદાન તરફ આવી લાગ્યો. તે શખ્સના સીનમાં જેમ જેમ દારૂની વધારે ગરમી ચઢતી ગઈ તેમ તેમ તે માણુસોની વસ્તી વચેથી પોતાના ઘોડાને વધારે દુર દોડાવી મેદાનો અને પાહાડો તરફ વધવા લાગ્યો. પછી ત્યાં તેણે ઘોડા ઉપરથી નિચે ઉતરી એક છુપી જગ્યા શોધી કાઢી અને ત્યાંના ઝાડોની ઘટામાં જઇને તે ઉંઘાઇ ગયો. તેવામાં ત્યાંના પાહાડ ઉપરથી એક કાળો જંગલી કાગડો નિચે ઉતરી આવી તેની સુવાની જગ્યામાં દાખલ થયો અને તેણે તેની બે આંખો ટુપી ખાધી. પાદશાહે કીરૂઇની પુંઠ માણુસો દોડાવ્યાં અને તેઓએ તેને તે પાહાડ આગળથી એક મુરદાં જેવી હાલતમાં સોધી કાઢયો. ત્યાં તે કાલો કાગડો તેની બે આંખો ટુપી ખાતો હતો અને તેનો ઘોડો તેની આગળજ ઉભેલો હતો. તેના આવા હાલ જોઈ તેના નોકરો તેને માટે રૂડન કરવા લાગ્યા અને તે મીજલશ તથા દારૂની જામો ઉપર શ્રાપ વરસાવવા લાગ્યા.

જ્યારે બેહરામ પોતાની ઉંઘમાંથી ફારેગ થયો ત્યારે તેના એક બેરખાહે તેની આગળ આવી એ વાત કીધી અને બોલ્યો કે "કીરૂઈની છાકટ હાલતમાં એક કાગડાએ તેની આંખોને એક પાહાડની તલેટી આગળ ફોડી ખાધી છે." એ વાત સમજી તે જેહાનના પાદશાહનો ચેહેરો ઉતરી ગયો અને તે દુખી બની કીરૂઇ માટે ગમ કરવા લાગ્યો. ત્યારબાદ તુરતજ તેની દરગાહમાંથી બાંગીના એવા અવાજો સમજાયા, કે, "ઓ હુશીયારીવાલા દમામદાર નામદારો! હવે પછી પેહેલવાન હોય કે મજુર હોય તેઓને માટે જેહાનમાં દારૂ પીવા હરામ ગણાશે." એ મુજબ એક આખું વર્ષ પસાર થયું અને તેટલાં સઘલા દારૂને હરામ ગણવા લાગ્યા. જ્યારે પણ પાદશાહ મજાહ કરવા માટે મીજલશ ભરતો ત્યારે ત્યાં ફકટ જુના જમાનાની તવારીખના નામાઓ વાંચવામાં આવતાં.

## એક મોચીના દીકરાની વાત-બેહરામે દારૂને પાછો હલાલ ગણ્યો તે વિષે.

તેવામાં એવું બન્યું કે એક મોચીના છોકરાએ એક નામીચી, હુનરવાલી તવંગર ઓરત સાથે નેકા કીધા. તેના ઉપર કદી પણ એવું મુશકેલ કામ આવી પડેલું નહી હોવાથી તે મોચીની માય પોતાના નસીબ માટે જારજાર

રડવા લાગી તેણી પોતાના બેટાને જયાં તેણીએ થોડો દારૂ છુપાવ્યો હતો ત્યાં ઘસડી લેઇ ગઇ અને તે જવાન બેટાને કહયું કે, "તું આ દારૂમાંથી સાત જામ ભરીને પી કે જેથી તું નચિંત અને ખુશાલ બનશે અને આજે રાતે ગમે એવી સખત મોહરને પણ તું ઉખેડવા પાંમશે." આથી તે મોચીએ તે દારૂની સાતથી આઠ જામ પીધી જેથી તેના પગ અને કંમરમાં જોર આવી ગયું. એ દારૂની જામો પીતાજ તે જવાનને મરદાનગી આવી ગઇ અને તે પોતાની ખેલવતગાહમા જઇ ત્યાં પોતાના મનની મુરાદ પામ્યો. પછી તે ત્યાંથી પોતાની દિલની મુરાદ પાર પડી તે વાત કેહેવાને ખુશી થતો પોતાની માય આગળ ગયો

તેવામાં એવું બન્યુ કે પાદશાહના સિંહો વચેથી એક સિંહ પોતાના બંધ તોડી છુટો થઇ રસ્તામાં બાહાર પડયો. તે મોચી હજી દારૂનીજ ખુમારીમાં હેવાથી જડપથી દોડીને તે બરાડ પાડતા સિંહ ઉપર ચઢી બેઠો અને પોતાના હાથો લંબાવી તેના કાનો પોતાના હાથમાં પકડી લિધા, જેવી તે છુટેલો સિંહ તેનો ગોલામ બની ગયો અને તે જવાન તેના ઉપર કાબુ મેળવી બેસી રહયો. તેવામાં તે સિંહના રખેવાલો એક હાથમાં સાંકલો અને બીજા હાથમાં તેને પકડવાનો ફાંદો પકડી ત્યાં આવી લાગ્યા. પણ તેઓએ તે સિંહ ઉપર જેમ એક બાધુર સ્વાર ગધેડાં ઉપર બેસે તેમ તે મોચીને બેઠેલો જોયો. આથી તે સિંહના રખેવાલો જડપથી દરબારગાહ તરફ દોડયા અને હીંમત પકડી પાદશાહ આગળ જઇ કાનથી સમજેલો નહી તેમજ નજરે નજર જોયલો નહી એવા અજબ બનાવની તેને વાત કહી. એ વાત સમજી તે જેહાનનો પાદશાહ પણ અજબ બન્યો અને પછી વડા વજીર તથા પોતાના સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા. તેણે તે વજીરને કહયું કે, "તમો એ મોચી વિષે તેહેકીક કરો કે તે કોણુની બુન્યાદનો છે. જો તે કોઇ પેહેલવાનજાદો હશે તો તેનુ કીધેલું એ કામ વાજબી ગણાશે કારણકે પેહેલવાનોએ એવી બાધુરી દેખાડવી વાજબી છે."

આથી તેઓએ જઈને તે મોચીની માયને જુસ્તેજોઇ કીધી અને તેની તોખમમાં વધારો કરનારા એ હુનર માટે પુછયું તે મોચીની માયે એ વાત વધી પડેલી જોતાંજ દોડતી પાદશાહ આગળ આવી અને ત્યાં એ ભરમ ખુલ્લો કીધો. પેહેલાં તેણીએ તે પાદશાહ ઉપર દુવા કીધી કે, "તુ જમાનો રેહે ત્યાં સુધી ખુશાલી સાથે જીવવું કરજે આ મારો છોકરો મરદાનગીમાં અશકત હતો પણ તે એક ઓરત સાથે પરણીને તેનો ધણી બન્યો. પણ તે મરદાનગીમાં નબલો જણાયાથી તે ઓરત પોતે પણ સુસ્ત બનવાની ફર્યાદ કરવા લાગી. આથી મેં તેને છુપાછુપ દારૂની ત્રણ જામ પાઇ અને એ ભરમ કોઇપણ જાણશે નહી એમ મેં ધાર્યું. તે પીતાંજ તેના ગાલો લાલ બન્યા તેમજ તેના હાડકાં પણ જોરેમંદ

બન્યાં. એ રીતે દારૂની ત્રણ જામો સિવાય તું પાદશાહ જેવું જાણવા ચાહે છે તેવું ઉંચ તોખમ તે કાંઇ ધરાવતો નથી. એ પણ મોચી છે અને એના બાપ-દાદા પણ મોચીજ હતા તેનામાં એ ધંધાથી ચઢતું ખમીર છે પણ નહી."

તે બુઢીની આવી વાત સમજી પાદશાહ હુગી પડયો અને બોલ્યો કે, "એ વાત કાંઈ છુપી રેહેવી જોઇતી નથી" તેથી તેણે વજીરને કહ્યું કે, "હવેથી દારૂ પીવો હલાલ છે, પણ દારૂ પીનારે તે એવા અંદાજેથી પીવો કે તે એક નર સિંહ ઉપર પણ ચઢી બેસે તોએ તે સિંહ તેને નિચે ફેંકી શકે નહી. પણ એટલી હધે પીવો નહી કે જેથી તે માર્ગમા છાકટ બનીને પડે અને કાલો કાગડો આવી તેની આંખ મજ્જલ ફુપી ખાય" ત્યાર પછી દરબારના બાંગીએ એવો પોકાર કીધો કે, "ઓ સુનેરી કંમરબંધ બાધનારા પેહેલવાનો! દરેક અંદાજાસર દારૂ પીવો અને પીતી વખતે સરૂવાતથી તે આખેર સુધીના પરીણામ ઉપર નેગાહ પોંહોચાડવી. તમારે એટલો દારૂ પીવો કે તે તમારી ખુશાલીમાં રેહેનુમા બને. પણ એટલી બધી હદે પીવો નહી કે જેથી તે તમુને ફેફ્માં નાંખે અને તેમાથી તમારૂં કામ બીગડે."

## રૂજબેહ નામના વજીરે બેહરામ દેહને તારાજ કીધું અને પાછું તેણે તેને આબાદ બનાવ્યું તે વિષે.

એ બનાવ બન્યા પછી ત્રીજે દાહાડે બામદાદે પાદશાહ બેહરામગોર પોતાના લશકર સાથે જંગલમાં શેકાર કરવાને ગયો. શાહજાદો હોરમજદ તેના દાવા હાથ ઉપર અને પાકીજેહ અક્કલવાલા વજીરો તેના જમના હાથ ઉપર ચાલતા હતા. તેઓ બેહરામ આગળ જમશીદ અને ફરીદુન માટેનાં દાસ્તાનો ચલાવતા હતા શેકારી કુતરાઓ અને શાહાનશાહી શકરાઓ હરોલમાં ચાલી તેઓ પોતાની ગમતથી લંબાન વખતને શેહેલ બનાવતા હતા. પણ તેઓએ પ્રકાસ્તો સુરજ તેના ગુમબજમાં ગયો (યાને અસ્ત પાંમ્યો) ત્યાં સુધી ત્યાં ગોરખર કે હરણના પગલાં દિઠાં નહી. જ્યારે પ્રકાસ્તો સુરજ અસ્ત પાંમવાથી ત્યાં બીહામનો અધંકાર ફેલાયો ત્યારે બેહરામ શેકાર નહી પાંમવાને સબબે દલગીર બની જંગલમાંથી પાછો ફર્યો. તેવામાં માર્ગમાં તેને એક લીલોતરી-વાલી જગ્યા મલી જે ઘરબારોથી, લોકોથી અને ગાય ઢોરથી ભરેલી હતી. તેનું લશકર પસાર થતું જોવાને તે ગામના ઘણાએક લોકો માર્ગમાં બાહાર પડયા, પણ તેઓમાના કોઈએ પણ તેઓની તારીફ કીધી નહી. તુ કેહેશે કે, જાણે તેઓ ગધેડાં માફક અડી ઉભાં. આથી તેઓની મગરૂરી જોઇને તે જેહાનના પાદશાહને ઘણોજ ગુસ્સો લાગ્યો અને તેથી તે ઉશકેરાઇ ગયો. તે તો એ ગામ-

ડાંમાં ઉતારો લેવા માંગતો હતો પણ તે લોકોને જોઇ તેને દલગીરી લાગી અને તેથી તેણે તેઓ તરફ મેહેરબાનીથી જોયું નહી

પાદશાહે પોતાના વઝીરને ગુસ્સાથી એ પ્રમાણે કહયુ કે, "આવી આ શુભ જગ્યા ફાડી ખાનારાં જાનવરો અને શેકારોનાં રેહેઠાણ બનજો અને તેઓના નદીનાળાંના પાણી કાલી સાહી જેવાં થજો." તે ગામ માટે પાદશાહનો હોકમ શુ છે તે તે વઝીર પામી ગયો. તેથી તેણે તે લોકોને કહયું કે, "આ લીલોતરીવાલી જગ્યા ફળફલાદીથી તેમજ માણસો અને ઢોરોથી ભરપુર હોવાથી શાહનશાહ બેહરામને તે ઘણી પસંદ પડી છે, માટે તેણે એવો વિચાર કીધો છે કે એ માટે તમો સઘલાઓને સરદારપડ આપવુ કે જેથી એ ખુશનુમાં ગામડુ એક શેહેર બની જાય માટે આ શેહેરનો દરેક મરદ તેમ ઓરત સરદાર જેવા છો અને તેથી કોઇએ પણ બીજાનો હોકમ માન્ય કરવો નહી. આ શેહેરનો એક મઝુર તેમજ એક શેઠ બધે સરખા છે, માટે તમો તમારી પડવીને એકજ સરખી રીતે જાળવજો શુ મરદ કે ઓરત કે બાળક સઘળા સરદાર જેવાંજ ગણાશે અને સઘલાઓ આ ગામના પટેલની બરોબરના છે"

આથી તે સઘલાઓ એક પટેલની પડવીએ પુગ્યા એમ સમજીને તે આબાદ ગામમા ખુશાલીના પોકારો કરવા લાગ્યા ત્યારપછી મરદો કે ઓરતો તેમ ગોલામો કે મજુરો એક સરદારનીજ પડવી ધરાવે છે એમ સમજવા લાગ્યા એ પ્રમાણે જ્યારે તે ગામડાંના લોકોના વિચારો અપવિત્ર બન્યા ત્યારે તેઓએ આખેરે તે ગામના પટેલને મારી નાખ્યો અને પછી સઘલાઓ અપસ-અપસમાં લડવા લાગ્યા અને આ ઠેકાણે નાહક લોહી રેડાયાં. આખરે જ્યારે તે ગામમાં રસ્તાખેજ ચાલી રહી ત્યારે તેઓએ તે ગાંમડાંમાંથી નાહાસ્વા માંડયું આથી બુઢાઓના હાથપગ તુટી ગયા ( યાને તેઓ આસરા વગરના બન્યા ) અને તેઓનો ત્યાં સરસામાન કે સુનુંરૂપું કાંઇ રહયું નહી. તે તમામ ગામડાંમાં નાશ ફેલાઇ રહયો, ત્યાંનાં ઝાડપાનો કરમાઈ ગયાં, નદીનાળાઓ સુકાઈ ગયાં, ખેતરો અને ઘરો વેરાન બન્યા અને માણસો તથા ઢોરો વિખેરાઇ ગયાં.

એ બનાવને એક વર્ષ વહી ગયા પછી જ્યારે વસંતની મોસમ પાછી આવી ત્યારે પાદશાહનું તે જગ્યા આગળથી પાછુ શેકારે જવું થયુ. તેણે તે આગળી આબાદ અને ખુશનુમા જગ્યાએ આવી લાગતાંજ તપાસ કીધી તો ત્યાંની એકપણ જગ્યા સલામત હાલતમાં બચેલી જણાઇ નહી. ઝાડપાનો કરમાઈ ગયલાં, ઘરો વેરાન બનેલાં અને તે તમામ જગ્યા માણસો અને ઢોરો વગરની જણાઈ.

આથી પાદશાહ બેહરામનો ચેહેરો કમલાઇ ગયો અને પરવરદેગારની ધાસ્તી ખાઈ દુખી બન્યો. પછી તેણે વજીરને કહયું કે, "ઓ રૂજબેહ ! આવું સુંદર ગામ વેરાન બનેલું જોઇને મને અફસોશ છુટે છે માટે તું જા અને મારા ખજાનાથી આ ગામને પાછું તજીવ.લું અને આબાદ બનાવ અને એવુ કર કે હવે પછી તે પાછું દુખ જોવા પાંમે નહી." આથી તે મોબેદ પાદશાહ આગળથી તે વેરાન જગ્યા તરફ જડપથી ગયો અને એક મોહલેથી બીજે મોહલે ફરી વળ્યો. ત્યાંથી તેણે આખરે એક બેકાર બુઢા શખ્સને સોધી કાઢયો અને ઘોડા ઉપરથી નિચે ઉતરી તેને માનથી નવાજયો તથા તેને પોતાની આગળ બોલાવીને બેસાડયો પછી તે મોબેદે તેને કહયુ કે, "ઓ બુજોર્ગ સરદાર ! કોણે આ આબાદ જગ્યાને વેરાન બનાવી?" ત્યારે તેણે તેને જવાબ દિધો કે, "એક દાહાડે હમારા ગામ આગળથી પાદશાહનું પસાર થવુ થયું જેની સાથે એક કમઅકકલી વજીર પણ હતો જે નામદારો વચે ફળવગરનો હતો. તેણે હમુને કહયું કે, 'તમો સઘળા હવેથી અત્રેના સરદારો છો માટે ખબરદાર ! તમો કોઇને પણ જરાએ ગણકારતા ના તમો આ ગામના સઘલા મરદો તેમજ ઓરતો ગામના પટેલ જેવા અને સરદારોના સરદારો જેવા છો.' તેના આવા શિક્ષણથી આ ગામ ઉપર દુખ પડવા માંડયું અને એ ગામ ખુના મરકી અને નાશ ભરયું બન્યું. માટે પરવરદેગાર તેનો મદદગાર બનતો ના અને તેના ઉપર ગમ, મોત અને સખતી ગુજરજો. આ જગ્યાનુ હવે તમામ કામ બીગડી ગયું છે અને એવું બન્યું છે કે હમુને હમારેજ માટે રડવું પડે છે."

તે બુઢાની એવી વાત સમજી રૂજબેહે દુખી બની તેને એવી પુછપરછ કીધી કે, "તમારી વચે સરદાર કોણ હતો?" ત્યારે તે બુઢાએ જવાબ દિધો કે, "તે સરદાર તો આ ઘાસ ડાંખલાવાલી વેરાન જગ્યામાં ડટાયલો પડેલો છે." ત્યારે રૂજબેહે તેને કહયું કે, "ત્યારે તો તું આ ગામનો સરદાર બન અને તુંજ દરેક કામમાં સરફરાજી ભોગવ. જેહાનના પાદશાહના ખજાનામાથી પૈસા મંગાવી એ કામ માટે અનાજના બી, ગાય ઢોર, ગધેડાં વિગેરે મંગાવી લે. હવેથી આ ગામમાં જે કોઈ મારામારી કરે તેઓને તુ મારી નખાવજે. ગામના સઘલા લોકો તારી રૈયત અને તુ તેઓનો સરદાર ગણાશે. માટે તે બુઢા વજીરને હવેથી તું બદ દુઆ ના દેતો તેણે કાંઇ જાણી જોઇને એવી વાત કીધી હતી નહી. માટે એ કામમાં તુંને પાદશાહી દરબારમાંથી કોઇની મદદ જોઈતી હોય તો તું માગશે એટલા શખ્સોને હું તારી આગળ મોકલી આપીશ"

તેની એવી વાત સમજી તે બુઢો ખુશી થયો અને બદનશીબીનો લાંબો ગમ કરવાથી છુટકારો પાંમ્યો. તુરતજ તે બુઢો પોતાને ઘરે ગયો અને ત્યાંથી લોકોને નદી તરફ લેઇ જઈ જમીનને આબાદ કરવાના કાંમ ઉપર મંડી ગયો. તેણે

તમામ જમીનને પતે આપવા માંડી વળી પડોશના ગામોમાંથી તેણે ગાય ઢોર અને ગઢેડાં મંગાવી ત્યાંના તમામ ખેતરોને પાછાં સગાર પાંમેલા બનાવ્યાં તેણે પોતે તેમજ તેના પતેદારોએ સખત મેહેનત લેઈ ત્યાં કેટલાંક ઝાડો ઉગાડયાં. ત્યાંની જમીનનો એક ભાગ ખેતીવાડીથી આબાદ બનતાંજ ત્યાં વસ્તાં લોકોના દિલ ખુશ બન્યાં જેઓ તે ગામમાંથી નાહાસી ગયા હતા અને પોતાની આંખોમાંથી ગમના આંસુ વરસાવતા હતા, તેઓને ત્યારે તે બુઢા પટેલની મેહેનતથી તે જમીન પાછી આબાદ બન્યાની ખબર મલી ત્યારે તેઓ પોતાના ગામમાં પાછા આવ્યા જેથી તમામ મોહોલ્લાઓ તેમજ નેહેરો પણ આબાદ બની. વળી વાડાઓમાં મરઘાં બટકા, ગાય ઢોર, ગઢેડાં તેમજ ગોસ-પંદો વધી ગયાં માણસોએ ચોડેકાણે ઝાડો રોપ્યાં જેથી વેરાન બનેલી જગ્યા પાછી બેહેસ્ત જેવી આબાદ બની. બીજાં ત્રણ વર્ષમાં તો તે ગામડું તમામ સગાર પાંમ્યું અને તે ગામના સરદારની મેહેનત અને ખેતીવાડીથી તમામ કામ પાર પડયુ.

વળી જ્યારે ખુશનુમાં વસંતનો હીંગામ પાછો આવ્યો ત્યારે પાદશાહનું શેકાર કરવાને તે જંગલ તરફ પાછું આવવું થયું જેની સાથે તેનો મોબેદાન મોબેદ રૂજબેહ પણ હતો તે બંન્નેના તે ગામમાં નજદિક આવી લાગતાંજ અને તે ઉપર બેહરામગોરની ઓચિંતી નજર પડતાંજ તેણે ત્યાંની જમીનને ખેતી-વાડી અને ગાયઢોરથી આબાદ બનેલી જોઇ. ત્યાં મોટી મોટી હવેલીઓ બંધા-યલી જણાઇ અને તે તમામ ગામ ગાયઢોરો અને ગોસપંદોથી ભરેલું જણાયું. તેણે સઘલે પાણીથી ભરપુર બાગો, ખેતરો, નેહેરો તથા ગુલલાલા અને સમ-ખુલ ફુલોથી ભરેલા પાહાડો જોયા. મેંઢા બકરાં પાહાડો ઉપર વિખેરાઇને ચરતાં હતાં જેથી ત્યાંના તમામ પાહાડો અને ખીણો બેહેસ્ત માફક લાગતાં હતાં. આથી તેણે વજીરને કહયુ કે, "ઓ રૂજબેહ! તેં એવું તે શું કીધું કે આ લીલોતરીભરયું ગામ એક વખત વેરાન બની ગયું અને ત્યાંનાં ઢોરો અને લોકો વિખેરાઈ ગયાં અને વળી તેં તેઓને પાછુ એવું શું આપ્યુ કે જેથી તમામ પાછું અસલ માફક બની ગયું?"

વજીરે તેને જવાબ દિધો કે, "આ પુરાનું શેહેર એકજ સખુનથી ઉજડ બન્યું હતું તેમજ વળી એકજ સખુને પાછું આબાદ પણ બન્યું છે, જેથી વળી તું ઇરાનના પાદશાહનું દિલ પણ ખુશ બન્યું છે. તું પાદશાહનું મને ફરમાન થયું હતું કે, 'પૈસા અને ખજાનો ખરચીને પણ આ આબાદ જગ્યાને વેરાન બનાવ.' જેથી મેં અત્રેના નાના દરજજાના તેમજ મોટા લોકોને નુકસાન પુગાડવા માટે પરવરદેગારનો ડર તો કીધો. પણ જ્યારે મેં એ ગરીબ તેમજ

મોટા લોકોમાં એકજ સરખા વિચારો જોયા ત્યારે મેં તે બંધે વચ્ચે નાશ ફેલાવી મુકવા ચાહયુ તેથી મેં વિચારયું કે, જો એક શેહરમાં એકથી વધુ સરદાર હોય તોજ એ શેહેર આબાદ હાલતમાં રેહેશે નહી. આથી મેં તે ગામડાંના બુજોર્ગોને જઇને કહયું કે, 'એ માણુસો ! હવેથી તમારી ઉપર કોઇ મુકરર સરદાર નથી. ઓરતો તેમજ બાળકો તેમજ વળી નોકરો, મજુરો અને ખેડુતો પણ સરદારો તરીકેજ ગણાશે.' આથી નાના મરટબાના લોકો ઉંચો મરટબો પામ્યા અને જે સરદારો હતા તેઓ પડતીમાં આવી પડયા, જેથી બોલ બોલતાં આવી પાકીજેહ જગ્યા વેરાન થઇ પડી. પણ તે માટે મારા ઉપરથી ખોદાનો કેહેર દુર રેહેજો. ત્યાર પછી તુ પાદશાહે તેઓ ઉપર દયા કીધાથી મેં જઇને તેઓને બીજી રીતનો ઉપાય સુચવ્યો. મે ત્યાંના એક અકકલમંદ બુજોર્ગ કે જે બોલકનો, દાનાવ અને રેહેનુમાઇ કરે એવો હતો તેને ઉંચો દરજજો આપ્યો જેણે પાછી કોશેષ કરવા માંડીને એ શેહેરને ધીરે ધીરે આબાદ બનાવ્યુ જેથી તેનાથી નિચી પડવીના લોકોના દિલ ખુશાલ બન્યાં ત્યાં એકજ સાચા વિચારનો સરદાર બન્યાથી તેણે ખુબીનો વધારો કરી ખરાબીનો ઘટાડો કરી નાખ્યો. મેં પણ તેને ભરમ દેખાડીને એ પ્રમાણે ઇજદી માર્ગ પાછો ખુલ્લો કીધો. એક સારો સખુન એક આબદાર જવેહર કરતાં પણ બેહેતર ગણાય છે અને તે વડે લાગુ પડતું કામ બજાવી શકાય છે માટે જો તું પાદશાહ તારાં રવાનને દુખ વગરનુ બનાવવા ઇચ્છતો હોય તો તારે અકકલ અને પેહેલવાન જેવી જબાન ધરાવવી ઘટે છે. માટે તું પાદશાહનું દિલ જાવેદાન ખુશ રેહેજો અને તે જુઠાઈ અને નાશ વાલવાથી મોકલુ રેહેજો."

પાદશાહ તેની એવી વાત સમજી બોલ્યો કે, "એ રુજબેહ ! સાબાશ છે. તુંજ તાજ ધરાવવાને લાયક છે." પછી તેણે તે પહરેજગાર દાનાવ બુજોર્ગને દીનારોથી ભરેલી એક ડેલી આપી તથા તેને માટે એક પાદશાહી સરપાવ તૈયાર કરાવ્યો. એ રીતે તેણે તેના માથાંને વાદલ સુધી પુગાડયુ.

## બેહરામે દલનારની દીકરી સાથે નેકા કીધા તે વિષે.

બીજે અઠવાડયે તે જેહાનનો પાદશાહ બેહેરામ પોતાના વજીરો અને મોટા દરજાના સરદારો સાથે શેકાર કરવાને ગયો. એવું બન્યું કે તેણે તે શેકારના જંગલમાંજ પોતાના લશકર સાથે એક મહીનો દારૂ પીવામાં ગુજાર્યો. તેણે શેકારોથી ભરેલા તે પાહાડો અને જંગલોમાંથી હદ ઉપરાંત શેકારો પકડયા. પછી તે ત્યાંથી લશકર સાથે ખુશાલ દિલે શેહેર તરફ ફર્યો તેટલામાં માર્ગમાંજ

રાત પડી જવાથી સઘલે અંધારૂ ફેલાઈ રહયું. આથી લશકરના બુજોર્ગો રસ્તે ચાલતાં તેની આગળ આગલા શેહેનશાહોની વાતો કરવા લગ્યા. તેવામાં પાદશાહો બેહેમન મહીનામાં મોજમજાહ ૧ કરવા આતશ સલગાવે તે મુજબ દુરથી આતશની રોશની દેખાવા લાગી. શેહનશાહની નજરે તે રોશની પડી અને તેને તેની બાજુએ એક ખુશનુમાં ગામડું પણ જણાયુ. તે ગામ આગળ આતો દલવાની એક ગીરણી હતી જયાં કેટલાક મોટા દરજ્જાના લોકો એમ તેમ બેઠા હતા. તે આતશની બાજુએ તમામ છોકરીઓ મોજમજાહ કરતી બેઠી હતી, જે દરેકે માથાં ઉપર ગોલાબના બનાવેલાં તાજો પેહેર્યાં હતાં. ત્યાં જગ્યે જગ્યે ગાયન ગાનારાઓ પણ બેઠેલા હતા. સઘલીઓએ પાદશાહના લશકરનાજ પોશાકો પેહેર્યા હતા અને તેઓ જઇને વખતો વખત બીજા પોશાકો બદલી આવતી હતી. તેઓ મહાતાબ જેવા ચેહરાની અને કરચલીવાલા બાલોની હતી અને તેઓ કસ્તુરીના પમરાતની અને મીઠાશથી બોલનારીઓ હતી. તે કારખાનાના દરવાજા આગળના ઘાસ ઉપર મોજમજાહ કરવા માટે ગાલીચો બીછાવેલો હતો જ્યાં દરેક એક એક ફુલનો તોરો હાથમાં પકડીને બેઠી હતી. તેઓ ખુશાલી સાથે દારૂ પીયા કરવાથી અરધી છાકટ બની હતી.

પછી તે મોજ કરવાની જગ્યાએથી સાહાડો સમજાવા લાગ્યા અને એક એવી રીતે બોલતાં સમજાઈ કે, " હુ આ દારૂની જામ દમામદાર, જોરાવર શરીરના, ખુબસુરત અને દયાલુ શાહ બેહરામ કે જેના ઉપર ફરતું આસમાન પણ પાયદાર રહયું છે અને જેનાં મોઢાં ઉપરથી દારૂ તીપકાય એવો રતાશ છે તથા જેના બાલમાંથી કસ્તુરીનોજ પમરાત નિકળે છે અને જે સિંહો અને ગોરખરો સિવાય બીજા કસાંનો શેકાર કરતો નથી અને તેથીજ તે બેહરામગોરને નામે ઓલખાય છે તેની યાદમાં પીઉં છું."

જેહાનના પાદશાહે તેઓના એ રીતના અવાજો સમજવાથી પોતાના ઘોડાની લગામ ફેરવીને તે તરફ ચાલવા માંડયું અને તે છોકરીઓ આગળ આવી લાગતાંજ ત્યાં એક નાકેથી બીજે નાકે સુધી નજર દોડાવીને જોવા માંડયું. તેને તે તમામ મેદાન જાણે માહાતાબોથીજ ભરાયલુ દેખાયુ. તેથી તેને તે શેહર તરફ જવાનોજ સેહેલ માર્ગ જણાયો. આથી તે પાદશાહે તે

---

૧ એ બેહેમન મહીનાના જશનનો ઈસારો કરવામાં આવ્યો છે તે કદાચને લોકોનું માનીતું જશને સદેહ હોય. જો કે આ જશન દેહ મહીનાનાં આવ રોજે પડતું જણાવવામા આવ્યું છે.

દારૂ પીનારીઓને ફરમાવ્યું કે "તેને પણ દારૂ લાવીને પાઓ." જેથી તે દારૂ પીનારીઓમાંની એકે બેહરામના હાથમાં એક દારૂની જામ લાવીને મુકી.

પછી તે છોકરીઓ વચેથી ચાર ઉચ તોખમની છોકરીઓ, જેમાની એકનું નામ મુશકનાજ, બીજીનું નામ મુશનક, ત્રીજીનું નામ નાજતાબ, અને ચોઠીનું નામ સુસંગ હતુ તેઓ બાહાર આવી. તે ચારે છોકરીઓ જેઓ વસંતના જેવી ખુબસુરત અને ઉંચા કદની હતી તેઓ પાદશાહ આગળ અદબવાલીને આવી અને તે દાનાવ અને બાહેશમંદ શાહનશાહ બેહરામનો દગલો પખોડયો. તે ચારે ઓરતો માટે બેહરામના દિલમાં પ્યારનો શોર ઉઠયો. તેથી તેણે પુછ પરછ કીધી કે, "આ ગોલાબ જેવા ચેહરાની છોકરીઓ કોણની છે અને આ આતશ અત્રે શા માટે સલગાવવામાં આવ્યો છે?"

એકે જવાબ દિધો કે "ઓ ઉચા સરોવર જેવા સ્વાર! તું હરેક રીતે એક પાદશાહના જેવોજ લાગે છે. હમારો બાપ એક બુઢો શખ્સ છે જે આતાની ગીરણીનો માલેક છે તે હાલે પાહાડો ઉપર તીરોવડે શેકાર કરવાને ગયો છે, પણ હવે રાત પડી ગયલી હોવાથી તે આવી લાગશે. કારણ કે અંધારામાં તેની આંખે બરોબર આવતું નથી"

તેટલામાં તે કારખાનાવાલો પોતેજ પોતાના માણસો સાથે શેકાર પકડીને તે પાહાડો તરફથી આવતો જણાયો. તેણે ત્યાં બેહરામને જોતાંજ પોતાનો ચેહેરો ધુલ ઉપર મસલ્યો અને પછી ડરતો અને ધાસ્તીખાતો તેની આગળ આવ્યો. આથી પાદશાહે તે ચાલીને થાકી આવેલા બુઢા માટે એક સુનેરી જામ બરીને દારૂ મગાવ્યો. પછી તેણે તે બુઢાને પુછયું કે, "તેં આ સુરજ જેવા ચેહરાની છોકરીઓને આવી (કુવારી) હાલતમાં કાંય રાખી મુકી છે! શું હજી તેઓનો પરણવાનો વખત થયો નથી?" ત્યારે તે બુઢાએ તેની તારીફ કરી જવાબ દિધો કે, "હજી આ મારી બેટીઓ પરણેલી નથી. તેઓ આટલી ઉમરે પુગવા છતાં કુવારીઓ છે; પણ કુવારી હાલતમાં રેહેવા છતાં તેઓ પાકીજેહ છે. તોપણ તેઓની હાલત તવંગર નથી. હું તારી આગળ એથી વધારે કાંઈ કહી શકતો નથી."

બેહરામે તેને કહયું કે, "તું એ ચારે છોકરીઓની તારી આગળ રાખવાને બદલે મને સોંપ." ત્યારે તે બુઢાએ તેને એવો જવાબ દિધો કે, "ઓ સ્વાર! તું જે બોલે છે તેમ બોલવાથી પાઠો હટ. કારણ કે મારી પાસે કપડાં ચપડાં, જમીન, સુનુરૂપું કે ગાય ઢોર કાંઇ નથી." બેહરામે તેને કહયું કે, "મને તો તેઓજ જોઇશે. તેઓ પાસે કાંઇ નથી તોપણ હું તો તેમનેજ માંગું છું." ત્યારે તેણે બેહરામને જવાબ દિધો કે, "ત્યારે તો તું એ ચારેને તારી ઓરત તરીકે ગણ.

એ ચારે તારી જુટીની ખાકની પણ નોકર રેહેશે. માટે તારી નજરેનજર તું તેઓની ખુબી ખામી જોઈ લે કે તેમ જોયાથી તેં તેઓને પસંદ કીધી છે એમ ગણાય."૧ બેહરામે તેને કહ્યું કે, "હું પાક પરવરદેગારની હજુરમાં એ ચારમાની દરેકને મારી ઓરત તરીકે કબુલ રાખું છું."

એટલું કહી ને ત્યાંથી ઉઠયો તેટલામાં તે જંગલમા ઘોડાના પગલાંના અવાજ સમજાવા લાગ્યા. તેણે પોતાના લશકરના ખીદમતગારોને ફરમાવ્યું કે, "તમો આ પુટલી જેવી ઓરતોને પાદશાહના કબીલમાં લેઇ જાઓ. તેવામાં જંગલમાંથી તેનુ સઘલું લશકર પણ આવી લાગ્યું અને તે લશકરે ત્યાં આખી રાત ફરીને ચોકી કીધી તે કારખાનાવાલો એમ જોઇને અજબ બન્યો અને એજ વિચાર કરવામાં આખી રાત ગુઠાયો. તેણે પોતાની ઓરતને કહ્યું કે, "આવા ઉંચા કદનો અને આવી શકિતવાલો માહાતાબ જેવો નામદાર રાતે અંધારાને વખતે આ જગ્યાએ કેવી રીતે આવી ચઢયો." તેની ઓરતે જવાબ દિધો કે, "તેણે દુરથી આતશ સલગેલો જોયો હશે તથા છોકરીઓની મોજ-મજાહનો સાદ પણ સમજ્યો હશે. તેથી એ વાજીંત્ર અને રામશગરોના સાદથી તે અત્રે ખેચાઇ આવેલો હોવો જોઇએ."

પછી તે કારખાનાવાલાએ પોતાની ઓરતને કહયુ કે, "ઓ ઓરત! મને કેહેકે એ વાતનું સેવટ સારૂ આવશે કે માઠું?" તેની ઓરતે જવાબ દિધો કે, "એ કામ પરવરદેગારથી બનેલું છે. તેણે એ છોકરીઓને જોતાંજ નહી તેઓના ખાનદાનની હકીકત પુછી કે નહી તેઓ પાસે જરખજાનો અને મીલ-કત શું છે તે જાણવાની ઇચ્છા કીધી. એ કાંઇ પૈસા કે પાદશાહી ખાનદાનની બેટીઓ જોતો હતો નહી પણ આ જમીન ઉપર માહાતાબ જેવી ઓરતોનીજ શોધમાં રહેલો લાગતો હતો. અગર જો ચીનાઇ પુટલાં બનાવનાર કારીગરે એ બેટીઓને જોઈ હતે તો તેથી તે પોતાની પુટલીઓની તારીફ પણ ઘટી ગયલી માનતે"

જ્યાં સુધી કાગડાના જેવી કાલી રાત પાછલથી સુરજ બાહાર નિકળ્યો અને જેહાન રોશન ચેરાગથી દિપે તેમ દિપી રહી ત્યાં સુધી તેઓ વચે એ પ્રમાણે સારાં માઠાં ખાનદાનની તથા એ ભલા લોકોને માટેની વાતો ચાલ્યા કીધી. તેવામાં રાત પછી દિવસ ઉગતાંજ તે ગામમાં એક સરદાર આવી લાગ્યો અને તેણે તે બુઢાને કહયું કે, "ઓ રૂજબેહ! તારાં નસીબની અંધારી રાતનો

૧ આગળા જરથોશ્તી પાદશાહો પોતાને પસંદ પડતી ગમે એટલી બાયડીઓ પરણી શકતા હોવા જોઇએ. બેહરામગોર સંખ્યાબંધ બાયડીઓ પરણેલો હોવાનો દાખલો ફીરદોસી આપે છે જે ઉપરથી જણાય છે કે આગળા ઇરાની પાદશાહો વચે એકથી વધુ બાયડીઓ કરવાનો રેવાજ હોવો જોઈએ.

હવે અંત આવ્યો છે અને તારાં ઝાડની ડાલો ફૂળવંત બનતી જાય છે. ગઇ કાલે રાતે અંધારી વખતે પાદશાહ બેહરામગોર શેકારના મેદાનમાંથી અત્રેથી પસાર થયો હતો,[૧] ત્યારે તેની નજરે આ જશનનો મેલાવડો અને સલગેલો આતશ પડગો હતો તેથી તે પોતાના ઘોડાની લગામ ફેરવી આ તરફ આવ્યો હતો. હાલે તારી બેટીઓ તેનીજ ઓરતો બની છે અને તેઓ તેનીજ આરા મગાહમાં વસ્તી થઇ છે. તેઓના આવા ( ખુબસુરત ) ચેહેરા, (કાલા) બાલ અને તેઓની રાસ્તીને સબબે તે તારી બેટીઓને જાણે પાદશાહ માટેજ ઉછેરી તૈયાર કીધી હતી. શેહેનશાહ બેહરામ તારો જમાઇ હોવાથી તારૂં નામ હવે પછી હરેક મુલકમાં યાદ થતું રેહેશે આ ગામની તમામ જમીન પાદશાહે તુને સપુરદ કીધી છે. માટે હવે તું ગમ કરતો ના, કારણ કે તુ દુખ અને ખાસ્તીથી મોકલો થયો છે. હવે તારે જે કાંઇ હોકમ કરવો હોય તે કર કારણ કે તારો હોકમ કરવાનો વખત આવ્યો છે. હમે સઘલા તારા નોકરો છીએ અને તારે હમારી ઉપર સાહેબી કરવાની છે. હવેથી હમે સઘલા તારી રૈયત જેવા છીએ અને જે કોઇ રૈયત છે તે સઘલા તારા નોકરો છે."

તે કારખાનાવાલો અને તેની ઓરત એ સમજીને અચરત બન્યા અને પરવરદેગારનું નામ જબાન ઉપર લિધું. તે સરદાર બોલ્યો કે, "તે ખુબસુરત ચેહેરા અને બાલવાળી ઓરતોનો ખાવીંદ તો ત્યારે ચોહાં આસમાન ઉપરનો સુરજ થવા પામ્યો છે."

## બેહરામને હાથ પાદશાહ જમશેદનો ખજાનો આવ્યો જે તેણે ગરીબોને ખેરાત કીધો તે વિષે.

બીજે આઠવાડયે જયારે તે પાદશાહ પોતાના વજીર તથા વફાદાર દરબારીઓ સાથે શેકારે ગયો ત્યારે એક મોટા દરજજાના શખ્સનો નોકર પોતાના હાથમાં એક પાવડો ધરીને ત્યાં પવનવેગે દોડતો આવી લાગ્યો અને તેણે લશકરમાં પુછપરછ કીધી કે "આ લશકર વચે પાદશાહ બેહરામ કયો છે?" આથી એક વજીરે તેને પુછયું કે, "મને કેહે કે, તું તેની પાસે શું માંગે છે? શું તુંને જેહાનના પાદશાહનો ચેહેરો માલમ નથી?" તે શખ્સે જવાબ દિધો કે, "જ્યાં સુધી હું નજરેનજર પાદશાહને જોવશ નહી ત્યાં સુધી લશકરના કોઇ પણ આગળ હું એક સખુન પણ બોલવાનો નથી." આથી પાદશાહની

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

સોધમાં રહેલા તે બોલકના અને દાનાવ શખ્સને પાદશાહ આગળ લેઈ જવામાં આવ્યો.

તેણે બેહેરામ આગળ આવી તેને નજરોનજર જોતાંજ કહયું કે, "હું તારી સાથે કાંઇ ખાનગી વાત કરવા માંગુ છુ." આથી બેહરામગોરે ઘોડાની લગામ ફેરવી અને લશકરની નજર આગળથી પોતાના ઘોડાને દુર હાંકી ગયો. પછી ત્યાં તે શખ્સ બોલ્યો કે, "ઓ જેહાનના પાદશાહ! તું મારા કેહેવા ઉપર ધ્યાન આપ. હું આ જમીન ઉપર ખેતીવાડી કરનારો છુ, હુ એક પટેલ છું અને આ જમીન, ખેતરો અને ગીલકતોનો માલેક છું. હુ મારી જમીનની કીમતમાં વધારો કરવા ચાહાતો હોવાથી મેં મારી જગ્યામાં નેહેરનુ પાણી લાવવા ચાહ્યુ. જ્યારે મારાં પુશકલ ખેતરો પાણીથી તર બન્યાં ત્યારે એક બાજુની જમીન ખોડતાં મને તેમાં ભોંયરૂ માલમ પડયું તેમાંથી મારે કાને એક એવો અજબ પોકાર સમજાયો કે જેથી મારા જીવને ધાસ્તી લાગી. તેમાથી પાણી પસાર થવાનો અવાજ વાજીત્ર જેવો લાગે છે, તેથી તે અવાજ કાંઇ ખજાનાનો હોય એમ મને લાગે છે.

તેની એવી વાત સમજતાંજ બેહરામ તે તરફ ગયો અને ત્યાંના લીલોતરીવાલાં અને પાણીવાળાં ખેતરોની તપાસ કીધી. તેણે દુરવેરથી કોડાલી સાથે મજુરોને ત્યાં બોલાવી મંગાવ્યા. તે બુલંદ દરજજાના પાદશાહે ત્યાંજ ઘોડા ઉપરથી ઉતરી ઉતારો લિધો અને તે ખેતરોને કીનારે તંબુઓ ઉભા કીધા. રાત પડતાં પેહેલવાનોએ ત્યાં દીવા સલગાવ્યા તથા ચો ઠેકાણે આતશ પણ સલગાવી મુકયો. જ્યારે ખોરશેદે દરીઆમાંથી પોતાનો ઝુન્ડો ફરકાવવા માંડયો અને બલુ વાદલ પ્રકાશીત બન્યું, ત્યારે ત્યાં ચોબાજુએથી કારીગરો આવી એક ભારી લશકર માફક ભેગા થયા તેઓએ તે તમામ જમીનને ખોડવા માડયાથી તે ખેતર તમામ ઉંડા ખાડાઓમાં ફેરવાઇ ગયું. જ્યારે ખોડતાં ખોડતાં તે માણુસો ઠાકવા આવ્યા ત્યારે તે ધુલ વચે એક પાહાડના જેવી જગ્યા જણાવા લાગી. તે પાકી ઇંટોથી તથા ચુનાથી બાંધેલું એક બેહેસ્તના જેવું ઘર હતુ. ખોડનારાઓએ તેના ઉપર કોડાલીના ફટકાઓ લગાવવા માંડતાંજ તેમાં દુરથી દરવાજો જણાવા માંડયો. તેમ જોતાંજ પાદશાહનો વજીર તે શેહરના વતણીઓ સાથે તે દરવાજામાં દાખલ થયો. તેઓને તે એક કુશાદે, લાબું અને કેટલાક વારની ઉંચાઇનુ એક ઘર માલમ પડયું. તેમાં બે સુનેરી બલદો ઉભા કીધા હતા અને તેઓની આગળ એક સુનાનો બનાવેલો તબેલો ઉભો કરવામાં આવ્યો હતો. એ તબેલામાં તમામ પોખરાજો અને લાલ માણેકો ભરેલાં હતાં વળી ત્યાં બે ગાયોને પોકલ બનાવેલી હતી જેના પેતાખાનામાં દાડમ,

શેબફૂળ અને પીચ ફૂળોના ઘાટનાં જવેહરાતે ભર્યાં હતાં. પીચ ફૂળોમાં આબ-દાર મોતીઓ ભરેલાં હતાં જેના દરેક દાણા પાણી જેવા પારદર્શક હતા. તે ગાયોની આંખો યાકુતની બનાવી હતી અને તે ગાયે જાણે બુહપાને સબબે માથું નમાવી દિધું હતું. તે ગાયોની આસપાસ સુનાના સિંહો અને ગોરખરો હતાં જેઓમાના કોઇની આંખો યાકુતની તો કોઇની બીલોરી બનાવેલી હતી. વળી ત્યાં સુનાના તીતર પક્ષીઓ અને મોરો પણ હતા જેઓના તમામ સીના અને આંખો જવેહરાતથી ભરી નાખ્યાં હતાં.

એ સઘલું જોતાંજ તે વજીરે પાદશાહ પાસેથી માહાતાબ જેવુ પ્રકાશ્તું તાજ મેલવવાની આશામાં તે જેહાનના પાદશાહ આગળ જડપથી આવીને કહયું કે, “ ઉઠ ઓ પાદશાહ ! ઉઠ, કારણ કે તું તો તમામ ખજાનાને લાયક ચિજો પાંમ્યો છે. ત્યાંથી તમામ જવેહરાતથી ભરેલું એક ઘર હાથ આવ્યુ છે કે જેની કુચી ( હાલે સુધી ) આસમાનના ચકકર પાસે હતી. ” પાદશાહે તેને કહયું કે, “ એ ખજાના ઉપર તેના ધણીએ પોતાની ઇચ્છાથી કદાચને કાંઇ નામ તો લખાવ્યું હશે. માટે તું જોઇ કાઢ કે એ ખજાના ઉપર કોણનું નામ લખાયલુ છે? અને તેણે એ સઘલું કયા વખ્તને માટે ભરી રાખ્યુ છે ” તેનો એવો હોકમ સમજતાંજ તે વડો વજીર ત્યાં પાછો ગયો અને તપાસ કરતાં તે ગાયોની ઉપર પાદશાહ જમશીદની મોહર મારેલી જણાઇ. તેથી તેણે જેહા-નના પાદશાહને આવીને કહયું કે “ તપાસ કરતાં તે ગાય ઉપર પાદશાહ જમ-શીદનું નામ લખાયલું છે. ”

આથી પાદશાહે તેને કહયું કે, “ ઓ વજીરોના સરદાર ! અકકલમંદો વચ્ચે તમામ કામ બજાવવામાં તું વધારે દાનાવ છે. આગળા વખતમાં જમશીદે જે ખજાનો સંગ્રેલો તે મારે શા માટે લેવો જોઈએ ? જે કાંઈ ખજાનો મારી શમશેરના બલ અને ઇનસાફના કામોથી એકઠો થયો હોય તે સિવાય બીજો ખજાનો કદીપણ મારો ગણાશે નહી. માટે તેમાં જે કાંઈ હોય તે તું હાજત-મંદોનેજ આપી દે. એવું નહી બને કે એ વડે મોજ કરવા જતાં આપણને હાર ખમવી પડે. તેથી જો મને નામદારી મેલવવાની આહેશ થશે તો હું ઇન-સાફ અને શમશેરનાજ બલથી ખજાનો એકઠો કરશ. એ ખજાનામાંથી મારા લશકરને પણ કાંઇ હીસ્સો જોઇતો નથી કારણ કે હમારી મરદાનગીને લિધે હમારી ઉપર જમીન તંગ બનવાની નથી. માટે હવે તારે કેઆનીઓની રસમ મુજબ તમામ ખજાનાની ગણત્રી કરવી અને તેમાનું જવેહરાત વેચી તેમાંથી સુના યા રૂપા નાણું મેલવવું. પછી વીધવાઓ, માબાપ વીનાના બાળકો અને જેઓ નામદારીમાંથી પડી ભાગી તંગદસ્ત હાલતમાં આવી પડયા હોય અને

મોજમજાહ ભોગવ્યા બાદ આવે વખતે તુટેલાં દિલના બન્યા હોય તેઓને વેરાન અને આબાદ જગ્યાઓમાંથી સોધી કાઢી તથા તે સઘલાઓની ગણત્રી કરીને તેઓમાંથી ગમ અને હાય અફશોસ કરતા લોકોને એ ખજાનામાંથી કાંઇ ચિજ આપવી. માટે તે જેહાનના પાદશાહ જમશીદના રવાનની ખુશનુદીમા એ ખજાનો તથા દીરમો અને દીનારો ખેરાત કરી દેવાં ઘટે છે. જયાંસુધી હું જવાન અને તનદરોસ્ત હોઉ ત્યા સુધી મારે શા માટે જમશીદ જેવાના ખજાનાની સોધમાં રેહેવુ જોઇએ? હવે એ ખજનાનો દસમો ભાગ જેણે લશકર વચેથી પાદશાહને સોધી કાઢી અને તેને લાવીને એ જગ્યા દેખાડી તેને આપવો ઘટે છે. પણ તેમાથી જે કોઈ જમશીદનુ કફન ખુચવી લેશે તેને જેહાનમાંથી ખુશાલી પામવાની ઉમેદ રેહેશે નહી જો હુ મારા લશકર સાથે મારૂં તન રગડશ તો રૂમ અને ચીનમાંથી નામદારી તેમજ ખજાનો પણ મેલવી શકશ. જયાં સુધી હું તેમજ મારો ઘોડો અને તલવાર છે ત્યાં સુધી હું કોઇથી ફરેબ ખાનાર નથી તેમજ કોઇની સામેથી નાહાસ્વાનો પણ નથી"

પછી બેહરામગોર ત્યાથી પોતાના ખજાનાના મઠક તરફ ગયો કે જે તેણે પોતાના પસીના અને જાતી મેહેનતથી એકઠો કીધો હતો અને ત્યાં તેણે પોતાના મુલકોના તમામ પેહેલવાનોને એકઠા કીધા અને પોતાના સઘલાં લશકરને તે ખજાનામાંથી એક એક વર્ષનો પગાર બક્ષેશ કીધો.

ત્યારબાદ વસંત રૂતુ બેસવા પછી તેણે એક બઝમગાહ બનાવી અને ત્યાં જવેહરાતથી સ ગરેલો એક મેહેલ તૈયાર કીધો. ત્યારબાદ તેણે ત્યા બેસીને બીલોરી જામમાં લાલ શરાબ પીવા માંડયો. ત્યાં બેહરામગોરે ખુશમાં આવા પોતાના સાથીઓને એ પ્રમાણે કહયું કે, "ઓ મારા બાધુરો! તમોએ બુજોર્ગોના તખતની યાદગારી વિષે સમજ્યું તો હશે હુશગથી તે ફરીદુનની યાદગારી જાળવનાર નોજર સુધી તેમજ કએકો બાદ અને તેની પછીના પાદશાહો કે જેઓ બુજોર્ગીભર્યું તાજ માથે પેહેરવા પામ્યા હતા તે બુજોર્ગો વચેથી તમો જેમ જુઓછો તેમ હાલે સુધી કોણ જીવવા પામ્યું છે? અને કોણ તેઓની અને તેઓના ઇનસાફની તારીફ ગાય છે? કોઇ પણ પાદશાહ ઉપર જમાનાની ગીરદેશ કોતાહ બનતાજ ફકટ તે પાદશાહની વાતોજ યાદગાર રહે છે કે ફલાનો પાદશાહ જાહોજલાલીવાલો હતો અને ફલાનો નહી હતો. એ રીતે તેઓમાંનો એક ધીક્કાર પામે છે તો બીજાની વખાણ થાય છે. વખત આવતાં આપણે તો સઘલા ચાલ્યા જઇએ છીએ તેથી આપણુંને ઘટે છે કે જેહાન સાથે બુરી રીતે વર્તવું નહી. ગુજરેલાંઓનો ખજાનો આપણુને શાનો જોઇએ? અને વળી દીનારોથી દિલને શા માટે રાજી રાખવું જોઈએ? આ ત્રણ પાંચ દિવસની જેહાન

ઉપર હું કાંઇ મારૂં દિલ બાંધનાર નથી અને મારાં તાજ તખત ઉપર લાડ કરવાનો નથી, તેમજ ખજાનો મેલવવા હુ મારો હાથ પણ લંબાવવાનો નથી. જો ખુશાલી સાથે દાહાડાઓ પસાર થઇ જતા હોય તો શા માટે અકકલમંદોએ ગમ ખાવો જોઇએ? હમારા હાથ નિચેનાઓ અથવા હમારા ખેડુતો તેમજ આતશ પ્રસ્તોમાંથી કોઈ પણ નાની પડવીનો શખ્સ હમારી તરફથી પડેલાં દુખની ફર્યાદ કરતો હોય તો પછી હમારૂ માથું, તાજ કે ખજાનો કાંઇ રેહેતું ના."

ત્યાં એકસોને ચોસઠ વર્ષની ઉમરનો માહીયાર નામનો એક બુજોર્ગ શખ્સ હતો, તેણે તે પાદશાહનુ એવું કેહેવું સમતાંજ ઉઠી ઉભો થઇને એ પ્રમાણે કહયું કે, "ઓ સાચા અને ઇનસાફી સરદાર! મને જમશીદ અને ફરીદુનના હેવાલની ખબર છે અને હુ તે નામદારો વિષે થોડું ઘણું જાણું છું પણ તારી માફક જેહાનની ઉમેદ કરનારો અને મોટા લોકોના જેવો દમામ ધરાવનારો કોઇ તારા જેવા પાદશાહ વિષે મેં જેહાંનમાં કાંઈ સમજ્યુ નથી જો તારૂ દિલ ખોહલા દરીઆવ જેવું હને તો તેમાંથી મોતીઓનાજ મોજા ઉછલતે કારણ કે તારાં રવાનમાથી સરોશના જેવું નુર પ્રકાશે છે જેથી દાનાવોના દિલની અકલ પણ (તારી સામે) ઘટી જાય છે. તે એવો એક ખજાનો જેહાનને વેહેચી આપ્યો છે કે જેવા ખજાના વિષે કોઇ મોટી કે નાની પડવીના શખ્સે સમજ્યું પણ નથી. એ ખજાનો કે જેને "ગન્જે ગાવા" કહે છે તે વિષેની એક એવી વાત જમશીદના વખતથી લોકોમાં ચાલતી આવી છે પણ તે ખજાનો કયાં છે અને તે ધુલમાં ડટાયલો છે કે અઝદાહના મોઢાંમાં ડટાયલો છે તે જેહાનમાં કોઈ પણ જાણતું હતું નહી. પણ તેં તે મેલવતાંજ આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યાની શરમને ખાતર તે ખજાના તરફ જરા પણ જોયુંએ નથી. આટલાં બધાં મોતીઓ દરીઆમાં પણ જણાંતાં હશે નહી અને તાજદાર સો પાદશાહો પણ તેટલાં એકઠાં કરવા અને જોવા પાંમ્યા હશે નહી. એ સઘલાં મોતીઓ તથા આ ગાયો અને ગોરખરો તેં ગરીબો વચે વેહેંચી અપાવ્યાં છે. માટે તારૂં તાજ અને કંમરબંધ કદી પણ તારા વગરના બનતાં ના. તારૂં શરીર આબાદ રેહેજો અને તારાથી તારૂં ફતેહમંદ નસીબ ખુશાલ બનજો. તારે માટેની આ વાતથી ઘણા પાદશાહોની તવારીખ જાખી મારી જશે અને તે કોઇ વાંચવાની સરૂવાત પણ કરશે નહી. તારા ગુજરવા પછી પણ તારૂં નામ જીવતું (અમર્ગ) રેહેશે અને જ્યારે પણ તવારીખ વિષે કાંઇ કેહેવું પડશે ત્યાંરે તેની ગણત્રી તારા વખતથી કરવામાં આવશે."

## બેહરામ શેકારેથી પાછો ફરતાં એક સોદાગરના ઘરમાં જઇ લાગ્યો અને તે ત્યાંથી તેનાથી નાખુશ બની પાછો ફર્યો તે વિષે.

બીજે અઠવાડયે તે પાદશાહ એક દિવસે શેકાર કરવા માટે ગયો પણ તે તીર અને તીરની કોઠલીથી કટાલવાથી તેમજ સુરજના પ્રકાશથી પડતા તાપથી સુસ્ત બનવાથી તેણે શેકારેથી ધીમે ધીમે પાછું ફરવા માંડયુ. તેવામાં તે એક સોદાગરના મેહેલ આગળ આવી લાગ્યો જ્યાં ચોબાજુએ નજર દોડાવ્યા છતાં તેને કોઈ માલમ પડયુ નહી. આથી તેણે તે સોદાગરને કહયું કે, "હમુને તુ ઉતારો આપ, કારણ કે તું હમારાથી કાંઇ પણ દુખ જોશે નહી." આથી તે સોદાગરે તેને ઉતારો આપ્યો તથા તેને માટે એક સુવાની જગ્યા પસંદ કરી આપી. ત્યા પાદશાહ પોતાના પેતમા થતા દુખારાથી રડતો પડયો. આથી તેણે તે સોદાગરને થોડા પૈસા આપી કહ્યુ કે, "તુ મને થોડાં વાસી પનીરને બદામના મગજ સાથે ઉકાલી આપ" પણ તે સોદાગર તેના કેહેવા મુજબ તે કરીને લાવ્યો નહી. કારણ કે તેની પાસે બદામનાં મગજ હતાં નહી. પણ જ્યારે અંધારૂ થયુ ત્યારે તે મેજબાન આસ્તે રહીને જઇને એક ગરમાગરમ વધારેલી મરઘી લાવ્યો અને તે ખાવાતુ ગોઠવી બેહરામ આગળ લાવ્યો. પેહેલવાન બેહરામે તે સોદાગરને કહ્યુ કે, "મે તો મારા જીવની ઈચ્છા પુરી પાડવાને તારી પાસે વાસી પનીર મંગાવ્યું હતુ અને તે માટેના પૈસા તુંને આપ્યા છતાં તું તે લાવ્યો કેમ નથી? મારા પેતમાં દુખતું હોવાથી હું તો રડી રડીને મારો વખત કાઢુ છું."

તે સોદાગરે તેને જવાબ દિધો કે, "ઓ કમઅકકલી! તું કાંઈ અકકલ ધરાવતો લાગતો નથી કારણ કે રવાનની પરવરશી તો આવીજ ચિજોથી થાય છે. આ ગરમ ગરમ વધારેલી મરઘી લાવ્યા છતાં તુંને બીજું વધારે માંગતાં શરમ આવતી નથી?" તેની એવી વાત સમજતાંજ વાસી પનીર માટેની ઇચ્છા ગુમ થઇ અને પોતાના બોલેલાંને માટે પશેમાન બની તેણે ફકટ રોટલીજ ખાધી અને એ બનેલા બનાવને યાદ કીધો નહી. પછી સુવાનો વખત થતાંજ તે ઉઘાઇ ગયો અને તે સોદાગર સાથે બીજી કાંઇ વાતો કીધી નહી.

જ્યારે ઉછલતા દરીઆમાંથી સુરજે બાહાર નિકળી તપવા માંડયું અને અંધકારની ચાદર ત્યાંથી ગુમ થઈ ત્યારે તે મોડી પડવીના સોદાગરે પોતાના નોકરને એ પ્રમાણે કહયું કે "ઓ કામની આવર વગરના શખ્સ! તેં એક દીરમની પણ મરઘી નહી તેનું વધારે દામ આપી મારી ઉપર કેમ જુલમ

કીધો ? જો એ સ્વારને મરઘી પસંદ પડને તો તેની સાથે મને મોટી રાતે એમ મારામારી થતે નહી. જો તું તેને માટે એક દમડીનુ પનીર ખરીદી લાવ્યો હતે તો તે આજે મારી સાથે દુધ અને પાણીની માફક ( દોસ્તીથી ) ભેલાઇ ગયો હતે." તે ચાકરે એવો જવાબ દિધો કે "એ તો એકલો છે. તેથી તુ એમજ જાણ કે એ મરઘી મારે હીસાબે આવી છે હવે આ સ્વાર સાથે તુ પણ આજે મારોજ પરોણો બનજે પણ એટલી મરઘીને ખાતર મારી સાથે એમ મારામારી ના કર."

પછી બેહરામ પોતાની ખુશ ઉઘમાથી ઉઠતાંજ પોતાના ભાર બરદારી ઘોડા આગળ ગયો કે જેથી તે તેના ઉપર જીન નાખી પોતાના મેહેલમાં જાય અને પોતાના પાદશાહી તાજને તે મેહેલમાથી સનીશ્ચર સુધી પુગાડે. પણ તે નોકરે બેહરામને એમ કરતા જોતાંજ કહયું કે, "એટલો આજનો દિવસ તું તારા ગોલામનો સાથી થઇને રેહે" તેના એમ કહેવાથી પાદશાહ જઇને પાછો પોતાની બેઠક ઉપર બેઠો અને પોતાના નસીબ માટે અજબ બન્યો. પછી પેલો જવાન નોકર ત્યાંથી તુરત જઇને બસો ઇંડા ખરીદી લાવ્યો અને પોતાના શેઠને કેહેવા લાગ્યો કે, "ઓ પ્યારા શેઠ ! તું ઉભો ના રેહે, પણ આ બદામ અને વાસી પનીરની વાણી તથા નરમ રોટલી બનાવતો થા. કારણ કે ગઇ રાતે તેણે એ માટેની ઇચ્છા કીધી હતી. તેથી તુ તે વાણી અને રોટલી ( બનાવી ) લેઇ જઈ તેને માટે ઘટનો સુફરો બીછાવ."

પછી તેણે બેહરામ આગળ આવીને કહયુ કે, "ઓ સ્વાર ! ગઈ રાતે તેં જે ચિજની માંગણી કીધી હતી તે મુજબ હાલે હમો તારી ઇચ્છા બર લાવીશું તથા તે સાથે બીજી નરમ નરમ તાજી ચિજો પણ ખાવા માટે લાવીશું." એમ કેહેતાંજ તે પાછો બજારમાં ગયો અને ત્યાથી તરેહવાર સામાન ખરીદી લાવ્યો. તેણે ત્યાંથી તેને માટે ખાણુ તૈયાર કરવાને શાકર, બદામ, મરઘી, મેદુ વિગેરે ખરીડયું. તેણે વળી ત્યાંથી દારૂ, કેશર, કસ્તુરી અને ગોલાબ પણ ખરીડયો અને પછી ઉટાવલે ઘરે પાછો ફર્યો. ત્યારબાદ તે પુર મનશનીનો અને પાકીજેહ મગજનો નોકર તે સુંદર વાણીઓ સાથનું ખાણું ( પકાવીને ) ત્યાં લાવ્યો. જ્યારે ખાણું ખવાઈ રહયું ત્યારે તેણે દારૂથી ભરેલી જામો લાવી હાજર કીધી અને પેહેલી જામ પાદશાહ બેહરામના હાથમાં આપી. એ રીતે ખાઈ રહયા બાદ તેઓ ખુશખુશાલ બન્યા ત્યાંસુધી દારૂની જામો દમબેદમ પીઆ કીધી.

પછી પાદશાહે પોતાના મેજબાનને કહયું કે, "હવે બેહરામને કદાચ મારી અમત પડની હશે. માટે તમો હાજત ધરાવો ત્યાંસુધી અત્રેથી ખીસ્યા

વગર દારૂ પી મસ્ત બનો." ત્યારબાદ તેણે પોતાના કાલા રંગના ઘોડાને માલીશ કરી તે ઉપર જીન બાંધ્યુ અને દારૂથી ખુશ બનેલો બાગ તરફ ગયો. ત્યાં જઇ તેણે પેલા સોદાગરને કહ્યું કે, "ઓ સસ્તું ખરીડનારા શખ્સ ! તું એમ કરી તારી દોલતનો વધારો કર્યા કરજે કે જેથી તુંને ઘણી મેહેનત કરવી પડે નહી. ગઇ કાલે તે મને એક દમડીએ વેચ્યો હતો અને 'કીંમત ઉપરાંત તેં મરઘીની ખરીડી કીધી છે' એમ કહીને તેં તારા નોકરની પણ આંખોને સીવી લીધી હતી અને તેમ કરી મને પણ તેં અઝદાહના દાચાંમાં મુકયો હતો." સોદાગરને તે એટલું કહી ત્યાંથી ચાલી ગયો અને ભપકા સાથે પોતાના પાદશાહી મકાન તરફ જડપથી હંકારી ગયો.

જ્યારે આસમાન ઉપર સુરજનું તાજ દેખાવા માંડયું ત્યારે તે જેહાનની પાસબાની કરનારો પાદશાહ એક હાથીદાંતના તખત ઉપર બેઠો અને ત્યારબાદ તેણે ચોબદારોના સરદારને ફરમાવ્યુ કે "પેળા સોદાગરને તથા તેની સાથે તેના નોકરને પણ અત્રે તેડી લાવ. તેઓમાંનો એક ખુશ બનશે તેમ બીજાને દલગીર બનવાનુ છે." પછી તે નોકરને આવેલો જોતાંજ પાદશાહે તેને માનથી નવાજ્યો અને ખુશાલી સાથે તેને પોતાના દરબારીઓ વચ્ચે બેસાડયો. પછી તેની આગળ એક પૈસાની ઠેલી લાવી મુકવામા આવી, જેથી તેનો દલગીર જીવ ચંદ્ર માફક પ્રકાશી રહયો.

ત્યારબાદ તેણે તે સોદાગરને કહ્યું કે "તુ જીવશે જાગશે ત્યાંસુધી આ તારા નોકરનો તું ગોલામ છે એમ તારે સમજવુ. તે તારા પગાર તરીકે તુંને દર મહીને એકસો વીસ દીરમ ગણી આપશે, જ્યારે એ તારાજ ખજાનાથી પોતાના પરોણાઓને રીજવશે અને બાહુરોના દિલને હસ્તા બનાવશે." પછી પાદશાહે વજીરને કહ્યું કે, "જે કોઈ પાદશાહ જેહાનના કામ ઉપર તકેદારી રાખે નહી તો કયો માણસ મોટો છે એમ તે કયાંથી જાણે ? તથા ભલાઓ અને બુરાઓ કોણ તે કયાંથી પારખી કાઢે ?" માટે હવે ઓ દાનાઈ કબુલનાર અક્કલમંદ શખ્સ ! આ વાત તુ યાદ રાખજે. જો તું ઇનસાન હોય તો જુઠી ચાપલુશી કરતો ના, નહી તો કે આદમીઓ વચેથી તું ગુમ બનશે.

## બેહરામે એક અઝદાહને મારયો તથા તે એક ગામડીઆના ઘરમાં જઇ લાગ્યો તે વિષે.

એ પ્રમાણે બેહરામગોર થોડો વખત પોતાના દરબારીઓ સાથે રોશન દારૂની જામો અને રામશગરોના સરોદો ભોગવતો રહયો. તેટલામાં વસંતનો વખત આવી લાગ્યાથી જમીન બેહેસ્ત જેવી બની અને હવાએ ગુલલાલાનો

રંગ પડયો. તેથી તમામ જમીન પણ શેકારોથી ભરાઇ ગઈ અને નદીના પાણીઓ દુધ અને દારૂ જેવાં બન્યા. ગોરખરો તથા હરણો પાહાડોને મઠાલે કુદાકુદ કરવા લાગ્યાં અને લીલોતરીના ગલીચા ચોમેર પથરાઇ રહયા. તમામ નદી કીનારાઓ પણ મુશકદુમ ૧ નામના પક્ષીઓથી ભરાઈ ગયા અને તેઓ ગુલનારના ફુલો આસપાસ ગાવા લાગ્યાં

આથી દરબારીઓએ પાદશાહ બેહરામને કહયુ કે, "ગોરખરોનો શેકાર કરવાનો વખત વહી જાય છે." ત્યારે પાદશાહે તેઓને જવાબ દિધો કે, "તમો લશકરના સ્વારો વચેથી એક હજાર માણસો ચુંટી કાઢો તથા શેકારી કુતરાઓ, શકરાઓ અને પાળેલા બાહુર ચીત્તાઓને હાજર કરો આપણે માહીનો શેકાર કરવાને અત્રેથી તુરાન તરફ જઇએ " પછી તે પાદશાહ શેકારની સોધમાં તુરાન તરફ જઇ પુગ્યો જ્યાંની તમામ જમીન લીલોતરીથી ભરપુર જણાઇ ત્યાંની જમીનને તે બાહુરે સરદારોએ ગોરખરોથી, અને જંગલી બકરાઓથી ખાલી કરી નાખી. એ કામમાં તેઓએ બે દાહાડા ગુજાર્યા અને પછી બેહરામ ત્યાં હાથમાં દારૂની જામ પકડી મોજમજાહ કરવા લાગ્યો. ત્રીજે દિવસે જ્યારે સુરજે પોતાના તાજને દિપતું બનાવ્યુ જેથી જમીને પીલો રંગ પકડયો અને પાહાડો તથા દરીઆઓ હાથીદાંતના રંગના બન્યા ત્યારે તે જંગલમા ઘણા દાહાડા વહી જવાથી અને ત્યાંના બગીચાઓને લીલોતરીથી બેહેસ્ત જેવા બનેલા જોવાથી ૨ તે પોતાના કાલા ઘોડા ઉપર સ્વાર થઇ ત્યા આસ્તે આસ્તે ફરવા લાગ્યો અને એ રીતે તે ગરમીના દિવસો પસાર કરવા લાગ્યો. ૨ એમ કરતાં તે જંગલમાંથી ફરતો દરીએ કીનારે આવેલી એક આબાદ જગ્યાએ આવી લાગ્યો. ૨ પાદશાહે ત્યાં ઉતારો લિધો અને દારૂ પીરશનારને એક દારૂની જામ લાવવા ફરમાવ્યું. ૨ પછી તે બાહુર પાદશાહ ત્યાં પણ શેકારે નિકળ્યો જ્યાં તેને એક નરસિંહ જેવો અઝદાહ જણાયો તેના માથા ઉપર બાલો ઉગેલા હતા અને તેની છાટી ઉપર ઓરતોની માફક બે ઠાણો હતાં. આથી તેણે કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવીને કાંઈ પણ ઢીલ વગર તે અઝદાહની છાટી ઉપર માર્યો. વળી બીજો તીર તેણે તેના માથાંની વચે માર્યો જેથી તેમાથી લોહી અને ઝેહેરી પાણી વેહેવા લાગ્યું. પછી તેણે તલવાર કાઢી અને ઘોડા ઉપરથી હિચે ઉતરીને તે અઝદાહની તમામ છાટી ચીડી નાખી. તે અઝદાહે એક જવાનને ગળેલો હોવાથી તે લોહી અને ઝેહેરથી ખરડાલો બાહાર પડયો. આથી બેહરામે તે શખ્સને માટે જારજાર રડન કીધું અને તેના ઝેહરથી બેહરામની આંખે તમમર આવવા લાગ્યા. તેણે

---

૧ એક જાતના કાલાં અને ખુશ અવાજના પક્ષીનું નામ છે. ૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તે માર્યા ગયલા શખ્સને તેના શરીરમાંથી બાહાર કાઢયો. એવો અઝદાહ પોતાના માથાં સાથના શરીરે કદીપણ રેહેવા પાંમતો ના.

પછી બેહરામે એક પાણીના ઝરા આગળ જઇ પોતાનુ શરીર ધોઇ નાંખ્યું અને એક જગ્યા પસંદ કરી ૧ ત્યાં ઘણો વખત સુધી જમીન ઉપર નાખ ઘસની કરી બંદગી કીધી અને પરવરદેગારની તારીફ ગાઈ. ૧ પછી પાદશાહ હેરાન થયલો અને દુખી બનેલો ખોરાકની અને ઉંઘાવાની ઇચ્છા કરતાં માર્ગમા જડપથી આગળ વધ્યો. ૨ એમ કરતાં તે જંગલમાંથી એક આબાદ જગ્યાએ આવેલા એક મુસાફરખાનામાં આવી લાગ્યો ત્યાં તેણે એક ઓરતને ખાંધે એક કુજો ઉપાવીને ઉભેલી જોઇ, જેણે પાદશાહ બેહરામને વનતાજ પોતાનો ચેહેરો ઢાંકી દિધો

બેહરામે તેણીને પુછ્યુ કે, “મને અત્રે ઉતારો મલી શકશે કે હજી દુખ ખમતાં આગળજ વધવુ પડશે?” તે ઓરતે જવાબ દિધો કે, “ઓ લડાયક સ્વાર! આ ઘરને તુ તારૂજ ગણ.” તેણીનો જવાબ સમજતાંજ તેણે પોતાના ઘોડાને તે ઘર તરફ હકાર્યો તે મેજબાનની ઓરતે પોતાના ધણીને બાહાર બોલાવીને કહયું કે, “તુ ઘાસ લાવ અને એના ઘોડાને માલીશ કર અને જવ આપવાનો વખત થતાંજ તુ તેને તોબરામાં આપજે.” પછી તેણી પોતે વેહેલી ઘરમાં ગઇ અને ઘરનો કચરો વારી કાઢયો. ત્યારબાદ તેણી કુવે ગઈ અને ત્યાંથી પાણી ભરી લાવી. પછી તેણીએ ખાનગીમા પોતાના ધણીને કહયું કે, “અત્રે રહેલો આ જવાન એક લશકરી શખ્સ છે અને તેને ઘરમા આવેલો કોઇપણ જોશે, માટે તેની માવજત કરવાનુ કામ મારા જેવી ઓરતનું નથી”

પાદશાહ બેહરામને અઝદાહના ઝેહેરથી નાકાવતી લાગેલી હોવાથી તેણે પેહેલાં ત્યાં નાહીને પોતાનું શરીર સાફ કીધું ૧ અને પછી જઇને પેલી પાંઠરેલી સાદડી ઉપર બેઠો. ૧ આથી તે ઓરતે તેને માટે ભાજી, તરકારી, સરકો, રોટી અને દહીનું ખાણું લાવીને તેની સામે મુકયુ તેમાંથી તેણે થોડી ઘણી રોટી ખાધી અને પછી પોતાની ચીનાઈ પાગડીથી મોહુ ઢાંકીને દુખથી રડતો સુટો. ઉંઘમાંથી જાગૃત થતાંજ તેણે પેલી ઓરતને પોતાના ધણીને કેહેતાં સમજ્યું કે, “ઓ મોઢું ધોવા વગરના બીહમણા શખ્સ! આ સ્વાર તો કોઇ મોટી પડવીનો અને પાદશાહી ખાનદાનનો હોય એમ લાગે છે. તારે તેને માટે બકરો કપાવવો જોઇતો હતો. એ શખ્સ કેઆનીઓના જેવું ઉચું કદ અને ચંદ્રના જેવો પ્રકાશ ધરાવે છે. તેથી તે પાદશાહ બેહરામ સિવાય બીજો કોઇ લાગતો નથી” તે

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે　૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

ગરીબ ધણીએ તે ઓરતને જવાબ દિધો કે, "તું એવી વાત શા માટે કરે છે? તારી પાસે તો વાટેલું નીમક, લાકડાં કે રોતી કાંઈ હતું નહી. તેમજ બીજી ઓરતો માફક તારી પાસે રાતે કાટવા માટે સુતર પણ નથી. તુ બકરો કપાવશે અને એ સ્વાર તો ખાઇને ચાલ્યો જશે જયારે તુ કાજી પીને તારો વખત પસાર કરશે. વળી થોડા વખતમા તો બેશક સીયાલો બેસશે અને થડી પડશે અને સખત પવન પણ ફુકવા માંડશે."

તેણીના ધણીએ તે ઓરતને એમ કેહેવા છતાં, તેણી ભલી અને બોલીદરાજ હોવાથી તેણીએ તેનું કાંઇ માન્યું નહી તેથી આખરે તે ધણીને પોતાની ઓરતના કેહેવા મુજબ તે સ્વાર માટે એક બકરો કપાવવો પડયો. તે બકરો કપાઇ રેહેતાંજ તેણીએ લાંકડાં લાવી આતશ પાડયો અને તેમાનો થોડો ભાગ ભુજ્યો. પછી ઇડાં તથા નદી કીનારે ઉગતી ભાજી તરકારી સાથનું તે ખાણુ લાવી પાદશાહ આગળ હાજર કીધું. તેમા વળી બકરાની ભુજેલી ટાંગ તથા બીજી કેટલીક રાંધેલી વાણીઓ પણ હતી. બેહરામે ખાઈને પોતાના હાથ ધોયા ત્યારે તેની તબીયતમા ઉજાગરાને સબબે બીગાડો જણાયો. પછી સુરજની લગોલગ રાત આવી લાગ્યાથી તેણીએ ત્યાં દારૂ તથા એક ગાનારીને પણ હાજર કીધી. ત્યાં પાદશાહે તે ( મેજબાનની ) ઓરતને કહયુ કે "ઓ થોડુ બોલનારી ઓરત! તું મારી આગળ કાઇ જુના વખતની વાત કર કે જેથી તારી તે વાત સાથે આપણે દારૂ પીવો ચાલુ રાખ્યે અને આપણા ગમ તથા દુખને તે દારૂથી દુર કર્યે. આપણા પાદશાહથી તું સુખી કે દુખી છે તે તારી સમજેલી વાત હું સઘલે કેહેવશ."

આથી તે થોડું બોલનાર ઓરત બોલી કે, "તમારૂ કેહેવું ઠીક છે. પાદશાહથીજ દરેક કામની સરૂવાત તેમજ આખેરી હોય છે." બેહરામે તેણીને પુછયું કે, "બસ એટલુજ. શું કોઈ શખ્સ તેનામાં ખુબી કે ઇનસાફ જોઇ શકતો નથી?" તે અકકલવાન ઓરતે જવાબ દિધો કે, "ઓ પાકીજેહ વિચારના શખ્સ! આ ગામમાં ઘણાં ખેતરો અને મુસાફરખાના છે તેથી દરબારને લગતા તેમજ વેપારને લગતા સ્વારોનું અત્રેથી હમેશાં જવું આવવું થાય છે. તેથી કોઇ ઉપર પણ ચોરીનું આલ આવી પડેછે તો પરીણામમાં તેને ઘણું દુખ વેઠવું પડેછે. તેની પાસેથી જોર જુલમથી પાંચ છ દીરમ કઢાવવામાં આવે છે અને તેમ કરી તેના ખુશ વખતને નાખુશ બનાવવામાં અ વે છે વળી તેઓ પાકદામાનની ઓરતો ઉપર બદકારીનું તોહમત મુકી તેઓને તાણાજાણીમાં મુકે છે. તેથી હમુને એવું નુકસાન પુગે છે કે તે પૈસા ખરચતાં પણ દુર કરી શકાતું નથી. જેહાનના પાદશાહથી આટલોજ જુલમ ગુજરે છે."

આ વાતથી પાદશાહ વિચારવંત બન્યો કારણ કે આવા કાંમોથી તેના નામને બદનામી પુગી હતી. આથી તે પરવરદેગારની ઓલખ ધરાવનાર પાદશાહ પોતાના દિલ સાથે બોલવા લાગ્યો કે, "જ્યારે કોઈપણ મારે માટે પરવરદેગારના શુકરાના કરતુ નથી તો હવે પછી હું લોકો ઉપર થોડા દાહાડા એવો જુલમ ગુજારૂં કે જેથી મારાથી પુગેલા એ દુખોથી તેઓને મારી આગળી દયાલુ અને ઇનસાફી રાહરીતીઓની યાદ થાય." એવા બુરા વિચાર સાથે તે દુખને લિધે ઉંઘાઇ પણ શકયો નહી. અને તેનું દિલ આખી રાત જુલમ ગુજારવા ઉપરજ રોકાયલુ રહયુ.

જ્યારે સુરજે કસ્તુરી જેવી રાતની કાલી ચાદરને ફાડી કાઢી અને આસમાન ઉપર તેણે પોતાનો ચેહેરો દેખાડયો ત્યારે તે ઓરતે ઘરમાંથી બાહાર આવી પોતાના ધણીને કહયુ કે, "તુ એક કીટલી તથા આતશ લેઈ આવ અને આ જાતજાતના બીયાંઓને સુરજમાં ખુલ્લા મુકવાને બદલે આ પાણીમાજ નાખ. તેટલાં હુ ગાયનુ દુધ ડોહી લાઉ છુ પણ તું આ કીટલીના કામથી નચિંત બનતો ના એટલુ કહી તેણી પોતાના ઘરની ગાયને લાવી અને તેની આગળ કેટલુક ઘાસ નાખી દોસત અને બરોબરીઆ વગરના ખોદાતાલાનું નામ લેઇ દુધ ડોહોવવા તેણીના ઠાણ ઉપર હાથ મસલવા માંડયા, પણ તેણીએ તે ગાયનું ઠાણ દુધ વગરનુ ખાલી બનેલું જોયું. આથી તે જવાન મેજબાન ઓરતનું દિલ દુખથી ખુટુ બની ગયુ. તેથી તેણીએ પોતાના ધણીને કહયું કે, "ઓ સાહેબ! આપણા જેહાનના પાદશાહના વિચારો બદલાઈ ગયલા લાગે છે. હાલે તે જેહાનનો પાદશાહ જુલમગાર બનેલો લાગે છે અને ગઈ રાતથી તેનુ દિલ દુખી બનેલુ લાગે છે." તે ધણીએ તેને પુછયુ કે, "તું એમ શા ઉપરથી બોલે છે? અને શા ઉપરથી એવી બુરી આગાહી વર્તે છે?" તે ઓરતે જવાબ દિધો કે, "ઓ મારા વાહાલા ધણી! હુ કાંઇ વગર ફોકટની એ બકબક કરતી નથી. જ્યારે જેહાનનો પાદશાહ જુલમગાર બને છે ત્યારે આસમાનમાં ચદ્રનો પણ પ્રકાશ ઘટી જાય છે, તથા ગાયોના ઠાણમાતું દુધ સુકાઇ જાય છે અને કસ્તુરી હરણોની દુટીમાની કસ્તુરીનો પમરાત પણ જતો રહે છે, તથા લડાઇ વખતે સીપાઇઓના સખત પથર જેવાં દિલ પણ નરમ બની ગયલાં જણાયાં છે. વળી તેથી જંગલોમા વરૂઓ માણસોના ભક્ષ કરે છે અને દાનાવો મુરખો આગળથી નાહાસવા માંડે છે. જ્યારે પણ પાદશાહ જુલમગાર બને છે ત્યારે સેવન બેઠેલી મરઘીના ઈંડાંઓનો પણ નાશ થાય છે, ગોરખરો પોતાના બરવખતે જન્મી શકતાં નથી અને બાજ પક્ષીઓનાં બચ્ચાઓની આંખો આંધલીજ રહે છે. આ ગાયને કાંઇ ઓછો ચારો મલતો નથી તેમજ તેણીને પીવાનું પાણી પણ

ખરાબ આપવામાં આવતું નથી તે છતાં તેણીના ઠાણમાંથી એમ દુધ સુકાઇ ગયું છે અને તે જુદીજ રીતની બની છે."

જેહાનના પાદશાહે તેની એવી વાત સમજતાંજ તેને પોતાના તેવા બુરા વિચારો માટે તુરતજ પસ્તાવો પેદા થયો. તેથી તેણે પરવરદેગાર આગળ એવી બંદગી કીધી કે, "ઓ ફતેહમંદ, સર્વશકિતવાન અને જમાનાને નિભાવનારા સાહેબ! જો મારૂં દિલ એમ ઇનસાફથી ફરે તો હવે પછી પાદશાહી તખત મારૂં રેહેતું ના." તેટલામાં તે મુબારક તેમજ પવિત્ર યજદાંનની પ્રશ્તેશ કરનાર ઓરતે તે ગાયને ડોહવવા માટે હાથ મસલવા માંડયો અને ખોદાનું નામ લેઈ ડોહવતાં ડોહવતાં બોલી કે, "ઓ પરવરદેગાર! તુ દુધને બાહાર આવવા દે." તેવુંજ તે ગાયના ઠાણમાંથી દુધ પડવા માંડયુ. આથી તે મેજબાનની ઓરત બોલી કે, "ઓ મદદગાર સાહેબ! તેજ તે જુલમગારને પાછો ઇનસાફી બનાવેલો લાગે છે. નહી તો કે તે પાદશાહમાં એવો ફેરફાર થતે નહી." ત્યારપછી તેણીએ પોતાના ધણીને કહયુ કે, "હવે તે ગેરઇનસાફી પાદશાહ પાછો ઇનસાફી બન્યો છે માટે તુ પણ તેને માટે હવે પાછો હસતો અને ખુશાલ બન, કારણ કે આપણી ઉપર જેહાનને પેદા કરનારે બક્ષેશ કીધી છે" પછી તે દુધની વાણી બનાવી તૈયાર કરતાંજ તે મરદ તેમજ ઓરત પોતાનાં કામથી પરવાર્યા. ત્યારબાદ તે પાક વિચારની ઓરત પોતાના મેહેમાન આગળ હાજર થઇ તેમજ તેનો ધણી પણ તેની પુઠે ખાણું લેઇ હાજર થયો. તેણે પાદશાહ આગળ દુધમાં રાંધેલાં ગોસ્તનો એક કાંસીયો લાવીને મુકયો જે વાણી સેરવા કરતાં પણ વધારે સુંદર હતી. તે પાદશાહે તે વાણીમાંથી થોડીક ખાધા બાદ તે ભલા શખ્સની ઓરતને કહયું કે, "આ મારો ચાબુક છે તે દરબાર આગળ લેઇ જઇને જ્યાં લોકોની ઘણી આવજાવ હોય ત્યાંના એક ઝાડની ઉચી ડાળી ઉપર તે લટકાવ. પણ સંભાળજે કે તેને પવનથી જરાપણ નુકસાંન થાય નહી. પછી તું તપાસજે કે માર્ગમાંથી આવતા જતા કોણ કોણ તે તરફ નજર કરે છે."

આથી તે ઘરનો માલેક ( તેમ કરવાને ) ત્યાંથી જડપથી દોડયો અને તે ચાબુકને એક ઝાડ ઉપર લટકાવ્યો અને પછી તેના તરફ થોડો વખત જોયા કીધું. તેટલામાં માર્ગમાંથી સીપાઇઓની એક સંખ્યા આવતી જણાઇ જેમાંના દરેક સીપાઇએ તે ચાબુક જોઈ બેહરામ ઉપર દુવા ગુજારી અને પછી તેની આગળ જઈ તે સઘલાઓએ તે ચાબુકને નમન કીધુ. આથી તે ધણીએ પોતાની ઓરતને કહયું કે, "એ શખ્સ પાદશાહ સિવાય બીજો કોઈ નથી. તેનો આવો ચેહેરો તખત સિવાય બીજા કસાંને લાયક નથી." પછી તે બંધે શરમીંદા બની માર્ગમાંથી દોડતાં પાદશાહ આગળ આવ્યા અને બોલ્યા કે,

"ઓ જેહાનને સંભાળનારા અને મોબેદાન મોબેદ જેવી દાનાઈવાલા મોટા પાદશાહ! આ ઘરમાં રેહેતો એક મુફ્લેશ માણુસ તારો મેજબાન બન્યો હતો. આ ઓરત દોલત વગરની અને તેનો ધણી એક બાગબાન હોવાથી હમારાથી તારી ખીદમત કરવાની જેવી જોઇએ તેવી કોશેષ થઈ નથી. તેમજ વળી તું હમારો પાદશાહ છે એવી પણ ખબર હમુને હતી નહી. આવાં ઘરમાં અને આવાં ગરીબ કુટુંબ વચ્ચે તારા જેવો મેહેમાન આ ઘરમાં કોણ આવે અને કોણ આવા ઘરમાં પગલાં લાવે?"

બેહરામે કહયુ કે, "ઓ નેકબખ્તો! આ જમીન અને આ ગામ મેં તમુને આપી દિધુ છે. માટે તમો હંમેશાં લોકોની પરોણાગત કરવા સિવાય બીજું કાંઇ કરતા ના તમો એ ઉપરજ હંમેશાં મ ડેલા રેહેજો અને હવેથી બાગબાની કરવી છોડી દેજો" એટલું કહી તે ઘરમાંથી હસ્તો હસ્તો બાહાર નિકળ્યો અને પોતાના પવનવેગે દોડતા ઘોડા ઉપર સ્વાર થયો. તે ગરીબડાં ગામમાંથી પાદશાહ હંકારી ગયો અને પોતાના જવેહરાતથી સ ગારેલા મેહેલમાં આવી પોહોચ્યો.

## બેહરામ શેકાર કરવાને ગયો જ્યાં તેણે બુરજીન નામના એક ગામડયાની બેટીની નેકામાં માગણી કીધી તે વિષે.

વળી પાછા શેકારે જવા માટે ત્રણસો ઇરાની બુજોર્ગો સ્વાર થઇને પાદશાહની દરબારમા આવી લાગ્યા, જે દરેક સ્વાર પોતાની સાથે ત્રીસ ત્રીસ તુરકી, રૂમી અને ઇરાની નોકરો લાવ્યા હતા. આથી પાદશાહ ત્રીજે દિવસે પોતાના એ લશકર અને શેકારના સામન સાથે શેકાર કરવાને બાહાર પડયો. દસ ઉંટો રેશમી કપડાંથી સનગારવામાં આવ્યા જેઓની લગામ તમામ રૂપાની અને જીનો નક્કર સુનાના હતાં. તે દસ ઉંટો જે ઉપરના તખતો રેશમી કપડાંથી સંગારેલા હતા તે પાદશાહની સ્વારી માટે હતાં. તેની આગળ ફીરોજાના તખત સાથના સાત હાથીઓ ચાલતા હતા. એ તખ્તોના પૈયા સુનેરી અને બીલોરી બનાવવામાં આવ્યા હતા જે બેહરામગોરને બેસવા માટેજ તૈયાર કરવામાં આવ્યા હતા. દરેક હાથી સાથે તલવારબાજ, સુનેરી કંમરબધવાલા અને સુનેરી મ્યાન સાથના ત્રીસ ગોલામો ચાલતા હતા. વળી બીજાં સો ઉંટો રામશગરો માટે રાખવામાં આવ્યાં હતાં જે સઘલાંઓ ઉપર સરદારો અને મોટા તાજ્દારો બેઠા બાજપક્ષી રાખનારા નોકરો પાસે એકસોને સાઠ બાજો હતાં

તથા બસો સફેદ સમડી તેમજ બાધુર પાદશાહી શકરાઓ હતા. એ પક્ષીઓ વચ્ચે એક કાલા રંગનું બાજ હતું જે પાદશાહનુ ઘણુજ માનીતુ હતું. તેના પંજાઓ કાલા અને ચાંચ પીલી હતી જે પ્રકાસ્તા પીલા સુનાના જેવીજ લાગતી હતી એ પક્ષી "તગરલ" ને નામે ઓલખાતું હતુ જેની બે આખો લોહીથી ભરેલાં બે પ્યુલા જેવી રાતી હતી. એ પક્ષી ચીનના ખાકાને તેના ઉપર એક તખત, પોખરાજનુ તાજ, પોખરાજે જડેલી સનાની સાંકલી, ચાલીશ હાર, છત્રીસ લુલકો તથા ચીનની બનાવતોથી લાદેલાં ત્રણુસો ઉંટો અને ત્રણ હજાર યાકુતના નગો સાથે મોકલી આપ્યુ હતું. બાજ પક્ષી રાખનારા શખ્સોની પુઠે એકસોને સાઠ શેકારી ચિત્તા વાઘો હતા જેઓને પણ તે જેહાનના દિપાવનારા પાદશાહની સાથે લેવામા આવ્યા હતા એ વાઘોના ગલાના પતાને જવેહરાતથી સંગારેલા હતા અને તેમાં સુનાની સાંકલો પોયલી હતી

તે પાદશાહ એવા ઠાઠમાઠ સાથે જંગલમાં આવી લાગ્યો ત્યારે તેનુ તાજ ભરેશપતીથી પણ વધારે પ્રકાશ આપતુ હતું. જે કોઇ શેકાર કરવાને તે નદી કીનારે આવ્યા હતા તે સઘલાઓએ નદી કીનારે ચાલુ મુક્યુ જેહાનનો પાદશાહ બેહરામ દર સાત વર્ષે મુરત જોવાડીને એ નદી કીનારે શેકારે આવતો હતો. તેનું લશકર તે નદી આગળ આવી લાગતાંજ ત્યાંના કીનારાની જગ્યા તે શાહાનશાહને શેકારોથી ભરેલી માલમ પડી પાદશાહે એક નાનુ ઢોલ વજાડયાથી તે તગરલ પક્ષી હવામાં ઉડયું. તે પાળેલુ પક્ષી સતોષી હતુ નહી. બગલાંઓને માટે તેના પંજા ઘણા ધાસ્તીભર્યા હતા તે એક એવુ શેકારી હતુ કે જાણે શેકાર કરવામા તે એક વાઘજ હતો આખરે તે પક્ષી હવામાં ગુમ થયું કારણ કે તેના પંજામાં સપડાયલુ એક બગલુ છટકીને નાહાસી ગયું. તેથી તે પણ કમાનમાંથી છુટેલા એક તીરની માફક તેની પુઠે ઉડયુ. તેનો રખેવાલ તેને પકડવાને તેની પુઠે દોડવા લાગ્યો તે પક્ષીના એમ ઉડી જવાથી પાદશાહનું દિલ દલગીર બન્યું. તેથી તેણે પણ તેની સુનેરી ગુગરીના સાઠ ઉપર દોડવા માંડયું. તેટલામા તે એક મોટા બાગ આગળ આવી લાગ્યો જે બાગના એક ખુણામાં એક ઘર પણ બાંધેલુ હતુ પાદશાહ પોતાના કેટલાક સાથીઓ સાથે તે તરફ દોડી આવ્યો પણ તેનું લશકર શેકારના મેદાનમાંજ રહી ગયુ. બેહેરામગોરે તે બાગ આગળ આવી લાગતાજ તેને ત્યાં એક બોહલા વિસ્તારના મેદાન જેવો બાગ માલમ પડયો. ત્યાંની જમીન ઉપર (બગીચાઓના) ગલીચા પંઠરાયલા હતા અને તે તમામ બાગ નોકરો તેમજ ઘટતા સરસામનથી ભરેલો હતો. તે બાગની વચ્ચે એક હોજ હતી જેની પાલ ઉપર એક બુઢો શખ્સ બેઠેલો હતો. વળી તેની આગળ તેની હાથીદાંતના જેવી સફેદ ત્રણ બેટીઓ બેઠેલી હતી જેઓના માથાં ઉપર ફીરોજાના તાજો પેહેરેલાં હતાં. તેઓના ચેહેરા

વસંત જેવા અને તેમનું કદ ઉંચું હતું. તેમના ભવાં કમાન જેવાં અને બાલના ચોટલા કમદ જેવા લાંબા હતા તે દરેકના હાથમાં બીલોરી જામ હતી બેહે-રામગોર તેઓને ટીકી ટીકીને જોવા લાગ્યો અને તે પોતાના બાજ અને તગરલ પક્ષી માટે દલગીર હોવા છતા તેની આંખોમાં તેઓનો દેખાવ જોઈને છક બની.

તે તવંગર દેહેકાને તેને જોતાજ તેનો ડર ખાધો અને તેનો ચેહેરો સમખુલ ફુલ માફક ફીકકો બન્યો. તે બુઢો એક દાનાવ શખ્સ હતો અને તે બુરજીન નામ ધરાવતો હતો. પાદશાહને જોતાંજ તેનુ દિલ નાખુશ બન્યું તોપણ તે બુરજીન હોજ આગળથી ઉઠી પાદશાહ આગળ પવન વેગે દોડી આવ્યો અને જમીનને બોસો લેઇને બોલ્યો કે, "ઓ સુરજ જેવા ચેહેરાના પાદશાહ! ફરતું આસમાન તારી ખાહેશ મુજબ ફરતુ રેહેજો. આ મારી જમીન ઉપર તું તારા બસો સ્વારો સાથે પરોણો ઉતરે એમ કહેવા વગર મને ચાલતુ નથી. જો તું પાદશાહ આ બાગમાં ખુશનુદ બનશે તો તેથી બુરજીનની નામદારી ગાહાતાબ સુધી પુગશે" જેહાનના પાદશાહે તે બુરજીનને એવો જવાબ દિધો કે, "આજે મારૂ તગરલ પક્ષી ગુમાયલુ હોવાથી તે શેકારી જાનવર માટે મારૂ દિલ દલગીર બન્યુ છે કારણ કે તે મારા શેકારી પક્ષીઓ વચે એક વાઘ જેવું હતું.

બુરજીને પાદશાહને એવો જવાબ દિધો કે, "હમણાજ તે કાલુ પક્ષી મારી નજરે પડયુ હતુ તેને સુનેરી ગુગરીઓ બાંધેલી હતી તથા તેનો રંગ દામર જેવો કાલો અને પંજા તથા ચાંચ પીલી હતી તે કાલે આવીને આ અખડોતના ઝાડ ઉપર બેઠુ છે અને તે તારે નસીબે હમણાજ પકડાઇ જશે." આથી તુરતજ પાદશાહે એક ગોલામને ફરમાવ્યુ કે, "તુ જઇને તે અખડોતના તમામ ઝાડ ઉપર સોધ કર." તે ગોલામ ત્યાં પવન વેગે દોડયો અને તુરતજ પોકાર કીધો કે, "જેહાનનો પાદશાહ હમેશાં ખુશાલ રેહેજો! એ તગરલ પક્ષી આ ઝાડની એક ડાલ સાથે ભેલવાઈ ગયુ હતુ જેને હમણાજ આપણા શકરાઓ રાખનારે પકડયુ છે." તે તગરલ પક્ષીને જોતાજ તે બુઢો બોલ્યો કે, "ઓ હરીફ અને બરોબરીઆ વગરના જેહાનના પાદશાહ! તારા મેજબાનને તારાં પગલાં મુબારક થજો અને તમામ તાજદાર પાદશાહો તારા ગોલામ બનજો. હવે તારી એ ખુશાલી માટે હમણાજ તું એક દારૂની જામ મગાવ અને તારૂં દિલ નચિંત બનેલું હોવાથી તારી જે ઇચ્છા હોય તે હવે બરલાવ."

આથી તે પાદશાહ પોતાના ઘોડા ઉપરથી તે હોજ આગળ ઉતર્યો જેથી તે બુઢો પણ ખુશ બન્યો તેટલામાં તેનો વજીર, ખજાનચીન અને કારભારીઓ પણ ત્યાં આવી લાગ્યા. બુરજીન તે પાદશાહ માટે એક પીળા રંગની જામ લાવ્યો અને પેહેલાં જેહાનના પાદશાહના નામની યાદ કીધી. તેણે એક

બીલોરી જામ લાવી બેહરામ આગળ મુકી. તે જામ જોતાંજ પાદશાહે તે દારૂ હાથમાં લિધો અને પોતાની ખાહેશ ઉપરાંત પીવા લાવ્યો. એમ જોતાં બુરઝીન ખુશ થઇ ગયો અને તેણે ઠેકાણે ઠેકાણે એક એક બાટલી લાવીને મુકીઓ. જ્યારે તેઓ મસ્ત બન્યા ત્યારે બુરઝીને પોતાની બેટીઓને કહયુ કે, "ઓ હુનર ભરી બેટીઓ ! આ બાગમાં પાદશાહ બેહરામ આવ્યો છે, પણ તે કાંઇ અત્રે પોતાના લશકર સાથે બાહુરી દેખાડવા આવેલો નથી. માટે ચાલો ઓ ગાનારીઓ ! અને તમો તમારા ગાયનો જાહેરમાં લાવો. ઓ ચંદ્ર જેવા ચેહેરાની બેટી ! તું વજાડવા માટે ચંગ લાવ."

આથી તે ત્રણે માથે મોતીથી ભરેલી તોપીઓ પેહેરીને પાદશાહ આગળ આવી. ત્યાં એક નાચનારી બની, બીજી વાજીત્ર વજાડવા લાગી અને ત્રીજી ગમ દુર કરે એવા ખુશ અવાજે ગાવા લાગી. તેઓનો સાદ સમજી શાહનશાહે દારૂની જામ ખાલી કીધી અને ખુશ બન્યો. તેથી તેણે બુરઝીનને પુછ્યુ કે, "આ કોણની છોકરીઓ છે ? કે જેઓ તારી સાથે ખુશાલી વચે જીંદગી ગુજારે છે." બુરઝીને તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ ! તારા વગરનો જમાનો કોઇ જોતું ના. જાણુ કે આ ખુબસુરત અને દિલજીટ બેટીઓ મારી છે. એક ગીત ગાઇ જાણેછે, બીજી ચંગ વજાડે છે અને ત્રીજી તાલ પ્રમાણે પગ ઠોકી નાચે છે. ઓ પાદશાહ ! મારી પાસે કાંઇ પણ ચિજ કમી નથી. મારી પાસે દીરમ, દીનાર, બાગો અને પુશકલ જમીનો તથા તુ જોય છે તેવી આ વસંતના જેવી ત્રણ બેટીઓ છે." પછી તેણે તે ગાનારી બેટીને કહયું કે, "ઓ ચંદ્ર જેવા ચેહેરાની ઓરત ! તું પાદશાહ આગળ ગાયણ ગાઇ તેનું દિલ ગમથી ખાલી કર."

આથી તે પુટલી જેવી છોકરીઓ ગીત ગાવા તથા ચંગ વજાડવા લાગી અને તેમ કરી સઘલાઓનાં દિલ ગમથી ખાલી કરી નાખ્યાં. પછી પેલી ગાયન ગાનારી છોકરીએ પેહેલાં પાદશાહની તારીફમાં એક એવું ગાયણ ગાયું કે, "ઓ ચંદ્ર જેવા ચેહેરાના પાદશાહ ! તું આ પાદશાહી તખત સિવાય માહાતાબની નિશાણી આસમાન ઉપર રેહેવા દેતો નથી. તારો ચેહેરો ચંદ્રના જેવો અને ઉંચાઇ ઝાડના જેવી છે અને તારા ઉપર આ પાદશાહી તખત અને તાજ લાડ કરે છે. ખરો ભાગ્યશાલી તે ગણાય કે જે તારો ચેહેરો બામદાદ પડતાં પેહેલો જોય અને તારા બાલનો પમરાત મેલવે. તારી કંમર બબર જાનવરના જેવી પટલી અને તારી બાજુ જોરાવર છે. તારાં તાજનો પ્રકાશ વાદલ સુધી પુગે છે. તારો ચેહેરો ગુલનાર ફુલ જેવો રાતો છે અને તારી માયાને લિધે તારૂં દિલ ખુશાલી સાથે હસતુ રેહેછે. તારૂં દિલ ( સખાવત કરતી વખતે ) દરીઆ

જેવું અને તારા હાથો વાદલના જેવા છે. હું તારા શેકારો જોરાવર વાઘો સિવાય બીજા કસાંના થયલા જોતી નથી. તીર જેવી અણીવાળા તું પુશકલ બાલો ધરાવે છે અને તારા ઇનસાફથી પાણીઓ પણ દુધ જેવાં બને છે. જે કોઈ લશકર તારી કમંદ અને જોરાવર બાજુ જોય છે તો તે લડાયક હોવા છતાં તેમના દિલ અને મગજ પણ ફાટી જાય છે."

જેટલો વખત બેહરામગોરે આ ગાયન સમજ્યું તેટલો વખત તેની બીલોરી જામ પણ તે કેરબાસીમાંનો દારૂ પણ ગળી ગઈ. પછી પાદશાહે તે શખ્સને કહયું કે, "ઓ બાધુર ! તેં જેહાનની લીલી સુકી ખમેલી હોય એમ લાગે છે. પણ તુ પાદશાહોના પેહેલવાનો અને અનજુમનના સરદારો વચેથી મારાં કરતાં બેહેતર જમાઇ કોઇને મેલવી શકવાનો નથી. માટે તુ તારી ત્રણ બેટી-ઓના નેકા મારી સાથે કર કે જેથી હુ તારાં તાજને સનિશ્ચર સુધી પુગાડશ" બુરજીને તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ ! દારૂ તેમજ દારૂ પીનારાઓ તારાથી ખુશ રેહજો. જેહાનમાં કોણની મકદુર છે કે એ બાબે તારી વિરૂધ બોલે અને કોણથી તારી સામે છુપુ ઝેહેર રખાય ? જો તું મને તારા ગોલામ તરીકે કબુલે છે તો હુ તારાં શાહાનશાહી તખતની સેવા બજાવતો રેહેવશ. હું તારાં તાજ તખતની, તથા તારા દમામ અને નસીબની નોકરી બજાવતો રેહે-વશ. વળી મારી આ ત્રણે બેટીઓ તારીજ નોકરો છે અને તારી આગળ ગોલામ માફક ઉભી રેહેશે. એ નોકરો કે જેઓને દુરથી જોતાં ત્રણ ચંદ્રના જેવી દેખાય છે અને જેઓ સીસમના ઝાડ જેવી ઉંચી, હાથીદાંત જેવી સફેદ તથા તાજ અને તખતને દિપાવનારી છે તેઓને તેં પસંદ કરી લિધી છે તો હવે હુ તું જેહાનના પાદશાહને મારો સારો માઠો જે ભરમ છે તે કહી સમજા-વશ. મારી પાસે પેહેરવાના કપડાં, પાંઠરવાની ચિજો, તાંગવાની ચિજો અને ભેટ અપાય એવી ચિજો બસો ઉંટો લદાય એટલી છે, જો કે મારા મેહેલમાં જાજા નોકરો નથી વળી મારી પાસે હારો, સાંકલીઓ, તાજો અને તખતો પણ છે જે વડે મારી એ બેટીઓ ઘણી સુખમાં રહેછે."

બેહરામે બુરજીનનુ એવું કેહેવુ સમજ્યું ત્યારે તે બોલ્યો કે, "તારી પાસે જે કાંઈ ચિજો હોય તે આ જગ્યા જયાં સુધી સલામત છે ત્યાં સુધી સલા-મત રેહેશે. માટે તું દારૂની જામો ઉઠાવતો રહી મોજમજાહ કરતો રેહેજે." ત્યારે તે બુઢાએ કહયું કે "હું તારી સાથે મારી ચંદ્ર જેવી આ ત્રણ બેટીઓને પાદશાહ કયોમરશ અને હુશગના રેવાજ મુજબ પરણાવી આપુછું જેઓ તારા પગની નિચેની ધુલ જેવી રેહેશે. એ ત્રણે હવેથી તારેજ માટે જીવશે. મારી વડી બેટીનું નામ માહઆફ્રીદ, બીજીનું નામ ફ્રાંક અને ત્રીજીનું નામ

શંખુલીદ છે. તું પાદશાહે તેઓને જોતાંજ પસંદ કરી લિધી છે અને તેઓને ઓરતો વચેથી બાનુઓ તરીકે ચુટી કાઢી છે " ત્યારે તે ત્રણે ચંદ્ર જેવી બેટીઓએ બુરજીનને એ પ્રમાણે કહયું કે, "હવે જ્યારે પાદશાહ બેહરામે હમુને જોતાંજ પસંદ કરી લિધી છે તો તું ચાર સુનેરી પાલખીઓ લાવવા ફરમાવ અને લશકરમાંથી નામદારોને બોલાવી મંગાવ.

તે ત્રણે પુટલીઓ જેવી બેટીઓ પાલખીમાં બેસતાજ ચાલીસ રૂમી ચાકરડીઓ તેઓની નોકરી બજાવવા માટે તે છોકરીઓની તારીફ ગાતી આસપાસ ચાલવા લાગી. એ રીતે તે ત્રણે ચંદ્ર જેવી ઓરતો સુનેરી મેહેલ તરફ ગઈ જ્યારે તે મુબારક પાદશાહે ત્યાંજ બેસી દારૂ પીયા કીધો. પાદશાહના એક ગોલામે પાદશાહાનો ચાબુક લેઈ જઇને તેના તખત ઉપર ગોઠવી મુકયો. તે ચાબુક વિષે પાદશાહના સરદારો અને બાહાદુરો સિવાય રૈયતના બીજા કોઇને ખબર હતી નહી તેઓમાંના જે કોઈ તે લાંબા હાથા સાથનો ચાબુક જોતા તેવાજ તેની આગળ દોડી જઇને નમન કરતા. બેહરામ મસ્ત બન્યો ત્યાંસુધી ત્યાંજ રહયો અને ત્યાં ખુશાલ બનતાજ અમ્મારીમા બેસી પોતાની અમબરનો છટકાવ કરી બેઠેલી ઓરતો આગળ પોતાના સુનેરી મેહેલમાં પાછો ફર્યો એક અડવાડયું સુધી તેણે ત્યા આવીને ઘણી એક ખાણી પીણીઓ કીધી તથા બક્ષેશો આપી તથા વાતચિત કરવા અને સમજવામાં વખત ગુજાર્યો.

આઠમે દાહાડે તે પાદશાહ પોતાના રૂજબેહ વજીર અને હજાર સ્વારો સાથે પાછો શેકારના મેદાન તરફ ગયો. ત્યાનું મેદાન ગોરખરોથી ભરેલું માલમ પડવાથી તેઓને મારવા તેણે કેઆની કમાન ખેચી અને ફતેહમંદ યજદાંનનું નામ યાદ કરીને તે કમાનના બે છેડાઓ ઉપર ચિલ્લો ચઢાવીને તાણ્યો. તે મોસમ વસંતની હોવાથી જેહાનમાં ગોરખરો પોતાની માદા સાથે એશ આરામ કરવા પડયાં હતાં તથા લડીને એકમેકની ચામડીને ઘાહેલ કરતાં હતાં. જેથી ત્યાંની જમીન પણ તેઓના લોહીથી લાલ બની હતી ત્યાં નર ગોરખરો મસ્તીમાં આવી એકમેક સાથે મારામારી કરવા લાગ્યાં ત્યાંસુધી તે થોભ્યો અને જ્યાં સુધી એક બાહાદુર નર ગોરખર એક માદાને પોતાની નિચે લેવામાં ફતેહમંદ બન્યું ત્યાંસુધી ફતેમંદ બેહરામે પોતાની કમાનનો ચિલ્લો ચઢાવેલોજ રાખ્યો અને એમ જોતાંજ તેણે હસી ખુશાલ બનીને તે તીર નર ગોરખરની પીઠ ઉપર ફેંકયો. તે તીરની અણી પીછાં સુધી તે ગોરખરમાં પેવસ થઇ અને એ રીતે તેણે તે નર અને માદાને એકી વખતે સીની લિધાં. તેની આવી તીર ફેંકવાની રીતથી તે લશકરનું દિલ ખુશ બન્યું અને તેના લશકરના જેઓએ તેને એમ તીરનો જખમ મારતાં જોયો તેઓએ તે પાદશાહની તારીફ કીધી કે, "તારાં

બોરેહ ઉપરથી બુરી નજર દુર રેહેજો અને તારી આખી જીંદગી સુધી તું મોજ ભોગવતો રેહેજે. આ જમીન ઉપર તું નવી નવી તરેહની મરદાનગી દેખાડે છે કારણ કે શાહનશાહ તેમજ પાદશાહ અને પેહેલવાન પણ તુંજ છે."

## બેહરામ સિંહોને મારી નાખી એક જવેહરીને ઘરે આવી પુગ્યો અને ત્યાંથી તેણે તે જવેહરીની બેટીની માંગણી કીધી તે વિષે.

પછી પાદશાહે ત્યાંથી પોતાના કાલા ઘોડાને ઉશકેરીને દોડાવ્યો. તેવામાં તેને માર્ગમાં એક ગીચ જંગલ મલ્યું. તેણે ત્યાં બે ફાડી ખાનારા સિંહોને જોવાથી કમાન ઉપર તીરનો ચિલ્લો ચઢાવીને તાણી અને નરસિંહના સીના ઉપર તે તીર માર્યો જે અણીથી તે પીંછ સુધી તેમાંથી પસાર થઇ ગયો. પછી બેહરામ તેની માદા આગળ જડપથી ગયો અને ત્યા તીર છોડવાને પોતાનો હાથ ખુલ્લો કરતાંજ તેણે તે સિંહની છાતી અને પાસલી વિંધી નાખી પછી બેહરામ બોલ્યો કે, " આ તીર તો પીંછ વગરનો હતો અને વળી તેની અણી પણ તિક્ષણ હતી નહી." આથી તેના લશકરે તેની તારીફ કીધી કે, " ઓ નામદાર જમીનના પાદશાહ ! કોઈએ પણ શાહનશાહી તખત ઉપર તારા જેવા પાદશાહ જોયો નથી અને જોશે પણ નહી. તું તો વગર પીંછના તીરોથી પણ સિંહોને મારે છે તો પીંછવાલા તીરોથી તો તું સખત પથરના પાહાડને પણ જડમૂળથી ઉખેડી નાખે "

પછી પાદશાહે પોતાના લશકરના નેકખાહો સાથે ત્યાંથી આગળ વધવા માંડયું પણ તેને તે જંગલ ગોસપંદોથી ભરેલું જણાયુ જ્યારે તે ગોસપંદોના ભરવાડો ત્યાંથી ધાસ્તી અને નુકસાંનથી બીહીને નાસી ગયા હતા. તેવામાં તે ભરવાડોનો સરદાર કે જેણે પોતાના મેઢાંઓ માટેની ચિંતાને લિધે આરામ શું તે જોયો હતો નહી તેણે બેહરામને જોયો. આથી બેહરામે તેને પુછયું કે આ મેઢાંઓના ટોલાંને આવી ફાયદા વગરની જગ્યાએ કોણ લાવ્યું છે ?" તે ભરવાડે જવાબ દિધો કે, " ઓ નામદાર ! તેઓને શેહેરમાંથી આ જંગલમાં હું લાવ્યો છું. આ સઘલાં ગોસપંદો એક જહવેરીના છે અને ગઈ રાતેજ હું તેઓને પાહાડ ઉપરથી આ મેદાન તરફ લાવ્યો છુ. એ ગોસપંદોનો માલેક તવંગર છે અને તે કાંઇ નુકસાન કે ધાસ્તીથી બીહતો નથી. તે ઉંચ તોખમનો છે અને તેની પાસે સુનુંરૂપુ અને જવેહરાત ઘણું છે. તેને ત્યાં વાજીંત્ર વજાડી જાણ-

નાર એક બેટી સિવાય બીજું કાંઇ ફરજંદ નથી. તેણીનું માથું કરચલીદાર વાળોના ઝુલફાંઓથી ભરેલું છે. પોતાની બેટીના હાથે અપાયલા દારૂ સિવાય તે બીજા કોઇને હાથનો દારૂ માંગતો નથી તેના જેવો બુઢો શખ્સ કોઇએ જોયો હશે નહી જો પાદશાહ બેહરામ તરફથી ઇનસાફ મળતો નહી હતે તો તે એટલો બધો તવંગર ક્યાંથી થતે? તે જેહાનનો પાદશાહ સુનુ મેલવવા ખાતર કોઇને મારી નાંખતો નથી તેમજ વળી તેના વજીરો પણ જુલમગાર નથી. માટે તું મને કેહે કે, કોણે આ ફાડી ખાનારા જાણવરોને મારી નાખ્યા છે? જેહાનનો ખોદા તેનો મદદગાર થજો."

બેહરામે તેને જવાબ દિધો કે, "આ બધે સિંહો એક બાધુર શખ્સના તીરોની અણીથી માર્યા ગયા છે એ જંગી સિંહોને મારી નાખતાંજ તે અત્રેથી ચાલી ગયો છે. તેના સાથીઓ તરીકે તેની સાથે સાત બાધુર સ્વારો હતા. પણ હવે પેલા જવેહરીનું ઘર કયાં છે? મને તુ તે તરફનો માર્ગ દેખાડ અને મારાથી તે છુપાવનો ના." તે ભરવાદે જવાબ દિધો કે, "તું અત્રેથી આગળ વધ અને માર્ગમા તુંને એક લીલોતરીવાલું ગામ મલશે ત્યાં તેનો મેહેલ છે. જયારે તે ત્યાંથી શેહેરમાં જાય છે ત્યારે ત્યા તેનુ ઘર પાદશાહ બેહરામના મેહેલની પડોશમાંજ આવેલુ છે. જ્યારે આસમાન કાલી સારી ઓઢે છે ( યાને રાત પડે છે ) ત્યારે તે તવગર શખ્સ મોજમજાહ કરવા પડે છે. તું જો ત્યાં થોડો વખત થોભશે તો તે ઘરમાં ચાલતા નાચ રંગનો અવાજ તારે કાને સમજાશે." એમ સમજતાંજ બેહરામે પોતાનો ઘોડો મગાવ્યો અને તેણે પાદશાહી લેબાશમાં સજ થવા ઇચ્છયુ. તેનું મગજ ત્યાં જવાની ઇચ્છાઓથી ભરેલું હોવાથી તે પોતાના વજીર અને લશકરથી છુટો પડયો.

આથી વજીર રૂજબેહ દરબારીઓને કેહેવા લાગ્યો કે, "હવે એ ઇરાનનો પાદશાહ તે ગામડાં તરફ જશે અને ત્યાં જઇ તે જવેહરીનો દરવાજો ઠોકશે, જેથી ત્યાંના સઘલા લોકો તેના હોકમ ઉપર ધ્યાન આપશે. તે પેલી છોકરીની તેના બાપ પાસે માંગણી કરશે અને બેશક તે તેણીના માથાં ઉપર સુનેરી તાજ પેહેરાવશે. પછી તે તેણીને ત્યાંથી પોતાના સુનેરી મેહેલ તરફ મોકલી આપશે જ્યારે બીજીઓને બુરજીનના મેહલમાં મોકલી દેશે. એ રીતે તે વૈરી કરવાથી ધરાતો નથી. અંધારી રાતે તેની વૈરીઓ પણ તેનાથી દુર નાહાસ્વા માંગે છે. તેનાં સો કરતાં તો વધારે જનાનખાના છે. આપણો શાહાનશાહ આવો બને તે કાંઈ સારૂ નહી. પાદશાહના મેહેલના એક નોકરની ગણત્રી મુજબ હાલે તેની પાસે હીરાજડીત તાજ પેહેરનારી નવસોને ત્રીસ છોકરીઓ તો છે જેઓમાંની કોઇ પણ સત્તા વગરની નથી. તેઓ જુદા જુદા પ્રાંતોના

સાલીયાના ખાય છે અને તેથી એકુ વર્ષમાં રૂમની જમીન ખુવારે હાલ બનશે. માટે મને તો પાદશાહની આવી ( બાહુર ) છાટી તથા ખભાં માટે તથા તેના મીજલશ દીપાવનારા ચેહેરા માટે અફસોસ છુટે છે. એકજ તીરથી ગોરખરોને સાથે સીવી લેનારો આવી ઉચાઇ અને જોર સાથનો શખ્સ કોઇએ બીજો જોયો હશે નહી. પણ એમ રંડીબાજી કર્યાથી તેનો નાશ થશે અને તે નાતવાન શખ્સ માફક જલદીથી સુસ્ત બનશે. તેની કાલી આંખનુ તેજ ઘટી જશે તથા તેના ગાલો ફીકકા બનશે અને શરીર સુસ્ત બન્યાથી તેનો ચેહેરો કુમલાઈ જશે. ઓરતોનીજ ગંધ લેતાં લેતાં તેના બાલો પણ સફેદ બન્યાં છે અને સફેદ બાલ બન્યાથી આ જેહાનમાંથી નાઉમેદ બનવાનો વખત ( મોત ) આવી લાગે છે. જેમ ચોગાનદાવ રમવાની લાકડીથી અખરોત સીધી ઉંચે ઉડી જાય છે તેમ ઓરતો સાથનું આવું કામ એથી પણ વધારે ઉચાઇએ ચઢાવી દેછે ( યાને જીંદગી ટુકી કરી નાખે છે ) એક મહીનાથી વધારે એકી વખતે હમબીસ્તર થવું એ પોતાનું લોહી ગુમાવ્યા બરોબર છે. અકકલમંદ જવાન ફરજંદ મેલવવા ખાતરજ એમ કરેછે. પણ તેમ હદ બાહાર કર્યાથી તે પોતાનું જોર પણ હદથી બાહાર ગુમાવે છે. પછી તે શખ્સનુ દિલ સુસ્ત બન્યાથી તે ( હંમેશનો ) આંસુ ભર્યો રહેછે " આથી તે સઘળાઓ એ બાબેની ફર્યાદ કરવા પાદશાહના મેહેલ તરફ ગયા પણ ત્યાથી એક શખ્સે તેઓને કહયુ કે, " સુરજ જેવો એ પાદશાહ તો પોતાનો માર્ગ ચુકી ચુકયો હતો."

પેલી તરફ બેહરામગોર ને અંધારી રાતે પોતાના ઘોડાની સંભાળ અર્થે એક શખ્સને સાથે લેઇ બાહાર પડયો અને તેણે તે જવેહરીના ઘર તરફનો રસ્તો ધર્યો. જયારે તેને કાને નાચ રંગના અવાજ પડયા ત્યારે તેણે તે વાજીત્રના અવાજ ઉપર પોતાના ગોલાબી છાંટના ઘોડાને તે વેપારીના ઘર તરફ બે ધડક દોડાવી મુકયો અને ત્યાં સુરજના માલેક પરવરદેગારની મદદ ચાહી તે ઘરમાં દાખલ થવા માટે બારણાનું કડુ અફાડયું. આથી તે દયાલુ શખ્સના નોકરે પુછયું કે, " કોણ છે અને અંધારી રાતે દરવાજો શાને માટે ઠોકે છે?" બેહરામે જવાબ દિધો કે, "હું પાદશાહનો રાત પાહેરીનો નોકર છુ અને શેકારના મેદાનમાંથી અત્રે આવી લાગ્યો છું. મારો ઘોડો લંગડાતો હોવાથી મને નાચારી સાથે અત્રે અટકવું પડયુ છે. જો કોઈ મારો આવો ઘોડો અને સુનેરી લગામ લુટી લેશે તો હું નાચાર બની જવશ " આથી તે દાસીએ પોતાના શેઠને જઇને કહયું કે, "કોઈ આપણી પાસે ઉતારો માંગવા આવ્યો છે અને તે કહે છે કે, જો કોઇ મારો સુનેરી લગામ સાથનો ઘોડો લુટી લેશે તો મારૂં કામ બગડી જશે." ત્યારે તે શેઠે તેને કહયું કે, "દરવાજો ખોલ. શું તેં કોઇ મેહેમાનને અત્રે આવેલા જોયાજ નથી કે?" આથી તે દાસીએ દોડતી આવી દરવાજો ઉઘાડી બેહરામને કહયું કે, "ઓ બેટા! અંદર આવ."

જ્યારે પાદશાહ અંદર દાખલ થયો ત્યારે તેણે ત્યાં એક એવી જગ્યા દિઠી કે જ્યાં ચો ઠેકાણે દાસીઓ તૈયાર ઉભેલી હતી. તે જોઈ પાદશાહ બોલવા લાગ્યો કે "ઓ એક પુરા ઇનસાફી ખોદા! તુંજ તારા બંદાઓની ખુબી સાથે રેહેનુમાઇ કરનારો છે. મારા કાયદા વગર ઈનસાફના હોતા ના અને લેભ તથા હેંકાર ભરી મારી રીતી હોતી ના. મારાં તમામ કામો અને વર્તણુકો ઇનસાફી ભરી રેહેજો અને મારાથી મારી રૈયતના દિલ ખુશ બનજો. જો એમજ મારી અક્કલ અને ઈનસાફનો વધારો થશે તો મારા મોત પછી મારી યાદગારી રોશન રેહેશે. આ જવહરીના જેવી મારી સઘળી રૈયત નાચ રંગના અવાજ સાથેજ રેહેવુ કરજો."

જ્યારે તે મેહેલના ઉપલા ભાગમાં આવા લાગ્યો ત્યારે તેણે તે નામદારની બેટીને બારણામાંથી પસાર થતાં જોઈ. તે ગામનો વડો બેહરામને જોતાંજ ઉઠી ઉભો થયો અને તેની આગળ આવી પોતાના ઉચાં શરીરને નમવા માટે વાંકુ કીધું અને બોલ્યો કે, "આજની રાત તુંને મુબારક થજો અને તારૂં બુરૂં ઇચ્છ-નારનું દિલ તુટેલું બનજો." પછી તેણે એક સાદડી પાંઠરી તે ઉપર તકીઓ મુકયો અને તેના દીદાર જોઈ તે મેજબાન ખુશ થઈ ગયો. પછી એક નોકરે તેની આગળ ઉચુ ખાણુ લાવીને મુકયું જેમા ગરમ અને થંડી વાણીઓ પીરશેલી હતી. પછી ત્યાં એક બીજો નોકર આવતા તેણે તેને તેનો ઘોડો બાંધવા તથા પાદશાહના નોકરને ખાણુ તથા ઉતારાની જગ્યા આપવા માટેનો હોકમ ફરમાવ્યો. વળી ત્યાં તે મેજબાન માટે પણ એક સાદરી પંડરાતાંજ તે પણ પાદશાહની સામે આવી બેઠો. તે મેજબાન કેટલીક માફી ચાહી બેહરામને કેહેવા લાગ્યો કે, "ઓ પેહેલવાનોના સરદાર! તુ મારો આ મેહેલમાં મેહેમાન બનેલો હોવાથી તુંને મારા હોકમ મુજબ ચાલવું પડશે. આ ખાણું ખાઈ રેહે-તાંજ તુંને દારૂની જામો ઉઠાવવી પડશે અને પછી આરામ લેવા માટે ખુશ ઉંઘ કાઢવી પડશે. હાલે અંધારી રાત હોવાથી પાદશાહી દારૂ લેવાનો વખત પણ થયો છે. માટે દારૂ પીને ધરાયા પછીજ તુ આરામ લેજે. વળી તું સહવારે જાગૃત થશે ત્યારે તો તુંને પાદશાહનો હોકમ બજાવવા અત્રેથી જતું રેહેવું પડશે."

બેહરામે તેને જવાબ દિધો કે, "જ્યાં તારા જેવા તાજા ચેહેરાનો મેજ-બાન હોય ત્યાં અંધારી રાત કેવી હોય? પરવરદેગારથી નાસીપાશ બનવું ઘટતું નથી કારણકે નાસીપાસ થયલાઓના દિલ ધારતી ભર્યાં રહે છે." તેટ-લામાં ત્યાં તસ્ત અને કરસીયો લેઇને દાસી દાખલ થઈ જે તેનો ચેહરો જોઇને અજબ બની. હાથ ધોવાઇ રેહેતાંજ ત્યાં દારૂની જામો મંગાવવામાં આવી અને તેઓએ તે દારૂથી મોજમજાહ અને આરામ કરવા ચાહયું. આથી સમણુલ

ફુલના જેવા રંગની એક જામમાં એક દાસીએ રાતા રંગનો દારૂ હાજર કીધો. તે જામ તરફ પેહેલાં તે ગામના વડાએ હાથ લંબાવ્યો અને તેમાંથી પીધા બાદ તેણે તે જામને કસ્તુરી અને ગોલાબથી ધોઇ કાઢી. પછી દિલને આરામ આપનારી ઓરતે તે જામ બેહરામને આપતાં પુછ્યું કે, "ઓ દારૂ પીનારા! તારૂં નામ શું ? હમણા હું તુંને દીનની રૂહે વચણ આપુછું અને તારી સાથે સરત બકુછું કે પાદશાહ બેહરામ તું પોતેજ છે." આથી પાદશાહે પુશકલ હસીને કહયું કે, "મારૂં નામ તો સ્વાર ગુશસ્પ છે. હુ તો વાજીત્રનો અવાજ સમજી અત્રે આવ્યોછું અને દારૂની જામ પીવા કે આશાયશ લેવાને આવ્યો નથી"

આથી તે મેજબાને તેને કહયુ કે "એ મારી બેટી થાય છે અને એનાજ વડે મારૂં માથું આસમાન સુધી પુગી રહે છે. તે જેમ દારૂ પીનારી છે તેમજ વજાડી જણનાર અને ગાયણો ગાઈ ગમને દુર કરનારી પણ છે. એ મારી દિલને આરામ બક્ષનારી બેટીનુ નામ આરજુઈ છે" પછી તેણે પોતાની સરોવરના જેવી ઉચી બેટીને કહયું કે, "તુ તારૂ ચંગ વાજીત્ર ઉઠાવ અને ગુશસ્પ આગળ રંગરાગ મચાવવાને માટે આવ. આથી દાડમની કલી જેવી ચંગ વજાડનારી ભપકાથી પાદશાહ આગળ આવી અને બેહરામને કહયુ કે, "ઓ નામીચા સ્વાર! દરેક રીતે તું પાદશાહનેજ મલતો આવે છે. આ મોજમજાહ કરવાનું મહેક તારૂં પોતાનુંજ છે અને મારો બાપ તારો મેજબાન તથા ખજા-નચીન છે એમજ તું સમજજે તુંને આજની અંધારી રાત મુબારક થજો અને તારૂ માથું વરસાદ વરસાવનારાં વાદલથી પણ ઉચે ચઢજો."

પછી પાદશાહે તેને ત્યાં બેસીને ચગ વાજીત્ર હાથ ધરવા ફરમાવ્યું અને કહયું કે, "કાંઇપણ ઢીલ વગર મને એક એવું ગીત જોઇએ છે કે જે સમજી આ બુઢો માહીયાર પણ આજે રાતે જવાન બની જાય અને પોતાના મેહેમાન આગળ પોતાનો જીવ અર્પણ કરી દે." આથી તે ચગ વજાડનારી ઓરતે તે વાજીંત્રને પોતાની છાટી ઉપર ટેકવ્યું અને પેહેલું આતશ પ્રશ્ત લોકોનું એક ગીત ગાયુ. તે ગાનારીના શુર પ્રમાણે જેમ જેમ તે વાજીંત્ર ચાલવા લાગ્યું તેમ તેમ તેનાથી તમામ ઘરમાં ચંપેલીનો પમરાત ફેલાઇ ગયો. તેણીનું ગીત માહીયારનું વર્ણન કરતું હતું અને તે સમજી તું કેહેશે કે "જાણે તેનું વાજીંત્ર જાર જાર રૂદન કરતું હતું." તે ગીતમાં તેણી પોતાના બાપને કેહેવા લાગી કે, "ઓ માહીયાર! તું નદી કીનારે ઉગેલા સીધ્ધાં સરોવર જેવો છે. તારા કાલા બાલ હવે કપુર જેવા બનેલા હોવાથી તારી જબાંન આવકારદાયક શખુનો બોલનારી અને તારૂં દિલ આવકાર આપનારૂં બન્યું છે. હમેશાં તારૂં બુરૂં ચાહનારાઓ દુખી બનજો અને તારા રવાનની પરવરશી દાનાઇથી થજો. તું

ફરીદુનના જેવો સખી તબેહનો છે જ્યારે હું તારી નોકરદી છું અને મારૂં નામ આરજુઇ છે. જેમ એક પાદશાહ પોતાના લશકરને લડાઇમાં ફતેહમંદ નિવડતું જોઇ ખુશ થાય તેમ હું તું મારા મેહેમાનને જોઇને તેટલી ખુશ બનીછું." એમ બોલતાંજ તેણી પોતાના મેહેમાન તરફ ફરી અને ગાવાનું તથા ચંગ વજાડવાનું ચાલુ રાખીને પોતાના પરોણાને આ મુજબ કેહેવા માંડયું કે, "ઓ પાદશાહ જેવા શખ્સ ! તું મોટા નસીબનો, એકજ ઠેડાવનો અને કીનો લેનારો બનજે જેણે બેહરામને જોયો નહી હોય તેણે ફક્ત તું તારીફને લાયક અને દિલ જીટ સ્વારનો ચેહેરો જોવો જોઇએ. તેની રૈયતમાંથી તારા સિવાય બીજો કોઇ તેને લાયક આવતો નથી તારી કંમર બરૂના જેવી પાટલી અને તારી ઉંચાઇ સરોવરના જેવી છે જે સરોવર પોતે તીતર પક્ષી માફક દમામથી ચાલનારૂં છે. તારૂં દિલ નર સિંહના જેવું બાહદુર છે અને તારૂં શરીર જોરાવર હાથી જેવું છે. લડાઇમાં તો તું બે માઇલ સુધી ભાલો દુર ફેંકી જાણનારો છે. બરોબર ખુલનાર ફુલ જેવાજ તારા ગાલો લાગે છે. તુ બોલે છે ત્યારે તારા હોટો જાણે ગોલાબના પાદડાં દારૂમાં બોલ્યાં હોય તેવા રાતા લાગે છે. તારી બે બાજુ ઉંટની ટાંગ જેવી જાડી છે અને બીરતુન પાહાડ જેવા જોરેમંદને પણ તુ તારા પગ આગળ ફેંકવાને શકિતવાન છે. તારા જેવા શખ્સોને તો આસમાન મહા મેહેનતે પેદા કરી શકે છે અને લડાઇના મેદાનમા તો મેં તારા જેવા કોઇને જોયો નથી. માટે હું આરજુઇનુ શરીર તારા પગની ખાક બનજો અને જીંદગીભર તેણી તારા ઉપરજ જીવતી રેહેજો."

તેણીના આવાં સુંદર ગીત તથા તેણીની વાજીંત્ર વજાડવાની આવી ઢપ-છપથી તથા તેનો દમામ, ઉંચાઇ અને અકકલ જોઇને તે જેહાનનો પાદશાહ તેના ઉપર એટલો તો પ્યારમાં ચકચુર થયો કે તું કેહેશે કે, જાણે તેનું દિલ બલાનોજ ખજાનો થઇ પડયું. જ્યારે માહીયાર તેની આગળ છાકટ જેવો થયો ત્યારે પાદશાહે તે મેજબાનને કહયું કે, "જો તું તારી ધટતી તારીફ થતી જોવા માંગતો હોય તો તારી એ બેટીને મારી સાથે દીનની રસમ અને રેવાજ મુજબ પરણાવ." ત્યારે માહીયારે આરજુઇને પુછયું, કે "આ સિંહ જેવા દિલના શખ્સ પાસેથી તું કેટલી રીત માંગે છે ? એ જો તુને પસંદ પડતો હોય તો તું તેના ઉપર નેગાહ પોહોંચાડ અને તુંને ગમતું હોય તોજ તું તેને ત્યાં જા."

ત્યારે આરજુઇએ માહીયારને જવાબ દિધો કે, "ઓ નેક ખસલતના અને મોટાં દિલના બુઢા બાપ ! જો તું મને કોઇ સાથે પરણાવવાજ માંગતો હોય તો આ સ્વાર ગુશસ્પ મને મારા ધણી તરીકે મલે એજ બસ છે. કારણકે આવા શખ્સને જે કોઇ જોશે તે તેને ઠગાઇને બેહરામ તરીકેજ ઓલખશે." માહી-

યારને પોતાની બેટીનું કેહેવું પંસદ પડયું નહી તેથી તેણે બેહરામને કહયું કે, "ઓ લડાયક સ્વાર! તું આ મારી બેટીને પગથી તે માથાં સુધી જડપથી તપાસી લે તથા તેણીની શકિત, દાનાઇ અને વિચારની પરીક્ષા કર. તું તારા દિલને પુછ કે, 'એ તુંને પસંદ પડે છે'? એમ બેસી રેહેવા કરતાં તેણીને માટેની ખબર કાઢવી સારી ગણાશે. કોઇ દરવીશમાં પણ આવી નેકી હશે નહી. હું કાંઈ એમ બોલી મારા વધતા ઓછા વિચારો દર્શાવવા માંગતો નથી. જો તું માહીયારના જવેહરાતની ગણત્રી કરશે તો તેથી વધારે પાદશાહની હેલીમાં પણ હશે નહી. માટે તું એ માટે ઉટાવલ ના કર અને આજની રાત તો આસાયશમાં ગુજાર પછી જો એ તુંને પસંદ પડતીજ લાગે તો તેની સાથે દારૂની જામ હાથમાં પકડજે બુઝોર્ગ લોકો કાંઈ એમ છાકટપણામાં લગનના ગાંઠ બાંધતા નથી, પણ તેઓ તો પાછલથી વાહાલી થઇ પડે એવી એક વફાદાર ઓરત જોય છે. માટે સુરજ બુલદીએ ચઢે અને નામદારોનાં માથાં ઉંઘમાંથી જાગૃત થાય ત્યા સુધી તું થોભી જા. ત્યારે આપણે દુર અ દેશ બુઢાઓને, ધીરાં દિલના શખ્સોને અને ક્રિયા કરનાર મોબેદોને બોલાવી મંગાવીશું. પણ આવું કામ રાતને વખને કરવું રશમથી ઉલટુ છે. એવું કામ પાદશાહ ફરીદુનના રેવાજ મુજબનુ પણ ગણાય નહી. એક છાકટ શખ્સ એક ઓરત સાથે પરણવા માંગે તે અને વળી જે બીજાં કામો તું કરવા માંગે છે તે મુબારક પણ ગણાય નહી."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "આવી બુરી રીતે ભવિશય વર્તવું એ કઢંગું અને બુરૂં ગણાય. આજે રાતે આ ચંગ વજાડનારી ઓરત મને પસદ પડી છે માટે જેમ બને તેમ તું મારે માટે આવું બુરૂં ભવિશય ના વર્ત." ત્યારે તે બાપે પોતાની બેટીને કહયું કે, "ઓ આરજુઇ! શુ તુને એનો દેખાવ અને ખવાશ પસંદ પડે છે?" તેણીએ જવાબ દિધો કે, "હા, મેં એને દુરથી જોતાંજ સરોચશમથી પસંદ કીધો છે. માટે તું કામ કર અને જે કાંઇ બન્યું છે તે પરવરદેગાર ઉપર સોંપ. આસમાને કાંઇ તું માહીયાર સાથે કીનો પકડેલો લાગતો નથી." ત્યારે માહીયારે તેણીને કહયું કે, "ત્યારે તું હમણાજ તેની જોરૂ બની છે માટે તું હવે તેના ભરમની સાથી થઇ છે એમજ જાણ." એમ કહી તેણે તેણીને બેહરામગોરની માંગણી મુજબ તેને સોંપી.

રાત પહી જઇ સહવાર પડતાંજ સઘલું કામ સુધરી ગયું. પાદશાહના એક નોકરે પાદશાહનો ચાબુક લેઇ જઇને માહીયારના દરવાજા ઉપર ટાંગ્યો. આરજુઇ પોતાના ઓરડામાં જતી રેહેવાથી તેણીનો ધણી પણ તમામ રાત તેની સાથે ત્યાં સુટો. જ્યારે માહીયારે બીજા ઓરડામાં જઇ તે સ્વાર ગુશસ્પને

માટેના કામોની તૈયારી કરવા માંડી. તેણે નોકરને દરવાજો બંધ કરવા અને (સહવારને માટે) એક મેંઢુ જઇને ખરીદી લાવવા ફરમાવ્યું કે જેથી (સહવારના) મેઢાંના ગોશ વગરનુ ખાણુ તેને માટે હાજર કરવામાં આવે નહી તે વખતે મેંઢાં બકરાંને પૈસાના ચલન તરીકે પાળવામા આવતાં હતાં [1]

પછી માહીયારે તે નોકરને કહયું કે, "તું જઇને સ્વાર ગુશસ્પ આગળ ઉભો રેહે અને જેવો તે જાગે તેવુંજ તું તેને માટે ફુકારનું પીણું અને બરફ હાજર કરજે વળી તું તેના ઓરડામાં કપુર અને ગોલાબથી ભરેલી જામ પણ મુકી આવ કે જેથી તેનો સુવાનો ઓરડો પમરી રહે. દારૂની જામો પીવાથી હું તો એવો બન્યોછું કે હું બુઢ્ઢા જવેહરીની કંમર દારૂ સામે ટકી શકતી નથી." એટલું કહી તેણે માથાં સુધી ચાદર ઓઢીને પોતાના શરીરને કરાર આપવાનું અને ઉંઘાવાનું પસંદ કરી લિધુ.

જ્યારે પ્રકાસ્તા સુરજે પોતાનું તાજ દેખાડવા માંડયું અને જમીન પ્રકાસ્તાં હાથીદાંત માફક સફેદ બની ત્યારે પાદશાહના ઢાલદારો અને નેજાદારો ત્યાં આવી ચઢયા અને તે ચાબુકની ઇંધાણી ઉપરથી પાદશાહની સોધ કીધી. તે ચાબુક તેઓને માહીયારના દરવાજા ઉપર ટાંગેલો જણાયાથી પાદશાહે આખી રાત જવેહરીના ઘરમાંજ ગુજારી છે એમ તેઓ પાંમી ગયા. [3] આથી તે સીપાઈઓ જેમ પાદશાહની દરગાહ આગળ એકઠાં થાય તેમ તે જવેહરીના દરવાજા આગળ એકઠાં થયા. જેમ જેમ તેઓ તેના ચાબુકને ઓલખતા ગયા તેમ તેમ તેઓ જઇને તે ચાબુકને નમન કરવા લાગ્યા. જ્યારે ત્યાંના દરબાને સીપાઇઓની આવી મોટી સંખ્યા જોઇ જેમા પુશકલ ઢાલવાલા અને નેજાવાલા સીપઇઓ પણ હતા ત્યારે તેણે જઇને તે જવેહરીને ઉંઘમાંથી જાગ્રત કીધો અને તેને દારૂની ખુમારીમાંથી હુશીયાર કરી કેહેવા લાગ્યો કે, "ઉઠ અને તારા હાથ ખુલ્લા કર. હવે કાંઇ ઉંઘાવાનો કે એમ બેસવાનો વખત નથી. કારણ કે તારા ઘરમા તારા કમીના કુટુંબ વચે જેહાનનો પાદશાહ તારો પરોનો બન્યો છે."

આથી તે દરબાનની વાત સમજી જવેહરીનું દિલ એકદમ ઉશ્કેરાઈ ગયું અને તે તેને પુછવા લાગ્યો કે, "તું એ શું બકબક કરે છે? અત્રે પાદશાહના

---

૧ સાસાની જમાનામાં મેઢાં બકરા પૈસાના ચલન બદલ ચાલતાં હતાં એમ ફીરદોસીનું કેહેવું છે પણ એ જમાનાના બેહરામની આગમચના પાદશાહોના સીકકાઓ પાડેલા હાલે મલી આવતા હોવાથી તે ઉપરથી જણાય છે કે એ પાદશાહની આગમચનું પૈસાનું ચલણ ચાલુ થયલું હતું. ૨ એ ફુકાર નામનું પીણું જવ અને સુકી દરાખને કાલી તેમાંથી બનાવવામાં આવતું હતું. ૩ એ બેત લખેલી નકલમાં વધારે છે.

પગલાં કયાંથી આવે ?" પણ જેવું તેણુ તે કેહેનારનું બોલવું બરોબર સમજયુ તેવોજ તે બુમ પાડતો પોતાના બીછાણામાંથી ઉઠયો અને તે દરબાનને ચીરકાઇને કેહેવા લાગ્યો કે, "એવી વાત વર્ષ ખાયેલા દાનાવો કદી કરે નહી" ત્યારે તે નોકરે તેને જવાબ દિધો કે, "ઓ જેહાનના અનુભવી શખ્સ! તારી જમીન ઉપર (ખરેખર) ઇરાનના શાહે ઉતારો લિધા છે. તારા દરવાજા આગળ એટલાબધા સીપાહીઓ એકઠા થયા છે કે તેઓ વચેથી તુંને પસાર થવાની પણ જગ્યા મલે નહી વળી જે કોઇ તારા દરવાજા આગળ આવી લાગે છે તેઓ પેલા જુના પુરાણા ચાબુકને નમન કરે છે. દિવસનો વખત થતાંજ જેહાનને દીપાવનાર સુરજ બાહાર નિકળવા આગમચ એક નોકરે આવી ચોબાજુએથી હીરા જડેલો સુનેરી ચાબુક લાવી આપણા જવાઆવવાના દરવાજા આગળ ટાંગ્યો છે પણ હાલે તે લાંબા ચાબુકની આસપાસ જેહાનનું લોક આવીને ભેગું થયુ છે. માટે હવે તુને જે ફરજ બજાવવી હોય તે બજાવ અને સુસ્તી ના કર તથા દારૂ પી તારી તદરોસ્તી ના બીગાડ."

તે દરબાનની આવી સઘળી વાત સમજતાંજ તે ચાલાક બુઢો દુખી થયો અને બોલ્યો કે "કયા ના કયા હુ તથા મારી દારૂને પુજનાર બેટી તે શેહેનશાહ આગળ એમ છાકટ બન્યાં." પછી તે ત્યાંથી પોતાની બેટી આરજુઇના ઓરડામાં ગયો અને તેણીને કહયુ કે "ઓ ચદ્રના જેવી ખુશતબેહની બેટી! મારા જેવા જવેહરીના ઘરમાં ગઈ રાતનો શેહનશાહ બેહરામ પરોનો આવ્યો છે. તે જગલમા શેકાર કરવાને ગયો હતો, જ્યાથી તેણે અત્રે આવવા લગામ ફેરવી હતી માટે તુ હમણાજ ઉઠ અને તારા રેશમી કપડા પેહેરી લે અને ગઇ રાતનીજ માફક પેલું તાજ પણ માથે પેહેર અને પાદશાહને ઘટે તેવા ત્રણ રાતાં યાકુત અને મોતીઓનો તેના ઉપર નેસાર કર તે સુરજ જેવા ચેહેરાના પાદશાહને જોતાંજ તુ તેની આગળ અદબ સાથે જજે અને તેને જોતાંજ તેના હોકમ ઉપર તારી નજર ઠેડવેલી રાખજે અને તેને તારાં શરીર અને જીવની માફક ગણજે. તે જે કાંઇ પુછે તેના નરમાશથી જવાબ દેજે અને ધીમેથી તથા શરમ સાથે તેની સાથે વાત કરજે. તે મને બોલાવી પોતના નોકરની જગ્યાએ બેસાડે ત્યાં સુધી મારાથી ત્યાં આવી શકાતું નથી. હવે પછી જો હું તેના બરોબરીઆ તરીકે ખાણા ઉપર બેસુ તો મારા શરીરમાં હાડકાં પણ રેહે નહી. દારૂ પીધેલાને સબબે મારાથી (ગઈ રાતે) પાદશાહ આગળ ઘણી હીમત થયલી છે પણ જવાન અને બુઢાઓ એ દારથીજ એમ ગુનેહગાર બને છે."

તેટલામાં તો ત્યાં એક નોકરે દોડી આવીને કહયુ કે "રોશન રવાનનો પાદશાહ જાગૃત થયો છે. પણ તે જાગૃત થયા પછી તનદરોસ્ત અને શાંત છે.

તેણે બાગમાં જઇ નાહી આવીને સુરજ આગળ ખોરશેદની ન્યાએશ કીધી છે અને ઉમેદભર્યા દિલે પરવરદેગારની બંદગી કરીને ત્યાંથી તે પોતાની જગ્યાએ પાછો બેઠક ઉપર આવી બેઠો છે અને દારૂ પીરસનાર પાસેથી એક દારૂની જામ પણ માગી છે."

જ્યારે પાદશાહને પોતાના નોકરો પાસેની ખબર મલી ત્યારે તેણે તેઓને ત્યાંથી પાછા જવાનો હોકમ કીધો અને આરઝુઇને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું કારણકે તેને આરઝુઇ માટેનીજ ઇચ્છા હતી. આથી આરઝુઇ નેસાર કરવાની ચિજો તથા દારૂ લઇને તથા સાથે કાનમાં લુલકવાલી અને ગલામાં સાંકલીવાલી દાસીઓને લેઇને ત્યાં હાજર થઇ અને તેને મલતાજ જમીનને બોસો લેઈ નમન કીધું. આથી પાદશાહ તે જોઇ હસી પડયો અને ખુશ બન્યો અને તેને કેહેવા લાગ્યો કે, "આ સઘલું તે શાને માટે રચ્યુ છે? તું તારે મને દારૂથી મસ્ત બનાવ અને મારો વખત પસાર કરાવ. મારે માટે તો દારૂની જામ અને ચંગ વાજીંત્રજ બસ છે. ઓરતને હાથે નેસાર કરવાની ચિજો બીજા શખ્સોને ઘટે છે. તુ લડાઇના મેદાન વિષે અને પાદશાહની લડાઇ અને તેની નેજાના જખમ મારવાની રીત વિષે તારી સખીઓ આગળ શું વાત કરતી હતી?"

પછી પાદશાહે તેણીને કહયું કે, "ગઇ કાલે આપણે છાકટ બન્યા પછી તે પેલો જવેહરી કયાં ગયો છે?" એમ સમજતાંજ તેણીએ તે પાદશાહના દિલ માટે અજબ બનતાં પોતાના બાપને ત્યાં તેડાવી મંગાવ્યો. આથી તે બાપ તે સુરજ જેવા શાહાનશાહની આગળ અદબ સાથે આવી ઉભો અને બોલ્યો કે, "ઓ પાદશાહ! ઓ સરદાર! ઓ જંગેરમદ! ઓ બુર્જોર્ગ! ઓ પેહેલવાન! ઓ મોબેદ! આ જેહાનમાં તારી તમામ જીંદગી તારી ઇચ્છા મુજબ પસાર થજો અને તારૂ નામ તારા તાજ સાથે ચોબાજુએ જલવાયલું રેહેજો. જો કોઈ છાકટો દારૂ પીએ તેણે ચુપકીદી અખત્યાર કરવા સિવાય બીજુ કાંઇ કરવુ ઘટતુ નથી. એવી નાદાનીને સબબે હુ તારો ગુનેહગાર બન્યો છું માટે હું એવું ઇચ્છું છું કે તુ મને એક દીવાના તરીકે ધારી લીએ. તારે મારો એ ગુનાહ માફ કરવો ઘટે છે અને તેમ કરીને મારા ચેહેરાને તથા ચાલચલનને પાછી પ્રકાશી બનાવવી ઘટે છે. હુ તારી દરબારનો એક એવો અક્કલ વગરનો ગેલામ છું કે જે માણસો વચેથી પોતાના શેહેનશાહને ઓલખી શકયો નથી."

ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે, "એક દાનાવ શખ્સ એક છાકટના હાથમાંથી કાંઇપણ ચિજ હાથોહાથ લે નાહી. જેના ચેહેરા ઉપર દારૂથી એમ ગમગીની ચઢે તે દારૂનો રંગ કે વાસ પણ હું જોવા ચાહાતો નથી. મારી

છ'કટ હાલત વચે હું કાંઇ તારી પુરી ખાશીયત જોવા પાંમ્યો નથી. માટે હવે તુ તારે આરજુઇના ગીતો સમજ્યા કર. એ ચંગ વજાડનારી આરજુઇ પોતાના ચંપેલી જેવાં મોઢાં ઉપરના ગુલલાલા જેવા હોટથી ગીતો ગાઇ રહે ત્યાર પછી તુ તારી મારી માંગ્યા કરજે. પણુ જ્યા સુધી એ ગીત ગાશે ત્યાં સુધી તો આપણે દારૂજ પીશુ અને જે બુરો વખત દુર હશે તેની ગણત્રી કરવા બેસીશુ નહી."

આથી તુરતજ માહીયારે જમીનને બોસા દિધો અને તે ખાણું હાજર કરવા તથા બીજા કામો ઉપર મંડી ગયો તે પાકીજેહ વિચારના જવેહરીએ પાદશાહના બુજોર્ગો જેવો ધર્મશાલામાં હતા ત્યાંથી તેઓને બોલાવી મંગાવ્યા. તે બેગાના પરોણાઓને ત્યા જોઈ આરજુઇ મોઢા ઉપર થોમરો ચઢાવી ત્યાંથી પોતાના ઓરડામા જતી રહી અને આસમાને જ્યાં સુધી કાલાશ પકડયો તથા ચંદ્રની આસપાસ તારા દેખાવા લાગ્યા ત્યા સુધી તે ત્યાંજ રહી. ખાણુ પુરૂં થતાજ આરજુઇને ત્યાં પાછી બોલાવવામા આવી અને ત્યાં તેણીને એક સુનેરી ખુરસી ઉપર બેસાડી પછી પાદશાહે તેને વાજીંત્ર હાથમા ધરવા અને જે ગીતો આગળ ગાયાં હતા તે પાછાં ગાઇ સમજાવવાનો હોકમ કીધો.

આથી તેણીએ એક એવુ ગીત ગાયું કે, "ઓ બાહાદુર પાદશાહ ! તારૂં નામ સમજતાંજ સિંહો પોતાના રેહેઠાણુમાં પાણી પાણી થઇ જાય છે. તુ લશકરોને હાર આપનાર ફતેહમંદ પાદશાહ ગણાય છે અને તારો ચેહેરો ગોલાબી છાંટવાલી ચંપેલી જેવો લાગે છે. તારા જેવાં કદનો આ જમીન ઉપર કોઇ પાદશાહ નથી અને આસમાન ઉપરનો ચંદ્ર પણ તારા જેવો ચેહેરો ધરાવતો નથી. લડાઇના મેદાનમાં લડતી વખતે જે લશકર તારી કોલાહ જોય છે તેઓના દિલ અને મગજ ધારતીથી ફાટી જાય છે અને ત્યારપછી તેઓ પડતી ઉપરથી પાછી પોતાની ચડતી જોવા પામતા નથી" એ મુજબ જ્યારે તેઓ દમબેદમ દારૂની જામો ઉડાવીને પીધાથી ખુશ બન્યા ત્યારે રૂજબેહ પોતાની પડવી મુજબ પાદશાહ આગળ આવી બેઠા. પછી ચંદ્રના જેવા ચેહેરાની અને દિલને જીટી લે એવી ચાળીશ દાશીઓ એક પાગખી સાથે ત્યા હાજર થઈ. એ સઘળી રૂમી ઓરતોના ચેહેરા રૂમનાં રેશમી કપડાંના જેવાજ ખુબસુરત હતા અને તેઓથી તેમના વતણુની જમીન પણુ તાજી રેહેતી હતી. એ પ્રમાણે આરજુઇ મોતીઓથી જડેલી કોલાહ પેહેરીને ત્યાંથી પાદશાહના મેહેલ તરફ ગઈ. પાદશાહ પણુ પોતાના રૂજબેહ વજીર સાથે ખુલ્લે દિલે અને ખુશ સ્વભાવે પોતાના મેહેલ તરફ ગયો.

# બેહરામ પાછો શેકારે ગયો અને તેણે ફરશીદવર્દ નામના શખ્સના ઘરમાં રાત ગુજારી તે વિષે.

તેણે તે રાત પોતાના મેહેલમાંજ સુઇને ગુજારી અને બામદાદ થતાં તે પાછો શેકારના જંગલ તરફ ગયો. માર્ગમાં સઘલે તેનું લશકર ફેલાઇ ગયલુ હતું જેને તે જંગલમાંજ એક મહીનો સુધી પડી રહેવુ પડયુ હતું. આથી તેઓએ ડેરા તંબુઓ ઠોકીને ત્યાંજ છાવણી નાખી હતી અને તે જંગલને પણ શેકારોથી ખાલી કરી નાખ્યુ હતું કોઇને પણ તે જંગલમા ફીકર હતી નહી કારણ કે ત્યાં દારૂ, શેકારનું ગોસ્ત અને ચંગ તથા રૂબાબ વાજીત્રો ઉપરજ મારો ચાલી રહયો હતો. તે તમામ જંગલમા રાંધવા માટે આતશ સલગી રહયો હતો અને તે ઉપર લીલાં તથા સુકાં લાકડાંઓ લાવી બાલવામા આવતા હતાં. આથી પૈસો મેલવવા માંગતા પુશકલ લોકો પણ શેહેરમાથી ત્યા આવી વસ્યાં હતાં અને વેચાણ સાટાણ કરવા લાગ્યા હતા. તે જંગલ લશકરથી ગાજી રહયુ હતું. વેપારીઓ ગોરખરો અને હરણોને ચારથી દસ ઘણા દામે ખરીદતા હતા. જંગલના શેકારોના અને જળ મરઘીના કબાબો તથા ભુંજેનોના શોખીનો ત્યાંથી જોઇએ એટલુ મેલવી શકતા હતા જે તેઓ ત્યાથી ગધેડાંઓ ઉપર લાદીને પોતાના ઘરના છોકરાંઓ તથા પરોણાઓ માટે લેઇ જતા હતા.

એ રીતે એક મહીનો પુરો થવા આવ્યો ત્યારે પાદશાહ પોતાની ઓરતો આગળ જવાની તૈયારી કરવા લાગ્યો. આથી તે પોતાના લશકરને પણ ત્યાંથી શેહેર તરફ કુચ કરાવી ગયો જેને લિધે ધુલાગથી માર્ગ પણ દેખાતો ઢંકાઇ ગયો. તે લશકરે વંટોલ્યાની જડપે કુચ કીધાથી દિવસનો ચેહેરો પણ કાલો બની ગયો. એમ કરતાં માર્ગમાં ઘરો, બજારો અને મોહોલ્લાઓવાલુ એક શેહેર મલ્યું. પણ પાદશાહે પોતાના લશકરને અસબાબ સાથે ત્યાંથી આગળ ઉપડી જવા ફરમાવ્યુ જેથી એક પણ શખ્સ તેની સાથે રહયો નહી પછી પાદશાહે તે ગામના વડા માટે પુછપરછ કીધી અને તે તરફ ચાલુ મુકી ત્યા બરોબર આવી લાગ્યો. તેના ઘરનો દરવાજો જોકે મોટો અને પોખાલ હતો તોપણ તે ભાંગી તુટી ગયો હતો. તે ઘરના માલેકે ત્યાથી બહાર આવી તેને નમન કીધું. પાદશાહે તેને પુછયું કે, "આ વેરાણ જગ્યા કોણની છે અને આખ્ખા ગામમાં એજ ઘર એવું વેરાણ કેમ છે?" તે માલેકે જવાબ દિધો કે, "એ મારૂં ઘર છે અને બુરા નસીબને સબબે તે એવુ વેરાણ બન્યું છે. અત્રે મારી પાસે કાંઇ ગાય ઢોર, ખાવા પીવાનું કે પેહેરવાનું કે જોર, અકલ કે

શકિત કાંઇ નથી. તું જેવો મને જોય છે તેવુંજ મારૂં ઘર પણ જોશે જે ઘર તારીફ કરતાં આપને ઘણું લાયક છે."

આથી પાદશાહે પોતાના ઘોડા ઉપરથી નિચે ઉતરી તે ઘર ફરીને જોવા માડયુ અને તે જોઇ જેહાનના પાદશાહના હાથ પગો પણ સુસ્ત બની ગયા. તેના ઓરડાઓ જોકે બાંધણીમાં ઉચા હતા તોપણ તે તમામ મેંઢાં બકરાંની લીડથી ભરાઇ ગયા હતા. આથી પાદશાહે તેને કહયું કે, "ઓ પરોણગટ કરનારા! તું જરા મારે માટે કાંઇ બેસવાનુ લેઇ આવ" તેણે જવાબ દિધો કે, "ઓ જાગીરદાર! તું તારા મેજબાનની એમ શુ કામ મશકેરી કરે છે? જો મારી પાસે કાંઈ પાથરવાની ચિજ હતે તો તને માટે તુ મારો મેહેમાન મારી વખાણ કરતે પણ મારી પાસે તો પાથરવાનો બીસતરો કે ખાવાની ચિજ કે પેહેરવાના કપડાં કે ઓઢવાના ચારશા એવુ કાંઈજ નથી. માટે તું તારો ઉતારો કોઈ બીજા ઘરમા જેઇ લશે તો વાજબી ગણાશે. કારણ કે અત્રે તો તમામ કંગાલ કામ છે" પાદશાહે કહયુ કે, "વાર, પણ તુ મારે માટે એક ટકીઓ તો સોધી કાડ કે જેથી હુ તેની ઉપર તો જરાં બેસુ" ત્યારે તેણે જવાબ દિધો કે, "આ જગ્યા કાંઈજ સારી નથી વળી તુને તો દુધ અને મરઘીનીજ હાજત પણ હશે." ત્યારે પાદશાહે તે મેજબાનને કહયુ કે "મારે માટે ફકટ ગરમ દુધ અને મેલવી શકાતી હોય તો એક નરમ રોટલી ચાલશે" ત્યારે તેણે જવાબ દિધો કે, "તું કાંઇ એવો વિચાર રાખતો ના કે, 'હું ખાઇ પી ખુશી થઇને અત્રેથી જઇશ.' જો મારી પાસે નાન હતે તો મારા શરીરમા જીવ પણ રહયો હતે. મારી પાસે રોટી હતે તો તે ગમે એટલા જીવો કરતાં બેહેતર ગણાતે" ત્યારે બેહરામે તેને પુછયુ કે, "જો તારી પાસે મેંઢા બકરાં નથી તો આ તારા ઘરમા કોણ આવીને લીડ નાખી ગયુ છે?" ત્યારે તેણે જવાબ દિધો કે, "રાત અંધારી થતી જાય છે અને તારી બકમકથી તો મારૂં માથું પણ દુખી આવ્યું છે. માટે તું તારે કોઇ બીજુ ઘર પસંદ કરી લે કે જ્યાંથી તુને બીછાણુ મલી શકે અને તેમ કરવાથી આ ઘરનો માલેક પણ તારો ઉપકારી બનશે. તુ એક એવા અભાગ્યા શખ્સ આગળ આવ્યો છે કે જે બીછાણા તરીકે ઝાડના પાદડાં પાંડરીને સુવે છે માટે જો તુ ત્યાં તારી સુનેરી મ્યાન સાથની તલવાર અને સુનેરી રેકાબ સાથે રેહે તો શું તુને ચોરની પણ ધાસ્તી લાગશે નહી? આવાં વેરાણ ઘરમાં તો ચોરો તેમજ સિંહા પણ સેહેલથી દાખલ થાય."

ત્યારે બેહરામે તેને કહયુ કે, "જો ચોર મારી તલવાર પણ લેઇ જશે તો તેનો જોખમ તારે સર રેહેશે નહી. તું તારે મને આ ઘરમાં આજ રાત માટે જગ્યા આપ કે જેથી આપણે બીજી બાબદની પંચાતી કરીશુ નહી."

તે ઘર ધણીએ તેને જવાબ દિધો કે, "હવે તું અત્રે એવી કોશેષ ના કર, કારણ કે કોઈ પણ મારા ઘરમા ઉતારો મેલવી શકશે નહી." પાદશાહે તેને કહ્યું કે "ઓ દાનાવ બુઢા! તુ મને એમ મુરખાઇભર્યા જવાબ કાંય દે છે? થંડા પાણી માટેની પ્યાશ લાગ્યાથી હું તો કમાન માફક વળી ગયો છું. માટે ઓ મોટા દિલના શખ્સ! તું મારી ઉપર મેહેરબાની કર." તે ઘરધણીએ જવાબ દિધો કે, "બે મરદએ તીર ફેંકી શકાય એટલી વેગલાઇએ અત્રે એક કુવો છે તે શુ તે જોયો નથી? ત્યાં જઈને તુ ગમે એટલુ પાણી પી અને ગમે તો તે ઘરે પણ લેઈ જા. પણ તુને આ કંગાલ ઘરમાંથી શુ મલવાનુ છે? હું એક દરવીશ છુ અને બુઢાપાને લિધે કામ પણ કરવાને અશક્ત છુ તે શું તુ જોતો નથી?" પાદશાહે તેને કહયુ કે, "જો તુ મોટા દિલના હોતે તો મને પાણી પાતે એક લશકરી શખ્સ સાથે તારે એમ પચાતી કરવી ઘટતી નથી વારૂં તારૂં નામ શુ છે?" તેણે જવાબ દિધો કે મારૂં નામ ફરશીદવંદ છે અને મારી પાસે જમીન, વસ્ત્ર, પાઠરવાનુ કે ખાવાનું કાંઈ નથી" ત્યારે બેહરામે તને પુછયું કે, "ત્યારે તુ ભીખ માગીને તારી હાજત મુજબનુ ખાવાનું અને પેહેરવાનુ કાંય નહી મેલવતો?" તે ઘરધણીએ જવાબ દિધો કે, "મારો જ વખત ચાલે છે તેવોજ પરવરદેગાર સેવટ સુધી ચલાવે હુ તારી ગેરહાજરીમા મારી વેરાન જગ્યા જોયા કરશ અને પરવરદેગાર સનમુખ બંદગી કર્યા કરશ. પણ આ ખાલી ઘરમાં તું કાંય આવે છે? કારણ કે અત્રેથી તુ કદીપણ કાંઈ માન કે કાંઇ સારૂં મેલવવાનો નથી" એમ બોલી તે પુશકલ રડવા લાગ્યો, જેથી તેનો એવો સાદ સમજી તે પાદશાહ ત્યાથી નાહાસી ગયો

## એક કઠીયારાએ ફરશીદવર્દનો હેવાલ કહી સમજાવ્યાથી બેહરામે તેની માલમતા ગરીબ ગુરબાંઓને અપાવી દિધી તે વિષે.

પછી તે પાદશાહ તે બુઢા માટે હસતો હસતો રસ્તામાં બાહાર પડયો અને તેવામાં તેની પુઠે રફતે રફતે લશકર પણ આવી લાગ્યુ. તે નામીચા શેહેરમાથી બહાર પડતાંજ માર્ગમાં તેને એક જંગલ મલ્યુ જ્યાં એક શખ્સ કોહાલી વડે લાકડાં ઉપરના કાંતા કાપી કાહડતો જણાયો. આથી લશકરથી છુટો પડલો પાદશાહ તેની આગળ ગયો અને તેને કહયું કે, "ઓ ઝાડીઓના દુશમન! તું આ શેહેરના વડાને ઓલખે છે કે?" તેણે જવાબ દિધો કે "તે એક ફરશીદવર્દ નામનો શખ્સ છે જેની પાસે પુશકલ માલમીલકત હોવા છતાં તે ખાતો

પીતો કે ઉંઘાતો નથી. તેની પાસે એક લાખ તો મેંઢાં બકરાં છે તેમજ વળી તેટલીજ ગણત્રીના તની પાસે ઘોડા, ગધેડાં અને ખચરો પણ છે તેણે એકઠા કરેલા પૈસાથી તની જમીન ભરપુર છે તે છતા તેના માથાંમા મગજ કે શરીર ઉપર ચામડુ કાંઇ રહ્યુ નથી તે ભુખ પેટે અને નાગ દિલે રહે છે અને તેના સગાવહાલાં, ફરજંદો કે દોસ્ત આશનાવો કોઇ નથી તે લોભ અને લાલચનાજ પંજામાં સપડાયલો રહે છે અને તે ખાતો પીતો નહી હોવાથી તેનુ શરીર પણ કરમાયલું અને દુખી બન્યુ છે જો સુનાના બદલામાં તેના ખેતરો અને બાગો વેચવામાં આવે તો તે સુનાથી ઘર પણ ભરાઇ જાય એટલું જવેરાત મેલવી શકાય હજી તેના ગોવાળીયાઓ ગોસ્ત અને દુધનો ખોરાક લે છે પણ તે તો પનીર વગરની લુખી બાજરીની રોટલીજ ખાય છે. તેના દિલ ઉપર કદિપણ એકી વખતે બે નુગડા સાથે પેહેરેલા હોતા નથી. તેમ કર્યાથી તો તે પોતાના શરીર ઉપર જુલમ પડલો ગણે છે"

ત્યારે પાદશાહે તે કઠીયારાને પુછ્યુ કે, "તુ તેના ગોરસ્પદોની સંખ્યા જાણે છે પણ તેના મઢા બકરાના ટોલાં તેમજ તેના ઘોડા અને ખચરો કયા રાખવામા આવે છે ત ને તુ જાણે છે?" ત્યારે કઠીયારાએ તેને જવાબ દિધો કે, "અત્રેથી તે જગ્યાએ જવાનુ કાંઇ ઘણું લબાન નથી. તેનાં ગોરસ્પદો અને ઢોરો જોઇને તે જે કમો વેઠે છે તેને માટે મારૂ દિલ દુખી થાય છે." આથી પાદશાહે તેને કેટલાક દીનાર આપ્યા અને તેને કહયું કે, "હવે તું પૈસાદાર બની જશે" પછી તેણે પોતાના લશકરમાંથી બેહેરૂજ નામના એક બાધુર અને દિલછૂટ દાનાવ સ્વારને ત્યા હાજર થવા ફરમાવ્યું અને તે નામદારને નામીચા અને લડાયક સો સ્વારો આપી ત્યાં મોકલી આપ્યા તેઓની સાથે વળી હીસાબની ગણત્રી બરાબર કરી શકે તેવા એક ઇમાનદાર મેહેતાને પણ ચુટી કાઢીને મોકલ્યો.

પછી તેણે તે કઠીયારાને કહયુ કે, "તું પણ અત્રેથી તેઓની સાથે જા. તું આ કાંતા અને ઝાડી કાપતાં કાપતાં ફીકકા ચેહેરાનો બન્યો છે. પણ હવે એના માલમાંથાં સોમો ભાગ તારો થશે માટે તુ એ લોકોને ખરોજ માર્ગ દેખાડજે" તે કઠીયારો કે જેનુ નામ દિલઅફરૂજ હતુ અને જે પોતાના શરીરનું જોર વાપરી મેહેનત કરીને જીવતો હતો તેને માટે તેણે એક કીમતી ઘોડો મંગાવ્યો અને તેને કહયું કે, "દોડવામાં તુને હવે પવન સાથે પણ હરીફાઇ કરવી પડશે." આથી જે શખ્સ નામે દિલઅફરૂજ ગણાતો હતો તે કામે પણ જેહાનને દીપાવનાર બની ગયો અને એ કામ બજાવવામાં ફતેહ પાંમ્યો. તેણે તે લશકરને પાહાડો અને જંગલ તરફ દોરવ્યું જ્યાં ગોરસ્પદોનો કાંઇપણ શુમાર

હતો નહી. તે પાહાડો વચ્ચે ઢોરોના દસ કાફલા હતા જે દરેક કાફલાનો એક એક વડો હતો. તે મેહેતાએ ભારબરદારી બલદો અને દુધ આપનારી ગાયોની સંખ્યા બાર હજારની નોંધી તથા ખચરો અને ઘોડાઓની ગણત્રી કરતા તેઓની સંખ્યા તેણે વીસ હજારની નોંધી. તમામ જંગલમાં તે ઢોરોની નાલ વેરવિખેર પડતી હતી તથા ત્યાં ગાયના ઘીની બરણીઓનો ઢગ મારેલો હતો. તાજાં અને સુકાં પનીરની સંખ્યા ત્રણ લાખની હતી. ત્યાનો નદી કીનારો જાણે તે ઢોરોનો તબેલો બનેલો હતો તેઓ માટે તે બયાબાન, મેદાનો અને પાહાડોમા કોઠારો કીધા હતા પણ તે જગ્યાનું નામ કે નિશાણ દુન્યાના કોઈપણ શખ્સને માલુમ હતું નહી

પછી ગોહરજે શાહાનશાહ બેહરામગોર ઉપર એક નામું લખાવ્યું જેમાં તેણે પેહેલી પરવરદેગારની તારીફ કરતાં લખ્યું કે, "તે કેરદેગાર સાહેબ પોતે ફતેહમંદ અને પરવરશી કરનારો છે." પછી તેણે શેહનશાહની તારીફમાં લખ્યું કે, "તું પાદશાહે તારા હાથોને જુલમ કરવાથી ખેચેલા રાખેલા હોવાથી ઓ પાદશાહ! તારાથી તમામ મોટી અને નાની પડીના લોકો ખુશાલ રહેછે તારો ઇનસાફ તો હદ ઓલંગી જાય છે અને તેવી ફેલતી શાંતીથી તુ ખજાનાથી મદદો પાંમે છે. જેહાનમાં બનતુ તમામ કામ જો રીતસરનુ હોય તો તે બેહેતર ગણાય છે અંદાજે જાલવ્યાથી પાદશાહોના દિલ તાજા રહે તો તે સારૂં જ ગણાય છે. પેલો બઝમગાહ કે લડાઇમા જાણીતો નહી થયલો ફરશીદવર્દ નમના પુરૂષ કે જેનુ નામ જેહાનના નાના કે મોટાઓ વચ્ચે જાણીતું પણ નથી અને વળી તે જેમ પાદશાહ તરફ વફાદાર કે પરવરદેગારની બંદગી કરનારો પણ નથી તથા કાઇ પણ ચિજને માટે ઉપકાર જાહેર કરનારો નથી તેણે જેહાનમાં આટલો ખજનો સંઘર્યો છે તે છતાં તે ખાલી હાથે હાય અફસોસ કરતો એક મારગે બેઠો છે તેને લુટી લેવાથી તુ પાદશાહનો ઇનસાફ ગેરઇનસાફમાં ફેરવાઇ ગયલો ગણાશે આ મારી શિખામણ અને નશીયતને તું ગુનાહ તરીકે માનતો ના. આવો ખજાનો તો તુ ત્રણ વરસમાં એકઠો કરવાને સામર્થવાન બની શકે. મે બીજા પણ મેહેતાઓને બોલાવ્યા છે અને તેઓને આ આબાદ પાહાડ ઉપર ગણત્રી કરવા બેસાડી દિધા છે. હજી જો કે તેઓની ગણત્રી જાહેર થઈ નથી અને ગણત્રી કરતા મેહેતાઓની પીઠ પણ વાકી વલી ગઈ છે. વળી કેહેનારાઓ એમ પણ કહેછે કે તેની પાસે એ કરતાં પણ વધારે સુનુ અને જવેહરાત જમીનમાં ડાટેલું છે પણ તે માટે તું પાદશાહ શું હોકમ આપે છે તે જાણવા માટે આ પાહાડ ઉપરથી મારી બે આંખો ટીગાયલી રેહેશે. તું ઇરાનના પાદશાહને હમારી દુવા પુગવી થજો અને જાવેદાન સુધી તારી નામદારી કાયમ રેહેજો."

પછી તેણે પોતાનું નામું પાદશાહને જલદીથી પુગતું કરવાને એક ઉંટ સ્વારને રસ્તામાં દોડાવી મુકયો બેહરામગોરે તે નામું વાંચતાંજ તેનાથી તેના દિલમાં શોર ઉઠયા. તે દલગીર બન્યો અને તેની બે આંખોમાં આંસુ આવી ગયાં; તેના લડાયક ભવાં ઉપર ગુસ્સો ચઢયો અને તેણે એક નવીસંદાને ત્યાં હાજર થવા ફરમાવ્યુ તથા લખવાને માટે ચીનાઇ કલમ અને રૂમી રેશમી કપડું મંગાવ્યું. તે નામામાં તેણે પેહેલી પરવરદેગારની તારીફ લખાવી કે "પરવરદેગાર પોતે સર્વઆગાહ અને રેહેબરી કરનારો છે. દાનાઇ અને બોરેહનો તે સાહેબ છે અને તેજ તાજ અને પાદશાહીનો પણ માલેક છે." પછી તેણે લખાવ્યું કે "ઇનસાફની રાહે ચાલતાં તો મારે એ શખ્સને પીલાવી નાખવો ઘટે છે જો કે તેણે ચોરી અને ખુનો કરીને તથા લોકોને આડે માર્ગે દોરવીને એ ખજાનો એકઠો કીધો નથી. પણ એમ તો ખરૂં જ છે કે એ શખ્સ નગુનો છે તેમજ પરવરદેગારની ધાસ્તી પણ પોતાના દિલમાં રાખતો નથી. એ તો એ ખજનાનો ચોકીબાન બન્યો છે અને તેનો વધારો કરી પોતાના દિલ અને જીવનો ઘટાડો કરે છે. તેના ગોરપદો આ જ ગલમાં એમ નકામાં અને વગર ફાયદે રેહે તો તે મેદાં કે વરૂ હોયનાં સરખાં ગણાય. વળી જમીન નિચે ડટાયલું જવેહરાત પણ જવેહેર કે પથરા હોયલા સરખાજ ગણાય કારણ કે તેમ હોવાથી કોઇને હાથ ખોરાક કે પોશાક આવી શકતો નથી. માટે આપણને એ રીતે ખજાનો એકઠો કરવાની સરૂવાત કરવી જોઇતી નથી અને આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યા ઉપર દિલ બાંધવું ઘટતુ નથી. પેલા જેહાનના મોટી પડવીના લોકો વચે ફરીદુન કે અઇરજ કે તુર કે સેલમ કોઇ રહયા નથી તેમજ કએકોબાદ કે કએકાઉશ પણ રહયા નથી. તે નામદારોની યાદ સિવાય આપણે તેઓને જોઇ શકતા નથી. મારૂં દિલ દુખી કરનારો મારો બાપ પણ જ્યાંસુધી જીવ્યો ત્યાં સુધી ઇનસાફી બન્યો હતો નહી આવા બુજોર્ગો વચેથી હાલે કોઇ પણ હઇયાત રહયુ નથી જે માટે આપણને કાંઇ પરવરદેગાર સાથે ખટપટ કરવી પણ નથી. હવે તેનો જે કાંઇ ખજાનો હોય તે તું એકઠો કર અને તેમાંથી એક બાલબાર પણ હાથમાં ધર્યા વગર તે જેઓ પેહેરવાનું મેલવ્યા વગરના ગરજાઉ હોય અને જેઓ ઉપર આ દુન્યામાં દુખ ગુજરતુ હોય તથા જે બુઢાઓ કામ કરવાને અશકત હોય અને જેઓ મોટી પડવીના લોકેની નજરમાં હલકા ગણાતા હોય, તથા જેઓ પાસે આગળ પુંજી હોવાથી તેમાંથી તેઓએ આગળ ખાઈ પીને મોજ ભોગવી હોય અને હાલે ગરીબીને સબબે હાય અફસોસ કરતા હોય તથા જે મોટા ખાનદાનના લોકો હાલે ગરીબીમાં આવી પડયા હોય અને તેઓને ટેકો આપી ઉઠાડે એવા તેમના વેપારી દોસ્તો નહી હોય, તથા જે માય બાપ વગરનાં બાળકો હોય તથા જેઓના બાપો ગુજરી

ગયા હોય અને તેઓ પાસે સુનું રૂપું કાંઇ નહી હોય તથા જે વિધવાઓ પાસે પેહેરવાનું નહી હોય અને તેઓને કામની આવડ નહી હોય અને કોઇપણ રીતની ગુજરાન મેલવવાની કોશેષ કરી જાણતી નહી હોય તેવા સઘલા લોકોને તું આ ખજાનામાંથી બક્ષેશ કરજે અને તેઓના જુમાઇ ગયલા જીવ અને રવાનને તું પાછા તતાર બનાવજે. એ કામથી પરવારતાંજ તું ઉટાવલે તેના બીજા ખજાના તરફ જજે અને તે ફરશીદવર્દનો છુપાવેલો ખજનો એકઠો થતાંજ તેની કાંઇ પણ દરકાર રાખ્યા વગર ગરીબો વચે વેહેચી આપજે કે જેથી તેઓ દુખી રહે નહી. એ ફરશીદવર્દને મનથી તો દીનાર અને ખજાનો ધુલ બરોબર છે કારણ કે તે સઘલું એતો ખાડામાંજ દાટતો રહે છે. આ ફરતું આસમાન એ કામમાં તારો દોસ્ત બનજો અને તારૂં તમામ કામ ઈનસાફ અને પવિત્રાઇ સાથે પાર ઉતરજો." પછી પાદશાહે એ નામાં ઉપર પોતાની મોહર દાબી અને તેનું નામું લેઇ તે કાસદ ત્યાંથી પાછો ફર્યો અને તેણે રસ્તો કાપવા માંડયો.

## બેહરામ શેકારે ગયો અને ત્યાં તેણે સિંહો મારયા તે વિષે.

પછી પાદશાહે વસંતની મોસમમાં ખીલેલા બાગમાં પોતાનું તખત મુકવા નોકરોને ફરમાવ્યાથી તેઓ તેના હોકમ મુજબ એક ફીરોજાનુ તખત લેઇ જઇને ગોલાબના ઝાડની નિચે તે મુકયું, તથા દારૂ અને પીવાની જામો લાવવામાં આવી અને રામશગરોને પણ ત્યાં હાજર કીધી. મોટી પડવીના સઘલા લોકો એકઠા થઇ બાગમાં આવ્યા. પાદશાહે ત્યાં પોતાના એવા વિચાર દર્શાવ્યા કે "માણસોએ હમેશાં ખુશાલી સાથે જીદગી ગુજારવી જોઇએ. સઘલાઓ મોત અને કફન માટે સરજાયલા છે અને દીવાનખાનાઓ તથા મેહેલો પણ (વખત આવતાં) ભોંય સાથ બને છે. આપણે ગમે એવું ઉંચુ કદ અને કદાવર અંગ ધરાવતા હોઇશું તો પણ હવે પછી તો એકલું જઇને દખમામાં પડવાનું છે. પાદશાહ કે ફકીર જે કોઇ મરે છે તે પોતાની સાથે પોતાના ભલાં ભુડાં કામો લેઇ જાય છે. તે અત્રે જેટલી મેહેનત કરે છે તે તેનેજ નુકસાંની પુગાડે છે અને જ્યારે મરી જાય છે ત્યારે તેની સાથે તેની ફીકર ચિંતા પણ મરણ પાંમે છે. માટે જે કોઈ જેહાનમાં જીવે તેની તારીફ થતી રહે તેજ પુરતી છે કારણ કે તાજ અને કંમરબંધ તો બીજાઓને સારૂં છોડી જવું પડે છે. તમોએ ખાધેલું પીધેલું તમોને ઇજા નહી પુગાડે એવું જો તમો ઇચ્છતા હોવો તો તમારે દયાળુ અને સાચા બનવું ઘટે છે. હાલે મારી આડત્રીશ વર્ષની ઉમર થઈ છે અને મારો ઘણોખરો વખત ખુશાલીમાંજ પસાર થયો છે પણ જ્યારે એ જવાનીના

વર્ષો ચાલીસની ભરતીમાં ભરાય છે કે દિલમાં મોત માટેનો ગમ પેદા થાય છે. માથાં ઉપરનો એકજ બાલ સફેદ બનતાંજ ખુશાલી ભોગવવાની ઉમેદને તોડી નાખવી પડે છે. જેવા બાલો કપુર જેવા સફેદ બને છે તેવીજ તે કસ્તુરી જેવા બાલોમાં ખામી જણાવા માંડે છે અને તે કપુર જેવા બાલ ઉપર તાજ પણ સોભતું નથી. માટે હાલે તો હુ બે વર્ષ સુધી મોજમજાહ કરી લેઉ. મારી ગરદનમાં જરા સરખી પણ ખામી માલમ પડતાંજ હુ ખાકી રંગનો પોશાક પેહેરી પરવરદેગારની હજુરમાં (બંદગી કરવા) જવશ અને તે સાહેબે કીધેલાં માટે હું નાશીપાસ બનશ નહી. પણ તે વખત પણ હું ખુશાલીમાંજ પસાર કરશ અને મારાં પાદશાહી તાજ ઉપરથી મારો હક ઉઠાવી નાખશ. તેટલાં હાલે તો ગોલાબ, દાડમ અને સુંદર સપરચંદો સાથે આ સુનેરી જામો દારૂ વગરની ખાલી રેહેવી જોઇતી નથી. પરવાલાંના રંગના સપરચંદો જોવાના વસતને વખતે જયારે આસમાન પણ (વાદલથી) વાઘના ચામડાં જેવું કાબરચિત્રું બનેલું દેખાશે તથા બાહારની મોસમના ફળફુળાદીઓનો પમરાટ ફેલાઇ રહેશે અને રાતો દારૂ તે પીનારાઓના ચેહેરા જેવોજ રાતો જણાશે તથા હવા સમતોલ બનશે અને ગરમી કે સરદી તે વખતે માલમ પડશે નહી તથા જમીન લીલોતરી-વાલી અને પાણીઓ પારદર્શક બનશે ત્યારે આપણે પણ મેહેરગાનના હીંગામનો રેશમી પોશાક પેહેરશું અને દજલા તથા ફરાત નદી વચે આવેલા ટાપુ ઉપર શેકારે જઇશું અને ત્યાંના જંગલોમાં જેહાનમા યાદગાર રહી જાય એવું શેકારનું કામ બજાવીશું. એ વખતે ગોરખરો, માટેલી ગરદનના નરસિંહોના જેવાં દિલના અને બબર જેવુ જોર ધરાવનારાં બને છે. માટે ત્યારે આપણે તે દુર-દરાજ મુલકમા કુતરાં, શેકારી ચિત્તા અને પાદશાહી શકરાઓ અને બાજોને ત્યાં લેઇ જઇશું. કારણ કે તે જગ્યા ગોરખરોથી ભરેલી અને તીરકમાન વાપરવા લાયક ગણાતી હોવાથી આપણે ત્યા શેકાર કરવાથી એક પળ પણ અચકીશું નહી. મેં એ ટાપુને ખયાબાનોથી ભરપુર જોયુ છે જયાં ગજની ઉચાઇની નેજા જેવાં બરૂની ઝાડીઓ ઉગેલી હોય છે. વળી આપણને તે જગ્યાએથી સિંહો પણ મલી આવશે તેથી જો ત્યાં આપણે લાબો વખત રહીશું તો તેનો પણ શેકાર કરવાનું આપણને મલશે."

આથી એવું બન્યું કે શેહેરેવર મહીનાના વાદલો જણાવા માંડતાંજ જેહાન લશકરથી ભરપુર બની. ચોબાજુના મુલકોમાંથી લડાયક લશકર ઇરાનના પાદશાહ તરફ આવવા લાગ્યું. તેણે તેઓમાંથી બાધુરોને તથા શેકાર કયાં કયાંથી મલે છે તે બાબદના જાણકારોને ચુંટી કાઢયા. પછી તે શમશેરબાજ ૩૦૦૦૦ માણસોનું લશકર લેઇ તે શેકારના જંગલ તરફ ગયો. તેઓએ સાથે

મોટા નાના તંબુઓ, પાવટીઓ, ઢોરો બાંધવાના તંબુઓ અને ગાય ઢોરોને પણ લિધાં. લશકરના ઉપડવા અગાઉ તમામ નોકરોએ જઈ ચો ઠેકાણે કુવાઓ ખોદી મુકયા કે જેથી તે કુવાઓમાથી કપીઓની મદદથી જેટલુ જોઈએ એટલુ પાણી ખેંચી ટાંકીઓમાં ભરી રાખે. પછી પાદશાહ પણ તે લશકરની પુઠે પોતાના દરબારીઓ સાથે તે શેકારના મેદાનમાં આવી લાગ્યો. ત્યાનું તમામ જંગલ તેને ગોરખરોથી ભરપુર માલમ પડયું અને સિંહોના પોકારો પણ તે તમામ જગલમા ફેલાઇ રહેલા સમજયા

આથી પાદશાહ બોલ્યો કે, "આપણે આજની રાત તો દારૂનોજ શેકાર કરીશું પણ અત્રેની ધુલમાં સિંહોના પુશકલ પગલાં પડેલાં હોવાથી સહવારૂં પડતાં મને તે સિંહોની સોધમાં જવું પડશે અને ખુશાલ દિલે અને તનદરોસ્તી સાથે દોડવું પડશે. માટે જ્યાં સુધી પોહોર ફાટે અને જેહાનને દીપાવનારા સુરજથી જેહાન દીપતી બને ત્યાં સુધી તો આપણે દારૂજ પીયા કરીશું. પેહેલાં આપણે સિંહો અને બાધુર અઝદાહોનેજ તલવારથી મારીશું અને જ્યારે આ જંગલ સિંહોથી ખાલી બનશે ત્યારે મારા તીરો ગોરખરોની નોકરી બજાવશે" પછી તે રાતે પાદશાહ ત્યાંજ રોક્યો અને બામદાદ થતાં તે પાદશાહ પોતાના લશકર સાથે સકારેથી જગલ તરફ ગયો તેજ વખતે એક સિંહ કે જે ગોરખર ખાઇખાઇને જોરાવર બનેલો હતો તે બાહાર નિકળ્યો.

આથી પેહેલવાન બેહરામે પોતાના સાથીઓને કહયુ કે 'હુ તીર કમાન તેમજ હાથનુ જોર ધરાવતો હોવા છતા મારી તલવારનેજ તે સિંહ ઉપર અજમાવશ કે જેથી કોઈ મને હીચકારો ગણે નહી." એટલું કહી તેણે ઝીણા ઉનનો દગલો પેહેરી લિધો અને લડાયક ઘોડા ઉપર સ્વાર થયો પણ અઝદાહ જેવા બેહરામને જોતાંજ તે સિંહ પોતાના પાછલા પગ ઉપર ઉભો થયો અને ઉપલા પગો તેની સામે ઉભા કરી તેના ઉપર આંખ્યા ટાંકયા. તેનો ઇરાડો તે પંજા ઘોડાના માથાં ઉપર મારવાનો હતો. પણ બેહરામે તે સિંહના માથા ઉપર તુરતજ પોતાની તિક્ષણ તલવારનો ફટકા માર્યો જેથી તેની માદાએ ત્યાંથી નાહાસ્વા માંડયું. તે નરસિંહ માંથાંથી તે કમર સુધી બે ટુકડામાં કપાઈ ગયો અને તેથી નરસિંહોના દિલમા હબટ બેસી ગઇ તેટલામાં વળી એક બીજો બાધુર સિંહ પોતાની હમેશદાર માદા સાથે ત્યાં આવી લાગ્યો. પાદશાહે તેની ગરદન ઉપર તલવારનો ફટકો મારી તે નરસિંહના ટાંકાંને શરીરથી છુટું પાડી નાખ્યું.

તેવામાં એક શખ્સે તેને કહયું કે, "ઓ સુરજ જેવા ચેહેરાના પાદશાહ! શું તું તારાં શરીરની પણ દયા ખાતો નથી? આ તમામ જંગલ સિંહો અને તેનાં બચ્ચાંઓથી ભરેલું છે અને તે બચ્ચાંઓ માદા સિંહ સાથે તેમના મકા-

નમાં રહે છે. માટે હવે તારે સિંહોનો લોભ કાઢી નાખવો ઘટે છે કારણ મેહરંગાનનો હીંગામ તેઓનો બચ્ચાં જનવાનો ગણાય છે આ જંગલ ત્રણ ફરસંગ લાંબુ છે તેથી જો તું તારા હાથોથી એક વર્ષ સુધી સિંહોજ પકડયા કરશે તોપણ સિંહોથી એ જંગલ ખાલી થવાનુ નથી. ત્યારે તુ તારા શરીરને મેહનતમા કાય મુકે છે? તુ પાદશાહ જયારનો તખને બેઠો છે ત્યારનો તુ તારા વચણ મુજબ પેહેલેથી સિંહોના શેકાર સિવાય બીજુ કાંઈ કરતો નથી હવે તમામ જેહાનની પાદશાહી તો તારી છે ત્યારે તું ગોરખરના શેકાર માટે આવી સિંહોજ સાથે શા માટે લડે છે?"

ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે, "ઓ અકકલમંદ બુઢા શખ્સ! કાલે સહવાર પડતાં હુ છુ, ગોરખરો છે અને તીરો છે. આ જમાનાના ગરદનકશ સ્વારો તીર અને કમાન લેઇ મારી સાથે ફરતા રહેછે. પણ જો આપણે મરદાનગીનેજ ઇનસાફ આપવા ચાહીએ તો ગુરજ અને શમશીર હાથમાં ધરવાની યાદ આવી જાય છે" ત્યારે વજીર બોલ્યો કે "જો તારા જેવો પેહેલવાની હુનર દેખાડનારો કોઈ સ્વાર લડાઇમાં હતે તો રૂમ અને ચીનનુ તાજ તખત તારા હાથમાં રેહેતે નહી અને અકકલમંદ લોકો પોતાનો સરસામન દરીઆ તરફ લેઈ ગયા હતે. માટે બુરાઓની નજર તારાં ખોરેહ ઉપરથી દુર રેહેજો અને તું બાગોમાજ મોજમજાહ કરતો રેહેજે."

પછી તે પાદશાહ પોતાના વજીરો, પેહેલવાનો અને લશકર સાથે તે જંગલમાંથી પોતાની છાવણીમાં આવ્યો જ્યાં તેના લશકરે તેની એવી તારીફ કીધી કે, "તારૂં તાજ અને પાદશાહી વીટી તારા વગરની રેહેતી ના." પછી તે લશકર ત્યાંથી (પોતાની છાવણીમાં) પાછુ ફર્યુ અને પાદશાહે પોતાના તંબુમાં જઇને પોતાના પસીનાના હાથ ધોઈ નાખ્યા. તેના એક મેહેરબાની-ભર્યા ન્યાયાધીસે તંબુમાં જઇ તેને માટે એક નવો ગાલીચો પાંર્યો અને ત્યાં કપુર, કસ્તુરી તથા ગોલાબ લાવી મુકયો તે કસ્તુરી તેણે તેની સુવાની જગ્યાએ પાંકરી મુકી. પછી તમામ તબુમા સુનેરી ખુમચા લાવી મુકવામાં આવ્યા જેમાં ચીનાઈ બનાવતના પ્યાલાંઓ મુકી લેઇ જવામાં આવ્યાં. તે સરદારે સઘલાઓ માટે મેંઢાના ગોસ્તનું ખાણું તૈયાર રખાવ્યુ હતુ. ઈનસાફી પાદશાહ બેહેરામ-ગોરે રોટલી અને ખાણું ખાઈ પરવાર્યા બાદ પરી જેવા ચેહેરાની દારૂ પીરશ-નાર ઓરતને એક મોટી બીલોરી દારૂની જામ લાવી પોતાના હાથમાં મુકવા ફરમાવ્યું.

પછી પાદશાહ એ પ્રમાણે બોલ્યો કે, "હું આ જામ પાદશાહ અરદે-શીર (બાબકાન) કે જેના નસીબે બુઢાઓ પણ જવાન બન્યા હતા તેની

યાદમાં પીવું છું. તે એક મોટો પાદશાહ હતો અને હું તેનાથી ઉતરતો છું. જો કે હું તેનાથી ઉતરતો છું તોપણ લાયકીવાલો છું. તમો લડાઇમાં, મોજમજાહની મીજલશમાં, તકરારી મીજલશમાં તથા ખાણા ઉપર અરદેશીર સિવાય બીજા કોઇને જેહાનનો પાદશાહ કેહેતા ના. જે વખતે સીકનદરે રૂમથી ઈરાન આવીને આ મુલકને વેરાન બનાવી દિધો હતો અને તે બાયલા અને ધાટકી પાદશાહે છત્રીશ પાદશાહોના ખુન રેડયાં હતા તે વખતથી તેને પાદશાહો પોતાના મોઢેથી શ્રાપ દેતા રહેછે અને તેના તરફ તમામ જેહાનનું લોક પણ વેરભાવ ધરાવે છે. જેમ ફરીદુન ઉપર લોકો દુવા ગુજારે છે તેમ સીકંદર ઉપર તેઓ કીના અને શ્રાપની ગોયા નદીઓ વેહેવારે છે માટે મારાથી જેહાનમાં મોટા અને નાના લોકો વચે નેકીનાં કામ સિવાય બીજુ કાંઇ બનતું ના. હવે તમો એક એવા ખુશ અવાજના અને બુમો પાડી ઢંઢેરો ફેરવનારા શખ્સને નામદારો વચેથી ચુટી કાઢીને મારી આગળ હાજર કરો કે જેથી તે તમામ લશકર આસપાસ ફરી વલી રસ્તાઓ અને ઉજડ જગ્યાઓમા એવી રીતે બાંગ મારીને કેહે કે, 'શેહેરો, પાહાડો અને ટાપુઓ ઉપર વસ્તા લોકોમાનું જે કોઈ બીજાઓનું જવેહરાત, સુનુ, રેશમી તથા ભરેલાં કપડાંથી તે હલકામાં હલકી ચિજો ઉપર ગેરકાયદે હાથ લંબાવશે તેવા શખ્સને હું ઘોડા ઉપર ઉંધો બેસાડી અને તેના બે પગો ઘોડા સાથે બાંધી લેવાડીને બે સીપાઇઓ સાથે તેમને આદર ગુશસ્પના મકાન તરફ મોકલી આપશ જયાં તેને પાક યજદાંન હજુર બંદગી કરી તોબા કરવી પડશે અને તે પવિત્ર આતશ આગળ ધુલ ઉપર પડી તાજેશ કરવી પડશે. તેઓએ જે ચિજો જેઓ પાસે જબરદસ્તીથી લુટી લિધી હશે તે તેના માલેકને પાછી સ્વાધીન કરવામાં આવશે. વળી કોઇનો ઘોડો પારકાના ખેતરમાં ભરાઇને ત્યાંના મેવાનો નાશ કરશે તો જયાં સુધી તેનો બાહુર સ્વાર તેના નુકસાનનો બદલો વાલી આપશે નહી ત્યાં સુધી તે ઘોડો તે ખેતરના માલેકના કબ્જામાંથી એક વર્ષ સુધી છુટી શકશે નહી. આ મેદાનમાં જયારે હમારી મેહેનત વધી પડશે ત્યારે હમો ખુશી સાથે શેહેર તરફ ફરીશું.'"

આથી શેહેરના વેપારીઓ ત્યાં આવવા લાગ્યા અને તાપુઓ અને પાહાડ ઉપર વસ્તા લોકો પણ મોટે ભાગે ત્યાંજ આવીને વસ્યા. તેથી જયાં પાદશાહનું લશકર છાવણી નાખી પડયું હતું ત્યાનું જંગલ વેપારીઓના સામનથી ચીનના બજાર જેવું બની રહયું.

# બેહરામ ગોરખરના શેકારે ગયો જ્યાં તેણે સરદારો આગળ પોતાનો હુનર દેખાડયો અને પછી ત્યાંથી તે બગદાદ અને ઇસ્તેખર તરફ પાછો ફરયો તે વિષે.

બીજે દિવસે સુરજનું તાજ દેખાતાંજ તે જેહાનનો પાદશાહ ગોરખરના શેકારે ગયો. તેનું લશકર કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવી દોડવા લાગ્યું અને પાદશાહ પોતે તેઓની પુઠે દોડયો. ત્યાં સિંહ જેવા બેહરામે લશકરને કહયું કે, "ઓ મારા બાધુરો, પેહેલવાનો અને હીમતવાનો[1]! એવો કોણ છે જે પોતાના હાથમાં કમાન પકડી તેની દોરી બરોબર તાણી જાણે[2] અને તેમ કરી તેમાંથી છોડેલો તીર ગોરખરની પુછડીના સાંધા સિવાય બીજે કેઠે મારે નહી અને તે તીરની અણી ગોરખરની છાટીમાંથી બાહાર નિકળે?" ત્યારે એક પેહેલવાને તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! આ નામદારીભર્યા લશકર તરફ તુ નજર પુગાડીને જો કે એવા ભલા કે બુરા વિચારના કયા શખ્સ પાસે એવી રીતના તીર અને કમાન છે? ઓ પાદશાહ! તારૂં તાજ સાથનું માથું જાવેદાન કાયમ રેહેજો. તારી પોહોલી છાટીને લિધે એવા તીર કમાન તો તું પોતેજ રાખી શકે. તુ જ્યારે પણ તીર, તલવાર કે ગુરજ હાથમાં પકડે છે ત્યારે તારાં પાદશાહી ખોરેહ, દમામ અને ઉચાં કદને સબબે તારાં લશકરને તારાથી શરમાવુંજ પડે છે. તારા હાથમાં તો તીર અને કમાન પણ નરમ બની જાય છે." ત્યારે પાદશાહ બોલ્યો કે, "એ તો ખોદાની બક્ષેશથી થાય છે. તે સાહેબ જો મારાં જોરને તોડી નાખે તો પછી કોણ બેહરામ જેવું ગણાય?"

એમ કહી બેહરામગોરે પોતાના કાલા ઘોડાને ત્યાંથી ઉશકેરીને દોડાવ્યો અને એક નર ગોરખર આગળ આવી લાગતાંજ ટક જોઇને પોતાની કમાનની દોરી એવી રીતે તાણી કે તેણે તે તીરથી તે ગોરખરની છાટી અને પુછડીને સાથે સીવી લિધી, જેથી તે ગોરખર તુરતજ ઉંધે મસ્તક પડયું. પછી સુનેરી કંમરબંધવાલા પેહેલવાનો તેની આગળ ગયા અને પાદશાહની જખમ મારવાની રીત જોઇને અજબ થયા અને દરેકે તેની તારીફ કીધી. તેના તીરની અણી કે પીછ કેઠેથી પણ કોઇને દેખાયાં નહી પણ તે તીર ગોરખરના શરીરમાંજ ગુમ થઈ ગયો હતો. આથી લડાયક સ્વારો અને કીનાખોર પેહેલવાનોએ

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે. ૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

તેની આગળ જઈ પોતાના માથાં જમીન ઉપર નિચે નમાવી કહયું કે, "એ પાદશાહ! તારી આંખો બુરો વખત જોવા પામતી ના. ફકત તુંજ ખરેખરો સ્વાર છે જ્યારે હમે સઘલા તો ગધેસ્વાર ગણાઇએ. એ રીતે હમે ગધેસ્વાર હોવાથી એવા હુનરમાં કમ છીએ." પાદશાહે તેઓને જવાબ દિધો કે, "એ કામ કાંઈ મારા તીરથી થયુ નથી પણ તે ફતેહમદ શાહેએ પોતે મને તેમાં મદદ કીધી છે. જે કોઇનો પરવરદેગાર મદદગાર અને દોસ્ત હોય તેના જેવો કમીનો જેહાનમાં બીજો કોઇ ગણાય નહી."

પછી તેણે તે ઘોડાને એવી રીતે આગળ દોડાવ્યો કે તું કહેશે કે, જાણે તે ઘોડો ઉડતું હોમાય પક્ષીજ બની ગયું તેવામાં તે બાધુરને સામેથી એક ગોરખર આવતુ જણાયુ. આથી તે સિંહ જેવા શખ્સે તુરતજ પોતાનો હાથ તલવાર ઉપર લંબાવ્યો અને તે તલવારનો એક ફટકો મારી તેના એવા બે સરખા ટુકડા કરી નાખ્યા કે જેમાંનો એક બીજાથી વજનમા વધારે કે ઓછો હતો નહી. તેટલામાં તેના બાધુર અને તલવારબાજ દરબારીઓ પણ ત્યાં આવી લાગ્યા જ્યારે તેઓએ ગોરખરની પીઠ ઉપરથી મારેલો જખમ જોયો ત્યારે દાનાવો બોલી ઉઠયા કે, "એમ તો જોર અને શમશીરથીજ બની શકે. આ પાદશાહ જે આસમાન ઉપરના એક માહાતાબ જેવો લાગે છે તેના ઉપરથી બુરી નજર દુર રેહેજો. એ પાદશાહ આગળ જેહાનના તમામ મોટા સરદારો પણ નિચા પડે છે અને આસમાન પણ તેના તીર અને તલવાર આગળ નમી પડે છે.

પછી તે લશકર પણ તેની પુઠે શેકાર કરવા મંડી ગયું અને તે જંગલને ગોરખરોથી સાફ કરી નાખ્યું. ત્યારબાદ પાદશાહે સુનાની કડીઓ બનાવી તે ઉપર પોતાનું નામ કોતરાવવા ફરમાવ્યુ અને તે કડીઓ (જીવતા) ગોરખરોના કાનોમાં પેહેરાવી તથા તે ગોરખરો ઉપર પણ એકથી ત્રણ હજાર સુધીના આંક ડહમાવ્યા બાદ તે ગોરખરો પોતાનુ નામ જાળવી રાખવા તથા ખુશી સાથે પોતાની ઇચ્છા પાર પાડવાને માટે છોડાવી દિધાં. પછી લશકરની આસપાસ એક શખ્સ પાસે એવી મનાદી ફેરવી કે, 'હવે આ બોહલાં જંગલમાં કોઇએ પણ રેહેવું નહી. જે કોઇ ગોરખર પકડી વેપારીઓને વેચતો જણાશે તેને તે માટેનો દંડ આપવો પડશે."

પછી પાહાડો અને ટાપુઓ ઉપર વસ્તા જે નામદારો ત્યાં પુશકલ રેસમી અને ભરેલુ કાપડ લેઈને આવ્યા હતા તેઓએ તે પાદશાહને ઘણો સરખો હદીઓ નજર કીધો તથા તેઓએ લશકરને તથા બીજા સરદારોને પણ બક્ષેસ કીધી.[1] પાદશાહે તે સઘલું કબુલ રાખ્યું અને એવું ફરમાન કાઢયું કે "એ

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

વેપારીઓ પાસે ગમે એટલું પૈસાનું જોર હોય તોપણ તેઓ પાસેથી કાંઇ પણ કર લેવો નહી.” તે પાદશાહની સખાવતથી જ્યાં જ્યાં ગરીબો હતાં અને મેહેનત કરી રોટલી મેલવતા હતા તેઓ તવંગર બની ગયા અને તેમાના કેટલાકો તો તાજ અને તખતવાલા બન્યા. પછી પાદશાહ તે શેકારના મેદાનમાંથી શેહેર તરફ ગયો અને પોતાના લશકર સાથે ત્યાં એક અઠવાડયુ સુધી મોજ મજાહ પાળી. પાદશાહે ત્યાં પણ પોતાનો ઉતારો મેદાનમાં કીધો અને ત્યાંજ દરબાર ભરવા લાગ્યો અને ત્યાં તેની આગળ રૈયતના લોકો ચાલ્યા આવવા લાગ્યા.

ત્યાં પણ એક ખુશ અવાજના બાંગીએ સઘલે ફરી અકકલમંદો, દરવીશો અને નોકરી સોધનારાઓને એ પ્રમાણે જાહેર કીધુ કે “ઓ તમો ઇનસાફ ચાહાતા લોકો! પરવરદેગાર તમારો બુરી મનશનીના લોકોથી બચાવ કરજો. હમારા તરફનો (અંજાણ) જુલમ ગુજર્યાથી જેઓને રાતે ઉંઘ નહી હોય અને જેઓને હમારા ખજાનામાંથી જરા પણ હીસ્સો મલ્યો નહી હોય તેઓએ આ મેદાનમા પાદશાહ આગળ હાજર થવુ કે જેથી તે તમો ઉપર ( મેહેરબાની વરસાવીને ) જમાનાને નવેસરથી ચાલતો કરે. વળી જે કોઈ બીજા જેફ લોકો, બેકારો નબલાઓ, છતી જવાનીએ બીમારી ભોગવતાઓ, કરજદારો, સાઉકારોના જુલમથી કંટાલેલાઓ તથા જે બાપ વગરના છોકરાંઓ દોલતમંદો પાસેથી કાંઈ પણ ચિજ માગી શકતા નહી હોય અને જેઓની માતાઓ ગરજાઉ હાલતમાજ મુગી પડી રેહેતી હોય અને પોતાની બારીક હાલત બીજાઓને જણાવવા માગતી નહી હોય તેવા સઘલા લોકોને હમે જુનુ તથા જવાહેરાત તથા હાર સાંકલી અને તાજોથી નવાજશુ.[૧] વળી જે તવંગરો પોતાની દોલત મુકી ગયા હોય અને તેઓના બચ્ચાઓ આ શેહેરમા બાલ વયમા હોવાથી તેઓ બદલ વહીવત ચલાવનારાઓએ દિલમા પરવરદેગારની પણ ધાસ્તી કે શરમ રાખ્યા વગર તેમની દોલત પચાવી પાડી હોય તો તે વાત કોઇએ પણ હમારીથી છુપાવવી નહી કારણ કે તવી વાત છુપાવનારાઓ કરતાં હું વધારે ગરજ વગરનો છું. હું ગરીબોને તવંગર બનાવનાર તથા ગરીબોના જીવને દીન તરફ ચલાવનાર પણ છું. માટે હું લોકોના કરજ પેસાથી ફીટાડશ જેથી તેઓ દિલમાં ગમ રાખે નહી. વળી જે કોઇ તગીમાં હોય અને છુપ પતા હોય તેઓ માટે પણ મારા ખજાનાનાં બારણા ખુલ્લાં છે. જે કોઈને પોતાના મુવેલાં માયબાપ માટે (ક્રિયા કરાવવાને) કાંઇ ચિજની અગત્ય હોય અને જેઓને અધીકારીઓથી હલાકી ભોગવવી પડી હોય તો તેવા અશો માણસોને દુખ દેનારાઓને તો હું જીવતા ફાંસીએ લટકાવશ”

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

પછી બેહરામ ખુશાલી સાથે પોતાના મગજ માટે અક્કલ મેલવવાને શેકારના મેદાનમાંથી બગદાદ તરફ ગયો અને તેની સાથે પારકાઓ તેમજ તેના કુટુંબના બાધુરો પણ આગળ આગળ ચાલવા લાગ્યા. ત્યાં જઈ તેણે લશકરને પાછું ફરવાનો હોકમ કીધો અને પાદશાહે પોતે એક સુંદર મેહેલમાં ઉતારો લિધો. તેને માટે બુરજીનના મેહેલને ખાસ સ ગારવામાં આવ્યો જ્યાં તેને માટે તેના નોકરોએ કસ્તુરી તથા દારૂ હાજર કીધો. ત્યાંનુ દીવાનખાનું પારકા લોકોથી ખાલી કીધા બાદ તરેહવાર કપડાંમાં સજ થયલી પુટલી જેવી ઓરતો ત્યાં વાજીંત્ર સાથે હાજર થઇ. ત્યાં વાજીત્રો, સરનાઇ અને ગાયનોના અવાજથી ત્યાંની હવાને જાણે આસમાન પણ સાબાશી આપતુ હતુ. તે પાદશાહનુ દિલ દલગીર રહે નહી તે માટે તેઓ પોતાના ઓરડામાંથી દર રાતે અદબ સાથે એ સઘલું લેઈને હાજર થતી એ પ્રમાણે તે ત્યાં બે અઠવાડયાં સુધી ખુશાલ દિલે રહયો અને તેણે દિવસે તેમજ રાતે ખજાનાના બારણા પણ ખુલ્લાંજ રખાવ્યાં તે કીર્તિવંત પાદશાહ ત્યાં પૈસાની સખાવત કરીને પોતાને માથે તાજ પેહેરી ઇસતેખર તરફ ગયો. ત્યાંના મેહેલના દરવાજા ખરરાદ નામના પેહેલવાને ખુલ્લા કરાવ્યા અને ત્યાંની પુટલી જેવી ઓરતોને પણ પાદશાહે ખજાના અને પૈસાથી નવાજી. ત્યાંના સુનેરી મેહેલમાં વસ્તી ઓરતોના હાંથી-દાંતના તખત ઉપર તાજ ટાંગેલાં નહી હોવાથી પાદશાહ પોતાના રૂજબેહ વજીર ઉપર ચીરડાયો અને ગુસ્સાથી પોતાના હોટો કરડયા. તેણે રૂજબેહને કહયું કે, "મારા બાપથી જેમ ચાલતું આવ્યુ છે તેમ મેં રૂમ અને ખજરની સલામી એ લોકોને સોંપી આપી છે. માટે તું હમણાજ ગધેડાઓ લાઢીને દીનાર મંગાવ અને તે રયે તથા ઇસફહાનના ખજાનામાંથી તુ પાછા વાલી દેજે. એ પ્રમાણે તો મારો મેહેલ વેરાન થઈ જાય અને તે ઇરાની પાદશાહના દરજ્જાને લાયક પણ ગણાય નહી." પછી તેણે દરેક મુલકોમાંથી એક નવો કર લેતો કરીને ત્યાંની જમીનને ગલીચાઓથી સંગારી. એ પ્રમાણે તેણે જેહાનમાં મોજમજાહ ભોગવી અને તેટલા વખતમાં તેણે લડાઇ. દુખ કે તંગી કાંઇ જોયું નહી.

## ચીનના ખાકાને બેહરામ સાથે લડવા લશકર મોકલ્યું અને ઇરાનીઓ તેની માફી ચાહી તેની તાબેદારીમાં ગયા તે વિષે.

પછી રૂમ, હીન્દુસ્તાન, તુરાન, ચીન અને બીજા આબાદ મુલકોમાં એવી ખબર ફેલાઇ કે, "બેહરામનું દિલ એશકબાજી ઉપર લાગેલું હોવાથી તે કોઈની દરકાર કરતો નથી. તેનુ ચોકીબાન લશકર કે પોહોરેગીરો કાંઇ

રેહેતા નથી તથા વળી તેના મુલકમાં કોઇ પેહેલવાનો પણ રહયા નથી. તે ( શેકારની ) રમત રમવાને પોતાનો મુલક છોડી જાય છે અને ત્યાંની જાહેર કે છુપી વાતો કે કાંઇ જાણતો નથી વિગેરે "

ચીનના ખાકાનને એવી ખબર મલતાંજ તેણે ચીન અને ખોટનના મુલકમાંથી એક લશકર ચુટી કાઢી અને તેમનો પગાર ચુકવી આપી ઇરાન તરફ ચાલુ મુકયું અને તેઓમાંના કોઇને બેહરામ માટેનો દગદગો રહયો નહી. વળી બીજી તરફથી કયસરે પણ લશકર તૈયાર કીધું જે લશકર આખા રૂમ ઉપર પથરાઇ ગયું. જ્યારે એ રૂમ, હીન્દુસ્તાન, ચીન અને બીજા આબાદ મુલકોની એ ખબર ઇરાનમાં પુગી કે, "કયસરે ઇરાન ઉપર હુમલો લાવવાને લશકર પણ તૈયાર કીધું છે[1] અને ચીન તથા ખોટનથી પણ લશકર આવતું જણાય છે વિગેરે," ત્યારે ઇરાનમાં જે કોઈ સરદારો હતા જેઓ નવા બાહાદુરો કરતાં જુના વખતના પેહેલવાનો ગણાતા હતા તેઓ સઘળા મારામારી કરતા, શોરબકોર ઉઠાવતા ગુસ્સામા પાદશાહ બેહરામગોર આગળ આવીને તેને સખતાઇ સાથે કેહેવા લાગ્યા કે, "તારૂ પ્રકાશીત નસીબ નાહાઠેલુ લાગે છે. તારા સરદારો એમ લડાઈમાં ઉતર્યા છે છતા તારૂં દિલ તો મોજમજાહ અને રમત ગમત ઉપરજ લાગી રહયુ છે. તારી નજરમા તખત, તાજ, ઇરાનનો મુલક, ખજાનો તથા લશકર એ સઘલુ કમીનુ બનેલુ લાગે છે."

ત્યારે તે જેહાનના પાદશાહે તેની રાહાબરી કરનારાઓને એવો જવાબ દિધો કે, "જેહાનનો નેગેહબાન સાહેબ કે જે દાનાઇમાં પણ ઘણોજ ચઢીયાતો છે તે મારો મદદગાર બનશે તે બુજોર્ગીભર્યા પાદશાહ તરફની મલેલી ફતેહથી હું તે વરૂઓના પંજામાંથી ઇરાનને બચાવેલુંજ રાખશ. હું આ મુલકમાંથી મારા નસીબ, લશકર, તલવાર અને ખજાના વડે દુખ અને મુશકેલીઓને હટાડી કાઢશ" એમ બોલી તેણે તેજ મોજમજાહ પાછી ચાલુ

---

૧ અત્રે ફીરદોસી "કયસરે ઇરાન ઉપર હુમલો લાવવાની તૈયારી કીધી છે" એટલુજ લખે છે પણ ઇરાન અને રૂમ વચ્ચે ખરેખરી લડાઇ બેહેરામના રાજ્યમાં ઉઠી હતી તે કાઈ દરશાવ્યું નથી જરથોશ્તી ધર્મગુરૂઓની સમજાવટથી બેહેરામગોરે ખ્રીસ્તી ઇરાનીઓ ઉપર પુશકલ જુલમ ગુજારયાથી ઈરાનીઓએ રૂમમાં જઈ વાસો કીધો હતો. બેહેરામે થીયોડોશીયસ કે જેને યજદેજરદે ઉધારયો હતો તેના ઉપર એવું કેહેણ મોકલ્યું કે જે ઈરાની પ્રજાના લોકોએ રૂમમા આવી આશ્રો લિધો હોય તેઓને પાછા ઈરાનને સોંફી દેવા. જેમ કરવા એ રૂમી પાદશાહે ના પાડયાથી લડાઈ ઉઠી હતી પણ એ લડાઈમા બેહેરામના મોકલેલા ઈરાની સરદાર નરસીની હાર થવાથી બેહેરામને એ લડાઈનો સુલેહથી અંત લાવવાની ફરજ પડી હતી એ રીતે ખાકાન સાથે લડાઇ જાગે તેની આગમચ ઈરાનને રૂમ સાથે લડાઈમા ઉતરવું પડયું હતું એમ બીજા તવારીખનવેશો જણાવી ગયા છે.

રાખી જેથી તેના બાહુરોની આખમાં ખુન ચઢયું આથી તેઓ બોલી ઉઠયા કે, "એ પાદશાહ તો પોતાની અશો રૈયતનું દિલ દુખી કરવાજ બેઠો છે." પણ ઉલટું પાદશાહ બેહરામનું દિલ તો સાઉચેટ બન્યુ હતું અને એ ખબર મળ્યાથી દુખી રેહેવા લાગ્યો હતો. તેણે તેથી છુપાછુપ લશકરની તૈયારીઓ રાખી પણ તેની એ ખાનગી વાતથી જેહાનનું કોઇપણ વાકેફ હતું નહીં. પણ તેના આવાં ( બેદરકાર ) કામથી ઇરાનના તમામ શેહેરો ધાસ્તી ખાવા લાગ્યા અને તેમના દિલ એ ફીકરથી કપાઇને બે ટુકડા થવા લાગ્યાં. આથી સઘળાઓ પાદશાહથી નાઉમેદ બન્યા જેથી તેઓએ પોતાના દિલ તેમજ સત્તાને બીસાડ વગરના ગણી લિધાં

પેલી તરફ તે બાહુરોના પાદશાહને ખાકાનના ઈરાન નજદિક આવી લાગ્યાની ખબર પુગ્યાથી તેણે પોતાની આગળ જેહાનજીટ સપેહસાલાર ગસતહમને બોલાવી મંગાવી તેની સાથે ખાકાન અને તેના લશકર માટેની કેટલીક વાતો કીધી. એ ગસતહમ તેનો પેહેલવાન તેમજ વજીર હતો અને લડાઇનું કામ આવી પડતાં તેને મનથી તે મોજ ગણાતી હતી. તેનો બીજો પેહેલવાન બેહજાદનો બેટો મેહેરફીરોજ હતો, ત્રીજો ખરશેદનો બેટો મેહેરબુર્જીન હતો. એ ઉપરાંત વળી બેહેરામના ખાનદાનનો બેહરામફીરોજ અને ખજરવાન તથા સાસાનના ખાનદાનનો રેહામ હતો વળી ગીલાન અને રયના પાદશાહો પણ તેના પેહેલવાનો ગણાતા હતા જેઓ લડાઇ વખતે ઘોડા ઉપરથી લડવાને પોતાના પગો પોહલાજ રાખતા હતા. વળી જાબુલસ્તાનનો પાદશાહ રાદબુર્જીન પણ લડાઇની અજમાયશ પામેલો અને ખરે પગે ઉભા રેહેનારો હતો. એ ઉપરાંત કારન, બુરજમેહેર, દાદબુરજીન જેવા કરદા ચેહેરાના તેના સરદારો પણ હતા.

પાદશાહે એક લાખ ડાહયા અને લડાયક શખ્સોને ઇરાનીઓ વચેથી ચુંટી કાઢયા. પછી પશીનના ખાનદાનથી ઉતરી આવેલો નરસી કે જે પાક દીનના પાદશાહનો ભાઇ થતો હતો તેને જહાનની તેમજ પોતાના ખજાનાની સંભાળ કરવા માટે પોતાનું લશકર, તાજ તથા તખત સોંપ્યું. તે બારેહવાલા, દાનકાર અને કરદા ચેહેરાના નરશાએ માથાનું દિલે તેમ કરવા કબુલ રાખ્યું. વળી પાદશાહે અનુભવી સવારો વચેથી લડાઇ વખતે કામ લાગે એવા ભાલા અને ગાવ્યાની ગુરજ સાથના બારસો શખ્સોને ચુંટી કાઢયા અને તે લશકરને ત્યાંથી આબાદગાનના આતશકદેહ તરફ હકાર્યું. જ્યારે તે પારસથી પોતાની સાથે વધારાનું લશકર લેઇને ગયો ત્યારે ત્યાંના બુજોર્ગો તેમજ નાના પડવીના લોકો એવું ધારવા લાગ્યા કે, "પાદશાહ બેહરામે હવે લડાઈ કરવાથી છટકીને નાસી આદરગુશસપના આતશકદેહ તરફનો રસ્તો ધર્યો છે."

જ્યારે બેહરામ આતશ આગળ પોતાનું માથુ નમાવી બંદગીમાં રોકાયો હતો ત્યારે પારસમાં કયસર તખ્તનો એક એલચી પવન વેગે આવી લાગ્યો. નરસીએ તેને મેહેલમાં ઉતારો આપ્યો અને તેની પડવી મુજબ ઘટતી જગ્યા કરી આપી હવે જ્યારે રયત પાદશાહ બેહેરામના નાહાસી જવા માટે વાકેફ બની ત્યારે સઘળા વડા લશ્કર આગળ ભેગા થયા તેણે તેઓ આગળ ખજાનો (લુટવા માટે) પાંકરી મુકયો અને બોલ્યો કે "ખજાનો એકઠો કરનાર પાદશાહાજ જ્યા નહી હોય ત્યા એ ખજાનો શા કામનો?" તેણે ચો ઠેકાણે એવી રીતે સુનુ પાહરી મુકયું કે જાણે તેને સુનાની કીમત માલમ હતીજ નહી પછી તે રયતે શેહેર છોડી નાહાસવા માંડયુ અને દરેક પોતાને માટ લાગ ફાવતી જગ્યા સોધી લેવા લાગ્યા. જ્યારે એ વાત (ઉપર લાંબા વખત વહી જવાથી) જુની બની ત્યારે સઘળાઓ એવી વાત કરવા લાગ્યા કે, "હવે જ્યારે આપણો પાદશાહ આપણી સાથે જુલમગાર બન્યો છે તો ઇરાનથી કોઇ લાયક શખ્સને ચીનનો ખાકાન હુમલો કરી નુકસાન પુગાડ અને નાશ કરે તે આગમચ તેની આગળ મોકલી આપીયે કે જેથી આપણી ઇરાનની જમીન સલામત રહે"

નરસીએ તેઓને એવો જવાબ દિધો કે, "એ વાત કદી બને નહી. હું ચીનના પાદશાહ પાસે માફ માગુ અને તેના હાથીઓ અને લશકરથી આ જમીનને ઢકાયલી બનાઉ એવા પાણીથી જેહાનમા કદી પણ નહી બની શકવાની નથી આપણી પાસે હાથીયારો, ખજાના અને મરદાનેમરદો પુરતા છે કે જેઓ ખનજર વડે આતશમાથી પણ ધુમાડો કાઢી શકે છે પાદશાહ બેહેરામ થોડાં ઘણાં લશકર સાથે અત્રેથી ચાલી ગયલો હોવાથી તેનાથી તમો નાઉમેદ શાના બન્યા છો? કારણ એજ કે તમારા વિચારો બુરા બન્યા છે, પણ બુરા વિચાર કર્યાથી તમો બુરૂ પરીણામ પામશો"

તેની એ વાત સમજી ઇરાનીઓએ તેને એવો વાંધાભર્યો જવાબ દિધો કે, "બેહરામ અત્રેથી કાંઇ લશકર લેઇ ગયનો નહી હોવાથી તેણે તેમ કરી હમારા દિલને ગમ કરતાં બનાવવા હતા નહી હવે જો ખાકાન લડાઇ કરવાને ઇરાન આવશે તો આ જમીન ઉપર આપણો કાંઇ દોરદમામ રેહેવાનો નથી, પણ તેઓ આપણને પોતાના પગ નિચે છુંદશે અને તેથી આપણું લશકર કે તું નરસી કોઈ બચવાના નથી. તે માટેજ હમો એવો ઉપાય રચવા માંગ્યે છીએ કે જેથી આપણી જમીન બુરાઈથી બચે અને આપણા પગો તુટે નહી."

પછી એ કામ બજાવવા માટે ઇરાનીઓએ એક હુનર અને અકકલવાલો પાક વિચારનો મોબેદ જેનું નામ હોમાય હતું તેને ચુંટી કાઢયો અને કંમર તંગ બનાવવા ફરમાવ્યું. પછી ઇરાનીઓએ ખાકાન ઉપર ગોલામોની અદાએ નામું

લખાવ્યુ જેની સરૂવાતમાં લખ્યુ કે, "હમો તારા ગોલામો છીએ અને તારાજ હોકમ અને વિચાર પ્રમાણે ચાલવા માથાં નમાવી તેયાર છીએ. ઇરાન જમીનમાં જે જે ચિજોની ઉતપન્નતી થાય છે તે હમારી તરફના પસ્તાવા અને દુવા સાથે હમો તારી ઉપર મોકલી આપીશુ તથા તે સાથે વલી હદીઓ અને સલામી પણ મોકલી આપીશુ. કારણ કે હમારામાં તુ પાદશાહ સામે લડવાની શક્તિ નથી." પછી મુબારક હોમાયે પાકીજેહ વિચારના નામદારો સાથે ઇરાનથી જઇને ખાકાનને તે બુજોર્ગો તરફનો પેગામ પુગાડયો, જે વાચી તુરાનના પાદશાહનું દિલ ખુશ બન્યું. વળી હોમાયે તે મોટી પડવીના ખાકાનને કહયુ કે, "આવી ભારી લડાઈથી ધારતી ખાઈ જઇને પાદશાહ બેહરામ લશકર વગર નાહાસી ગયા છે.'

એ વાત સમજી ખાકાનનુ દિલ અને રુવ ગોલાબ માફક ખીલી રહયાં. પછી તે ચીનના ખાકાને તુરકીઓને કહયું કે, "ફરતી દુન્યા ઉપર આપણે એ વાત જાહેર કરીશું કે, 'હજી તો હમે લડાઇ માટે વિચાર અને ચોપમા હતા તેટલાં તો હમોએ ઇરાનને લડાઈ કીધા વગરજ હાથ કીધુ છે'" પછી તેણે તે કાસદને પુશકલ ચિજો ભેટ આપી તથા પુશકલ દીરમા અને દીનારોથી નવાજ્યો. ત્યારબાદ તે નાંમાનો એવો જવાબ લખાવ્યો ક, "તમારા પાક જીવ સાથે અક્કલ જોડાયલી રેહેજો. તમો સાચા લોકોના કાસદે જે કાંઈ કહયું છે તેની સાથે હમો પણ તમારા એ કામમાં મલતા થઇએ છીએ. તેથી જેવા હમે હમારાં લશકર સાથે મર્વમાં આવી લાગશું તેવીજ ત્યાની જમીનને હમો તર્જવે પક્ષીની પાંખ માફક સગરાયલું બનાવીશુ. હમો ઇનસાફ, અકકલ અને ખોરેહથી અત્રેની નદીને પણ મધ અને પાણીના ભેલ સાથે વેહેતી કરીશું. ઇરાનની ખંડણી અને તમો સિંહ જેવાઓ તરફના હદીઆ અને મેહેસુલ ત્યાં આવી લાગે ત્યાં સુધી હમે ત્યાં થોભીશું. મર્વ સુધી આવીનેજ હમો સચઇની રાહે ત્યાંથી પાછા ફરીશું અને મારા લશકરથી તમો દુખી થાઓ તે જોવા ઇચ્છીશું નહીં."

આથી તે કાસદ પાછો જડપથી ઇરાન આવી લાગ્યો અને તેણે ખાકાનથી જે કાંઈ જોયું અને સમજયું હતું તે તેઓને કહી સમજાવ્યું. ત્યાર પછી ખાકાને પોતાના લશકરને મર્વમા દાખલ કીધું જેથી સ્વારોથી ઉડતાં ધુલારાંથી જમીન કાલી બની. ત્યાં રહી તે આશુદો બનવા લાગ્યો તથા ખાણીપીણી કરવા પડી ગયો જેથી ત્યાં કોઇને પણ બેહરામની યાદ રહી નહી. મર્વમાં વાગી રહેલા ચંગ અને રૂબાબ વાજીંત્રોના અવાજથી આરામ લેવાની કે ઉંઘાવાની કોઇને હાજત રેહેતી હતી નહી. ચો ઠેકાણે તેનું લશકર ટોલાંબંધ બેસતું. તેઓએ

ત્યાં કોઈ ચોકીબાનો પણ રાખ્યા હતા નહી અને કોઇપણ રીતના ધરતીકપની ધાસ્તીથી તેઓ શાંત હતા. ત્યાં તો શેકાર અને દારૂ ઉપરજ મારો ચાલતો હતો અને મીજલશો બની ત્યાં વાજીંત્રોના અવાજ નિકળતા હતા પાદશાહ પણ લડાઇથી નચિંત બની રાત અને દિવસ મોજમજાહ ભોગવતો બેસ્તો હતો અને ઇરાનીઓ તરફની ખંડણી આવી લાગવાની રાહા જોતો હતો. પણ તેઓને આવવામાં ઢીલ થવાથી તે ગુસ્સે બન્યો હતો

## બેહરામે ખાકાનના લશકર ઉપર હુમલો કીધો અને તેમાં ખાકાન કેદ પકડાયો તે વિષે.

પેલી તરફ બેહરામ પણ પુરતી સાઉચેટીમાં હતો અને દુશમનોથી પોતાના લશકરની સભાળ કર્યા કરતો હતો. તેણે રાત અને દિસના જાસુશો રાખ્યા હતા તે છતાં તે મોજમજાહ અને દારૂ વગરનો દાહાડો પસાર કરતો હતો નહી. જ્યારે મોટા લશકર સાથે ખાકાનના મર્વમાં આવી ઉતર્યાની ખબર પાદશાહ બેહરામને મલી ત્યારે તેણે આદરગુશસ્પના આતશ કદેહમાંથી લશકરને બાહાર કાઢ્યું અને દરેક સ્વારે સાથે કાંઇ પણ અસબાબ લિધા વગર ફકટ બબે ઘોડા રાખ્યા. એ રીતે તેઓ માર્ગમાં હથીયારો, ટોપીઓ અને રૂમી કોલાહો સાથે રાત દિસ પવનવેગે રસ્તો કાપવા લાગ્યા. તેણે તે પાહડ ઉપરથી પોતાના લશકરને ધોધની જડપે નિચે ઉતાર્યું અને અર્દબીલ (હમદાન) ને માર્ગે આમુલમાં દાખલ થયો. પછી ઇરાની બુર્જોર્ગો માટે દુખી અને ગમગીન બની તેણે આમુલથી ગોરગાન તરફ કુચ કીધી અને બસા શેહેરમાં આવી ત્યાંથી સાથે એક બોમ્યો લિધો. એ રીતે અંધારી રાતે કે દિવસે અને વખત બે વખતે તેણે પાહાડો અને બ્યાબાનોમાંથી આડે અવલે માર્ગે કુચ કર્યા કીધી. દિવસે ચોકી કરવા માટે તે દુર દુર ચોકીબાનો રાખતો અને અંધારી રાતે બચાવ માટે બચાવનું લશકર તૈયાર રાખતો. એ પ્રમાણે તે જેવી જડપે મર્વમાં આવી લાગ્યો તેવી જડપે તજાવ પક્ષી પણ ઉડી શકતું હશે નહી. તેટલામાં તેના જાુશુસોમાંના એક કાસદે આવી જણાવ્યું કે, "ખાકાન તો જેહાનનું કામકાજ બજાવ્યાથી દૂર થયો છે અને શેકારની શોધમાં કશમીહન શેહેર તરફ ગયો છે. તેના કાયદા પણ કદરૂપા હારેમનના જેવાજ છે."

એમ સમજતાંજ બેહરામ ખુશી થઈ ગયો અને જે શરીર શખતીઓ તેને ખમવી પડી હતી તે જાણે તેને મનથી પીગલી ગઈ. તેણે ત્યાંજ એક દાહાડો ઢાક લિધી અને લશકર તથા ઘોડાઓ તેમજ તે પાદશાહ આશુદો બન-

તાંજ જેહાનને દીપવનારા સુરજે પોતાનું માથું બાહાર કાઢવાના દિવસને વખતે કશમીહન તરફ આની લાગ્યો. જેથી ત્યાના લોકોને કાને રણસીંગડાના અવાજો સમજાયા અને રંગબેરંગી ઝુંડાઓ સઘલાઓની નજરે પડવા લાગ્યા. શેકારના મેદાનમાંતો હથીયારોથી ફટકા આપ લેના અવાજો સમજાઇ રહયા અને બુમબરાડાથી પાદશાહ તથા લશકરના કાનના બેહેરો પણ ફાટી ગયા. તે બુમો એવી હતી જે વાઘોના કાનના બેહેર પણ ફાડી નાખતી હતી. તુ કહેશે કે, "ત્યા જાણે વાદલ ઉપરથી કરાંનોજ વરસાદ વરસે છે" લોહીથી તે મેદાનમાંની ધુલ પણ એવી બની કે તું કેહેશે કે, "જાણે ચંદ્ર ઉપરથી લોહીનોજ વરસાદ પડયો છે. આખરે એવુ બન્યું કે ખાકાન કેદ પકડાયો અને તેનો રોશન દિવસ અંધારી રાત જેવો કાલો બન્યો હજીતો ગાભરો આકરો પડેલો ખાકાન સાઉચેટ બને તેની આગમચ તો તે ખજરવાનના હાથમા કેદ પકડાયો તથા સાથે ચીનના ત્રણ હજાર નામદારો પણ કેદ પકડાયા. જેઓને તેમના ઘોડાના જીન સાથેજ સીકડીને બાંધી લેવામાં આવ્યા.

પછી પાદશાહ બેહરામ પોતે કશમીહનથી મર્વ તરફ ગયો, જેથી ચાલુ મુશાફરીને લિધે તેના ઘોડાઓ તવાઇને બરૂ જેવા પટલા બન્યા. મર્વમાં આવી લાગતાંજ ત્યા પણ ઘણા ચીનાઓ બચવા પામ્યા નહી પણ તે લડાયકોમાંના ઘણાક માર્યા ગયા. તેઓ આગળથી જે કોઇ નાહાસ્વા પામ્યા તેઓની પણ બેહરામે જડપથી પુઠ પકડી. એ પ્રમાણે તેણે અને તેની પુઠે રેહેતા પારસી કારને તેઓની ત્રીસ ફરસંગ સુધી પુઠ પકડી રાખી જ્યારે તે ત્યાંથી પાછો ફરી શેકારના મેદાનમાં આવ્યો ત્યારે તેણુ તે પારકાઓનો સઘલો અસબાબ પોતાના લશકરને વેહેચી આપ્યો જ્યારે ચીન ઉપર ફતેહ મેલવ્યાથી તેનું માથું ગીધુ બન્યુ ત્યારે તેણે પરવરદેગાર કે જે નેક લોકોને મદદ પુગાડનાર અને સુરજ તથા ચંદ્રને ટેકવી રાખનાર સાહેબ છે તેની પીછાણ કીધી.

## તુરાનીઓ પાસેથી બેહરામે વચન લિધું અને પોતાના મુલકની સરહદ ઉપર તેણે પુશતા બાંધી તે નકકી કીધી તથા શોહરે નામના શખસને તુરાનની ગાદીએ બેસાડયો તે વિષે.

પછી બેહરામે મર્વમા આશાયશ લિધી અને તે પાદશાહ તેમજ તેના જંગયક ઘોડાઓ આશુદા બનતાંજ તેના દિલની ઇચ્છા બોખારા સાથે લડાઇ

કરવાની થવાથી ઉટાવલે તૈયારીઓ કીધી. તે જેહાનનો પાદશાહ શેકાર કરવાને બાહાણે એક દિવસ અને રાતમાં આમુઇ તરફ જઈ લાગ્યો, અને રાતનો એક પોહોર ચઢતાંજ આમુઈમાં દાખલ થયો. ત્યાંથી ફરઅ નદીને માર્ગે રેતી પસાર કીધી. જ્યારે સુરજે રાતનુ કાલું પેહેરણુ ફેંકી દેઇને હવાને પીલી બનાવી અને ધુલારાંને લિધે જમાનો ચરગ પક્ષીની પાખ જેવો બન્યો ત્યારે તે જેહાનના પાદશાહે પક્ષીઓ અને મછીઓના શેકારે જવાને મસે ત્યાં જઇ તમામ તુરકી લશકર ઉપર એકદમ તુટી પડયો અને ત્યાંના શેહેરો અને ગામો બાલી નાંખ્યાં. આથી તારાઓ ચંદ્રનો આસરો લે તેમ દીકરાઓ બાપનો પડખો પકડવા લાગ્યા, આથી આગેવાન ગણાતા તુરકીઓ, બુજોર્ગો અને તલવારબાજ પેહેલવાનો બેહેરામની તાબેદારી અને કદમબોસી કરતા તેની આગળ રડતા ચાલ્યા આવ્યા અને કેહેવા લાગ્યા કે, "ઓ મોટી પડવીના અને ઉંચ સેતારાના પાદશાહ! જેહાનના મોટા સરદારો વચે તુંજ વડો છે. હવે જ્યારે તારે હાથ ખાકાન કેદ પકડાયો છે અને તું જેહાનના પાદશાહની સત્તા હેઠેલ કચડાયલો છે ત્યારે તું વગર ફોકટનું હમો નીંદોશોનું લોહી ના રેડ. કારણકે એક જોરેમંદ નામદાર માટે એમ કરવુ લાયક નથી. જો તુ હમારી પાસેથી ખંડણી માંગશે તો તે લાયક ગણાશે પણ એમ નીંદોશોના ડોકા શા માટે ઉડારે છે! હમો મરદો કે ઓરતો સઘના તારા ગોલામ છીએ અને લડાઇમાં તારે હાથ કેદ પકડાયલા જેવા છીએ."

આથી પાદશાહ બેહરામનુ દિલ તેઓ માટે પીગલવાથી અકકલના હાથો વડે તેણે પોતાની ગુસ્સે થયળા આંખોને મીચી લિધી. તે યજદાપરસ્ત પાદશાહ વિચારમા પડયો અને તેઓની કટલ ચલાવતા પેહેલવાનોના હાથોને તેણે અટકાવ્યા તે જેહાનના પાદશાહની દયા તેઓ ઉપર ઉતરવાથી ત્યાંના ગુસ્સે થયલા લોકોના દિલ થંડા પડયાં તેથી સરદારોના સરદારોએ પાદશાહ આગળ આવી દર વર્ષે તેને ભારી ખંડણી આપવાનુ કબુલ કીધું. એ કામથી તેની પણ ઇચ્છા પાર પડી અને તે કર લિધા બાદ તુરકીઓની હદીઓ પણ કબુલ રાખ્યો. પછી તે ત્યાંથી ગોલાબી ગાલો અને હસ્તા હોટો સાથે પાછો ફરી ફરઅ શેહેર તરફ આવા લાગ્યો અને તેણે ત્યાં એક અઠવાડયું સુધી આસાયશ લિધી અને લશકરને પણ ત્યાંથી આગળ હકાર્યું નહી, પણ પોતાની આગળ ચીનના સરદારોને બોલાવી મંગાવ્યા. પછી ત્યાંની સરહદ નકી કરવાને તેણે ચુના અને પથર વડે મીલબાંન બંધાવ્યા કે જેથી તુરાની અને ખુલુખી લોકોમાંનો કોઈપણ પાદશાહના હોકમ સિવાય ઇરાનમાં દાખલ થઈ શકે નહી અને બંધે માર્ગોની વચે આવેલી જીહુન નદી પણ ઓલંગે નહી. વળી તેણે શોહરે નામના એક આલા-

મંદ, ઉચ નોખમના નામદારને તુરાન જમીનનો પાદશાહ બનાવ્યો અને તેના તખતને મથાલે માહતાબ જેવું તાજ ટગાવ્યું. જેવો શોહરે તે રૂપેરી તખત ઉપર જઇ બેઠો અને કંમરે કંમરબધ બાંધી પોતાના હાથોને છુગાપણું આપ્યું તેવુંજ તે સુનેરી તાજ તેને માથે પેહેરાવવામાં આવ્યું. જેથી તેના તખતે બેઠાથી તમામ તુરાનીઓ ખુશ બન્યા.

## બેહરામે પોતાના ભાઈ નરસી ઉપર પોતાની ફતેહનું નામું લખાવ્યું અને પછી ઈરાન આવી લાગ્યો તે વિષે.

તુરાન જમીનની એ લડાઈનુ કામ પુરૂ થતાંજ પાદશાહનુ દિલ પણ વિચારથી મોકલુ બન્યું. તેથી તેણે એક મુનશીને ત્યા હાજર થવા ફરમાવ્યું તથા સાથે એક કલમ, કસ્તુરીની સાહી અને લખવાને માટે ચીનાઇ કપડુ પણ મંગાવ્યું. પછી પાદશાહે તુરકીઓ સાથની લડાઈ વિષે અને તેના લશકરે બજાવેલાં કામ વિષેનું એક નામું નરસી ઉપર લખાવયુ. તે નામાંની શરૂવાતમાં માણસો ઉપર સર્વેથી ચઢતી સરસાઇ ભોગવનારા જેહાનના પરવરદેગારની તારીફ લખાવી કે "પરવરદેગાર ફતેહ અને જોરનો માલેક છે તથા તે સનિશ્ચર અને ચંદ્રનો સાહેબ છે. ઉચે ફરતાં આસમાનથી તે શાંત પડેલી ધુલ સુધીનો પેદા કરનાર તેજ છે. તેનાજ હોકમથી સર્વેને મોટી અને નાની પડવી મલતી રહે છે અને જે સઘલું બનવાકાલ છે તે તેનાજ હોકમથી બને છે. મેં આ નામું ચીનની સરજમીન ઉપરથી ઇરાન જમીનમાં રેહેતા તું મારા ભાઇ ઉપર રેશમી કપડાં ઉપર લખી મોકલ્યુ છે. જેઓએ ખાકાન સાથની મારી લડાઈ જોઇ નહી હોય તેઓએ આ મારી સાથના લડાયકોથી તેની વિગત સમજવી ઘટે છે. તુરકીઓનું એવુ તો બોહલું લશકર હતું કે તું કેહેશે કે, 'જાણે તે આસમાનજ છે.' એ લડાઇમાં ઘણાઓના ચેહેરા લોહીથીજ ખરડાયા હતા અને ત્યાંની તમામ જમીન લોહીના દરીઆ જેવી બની હતી તથા ત્યા તે જુલમગાર શખ્સનું નશીબ પણ ઉંધુ વલ્યું છે. લડાઇમાં તે મારો બંધીવાન બન્યો છે. અને ફરતું આસમાન પણ તેનાથી બેજારી પકડી રહયુ હતું પણ હવે હું તેને ઉંટ ઉપર બંધાવી અત્રે લાઉંછું. તેનું જીગર તુટી ગયું છે અને તેની આંખો આંસુ ભરીજ રહે છે તેના તમામ સરકશોની ગરદન પણ નરમ બની ગઇ છે તથા તેઓની જીભ ચાપલુશીખોરી અને તેમના દિલો દિલશોજીભર્યાં બન્યાં છે. જેઓ મારા દુશમન ગણાતા હતા તેઓએજ ખંડણી આપવી કબુલ કીધી છે અને આડે રસ્તે ગયલાઓ પાછા સવલે રસ્તે ચાલતા બન્યા છે.

હવે હું પણ મારાં લશકર સાથે આ નામા પુંઠે મારા ખેરખાહોની મરજી મુજબ આવી લાગશ." પછી ત્યાંથી કાસદો જડપ ચાલના અને ફીણુ નાખનારાં ઉંટો તૈયાર કરી તથા તે ઉપર સ્વાર થઇ વીજલીની જડપે નિકળી ગયા.

એ નામું નરસીને પુગતાંજ તે નામદારનુ દિલ ખુશાલીથી ઉછલવા લાગ્યું. વડા વજીર તથા પેહેલવાનો વચ્ચે જે કોઈ બેહરામના ખેશીઓ હતા તે સઘલાઓ નરસી આગળ આવ્યા. બેહરામની દરબારના દીવાનખાનાઓમાંથી ખુશાલીના પોકારો નિકળવા લાગ્યા અને તેથી તે અવાજ શાના છે તે જાણવાને દરેકના કાનો ત્યાં તણાવા લાગ્યા. તે નામદારોનાં દિલ તેઓથી પાદશાહ તરફ જે ગુનાહ થયો હતો તેની ધાસ્તીથી દુખી બન્યાં. આથી તે સઘલા (વિરૂધઈ કરનારા) પેહેલવાનો કે જેઓની સંખ્યા એકસો ત્રીસથી વધારે હતી તેઓ નરસી આગળ માફી ચાહાતા આવ્યા અને કેહેવા લાગ્યા કે, "હમારા બુરા વિચારોને લિધે તથા દેવના હોકમથી હમે જેહાનના પેદા કરનાર તરફનો માર્ગ ચુકયા હતા. હમે તો પેલાં (પાદશાહ સાથે ગયલાં) થોડાં લશકરને લિધે એવો વિચાર કીધો હતો કે 'પરવરદેગાર આસમાનનો દરવાજો ખોલી નાખશે.' પણ કેવું અજબ જેવું કે હમે ધાર્યું અને દાનાવો તથા અકલમંદોએ વિચાર્યું તેથી ઉલટુંજ બન્યુ છે તેથી જયારે તું આ નામાંનો બીજી સારી માહી ખબરો સાથે જવાબ લખે ત્યારે તુ હમારે માટે માફી સારૂ પણ લખજે કે જેથી જો કે હમો બુજોર્ગીથી એ ઘણોજ ગુનાહ થયો છે તોપણ તે નામદાર શાહ હમુને માફી બક્ષે.

આથી નરસીએ પાદશાહના દિલનો કીનો કાઢી નાખવા માટે તેમ કરવાનું કબુલ કિધું અને ત્યાર બાદ તેણે તે નામાંનો જડપથી જવાબ લખાવ્યો અને તેમાં જે કાંઇ સારી માહી ખબરો હતી તે દર્શાવી. તેણે તેમાં લખાવ્યું કે, "ઇરાનીઓએ દુખ અને જંજાલમાંથી છુટવા માટે તથા પોતાની જમીન, ફરજંદો અને ખજાનાના બચાવ માટે ચીનના ખાકાનની પનાહ લિધી હતી. તેઓએ કાંઇ દુશમનાઇથી અને તારા ઉપર કીનો લેવાને કે દુખ પાડવાને તું પાદશાહની જગ્યાએ બીજાને પસંદ કીધો હતો નહી. તેથી તું ફતેહમંદ પાદશાહ જો તેઓને માફ કરશે તો તેમ કરવાથી તેઓની અંધારી રાત દિવસમાં ફેરવાઇ જશે. તેઓ હાલે મને તેમનો ખેરખાહ માની લેઇને આ માફી માગવાના કામમાં મારી મદદ માગે છે અને મને કહે છે કે, 'હમુને તું માફ કરાવ.'"

પછી બુર્જમહેર નામના એક મોબેદે તે નામું લેઇ જવા માટેની તૈયારી કીધી અને તે લેઈ જેહાનના પાદશાહ આગળ આવી લાગ્યો. તેણે જે કાંઈ

ખાનગી વાતો હતી તે તેની આગળ તમામ દર્શાવીને કહી. પાદશાહ તેની એ વાત સમજી ખુશ થયો અને ધુમાડા વગરના રોશન આતશ માફક રોશન બન્યો. પછી ચગાન, ખતલ અને બનખના સરદારો તેમજ બુખારા અને ગુરજસ્તાનના મોબેદો પોતાના હાથમાં બાજ અને બરસમ લેઇ પ્રસ્તેશ કરવા લાયક પાક આતશના કેબલા આગળ હાજર થયા અને તે દરગાહમાં પોતાની શકિત મુજબનો દર સાલનો હદીઓ તથા કર લેઇને આવ્યા. જ્યારે તે આતશકદેહમાનું તથા નોરોજ અને જશને સદેહના જશના કરવાના મકાનોમાનું કામ ખલાશ થયું ત્યારે પાદશાહ પોતે પોતાના નામદારો અને બાધુરો સાથે ત્યાંથી આબાદગાનના આતશકદેહ તરફ ગયો ત્યાંના આતશ આગળ પણ તેઓએ બંદગી કીધી તેમજ સઘલા મોબેદોએ પણ પોતાના હાથો બંદગી કરવા માટે માથાં સુધી ઉંચા કીધા.[૧] પછી તે કીયા કરનારાઓને પુશકલ ચિજોની બક્ષેશ કીધા બાદ પાદશાહ ત્યાથી બાહાર પડયો તે ત્યાથી દમામ સાથે ઇસ્તેખર કે જે શેહેર શાહાનશાહને મગરૂર બનાવે છે ત્યાં ગયો. તે પોતાની સાથે ગાયો અને ભેંસોના ચાંમડાઓના હેલા ભરીને હાથીની પીઠ ઉપર લાદી જે ખજાનો લાવ્યો હતો તે તેણે ત્યાં સઘળો પાંદરી મુકયો એ સઘલો ખજાનો એક હજાર એકસોને સાઠ કનતાર[૨] ભાર જેટલો હતો. તેમા સઘલા દીરમો તથા રાતાં સુનાના દીનારો હતા. એ દીરમના સીકકાઓને પારસના મોબેદો પેહેલવી ભાષામાં "પૈદાવસી[૩]" ને નામે ઓલખે છે એ તમામ સુનું રૂપુ કસ્તુરીનાં સુગંધવાલા બકરાઓના ચાંમડા ઢાંકી તે ઉપર પાદરવામાં આવ્યુ.

એ સઘલો ખજાનો માર્ગમા જે કાંઇ પુલો બીસમાર બન્યા હતા તથા તેણે અનુભવી લોકોથી જે ધર્મશાળાઓ બીસમાર હાલતમાં આવી પડયાની વાત સમજી હતી તેઓની મરામત કરવાના કામમાં વાપડવામાં આવ્યો અને કોઇને પણ તે કામ કરાવવાની મેહેનત આપી નહી. વળી તેમાંના કેટલાક દીરમો જેહાનમાં જેઓ મુફલેશ હતા અને જેઓ ઘણી મેહેનતથી પોતાનું ગુજરાન મેલવતા હતા તેઓને બક્ષ્યા, જે બક્ષેશો કરવા પાછલ તે પાદશાહ એક દાહાડો પણ દલગીર રેહેતો હતો નહી. ત્રીજુ વળી તેણે તે નાણું ભલા લોકો વચે તથા વિધવાઓ અને માબાપ વગરનાં બાળકો વચે વાપડયું. ચોઠું જે કોઇ બુઢાઓ જમાનાની ગીરદેશથી કામ કરવાને અશકત બન્યા હતા તેઓ

---

૧ જરથોસ્તીઓની બંદગી કરવાની ઢપછપ ગાથા મુજબ નમનતાઈ સાથની અને હાથોને ઉંચા કરી આજીજી કરવાની ઢપે કરવા ફરમાવ્યું છે. ૨ કનતાર એ એક જાતના માપનું નામ છે. ૩ પૈદાવસી એ એક જાતના દીરમના સીકકાનું નામ છે. સાસાની પાદશાહોના વખતમાં તેની કીંમત પાંચ દીનાર બરોબર ગણાતી હતી.

વચ્ચે પણ તે નાણું વેહેંચી આપ્યુ. પાંચમું જેઓએ જન્મથી તવંગરી ભોગવી હોય પણ તેઓને ગરીબીને સબબે હાલે કોઈ યાદ કરતું નહી હોય તેવાઓ વચ્ચે વેહચી અપાવ્યુ. છઠ્ઠું જેઓ લાંબો માર્ગ કાપતા શેહરમાં ગુજરાન સાધવા આવ્યા હોય પણ પોતાની મુશ્કેલી કોઇને જાહેર કરી શકતા નહી હોય તેઓ વચ્ચે પણ તેણે એ શેહનશાહી ખજાના વેંહચ્યા દિધા. તેણે તેવા માણસોની ખુબી સાથે ચો બાજુએથી તપાસ કરવી વળી તેણે જે કાંઇ લુટ મેલવી હતી તે સઘલી લશકરને સોંપી દિધી અને પોતાને માટે ખજાનો ભેગો કરવાનો તો જરાએ વિચાર કીધો નહી.

પછી તેણે પોતાના વજીરને તે ચીનના ખાકાનનુ તાજ પોતાની આગળ હાજર કરવા ફરમાવ્યુ. એ તાજમા જે કાંઇ જવેરાત જડેલું હતું તે કહાવી નાખ્યુ અને તે જવેહરાતનો આતશકદેહોની દીવાલ ઉપર સણગાર કરાવ્યો તથા આતશના તખતને પણ તેથી દીપાવવામાં આવ્યુ.૧ પછી બેહરામગોર ઇસ્તેખરથી પોતાના રાજધાની શેહર તીસફુન કે જ્યાં તેનો ભાઇ નરસી રાજ્યની સંભાળ કરતો હતો ત્યા આવી લાગ્યો. જેથી ત્યાના તમામ સરદારો, બુજોર્ગો અને પેહેલવાનો તેને માર્ગમાં સામે લેવાને આવ્યા નરસી માથે તાજ પેહેરેલા શાહાનશાહને તથા તેના જલકાટવાલા કાવ્યાની ઝુન્ડાને અને બોહોલા લશકરને જોતાજ ઘોડા ઉપરથી ઉતરી પડ્યો અને તેણે તથા બુજોર્ગો અને નામદારી ભર્યા વજીરોએ તેને નમન કીધુ. તુરતજ બેહરામે નરસીને ઘોડે બેસવા ફરમાવ્યુ અને પોતાના હાથમાં તેનો હાથ ધર્યો પછી ત્યાંથી આવીને બેહરામ પોતાના સુનેરી તખત ઉપર બેઠો અને બુજોર્ગો તાબેદારીની કંમર બાધી તેની આગલ આવી ઉભા. તેણે ત્યાં પણ ગરજાઉ લોકોને ખજાનાની બક્ષેશ કીધી અને મજબુટ બધ કીધેલા બંધીખાનાના દરવાજાઓ ખોલી નખાવ્યા (યાને બંધવાઓને છોડી દિધા). ત્યાં થોડો વખત સુધી ખુશાલી સાથે ઇનસાફ પંઠરાયલો રહ્યો અને તેટલાં કામદારોના દિલ પણ ગમથી મોકલાં બન્યાં. વળી તેણે તમામ મુલકોમાંથી પણ ગમ અને દુખ દુર કીધાં અને ત્યાંના બુજોર્ગોને જ્યાફતો આપાવી. જે કોઇ તે જ્યાફતામાં ભાગ લેવાને ગયા તેઓએ ત્યાંથી મોટી પદવીના ખેલાતો પણ મેલવ્યા.

---

૧ આગળા હખામની તથા સાસાની શાહાનશાહો જ્યારે પણ જીટ મેળવી પાછા ફરતા હતા ત્યારે લડાઈમાંથી મલેલી લુટમાંનું સવંથી સરસ જવેહરાત તેઓ મોટા આતશકદેહોના કેબલાઓને અરપણ કરતા રેહેતા હતા એમ ફીરદોસી ઉપરાંત બીજા તવારીખનવેશોનુ પણ કેહેવું છે.

# બેહરામે પોતાના કારભારીઓ ઉપર નશીયતનામાં લખાવ્યાં તે વિષે.

ત્રીજે દાહાડે તેણે પોતાના સરદારોને જ્યાફત આપી અને ત્યારબાદ પોતાની આગળ મુનશીઓને બોલાવ્યા પાદશાહે દારૂ પીવાથી પોતાનો ચેહેરો મોકલો કરતાંજ તેણે ખુશાલી સાથે માયાભર્યા નામાઓ લખાવવા માડયાં. તે નામાંની સરૂવાતમાં જેઓએ પોતાના રવાનને દાનાઇના પાણીથી ધોયાં હતા અને જેઓએ અક્કલને પોતાના દિલ દિપાવનાર ઘરેણું બનાવ્યાં હતાં અને શરીરને મેહેનત આપી દયાની દોલત એકઠી કીધી હતી તથા જેઓ તમામ ભલાઈ માટે યજદાંનના ઉપકારી રેહેતા હતા તથા દાનાવો પાસેથી અક્કલ મેલવ્યા રેહેતા હતા તથા જેઓ એમ જાણતા હતા કે ઈનસાફી કામથી ભલાઇ સિવાય બીજું કાંઇ મલતું નથી અને તેથી તેઓ બુરી ખાશીયતના દરવાજા ઢાંકતા હતા નહી તેવા શખ્સોની તારીફ કીધી.

પછી તેણે લખાવ્યું કે, "મારા કારભારીઓ, નામદારો અને લડાયક સ્વારો મારેની જે કોઇ ફર્યાદ કરશે તો તેઓ (નો ગુનાહ પુરવાર થવાથી) મારાથી બંધીખાનું અને ફાસી સિવાય બીજુ કાંઇ પાંમશે નહી અને તેઓ ખુવાર બની ધુલ ઉપર સુવેલા પડશે. માટે તમો જેમ બને તેમ બીજાના દુખો ઓછાં થાય એવી કોશેષ કરજો અને દુખી શખ્સોના દિલને ખુશી ખુરરમી ભર્યાં બનાવજો. કારણ કે આ જેહાન જેમ રેહેવાની નથી તેમ કોઈ શખ્સ પણ રેહેવાનો નથી. માટે તમો નિર્દોશ રહી હમેશાં ઈનસાફ આપતા રેહેજો. આ મારા કેહેવાના ટેકામાં રાસ્તીને માર્ગે ચાલવાના ફાયદાનો હું મારોજ દાખલો આપીશ. તે એકે મારી ઉપર ખાકાનના આટલાં બધાં લશકરે હુમલો કીધો તેમજ મારી અંજુમનના નામદારોએ પણ મારી સામે બલવો ઉઠાવ્યો તે છતાં હું તેઓ સામે અત્રેથી થોડુંજ લશકર લેઇને ગયો હતો, જેથી મારા દુશમનો પણ મારી ખેરખાહી કરનારા બન્યા હતા. ચીનના ખાકાન જેવો એક નામદાર જે તાજ, તખત અને સત્તા ધરાવનાર એક જેહાનનો પાદશાહ હતો તે મારાજ હાથમાં કેદ પકડાયાથી તુરકીઓનું નસીબ ઉંધું વલ્યું હતું. પાક યજદાંને મનેજ ફતેહમંદ બનાવ્યો અને મારા દુશમનોના ડોકાં ધુલમાં રગડોલાયાં. મારો બંદગી સિવાય બીજો કાંઇ પેશો હોતો ના અને સચાઇ સિવાય મારા વિચાર બીજી રીતના હોતા ના. સાત વર્ષ સુધી હું મારા તાબાના મુલકોમાંથી મારા તાબેદારો કે મારી બરોબરીઆઓ પાસેથી કાંઇ ખંડણી લેનશ નહી તે જણાવવા માટે મેં મારા દરેક કારભારીઓ અને સ્વતંત્ર રાજાઓ ઉપર પેહેલવી જબાનમાં આ નામાંઓ લખાવ્યાં છે, કે જેથી તેઓ પોતાની રૈયત સાથે ઇનસાફથી

ઉલટી રાહે વર્તે નહી અને તેઓ બુરાઇ કરવા માગે નહી. તમારા શેહેરોમાં જે કોઇ દરવીશો હોય જેઓને ફાલે ખુશાલી જોવા હીગામ આવતો નહી હોય તેઓને તમો તેમના નામો સાથે હમારી આગળ મોકલી આપજો કે હમે તેઓની ઉમેદ પાર પાડયે બીજું જે કોઇ ખાનદાની શખ્સો પોતાની મીલકતો ગુમાવી બેઠેલા હોય અને તેથી દલગીર હોય તેઓને પણ તમો મારાજ ખજાના-માંથી બક્ષેશ કરી હાજત વગરના બનાવજો અને જે અકકલમંદો હોય તેઓને ઘટતું માન આપજો. જેઓના હાથ કરજદારીથી ખાલી રેહેતા હોય અને તેથી તેઓ સઘલે ઠેકાણે હીનાતા અને પીકરાતા હોય તો તેઓનું કરજ પણ તમો હમારા ખજાના ખાતેથી ઓછું કરજો અને તેઓનાં નામો પાદશાહી દફતરમાં નોંધી રાખજો. તમો પણ પરવરદેગાર પાસે એવુ માંગતા રેહેજો કે તે આપણા દિલને એમજ ઇનસાફ અને દીન તરફ વલેલાં રાખે તમો ખુશીથી આ મારો વચણ પાળતા રેહેજો અને તમારા તાબેદારો તરફ મેહેરબાની દેખાડજો. વળી તમો તમારા ગોલામોને પણ હલકા ગણતા ના કારણ કે તેઓ પણ પરવરદેગા-રનાજ માણસો છે. જેઓ પાસે દોલત હોય તેઓએ પોતાના બચ્ચાંઓને શિક્ષકોને હાથ સોંપવા ઘટે છે. તમો પણ તમારાં રવાનને અકકલની દોલતથી તવંગર બનાવજો અને અકકલનુજ તાજ માથે પેહેરતા રેહેજો હમારી તર-ફની આવી દયાલુ રીતી માટે તમો પણ ખુશાલી પાળતા રેહેજો અને તમો સર્વ અકકલ સાથે જીંદગી ગુજારજો [1] તમારા હાથોને પારકી માલમતાથી દુર રાખજો અને તમો નિર્દોશ તેમજ યજદાંનની પ્રસ્તેશ કરનારાજ બનજો. તમો કોશેષ કરી વચણ તોડવાથી દુર રેહેજો અને બુરાઇને જડમુળથીજ ઉખેડી કાઢજો. તમો તમારા પડોશીઓને ખાલેશ બુજોર્ગ લોકોને તથા તવંગરોને દુખ દેતા ના. યજદાંનનીજ તમો પનાહ ચાહાજો અને તેનોજ હોકમ બજાવજો અને તમારાં રવાનને તેનીજ માયા મેલવવા પાછલ અર્પણ કરજો. જે કોઇ માલમીલકત વગરનો હોય તે મીલકતવાલો બન્યો હોય તથા જે નોકરની પડવી ઉપરથી ચઢીયાતો બનેલો હોય તેઓને તમો બુજોર્ગ તરીકે ગણતા ના કારણ કે તે એમ ઉંચાઇએ ચઢેલો જલદીથી હલકાઇ તરફ ઢલશે. તમો ઇનસાફી તેમજ યજદાંનની પ્રસ્તેશ કરનાર બનજો અને જુલમભર્યાં તથા જુઠાં કામો કરવાથી તમારા બધે હાથોને બાંધેલા રાખજો. તમારી વચે જે વગર હાજતના હોય તેઓએ ગરીબોને બક્ષેશ કર્યાથી અટકવું નહી. તમો પવિત્રાઇ તરફ ઢલી ભલાઇ કરતા રેહેજો અને ભીખ માંગતા લોકોના દિલ અને પીઠને તમો ભાંજી નાખતા ના. જે કાંઇ ચિજ પસંદ કરવા લાયક નહી હોય તેવી ચિજોની નજદિક જવું

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

પણ નુકસાંની ભરયું છે. જે કોઇ દયા સાથે તાણાવાણા માફક વણાયલો હોય તે માણસ ઉપર પરવરદેગારની દુવા ઉતરજો"

જ્યારે એ સઘલું લખાણ તે ચલકતાં રેસમી કપડાં ઉપર લખાઈ રહયું ત્યારે મુનશીએ કલમને કસ્તુરીમા બોરી તે જેહાનના પાદશાહ પાસે તેને છેડે સહી કરાવ્યા બાદ લખ્યું કે, "ઇનસાફી દિલના, સારૂં માઠું જાણનારા, ખારેહ અને જોર ધરાવનારા તથા બક્ષનાર ખોદાતાલા શેહનશાહ બેહરામગોર ઉપર બક્ષેશ કરજો." પછી તે નામું લેઇ ખેપ્યાઓ, સ્વારો અને સાંઢણી સ્વારોએ ચો ઠેકાણેના જાગીરદારો, હોકમ બજાવાવનારાઓ, અકકલમંદો, દાનાવો અને જોરાવર સરદારો તરફ ચાલુ મુકયું.

જ્યારે તે નામાં મુલકે મુલકના નામદારો અને સરદારો આગળ જઈ પુગ્યાં ત્યારે તેઓ બોલવા લાગ્યા કે, "શુકરાના ખોદાતાલાના! કે આપણો એ પાદશાહ યજદાંનને પીછાણનારો છે. પછી દરેક મુલકના માણસો, ઓરતો અને બાળકો ઘેરમાંથી નિકળી મેદાનમાં ગયા અને ત્યાં સઘલાઓએ તે જમીનના ઇનસાફી પાદશાહ માટે દુવા માંગ્યા બાદ ત્યા દારૂ અને વાજીત્ર મંગાવીને તથા ગવૈયાઓને બોલાવીને મેજબાની કીધી લોકો અરધો દિવસ ખાણીપીણીમાં ગુજારતા તો અરધો દિવસ કામે કાજે રોકાતાં હતાં દરરોજ બામદાદે પાદશાહની દરગાહમાંથી નવા નવા ધંધેરા બાહાર પડતા કે, "જેની પાસે પૈસા હોય તેઓએ ખાઇપી લેવું અને બક્ષેશ કરવી અને તેમ ખાઇપી હમારો ઉપકાર માનવો. જેઓ પાસે પૈસા નહી હશે તેઓ તે હમારા ખજાનામાથી મેલવી શકશે અને તેઓને ત્યાંથી પાંચ પાંચ દીરમ તથા દાડમ્યા યા ફીકા સુનેરી રંગનો જુનો ચઢાઉ દારૂ પણ મલી શકશે."

આથી જેહાનમાં સઘલા મજાહ કરવા પાછલ મંડયા અને દારૂ પીનારાઓથી શેહેરો અને મોહલ્લાઓ ગડબડ ભર્યા બન્યા. ત્યા એવું બન્યું કે ગુલાબના એક એક હારના સરદારો બબ્બે દીનાર આપી ખરીડતા અને નરગેશ પુલોની એક એક ડાંખલીનો એક એક દીરમ આપી કાઇપણ દલગીર થવા વગર ખરીડતા. ખુશાલીથી બુઢાઓનાં દિલ જવાન બન્યાં અને કુવામાંના પાણી પણ મીઠાં મધ જેવાં બન્યાં તે જેહાનનો પાદશાહ તમામ જેહાનને એમ ખુશનુદ બનેલી જોઇને જેહાનના પરવરદેગારની યાદ કરવા પડયો.

એક દાહાડે પાદશાહે નરસીને કહયું કે, "તું આ વીટી તથા કોલાહ લેઇ અત્રેથી ખોરાશાન જા, કારણ કે મેં તે તુંને બક્ષ્યું છે. માટે તેને તું આબાદ બનાવજે અને આપણા નોકરોનાં દિલને ખુશ રાખજે. સંભાળજે, અને ઇનસાફી થવા સિવાય બીજી રીતનો બનતો ના અને એ માર્ગેથી તું તારા

પંજા લંબાવી આગળ વધતો ના. આપણો બાપ જેવો પણ બુરાઈ કરવા માંગે તો તેનાથી પણ જેમ એક નગન માણસ સીયાલાના પવનથી ડરડરે તેમ તું કમકમજે." પછી તેણે તેને માટે ખેલાત તૈયાર કરવાને પોતાનો મોંઘી કીમતનો ખજાનો ત્યાં ખાલી કરવાનો હોકમ આપ્યો. તેણે તેને કહયું કે, "પરવરદેગાર તારો સંભાળનાર બનજો અને તારી જગ્યા સુરજ જેવાં તખત ઉપરજ બનજો. નરસીને હાથ પોતાના શરીરને કાંઇ પણ દુખ દેખાડયા વગર ખોરાશાન આવી ગયુ જ્યાં જતા તેને બે મહીનાની ઢીલ લાગી. નરસીના ત્યાંથી ગયાને એક અઠવાડયુ વહી જતાંજ અને પાદશાહનું દિલ તેને માટેના વિચારોથી ખાલી બનતાજ, પાદશાહે પોતાના વડા વજીરને થોડાક સરદારોને ત્યાં બોલાવી લાવવા ફરમાવ્યુ. પછી પાદશાહે વજીરને કહયું કે, "કયસરનુ કામ મુશકેલ બનેલુ હોવાથી તેનો એલચી અત્રે હાજર થવાનો હોકમ મેલવવાને ખોટી થઈ રહયો છે, પણ તે કેવો શખ્સ છે, તે કેટલી હદ સુધીની અક્કલ ધરાવે છે અને તેના રવાનને તેની અક્કલનો કેવો ટેકો છે તેની તું તપાસ કર."

વજીરે તેને જવાબ દિધો કે, "તું જેહાનનો પાદશાહ ખુશાલ રેહેજે અને તુ ઈજદી ખોરેહ ધરાવજે તે તો અક્કલ અને શરમવાલો એક બુઢો શખ્સ છે જેની વાતચિત કરવાની રીત સારી છે અને તેનો અવાજ ખુશ છે. તે એક એવો શખ્સ છે જેનો ઉસ્તાદ અફલાતુન૧ (પ્લેટો) છે અને તે અક્કલ-વાન, દાનાવ અને ઉંચ તોખમનો છે. એ રૂમથી આવેલો શખ્સ પુર મનશની-વાલો છે પણ આ મુલકમા હાલે તે ગભરાઇ ગયો છે. જેવી તે દેએ મહીનાના સાંપની૨ માફક કરમાઈ ગયલો લાગે છે અને તેથી તેનું શરીર સુસ્ત અને ગાલો સરદી જેવા ફીક્કા બન્યા છે તેના સઘલા નોકરો પણ જેમ મેઢાં આગળ શેકારી ચીત્તો આવ્યાથી ગરીબ થઇ જાય તેમ ગરીબ બનેલા છે પણ તેઓના જેવી મરદાનગી અને પેહેલવાની આપણા લોકો વચે પણ જોવામાં આવશે નહી. તેઓ આપણી જમીન ઉપરના કોઇપણ શખ્સને મરદ બરોબર ગણતા નથી."

---

૧ અફલાતુન (Plato) એ એક ગ્રીક ફીલસુફનું નામ છે જે ઇ. પુ. ૪૨૯ માં જનમ્યો હતો. એ ઘણોજ કાબેલ પુરૂષ હતો જેણે ઘણાએક કાબેલીયત સાથના પુસ્તકો રચ્યાં હતા એને અરબો "અફલાતુને ઈલાહી" યાને ખોદાઈ જ્ઞાનવાલો અફલાતુન એવે નામે બોલબે છે ૨ ઇરાનીઓના ધારવા મુજબ દેએ મહીનામાં સખત થંડી પડવાને સબબે, સાંપ, વીછુ તથા બીજાં ઝેહેરી જાનવરો પોતાના દરમાં સુસ્ત પડેલા રહે છે યા મરણ પાંમે છે. એમ હોવાને સબબે "હમસપથમેદેમ" ઘાહામબારના અવસરને અવસ્તામાં "એરેતો ફ્રેરેત" યાને ઝેહરી જાનવરોનો નાશ કરનાર ગણ્યો છે.

ત્યારે બેહરામે વજીરને કહયું કે, "ખોરેહ, તાજ અને જોર બક્ષનાર તો પરવરદેગાર છે. જો પરવરદેગાર મને ફતેહમંદ બનાવવા માંગતો હશે તો તે અંધારી રાત જેવાં મારાં નસીબને પણ પ્રકાસ્તા દિવસ જેવું બનાવી દેશે. જો રૂમનો કયસર કયસરોના તોખમથીજ ઉતરી આવેલો હશે અને તેનું ખાનદાન બુજોર્ગી ધરાવનાર સેલમથી[1] ઉતરેલું હશે અને ફરીદુનથી ઉતરી આવેલું તાજ તેને માથે મુકાયલું હશે અને પોતાના તમામ બાપદાદાઓના નામો તેને યાદ રેહેતાં હશે અને તે હાલે ડાહાપણ અને હુશીયારી દેખાડવા માગતો હશે તો ઠીક; પણ તે પેલા ખાકાન માફક દેવાનો બનાને તો આવ્યો નહી હોય. દરબાર વખતે આપણે તેના એલચીને આપણી આગળ બોલાવીશું અને તે શું વાત કરવાને આવ્યો છે અને તે કેવી એક વાત કરનારો છે તે જાણીશું આપણે તેને ભલાઈ સાથેજ અત્રેથી પાછો વાળીશું. જેહાનમાં હું કોઇનો પણ ઓશીયાલો રેહેનાર નથી. જો તે લડવાજ માગતો હોય તો લશકર લાવે, નહી તો કે તે મોજમજાહ કરવાનાં સાધનો સાથે સુનેરી તાજ મોકલી આપે મારે તો ઇરાનનુંજ માન જાળવવું પડશે. નામદારો વચે જે બુજોર્ગી પાંમે તેજ ખરો બુજોર્ગ." આથી વજીરોએ તેના તરફના ખરા ચાહ સાથે તારીફ કરતાં કહયું કે, "આસમાન જ્યાં સુધી ફરતું રેહે ત્યાં સુધી તુ જીવવું કરજે. તારૂ નામ ભલાઈ સિવાય બીજી રીતનું દેવાતું ના અને તું સરદારોનો સરદારજ બનેલો રેહેજે."

## બેહરામે કયસરના એલચીને પોતાની આગલ બોલાવી મંગાવ્યો અને તેણે વજીરો સાથે સ્વાલ જવાબ કીધા તે વિષે.

બીજે દિવસે સુરજે પોતાનુ તાજ દેખાડતાંજ અને તેનો પ્રકાશ વાંકાં આસમાન ઉપર ફેલાઇ રેહેતાંજ જેહાનના પાદશાહે તખતે બેસી તે એલચીને પોતાના સરદારો વચે બોલાવી મંગાવ્યો. આથી તે બોલકનો, અકકલમંદ અને સારી યાદદાસ્ત ધરાવનારો જેહાનનો અનુભવવાલો બુઢો ત્યાં હાજર થયો ત્યાં તે અદબવાળી તથા માથું નિચું નમાવી ગુડણ મરડીને પાદશાહના તખત આગળ બેઠો. બેહેરામે તેના ખબરઅંતર પુછી માનથી નવાજ્યો અને તેને

[1] ફીરદોસીને એવોજ ધખારો રહયો હતો કે ઇરાનમા ઇરજના વંશજો સિવાય બીજા કોઈપણ વંશના રાજગાદી ઉપર ઉતરી આવ્યા હતા નહી. તેમજ તુરાનમાં તુરના અને ચીનમાં સેલમનાજ વંશજો હજી સુધી રાજ કરતા રહયા હતા. પણ આટલા બધા જમાનાઓ વહી જવા છતાં એકજ ખાનદાનથી ઉતરેલા પુરૂષો રાજ્ય કરયા કરે એ કદી પણ નહી બને એવો બનાવ ગણાય.

એક ફીરોજાના તખ્ત ઉપર બેસાડયો. પછી તેણે તેને કહયું કે, "અત્રે તુંને લાંબો વખત સુધી થોભી રેહેવું પડવા છતાં તું કાંઈ આ મુલક જોવાથી કંટાલેલો લાગતો નથી. મને તારેજ લિધે ખાકાન સાથની લડાઈ અટકાવવી પડે છે અને તે જેહાનમાં મારો ભાગ્યો હોય તેમ તેને રેહેવા દેવો પડયો છે. તુને અત્રે હદ ઉપરાંત થોભી રેહેવું પડેલું હોવાથી હમુને હાલે તારે ખાતર તમામ નવું કામ બજાવવું પડયું છે. તું જે કાંઇ વાત કેહેવા માંગતો હશે તેનો જવાબ આપવાને હમે તૈયાર છીએ. માટે તારા કેહેવા ઉપર હમે હમારા મુબારક વિચારો જણાવીશું."

આથી તે બુઢા એલચીએ પાદશાહની તારીફ કીધી કે, "આ જમીન અને જમાનો તારા વગરનો ખાલી રેહેતા ના. જે કોઇ પાદશાહ અકકલમંદ હોય તે પોતાના અકકલભર્યા બોલવાથી ખુશાલી પામે છે અકકલમંદો પરવરદેગારની વધારે નજદિક હોય છે જ્યારે બુરા વિચારના શખ્સનો વખત વધારે અંધકારભર્યો હોય છે. તું જેહાનના સરદારોનો સરદાર છે કારણ કે તુ જેમ એક પાદશાહ છે તેમ ચઢતા દરજ્જાનો સરદાર પણ છે. તારી જબાન હીરા જેવા સખુનો બોલનારૂં તરાજુ છે અને વજનવાલું જવેહરાત હમેશાં સુનામાં જડેલું દેખાઇ આવે છે. તું અકકલમંદ, હુશીયાર, વિચાર શકિતવાલો તેમજ બોરેહવાલો હોવાથી પાદશાહોની રસમ મુજબ ફતેહમંદ પણ છે અને દાનાવો ઉપર તારી અકકલ અને પાક વિચારથી સાહેબી ભોગવે છે હું તો ફકટ કયસરનો એક એલચી હોવાથી તું પાદશાહનો તો એક નોકરનો પણ નોકર ગણાઉ છું કયસર તરફથી તું પાદશાહને તેની દુવા પુગાડું છું કે, 'તારૂં આ તાજદાર માથું તેમજ તખત કાયમ સલામત રેહેજો.' બીજું તેણે મને તારા દાનાવોને સાત ચિજો માટેના સ્વાલો પુછવા ફરમાવ્યુ છે"

આથી પાદશાહે તેને તે સઘલી વાત કેહવા કહયું કારણકે તેને તે બોલકના શખ્સ વિષે વધારે માન પેદા થયું હતુ. તેથી તેણે વડા વજીર તથા બીજા નામદાર અકકલમંદોને ત્યાં ભેગા થવા ફરમાવ્યું. તે રૂમી જે સાત સ્વાલ પુછવા માંગનો હતો તે સાત સ્વાલો શું હશે તે સ્વાલ પુછતા માણસનો અવાજ સમજવાને તે પાદશાહ થોડો વખત (અધીરાઈથી) થંડી હાએ મારવા લાગ્યો. તે વજીર તેમજ લાયકાતવાલા સઘલા દાનાવો ત્યાં હાજર થતાંજ તે એલચીએ પોતાનો ભરમ ખુલ્લો કરવા માડયો અને તે વજીરો આગળ કયસરના સ્વાલો [illegible]હી સમજાવ્યા. તેણે તે મોબેદોને એ રીતે કેહેવા માડયું કે, "ઓ રેહેનુમાઈ રનાર શખ્સ! એવી કહી ચિજ છે જે હંમેશાં ભીતરને લગતી ગણાય છે? [illegible]ળી બીજી એવી કહી ચિજ છે જે બાહારને લગતી ગણાય છે અને તે નામ

સિવાય તું બીજું કાંઈ જાણી શકતો નથી? ઓ સરદાર! ઉંચે એટલે શું અને નિચે એટલે શું? ફીનારા વગરનું શુ અને નજીવું શું? એવી કહી ચિજ છે જેનાં મુશકલ નામો છે અને તે સઘલે હોકમ ચલાવે છે?

વજીરે તે કાબેલ શખ્સને જવાબ દિધો કે, "ધીરે, ધીરે! તારે દાનાઇને માર્ગેથી ફરવાની અગત્ય નથી." પછી તે બોલ્યો કે "ઓ કાબેલ શખ્સ! હવે તું તારા સ્વાલોના તમામ જવાબો સમજી લે તું જે બાબદો માટે પુછે છે તેનો જવાબ પણ એકજ છે અને બાહારની તથા અંદરની બાબદ માટે હું ઘણા થોડા શબ્દોમાં કહીશ. બાહારની ચિજ તે આસમાન છે અને તેની અંદરની ચિજ તે હવા છે, જેઓ પરવરદેગારના ખોરેહથી તેનું ફરમાન બજાવતાં રહેછે. જેહાન કરતાં પણ છેડા વગરનો તે પાક યજદાન છે અને દાનાઈ છતાં તેનાથી ફરવું એ બુરૂ કામ છે. ઉચેનો અર્થ બેહેસ્તનો થાય છે અને નિચેનો અર્થ દોજખ થાય છે. જે પરવરદેગાર કરતાં વધારે બાધુરી કરવા જાય તે બુરો સખ્સ ગણાય બીજું જે કાંઇ ઘણા નામો ધરાવે છે અને તે ચો ઠેકાણે હોકમ ચલાવે છે તે ઓ બુદ્ધ શખ્સ! અકકલ છે, જે ઘણાં નામો ધરાવે છે અને તેનાથી પાદશાહની ઇચ્છા પાર પડે છે. તેને કોઇ દયાને નામે તો કોઇ વફાને નામે ઓલખે છે. જેનાથી અકકલ દુર થઇ તેને માટે દુખ અને જફાજ રહેછે. વકતાઓ તેને સચાઇને નામે ઓલખે છે, અને ભાગ્યશાલીઓ તેને ચાલાકીને નામે ઓલખે છે. તે ઘડીકમાં સબુરીને નામે ઓલખાય છે તો ઘડીકમાં ભેદી તરીકે ઓલખાય છે, કારણકે તમામ વાતો તેની આગળ મકમ રહેછે. એ રીતે એ બોહોલી બાબદનું નામ અકકલ છે જે નામ શિખામણોથી પણ વધારે ચઢતું છે. અકકલથી ચઢતી કોઈપણ ચિજ હોય એમ તું સમજતો ના. અકકલ તો તમામ ભલી ચિજોના સરદાર સમાન છે. જેહાનના એકઠા થઇને પડેલા ભરમો જે આપણા મગજમાં જડાયલી આંખો જોઈ શકતી નથી તે અકકલ જાણી શકેછે. બીજું હરેક જાતની દાનાઈ ધરાવનાર પરવરદેગાર આગળ તેમજ તેનાં કીધેલાં આગળ કમીના જેવો છે. ઉચા આસમાન ઉપર સેતારાઓ પ્રકાશી રહે છે તે કેટલા છે તેની ગણત્રી આંખોથી થઇ શકતી નથી. ઉંચુ આસમાન પણ ફરસગો દુર છે જેને કોઇથી પુગાઈ શકાતુ નથી તોપણ તું તે આસમાનની અને તેના જમાનાના ફરવાની ગણત્રી કરવી સેહેલ ગણે છે. એક છુટેલો તીર પણ કોઇથી જોવાતો નથી જેને માટે ચાલાક બુધ્ધીના શખ્સો પણ અજબ બને છે. તોપણ ઓ ખુશાલ શખ્સ! જે આસમાન ઉપરના સેતારા ગણવા માગે તેના કરતાં કમીનું બીજું કોણ? જેહાનના પેદા કરનારના ભેદો તો એ સિવાય ઘણા પણ છે પણ તારા આંઠ જવાબો જે હું જાણું છું તે તો એજ છે."

જ્યારે કયસરના કાબેલ એલચીએ એ બાત સમજી ત્યારે તેણે જમીનને બોસો લેઇ આફ્રીન પોકારી. પછી તેણે પાદશાહ બેહેરામને કહયું કે, “ઓ જેહાનના પાદશાહ ! હવે તું પરવરદેગાર પાસેથી એથી વધારે ચઢતી માંગતો ના કારણ કે તમામ જહાન તો તારા હોકમ હેઠલ છેજ પણ તારો હોકમ બજાવવાને મગરૂરોના માથા પણ નિચે નમે છે તું મુબારક નોખમના બુજો-ર્ગોને પસદ પડતો છ અને કોઇપણ પાદશાહ તારા જેવો થયો હોય એમ હમુને ખબર નથી. પણ તારા વજીરો વચે વડો વજીર તો દાનાઇ અને અક્કલ ધરા-વવામાં પણ વધારે ચટતો છે તેથી તમામ ફીલસુફો પણ તેના ગોલામ જેવા છે અને તેઓને તેની દાનાઇ આગળ પોતાના માથા નમાવી દેવા પડે છે.” જ્યારે બેહરામે એમ સમજયુ ત્યારે તેણે ખુશાલી દેખાડી અને તેના દિલની રોશનાઇમાં વધારો થયો પછી તેણે એક ખેરાત તયાર કરવા ફરમાવ્યું જેમાં તેણે જે કાંઇ ખજાનામા વધારે કીંમતી હતુ તેજ મગાવ્યુ પછી તેણે તે એલચીને સઘલી ચિજો બક્ષેશ કીધી અને તેને દીરમ અને દીનારથી નવાજ્યો. વળી બેહરામે પોતાના વજીરને પણ દસ દસ હજાર દીરમની દસ કોઠની બક્ષો તથા પોશાક અને ઘોડા સાથે બીજી ઘણીએક ચિજો ભેટ આપી. ત્યારબાદ નામદાર કયસરનો તે એલચી પાદશાહની દરબારમાંથી પોતાના ઉતારા તરફ રવાના થયા.

સહવારે સુરજે આસમાન ઉપર પોતાનો હાથ દેખાડતાંજ શેહેનશાહ આવીને સુનેરી તખત ઉપર બેઠો જ્યાં કયસરનો એલચી તેમજ હુનરભર્યો અકકલમંદ વજીર પણ આવી લાગ્યા. તેઓએ પાદશાહ આગળ ખુશાલી સાથે આવી ત્યાં તરેહવાર વાતો કરવા માંડી. પછી પાદશાહના વજીરે તે એલચીને કહયુ કે, “ઓ હરીફ અને જોડયા વગરના હુશીયાર શખ્સ ! જેહાનમાં નુક-સાનીથી ભરેલું એવું કયું કામ છે કે જે કીધાથી ભારે અફસોસ કરવો પડે છે? વળી જેહાનમાં એવું કયુ ફાયદાભર્યું કામ ગણાય છે કે જે કીધાથી માણસ બુલંદીએ પુગે છે?”

તે એલચીએ જવાબ દિધો કે, “જે કોઇ દાનાવ હોય તેજ હમેશાં બુજોર્ગ અને જોરેમંદ હોય છે. નાદાન માણસનું શરીર ધુલ કરતાં પણ કમીનું ગણાય છે અને તે દરેક નેક વચે નાલાયક ગણાય છે. તેં પણ નાદાની અને દાનાઇને લગતી વાત વિષે પુછયું છે પણ (હુ ધારૂં છું કે) હવે તેં રાસ્ત લોકોનો જવાબ સમજયો છે.” તે વજીર બોલ્યો કે, “એ કાંઈ બરોબર જવાબ નથી માટે તું કાંઇ વિચાર કર અને પાણીમાં રેહેતી મછીને એમ જમીન ઉપર લાવવાની વાત ના કર.” ત્યારે તે એલચીએ જવાબ દિધો કે “ઓ દિલજીટ શખ્સ ! તારે દાનાઇની વાત કરવી જોઇએ છે. જો તું એથી બીજી

રીતનો જવાબ જાણતો હોય તો તે કહી સમજાવ કે જેથી તારી આબરૂની દાનાઈ સાથે તારીફ થાય." વજીરે તેને જવાબ દિધો કે, "તું જરા વિચાર કર. કારણ કે વિચારથી મગજશક્તિ પ્રમાણેની વાત નિવડે છે. જેહાનમાં જે કોઈ ( પાદશાહ ) વધારે નિર્દોશ હોય તેનું મોત આવવું એ નુકસાનકારક છે એમ તું જાણ. પણ બુરા ( પાદશાહ ) નુ મોત આવવાથી તું જો ખુશી થાય તો તે ઘટતું ગણાય. જો કે આપણા સઘલાઓના શરીરનો એક વખત નાશ છેજ. તેથી આ ( બુરા પાદશાહના મરવા ) થી ફાયદો છે અને પેલા ( ભલા પાદશાહના મરવા ) થી નુકસાન છે. માટે આ બે વચે તું હવે અકકલ વાપડ."

જ્યારે તે રૂમીએ એ જવાબ સમજ્યો ત્યારે તે તેને પસંદ પડયો અને તેની એ વાત તેને વધારે ફાયદાકારક જણાઇ. આથી તેણે હસીને તે વજીરની પાદશાહ આગળ પુશકલ તારીફ કીધી અને તેને કહયું કે, "ઇરાન જમીન ભાગ્યશાલી છે, કારણ કે મારી આંખો તારા જેવા બીજા કોઈ શેહેનશાહને જોતી નથી તેમજ વળી તારી આગળના આ વજીરને પણ કોઇ જોશે નહી. તે પોતાની અકકલને લિધે જેહાન માટે મોટાઇના એક તાજ સમાન છે. અને તમામ વજીરો વચે તો સરદારોનો સરદાર સમાન છે. તેથી હવે જો તું કયસર પાસે ખંડણી લેવી ચાલુ રાખશે તો તે વાજબી ગણાશે. કારણ કે તારો એ વજીર અકકલ ઉપરજ પાદશાહી ભોગવે છે." એ વાત સમજી પાદશાહ પણ ખુશ થયો અને તેનું દિલ વસંતના ગોલાબ માફક તાજુ બન્યું. પછી રાત પડવાથી અને રાતનો કાલો ઝુન્ડો ઉપર ચઢવાથી તે એલચી પાદશાહ આગળથી ( પોતાને મઠેકે ) જવા માટે બાહાર પડયો.

## કયસરના એલચીને બેહરામે વિદાય કિધો અને તેણે પોતાના સરદારોને શિખામણો દિધી તે વિષે.

તેના વજીરની એ વાતથી તે અક્કલમંદ શખ્સની ખાતરી થઇ ગઇ અને તેથી તે બાધુર પાદશાહ પણ પોતાના મેહેલમાં ગયો. પણ જડપથી ફરતાં આસમાનને ધીરજ નહી હોવાથી તેણે વળી તેના ઉંઘમાં પડેલાં મગજને બીદાર કીધું. સુરજના ઝરાએ પોતાનો ઝુન્ડો વચે ચઢાવ્યાથી તે જેહાનના પાદશાહનું મગજ પણ ઉંઘથી હલકું બન્યું. આથી દરબાને દરબારનાં બારણા ખોલી નાખ્યાં અને પાદશાહ પોતે સુનેરી તખત ઉપર આવી બેઠો. ત્યાં તેણે એક બેલાત તૈયાર રાખવા અને તે એલચીને પોતાની આગળ મોકલી આપવાનો હોકમ કીધો. તે ચાલાક પાદશાહે તે એલચીને સુનેરી મ્યાન સાથની હીન્દી તલ-

વારો, સુનેરી લગામ સાથના નામીચા ઘોડાઓ, દીનારો, મોતીઓ તથા કસ્તુરી અને અંબરનો એક હદીઓ જે એક બુઝેર્ગ શખ્સના ખ્યાલથી હદ ઉપરાંતનો હતો તે બક્ષ્યો અને પછી લશકરનું કામ હાથ ધર્યું.

ત્યારબાદ તેણે પોતાનાં અકકલમંદ વઝીરને ત્યાં તે અંજુમનના નામદારો વચ્ચે આવવાનો હોકમ કીધો અને પાદશાહે તેને તથા બીજા લડાયક પેહેલવાનોને જાગીરો બક્ષી, તથા તે ઉપરાંત તેઓને દીરમો, ઘોડાઓ, વીટીઓ અને કોલાહો બક્ષી. વળી જેઓ મોટા દરજજાના હતા તેઓને મુલકો, તાજો અને તખતો બક્ષેશ કીધાં તેણે તમામ જેહાનને સચાઇ ઉપર ચાલતી બનાવ્યાથી ગરીબો તેમજ મોટી પડવીના લોકો તેનાથી ખુશ રેહેવા લાગ્યા. તે બુરાઓ તેમજ જુલમગારોને કાંઇપણ ચિજ બક્ષનો નહી પણ થડા સખુનો કહી તે તેઓને ત્યાંથી દુર કરનો.

ત્યાર પછી તેણે પોતાના વઝીરોને એવુ કહયું કે, "ઓ હુનરભર્યાં અને પાક દિલના અકકલમંદો ! આપણે જેહાનને આગળા જુલમગારો તથા ઈનસાફી પાદશાહોની કરણીથી યાદ રાખી શકીએ છીએ. ઘણાએક પાદશાહોએ જુલમ તેમજ લોભ કીધા છતાં તેમના હાથો તો ખાલી રહયા છે અને આરામ તથા મોજ ભોગવતા ( મોત આવ્યાથી ) અટકીઆ છે. બુરા વિચારના પાદશાહથી જેહાનનું લોક ધાસ્તીમાં રહે છે અને ભલાઓનાં દિલ તેને લિધે તવાઈને અરધાં બની જાય છે (બુરા પાદશાહના અમલમાં ) સઘલાઓ બુરાં કામો તરફજ પોતાના હાથ લબાવે છે અને કોઇપણ યજદાંનને માટેની કોશેષ કરતા નથી. બુરાં કામો કરનારા દેવો કે જેઓએ જેહાનના માલેકની ધાસ્તીથી પોતાના દિલને તોડી નાખેલાં હોય છે તેઓજ સઘલે ફેલાઇ જાય છે. (તેથી તેના અમલમાં) દાનાવો, ચાલાકો, અને અકકલમંદો પોતાના ભલાઇવાલાં મગજ છતાં બુરાઇ તરફ હાથ લબાવે તો તે સઘલાંનો બોજો પાદશાહનીજ ગરદન ઉપર લટકે છે. પાદશાહના સઘલા વફાદારો જુદાઇ અને સચાઈના ભેલવાળા હોય છે. મારા બાપે પણ એમજ ગેરઇનસાફ તરફ હાથ લંબાવ્યાથી તે પવિત્ર, અકકલમંદ કે ઓહદાપ્રસ્ત ગણાયો હતો નહી. તમો તેવા શખ્સની વર્તણુંક માટે ઘણા અજબ થતા નથી કારણ કે તેના પ્રકાસ્તાં દિલ ઉપર લોહાનો કાત ચઢયો હતો તમો જાણોછો કે જમશીદ અને પાદશાહ કાઉસે દેવનો માર્ગ સોધી લેવાથી તેઓને શું શું વેઠવું પડયું હતું. તેમજ વળી મારા બાપે પણ તેઓનોજ માર્ગ ધર્યો હતો અને પોતાની આડી ચાલને લિધે સેહેલાઈથી મુગ્ખાઇનો માર્ગ પકડી લિધો હતો. તેથી તેની તમામ રૈયત દુખી બની હતી અને તેના આકલા સ્વભાવને લિધે ઘણાઓ માર્યા પણ ગયા હતા. હાલે તે મરી ગયો અને તેનું બુરૂં નામજ રહયું છે અને તેની કોઈપણ તારીફ ગાતું નથી. તોપણ તેના ઉપર હમારી તો

દુવાજ ઉતરજો. તેનું રવાન ફીનાભર્યું બની મારા ઉપર ગુસ્સો થાય એવું કદી બનતું ના. હવે જ્યારે હું તેના તખત ઉપર બેઠોછું તો બેશક મીનોછ જેહાનમાં તેનો માર્ગ પણ બદલાશે. હું જેહાનના બનાવનાર સાહેબ પાસેથી એવુંજ માંગુ છું કે તે મને જાહેર તેમજ ખાનગી રીતે એવી શકિત પુગાડતો રેહે કે જેથી હું મારી રૈયતની સેવા કરતો રેહું અને તેમ કરી કાલી ધુલને પણ કસ્તુ- રીના ગુણવાલી બનાઉ જેથી જ્યારે મારૂં શરીર ધુલ નિચે પડીને ઉઘાય ત્યારે મારાથી જુલમ ખમેલો કોઇપણ શખ્સ ત્યાં મારી દામન ધરે નહી. માટે તમો પણ સચાઇનીજ ચાદર ઓઢતા રેહેજો અને તમારાં દિલની જુદાઇને ધોઇ નાખજો. કારણકે કોઇપણ દેહેકાન કે રૂમી કે અરબ પોતાની માતાથી મોત વગરનો જનમતો નથી મોતનો હુમલો કરવાની રીત એક સિંહ સમાન છે અને તેની સાથની લડાઇમાંથી કોઇપણ પોતાની ગરદન બચાવી શકતુ નથી. તે તો વળી ફાડીખાનારા સિંહોનો પણ શેકાર કરે અને તેના ફાંદામાંથી એક અઝદાહનું શરીર પણ બચી શકતુ નથી હવે તે શાહાનશાહોના તાજદાર માથાંઓ કયાં ગયા? કયા છે પેલા બુજોર્ગો અને મુબારક શખ્સો? કયાં છે પેલા સ્વારો અને બાહાદુરો? કારણ કે હું તો તેઓની જરાપણ નિશાણ જેહાનમા જોતો નથી. કયાં છે પેલી જેહાનમા પરીચેહર ગણાતી ઓરતો કે જેઓથી સરદારોના જીવ ખુશ રેહેતા હતા? માટે જે કોઇનો ચેહેરો કફનની ચાદર હેઠળ ઢંકાયો તેને માટે તમારે એમજ સમજવું કે તેઓ ધુલ સાથે ધુલ બન્યા છે. માટે આપણે સઘલાઓએ ભલાઇથી અને પવિત્રાઇ સાથેજ હાથ લંબાવવા ઘટે છે અને જેહાનને બુરી કરણીને હાથ સોંપી દેવી ઘટતી નથી. બાગેહની બક્ષેશ કરનાર પરવરદેગારના તથા તાજ, તખત અને મારાં ખાનદાન અને ઓલાદના હું સોગદ લેઇને કહું છું કે જો તમો તમારાં કામકાજમા જાહેર કે છુપી રીતે એક મુઠીભાર પણ કોઇને નુકસાન પુગાડવા માંગશો તો હું તમારૂં શરીર આત- શમાં બલાવશ તો નહી પણ તમારા ડોકાંને ગરદન આગળથી ફાંસીએ લટકાવશ જો કોઈ ચોર મધરાતે કોઈ દરવીશની ઢાબની ચોરશે તો હું તેના બદલામાં તેને માટે મારા ખજાનામાંથી રેશમી એ ધની મોકલી આપશ અને તેના ગમગીન બનેલા દિલનું દુખ ઢોઇ નાખશ અથવા તો જેનું અંધારી રાતે કે તપતે દિવસે મેઢાંન ટોલાં વચેથી મેઢું ચોરાશે તો હું તેને તેના બદલામાં એક મોઘી કીમ- તનો ઘોડો આપશ અને મેં તેના ઉપર કાંઇ હેશાન કીધું છે એમ સમજશ નહી. જો મને મારા દુશમનો સાથે લડાઇ કરવી પડે અને તેમાં જો કોઈ સ્વાર હલાક થશે તો હું તેને દર સાલ દીરમોનો ખજાનો બક્ષતો રહીશ અને તેના છોકરા બચ્ચાંઓને હું ગમગીન બનવા દેવશ નહી. પરવરદેગાર કે જે જાવેદાન સુધી નેકીની પીછાણ કરનારો છે તેનોજ તમો સઘલાઓ ઉપકાર માનતા રેહેજો.

આતશની પ્રસ્તેશ કરનારા હેરબદ ૧ હોયા વગર તમો પાણી અને આતશ તરફ યાને અથોરનાનના ધંધા તરફ તમારા હાથ લંબાવતા ના. વળી તમો ખેતી-વાડીમાં કામ આવતા બલદોનું લોહી રેડતા ના કારણ કે ગાયને મારવી એ કાંઈ સારૂં કામ નથી. જો કોઇ બલદ બુઢાપાને સબબે નકામો થઇ પડયો હોય અને તે તેના ધણીની નજરમાં નજીવો પણ બન્યો હોય તોપણ તે નોકરી બજા-વનારા બલદને મારી નાખવો ઘટતો નથી. નહી તો કે તે મુલકનું ખોરેહ પણ ઉડી જાય તમો દાનાવોને પુછપરછ કરતા રેહેજો અને માબાપ વગરના બાળકોના દિલ દુખવતા ના દેવોને લગતા વિચારોથી તમો દૂરજ રેહેજો અને દુશમનો સાથે લડતી વખતે મોજમજાહાને તજી દેજો. જો હું મારા તાબેદારો પાસેથી ખંડણી લેઉ તો હું પરવરદેગાર આગળ તેમજ તાજ અને તખત આગળ શરમીદો બનુ. જો કે મારો બાપ યજદેજર્દ બુરી કરણીનો હતો તો પણ હુ તો તેના બદલામાં ઇનસાફનાજ કામો કરૂ છુ. માટે હવે તમો તેની તેવી વર્તણુક માટે તમારાં દિલને ખુશજ બનાવજો અને તેના (રવાનના) છુટકારા માટે તમો (બંદગી કરવાને) આતશની આરજુ કરજો, કે જેથી પર-વરદેગાર તેનો તકસીર માફ કરે અને દોજખમાથી તેને બેહેસ્ત તરપ જવાનો માર્ગ દેખાડે ૨ તમોમાના જે કોઇ જવાનો હોવો તેઓ હવે મોજમજાહ

---

૧ અથોરનાનનો ધંધો ચલાવવા માટે નાવર અને મરાતબની પડવી પામેલો શખસ ૨ એક જરથોશ્તી ગુજર પામે છે ત્યારે તેના સગાવાહાલાઓ તેના ફરોહરની નૈયતે ક્રીયાઓ કરાવી ભણતનો ભણાવે છે આમ કરવાની તેના સગાવાહાલાંઓની મટલબ અજ છે કે પરવરદેગાર તેઓની અરજ સમજે અને જો તે ગુજરનાર શખ્સ બુરી કરણીનો અને અધર્મી હોય તોપણ તેનાં સગાવાહાલાઓની તેને માટેની તેવી તોજેશથી તેનો ગુનાહ થોડે થોડે દરજ્જે માફ થતો રેહે અને તેની મીનોઇ દુન્યાની સજામાં ઘટાડો થતો રેહે. આપણા ધર્મમા જે દોજખના આજાબ વીષે લખ્યું છે તે કાઈ કાયમને માટે હોઇ શકે નહી તેમ હોય તો તેમાં ખોદાનો ઈનસાફ ગણાય નહી. એક જનમ દેશનીકાલ ગયલો કેદી પણ પોતાની સારી ચાલથી અને તેના લાગતા વલગતાઓની સરકાર ઉપર ગયલી વારંવાર અરજીથી થોડાંક વર્ષ બંધીખાનું ભોગવી મુક્તિ પામી શકે છે. તો ખોદાની દરગાહનો ઈનસાફ એવો સખત હોઇ શકેજ નહી કે એક ગુજરેલુ રવાન પોતાની આ દુન્યાની બુરી કરણીને લિધે મીનાઈ જેહાનમાં હમેશગી સુધી દોજખનો આજાબજ ખમીયા કરે. ગુજરેલાની નૈયતે ક્રીયાઓ કરાવી તથા ભણતણો કરાવી તેમની મીનોઇ સજામા ઘટાડો કરાવા વિષેનો જે એટકાદ જરથોસ્તીઓ ઘણા જુના જમાનાથી માનતા આવ્યા છે તે તેઓ પોતાના ધર્મના ફરમાનોની રૂએજ માનતા રહયા હતા અને રહેછે અને જરથોશ્તીઓની આવી માન્યતા લાંબો વખતથી ચાલતી આવેલી હોવાને સબબે ફીરદોસી એ અધર્મી યજદે-જરદના બાબમાં પણ પોતાના આવા વિચારો વાજબી રીતે દેખાડી ગયો છે.

કરતા રેહેજો અને તમારા નોકરો વતીકના દિલને તમો તોડી નાખતા ના. બુઢાપામાં તમારે છાકટપણા તરફ હાથ લંબાવવો ઘટતો નથી, કારણ કે એક બુઢો દારૂની સેવા બજાવે તે સારૂં ગણાય નહી. પરવરદેગારના તમો જરાપણ ગુનેહગાર બનતા ના અને બુઢાપો આવી લાગતાંજ અત્રેથી જવાની તૈયારીમાં રેહેજો. જો પરવરદેગાર (આજે) આપણાથી રાજી બન્યો હોય તો આવતી કાલનો ગમ કરવાની જરૂર પણ રેહેશે નહી. હમારી રૈયતના લોકોના દિલ ખુશાલ રેહેજો અને બાહુરોના દિન ગમથી મોકલાં બનજો."

જ્યારે તે સઘલા નામદારોએ પાદશાહનું એ કેહેવું સમજ્યું અને તે ઉપર નેકીથી નજર પુગાડી ત્યારે સઘલાઓએ પોતાની આંખોને સામટી આંસુથી ભરી નાંખી. તેઓને તે દાનાવ પાદશાહના બોલવામાં સચાઈ જણાઇ. આથી તેઓએ પાદશાહની તારીફ કીધી અને તેને જમીનના પાદશાહનો એલકાબ આપ્યો.

## હીન્દી પાદશાહ શંકલ આગળ બેહરામ પોતેજ પોતાના નામાં સાથે ગયો તે વિષે.

પછી તેના અક્કલમંદ વજીરે ઉઠી ઉભા થઇને એ પ્રમાણે કહયું કે, "ઓ સાચા અને ઇનસાફી દાવર! જેહાન બુરા વિચારના લોકોથી નચિંત બની છે અને દુખ તથા સખતી આ જમીન ઉપરથી વહી ગયાં છે. પણ હીન્દનો નામદાર રાજા શંકલ તો હજી પોતાના રવાનને ઇનસાફથી ફેરવેલુંજ રાખે છે, જેથી હીન્દુસ્તાનથી તે ચીન સુધીની જમીન ચોરોના ડરને લિધે દુખી રહે છે. તેથી તે ચોરો ઇરાન તરફ પણ પોતાના બુરા હાથ લંબાવે છે. માટે એ દુખ દૂર કરવાની કોશેષ કરવી ઘટે છે. તું પોતે શેહેનશાહ હોવા છતાં ચીન અને સિંધ પાસેથી શંકલ શા માટે ખંડણી લે ? માટે તું એ સારૂં વિચાર કર અને તેની સાથે બીગાડ નહી થાય તેમ કાંઈ ઉપાય કર."

એ વાત સમજતાંજ પાદશાહ વિચારવંત બન્યો અને જેહાન તેની આગળ એક ઉખ્યાના મીસાલ બની. પછી તેણે તેને જવાબ દિધો કે, "એ કામ હું છુપાછુપ બનાવશ, માટે દુન્યાના કોઈ આગળ પણ હું એ ભરમ કેહેવા માંગતો નથી. હું ત્યાં એકલો જઇનેજ તેના લશકરની, તેની પાદશાહી રાહરીતીની અને તેના તખતની તપાસ લેવશ. હુંજ એક એલચી તરીકે તેની આગળ જવશ જે માટે હું ઇરાનના લોકોને કે બાહુરોને પણ ચેટાવવા માંગતો નથી. માટે ઓ પાક દીનના વજીર! તુંજ શંકલ ઉપર મારે નામે એક નરમ ગરમ નામું લખી કાઢ." આથી તે પાક વજીર તથા તે ઉપરાંત બીજા શખ્સો જેઓ

વઝીર હતા નહી તેઓ ત્યાં મુનશી સાથે હાજર થયા અને તે બાબે થોડો ઘણો વિચાર ચલાવ્યો. પછી ત્યાં કાગજ, કલમ અને સાહી હાજર કરવામાં આવી અને ત્યારબાદ અકકલ અને શિખામણોથી ભરપુર તેમજ ખોદાની પણ તારીફથી પુર એક નામું લખવામાં આવ્યું. તે નામામાં જે શખ્સની તે તારીફ કરવા માંગતો હતો તે કરવા આગમચ તેણે પરવરદેગારની તારીફ લખાવી કે "હસ્તી તેમજ નિસ્તીનો માલેક પરવરદેગાર છે. દરેક ચિજની જોડી હોઇ શકે છે પણ પરવરદેગાર પોતે તો એકલોજ છે ગોલામો કે તાજદાર પાદશાહને સઘલી ચિજો તેજ બક્ષે છે. તેમાં અકકલ કે જે એક નોકર તેમજ સરદારને જેબ આપનારી છે તેના કરતાં વધારે ચઢતું જેહાનમા કાંઇ પણ નથી. જે કોઇ અકકલથી ખુશાલ બને છે તેનાથી જેહાનમાં બુરૂં કામ બનતું નથી. જે કોઇ ભલાઇ પસંદ કરેછે તેને પસ્તાવો પણ કરવો પડતો નથી. કારણકે દાનાઇના પાણીમાંથી બુરાઇ ચાખવી પડતી નથી. માણસોને બલાથી છુટકારો આપનારી અકકલજ ગણાય છે માટે કોઇપણ શખ્સ બલાના ફાંદામાં ફસેલો રેહેતો ના. અક્કલની પેહેલી નિશાન એજ છે કે તે વડે કોઇપણ શખ્સ પોતાની આખી જીંદગી સુધી બુરાઇથી ડરતો રહે છે તે અંદરખાનેથી પોતાને પીછાણતો રહે છે અને જેહાનના હેવાલને તે દાનાઇની નજરે જોઈ શકે છે. અકકલ એ પાદશાહોના તાજ સમાન ગણાય છે અને નામદારોનું તો તે જવેહરાત છે પણ તું તારા પોતાના દરજ્જાને સમજતો લાગતો નથી અને તેથી તું તારાં રવાનને તારા પોતાની અંદરજ ગરક કરી દે છે. જો કે હુ આ જમાનાનો તાજદાર પાદશાહ ગણાઉં છું તોપણ મારામાં એવી ખુબી છે કે હું બુરાઇની કીંમત પીછાણતો નથી. તેથી જો તું પાદશાહી કરે તો તે વાજબી રાહાની ગણાય નહી કારણ કે તારૂં તો ચોબાજુએથી ખોટારૂંજ માલમ પડી આવે છે. પણ વગર કારણે લડાઈ કરવી એ પાદશાહોનું કામ નથી. માટે તારે એ માટેના વિચારો કરવા ઘટે છે. તારો બપાવો હમારો ખંડીઓ હતો અને તારો બાપ પણ હમો પાદશાહોની નોકરીજ બજાવતો હતો. તેથી હાલે પણ હીન્દુસ્તાનથી ખંડણી આવતાં ઢીલ થાય તે માટે હમારામાંનો કોઇપણ એકમટ થતો નથી. પેલો ચીનનો ખાકાન જે ચીનથી આ ઇરાનની જમીન ઉપર લડવા આવ્યો હતો તેના કેવા અવતાર થયા હતા તેનો તુ વિચાર કરજે. તે જે કાંઇ અત્રે લાવ્યો હતો તે સઘલું તારાજ થયું હતું અને તે પોતે પણ પોતાથી થયલા ગુનાહોનો હાલે પસ્તાવોજ કરે છે. તારી પણ તેવીજ ચાલ, રીતભાત, દાવપેચ અને રીતી દેખાઇ આવે છે. મારી પાસે લડાઇનો અસબાબ, ખજાનો તેમજ એકદિલીવાલું સઘલું લશકર પણ તૈયાર છે. માટે તું મારા બાહુરો સામે ટકી શકવાનો નથી કારણ કે હીન્દીઓને તો લશકર ગોઠવતાં પણ આવડતું નથી.

છતાં જો તુંને તારાં જોર ઉપર મુસ્તાકી હોય તો તે દરીઆ સામે નદીને લડવા મોકલ્યા બરોબર ગણાશે. માટે મેં તારી આગળ એક બોલકના, બાહુર અને દાનાવ એલચીને મોકલ્યો છે તેની પાસે યાતો તુ ખંડણી મોકલી આપજે નહી તો કે લડવાની તૈયારી કરજે અને તારા લડવૈયાઓને સખત બનાવી મુકજે. જેનામાં અકકલ અને ઇનસાફ કપડાંના તાણા વાણા માફક વણાઇ ગયલાં હોય તેના ઉપર હમારી દુવા ઉતરજો."

જ્યારે તે નામું હવાની લેહેરીથી સુકાઇ રહયું અને મુનસીએ તે લખી પુરૂં કીધું ત્યારે તેના ઉપર તે મુનશીએજ એવુ સરનામુ કીધુ કે, "તિક્ષણ બુધ્ધીનો જેહાનનો પાદશાહ બેહરામગોર જે દોલત અને જોરનો સાહેબ તેમજ જેહાનને છુટનાર અને બક્ષેશ કરનાર ગણાય છે જેણે યજદેજરદ પછી ખોરદાદ મહીનાના અરસીશંગ રોજે આ કેઆની તાજ મેલવ્યુ છે અને જે જમીનનો સપેહસાલાર, મુલકોનો રક્ષણ કરનાર અને સકલાબથી તે રૂમના પાદશાહો પાસેથી ખંડણી લેનારો છે તેના તરફથી કનોજના દરીઆથી તે સિંધ સુધીના મુલકના હીન્દી રાજા શંકલને પુગે."

જ્યારે તે નામાં ઉપર પાદશાહી મોહર દાબવામાં આવી ત્યારે તેણે શેકારે જવાના આસબાબની તૈયારીઓ કીધી. બેહરામ સાથે જનારા નામદારો સિવાય તેના ભરમથી તેની રૈયતનું કોઇપણ વાકેફ હતું નહી. એ રીતે તે જાદુસ્તાનની નદી ઓલંગી હીન્દુસ્તાનમાં આવી લાગ્યો સકલના મેહેલ આગળ આવી લાગતાંજ તેણે તેની દરબારની તપાસ લિધી તો તેના મકાનનું મઠાલું તેને આસમાન સુધી પુગેલું જણાયું. તેના દરવાજા આગળ પણ પુશકલ હથીયારો અને સરસામાન હતો. સ્વારો અને હાથીઓ તેની દરબાર આગળ સફ સમારી ઉભા હતા અને ત્યાંથી ચંગ તેમજ હીન્દી ધાંટોના અવાજ સમજાતા હતા. આથી બેહરામ પણ તેની દરબાર જોઈ છક બન્યો અને તેનું દિલ વિચારમાં પડયું.

પછી તેણે તેના નોકરો, ચોકીબાનો અને કારભારીઓને એ પ્રમાણે કહયું કે, "ફતેહમંદ પાદશાહ બેહરામનો આ દરબારમાં મોકલેલો હું એક એલચી છું" આથી તે દરબાનોનો સરદાર એમ સમજતાંજ પરદા પાછલ બેઠેલા રાજા આગળ ગયો. રાજાએ તેને માટે પરડા ખોલી નાખવા અને તેને માન સહીત દરબારમાં દાખલ કરવાનો હોકમ આપ્યો. આથી બેહરામગોર ત્યાં ભપકા સાથે દાખલ થયો જ્યાં તેને એક બીલોરી છાપડાં સાથનું એક તખત જણાયું, જેના પરડા નકકર રૂપાના અને તખત સુનાનું બનાવેલું હતું તથા તે સુનામાં તમામ જવેહરાતો જડેલાં હતાં. વળી તેણે તેના ભાઇને માથે હીરા-

જડીત તાજ પેહેરીને શંકલથી જરા નિચાં તખત ઉપર બેઠેલો જોયો. તેનો વજીર તેની નજદિક બેઠો હતો અને તેના તખત આગળ તેનો રાજકુંવર ઉભો હતો.

જ્યારે બેહરામ શંકલની ઘણો નજદિક આવ્યો અને તેણે તેને બીલોરી પૈયાવાલા એક સુનેરી તખત ઉપર માથે તાજ પેહેરી જોર અને દમામ સાથે બેઠેલો જોયો, ત્યારે પાદશાહ બેહરામે તેની આગળ જઈ તેને નમન કીધુ અને તેમજ લાંબો વખત સુધી નમન કરતી ઘપે ઉભો. પછી તે તાજ અને તખત-વાલા જેહાનના પાદશાહ બેહરામે તે રાજા આગળ તેજ જબાનથી બોલવું સરૂ કીધું કે, "તું હીન્દના રાજા માટે હું એક નામુ લાવ્યો છુ જે પેહેલવી ખતે રેસમી કપડાં ઉપર લખાયનુ છે" તે પાદશાહે બેહેરામને એમ બોલતો સમ-જતાંજ ત્યા એક નિચુ સુનાનું તખત લાવી મુકવાનો હોકમ કીધો અને તેને તે ઉપર બેસાડયો તથા તેના સાથીઓને પણ ત્યા બોલાવી મગાવ્યા તે ઉપર બેસ્તાંજ તેણે પોતાના બંધ હોંટા ખોલીને આ પ્રમાણે બોલવુ સરૂ કીધું કે, "એ બુલદ દરજ્જાના રાજા! તારા વગરની ભલાઈ અને મોટાઇ હોતી ના. હવે જો તું મને હોકમ આપે તો હુ બોલવું સરૂ કરૂ."

શંકલે તેને કહયુ કે "ચલાવ અને તું તારૂં બોલવું સરૂ કર. કારણકે બોલીદરાજ્જો આસમાનની પણ તારીફ પાંમે છે" ત્યારે બેહેરામે તેને કહયું કે, "હમારો પાદશાહી ખાનદાનનો બેહરામ પાદશાહ કે જેના જેવા કોઇને પણ કોઇ માયે જનમ આપ્યો નથી તે પેલા ખુશનુમા ઈરાનના મુલકનો વડો છે. જેના ઈનસાફથી ઝેહેર પણ ઝેહેરનો ઉતાર બની જાય છે. તેને તમામ બુજોર્ગો પણ ખંડણી આપે છે અને શેકાર કરતી વખતે તે સિંહોનોજ શેકાર કરે છે. જ્યારે તે લડવા માટે હાથમાં તલવાર ઘરે છે ત્યારે લડાઇની વેરાન જગ્યા લોહીના દરીઆ જેવી બની જાય છે. તે બક્ષેશ કરવામાં વસંતની મોસમના વાદલ જેવા છે અને તેની આગળ ખજાનો તથા પૈસા તુચ્છ ગણાય છે. તેણે તું હીન્દના રાજા માટે રેસમી કપડાં ઉપર પેહેલવી હરફે લખેલુ આ નામું મોકલી આપ્યું છે." એમ સમજતાંજ તે નામદાર રાજાએ અંદરખાનેથી અજબ બની તે નામું વાચવાની તલબ કીધી.

## શંકલે બેહરામનું નામું સ્વીકાર્યું અને તેનો જવાબ આપ્યો તે વિષે.

પછી મુબારક મુનશીએ તે નામું વાચી સમજાવતાંજ તે તાજદાર રાજાનો ચેહેરો સુના જેવો પીલો બની ગયો. પછી તે બોલ્યો કે "ઓ આપ-

હુશીખોરા શખ્સ! તું વાત કરવામાં એમ ઉટાવલો અને તુંદ ના બન. તારા પાદશાહે જો તારી રાહાબરી કીધી હતે તો તેથી તારા પાદશાહની મોટાઇ માલમ પડી આવતે. જે કોઇ હીન્દુસ્તાન પાસે ખંડણી માંગવાની વાતો કરે તે અક્કલમંદ ગણાય નહી. તે પોતાની પાસે ખજાનો હોવાના સબબે પોતાની રૈયતને એમ કેહેતો હશે પણુ તેમ કરતાં તે પોતાનાજ શેહેરો અને મુલકોને મુશકેલીમાં મુકી દેશે. બીજા પાદશાહો બગલાં જેવા હશે ત્યારે હું તો ગીધ જેવો છું અથવા તો તેઓ ધુલ જેવા અને હું તો દરીઆના પાણી જેવો છુ સેતારાઓ તરફ કોઇથી હાથ લંબાવી શકાતો નથી અને આસમાન સાથે કોઇથી પણ લડાઈ કરી શકાતી નથી. માટે વગર ફોકટની બકબક કર્યા કરતાં હુનર દેખાડવા ભલો છે. નહી તો કે ભણેલા શખ્સો તુને હલકો ગણી લેશે. તારામાં મરદાનગી કે દાનાઇ જણાતી નથી. તુ કાંઇ મુલકો અને શેહેરો ધરાવનાર ગણાય નહી પણ તુંને તારા પાદશાહ બાપથીજ એવી નુકસાનીનો વારસો મલેલો લાગે છે. આ મારા તમામ મુલકમાં એટલો તો ખજાનો ડટાયલો છે કે તે ઉપર મારા ન્યાગાનોથી પણ હાથ લંબાવી શકાયો નથી વળી મારી પાસે બખતરો અને હથીયારોનો એટલો તો મોટો જઠ્ઠો છે કે જયારે મારા ખજાનચીનને તેની કુંચીઓનો ઝુરો ઉચકવો પડેછે ત્યારે તે કુંચીઓને હાથીઓ પાસે ઉચકાવવી પડેછે અને તે જોરાવર હાથીથીજ ઉચકાઇ શકાય છે વળી જો હું તલવારો અને બખતરોની ગણત્રી કરૂં તો તેથી તારી આગળ તારાઓની ગણત્રી પણ બીસાડ વગરની થઇ પડે. વળી મારા લશકરનો, જોરાવર હાથીઓનો અને મારી ગાદીઓનો ભાર જમીનથી પણ ખમી શકાતો નથી. હજારો હજાર હીન્દી રૈયત મને રાજા તરીકે ગણે છે. જવેહરાતનો તો મારી પાસે પાહાડયા દરીઆના જેવો ઠગલો છે અને હાલમાં જેહાન પણ મારી મદદગાર બની છે. વળી મારી પાસે અંમબર, અગર તથા કસ્તુરી તો ઝરા મીશાલ છે અને સુકાયા વગરના કપુરનો તો એક ભારી ખજાનો હું ધરાઉ છું. વળી મારી પાસે બીમારોની બીમારી દૂર કરવાના અને આ જમીન ઉપર જેઓ ગમગીન રેહેતા હોય તેઓની ગમગીની દુર કરવાના ઓસદો પણ છે. આ મારી ભુમી આવી આવી ચિજોથી ભરપુર છે અને તે સુના, રૂપા અને જવેહરાતોની ખાનો પણ ધરાવે છે. મારા હાથ હેઠેલ સુનેરી તાજવાલા હેંસી રાજાઓ છે જેઓ મારો હોકમ થતાં લડવા માટે કંમરને તંગ બનાવે છે. વળી મારા મુલક આસપાસ તમામ પાહાડો, દરીયાઓ અને ખીણોજ આવેલી હોવાથી મારા મુલક તરફ આવવાનો એક દેવથી પણ માર્ગ ધરી શકાતો નથી. કનોજથી તે ઇરાન જમીનની હદ સુધી અને ત્યાંથી તે સકલાબ અને તેથી પણ દુરના મુલકોના સઘલા ખુણેગોશે મારા તાબેદારો ગણાય છે અને તેઓને નાચારી સાથે

મારી નોકરી બજાવવી પડે છે. હીન્દ, ચીન અને ખોતનના માલેકો મારા નામ સિવાય બીજા કોઇનું નામ જબાંન ઉપર લેઈ શકતા નથી. તેઓ મારા તરફ-થીજ તાજ પાંમ્યા છે અને તેથીજ તેઓની મારા તરફની ફીદાગીરીમાં પણ વધારો થયો છે. ચીનના ફગફુરની બેટી મારી ઓરત તરીકે મારા મેહેલમાં વસે છે, જેણી જેહાનમાં મારીજ તારીફ પોકારે છે. તેણીથી અવતરેલા એક સિંહ જેવા દિલનો હું એક બેટો ધરાઉં છું, જે પોતાની શમશેરથી પાહાડોના દિલને પણ જીટી લેછે. કાઉસ અને કએકોબાદના વખત પછી આ જમીન અને આ મુલકની યાદ કોઇએ પણ કીધી નથી. વળી નામદારી ધરાવનારા ત્રણ લાખ માણસોનું લશકર મનેજ પાદશાહ તરીકે ઓળખે છે. વળી તેમાં સરદારો તરીકે મારા બારસો સગાઓ કામ બજાવે છે જેઓથી મારો કાંઇ પણ ભરમ છુપો રેહેતો નથી બાપેદાદેથી તેઓ મારા ખેશી ગણાય છે અને મારી આગળ હીન્દુસ્તાનમાં ખરે પગે ઉભા રહેછે. લડાઇ વખતે તેઓના અવાજથી જંગલના સિંહો પણ પોતાના પંજા અજમાવી શકતા નથી. જો બાધુરેનો એવો ચાલ હતે કે તેનાથી એલચીને તુરત મારી નખાવી શકાતો હતે તો મેં પણ તારૂં ડોકું શરીરથી જુદું કરાવ્યું હતે અને તેથી તારૂં પેહેરેણ તારે માટે રૂડન કરતું બન્યું હતે."

બેહેરામે તેને જવાબ દિધો કે, "ઓ તાજદાર રાજા! જો તું મોટો સરદાર ગણાતો હોય તો તુ તુંદાઇનું બી ના વાવ. મને તો મારા પાદશાહે તુંને કેહેવા કહયું હતુ કે 'જો તુ અકકલમંદ હોય તો જુઠાઇનો માર્ગ ધરતો ના, પણ તારી દરબારમાંથી બે ઘણા બોલકના, તકરારી અને દાનાવ શખ્સોને ચુટી કાઢજે અને જો તેઓમાનો એક પણ વિચાર અને અકકલમાં મારા કરતાં ચઢતો નિવડે તો પછી મને તારા મુલક સાથે કાંઇ કામ રેહેશે નહી કારણ કે એવી વાત કાંઇ અકકલમંદો આગળ હલકી ગણાતી નથી જો એમ નહી બનતું હોય તો તારા લડાયકો વચે જેઓ ભારી ગુરજ ઉઠાવનારા હોય તેવા સો હીન્દી સ્વારોને ચુંટી કાઢી તેઓને મારા એકલાની સામે લડવા ઉતાર જો તેમ કરતાં પણ તારૂંજ કૌવટ અને શકિત જાહેર થાય તો પછી હમુને તારા મુલકની ખંડણી જોઇતી નથી'" જયારે શકલે એમ સમજયું ત્યારે તેણે બેહરામને કહયું કે, "તારૂં એવું બોલવું શીયાણપત ભરેલું લાગતું નથી તોપણ હવે તું થોડો વખત અત્રેજ ઉતારો લે અને તારાં કપડાં ઉતાર. એવી વગર ફાયદેની ટકટક કરવી તુંને લાયક નથી."

## શંકલે બેહરામને જીયાફત આપી અને ત્યાં બેહરામે પોતાના હુનરો દેખાડયા તે વિષે.

પછી બેહરામ માટે એક ખુશનુમાં મેહેલ ઉતારા સારૂં તૈયાર કરવામાં આવ્યો અને ત્યાં જોઈતી ચિજો હાજર કરવામાં આવી. બેહરામે ત્યાં બપોર સુધી આસાયશ લિધી. જેહાનને દિપાવનારો સુરજ મધ્યાને આવી ચઢતાંજ શંકળ રાજાના હોકમથી તેના ખેરખાહ નોકરે તે મેહેલમાં ઢીમે ઢીમે ખાણાની તૈયારીઓ કીધી. પછી શંકળ આગળ ખાણું લાવી મુકવામાં આવતાંજ તેણે બેહેરામને પણ ત્યાં બોલાવી લાવવાનો હોકમ કીધો અને ફરમાવ્યું કે, "પેલો ઇરાની પાદશાહનો એલચી જે બોલકનો તથા બાહાદુરીમાં જવાન લાગે છે તેને તથા તેનાજ જેવા બીજા તેના સાથનાઓને અત્રે હાજર કરી મેજ ઉપર એલચીઓને ઘટતી જગ્યાએ બેસાડવા"

આથી તુરતજ બેહેરામ આવીને ખાણા ઉપર બેઠો અને કાંઇ પણ બોલ્યા વગર ખાણા ઉપર હાથ લંબાવ્યો. ખાણું ખવાઇ રેહેતાંજ મીજલશ તૈયાર કરવામાં આવી જ્યાં દારૂ પીરશનારી અને ગાયન ગાઇને રીજવનારી ઓરતો હાજર થઇ. જીક કસબની ભરતના પાંઠરેલા ગલીચા ઉપર પીવાતા દારૂનો પમરાત કસ્તુરીનો આવતો હતો તે બુજોર્ગો દારૂ પી ખુશ બનતાંજ અને વગર ફીકરના ગમથી દુર થતાંજ રાજાએ ત્યાં બે શખ્સો જેઓ કુસ્તી રમવામાં દેવો સામે ટકી રેહે તેવા હતા તેઓને જોર અજમાવવાનો હોકમ કીધો. આથી તે કામમાં કશાયલા શખ્સો પોતાની કંમરે લંગોટ બાંધી ત્યા હાજર થયા અને એકમેક ઉપર જોર અજમાવવા લાગ્યા તથા તે બંને જવાનો દમામથી લડવા લાગ્યા. બેહરામે પણ દારૂની બીલોરી જામો ઉડાવેલી હોવાથી અને દારૂએ તેના મગજને ઉશકેરાયલુ બનાવ્યાથી તેણે શંકલને કહયુ કે, "ઓ પાદશાહ! તું મને પણ લંગોટ બાંધવાનો હોકમ આપ કે જેથી હું પણ આ જોરેમદ શખ્સો સાથે કુસ્તી રમુ. હુ કાંઇ દારૂની ખુમારીથી કોઇને પણ નુકસાન કરશ નહી." આથી શંકલે હસ્તાં હસ્તા કહયુ કે, "ઉઠ, જો તું તેઓને નિચે નાખે તો પછી તારે તેઓનું લોહી પણ રેડવુ." એમ સમજતાંજ બેહરામ ઉઠી ઉભો થયો અને પછી પોતાના સીધ્ધાં શરીરને મરડાનગીથી વાલવા માંડયું. પછી જેમ એક સિંહ જબરાં ગોરખર ઉપર પોતાનો પંજો લંબાવે તેમ તેણે એક પછી એકની કંમર પકડી એવી રીતે જમીન ઉપર અફાલ્યા કે જેથી તેમનાં હાડકાં ભાંગી ગયાં અને તેમના ચેહરાનો રંગ ફીકકો બન્યો.

શંકળ એમ જોતાંજ તથા તેનું ઉંચું અને સીધ્ધું કદ, તેનું જોર તથા તેના બાંમાં જોતાંજ ઘણોજ અજબ બન્યો. તેથી તેણે હીન્દી જબાનમાં બોહાનું

નામ પોકાર્યું અને તેને પોતાની દરબારમાં ચાલીસ શખ્સોથી ઉંચી પડવીએ બેસાડયો. પછી તે લેહેજતદાર દારૂથી મસ્ત બનતાંજ તે જવેહરાત જડેલા મેહેલમાંથી ઘરે જવા બાહાર પડયા અને આસમાને જ્યાંસુધી કાલા રંગની ઓઢણી ઓઢી ત્યાંસુધી તે બુઢા તેમજ જવાનો પણ ખાણાથી અટકયા. શંકલ પણ દારૂની નિશાને સબબે સુવાની જગ્યાએ ગયો અને તે કેઆની શેહેનશાહથી તેનું દિલ અને તેની આંખ ફેરવાઇ ગયાં.

જયારે તે કાલી અંધારી ચાદર સુનેરી ચાદરમા ફેરવાઈ ગઈ અને આસમાનને દિપાવતા સુરજે પોતાનો ચેહેરો દેખાડયો ત્યારે તે હીન્દી પાદશાહ એક ઘોડા ઉપર બેસી તથા હાથમા ચોગાનની લાકડી પકડીને દમામ સાથે મેદાન તરફ ચાલુ મુકયુ આથી તેના માણસો પણ તીર કમાન લેઈ તે રાજા સાથે ગયાં અને થોડો વખત તેઓએ તીરો ફેંકવા માંડયા. શંકલે બેહરામને પણ કેઆની કમાન હાથમાં ધરી ઘોડે બેસવા ફરમાવ્યાથી તેણે શંકલને કહયું કે, "ઓ રાજા! મારી સાથે ઇરાની સ્વારો ઘણા છે જેઓ પણ જો તું બાહાદુર રાજા ફરમાવે તો તીર ફેંકવાની તથા દડી દાવ રમવાની ખાહેશ ધરાવે છે." શંકલે તેને જવાબ દિધો કે, "બેશક તીર અને કમાન તો સ્વારોને ટેકા સગાન થઇ પડે છે. માટે તુ આવુ શરીર, ગરદન અને હાથોનુ જોર ધરાવતો હોવાથી તુજ તારી કમાન ઉપર તીર ચહાવ અને તેની દોરી હમુને તાણી દેખાડ." આથી બેહરામગોરે કમાન ઉપર તીર ચહાવી પોતાના બાહાદુર ઘોડાને ઉશકેરીને દોડાવ્યો અને એક તીર પકડી કમાનની દોરી એવી રીતે તાણી કે જે લાકડી સામે નિશાણ તરીકે મુકી હતી તેને ચીરી નાખી. આથી ત્યાંના મેદાનના સ્વારો અને ફીનાબાજ પેહેલવાનોએ તેની એકે અવાજે તારીફ કીધી.

## બેહરામ ઉપર શંકલને શક ગયાથી તેણે તેને ઇરાન જતો અટકાવી રાખ્યો તે વિષે.

હવે શંકલ પણ બેહરામ માટે શકમંદ બન્યો અને એવું ધારવા લાગ્યો કે, "એક એલચી કાંઇ આવો દમામ, આવું ઉચું કદ અને તીર કમાન વાપડવાની આવી રીત ધરાવી શકે નહી. તેમજ કોઇ હીન્દી, તુરકી કે કોઈ બીજી જાતનો બાહાદુર પણ ધરાવી શકે નહી. માટે યાતો તે પાદશાહનો સગો હોય કે યાતો તે પોતેજ સરદાર (યાને પાદશાહ) હોવો જોઇએ. જો હુ તેને બેહેરામનો ભઇ પણ ગણી લેઉં તો તે વાજબી ગણાય." પછી પાદશાહે હસતાં હસતાં બેહરામને કહયું કે, "ઓ પાદશાહી તોખમના નામદાર! તું બેશક પાદશાહનો ભાઈ થતો હોવો જોઇએ અને તેથીજ તું આવી કોશેષ કરનારો,

જોરેમંદ અને તીર કમાન વાપરનારો છે. કારણ કે તું કેઆની ખોરેહ અને સિહ જેવું જોર ધરાવે છે. જો તેમ નહી હોત તો આવો બાહદુર અને નામદાર હોઇ શકતે નહી."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ હીન્દના રાજા! એક એલચીને તું સિંધના જેવું પ્રસિધ્ધ નાંમ ના આપ હું કાંઇ યજદેજરદની તોખમનો કે કોઇ પાદશાહ પણ નથી મને પાદશાહના ભાઇ ગણવો એ ગુનાહભર્યું છે હું તો ઇરાનનો એક ત્રાહેત શખ્સ છુ અને હુ કાંઇ ચઢતી દાનાઇ કે અકકલ કાંઈ ધરાવતો નથી. માટે હવે તુ મને અત્રેથી પાછો ફરવાની રજા આપ કારણકે મને ઘણે લાંબે રાહે જવાનુ છે વળી મારો પાદશાહ પણ મારા ઉપર ગુસ્સે બને એમ થવુ જોઇતુ નથી" શંકલે તેને જવાબ દિધો કે, "તુ એમ ઉટાવલો ના બન. કારણ કે હજી તો હમુને તારી સાથે ઘણી વાતો કરવાની છે ઉટાવલ કર્યાથી કાંઇ આસમાન જડપથી ફરવાનુ નથી. વળી તુ જડપથી જતો રેહેવાથી હમુને સવાબ પણ લાગ નહી માટે તુ હમારી આગળ જરા ઠોભી આરામ લે તુને રાંધેલો ખોરાક નહી ગમતો હોય તો ઉભો દારૂ પી"

પછી શંકલે પોતાના વજીરને ત્યા બોલાવી મંગાવ્યો અને તેની સાથે બેહરામ માટેની વાતો કીધી. તેણે પોતાના તે ડાહ્યા પુરૂષને કહ્યુ કે, "મારે તારી સાથે કાંઈ છુપી વાત કરવાની છે જો આ શખ્સ બેહરામ સાથે કાંઈ સંગા થતો નહી હોય તો તે પેહેલવાનો વચ્ચે એમ પડતા આવે નહી. માટે તો એ સખ્ત માણસના દિલ માટે અજાયબી લાગ છે પણ આવી વાતો જાહેરમા થઇ શકતી નથી. માટે તું તેને કાંઇ ખુબી સાથે અત્રેજ રહી પડવાને સમજાવ અને તેને કેહે કે, 'તુને કનોજથી જતા રેહેવામા કાંઇ ફાયદો થવાનો નથી.' એમ કેહે-વાથી તે એ કામમાં ફરેબ ખાશે. એવી વાત જો હુ કરશ તો તેના દિલમાં કાંઇ ધાસ્તી બેસી જશે માટે તુજ તેને એમ કેહશે તો સારૂ થશે અને તુંજ એવી વાત તેની સાથે કરશે તો તે વાજબી ગણાશે. તેને તુ વાજબી લાગે એવી રીતે ચાલવા સમજાવજે અને કેહજે કે, 'તુ હીન્દના પાદશાહ આગળજ રહીને તારી આબરૂનો વધારો કર. જો તુ તેની આગળ રહી તેના બારીક બારીક વિચારો ઉપર ધ્યાન આપશે તો પછી તુને જે જમીન ઘણી ખુશ લાગશે અને તેને માટે તું હીન્દના રાજાને અરજ કરશે તો તે તુને જે જગ્યાએ હમેશાની વસંત રૂતુ રેહેતી હશે અને જ્યાંના નદી કીનારાઓ ઉપર બગલાંઓના માલા હશે તેવી જગ્યા પણ તે તુંને બક્ષી દેશે. કોઇપણ નેકબખ્ત કનોજથી પાછું ચાલી જવું પસંદ કરે નહી કારણ કે ત્યાં વર્ષના બે પાક ઉતરે છે. વળી એ જગ્યા જવેહરાત, ખજાનો, પૈસા અને દીરમોથી પણ ભરપુર છે. તેથી જેની

પાસે પૈસા હોય તેને દલગીરી પણ લાગે નહી. વળી તે નવાજેશ કરનાર રાજા પણ તારો ચેહેરો જોઇ તારી તરફની મોહબતથી હસતો બનશે.' એ ઉપરાંત તારીથી એ બાબે જે કેહેવાય તે કહેજે અને તે તુને તે જેવો મલે તેવુંજ કેહેજે. એ સઘલુ કેહેતા તુ તેનુ નામ પણ પુછી લેજે, કારણ કે તેનુ નામ જાણવાથી મારૂ દિલ ખુશાલ બનશે. જો તે આપણાજ મુલકમા વસવાટ કરશે તો તેથી તેના ઓરેતથી આપણું પણ માન વધ્યુ જશે. પછી આપણે તેને જડપથી લશકરના સરદાર બનાવી દેશુ અને આપણે આ મુલકમા આપણી મરજી ચાહાશે તેમ માનુ કરીશુ.'

આથી તે રાજાના ફરમાનનો અનુભવ પામેલા વજીરે બેહેરામ સાથે એ બાબે વાતો કરી અને તેણે તેને એ માર્ગે સુજવ્યો અને પછી તેણે બેહેરામને નામ પુછતા કહયુ કે, "તારૂ નામ જણાવ્યા વગર તે આપેલો જવાબ પણ પુરો ગણાશે નહી." એ વાત સમજતાજ તેનો કેમ જવાબ આપવો તેના વિચારમા તેના ચેહેરાનો રંગ પણ ઉડી ગયો, પણ આખરે તે ઓલકના શખ્સે જવાબ દિધો કે, 'મને તુ બંને જેહાન વચ્ચે કાલા મોઢાનો ના બનાવ. જો કે હુ મેહેનત કરતો હોવા છતા મારી પાસે બાજ્જો નહી હોય તો પણ તારા ખજાનાથી હુ કાંઇ મારા પાદશાહની બાજુએથી ફરતો નથી. વળી હમારી દીનના રેવાજો જુદા છે તેમજ તે દીનની રાહારીતી હમુને પ્યારી છે. જે કોઇ પોતાના પાદશાહને નીમખહરામ બની માનુ દેરવે તે પોતાની દીનનો માર્ગ ભુલી આડે માર્ગે ગયલો ગણાય. જે અકકલમંદ હોય તે ઘણું મેલવવાનો લોભ પણ રાખે નહી. આપણી ભલી બુરી કરણી આપણી સાથેજ આવે છે. પેલો તાજદાર ફરીદુન કે જેની સાથે આ જમાનાની પીડ સોંપી રેહતી હતી તે હાલે કયાં છે? વળી પેલા પાદશાહી ખાનદાનના બુજરગો તથા પેલા જેહાનના માલેકો કએકોબાદ તથા કએખસરૂ સર્વ કયા છે? બીજુ એકે શુ તુ પેલા જેહાનજીત, જવાન અને આપઅખત્યાર પાદશાહ બેહરામને ઓલખે છે? જો હું તેના હોકમથી ઉલટો ચાલુ તો તે નફરતગી સાથે મારો જીવ લે. તે વળી આ હીન્દુસ્તાનની જમીનને પણ એમ આબાદ રેહેવા દેશે નહી પણ તે હીન્દુસ્તાન સુધીની મટોડી (અને પાણી) પણ ઇરાન તરફ ઘસડી લઇ જશે (યાને તે હીન્દુસ્તાનને તાબેદાર બનાવશે) તેથી હું અત્રથી પાછો ફરૂ અને તે ફતેહમંદ પાદશાહ મને પાછો જોવા પામે તો તેજ ઠીક ગણાશે. જો તું મારૂ નામ જાણવા માંગતો હોય તો મારૂં નામ બરજી છે. મને મારા માબાપ તેમજ મારો પાદશાહ એજ નામે ઓલખે છે. માટે તુ શંકલને આ મારા સઘલા જવાબ પુગાડ. કારણ કે હું કશાન શેહેરમાં ઘણા લાંબા વખત ઠાભ્યો છુ."

જ્યારે તે વજીરે તેનો એવો જવાબ સમજ્યો ત્યારે તેણે શંકળને જે કાંઇ સમજ્યું હતું તે કહયું. આ જવાબથી તે રાજાનો ચેહેરો ગુસ્સાની કરચલીથી ભરાઇ ગયો અને તેથી તે બોલ્યો કે, "એની મુસાફરીનો હીગામ દુર અને દુરજ જશે. જ્યારે તે મારા હોકમ મુજબ માથુ નમાવતો નથી અને તે મારા હોકમથી પોતાનું દિલ ફેરવે છે તો હુ એક એવી યુકિત કરશ કે જેથી એ લશ્કર વચે દિપી રેહેતા શખ્સની જીંદગીનો અત આવી જશે." એ પાદશાહના મુલકમાં એક વરૂં હતુ જેની ઉચાઈ એવી હતી કે તેથી માર્ગમાંની હવા પણ અટકી જતી હતી તથા તેનાથી ત્યાંના જંગલમાંથી નરસિહો તથા આસમાન ઉપર જડપથી ઉડનારાં ગીધો પણ નાહાસી ગયાં હતાં. તમામ હીન્દમાં તેનીજ ચકચાર ચાલી રહી હતી અને તેના અવાજથી તીક્ષણ કાનો પણ બેહેર મારી જતા હતા.

## બેહેરામે શંકળના ફરમાવ્યાથી વરૂ સાથે લડાઈ કરી તેને મારી નાખ્યું તે વિષે.

પછી શંકલે બેહરાંમને કહયુ કે, "ઓ નામીચા શખ્સ! તમામ કામ તારે હાથ પાર ઉતરે એમ છે. આ મારા શેહેર નજદિક એક જંગળ આવેલું છે જેને લિધે મારે ફીકર લાગુ પડેલી છે. એ જગલમાં એક મગર જેવું વરૂ રહેછે જે સિંહોના દિલને અને વાઘોના ચામડાંને ચારી કાઢે છે. માટે તું તે વરૂની સામે જઇને તારા તીરોથી તેની તમામ ચામડીને વિધી નાખ, જેથી તારાં ફતેહમંદ બોરેહને પ્રતાપે તેનાથી આ મુલકના લોકોને કરાર થાય. વળી તેથી તું મારી હજુરમાં તેમજ મારી રૈયતના આ નામદારો વચે મોટો દરજ્જો પણ પાંમશે તેમજ વળી હીન્દ અને ચીનના લોકો તારી હંમેશાં તારીફ પણ કરતા રેહેશે."

ત્યારે પાક વિચારના બેહરામે તેને જવાબ દિધો કે, "એક ભોમ્યો જે આ વરૂનું રેહેઠાણુ જાણતો હોય અને જે આ તમામ જગલને લોહીથી ખરડાયલું જોઈ આવ્યો હોય તેને તુ મારી સાથે મોકલ. ૧ મને તું તેને જોવા દે અને પછી પરવરદેગારના બક્ષેલા મારાં જોરથી તું તેનાં ચામડાંને લોહીથી ખરડાયલુંજ જોશે." આથી શકલે એક ભોમ્યો કે જે તેનું રેહેઠાણુ અને જગ્યા જાણતો હતો તેને તેની સાથે મોકલી આપ્યો. પછી બેહરામ તે ભલા ભોમ્યા સાથે પેલા લોહી રેડનારાં વરૂવાલાં જંગલમાં ગયો. તે ભોમ્યાએ બેહે-

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

રામ આગળ તેના રેહેઠાણનું તેમજ તેના શરીરની ઉચાઇ અને પોહોલાઇનું પણ વર્ણન કીધુ. તે જગ્યા દેખાડી તે બાન્ગો ત્યાથી પાછો ફર્યો અને બેહરામ હમામથીં તે વરૂવાલાં જંગલ તરફ ગયો જેની પુઠે તેના કેટલાક ઇરાનીઓ પણ ગયા અને તે વરૂ સાથે લડવાની તેઓએ કમર બાંધી જ્યારે તેઓએ આવું જંગલ તથા તેના રેહેઠાણની જગ્યા જોઇ તથા દુરથી તેની ઉચાઇ જોઇ ત્યારે તેઓ બોલવા લાગ્યા કે, "ઓ પાદશાહ' તુ તારી મરદાનગીને લિધે હમારી આ વાત ઉપર આડા કાન કરતો ના. તું પાદશાહ લડવે બાહુર હોવા છતાં પાહાડ કે પથર સાથે તો કોઈપણ લડાઇ કરે નહી. માટે તું તારે શંકલને એમજ કેહે કે, "એમ કાંઇ બને નહી મારા પાદશાહનો મને એવી લડાઇ કરવાનો હોકમ નથી. તારા હોકમથી જો હુ એવી લડાઈ કરૂં અને મારા પાદશાહને તેની ખબર પડે તો તે માટે તે કાંઇ મને તખ્ત આપવાનો નથી.

ત્યારે પાદશાહે તેઓને જવાબ દિધો કે, "જો પાક યજદાંને મારી મતી હીન્દુસ્તાનમાંજ કીધી હશે તો મારૂં મોત બીજી જગ્યાએ કયાંથી આવવાનુ છે! માટે આવો વિચાર ફોકટનો છે" પછી તે જવાંન મરદે કમાન ઉપર તીરનો ચીહલો ચઢાવ્યો જેથી તુ કેહેશે કે, જાણે તેણે પોતાના જીવને બીસાડ વગરનોજ ગણી લિધો. તે પોતાનું શરીર અને મગજ મોતને સોંફી દેઇને તે વરૂની સામે ગુસ્સાથી દોડી ગયો અને હાથમા કેઆની કમાંન પકડી તથા તીરની કોડલીમાંથી ખંડગ લાકડાના તીરો બાહાર કાઢી તેના ઉપર બરફ વરસે તેમ તીરનો વરસાદ છોડયો અને તે વરૂ આજેજ થયુ ત્યાં સુધી તેણે તેમ ચાલુ રાખ્યુ. પછી તેણે એક તીર તેના પેટમાં માર્યો જેથી તેનો ચંદ્ર તુરતજ કાલો બન્યો બેહરામે તેનુ મોત આવેલું જાણતાંજ પોતાનાં હાથમાં કમાનની જગ્યાએ તલવાર પકડી અને તે વડે તે વરૂનું ડોકુ તમામ કાપી કાઢયું અને બોલ્યો કે "જોડયા અને હરીફ વગરનો સાહેબ પરવરદેગાર જેણે મને આવું જોર અને ખોરેહ બક્ષ્યુ છે અને જેના હોકમથી સુરજ આસમાન ઉપર પ્રકાશ આપ્યો જાય છે તેના નામથી હુ આ ફતેહ પાંમ્યો છું."

પછી તેણે ત્યાં બલદો અને ગાદુ મંગાવી તે વરૂનાં શરીરને તેમાં મુકી તેને જંગલની બાહાર ઘસડી લાવવાનો હોકમ કીધો; જેથી તે ગાદું ત્યાં ઘસડી લાવવામાં આવ્યું. શંકલે એ વરૂને દુરથી જોતાંજ મોજમજાહ સાથની મેજબાની આપવા માટે પોતાના મેહેલને રેસમી કપડાંથી સંગાર્યો. ત્યાં તે તાલેવંત પાદશાહે દરબાર ભરી તખ્ત ઉપર બેસ્તાંજ બેહેરામને પોતાના તખત આગળ માનથી બેસાડયો અને ત્યાં તે બેહેરામની સઘલા હીન્દી બુજોર્ગો અને ચીની સ્વારોએ તારીફ કીધી. ત્યાં સઘલા સરદારો નેશાર કરવાની ચિજો સાથે બેહેરામ આગળ આવીને બોલ્યા કે, "ઓ નામદાર! કોઇપણ તારા કામોની

બરોબરીએ પુગવાનો નથી. હમારી નજરે તારાં જેવાં કામો પડયાં પણ નથી.''

એ વાત બન્યાને કેટલોક વખત વહી ગયો જેટલો વખત શંકલ બેહેરામને ખુશાલ દિલે રાખવા લાગ્યો. વખતો વખત શકલનો ગમ તેનાથી દુર થઇ તે ખુશાલ રહી શકતો હતો અને તેનો ચેહરો ઘડીકમાં ખીલેતો તો ઘડીકમા દલગીર રેહેતો હતો. તે તેનુ મોતજ લાવવા ઇચ્છતો હતો પણ તે વિચારને તેનું દિલ દુર રાખ્યા કરતુ હતું. વળી ત્યાં જમાન અને પાણીમા રેહેનારો એક અઝદાહ હતો કે જે દરીયામાંથી એક પાહાડ જેવો જણાતો હતો. જોગવર હાથીને પણ તે એક ફુકારામા ખેંચી લેતો અને તેનાથી નાઇલ નદી માફકના મોજા ઉછલતા હતા. શંકલે પોતાના સાથીઓને તથા પોતાના ચાલાક બુધ્ધીના અને ભરમ જાણનારા શખ્સોને કહયુ કે, "આ સિંહ જેવા કાસદને લિધે હુ ઘડીકમાં ખુશ તો ઘડીકમાં દુખી રહુ છું. એ જો અત્રે રહી પડતો હોય તો મને ટેકો થઈ પડને અને કનોજમાં તથા મારા મુલકમાં એક સરદાર તરીકે ગણુ તે. પણ જો એ આપણી આગળથી ઇરાન જતો રેહે તો બેહેરામ કનોજને વેરાન પણ બનાવી દેશે. તે પાદશાહનો જ્યાં આવો એક નોકર હોય તો પછી મારા મુલકનો તો કાંઇ પણ સરકસ રેહેવા પાંમે નહી. તેથી હુ તા તેને કાંઇ એવુ કામ સોફ્વાને આખી રાત વિચારમાં રોકાયલો રહયો હતો અને તેમ કરી હુ એક બીજો ઉપાય યોજવા પાંમ્યો છું. હુ તેને હવે પેલા અઝદાહ આગળ મોકલવા માંગું છુ જેના હાથમાંથી તે ખચીતજ છુટકારો પાંમી શકશે નહી. જ્યારે તે પોતેજ અઝદાહ સામે લડવા જશે તો તેના એ કામથી મને એનો ઠપકો ઘટશે નહી."

એમ કેહેતાંજ તેણે બેહરામને પોતાની આગળ બોલાવી મંગાવ્યો અને તેની બાહાદુરીની ઘણીએક વાતો તેની આગળ કીધી પછી તે બોલ્યો કે, "જાનનો બક્ષનાર પરવરદેગાર તુને તારા નામદારોને ઘટે એવા ગુરજથી હીન્દુસ્તાનની બુરાઇઓને ધોઇ નાખવા માટેજ ઇરાનથી અત્રે લાવેલો લાગે છે. વળી એક દુખ અને મેહેનતભર્યું કામ નિકળી આવ્યુ છે જેની સરૂવાતમાં જો કે દુખ ખમવાનું છે પણ સેવટે તેનો બદલો ખજાનાથી પાંમવાનો છે. એ કામ બજાવ્યા પછી ગમે તો તું અત્રે રેહેતો ના અને મારી ખુશાલી વચે તુ તારે વતણ પાછો ચાલ્યો જજે" બેહરામે શંકલને એવો જવાબ દિધો કે, "તારા વિચારથી ઉલટો ચાલવાનો મારે માટે માર્ગ નથી. જો કે આસમાનની ચાલ મારી સાથે બુરી હશે તોપણ હું તારા હોકમથી એક પળ પણ ફરીશ નહી."

## બેહરામે અઝદાહને મારી નાખ્યો તે વિષે.

પછી શંકળે તેને કહયું કે, "એ બલા તે આ મારા મુલકમાં એક અઝદાહ છે જે જમીન તેમજ દરીઆમા રહી શકે છે તથા તે ગલી જનારા મગરોનો પણ શેકાર કરે છે. જો તુ કાંઇ ઉપાય કરી આ હીન્દના મુલકને તેનાથી સાફ કરશે તોજ તુ હીન્દુસ્તાનમાથી ઇરાન ખાતે ખંડણી લેઈ જઇ શકશે કે માટે મારો તમામ મુલક પણ એકમટ બનશે વળી હીન્દુસ્તાનમાથી તુ ખંડણી લેઇ જવા ઉપરાત અગર, તલવારો અને બીજી તરેહવાર ચિજોનો હદીઓ પણ લેઇ જવા પામશે" બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ રાજા! હીન્દમાં હોકમ કરનાર રાજા તુજ છે હુ પાક યજદાંનના હોકમથી એ અઝદાહાના પગલા આ જમીન ઉપરથી કાપી કાઢશ. પણ તનુ રેહેઠાણુ કયાં આવ્યું છે તે હુ જાણતો નથી, માટે મને તે તરફનો ખરો માર્ગ તારે દેખાડવો જોઇએ છે" આથી શંકળે એક ભોમીઆને તેની સાથે મોકલી આપ્યો કે જથી તે તેને પેલો અઝદાહ દખાડી આપે. વળી નામદાર બેહરામ સાથે ઇરાનના બુજોર્ગો તથા ત્રીસ તલવારબાજ શખ્સો પણ ગયા

તે દરીઆ આગળ તેઓ આવી લાગ્યા ત્યાસુધી તેઓએ ચાલુ મુસાફરી કીધી ત્યા તેણે ત્યાના અંધકાર વચે તે અઝદાહને જોયો તેણે તેનુ શરીર, તેના વલ અને તેનો ગુસ્સો જોઈ લિધો. બલ્કે તેની બે આંખોતો આતશજ ફેંકતી હતી ઇરાની બુજોર્ગો તો તે અઝદાહને જોઈ પોકાર મારવા લાગ્યા અને ઘણા ઉશકેરાઇ ગયા. તેઓએ બેહરામને કહયુ કે, "ઓ પાદશાહ! તુ કાંઇ એને પેલુ વરૂ સમજતો ના એવી બુરાઇ કરી તુ ઇરાનના મુલકનો નાશ થવા દેતો ના અને તારા દુશમનોને ખુશાલ બનવા દેતો ના." પેહેલવાન બેહરામે તે ઇરાનીઓને જવાબ દિધો કે, "આપણો જીવ તો પરવરદેગારને સોંપી દેવો ઘટે છે. આ અઝદાહને હાથેજ જો મારૂ મોત હશે તો મારી મરદાનગી વધવાની કે ઘટવાની નથી."

પછી તેણે કમાનને તાણી જોઇ અને તે ઉપર ચઢાવવા સારૂ તેણે ઝેહેરનું પાણી પાયલો એક તીર પસદ કરી લિધો. પછી તેણે તે અઝદાહ ઉપર તે તીરોનો વરસાદ છોડવા માંડયો અને તેના સ્વારોએ તે અઝદાહને જમની અને દાવી બાજુએથી ઘેરી રાખ્યો તેણે તેના માદાને તીરની પોલાદી અણીથી સીવી લિધું, જેથી ત્યાં તેના ઝેહેર સાથનું લોહી ટપકવા લાગ્યુ. તેણે વળી બીજા ચાર તીર તેના માથાં ઉપર માર્યા જેથી તેના દિલમાંથી વધુ લોહી જવાથી અને તે અઝદાહના શરીરને તે તીરો જઈ વાગ્યાથી તે વધારે સુસ્ત બન્યું તથા તેનું ઝેહેર સાથનું લોહી ધુલ સાથે ભેલાઇ ગયુ. તેથી તેણે તુરતજ

ઝેહેર પાયલી તલવાર બાહાર ખેંચી જડપથી તે અઝદાહનું શરીર ચીરી નાખ્યું. તેણે તલવાર અને ગુરજથી તેની ગરદન છુંડી અને કાપી નાખી અને તેના શરીરને ધુલમાં તપડતું નાંખ્યું.

જ્યારે બેહરામ તે અઝદાહ સાથની લડાઇથી પરવાર્યો ત્યારે તે જેહાનના પરવરદેગારની બંદગી કરવાને ત્યાંથી ગયો અને બોલવા લાગ્યો કે, "ઓ પાક દાવર! તારીજ મદદથી આવો અઝદાહ માર્યો ગયો છે નહી તો કે આવુ જોર કોણમાં આવી શકતે? ફકટ તુજ તારા બંદાઓને તમામ બુરાઇઓમાંથી બચાવી લેનારો છે." પછી તે ત્યાંથી સિંધના લશકરને દિપાવનારા હીન્દના રાજા આગળ પાછો ફર્યો અને તેને કહયું કે, "ઇનસાફી પરવરદેગારના હોકમથી હવે તું રાજા તે અઝદાહના હુમલાથી ખલાશી પાંમ્યો છે." એમ સમજતાંજ અને બેહેરામને ઘોડાના જીન ઉપર જેમનો તેમજ બેઠેલો જોતાંજ શંકલ ગમગીન બન્યો. પછી તેણે એક બલદ જોડેલુ ગાડુ લેઇ જઈ તે અઝદાહના શરીરને ત્યાંથી ખુલ્લાં મેદાનમાં લાવી નાખવાનો હોકમ કીધો. જેથી હીન્દી લોકો પરવરદેગારની તારીફ કરવા લાગ્યા કે "ઇરાન જમીનમાં આવા જોરાવર નરો પેદા થાય છે જેઓ આવા અઝદાહો સામે પણ લડી શકે છે. તેના જેવું આવુ શરીર, ઉચુ કદ, આવી ગરદન અને હાથો પાદશાહ બેહેરામ સિવાય બીજા કોઈની બરોબરી કરી શકે નહી." સઘલાઓ તો ખુશાલ બન્યા પણ શંકળજ દુખી બન્યો અને તેનો ચેહેરો બેહરામના એ કામથી ફીકકો બન્યો.

## શંકલ બેહેરામ માટે વિચારવંત બની ગયો અને તેણે પોતાની બેટીને બેહેરામ સાથે પરણાવી તે વિષે.

રાત પડતાંજ શંકલે પોતાના દાનાવો, સગાઓ અને પારકાઓને ત્યાં તેડી હાજર કીધા અને તેઓને કહયું કે, "પાદશાહ બેહરામના આ જોરમંદ, ઉંચા કદના, અને આવી સખત કાંડીના શખ્સને ગમે એવો રંગ અજમાવવા છતાં કોઇપણ રીતે નુકસાંન પુગ્યું નથી. જો તે આપણી આગળથી ઈરાન જતો રેહેવા પાંમશે અને પોતાના તે બાધુરોના પાદશાહ આગળ જઇ લાગશે તો તે ત્યાં મારાં લશકરને કામ બજાવવામાં સુસ્ત જણાવશે અને કેહેશે કે, 'હીન્દુસ્તાનમાં તો કોઇપણ અચ્છો સ્વાર નથી,' અને તેથી મારા દુશમનોનું ચઢી વાગવું થશે. માટે હું તો એ એલચીનું ડોકુંજ ઉડારી નાખવા માગું છુ અને એનો છુપાછુપ નાશ કરાવવા મગું છું. તેથી તમો તે માટે શું કેહેવા માગો છો અને શું ઉપાય દેખાડો છો?"

ત્યારે તે ડાહ્યા પુરૂષોએ તેને એવો જવાબ દિધો કે, “ઓ પાદશાહ! તું તારા દિલને એમ દુખી ના કર. પાદશાહોના એલચીઓને મારી નાખવાનું કાંમ અક્કલ અને હુશીયારી વગરનુ ગણાય છે કોઈએ કદીપણ એવી રીતનો વિચાર આગળ કીધો નથી તેમજ એવાજ વિચારોમા ગુચવાયા પણ કીધો નથી. એથી તો તુ જે પાદશાહોનો પ્યારો છે તેને સરદારો વચ્ચે બદનામી મલશે. જો તુ આ શખ્સના ડાકાંને કપાવી નાખશે તો તેથી તું આ મુલક ઉપર લાંબા વખતની આફત લાવી નાખશે. તે શાહ બેહરામ જેવો તાજ-દાર પાદશાહ તુરતજ ઇરાનથી લશકર સાથે કુચ કરી આવશે અને આપણા-માના કોઇને તે આ મુલકમા રેહેવા દેશે નહી. વળી તારે પણ પાદશાહી ઉપરથી હાથ દોઈ નાખવા પડશે તેણે તો આપણને પેલા અઝદાહાના દુખમાંથી છોડવ્યા છે અને તેથી તેણે વેઠીલી એ મેહેનતનો બદલો તેને મારી નાખીને આપવો ઘટતો નથી આપણા મુલકમાંથી તેણે જેમ અઝદાહ તેમ વરૂને પણ માર્યું છે તેથી તેનું એમ મોત લાવવા કરતા તો તેના શરીરની જીંદગી વધવી જોઇએ છે.”

એવી વાત સમજી શંકલ તો દલગીર બન્યો અને એમ બોલવા માટે તે ને ડાહ્યા પુરૂષો ઉપર ગુસ્સે થયો. તે તે રાત થોભીજ ગયો અને બીજે દિવસે બામદાદમાજ તેણે પાદશાહ બેહરામ આગળ એક શખ્સને મોકલીને કેહેવાડયું કે, “તું કાંઈ પણ લશકર વગર મારી દરબારમાં હાજર થા.[1] આથી બેહરામ ત્યાં દમામથી હાજર થયો અને તે રાજાને જોતાંજ તેના તાજ તથા તખત ઉપર દુવા ગુજારી.[1] પછી તે રાજા ત્યાં વજીરો કે અંજુમન વગર તેની સાથે બેઠો અને તે વખતે તેની આગળ તેના વજીરો કે સલાહકારો પણ ઉભા નહી.[2] તેણે બેહરામને કહયું કે, “ઓ દિલને ખુશાલી આપનારા શખ્સ! તારે તો પોતાને તવંગર બનાવી દેવો ઘટે છે. તુંને હું મારી દિકરી પરણાવવા માંગુ છું જે બોલવે ચાલવે મારાજ જેવી છે. પણ જો હુ એમ કરૂ તો તારે મારી આગળ અત્રેજ રેહેવુ પડશે અને તારાથી અત્રેથી કાંઇ જવાશે નહી. તુંને હું મારા લશકરનો સરદાર બનાવશ અને પછી હીન્દુસ્તાનની પાદશાહી પણ તુંનેજ આપશ.”

આથી બેહરામ ગભરાઇ ગયો અને તે પોતાના તખત, ખાનદાન અને લડાયક ખવાશ માટે વિચારમાં પડયો. તે દિલ સાથે બોલ્યો કે, “એમ કીધા વગર ચારોજ નથી. એ કામનો બતો બીજા કોઇને લાગવાનો નથી. વળી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે ૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

બીજું એ કે એમ કર્યાંથીજ હું મારો જીવ બચાવશ જો કે તેથી મને ઇરાન જમીનને ધુલ સાથ બનાવવી પડશે. કારણ કે જેમ હું અત્રે વધારે રેહેવશ તેમ કોહોલાંના ફાંડામાં સિંહ ફસી પડે તેમ મને ફસવું પડશે." પછી તેણે શંકલને કહયું કે, "તારા હોકમને હું તાબે છુ. હું તારા કહયા મુજબજ મારા જીવે-જાણુથી વર્તશ. માટે તું મારે માટે તારી બેટીઓમાંની એકને ચુટી કાઢ કે જેને જોતાંજ હું તારીફ કરશ."

તેના એમ બોલ્યાથી હીન્દનો રાજા ખુશી થયો અને તેણે પોતાના મેહેલને ચીનાઇ પરડાઓથી સંગાર્યો. ખુશનુમા વસંત જેવી તે શાહજાદીઓ ત્યાં સોલેસંગાર સાથે હાજર થઇ. તેઓ સ્વારો જેવી ઉંચી અને તીતર જેવી ચાલની હતી. તેઓના ચેહેરા ચંદ્ર જેવા અને કંમર બરૂ જેવી પાટલી હતી. તેઓ તમામ સાંકલીઓ અને લુલકોમાંજ ગરક બની હતી. તેઓએ માથા ઉપર નામદારી ધરાવનારૂં સુનેરી તાજ પેહેર્યું હતું. પછી શંકલે તુરતજ બેહરામગોરને કહયું કે, "જા અને તેનો તાજો ચેહરો જોઇ તારા દિલને ખુશ કર." આથી બેહેરામે જડપથી મેહેલમાં જઇને ત્યાંથી માહાતાબ જેવા ચેહેરાની ઓરતો વચેથી એકને પસંદ કીધી તે વસંત જેવી ખુશનુમા ઓરતનું નામ "સ્પીનુદ" હતું. તે તમામ શરમ અને નાજુકાઇનોજ નમુનો હતો. આથી શંકલે તે સીધ્ધાં સરોવર જેવી અને ધુમાડા વગરની બતી જેવી સ્પીનુદ સાથે બેહેરામને પરણાવી આપ્યો. પછી તેણે એક ઘણોજ કીમતી ખ.ન.ા ચુંટી કાઢી તેની કુચી શંકલે તે માહાતાબ જેવી ઓરતને સોંપી.

પછી તેણે બેહરામના સાથીઓ જેઓ જેબ આપનારા અને આપઅખ-ત્યાર સ્વારો હતા તેઓને ત્યાં બોલાવી દીરમો, દીનારો અને તરેહવાર ચિજો તથા અંમબર, અગર, કપુર, સુનેરી લગામવાલા ઘોડા અને કંમરબંધો આપ્યા. વળી જેઓ વધારે લાયકાતવાલા હતા તેઓને સુનેરી તાજો પણ બક્ષ્યાં. તેણે બેહરામ માટે તો એક હીરાજાનું તાજ અને નામદારીવાલુ હાથી-દાંતનું તખત તૈયાર કરાવ્યું તથા તેના મેહેલને પણ જવેહેરાતોથી સંગાર્યો. કનોજમાં જે કોઈ નામદારો હતા તેઓ એ જીયાફતમાં ( ભાગ લેવાને ) દમા-મથી આવવા લાગ્યા અને પાદશાહ આગળ ખુશાલી સાથે હાજર થયા. એક અઠવાડયું સુધી તેઓ ત્યાં હાથમાં દારૂ પકડી મોજ ભોગવતા બેઠા અને પોતાની બેઠક ઉપર ખુશખુશાલ બેઠેલા રહયા. બેહરામગોર માટે સ્પીનુદ તો બીલોરી જામ માહેલા દારૂ જેવી હતી.

# ચીનના ફગફુરે બેહેરામ ઉપર નામું મોકલ્યું અને બેહેરામે તેનો જવાબ લખાવ્યો તે વિષે.

એ વાતની ખબર જ્યારે ચીનના ફગફુરને મલી કે, "ઇરાન જમીનમાંથી એક ખોરેહવાલો અને મરદાનગી ધરાવનારો એલચી શંકલ આગળ જઇ લાગો છે, જે ઇરાની જાણે તાબાની દેહનો જનમેલો છે અને તેણે હીન્દુસ્તાનમાં ઘણા માહાભારત કામો કરી બજાવ્યાં છે. તેનાજ હાથે એક જોરાવર સિંહ માર્યો ગયો છે તથા તેની મરદાનગી અને જોરથી તેનું નસીબ ફરી ગયું છે પણ તાજ તખત ભોગવવું તેને લાયકનું થઇ પડતું નથી. તેની સાથે શંકલે પોતાની બેટી કે જેણી તાજે સાથે પ્રકાસ્તા ચંદ્ર જેવી છે તેને પરણાવી છે વિગેરે" આથી તે જોરેમંદ જેહાનના પાદશાહે (તે એલચી તરીકે ગયલા) પાદશાહ બેહેરામ ઉપર એક નામું લખ્યું. તે નામાની સરૂઆતમાં એવું લખ્યુ કે "જેહાનનો પાદશાહ (ફગફુર) જે નામદારો અને મોટા લોકોના તાજનો સરદાર જેવો છે તેના તરફથી કનોજ તરફ પોતાના ત્રીસ સાથીઓ સાથે ગયલા પારસી એલચીને પુગે." વળી તેણે તેમાં લખાવ્યું કે, "હમુને તું ખોરેહવાલા નામદાર માટે એવી ખબર મલી છે કે, 'તું અકકલમંદ તેમજ દાનાઈભિર્યા વિચારનો છે અને સઘલે ઠેકાણે તું તારાં પગલાં લડાઇ કરવા માટે લેઈ જતા રહે છે. જ્યાં જ્યાં વરૂ કે નામીચા અઝદાહો હોય છે તેઓ તારા તીર અને તલવાર સામેથી છુટકારો પાંમી શકતા નથી. હમારી સાથે વરવા લાયકની પોતાની બેટીને શંકલે તારા જેવા સાથે પરણાવી દિધી છે કે જેણીના એક તલની કીંમત હીન્દુસ્તાનના જેટલી ગણાય છે.' તારા જેવા એક નોકર સાથે તે પાદશાહે સગાઈ કર્યાથી તારા મગજમાં ગરૂરી ભરાઇ હશે. ઇરાનના પાદશાહનેજ આવી મોટાઈ મલવી જોઈતી હતી અને આવો દમામદાર ચંદ્ર તે તાજદારનેજ ઘટતો હતો. પણ તું તો તેનો એક એલચી હોવા છતાં આવી લાયક ઓરત તું મેલવવા પાંમ્યો છે અને કનોજ આવી આવી ચંદ્ર જેવી ઓરતને તું તારી છાટી સાથે દાબવા પાંમ્યો છે. તેથી જો હવે તું અત્રે આવવાની મેહેનત લેશે અને તારે ગમે એટલો વખત મારા મુલકમા રેહેશે તો મારી આંખો તારા દીદાર જોવાથી રોશણ બનશે અને તારા વિચારોથી મારાં રવાનને (ગોયા) બખતર મલશે. જ્યારે તારી અત્રેથી જવાની મરજી થાય ત્યારે હું તુંને મારી આગળ એક પળ પણ રોકીશ નહી પણ તું તારા મેલવેલા ખેલાતો અને સામનોથી માલદાર બની તારા નામદારો સાથે અત્રેથી જવું કરજે. મારી

આગળ આવવા માટે તુંને કાંઇ શરમાવું પડશે નહી કારણકે ઇરાનના શાહ સાથે મને કાંઈ દુશમનાઇ જેવું નથી. માટે એમ પધારવા માટે તુ કાંઇ અચકાતો ના. તું જ્યારે પણ અત્રેથી પાછો ફરવા માંગશે ત્યારે પાછો ફરી શકશે."

એ નામું બેહેરામગોરને મલતાજ તેના દિલને તેથી ખુશાલી મલી. પછી તેણે મુનશીને બોલાવી તેનો જવાબ લખાવ્યો જે જવાબથી બાગમાં એક કીનાનું ઝાડ રોપાયું. એ નામાની સરૂવાતમાં તેણે લખાવ્યુ કે, "જે કાંઇ તેં મને કેહેવાડયું છે તે મેં જાણ્યું છે. તારી એ આંખો વડે તું કાંઈ ચીનના મુલક સિવાય બીજું કાઇ જોતો લાગતો નથી. તેં તારાં પાદશાહી નામામા 'જેહાનના નામદાર અને ઉંચ તોખમના પાદશાહ તરફથી એવું લખાવ્યુ છે, પણ તારી લખેલી એ સઘલી વાત ખોટી છે. હું કાઇ તારી એ મોટાઇને પુરાણા વખતની ગણુતો નથી. ફકટ બેહેરામગોરજ તેવો શેહેનશાહ છે અને આ જમાનામાં હમો તેના સિવાય બીજા કોઇને તેમ ઓલખતા નથી મરદાનગી દમામ, દાનાઈ અને ઉચ ખાનદાનનો તેના જેવો બીજો કોઈ પાદશાહ હોય એમ કાઇને માલુમ પણુ નથી. હું તો બેહેરામનેજ સૌથી ફ્તેહમંદ પાદશાહ ગણું છું અને તનેજ પાદશાહો વચે વધારે નામદાર માનું છું. બીજું મે હીન્દુસ્તાનમાં મુશકેલીઓ ઉઠાવી જે કાંઈ કીધું છે તે માટે તું લખે છે તે બાબે જાણવુ એ કે એ સઘલુ પણ મારા પાદશાહ બેહેરામનેજ નસીબે બન્યુ છે. કારણકે નામદારીવાલો અને બોરેહમંદ તો તેજ છે. એવો હુનર ફકટ ઇરાનીઓમાંજ સમાયલો હોવાથી તેઓ જોરાવર સિંહ જેવાને પણ કાંઇ બીસાડમા ગણુતા નથી હમો સઘલા એકસપી તેમજ ખોદાને પીછાણનારા છીએ અને હમારી નેકીને લિધે હમોને બુરૂં બનવાની ધાસ્તી પણ રેહેતી નથી. ત્રીજું રાજા શકલે મને પોતાની બેટી પરણાવી તે માટે તારે જાણવુ કે એવી પડવી હું મારીજ મરદાનગીથી મેલવવા પાંમ્યો છું. જો કે શંકલ એક મોટો રાજા છે અને તે પોતાના મેહાંઓ (રૈયત)ને વરૂઓથી મરદાનગી સાથે સભાળતો રેહે છે. તોપણ તેણે મારા જેવા સાથે પોતાની સગાઇ કરવી લાયક જોઇનેજ પોતાની લાયકીવાલી બેટી મને પરણાવી આપી છે. ચોથું એ કે તું મને અત્રેથી તારે ત્યાં આવવા ફરમાવે છે અને તું ભલાઇ સાથે મારી રાહાનુમાઇ કરવા જણાવે છે તે માટે જાણવું એ કે મને તો ઇરાનના શાહે હીન્દુસ્તાન મોકલ્યો છે પણ ત્યાંથી હું ચીનાઈ કાપડ મેલવવા માટે ચીનમા આઉ અને ત્યાં તે માટે હું લખી પણ જણાઉં તો-એ તે પાદશાહ તે માટે મારી સાથે એકમટ થાય નહી. પાચમું તું લખે છે કે, 'હું તુને ખજાનો આપી ઇરાન મોકલીશ,' તે માટે જાણવું કે પરવરદેગારે મને બીજાઓ પાસેથી હાથ લંબાવી કાંઇપણુ ચિજ માંગવાથી હાજત વગરનો

બનાવ્યો છે. બેહેરામથીજ હું જે બક્ષેશ પાંમ્યો છું તેજ માટે હું તેનો ઉપકારી છુ. અને તેથી રાત અને દીન ત્રણ પોહરની બંદગી કરી હું તેનાજ શુકરાના બજા લાઉં છું તુ મારી ચાર વાતની તારીફ કરે છે અને હું જે હુનર ધરાઉં છું તેમાં સરાહગાત કરે છે પણ ઓ ચીનના શેહનશાહ! હું તારી તે તારીફ કબુલ રાખું છુ જે માટે હુ મારા ઇરાન જમીનના શેહેનશાહને પણ જણાવીશ. ખોદાતાલાની તારા ઉપર એટલી બધી દુવા ઉતરજો કે જે મેલવવા માટે આસમાન પાસે પણ એટલા બધા તાણાવાણા હોય નહી." પછી તેણે તે નામા ઉપર પોતાની વીટી દાબી મોહોર મારી અને પછી તે જવાબ ચીનના પાદશાહ ઉપર મોકલી આપ્યો

## બેહરામ શંકલની બેટી સાથે હીન્દુસ્તાનથી ઇરાન તરફ નાહાસી ગયો તે વિષે.

જ્યારથી બેહેરામે શંકલની બેટી સાથે નેકા કીધા ત્યારથી તેની તે ઓરત બેહેરામને જેહાનના પાદશાહ તરીકે ઓલખતી બની હતી. તેના તરફની મોહોબતથી તેણી તેને માટે રાત અને દીસ (છુપી) રડયા કરતી હતી અને બેહેરામનાજ ચેહેરા ઉપર તેણીની નજર ઠડેલી રેહેતી હતી તેણીના એવા ચાહા માટે શંકલ વાકેફ બનતાજ તેના કાંઇ બુરૂં બનવાના શકો દુર થતા ગયા. એક દિવસે તેઓ ખુશાલી પાળતાં બેઠા હતાં અને તેઓ વચે તરેહવાર વાતો ચાલતી હતી ત્યારે પાદશાહ બેહરામે સ્પીનુદને કહયું કે, "હું જાણું છું કે તુ મારૂં ભલું ચાહાનારી છે, માટે હું તારી આગળ મારો એક ભરમ કેહેવા માગુ છું, પણ તે વાત છુપીજ રેહે એમ કરજે. હવે હુ હીન્દુસ્તાનથી નાહસ્વા માંગુ છું જે મારા કામમાં તું પણ મને મલનીજ થશે. હું મારી સાથે તુંને પણ લેઈ જવા માંગુ છું પણ એ વાત આ અંજુમનના કોઇને પણ ખબર પડે નહી. મારૂં અત્રે કરતાં ઇરાનમાંજ વધારે કામ છે જેનાં જેહાનનો પરવરદેગાર પણ મારો મદદગાર બનશે જો તારો પણ ત્યાંજ આવવાનો ઇરાદો હશે તો તુંને અક્કલ ખુબી સાથે રાહાબરી કરશે. તારૂં નામ ત્યાં ચોઠેકાણે એક મોટા દરજ્જાની ઓરત તરીકે ગણાશે અને તારો બાપ પણ તારાં તખત આગળ ગુઠણુ મરડીને બેસશે."

સ્પીનુદે તેને જવાબ દિધો કે "ઓ બાહાદુર! તું દાનાઇને માર્ગેથી ફર્યા વગર તારો લાભ સોધતો રેહે. જેહાનમાં તેજ ઓરત સઉથી સરસ ગણાય કે જેનો ધણી હમેશાં હસ્તો રેહેતો હોય. જો મારો પવિત્ર વિચાર તુંને આપેલાં વચણથી ફરે તો હું તારા જીવે ખુશાલ રેહેતી ગણાઉ નહી." બેહરામ બોલ્યો

કે, "ત્યારે તું કાંઇ હવે ઉપાય કર, પણ એ વાત બીજા કોઇને કેહેતી ના." સ્પીનુદ બોલી કે, " ઓ તખ્તને લાયકના બાહાદુર ! જો મારૂં નસીબ મારોજ સાથી બનશે તો હું કાંઇ તેવા ઉપાય કરશ. એક મેજબાની ( જાત્રા ) કરવાની જગ્યા જે કાંઇ અત્રેથી ઘણી દુર નથી ત્યાના જગલમાં મારો બાપ જાત્રા કરવા જાય છે. એ જગ્યાને તે ઘણીજ સબકતી ગણે છે, જ્યાં મુર્ત્તિઓને સંગારીને બેસાડવામાં આવેલી છે. એ જગલ વીસ ફરસંગને છેટે આવેલુ છે અને તે મુર્ત્તિઓને મનાવવા તેને ત્યાં જવું પડે છે. ત્યાં વળી ગોરખરોને શેકારે પણ જવાય છે અને તે જગ્યા યજદાંનપ્રસ્તોને લાયકની પણ ગણાય છે. હવે રાજા તેમજ લશકરનું તે જાત્રાએ જવું થશે જેથી લશકરનુ કોઇપણ શેહેરમાં રેહેશે નહી. માટે તારે નાહસ્વુ હોય તો તે વખતે નાહાસજે. એ જાત્રાનો હીંગામ હમેશાં પુરાણો હોવા છતાં પણ તું તો તાજો અને જવાનજ રેહેજે. હવે તુ આજથી પાંચ દિવસ સુધી ધીરજ પકડ. એ દિવસે જેવો સુરજ જેહાનને દીપતી કરશે તેવોજ રાજા આ શેહેરમાંથી બાહાર પડશે. એ વખતે તુ પણ તારી જવાની તૈયારી કરી રાખજે અને જે કાંઇ કામ આટોપવુ હોય તે આટોપી નાખજે "

બેહરામ પોતાની ઓરતની એવી વાતથી ખુશ બન્યો અને બામદાદ સુધી તેનાજ વિચારમાં સુઇ રહયો. જ્યારે સુરજે પોતાનો હાથ આસમાન ઉપર લંબાવી અંધારી રાતનું ગીરેબાન ફાડી નાખ્યું ત્યારે પાદશાહ બેહેરામ ઘોડા ઉપર સ્વાર થઇ ત્યાંથી શેકારના અસબાબ સાથે હંકારી ગયો. તેણે પોતાની ઓરતને કહયું કે " કોઇને પણ એ વાત જણાવ્યા વગર તું તારી તૈયારી કરતી થા. હવે હમે પણ અત્રેથી જવાનીજ તૈયારીઓ કરીએ છીએ " પછી જ્યારે બેહરામ દરીએ કીનારે આવી લાગ્યો ત્યારે માર્ગમાં તેણે કેટલાક વેપારીઓને દીઠા. બેહરામનો અને વેપારીઓના ચેહેરા એક સાથે મલતાંજ તે શેહેનશાહે અજાયબી સાથે પોતાના હોટો દાંતમાં દાબ્યા. કારણ કે તે વેપારીઓ તો પાણી તેમજ જમીન ઉપર બાહાદુરી દેખાડનારા ઇરાનીઓજ હતા. તેણે તેઓને પોતાની આગળ નમન કરતાં અટકાવી દિધા અને પોતાના સાથીઓથી એ વાત છુપીજ રાખી. તેણે તે વેપારીઓને કહયું કે, "તમો એ વાતથી તમારા હોટો બંધજ રાખજો કે જેથી એ વાતથી આપણને નુકસાન થવાના કરતાં ફાયદોજ થાય. કારણ કે એ વાત જો હીંદુસ્તાનમાં જાહેર થઇ જાય તો ઇરાનની ધુલ લોહીથી દરીઆ જેવી બને. માટે જે કોઇ પોતાના હોટો બંધ રાખશે તેજ છુટો ગણાશે. તમારા હોટો બંધ રહેલાજ સારા પણ તમારા હાથો છુટા હોશે તો કાંઇ નહી. તેથી જ્યાં સુધી હમે હમારૂં તખત પાછું મેલવ્યે ત્યાં સુધી હમો તમોને મજબુટ સોગંદથી બાંધી લેવા માંગ્યે છીએ. માટે તમો

સોગંદ ખાઈને બોલો કે, "જો હમો પાદશાહ બેહરામના વિચારથી કદી પણ ફર્યે અને તેને નુકસાન પુગાડવા માંગ્યે તો હમો પાક યજદાંનના માર્ગ તરફ પગલાં લંબાવ્યાં એમ ગણાય."

એ સોગંદ લેવાનુ કામ પુરૂં થતાંજ પાદશાહનું દિલ પણ દુખથી મોકલું બન્યું. પછી પાદશાહે તેઓને કહયુ કે, "જો તમો મારી એ સલાહથી તાજ પાંમવાની આશા રાખતા હોવો તો મને તમો તમારા જીવ બરોબર ગણી મારો એ બરમ સાચવેલોજ રાખજો. જો મારૂં તખત મારા વગરનું ખાલી બનેલું જણાશે તો ત્યાં ચો ઠેકાણેથી લશકરો તૈયારી કરીને આવી લાગશે અને પછી ત્યાં વેપારીઓ કે લશકર કે પાદશાહ કે ખેદુત કે તાજ કે તખત કાંઇ પણ સલામત રેહશે નહી." જયારે તેઓએ તેનું એમ કેહેવું સમજ્યું ત્યારે તેઓ આંખમાં આંસુ સાથે તેની આગળ રડતા આવ્યા અને બોલ્યા કે, "તારા ઉપર તારા બુજેર્ગોના જીવ ફીદા રેહજો અને જવાની તથા પાદશાહી તારેજ માટે ચાલુ રેહેજો. જો હમો તારા બરમ પૈસાને ખાતર ખુલ્લો કરીએ તો તેથી હમારાજ મુલકો લોહીના દરીઆ જેવા બને માટે કોણ આવો વિચાર કરવાની હીંમત કરે ? તેમ કીધાથી તો પોતાની અકકલને કોડાલીથી ચીરેલી ગણાય."

જયારે પાદશાહે એમ સમજ્યું ત્યારે તેણે તે દમામદાર અને દીનદાર નામદારોની તારીફ કીધી. તેણે તે વેપારીઓને પુશકલ પૈસા આપ્યા કે જેથી તેઓ એ વાતનો સનસારો પણ કોઇ આગળ કાઢે નહી પછી તે ઉંચા આસમાનના કામ માટે અચરત થતો પોતાના અરબી ઘોડાને ત્યાંથી હાકી ગયો. તે પોતાનું શરીર તથા જીવ પરવરદેગારને સોંપીને દુખી થતો પોતાના મેહેલ તરફ ગયો. એ પ્રમાણે જાત્રાનો વખત આવી લાગ્યો અને મોટી પડનીના લોકોએ તે તરફનો રસ્તો ધર્યો ત્યા સુધી તે થોભ્યો. જ્યારે શંકલે બેહેરામને પણ સાથે આવવા કહયું ત્યારે તેની ઓરત બોલી કે, "બરજુ (બેહેરામ) તો બીમાર પડયો છે અને તે તારી માફી ચાહીને કેહેવાડે છે કે, 'ઓ રાજા! મારે માટે તું તારાં દિલને દુખી રાખતો ના. જેની તદરોસ્તીમાં બીગાડ હોય તેને મનથી મોજમજાહ પણ કડવી લાગે છે અને તું પાદશાહ તે સારી રીતે જાણે છે.'" ત્યારે શંકલે બેહરામની ઓરતને જવાબ દિધો કે, "હા, એમ બનેજ નહી બીમાર હોય તેને મોજમજાહ ગમેજ કેમ."

પછી બામદાદ થતાં શંકલે કનોજથી ચાલુ મુકયું અને તે જાત્રાના મઠક તરફ ઉટાવલે ચાલુ મુકયું. મધરાત થતાંજ બેહેરામ બોલ્યો કે, "ઓ મારી ભલી ઓરત! હવે અત્રેથી નાહસ્વાનો વખત આવ્યો છે." પછી તેણે જાણે રપીનુદને સ્વાર કીધી અને પેહેલવી ભાષામાં ખોદાનું નામ યાદ કીધું. બેહેરામ

પણ હથીયારો પેહેરી લેઇ ઘોડા ઉપર સ્વાર થયો અને તેણે કમંદને જીન સાથે ઓલગી અને ગુરજ હાથમા ધર્યો. તેઓએ દરીઆ આગળ આવી લાગ્યા ત્યાં સુધી મુસાફરી કર્યા કીધી. તેણે ત્યાં તમામ વેપારીઓને સુઇ ગયલા જોયા તેથી તેણે તેઓને ઉંઘમાંથી ઉઠાડયા અને એક વાહાન તૈયાર કરાવી તેમાં સ્પીનુદને બેસાડી દિધી. તેઓ વાહાન ઉપર આવી લાગ્યા તેટલા પોહોર પણ ફાટી ગયા અને સુરજનો તાપ પણ પડવા લાગ્યો

## શંકલે બેહેરામની પુઠ પકડી અને તેણે તેને પાદશાહ તરીકે પારખી કાઢયો અને તેની સાથે મલતો થયો તે વિષે.

હવે તે પાદશાહના નાહાસી જવાની ખબર સાથે એક સ્વાર કનોજથી જડપથી નીકલ્યો અને એ વાતની ખબર તે નેકખાહે શંકલને પુગાડ્યાથી તે શેકારગાહમાંથી આતશની માફક ફિશંકેરાયલો નિકળી પડયા અને તેણે જડપથી તે દરીઆ તરફ જઇ લાગવા માટે કુચ કીધી ત્યાં તેણે સ્પીનુદ તેમજ બેહરામને જોયાથી તે દુખી બન્યો અને તેણે દરીઆ તરફ ફરી પોતાની બેટીને ગુસ્સા સાથે કહયું કે, "ઓ શોખ નજરની બુરી ઓરત ! તું આ ફરેબબાજ બાહાદુર સાથે એક સિંહ માફક દરીઓ ઓલંગી તો જવા માગે છે અને ઇરાન જઈ મારીથી છુપાઈ બેસવા તો માગે છે પણ એમ કરીને તુ આ આબાદ જગ્યામાંથી વેરાન જગ્યામાં જાય છે. હવે જ્યારે તું અચબુચ મારૂ બીછાણું છોડી એમ ચાલીજ જાય છે તો તું મારા તરફથી ભાલાનોજ ફટકો મેલવવા પાંમશે." પણ બેહેરામે તેને કહયું કે, "ઓ બુરી નિશાણુના શખ્સ ! તુ તારા ઘોડાને એમ ફોકટમાં કાંય મારી મુકે છે ? મને તેં લડાઈમાંનો અજમાવ્યો છે અને મસાલેદાર દારૂ જેવા હું તેમાં તીખો નિવડયો છું. તારા એક લાખ હીન્દુ સ્વારો મારી આગળ એક સ્વાર જેવા તુચ્છ છે, એમ પણ તું જાણે છે. જ્યારે હું તો પારસનું ખંજર અને બખતર ધરાવનારો એક પારસી છું. તેથી હુ તારા હીન્દુઓની આંખોને લોહી ભરી બનાવશ અને કોઇનો પણ જીવ બાકી રેહેવા દેવશ નહી."

શંકલે જોયું કે, એ ખરૂંજ બોલે છે અને તેની બાહાદુરી તેમજ ચેહેલવાની છુપી રહી નથી. તેથી તે બોલ્યો કે, "તારી સાથે મારી બેટીને પરણાવી ગોયા મેં તેને ફેંકી દીધી છે. તુંને મેં આંખ કરતાં પણ વધારે પ્યારો ગણ્યો અને મેં તારાં માથાં ઉપર તાજ પણ મુકયું. મારી જે બેટીને તેં પસંદ કીધી તેની સાથે મેં તુંને પરણાવ્યો. એવી મારા તરફની અચાબ

હોવા છતાં તારી તરફની તેં જુદાઈજ દેખાડી આપી છે. વફાદારી દેખાડવાને બદલે તેં તો મારી ઉપર જુલમજ ગુજાર્યો છે. વફાઇનો બદલો જુલમ કેમ હોઈ શકે? જ્યારે તારી સગાઇ થઇ ત્યારે તું મારા વીચારને મળતો થઇ અકકલમંદમાં ખપ્યો હતો પણ હવે જયારે તું એક બાહુર સ્વાર થવા પાંમ્યો છે ત્યારે તુંને એક પાદશાહ બન્યો હોય તેવી મગરૂરી છુટી છે. પણ એક પારસીનું દિલ વફાદાર કયાંથી હોય? તે તો જયારે હા બોલતો હોય છે ત્યારે તેનો વિચાર તો ના નોજ હોય છે. તું ખરેખર પેલા સિંહ બચ્ચા માફક વર્ત્યો છે કે જે પોતાના પાલણ કરનારનુંજ લોહી રેડે છે. જયારે તારા સિંહની માફક દાંત ફુટયા અને પંજા તિક્ષણ બન્યા ત્યારેજ તુંને તારા પાળનાર સાથે ટંટો કરવો સુજયો છે."

બેહરામે તેને જવાબ દિધો કે, "જયારે તું મને સારી રીતે ઓલખી ચુકયો છે ત્યારે તું મને બુરા વિચારનો અને બુરાં કરતુકનો કેમ ગણે છે? મારા એમ નાહાસ્વાથી મને કાંઇ ઠપકો ઘટતો નથી અને મને બુરા દિલનો અને બુરી કરણીનો ગણુવો વાજબી નથી. હું તો પોતેજ ઇરાન અને તુરાનનો શેહેનશાહ છુ અને સપેહસાલારો તેમજ બાહુરોની કંમરને જોર આપનાર છું. હવે પછી તારી નેકીનો બદલો હું તુંને અદા કરીશ અને તારૂં બુરૂં ઇચ્છનારાઓનાં ડોકાં શરીરથી જુદા કરાવશ. ઇરાનમાં હું તુને મારા બાપનીજ જગ્યાએ ગણુશ અને તારી પાસેથી ખંડણી માંગી હું તુંને દુખ પણ દેવશ નહી. ત્યાં તારી બેટી પણ ઉગમન તરફની મસાલ (સુરજ) માફક પ્રકાશશે અને તેણી બાનુઓના સરદાર અને તાજ જેવી ગણાશે."

તેની એવી વાત સમજી શંકલ તો અચરત બન્યો અને પોતાના સ્વારોની હરોલમાંથી પોતાનો ઘોડો દોડાવી મુકી તથા પોતાના માથા ઉપરથી હીન્દી પાગડી ઉતારી નાખી તે પાદશાહ આગલ પશેમાન થતો આવ્યો અને ખુશાલી સાથે તે શેહેનશાહને પોતાની છાટી સાથે ચાંપ્યો અને જે કાંઇ બોલાયું તેને માટે તેણે તેની માફી ચાહી. તે બેહેરામના દીદાર થવાથી તેને ખુશાલી ઉપજી અને તેથી તેણે ત્યાંજ ખાણુના સુફરા બીછાવ્યા અને દારૂની જામો મંગાવી. પછી બેહરામે પોતાનો સઘલો ભરમ ખુલ્લો કર્યો અને ઇરાનમાં બનેલી સઘલી વાતો તેણે શંકલને કહી સમજાવી કે "જ્યારે મેં આવો માર્ગ લિધો ત્યારે મારો વિચાર શુ હતો અને મને કેમ વર્તવું પડયું હતું." ત્યાં તેઓ કેટલોક દારૂ પી ઉઠયા પછી તેઓએ મોઢેથી એકમેકની માફી ચાહી. તે મુર્તિ સંગારનાર પાદશાહ તેમજ યજદાંનપ્રસ્ત પાદશાહ બંનેએ એકમેકને વફાદાર રેહેવાના વચણ આપ્યાં કે, "હવે પછી આપણે

સચ્ચાઇને માર્ગેથી આપણા દિલને તોડીશું નહી પણ જુઠાઇને જડમુળથી ઉખેડી નાખીશું. આપણે એકમેક તરફ જાવેદાન સુધી વફાદાર રહીશુ અને હોરોથી દાનાઇનીજ વાતો થયલી સમજીશું."

## શંકલ હીન્દ તરફ અને બેહેરામ ઇરાન તરફ પાછો ફરયો તે વિષે.

વળી ત્યાંથી વિદાય કરતાં શંકલે સ્પીનુદને પણ ભેટી લિધું અને પછી તેઓએ તુરતજ એકમેકથી પીઠ ફેરવી તથા દિલમાંના કીનાને પણ ધુલમાં ફેંકી દિધો. ત્યારબાદ એકે જમીન તરફ અને બીજાએ પાણીનો માર્ગ ધર્યો અને ત્યાંથી જવાની ઉલટ સાથે ખુશીથી આગળ ચાલુ મુકયુ જ્યારે એ વાતની ખબર ઇરાનમાં થઇ કે, "પાદશાહ પોતે પોતાના લશકર સાથે કનોજથી પાછો ફરે છે," ત્યારે ત્યાંના લોકોએ તેના માર્ગમા અને શેહેરોમાં તેને આવકાર આપવા માટે દરેકે ઉલટથી ખુશાલીમાં આવીને સઘલે સંગારો કીધા. તેઓએ એક નાકેથી તે બીજે નાકે સુધી તેના ઉપર દીરમેનો તેમજ કસ્તુરી, દીનાર અને કેશરનો નેશાર કીધો એ વાતની ખબર જ્યારે યજદેજર્દને[1] પડી ત્યારે તેણે પોતાનું વિખેરાયલું લશકર ભેગું કીધુ અને પોતાની સાથે નરસી તેમજ વડા વજીરને લેઇને તમામ દાનાવો ભેગો બેહેરામને એસ્તેકબાલ લેવાને આવ્યો બેહેરામને જોતાંજ તે બેટાએ ઘોડા ઉપરથી નિચે ઉતરી પોતાનો ચેહેરો ધુલ ઉપર ઘસડયો. તેના ભાઇ નરસી તેમજ બીજા મોબેદોના ચેહેરા ખીલી રહયા અને તેઓના દિલ ખુશાલ બન્યાં. એ પ્રમાણે બેહેરામે પોતાનુ શરીર તેમજ જીવ જે યજદાંનને સોંપી મુકયાં હતાં તે લેઇ તે પોતાના મેહેલમાં પાછો આવવા પાંમ્યો. તે દિવસે રાત પડી જવાથી અને ચંદ્રએ પોતાનું રૂપેરી ચાંદરનું પાંઠર્યાથી બેહેરામે આશાયશ લિધી પણ જ્યારે દાહાડાએ રાતનું પેહેરણ ફાડી કાઢી પેલી દુન્યાને દીપાવનારી મશાલ જાહેર કીધી ત્યારે શેહેનશાહ બેહેરામ આવીને સુનેરી તખત ઉપર બીરાજ્યો અને પોતાની દરબારના બારણા ખુલ્લા મુકી ગુપચુપ બેઠો. જ્યારે તેના સરદારો, અકકમંદો અને રાજ્યને લગતા વડાઓ ત્યાં આવી લાગ્યા ત્યારે તે પાદશાહે તખત ઉપરથી ઉઠી ઉભો થઇને સચઇભર્યું અને પવિત્રાઇ સાથનું બોલવું સરૂ કીધું. પેહેલાં તેણે જેહાનને પેદા કરનારની યાદ કીધી અને દાનાઇથી પોતાની ગરદનને ફાંસમાંથી મોકલી કીધી. તે બોલ્યો કે, "જાહેર તેમજ ખાનગી વાતો જાણનારા જેહાનના પેદા કરનારથી તમો ડરતા રેહેજો. ભર રાતે પણ તમો તેનીજ તારીફ કરજો, કારણ કે તેજ

1 બેહેરામનો બેટા.

ફતેહ અને સત્તા આપનાર સાહેબ છે અને તે તપતા સુરજ તેમજ ચંદ્રનો પણ માલેક છે. બેહેસ્ત મેલવવા ચાહાતા શખ્સે બુરા અને અધર્મી કામો કરવાં નહી. સખી, ઈનસાફી તેમજ સાચાઓના દિલ જુઠાઈ અને કાવાદાવાથી મોકલાં રહે છે. માટે જે કોઇ પાસે સુનાનો ડુંગર હોય યા રૂપાંની ખાન હોય તેણે હવે પછી મારાથી ડરવુ નહી. પણ દિલમાંની ધારતી દુર કરી તમામ ભલાઇના કામોનો વધારો કરતા રેહેવું. ઇનસાફ વખતે હમારી આગળ એક ગામનો પટેલ કે ખેડુત બંધે સરખાજ ગણાશે. હમોએ જેને તાજ તખત આપ્યાં હોય તે તેઓને યજદાંનથીજ મલેલાં છે એમ ગણવું અને ઇનસાફથીજ તેઓનાં નસીબનુ ફરવુ થયુ છે એમ સમજવુ. મારા ખજાનામાં પુરણી કરવા હું કોઇને પણ મારવા માંગતો નથી, તેમજ મારી રૈયતને વિખેરી નાંખવા માંગતો નથી. હું તો મારો ખજાનો ઈનસાફથીજ એકઠો કરવા માંગુ છું કે જેમ કર્યાથી મારૂં રવાન મોત પછી ખુશાલ રેહે. યજદાંનનુ ચાહાવું હશે તો મારૂં દિલ એટલાંથીજ રોશન થશે અને મારૂં નસીબ હસ્તું બનશે હું નેકીનો એથી પણ વધારે વધારો કરશ અને ભલા નસીબને નમન કરતો રેહેવશ. અગર જો મારા લશકરમાનો કે મારા નોકરોમાંનો, કે મારા સગાઓમાનો કે મારા સ્વારોમાનો કોઇ પણ દુખ ખમવુજ પસંદ કરી લેશે અને મને તે જણાવશે નહી અને તે તે જુઠાણાને છુપાવેલુજ રાખશે તે પોતે પોતાના શરીરનો ગુનેહગાર ગણાશે અને તે મજાહ વગરની મોટાઇ પસંદ કરનાર છે એમ ગણાશે. તેવા ચંદ્રને વાદલની ચાદરમાં છુપાવી દેવાની કોશેષ કરનારાઓ પાસે હું પરવરદેગાર સનમુખ ઇનસાફ માંગનારો થવશ. જેમ સૌ સૌના ખવારા જુદા હોય છે તેમ તમારી ઇચ્છા પણ બીજી તરેહની હોય તો તે તમો મને હીમતથી કહી દેજો કે જેથી હું તેની જુની ઈચ્છાને નવીમાં ફેરવી આપશ. તમો સઘલા આ મારી વાત ઉપર ધ્યાન આપજો અને મારો હોકમ બજાવતા રેહેજો. તમારા જીવને આરામ મલે તેમ તમો મારી એ નશીયત ઉપરથી વર્તતા રેહેજો"

એટલું કહી તે માથે બુજોર્ગીભર્યું તાજ પેહેરીને ખુશાલી સાથે પાછો તખત ઉપર બેઠો. તેની તારીફ કરતાં બુજોર્ગો બોલ્યા કે, "આ તાજ તેમજ પાદશાહી વીટી તારા વગરની રેહેતી ના. જે પાદશાહ ફતેહમંદ નસીબનો અને દાનાવ હોય તેના ઉપર તેના મુલકો તેમજ તેનું તાજ તખત પણ લાડ કરતું રેહેછે. તારા શાહાનશાહી તખત કરતાં પણ તારી મરદાનગી, દાનાઇ અને દમામ વધારે ચઢતો છે. કોઇ પણ જેહાનનો પાદશાહ મરદાનગી, દોલત અને ઇનસાફ ધરાવવામાં તારી બરોબરનો હોય એમ હમો જાણુતા પણ નથી. તેથી હવે બેશક તારી દુવાઓ હમો જવાન તેમજ બુઢાઓ ઉપર ઉતરતી

રેહેજો. તારા જેવો કોઈપણ ઇનસાફી ફતેહમંદ અને જોરાવર પાદશાહ આ સુનેરી તખત ઉપર બેસ્વા પાંમ્યો નથી. તારા ઇનસાફ, બક્ષેશ અને તારી પાકીજેહ વાણીથી તેં ગુજરેલાંઓને પણ ધુલ નિચેથી બાહાર કાઢયા છે ( અને તેઓને જીવતા બનાવ્યા છે ). માટે જીવનગારો બક્ષનાર ખોદા તારો મદદગાર થજો અને તારી બગલમાં અહેોના માંથા પકડાયલાં રેહેજો.”

પછી તે બુજોર્ગો, દાનાવો અને નેકબખ્તો ખુશી સાથે તે તખત આગળથી ઘરે ગયા. તુરતજ પાદશાહ અને તેનું લશ્કર પણ ઘોડેસ્વાર થયું અને તેઓ આદરગુશસ્પના આતશકદેહ તરફ આવી લાગ્યા. ત્યાં ગરીબોને પુશકલ જરખજાનો બક્ષવામાં આવ્યો. જે કોઇએ પોતાની ગરજ તેનાથી છુપાવી તેઓને તેણે વધારે બક્ષેશ કીધી પછી જરથોસ્તના આતશની[1] સેતાયશ કરનાર મોબેદ હાથમાં બાજ અને બરસમ સાથે ત્યાં આવી લાગ્યો. પાદશાહ સ્પીનુદને તેની આગળ ( વટલાવવા માટે ) લેઈ ગયો જ્યાં તેણીને દીન તેમજ રાહ રીવાજો શિખવવામાં આવ્યા. પછી તેણે તેણીને પવિત્ર પાણીથી બરસનુમ આપી ભલી દીનમાં દાખલ કીધી અને તેણીના દિલમાંની તમામ અપવિત્રાઇ અને નાપાકી દુર કીધી.[2] પછી બંધીખાનાના મજબુટ દરવાજા ખોલી નાખવામાં આવ્યા અને તેણે દરેક બંધીવાનને પૈસાની બક્ષેશ કીધી.

## શંકલ બીજા સાત રાજાઓને લેઇને બેહેરામને મળવા આવ્યો તે વિષે.

શંકલ કે જેની બેટી પાદશાહ બેહેરામના તખતની ભાગ્યન બની હતી તેને જ્યારે પાદશાહના એવાં કામની ખબર પડી ત્યારે તેને ઇરાનને તેમજ પોતાની આપઅખત્યાર ખવાશની બેટીને જોવાની ખાહેશ થઇ. તેથી તેણે એક બોલકના અને બાધુર હીન્દીને એલચી તરીકે ત્યાં મોકલી આપ્યો અને પોતાના ઘર ખાતે યાદગારી રાખવા માટે તે પાદશાહ પાસેથી નવેસરના કોલકરારો કરાવી મંગાવ્યા. આથી તે ખુશનુમા બેહેસ્તમાંના તપતા સુરજ જેવા જેહાનના પાદશાહે નવેસરના કોલકરારો લખી મોકલ્યા. તે એલચી પાદશાહના

---

૧ આગે જરથોશ્તે દેખાડેલી રીતીથી બરપા કીધેલા આતશના કેબલા.

૨ પુશના હખામની તથા સાસાની જમાનામા જે કોઈ પારકી દીનના નરનારીઓને તેમજ જરથોશતી દીન તજી પારકી દીનમાં ગયલા નરનારીઓને જરથોશતી દીનમાં દાખલ કરતી વખતે તેઓને કેટલોક વખત આગમચથી જરથોશતી ધર્મગુરૂઓ જરથોશ્તી દીનને લગતી ફરજો તથા બંદગી માટેના ભણુતનો શિખવી દીનમાં દાખલ કરવા માટે તેઓને પુરતા તૈયાર કીધા બાદ દીનમા દાખલ કરવાની ક્રીયા કરવામાં આવતી હતી.

હાથવડે લખાયલું એક પેહેલવી નામું લેઈ ત્યાંથી બાહાર પડયો. તે એલચી શંકલ આગળ આવી લાગતાંજ અને તે કનોજના રાજાએ તેના પોતાના હાથ-દસકત જોતાંજ તેણે હીન્દુસ્તાનથી ઉપડવાની તૈયારીઓ કરવા માંડી પણ તેણે પોતાના ચીનાઈ સગાઓથી એ હીલચાલ ખાનગી રાખી. શંકલનો હોકમ થવાથી તેની નોકરી બજાવવા માટે બીજા સાત રાજાઓ પણ તેની સાથે મુસાફરીએ નિકળ્યા તેઓમાં એક કાબુલનો પાદશાહ, બીજો હીન્દનો રાજા, ત્રીજો પોતાના લશકર સાથે આવેલો સિંધનો રાજા, ચોઠો સનદલનો નામદાર પાદશાહ, પાંચમાં જંડલનો ફતેહમંદ પાદશાહ, છઠો કેશમીરનો બાધુર રાજા અને સાતમો દોરદમામવાલો મુલતાનનો રાજા હતો. એ સઘલા રાજાઓ નામદાર અને તાજદાર હતા અને સઘલાઓ સાંકલીઓ તેમજ કાનમાં લુલકો પેહેરનારા હતા તેઓ સાથે તેમનું તમામ લશકર તેમજ અસબાબ હતો અને તે સઘલાઓ દમામદાર ગણાતા હતા. તેઓ સુનુ, રૂપું તેમજ જવેહરાતથી પુર હતા અને તેમની છત્રી મોરના પીછની બનાવેલી હતી. તેમના હાથીઓની પીઠ કસબી કપડાંથી સગારવામાં આવી હતી અને ઘણાએક માઇલો સુધી તેમનુ લશકર પંઠરાયલુ હતું જે સાથે પાદશાહ બેહરામ માટેનો હદીઓ અને નેસાર કરવાની ચિજો એટલી બધી હતી કે ને રાજાની નજરમા દીનારો તો તુચ્છ ગણાતા હતા. એ રીતે રાજા શકલ અને તેના બીજા સાત રાજા સાથીઓ પોતાના લશકર સાથે મંજલ દર મંજલ માર્ગ કાપવા લાગ્યા. તેઓ આવી મોઘી કીંમતના સરસામન સાથે જ્યારે ઈરાનની ઘણા નજદિક આવી લાગ્યા અને તેમના આવવાની ખબર પાદશાહ બેહેરામને થઇ ત્યારે તેણે પણ લશકર તૈયાર કરી આગળ માર્ગ કાપવા માંડયો દરેક શેહેરના બુજોર્ગોને બોલાવી મંગાવી તેણે તેઓ સાથે તેમને સામે લેવા જવાની તૈયારી કીધી. તે શેહેનશાહ જેની અકકલ એક બુઢા જેવી અને હુશીયારી તેમજ દોલત જવાન હતી તે નેહરવાન શેહેર સુધી આવી લાગ્યો. ત્યાં તે બંધે મોટા દરજ્જાના નામદાર પાદશાહો એક પછી એક આવી લાગતાંજ તે બધે પાદશાહો ઘોડા ઉપરથી નિચે ઉતરી પડી માશી ચાહાતા એકમેકને દુવા દેવા લાગ્યા. તે બંધે નામદાર અને તાજદાર પાદશાહોએ એકમેકને બગલગીરી કીધી. તે વખતે બંધે તરફનું લશકર પણ ઘોડા ઉપરથી નિચે ઉતર્યું અને તમામ જેહાનમાં એજ માટેની ચકચારો ચાલી રહી. તે બે મુલકના બે પાદશાહો સાથે મલતાંજ તેઓ વચ્ચે કેટલીક વાતો ચાલી. પછી તે બંધે પાદશાહો પાછા સ્વાર થતાંજ તે હુનરભર્યું નામદારોનું લશકર પણ પાછું સ્વાર બન્યું.

પછી ત્યાં ખાણું ચાલ્યું અને તે ખાણા ઉપર દારૂ તેમજ ગાનારીઓને હાજર કરવામાં આવી જેથી એક નાકેથી તે બીજે નાકે સુધી ત્યાં ગાયણના

સરોડો નીકલી રહયા. તેઓ માટે તેમના મેહેલમાં સુનેરી તખતો લાવી મુકવામાં આવ્યાં અને રેવાજ મુજબ તેમની આગળ દારૂની જામો પણ હાજર કરવામાં આવી. તેમને ખાણાનો સુફરો ફેંકેલો તીર જેટલી લંબાઇએ જઇ પડે એટલો બધો લાંબો પાંઠરવામાં આવ્યો અને તેના ઉપર ગોસ્ત, મરઘી તથા બીજી રાંધેલી ખોરાકી લાવી મુકવામાં આવી ૧ ખાણું પુરૂ થતાંજ તરેહવાર રંગથી સગારેલી એક પાદશાહી મીજલશ તૈયાર કરવામા આવી અને નોકરો તથા ચાકરો ત્યાં નોકરી બજાવવા આવી ઉભા. જેથી તે મેહેલ અને રાજદરબાર એક બેહેસ્ત જેવી બની. તે મીજલશમાં સુનેરી તબકોમાં મુકીને એક સરખી બીલોરી જામો હાજર કરવામાં આવી. દારૂ પીરશનારી ઓરતોને માથે પણ સુનેરી તાજ પેહેરાવ્યાં હતા અને તેઓના પગોમાં હીરાજડીત જોડાઓ પણ હતા.

તે મેહેલનો દમામ જોઇ શકલ અજબ બન્યો અને દારૂ પીતાં તેનોજ વિચાર કરવા લાગ્યો કે, "ઇરાન બેહેસ્ત છે કે બાગ છે એ દોસ્તોમાંથી તો કસ્તુરીનોજ સોડમ આવે છે" પછી તેણે ઇરાનના પાદશાહને ખાનગી કહયું કે, "મને મારી બેટી આગલ જવાનો રસ્તો દેખડાવ" આથી પાદશાહે પોતાના ઘરને લગતા સીપાઇઓને પોતાના સસરાને તેની ચંદ્ર જેવી બેટી આગલ લેઇ જવાનો હોકમ કીધો. નોકરો સાથે ત્યાં આવી લાગતાંજ તે નામદારે ત્યાંનો વસંત જેવો મેહેલ બીજીજ તરેહનો દિઠો. ત્યાં તેણે પોતાની બેટીને માથે પોખરાજનુ તાજ પેહેરી હાથીદાતના તખત ઉપર બેઠેલી જોતાંજ તે બાપે આવી તેણીના કપાલ ઉપર બોશા લીધા અને તેના ગાલ ઉપર પોતાના ગાલ દાબ્યા. તેના તરફના પ્યારના ઉભરાથી તે બાપ રડવા લાગ્યો જેથી તે સુંદર ચેહેરાની બેટી પણ સાથે સાથે રડવા લાગી. પછી શંકલ તેણીનો હાથ પોતાના હાથમાં લેઇને તે મેહેલને લગતા બેસઉઠ કરવાના ઓરડાઓ ફરીને જોવા લાગ્યો. જે જોઇ તેણે સ્પીનુદને કહયું કે, "તારે માટે એ તો જાણે બેહેસ્ત છે. પેલા હીન્દુસ્તાના એબલગામના મેહેલ અને ત્યાંની જગ્યાઓથી તો તું છુટી બની છે."

પછી તે જે હદીઓ તેણીને માટે લાવ્યો હતો તથા બીજાં જે રેશમી કાપડો અને અગરનાં તાજ લાવ્યો હતો કે જેમાનાં સઘલાં જવેહરાતની તેમજ તાજ અને કપડાંની કોઇથી કીંમત પણ અંકી શકાતી હતી નહી એ સઘલું તેણીને ભેટ કીધા પછી તેણે તેણીના ઉપરથી કેટલોક નીશાર કીધો. તેથી તે

---

૧ પુરાના વખતના રજપુતો ભાજી તરકારી ઉપર રેહેનારા નહી પણ ગોસ્તનો ખોરાક લેનારા તેમજ દારૂ પીનારા હોવા જોઇએ.

ખુશનુમાં દીવાનખાનું પણ જાણે વસંતના બાગ જેવું બન્યું. પછી તે ત્યાંથી પાછો પાદશાહ આગલ આવ્યો અને ત્યાં ખુશાલી સાથે દારૂ પીવાની ઇચ્છા કીધી તે બુજોર્ગો જ્યારે દારૂથી ખુશાલ બન્યા ત્યારે શંકલે જઇને સુવાનું પસંદ કીધું કસ્તુરીના રંગની રાત પણ ફેલાઇ ગઈ અને તારાઓ તેના ઉપર ચીત્તાના ચાંમડાં ઉપરની ટીપકીઓ દેખાય તેમ દેખાવા લાગ્યા. આથી સઘલા દારૂ પીનારાઓએ પણ પોતાનો હાથ નોકરોની બગલમાં પકડાવીને (યાને છાકટ હાલતમાં) ત્યાંથી જઇ ખુશ ઉંઘાવાનું પસંદ કીધું

જ્યારે ખોરશેદને નામે ઓલખાતી પેલી સુરજની પીલી જામ દેખાતી થઇ અને તેણે અંધારાંની ચાદર ફેંકી દેઇને પીલાં યાકુત જેવું તડકું મેદાનોમાં પાંહરી દિધું ત્યારે પેહેલવાન જેવો પાદશાહ બેહેરામ પોતાની સાથે હીન્દી રાજાઓને લેઇને શેકારે નિકલ્યો શેકારના મેદાનમા જતા તેણે શેકારી કુતરાઓ, શકરાઓ, ચરગ પદીઓ તથા બાધુર સફેદ બાજોને સાથે લિધાં, જેથી તેઓના દિલમા એક પળ પણ ગમ લાગતો હતો નહી ત્યા તેઓમાના કોઇએ પણ અગવડ યા દુખ જોયું નહી તેઓના એક મહીનો ગોરખરો અને જંગલી હરણોના શેકારમા નિકળી ગયો મહીનાની આખેરી આવતાં ત્યાંથી તેઓ પાછા ફર્યા અને ઉટાવલે દારૂ પીવા અને મોજ કરવા માંડી. રાજા શંકલ શેકારમા કે મોજમજાહમાં જેહાનના પાદશાહ બેહેરામથી જરા પણ દુર પડતો હતો નહી. તેણે એક પણ દિવસે મેદાનમાથી, મોજમજાહ વચેથી તેમજ પાહાડો વચેથી તે પાદશાહ આગળથી પોતાનો ચેહેરો દુર કીધો હતો નહી.

એ પ્રમાણે એક લાંબો વખત વહી ગયા પછી તે હીન્દી રાજાએ પાછો મુશાફરીનો સામન તૈયાર કરવા માંડયો. તે ખરાં અંતકરણના હેત સાથે પોતાની બેટી આગળ આવી થોડો વખત ત્યાં થોભ્યો. ત્યા તેણે તુરકી કલમ, કાગજ અને કાલી કસ્તુરીની શાહી મંગાની અને પછી પેહેલવી ભાષાને જોબ મલે એવી રીતે તેણે હીન્દી ભાષામાં એક કરારનામુ લખ્યું એ નામાની સરૂવાતમાં તેણે પેલા જેહાનના પેહેલવાન બેહેરામ કે જેણે જેહાનની દલગીરી ધોઇ નાખી હતી તથા જેણે પવિત્રાઇ તેમજ સચાઇનો ફેલાવો કીધાથી જુઠાઇ અને ઠગાઈ દેવોને પાછી જઇ મલી હતી તેની તારીફ કરતાં લખ્યું કે, " હું કે જે તમારી દીનના માર્ગ અને રેવાજ તરફ કીનો કે ગુસ્સો ધરાવ્યા વગર તેને માન આપનારો ગોલામ છું તે આ નામદારીભરી દરબાર હજુર પોતાની બેટી સ્પીનુદ શાહ બેહેરામને નેકામાં બક્ષું છું. શાહનશાહ બેહેરામ જાવેદાન જીવજો અને જેહાનના બુજોર્ગો તેના ગોલામો બનજો. હું ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યાને જેવી તજી જાઉં તેવોજ શાહ બેહેરામનો કનોજ ઉપર કાવો પુગશે. તમો હીન્દીઓ તે તાજદારના હોકમથી ઉલટા ચાલતા ના. પણ

મારાં ગુજરેલાં શરીરને આતશમાં બાલ્યા બાદ મારો ખજાનો તેમજ મુલક તથા તાજ, તખત, મુગત વિગેરે તમો શાહ બેહેરામનેજ સોંપજો." એ પ્રમાણે તેણે એક રેસમી કપડાં ઉપર હીન્દી ખતે હીન્દુસ્તાનને લગતું વશીયત લખી સ્પીનુદને હવાલે કીધું.

## શંકલ પાછો હીન્દુસ્તાન ગયો અને બેહેરામે પોતાના મુલકને લગતી મેહેશુલ ગામડીઆઓને વેહેંચી આપી તે વિષે.

એ પ્રમાણે ઇરાનમાં બે મહીના રેહેવા પછી શંકલે એક મોટા દરજ-જાના પુરૂષને શેહેનશાહ આગળ મોકલી પોતાના મુબારક વિચારના નામદારો સાથે પોતીકા વતણે પાછા ફરવાનો તેનો હોકમ મંગાવ્યો. એ વિચારને મલતો થઇ તે શાહાનશાહે તેને હીન્દુસ્તાન ખાતે પાછા ફરવાની બાહાલી આપી અને ઇરાનમાં મલતી હદ અને શુમાર વગરની તરેહવાર ચિજો જેવી કે દીનારો, મોતીઓ, સુનું રૂપું, તખતો, તાજો, કમરબંધો, તલવારો, કીનખાબ અને કાપ-ડના ટાકાઓ એ સઘલું એકઠું કરવા વજીરને ફરમાવ્યું. વળી તેણે તેના દોસ્તોને પણ હદ ઉપરાત ઘોડાઓ અને ચીનાઈ કાપડની બક્ષેશ કીધી. એ રીતે તેઓને ખુશીખુશાલી સાથે પાદશાહે ત્યાંથી વિદાય કીધા અને ત્રણ મંજલ સુધી તે રાજાને મુકવા ગયો. તે હીન્દુસ્તાન પુગે ત્યાં સુધી તેણે તેના લશકરને ઘાસ ચારો પુરતો કરવાની પણ ગોઠવણ કરી આપી.

મુસાફરીએથી પાછો ફર્યા પછી શાહ બેહેરામ પોતાના તખત ઉપર આરામથી બીરાજવા લાગ્યો. ત્યાં તેને મોતનો અને બુરા વખતનો વિચાર આવતાંજ તેનું દિલ દુખી અને ગાલો ફીકકા બન્યા. તેથી તેણે પોતાના મુન-શીને તેમજ એક નામદાર મોબેદ જે તેનો વજીર હતો તેઓને ત્યાં બોલાવી મંગાવ્યા અને પોતાની તીજોરીની તપાસ લેવા તથા તેમાનું સુનું, રૂપું, ખજાનો અને કપડાંની ગણત્રી કરવાનો હોકમ કીધો. કારણકે નજુમીઓએ તેને જે આગાહી કીધી હતી અને જેથી તે દુખી બન્યો હતો તે એ હતી કે "તારી જીંદગી સાઠ વર્ષની છે. ત્યાર પછીનાં ચોઠા વર્ષે તુંને તારાં મોત માટે રડવું પડશે."

આથી તેણે ઠેડાવ કીધો હતો કે, "પેહેલા વીસ વર્ષ હું ખુશાલીમાં ગુજારશ અને મારી જીંદગીના છોડવાને ખુરરમી સાથે ઉછેરશ. બીજાં વીસ વર્ષ જેહાનને ઇનસાફ આપવા અને સખાવતના કામોમાં રોકશ અને જાહેર તેમજ ખાનગી કામો સચ્ચાઇની રાહે મનાવશ. હું એક ખુણાને પણ વેરાન

બનવા દેવશ નહી. મારી પાસેથી કોઇપણ ગુજરાનતું સાધણુ મેલવી શકશે. મારી જીદગીના ત્રીજાં વીસ વર્ષ જો હું કોઇ તેવો ઉસ્તાદ મેલવવા પાંમશ તો દાદારની ખરે પગે બદગી કરવામાં રોકશ."

નજુમીઓએ તેની ત્રેસઠ વર્ષની જીદગી કહી હતી જેના હવે ત્રણુજ વર્ષ ગુજારવાના બાકી હતાં. તેથી તેણે તે નજુમીઓના કેહેવા ઉપર પોતાના ખજાનાની ગણુત્રી કરાવી કે જેથી તેને પોતાને કોઇ રીતનું દુખ કે આજાર પુગે નહી. તે પાદશાહ ખરો ભાગ્યશાલી જે પોતાના ખાલેશપણાથી નિર્દોશ અને પહરેજગાર બને છે. તેથી તેણે તે વજીરને ફરમાવ્યું કે, "હું આ દુન્યામાં થોડાં વધુ વર્ષો રેહેવા પાંમું તેટલા તું જઇને મારી તીજોરીની તપાસ કર ૧ એમ સમજતાજ તે ખજાનચીને મેહેનત લેઇ ખજાનાની ગણુત્રી કરવી સરૂ કીધી, જેમા કેટલોક વખત મુશકેલી સાથે પસાર થયો કે જેથી વજીરને તેનો બરોબર હીસાબ આપી શકાયા. એ હીસાબ લેતાંજ વજીરે પાદશાહને આવીને કહયું કે, "તુ તેવીસ વર્ષ સુધી કાંઈપણુ ચિજની હાજતમાં નહી રેહે એટલો તારો ખજાનો છે વળી મેં તારી ખરચાયલી દોલતની તેમજ તારી બક્ષેશોની તથા તુ નામદારના લશકરના દરમાયાની તથા બીજા પાદશાહો તેમજ પારકા મુલકના નામદારોના એલચીઓ તારે માટે જે ચોઠાઇ લાવનાર છે તેની પણુ ગણુત્રી કાઢી છે. તેથી આ સાલ તારી તીજોરી સુનાં રૂપાં અને દોલતથીજ ભરેલી છે."

એ સમજી પાદશાહે વિચાર કીધો અને આવી પડનારા દુખનાં ગમને તે દાનાઇથી ગલી ગયો અને તેને જવાબ દિધો કે, "મારી સાહેબી હવે ઘટી ગઇ છે કારણુ કે જેહાન તરફ નજર પુગાડતાં તે ત્રણુજ દિવસની બાકી રહી છે. હવે ભુતકાલ વહી ભવિશયકાલ આવવાનો છે તો તેના વિચારથી આજેજ મારે વળી જઇ બુઢુ થવું જોઇતું નથી. હું હાથીદાંતનું તખત ધરાઉછું અને મારી પાસે બક્ષવાની ચિજો પણુ છે ત્યારે હવે હું જેહાનના લોકો પાસેથી કર પણુ લેવા માંગતો નથી." પછી તેણે જાહેર કીધું કે, "મોટી પડવીના યા ગરીબ શખ્સો પાસેથી હવે કોઇએ જેહાનમાંથી કર ઉગરાવવો નહી." એ રીતે તેણે શેહેરેશેહેર મરદાનગીનો વધારો કીધો અને તેણે જુકતાં માથાંઓને જાગૃત કીધાં કે જેથી તેઓ બુરી રીતે જગડા કરે નહી. કારણુકે જગડાઓનું પરીણુામ બુરૂં આવ્યા વગર રેહેતું નથી. જે કાંઇ ખોરાકી, પોશાકી અને ગાલીચાઓ તેની તીજોરીમાં હતા તે તેણે પોતાના અકકલમંદ વજીરોને સોંપતાં કહયું કે, "તમો મારીથી ભલાઇ કે બુરાઈ છુપાવતા ના જેઓ કજીઆ

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કરતા હોય તેઓની વચ્ચે તમો પડજો અને તેઓને દુખ થાય તેવી કાંઇપણ ચિજ તેઓ પાસેથી માંગતા ના. મને તમો ભલાઓ અને બુરાઓથી વાકેફ કરતા રેહેજો અને હું ધારૂં છું કે તમો બદીનો ઘટાડોજ કરશો."

એ ખબર જેહાનમાં સઘલે ફેલાઇ ગઇ અને ભલા કે બુરા લોકો એ ખબરથી અંજાણુ રહયા નહી. એ કામ તેના અકકલમંદોએ હાર પાડયુ અને એ રીતે તેનું ફરમાન દરેક મુલકમાં ચાલવા લાગ્યું. આથી લોકોનાં મગજ બુરાઈ તરફ ઢલ્યાથી સઘલે ઇનસાફના, કજીયાના અને દોલત માટેના પોકારો ઉઠી રહયા. જેહાનમાં પુશકલ મારામારી અને કાપાકાપી ચાલ્યાથી જવાનો મોટાઓની મરવત રાખવા લાગ્યા નહી. પાદશાહના કે વજીરોના વિચાર કર્યા વગર જવાનોના દિલ દોલત તરફ ખેંચાવા લાગ્યાં જેમ જેમ તેઓને વધુ મલતું ગયું તેમ તેમ તેઓ વધુ અને વધુ જુદાઈ તરફ ઢલવા લાગ્યા અને પરીણામમાં તેઓ દુખી અને કજીયાખોર બન્યા. જમીનદારો ખેડુતો અને મજુરો કજીઓ કરવા અને લડવા વઢવા પડી ગયા. એ રીતે તેનું એ ફરમાન અમલમાં મુકાયાથી જે લોહી રેડાયું તેથી પાદશાહનું દિલ દુખી બન્યુ. આથી તેણે ઘટતી રીતે દરેક મુલકમાં અકકલમંદ કારકુનો નેમી તેમને ફરમાવ્યુ કે, "એવા જે બુરા લોકો હોય તેઓનેજ પૈસે તેઓને ખોરાક, પોશાક તથા ખરચનું મલે એવા હેતુના દીવાની દફતરો દર છ છ મહીને બનાવવાં અને તે હલકા લોકો પાસેથી કરના પૈસા લેવા માંડવા. એ રીતે કર તરીકે તેઓના પૈસા લેઇને તાજને નામે દીવાની દફતરોમાં ઉધારવા અને દર છ છ મહીને તે ઉગરાવી છ મહીનામાં તે પાછા ગરીબો તેમજ તવગરોને પાછા આપી દેવા. જેથી આવી યુક્તિ કર્યાથી તે કજીયાખોર શખ્સો લોહી રેડે નહી અને બુરાઇને માર્ગે દોરવાય નહી."

પાદશાહના ઓધેદારોએ બીજી તરફથી એવું લખી વાલ્યુ કે, "આવા ઇનસાફથી તો જેહાનની શાંતી લુટાઇ જાય છે કારણકે પૈસાવાલા લોકોને કર ભરવાનો નહી હોવાથી તેઓના મગજમાં વધુ દાવાઓ ઉઠતા જાય છે અને તેઓ બેવફા બની લડાઈ સોધતા ફરે છે. એ રીતે તેઓ દુખ દેનારા અને કજીયાખોર બન્યા છે." એ ખબર બેહેરામગોરે વાંચતાંજ તેના દિલમાં એ કામોથી અગણુ ઉઠવા લાગી તેથી તેણે ફરમાવ્યું કે, "જે કોઇ એમ લોહી રેડે અને પોતાના કામોમાં આવી નાલાયકી દેખાડે તો તેઓમાનો દરેક જ્યાંસુધી માફીમાંગતો આવે ત્યાંસુધી યજદાંનનો હોકમ પાછો અમલમાં લાવવો. દરેક મુલકમાંથી એક એક દાનાવ, ઈનસાફી અને લાયકીવાલો જાગીરદાર ચુંટી કાઢીને ત્યાંની વર્ષ દાહાડાની રાજ્યની મેહેશુલ તેને સોંફવી કે જેથી તેઓ નેકી પોહોંચાડનારા યજદાંનની પાછી યાદ કરતા થાય."

એ વાત બન્યાને ઘણો વખત વહી ગયા પછી જ્યાં જ્યાં સાચાઓ તેમજ સરકારી ઓધેદારો કામને સર ગયા હતા તેઓ ઉપર પાદશાહે નામાં લખવા ફરમાવ્યાં અને તેમને પુછાવ્યું કે, "આ પાદશાહીને નુકસાંન પુગાડે એવા નાલાયકો આ જેહાનમાં હજી કોણ કોણ છે?" તેઓએ તેનો જવાબ વાલ્યો કે, "તુ પાદશાહના ઇનસાફથી તારા કાયદાની વિરૂધ કોઇપણ જતું નથી. પણ લોકોમાંથી ખેતીવાદી અને રોપણી કરવાના વિચારો તો ગુમ થયા છે અને તેમની લાગણી ખેતીવાડી તરફ થડી થતી જાય છે હમો તેઓના ખેતીને લગતાં ઢોરો રખડતા ફરતાં જોઇએ છીએ અને બાગો તેમજ ખેતરોમાં ઘાસ ઉગેલાં જણાય છે" આથી તેણે એવો હોકમ ફરમાવ્યો કે, "જેઓનો ધંધો ખેડુતનો હોય તેઓએ જેહાનને દીપાવનારો સુરજ બપોરના માથે આવે ત્યાંસુધી ખેતીવાડી કરવાથી આસાયશ લેવી નહી. પણ બપોર પછીનો અરધોજ દિવસ ઉંઘ અને આસાયશ માટે પુરતો ગણાશે. જેઓ પાસે ખેતી કરવા માટે બીઆં તેમજ ઢોરો નહી હોય તો તેઓ સાથે તમો તુંદાઈ અને સખતાઇથી વર્તતા ના, પણ તમો તેઓને ખુબી સાથે તે સઘલું ખજાના ખાતેથી બક્ષેશ કરજો કે જેથી કોઇ પણ દુખી રેહે નહી. જો રૂતુ કે જેના ઉપર કોઇનો હોકમ ચાલી શકતો નથી તેનાથી ખેદુતોને કાંઇ નુકસાંન પુગે અથવા તો તીડ પડી જમીનને સાફ કરી નાખે અને ખેતીને લગતી લીલોતરી ખાઈ નાખે અને જમીનને વેરાન બનાવે તો તમો તેઓને તેની વલતર મારા ખજાનામાંથી બક્ષજો અને જેહાનમાં તમો મારાજ હોકમ મુજબ વર્તજો. જો કોઇનો પાક વગરનોજ અવસર પસાર થાય અથવા તો કોઇની જમીન રસાલ નહી હોય અને તે ખેતીને નાલાયક જમીન કોઈ તવંગર કે ગરીબની પણ હોય તોપણ તમો જેમ મે ફરમાવ્યુ છે તેમજ તેઓ પાસેથી કાંઇપણ લેતા ના. જો કોઇએ કોઇની પાસેથી એક પીયાસ્તર પણ લિધેલો જણાશે તો પછી તે નોકર મારી નોકરી ખેરખાહીથી બજાવનારો પણ હશે તોએ હું તેને બેસવા ઉઠવાની જગ્યા વગરની અંધારી કોટડીમાં જીવતો પુરશ." પછી તે નામાં ઉપર પાદશાહી સીલ સાખ કરવામાં આવી અને તે લેઈ તેના ઉટસ્વારોએ દોડવા માંડયું.

## હીન્દુસ્તાનથી બેહેરામે ગાનારાઓને બોલાવી મંગાવ્યા તે વિષે.

ત્યારબાદ પાદશાહે દરેક મોબેદો ઉપર નામાં લખાવ્યા કે, "તમો ગરીબોને વસ્ત્ર બક્ષજો અને તેઓ વચ્ચે વગર દુખના તેમજ મુફલેશ અને ગરીબ કોણુ કોણુ છે તેની જુશતેજુઈ કરજો. એ રીતે તમો મને તમામ જેહાનના કામોથી વાકેફ કરતા રેહેજો અને મારા દિલને રોશણીનો માર્ગ દેખાડજો." આથી ચો તરફના મોબેદો, નામદારો અને અકકલમંદોના તેના ઉપર જવાબો આવવા લાગ્યા કે, "આ જમીન ઉપર સઘલે આબાદી દેખાય છે, અને ચોઠેકાણે પાદશાહના હકમાંજ દુવા પોકરાય છે. તોપણુ દરવીશો તો પોતાના બુરા વખત માટેની તું પાદશાહને ફર્યાદજ લખાવે છે કે, જેમ તવંગરો દારુ પીની વખતે માથે ગોલાબના તાજો પેહેરી રામશગરોના અવાજ વચ્ચે દારૂ પીએ છે (તેમ હમુને કરવાનું મલતું નથી). તેઓ હમારા જેવાઓને તો કાંઈજ ગણુત્રીમાં લેતા નથી તેથી હમુને ખાલી હાથે અને વાજીંત્ર તથા ફૂલો વગર દારૂ પીવો પડે છે. માટે એ વાત ઉપર તું શેહેનશાહ જરા નજર પુગાડજે."

આવાં આવાં નામાંઓ વાંચી પાદશાહ પુશકલ હસવા લાગ્યો. પછી તેણે એક ઉંટસ્વારને માર્ગમાં દોડાવી મુકયો અને તેને શંકલ આગળ મોકલીને કહેવાડયું કે, "ઓ ઇનસાફી રાજા! લુર નામના ગવૈયાઓ જેઓ તબલા વજાડવામાં કુશલ, ગાયણુમાં ઉસ્તાદ અને વજાડી ગાઇને જીવ બેહેલાવે તેવા હોય તેઓમાનાં દસ હજાર નરનારીઓને ચુંટી કાઢી મારી આગળ મોકલી આપ કે જેથી મારી મુરાદ તું અંજુમનના નામદારથી પાર પડે."

જ્યારે એ નામું શંકલને પુગ્યું ત્યારે તેનું સર ફતેહથી કએવાન સેતારાને જઇ લાગ્યું. પછી જેમ પાદશાહે ફરમાવ્યું હતુ તેમ શંકલે તુરતજ દસ હજાર ગાયન ગાવામાં કુશલ લુર નરનારીઓને ચુંટી કાઢયાં. તેઓના બ્યાબાનના માર્ગમાંથી તેઓને શા માટે બાહાર પાડવામાં આવ્યા તે જાણ્યા વગર તેઓ બાહાર પડયા. તે લુર લોકો શાહ બેહેરામ આગળ આવી લાગતાંજ તેણે તેઓને પોતાની આગલ હાજર કરવા ફરમાવ્યું. પછી પાદશાહે તે લુર લોકોમાનાં દરેકને એક એક બલદ અને ગધેડો આપી તેમને ખેડુત બનાવી દીધા તથા વળી પોતાની પાયગામાંથી ખેતીવાડીને સારૂ એક હજાર ઘઉની ખલી બક્ષી જેથી તેઓ તે બલદ તેમજ ગધેડા વડે ખેતીવાડી કરી તે ઘઉંનો પાક ઉપજાવે, તેમજ વળી સાથે તેઓ ગરીબો આગળ ગાયણુ ગાઈ તેના ગરીબોને પણુ તે (તવંગર) ઓના જેવા આનંદી બનાવે. તે લુરો તેનો હોકમ

બજાવવાને ત્યાંથી ગયા પણ તે ઘઉ તેમજ ઢોરે વર્ષ ફ્હાડામાં વેચી ખાઇને તેની આગળ ફીકકે ચેહેરે પાછા આવ્યા.

આથી પાદશાહ બોલ્યો કે, "ઘઉં વાવવાનું અને ખેતી તથા કાપણી કરવાનું કાંમ તમારૂ નથી, માટે તમારી પાસે જે કાંઇ ગધેડાં રહયાં છે તે ઉપર લોકોનો સામન લાદવાનો તમો ધંધો કરજો તેમજ ગાણુ ગાતાં રેશમ કાંટવાનો પણ ધંધો ચલાવજો." પાદશાહ બેહેરામના એ પાક ફરમાનને લિધે હાલે પણ એ લુર લોકો એજ રીતનો ધંધો ચલાવતા જેહાનમાં ભટકતા ફરે છે. એ રીતે પાદશાહ બેહરામના રાજ્યનાં તમામ વર્ષો સુધી કુતરા અને વરૂ સાથે મલી એક માર્ગે ચાલતાં હતા.

## બેહરામની જીંદગીનો અંત આવવા વિષે.

એ પ્રમાણે બેહેરામે ત્રેસઠ વર્ષ ગુજાર્યા અને તેટલા વખતમાં તેનો કોઇપણ બરોબર્યો હતો નહી નવાં વર્ષને દિવસે તેનો મુનશી તથા ડાહાપણવાલો મોબેદ જે તેનો વજીર હતો તેઓએ તેને આવીને કહયું કે, "તુ બુજોર્ગ પાદશાહનો તમામ ખજાનો ખાલી થયો છે. તેથી હવે તું શુ હોકમ ફરમાવે છે તે હમો જાણવા આવ્યા છીએ કારણ કે જેઓએ તારા ખજાનાનો લાહાવો ચાખ્યો છે તેઓએ કરના પૈસા બચવાથી હમારી તરફ જોવાની પણ દરકાર કરતા નથી." બેહેરામે તેઓને જવાબ દિધો કે, "તમો ઉટાવલા ના થાઓ, કારણકે એમ કર્યાથી તો હું પોતે વગર હાજતનો બન્યો છું. જેહાનમાની કોઇપણ ચિજ ફના માટેજ સરજાયલી છે અને તેથીજ તે સાહેબની ખુબી જણાઇ આવે છે. એ રીતે આસમાન તો ફરતુંજ રહે છે અને પાક પરવરદેગાર પણ હસ્તીજ ભોગવતો રહયો છે. તેજ મને તેમજ તમુને નેકીથી રેહેનુમાઈ કરતો રહે છે."

તે રાત સુઇ ઉઠયા પછી બામદાદ થતાં તેનું હદ વગરતું લશકર તેની દરબાર આગળ હાજર થયું. તે હાજર થયલી ઠઠ વચે શાહાનશાહનો બેટો યજદેઝરદ ત્યાં હાજર થયો અને પાદશાહે પોતાના બુજોર્ગોની હાજરી વચે તેને પોતાનું તાજ, હાર, સાંકલી અને હાથીદાંતનું તખત તેને સપુરદ કીધું. પરવરદેગારની હવે પ્રસ્તેશ કરવાનો તેનો વિચાર થવાથી તેણે તાજ ફેંકી દિધું અને પોતાની જગ્યા બીજાને ખાલી કરી આપી. જેહાનની (આડી) ચાલને લિધે તેણે ઉટાવલ કરવા માંડી અને અંધારી રાત થતાં તે ઉંઘાવાને ગયો. પણ જયારે નિચાણમાંથી સુરજે પોતાનો ચેહેરો દેખાડયો ત્યારે વજીરોના દિલ પાદ-શાહ માટે ધાસ્તીભર્યાં બન્યાં. કારણકે તે જેહાનનો પાદશાહ હજી ઉઠેલો નહી હોવાથી તે પોતાના તાજથી વેગલો થયો હોય એમ સમજ્યા. આથી યજદે-

જઈ પોતાના બાપ (ને ઉઠાડવા) આગળ ગયો પણ તેને જોતાંજ તેનો જીવ તેના મોઢાંમાંજ રૂંધાઇ ગયો. ત્યાં બેહેરામના ચેહેરાનો રંગ ઉતરી ગયો હતો અને તેણે પોતાનો પ્રાણ તે રેશમી પલંગ ઉપર મુકી દિધેલો જણાયો.[૧] આ અધંકારભર્યો જમાનો રેહેશે ત્યાં સુધી એમજ ચાલુ રેહેવાનુ માટે તું તારૂં દિલ તેનાથી ફેરવ અને લોભ ના કર. મોતથી પથર અને લોટાંના દિલ પણ ત્રાશ પામે છે માટે તારે તો અત્રેથી મુસાફરીનો સામન તેયાર કરવો ઘટે છે. તારે તો નિર્દોશ તેમજ દયાલુ બનવું ઘટે છે અને પીગલાવી નાખનારા લોભને મીઠયા સોધવો ઘટતો નથી. આવા ઇનસાફી પાદશાહ માટે અફસોશ છુટે છે. તારે તેની યાદ કાંઈ પણ બુરાઇ સાથે કરવી ઘટતી નથી કેઆની તોખમના પચાસ પાદશાહો કમર બાંધીને ઈરાનના તખત ઉપર રાજ્ય કરી ગયા હતા. પણ તેઓમાનો કોઇપણ બેહેરામગોર જેવો ઇનસાફી, બુજોર્ગીભર્યો, ડાહયો અને જોરેમંદ નિવડયો નથી. તેને તેના વઝીરોએ રૂસતમ જેવા પાદશાહનો એલકાબ આપ્યો હતો. કારણકે તે પોતાના તીરથી લોઢાંના પાહાડને પણ વિંધી નાખતો હતો. પણ તેનો અંત આવતા તે જરાએ કામનો થઇ પડયો નહી. ત્યારે તેના મરદાનગીભર્યા અને બાહુરીવાલા વખતનો ફાયદો શું ?

પાદશાહ યજદેજર્દે ચાલીસ દિવસ સુધી પોતાના બાપનો શોગ પાલ્યો અને તેનું લશકર પણ કાલાં અને બલું કપડાંમાં સજ થયું[૨] તે પેહેલવાન જેવો પાદશાહ બેહેરામ દખમે ચઢતાંજ તું કેહેશે કે પોતાની સખાવતને પણ જેહાનમાંથી પોતાની સાથે લેઈ ગયો. સુરજ અને ચંદ્ર તથા શુક્ર અને સની તથા તખત અને તાજ પણ આવો એક પાદશાહ જોવા પાંમશે નહી. તેના કેઆની ચેહેરા, દમામ, ઉચું કદ, ચઢતુ નસીબ, જોરેમંદ હાથ અને ગુરજ ઉપર મને અફશોસ છુટે છે. તેની પાસે હીરાજડીત તખતો તથા તાજો હતાં તથા તે રૂમ અને ચીન પાસેથી ખંડણી લેતો હતો પણ હાલે તે પાણી અને નાન વગરના દરવીશ જેવો બન્યો છે ત્યારે તેનો સુરજ સુધી માથુ ઉઠાવી રહેલો મેહેલ શા ખપનો? આ દુન્યા તજી જતાં તેનામાં કે એક ગરીબમાં કાંઈ તફાવત માલમ પડતો નથી. માટે આપણે આ દુન્યા માટેના ગમ અને દુખને જેટલુ આછું

---

૧ ફીરદોસી બેહેરામને પોતાના બીછાણા ઉપર ગુજર પામેલો જણાવે છે, પણ કેટલાક તવારીખનવેશોનું કેહેવુ એવું છે કે એક દીને બેહેરામ શેકારે ગયો હતો તેવામાં ઇસ્ફાહાન અને શીરાજ વચે આવેલો એક ઉંડાં પાણીનો ઝરો પસાર કરતાં તેનો ઘોડો તેમા પડી ગયો હતો અને બેહેરામ તેમા દુબી મુવો હતો.

૨ જરથોસ્તીઓ કાંઈ સોગ વખતે કાલું કપડું પેહેરતા નથી. પણ સાયર પોતે એક મુસલમાન હોવાથી તેણે પોતાની કોમની રીતી પ્રમાણે સોગ માટેનો કાલો તેમજ બલુ રંગ જણાવ્યો છે.

કર્યું એટલું સારૂં. જ્યારે પાદશાહની પાદશાહી પણ લાંબો વખત રેહેતી નથી તો આવી પાદશાહી અને આવી મોજ ભોગવેલી શા ખપની? પેલો દીનદાર અને હુશીયાર દરવીશ કે જેને જેહાન ધણી વખત ઠોકડાવે છે તેજ ખરો સુખી ગણાય. કારણકે તે જ્યારે આ જેહાન છોડી જાય છે ત્યારે તે ભલું પરીણામ નિપજાવી જવા સાથે પોતાનુ નેક નામ પણ છોડી જાય છે. તે આ જેહાનમાંથી જેમ ફળ પાંમે છે તેમ પરવરદેગારની નજદિક પ્રકાશ પણ મેલવે છે. તે કાંઇ દોજખમા જવાને લગનો સામન મરજી ઉપરાંત તૈયાર કરનારો મારા જેવો કમીનો અને કમનસીબ હોતો નથી. તેને પેલી દુન્યાની કે આ બુરી દુન્યાની ઉમેદ રેહેતી નથી પણ મારા જીવને તો બંધે દુન્યામાં હાર મલેલી છે.

## બેહેરામગોરના બેટા યજદેજર્દ ૨ જાની અઢાર[1] વર્ષની પાદશાહી. યજદેજર્દે તખતે આવતાં પોતાના સરદારોને નશીયત દિધી તે વિષે.



હવે જો કે મારૂં બુઢ્ઢું મગજ એવા વિચારમાં છે તોપણ હુ તુને યજદેજર્દના રાજ્યનુ બ્યાન કહી સમજાઉ છુ. યજદેજર્દે જેહાનનો પાદશાહ ઠરતાંજ પોતાનુ વિખેરાઇ ગયલું લશકર એકઠું કીધુ. ત્યાં બુજોર્ગો, સરદાર જેવા પજીરો, કાબેલો અને સરદારો ભેગા મલી ત્યાં આવી બેઠા. તે દુખના દરવાજા બંધ કરનારો તથા બુરાઓના હાથ બાંધનારો જેહાનને સોધનાર પાદશાહ સુનેરી તખત ઉપર આવી બેઠો. જ્યાં તેણે ભાષણ કરતાં પેહેલુ એવું કહયું કે, "ગુનાહ કર્યાથી અટકનાર શખ્સ કીનાખોરોના ત્રાસથી નચિંત રહે છે, પણ અદેખાઈથી કાલાં બનેલાં દિલના શખ્સના દૂખનો તબીબ દેવ બને છે. તે અદેખો, લોભી, ગુસ્સાવાલો અને ગરજાઉ બનતાંજ તેના ઉપર બુરો દેવ કીનો લેનાર બને છે. જે ચિજ તમોને પસંદ પડતી હોય નહી તે કરવાથી તમો તમારા દુશમનોના દિલ અને હાથોને અટકાવતા ના. નમનતાઇ એ અકકલનો ભાઇ ગણાય છે અને અકકલ દાનાવોને માથેનું તાજ ગણાય છે. જો તમે કોઇ સાથે ભલાઇ કીધી હોય તો તેને માથે તેનો તાણો મારી તમો તેનું દિલ ભાંજતા ના. તમો નેક કામો કરનારા અને મેહનતુ હશો તો અકકલમંદોની

[1] યજદેજર્દે ઈ. સ. ૪૪૦ થી ૪૫૭ સુધી રાજ્ય કીધુ હતુ.

નજરમાં હલકા પડશો નહી. જો મારૂં ફતેહમંદ નસીબ મને મદદ કરશે અને તે મને જેહાનમાં જોરેમંદ બનાવશે તો હું સચાઈ ઉપર ચલાવે એવું એક દફતર કરવા માંગુ છું કે જે કોઇપણ રીતની જુઠાઇ અને દગો ચાલવા દે નહી."

એ રીતે તેણે થોડા વખત જેહાનને ઇનસાફથી ચલાવ્યાથી તેનાથી જમાનો ખુશાલ રહયો અને તે પણ ખુશાલી ભોગવવા લાગ્યો. ચોબાજુએ લશકર મોકલી પોતાના રાજ્યનો તેણે દુશમનોથી બચાવ કર્યા કીધો. એ પ્રમાણે પાદશાહના રાજ્યના અઢાર વર્ષ પસાર થયાં. જ્યારે તેનું નસીબ કાલાશ પકડવા લાગ્યું, ત્યારે તે રડવા પડયો. તેણે બુજોર્ગો અને દાનાવોને પોતાની આગળ બોલાવી મંગાવી તેમને પોતાના સુનેરી તખત નજદિક ગુઠણુ મરડાવી બેસાડયા અને કહયું કે, "આ તુંદ દુન્યાનું ચકકર તેના પોતાનાથી પરવરશ થયલાંને તેમજ પરવરદેગારને ઓલખતું નથી. વળી તે મોટી પડવીના પાદશાહના તાજની પણ દરકાર કરતું નથી પણ તેને હાથ જે શેકાર આવે છે તેનો તે શેકાર કરી નાખે છે. તેથી હાલે મારો પણ અંતનો વખત આવ્યો છે અને તે પોતાના જોરે મને હાર આપી ચુકયો છે. તેથી હુ મારૂં તાજ, વીટી, લશકર અને ઇરાન જમીનનો ખજાનો હોરમજને સોંપુ છું. ૧ માટે તમો તેનો હોકમ માન્ય રાખવાનું અને તેનું ફરમાન બજાવવાનુ જાનો જીગરથી વચણ આપો. જો કે પીરોજ ૨ દબદબાવાલો અને જોરેમદ છે અને તે હોરમજથી

૧ ફીરદોસીએ એ યજદેજર્દ માટેનું બ્યાન ઘણૂજ ટુકમા સમાવી દિધું છે પણ પોતાના બાપ બેહરામના જેવાજ એક બાહુર દીકરાનું અઢાર વર્ષની કારકીર્દીનું રાજ્ય આટલીજ થોડી બેતોમા વર્ણવી નખાય એવુ હતુ નહી. એણે તખતે આવતાંજ પોતાના તે વખતના મુદઇઓ રોમનો સાથે તુરતજ લડાઈ જગાડી હતી. પણ રૂમી શેહેનશાહે ઇરાનીઓ સામે લડાઈમા ઉતરવાનું દરૂસ્ત નહી જોવાથી તેની સાથે સુલેહ કીધી હતી. એજ વખતે ઇરાનની ઈસાણ ખુણે આવેલા હેતાલના રેહેવાસીઓએ પણ તેને પીડાકારી આપવા માડી હતી અને તેઓ વારંવાર જીહુન નદી ઓલંગી આવી ઇરાન ઉપર દરોરો પાડવા અને લોકોને હેરાન કરવા લાગ્યાથી એ યજદેજર્દ તેઓની સખત ખબર લેવાને પોતાની ગાદી પોતાના વજીર મેહેર નરસીને સોંપી એ હેતાલીઓ સાથે આઠ વર્ષ સુધી લડાઈમાં રોકાયો હતો અને તેઓની સખત ખબર લિધી હતી. ત્યારબાદ વળી આરમીન્યામાં જરથોશ્તીઓ અને ખ્રીસ્તીઓ વચે ધર્મ સંબંધી જંગ ઉઠવાથી યજદેજર્દનું ધ્યાન ત્યાં રોકાયું હતુ. ત્યાં પણ જબરી ખુનખાર લડાઇઓ ચાલ્યાબાદ જરથોશ્તીઓએ પોતાના જે જાત ભાઈઓ ખ્રીસ્તી ધર્મમા વટલી ગયા હતા તેઓને પાછા જરથોશ્તી ધર્મમાં દાખલ થવાની ફરજ પાડયાથી એ બલવો દબાઈ ગયો હતો અને પાછી સમાધાની ફેલાઈ હતી.

૨ યજદેજર્દે પોતાના વડા બેટા પીરોજને સીસ્તાનની હાકેમી આપી તેને પોતાના રાજ્યથી દુર રાખ્યો હતો.

કેટલાં વર્ષ વડો પણ છે તોપણ હોરમજમાંજ હું ધીરજ, અક્કલ, શરમ અને લાયકાત જોઉ છું."

એ વાત થયા પછી તે એક અઠવાડયુ જીવવા પાંમ્યો અને તેના ગુજર પાંમવાથી રાજ્યના લોકોએ તેને માટે રૂદન કીધું જો તુ સો વર્ષ કે પચીસ વર્ષ જીવે તોપણ તુને આખરે તો આ ત્રણ પાંચ દિવસનું મુસાફરખાનું છોડી જવાનું છે. માટે જે કાંઇ ચિજ તારે હાથ આવે તેને તારે હમેશની માની લેવી ઘટતી નથી.

## યજદેજરદના બેટા હોરમજની એક વર્ષની પાદશાહી—હોરમજ તખતે આવ્યો તે વિષે.



જયારે હોરમજ પોતાના બાપના તખત ઉપર બેઠો અને માથે પેલું સોનેરી તાજ મુકયુ ત્યારે ખરેખર પીરોજ ગુસ્સે થયા વગર રેહે નહી અને તેની આંખોમા અદેખાઇના આંસુ આવ્યા વગર રેહે નહી એમજ તુ કેહેશે. તેથી આખરે તે પોતાનુ લશકર, ખજાનો અને મોટી પડવીના થોડાક હીમાયતીઓ સાથે હેતાલના[1] પાદશાહ આગળ ગયો. તે ચગાની પાદશાહ જેનું નામ ફગાનીશ હતું અને જે લશકર તેમજ મોટો ખજાનો ધરાવનાર નામદાર પાદશાહ હતો તેની આગળ આવી પીરોજે તેને કહયું કે, "ઓ મારા ખેરખાહ! મારા બાપના તખતને લાયકના બે બેટાઓ હતા તે છતાં મારા બાપે પોતાના નાના બેટાને તાજ આપ્યુ છે અને આવા ગેરઇનસાફથી તે તેનેજ તાજ સોંપી ગુજર પાંમ્યો છે. તેથી મારી પાસે જે ખજાનો છે તેના બદલામાં તું મને લશકર, હથીયાર અને જોરેમંદ હાથના બુજોર્ગો સોંફ."

ચગાનીએ તેને જવાબ દિધો કે, "વારૂ! તારો બાપ એક જેહાનદાર પાદશાહ હોવાથી હુ તેમ કરવાનું વાજબી જોઉછુ. માટે હું તુને એક ચોકસ સરતે મારૂં લશકર આપશ અને ઇનસાફ મેલવવાનો માર્ગ દેખાડશ. પણ તરમુદ અને વીસેગેર્દના મુલકો કે જેના ઉપર યજદેજર્દના વખતથીજ મારો દાવો છે તે મારા થવા જોઇએ." પીરોજે તેને જવાબ દિધો કે, "હા, વાજબી છે. તુંને તેથી પણ વધારે મુલકની પાદશાહી ઘટે છે"

[1] હેતાલ એ બદખશાનને લગતા ખટલાનના એક મુલકનું નામ છે.

આથી ફગાનીશે તેને હેતાલીઓ વચે ઘણું નામીચું ગણાતું ત્રીસ હજાર તલવારબાજોનું એક લશકર તેને સોંપ્યું. પાદશાહ પીરોજે તે લશકરને જોડવ્યું, જેથી ધુલ ઉડી રહી અને સુરજ તથા ચંદ્ર ઢંકાઈ ગયા. પછી તેણે તે વડે પાદશાહ હોરમજ ઉપર હુમલો કીધો જેમાં ઘણી લડાઇઓ થઈ અને આખરે હોરમજ કેદ પકડાયો. હોરમજને પણ પોતાના બાપનું તાજ તખત ભોગવવા ગમતું હતું નહી. પીરોજની પોતાના ભાઇના ચેહેરા ઉપર નજર પડતાંજ તેનુ દિલ તેની સાથના સગપણને લિધે દયાથી દાઝયું. જેથી તેણે તેને તુરતજ ઘોડા ઉપર પાછું સ્વાર થવા કહયું અને તેનો હાથ પોતાના હાથમાં ધરી તેને પાછો મેહેલમાં લેઇ ગયો અને ત્યાં તેની સાથે પાછી દોસ્તી કરી નાખી. આથી હોરમજ બોલ્યો કે "શુકરાના ખોદાતાલાના! હમેશાં ખોદાને પીછાણનાર શખ્સ દાનાવજ હોય છે. જે તાજ અને તખત મારા ભાઇએ મારી પાસેથી ફતેહમંદી સાથે પાછું જીટી લીધું છે તે તે નસીબવાન પીરોજનેજ ઘટતું હતું." પીરોજનું દિલ હોરમજથી એ રીતે ખુશ બન્યાથી હોરમજને પોતાના જીવની જે ધાસ્તી હતી તે દુર થઈ ગઈ. ૧

## યજદેજર્દના બેટા પીરોજની અગીયાર વર્ષની ૨ પાદશાહી. પીરોજે તખતે આવતાં ભાષણ કીધું તે વિષે.



પછી યજદાંનપ્રસ્તોની રીતી મુજબ પીરોજ પાદશાહી તખત ઉપર બેઠો. સરૂવાતમાં તેણે પોતાના સરદારો આગળ ભાષણ કરતાં કહયું કે, "ઓ હુનરમંદ અને અકકલમંદ સરદારો! તે બારેહકતાલા પાસે મારૂં ચાહાવું એવું છે કે તે મારી જીંદગી લાંબી કરે જેથી હું આમને આમ તરીકે તેમજ ખાશને ખાશ તરીકે ગણી શકું. વળી મને તેનાથી ઘણી અકકલ તેમજ સારો વખત મલે. એક દયાલુ શખ્સનું માથું નમનતાઇથી નમેલું રહે છે જ્યારે એક નિચનું મગજ હમેશાં હલકુજ હોય છે. ઇનસાફ અને બક્ષેશ એજ

૧ ફગાનીશે પીરોજને એકદમ લશકરની મદદ આપી હતી નહી પણ તેને એક વર્ષ સુધી પોતાના મુલકમાં રાખ્યો હતો અને જ્યારે ઇરાની ઉમરાવો હોરમજથી થોડા વખતમાંજ કંટાળીને પીરોજને રાજગાદી આપવાની તઈયારી કરવા લાગ્યા ત્યારેજ એ ફગાનીશે તેને મદદ તરીકે ત્રીસ હજાર માણસનું લશકર આપ્યું હતું. ૨ પીરોજે ઈ. સ. ૪૫૭ થી ૪૮૪ સુધી રાજ્ય કીધું હતું.

અકકલના ઠાંભ છે અને બાધુરી તથા મરદાનગીથી તેને મોટાઇ હોય છે. જે નામદાર અકકલ નહી ધરાવતો હોય તે બુજોર્ગીભર્યાં તખતને કેમ લાયક બની શકે. તે છતાં એક અકકલવાન પણ કાયમ જીવી શકતો નથી. પાદશાહ જમશીદથી ચઢતુ બોરેહ કોઇ ધરાવી શકયું નથી. તેનું તાજ ચંદ્રને પુગવા લાગ્યું તેટલામાં તો તે મરણ પાંમ્યો અને પોતાની પાદશાહી જગ્યા બીજાને સોંપી ગયો. તેથી કોઇ પણ આ ખાકી દુન્યામાં જાવેદાન જીવવાનું નથી. માટે તમો હેરબદો (ધરમગુરૂઓ) મારફતે યજદાંનની પનાહ સોધતા રેહેવો એજ બસ છે."

તેનુ એક વર્ષ આવી શિખામણો સાથનું અને ઇનસાફભર્યું પસાર થયું અને હેરબદોની મારફતે અકકલમંદો નચિંત રેહેવા લાગ્યા. પણ બીજે વર્ષે દુકાલ પડયાથી નદીનાલાઓ પણ પાણી સુકાઇ ગયાથી કસ્તુરી જેવાં સુકાં બન્યાં. એજ રીતે ત્રીજુ અને ચોઠું વર્ષ પણ પસાર થઇ ગયું. પાણીની તંગીને સબબે કોઇપણ ખુશ રેહેતુ હતું નહી. સુકી હવાને લિધે લોકોના મોઢાં પણ સુકાઇને ખાક જેવાં બનવા લાગ્યાં અને નાલાંના પાણી ઝેહેર જેવાં બન્યાં. માણસો અને ઢોરો પુશકલ માર્યાં જવાથી જમીન ઉપર ચાલવાની પણ જગ્યા રહી નહી.૧ એવી અજાયબી જોતાંજ ઇરાનના શેહેનશાહે પોતાના રાજ્યમાંથી કર લેવો પણ છોડી દિધો. જે જે શેહેરોમાં પાદશાહી વખારો અનાજથી ભરેલી હતી તે સઘલો અનાજ તેણે ખાસ અને આમના લોકોને બક્ષી દિધો. પાદશાહી દરગાહમાંથી એવી મનાદી ફેરવવામાં આવી કે "ઓ હકુમત કરનારા નામદારો! તમારી પાસે (શેહેનશાહી કોઠારોમાં) જે અનાજના ગલ્લાઓ હોય તે તમારે લોકોને બક્ષી દેવા અને બીજો અનાજ પણ પાદશાહ પીરોજના ખજાના ખાતેથી ભરી મુકવો. વળી જેઓ પાસે અનાજ ભરી મુકેલો હોય તથા જેઓ ગાય ગોસ્પંદો ધરાવતા હોય તેઓએ તેનો ભાવ પાદશાહી તીજોરીમાંથી ઉગરાવી એ સઘલું ગરજાઉઓને વેહેંચી આપવું. કારણ કે ખાધાપીધાથીજ જીવને સુખ મલે છે"

વળી તેણે પોતાના દરેક કારભારી તથા સત્તામંદ અધીકારી ઉપર ઉટાવલે એક એક નામું લખાવી તેઓને કેહેવાડયું કે, "તમારે અનાજની વખારો ખુલ્લી મુકવી અને જેહાનમાં જે કોઇને અનાજની ગરજ હોય તેમને તે

૧ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ જો કે એ દુકાલ સખત હતો તોપણ પાદશાહે અનાજ ચો ઠેકાણેથી મંગાવનાના ચાપતા ઉપાયો લિધેલા હોવાથી એ દુકાલમાં ભુખમરાથી ઘણા જુજ મરણો નિપજ્યાં હતા.

બક્ષને. જો ભુખે મરતાઓ વચેથી કોઈપણ જવાન યા બુઢો ભુખમરાથી મરણ પાંમશે તો વખારોની રખેવાલી કરતા શખ્સોને પરવરદેગારના કામને હલકુ ગણવાના વાંક માટે જાનથી મારવામા આવશે. હું તલવારથી તેની કમરના બે ટુકડા કરાવશ અને તેના જીવ ઉપર રસ્તાખેજ વરસાવસ" વળી તેણે એવો એક ઢંઢેરો ફેરવાવ્યો કે, "સર્વ લોકોએ પોતાના ઘરબાર છોડી મેદાનમાં જવું અને ત્યાં હાથ ઉચા કરી પુશકલ તોબા જાહેર કરી આસમાન સુધી પુગે એવા અવાજે બંદગી કરવી." આથી પાહાડો, જંગલો, મેદાનો અને ગારોમાથી લોકોએ બંદગી કરી પરવરદેગારની માફી ચાહી જેથી લીલોતરી વગરના સાત વર્ષ વેહેવા પછી આઠમે વર્ષે ફરવરદીન મહીનામાં આફ્રીન કરવા જોગ એક વાદલ ચઢી આવ્યું અને સુકી સત થઇ ગયલી જમીન ઉપર વરસાદ વરસ્યો. જેથી બાગોમાંથી કસ્તુરી જેવો પમરાત નિકળી રહયો તથા ફુલોમાં પ્યાલામાં દારૂ ભરાય તેમ દવ ભરાયો. આસમાન ઉપર વરસાદની કમાન તણાઇ. બુરી મનશાનીના લોકોના બુરા વિચારથી જમાનો મુકિત પાંમેલો હોવાથી ઠેકાણે ઠેકાણે તીર ચઢાવેલી કમાનો મુકવામાં આવી. એ રીતે જ્યારે પીરોજ દુકાલના વખતથી મુકિત પાંમ્યો ત્યારે તે નચિંતાઈથી શેહેનશાહી તખત ઉપર બેસ્વા લાગ્યો.

## પીરોજે "પીરોજરામ" તથા "બાદાનપીરોજ" નામનાં શેહેરો વસાવ્યાં અને પછી તુરાનીઓ સામે લડવા જતાં માર્યો ગયો તે વિષે.

પછી પીરોજે એ બનાવની યાદગારીમાં એક શેહેર બંધાવી તેનું નામ પીરોજરામ આપ્યું. ઓ ખોદા! જેહાનને નેકી પુગાડવી અને મુબારક પગલાંના શાહોને નચિંતાઇ બક્ષવી એ તારૂજ કામ છે. વળી પીરોજે "બાદાન-પીરોજ" નામનું એક બીજું શેહર વસાવ્યું જે આશાયશ લેવા માટે ઘણું જાણીતું હતું. હાલે એ શેહરને અરદબીલને નામે ઓલખવામાં આવે છે, જ્યાં કયસરે ઇનસાફદેવીનું એક પુટલું પણ ઉભું કર્યું છે. એ શેહેરોને તમામ આબાદ કરીને તેણે અકકલમંદોના દિલ ખુશ બનાવ્યા

પછી તેણે પોતાનાં મોટાં લશકરને પગાર આપીને તુરકીઓ સાથે લડાઇ કરવાની તૈયારીઓ કરવા માંડી. એ લડાઈ માટે હોરમજદ (પીરોજનો ભાઇ)ને સરદાર બનાવવામાં આવ્યો અને પછી નવેસરથી લડાઇ જગાડવાને તે ત્યાંથી બાહાર પડયો. તેની પુઠે પીરોજનો બેટો કોબાદ પણ લશકર લેઇને પવનની જડપે બાહાર પડયો. એ કોબાદ પીરોજનો ઘણો દાનાવ અને ફળદાર ડાંખલી

જેવો બેટો થતો હતો. પીરોજના નાના બેટા પલાશે૧ તેટલો વખત રાજ-ગાદી ઉપર રાજ કીધું. પીરોજે પલાશના સલાહકાર વજીર તરીકે સુર્ખવાન નામના એક ઘણા નામીચા પારસીને રેહેવા ફરમાવ્યું.

પછી તુરકીઓ સામે લડાઈ કરવાને તેણે પણ લશકરને કુચ કરાવી અને પોતાની સાથે પોતાનુ તાજ તથા બુજોર્ગોનુ તખત પણ ત્યાંજ લેઈ ગયો. એ રીતે લશકર તથા ખજાનો સાથે લેઈને તે ખુશનવાજ સામે લડવાને ગયો. (છેલ્લા પાદશાહ) બેહરામગોરે એક ઉચો પુસ્તો ઉભો કરી સરહદની નિસાણ નક્કી કીધી હતી તથા તેણે તે ઉપર એવુ શાહનશાહી ફરમાન લખ્યું હતું કે, "જેહાનમા કોઈપણ તુરકી કે ઇરાનીએ આ હદથી આગળ વધવુ નહી અને આ નદીથી આગળ પગલુ ભરવુ નહી" સિંહોને મારનાર પીરોજે એ જગ્યાએ આવી લાગતા અને તે ઇરાનના પાદશાહે કીધેલી નિશાણ જોતાંજ પોતાના બાધુરોને કહયુ કે "હુ પણ તલવાર તેમજ ખજાનાનો ઉપયોગ કરીને તુરકી-ઓની સામે એક એવોજ મીનારો ઉભો કરી હીતાલના લોકોને દુખમાંથી છોડવવા માગુ છુ તેથી જ્યારે તુરકસ્તાનના બુજોર્ગો મારી આગળ એ મીનારા બાબે ફર્યાદ લાવશે ત્યારે હું તેઓને એમ કેહેવશ કે, 'એ તો મરદાનગી, દાનાઇ, ખોરેહ અને જોર ધરાવનારા બેહરામગોરનુ કીધેલું છે.' એમ કરી હું અત્રે ખુશનવાજનુ પગલુ રેહેવા દેવશ નહી અને હીતાલ તેમજ તુરકી-ઓને પડતીમાંથી ચઢતીમાં લાવશ ૨"

જ્યારે ખાકાનના બેટાને માલમ પડયું કે, "પાદશાહ પોતે લશકર સાથે જીહુન નદી પસાર કરી આવે છે અને તે બેહરામગોર સાથે થયલા કોલકરાર તોડી આ મુલકમાં નવેસરથી લડાઇ અને પોકારો તાજા કરે છે," ત્યારે ખુશ-

---

૧ બીજા તવારીખનવેશો એ પલાશને પાદશાહ પીરોજનો નાનો બેટો નહી પણ નાનો ભાઈ ગણાવે છે.

૨ ફીરદોશી અત્રે જે હીતાલ સાથની લડાઈનું બયાન કરે છે તે તો ત્રીજીવારની લડાઈ છે તેમા પેહેલી જે લડાઈ થઈ તેમા પીરોજે હાર ખાધાથી સુલેહ કરતાં તેને પોતાની બેટીને એ પોતાના હાથ નિચેના ખંડયા રાજાને પરણાવવી પડી હતી. બીજીવારની લડાઈમા એ હીતાલના રાજાએ તેને દગાથી ઘેરી લિધો હતો અને એ માહાન પાદશાહને પોતાની આગળ નમવાની ફરજ પાડી હતી. પણ પાદશાહે બામદાદે સુરજ ઉગતાં તે ઉગતા સુરજને નમન કરી તે હીતાલીને નમન કીધું એમ જણાવીને પોતાનું તેમજ તેનું મન મનાવ્યું હતું અને હીતાલથી પાછો ઈરાન ફર્યો હતો જ્યારે ત્રીજીવાર એજ હીતાલી પાદશાહના દગાનો ભોગ થઈ પીરોજ માર્યો ગયો હતો.

નવાજે એક જેહાનના અનુભવી મુનશીને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું અને તેણે તે જમીનના પાદશાહ ઉપર પરવરદેગારને નામે એક નામું લખાવ્યું.

## પીરોજ ઉપર ખુશનવાજે નામું લખાવ્યું તે વિષે.

એ નામામાં તેણે લખાવ્યું કે, "તું ઇનસાફી પાદશાહના કોલકરારથી ફરી જાય છે માટે હું તુને પાદશાહી તોખમનો પણ ગણુતો નથી. તારા નામીચા અને પાક ન્યાગાનોની કાંઇ એવી રસમ હતી નહી. પણ તું તો તારા બાહુર ન્યાગાનોના કોલકરાર તોડીને તારી બુજોર્ગીની નિશાણુને ધુલમાં ફેંકે છે. આથી મને પણ નાચારી સાથે મારૂં વચણુ તોડી હાથમા તલવાર ધરવી પડે છે" એ રીતે તેને એ નામામાં દરેક બાબદથી વાકેફ કરી તેના ઉપર તે નામાં સાથે પુશકલ હદીઓ મોકલી આપ્યો. ખુશનવાજનું એ નામુ લેઇને એક બાહુર અને બોલકનો સ્વાર બાહાર પડયો.

જ્યારે પાદશાહ પીરોજે એ નામું વાચ્યુ ત્યારે તેણે તે નામદાર ઉપર ગુસ્સે થઇને કહયું કે, "ઉઠ અને તે કમીના શખ્સ આગળ પાછો જઇને તું તેને કેહે કે, 'બેહેરામગોરે તો ફક્ટ તારા ઉપર તુરકસ્તાનની નદી સુધીનોજ પરવાનો મોકલ્યો હતો, તેથી હાલે જો જીહુન નદીના કાંઠા આગળથી સરૂ થતા પાહાડો, ખીણો અને મેદાનો તુ તારા પોતાના ગણુતો હોય તો હું હમણાજ લડાયકો અને બાહુર પેહેલવાનોનુ એક ભારી લશકર લેઇને આ જમીન ઉપર ખુશનવાજનો છાયડો ત્ટીક લાંબો વખત રેહેવા દેવશ નહી.'" આથી તે કાસદ તેનાથી સમજેલી એ વાત યાદ રાખીને ખુશનવાજ આગળ એક પેહેલવાન માફક પાછો ફર્યો જ્યારે ખુશનવાજે તેની વાતો સમજી તથા તે નામું વાંચ્યું ત્યારે તેણે વિખેરાયલું લશકર પાછું એકઠું કીધું અને તે કરારનામુ જે તેના વડીલોએ પાદશાહ બેહેરામ પાસે મેલવ્યું હતું અને જેમાં જીહુન નદી સુધીની હદ લખેલી હતી તે એક નેજાની અણી ઉપર ચઢાવી તે લશકરને લડાઇના મેદાનમાં ઉતાર્યું.

પછી તેણે એક આબરૂદાર, ડાહયા અને બોલકના શખ્સને લશકરમાંથી પસંદ કરીને કહયુ કે, "તું પીરોજ આગળ જઈ તેને નરમાશથી આ વાત કહી સમજાવ અને તેનો જવાબ લેઇ આવ. તેને તું કેહેજે કે, 'તારાં અઢતા નસીબના અને રેહેનુમાઇ કરનારા વડીલોનો કોલકરાર હું સહવારે સુરજ ઉગતાંજ એક નેજાની અણી ઉપર ચઢાવીને તારા લશકરની હરોલમાં તે લાવશ જેથી જે અકકલમદો હશે તેઓ દાદગરનું એ કરારનામું તપાસશે અને

મારી તારીફ કરી તારા ઉપર હેફ વરસાવશે અને તુંને કાફરનો એલકાબ આપશે. તારી એ રીત જેમ પરવરદેગારને પસંદ પડતી નથી તેમ વળી યજદાંન-પ્રસ્તો તેમજ જેહાનના કમીના શખ્સોને પણ ગમતી નથી. જેહાનમા જે કોઇ બેદાદી સોધતો હોય તેજ શાહાનશાહોએ કીધેલા કોલકરારથી ફરે છે. શાહનશાહ બેહેરામ જેવા ઇનસાફી અને મરદાનગીવાલા કોઇપણ શખ્સે એમ માથે તાજ પેહેરયું નથી. જો કે પરવરદેગારને શાહેદ તરીકે ગણુવો ઘટતો નથી પણ એ કામમાં મારો તો તેજ સાહેદ છે. તેથી જો તું હજી પણ ગેરઈનસાફ કરવાજ માંગતો હોય તો મારો પણ વિચાર મારા લશકર સાથે તારી સામે ચઢાઈજ લાવવાનો છે પણ તે વખતે તું એ લડાઇમાં ફતેહમંદ નિવડવાનો નથી અને તારાં નસીબે તુ સારૂં ફળ પણ પાંમવાનો નથી. હવે પછી હું કાસદ તરીકે કોઇને મોકલવાનો નથી, પણ પરવરદેગારજ એ લડાઈમા મારો મદદગાર થશે.' "

તે પેહેલવાન જેવા કાસદે પીરોજ આગલ એ નામાં સાથે આવીને તેને એ સઘલી વાતો કહી સમજાવી. તે બાધુર પાદશાહ ખુશનવાજનુ એ નામું વાંચતાંજ ગુસ્સાથી ઘણોજ ઉશકેરાઈ ગયો. તેણે તે કાસદને જવાબ દિધો કે " એવી વાતો કોઇ જેહાનનો અનુભવ બુઢો શખ્સ કરે નહી. જો તું ચાચ આગલથી એક પગલુ પણ નદી તરફ આગલ ભરશે તો હું તુને ભાલાની અણીથીજ મુબારકબાદી આપશ." આથી તે કાસદે આવી ખુશનવાજ સાથે તેને વિષેની કેટલીક ખાનગી વાતો કીધી કે, " પીરોજમાં હું કાંઇ ખોદાનો ડર જોતો નથી. તેની રેહેનુમાઇ કાંઈ અકકલથી થતી નથી. પણ તે તો બસ કીનો અને લડાઇજ માંગે છે અને યજદાંનના હોકમ મુજબ તે કાંઇ ચાલવા માંગતો નથી."

જ્યારે ખુશનવાજે તેની એવી વાત સમજી ત્યારે તેણે બંદગી કરી પરવરદેગારની પનાહ ચાહાતાં કહયું કે, " ઓ તું પાક ઇનસાફી સાહેબ ! તુંજ પવન તેમજ ધુલને પેદા કરનારો છે. તું જાણે છે કે પીરોજ ગેરઇનિસાફી બન્યો છે. તે કાંઇ બેહરામના જેવો જરા પણ હુનર ધરાવતો નથી, પણ સઘલી ગેરઇનસાફીભરી વાતો કરે છે અને તલવારથીજ મોટાઇ સોધવા માંગે છે. માટે તું તેના પગોને આ જમીન ઉપરથી કાપી કાઢ અને તેને જોર, દાનાઇ કે બાહદુરી બક્ષતો ના."

# પીરોજ અને ખુશનવાજ વચ્ચે લડાઇ થતાં તેમાં પીરોજ માર્યો ગયો તે વિષે.

પછી ખુશનવાજે પોતાના લશકરની આસપાસ એક ચર ખોડાવી અને તેનું મોઢું પાછું ઢાકી દેઇ અસલ માફક પાછું કરી નાખ્યુ. તે ચરની ઉડાઇ એક કમંદ જેટલી લાંબી હતી અને પોહોલાઇ વીસ ગજ જેટલી હતી. એટલું કીધા બાદ તેણે પરવરદેગારનુ નામ લેઇ શમરકદ તરફ લશકર હંકાયું પેલી તરફ ઉધાં નસીબનો પાદશાહ પીરોજ પણ પોતાનું લશકર પવનવેગે હકારી લાવ્યો જ્યારે આ બાજુએ ખુશનવાજ ધાસ્તીભર્યાં દિલે ભરમ જાણનારા પરવરદેગારની બંદગી કરતો રહયો. પછી બંધે બાજુના લશકરના રણસીંગડા તથા ઢોલના અવાજ સમજાયા અને લશકરથી ઉડેલી ધુલથી હવા સીસમના જેવી કાલી બની. બંધે તરફના લશકરોએ તીરોનો એવો તો મારો છોડયો કે ત્યાં લોહીના ધોધ પાણી માફક વેહેવા લાગ્યા.

હવે પેલી ચર આગળ આવી લાગતાંજ ખુશનવાજે તુરકી લશકરને ત્યાંથી પાછુ ફેરવ્યું જેથી તેઓએ લગામ ફેરવી ત્યાથી પીઠ મરડી આથી ઇરાની લશકર તેઓની પુઠે મજબુટીથી દોડવા લાગ્યુ. પાદશાહ પીરોજે પણ પોતાના ઘોડાને દોડવાને ઉશકેરી મુકયો અને પોતાના બદબખત લશકર સાથે તેઓ ઉપર હુમલો કીધો. જેથી તે પોતાના કેટલાક લડાયકો અને સિંહ જેવા શખ્સો સાથે પેલી ચરમા તુટી પડયો. તે શખ્સો સાથે તેનો ભાઇ હોરમજ, મુબારક કોબાદ તથા બીજા બુઝોર્ગો અને પાદશાહી ખાનદાનના શખ્સો પણ તે ચરમાં પડયા. એ રીતે સુનેરી કોલાહ પેહેડનારા પાદશાહી ખાનદાનના સાત નામદારો ઉંધા પડયા

આથી પેલી તરફથી ખુશનવાજ ખુશ દિલનો બની પાછો પેલી ચર તરફ ફર્યો અને તેમાંથી જે કોઇ જીવતા હતા તેઓને બાહાર કાઢયા. તેઓનું તખત તેઓના ઉંધા નસીબે તેઓ માટે રૂદન કરવા પડયુ. પાદશાહ પીરોજ તથા બીજા દમામદાર અને જાહોજલાલીવાળા શખ્સોની તેમાં પીઠ તથા ગરદન ભાગી ગઇ. કોબાદ સિવાય બીજા કોઈ તેમાથી જીવતા નિકલ્યા નહી જેથી તે લશકરનો નાશ થયો અને તેઓની પાદશાહી બરબાદ ગઇ. આથી બાહાદુર ખુશનવાજે પોતાના દિલની મુરાદ સાથે પોતાના લડાયક લશકર જોડે દુશમનના લશકરનો તેમજ તેના સરસામનનો નાશ કરવા જીપલાવ્યું. જેથી તે લશકરની જમની કે ડાવી બાજુએ કોઇપણ શખ્સ જીવતો રહયો નહી. ઇરાનીઓમાંના ઘણાઓ કેદ પકડાયા જ્યારે ઘણાઓ તીરોથી વિંધાઇ ખુવારે હાલ ધુલ ઉપર

પડયા. પાદશાહે એવો લોભ કરવો ઘટતો નથી કારણકે લોભીનું દિલ કાલી ધુલનુંજ સાથી બને છે. આ પળવારની દુન્યાનો એવોજ રવૈયો છે. તે પાદશાહ યા નોકર સાથે એવીજ રીતે વર્તે છે. જે કોઇ સ્વાર્થી હોય અથવા તો અક્કલનાં થાંભોથી નાવાકેફ હોય તેઓને તે એમજ દુખી કરે છે આ ખાકી દુન્યામા કોઇપણ જાવેદાન જીવ્યું નથી. તેથી જો તું રાસ્તીનોજ તોશો હાસલ કરશે તો તેજ પુરતું ગણાશે. તે ચર આગળથી ખુશનવાજ પાછો ફર્યો ત્યારે તેનું લશકર મેલવેલી લુટથી તવગર બન્યું હતું તે મેદાનમાંથી કોબાદના હાથ પગ બાંધી તેને કેદ પકડવામાં આવ્યો અને તેના તખતની કે ખાનદાનની કાંઇ દરકાર રાખવામાં આવી નહી.

જ્યારે ઇરાનના લશકરને પેલી ચર માટેની તથા પીરોજ સાથે થયલી લડાઇની ખબર થઇ ત્યારે પાદશાહી ખાનદાનના તે બાહાદુરો માટે ઇરાનમાં રૂડનના પોકારો નિકળવા લાગ્યા. એ ખબર દુન્યામાં સઘલે જાહેર થઇ ગઇ. પલાશે પોતાના સુનેરી તખત ઉપરથી ઉતરી પડીને પોતાના માથાંના બાલો પીખી કાઢયા અને સુનેરી તખત ઉપર કાલી ધુલ લાવીને છાંટી. શેહેરીઓ, લશકરીઓ તથા તમામ મરદો, ઓરતો અને બાળકો રૂડન કરવા તથા પાદશાહનું નામ પોકારી પોતાના બાલ અને ચેહેરાને પીખવા લાગ્યા.[૧] એ રીતે દુખ અને ગમ સાથે સર્વે બેઠા હવે ખાશ તથા આમના લોકો એવા વિચારમાં પડયા કે, "ઇરાન છોડી ને ચીનાના મેદાન તરફ જાય એવા કોણને પાદશાહ તરીકે ચુંટી કાઢીએ?"

---

૧ પીરોજ પોતાના બાપ યજદેજર્દ અને બપાવા બેહરામના જેવોજ બાહાદુર અને કીર્તિવંત પાદશાહ હતો. એ પીરોજ પણ પોતાના બાપની માફક ખ્રીસ્તીઓને તેમજ ખ્રીસ્તી ધર્મમાં વટલી ગયલા જરથોસ્તીઓને જરથોસ્તી ધર્મમા વટલાવવાને ઘણોજ ખંતી રેહેતો હતો. તેણે આરમીન્યા તેમજ આઈબીરીયાના પ્રાંતો ઉપર છૂટ મેલવતાજ ત્યા જરથોશ્તી ધર્મ પણ ફેલાવ્યો હતો.

## પલાશની પાંચ વર્ષ અને દસ મહીનાની પાદશાહી.[૧] પલાશે તખતે બેસી ઇરાનીઓને શિખામણ દિધી તે વિષે.



પલાશે એમ મોઢે માથે ધુલ ભરી એક મહીનો સુધી સોગમા બેઠા પછી તેને વડા વજીરે, બાહુરોએ, નામાંકીત અકકલમંદોએ અને લશકરે આવીને કેટલીક નશીયતો દિધી અને તેને ફાયદો પુગે એવી વાતો કહી સમજાવી પછી તેને તે પાદશાહી તખત ઉપર બેસાડી તેના ઉપરથી સુના અને જવેહરાતનો પુશકલ નેશાર કીધો. તેણે તખતે બેસ્તાં એ પ્રમાણે ભાષણ કીધું કે, "ઓ સરદારો! તમો અકકલથી તમારા દિલની ઇચ્છા પાર પાડજો મારા કાલા વિચારો જો પ્રકાશ પાંમેલા હશે તોજ તમો મારાથી માન પાંમશો. જે કાંઈ જેહાનમાં નેકી કરતો હોય તેમાં તમો પણ મદદગાર થજો કે જેથી તેના વિચારો ફરે નહી. જે કોઇ બુરા અને બુરી મનશાનીના હશે અને જે બીજાઓને પોતાના કામમાં ભાગ પાડવા દેતા નહી હશે તેને હું પેહેલાં શિખામણો આપી તવંગર બનાવશ. પણ જો તે શિખામણો પણ માનશે નહી તો હું તેને તેનાજ લોહીનુ તાજ પેહેરાવશ (માને મારી નખાવશ). મારી રૈયતનો કોઇ પણ ગરીબ માણસ મારી આગળ કોઇની ફર્યાદ લાવશે તો તેને ગેરઇનસાફ કરનારા શખ્સનાં દિલને પણ હું કચડી નાખશ અને તેને જડમૂળથી ઉખેડી કાઢશ તમો કાંઈ તમારા પાદશાહ ઉપર મુસ્તાક રેહેતા ના. જે કોઈ અશો હશે તેજ વફાદાર ગણાશે. કારણકે પાદશાહનો મીજાજ કોઇ વખતે ઝેહેર જેવો તો કોઇ વખતે તે ઝેહેરના ઉતાર જેવો હોય છે. માટે તે ઝેહેરમાંથી તમો તેના ઉતારતુંજ ફળ મેલવજો. જેહાનમાં પાદશાહ ખુશનુદ રેહે એમજ તમો કરજો અને તેના તખત આગળ સુરખરૂઇ સિવાય બીજી રીતે જતા ના. જો પાદશાહ ગુસ્સે થયલો હોય તો તમો તેની માફ માંગજો પણ તેમાં જો તેનો ગેરઇનસાફ જણાય તો તમો તેની ઇનસાફી તરીકે તારીફ કરતા ના. પણ એવી વખતે તમો એવુ બોલજો કે જેથી હું દાનાવ બનું અને મને દાનાઇથીજ જોર મલે. જ્યારે હુ ઘણો નાદાન જેવો જણાઉં ત્યારે તમોએ તમારા દિલમાં કાંઈ બુરો વિચાર લાવવો નહી. તમો મારાં તેવાં કામોને જો તમારી શિખામણોથી અટકાવશો તો તેની વાતોથી મને ફાયદો પુગશે. પાદશાહોએ તો દાનાઇનોજ ખજાનો ધરાવવો જોઇએ કારણકે દાનાઇથી હું કોઇને પણ દુખમાં જોતો નથી."

---

૧ પલાશે ઈ. સ. ૪૮૪ થી ૪૮૭ સુધી રાજ્ય કીધું હતું.

એમ સમજી સરદારોએ તેની તારીફ કીધી અને તેઓ તેની દાનાઇ જોઇ અજબ બન્યા. તેથી રૈયતના લોકો એકમેક સાથે વાત કરવા લાગ્યા કે "તાજ અને તખત એજ શાહથી પ્રકાશ પાંમશે. માટે તેના ચેહેરા ઉપરથી બુરી નજર દૂર રહેજો અને તેના દુશમનોનુ શરીર દુખી બનજો." પછી તેઓએ તેના મેહેલમાંથી તે પાદશાહના શરીર અને જીવ ઉપર પરવરદેગારની મેહેર ઇચ્છી. તેઓ તેના તરફની મોહોબતથી ખેચાઈ ત્યાંથી તારીફ કરતા અને એવી રીતે બોલતા ઉતર્યા કે, "આવો પાદશાહ જુગજુગ જીવજો."

## પીરોજના માર્યા જવાની ખબર સુફરાયને થવાથી તેણે ખુશનવાજ ઉપર નામું લખી તેનો જવાબ મંગાવ્યો તે વિષે.

જ્યારે પીરોજ લડાઇ ઉપર ગયો હતો ત્યારે તેણે એક દાનાવ અને જોરાવર પેહેલવાનને તખત અને તાજની સભાલ લેવા તથા જવાન પલાશની નેકબાહી કરવા ફરમાવ્યું હતું. એ કામ માટે તેણે સુફરાય નામના પાક વિચારના દોલતમંદ પુરૂપ જે શીરાજનો એક દાનાવ ગણાતો હતો અને જે પેહેલવાન જેવા દિલનો અને નામદાર હતો તેને લાયક ગણ્યો હતો. એ સુફરાય જાબુલસ્તાન, બુસ્ત, ગજની અને કાબુલનો જાગીરદાર હતો. જ્યારે એ સુફરાયને તે અકકલ વગરના અને સલાહકારો વગરના પીરોજ માટેની ખબર મલી ત્યારે તેણે આંખોમાંથી પુશકલ આંસુઓ પાડયાં અને પોતાનો પેહેલવાની પોશાક ફારી કાઢયો. તેથી બીજા પેહેલવાનોએ પણ પોતાના માંથાં ઉપરની ટોપી કાઢી નાખી તે પાદશાહના સોગમા માહેતમ કીધી. તેઓ બોલ્યા કે, "જવાન પલાશ કેવી રીતે પોતાના બાપનો કીનો લેઈ શકશે?"

પછી સુફરાયે વિચાર કીધો કે "એ કામ ફાયદા વગરનુ તો બન્યું છે અને પાદશાહી તખત ગમના ધુવાથી ભરપુર બન્યુ છે." તેથી તેણે વિખેરાઇ ગયલાં લશકરને એકઠું કીધું અને ઢોલ વગડાવીને મેદાનમાં ધુલ ઉડતી કીધી. તેની આગળ લડાયક અને કીનાખોર એક લાખ તલવારબાજ શખ્સો ભેગા મલ્યા. તેણે તે લશકરને પૈસા આપી આબાદ બનાવ્યું અને તે કીનાખોર લોકોનાં દિલ એ રીતે ખુશ કીધાં. તેણે એક મીઠી જબાનના, અકકલમંદ અને રોશન રવાનના કાસદને બોલાવી આંખમાં આંસુઓ સાથે ફીકકે ચેહરે દુખ અને ગમ વચે એક નામું લખાવ્યું, જેમાં તેણે જમશીદ, કએખસરૂ અને કએકોબાદની કેટલીક શિખામણો લખાવી અને ત્યારપછી તે કાસદને પલાશ આગળ મોકલી કેહેવાડયું કે "ઓ પાદશાહ! તારા બાપના મોતથી તું ગમ-

ગીન બનતો ના. કારણકે જે કોઇને એવું દૃખ ખમવું પડે છે તેઓ ધીરજ-વંત અને નામદાર બને છે. પવનમાંથી આવી એક દમમાં ફુંકાઇ જવાના એ કામને કોઇ ઇનસાફ ગણે છે તો કોઇ જુલમ ગણી લે છે. તું પાદશાહની વજીર તરીકે હાલે મે કીનો લેવા માટે લડાઇની તૈયારીઓ કરવા માંડી છે. કારણકે પાદશાહ પીરોજ જેવાનું ખુન રેડાયાથી તો સુરજ તથા ચંદ્ર પણ કીનાથી રૂડન કરે છે."

તે કાસદે એક તરફથી ત્યા જવા માટે પગ ઉચકયા કે બીજી તરફથી સુફરાયે કીનાભર્યો જઇને પોતાનું લશકર તજર્વ પક્ષીની પાખ માફક સંગાર્યું અને પછી જાબુલથી મર્વ તરફનો રસ્તો ધર્યો. તેણે ધીરજથી બોલનારા એક હુશીયાર દિલના શખ્સને કાસદ તરીકે ચુંટી કાઢી પોતાના નામું લખનારા મુનશીને ફરમાવ્યું કે, "ઉઠ! કારણ કે હાલે તારી કલમની અણીથી રસ્તાખેજ કરવાનો વખત આવ્યો છે. માટે પેલા ખુશનવાજ ઉપર તુ આ પ્રમાણે એક નામું લખ કે, 'ઓ કમઅકકલી અને રીમન દેવના જેવા કામો કરનારા બુરા શખ્સ! તેં તારા શરીરને પરવરદેગારનું ગુનેહગાર બનાવ્યાથી તે માટે તારૂં પેહેરણ પણ રૂડન કરતું બન્યું છે. ઓ બેવફા! જે કાંઇ તે કીધુ છે તે માટે હવે તું જફાકાર તલવારનેજ જડપથી જોવા પાંમશે. જેહાનના પાદશાહ બેહરામના નબીરા પાદશાહ પીરોજને તેં નિર્દોશ મારી નાખી નવેસરથી જેહાનમાં કીનાનું બી રોપ્યું છે જે કીનો કદિ પણ ધોવાઈ જવાનો નથી. લડાઈ માટે તે (પીરોજ) ના ઢોલના અવાજ નિકળતાંજ તું તેની આગળ કુતરા માફક ચાપલુશી કરતોજ કાંય નહી ગયો? એ ખાનદાનથી તો તારા ન્યાગાનોતું જીવતર હતું અને બેહેરામ આગળ તારો બાપ તો એક ગોલામ જેવો હતો. હાલે હું તેનોજ કીનો લેવા મર્વ સુધી આવી પુગ્યો છું અને તારા હીટાલીઓ વચ્ચે કાંઇપણ રસકસ રેહેવા દેવા માંગતો નથી. હુ મારી કીનાબાજ તલવારથી જે કાંઈ કેદીઓ, અસબાબ તથા બીજું જે કાઇ તે છેલ્લી લડાઇમાં મેલવ્યું હોય તે હું પાછું તારી પાસે મેલવવા માગું છું અને તુરાન જમીનમાંથી (તાબેદારીની) ધુલ હું મર્વ લેઈ જવા માંગુછું. હવે હુ એ રાજ્ય તારા બેટાના હાથમાં પણ રેહેવા દેવા માંગતો નથી પણ તારાં તમામ કુટુંબને તેમજ તારા સગાવાહાલાઓને હું બાલી નાખવા માગું છું. પરવરદેગારના હોકમથી હું તારૂં ડોકું કાપી કાઢશ અને લોહીથી તારા મુલકને દરીઆ જેવો બનાવશ. હવે વધુ લબાન બોલવામાં કાંઇ કીનો સમાતો નથી. પીરોજના કીનામાં જ્યારે તું ખુશનવાજ નાશ પાંમી કાલી ધુલ નિચે ડટાશે ત્યારેજ તું દોજખમાં હશે ત્યાંથી પણ પીરોજનું રવાન તારી પાસે ઇનસાફ માંગશે.'" એવી રીતનું નામું લેઈ તે સુફરાયનો કાસદ ત્યાંથી બાહાદુર સિંહની માફક હંકારી ગયો.

હવે ખુશનવાજે તે નામું પોતાના મુનશીને આપી કહયું કે "એમાં જે કાંઇ સારૂં માઠું લખાણુ હોય તે મને વાંચી સમજાવ. આથી તે મુનશીએ પોતાના સરદારને કહયું કે "એ નામું તો તુને ગુરજ, તલવાર અને તીરનીજ ધમકી આપે છે." આથી સુફ્રાયના એવી વાતોથી ભરેલાં નામાંથી તે લડાયક શખ્શ તુટેલાં દિલનો બનો. તેથી તેણે પણ તુરતજ સારી માઠી વાતોથી ભરેલું એક નામુ તેના ઉપર લખાવ્યું. તેમાં તેણે પેહેલુ લખાવ્યુ કે, "હમે તો પરવરદેગારથી તેમજ ફરતા જમાનાથી ડરીનેજ ચાલ્યે છીએ. યજદાંનપ્રસ્ત ગણાતા શખ્સે પાદશાહો વચે થયલા કોલકરાર તોડવા ઘટતા નથી. મે તો તેના ઉપર ઘણું સમજુતીભર્યું નામું લખયુ હતું તથા મોટા પાદશાહ બેહેરામ સાથે થયલા કોલકરાર પણ મે તેના ઉપર મોકલ્યા હતા. પણ મેં તેને જે વાત સમજાવી તથા તે મરહુમ શાહના કોલકરારો તેને લખી મોકલ્યા તે કાંઇ તેના ધ્યાનમાં ઉતર્યું નહી. તે એમ કીનાખોર બન્યાથી મને યુક્તિ સાથે બચાવ કરવો પડયો અને તેનુ લશકર મારા લશકર સામે આવી લાગતાંજ પીરોજનો સેતારો તેના ઉપર કોપાયમાન થયો. પણ તું જેમ કહે છે તેમ તે પાદશાહ હમારી મરજીથી કાંઇ માર્યો ગયો નથી. પાદશાહોનો આપેલો કોલ તેણે તોડયાથી તે પોતાની જવાનીમાં હોવા છતાં એક દહાડો પણ ખુશી સાથે ગુજારી શકયો નહી. પરવરદેગારને પણ તેનું કામ પસંદ નહી પડયાથી તું કેહેશે કે જાણે તેણેજ તેના પગને આ જમીન ઉપરથી ખેંચી લિધો. જે કોઇ પોતાના ન્યાગાનોના કોલકરાર તોડે તે સચાઇને પણ ઉલટાવી નાખનાર ગણાય.[૧] તેથીજ એ પીરોજ એમ લડવા આવીને ચરમાં પડયો હતો અને તેની હાર થઇ હતી. હવે જો તું પણ લડવા આવવા માંગતો હોય તો તૈયારી કર, કારણકે મારો ખજાનો તેમજ લશકર કાંઇ ઘટયું નથી."

ખુશનવાજનું એ નામું લેઈ તે કાસદ ત્યાંથી બહાર પડયો અને સુફ્રાય આગળ એક અઠવાડયામાં આવી લાગ્યો એ નામું વાંચતાંજ તે પેહેલવાને તેને ગાલ દેવા માટે મોઢું ખોલ્યું. પછી મેદાનમાંથી રણસીગડાં અને ઢોલના અવાજ નિકલતાંજ તેણે પોતાના લશકરને કસમીહન તરફ કુચ કરાવી જેથી સુરજ પણ આસમાન ઉપર પોતાનો માર્ગ ચુકી ગયો. એ પ્રમાણે તેઓ રસ્તાનેજ પોતાનું ઘર સમજી લેઈ નદી પસાર કરી આવ્યા.

---

૧ કોલ તોડવાના ગુનાહને આગળા ઈરાનીઓ મોટો ગુનાહ માનતા હતા. તેઓનો એવો એઠકાદ રેહેતો હતો કે કોલ તોડનાર ઉપર મેહેર ઈજદ ઘણોજ કોપાયમાન બનતો અને એજ કોલ તોડનાર પાદશાહને લડાઇમાં હાર આપતો.

# ખુશનવાજ સાથે સુફરાયે લડાઇ કરીને કોબાદને કેદમાંથી છોડવ્યો તે વિષે.

હવે એ ખબર ખુશનવાજને થતાંજ તેણે પણ મેદાનમાં ઉતરી લડવાની તૈયારીઓ કીધી તેણે બીકદના મેદાનમાં આવી લડવા માટેની જગ્યા પસંદ કીધી જેથી જમીનની સપાટી ફરતા આસમાનને દેખાઇ શકી નહી. પેલી તરફથી સુફરાય પણ કીનાભર્યો બની ત્યાં પવનવેગે આવી લાગ્યો તે લશકરના પેહેલવાને અંધારી રાતનો વખત થતાં પોતાના જોરાવર હાથીઓથી માર્ગ બંધ કરી લિધો. ત્યાં બંધે તરફના ચોકીબાનો ફરવા માડયાથી તે લડાયક લોકોની ગડબડથી તે જગ્યા ગાજી રહી. એ સઘલુ લશકર, નામદારો, બાહુરો, મોટી પડવીના લશકરીઓ અને પેહેલવાનોનુ જ બનેલું હતું. ઇરાન જમીનના સ્વારોના પોકારો તો સૌથી ઉંચા આસમાનના કાને પણ પુગતા હતા. એ લશકરોની ચોબાજુએથી ચોકીબાનોના પોકારો અને ઘાટોના અવાજોજ સમજાતા હતા.

પછી સુરજની તલવારે દેખાવ દેવાથી અને તે મેદાન સફેદ બીલોર જેવુ બનવાથી બધે લશકરે લડવા માટે પોતાના બુજોર્ગીભર્યા ઝુન્ડાઓને ઉડતા કીધા, જેથી અઝદાહોના જીગરો પણ તે લડાયક પેહેલવાનોના પોકારોથી ચીરાઈ જવા લાગ્યાં. હવા જાણે ગીધોથી ભરાઇ જાય તેમ તીરોના પીછાંઓથી ભરાઈ ગઈ અને સરદારોના લોહીથી જમીન ઉપર નાળાંઓ વેહેવા લાગ્યાં. તે પેહેલવાનોનો બરગસ્તે વખત આવેલો હોવાથી જ્યાં નજર કર્યે ત્યાં મુરડાંઓના ઢગલાજ નજરે પડતા હતા હવે લશકરના મધ્યભાગમાંથી સુફરાયે પોતાના ઘોડાને દોડાવી મુકયાથી તેની પુઠે તેનુ લશકર પણ દોડયું.

પેલી તરફ ખુશનવાજે પણ કીનાની તલવાર સાથે પોતાના ઘોડાને ગોયા ચઢતીમાંથી પડતીમાંજ દોડાવ્યો. પણ તુરતજ તેણે પોતાનો વખત મુશકેલીમાં આવેલો જોતાંજ ત્યાંથી લગામ ફેરવી નાહાસ્વા માડયું. સુફરાયે સખત પવનની જડપે તેની પુઠ પકડી અને માથાંને વિંધી નાખનારા નેજાથી તેણે હુમલો કરીને ઘણાએક નામદારોને કેદ પકડયા અને ઘણાંકો શમશેર તથા તીરોથી માર્યા ગયા. એ પ્રમાણે દોડતો ખુશનવાજ કોહોનદેઝ આગળ આવી લાગ્યો તેટલામાં તો તે માર્ગમાં ઘણાંકા માર્યા ગયલા અને ઘાહેલ બનેલા જણાયા.

જ્યારે ખુશનવાજે તે કીલ્લાની ઉંચાઇએથી મેદાનમાં નિચે નજર કીધી અને પોતાના લશકરને તપાસ્યું ત્યારે તે તમામ જમીનને તેણે મુરડાંઓ અને સરસામનથી ભરાયલી જોઈ. જેથી તે મેદાન સંગારેલા બાગ જેવું લાગતુ હતું. ઈરાની લશકરના તમામ શખ્સોએ ત્યાંથી લગામો, ભાલાઓ, પેહેલવાની

કોલાહો, બખતરો, ઘોડાઓ અને ગોલામોને પકડી લાવી સુફરાય આગળ હાજર કીધા. તેથી એ સઘલી ચિજોનો ત્યા અલબરૂજ પાહાડ જેવો એક ઢગલો બન્યો પણ તેણે તે તુરકીઓની એ સઘલી ચિજો તરફ જરા પણ નજર કીધા વગર તે સઘલુ ઇરાની લશકર વચે વેહેચી આપ્યું. તેણે લશકરને કહયું કે, "આજનું આપણુ કામ જમાનાએ આપણા દિલની ઇચ્છા મુજબ પાર પાડી આપ્યું છે હવે અત્રેના આસમાન ઉપરથી સુરજ માલમ પડતાં આપણને આ મેદાનમાં નકામુ બેસી રેહેવાનુ નથી પણ તે ઇરાની શેહેનશાહનો કીનો લેવા અને તે કીલ્લામાં સિહો માફક દાખલ થવા આપણને જવાનું છે."

આથી તેના લશકરે ખુશાલીની તાલી પાડી અને દરેકે તે માટે તરેહવાર વિચારો કરવા માંડયા. એ પ્રમાણે થવા બાદ સુરજનુ જવેહરાત જેવુ તાજ આસમાન ઉપર દેખાતાજ છાવણીમાથી વજીત્રોના અવાજો નિકલ્યા. અને સુફરાય ઘોડા ઉપર સ્વાર થયો. પણ તેટલામા તે બાહાદુર સરદાર આગળ ખુશનવાજનો એક એલચી આવી લાગ્યો અને તેને કહયું કે, "આપણને એમ લડી મારામારી કરી લોહી રેડવાની તથા મેહેનત કરવાની કાંઇ જરૂર નથી, કારણકે તેમ કર્યાથી આપણે બંધે દાનાવ અને પેહેલવાન જેવા જવાનો આપણા પોતાના રવાનોને દોજખને લાયકના બનાવી દેઇશુ. માટે જો તુ અકકલનો માર્ગ પાછો મેલવવા માંગતો હોય તો એ કામ પરવરદેગારનુજ હતું એમ તુ સમજ. શાહ પીરોજ કાંઇ ફોકટ માર્યો ગયો નથી પણ તેના સેતારાઓની ચાલે તેના બાકીના વર્ષો અને મહીનાઓનો અંત આવ્યો હતો. તે વખતે તે વચણુ તોડી ગુનેહગાર બનેલો હોવાથી તેણે ગોયા મધ ફેંકી દેઈ ઝેહેર પસંદ કીધું હતુ. હવે જે બનવાકાલ હતુ તે હમારી ઉપર પણ વીટેલુ હોવાથી હજી પણ સખતાઇનેજ વલગી રેહેવું એ એક ભાગ્યશાળીનું કામ નથી. કમબખ્ત પીરોજના હાથમાંથી જે કાંઇ બંધીવાનો તથા સરસામન જેમાં સોનુ, રૂપુ, જવેહેરાત, ઘોડા, હથીયાર, તાજ, તખત વિગેરે હતું તે હમારે હાથ આવ્યુ હતું તે સઘલી ચિજો તેમજ જવેહરાત અને સીપાઇઓ હું તુ લશકરના સરદાર આગળ મોકલી આપીશ, કે જેથી તું ફતેહમંદ બનીને ઇરાનના બાહાદુરોના પાદશાહ આગળ પાછો જાય. પછી જો તું બેહેરામગોર સાથે થયલા કોલકરારથી ફરશે નહી તો મને પણ લડવાની તૈયારી કરી ઇરાન આપવાની અગત્ય રેહેશે નહી. તે જેહાનના પાદશાહ બેહેરામે સાચી રીતે વાંટણી કીધી હતી અને તેની રૂએ ચીન અને તુરકસ્તાન મારૂં ગણાય છે અને ઇરાન તારૂં ગણાય છે."

તેનો એ પેગામ સમજતાંજ સુફરાય પોતાના લશકરને પાછું છાવણીમાં લેઇ ગયો અને તે લશકરની હજુરમાં તેણે તે એલચીને કહયું કે "તે બલવાખોર પાદશાહનું જે કેહેણુ તેં સમજયું હોય તે મને કહી સમજાવ." આથી તે ખુશનવાજના એલચીએ ત્યાં આવીને જે કાંઇ જાહેર તથા ખાનગી વાતો હતી તે કહી સમજાવી. પછી સુફરાયે પોતાના લશકરને પુછયું કે, "હવે તમો એ

માટે તમારા શું વિચારો જણાવો છો?" લશકરે તેને જવાબ દિધો કે, "જેવો તારો હોકમ. તારેજ એ સુલેહ માટેના વિચાર અને કોલકરાર કરવા ઘટે છે. ઇરાનમાં તારા કરતાં ચઢતો કોઇ જણાયો નથી તેથી હમારા સરદાર અને પાદશાહ જેવો તુંજ છે."

આથી સુફરાયે તે બાધુરોને કહયું કે, "હાલે આપણને એમ કર્યા સિવાય બીજો કાંઈ છુટકો નથી. આપણે હવે એ લોકો સાથે લડાઇ કીધા વગર લશકરને બેધડક પાછું ઈરાન તરફ ફેરવીશું. કારણકે પીરોજનો પાદશાહી ખાનદાનનો બેટો કએકોબાદ તથા વળી વડો વજીર અરદેશીર તથા વળી લશકરના બીજા જવાન અને બુઢા બુજોર્ગો તેઓને હાથ કેદ હોવાથી જો આપણે ખુશનવાજ સાથે લડાઈજ કરશું તો આપણું કામ ફોકટનુ લંબાયા કરશે. વળી તેઓ પોતાના કબજામાના ઇરાની બંધવાઓને તથા જેહાનને સોધનારા કોબાદ અને અરદેશીરને મારી નાખશે. જો એ બંધવાઓ વચે કોબાદ હતે નહી તો મોબેદ અરદેશીર માટે આપણા દિલ અને મગજને કાંઇ યાદ કરવી પડતે નહી. પણ જો તુરકીઓથી કોબાદને કાંઇ બુરાઇ પુગશે તો ઇરાનમાં ચકચાર સિવાય બીજું કાંઇ જાગશે નહી. તેથી આપણને એવી શરમ પુગશે કે બાધુરો આપણને રસ્તાખેજ સુધી પીખી નાખશે. માટે આપણે નરમાશથીજ એ એલચીને જવાબ દેઈશું અને સુલેહનોજ મુબારક વિચાર જાહેર કરીશું, કે જેથી આપણે કોબાદ કે જેના સિવાય બીજો કોઇ પાદશાહ બનવો જોઇતો નથી તેનો, તથા મોબેદાન મોબેદ અરદેશીરનો તથા બીજા જવાન અને બુઢાઓ કેદ પકડાયા છે તેઓનો પણ આપણે પાછો ચેહેરો જોવા પાંમીશું."

આથી તેના લશકરે તેની તારીફ કરતાં કહયું કે "એવોજ કોલકરાર રેવાજ અને દીનને અનુસરતો ગણાશે." પછી તે પેહેલવાને તે એલચીને ત્યાં બોલાવી તેની સાથે મીઠી જબાનથી આ વાત કરવા માંડી કે, "પરવરદેગારથી જે કાંઈ બનાવ બનવા કાલ હતો તે બન્યો છે. જેનું બુરૂં ઇચ્છવા ચાહે છે તેને જેહાન કાંઈ કહેતી નથી. માટે કોબાદ, વજીર અરદેશીર અને ઇરાનીઓમાના જે કોઇ કેદ પકડાયા હોય અને જેઓના પગોમાં બેડી પોવાઇ હોય તેઓને તારે તાકીદે મારી આગળ મોકલી આપવા તથા વળી જે ખજાનો, પૈસા, તાજ તથા તરેહવાર ચિજો તેં લુટમાં મેલવી હોય તે સઘલું તારે આ અંજુમનના બુજોર્ગો વચે મારી આગળ મોકલી આપવું. જેથી હમે કટલ કે નાશ કરવા માટે વધુ હાથ લંબાવ્યે નહી. કારણકે હમો પોતે યજદાંનપ્રસ્ત તેમજ હાજત વગરના લોકો છીએ. હમે જીહુન નદી દસમે દિવસે પાછી ઓલંગી જઇશું અને પછી હમારા પગલાં પાછા લડવા માટે ઉચકીશું નહી. માટે મેં તુંને જે કાંઇ કહયું છે તે ધ્યાનમાં રાખીને ત્યાં જતાંજ ખુશનવાજને એ સઘલું કહી સમજાવજે."

પછી તે કાસદ ત્યાંથી તુરતજ પાછો ફરીને તમામ સાથે ખુશનવાજ આગળ આવ્યો અને જે કાંઇ સમજ્યુ હતું તે તેણે ખુશનવાજને કહી સમજાવ્યું. આથી તે ખુશ બન્યો અને તેણે તુરતજ કોબાદના પગમાંથી તેમજ મોબેદાન મોબેદ અરદેશીર તથા જે બીજા ઇરાનીઓ કેદ પકડાયા હતા તેઓના પગમાંથી બેડી કઢાવી નાંખી. વળી તેણે લડાઈ વખતે મેલવેલો તમામ ખજાનો જે લશકર વચે વેહેંચી આપ્યો હતો તે સઘલો પાદશાહ પીરોજના તાજ અને તખત સાથે પાછો એકઠો કીધો અને એક પાક વિચારના શખ્સ સાથે સુફરાય ઉપર મોકલી આપ્યો. કોબાદનો તેમજ મોબેદાન મોબેદ અરદેશીર તથા બીજા જવાન અને બુઢા બંધવાઓનો ચેહેરો જોતાંજ તમામ ઇરાની લશકર ખુશ બન્યું. સઘલા બુજોર્ગો તંબુમાથી બહાર નિકળી પોતાના હાથ આસમાન તરફ ઉંચા કરી બંદગી કરતાં બોલ્યા કે, "શુકરાના! કે હમો હમારા શાહજાદાને તથા તેની સાથના બીજા પ્યારા શખ્સોને વગર ઇજાએ આવેલા જોવા પામ્યા છીએ."

પછી તુરતજ ત્યાંથી તે છાવણીને ઉચકી નાખી અને તે સપેહસાલાર કુચ કરવા માટે સ્વાર થયો કોબાદે પોતાના નામદારો સાથે ફતેહ અને ખુશાલી વચે જીહુન નદી પસાર કીધી. જયારે તે તારીફને લાયક નેક પગલાંના સરદાર માટેની તથા તેણે ખુશનવાજ સાથે કીધેલી લડાઇની તેમજ તેણે વાપડેલી નેક સમજ શકિતની ખબર ઇરાનમાં પુગી અને તેઓએ સમજ્યું કે, "સુફરાય કોબાદના તથા મોબેદાન મોબેદ અરદેશીરના અને બીજા કેદ પડેલા ઇરાનીઓના પગોમાંથી બેડી કઢાવી નાખી હાલે ફતેહ અને ખુશાલી વચે પાછો ફરે છે અને તે જીહુન નદી પસાર કરી આવેલો હોવાથી અત્રેના મેદાનો તથા પાહાડો લશકરથી ઢંકાઈ ગયા છે વિગેરે," ત્યારે ઈરાનમાંથી ખુશાલીના એવા પોકારો નિકલ્યા કે તું કેહેશે કે, "તે પોકારોથી જાણે કાનો પણ બેહેરા બને છે."

તેઓને લેવા જવા માટે ડાહાપણવાલા બુજોર્ગોએ ઉઠીને તૈયારીઓ કરવા માંડી. કોબાદ પોતાના પેહેલવાનો સાથે આવી ત્યાં બેશે તે માટે પલાશે પણ તુરતજ ત્યાં સુનેરી તખતો મુકાવ્યાં. જેવો સુફરાય શેહેરમાં દાખલ થયો તેવાજ બુજોર્ગો તેને લેવા જવાને ત્યાંથી બાહાર પડયા. પાદશાહ પલાશે પોતે પણ સામે લેવા જવાની તૈયારીઓ કીધી અને પોતાના લશકર સાથે તેની સામે ગયો. બંધીખાનામાંથી ફતેહ અને ખુશાલી વચે છુટેલા કોબાદનો પલાશે ચેહેરો જોતાંજ તેણે દોડીને તેની સાથે બગલગીરી કીધી અને પોતાના માથાં અને કપાલ સાથે તેના હાથ દાબ્યા. પછી તેઓ દુખી દિલે અને કીના સાથે ત્યાંથી પાદશાહી મેહેલમાં આવ્યા અને ત્યાં ખાણું તૈયાર કરવાનો તેમજ દારૂ લાવવાનો અને ગવૈયાઓને હાજર કરવાનો હોકમ કરવામાં આવ્યો. બાધુર પીરોજનો સોગ

આલતો હોવા છતાં તેઓએ પોતાની મરજી ઉપરાંત ત્યાં એક જશન કીધું. તમામ ગવૈયાઓએ સુફ્રાયની તારીફમા ગાયણો ગાયાં અને તુરાન સાથે થયલી લડાઇના ગીતો તાઉશ સાથે ગાઈ સમજાવ્યાં. તમામ સરદારોની નજર સુફ્રાય ઉપરજ ખેંચાયલી રહી. તેઓ તેને જોઇ ખુશ થયા તેમજ સુફ્રાય પણ તેઓને જોઇ તાજા વિચારનો બન્યો. તમામ ઇરાન ઉપરાંત સુફ્રાય તરફ દુશમનાઇ ધરાવનારાઓ પણ તેની સાથે સારી રીતે વર્તવા લાગ્યા. પેહેલવાનોના દિલ તેના તરફ ખુશ રહયાં અને તેઓના રવાન વિચારથી મોકલાં બન્યાં. સુફ્રાય જેહાનમાં હરીફ વગરનો થઇ પડયો અને એ રીતે ચાર વર્ષ વહી ગયા. જે કાંઇ ચિજ તે માંગતો તે મેલવ્યા વગર રેહેતો નહી. તે જેહાનમાં પોતાની મરજી મુજબનીજ ગોઠવણો રાખતો. જયારે તેનોજ હોકમ જેહાનમાં સર્વો ઉપરી બન્યો ત્યારે તેણે મીઠાશથી પલાશ પાસે તખત છોડાવ્યું તેણે તેને કહયું કે, "તું કાંઈ ભલા કે બુરાઓને ઓલખીને તારી પાદશાહી ચલાવતો નથી પણ ગેરવર્તણુક અને જુઠાઇ ચાલુ રાખીને તું તો પાદશાહી સાથે રમત રમે છે કોબાદ તારા કરતાં વધારે દાનાવ હોવાથી એ પાદશાહી ચલાવવાને તે વધારે લાયક છે." પલાશથી સુફ્રાયને "અત્રેથી ચાલી જા" એમ કેહેવાઇ નહી શકાયાથી તે પોતાના મેહેલમાં ચાલી ગયો અને બોલવા લાગ્યો કે "વગર મેહનતે મલેલું એ તખત મારે માટે દુખ અને શ્રાપ શમાન થઇ પડયુ છે.૧"

---

૧ પલાશ માટે બીજા તવારીખનવેશો લખી ગયા છે કે એ પાદશાહ ઘણો નબલો અને અપકીર્તિ સંગરનારો હોવાથી ઈરાની રેયતે કાયર બની તેને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકયો હતો. એ પલાશે જરથોસ્તી ધર્મને નુકસાની પુગે એવી રીતે આરમીન્યાનું રાજ છોડી દિધું હતું અને આરમીન્યા સાથે એક મોટા પાદશાહને નહી ઘટે એવા કોલકરાર કીધા હતા.

# પીરોજના બેટા કોબાદની તેતાલીશ વર્ષની[1] પાદશાહી. કોબાદે તખતે બેસી ઈરાનીઓને નશીયત દિધી તે વિષે.



જ્યારે મુબારક કોબાદ માથે બુર્જોર્ગોનું તાજ પેહેરી તખતે બેઠો ત્યારે તે પોતાની રાજધાની ઇસ્તેખરથી ખાલી કરી બાધુરેની મગરૂરી સમાન ગણાતા મદાયનમાં લેઈ ગયો. ત્યાં તેણે પીરોજના તખત ઉપર બેસતાં એવું ભાષણ કીધું કે, "મારાથી તમારે કાંઇ પણ વાત છુપાવવી નહી. ધોલે દિસે કે અંધારી રાતે મારી આગળ ફર્યાદે આવવા માટેનો માર્ગ તમારે માટે ખુલ્લો રેહેશે. ખરો બુર્જોર્ગ તેજ કે જે સાચા સખુનો બોલે, જુઠું બોલવા ચાહે નહી, ગમે એવો ગુસ્સે હોવા છતાં પણ માફી બક્ષે, સાચાઓને પોતાનો રેહેનુમા બનાવે અને મોટી પડવીના લોકો તેની તારીફ ગાય તેમ તે જેહાનમાં ખુશાલીનુજ તખત બીછાવે. તમો તમારાં દિલને કીનાથી દૂર રાખજો કે જેથી મોટી કે નાની પડવીના લોકો તમારી તારીફ ગાય. જ્યારે પણ એક પાદશાહ જુઠું બોલનાર થડે છે ત્યારે તે પોતાની જુઠાઇથીજ મારામારી સોધનારો બને છે. તેથી તમોએ પેહેલાં તેની વાતો સમજી લેઈ તેનો એક દાનાવ માફક ખરો જવાબ દેવો. જે દાનાવ લોભ્યો બને તે પોતાની દાનાઇના ફળ ચાખવા પાંમે નહી. વળી કોઇ વખતે એક દાનાવ આકલો બને તો તેથી તેની દાનાઇ દરીઆના ખારાં પાણી સમાન થઇ પડે છે. તેથી મીઠાશથીજ દિલ જીટવુ સારૂ છે. કારણકે ધીક્કાર દેખાડયાથી તો તે પોતાને કમીનો બનાવે છે. કાંઇપણ ચિજ બક્ષવાને સખત દિલનો તવંગર એક ભીખારી કરતાં પણ ઉતરતો ગણાય છે. કોઈ નાદાન ભીખારી પોતે મોટો હોવાનું જ્યારે ડોલ ધાલે ત્યારે તેનો એવો દાવો તેનું ઘેલાપણું દેખાડે છે. જે કોઇ પોતાના શરીરની એબ સમજતો હોય તે બીજાઓની એબની વધુ વાત કરતો નથી. અકકલના ઠાંભ સમાન ગણાતા શખ્સો પોતે મેહેનતુ હોવા જોઇએ. તેવાઓ જરા પણ ઉટાવલા બને તો તેથી પોતાનાજ શરીરની ખુવારી થાય. જો તમો ખોદાના ઇનસાફ ઉપર ખુશનુદ રેહો તોજ તમો પાક વિચારના, એકદિલીવાલા અને તવંગર બની શકો અને તમારૂં શરીર પણ દુખોથી મોકલું બને. લોભ વગરના શખ્સનુ શરીર ખજાના કરતાં પણ ચઢતું ગણાય છે. જે અકકલમંદ હોય તે સ્વાબનો તોશો મેલવે છે અને તેનું નામ તે મરી

---

[1] કોબાદે ઈ. સ. ૪૮૭ થી તે ૫૩૧ સુધી રાજ્ય ભોગવ્યું હતું.

જવા છતાં અમર રહે છે. માટે તમો સઘલાઓ પણ નેકી તરફજ હાથ લંબાવજો અને જેહાનની કોઇપણ ચિજને નુકસાન પુગવા દેતા ના."

આ (ભાષણ સમજવા)થી સર્વે સરદારોએ તેની તારીફ કીધા અને તેના તાજ ઉપરથી પોખરાજનો વધાવો કીધો. તે પાદશાહ પોતે સોલ વર્ષની જવાન ઉમરનો હોવાથી પાદશાહી ચલાવવાની આવર તેનામાં ઓછી હતી તેથી તેને બદલે જેહાનને લગતું સઘલું કામ સુફરાય ચલાવવા લાગ્યો. જ્યારે કોબાદ તો મેહેલમાંજ સરદાર ગણાતો હતો. પેહેલવાન સુફરાયજ તેનુ સઘલું કામ બજાવતો અને કોઇને પણ પાદશાહ આગળ બેસવા દેતો હતો નહી. તેના કોઈ વજીર કે હજુરીઆ પણ હતા નહી પણ એ સુફરાયનીજ વજીરાતથી જેહાન ચાલતી હતી.

## સુફરાય શીરાજ ગયો અને ઇરાનીઓએ શુફરાય વીરૂધ કોબાદના કાન ભંભેર્યાથી તેણે તેને મારી નાખ્યો તે વિષે.

એ રીતે પાદશાહ તેવીસ વર્ષનો થયો અને દારૂની જામમા લાલમલાલ શરાબ નામીને પીવા લાગ્યો ત્યાં સુધી એ પ્રમાણે ચાલ્યું. પછી સુફરાયે પાદશાહ આગળ આવી પોતાને મઠકે પાછું જવાની રજા માંગી તેથી તે સપેહસાલારે પોતાનું લશકર તૈયાર કીધું અને ત્યાંથી ઢોલ વજડાવી શીરાજ તરફ જવાને કુચ કીધી. તેણે પોતાની ઇચ્છા મુજબનુ પરીણામ નિપજેલુ જાણી ત્યાંથી પોતાના વતણ તરફ ખુશ દિલે ચાલવા માંડયુ તેની આગળ તમામ પારસ ગોલામ જેવું બન્યું હતું અને તે શેહેનશાહી તાજ સિવાય સઘલું ધરાવી શકતો હતો. વળી તે પોતે એવું પણ ધારતો હતો કે, "મે એ પાદશાહની પાદશાહ તરીકે તારીફ કરી તેને તખતે બેસાડેલો હોવાથી જો કોઈ તેની આગળ મારે માટેની ગીબત પણ કરશે તો તે માટે તે તેની ઉપર છેડાઇ પડીને તેને પોતાની આગળથી હાંકી કાઢશે."

ત્યારબાદ તે ધારા મુજબ શેહેર શેહેરના નામદારો અને સરદારો પાસેથી મેહેસુલ ઉઘરાવવા નિકલ્યો. જ્યારે મુબારક કોબાદને શીરાજથી તેના ઇનસાફ અને બેરહેમ... ને લગતી સઘળી ખબરો પુગવા લાગી ત્યારે સઘલા અમીરો બડબડવા લાગ્યા કે, "એ કોબાદ તો પાદશાહી તાજ સિવાય ઇરાનનો ખજાનો કે લશકર કાંઇ ધરાવતો નથી. તેની મરજી અને તેનો હોકમ તો કસાં ઉપર ચાલતો નથી પણ તમામ જેહાન સુફરાયનીજ ગોલામગીરી કરે છે." પછી જે કોઇ પાદશાહના વિશ્વાસુ ગણાતા હતા તેઓએ પાદશાહને એ પ્રમાણે કહયું

કે "ઓ પાદશાહ! હમે તુંને શા માટે મોટા દરજજાનો બનાવ્યો છે? માટે હવે તારે તો નામદારી મેલવવીજ પસંદ કરવી ઘટે છે. સુફરાયે તારા કરતાં પણ વધુ ખજાનો એકઠો કીધો છે. માટે હવે તારે તેને જેહાનમાં કામ કરતો અટકાવવો ઘટે છે. તમામ પારસ તો તેનુંજ ગોલામ બન્યુ છે અને મોટી પડવીના લોકો તેનાજ નોકર હોય તેમ બન્યા છે"

કએકોબાદનુ દિલ તેઓની આવી વાતોથી ભંભેરાયું જેથી સુફરાયે તેને ખાતર જે મેહેનત કીધી હતી તેનો તેને કાંઇ ખ્યાલ રહયો નહી. તે બોલ્યો કે, "જો હુ તેની સામે મારા લશકરને લડવા મોકલશ તો તેથી તેનું મગજ વધારે કીનાખોર બનશે અને તેની પાસે ખજાનો પણ હોવાથી તે મારો દુશમન બનીને મને મેહેનતમાં મુકશે અને મને ઘણું દુખ દેશે. વળી સઘલાઓ અ દરખાનેનો કાંઈ પણ ભરમ જાણ્યા વગર તેનાજ કામોની યાદ કરશે. વળી હું ઇરાનમાં એવો કોઇ લડાયક શખ્સ પણ જોતો નથી કે જે લશકરને તેની સામે લડવા લેઇ જાય."

ત્યારે તેના અક્કલમંદોએ તેને જવાબ દિધો કે, "તુ તેનો વિચાર ના કર. તું પોતેજ નામદાર પાદશાહ હોવાથી ઉચા આસમાનને પણ હાથ કરી શકે એવા તારા પણ ગોલામો અને સરદારો છે, જો પેલો રાજશેહેરનો શાપુર તારૂં એ કામે ઉપાડી લે તો તે પોતે બુરી કરણીના સુફરાયનું દિલ પણ ચીડી કાઢે એવો છે." તેઓની એવી વાત સમજતાં પાદશાહને હીંમત આવી અને તેના દિલમાના હુન્નરો દબાઇ જઇને તેની એબો બાહાર આવી. આથી કએકોબાદે એક દાનાવને તુરતજ સ્વાર થવા ફરમાવ્યું અને તેને કહયું કે "તુ શાપુર રાજી[1] આગળ એકદમ જા અને શેકારે જવાના બાહાણાથી તેને એકદમ સ્વાર થવા ફરમાવી રયમાંથી તેને મારી દરબારમાં લેઇ આવ." આથી તે કાસદ એ ઘોડા સાથે તૈયાર થઇને તે પાદશાહ આગળ પાનખર રૂતુના પવનની જડપે આવી લાગ્યો. પાદશાહના દરબાને તેને જોતાંજ તેનુ કામ પુછી લેઇ તેને તે પાદશાહી નામુ સ્વાધીન કીધું. પછી તેણે શાપુર રાજી આગળ જઇ તે નામું તેને પોહોંચાડયું અને તે બાધુર સ્વારને પોતાની સાથે આવવા ફરમાવ્યું. મેહેરકના ખાનદાનનો શાપુર કએકોબાદનું તે નામું વાચીને હસી પડયો. કારણકે શાપુર સિવાય તે સુફરાયનો જાહેર ખાનગી દુશમન કોઈ હતો નહી. તેણે તે નામું વાંચતાંજ તથા પાદશાહનો હોકમ સમજતાંજ ત્યાંથી પોતાના લશકરને તીસફુન તરફ કુચ કરાવી તે પોતાના લશકર સાથે પાદશાહ આગળ આવી લાગતાંજ તેને માટે તુરતજ માર્ગ ખુલ્લો કરવામાં આવ્યો. જેહાનના પાદશાહે

---

૧ યાને રાજ શેહેરનો રેહેવાસી.

તેને જોતાંજ માનથી નવાજ્યો અને તેને પોતાની પાસે એક પીરોજાના તખત ઉપર બેસાડયો અને પછી તેને કહયું કે, "મારે માટે આ તાજ તો અમસ્થું હોય એમ છે. હું તો ફોકટનોજ જેહાનનો નામદાર ગણાઉ છું. તમામ મોટાઈ તો સુફરાય ભોગવે છે જ્યારે હું તો ફકટ નામનો પાદશાહ છું. પણ જે કાંઇ ઇનસાફ કે ગેરઇનસાફના કામો બનતાં હશે તે તો મારીજ ગરદન ઉપર લટકેલાં રેહેશે અને આખરે તેથી મારૂ શરીર એક દિવશે દુખી બનશે. જ્યારે મારો ભાઈ પલાશ ઇરાનમા પાદશાહી કરતો હતો ત્યારે પણ એજ જુલમગાર સુફરાય ત્યાં સુલેહ જાલવતો હતો."

શાપુરે તેને કહયું કે, "આ પાદશાહ! એ કામ માટે તું તારાં દિલને દુખી ના કર તું મને બરોબર રીતે એક નામું લખી આપ કે જેથી તુને ચાલુ દમામ, મદદ અને નામદારી મલ્યા કરશે તેમાં તુ તેને લખ કે, 'શેહેનશાહી તાજ ભોગવતા મારે ફાલે તો દુખ આવ્યું છે અને મારો ખજાનો ખાલી બન્યો છે. મહેશુલનો લહાવો તો તુ ચાખે છે અને હુ ગુનેહગાર રહુ છું માટે હવે હું એવો પાદશાહ ગણાવા માગતો નથી. તારી આવી વર્તણુકથી ઘણો દુખી થઇને મેં આ સાથે તારી આગળ એક પેહેલવાનને મોકલ્યો છે' તારૂ આવું નામુ તેને પુગ્યા પછી હું અને મારૂ લશકર તેની સામે લડાયક બનીને જઇશું અને પછી તેની નજરશે નજર કીધા વગર હું તેની સાથે ગુસ્સાભરી વાતો સિવાય બીજી કાંઇ વાત કરશ નહી."

આથી ત્યાં નામું લખનારા મુનશીને બોલાવવામા આવ્યો અને તેને શાપુર આગળ બેસાડવામાં આવ્યો. પછી શાપુરે પાદશાહ સાથે જે કાંઈ વાતો થઇ તે સઘલી તેમાં લખાવી જે તે મુનશીએ ધારતી વચે લખી પછી તે નામા ઉપર પાદશાહી મોહોર દાબતાંજ તે લેઇને શાપુર ત્યાં જવા માટે આગળ વધ્યો. તેણે વળી પાદશાહના લશકરમાથી તેના જે નામદારો વિખેરાઈ ગયા હતા તેમને ચુટી કાઢયા અને તે લડાયક બાહુરો સાથે તેણે શીરાજ તરફ ચાલ્લુ મુકયું.

જ્યારે સુફરાય એ વાતથી વાકેફ બન્યો ત્યારે તેણે પણ લશકર તૈયાર કરી તેની સામે કુચ કીધી અને પોતાના બખતર સાથના નામીચા સ્વારોવાલાં ભારી લશકરને તેની સામે લડવા લેઇ ગયો. બંધે લશકર સામેસામા આવી લાગતાંજ તે બંધે નામદારો ઘોડા ઉપરથી નિચે ઉતર્યા અને તે શાપુર તથા સુફરાયે ત્યાં સાથે બેસી તરેહવાર સારી માઠી વાતો કીધી. પછી શાપુરે તેને પાદશાહનું નામું આપ્યું અને તે માટે પણ કેટલીક વાતો કીધી. એ નામું વાંચતાંજ તે પેહેલવાનનો ચેહેરો કરમાઇ ગયો અને તેનું રવાન દલગીર બન્યું. નામું વંચાયા બાદ શાપુરે તેને કહયું કે, "આ વાત હવે છુપી રાખવી જોઇતી નથી.

જેહાનના પાદશાહે તો મને ફરમાવ્યું છે કે તુને બંધીવાન કરવો તેણે પોતાના સરદારો આગળ તારી ઘણીજ ફરીયાદ કીધી છે. તે આપઅખત્યાર પાદશાહને તો તું ઓળખે છે તેમજ તે તેનું નામુ પણ વાંચ્યું છે"

તે પેહેલવાને તેને જવાબ દિધો કે "જેહાનનો પાદશાહ મને ઓળખે છે. હુંજ તે પાદશાહ માટે દુખ અને સખતી વેઠતો એક ભારી લશકર લેઇ જાબુલથી મર્વ તરફ જઇ લાગ્યો હતો અને મેજ તેને બંધીખાનેથી છોડાવ્યો હતો અને તેના ઉપર કાંઇ પણ દુખ પડવા દિધું હતું નહી. તેથીજ એ પાદશાહ તેમજ ઇરાની લશકરના પેહેલવાનો ઉપર મારી સત્તા ચાલે છે પણ જો મને માગી એ નોકરીના બદલામા બંધીખાનુ મળવાનું હોય અને તુને મારી સાથે લડવાની મેહેનત ઉઠાવવાની હોય તો પણ હું મારા પગો તારે હાથે બાંધવા દેઉ એમ તો હું એક પલ ભાર પણ ઇચ્છશ નહી કારણકે મારા બંધીવાન થવાથી ફાયદો તુનેજ છે. એ પાદશાહને તો પરવરદેગારની કે મારાં લશકરની કે જે ગરમ લોહી મેં રેડયું હતું તેની જરાએ શરમ નથી જ્યારે પાદશાહ બંધીવાન પડેલા હતો ત્યારે મે પરવરદેગાર આગળ એવા શોગંદ લિધા હતા કે, "આ મારા હાથો તલવાર પકડવાનુ સિવાય બીજુ કાંઇ જોશે નહી. તેમ કરતાં જો મને વાદલમાંથી સુરજને પણ પાડી લાવવો પડે તો તેમ પણ હુ કરીશ. યાતો હુ મારૂં માથુ ખોહવશ નહીતો કે હુ મારી મરદાનગીથી ખુશનવાજના માથાંને તખત ઉપરથી સુલીએ લેઈ જઇ ચહાવશ. હવે જ્યારે એ પાદશાહ મને બંધીવાન કરવા માંગે છે તો તેની મરજી હવે વગર ફાયદાની વાતો કરવી નકામી છે. માટે હવે તુ તેનુ ફરમાન બજાવવાની ઢીલ ના કર. પણ મરદાને મરદના પગમા બેડીને એક ઘરેણા તરીકે સમજ."

એમ સમજતાંજ શાપુરે તેનાં પગોમાં બેડી નાખી અને પછી રણસીગડું વજડાવી ત્યાંથી લશકરને કુચ કરાવી. તેણે તેને પારસથી કોબાદ આગળ લાવી હાજર કીધો. સુફરાયે જે કાંઇ કીધું હતું તે કોબાદે યાદ રાખ્યા વગર તેને કેદખાનામાં દીવાનાઓ વચ્ચે લેઈ જઇને પુરવાનો હોકમ કીધો. તેના જે કાંઈ ગોલામો, ખજાનો, ખેતરો અને વાડીઓ શીરાજમાં હતી તે સઘલું જપત કરીને તીસફુન (મદાયન)માં લાવી પોતાના ખજાનચીનને સોંપવાનો હોકમ કીધો. એ બનાવને એક અઠવાડયું વહી જવા બાદ તેણે એ સુફરાય માટે મોબેદો સાથે કેટલીક મશલતો કીધી. તેથી તે રાહનુમાઓએ તે પાદશાહને કહયું કે, "મદાયનમાં સુફરાયના ઘણા દોસ્તો છે. તેમજ વલી આપણુ લશકર, આપના નોકરો, બેદુતો તથા આતશની શેતાયશ કરનારા મોબેદો એ સઘલા તેનીજ તરફેનદારીમાં છે. તેથી જો સુફરાય ઇરાનમાં સલામત રેહેશે તો તુંને આ પાદશાહી ઉપરથી હાથ ધોવા પડશે. માટે તુ જેહાનના પાદશાહેતો તે બુરી મનશનીના શખ્સને

મારી નખાવેલો અને તે બદખાહના નસીબને ઉંધું વાલેલુંજ સારૂં છે." તે પાદશાહે વજીરોની એવી વાત સમજતાંજ જુની વાતથી કાયર બનીને એ નવી વાતમા હોમાયી દિધું. તેથી તેણે સુફ્રાયને મારી નાખવા અને તેના સઆ-વાહાલાઓના દિલને તેને માટે દાઝતાં કરવાને હોકમ આપ્યો.

## ઈરાનીઓએ કોબાદને બંધીવાન કરી સુફરાયના બેટા જરમેહેરને સોંપ્યો તથા કોબાદના ભાઇ જામાસ્પને તેઓએ ગાદીએ બેસાડયો તે વિષે.

જ્યારે પીલતન સુફરાયના માર્યા જવાની ખબર ઇરાનીઓને પડી ત્યારે ઇરાનમા સઘલે દુખના પોકારો નિકલ્યા અને ત્યાં મરદો, ઓરતો અને છોકરાંઓ રૂદન કરવા પડયાં. ઇરાનીઓએ તે પાદશાહ ઉપર શ્રાપ વરસાવ્યો અને તેઓએ અંદરખાનેથી તેના તરફ દુસમનાઇ ધરી. તેથી તેઓએ તેના ઉપર છેડાઇને બલવો ઉઠાવ્યો અને સઘલાઓએ તેની સામે લડવાની તઇયારીઓ કરવા માંડી. તેઓ બોલ્યા કે "જો સુફ્રાય ગુજર પાંમ્યોજ હોય તો કોબાદે પણ ઇરાનનું તખત ભોગવવું ઘટતુ નથી." તેથી તે લશકરે, શેહેરીઓએ અને સઘલાઓએ એકત્ર થઇને કોબાદનુ નામ બાલી મુકયું અને તેઓએ તેના મેહેલ ઉપર હુમલો લેઇ જઇ ત્યાં દુખી દિલે ગાલગલોચ કરવા અને ફર્યાદ પોકારવા લાગ્યા. જેઓએ પાદશાહ આગળ સુફ્રાયની બદગોઈ કીધી તેઓજ હવે એ બુરા બનાવના વિચારથી તે પાદશાહનેજ કેદ કરી મેહેલમાંથી બાહાર ઘસડી લાવ્યા અને તેનો જામાસ્પ નામનો નાનો ભાઇ જેને નામદાર કોબાદે લાડથી ઉછાર્યો હતો તેને તેઓએ પાદશાહ તરીકે ચુંટી કાઢી તખતે બેસાડયો અને તેના ઉપર તેઓએ પાદશાહ તરીકેની દુવા ગુજારી. કોબાદના ફરમાનની કે તેના ખાનદાનની દરકાર વગર તેઓએ તેના પગમાં બેડી ઘાલી અને તેને સુફ્રાયનો એક અકકલમંદ અને પાક દિલનો નામીચો બેટો જે નિર્દોષ જવાનનું નામ જરમેહેર હતું અને જેના ઉપર તેનો બાપ ખુશ રેહેતો તેના હવાલામાં તે કેદ કીધેલા શાહને સોંફ્વામાં આવ્યો. એ રીતે તેઓએ તે બદખાહનો નિકાળ કીધો કે જેથી એ જરમેહેર એ જેહાનના પાદશાહ ઉપર સુફ્રાયનો કીનો લે અને તેને જીવતો ચીરી નાખે.[1]

---

૧ કોબાદ ઉપર તેના દરબારીઓ એટલા ગુસ્સે બન્યા હતા કે તેઓ તેનું પોતાનેજ હાથે ખુન રેડવા પણ તૈયાર થઈ ગયા હતા. પણ પાછલથી તેઓએ તેને સુફ્રાયના બેટા જરમેહેરને હાથેજ તેને મારી નાખવા માટે તેને સોંપી દીધો હતો.

પણ એ જરમેહેર પોતે નિર્દોશ અને એક યજદાંનપ્રસ્ત હોવાથી તે પાદશાહ ઉપર બુરાઇનો હાથ લબાવ્યો નહી પણ પાદશાહે જે કાંઈ બુરાઈ કીધી હતી તેની યાદ રાખ્યા વગર તે કોબાદ આગળ ઉલટો નોકરી બજાવતો ઉભો. આથી તે પાદશાહે તેને માટે અચરત બનીને જરમેહેર ઉપર આફ્રીન પોકારી. તેથી તેણે તોબા કરીને તેને કહયુ કે "મારી પાસે મારા બદખાહો-એજ એમ કરાવીને મારા ગ્રહો અને ચંદ્રને ધાસ્તીભર્યા બનાવ્યા છે પણ જો હું એ બંધીખાનેથી છુટવા પાંમશ તો હુ તુને તારા એ બુરા વખતમાં ફાયદો પુગાડી આપશ હુ તારા પવિત્ર દિલના દુખને દુર કરીશ અને મારી આંખોને તારા દીદારથી રોશણ બનાવીશ.''

જરમેહેરે તેને જવાબ દિધો કે "ઓ પાદશાહ! એ કામ માટે તું તારા જીવને દુખી ના કર. જે કાઇ મારા બાપ ઉપર ગુજરવાનુ હતું તે ગુજર્યું. અને તેના બેટાને તેના મોતનો જે ગમ ભોગવવો હતો તે ભોગવ્યો. હવે હું તારી આગળ તો તારા ગોલામ જેવોજ છું અને તારા એક નોકર માફક નોકરી બજાવવા માંગુ છુ. જો તુ કેહે તો તેને માટે હુ સોગદ પણ લેઇને કહું કે, 'હું કદી પણ તારી સાથની વફાદારીને તુટવા દેવશ નહી.'"

જ્યારે પાદશાહે જરમેહેરનું એવું કેહેવુ સમજ્યું ત્યારે તેનું દિલ ખુશા-લીથી ઉછલવા લાગ્યું. તેથી તેના ઉપર કોબાદનો જીવ નચિંત બન્યો અને તે દાનાવની એવી વાતથી ખુશ બન્યો. તેણે તેની આગળ પોતાનો ભરમ ખોલતાં કહયું કે, "તારીથી હું મારા વિચારોને પણ છુપાવવા માંગતો નથી. મારા એ ભેદથી પાંચ શખ્સો વાકેફ છે અને તેઓમાનો એક પણ મારી એ વાત સિવાય બીજી કાંઈ સમજવા માંગતો નથી. માટે આપણે તેઓને બોલાવી મંગાવી એ ભરમ તેઓની આગળ ખુલ્લો કરીએ કે જેથી તેઓ પણ આપણા કામમાં મદદ લાગે. તેથી જો તુ મારા પગોમાંથી બેડી કાઢી નાખશે તો મારી એ અકકલથી તું ફાયદોજ પાંમશે એમ તારે જાણવું." એમ સમજતાજ તે પાકી-જેહ વિચારના જરમેહેરે તુરતજ તેના પગોમાંથી બેડી કાઢી નાખી [1]

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

## કોબાદ જરમેહેરની મદદથી બંધીખાનેથી છુટી નાઠો અને તેણે એક ગમડીઆની છોકરી સાથે નેકા કીધા તથા તે હીટાલ જઈ ભરાયો તે વિષે.

પછી રાતને અંધારે વખતે તેઓ શેહેરમાંથી બાહાર પડયા અને દુશમનોની નજરેથી દૂર રેહેવા માટે તેઓએ જંગલનો રસ્તો લિધો ત્યાં તેણે કોઇ પાસેથી તે પાંચે શખ્સોને બોલાવી મંગાવ્યા અને પોતાનો તમામ ભેદ તેઓ આગળ ખોલ્લો કીધો. તેઓએ સત્તાવાલાઓથી ડરીને હીટાલ શેહેર તરફનો માર્ગ ધર્યો. એ રીતે તે ઉલટાયલાં નસીબના સાતે સખ્સો હવે પછી બીજો શું માર્ગ લેવો તેના વિચારમાં હવાજના મુલક તરફ આવી લાગ્યા. તેઓ પગે ચાલતા ત્યાંના એક આબાદ ગામમાં આવી લાગ્યા જયાંનો પટેલ એક નામીચો શખ્સ હતો. તેઓએ તે પટેલના ઘરમાં ઉતારો લિધો અને થોડા વખત ત્યાંજ આશાયશ લિધી એ પટેલની એક ચંદ્ર જેવી બેટી હતી જેના માથાના બાલો કસ્તુરી કરતાં પણ વધારે કાલા હતા. એ છોકરીનો ચેહેરો જોતાંજ તે જવાન જેહાનના પાદશાહના મગજમાંની અકકલ પણ ગુમ થઇ તેથી તેણે તુરતજ જરમેહેર આગળ આવીને કહયુ કે, "હું તુને મારા એક ભરમની વાત કેહેવા માંગુ છું. તે એજ કે તું અત્રેથી જડપથી જઇ તે પટેલને તેની ચંદ્ર જેવી બેટી સાથે મારા નેકા કરી આપવા સમજાવ. કારણકે હું તેની બેટી ઉપર પ્યારમાં પડેલો હોવાથી તેની જુદાઇના દુખથી મારૂં દિલ દુખી થાય છે.[૧]

---

૧ કોબાદના બંધીખાને પુરાયા આગમચ ઈરાનમા બે અગત્યના બનાવો બન્યા હતા. તેમાનો એક બનાવ રશીયામા આવેલી વોલગા અને ડોન નદીની વચ્ચે આવેલા મુલકના રહીશ ખજર લોકો કે જેઓ શારકેશીયા યા તુરકી જાતના લુટારાઓ હતા તેઓ સાથની લડાઈ હતી. કોબાદે એ લડાઈમા તેઓ સાથે બાધુરીથી લડી તેમને હરાવીને જેર કીધા હતા. બીજો બનાવ કોબાદે મજદક નામના એક ઠગારા પેગામબર ઉપર ઈતબાર લાવી તેનો ધર્મ ઈરાનમા ફેલાવવાની કોશેષ કરવા બાબે હતો. ફીરદોશી એ બનાવ કોબાદના ફરીથી ગાદીએ આવ્યા પછી આપે છે. પણ એ બનાવ તો તેના કેદમા પડયા આગમજ બન્યો હતો એમ બીજા તવારીખનવેશો જણાવે છે. તેથી એમ બન્યાથી તથા સુફરાયને પણ તેણે મારી નખાવ્યાથી લોકોએ તેના ઉપર ઉશકેરાઈ જઈને તેને પદભ્રષ્ટ કીધો હતો કેટલાક તવારીખનવેશોનુ કેહેવું એવું છે કે કોબાદને જરમેહેરે નહી પણ કોબાદની પોતાની રાણીએ પોતાના વેશમાં તેને બંધીખાનેથી નહસાડી મુકયો હતો જેથી ઈરાનીઓએ તે રાણી ઉપર બણો આજાબ પાડયો હતો.

આથી જરમેહેરે જઇને તે પટેલ સાથે તુરતજ એ વાત કીધી કે, "તારી ખુબસુરત બેટી જો પરણેલી નહી હોય તો તેનુ પવિત્ર કારજ હુ કરી આપશ કે જેથી તું આ હવાજ ગામના માલેક પણ બની શકશે." તે મોટા પટેલે જરમેહેરને જવાબ દિધો કે, "મારી આ ખુબસુરત બેટી કાંઈ પરણેલી નથી. માટે જો તારો હોકમ હોય તો હુ તેને જેની મરજી હોય તેની સાથે પરણાવશ." આથી અકકલમંદ જરમેહેરે આવી એ વાત કોબાદને કહી કે, "તું પાદશાહને એ ચંદ્ર જેવી ઓરત મુબારક થજો. જેમ તેં તેણીને જોતાંજ પસંદ કીધી છે તેમજ તેણીએ તુને પણ જોતાંજ પસંદ કીધો છે."

આથી કોબાદે તે પરીચેહેર ઓરતને પોતાની આગળ બોલાવી મંગાવીને રાખી અને કોબાદે પોતાની પાસે જે વીટી હતી જેના નંગોની કીમત કોઇથી પણ આકી શકાતી હતી નહી તે તેણીને આપતાં કહયું કે, "એ વીટીને તું સાચવી રાખજે કારણકે કોઇ દિવસે મને તેની અગત્ય પડશે." તેણે તે ગામમાજ રહી એક અઠવાડયુ સુધી તે માહાતાબ સાથે ભોગવતો કીધો અને પછી આંઠમે દાહાડે તેણે હીટાલના પાદશાહ તરફ જવા ચાલુ મુકયું. કોબાદે તે પાદશાહ આગળ આવીને તેને જે કાંઈ બન્યું હતું તે કહયુ. ઇરાનીઓએ તેની સાથે જે વર્તણુક ચલાવી અને પછી તે દરેકે તેની સાથે બુરાઈ કરવાનેજ કમર બાધી તે સઘલું તેણે તેને કહી સમજાવ્યું.

હીટાલના પાદશાહે તેને જવાબ દિધો કે, "જ્યારે ખુશનવાજની બુરાઇથી તારી ઉપર હાલે આવો વખત આવી પડયો છે તો હું તુને મારૂં લશકર કે જેમાનો દરેક સીપાઈ સરદારોને માથેના તાજ જેવો છે તે એવી શરતે સોપું કે જો તું તેનાથી તારો ખજાનો તેમજ તાજ પાછુ મેલવે તો ચગાન શેહેર અને ત્યાંનું તાજ તખત મારૂંજ ગણાય. તે મુલક મારો ગણાવા સાથે ત્યાં મારોજ અમલ પણ ચાલે. માટે પેહેલાં તુને એ કોલકરાર ઉપર ધ્યાન આપવું પડશે." કોબાદે હસીને તે પાદશાહને જવાબ દિધો કે "હું કદી પણ એ મુલક પાછો મેલવવાની વેતરણ કરશ નહી. વળી તું જ્યારે ઇચ્છશે ત્યારે હું મારૂં મોટું લશકર પણ તારી મદદે મોકલશ. હું એ ચગાનની પરવા કરશ નહી."

એ મુજબ તે બંધે બાજુરો વચે કોલકરાર થતાંજ હીટાલના પાદશાહે પોતાના ખજાના અને હથીયારના દરવાજા ખુલી નાખ્યા અને પોતાના નામદાર જેવા ચાલીશ હજાર તલવારબાજ સ્વારો કોબાદને સ્વાધીન કીધા. પછી તે હીટાલથી પાછો હવાજ તરફ ગયો જેથી તે મુલકમાં તેને માટે ચકચાર ઉઠી રહી.

# કોબાદ હીટાલથી પાછો ઇરાન ફરયો અને ત્યાં તેને ત્યાં નૌશીરવાન નામનો બેટો અવતરયાની ખબર થઇ તથા તેણે પોતાનું તખત પાછું હાથ કીધું તે વિષે.

હવાજના પટેલના ઘર આગળ કોબાદ પાછો આવી લાગતાંજ ત્યાંના તમામ પહાડો ઉપર તેના લશકરના માણસો ફેલાઈ ગયલાં જણાયા. તેવામાં કેટલાકોએ આવી તેને એવી ખુશ વધાઇ આપી કે, "તુ પાદશાહને ત્યાં અવતરેલુ બાળક તુને મુબારક થજો. ગઇ રાતેજ તારી બાયડીએ એક બેટાનો જનમ આપ્યો છે જે બેટો જાણે માહતાબથીજ પેદા થયો હોય એમ જણાય છે " એ વાત સમજી તે ખુશ થયો અને તે ઘરમા દાખલ થયો અને ત્યાં આવીને તેણે તે બેટાનું કસરા નામ આપ્યુ પછી કોબાદે તે પટેલને પુછયું કે, "ઓ નેકબખ્ત! તારૂં ખાનદાન કોણથી ઉતરેલુ છે?" તેણે તેને જવાબ દિધો કે "ઝોહાકના ખાનદાનના હાથમાથી પાદશાહી છીનવી લેનારા પેહેલવાન ફરીદુન સુધી મારી પેહેડી પુગે છે. જેમ તે બાપનું (પોતાના ખાનદાન માટે) કેહેવું હતું તેવુંજ કેહેવુ તેણીની માયે પણ કહી સમજાવ્યુ કે "હમે પણ (હમારા ખાનદાન માટે) એ ફરીદુન ઉપરજ દુવા ગુજાર્યે છીએ."

તેઓની એ વાતથી કોબાદ ઘણોજ ખુશ થયો અને તેણે તુરતજ તેણીને માથે એક પાદશાહી તાજ પેહેરાવ્યું. પછી ત્યાંથી બાહાર પડવાને તેણે એક પાલખી તૈયાર કરાવી અને તેમાં રાણીને બેસાડી અને ઈરાનીઓ માટે દુખી દિલનો બનીને તેણે લશકરને મદાયન તરફ કુચ કરાવી. આથી ઇરાનના તમામ બુઢા સરદારો અને અકકલમંદ નામદારો એ બાબે એવો વિચાર કરવાને એકઠા મલ્યા કે, "એ બંન્ને બાહુર પાદશાહો વચે આપણ માટે હવે એ કામ મુશકેલ બન્યું છે. હવે રૂમ અને ચીનનુ લશકર અત્રે ચઢી આવી નીમરૂજમાં પુશકલ ખુનામરકી વરસાવશે."

પછી તે ભેગા મલેલાઓમાંથી એકે કહયુ કે, "ઓ સરદારો, બાહુરો, પેહેલવાનો અને લડાયકો! હવે તો આપણને કોબાદને સામે લેવા જવુ જ ઘટે છે, જેથી તે એ બનેલી વાત વીસરી જશે. આપણે તે દસ વર્ષની ઉમરનો જામાસપ જેની મોતી સાથે શરખામણી કરતાં દવના ટીપાં જેવો છે તેને પણ ત્યાં સાથે લેઈ જઇશુ અને તેની સામે હુમલો કર્યાથી અટકીશું, કે જેથી આપણી ખરાબી થતી અને લોહી રેડાતું બચે." આથી તેઓ પાદશાહ કોબાદ આગળ ગયા અને તેને કહયુ કે, "ઓ પાદશાહી તોખમના શાહ! જો કે તારી

રૈયતે તારૂં દિલ દુખવ્યું હતુ તોપણ હાલે તેઓનાં દિલ તે માટે પસ્તાય છે અને તેઓની આંખો આંસુથી ભીણી બનેલી છે. હવે તારાં દિલની જે કાંઇ ઇચ્છા હોય તે બજા લાવ કારણકે તુંજ જેહાનનો અને ખલકનો પાદશાહ છે."

એ રીતે તે સઘલાઓ તેની આગળ દુખી દિલના બનીને પગે ચાલતા આવ્યાથી તે પાદશાહે તે સરદારોનો કશુર માફ કીધો અને તેણે માર્ગમાં ઇરાનીઓનું લોહી રેડવાનોજ જે વિચાર કીધો હતો તે માટે પસ્તાવો કીધો. વળી તેણે જામારપને પણ માફી બક્ષવાથી તેના બુઝોર્ગોએ તેની તારીફ કીધી. પછી તે જઇને પાછો કેઆની તખત ઉપર બેઠો અને જામાસ્પ તેનો દરબારી બન્યો. તેણે પોતાની પાદશાહીને લગતો સઘલો કારોબાર જરમેહેરને સોંફ્યો અને તેને પોતાની આગળ૮ રાખ્યો. તેનાથી તેની પાદશાહીને પણ જેબ મલવા લાગી અને જેહાન પણ ઇનસાફ અને ખજાનાથી ભરપુર બની. એ રીતે કસરા મોટો થયો અને તે બાહાદુર અને હીમતવાન જવાન બન્યો ત્યાં સુધી ચાલ્યુ. કોબાદે ખસરૂને પોતાની એક ફળવંત ડાંખલી બનાવવા માટે ભણેલા લોકોના કબજામાં સોંફ્યો ઇરાન અને તુરાનમાં સુલેહ ફેલાય એવાં કામો કરીને કોબાદે પોતાની પાદશાહી કોલાહને આસમાન સુધી પુગતી કીધી તેણે રૂમ તરફ પણ લશકર હકાર્યાથી તે મુલક પણ તેની આગળ મોમ જેવો બન્યો. પછી ત્યાંથી તે ખારશાન ગયો જેથી ત્યાંના હંન્દીયા અને ફારકીનના મુલકોએ તેની પાસે માફી માંગી. આથી કોબાદે ત્યાંના લોકોને ઝંદ અવસ્તા શિખવી તેમને જરથોસ્ની બનાવ્યા. ત્યાં તેણે એક આતશકદેહ સ્થાપ્યું અને નોરોજ તથા જશને સદેહની બુઝોર્ગી પાળવા માટેના મકાનો પણ બંધાવી આપ્યાં. પછી તેણે મદાયનને કેઆની પાયતખત બનાવ્યું અને લોકોને પણ પુશકલ ફાયદો કરી આપ્યો. તેણે હવાઝ અને પારસ વચે એક શેહેર વસાવ્યું જ્યાં બીમારોને રાખવા માટેની જગ્યા પણ બંધાવી. એ શેહેરનું નામ કોબાદે અરશ આપ્યું જેને હાલના અરબો હલવાનને નામે ઓલખે છે. ત્યાંની દરેક જગ્યામાં તેણે નેહેરો ખોડાવ્યાથી તે જગ્યા તાજગી અને આરામ આપનારી બની.

# કોબાદ અને મજદકનું દાસ્તાન.

## કોબાદે મજદકની દીન માન્ય રાખી તે વિષે.



એક દીને મજદક[૧] નામના એક દાનાવ, બોલકનો અને અકકલમંદ શખ્સ પાદશાહ કોબાદની દરબારમા આવ્યો તે મોટી પદવીનો અને દાનાવ શખ્સ હોવાથી બાહુર કોબાદે તેની વાતો ઉપર ધ્યાન આપવા માંડયુ તેથી તે શેહેનશાહનો વજીર તેમજ ખજાના ખાતાનો ખજાનચીન પણ બનવા પામ્યો. તેવામા વળી જેહાનમાં દુકાલ પડયો અને તવ ગર તેમજ ગરીબોને અનાજની તંગી પડવા લાગી. હવામાંથી જાણે બરફજ ગુમ થઇ ગયુ જેથી ઇરાનમાં બરફ વરસ્તું અને વરસાદ પડતો કોઇ જોઇ શકતું હતું નહી. આથી કોબાદની દરબારના તવંગર શખ્સો પણ પાણીની અને ખાવાની તગી માટે પાદશાહ આગળ

---

૧ મજદક એક જરથોસ્તી ધર્મગુરૂ હતો અને તે ખોરાશાનમા આવેલા નીશાપુર શેહેરનો વટની હતો એના બાપનુ નામ બામદાદન હતું. તેણે એવા બાહાણાઓથી પોતાના ધર્મને મજબુટી આપવા માડી કે "મારી મટલબ બીગડેલા જરથોશતી ધર્મને ચોખી હાલતમા મુકવાની છે એ રીતે તેણે પોતાના બચાવની ઢાલ તરીક જરથોશતી ધર્મને આડે ધરી પોતાનું કામ આગળ હાર પાડવા માંડયું મજદક ઘણો વિદવાન હતો તેથી તે પોતાની વિદયાથી મદાઈન ખાતે ઘણો પંકાવા માડયો અને સરૂવાતમા ત્યાથી પોતાના ચેલાઓ ઉભા કરીને એક પેગમબરનું નામ ધારન કીધું હતું. તેણે પોતાના પંઠને લગતું એક ધર્મ પુસ્તક લખી તેનું નામ "દીસ્નવ" આપ્યું. એ કેટાબમા તેણે હોરમજદ અને હારેમનવાલી જરથોશતી ધર્મ પુસ્તકોમાં આવેલી બાબદને ઘણીજ અસરકારક ચીતારી હતી દુન્યામા કજીઓ કંકાસ ચાલવાનું કારણ તેણે દોલત અને ઓરત જણાવી હતી અને તેથી દોલત અને ઓરત લોકો સરખે ભાગે ભોગવે તોજ દુન્યામા શાતી ફેલાય એમ તેણે જણાવ્યુ હતું અને જેઓ એમ નહી કરે તેઓને હારેમનની તરફના ગણી તેઓ પાસેથી તેઓનો એ કબજો લુટી લેવાનું તેણે ફરમાન આપ્યું હતું તેણે એ રીતે બદકારી, ઘણી નજદીક સગાઈ ધરાવતા સ્ત્રી પુરૂષોનો અરસપરસનો સંબંધ, ચોરી વિગેરે જબુન ગુનાહોને ગુનાહ નહી પણ કુદરતના કાયદા માણુસ જાતમાં ફરી સ્થાપવા માટે અવશ્યના ઉપાયો તરીકે

ફર્યાદ કરવા લાગ્યા. મજદકે તેઓને એવો (સખીયારાભર્યો) જવાબ દિધો કે, "તમોને એ બાબે પાદશાહથી ઉમેદભર્યો જવાબ મલશે" પછી તે દોડતો પાદશાહ આગળ ગયો અને તેને કહયું કે, "ઓ પદરેજગાર પાદશાહ! હુ તુને એક સ્વાલ પુછવા માંગુછુ તેનો તુ કાંઈ પણ જવાબ આપજે." કોબાદે તેની વખાણ કરીને કહયુ કે, "મને તુ એ બાબદ કેહે અને જેહાનમાં મારી આબરૂને તાજી બનાવ." ત્યારે મજદકે તેને પુછયું કે, "જો કોઇને સાંપે કરડયો

ગણાવ્યા હતા. તેણે વળી હીંદુ ધર્મમાથી પણ માસ નહી ખાવાના, સાદા વસ્ત્ર પેહેરવાના, અને મીતાહાર તથા ભક્તિમાન થવાના રેવાજો પોતાના ધર્મમા દાખલ કીધા હતા મજદકે પાદશાહ કોબાદને પોતાના ધર્મમા ખેચવા માટે એક ઠગાઇભરી યુકિત વાપડી હતી તેણે પાદશાહને કહયું કે, "હું આતશ સાથે વાત કરૂં છું તેમજ આતશ પણ મારા સ્વાલોનો જવાબ આપે છે અને એજ આતશ મારો ધર્મ ફેલાવવામા મને મદદ કરશે" તેની એ વાતનો કોબાદે પુરાવો માગ્યો ત્યારે તેણે આવી રીતની એક યુકિત કીધી તેણે પવિત્ર આતશખાનાના મકાનમાં ખાતર પાડી આતશના કેબલાવેરનુ એક ભોયરૂ બનાવ્યું અને તે ભોયરાને રસ્તેથી આતશના કેબલા આગળથી બહાર એક નલી કાઢી અને પોતાના એક વિશ્વાશુ શખસને તે ભોયરામાંથી શુ જવાબ આપવા તે આગમચથી શિખવી રાખ્યું. આવી રીતની ગોઠવણ કરી તેણે પાદશાહને તે આતશખાનામા બોલાવ્યો અને પછી તેણે પાદશાહના દેખતા કેટલાક સ્વાલો તે કેબલાને પુછતો હોય તેમ પુછયા જેના ભોયરામાથી તેના મલટયાએ તેનીજ મટલબના જવાબો દિધા કોબાદ તેથી એવું સમજ્યા કે એ જવાબો મજદકને આતશેજ આપ્યા છે તેથી તેનું યકીન મજદકના ધર્મ તરફ મજબુટ બન્યું અને તેણે એ ધર્મ સઘલે ફેલાવવાનો તેને વચણ આપ્યો જ્યારે કોબાદે એવું પગલું લેવા માડયું ત્યારે ઈરાની રૈયત તેના એ કામો સામે ઘણીજ ઉશકેરાઇ ગઈ જેના પરીણામમા તેઓએ કોબાદ તેમજ મજદકને કેદ પકડી બંધીખાને પુરયા. પણ મજદકીપંઠના લોકો જેઓ મોટી સંખ્યામા વધી પડયા હતાં તેઓએ બંધીખાનું ભાજીને મજદકને તેમાંથી છુટો કીધો અને તેને ત્યાથી નહસાડી મુકયો એ રીતે એ મજદકનો પંઠ ધીમે ધીમે ઘણોજ વધી પડયો. પાદશાહે પાછો ગાદીએ આવ્યા પછી પણ લોક લાગણીને માન આપ્યું નહી પણ મજદકનોજ ધર્મ ચાલુ રાખ્યો મજદકે કોબાદના ચાર બેટામાના એકને પણ પોતાની પક્ષમા મનાવી લિધો અને રાજ્યગાદી તેનેજ ઉતરે અને કોબાદના તે બેટાથી પણ તેને અને તેના ધરમનેજ ઉત્તજન મલતુ રેહે એવી સઘલી વેતરણો ચાલુ રાખી અને બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ પાદશાહ કોબાદના જીવતા જીવત એ શાહજાદાને ગીદીએ બેસાડવાનું કાવતરૂં જાહેર થઈ જતા કોબાદે ગુસ્સે થઈ મજદકને તેમજ તેના પંઠના સર્વે લોકોને મારી નખાવ્યા હતા. પણ મજદકનો અંત નોશીરવાનની અને ધર્મગુરૂઓની દાનાઈથી આવવા બાબે ફીરદોસી જે હેવાલ આપે છે તેજ ધ્યાન પુગડવાજોગ ણ ાઈ શકાય.

હોય અને તેનો જીવ પણ શરીરમાંથી ઉડી જવાની તૈયારીમાં હોય અને બીજા શખ્સ પાસે તેના ઝેહેરનો ઉતાર હોવા છતાં તે ઉતારથી તે ડંખેલાનો ઉપાય નહી કરે તો તેવા શખ્સને તું શું સજા કરવા ધારે? કારણકે તેની પાસે તેનો ઉતાર હોવા છતાં તે તેને માટે તો પથર બરોબર ( નીર ઉપ્યોગી ) છે." પાદશાહે તેને જવાબ દિધો કે, "એ ઉતાર ધરાવનાર શખ્સ તે ( સાંપે ડખેલા ) નો ખુની ગણાય; તેથી તે ડંખેલાનું ખુન કરવા માટે તેને મારી નાખવો ઘટે છે માટે તેને આ દરબારમાં તેના દુશમન દાખલ ઘસડી મંગાવવો ઘટે છે "

એમ સમજતાજ મજદક પાદશાહ આગળથી ઉઠી ગયો અને પેલા ફર્યાદીઓ આગળ આવીને કેહેવા લાગ્યો કે, "મેં પાદશાહ સાથે એ બાબે વાત કરીને તેને સમજાવ્યો છે. માટે તમો આવતી કાલે સહવારે અત્રે આવજો અને હું તમારી દાદે પુગવાનો માર્ગ દેખાડીશ." આથી તેઓ ત્યાંથી પાછા ગયા અને સહવાર પડતાં તેઓ દુખી દિલે અને ઉતરેલા ચેહેરા સાથે ત્યાં પાછા આવ્યાં. મજદકે તે ફરયાદીઓને દુરથી જોતાજ તે દરબારમાનાં ઇરાનના પાદશાહ આગળ દોડયો અને તેને કહયુ કે, "ઓ તખતને જેબ દેનારા ઓલકના, હુશીયાર અને ફતેહમંદ નસીબના પાદશાહ! કાલે મે તુંને જે વાત કહી તેનો તેં મને જવાબ દિધો હતો અને તે જવાબથી તેં મારે માટે એક બંધ દરવાજો ખોલ્યો હતો. માટે હવે જો તારો હોકમ હોય તો તારી રાહાનુમાઇને ખાતર હું તુંને કાંઈ વાત કહી સમજાઉ." પાદશાહે તેને જવાબ દિધો કે, "તુંને જે કાંઈ કહેવું હોય તે હોટ બંધ રાખ્યા ( યાને છુપાવ્યા ) વગર મને કહી દે, કારણકે તારી વાત મને ફાયદો પુગાડે છે."

ત્યારે તે બોલ્યો કે, "ઓ નામદાર પાદશાહ! તું જે કોઇને બંધીવાન કરવા માંગતો હોય તેને તું મજબુટ બંધાવે અને પછી તેનો દારૂગો તેને ભુખે મારવા માટે તેને ખોરાક આપવો અટકાવે જેથી તે નાચારી સાથે પોતાનો મીઠો જીવ ખોહી દે તો જેણે તે બંધીવાનને એમ કમીનો ગણી તેને નાન આપતુ બંધ કીધું હોય તેને શું સજા કરવી તે ઓ પાદશાહ? તુ મને કેહે, કે જેથી હું પણ દાનાવ અને અશો બનું." પાદશાહે તેને જવાબ દિધો કે, "તે ( દારૂગા ) ની ગરદને એ ખુન લટકેલું હોવાથી તેના શરીરને ગરદન મારવું ઘટેછે."

એમ સમજતાંજ મજદકે જમીનને બોસો લિધો અને પછી કોબાદ આગળથી હમામમાં બાહાર નિકલ્યો અને દરબાર આગળ ઉભેલાં લોકોના ટોલાંને તેણે કહયું કે, "તમોને જેટલો જોઇએ એટલો અનાજ તમારે અનાજની વખારોમાંથી લેવો અને જો તમુને ચોકીબાનો ધરવા આવે તો તમો તેના

પૈસા આપજો." આથી તે સર્વે લોકોએ પોતાનો હીસ્સો મેલવવા જતાં શેહેર-માનો સઘલો અનાજ તારાજ કરી નાખ્યો. તે ભુખ્યા લોકોએ ત્યાં દોડી તે વખારોમાનો અનાજ તમામ સાફ કરી નાખ્યો. જેથી શેહેરના વેપારીઓની તેમજ કોબાદની વખારમા અનાજનો એક પણ દાણો રહયો નહી ૧ એમ બનેલું જોતાજ તે ચાલાક પાદશાહના કારભારીઓ તેની આગળ દોડતા આવી ફર્યાદ કરવા લાગ્યા કે, "લોકોએ તારી વખારોને (લુટી) તારાજ કરી નાખી છે અને તે કામમાં મજદકનીજ કસુર જણાય છે"

આથી કોબાદે તે બોલકના મજદકને બોલાવી મગાવ્યો અને તેની આગળ તેણે એ અનાજ તારાજ થવા બાબેની વાતો કીધી. ત્યારે મજદકે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તુ રોશણ રવાનનો રેહેજે. મારી અકકલે તુ પાદશાહના કેહેવા મુજબજ રસ્તો લિધો છે. તે મને જે વાત કહી તેમજ મે પણ એ ભુખે મરતા લોકોને કહી સમજાવ્યુ હતું મે તારી આગળ પેલા સાંપની અને તેના ઝેહેરની તથા પેલા ઉતાર જાણતા શખ્સની જે વાત કહી હતી તેનો તે તારા ગોલામને એવો જવાબ આપ્યો હતો કે "ઝેહેરનો ઉતાર ધરાવનાર પાસે તારે તે દવા માગવી જો સાંપનો ડખેલો મરણ પાંમતો હોય તે છતાં પેલો ઉતાર ધરાવનાર શખ્સ તેને દવા આપે નહી તો તે મર્યા ગયલા શખ્સના ખુનનો બદલો તે શખ્સ પાસે મેલવવો ઘટે છે. હવે તુ પાદશાહનું કામ એવુ હતુ કે, તારાથી તેઓને ખોરાક મલી શકતો હતો નહી. તેઓના ભુખના ઝેહેરનો ઉતાર નાન ગણાય છે અને જો તેઓ ધરાયલા હોય તો તે ઉતારની તેઓને ગરજ પણ રેહેતી નથી. માટે ઓ પાદશાહ! જો તુ ઇનસાફથી વિચાર કરશે તો તુને તો એ અનાજ કાંઇ પણ ઉપયોગનો હતો નહી. તારી રૈયતના પુશકલ માણસો ભુખમારાથી માર્યાં જતાં હતાં પણ તેઓ એ અનાજથી ધરાયલા બની પોતાનો જીવ બચાવી શકયા છે."

તેની એવી વાતથી કોબાદનું દિલ તંગ બન્યું પણ તેણે તેમાં ઇનસાફ સમાયલો જોવાથી તેનુ મગજ શાંત પડયું. પછી કોબાદે તેને ઘણાક સવાલો પુછી ખોલાશો ચાહયો જેથી તેનુ દિલ અને જીવ તેને ડાહાપણભર્યું માલમ પડયું. આથી તે પેગમબરો, ઇનસાફી મોબેદો અને સરદારોની વાત ઉપર ભરૂશો ન રાખતાં મજદકના ભમાવવા ઉપરજ ભમાઇ ગયો જેથી એ વાત પોતાની હદ પણ ઓલગી જવા લાગી. ઘણાક લોકો એ મજદક તરફ ખેંચા-વાથી ઘણા શખ્સોથી સિધે માર્ગથી આડે માર્ગે ઉતરવા લાગ્યા. એ

૧ અત્રે મજદક લોકોને એ પ્રમાણે વર્તવાનું ફરમાન આપીને ગોયા પોતાના ધર્મ પુસ્તકના ફરમાનને મજબુદી અને ટેકો આપે છે.

મજદકનું શિક્ષણ એવું હતું કે "તવંગર તેમજ ખાલી હાથનો ગરીબ એકજ પંકતીના ગણાય. માટે દોલત મંદો પાસેજ દોલત રેહેવી જોઇતી નથી પણ તવંગર તેમજ ગરીબે કાપડના તાણા અને વાણા માફક એકમેક સાથે વણાઇ જવું ઘટે છે. જે કાંઈ ચિજ હોય તે જેહાનની માલેકીની ગણાવી જોઇએ. માટે તવંગરોએ દોલત એકઠી કરવી એ હરામ છે. જો તવંગર અને દરવીશ એકજ હોય તો તેમની ઓરત, મીલકત અને દોલત એ સઘલું સર્વેને સરખેજ ભાગે વેહેંચાવું જોઈએ. હું તો તમોને એમ સરખે માર્ગે ચલાવીને મારી પાક દીનને લોકો માટે પ્યારી બનાવવા માંગુછુ જેથી ચડતું શું અને ઉતરતું શું તે જાહેર થાય. જે કોઇ એ સિવાય બીજી દીન પાળનો હોય તો તે દેવ ગણાશે અને તેના ઉપર પરવરદેગારની લ્યાનત ઉતરશે. માટે જે બુઢાઓ અને જવાનો તવંગરો હોય તેમની સાથે એક દરવીશનો પણ સરખોજ હક ગણાવો જોઇએ છે."

આથી કોબાદે હવે એકના હાથમાથી જુટવી બીજાને (પણ સરખે ભાગે) આપવા માંડયાથી તેના એવાં કામો માટે મોબેદો અચરત બન્યા. જ્યારે તેઓને માલમ પડયુ કે, "કોબાદ પણ તેનીજ દીન માનેછે અને તેનાજ કેહેવા ઉપર તે ખુશ રહે છે તથા પાદશાહ પોતાની રૈયતની કે મોબેદોની દરકાર કીધા વગર તેને પોતાના જમના હાથ ઉપર બેસાડે છે. મેહેનત કરી ગુજરાન મેલવી શકે એવા (હરામખોર) શખ્સો પણ તેની આગળ દરવીશ તરીકે આવે છે અને એ મજદકની દીન જેહાનમાં ફેલાતી જાય છે વિગેરે," ત્યારે તેના એવાં કામ માટે તે પાદશાહ ઉપર કીનો લેવાની કોઈની પણ હીંમત ચાલી નહી. તવંગરો પોતાના સર નેક માર્ગેથી ફેરવવા લાગ્યા અને તેઓ પોતાની મીલકતમાંથી દરવીસોનો પણ ભાગ પાડવા લાગ્યા.

## નોશીરવાને મજદકની દીનનો ઇનકાર કીધો અને તેણે મજદકને મારી નાખ્યો તે વિષે.

એવું બન્યું કે એક દિવસે મજદક પોતાને ઘરેથી સહવારે પાદશાહ આગળ આવ્યો અને તેને કહયું કે, "મારી દીન પાળનારાઓ અને પાક દિલથી મારી નોકરી બજાવનારા જેહાનના કેટલાક શખ્સો તારી દરબાર આગળ એકઠા થયલા છે તેઓને હું અત્રે બોલાઉ કે પાછા જવા કહું?" મજદકની એવી વાત સમજતાંજ કોબાદે તેઓને ત્યાં દાખલ કરવા માટે દરબાનને ફરમાવ્યું. પછી મજદકે તે ભાગ્યશાળી પાદશાહને કહયું કે, "મારી દીન પાળનારાઓ ઘણા શખ્સો હોવાથી આ દરબારની જગ્યા તેઓ માટે તંગ પડશે અને તેઓને

તારી દરબારમાં શમાસ થશે નહી. માટે જો તું મેદાનમાં પધારે તો તેઓ ત્યાં તારાં દર્શણ કરી શકે."

આથી તેણે દરબારમાંથી તખતને ઉચકી બાહાર મેદાનમાં લેઇ જવાનો હોકમ કીધો. મેદાનમાં આવતાંજ તે મજદકી ટોલાના એક લાખ શખ્સો તે પાદશાહ આગળ ખુશાલ દિલે હાજર થયા. પછી મજદકે તે જમીનના પાદશાહને કહયું કે, "ઓ આફ્રીનથી અને દાનાઇથી પણ ચઢતા પાદશાહ! જાણ કે તારો કસરા (નૌશીરવાન) મારો મજહબ પાલતો નથી માટે તું તેને મારી દીનથી ફરવા માટે શું શિક્ષા કરવા માગે છે? તેનું મગજ એ બુરે માર્ગેથી ફેરવવા માટે તારે તેની પાસે કાંઈ લખત કરાવી લેવું ઘટે છે. એ મારી સાચી દીનથી તેને પાંચ ચિજો ફેરવે છે કે જે પાંચ ચિજોને દાનાવોએ વધવા દેવી જોઈતી નથી. એ પાંચ ચિજ તે અદેખાઈ, ગુસ્સો, કીનો, ગરજ અને તેના ઉપર ફાવી નિકલતી પાંચમી ચિજ તે લોભ છે. એ પાંચ દેવો ઉપર તું પણ ફાવી નિકળે તોજ જેહાનના પેદા કરનારનો માર્ગ તુંને જાહેર થાય. એ પાંચ ચિજો સાથે મારી દીનમાં ઓરત અને ખજાનો પણ ઉમેરવામાં આવ્યો છે અને એ ચિજોથી પણ ભલી દીનનું ઘટવું થાય છે. તેથી જો ઓરત અને ખજાનો એ આપણા માર્ગમાં આવતા નહી હોય તો એ ભલી દીનને નુકસાન પણ પુગે નહી. એ બંધેથીજ અદેખાઇ, લોભ, ગરજ, ગુસ્સો અને કીનો છુપાયલો રહે છે. તેથીજ ડાહયા માણસોના મગજોને એ દેવો ફેરવી નાખે છે. તેથી એ પાંચ દેવો વચે મેં એ બેનો પણ ઉમેરો કીધો છે."

એટલું કહી મજદકે નૌશીરવાનનો હાથ ધર્યો જેથી તે ઇરાની પાદશાહને પણ અજાયબી લાગી. પણ નામદાર કસરાએ ગુસ્સાથી પોતાનો હાથ જુટવી લિધો અને મજદક સામેથી પોતાની નજરને જડપથી ફેરવી નાખી. તેથી કોબાદે હસ્તાં હસ્તાં મજદકને પુછયું કે, "તું દીન માટે કસરાનીજ કાંય વાત કર્યા કરે છે?" મજદકે જવાબ દિધો કે, "એ ખાનગીમાં મારો ધર્મ પાળતો નથી અને આપણી દીન ઉપર એનો ઇતબાર પણ નથી." આથી તુરતજ પાદશાહે નૌશીરવાનને પુછયું કે, "તારી એની દીન ઉપરથી ફરવાની મટલબ શું?" નૌશીરવાને તેને જવાબ દિધો કે, "વખત આવવે હું જણાવીશ કે એના વિચારો તમામ જુઠા છે. માટે એનું એ જુઠાનું અને ઠગાઈ જાહેર થતાંજ મારી સામે સચાઈ પ્રકાશી રેહેશે." મજદકે તેને પુછયું કે, "તું એ માટે આ જેહાનને દીપાવનારા પાદશાહ પાસે કેટલા દિવસની મેહેટલ માંગે છે?" નૌશીરવાને તેને જવાબ દિધો કે, "હું પાચ મહીના માંગી લેઉછું. છઠે મહીને હું તમામ વાત પાદશાહ આગળ જાહેર કરીશ."

એ બાબેનો ઠેડાવ થતાં તેઓ ત્યાંથી પાછા ફર્યા અને બાહાદુર પાદશાહ પણ પોતાના મેહેલમાં પાછો ફર્યો પછી નોશીરવાને એક શખ્સને ચો ઠેકાણે મોકલી તેના એ કામમાં મદદ લાગે એવા દાનાવ શખ્સોને બોલાવી મંગાવ્યા આથી ખુરેહે અરદેશીર શેહેરમાંથી એક હોરમજદ નામનો બુઝર્ગ શખ્સ તથા ઇસ્તેખરથી પારસી મેહરઆજર પોતાના ત્રીસ ચેલાઓ સાથે તેની દરબારમાં આવ્યા. ત્યાંના બીજા દાનાવો પણ તેઓ સાથે ભેગા મળ્યા અને તેઓએ ત્યાં કેટલીક બાબદની મશલત ચલાવી. તે જમાને બાબેલ અકકલમંદો અને દાનાવોએ નોશીરવાનને (દીનની તકરારની) સઘલી બાબદથી વાકેફ કીધો નોશીરવાન એ બાબદથી વાકેફ બનતાંજ કોબાદ આગળ હાજર થયો અને ત્યા મજદકને હાજર કરવા કહ્યુ તે બોલ્યો કે "ભલી દીન કબુલવાના મારા વાયદાનો હવે વખત આવી લાગ્યો છે. જો મજદકની દીનમાં શચાઇ જણાશે અને મને જરથોસ્તી દીન ખોટી માલમ પડશે તો હું પણ તેનીજ પવિત્ર દીન કબુલ રાખશ અને તેને મારા જીવ કરતા હુ વધારે ગણુશ. જો ફરીદુનના તથા યાહુદીઓના પેગમબર હજીરના, તથા મુસાના તથા ઝંદ અવસ્તાના ફરમાનો તે ખોટાં પાડશે અને મજદકનુ ફરમાનજ મને વાજબી ગણાશે તો મારી જેહાનમાં એ મજદક સિવાય બીજો કોઇ પેગમબર ગણાશે નહી. પણ જો મજદક ઠગારો અને પાક યજદાંનની દીનને ઉલટાવનારો માલમ પડ તો તું પણ તેની દીનની રાહા ઉપર ચાલવા માટે તોબા કરજે અને તેની નાલાયક દીનથી દુર થઇને તેને તથા તેની દીન પાલનારા સઘલાઓને તુ મારા હવાલામાં સોંફજે કે જેથી તેઓમાનો કોઇપણ પોતાનુ મગજ ક શરીર ઉપરની ચામડી રાખવા પામે નહી"

પછી તેણે જરમેહેર, ખરરાદ, ફ્રગાઇન, બનદુઇ અને બેહેજાદને તે માટે પોતાના શાહિદ રાખ્યા અને એ સાચા વચણુની કુમક સાથે તે પોતાના મેહેલમાં પાછો ફર્યો. પછી આમદાહે સુરજનું તાજ દેખાવાથી તમામ જમીન હાથીદાંતના દરીઆ જેવી સફેદ બની ત્યારે તે જેહાનના પાદશાહનો બેટા તે ભણેલા મોબેદો અને સરદારો સાથે બાહાર પડયો અને તેઓ સીધા પાદશાહની દરબારમાં આવ્યા. કોબાદ આગળ આવી લાગતાંજ તે જવાને એ બાબદની સરૂવાત કરવા માંડી. તે ભેગા મલેલા લોકોના વચ્ચે એક નોબેદે ઉઠી મજદકને પુછ્યુ કે, "ઓ દાનાવ શખ્સ! જેહાનમાં તેં એક નવી દીન ઉભી કરી તેમાં ઓરત અને દોલત વિષેનું જે બ્યાન કીધું છે તે માટે હુ તુને પુછવા માંગુછું કે, જો એમ ચાલે તો એક બાપ પોતાના બેટાને તે પોતાનોજ છે એમ સમજી શકે, તેમજ એક બેટો પોતાના બાપને એમ ઓલખી શકે? વળી જો જેહાનમાં સઘલાંજ સરખાં હોય તો પછી નાની અને મોટી પડવીના માણસો વચ્ચે કાંઇ

તફાવત પણ માલુમ પડે નહી વળી જો કોઇ પણ ઉતરતો ગણાવા માગે નહી તો પછી પાદશાહી કેવી રીતે ભોગવી શકાય? વળી જો સૌ સૌ માણસો આપ અખત્યારજ હોય તો પછી તારૂં અને મારૂ કામ કોણ બજાવે? બીજુ એ કે જો એક ગોલામ પણ પાદશાહનીજ બરોબરીનો ગણાતો હોય તો કોઇ ગુજરી જાય ત્યારે તેની જગ્યા અને તેની મીલકત કોણ લે? એવી તારી વાતોથી તો તમામ જેહાન વેરાન બને માટે હવે વધુ વાર ઇરાનમાં તારી આવી બદી ફેલાની જોઇતી નથી જો સઘલાજ શેઠો હોય તો ચાકર કોણ? અને સઘલાજ તાલેવંત હોય તો તેમના ખજાનચીન કોણ? કોઇપણ દીન લાવનારા પેગંમબરે એવી વાત સમજાવી નથી માટે એવુ બોલીને તો તું પોતે દીવાનો ઠરેછે. બુરા કામોને બુરા તરીકે નહી ગણાવીને તો તે તમામ માણસ જાતને દોજખમાંજ પુરવા માગ્યાં છે."

તે મોબેદની આવી વાત કોબાદે સમજી ત્યારે તેમાં તેણે સચઇ સમાયલી જોઈ, જેથી તે પણ ગુસ્સે થઇ ગયો. વળી તેના એ ગુસ્સામાં મોટી પડવીના નોશીરવાને પણ ભાગ લેવાથી તે કાફરોના દિલ ગાભરા બન્યાં. તેથી તમામ અંજુમનમાં ગડબડ ઉઠી રહી કે, "મજદકને પાદશાહ આગળ રાખવો ઘટતો નથી. નહી તો કે તે મજદયસ્ની જરથોશ્તી દીનનો નાશ કરશે. તેથી આ નામદારીભરી દરબારમાં તે હોવો જોઇતો નથી" હવે જેહાનનો પાદશાહ પણ મજદકી દીનથી કંટાલેલો હોવાથી અને નામદારોના મગજ દલગીર બનેલાં હોવાથી તે પાદશાહે તુરતજ મજદકને તેની દીન પાળનારા ત્રણ હજાર[1] નામદારો સાથે નોશીરવાનને સોપી દિધો અને પોતાના બેટાને તુરતજ ફરમાવ્યું કે, "એ સરદારોનું તુ જે કરવા માગતો હોય તે કર, કે જેથી હવે પછી કોઇ પણ મજદકની રાહે ચાલે નહી"

નોશીરવાનના મેહેલને લગતો એક બાગ હતો જેની દીવાલ એક ટેકડી જેટલી ઉચી હતી. એ બાગની આસપાસ એક ફરતી ચર ખોડવામાં આવી અને તેમા જેમ ઝાડ રોપવામા આવે તેમ નિચે માથાં અને ઉપર તાટયા કરીને તેઓને અરધા ડાટી દેવામાં આવ્યા પછી નૌશીરવાને મજદકને કહયું કે "ઓ વગર અકકલના શખ્સ! તુ પેલા મેહેલને લગતા બાગમાં જા અને જે બી તેં વાવ્યા હતાં તેના હાલે જે ફળ તુંને મલ્યાં છે તે જો ત્યાં તું એવાં ઝાડો ઉગેલાં જોશે કે જેવાં આગળા દાનાવોએ કે કોઇએ પણ જોયા હશે નહી.''

---

૧ મજદકી દીન પાળનારા ત્રણ હજાર માણસો નહી પણ એક લાખ ઉપર માણસો હતા.

આથી મજદક તે બાગનો દરવાજો ઉઘાડીને તે બાગમાં પેલાં ફળદાર ઝાડો જોવાને ગયો. પણ તે જોતાંજ તેના હોશકોશ ઉડી ગયા અને તેનાથી એચિંતી એક બુમ પડાઇ ગઇ. પછી નૌશીરવાને તેને માટે પણ ઝાડની એક ઉંચી ડાળ જોઇ કાઢવા અને તેના ઉપર એક ફાંસા સાથની રસી લટકાવવા ફરમાવ્યું તે ઉંધા નસીબના મજદકને તેના ઉપર જીવટો ફાંસીએ લટકાવવામાં આવ્યો. તેણે ત્યાં તેનું માથું ઉંધુ લટકાવી લોકો પાસે તેના ઉપર તીરોનો મારો છોડાવીને તેને મારી નખાવ્યો. માટે (એ વાંચનાર !) જો તું હુશીયારી ધરાવતો હોય તો કદી પણ મજદકની દીનનો માર્ગ ધરતો ના. તેના માર્યા જવાથી ત્યાંના બુજોર્ગો પણ પોતાની માલમીલકત, ઓરત, છોકરાં તથા પોતાના મકાનો અને બાગો માટે નચિંત બન્યા. કોબાદે પણ કેટલો વખત સુધી શરમીંદો બનીને તે મજદક ઉપર લ્યાનત નાખ્યા કીધી. વળી પોતાના એ કામની તોજેશ દાખલ તેણે ગરીબોમાં બક્ષેશ કીધી તથા આતશકદેહો માટે કેટલીક ભેટો મોકલી. તે પાદશાહ પોતાના બેટા નૌશીરવાન ઉપર એટલો તો ખુશ રેહેવા લાગ્યો કે તેણે જાણે પોતાની ડાલ ઉપર જવેહરાતનાજ ફળ આપેલાં દિઠા. ત્યાર પછી કોબાદ નૌશીરવાન સાથે વિચાર ચલાવીનેજ કામો કરતો અને તે બેટો જે કાંઈ કેહેતો તે ઉપર તે બાપ ધ્યાન પુગાડતો.

## કોબાદની જીંદગીનો અંત આવ્યો અને નૌશીરવાનને રાજ્ય આપવા માટેનું તેણે વશીયત કીધું તે વિષે.

કોબાદની પાદશાહીના ચાલીશ વર્ષ પસાર થતાંજ તેના દિલમાં મોતનો વખત આવ્યાનો ગમ લાગ્યો. તેથી તેણે રેસમી કપડાં ઉપર ખુશ ખતે એક એવું શુંદર વશીયત નામું લખાવ્યું અને તેમા પેહેલી પરવરદેગારની તારીફ કીધી કે, "પરવરદેગારે દીન, અકકલ તેમજ હુનર બક્ષ્યા છે. હુ આજે જાહેર તેમજ ખાનગી વાત કહું છું તે માટે તમો શકમંદ રેહેતા ના. તમોએ એવા કોઈ તાજદાર પાદશાહનું માથું જોયું હશે નહી કે જેના ઉપર મોતની પસંદગી ઉતરતાંજ તે ખુવાર બન્યું નહી હોય. માટે જે કોઈ આ કોબાદનું વશીયત જોય તે તેની દાનાઈના સખુનો યાદ રાખ્યા વીના રેહેતો ના. મેં કસ-રાને તખતને લાયક ગણેલો છે માટે મારાં મોત પછી એજ નેકબખત પાદ-શાહ બનશે. પરવરદેગાર એ મારા બેટા ઉપર ખુશનુદ રેહેજો અને તેનું બુરું ઇચ્છનારાઓના દિલ દુખી બનજો. વજીરો, સરદારો તથા તેના સઘલા નોકરો ઉપર તેની મેહેર ઉતરજો. તેના હોકમથી તમો જરાએ ફરતા ના. પણ તેનાથી

ખુશ રહી તેની પાસેથી ખજાનો સંગરજે." એ વશીયત ઉપર તેણે પોતાની સુનેરી મોહર દાબીને તે રામબુર્જીન નામના વજીરને હાથ સોંપ્યું.

• હવે કોબાદની ઉમર હેંસી વર્ષની[1] થયલી હોવાથી તે પોતાના બુઢાપા તેમજ મોત માટે ખુશ રેહેતો હતો નહી જેહાનમાં મોતથી કોણ ખુશ રહે છે? તેનુ આખરે સેવટ કેવુ આવે છે તે કોણ જાણે છે? તેથી કોબાદ પણ આખરે મરણ પાંમ્યો અને તેનાથી જેહાન ખાલી બની. તેણે ભોગવેલી મોજ, રંગરાગ અને મેહેનત એ સઘલુ વહી ગયુ. ખજાનો સંગરવાથી આ જેહાનમાં કોણનુ ભલું થયુ છે? કારણકે આપણને આખરે તો ખાલી હાથે ચાલી જવાનું છે. તેના શરીરને રેસમી કપડાંમાં વિટાલવામાં આવ્યું તથા તેના ઉપર ગોલાબ, કપુર, કસ્તુરી અને દારૂ છાંટવામાં આવ્યો પછી તેને માટે એક પાદશાહી દખમુ તૈયાર કરવામાં આવ્યુ અને તેમાં એક સુનેરી તખત તથા મોંઘી કીંમતનુ તાજ મુક્યુ. એ સુનેરી તખત ઉપર પાદશાહની લાશને મુકી અને પછી જનવેદાન સુધી તે જગ્યા બંધ કરી નાખવામાં આવી. ત્યારબાદ કોઇએ પણ કોબાદનો ચેહેરો જોયો નહી. તું કેહેશે કે તે જેહાનમાંથી પવન માફક વહી ગયો. આ બુરા આસમાનના ચકકર ઉપર તું નચિંત શાનો રહેછે? કારણકે તુને પણ આખરે ત્યાંજ જવાનુ છે.

જ્યારે તેના વજીરો પાદશાહનો સોગ રાખીને તથા તે નામદારને અવલમંજલ પોહાંચાડીને પરવાર્યા ત્યારે ઇરાનમાં બુજોર્ગો, મોબેદો અને નામદારીભર્યા અકકલમંદોની એક સભા ભરવામાં આવી અને તે અંજુમન વચે કોબાદનું વશીયતનામું વંચાયા પછી તેઓએ ખુશાલી સાથે તેના જાયનશીનને તખત ઉપર બેસાડયો. હવે કએકોબાદનું દાસ્તાન પુરૂં થયલું હોવાથી હવે હું નૌશીરવાનનું દાસ્તાન સરૂ કરશ.[2]

---

[1] કોબાદ ગુજર્યો ત્યારે તેની હેંસી વર્ષની ઉમર હોઈ શકે નહી. તે ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર સોલ વર્ષની હતી અને તેણે જો તેંતાલીશ વર્ષ રાજ્ય ભોગવ્યું હોય તો તેની ઉમર તે ગુજર્યો ત્યારે ઓગનસાઠ વર્ષની હોવી જોઈએ.

[2] કોબાદનો ફરીનો રાજ્યઅમલ ઘણો કીર્તિવંત નિવડયો હતો અને એ ત્રીશ વર્ષના અમલમાં તેને રૂમ સાથે ભારી લડાઇઓમાં ઉતરવું પડયું હતું. રૂમ અને ઈરાન વચે હેંસી વર્ષ સુધી સુલેહ ચાલ્યા બાદ દરબંદ શેહેરના કીલ્લાને નીભાવવાના ખર્ચ બાબે વાંધો ઉઠયો હતો. એ કીલ્લાનું લશકર રૂમ ઉપર લાગો નાખીને નિભાવવામાં આવતું હતું અને ઇરાને રૂમ પાસેથી એ ચડેલા લાગાની માગણી કીધી ત્યારે રૂમીઓએ તે આપવા ના પાડયાથી એ લડાઈનું પજરણ પડયું હતુ. પાદશાહ કોબાદ તુરતજ રૂમ ઉપર ધસારો લેઈ ગયો હતો અને ભારી લડાઈઓ ચાલ્યા બાદ કોબાદે રૂમને જબરી શીકસ્ત આપી તેમને ભારી દંડ આપવાની ફરજ પાડી હતી. બીજી લડાઈ એજ રાજ્ય સાથે સરહદના બાધકામ માટે ઉઠી હતી અને એ લડાઇનું બી પણ રૂમીઓએજ વાવ્યું હતું. રૂમીઓ સાથની એ બીજી લડાઈ પણ ઘણા વર્ષો સુધી લંબાઈ હતી અને તેમા ઇરાનીઓએ ઘણી મોટી ફતેહો મેલવી હતી. પણ એ લડાઈ ચાલતી હતી તે દરમ્યાનમા કોબાદનું મરણ નિપજ્યું હતુ. કોબાદના મરણનો દીવસ તા૦ ૧૨ મી સપટેમબર ૫૩૨ ઇ. સ. હતો.

ઓ ખોદાતાલા પેલાં ઉચ્ચાં સરોવર (શીરકોશીના શરીર) ને શું થયું છે કે તે આવું દુખી દિલનું બન્યું છે? તારૂં રોશન દિલ આવી તારી ખુશાળી ખોરેહે અને ખુબસુરતી વચે કેમ ધાસ્તીભર્યું બન્યુ છે? ઓ ખોદા! મારી તારી પાસે એવી મુરાદ છે કે હુ બુઢો થાઉં ત્યાં સુધી ખુશાલ રહુ આસમાને તો બુઢાપો લાવી મારાં દિલને તંગ બનાવ્યું છે, માટે તુ મને મારી જવાનીનો હીસ્સો પાછો બખશ. તારે કદી પણ મારી પરવરશી કરવી હતીજ નહી અને પાલ્યોજ છે તો હવે મને દુખી ના કર. મારા હાથનુ જોર ઘણુંજ નબલુ પડી ગયું છે, માટે હવે તુ તેમ કરવાથી પાછો હટ અને મારા હાથ સાથે તેવી બાજી ના રમ હું જે અઝદાહા જેવા પ્રહારા મારનારો અને સિંહ જેવા પંજા ધરાવનારો હતો તેનું માથુ એટનુ જલદી હેઠે પડવુ જોઈતુ નથી વળી મારો અવાજ એક ગરજના જેવો અને મારૂ જોર એક વરના જેવું હતુ પણ હાલે તો એક હાથમાં પાદડું અને બીજા હાથમાં મોત પકડાયલુ છે. મારૂ સરોવર જેવું દિલખુશ શરીર વળીને એક દારડી જેવું બન્યુ છે અને મારા ચંપેલી જેવા સફેદ ગાલોને કેશર જેવા પીલા બનાવ્યા છે. મોઢા ઉપરનો ગોલાબી રતાશ પણ કેશર જેવો પીલો બન્યો છે અને એવો કેશરીઓ રંગ થવા પછી મારી મેહેનતનો બોજો પણ વધી ગયો છે મારા ઘોડા જેવા પગો પગર બેડીએ બધાઈ ગયા છે અને તેવા પગોથીજ મારૂં પ્યારૂં શરીર પણ ખુવાર થતુ જાય છે. મારા મોતી જેવા દાતો પણ નબલા પડી ગયા છે અને મારૂ સિધ્ધાં સરોવર જેવુ શરીર પણ વળી ગયુ છે તેથી મારી નરગેશ જેવી આખો દલગીરીથી રડતી બની છે અને તે સુસ્તીથી તેમજ મેહેનતથી બીણાતી રહે છે. મારૂં ખુશખુશાલ દિલ દુખી બન્યું છે અને હવે મારો નાજવાની (બુઢાપા) નો વખત આવ્યો છે. જે વખતે માણસ તદન સિંહ જેવી જોરેમંદ હાલતે પુગે છે કે તે બુઢો ગણાવા માંડે છે અને તેના ઉપર મોત શોતાબી કરવા માંડેછે. નોશીરવાનનો રાજ્ય અમલ ઉડતાલીસ વર્ષનો હતો, પણ તુ તો સાઠની ભરતીમાં આવતાં જવાન પણ રેહેતો નથી. માટે તું પણ તારાં તમામ કામોનું સેવટ આવેલુ જોવાની ઈચ્છા રાખજે અને તારાં દિલને ઘણુ મેલવવાના લોભથી ઘાહેલ બનાવતો ના.

# નૌશીરવાનની ઉડતાલીશ વર્ષની પાદશાહી.

## . નૌશીરવાન તખતે બેઠા અને તેણે પોતાના સરદારોને શિખામણો દિધી તે વિષે.



સુરજ અને ચંદ્રને બનાવનારા ખોદાના નામથી હવે આ દાસ્તાન સરૂ કરૂંછું કે જે સાહેબે મારા દિલમાં અકકલ ઉતારી છે ૧ હસ્તી તથા સચાઈનો સાહેબ તેજ છે અને તારી પાસેથી તે જુઠાઈ અને બુરાઈ માંગતો નથી. ૧ સની તથા મંગલ સેતારાને તથા સુરજને પેદા કરનાર તેજ છે અને તેનાથીજ ઉમેદ તથા ખુશ વધાઇ મલે છે. ૧ તેણેજ આ દુન્યા તથા જમાનાને પેદા કીધો છે તેની હસ્તીની નિશાણુ એક નાનામાં નાની કીડીના પગમાંથી પણ માલમ પડી આવે છે ૧ હું તે સાહેબની સેતાયશ કરવા સિવાય બીજું કાંઇ જાણતો નથી અને તેનોજ વિચાર કરતાં હુ તેને મારો જીવ પણ કુરબાન કરૂંછું ૧ આસમાનમાંના સુરજથી તે કાલી ધુલની રજકણ સુધી સઘળી ચિજો તેણેજ બનાવી છે અને ( ચાર ) અનાસરોમાના આતશ તથા પવિત્ર પાણીને પણ તેણેજ બનાવ્યાં છે. ૧ તેજ સાહેબ પેદા કરનાર તેમજ હાજત વગરનો છે અને તેની પાદશાહી હંમેશ તું પોતે તો એક નાજુક પ્રાણી છે એમ સમજવું. ૧ તે પોતે વગર હાજતનો છે અને આપણે તેના ગોલામો છીએ અને તેનાજ હોકમ મુજબ સર નમાવતા રહીએ છીએ. ૧ જીવ તથા અકકલને બેશક તેજ સાહેબે પેદા કીધા છે અને આસમાન તથા સેતારાઓ પણ તેણેજ બનાવ્યા છે. ૧ આ જડપથી ફરતો આસમાનનો ગુમબજ તેનાથીજ બન્યો છે અને તેજ ઘડીકમાં ખુશાલી તો ઘડીકમાં દુખ લાવનાર છે. ૧ માટે તું તેના સિવાય બીજા કોઇને મોટો પેદા કરનાર ગણતો ના કારણકે તેજ ખુશાલી તેમજ દલગીરી આપનાર છે. ૧ રાત અને દાહાડો ફરતું આસમાન, ખાવાનું, ઉંઘાવાનું, જડપ, દયા વિગેરે તેણેજ બક્ષ્યુ છે. ૧ જમીન ઉપરના હાથી અને દરીઆમાના મગરમછ તેમજ અકકલવાન અને ડાહયા પુરૂષોને તેણેજ પેદા કીધા છે. ૧ કોઈ પણ તેના હોકમથી ફરી શકતું નથી અને તેના આસમાનની ચાલમાં જરાએ ફરક પડતો નથી. ૧ મારૂં દિલ રૂસતમ માટેના દાસ્તાનો ઘણાં ધરાવે છે પણ તે રૂસતમ જેવો કોઇ શખ્સ હાલે જેહાનમાં છે એમ તું કેહતો ના. ૧

---

૧ એ બેત લખેલી નકલમા વધારે છે.

જ્યારે પાદશાહ નોશીરવાન તે નવાં તખત ઉપર બેઠા ત્યારે લોકો તેને જવાન પાદશાહને નામે ઓળખવા લાગ્યા. લોકોએ તેની પાદશાહ તરીકે તારીફ કીધી અને તેના ફરમાન હેઠળ જમાનો તથા જમીન ચાલવા લાગ્યાં. જેહાન તેની પાદશાહીથી તાજી બની અને વરૂ તથા મેઢાં એક ઓવારે પાણી પીવા લાગ્યાં. આથી લોકો તેને દુવા દેવા લાગ્યા કે, "હમારો પાદશાહ જાવેદાન જીવતું કરજો અને તેનું ખોરેહ જમશીદથી પણ ચઢતું બનજો. તે નામદારની પુશકલ ખુબીઓ, ઇનસાફ, રાહરીતીઓ, દાનાઇ અને દીનને સબબે લોકોએ તેને નોશીરવાન[1] નો એલકાબ આપ્યો. તે જેમ દયામાં અખુત તેમજ દોલતમાં પણ અખુત હતો.

જ્યારે એ કસરા પોતાના હાથી દાંતના તખત ઉપર તખતનશીન થયો અને તેના માથાં ઉપર દિલખુશ તાજ પેહેરાવવામાં આવ્યુ ત્યારે તે તખત-નશીન થવાની કીયા વખતે તે અકકલમંદ સરદારે જેહાનના ભેગા મલેલા બુજોર્ગો અને નામદાર સરદારો સનમુખ ભાષણ કરતાં નેકીના પોહોંચાડનારા દાદારની એ પ્રમાણે યાદ કીધી કે, "આસમાનને પેદા કરનારા સાહેબથી આપણાં દિલ આફ્રીન અને દયાથી ભરેલાં રેહેજો. નેકી બદી, નામદારી અને ઇચ્છા તે સાહેબથીજ મલે છે અને તેથી મારી ગરજાઉ યા ખુશાલ હાલત પણ તેનાથીજ બની શકે એમ છે. તેજ સાહેબ ખોરેહ અને જોર પોહોંચાડે છે અને તેનાજ હોકમથી આસમાન ઉપર સુરજ પણ તપે છે. માટે આપણને તેના વિચાર અને

---

૧ કોબાદના એ બેટાનું નામ કસરા (યાને ખુસરો) હતું પણ લોકોએ તેને "નોશીરવાન" નો એલકાબ આપી પાછલથી તેને એજ નામે ઓળખવા લાગ્યા હતા. "નોશીરવાન" એ અનુશેહ રવાનનું ટુક રૂપ છે અને એનો અર્થ પવિત્ર જાનનો એવો થાયછે. નોશીરવાન કોબાદના ચાર બેટાઓમાં સર્વેથી નાનો હતો પણ તે વધારે ચાલાક અને બાહોશ હોવાથી તેને કોબાદે રાજ્યગાદી આપવા માટે એક વશીયતનામું કીધું હતું. નોશીરવાન ગાદીએ આવતા કોબાદના વડા બેટા કાઉસે તખત ઉપર આવવાનો દાવો કીધો હતો. પણ વજીર રામબુરજીને તેને સમજાવ્યો કે, "ઉમરાવો તારે માથે તાજ મુકે નહી ત્યાં સુધી તું વડો બેટો હોવા છતાં એ ગાદી મેલવવાનો તુને હક નથી." કાઉસને પણ એ દલીલ વાજબી લાગ્યાથી તેણે ઉમરાવોને પોતાની બાજુએ લેવા માંડયા પણ રામબુરજીને કોબાદનું વશીયત વાંચી એક એવું અસરકારક ભાષણ કીધું કે તે ઉમરાવોનો મોટો ભાગ નોશીરવાનનેજ તખતે બેસાડવા કબુલ થયો. તોપણ નોશીરવાન સામે હજી હરીફાઈ ઘણી હતી અને તેના જુદા જુદા ભાઇઓને ગાદી આપવા માટે હરીફાઈ ચાલી રહી હતી. પણ નોશીરવાનને પોતા સામે ઉમરાવોની એકસંપી માલમ પડી આવ્યાથી તેણે પોતાના બે વડા ભાઈઓને કેદ પકડી મારી નખાવ્યા હતા. પણ તેમાનો ત્રીજો ભાઈ કોબાદ ત્યાંથી નાહાસી કોનસ્ટેનટીનોપલમાં જઈ ભરાયો હતો.

વચણુથી ફરવું ઘટતું નથી. દરેક દમ પણ આપણે તેના હોકમ વગર ભરી શકતા નથી. માટે જે કોઈ પાદશાહી તખત ઉપરથી ઇનસાફ આપે તે પોતાના નસીબથી જેહાનમાં પણ ખુશાલ બને છે. પણ જો કોઈ બુરો વિચાર કરે તો તે પોતાની ઉપર પણ બુરાઇજ લાવી નાખે છે માટે તમારે મને જે કાંઇ પુછવું હોય તે પુછજો, જેનો હું જવાબ દેઇશ અને તે જવાબ આપતાં હુ તમોને મારા પણ મુબારક વિચારો જણાવીશ. દિલમાં શું વિચાર દોડેછે તેનાથી કોઇ વાકેફ રેહેતું નથી અને એવી તંગ હાલતમાં હું મારો રસ્તો લેવા માંગતો નથી. જો પાદશાહનો ધંધો ઇનસાફ હોય તોજ તે સઘલાઓને ઇનસાફથી ખુશ બનાવી શકેછે. આજે જે કામ થતું હોય તે કાલ ઉપર મુલતી રાખવુ નહી કારણકે આવતી કાલે જમાનો શુ કરશે તે કોણ જાણે છે. બાગમાં ફુલોનો બાહાર આજે આવ્યો હોય અને તે ફુલો તું આવતી કાલે તોડે તો તે તુંને નકામાં થઇ પડશે. જે વખતે તારૂં શરીર તંદરેમંદ હોય તે વખતે તું બીમારી, દુખ અને નુકસાંનનો પણ વિચાર કરજે. જીંદગી પછી મોતનો વખત પણ આવેછે તે તુ ધ્યાનમાં રાખજે. કારણકે પવન આગળ જેવો પાદડાંઓનો હાલ થાયછે તેવોજ આપણો હાલ મોત આગળ થાયછે. જે કાંઇ કામમાં તુંને સુસ્તી સુજે તે તમામ કામો તું બીગડયા બરોબર સમજજે. જેના દિલમાં અદેખાઇ ફાટી નિકળે તો તે દુખ દવા ( યાને ઉપાય ) વગરનું છે એમ તારે જાણવું. વળી જો અકકલ ઉપર લોભ ફાટી નિકળે તો તે દીવાનાની ઉપમાં સિવાય બીજી કાંઇ ઉપમાં પાંમતો નથી. વળી બેકાર અને બકબકખોરા માણસો કોઇથી આબરૂ પાંમતા નથી. જુઠાઇનો માર્ગ ઘણોજ અંધારો છે જયારે સચાઇનો માર્ગ ઘણોજ બારીક છે. તું જે કામ તરફ હાથ લંબાવે તેમાં ગફલતી કે સુસ્તી થતાં બુરૂં પરીણામ નિપજે છે. જે કોઇની જબાન જુઠાઇ સાથે જોડાયલી હોય તેનું નસીબ પ્રકાશ પાંમતું નથી. નાચારીને સબબે પણ જુઠું બોલવું એ તે નાચારોને રડાવ્યા બરોબર છે. જે પાદશાહ ગફલતીની ઉઘમાંથી પેહેલો બીદાર થાય તેજ દુશમનથી નચિંત રહી તનદરોસ્ત બનેછે. વળી જે અકકલમંદ હોય તે ગુજરાન માટે પણ બેગરજ રહેછે પણ લોભ દુખ અને મેહેનતનો વધારો કરે છે. જો પાદશાહ પોતેજ ઇનસાફી અને સખી હોય તો જેહાન પણ ખુબીવાલી અને આસાયશ પાંમેલી બનેછે. પણ જે ઇનસાફના કામમા ખાયફી વાપડેછે તેને લોહું ચાવવુ અને લોહી પીવું પડેછે. માટે આ અંજુમન વચે જે કોઈ હોય અને જેણે મારૂં બાંગેબુલંદ અવાજે બોલવું સમજ્યુ હોય તેઓએ હવે ખબરદાર રેહેવું અને ચેટીને ચાલવું અને પોતાની તમામ જીંદગી સુધી નસીબના જોડાનમાંજ રેહેવું. કારણકે એવા ઘણા તાજદાર પાદશાહોને હમે જોયા છે તેથી હમે પણ તેઓનાજ ઇનસાફી અને અકકલભર્યા માર્ગે ચાલવાનું પસંદ કરીશું.

તોપણુ હમે વજીરોનું કેહેવું સમજીશું અને ભલી ભુંડી વાતોનો ભરમ મેલવીશું તેથી જે કોઇને વખત બે વખતે કાંઈ લાયક કામ માટે આ દરબારમાં આવવું પડે ત્યારે તે વાતમાં હું વજીરોની સલાહ પણ લેવશ નહી, નહી તો કે તેઓ પોતાની ખાનગી વાત મારીથી પણ છુપી રાખશે. વળી જો હું મારી દરબારના અનુભવી લોકો તથા લશકરના લડાયક સ્વારોની રોજી અટકાઉ નહી તો તેઓએ પણ નામદારી અને એઇજતી શું તે ઉપર ધ્યાન પુગાડવુ ઘટેછે માટે સઘલાઓએ દયા અને ઈનસાફથીજ વર્તવું અને ઇનસાફના કામમાં તો જરાએ ખાયકી વાપડવી નહી. ઈરાની રૈયતના જે કોઇએ મારી દરબારમાં નોકરી બજાવવાને કંમર બાંધી હશે અને જો તેઓ મારી શરમ રાખીને નોકરી બજાવશે તેઓ મારી પાસેથી ખજાનો પાંમશે તેમજ નરમાશવાલી વાતો સમજશે પણ જો મારો કોઇપણ નોકર ગેરઇનસાફ વાપડશે તો તે દાનાવ અને યજદાનપ્રેસ્ત ગણાવાને બદલે તેઓ જે કાંઇ બુરાઇ કરશે તેની સજા પાંમશે અને તેવા ઘાટકી શખ્સની કોઇ દયા પણ ખાશે નહી. માટે તમો મારી ધાસ્તી રાખ્યા વગર તમારાં દિલને પાક યજદાંનના હોકમ પ્રમાણે ચલાવજો. કારણકે પાદશા-હોનો પાદશાહ પણ તેજ છે અને તેજ જેહાનને નિભાવનાર, ફતેહમદ અને હોકમ આપનાર છે. તેજ સાહેબ તાજને અને સુરજ ચદ્રને દીપાવનાર તથા આપણુને ઇનસાફનો માર્ગ દેખાડનાર છે. તે જેહાનનો પાદશાહ તેમજ દાવ-રોનો દાવર છે અને સૌ કોઇની વિચારશકિતથી પણ તે બાલાતર છે. તેજ દુન્યા, જમાનો અને આસમાનને પેદા કરનાર છે અને તેણેજ જીવ બક્ષ્યો છે અને દિલમાં દયા મુકી છે બુલંદ તાજ તખતનો સંભાળનાર તેજ છે અને તેણેજ પોતાની બંદગી કરવાનું ફરમાન આપેલું છે તમો મારા તરફ મોહોબત દેખાડી તમારાં દિલને દીપાવતા રેહેજો અને દુસમનોના દિલ તથા આંખને મારો હોકમ થતાં વિંધી નાખજો. તમામ તનદરાસ્તી તેજ સાહેબના હોકમથી મલે છે અને તેનાજ હોકમ હેઠલ તમામ ભલાઇ શમાયલી છે. જમીનથી તે ઉપરના સાતે આસમાન તથા હવા, આતશ પાણી અને ખાક એ સઘલાં તે સાહેબનીજ હસ્તીની ગવાહી પુરે છે અને તેઓ તમારાં રવાનને તેની સાથની દોસ્તીનું જોડાન કરી આપેછે. તેથીજ તેના હોકમ અને તેના સંબંધથી તેની સેતાયશ તથા બંદગી થાય છે."

જ્યારે નૌશીરવાને એ રીતનુ ભાષણ કીધું ત્યારે તે સમજી તેની રૈયત અજબ બની. તેથી તે સઘલાઓએ ઉઠી ઉભા થઇ તેની તારીફ કીધી અને તેને દાનાવોનો પાદશાહ એવો એલકાબ આપ્યો તથા જેહાનમા પણ તેનીજ વાતો ચાલી રહી.[1]

---

1 નોશીરવાનના રાજય અમલના સરૂવાતના ભાગમા ઈરાન અને રૂમ વચે જે લડાઈ ચાલી રહી હતી તેનો સુલેહથી નીવેડો આવ્યો હતો. અને પાદશાહ જસ્ટીન્યન તેમજ પાદશાહ નોશીરવાને ઈ. સ. ૫૩૨ મા જાવેદાન સુધીની સુલેહ માટેનો કોલકરાર કીધો હતો જેમાં રૂમીઓએ ઈરાનને ૧૧૦૦૦ રતલ સુનું ભરવા પણ કબુલ્યું હતું.

## નોશીરવાને પોતાની પાદશાહીને ચાર ભાગોમાં વેહેંચી નાખી અને તેણે પોતાના અમલદારો ઉપર ઇનસાફના ફેલાવા માટેનાં નામાંઓ લખ્યાં તે વિષે.

પછી નોશીરવાને પોતાના મુલકના ચાર ભાગો કીધા અને તેને આબાદ શેહેર કરીને નાંમ આપ્યા. તેમાં પેહેલુ નામદારોના દિલને ખુશ કરનારૂં નામીચુ ખોરાશાન હતુ બીજા ભાગમાં કુમ તથા બુજોર્ગોને જન્મ આપનારૂં મોટા લોકોનું મઠક ઇસ્ફાહાન કે જેની આમદાની આજર આબાદગાનના આતશકદેહને પુગતી હતી અને તે આતશકદેહને મોટી પડવીના લોકોએ એ શેહેર બંધ કીધું હતુ તે તથા અરમીનીઆથી તે અરદબીલની ભાગલ સુધીની જમીન હતી ત્રીજા ભાગમાં પારસ, હવાજ તથા પુર્વથી તે પશ્ચિમ સુધીનો ખજરનો ભાગ હતો. ચોઠામા ઇરાક અને રૂમની જમીન સમાયલી હતી. એ રીતની તેની આબાદ જમીનો હતી જે ઉપર તેની પાદશાહી ચાલતી હતી. આ સઘલા મુલકોના ગરીબ લોકો જેઓ પોતાના શરીરને મેહેનત આપી પોતાનુ ગુજરાન પાંમતા હતા તેઓને તે પોતાનો એકઠો થયલો ખજાનો ત્યાં એ રીતે વેહેંચી આપતો હોવાથી તેની જેહાનનું લોક તારીફ ગાતું હતું. નોશીરવાનની આગમચના વધારે ઓછો દમામ ભોગવી ગયલા જે કોઈ પાદશાહ થઈ ગયા હતા તેઓ તો ખેડેલી યા વગર ખેડેલી જમીનની મેહેશુલનો ત્રીજો યા ચોઠો ભાગ ભોગવતા હતા. પણ કોબાદે તખતે આવી મેહેસુલ તરીકે તેનો દસમો ભાગ કીધો હતો. તેની ગરીબોની સ્થીતી સુધારવાની મરજી હોવાથી તે લેતી મેહેસુલને દસમાં ભાગથી પણ ઓછી કરવા માંગતો હતો પણ જમાનાએ કોબાદને તેમ કરવાનો વખત આપ્યો નહી. માટે (ઓ વાંચનાર!) તું પણ આ દરીઆ (જેવી દુન્યા) માં મગર (મોત) થી નચિંત રેહેતો ના. જ્યારે એ તાજ લાયક કસરાને હાથ ગયુ ત્યારે તેણે તો આ દસમા ભાગ જેટલી મેહેશુલ પણ માફ કરી નાખી. આથી દાનાવો, સરદારો, બુજોર્ગો, ભણેલાઓ, મોબેદો તથા બીજા ખંડયા રાજાઓએ એકઠા મળી દોરડાંથી પોતાની જમીન માંપીને ખેડુતો દલગીર નહી થાય એવી રીતે તેઓએ પાદશાહ માટે અમુક ભાગનો એક એક દીરમનો કર મુકરર કીધો. વળી જેઓ પાસે ખેતી કરવાને બીયાં કે ઢોરો નહી હોય તેઓને તેણે તે સઘલું પાદશાહી ખજાનામાંથી મેલવવાની છુટ મુકી કે જેથી જમીન ખેતીવાડી વગર વેરાન પડે નહી. વળી જે જમીન ખોડાયલી નહી હોય તે માટે કોઈની જબરદસ્તી પણ હતી નહી. એ રીતે આગલા

સઘલા ( જુલમી ) રેવાજો નાશ પામ્યા. ખજુર, દરાખ અને બીજા પાકોવાલાં ખેતરો ઉપર ૭ દીરમનો કર ઠેરવ્યો. ઓલીવ, અખરોત અને બીજો મેહેરંગાનના વખત ઉપર ૧ ઉતરતા પાકનો કર દસ દીરમનો ખજાનેખાતે ભરવામાં આવતો જેથી ખેડુતોને વર્ષની આખેરીએ કાંઇ દુખ ખમતુ પડતું હતું નહી. ખોરદાદ મહીનામાં ૨ ઉતરતા પાકની ચિજો તરફ તો કોઇપણ નજર કરતુ હતુ નહી ( યાને તેની મેહેશુલ લેવામાં આવતી હતી નહી )

ખેતીવાડીનો ધંધો નહી કરનારા પૈસાદાર લોકો જેઓને ખેતીની કે વાવનીની કદાકુટ હતી નહી તેઓ પાસેથી કર ઉઘરાવનારાઓ દર સાલ દસ દીરમ સુધીના કર લેતા હતા. આથી લોકો એકએક ઉપર જુલમ ગુજારતા હતા નહી એ ( દસ દીરમનો ) કર વર્ષના ત્રણ હફતામાં ઉઘરાવવામાં આવતો. દર ચચાર મહીને એ કરનો હીસ્સો પાદશાહી દફતરખાનામાં જમે થતો અને તે માટે પાદશાહે મેહેતાઓ અને નોકરોને રાખ્યા હતા, જેથી કોઇને પણ ગણત્રી કરવાની કદાકુટ રેહેતી હતી નહી. એ મુકરર કરેલી મેહેશુલ તથા કર ત્રણ દિવસની મુદતમાં મોબેદોને ભરી દેવામા આવતો. પેહેલુ જે કર ખજાનચીનને ભરવામાં આવતો તેનો ઉપજ નીપજનો વહીવત વજીર પોતે કરતો હતો. બીજુ મુલકેમુલકના અમલદારો અને સરદારોને પણ એ કર ભરી દેવાનું મુકરર કીધું હતું. ત્રીજું જે કોઇ નેમેલા મોબેદ આગળ કર લેઈ જતો તે કર અને મેહેશુલની ગણત્રી પણ તેજ મોબેદ રાખતો હતો. તોલ, મેહેશુલ અને ખેતીવાવણીનું ત્યાં જે કાંઈ કામ થતું તે એ પાદશાહનાજ હોકમ મુજબ થતું હતું. વળી પાદશાહથી તેના નોકરોની ખુબી ખામી છુપી રહે નહી તે માટે તેણે જેહાનમાં સઘળે ઠેકાણે અનુભવી લોકોને મોકળી આપ્યા હતા. એ રીતે તેણે તમામ જમીન ઉપર ઇનસાફ પાંહરી નાખ્યો હતો અને તેણે તમામ વેરાન જગ્યાઓને પણ આબાદ બનાવી હતી જેથી ગરીબો તેમજ તવંગરો જંગલમાં પણ નચિંતે સુઇ શકતા હતા. અને મેઢાં તથા વરૂઓ એકજ ઓવારેથી પાણી પીતાં હતાં.

એ બાબે તેણે મુલકેમુલક જે હોકમનામાં લખ્યા હતાં તે હુ વિગતે જણાઉ તો તે તુંને પસંદ પણ પડશે. એ નામાની શરૂવાત એવી કરવામાં આવી હતી કે, "યજદાનપ્રસ્ત શાહાનશાહ નોશીરવાન જે કોબાદના ઝાડની એક ફળદ્રુપ શાખા છે અને જેણે પોતાને માથે બુજોર્ગીભર્યું તાજ પેહેર્યું છે

---

૧ મેહેરંગાન એ ઉનાલાની આખેરીનો અવસર ગણાતો હતો.

૨ ખોરદાદ મહીના એ ઉનાલાનો એક મહીનો ગણાતો.

તેના નામથી હું સરુ કરૂં છું. નોશીરવાન કે જેને ઇનસાફી યજદાંએ ખોરેહ બક્ષ્યુ છે અને તેનાથીજ દરેક જમીન અને દરેક મુલક આબાદ બન્યા છે, તેની તરફથી હમારો કર અને જગાત ઉઘરાવનારા અમલદારો તથા હમારા તાજ અને દમામને ફાયદો આપનારા નોકરો ઉપર તેઓના અંદાજા મુજબની હમારી દુવા ઉતરજો અને જેઓ હુનર તેમજ ખાનદાન ધરાવતા હોય તેમાં પણ વધારો થજો હમે એ નામાની સરૂવાત કરીએ તે આગમચ હમો જેહાનના પેદા કરનારની તારીફ ગાઇશુ તમો તે શખ્સોને અકકલમંદ અને ડાહયા સમજજો કે જેઓ જેહાનના પેદા કરનારનો ઉપકાર માનતા રેહેતા હોય તથા તેજ સાહેબ આપણાથી કાંઇપણ હાજત વગરનો છે અને તેની આગળ તમામ ભરમ ખુલના છે એમ સમજતા હોય જેને તે નામદારી આપવા માગતા હોય છે તેને તે પેહલાં હાજત વગરનોજ બનાવે છે. તે કે જે પોતે ઇનસાફનો સાહેબ છે અને જે દરેક મોટાઇ પામેલા શખ્સથી પણ વધારે મોટાઇવાલો છે તેણે મને તમારો ઇનસાફ કરવા ફરમાયું છે. એક પાદશાહ તેમજ ફકીર યજદાંન આગળ જઇ પુગતાજ સરખા છે તેથી કોઇ પણ શખ્સને માટે તેની બંદગી કરવા જેવુ કામ બીજુ કાઇ નથી તે સાહેબની હસ્તીની ગવાહી પાતાલથી તે આસમાનની બુલંદી સુધી તથા કાલી ધુલની રજકણથી તે સુરજ સુધી અને એક કીડીના પગમાંથી પણ જાહેર થાય છે અને આપણે તેના બંદાઓ અને તે આપણો પાદશાહ છે એમ જાહેર થાય છે. આપણને સચાઇ ઉપર ચાલવા સિવાય તેણે બીજું કાંઇ ફરમાવ્યુ નથી, કારણકે જુઠાઈ અને ઠગાઇ ફકટ દેવોજ વાપડેછે. જો મારે હાલે આ બોહોલી જેહાનમાંથી ફકટ બાગ, મેદાન અને મેહેલ સિવાય બીજું કાંઇ પણ આવ્યુ હતે નહી તોપણ હું મારી આંખોને દરેક કામમાં ખુલ્લી રાખતે અને મારૂં દિલ ઇનસાફ અને દયા સિવાય બીજું કાંઇ ચાહતે નહી. પણ હાલે પુર્વથી તે પશ્ચિમ સુધીની તમામ બોહોળી જમીનની તથા કાલી ધુલથી તે પ્રકાશતા સુરજ સુધીની પાદશાહી તે પાક યજદાંને મને આપી છે તો હરેક કામમાં કરદા ચેહેરા સાથે ઇનસાફ આપવા અને દયા દેખાડવા સિવાય મારે બીજુ કાઇજ કરવુ જોઇતું નથી. જો એક ભરવાદ કમઅકકલી હોય અને તેની પાસે મોટું મેદાન બરીને ગોસ્પંદો હોય તોપણ તેના ગોશપંદમાનુ એક પણ વરૂથી બચી શકે નહી. માટે પ્રકાસ્તા દિવશે કે રાતે સુવાને વખતે મારી રૈયત ઉપર, ખેડુતો ઉપર, આતશની સંભાળ કરનારા મોબેદો ઉપર, જમીન ઉપર કે દરીયામાંના વાહાન ઉપર, તરોતાજગીવાલા વેપારીઓ ઉપર તથા અત્તર અને કસ્તુરીથી મઘમઘતા પૈસાદારો ઉપર વાકાં આસમાન ઉપરનો સુરજ દયા અને ઇનસાફ દેખાડયા વગર તપે નહી એમ તમો કરજો. આ

ખાનદાન તથા વંશાવલી એજ પ્રમાણે ચાલુ રેહેવાં જોઇએ અને એજ રીતે દીકરાએ બાપનું તાજ મેલવવું ઘટે છે. ઇનસાફ અને ખુબી સિવાય જેહાનમાં બીજું કાંઈ થવુ ઘટતું નથી જેથી એક ખુણે પડેલો પણ જાહેરાતમાં આવી શકે. હવે હમોએ તાજ અને તખત માટે તમામ જેહાનમાંના ખેતરો અને ઝાડો ઉપર કરો મુકરર કીધા છે માટે તમોને આ નામું પુગતાજ તમો ઉપર હોરમજદ ખુશનુદ રહે તેમ વર્તજો. જો કોઈએ ફરમાનથી એક દીરમ જેટલી પણ રવાદારગી કરશે અને જુલમ સાથનો એક દમ પણ ખેંચશે તો આ તાજ અને ઓરંગ બક્ષનારા પાક પરવરદેગારના સોગંદ લેઇને હું કહું છું કે, હું વેહેતી કરવતથી તેમની કમરને વેહેરાવી નાખશ. એ સિવાય તમો તમારી બુરી કરણીનું ફળ જે પરવરદેગાર તરફની શિક્ષા છે તે પણ પાંમશો. તેથી આ નામામાં લખેલા કાયદા કાણુનો તમો તમારી આગળજ ધરેલા રાખજો અને એ મુબારક કાયદા કાનુનોથી તમો કદી પણ ફરતા ના. આમાં ફરમાવેલો જે કરનો હીસ્સો છે તેમ તમો દર ચોમાસે ઇનસાફની રાહે ઉઘરાવજો. જ્યાં તીડોએ નુકસાન પુગાડયું હોય અથવા ઘણો તાપ પડયાથી સઘલો પાક કરમાઇ ગયો હોય અથવા તો આસમાનમાંથી તોફાન અને બરફનું વરસવુ થયું હોય અને તેથી ખેતરોના પાકને નુકસાંન પુગ્યુ હોય અથવા તો નોરોજ ટાંકણે વરસવું જોઇતું જાહાકલ પડયું નહી હોય અથવા તો વસતનો વરસાદ પુરતો પડયો નહી હોય અને તેથી ખુશનુમા ખેતરો સુકાઇને બીહામણા બન્યા હોય તો તમારે ત્યાંની ખેડેલી જમીનનો કર લેવો નહી પણ તેઓની જે વાવણી રદ ગઇ હોય અને તેઓની મેહેનત ફોકટ ગઈ હોય તેનો બદલો તમો તેઓને પાદશાહી ખજાનામાંથી આપજો. જે જમીનનો માલેક મલી આવતો નહી હોય અથવા તો તે મરી જવાથી તેના વારેસો મલતા નહી હોય તો તેની એ જમીનને તમો વેરાન પડવા દેતા ના. પણ તેને ઇરાનના શાહના આસરા હેઠલ ખેડેલીજ રાખજો. નહી તો આપણા દુશમનો આપણા ખજાના માટે ગીબત કરતા ફરશે અને એવાં એવાં બાહાણાઓને પકડવા માંગશે. માટે તેમ કરવા સારૂં જો પૈસાની અગત્ય પડે તો તેની વાણ કરતા ના. કારણકે પરવરદેગારે આપણને તે માટે હાજત વગરના રાખ્યા છે. માટે જો મારા ઓરંગ હેઠલની જમીન વેરાન પડશે તો તેમ કરનાર ઉપર મારી પાંખનો છાંયડો પડશે નહી. માટે મારા એ ફરમાનને જે કોઇ કામદાર હલકાં ગણાશે તો પછી તે નામદાર હશે કે મારો કમીનો નોકર હશે તેને હું જીવટો સુલીએજ લટકાવીશ. મારી આગમચ ઘણા બુજોર્ગ પાદશાહો થઇ ગયા જેઓના કામો જુદી તરેહના હતા અને તેઓના પણ ઘણા ભલા અને બુરા નોકરો હતા તેમજ તેઓનાં બારી સ્વાર લશકરો પણ હતાં. પણ તેઓની અક્કલને તેઓના નોકરોથી ફરેબ મલતો હતો અને

તેથી તેઓ પોતાના ઓહોલા ખજાના છતાં ધરાતા હતા નહી. પણ મારો ખજાનો તો ઇનસાફ છે અને માગ સીપાહો તરીકે ખેદતો છે. વળી હુ કાંઇ પૈસા એકઠા કરવા પણ ચાહાતો નથી હું તો જેહાનનો શુમાર કાઢી ઇનસાફથી કર મેલવવા માગુંછુ, અને ખાનદાની પુરૂપોની પીછાંણ કરવા ચાહુંછું. મારા ખજાના કરતાં હું મારા મુલકો અને તખત મેલવવા ચાહાતા દુશમનોને ચઢતાં ગણુંછુ. માટે જે સરદાર પૈસા બદલ એમ માણસોને વેચનો જણાશે તો તેવો શખ્સ મારી દરબારમા દાખલ પણ થવા પામશે નહી. માટે જેઓને આ દરબારની કદર વધારે હશે અને જે ઇનસાફી, દયાલુ અને કાયદા મુજબ ચાલનારો હશે તેનાજ ડાહાયા દિલના મારા નોકરો મારા વજીરોના મંડલ વચે ભેગા થઇ શકશે જેને નને તેઓની વાતચીતમાં જરા સરખો પણ જુદાઇનો કતરો માલમ પડશે તો ત્યાર પછી તેઓ મારી આગળ પ્રકાશ પામી શકશે નહી. હુ જુલમગારા તરફ દયા બતાવીશ નહી કારણકે તેવો એક જુલમગાર માણુસ અને વાઘ બેઉ સરખા છે તેથી જે કોઈ પરવરદેગારની રાહા સોધશે અને પોતાના કાલા જીવને અકકલના પાણીથી ધોશે તેનેજ આ દરબારમાં પણ માન મલશે અને તે મારા વજીરોને વાહાલો થઇ પડશે. માટે જેઓ એવાં બી વાવશે તેઓજ પાક પરવરદેગાર આગળ તેના બદલા તરીકે ખુશનુમાં બેહેસ્ત મેલવવા પાંમશે હમો પોતે તો આવી જાતની દોલત કે જેના શ્રાપથી રવાન ઉધુ પડે છે તેની હાજત રાખતા નથી જે દરવીશ લોકોનુ ગોસ્ત ખાતો હોય ( યાને તેઓ ઉપર જુલમ ગુજારતો હોય ) અને તેઓનાજ ચાંમડાં ઉપર બેશક ઉધરનો હોય તો તેવા પાદશાહ જે શરમ ધરાવતા નહી હોય અને જેઓ દીન અને રેવાજ મુજબ ચાલતા નહી હોય તેઓ કરતાં એક વાઘ ભલો ગણાય. હમારે માટે સચાઇનોજ માર્ગ ખુલ્લો રેહેજો. હવે જુદાઇ માટે બોલ્યા કરવું ફોકટ છે. જે કોઇ મારાં મોઢા ઉપર ઇનસાફ આપવાના ઢોગ કરશે અને એ વાત મારે કાને પડશે તો તે યજદાનને નાપસંદ રીતને માટે તેવો શખ્સ મારી આ દરબારમાં માનીતો બની શકશે નહી. માટે તેજ શખ્સ કે જે ઇનસાફ અને દયા સાથે વણાઇ ગયો હોય તેના ઉપર પરવરદેગારની તેમજ હમારી દુવા ઉતરશે."

માટે ઓ પાદશાહ! જો તું ઇનસાફી હશે તો તારૂં નામ આ જેહાનમાં પણ યાદગાર બનશે અને જે પાદશાહ જમીનને ઇનસાફથી આબાદ કરશે તેની જાવેદાન સુધી દરેક શખ્સ તારીફ ગાશે. તેઓનેજ તું અકકલમંદ અને ડાહયા ગણજે કે જેઓ જેહાનના પરવરદેગારની શુકરગુજારી બજાવતા હોય.

# નૌશીરવાને બાબકને લશકરની કવાયદ લેવા ફરમાવ્યું તે વિષે.

તાજ તખત ધરાવનારા ખજાના અને લશકરથી પુર પાદશાહો વચે નૌશીરવાનથી વધારે ઇનસાફી કોઇપણ થયો નથી માટે એ નૌશીરવાનનું રવાન જાવેદાન સુધી તાજું રેહેજો. વળી મરદાનગીમાં, તાજ તખત વાપડવામાં અને ડહાપણમાં તેના કરતાં ચઢતો કોઇ થયો નથી એ પાદશાહનો બાબક નામનો એક હુશીયાર, ડાહયો અને ખુશ સ્વભાવનો વજીર હતો, જેને લશકરની કવાયદ લેવા માટેનો ઓધો બક્ષ્યો હતો. તેણે એ વજીરને પાદશાહી દરબાર સામે આવેલી ખોહલી જગ્યા કે જેનું મઠાલું પાદશાહી મેહેલ કરતાં પણ ઉચું હતું તે પસંદ કરી તેના ઉપર એક પાદશાહી ગલીચો પાંઠરી ત્યાં તમામ ઉપ્યોગી શખ્સોને લાવી બેસાડી પોતાના લશકર પાસે કવાયદ રમાદવાનો હોકમ કીધો. આથી બાબકના મેહેલમાંથી એક ઢંઢેરો બાહાર પડયો જે સમજવાને લોકોએ કાન ખેંચ્યા. તે ઢંઢેરો એવો હતો કે, "ઓ લઢાયક નામદારો! તમો સઘલા ઘોડે સ્વાર થાઓ અને માથે લોહાંની ટોપી પેહેરીને પાદશાહી દરગાહ તરફ ચાલુ મુકો."

આથી જે કોઈ પાદશાહનો પગાર ખાતા હતા તેઓ ગાવ્યાની ગુરજ સાથે અને બખતર પેહેરીને લશકર તરીકે ભેગા થઇ બાબકની દરગાહ આગળ એકઠા મળ્યા. તેથી લશકરથી ઉડી રહેલી ધુળથી હવામાં અંધકાર ફેલાયો. તે લશકર ઉપર બાબકની નજર પડતાંજ અને રાજ ઝુન્ડા સાથે હાજર થયલા નામદારોને જોતાંજ તે પણ પોતાના મેહેલમાંથી નિકળી સ્વાર થયો અને ત્યાં આવ્યા પછી તેઓને ત્યાંથી પાછા જતા રેહેવાનો હોકમ કીધો. એમ કરતાં કેટલોક વખત વહી ગયો અને એક દાહાડે સુરજ ઉગતાંજ પાદશાહી દરગામાંથી એક બીજો ઢંઢેરો બાહર પડયો કે "ઓ ઈરાની લશકરના ગુરજવાલા પેહેલવાનો! તમો સઘલા હથીયાર, કમાન તથા કમંદ ઓલવીને બાબકના મેહેલ તરફ જાઓ." આથી તે તમામ લશકર નેજા સાથે ટોપીઓ અને હથીયાર પેહેરીને ત્યાં આવી લાગ્યા જેથી ઉડતી ધુલથી હવામાં વાદલ બંધાયાં. આથી એકવાર ફરીથી બાબકે તે લશકરના પેહેલવાનોની તપાસ લિધી પણ તેઓ વચે પાદશાહનું પોતાનું ખોરેહ દિપતું નહી હોવાથી તેણે તેઓને ફરમાવ્યું કે, "તમો મેહેરબાની કરીને આજે પણ ખુશાલ અને ફતેહભર્યા તમારે ઘરે પાછા ફરો."

વળી ત્રીજીવાર પાછો ઢંઢેરો ફેલાવ્યો કે, "ઓ હુશીયાર અને દમામદાર નામદારો! તમો દરબાર આગળ હાજર થાઓ અને ત્યાં કોઇપણ સ્વારે

લોઢાંની ટોપી અને લશકરી હથીયારો વગર જવું નહી. એ રીતે દરબાર આગળ આવીને તમો હમુને કવાયદ કરી દેખાડો. જે કોઇ તાજ તરફ ચાહ ધરાવતા હોય તથા જેઓ દમામ, બુજોર્ગી અને ઉંચ નસીબ ધરાવતા હોય તેઓએ જાણવું કે એ કવાયદ લેતાં કોઇનો પણ સરોપરો રાખવામાં આવશે નહી અને હમારાં એ ફરમાન વિરૂધ આંખ વિચામણી કે રાખરખાવત રાખવામાં આવશે નહી." જ્યારે કસરાએ એ વાત સમજી અને બાબકના મેહેલમાંથી નિકળેલો એ ઢંઢેરો સમજ્યો ત્યારે તેણે હસીને પોતાનાં હથીયારો તથા ટોપી મંગાવી અને પોતાના શેહેનશાહી ઝુન્ડાને પણ ઉડતો કીધો. એ રીતે તેણે ત્યાંથી માથે લોઢાંની ટોપી પેહેરી તથા દિલ ઉપર રૂમી બખતર લટકાવી તથા તેના ગાઠો બંધાવીને અને હાથમાં ગાવ્યાની ગુરજ પકડીને તથા કંમરે ચાર તીરો ખોશી લેઇ, બાજુએ કમાન ઓલવી અને કંમરે સુનેરી કંમરબંધ બાંધીને તેણે દમામ સાથે બાબકના મેહેલ તરફ હંકાર્યું. ત્યાં આવતાં તેણે ગુરજને ખભાં સાથે અડડાવ્યો અને પોતાના પગ પોહોલા કરી ઘોડાને ઉશ્કેરી જમની તથા દાવી બાજુએ લગામ ફેરવી ફેરવીને દોડાવ્યો અને એ રીતે પોતાના હથીયાર ઉપરનો તથા સ્વારી ઉપરનો કાબુ બાબકને દેખાડયો. તેની એ તપાસ લેઈ બાબક ખુશ થયો અને પોતાની તપાસમાં એ પાદશાહ ખોરેહભર્યો જણાયો.

તેથી તે બોલ્યો કે, "ઓ પાદશાહ! તું ખુશ રેહેજે અને તારાં રવાનને તારી અકકલનો તોશો પુગતો રેહેજો. તેં તારા ઇનસાફથી તમામ જેહાનને સંગાર આપ્યો છે અને હમો તારા એવા ઇનસાફથી તુંને યાદ કરતા રહીશું. તારા ઇનસાફના માર્ગમાંથી તું ફરે નહી એવા હેતુથી તારા ગોલામે આવો હોકમ બાહાર પાડયો હતો. હવે તારા ધ્યાનમાં આવે તેવી રીતે તું ફરીથી તારા ઘોડાની લગામ જમની ડાવી બાજુ તરફ ફેરવી દેખાડ." આથી કસરાએ એકવાર ફરીથી પોતાના ઘોડાને ઉરાકેરીને દોડાવ્યો અને તેને જમની અને દાવી તરફ વીજલીની જડપે ફેરવી દેખાડયો. તે જોઈ બાબક અજબ બન્યો અને તેણે પરવરદેગારના શુકરાના કીધા. તે બોલ્યો કે, "ચઢતે દરજજેના સ્વારોની પડવી એક બે હજાર દીરમથી વધુની હોતી નથી પણ તું તો (તારી હુશીયારીથી) ચાર હજાર દીરમ ઉપર ચઢયો છે." પછી તે ઓધેદારે તે દરબાર આગળથી પોકારીને કહયુ કે, "આ નામદાર પાદશાહી સ્વાર માટે એક સારો લડાયક ઘોડો હાજર કરવો." શેહેનશાહ નોશીરવાન એ હોકમ સમજીને ખુબ હમી પડયો કારણકે તે પોતેજ જવાન શહાનશાહ તેમજ દોલતે પણ પુર હતો.

જ્યારે બાબક કવાયદ બરખાસ્ત કરી પાદશાહના તખત આગળ હાજર થયો ત્યારે તેણે તે પાદશાહને કહ્યું કે, "ઓ બુઝોર્ગીભર્યા પાદશાહ! તારા બંદાથી આજે કાંઇ હીમત થઈ હોય તો તે સચાઇ અને ઇનસાફને ખાતરજ મારાં દિલે તેવી હીંમત કીધી હતી માટે ઓ પાદશાહ! તુ કાંઈ મારી ઉપર ગુસ્સે થતો ના સચાઇની રાહે થયલાં કામ માટે તારે ગુસ્સે થવું ઘટતુજ નથી. જે શખ્સ એવા કામ માટે ગુસ્સે નહી થાય તેજ ખરો પવિત્ર શખ્સ ગણાય." પાદશાહે તેને જવાબ દિધો કે, "ઓ હુશીયાર શખ્સ! એ સચાઇની રાહાથી તું પણ કદી ફરતો ના જો તેં તારી પોતાની તરફજ આંખ વીચામણી કીધી હતે અને તારા સચઇની રાહે ચાલતાં દિલને તોડી નાખ્યુ હતે તો મારી આગળ તારી કીંમત ધુલ બરોબરની થતે અને મારે પોતાને માટે પણ મારૂં દિલ વિચારમાં પડતે કે લડાઇની સફ વચે હું કેવી રીતે લડી શકનારો છું." તેણે તે મોટી પડવીના પાદશાહને જવાબ દિધો કે "તારા જેવો નગીનો તારાં તાજ અને વીંટીએ પણ જોયો હશે નહી, અને તું પાદશાહના જેવો સંપુર્ણ સ્વાર તારાં પાદશાહી દીવાનખાના મધેના ચીતારોમા પણ ચીતારવામાં આવ્યો હશે નહી. તારી ઇચ્છા મુજબ ઉંચુ આસમાન ચાલતુ રેહેજો અને તારૂં દિલ ખુશાલ તથા શરીર નિરોગી રેહેજો."

નોશીરવાને પોતાના વજીરને જવાબ દિધો કે, "જેઓ બુઢા હોય તેઓ હમારા ઇનસાફથી જવાન બનજો. સાચી રાહ ચાલ્યા વગર એક પાદશાહની યાદગારી જેહાનમાં સચવાઇ શકતી નથી જ્યારે ત્રણ પાંચ દિવસના મુસાફરખાનમાંથી આપણો જીવ રૂધાઇજ જવાનો છે તો શા માટે મેહેનત અને લોભ કરીને ખજાનો એકઠો કરવો જોઇએ. ખજાનો આવવાથી તો આપણને આસાયશ પણ લેવા ગમતી નથી, તેથી ખાઈ પીને મોજ કરી લેવીજ સારી છે. જેહાનના કામથી હું વિચારમાં પડયો હતો પણ તે વાત મેં છુપી રાખી હતી તે વાત એ હતી કે શેહેનશાહી તાજ ભોગવ્યાથી તો તે સાથે મારા દુશમનો પણ બનશે અને મારી ચોબાજુએ હારેમન ફરી વલશે. તેથી હું મારા દિલ સાથે વિચાર કરતો હતો કે, હુ પણ તે વખતે ચોબાજુએથી લશકર બોલાવશ અને ફીનો લેનારાઓને મુલકોથી તેડાવી મંગાવશ." પણ ત્યારે મને વિચાર આવ્યો કે, લશકર કાંઇ પૈસા વગર એકઠું થવાનું નથી તેથી મને ખજાનોજ એકઠો કરવાની મેહેનત કરવી પડવાની. પણ તેમ કર્યાથી તો ગરીબોને નુકસાન પુગશે એવો વિચાર આવ્યાથી મને ખજાનો એકઠો કરવાનો તે વિચાર કાઢી નાખવો પડયો. પણ મને દિલમાં બીજી રીતનો છુપો વિચાર કરવો પડયો અને એવો વિચાર આવતાં તેને લંબાવા માંડયો. આથી મેં મારા પેહેલવાનો, સરદારો અને ડાહાપણવાલા વજીરો ઉપર તથા શેહેરેશેહેરના નામદારો અને

આપઅખત્યાર ઓધેદારો ઉપર નામું લખી વાલ્યું કે, જો તમો હુશીયાર અને ડાહયા હોવો તો તમો ગરીબોની તમારાં બચ્ચાં માફક પરવરશી કરજો અને તેઓને લડાઇના અસબાબ આપી મેદાનમા મોકલી તેમને હમારી તરફથી નામદારી મેલવતા શિખવજો હમારી ચહતી યા પડતીના વખતમા જો તેઓ લડાઇમા પોતાના હાથ, કે લગામ કે પાનડા વાપડી જાણે નહી તો તેઓને ઘટારત નથી તેઓએ તો આપણા દુશમનો સામે ગુરજ, શમશીર અને તીર કમાનથી લડી જાણવુ ઘટે છે હુનર વગરના જવાનો ધીક્કારને પાત્ર ગણાય, પછી તે આરશ[1] જેવાનો એક બેટા હોય તો શુ થયુ પરીણામમા શેહેરેશેહેર કવાયદ થવા લાગી અને તેથી લશકરના ખરચના પૈસા દરેક સરદારો પાસે એકઠા થઇ બચી રહયા છે. હાલે જ કોઈ આપણા ઉપર હુમલો લાવે તો એમજ જાણવું કે તે આ જેહાનમા મુવેલોજ છે એમ કીધાથીજ હાલે મારી પાસે આગળા પાદશાહો કરતાં લશકરી અસમાબ વધારે છે તેમજ વળી દીન અને કેળવણીમા પણ પુશકલ વધારો થયલો છે"

જ્યારે વજીરે પાદશાહની એવી વાત સમજી ત્યારે તેણે તેના તાજ તખતને દુવા દિધી જો જુદા જુદા મુલકોમાથી મેહસુલ આવતા ચાલીસ દિવસની ઢીલ થતી તો પાદશાહ પોતે લડાઇના અસબાબ સાથે ત્યા ચઢાઇ લેઈ જતો. એ રીતે તેણે ખજનાખાતાં તથા લશકરખાતાને ઉચી નાકે ચઢાવ્યું હતું અને તે પોતાનો વખત ખુશી ખુરરમી સાથે ગુજારવા લાગ્યો હતો

## નૌશીરવાને ઇરાનીઓને નશીયત દીધી અને બીજા પાદશાહોએ તેની સરદારી કબુલ રાખી તે વિષે.

જ્યારે ખોરશેદે પોતાનો પ્રકાસ્તો ચેહેરો દેખાડયો અને ફરતાં આસમાને બાગના દરવાજા ખુલ્લા કીધા અને કાલી રાતના જુલફાં બેમાલુમ થતાંજ ઘેરા રંગની ટેકડીઓ દેખાવા માંડી ત્યારે નૌશીરવાન હસતાં અને ખુશાલ દિલે તથા ખીલતાં નસીબે પોતાના તખત ઉપર આવી બેઠો. આથી દુન્યાના જે લોકો ઇનસાફ માંગવા ઇચ્છતા હતા તેઓએ તેની દરબાર તરફ ચાલુ મુકયું. ત્યાં પાદશાહે સર્વેને મોટે અવાજે કહયું કે, "પાક યજદાંન સિવાય તમો બીજા કોઇને તમારો મદદગાર ગણતા ના. કારણકે સર્વઆગાહ તથા રેહેનુમાઇ કરનારો એજ સાહેબ છે અને તેજ બધે જેહાનમાં આપણો હાથ ધરનાર છે. તમો

---

[1] એ આરશ માટે જુઓ ભાગ ૧ લાનો સફો ૪૫૨ મો તથા નોટ.

તાજ તખ્તથી કાંઈ ડરતા ના કારણકે દરેકને માટે આ દરબાર ખુલ્લી છે. દિવસે કે રાતે જે કોઈ અત્રે આવે તેણે પોતાની ફર્યાદ જાહેર કરવાને હોટ બંધ રાખવાની જરૂર નથી. જો હુ મીજલસ ભરી દારૂ પીતો બેઠો હોઉ અથવા તો દાનાવો સાથે વિચાર કરતો બેઠો હોઉ અથવા તો ચોગાન રમવામાં યા શેકાર કરવામાં રોકાયો હોઉં તોપણ તમારે માટે મારી આગલ આવવાનો રસ્તો ખુલ્લો છે. હું ઉંઘાયલો હોઉ કે જાગતો હોઉ, કામ કરતો હોઉં કે મજાહ ભોગવતો હોઉ, તોપણ આ દરબારમાંથી પોતાની ઇચ્છા પાર પાડયા વગર કોઇએ પણ પાછુ ફરવુ નહી, અને કોઈએ પણ મારીથી દુખી બનીને સુવા જવું નહી. જુલમ ખમેલાઓના દુખો હું ટાલુ તોજ મારૂં દિલ પણ ખુશ રહી શકશે. મારા નોકરો, લશકર કે મારા હજુરીઆઓમાનો કોઇપણ દુખી દિલે સુવા પામતુ ના, કારણકે તેમ થયાથી તેને પોહોંચેલાં દુખથી મનેજ નુકસાન પુગે. જો હુ જરાસરખી વાતથી પણ અજાણ રહુ તો તે માટે પરવરદેગારતો મનેજ સ્વાલ કરશે મેં જે કાઇ કરો અને મેહેશુલો નક્કી કીધી છે તે મુજબજ મારા દીવાનો કામ બજાવ્યા જશે અને કોઇપણ તમારી પાસેથી તે મુકરર કીધેલી રકમથી વધુ સુનું યા રૂપુ માંગશે નહી. માટે તમો મારો ડર રાખીને કદિપણ સુવા જતા ના."

આથી તેની દરબારમાંથી આફરીનના પોકારો નીકલ્યા જે જમીન ઉપરથી સુરજ સુધી સંભળાવા લાગ્યા કે, "નૌશીરવાન પોતાના ખોરેહ સાથે કાયમ રેહેજો, અને તે પોતાની આખી જીદગી શેહેનશાહી તાજ સાથનીજ ભોગવજો. તેની નામદારીભરી પાદશાહી કોલાહ તથા આ તાજ તખત તેના વગરનુ ખાલી પડતું ના." પછી તેઓ ત્યાંથી ખુશ બની પાછા ફર્યા અને આ જમીન અરમ[૧]ના બાગ જેવી ખુશનુમા બની જેહાનમાં કોઇપણ દલગીર દેખાતુ હતુ નહિ અને વરસાદ પણ પોતાની ચોકસ મોસમે વરસતો હતો. તમામ જેહાન ખુશનુમા બેહેસ્ત જેવી બની તેમજ વલી વાદલની વૃસ્તીથી બાગોમાં ગુલલાલા ખીલી રેહતા. મેદાનો, ખેતરો અને બાગો ચેરાગ માફક દિપી રેહેતા. બાગો તો સુરજ માફક પ્રકાસ્તા અને પડત જગ્યાઓ પણ બાગ જેવી બની રેહેતી.

પછી રૂમ અને હીન્દુસ્તાનમાં એ ખબર ફેલાઇ કે, "ઇરાન જમીન રૂમના ભરેલાં કપડાં જેવી ખુશનુમાં બની છે અને તે પ્રકાશતા માહાતાબ જેવી દેખાય છે. પાદશાહ પોતે પોતાના ઇનસાફથી અને લશકરથી સંગાર

---

૧ અરમ એ એક જાણીતા બાગનું નામ છે જે અરબસ્તાનના પાદશાહે બનાવ્યો હતો. એ બાગનું નામ પુર્વ તરફના કવીઓ વારંવાર વાપડતા જણાય। છે. જેઓ એ બાગને કુરાનમાં જણાવેલા બેહેસ્તના બાગ જેવો ચીતારે છે.

પાંમ્યો છે. કોઇથી પણ ત્યાંના લશકરની ગણત્રી થઇ શકતી નથી, અને જેહાનમાં તે પાદશાહ જેવો બીજો કોઇ પાદશાહ નથી. તેની સઘલી રૈયત ખુશાલ દિલની અને લશકરી ઓસબાબોથી સંગાર પાંમેલી છે. તેના લશકરના સઘલા નામદારો અને જેહાનને દીપાવનારાઓજ છે."

આવી ખબરોથી બીજા મુલકોના પાદશાહોના દિલ દુખી બન્યાં અને નોશીરવાન માટે તેમના રવાન કાલાં બન્યાં. તોપણ સિંધ, ચીન વિગેરે મુલકોમાંથી એલચીઓ ત્યાં આવતાજ રહયા અને તે પાદશાહની સઘલાઓ તારીફ કરવા લાગ્યા તેની સામે થવાની તેઓમાં શકતી નહી હોવાથી તેઓ પોતાનાં દિલને મેહેશુલ અને કર ભરીનેજ ધીરજ આપતા તેઓ પોતાના નોકરોને તઇયાર કરીને તેઓને એલચી તરીકે પઇસાની ઠલીઓ, સામન, સુનેરી ગુરજો અને કોલાહો સાથે તેની આગળ મોકલી આપતા એ રીતે તે એલચીઓ પોતાના સરદારો તરફના કરો અને મેહેશુલો સાથે તે જેહાનના પાદશાહની દરગાહમાં આવતા રેહેતા હતા તેથી તેની દરબાર પુશકલ પૈસાની ઠલીઓ અને બીજા સામનથી બેહેસ્તની માફક દીપતી રેહેતી હતી. એ પ્રમાણે આસમાનનુ લાંબો વખત સુધી એમ ફરવું થયુ અને તે ઇરાનના પાદશાહ તરફ મોહોબત ધરાવીનેજ ફરવા લાગ્યું.

## નોશીરવાન પોતાની પાદશાહીમાં ફરવા નિકલ્યો અને તેણે ઇરાન તથા તુરાનની સરહદો ઉપર દીવાર બંધાવી તે વિષે.

એક દાહાડો દાનાવ કસરાને એવો વિચાર આવ્યો કે, તે પોતાના મુલકમાં જરા ફરવા નિકલે અને ખુશનુમાં જેહાનમાં સઘલે ફરીને જે કાંઈ નહી જાણીતી બાબદો હોય તેથી વાકેફ થાય. તેટલા માટે તેણે ઢોલ વજડાવી ત્યાંથી લશકરને કુચ કરાવી, જે લશકર જોઈને ખુરશેદ તથા માહાતાબ પણ ગાભરા પડયા. પુશકલ લશકરના સુનાં, રૂપાં, જવેહરાત, સુનેરી કંમરબંધ અને સુનેરી ઢાલોથી તું કેહેશે કે હવે ખાનોમાં પણ સુનું, આબદાર જવેહેરાતો અને મોતીઓ કાંઇ રહયા નથી. તેણે નચિંત જીવે ખોરાશાન તરફ ચાલવા માંડયું અને તેણે લશકરને સાસાનીઓના રેવાજ મુજબ કુચ કરાવવા માંડી જે જે આબાદ મુલકોમાથી તે પસાર થતો ત્યાનાં મેદાનમાં તે પોતાની છાવણી નાખી તંબુઓ ઠોકાવતો અને પછી સરનાઇના અવાજ સાથે એક બાંગ્યા પાસે એવી મનાદી ફેરવાવતો કે, "ઓ જેહાનના પાદશાહની રૈયતના લોકો! તમોમાંના જે

કોઇને હમારીથી નુકસાન પુગ્યું હોય તેણે તે હમારીથી છુપાવવું નહી. પાદશાહથી બેચેન બનીને તમારે સુવું નહી અને તમારા જીવને વિચારથી બેજાર બનાવવા નહી."

એ રીતે ગુરગાન સુધી તેણે પોતાના લશકરને કુચ કરાવી અને ત્યાં તે પોતાના બુર્જોર્ગોનુ તાજ તખત પણ લેતો ગયો. તું જાણ કે તેણે ઇનસાફમાં જરાએ કમીપણુ દેખાડયુ નહી. એક પાદશાહને તો હુનર અને વિચાર શકિતનીજ અગત્ય રહે છે. પછી બુલબુલોના બોલવાને વખતે (યાને વસંતમા) તે ગુરગાનથી સારી અને આમુલ તરફ આવી લાગ્યો એ વખતે સબ્રલેના ખેતરો અને જંગલો ઝાડીઓ જેવા બનેલા લાગતા હતાં જેથી તે ઇરાની પાદશાહનુ દિલ પણ વિચારમાં ચકચુર બન્યુ હતુ. નોશીરવાન એક અરબ ઘોડા ઉપર સ્વાર થઇને ત્યાના જંગલમાંથી એક પાહાડ ઉપર ચદી ગયો અને ત્યાથી આસપાસના પાહાડો અને જંગલો તથા તેમા ઉગેલા ગોલાબ અને સમબુલના ફુલો તથા ઝરાઓ તથા ત્યાંના શેકારોને નીહાલ્યા પછી તે પરવરદેગારની તારીફના સખુનો બોલી પડયો કે, "ઓ ઇનસાફી સાહેબ! તુ પોતેજ જેહાનનો પેદા કરનાર, ફતેહમંદ અને જેહાનની પરવરશી કરનારો છે તુજ સુરજ અને ચંદ્રનો પણ પેદા કરનાર છે, તેમજ માણસોની રાહાનુમાઈ કરનારો અને તેમને માટે માર્ગ ખુલનારો છે. આની ખુશનુમા દુન્યા તેજ પેદા કીધી છે કે જેમાં આસમાનથી તે જમીન સુધાંમાં તારીજ હસ્તી માલમ પડે છે. તારા સિવાય જે કોઈ બીજાની પ્રસ્તેશ કરે તેના રવાનને તુ દોજખમાંજ પુરજે. ઈરાની યજદાંનપ્રસ્ત પાદશાહ ફરીદુને પોતાને માટે આવી રીતની આસાયશ લેવાની જગ્યા બનાવી હતી. તેમાની કેટલીક એવી તો સરસ અને દિલજીટ છે કે ત્યાંના પાણી પણ ગોલાબ જળ જેવાં છે અને ધુલ પણ કસ્તુરી જેવી પમડે છે."

એક અરજદારે તેને કહયું કે, "ઓ ઇનસાફી પાદશાહ! જો આ જગ્યાએથી તુરકીઓને પસાર થવા માટે માર્ગ હતેજ નહી તો આવી કીમતી અને ખોરેહવાલી જમીન ઉપરથી હમારાં દિલની ખુશાલી ખાલી થતે નહી. પણ અત્રે થતા પુશકલ ખુનો અને ધરપકડથી હમારી ગરદનને જરાએ ઉંચી કરી શકાતી નથી. હમારાં વધતાં ઓછાં જે કાંઇ ઢોરો, માણસો તથા પક્ષીઓ હોય છે તે પણ સલામત રેહેતાં નથી. ઇરાની રૈયતને મુલકે મુલક જે નુકસાન પુગે છે તેવું નુકસાન અત્રે સિવાય બીજું કેહે નથી. અત્યાર આગમચ એવી ઘણીએક લડાઇઓ અને કોશેષો થઈ છે. ત્યારબાદ વળી ખારજમમાંથી પણ તુરકીઓનો પસાર થવાનો માર્ગ બન્યો છે. હાલે અત્રેથી જે કાંઈ ગામડયાઓ કે વેપારીઓ બાહાર પડે છે તેઓને પોતાના ડોકાં ગુમાવવાં પડે છે. માટે તું અત્રે

એક લશકર લાવીને રાખ અને હમુને પુગતું નુકસાન દૂર કર અને તેઓનો માર્ગ અટકાવ. એમ કર્યાથી તારો જે ખજાનો વધ્યો જાય છે તે ઘટવાનો પણ નથી. માટે હમારી ઉપર તારે એ બક્ષેશ કરવી ઘટેછે."

ફર્યાદ કરનારાઓની આવી વાત સમજ્યાથી પાદશાહે પોતાની આંખો-માંથી આંસુ પાડયાં અને તેણે તુરતજ પોતાના વજીરને કહ્યુ કે, "આ જે ભારી કામ સામું આવી પડયુ છે તેને સેહેલ બનાવવુ ઘટે છે. ત્યાં સુધી આપણને મોજમજાહ કરવી ઘટતી નથી. કારણકે હુ પોતે તાજથીજ પરવરેશ થયલો છું. તેથી આપણી તરફથી કાંઇ જુલમ ગુજરે અને આપણે ખુશાલ રહીએ અને આ ગામડીયાઓ દલગીર રહે તો તે વાત પરવરદેગારને પસંદ પણ પડે નહી. આ આવો પાહાડ અને પેલુ ઓહોલું જંગલ કે જેમા સઘલા બાગો અને મેદાનો આવેલા તે સઘલાં વળી ગાય દોરો. શેકારો અને ઝરાઓથી ભરેલાં છે. આપણું રવાન પણ એ જગ્યા જોતાજ ખુશ થાયછે. તેથી આપણને આવી ફળદ્રુપ જગ્યાને તે તુરાનીઓથી વેરાન બનવા દેવી ઘટતી નથી અને ઇરાનના મુલકોનો નાશ તેઓને હાથે વાલવા દેવો ઘટતો નથી. એક પાદશાહે, દાનાવે કે મરદાનેમરદે એમ બને એવું ઇચ્છવુ પણ જોઈતુ નથી. તમામ ઇરાન જમીન વેરાન બનવાથી તો લોકો મારી તારીફ કરતા પણ અટકે."

પછી તેણે વજીરને ફરમાવ્યુ કે, "હીન્દ અને રૂમના આબાદ મુલકોમાં નામદારી ભોગવતા અને મુલકેમુલકોના બીજા દુરઅદેશ લોકો જેઓ આ કામ બજાવવામા ઉસ્તાદ ગણાતા હોય તેઓને તું પસદ કર અને પાણીમાંથી એક એવો ઉચો પુસ્તો ઉભો કરાવ કે જેનો પાયો ઘણોજ પોખાલ અને તેની ઉચાઈ દસ કમદ જેટલી હોવી જોઇએ છે. એ પુસ્તો પાણીની ઉંડાઈથી તે સુરજ જેટલી ઉંચાઈ સુધીનો પથર અને ચુનાથી બધાવ કે જેથી આ મુલક બંધીયાર બને અને ઇરાનીઓને દુશમનોથી નુકસાન પુગે નહી હવે તેઓમાંનો કોઇપણ દુખી રેહેવો જોઇતો નથી. માટે તેઓએ જે કાંઇ ગુમાવ્યું હોય તે તારે તીજોરી ખોલીને તેમને પાછું બક્ષવુ. ખેતીવાડી કરતા મારી રૈયતના દેહેકાનો કે ઉંચ તોખમના લોકોમાંના કોઇને પણ જરા સરખા પવનથી પણ દુખ થવુ જોઇતું નથી."

એ કામ એક બુઢા કારીગર વજીરે બજાવ્યું અને તેણે તમામ જંગલો આસપાસ દીવાલો બાંધી લિધી અને તેમાં મોટા લોટાંના દરવાજાઓ મુકયા, જેથી મેંઢાંઓ (રૈયત) વરૂઓ (દુશમનો)થી નચિંત બન્યા. વળી તેણે સઘળી સરહદો ઉપર ચોકીબાનો બેસાડયા અને એ રીતે તે પોતે નચિંત બન્યા પછી તેણે ત્યાંથી લશ્કરને આગળ હંકાર્યું.

# નોશીરવાને એલાનીઓ, બલુચીઓ અને ગીલાનીઓને સજા કીધી તે વિષે.

હવે નોશીરવાન દરીઆમાર્ગે એલાના તરફ આવી લાગ્યો, જ્યાંની જમીનને તેણે વેરાન અને પડત દિઠી. તેથી તેણે ત્યાંના આગેવાનોને ઠપકો આ'પો કે, "ઇરાનને તાલુકેના ગામો વેરાન રહે એ શરમ ભરેલુ છે. જો દુશમનો હમારી સાથે એવી રીતે વર્તે તો હમો તેમ ચાલવા દેવાના નથી." જ્યારે ઉગમનેથી સુરજ ઉગ્યો અને તેણે પોતાનો પ્રકાશતો સુનેરી કંમરબંધ બાહાર કાઢયો ત્યારે તેણે લશકરમાંથી એક દાનાવ, બોલકના અને લાયક એલચીને ચુંટી કાઢયો અને તેને કહયું કે, "તું બામદાદ થતાં અત્રેથી બાહાર પડ અને આ પેગામ અત્રેના લશકરના સરદારોને પુગાડ કે, 'મારે માટે જે જાહેર અને છુપી વાતો થાય છે તે હું મારા અનુભવી લોકોથી સમજું છુ. મારે માટે તમો એવું બોલોછો કે, 'કસરાની કોણ દરકાર કરેછે. હમો મુઠી ભરી ખાક જેટલી પણ ઇરાનની દરકાર કરતા નથી.' પણ હવે હમે તમારીજ આગળ આવ્યા છીએ અને અત્રેના મેદાનમાં છાવણીઓ અને તંબુઓ ઠોકયા છે. અત્રેના મેદાનો બોહોલાં અને પાહાડો ઉંચા હશે પણ તેમ હમારૂ લશકર તીર, ગુરજ અને કમંદ વાપડવાને લાયકનુંજ છે. તમુને ભરાઈ રેહેવા માટે અત્રે જંગલો અને કોતરો હશે અને વળી તમારીજ જમીન પણ પાહાડી હશે તોપણ હમે અત્રે પરદેશી જેવા હોવા છતાં લડાયક ગણાઇએ છીએ અને હમારી પાસે આ મુલકનું લશકર તેમજ પેહેલવાનો હશે પણ નહી તે છતાં હમો તમારી સાથે લડવાજ માંગ્યે છીએ."

આથી તે એલચીએ જઇને તેઓને ઇરાનના પાદશાહે કેવી તૈયારીઓ કીધી છે તેની ખબર પુગાડી જેથી એલાની રૈયતના બુજોર્ગો તેમજ ડાહયાઓ ત્યાં ભેગા મલ્યા. પણ એ રૈયતનો ધંધો હુમલો કરવાનોજ હોવાથી તેઓએ એ ઇરાની બાહાદુરોનો ઘણો વિચાર કીધો નહી. ઈરાનના સઘલા મુલકો પણ તેઓથી ડરતા રેહેતા હતા કારણકે તેઓ કોઈનાં પણ કપડાંચપડાં તેમજ સુનું રૂપું રાખતા હતા નહી. તોપણ એ વાત સમજી એલાનીઓએ પોતાના બાયડી છોકરાં તેમજ ઢોરોને ત્યાં ન રાખતાં તેમને જંગલમાં લેઈ જઇને સતાડયાં. જેહાનના પાદશાહના એલચીએ તેનો જે કાંઇ પેગામ હતો તે તેઓને પોહોચાડતાંજ તે એલાની નામદારોના ચેહેરા ઉપર ગમગીની ફેલાઈ અને તેઓના દિલમાં નોશીરવાનના એવા કેહેણથી ધાસ્તી બેઠી. આથી તે મુલકના સઘલા બુજોર્ગો મોટી મેહેશુલ અને કર સાથે તથા કપડાં, સુનું રૂપું તથા મોટી કીંમતના પુશાકલ ઘોડાઓ વિગેરે બીજો સામન લેઇને તેઓ વચે જે બોલકના અને દાનાવ

બુજોર્ગો હતા તેઓની સાથે સઘલા નૌશીરવાન આગળ હાજર થયા અને પોતાથી બનેલા બનાવો માટે ખેદ જાહેર કીધો તેઓએ હદીઆ તેમજ નેશાર કરવાની ચિજો સાથે પાદશાહની છાવણી આગળ આવી લાગતાંજ આંખોમાં આંસુઓ લાવી રૂદન કરવા અને ધુલમાં આલોટવા માંડયું. જો એ બાધુરો પોતે અકકલમંદ હતે તો તેઓને આવી શરમીંદગી પુગતે પણ નહી અને માફી ચાહાવાની અગત્ય પણ રેહેતે નહી. તોપણ એ ડાહાપણવાલા પાદશાહે તેઓને માફી બક્ષી અને તેણે તેઓનો ગુનાહ માફ કીધો.

પછી તેણે તેઓને હોકમ કીધો કે, અત્રે જે કાંઈ વેરાન બન્યું હોય અને જ્યાં જ્યાં વાઘો અને સિંહોના રેહેઠાણો બન્યા હોય ત્યાં તમોએ જલદીથી કોટ સાથનું એક શેહેર બનાવવું અને તેમાં ખેતરો અને બાગો પણ બનાવવા. વળી તેમાં એક ઉંચો કીલ્લો પણ બાંધવો કે જેથી દુશમનોથી એ શેહેરને કાંઇ નુકસાન પુગે નહી." તેઓએ એ નામદાર પાદશાહને જવાબ દિધો કે "હમો તો કાનમાં કડી સાથના તારા ગોલામો જેવા છીએ. માટે તારા ફરમાવ્યા મુજબનુંજ હમે કામ બજાવીશું અને અત્રે કીલ્લા સાથની એક નામીચી જગ્યા બનાવીશું."

આથી પાદશાહે પોતાના લશકરને ત્યાથી કુચ કરાવી અને હીંદુસ્તાન તરફ જઇ ત્યાં કેટલોક વખત થોભ્યો. ત્યાંના લોકો પણ તેના ફરમાવ્યા મુજબ તેને સામે મલવાને આવ્યા અને સર્વેએ પોતાના જીવનો બચાવ સોધી લિધો. હીન્દી માહાસાગરથી તે બે માઇલના છેટા સુધી તેના માનમાં સઘલે દીરમ, દીનાર, ભરેલાં કપડાં, હાથીઓ અને ઘોડાઓજ તૈયાર રેહેતા. ત્યાંના સઘલા બુજોર્ગો સાફ દિલે અને તેની નેકખાહી કરતાજ તેને સામે મલવાને આવ્યા. આથી કસરાએ પણ તેઓની ખેરઆફીયત પુછી અને તેમને માનથી નવાજીને ઘટતી જગ્યાએ બેસાડયા.

પછી ત્યાંથી ખુશ બનીને પાદશાહ આગળ વધ્યો જેથી તમામ જમીન તેની સાથના ઘોડાઓ, હાથીઓ અને લશકરથીજ ભરાઈ ગઇ. એ પ્રમાણે તે આગળ વધતો હતો તેટલામાં તેને ખબર મલી કે, "ત્યાંની જમીનને બલુચીઓએ વેરાન બનાવી છે અને તેઓએ ચલાવેલી કટલ, લુટ અને ખુનામરકીથી ત્યાંની જમીન ઉપર લોહીની નદી વહેછે. વળી ગીલાનમાંતો એથી પણ વધારે ખરાબી થઈછે અને લોકોની બદ દુવાથી ત્યાંની જમીન ઉપરથી દુવા પણ નાહાસી ગઇછે." આવી ખબર સમજ્યાથી નૌશીરવાનનું દિલ ગમગીન બન્યું અને તેની ખુશાલીમાં આ ગમ ભેલાયો. આથી તેણે ઇરાનીઓને કહયુ કે, "એલાન અને હીન્દના મુલકો તો આપણી તલવારની ધાસ્તીથી રેશમી

કપડાં જેવા ખુશનુમા રહયા છે પણ આ લોકોના મુલકો આપણને પસદ આવતા નથી અને જેમ સિહથી મેઢાંઓને દુખ પુગે તેમ ત્યંના લોકોને આપણે દુખી જોઇએ છીએ."

ત્યારે એક શખ્સે પાદશાહને કહયુ કે, "ઓ પાદશાહ! બાગમાના કાંતાથી હેરાન થયા વગર કોઇ પણ ગોલામ મેલવી શકતો નથી તેમજ જ્યાં સુધી આ મુલક રેહેશે ત્યાં સુધી ત્યાં દુખ પણ ચાલુ રેહેવાનુ અને તુને તેની પુઠે પૈસાની બરબાદી કરવી પડવાની બલુચીઓના આવા કામોને લિધે તો લોકપ્રીય અરદેશીરે પણ અનુભવી બુઢાઓની સલાહથી કામ બજાવ્યુ હતુ પણ તેણે ગમે એટલા ઉપાયો અને ગમે એટલી યુકિત અને મેહેનત અજમાવી તથા લડાઇઓ પણ કીધી તે છતા કાંઇ પણ ફાયદો થયો નથી. જો કે એ વાતનો ઉપાય નથી તોપણ તું તો એ વાતમા તારી આગળ અરદેશીરને પણ ઢાકી શકેછે."

આથી તે ગામડયાનું આવુ કેહેવું સમજી પાદશાહ ગુસ્સે બન્યો અને તુરતજ બલુચીસ્તાન તરફ ઉપડી ગયો. ત્યાના ઉંચા પાહાડો આગળ આવી લાગતાંજ તે પોતાના લશકર સાથે સઘલે ફરી વલ્યો. તેનું લશકર તે પાહાડ આસપાસ એવી રીતે ફરી વલ્યું કે જેથી કીડીઓ તેમજ પવનનો માર્ગ પણ બંધ થઇ ગયો. તે પાહાડની કઢણથી તે વેરાણ મુલક સુધી સઘલે તે કીડી યા તીડાના ટોલાં માફકનું લશકર ફરી વલ્યુ. પછી એક બાંગીએ તે લશકર આસપાસ પાહાડો, મેદાનો અને જગલોમા સઘલે ફરી વલીને એ પ્રમાણેનો પોકાર કીધો કે, "આપણા તલવારબાજ લશકરના પેહેલવાનોને જે કોઇ બલુચી એકઠા યા છુટા મલે તો તેઓમાંના કોઇને પણ તમો છટકવા દેતા ના." પાદશાહની તેઓ ઉપરની એવી ખફગીથી જ્યારે તે ઇરાની લશકર વાકેફ બન્યું ત્યારે તે સ્વાર અને પાયદલ લશકરે તેઓનો સઘલો માર્ગ ઘેરી લિધો, જેથી તે બલુચીઓનાં બાયડી છોકરાં તેમજ તે લડાયક સ્વારોમાના કોઇ પણ બચ્યા નહી. જાણે તે ઇરાનીઓએ બલુચીઓ ઉપર જુલમ ગુજારવાનેજ માટે હાથમાં શમશીર ધરી હતી આથી તે બલુચીઓથી પુગતાં નુકસાંનથી હવે જેહાન નચિંત બની અને ત્યાં એક પણ બલુચી છુપાયલો કે જાહેરમાં ફરતો રેહેવા પાંમ્યો નહી. ત્યાંના પાહાડો ઉપર ચરતાં બકરાં મેઢાંઓ પણ ભરવાડ યા માલેક વગરના બન્યાં અને તે જગલમાના અને પાહાડની ટોચ ઉપરના બલુચી ભરવાડો પણ પોતાનાં ગોશપદો આગળ રેહેવા પામ્યા નહી તેઓ પાહાડો અને જંગલોને પોતાના રેહેઠાણ બનાવી ત્યાં જે મેહેનત ઉઠાવતા હતા તે પણ સઘલી બરબાદ ગઇ.

પછી નોશીરવાન ત્યાંથી ગીલાન તરફ ગયો. ત્યાંના ગીલાની અને દીલાનીઓની પણ તેને કશુર જણાતાંજ તેનુ લશકર ત્યાંના દરીયાથી તે

પાહાડની ટોંચ સુધી ફરી વલ્યું જેથી હવા તેઓના વાવટાઓથી અને જમીન તે લશકરથી ઢંકાઇ ગઈ એ રીતે ગીલાનના મુલક આસપાસ પણ એ લશકર ફરી વલ્યાથી ત્યાંથી સુરજ અને ચંદ્રની રોશની પણ ઢંકાઇ ગઇ પછી તેઓને એવો હોકમ થયો કે "અત્રે ઇરાની બુર્જોર્ગોએ હવે એ મિંહો અને પરૂઓના પગલા પણ રાખવાં નહી." તેથી ત્યાં એવું બન્યું કે ત્યાંના તમામ મેદાનો અને જમીન ઉપર તેમની કટલ ચાલવાથી તે જમીન લોહીથી ધોવાઇ ગઇ. ત્યા પુશ-કલ ખુનામરકી અને નાશ ચાલી રેહવાથી મર્દો અને ઓરતોના રૂદનના પોકારો સમજાવા લાગ્યા. જગ્યે જગ્યે મુરડાંઓના ઢગલા પડેલા જણાતા અને ત્યાનું ઘાસ પણ માણસોના ભેજાઓથી ખરડાઈ ગયું હતું. આથી જે કોઇ લડાયક ગીલાનીઓ બચવા પામ્યા તેઓ વચ્ચે જેઓ ઇનસાફી અને હુશીયાર ગણાતા હતા તેઓ પોતાના હાથ બાંધી તથા પોતાના બાળકોને આગળ અને ઓરતોને પાછલ ચલાવી પાદશાહ આગળ રડતા રડતા હાજર થયા અને તેની આગળ ગોલામ માફક દુખી દિલે ઉભા એ રીતે બાંધેલા હાથો સાથે તેઓએ નોશીરવાનની દરગાહમા ભેગા થઇને દુખી દિલે એવી અરજ ગુજારી કે, "હવે હમો હમારી બુરી કરણીથી પાછા હટયા છીએ માટે હમારી ઉપરથી તું પાદ-શાહની નારાજી દુર કર હવેથી જે ગીલાનીઓ તું પાદશાહના દિલ દુખવશે તેઓના ડોકા હમો પોતેજ તેમના શરીર ઉપરથી દુર કરી નાખીશું, જે ફીતુરી-ઓના ડોકાં એકઠા થયલાં જોઇને તુ પાદશાહનુ દિલ પણ ખુશ બનશે"

જ્યારે પાદશાહે પોતાની દરબારમાથી તેઓના એવા પોકારો સમજ્યા ત્યારે તે જેહાનના પાદશાહે તેમના ગુનાહો માફ કીધા અને બનેલા બનાવોને દિલમાંથી કાઢી નાખ્યા તેણે ગીલાનીઓ અને દીલાનીઓ પાસેથી જામીન તરીકે બસો શખ્સો માગી લિધા, કે જેથી તેઓ હવે પછી કોઈ પણ ગુનાહ કરે નહી પછી તેણે તે ગીલાનીઓ વચે પોતાના એક પેહેલવાનને રાખ્યો અને ત્યાંનું કામ સઘલું પાર પડેલું જોતાજ તેણે ત્યાથી આગળ કુચ કીધી

## અરબ પાદશાહ મંજરને રૂમના કયસરે ગેરઇનસાફ કીધાથી તેણે નૌશીરવાનને ફરીયાદ કીધી તે વિષે.

પછી તેણે ગીલાનથી મદાયનનો માર્ગ ધર્યો તેનું ભારી લશકર ગણત્રી વગરનુંજ હતું. પણ માર્ગમાં તેને સામેથી તેજા સાથનુ એક ભારી લશકર આવતું જણાયું એ ભારી લશકરમાંથી એક સ્વારે વ ટોલ્યાની જડપે આવી પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી તેને એ પ્રમાણે કહયું કે, "તારી આગળ સામેથી અરબોનો સરદાર મંજર[1] આવે છે." એ મંજર પાદશાહ આગળ

---

1 મંજર એ અરબ પાદશાહનો ખેતાબ હોવો જોઈએ.

આવી લાગતાંજ ઇરાનીઓએ તેનો માર્ગ ખુલ્લો કરી આપ્યો પાદશાહે તેનાથી ખુશ થઇ તેની ખેરઆફીયત પુછી અને બોલ્યો કે "તારા દીદાર જોવાથી મારી ખુશાલીનો વધારો થયો છે." પછી જેહાનના અનુભવી મંજરે તેની આગળ મોહ્ડુ ખોલી રૂમ અને કયસર માટેની ફર્યાદ ફરવા માંડી. તે બોલ્યો કે, "જો તું ઇરાનના પાદશાહ હમો બાધુરોનો સંભાળનાર અને બચાવનાર હોય તો એ રૂમીઓ હમારી ઉપર પાદશાહી શા માટે ભોગવે અને તેઓ શા માટે હમો સ્વારોના મેદાન વચ્ચે સ્વારી કરે? જો તું પાદશાહ એ કયસરના તખ્ત ઉપર બેઠેલો હતે અને એવી પુશકલ બાધુરીઓ દેખાડતે તો તે વાજબી ગણાતે તું મોટી પદવીના પાદશાહના ત્યાંથી એવો હોકમ નિકળતાંજ હમુને કાંઇપણ ફર્યાદ કરવાની અગત્ય રેહેતે નહી. પણ એ રૂમી સ્વારોની ટુકડીઓ તો હમારી સાથે લડવાની કોશેશ કરતીજ ત્યા આવતી રહે છે."૧

મંજરની એવી ફર્યાદ સમજતાજ નૌશીરવાન કયસરના એમ માથું ઉચકવા માટે ઘણોજ ગુસ્સે થયો તેથી તેણે પોતાના લશકરમાંથી રૂમી બોલી સમજી શકે એવા એક હુશીયાર શખ્સને ચુટી કાઢયો અને તેને કહયુ કે, "અત્રેથી તું રૂમ પુગે ત્યા સુધી કોઇ આબાદ જમીન ઉપર પણ આસાયશ લેવા ટોભ્યા વગર કયસર આગળ જા અને તેને કેહે કે, 'જો તું હજી પણ અકકલ ધરશે નહી તો તારા મગજના આવા વિચારોનો બદલો જલદીથી પાંમશે. જો

૧ મંજરે રૂમની સત્તા સામે આવી ફર્યાદ ઉઠાવી તે આગમચ નૌશીરવાન આગળ રૂમીઓની આપખુદી માટે ઈટલીના રાજા વીટીજીસ અને આરમીન્યાના સરદાર બાસાસીસે પણ ફર્યાદો ઉઠાવી હતી. પણ નૌશીરવાન સાથે રોમનોએજ જાવેદાન સુધીની સુલેહ કીધી હતી તેમા કાંઇ ખલલ થાય નહી એવા હેતુથી તે રોમનો સામે માથુ ઉચકવાના અખાડા કરતો રેહેતો હતો રૂમીઓની મતલબ ઈરાન જેવા બલવંત રાજ્ય સાથે સુલેહ કરી પોતાની પશ્ચિમે આવેલા મુલકો તથા આફ્રીકાને વશ કરી પોતાની સત્તા વધારવાની હતી જેમા એ રાજ્ય ફાવ્યું હતું. ઉપલા રાજ્યના રાજાઓએ નૌશીરવાનને એવી ફર્યાદ કીધી હતી કે "જસ્ટીનીયનની નેમ આખી દુન્યા હાર કરવાની દીસેછે પણ તેના એ લોભ થોભાવનાર ઈરાન સિવાય બીજું કોઇ રાજ્ય નથી. તેણે ઈરાન સાથે સલાહ કરી સઘલે બગર ફીકરે લડાઈ પાંઠરી નાખી છે. તેણે આફ્રીકાના બેન્ડોલ લોકોને ફના કીધા છે મુરો ઉપર ફતેહ મેલવી છે. તેણે દોસ્તીના સાહયા લેઠેલ ઈટલીના ગોડ લોકોને ઠગયા છે." એ વિગેરે ઘણી એવી બાબદો દર્શાવી તેઓએ દેખાડી આપ્યું કે, "સરવાલે એ રૂમીઓ સઘલે એમ જીટ મેલવી ઈરાન સામે માથુ ઉચકવાનાજ. તારે હવે કોલ તોડયાથી ડરવાનું શું છે? કારણકે એ રોમનોએ ઈથીયોપીયન અને સારેસન લોકો સાથે દોસ્તી સોધીને તો ઇરાન સાથની કબુલાતો તોડી છે વિગેરે" આવી આવી અરજીઓથી આખરે નૌશીરવાનને રોમ સાથનો થયલો છેલ્લો કરાર તોડી તેઓની સામે લડાઇ જાહેર કરવી પડી હતી.

એક લડાયક સિંહ કોઇ ગોરખર ઉપર હુમલો કરે છે તો તે સિંહ તેના ગોસ્તના ખારાં પાણી વડે કબાબ બનાવી દેછે હવે તે મંજર ઉપર જેઓ ઇનસાફ મેલવ્યો છે તેજ પુરતો છે એમ સમજ કારણકે તેની બેઠક (પાયતખત) ગીધ ઉડે એટલી ઉચાઇએ આવેલી છે. તું તારે તારા જમના હાથથી તારી દાબી બાજુનાજ મુલકો છૂટ અને તે મુલકો તેમ છુટવા તારે માટે રવા ગણાશે.[1] હુ તે મુલકો અને જમીનો બક્ષનાર પાદશાહ છુ અને જેહાનમા બાહાદુર તેમજ સરદાર ગણાઉંછું. તેથી જો હું તેમ કરૂ તો તે મને ઘટતુ છે, પણ જો તુ એ મંજર ઉપર ફાવવા માંગશે તો હુ તેમ ચાલવા દેવાનો નથી. તેથી હવે જો તુ એ અરબો ઉપર કીનાનો વધુ હાથ લબાવશે તો તુ પોતાને આ દુન્યામાથી ગુમ થયલોજ સમજજે. બીજુ એ કે એ અરબસ્તાનની પાદશાહી મને પુગેછે અને ત્યાં આસમાનથી તે પાતાલ સુધી મારીજ સત્તા ચાલે છે[2] તેથી જો હું મારૂ લશકર રૂમ બાતે મોકલશ તો તારી પોલાદી તલવાર પણ મારી આગળ મીન જેવી બની જશે.'"

આથી તે કાસદ નોશીરવાન આગલથી વેહેતાં પાણીની જડપે નિકલેલો કયસર આગળ આવી પોહોચ્યો અને ત્યા તેનો પેગામ પુગાડ્યો તેથી તે કમબખ્ત કયસર તેના એવા ઇનસાફથી દુખી બન્યો. પણ કરેબ રમવા સિવાય તેણે તે કાસદને બીજો કાંઈ જવાબ દિધો નહી દુરથી તેની ચઢતીની પડતી આવેલી દેખાવા લાગી તેથી તેણે કાસદને કહયું કે, "એ કમઅકકલી મંજરને લિધે તારે તો મારી સાથે ઘટતી રીતેજ વાતો કરવી હતી. મંજરે તારી આગળ આવી જુઠી ફર્યાદ કીધાથી તુ મારી સાથે એમ બુરાઈ રમેછે. પણ હુ તો ખરો કે મારા નેજાવાલાં લશકરથી ત્યાંના એક નાકેથી તે બીજે નાકે સુધીના સઘલાં લોકોને હું રૂડન કરતાંજ બનાવશ. તેની ઉચાઇએ આવેલી જમીનને હું ભોંય સાથ કરશ અને ત્યાંના પાણી વગરના મેદાનોને હુ લોહીના દરીઆ જેવાં બનાવશ."

એ પેગામ સમજતાંજ તે કાસદ પવનની જડપે કસરા આગળ પાછો ફર્યો અને તેને કયસરની સઘલી વાત કહી સમજાવી. આથી કસરાએ ગુસ્સે

---

૧ નોશીરવાનને કયસરને એમ કેહેવાડવાનું કારણ એ કે જ્યારે જસ્ટીનીયને ગુરો અને ગોઠો ઉપર ફતેહ મેલવવા માડી ત્યારે તેવી ફતેહોથી એ રૂમીઓ ફુલી જાય નહી તે માટે નોશીરવાને પોતાનો ભાગ પાડવાની રોમનોને ફરજ પાડી હતી અને રૂમીઓને એવી છૂટો આગળ વધારવાની રજા આપી હતી ૨ રૂમીઓની મટલબ મંજર ઉપર એવી ફતેહ મેલવી તેને પોતાની તરફનો કરી લેવાની અને તેને ઈરાનની વીરૂધ બનાવવાની હતી

બની પોતાના વજીરને કહયું કે, "કયસરના મગજમાં અકકલ રહેલી લાગતી નથી. પણ હવે કોણનો હોકમ ચાલી શકે છે તથા મુલક મેલવવા, લડાઇ કરવી અને કોલકરાર કરવાનુ કામ કોણનુ છે તે હુ તેને દેખાડી આપશ એમ મગરૂરી કરતાં તથા વધારે મેલવવા જતાં તથા આવી કોશેશથી એમ લુટફાટ અને હુમલા કરવા જતાં તેને વધારે પસેમાન બનવુ પડશે અને રાત પડતાં પોતાના બન્ને હાથો તેને આતશમાં મુકવા પડશે."

પછી તેણે રણશીંગડા વજાડાવ્યાથી ચોબાજુએથી ત્યાં લશકર એકઠું થયું, અને ત્યાંની દરગાહમાંથી ઢોલ ઠોકતાંજ હવા દામર જેવી અને જમીન સીસમ જેવી કાલી બની. પછી તે નામદારીભર્યા લશકરમાંથી તેણે એક લાખ શમશેરબાજ સ્વારો ચુંટી કાઢયા અને તે ભારી લશકર મ જરને સોંફતા તેણે ફરમાવ્યું કે, "આ લડાયક લશકર પણ તું તારા નેજાવાલા લશકર સાથે રૂમ તરફ લેઇ જા, કે જેથી તે રૂમની જમીન ઉપર એ લશકર કીનાનો આતશ ફુકીને આગ સલગાવે કારણકે હું જેમ જવાન પાદશાહ છુ તેમ એવો કીનો લેવામાં પણ હું એક જવાન નામદાર ગણાઉ છુ. હવે તુ રૂમ કે રૂમીઓની કાંઇ ધાસ્તી કરતો ના, કારણકે મારે મનથી એ રૂમીઓ તો એક મુઠી ભરી ધુલ જેવા છે હુ હાલે તેની આગળ ઇરાનીઓ તરફથી એક બોલકના કાસદને મોકલી આપું છું કે જેથી તે હવે પછી તુને નુકસાન પુગાડવા આવશે નહી. હુ તો કયસર પાસે ફકટ રૂમજ રેહે એવુ જ પસંદ કરૂ છુ."

## રૂમના કયસર ઉપર કસરાએ નામું લખ્યું તે વિષે.

પછી પાદશાહે દરબારના નવીસંદાને ત્યાં બોલાવી તેને કયસર ઉપર એક નામું લખવા ફરમાવ્યું કે, "મુબારક તોખમના પાદશાહ નોશીરવાન કે જેણે જેહાનજીટ કએકોબાદની રસમને તાજી કીધી છે તેના તરફથી રૂમના બાહદુર કયસર કે જે રૂમના આબાદ મુલકનો સંભાળનાર તેના ઉપર. પછી એ નામાંની સરૂવાત કરતાં તેણે પરવરદેગારની તારીફમાં લખ્યું કે, "યજદાં સિવાય તું બીજા કોઇ પાસેથી મોટો દરજ્જો મેલવવા માંગતો ના. સુરજ અને ચંદ્રનો તેજ માલેક છે અને તેનાથીજ ફતેહ અને જોર મલે છે. લડાઇ કરનારથી તેમજ દાદ અને ઇનસાફ ચાહાનારથી ફરતાં આસમાનની મરજીથી ઉલટું ચાલી શકાતું નથી. તું રૂમનો કયસર ગણાતો હોય યા એક મોટો સરદાર ગણાતો હોય તોપણ તારીથી અરબો ઉપર કાંઇ પણ દાવો કરી શકાશે નહી. જો તુ મોંઢાંને વરના પંજામાંથી છોડવી લેવા માંગતો હોય તો તેમ કરતાં તુંને ઘણી

મુશકેલીમા ઉતરવુ પડશે એમ તારે જાણવું તેથી જો તુ મંજર સામે લડા કરવા લશકર મોકલશે તો હું તારાં લશકરને કે તાજ કે તખતને સલામત રાખ નહી કારણકે મારો એક નોકર થઇ એવી મગરૂરી કરે તો તેને હમારાથ તલવાર મારફતેજ તાબે સમજવો પડશે. માટે જો તું આપણી વચેના કોલ કરાર કાયમ રાખવા માંગતો હોય તો તું તારા મુલકમાંથી તારા પગને જર સરખો પણ બહાર કાઢનો ના એ મારા હોકમથી જો તું જરાપણ ફરશે તે હું તારા તાજ તખતને મારા પગ તલે કચડશ મારાથો જે કોઇ ગેરઇનસાફ અને જુલમ જોવા માંગતો નહી હોય તેવાઓ ઉપર હું તાજદાર જોરાવર પાદશાહની દુવા ઉતરજો."

પછી તે નામાં ઉપર પાદશાહી મોહર દાબવામા આવી અને પછી એક સ્વાર જે ઘટતી રીતે સાફ જબાનનો, જેહાનનો અનુભવી અને રોશન રવાનનો એક પેહેલવાન હતો તેને પસંદ કરવામા આવ્યો. પછી તે એલચી પાદશાહનુ નામુ લેઈ કયસર આગળ જઈ પોહોંચ્યો

## નોશીરવાનનું નામું કયસરને પુગતાં તેણે તેનો પાછો જવાબ મોકલ્યો તે વિષે.

એ એલચીએ કયસર આગળ આવતાંજ તેની તારીફ કરી તે નામું પુગાડયું અને કસરાના સઘલા વિચારો પણ તેને કહી સમજાવ્યા તેની એ વાત સમજતાંજ તથા તે નામુ વાંચતાંજ અ દરખાનેથી તે અજબ તેમજ દુખી બન્યો. પણ બાહુર કયસરે કસરાનુ કેહેન સમજતાંજ પોતાના ગાલો ફીકકા મારવા છતાં ભવાં ચઢાવ્યાં. પછી તેણે મુનશીને બોલાવી તેનો જવાબ લખાવ્યો અને તેમાં પોતાની ખુબી નેકી પણ દેખાડી દિધી. તેની કલમ કસ્તુરીની શાહીમાં બોલતાજ પરવરદેગારની આફ્રીન સાથે તેણે તે નામાંની સરૂવાત કીધી કે "ઉચું આસમાન બનાવનાર પરવરદેગારથીજ લડાઇ કે સુલેહ કે દયા મળી શકેછે. એજ સાહેબ જેહાનમાં કોઇને તાજદાર બનાવે છે, માટે કંમર બાંધીને તેનીજ નોકરી બજાવવી સારી છે. જો ફરતું આસમાન પણ તારા હાથ નિચે હોય યા તો શુક્રર સેતારાનું માથું તારી તલવાર નિચે નમતું હોય તોપણ તુ તારી દરબારની નોંધ તપાસ કે જેમાં રૂમી તોખમના પાદશાહોએ તમો કેઆની તોખમના પાદશાહોને કદી પણ ખંડણી આપી હશે નહી. જો તુ પોતે પાદશાહ હશે તો હું કાંઇ તારો નોકર નથી. હું પણ માથે તાજ પેહેરનારો છું અને મારૂં પણ પોતાનું રાજ્ય છે. તું મને તારા હાથી અને ઢોલ સાથે આવવાનો દમ ભરાવે છે તો તેથી હું તારાથી શા માટે ડરી જાઉ? હવે

તો હુ પોતેજ તારી પાસેથી ચોઠાઇ અને ખંડણી મેલવશ. કારણકે રૂમ સામે લડવા ઉતરવાની કોણુની હીમત છે? સીકંદરે ઇરાન આવી શું શું કરી બજાવ્યું હતું તે શુ તુને માલમ નથી? એ બાહુર સીકંદર પણુ હમારીજ તોખમનો હતો.¹ તલવારની એ વાત કાઇ છુપી નથી. ત્યારે તું હમારી ઉપર આવો દાવો શાનો કરે છે. જો તમોએ મને આગળ કાઇ પણુ નુકસાંન કીધું હોય તો તે તમારા જુલમનો વખત હવે વહી ગયો છે. હવે તે કાંઇ હમે ચાલવા દેવાના નથી. પણુ હમે હમારા નેજાવાલાં લશકર સાથે આ નાકેથી પેલે નાકે સુધી ધુલજ ઉડતી કરીશુ. તેથી નૌશીરવાન જો કરતા આસમાનની કુચી પણુ મેલવે તોએ તેની ખોરશેદ કાઇ તારીફ ગાવાનો નથી. શાહનશાહોને કોઇની પણુ નોકરી કરવા ઘટતી નથી, તે તો પોતાની સઘળી ઇચ્છા જેહાનમાથીજ પાંમી શકે છે"

કયસરે તે એલચીને કાંઇ પણુ કાંઠુ આપ્યુ નહી અને તેણુ મગરૂરીની ધુંધમાં કસરાની પણુ દરકાર રાખી નહી. એ નામા ઉપર મોહોર દાબતાજ કયસર બોલ્યો કે "મારા મદદગાર ઇસા અને કરૂશ થશે." આથી તે એલચી એક પણુ બોલ બોલ્યા વગર તેનો જવાબ એવો ગંભીર જોતાજ પોતે પણુ ગભીર બનીને ત્યાંથી ચાલી ગયો અને તે ઇરાનના પાદશાહ આગળ વટોલ્યાની જડપે આવીને તેને કયસરની સઘળી વાત કહી સમજાવી

¹ ફીરદોસીએ સીકંદરને રૂમી તોખમનો ગણ્યા છે પણુ એ સીકંદર તો એક ગ્રીક હતો અને ગ્રીસમા આવેલા મેસીડોન્યાનો રહીશ હતો જેથી તે હાલના રૂમીઓની તોખમનો ગણાય નહી હખામની પાદશાહો સામે ગ્રીસનુ રાજ વારંવાર માથું ઉચકતું હતું. તે ગ્રીસને પણુ ફારસી તવારીખનવેશો રૂમને નામે ઓલખાવી ગયા હતા તેમજ રોમનુ રાજ્ય સ્થપાયા પછી પ્રજાને પણુ તેઓ રૂમીઓને નામેજ ઓલખવા લાગ્યા હતા. તે વખતમા યુરોપની સઘળી પ્રજાઓને ફારસી તવારીખનવેશો રૂમીઓને નામેજ ઓલખી ગયા હતા

**તમામ થયું દફતર ત્રીજું.**